# ગૂજરાતનું પાટનગર

## અમદાવાદ

ગૂજરાત સાહિત્ય સભાની
પચીસીના મહોત્સવનો સ્મારક-ગ્રંથ
કુલ ૧૦૩ ચિત્રો સાથે

લેખક
રત્નમણિરાવ ભીમરાવ બી. એ.

પ્રકાશક
ગૂજરાત સાહિત્ય સભા અમદાવાદ

વિ. સં. ૧૯૮૫ કીમત ૬ રૂ. ઇ. સ. ૧૯૨૯





આ પુસ્તકની મુદ્રણરચના કરનાર તથા શરૂઆતનાં ચાર પાનાં, અંદરનાં ચિત્રો અને પૂઠું છાપનાર બચુભાઇ રાવત **કુમાર પ્રિન્ટરી**, ૨૭૦૭ રાયપુર, અમદાવાદ.

---

આ ગ્રન્થનાં પહેલાં ચાર પૃષ્ઠો સિવાયનાં બધાં પૃષ્ઠો
**આદિત્ય મુદ્રણાલય : રાયખડ : અમદાવાદમાં**
□ □ ગજાનન વિશ્વનાથ પાઠકે છાપ્યાં છે. □ □

---

પ્રકાશક: કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, પ્રમુખ ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ.
પહેલી આવૃત્તિ: પ્રત ૧૦૦૦. આ આવૃત્તિના સર્વ હક્ક પ્રકાશક સંસ્થાને સ્વાધીન.




દીવાન મોતીલાલ લાલભાઈ

(કચ્છના માજી દીવાન—અમદાવાદ મ્યુનિસીપાલીટીના માજી પ્રમુખ)

કૈલાસવાસી તીર્થસ્વરૂપ વડિલ

## શ્રી મોતીલાલ લાલભાઈ

અમદાવાદની હાલની સ્થિતિના પ્રમાણમાં એની શક્તિમાં રહેલું મોટામાં મોટું પદ એણે આપને આપ્યું એ અમદાવાદનો અને આપનો સંબંધ; આપના દૌહિત્ર તરીકે આપના સંસ્કારની છાયામાં ઉછરવાનો યોગ મને પ્રાપ્ત થયો એ આપનો ને મારો સંબંધ; સંબંધની એ પવિત્ર સાંકળના છેડાને અમદાવાદના ઇતિહાસના પ્રબંધની આ નાની કડીથી જોડીને આ ગ્રંથ આપનાં ચરણોમાં અર્પણ કરૂં છું.



# પ્રસ્તાવના

પ્રસ્તાવનાના ત્રણ જ હેતુ છે. એક ગ્રંથની ગોઠવણી અને પદ્ધતિની સમજુતી આપવી; બીજું લેખકની ખામીઓ માટે લેખકે વાંચનારની ક્ષમા માંગવી, અને ત્રીજું ગ્રંથમાં દરેક જાતની સહાય કરનારનો આભાર માનવો.

શોખના વિષય તરીકે ગૂજરાતની સંસ્કારિતાના ઇતિહાસનો સાધારણ અભ્યાસ અનુકૂળતા પ્રમાણે હું કરતો હતો. એવામાં ગૂજરાત સાહિત્ય સભાએ પોતાનો રજત મહોત્સવ ઉજવવાનું નક્કી કર્યું. અમદાવાદને ગૂજરાતની સંસ્કારિતાનું કેન્દ્ર બનાવવામાં સભાએ યોગ્ય મહેનત કરેલી છે એ વાત ધ્યાનમાં રાખીને અમદાવાદનો ઇતિહાસ રજતસ્મારક તરીકે બહાર પાડવો એમ એણે નક્કી કર્યું. સભાએ મને એ કામ માટે નિયોજ્યો. એનું આ પરિણામ છે.

ઇતિહાસ એટલે વસ્તુના શરીરનું સ્થૂલ વર્ણન કે બનાવોની નામાવલી નહિ, પણ એ વસ્તુના શરીર ઉપરાંત હૃદય વગેરે સૂક્ષ્મ વાતો અને શરીર ઉપરના અલંકાર વગેરે એના જીવનના સર્વસ્વનું જીવતું વર્ણન એ હવે જાણીતી વાત છે. જે જે અંગોથી વસ્તુનું આખું યે સ્થૂળ–સૂક્ષ્મ જીવન બંધાયું હોય છે એ સર્વેનું વર્ણન એ ઇતિહાસ. આટલી વાત ટુંકામાં ધ્યાનમાં રાખી આ ગ્રંથ શરૂ કર્યો છે. ઇતિહાસમાં કેવળ સૂકું નીચોવી કાઢેલું સત્ય જ હોય બીજું કાંઈ નહિ, એ માન્યતા પણ ખરી છતાં અધૂરી છે. શુદ્ધ સત્ય સાથે કવિતા ને સુતર્કથી યોજેલો અને પ્રતિપાદન કરેલો તત્ત્વાર્થ મળે તો જ ઇતિહાસ સંપૂર્ણ થાય.

આ ગ્રંથમાં શરૂઆતનાં પ્રકરણોમાં અમદાવાદનો પ્રાચીન કાળથી આજ સુધીનો ઇતિહાસ આપવા પ્રયત્ન કરેલો છે. એના જીવન, શણગાર વગેરેનું વર્ણન જૂદાં જૂદાં પ્રકરણોમાં કરેલું છે. સિક્કા, ઉદ્યાનો, વહીવટ, પરાં, મ્યુનિસીપાલીટી, કેળવણી, આરોગ્ય અને શરીરવિકાસ વગેરે માટે જૂદાં પ્રકરણો છે. અમદાવાદમાં થએલા મહાપુરુષોનાં વર્ણન છેવટના ભાગમાં કર્યાં છે. વિસ્તાર વધી જવાથી એમાં મુદ્દાની ટુંકી વાત જણાવી બાકીનું ઘણું છોડી દીધું છે. એમાં પણ ઐતિહાસિક બાબતો ઉપર ખાસ ધ્યાન આપ્યું છે. લેખકોની હકીકત તો બધે મળી શકે છે એટલે એનું વર્ણન છેક ટુંકામાં કર્યું છે.

છુટક વિષયોનાં પ્રકરણો બાજુએ રાખતાં, પ્રકરણોના ચાર મોટા સમૂહો

ગણી શકાય. પહેલો ઇતિહાસનો શરૂઆતમાં જ આવે છે; બીજો સ્થાપત્યનો; ત્રીજો વેપારનો, અને ચોથો જોવા લાયક સ્થળોનો. આ છેલ્લા ત્રણ વિષયોમાં લંબાણ કરવાની અગત્ય જણાઈ છે. આજે અમદાવાદનું મહત્ત્વ એના સ્થાપત્ય અને વેપારથી છે. યૂરોપાદિથી સ્થાપત્યને લીધે લોક અમદાવાદ જોવા આવે છે. સ્થાપત્યમાં બાંધણીનું વર્ણન, અને જોવા લાયક સ્થળોમાં બાંધણી સાથે ઐતિહાસિક બાબતો હોવાથી એ બે સમૂહોને જૂદા રાખ્યા છે. જોવા લાયક સ્થળોનાં વર્ણનમાં હોપ અને ડૉ. બર્જેસ વગેરે પહેલાંના લેખકો સાથે જ્યાં જ્યાં મતભેદ જણાય ત્યાં ચર્ચા કરેલી છે. વેપારને લીધે અમદાવાદમાં અમદાવાદપણું છે. એટલે એમાં લંબાણ કર્યા વગર ચાલે નહિં. બાદશાહી ગયા પછી અમદાવાદનો ઇતિહાસ તે ખરી રીતે અમદાવાદના વેપારનો જ ઇતિહાસ છે, એટલે એમાં કરેલું લંબાણ અપ્રાસંગિક નહિં ગણાય. આ લખાણ કેવળ સ્થપતિ કે વેપારી માટે કર્યું નથી. એટલે લંબાણ છતાં સ્થાપત્ય અને વેપારનાં પ્રકરણો સામાન્ય વાંચનારની દૃષ્ટિએ લખ્યાં છે. સ્થપતિ કે વેપારીને એ પ્રાકૃત લાગશે, પણ એમ કર્યા વગર છૂટકો નહોતો. દરેક નાના મોટા વિષયમાં સરખામણીની દૃષ્ટિએ અમદાવાદની કાંઈ વિશેષતા હોય તો તે બતાવવા ખાસ પ્રયત્ન કર્યો છે; અને એવું બતાવતાં ચર્ચામાં લંબાણ થાય તો તે દોષ વ્હોરી લઈ ને પણ લંબાણ કર્યું છે. લાલા લજપતરાય કહે છે તેમ કમનશીબ દેશને પારકાનાં પ્રમાણપત્રોની જરૂર પડે. પરતંત્રતાને લીધે થએલી આપણી નબળી મનોદશાને લીધે આપણા દેશને આપણે નિર્માલ્ય માનતા થયા છીએ. એ માટે પારકાનાં પ્રમાણપત્રો યોગ્ય લાગે ત્યાં આપવા પ્રયત્ન કર્યો છે.

આ ગ્રંથમાં લીધેલા આધારો પાનાની નીચેનાં ટિપ્પણોમાં આપ્યા છે. આમાં મારૂં કાંઇ નવું નથી. અનેક ગ્રંથકારોએ જે મહેનત કરેલી છે તેનો માત્ર મેં ઉપયોગ જ કર્યો છે, ફારસી અરબીનું અને આસપાસના પ્રાંતોની ભાષાનું અજ્ઞાન વગેરે બીજી અનેક હરકતો ઇતિહાસ સંશોધનના કાર્યમાં નડે છે તે જાણીતી વાત છે. તરજૂમા ઉપર આધાર રાખતાં ખામીઓ રહે છે, આવી હરકતોને લીધે અનેક ઉણપો આ ગ્રંથમાં રહી ગઇ છે, તે માટે ઉદાર વાંચનાર ક્ષમા આપશે, અને ભૂલ તરફ ધ્યાન દોરી સુધારવાની તક આપશે એવી આશા છે. મુસલમાન નામો તથા હકીકતમાં ફારસી અરબીના અજ્ઞાનને લીધે કાંઇ ભૂલ રહી હોય તો મુસલમાન ભાઇઓ માફ કરશે અને મને ભૂલ બતાવશે તો ઉપકાર થશે. મહારાષ્ટ્રીય સામ્રાજ્યના સારા અંશો હિંદુસ્તાનના ઇતિહાસની દૃષ્ટિએ

ઘણા છે, પરંતુ અમદાવાદની દૃષ્ટિએ ઉપલબ્ધ સાધનોથી મને જે લાગ્યું તે લખ્યું છે. હાલની રાષ્ટ્રીય ભાઈચારાની દૃષ્ટિએ એ વર્ણન ભૂતકાળની ઐતિહાસિક ચર્ચા માત્ર જેવું સુજ્ઞ વાંચનાર ગણી લેશે એવી આશા રાખું છું. શહેરના ભાગોનું સંપૂર્ણ વર્ણન તો ઘેરે ઘેર ફરી મેળવીએ તો જ થાય. એમાં બનતું કર્યા છતાં ઘણું રહી ગયું છે. તે માટે જેને જે કાંઈ સૂચન કરવાનું હોય તેને તેમ કરવા હું વિનંતિ કરું છું. ભાષા અને જોડણીની ખામી પણ જણાશે. પ્રુફ તપાસવામાં પડેલી કેટલીક હરકતોને લીધે જોડણીમાં ફેર પણ જણાશે. એવી ઘણી ખામીઓ વાંચનાર માફ કરશે એવી આશા રાખું છું. એમ છતાં યે અમદાવાદને માટે રસ ઉત્પન્ન થાય એવું કાંઈ થોડું પણ આમાં મળે તો એનો યશ મને નથી; પરંતુ મને આ કાર્ય માટે ફરમાશ કરનાર સાહિત્ય સભા જેવી સંસ્થાના સંભાવના ગુણને જ છે.

મુસલમાની તવારીખોમાં શંકા પડતાં મને મૌલવી અબુઝફર નદવી સાહેબે મદદ કરી છે. કેટલુંક ફારસી લખાણ વાંચી આપવામાં તથા મહાપુરુષોની હકીકત મેળવવામાં મુનશી અબ્દુલ મજીદે મદદ કરી છે; અને કેટલાંક સ્થળોની તપાસમાં શેખ શાહબુદ્દીને મદદ કરી છે. એ સર્વેનો હું આભાર માનું છું. જૈન ગ્રંથોની હકીકતો માટે ગ્રંથો વગેરેની સગવડ આચાર્ય શ્રી જિનવિજયજી અને પંડિત સુખલાલજીએ આપી હતી તેમનો પણ આભાર માનું છે. જે જે ગ્રંથોના આધાર લીધા છે તેમના વિદ્વાન લેખકોના આભાર તો માનવા જ જોઈએ. પરંતુ ખાસ કરીને હોપ અને ફરગ્યુસનના પુસ્તકના સંપાદકના તથા આર્કીઓલોજીકલ સર્વેના લેખકના આભાર ખાસ માનું છું. એ ગ્રંથોમાંથી ઉપયોગી હકીકત ઉપરાંત કેટલાંક ચિત્રો પણ લીધાં છે. મુસાફર થેવેનો અને મેન્ડેલ્સ્લોનાં ચિત્રો પ્રો. કોમીસેરીએટે આપ્યાં છે. ઝવેરી શાંતિદાસનું તથા શેઠ હઠીસિંહનું ચિત્ર ઝવેરી સારાભાઈ લાલચંદે લેવા દીધું છે. જુમામસ્જીદનું મીનારાવાળું ચિત્ર જેમ્સ ફેર્ગ્સ અને આર્કીઓલોજીકલ સર્વેના ખંડચિત્ર ઉપરથી રા. લાલશંકર ભટ્ટે તૈયાર કરેલું એમાં અસલના ઊડી ગએલા મીનારા રા. ગજાનન પાઠકે તૈયાર કરી આપ્યા છે. આ સર્વેનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. ભદ્રની કેટલીક જૂની હકીકત માટે અત્રેના સુપ્રસિદ્ધ વકીલ શ્રીયુત માવલંકરનો અને કેટલાંક ચિત્રો માટે ઇન્ડીઅન આર્ટ જરનલના તંત્રીનો પણ આભાર માનું છું.

પરંતુ પુસ્તકના શણગારની બાબતમાં મારે ખાસ આભાર તો કુમાર-

કાર્યાલય, એના ભાવનાથી ભરેલા તંત્રી શ્રીયુત રવિશંકર રાવળ અને મંત્રી રા. બચુભાઇનો માનવાનો છે. ચિત્રોનો મોટો ભાગ કુમારના સૌજન્યથી મળ્યો છે. પરંતુ આ ગ્રંથને માટે ખાસ તૈયાર કરેલાં ચિત્રામાં પણ રા. રાવળે ઘણો જ શ્રમ લીધો છે. કેવું ચિત્ર લેવું, ક્યાંથી લેવું, એની છબી પાડવી, ધોવી, બગડે તો ફરી પાડવી, એ બધું કરી એનો બ્લોક કરવો વગેરે કામ, અને આખાયે પુસ્તકના એક છેડાથી બીજા છેડા સુધી શણગાર સંપૂર્ણ ભાવથી બનાવવા, એ સઘળું તો જડ છાપખાનું ન કરી શકે. દેશની કલા પ્રત્યે અને સાહિત્યના પ્રચારને માટે જેને પ્રેમ ઉભરાતો હોય તે જ કરે. રા. રવિભાઈ અને કુમાર કાર્યાલયે આ કાર્ય કર્યું છે. ઘણા નકશા મેળવીને તૈયાર કરેલા નકશાને રા. રવિશંકરે જ ધાટીલો કરી આપ્યો છે. અમદાવાદનો વિકાસ બતાવતી ચિત્રમાળા પુંઠા ઉપર છાપેલી છે. આશાવલના જૈન મંદિરથી શરૂ થઈ વચ્ચે મસ્જીદ સુધી અને મસ્જીદથી હાલની મીલ સુધીમાં અનેક બાંધણીના આકારો બતાવ્યા છે. દરેક પ્રકરણ ઉપર અમદાવાદની જૂદી જૂદી તેર ચૌદ જાળીઓ મુકી છે. એ જાળીઓને ચિત્રોની અનુક્રમણિકામાં ગણી નથી. પ્રકરણની નીચેના શણગાર પણ અમદાવાદના જ છે. એમાંના કેટલાક રા. રાવળે કલ્પિત કરેલા છે. આખું યે પુસ્તક સુંદર રીતે તૈયાર કરવામાં સાહિત્ય સભાના ઉપપ્રમુખ ડૉ. હરિપ્રસાદે પ્રેરેલો ઉત્સાહ એ અગત્યની વાત છે.

આ પુસ્તકને એમના સંસ્કારી પ્રેસમાં વેળાસર છાપી આપવામાં રા. ગજાનન પાઠકે ઘણો શ્રમ લીધો છે. એના અલંકાર બરોબર ગોઠવાય એ માટે એમણે કાળજી રાખી છે. એમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. પ્રુફ તપાસવામાં ઘણી હરકતો પડી છે, છતાં ત્રણ ગૃહસ્થોએ એ કાર્યમાં જે જે મદદ કરી છે એ માટે એમનો આભાર માનું છું. નકશો જે જે નકશાના આધારે બનાવ્યો છે તે ગ્રંથકારોનો આભાર માનું છું. પુરાતન અમદાવાદનો નકશો આપવા વિચાર હતો, પણ પાછળથી પડેલી ઉતાવળથી અને વાયદા ન પાળવાની આપણા કારીગરોની ટેવથી ઉત્પન્ન થએલી નિરાશાને લીધે આપી શકાયો નથી. અંતમાં ગૂજરાતના પાટનગર માટે દરેકને રસ ઉત્પન્ન થાય એવી ઈશ્વરને પ્રાર્થના કરૂં છું.

૫૦૧ મીન્ટ સ્ટ્રીટ મદ્રાસ
તા. ૧૪—૧૦—૨૮

લી.
રત્નમણિરાવ ભીમરાવ

# અનુક્રમણિકા.

# ચિત્રોની અનુક્રમણિકા



# ગૂજરાતનું પાટનગર : અમદાવાદ

## પ્રકરણ ૧ લું

## ભૂમિની પ્રાચીનતા અને સાબરમતી

રળીઆમણી ગૂજરાતમાં અમદાવાદનું સ્થાન આજે અનેરૂં છે. હિંદુસ્તાનની ઉત્તમ ભૂમિઓ સાથે સરખાવતાં ગૂજરાતની ભૂમિની કોઈ ખાસ વિશિષ્ટતા નથી. ગૂજરાત હિંદનો બગીચો છે, અથવા ગૂજરાત કાચું સોનું ઉત્પન્ન કરે છે એનો યશ તો ગૂજરાતના ખેડુતના પરિશ્રમને જ છે. ગૂજરાતના મોટા ભાગ ઉપર તો કુદરતે પણ કૃપા કરી નથી. આવા ગૂજરાતના પણ સોદા, સૂકા, રેતાળ, કોઇ જાતના આકર્ષણ વગરના એક નાના વિભાગમાં અમદાવાદનું સ્થાન છે. અમદાવાદને અડકીને વહેતી નદી પણ સૂકી અને છીછરી છે. છતાંયે ભૂતકાળના ઇતિહાસે અને વર્તમાનના લોકજીવને અમદાવાદનું સ્થાન ગૂજરાતમાં અને હિંદુસ્તાનમાં અનેરૂં કર્યું છે.

અમદાવાદનું સ્થાન

ઘણા પ્રાચીન કાળમાં લોકો, નદી, પર્વત, અને ભૂમિના સ્વરૂપ ઉપરથી દેશનું કે દેશના વિભાગોનું નામ પડતું. આશરે ઇસ્વીસનની શરૂઆતથી અમદાવાદની ભૂમિ અને એની આસપાસનો ભાગ શ્વભ્રદેશ કહેવાતો હશે એમ જણાય છે. પ્રાચીન સાહિત્યમાં હિંદના ભૌગોલિક વિભાગોના જે ઉલ્લેખો છે તેમાં ગૂજરાતના સુરાષ્ટ્ર, આનર્ત અને અપરાંત એટલા વિભાગ મુખ્ય છે. આ ત્રણ વિભાગોનો કેટલોક ભાગ લાટ નામથી ઘણા પ્રાચીન કાળથી ઓળખાતો. ટોલેમીના મત પ્રમાણે લાટની સીમા કલ્પીએ તો અમદાવાદની ભૂમિ લાટ દેશની ઉત્તર હદ ઉપર આવે. [1]એટલે શ્વભ્રદેશ, આનર્ત અને લાટની સરહદ ઉપર એક નાનો ભાગ હશે.

શ્વભ્ર એટલે કોતર સાબરમતી નદીનું નામ પણ ખરું શ્વભ્રવતી છે એ આગળ જોઇશું. સાબરમતીનાં કોતરો અગર વાંધા જાણીતાં છે. એટલે સાબરમતીની આસપાસનો મુલક શ્વભ્ર કહેવાતો હશે. શ્વભ્ર અને શ્વભ્રવતી એ નામ ભૂમિના સ્વરૂપ ઉપરથી પડયાં હોય એમ જણાય છે. મહાક્ષત્રપ રૂદ્રદામાએ પશ્ચિમ હિંદ અને ખાસ કરીને ગૂજરાતના કેટલાક દેશો જીત્યા હતા તેનો લેખ ગીરનારના સુદર્શન તળાવ ઉપર છે. એમાં શ્વભ્રનો ઉલ્લેખ છે.[2] એણે શ્વભ્રદેશ જીત્યો હતો એટલે શ્વભ્રદેશમાં વસ્તી હશે અને કોઇ રાજા પણ હશે. પરંતુ એ બધું અંધકારમાં છે.

શ્વભ્રદેશ

શ્વભ્રદેશને પંડિત ભગવાનલાલ ઇંદ્રજી સાબરમતીને કાંઠે પશ્ચિમે, અને અમદાવાદથી ઉત્તરે આવેલો ગણે છે.[3] આપણામાં નદી ઉપરથી હજી પણ જીલ્લા

[૧] લાટ દેશની પ્રાચીન સીમા નક્કી થઇ શકી નથી. ઇ. સ. શરૂઆતમાં કેવળ નર્મદાની આસપાસનો ભાગ નહી પણ ઉત્તરે ખેડા અને ઉત્તર પૂર્વે છેક ઉજ્જન સુધી લાટની હદમાં ઘણો ફેર વખત જતાં થયાં કર્યો છે. [૨] જુઓ ગૂજરાત ગેઝેટીયર પૃ. ૩૬ રૂદ્રદામાની માલકીના દેશ એ લેખમાં આ પ્રમાણે આવ્યા છે: अकरावन्ति, अनूप, आनर्त, सुराष्ट्र, श्वभ्र, मरु, कच्छ, सिंधु सौवीर, कुकुर, अपरान्त, निशाद, ॥ [૩] જુઓ ગૂ. ગેઝેટીયરમાં પહેલા પ્રકરણની સામે છાપેલો પ્રાચીન ગૂજરાતનાં સ્થળોનો નકશો.

અગર પ્રાંતનાં નામ દેખાય છે.[૪] એટલે શ્વભ્રદેશ તે સાબરકાંઠો હોઇ શકે. આવા વિભાગનાં નામમાં કાંઇ ચોક્કસાઈ હોતી નથી; તેથી કાળે કરીને એ વિભાગ નાના મોટા થઈ શકે છે. હાલ જે સાબરકાંઠો ગણાય છે તે અમદાવાદથી દક્ષિણે વૌઠા સુધી છે; પરંતુ અસલ અમદાવાદ અને તેની ઉત્તરનો ભાગ શ્વભ્ર ગણાતો હોય એમ માની શકાય છે. સાબરમતીના કાંઠાનો દક્ષિણ કરતાં મધ્ય અને ઉત્તરનો ભાગ શ્વભ્ર અગર કોતરોથી ભરેલો છે. એટલે શ્વભ્રદેશને અમદાવાદ અને તેની ઉત્તરે મુકવામાં પંડિત ભગવાનલાલનું અનુમાન ખરૂં છે :

**શ્વભ્રદેશનું સ્થાન**

કહે છે કે શ્રી કૃષ્ણ દ્વારકાંથી યુધિષ્ઠિરનો રાજસૂય યજ્ઞ જોવા ગયા હતા ત્યારે સૌભ દેશના સાલ્વ રાજાએ દ્વારકાં લૂંટયું હતું. એની રાજધાની મૃતિકાવટી નામે નગરીમાં હતી. એ મૃત્તિકાવટી કયાં હશે તે શોધવા હજી કોઈનું અનુમાન સફળ થયું જણાયું નથી. શ્રીકૃષ્ણે પાછા આવ્યા પછી સૌભદેશના રાજાની સાથે યુદ્ધ કર્યું. બન્નેનાં લશ્કરો દરીયાકાંઠે મળ્યાં. અને સાલ્વ રાજા મરાયો. પંડિત ભગવનલાલ કહે છે કે આ સૌભદેશ તે જ શ્વભ્રદેશ હોવો જોઇએ. પરંતુ એ અનુમાન આધાર વગરનું છે.[૫]

**શ્વભ્રદેશ માટે આખ્યાયિકા**

[૪] મહીકાંઠો, વાત્રક કાંઠો, રેવાકાંઠો વગેરે કહેવાય છે. દક્ષિણમાં મદ્રાસના ઉત્તર સરકાર પ્રાંતમાં ગોદાવરી અને કૃષ્ણના કીનારાના પ્રદેશ એજ નામના જીલ્લા તરીકે ઓળખાય છે. [૫] જુઓ ગૂજરાત ગેઝેટીયર પૃ. ૧૦ અને એજ પૃષ્ઠ ઉપર નોંધ ૧ માં લખે છે કે મૃત્તિકાવટીનો પત્તો લાગ્યો નથી. પરંતુ સૌભનો અવાજ શ્વભ્ર જેવો છે એટલે એમ મનાય, નોંધનો લેખક એ દેશ અમદાવાદની દક્ષિણે હોય એમ માને છે. નકશામાં ઉત્તરે મુકે છે. નોંધમાં આગળ ડૉ. બુલરનો મત લખે છે કે પંડિત ભગવાનલાલનું અનુમાન છેક પાયા વગરનું છે. પરંતુ એ પછી પંડિત ભગવાનલાલે વધારે તપાસ કરી શ્વભ્ર એજ ખરો પાઠ છે એમ નક્કી કર્યું એમ લખે છે. આ ઉપરથી જણાશે કે આ બાબતમાં ભારે શંકાને સ્થાન છે. સાલ્વરાજાનો સૌભ દેશ ગૂજરાતમાં ન પણ હોય એમ હાલ કેટલાક પંડિતોનું માનવું છે. પણ પંડિત ભગવાનલાલની તપાસ ખરી માનીએતો શ્વભ્ર દેશ ઘણો પ્રાચીન ઠરે. અને અમદાવાદની ઉત્તરે એને ગણીએ તો સાબરમતીને કીનારે આવેલું કોટેશ્વર મહાદેવનું મહુડી ગામ મૃતિકાવટી હોય. પણ આ આધાર વગરનાં અનુમાન છે.

રૂદ્રદામાના લેખ પછી શ્વભ્રદેશનું નામ કાંઇ જણાતું નથી. પરંતુ શ્વભ્રવતીનદીનું નામ છેક બારમી સદીના ગ્રંથોમાં દેખાય છે.[૬] એટલે શ્વભ્રદેશનું નામ કાળે કરીને બદલાઇ ગયું હોય અગર નાના ભૂમિ વિભાગોનાં ભિન્ન ભિન્ન નામોનો લોપ થઇ મોટા પ્રાંતોમાં એ વિભાગો મળી ગયા હોય. પરંતુ એટલું તો નક્કી માની શકાય કે હાલ જેવી રીતે સાબરમતીના કાંઠાના એક ભાગને સાબરકાંઠો કહીએ છીએ એથી પહેલાં તેના એક કાંઠાને શ્વભ્ર કહેતા હશે, અને સાબરમતી અગર શ્વભ્રવતી નદીને લીધે જ શ્વભ્રનામ પડ્યું હશે. અમદાવાદની ભૂમિ અને, તે ઉપર અમદાવાદથી પહેલાં વસેલું આશાપલ્લી શહેર એ આ શ્વભ્રની હદમાં જ હોઇ શકે એમ ચોક્કસ માની શકાય.

**સાભ્રમતી કે શ્વભ્રવતી**

સાબરમતીનું મૂળ નામ સાભ્રમતી છે એમ આપણે માનીએ છીએ. પદ્મપુરાણમાં સાભ્રમતી નદીનું મોટું માહાત્મ્ય લખેલું છે.[૭] પદ્મપુરાણ ગમે ત્યારે લખાયું હોય પરંતુ તેરમી અને ચૌદમી સદીના સંસ્કૃત ગ્રંથોમાં પણ સાભ્રમતી નામ દેખાય છે.[૮] બારમી સદીની શરૂઆતમાં હેમચંદ્રાચાર્યે શ્વભ્રવતી નામ લાગે છે. એટલે આશરે એક સદીમાં શ્વભ્રવતી નામ ભૂલાઇ સાભ્રમતી શી રીતે થયું એ કલ્પનાને ગૂંચવે એવું છે. સાધારણ લોક સમૂહને શ્વભ્રવતી નામ બોલતાં નહી આવડ્યું હોય અને લોકો સાબરમતી કહેતા થયા હશે. શ્વભ્રવતી નામ વિદ્વાનો માટે રહ્યું હશે. એ ભૂલાવામાં જતાં સાબરમતી ઉપરથી સંસ્કૃત કરી સાભ્રમતી નામ નવા પંડિતોએ ગોઠવી કાઢ્યું હશે. ગ્રામ્ય અને રૂઢ નામો ઉપરથી પાછળથી સંસ્કૃત થયેલાં નામોના ઘણાં ઉદાહરણો મળે છે.[૯] અને એવાં નામની ઉત્પત્તિ સિદ્ધ કરવા સારૂ વાણીની ઇંદ્રજાળ પાથરવા પંડિતો મચી પડે છે.

સાભ્રમતી નદી અને નામ માટે આવી ઇંદ્રજાળ સાભ્રમતી માહાત્મ્યમાં

[૬] રાજશેખરની કાવ્ય મીમાંસામાં અને હેમચંદ્રના દ્વયાશ્રયમાં શ્વભ્રવતી નામ છે. [૭] પદ્મ પુરાણ ઉત્તર ખંડ સાભ્રમતી માહાત્મ્ય. આ માહાત્મ્યની બહુ પ્રાચીનતા માટે શંકા રહે છે. [૮] હમ્મીરમદ મર્દન, પ્રબંધ ચિંતામણિ વગેરે ગ્રંથમાં સાભ્રમતી નામ છે. [૯] દાખલા તરીકે સુલતાન ઉપરથી સુરત્રાણ. વગેરે.

પાથરી છે. દરેક વસ્તુની ઉત્પત્તિ બ્રહ્મા વિષ્ણુ કે મહેશ્વરથી શરૂ કરવાનો આપણામાં રીવાજ છે. એવી જ રીતે અર્બુદારણ્યમાં તપ કરતા ઋષિ મુનિઓને પાણીની તાણ પડવાથી કશ્યપ ઋષિએ શિવને તપથી પ્રસન્ન કરીને ગંગાને ગૂજરાતમાં ખેંચી લાવ્યા. ગંગા પાર્વતીની બીકથી ભ્રમણ કરતી હતી, એથી એનુ નામ સાભ્રમતી પડયું, કશ્યપ ઋષિ એને લાવ્યા એટલે કાશ્યપી ગંગા એવું નામ પણ કહેવાય છે.[10] પદ્મપુરાણે સાબરમતી હાથમતી વાત્રક આદી સાત નદીઓ જે ગૂજ-રાતના પૂર્વોત્તર પ્રદેશમાંથી વહે છે તેને કશ્યપે લાવેલી ગંગાના જ ભિન્ન ભિન્ન ફાંટા કહેલા છે.[11] સાબરમતીને તીરે અને અન્ય નદીઓના એની સાથેના સંગમોએ અનેક તીર્થોના ભારે મહિમા એ પુરાણે ગાયા છે. એમાં મોટે ભાગે શિવનું માહાત્મ્ય વર્ણવ્યું છે.[12]

સાભ્રમતી નામનું કારણ

આ તીર્થોમાંથી ખડ્ગધારેશ્વરથી શ્રીક્ષેત્ર અથવા સરખેજ સુધીનાં

१० शिवमुकुटादवतीर्णा ब्रह्मजलपूरेण काश्यपीगंगा ।
कश्यपेनपुरानीता मुनिना स्नानकारणात् ।
( पार्वती ) हठाद्ग्राह केशेषु शंकरं लोकशंकरम् ।
जटाकलापंनिश्चोत्य प्लावितं तज्जलं भुवि ॥ २५ ॥
गौरीभयाच्च **भ्राम सा गंगा** तत्रतत्रैव ।
तेन **साभ्रमती नाम** प्रसिद्धं भूतले भवत् ॥ २६ ॥

( સાભ્રમતી માહાત્મ્ય. હસ્તલિખિત પ્રત ).

[૧૧] સાભ્રમતી માહાત્મ્ય. અ. ૩. શ્લો. ૩ થી ૧૮. સાભ્રમતી, સેટીકા, હિરણમયી, વકલા ( બકુલા ) હસ્તમતી, વાર્ત્રઘ્ની ( વાત્રક ) ભાદ્રમુખી, એ બધી ' દક્ષિણોદધિ ગામિની' હતી, અને જલના વેગથી પર્વતો વચ્ચે આવ્યાથી સાતસ્રોત થયાં એમ પુરાણ લખે છે. હિરણમયી નદી ઇડર બાજુ હરણાઇ કહેવાય છે.

[૧૨] નદીના મૂળથી અમદાવાદના ખડ્ગધારેશ્વર સુધી ઘણાં તીર્થ ગણાવ્યાં છે. એ અહીં ઉપયોગી નથી. ઉત્તરમાં વિજાપુર પાસે બ્રહ્મવલ્લી ( હાલનું પેડામલી ? ) પાસે સપ્તધારતીર્થ લખ્યું છે એ હાલ સાતેરા મહાદેવ કહેવાય છે. એ મહાદેવ નદીના પટમાં એક શ્વભ્ર-કોતર-માં છે. અંદર પાણી રહે છે. એનું મૂળ નામ શ્વભ્રવતીશ્વર હોય ?) અધ્યાય ૭ મો.

તીર્થોનો સંબંધ અમદાવાદ સાથે છે. એમાં કેટલાંક કલિયુગમાં ગુપ્ત થશે એમ કલિયુગમાં લખાયલા પુરાણમાં લખ્યું છે. સાભ્રમતી માહાત્મ્યમાં ગણાવેલાં અમદાવાદની પાસેનાં કેટલાંક તીર્થો હાલપણ અમદાવાદમાં છે એ આગળ જોઇશું.[13]

સાભ્રમતી નામ શી રીતે પાડ્યું તે જોયું. મૂળ નામ શ્વભ્રવતી હતું અને એ શાથી અને ક્યારે બંધ પડયું તે જણાયું નથી. છતાં તેરમી સદીથી શ્વભ્રવતી નામ બંધ પડી સાભ્રમતી નામ સાબરમતી ઉપરથી સંસ્કૃત થઇને પડયું એમ આગળ જોયું. પરંતુ શ્વભ્રવતી એજ સાભ્રમતી કે સાબરમતી એ જોવાનું રહ્યું. નવમી સદીના અંતમાં થયેલા કવિ રાજશેખરે કાવ્ય મીમાંસા નામનો કાવ્યશાસ્ત્રનો એક ગ્રંથ લખ્યો છે.[14] એમાં હિંદુસ્તાનની ભૂગોળનાં બે પાનાં લખ્યાં છે. પશ્ચિમદેશની નદીઓ ગણાવતાં સરસ્વતીથી શરૂ કરી બીજી નદી શ્વભ્રવતી ત્રીજી વાર્તઘ્ની અથવા વાત્રક ચોથી મહેન્દ્રી અથવા મહી એમ નદીઓ ગણાવી છે. કવિ રાજશેખરે લખેલી આ નાનકડી ભૂગોળમાં જે કાંઇ ચોક્કસાઇ જાળવી છે એમાં આ નદીઓનો ક્રમ ખાસ ધ્યાન ખેંચે એવો છે અને શ્વભ્રવતી એજ સાબરમતી એમ સાબીત કરવામાં ખાસ ઉપયોગી છે. તે પછી બસો વર્ષે હેમચંદ્રાચાર્યે દ્વયાશ્રય મહાકાવ્યમાં ગૂર્જરદેશની દક્ષિણ સીમા બનતી શ્વભ્રવતી નદીનો ઉલ્લેખ કર્યો છે.[15] એ કાવ્યના ભાષાંતરની પ્રસ્તાવનામાં સ્વ. સાક્ષરરત્ન

શ્વભ્રવતી નામ માટે આધાર

[૧૩] ખડ્ગધારેશ્વર, દૂધેશ્વર, ગુપ્તેશ્વર, પિપ્પલાદતીર્થ, બ્રહ્મચર્યતીર્થ, માણકેશ્વર. નિંબાર્ક. કોટરાક્ષી, સોમેશ્વર, સમસારસ્વતતીર્થ, સપ્રસારેશ્વરતીર્થ, ગણેશતીર્થ, વૈજનાથ, અને શ્રીક્ષેત્ર, એટલાં અમદાવાદની હદમાં છે. [૧૪] રાજશેખરકૃત કાવ્ય-મીમાંસા પૃ. ૯૧. सरस्वती श्वभ्रवती वार्तघ्नी, महेन्द्री हिडिंबाद्यानद्यः । [૧૫] હેમ-ચંદ્રકૃત દ્વયાશ્રય કાવ્ય. મણિલાલ નભુભાઇ કૃત ભાષાંતર : સર્ગ ૬ ટ્ઠો શ્લો. ૪૫. પૃ. ૧૦૯-૧૧૦–મૂળરાજની સ્વારીનું વર્ણન કરતાં લાગે છે કે:-" દરદ રાજાની પુત્રી દત્તાના પતિ અને વિદિશાની નારીના પુત્ર એવા એને હણવાને ઉત્સુક તે, કઠ-સ્ત્રીથી વસેલા, અને દીર્ઘ કેશવાળી પુરસ્ત્રીઓના વિહાર સ્થાનરૂપ શ્વભ્રવતી નદીના તટ ઉપર આવ્યો." કાવ્યનો ટીકાકાર શ્વભ્રવતી મૂળરાજના રાજ્યની દક્ષિણ સીમા હતી એમ લખે છે. શ્લોક ૪૬ માં એ જ નદીને કીનારે સ્નાયક અને ભદ્રકાદિ જાતી વસતી હતી એમ પણ લખે છે.

મણીલાલ નભૂભાઈ દ્વીવેદી લખે છે કે " શ્વભ્રવતી ઘણું કરીને સાબરમતી હોય." શ્વભ્રવતી ગૂજરાતના રાજ્યની દક્ષિણ હદ હતી અને ઘણા કાળથી મહી અગર નર્મદાની ઉપરનો ભાગ ગૂજરાત ગણાતો એથી એ બેમાંથી કોઈ નદી હશે એમ કેટલાક ધારે છે. પરંતુ એમ ધારવાને કાંઈ કારણ નથી. રાજશેખરે હેમચંદ્રની પૂર્વે જ શ્વભ્રવતી અને નર્મદા ભિન્ન ભિન્ન નદીઓ ગણાવી છે. અને ગૂજરાતમાં શ્વભ્રવતી એટલે કોતરવાળી જાણીતી બે જ નદીઓ મહી અને સાબરમતી છે. આ બન્ને નદીઓ રાજશેખરે જૂદી ગણાવી છે. એટલે શ્વભ્રવતી એ સાબરમતી એમાં શંકાને સ્થાન રહેતું નથી. મુસલમાન તવારીખકારો લખે છે કે સાબરમતીનું નામ સાબર હતું અને એને હાથમતીનો સંગમ થયો એટલે હાથમતીનું " મતી " સાબર સાથે લગાડી લોકે સાબરમતી નામ પાડ્યું. બ્રહ્મ પુરાણના સંસ્કૃત આડંબર કરતાં મુસલમાન ઇતિહાસકારોની આ સાદાઇ પ્રશંસનીય છે; પરંતુ સાબરમતીનું ખરૂં નામ શ્વભ્રવતી જ છે.[૧૬]

સાબરમતીનું સ્વરૂપ

સાબરમતી નદી મેવાડના ડુંગરોમાંથી નીકળી બસો માઇલ વહી ખંભાતના અખાતમાં મળે છે. ઉત્તરનાં ડુંગરી પ્રદેશ છોડયા પછી અમદાવાદ જીલ્લામાં પ્રવેશ થતા સુધી નદીની આસપાસ મોટાં કોતરો ( શ્વભ્ર ) છે. એને વાંઘાં કહે છે. ઉત્તરમાં નદીના તટ આશરે બસો ફીટ ઉંચા છે. પણ અમદાવાદની પાસે ૩૦ થી ૫૦ ફીટ છે અને નીચે દક્ષિણમાં ઊંચાઇ ઓછી થાય છે. નદીનો પટ

[૧૬] સી. વી. વૈદ્યે એમના મધ્યકાલીન ભારતના ઇતિહાસમાં ત્રીજા ભાગમાં રાજશેખરની ભૂગોળ સંબંધી એક નોંધ લીધી છે એમાં શ્વભ્રવતીને બદલે પ્રભાવતી લખ્યું છે. કાવ્ય મીમાંસનાની મૂળ પ્રતમાં શ્વભ્રતીજ છે અને ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ સીવાય બીજી આવૃતિ રા. બા. વૈદ્યપાસે હોય તો તે જણાવ્યું નથી. ઘણું કરીને જે બે પ્રતો છે એમાં શ્વભ્રભતી જ છે કારણ બન્ને પ્રતો એકની નકલ માત્ર છે ( પાટણ અને જેસલમેરની પ્રતો ). એટલે રા. બહાદુર વૈદ્યે એ નામ કયાંથી આવ્યું એ જાણવા જેવું છે. ડે કૃત Geographical Disctionary of Ancient Indiaમાં સાબરમતીનાં નામ જુદાં જુદાં આ પ્રમાણે આપ્યાં છેઃ–સરાવતી કૃતવતી, ચંદના, ગિરિકર્ણિકા, કાશ્યપીગંગા. **તારીખે અલફીમાં** સાબરમતીને સબર્ણમતી (સુવર્ણમતી) એવું નામ આપેલું છે.

ઘણો પહોળો અને રેતાળ છે. એમાં ચોમાસાના થોડા દીવસ સીવાય પાણી ઘણું ઓછું રહે છે. અમદાવાદથી સહેજ આગળ વહેતાં એનો પટ એટલો પહોળો થાય છે કે એના મુખથી ચાલીસથી પચાસ માઇલ ઉપર ૧૫૫૦ ફીટ પહોળો છે અને સાધારણ સારી ઋતુમાં પાણીનો પ્રવાહ ૩૭૫ ફીટ રહે છે.[૧૭]

સાબરમતીએ પ્રવાહ વારંવાર બદલ્યો છે. અમદાવાદ આગળ જ એનો પ્રવાહ બદલાયો છે એમ કહેવાય છે. પરંતુ અમદાવાદ અને તેની દક્ષિણે નદીનો પ્રવાહ ઘણી જગ્યાએ બદલાયો છે. અને પ્રવાહ બદલવાથી કાંઠાના ગામમાં જે ફેરફાર થયા છે તે જૂના ઉજડ ગામોની નીશાનીઓથી આજે પણ જણાઇ આવે છે.[૧૮] અમદાવાદ પાસે સાબરમતીનો પ્રવાહ બદલાયો છે અગર અમદાવાદ વસતી વખતે પ્રવાહને ખાસ બદલ્યો છે એ આગળ જોઇશું.

[૧૭] અમદાવાદ ગેઝેટીયર પૃ. ૫. [૧૮] એજ પૃ. ૫. પ્રવાહ અમદાવાદની દક્ષિણે બદલાયો છે. ઉત્તરમાં કીનારા ઉંચા અને વાંધાં મોટાં હોવાથી બદલાવા સંભવ નથી. સાબરમતી માટે ગ્રીગ્ઝ cities of Gujarashtra p. 157–58માં એક વિચિત્ર વાત લખે છે. એ જાણવા જેવી છેઃ—ખંભાતના અખાતને બદલે સાબરમતી છેક સુધી વહેતી અને નર્મદા તાપી વગેરે સાબરમતીને મળતી. ગૂજરાત કાઠીયાવાડ વચ્ચે એજ હદ હતી. "ખંભાતના અખાત વિશે કથાઓ ચાલે છે એમાં કાઠીયાવાડ સુરતના કિનારા સુધી પાસે હતો અને" with merely Sabarmati flowing between and the seperation not wider than at Vauthe; that the Narabada as well as the Tapti fell into this thirsty stream which drinks the water of so many rivers in its lengthy course: that succession of earchquakes to which Gujarat is susceptible, allowed the waters of the Indian ocean to burst upon the land and then as conclusive evidence for the truth of this legend–the fossil remains of Perim are quoted. સાબરમતી કેટલી ઝડપથી વહે છે અને કેટલું પાણી સેંકડમાં વહેવડાવે છે એના ઋતુવાર આંકડા અમદાવાદ ગેઝેટીયર (પૃ. ૫)માં આપ્યા છે. જાન્યુઆરીમાં ૧·૯૦ ફીટ અને અગસ્ટમાં ૨·૦ ફીટ એક સેંકડમાં દોડે છે અને અનુક્રમે એક સેંકડમાં ૪૦૦ અને ૧૫૦૦ ઘનફુટ પાણી વહેવડાવે છે. અગસ્ટ એટલે વર્ષા ઋતુનું ઠેકાણું નથી. અને પુર આવે તો સેંકડે ૯૨૦૦૦ ઘનફુટ સુધી પાણી વહેલું નોંધાયું છે. (નોંધ ૨.).



**૧ (અ) ભદ્રનો કિલ્લો**
મોટા બુરજ ને ઘડિયાળ
અંદરનું ચિત્ર : ભદ્રનો દૂરથી દેખાવ



(આ) ભદ્રનો મુખ્ય દરવાજો



૨ ત્રણ દરવાજા

સાભ્રમતી માહાત્મ્ય પ્રમાણે સાક્ષાત ગંગા હોવા છતાં અને તીર્થોનો ઘણો મહિમા ગાયા છતાં સાબરમતીનો હાલ બહુ મોટો મહિમા નથી. અમદાવાદ પાસેનાં તીર્થોનો વિગતવાર મહીમા તેતે તીર્થોનાં વર્ણનમાં આગળ જોઇશું. દુધેશ્વર, ખડ્ગધારેશ્વર, અને સપ્તર્ષિનો મહિમા કાંઇક ગણાય છે. પરંતુ દૂર દેશાવરોથી લોક નાહવા આવે એવું કાંઇ નથી. પર્વોને દીવસે દધીચી ઋષિના આશ્રમ અને દૂધેશ્વર વગેરે તીર્થમાં સ્નાનનો જે મહિમા વીસમી સદીની શરૂઆતના દસકામાં હતો તે પણ હવે ઓછો થતો જાય છે. છતાં ઉત્તર ગૂજરાતના લોકો હજી પણ માને છે કે કલિયુગમાં નવસોનવાણુ નદીઓ સૂકાશે તોપણ સાબર સાપના લીસોટા જેટલી વહેશે. અને વૌઠામાં કાર્તિકી પૂનમે હજી પણ મોટો મેળો ભરાય છે.

નદીનો મહીમા



વટવાનો રોજો.

# પ્રકરણ બીજું

## આશાવલ અગર કર્ણાવતી



સાબરમતી અગર શ્વભ્રવતી નદીને કાંઠે આશાવલ હતું. એનું શુદ્ધ નામ આશાપલ્લી છે. એ નામ કેમ પડયું તે ચોક્કસ કહેવું મુશ્કેલ છે. ઘણા જુના વખતમાં ત્યાં ભીલ રાજાઓનું રાજ્ય હતું, એ તો પ્રસિદ્ધ વાત છે. એ ભીલ રાજાઓ આશાભીલના નામથી પ્રસિદ્ધ હતા, એમ જણાય છે. મૂળવંશનો સ્થાપક આશાભીલ નામનો પુરુષ હોય અને તે ઉપરથી જ આશાપલ્લી નામ પડયું હોય, કે આશાપલ્લીના રાજાઓ તે આશાભીલ કહેવાતા હોય એ એક પ્રશ્ન છે. પરંતુ આશાપલ્લીના રાજા એટલે ગમે તે નામ હોવા છતાં આશાભીલ કહેવાય એ વધારે બંધ બેસતું લાગે છે.

આશો ભીલ

આશાપલ્લી અગર આશાવલ ક્યારે વસ્યું તે જણાયું નથી પરંતુ ઇ. સ. ની દશમી સદીથી એના ઉલ્લેખો આરબ મુસાફરોના વર્ણનોમાં અને ગુજરાતના[1] સંસ્કૃત પ્રબંધ વગેરે સાહિત્યમાં વારંવાર આવે છે. એટલે આશાવલ દશમી સદી પહેલાં ઘણા લાંબા સમયથી વસ્યું હશે એમ જણાય છે. અગીઆરમી સદીમાં છ લાખ ભીલોના સ્વામી આશા ભીલને હરાવી સોલંકી

૧. (ઇ. સ. ૯૭૦-૧૦૩૦) આલબરૂની સૌથી પહેલો ઉલ્લેખ આશાવલ સંબંધી કરે છે. ( Schau's Alberuni p 102. )

કર્ણદેવે આશાવલનું નામ બદલી કર્ણાવતી રાખ્યું.[૨] છતાં તે પછી ઘણા કાળ સુધી આશાવલ અને કર્ણાવતી બન્ને નામોના ઉલ્લેખો ઉપલબ્ધ થાય છે.

આશાવલ અને કર્ણાવતી એકજ શહેર છે. આ માટે વિદ્વાનોમાં મતભેદ ચાલે છે. કર્ણાવતી નગરી ક્યાં હતી તે માટે પણ મતભેદ તો છે. પરંતુ

**આશાવલ અને કર્ણાવતી એકજ શહેર છે.**

એ બન્ને શહેરો એક જ છે એવા ઉલ્લેખો મળે છે. કેટલાક વિદ્વાનો કર્ણાવતીને આશાવલ્લીની પાસે અગર તો સાબરમતીને સામે પશ્ચિમ કિનારે મૂકે છે. પરંતુ એમ માનવાને ખાસ આધાર નથી. સિદ્ધરાજના પિતા કર્ણદેવે આશાભીલને હરાવી કર્ણાવતી વસાવ્યું ત્યાં જયંતીદેવી અને કર્ણેશ્વર મહાદેવનાં મંદિરો બંધાવ્યાં, એમ કહેવાય છે, અને સારા શુકન થવાથી કોચરવા દેવીનું સ્થાપન કર્યું. આ કોચરવા નામ અમદાવાદની સામે-પાર કોચરબ ગામમાં જળવાઇ રહ્યું છે. અને એ ઉપરથી કર્ણાવતી સામેપાર હશે એવું અનુમાન કેટલાક કહે છે.[૩]

કર્ણદેવે કર્ણાવતી વસાવ્યાનો ઉલ્લેખ સ્પષ્ટ ઉલ્લેખ મેરૂતુંગાચાર્યે સદીની શરૂઆતમાં લખેલા પ્રબંધચિંતામણિ* નામના ગ્રંથમાં છે. પરંતુ એ ઉલ્લેખમાં

૨ स्वयं तु, आशापल्ली निवासिनमाशाभिधानं भिल्लमभिषेणयन् भैरवदेव्या शकुने जाते तत्र कोछरवाभिधान देव्याः प्रासादं च कारयित्वा षडलक्षाधिपं भिल्लं विजित्य तत्र जयन्तीं देवीं प्रासादे स्थापयित्वा तथा कर्णेश्वरं देवतायतनं कर्णसागर तडागालंकृतं चकार। कर्णावती पुरंनिवेश्य स्वयं तत्र राज्यं चक्रे। (પ્રબંધ ચિંતામણિ પૃ. ૧૩૪ શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથની આવૃત્તિ-) [૩] કોછરવા એજ કોચરબપાલડી અને તેથી કર્ણાવતી અગર આસાવલ સામે કીનારે હશે એમ પણ કેટલાક માને છે; અને બન્ને જુદાં હોય એમ પણ કેટલાક માને છે, કોઇ સારી વસ્તીનાં બે શહેર પાસે પાસે હોઇ શકતા નથી એમ ભૂગોળ વિદ્યાના વિદ્વાનોનું માનવું છે, કોછરબા એ કોઇ ભીલ દેવી જણાય છે અને કર્ણાવતી અગર આશાવલને સામે કિનારે તેનું મંદિર કર્યું હોય તેમ સંભવે, * પ્રબંધ ચિંતામણીના આઉતારામાં કોચરબ અને જયન્તીદેવીનો સ્પષ્ટ નિર્દેષ છે, પરંતુ કર્ણેશ્વર અને કર્ણસાગર માટે ભ્રમ થાય એવું છે. કર્ણસાગર તળાવ હાલ ચાણસ્મા તાલુકાના કર્ણસાગર ગામ પાસે

**કર્ણાવતીનો લેખ.**

એનું સ્થળ સ્પષ્ટ થતું નથી. એમાં જણાવેલું કર્ણસાગર સરોવર અને કર્ણમેરુપ્રાસાદતો છેક ચાણસ્મા તાલુકાના કણસાગર ગામ આગળ અને પાટણમાં છે. ઈ. સ. ૧૮૮૦માં ડૉ. હરિલાલ હ. ધ્રુવને જમાલપુર દરવાજા બ્હારના સપ્તર્ષિના આરા પાસેથી એક પથરો જડ્યો હતો, તેમાં ૧૫ લીટીની એક ખંડિત પ્રશસ્તિ છે. છેલ્લી રેલ[૪] વખતે આરો પડી જવાથી એ પત્થર જડ્યો હશે એમ ડૉ. ધ્રુવનું માનવું છે. એમાં ત્રીજી લીટીમાં "कर्णावत्त्यां स्तंभतीर्थे तथा" એવા શબ્દો લખેલા છે. પ્રશસ્તિ ઘણી ખંડિત હોવાથી લખનાર લખાવનાર કે સમય કે હેતુ કાંઈ સમજાતું નથી. પરંતુ કર્ણાવતી નગરી હતી અને કયે સ્થળે હતી તે આ ઉપરની કંઇક સમજાય છે. અને કર્ણાવતી માટે શિલાલેખ કેવળ આટલો જ ઉપલબ્ધ થયો છે. એ રીતે લેખ મહત્ત્વનો છે.[૫]

**આશાવલ એજ કર્ણાવતી માટેના આધાર**

સિદ્ધરાજના સમયમાં ઉદયન મંત્રી અને સુપ્રસિદ્ધ દેવચંદ્રસૂરિ કર્ણાવતીમાં રહેતા હતા એવા સ્પષ્ટ ઉલ્લેખો છે. આ દેવચંદ્રસૂરિએ દક્ષિણમાંથી આવેલા દિગંબર મતના આચાર્ય કુમુદચંદ્ર સાથે પાટણમાં વાદવિવાદ કર્યો હતો એ ઇતિહાસ પ્રસિદ્ધવાત છે. એ પ્રસંગને લગતું मुद्रित कुमुदचंद्र प्रकरण નામનું નાટક લગભગ બારમી સદીમાં લખાયલું છે. તેમાં શરૂઆતઆશાપલ્લીથી થાય છે, અને આશાપલ્લીના સ્પષ્ટ ઉલ્લેખો છે.[૬] એ જ પ્રસંગને લગતા

પુરાયલું પડ્યું છે, તેથી કર્ણેશ્વર પણ એને તીરે જ હશે. અમદાવાદમાં કર્ણેશ્વર કે કર્ણમુક્તેશ્વર અને કાંકરીયું તે મૂળ કર્ણસાગર ધારવા માટે કંઇ કારણ નથી.
[૪] ઇ. સ. ૧૮૭૫માં સાબરમતીમાં મોટી રેલ આવી હતી અને ઘણું નુકશાન થયું હતું. (જુઓ Ahmedabad Gaz. p. 12). [૫] જુઓ ડૉ. ધ્રુવનો લેખ બુદ્ધિપ્રકાશ ઑગસ્ટ ઇ. સ. ૧૮૮૦ પૃષ્ઠ ૧૭૪. [૬] પ્રબંધચિંતામણી પૃ. ૧૬૧ દેવસૂરિ કર્ણાવતીમાં અરિષ્ટનેમિ પ્રાસાદમાં રહેતા હતા એમ લખે છેઃ—

"तत्र भट्टारक श्रीदेवसूरिणां चातुर्मासकोस्थितानां श्री अरिष्टनेमि प्रासादे..."

"तस्मिन्नवसरे कुमुदचंद्रनामा दिगंबर....गुर्जरदेशं स्वेतुकामः कर्णावतीं प्राय।"

આગળ શ્રી હેમચંદ્ર સૂરિને પણ દેવસૂરિ કર્ણાવતી લાવ્યા હતા એવા ઉલ્લેખો છે.

તેરમી સદીમાં બનેલા પ્રભાવકચરિત્ર નામના ગ્રંથમાં આશાપલ્લીને બદલે કર્ણાવતી નામ લખેલું છે. આ બન્ને ગ્રંથો પ્રબંધચિંતામણી કરતાં જુના છે. એટલે આ ઉલ્લેખો ઉપરથી તથા પ્રબંધચિંતામણીમાં આપેલા વર્ણન ઉપરથી, અને આશાવલનો સ્થલનિર્ણય આગળ કરીશું તે સાથે ઉપરના લેખની જગાના સંબંધથી, જણાશે કે, આશાપલ્લી અને કર્ણાવતી એક જ નગર છે; અને કર્ણદેવે આશાપલ્લીને પોતાનું નામ આપ્યું તે પ્રબંધો અને પ્રશસ્તિઓમાં ચાલુ રહ્યું પરંતુ લોકપ્રિય નામ તો આશાપલ્લી અગર આશાવલ જ હતું એ આગળ જોઇશું. સુલતાન મહમૂદ બેગડાએ ચાંપાનેરનું મુહમ્મદાબાદ નામ બદલેલું અને જુનાગઢનું મુસ્તફાબાદ નામ રાખેલું પણ જેમ ચાંપાનેર અને જુનાગઢ જ ચાલુ રહ્યું એવી જ રીતે કર્ણદેવનો પ્રયાસ નિષ્ફળ ગયો છે.

આમ છેક પંદરમી સદી સુધીનાં સંસ્કૃત ગ્રંથોમાં કર્ણાવતી અને આશાવલ બંને નામ માલુમ પડે છે. કર્ણાવતી નામ પડયા પહેલાંથી પણ આરબ લેખકો આશાવલ નામનો ઉલ્લેખ કરે છે; અને તે વખતના ગ્રંથોમાં પણ કર્ણાવતીને જ બદલે આશાવલ નામ નજરે પડે છે, તે તો આપણે જોયું. દશમી સદીના અંતમાં એલ્બરૂની લખે છે કે આશાવલ ખંભાતથી બે દિવસને રસ્તે છે. અગીઆરમી સદીના અંતમાં અલઇદ્રીસી આશાવલનો ઉલ્લેખ ચુંવાળ (હનાવલ અગર જનાવલ) આગળ કરે છે. અને ધોળકા

**આશાવલના પરદેશી ઉલ્લેખ.**

પરંતુ પ્રબંધચિન્તામણિના આ ઉલ્લેખો કરતાં ઘણા જુના શ્રી દેવસૂરિના સમયમાં જ લખાયલા આ કુમુદચંદ્રના વિવાદને લગતા ઉલ્લેખ मुद्रित कुमुदचंद्र प्रकरण નામના નાટકમાં છે તે આ પ્રમાણે છેઃ—श्रीमदाशापल्लीवतंस कुवलये श्रीमन्नेमि चैत्यालये” (પૃ. ૬.) “श्रीमदणहिल्लपत्तनात् जयश्री श्रमण संघ आशापल्ली स्थानके श्रीमद्देवाचार्यमादिशति” (પૃ. ૧૬) એ જ પ્રસંગને લગતો ઉલ્લેખ પ્રબંધ ચિન્તામણિની પેઠે પણ તેનાથી જુનો શ્રી પ્રભાવકચરિત્રમાં છેઃ—अथ कर्णावती संघोऽन्येद्युरुत्कण्ठितः प्रभोः अव्हाययन्महाभक्त्या चातुर्मासिकहेतवे” (પૃ. ૨૮૩) स्वस्ति नत्वाजिनं श्रीमदणहिल्लपुरे प्रभुम् । संघंकर्णावती पुर्याः श्रीमन्तो देवसूरयः ॥ ૧૯૧ પૃ. ૨૮૫. આ ઉલ્લેખ ઉપરથી આશાપલ્લી એ જ કર્ણાવતી તે સ્પષ્ટ થાય છે.

સાથે સરખાવતાં આશાવલ સારી વસ્તિવાળું, ઉદ્યોગી, અને સારી પેદાશવાળું હતું એમ લખે છે[૭]

સંસ્કૃત ગ્રંથોમાં આવેલા કર્ણાવતીના ઉલ્લેખોથી તેમ જ આશાવલના આ અને બીજા ઉલ્લેખોથી આશાવલ સારી વસ્તીવાળું શહેર હતું એમ જણાય છે. ઇ. સ. દશમી સદીથી અમદાવાદ વસતા સુધી ગુજરાતનાં સ્થળોમાં પાટણ અને ખંભાતથી બીજી પંક્તિમાં આશાવલનું જ નામ જણાય છે. ઉદ્યોગી અને ધનવાન વેપારીઓની વસ્તી મોટી હોવાને લીધે અને ખંભાત બંદરથી અને ભરૂચથી પાટણ અને મોડાસા થઇ ઉત્તર હિંદમાં જવાના ધોરી માર્ગ ઉપર આવેલું હોવાથી આશાવલ હંમેશાં ગુજરાતમાં જાણીતું શહેર ગણાયું છે, હેમચંદ્રસૂરિ, ઉદયનમંત્રી વગેરે નામાંકિત વ્યક્તિઓ ત્યાં નિવાસ કરેલો છે, તેથી અન્ય હિન્દુ કોમો અને વિશેષે કરીને જૈન કોમે મંદિરાદિથી એ શહેરને શણગાર્યું હતું. સિંધથી મુંબાઈ (ચેવલ બંદર) સુધીનાં કીનારાનાં બંદરોનાં નામ બાદ કરીએ તો પરદેશી મુસાફરોએ અમદાવાદ વસ્યા પહેલાં ગુજરાતની અંદરના શહેરોમાં જે ત્રણચાર ગણાવ્યાં છે તેમાં આશાવલ ખાસ આવે છે. વસ્તુપાળ, તેજપાળે પણ પાટણ અને ખંભાત એ મુખ્ય નગરો સાથે આશાવલનું નામ મંદિરો બાંધવાના વ્યવસાયમાં ગણાવ્યું છે.[૮] કર્ણદેવ વાઘેલાના સમયમાં સુલતાન અલ્લાઉદીનના સેનાપતિ ઉલુગખાંએ ગુજરાત જીત્યું ત્યારે એ મોડાસાથી આશાવલ આવ્યો હતો; અને ત્યાંથી કાઠીઆવાડ જઇ ત્યાં બધું ઉજ્જડ કરી પાછો વળતાં આશાવલમાં આવી નિવાસ કર્યાનો ઉલ્લેખ છે[૯] કર્ણદેવ સોલંકી પછી અમ-

આશાવલની મહત્તા.

અને સોલંકી સમયમાં પણ બંને નામો ગ્રંથોમાં પણ વપરાતાં એમ જણાય છે. એટલે સાધારણ લોકોમાં આશાવલ નામ વધારે પ્રચલિત હશે. [૭] અલઇદ્રીસી ઈલીયટ હિસ્ટ્રી ઓફ ઇન્ડિઆ ભા. ૧ પૃ. ૮૭. "......a town populous commercial rich, industrious and productive of useful articals." [૮] " હવિ મંત્રી વસ્તુપાલન ઇ અણહિલ્લપટનિ ૧ આશાવલ્લીઇ ૨ ખંભાયતિ ૩ પ્રમુખ નગરી છપ્પન કોટિ દ્રવ્ય ભૂમધ્યે......( તપાગચ્છ બૃહત પટ્ટાવલી પૃ. ૩૮ ).

[૯] "तओहम्मीर जयराओ वग्गडदेसं मुहुडासयई नयराणी भंजिय असावल्लीऍ पत्तो। कण्णदेवराओअ नट्ठो। सोरट्ठे....निअआण पयट्टाधित्ता आसावल्लीये आवासिओ।"

દાવાદ વસાવનાર અહમદશાહના પિતા મુહમ્મદશાહના રાજ્ય સુધી આશાવલ ગુજરાતની બીજી રાજધાનીનું શહેર રહ્યું હોય એમ જણાય છે. તારીખે ફીરોઝશાહીમાં બળવાખોર તાઘીની પાછળ પડતાં ચોમાસું આવવાથી સુલતાન મુહમ્મદ તઘલખ આશાવલમાં એક મહીનો રહ્યો હતો એમ જણાવ્યું છે.[૧૦] અહમદશાહના બાપ મુહમ્મદશાહે પંદરમી સદીની શરૂઆતમાં પોતાના પિતા મુઝફ્ફરશાહને આશાવલમાં કેદ કરીને ત્યાં ગાદી જમાવી હતી[૧૧] આ પ્રમાણે આશાવલ એક સારૂ શહેર હતું, સમૃદ્ધ હતું, વેપાર ઉદ્યોગ સારા ચાલતા અને અમદાવાદ વસ્યું ત્યાં સુધી એનું મહત્ત્વ ઘણું હતું એ સિદ્ધ થાય છે.

કર્ણાવતીની જગ્યાએ જ આશાવલ હતું એ તો આગળ જોયું. કર્ણાવતી અને આશાવલ સાબરમતીના કીનારે છે,[૧૨] એવા ઉલ્લેખો પણ મળે છે. પરંતુ આશાવલનો ચોક્કસ સ્થળ નિર્ણય કરવો જરૂરનો છે. સહેજ નામસાદૃશ્યને લીધે હાલનું અસારવા એ જુનું આશાવલ છે, એમ આજ સુધીના

જુઓ જીનપ્રભના તીર્થ કલ્પમાંથી ઉતારો. પૂરાતત્વ ૪ આષાઢ. પૃ. ૨૬૬ નીચે તરજુમામાં આશાવલ ગુજરાતની બીજી રાજધાની જેવું ગણાતું એમ લખેલું છે. કાન્હડદે પ્રબંધમાં (પૃ. ૬ ખંડ ૧ લો. શ્લો. ૬૬-૬૭) પણ આ ઉલ્લેખ છે.

भाणिकटक उपडयां असाउलि गढमांहि मेहलूं थाणुं ।
गुजरातदेस हिलोल्यूं अति कीधुं तरकाणुं ॥ ॥ ६६ ॥
असाउलि धूलकूं खंभयति सुरति नई रानेरे ।
बीजां नगरे केतलां कहीई कम्पइ चांपानेर ॥ ६७ ॥

[૧૦] તારીખે ફીરોજશાહી Illiot of vol- III p. 260. [૧૧] તારીખે મુબારકશાહી Illoit of vol. IV p. 31. [૧૨:] हम्मीर मदमर्दन નામના નાટકમાં કર્ણાવતી સાબરમતીને કીનારે છે. એવા ઉલ્લેખ છે. એ નાટક વસ્તુપાળના સમયમાં બનેલું કહેવાય છે એટલે પ્રબંધચિંતામણીથી જુનું છે. वीरधवलः-( अंगुल्या दर्शयन् । नयनमार्ग मियमायातैव महीमहेला कर्णावतंसकुसुमं कर्णावती नाम नगरी । यस्या मनवरतमपि, तटस्फुरत् साभ्रमती तरङ्गरङ्गन्मृदङ्ग ध्वनितेन लक्ष्मीः । अस्मत्पितुः श्रीलवणप्रसाददेवस्य नर्नत्ति कराब्जरङ्ग ॥ २९ ॥

અમદાવાદના ઇતિહાસને લગતા લગભગ દરેક ગ્રંથમાં લખેલું છે.[૧૩] પરંતુ એ ભ્રમ છે. મીરાતે અહમદીમાં અમદાવાદનાં પરાંની નોંધ લખતાં આશાવલ અને અસારવા બંને જૂદાં, જુદી જુદી જગ્યાએ ગણાવ્યાં છે.[૧૪] અસારવા પાસેની અમદાવાદ પહેલાંની ગણાતી માતરભવાનીની વાવને લીધે પણ એ ભ્રમ ઉત્પન્ન થયો છે.

**કર્ણાવતી અગર આશાવલનો સ્થળ નિર્ણય:**

અસારવા અમદાવાદની ઇશાને છે. આશાવલ અમદાવાદની સહેજ નૈઋત્યમાં છે એટલે કેવળ સામી જ દિશામાં છે. મીરાતે અહમદીમાં શાહઆલમના રોજાવાળું રસુલાબાદ પરૂં લખ્યા પછી બહેરામપુર સાથે આશાવલનો ઉલ્લેખ કરેલો છે. અમદાવાદ વસવાની શરૂઆત વખતે શાહઆલમના પિતા કુતુબિઆલમ સાહેબ વટવા રહેવા જતાં પહેલાં આશાવલમાં રહેતા હતા અને તેમના પૌત્ર–શાહશેખજી આશાવલમાં જન્મ્યા હતા.[૧૫] સોળમી સદીમાં અકબર બાદશાહના રાજ્યમાં મીર અબુતુરાબ મક્કાથી પેગંબર સાહેબનાં પવિત્ર પગલાં લાવ્યા ત્યારે આશાવલમાં આવેલા મીરના મકાન પાસે તેને માટે ભવ્ય મકાન બાંધવામાં આવ્યું હતું એવો ઉલ્લેખ છે. આ મીરે પાછળથી જુના આશાવલ પાસે નવું આશાવલ વસાવી ત્યાં પોતાની દરગાહ કરેલી એમ જણાય છે.[૧૬] એ રોજો હાલ કેલીકો મીલની પાછળ છે, એટલે આશાવલ પાછળથી

**અસારવા આશાવલ નથી.**

[૧૩] આ મુજબ મુંબઈ ગેઝેટીયરના ગુજરાતના ઇતિહાસ અને અમદાવાદના ગેઝેટીયરમાં તથા તે ઉપરથી લખાયલા ગુજરાતના અને અમદાવાદના ઘણા ખરા ઇતિહાસોમાં અસારવાને જ આશાવલ ધારવામાં આવે છે. [૧૪] જુઓ મીરાતે અહમદી. ભા. ૨. ગૂ. ભા. પૃ. ૧૮ અને જુઓ. Supplement to Mirate–Ahmedi by Navabali & Seddon P. 12–& 17. [૧૫] મીરાતે અહમદી ગૂ. ભા. ભા. ૨ પૃ. ૩૦ અને ૩૧ શાહ શેખજીનો મહિમા ઘણો મોટો છે. અહમદી શાહ ભીખણનું સ્થાન આશાવલમાં કહે છે અને એમના રોજાની જગ્યા હાલ બહેરામપુરામાં જ છે. શાહભીખણ શાહ આલમના પુત્ર હતા. [૧૬] મીરાતે અહમદી ભા. ૧ લામાં આ વર્ણન કરેલું છે. અને ભા. ૨ જામાં અમદાવાદના ઓલીયાઓના વર્ણનમાં પણ આનો ઉલ્લેખ છે. નવાબઅલી અને સેડનની અંગ્રેજી આવૃત્તિમાં પણ એ પ્રમાણેજ આપેલું છે. મીર અબુતુરાબે નવું

પડું થઇ ગયું ત્યારે જમાલપુર દરવાજા બહાર નદી કીનારે કેલીકો મીલ છે, તેની લગભગ પાસે હતું એમ નક્કી થાય છે; જ્યારે એ મોટું શહેર હશે ત્યારે ઉત્તરે શહેરની અંદર ખાનજહાન અને રાયખડ સુધી અને પૂર્વે આસ્તોડીઆ સુધી એની હદ હોય એમ સંભવ છે. આશાવલ એ જગ્યાએ જ હતું એનો બીજો ઉલ્લેખ તબકાતે અકબરીમાં મળે છે. બાદશાહ હુમાયુએ અમદાવાદ જીતી પોતાના ભાઈ મીરઝાં અસ્કરીને અમદાવાદનો સુબો નીમ્યો ત્યારે ગુજરાતનો બાદશાહ બહાદૂરશાહ દીવ બંદરે નાસી ગયો હતો. પાછળથી ગુજરાતીઓનું સારૂં લશ્કર ભેગું થવાથી સુલતાને અમદાવાદ ઉપર ચઢાઇ કરી સાબરમતીને સામે કીનારે સરખેજની પાસે પડાવ નાંખ્યો, મીરઝાં અસ્કરીને લઢાઈ કરવી ઠીક લાગી નહી. તેથી શહેર બહાર નીકળી લઢવાનો ડોળ કરી આશાવલની પાછળ સુલતાન બહાદૂરની છાવણીથી બરોબર સામે પડાવ નાંખ્યો. મીરઝાં અસ્કરીની તોપનો એક ગોળો સીધો સામે બહાદુરનાં તંબુમાં વાગ્યો. અને એ ઉપરથી અસ્કરી પાસેથી ફુટીને નાસી ગયેલા ગઝનફારનો સુલતાને જવાબ લીધો એવો સ્પષ્ટ ઉલ્લેખ છે. એટલે અમદાવાદથી સરખેજ સુધીના સાબરમતીના સામા કીનારાની બરોબર સામે, અસ્કરીની છાવણીની પાસે, એટલે ઉત્તરે આશાવલ હતું એ ચોક્કસ સિદ્ધ થાય છે.[૧૭]

અશાવલ વસાવ્યું એમ પણ લખ્યું છે. પેગંબર સાહેબનાં પગલાં ઉપર ૭ વર્ષ સુધી કામ કરી ભવ્ય મકાન બાંધવામાં આવ્યું. જુનું આશાવલ પણ સાથેજ હોય એમ જણાય છે. જુના આશાવલમાં જુમ્મા મસીદની પાછળ મીર અબુ તુરાબના ભાઇ સૈયદ કમાલુદ્દીન શીરાઝી કબર છે. અને તેમનો ઉરસ સવાલ માસની ચૌદમી તારીખે થાય છે. એમ લખ્યું છે. (જુઓ મી. અ. ભા, ૨ પૃ. ૬૯). જે ગામ અગર પરામાં જુમા મસીદ હોય તેની વસ્તી મોટી હોવી જોઇએ. હાલ એ મસીદ જણાતી નથી.

[૧૭] જુઓ Tabkat iAkbari, Elliots History vol. V p. 198 "......and from a camp in the rear of Asaval opposite Sarganj" સરગંજ એટલે સરખેજ એ આધને અકબરીમાં સરખેજના વર્ણનમાં સ્પષ્ટ થયેલું છે. મીરઝાં અસ્કરી બહાદૂરની સાથે લઢી શકે તેમ હતું નહી તેથી બહાદૂરને ભૂલાવામાં નાંખવા માટે લઢવાનો ડોળ કરી આશાવલ આગળ છાવણી નાંખી રાતોરાત એ મહેમદાવાદ નાસી ગયો. મીરાતે સીકંદરી અને અહમદીમાં ગ્યાસપુર આગળ છાવણી નાંખી એમ લખ્યું છે. આ ગ્યાસપુર પણ સરખેજની બરોબર સામે કીનારે છે. ( જુઓ અમદાવાદનો

આશાવલ જમાલપુર દરવાજાની બહાર હતું એનો ઉલ્લેખ વધારે ચોક્કસ મળે છે. ઈ. સ. ૧૫૪૨ માં સુલતાન મહમૂદ ત્રીજાને તેના અમીર આલમખાંએ નજર કેદ રાખ્યો હતો. એ વર્ણનમાં મીરાતે સીકંદરીમાં લખ્યું છે કે આલમખાંનો મહેલ "શહેરના કોટની બહાર આશાવલમાં હતો." સુલતાને એક વખત યુક્તિથી કેદમાંથી છૂટી રાત્રે આલમખાં ગાનતાનમાં હતો તે વખતે જમાલપુર દરવાજેથી બહાર નીકળી તેના મહેલ ઉપર હુમલો કર્યો. સુલતાનના આવવાની ખબર જમાલપુર દરવાજા આગળની એક મસ્જીદના મીનારા ઉપરથી કોઇએ બુમ પાડીને આપી ને આલમખાંના અંગરક્ષકે સાંભળી એમ સ્પષ્ટ લખ્યું છે; આ ઉપરથી આશાવલ જમાલપુર દરવાજા બહારથી જ શરૂ થતું હશે અને મોટા અમીરોના મહેલો તેમાં હશે.*

હિંદુ ઉલ્લેખ પણ આ માટે મળે છે. શ્રી વિજયસિંહસૂરિ નિર્વાણ-રાસમાં વિજયદેવસૂરિ ખંભાતથી અમદાવાદ બાજુ આવતા હતા. વિજયસિંહસૂરિ બારેજાથી એમની સાથે આવ્યા. બારેજા હાલ અમદાવાદની દક્ષિણે જેતલપુર આગળ છે. અને જમાલપુર દરવાજા બહારથી ત્યાં જવાય છે. બારેજાથી આશાવલ અને આશાવલથી એની બાજુમાં જ ઇલમપુર (અલીમપુર—હાલ શાહઆલમની પાસે) અને ત્યાંથી નવાપુરામાં શ્રી સૂરિ આવ્યા એમ લખ્યું છે. એ પણ આશાવલ ને જમાલપુર દરવાજા બહાર સિદ્ધ કરે છે. અલીમપુર અને નવાપુરા હાલ પણ ઓળખાય છે. અગાઉ આશાવલ સંકોચાઇને પડું થવા પહેલાં જ્યારે શહેર હશે ત્યારે અલીમપુર વગેરે એના ભાગ જ હશે. રાસ આ પ્રમાણે છે:—

નકશો હોય અને ફરગ્યુસનકૃત) એટલે સામે કોચરબ અને સરખેજની વચ્ચે બહાદૂર અને આશાવલ અને ગ્યાસપુરની વચ્ચે અસ્કરીની છાવણી મોટા મેદાનોમાં પડી હતી. તબકાતે અકબરીના કર્તા ખ્વાજા નીઝામુદ્દીન અહમદના પિતા મીરઝા અસ્કરી સાથે અમદાવાદમાં હતા એટલે તેમણે આ વાત નજરે જોયેલી હશે. * Baily's Mirate Sikandari p. 428. એ જ ગ્રંથમાં પૃ. ૯૧માં નોંધમાં લખ્યું છે કે આશાવલને કોટ હતો નહી એમ પ્રાચીન લોકવાયકા હતી. એટલે કીલ્લો-ગઢ કાન્હડદે પ્રબંધમાં લખ્યા પ્રમાણે હશે, અને વસ્તીને ફરતો કોટ નહી હોય એવી રીતના દાખલા બીજાં શહેરોના પણ મળે છે.

બારેજાથી ચાલતાંજી, ધરી હોય વાત જ કીધ;
ગુરૂ સંઘાતઈ પ્રેમસ્યુંજી, આણંદ અધિકો દીધ. ૧૨
ગુરૂ બોલાવી આવીઓજી, અસાવલીપુર માંહી;
હલમપુર માંહિ આવીયાજી, આણી અધિક ઉત્સાહ. ૧૪
નવાપુરઇ પધારીઓ, શ્રી તપગછ સુરતાણ રે;

આ પ્રસંગ ઇ. સ. ૧૬૫૨ (સં. ૧૭૦૮) નો એટલે ઔરંગઝેબના સમયનો છે.

(જૈન ઐતિહાસિક કાવ્યસંગ્રહ પૃ. ૧૭૮)

કર્ણાવતી પણ સાબરમતીના કીનારે જ હતું એવો ઉલ્લેખ હમ્મીર મદમર્દન નામના નાટકમાં છે. આશાવલનો સ્થળ નિર્ણય આગળ કર્યો અને કર્ણાવતી નામવાળો શિલાલેખ પણ સપ્તર્ષિ આગળથી જ જડેલો છે, તે વાતથી એ બંન્ને શહેરો એક છે, અને એક જ જગ્યાએ હતાં એમ સિદ્ધ કરવાને વધારે પુષ્ટિ મળે છે.

આશાવલનાં મકાનો

આશાવલના આગળ જોયું તેવા મહત્વને લીધે જૈન અને હિંદુ ધર્મનાં ઘણાં મંદિરો ત્યાં હશે. કાન્હડદે પ્રબંધનો જે ઉલ્લેખ આગળ નોંધાયો છે તે પ્રમાણે આશાવલને ગઢ કીલ્લો હતો અને ઉલુગખાં અથવા અલુખાંએ ત્યાં થાણુ બેસાડ્યું હતું. એ મન્દિરોનો પહેલો નાશ અલાઉદીનના સુબા ઉલુગખાંએ કર્યો. શ્રી દેવસૂરીના નિવાસવાળા અરિષ્ટનેમિપ્રાસાદનો ઉલ્લેખ પ્રબંધચિંતામણિમાં છે. સિદ્ધરાજના સમયમાં શાંતુપ્રધાને શાંતુવસહિ અને ઉદા પ્રધાને ૭૨ જિનાલયવાળું ઉદયવરાહ નામનું મંદિર કર્ણાવતીમાં બંધાવ્યાના ઉલ્લેખો પણ છે.[૧૮] વસ્તુપાળ તેજપાળે પણ આવા શહેરમાં મંદિરો બંધાવ્યાં હશે એમ જણાય છે. એટલે આશાવલ પ્રાસાદો અને મંદિરોથી સમૃદ્ધ હશે એમાં શંકા છે જ નહિં અને અમદાવાદ વસતી વખતે એના પત્થરોનો છુટથી ઉપયોગ થયો હોય એમ માની શકાય. આશાવલ જેવા

[૧૮] જુઓ બૉમ્બે ગેઝેટીયર vol. I part I p. 170.

શહેરમાંથી અમદાવાદના કીલ્લાનો એક એક માથોડું કોટ પત્થરનો કરવા જેટલા અને શરૂઆતની મસીદો બાંધવા જેટલા પત્થરો ન મળે એમ સંભવે જ નહી. આશાવલની વસ્તી અને મકાનોનો પુરેપુરો નાશ તો નહી થયો હોય એમ આશાવલ પુરા તરીકે અઢારમી સદી સુધી કાયમ રહ્યું એ ઉપરથી જણાય છે. અમદાવાદ માટે શરૂઆતના પત્થરો પાટણ અને ચંદ્રાવતી જેટલે દૂરથી આવ્યા હોય તે કરતાં આશાવલના જ પત્થર વપરાયા હોય એ વધારે માનવા જેવું છે. ભદ્રમાં ખોદાણ કરતાં નીકળેલી હિંદુ મૂર્તિઓ અને ૧૯૨૩ માં ડીસ્ટ્રીકટ કોર્ટનું મકાન વધારતાં તોડેલા કોટમાંથી નીકળેલી મૂર્તિઓ આશાવલની જ હોઇ શકે.[૧૯] અમદાવાદમાં સર્વથી પ્રથમ બંધાયલી ભદ્રની અહમદશાહની મસ્જીદ અને જમાલપુર હૈબતખાંની મસ્જીદ કેવળ હિન્દુ મંદિરોના પત્થરની બનેલી છે. તેના ઉપરથી મૂર્તિઓ સાફ કરવાનો વખત પણ મળ્યો નથી. ભદ્રની મસ્જીદમાં તેરમી સદીનો મહારાજા વિસલદેવના સમયનો એક ખંડિત લેખ છે. તે પણ એ પહેલી જ બંધાયલી મસીદમાં આશાવલનો જ કોઇ લેખ હોય, અમદાવાદની પાછળથી બંધાયલી મસ્જીદોમાં અને મકાનોમાં પાટણ ચંદ્રવતીના પત્થરો વપરાયા હોય એમ જણાય છે.[૨૦]

[૧૯] ભદ્રમાંથી નીકળેલી મૂર્તિઓ ડૉ. બર્જેસે આર્કીઓલોજીકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડીઆના અમદાવાદના વોલ્યુમ બીજામાં આપેલી છે. તેમાં શિવની, પાર્વતીની, વિષ્ણુની મહિસાસુરમર્દિનીની ગણેશની એવી હિંદુમૂર્તિઓ પણ જડેલી છે. ડૉ. બર્જેસ આ મૂર્તિઓ અને જુની મસ્જીદો (ભદ્રની હૈબતખાની વિગેરે) જુના આશાવલના મંદિરોના અવશેષો જ હોય એમ માને છે. ડૉ. બર્જેસ પણ માતર ભવાનીની વાવને લીધે અસારવાને આશાવલ માને છે. પરંતુ ચોક્કસ નથી લખતા. માતરભવાનીની વાવને અમદાવાદ પહેલાંની ગણવા માટે કાંઇ આધાર નથી. જુઓ પૃ. ૮૪.

ડીસ્ટ્રીકટ કોર્ટનું મકાન વધારતાં કોટ તોડેલો તે વખતે ઘણી મૂર્તિઓ નીકળી હતી. એ બધા પત્થરો કોન્ટ્રેકટરોને વેચી દેવામાં આવ્યા હતા. આમાંની કેટલીક મૂર્તિઓનો ફોટોગ્રાફ લેવાનો યત્ન મેં કરેલો છે. [૨૦] જુમામસીદની શરૂઆતમાં કદાચ પાટણ બાજુથી પત્થરો આવવા લાગ્યા હોય. જુમાયસીદના મીનારાનાં ઝાડ જોતાં તે પાટણના જણાય છે. તેવાં ઝાડ આબુના દેવળોમાં પણ છે. છેક ઔરંગઝેબના સમય સુધી પાટણથી પત્થર આવ્યાના ઉલ્લેખ મીરાતે અહમદીમાં છે. એટલે શરૂઆતમાં

અમદાવાદ વસ્યા પછીથી આસાવલની પડતી થવા માંડી. અમદાવાદ આશાવલની છેક પાસે વસાવ્યાનો ઉલ્લેખ મીરાતે સીકંદરીમાં છે. આશાવલની ઉત્તરનો થોડો ભાગ શહેરમાં આવી ગયો છે, એમ માનવાને કારણ છે. આસ્તોડીઆ દરવાજે જે આશાભીલનો ટેકરો કહેવાય છે તેને પુરાણા આશાવલ સાથે સંબંધ તો હશે જ. આસ્તોડીઆ એ જ આશાવલ એવી માન્યતા પણ ચાલે છે, તે પ્રાચીન આશાવલનો એક ભાગ હોય, પરંતુ અસારવાને આશાવલ સાથે કંઇ સંબંધ નથી.

આશાવલનો નાશ

આ પ્રમાણે પડતી થવા છતાં પણ અમદાવાદના પરા તરીકે આશાવલ અઢારમી સદીના પ્રથમ પાદ સુધી હતું.[૨૧] પરંતુ દક્ષિણના ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજાઓના લશ્કરથી ગુજરાતના સર્વથી પ્રાચીન બ્રાહ્મણોના સંસ્થાન વડનગરનો એ બ્રાહ્મણો માટે હંમેશનો નાશ થયો, તેમના જ લશ્કરથી અમદાવાદના આ પ્રાચીન હિંદુ શરીરના અવશેષનો પણ હંમેશનો નાશ થયો.[૨૨] પરંતુ એ બન્ને નાશના પ્રકારમાં ભેદ છે. મરાઠાઓ દક્ષિણથી આવતા એટલે આશાવલની બાજુથી અમદાવાદ ઉપર હુમલો કરતા. એમના લશ્કરની

આશાવલના પત્થરોજ અમદાવાદમાં વપરાયા હોય અને તે ખૂટ્યા પછી બન્ને જગ્યાએથી આણ્યા હોય. [૨૧] મીરાતે અહમદીના બીજા ભાગનાં અમદાવાદનાં પરાંના વર્ણનમાં આસ્તોડીઆ ખામંદરોલ વિગેરે દક્ષિણના પરાંની હદ શહેરમાં અને અંદર અંદર અમદાવાદ વસતી વખતે અને વસ્યા પછી સેળભેળ થઇ ગઇ એમ લખેલું છે. એમાં આસ્તોડીઆનું નામ જુદું બતાવ્યું છે. ( જુઓ મી. અ. ગુ. ભા, ૨ પૃ. ૧૯૪ ). [૨૨] ઇ. સ. ૧૭૨૫માં અમદાવાદનો સુબો મુબારીઝ ઉલમુલ્ક બીજે લડાઇમાં રોકાયો હતો. તે વખતે કંતાજી ભાસ્કરે વડનગર ઉપર હુમલો કર્યો અને અમદાવાદથી મદદ ન આવવાથી નાગરોએ ચાર લાખ રૂપીઆ આપી એને પાછો વાળ્યો. આ લોભથી ફરીથી કંતાજીએ વડનગરને ઘેરો ઘાલ્યો. અને નાગરો હવે કંઇ આપી શકે એમ ન હોવાથી માલ મિલ્કત છોડીને નાઠા. કંતાજીએ વડનગર લૂંટી દાટેલા ધનની શોધ માટે શહેર બાળ્યું તે વખતથી વડનગરમાં નાગરોની વસ્તી ન રહી. આશાવલનો નાશ અમદાવાદ ઉપરના વારંવારના હુમલાથી થયો છે અને એથી જ દક્ષિણનાં પરાં પણ ઉજ્જડ થયાં છે, ( જુઓ મીરાતે અહમદી ગુ. ભા–૨ પૃ. ૨૮ અને પુરાતત્વ પુ–૩ અંક ૨ પૃ. ૧૩૧ )

અવરજવરથી એ પરાનો નાશ થયો. એટલે એ લોકો કેવળ નિમિત્ત માત્ર બન્યા હોય એમ જણાય છે.[૨૩]

૨૩ હોપ અને ફરગ્યુસન અમદાવાદના સ્થાપત્યના પુસ્તકમાં ૧૮૬૬માં લખે છે કે:—Modern investigation has not yet proceeded sufficiently far to enable it to be stated with certainty how far Kurnavutti was contiguous to or idedtical with Ashawal and Shreenaggur, both of which names occur in early records as those of a great city herebouts; but there can be no doubt that the new town of Ahmed Shah, to which he gave the name of Ahmedabad, and its suburbs, embraced them all " આ માન્યતા ઓછે વધતે અંશે આજ સુધી ચાલી આવેલી છે. અને છેક ૧૯૨૬માં લખાયલી અલતેકર કૃત A History of towns in Gujaratમાં પણ આ બાબત કાંઇ વિશેષ પ્રકાશ પાડેલો નથી (જુઓ હોપ અને ફરગ્યુશન પૃ. ૨૬ અને Altekar's History of ancient towns in Gujarat. P. . 16) આશાવલ અને કર્ણાવતી એકજ હતાં અને એનું સ્થળ અસારવાથી જુદું હતું તે ઉપર સિદ્ધ થયું છે.




૩ અહમદશાહની મસ્જિદના હિંદુ આકૃતિઓ વાળા કોઇ હિંદુ મંદિરના (આશાવલના ?) થાંભલા



ઈ. સ. ૧૯૨૩માં ડિસ્ટ્રિક્ટ કોર્ટનું મકાન વધારતાં ભદ્રના કોટમાંથી ભગ્નાવશેષ હિંદુ મંદિરોના અસંખ્ય પત્થરો નીકળ્યા હતા. કોઇ ઉપર લેખ પણ દેખાતા. મૂર્તિઓ તો ઘણા ઉપર હતી. એ પત્થરનો ઢગલો રાયખડમાં આદિત્ય પ્રેસ પાસે પડ્યો હતો. એમાં પડેલી મૂર્તિઓમાંથી આ બે ચિત્રો લીધાં છે.
એ ગણેશ અને દેવીની મૂર્તિઓ હોય એમ લાગે છે.



૪ અહમદશાહ બાદશાહનો રોજો

## પ્રકરણ ત્રીજું

## અમદાવાદ વસ્યું



Eight hundred years had passed and thirteen more
Since Islam's Prophet fled; it was the mouth
Of Znl Qada. So, when the bricks were laid,
The Angles showered their blessings, till they rose...

(*Navabali & Seddon*)

પાટણ અને અહમદાવાદ

તેરમી સદીના અંતમાં અણહિલ્લવાડ પાટણ ભારતવર્ષનાં પ્રધાન નગરોમાં અગ્રસ્થાને હતું. એ વખતે ગૂજરાતનું સ્વતંત્ર હિંદુ રાજ્ય નાશ પામ્યું; અને એનો છેલ્લો મહારાજા કર્ણદેવ નાસીને દક્ષિણમાં ગયો. એ પછી એક સદી સુધી દિલ્હીના મુસલમાન બાદશાહોના સુબા ગૂજરાતનો વહીવટ પાટણમાં રહીને કરતા. છેલ્લો સુબો ઝફરખાં ચૌદમી સદીના અંતમાં મુઝફ્ફરશાહ નામ ધારણ કરી સ્વતંત્ર થયો. એના મરણ પછી એનો પૌત્ર અહમદશાહ હી. સ. ૮૧૩ ના રમજાન મહીનાની ૧૪ મી તારીખે[1] પાટણમાં ગૂજરાતની ગાદીએ બેઠો. એ જ વર્ષમાં એના સગા અમીરોએ ખંભાતમાં ભેગા થઇ બળવો કર્યો. અહમદશાહ તેમની સામે લશ્કર લઇ ગયો ત્યારે એ લોકો ભરૂચ ગયા અને અહમદશાહે

[૧] Bayley's Mirate Sickandri p. 88. એ સાલ ગાદીએ બેઠા વખતે ઇ. સ. ૧૪૧૦ આવે છે.

તેમની પૂંઠ પકડી. જ્યારે બળવાખોરોને સુલતાન આવ્યાની ખબર પડી ત્યારે તેઓ સુલતાનને તાબે થયા, અને સુલતાન ભરૂચથી આશાવલ શહેરમાં આવી રહ્યો. અને આસપાસના ભીલ લૂંટારાઓને વશ કરવાની ગોઠવણ કરવા લાગ્યો.[૨]

આશાવલ અને અહમદશાહ

આગળ જોયું તેમ સુલતાનના પિતા મુહમ્મદશાહ ને આશાવલ પસંદ હતું. એણે ત્યાં ગાદી જમાવી હતી. અહમદશાહને પણ આશાવલની હવા પસંદ પડી. આશાવલ સાબરમતીને પૂર્વ કીનારે હતું. તેની બરોબર નજીક સપાટ જમીન ઉપર એને એક શહેર વસાવી રાજ્યધાની સ્થાપવાનો વિચાર થયો. અને સરખેજ નિવાસી સંત શિરોમણિ શેખ અહમદ ખટુ ગંજબક્ષની સલાહથી શુભ ઘડીમાં ઇ. સ. ૧૪૧૧ માં અમદાવાદનો પાયો નંખાયો.

અમદાવાદની સ્થાપનાની તારીખમાં મતભેદ ઘણો છે.[૩] અહમદશાહનો રાજ્યાભિષેક હી. સં. ૮૧૩ માં એટલે ૧૪૧૦ માં થયો એમાં એક બે

[૨] તવારીખકારો અહમદશાહ અને આશાભીલને સાથે લાવે છે. કર્ણદેવે આશાભીલને હરાવ્યો હતો; પછી આશોભીલ મુસલમાન રાજ્ય વખતે ક્યારે આવ્યો એ સમજાય એવું નથી. ત્રણસો વર્ષ પર કર્ણદેવ સાથે બનેલી વાતને કોઈ દંતકથાના આધારે તવારીખકારો અહમદશાહ સાથે જોડવા માંગે છે એમ કેટલાક વિદ્વાનોનું ધારવું છે અને એ સત્ય લાગે છે. અહમદશાહના વખત સુધી આશાવલમાં આશોભીલ હોવાનો કોઇ જ સંભવ નથી. તવારીખમાં કોઇ પ્રતમાં આશાભીલને હરાવ્યો અને કોઇમાં હરાવવાની ગોઠવણ કરવાના વિચારમાં પડયો એમ લખ્યું છે. એવી ગોઠવણ કરવાનો પાઠાંતર ખરો માને છે. આસપાસના ભીલોનો ત્રાસ ઓછો કરી વ્યવસ્થા કરવાનો અર્થ એમાં જણાય છે. [૩] ફીરીસ્તા: (બ્રીગ્ઝનો તરજુમો vol IV) અહમદશાહ ૧૪૧૨માં ગાદીએ આવ્યો એમ લખે છે એટલે અમદાવાદ તે પછી વસ્યું. અમદાવાદની વંશાવળીમાં સંવત ૧૪૫૮નું વર્ષ લખ્યું છે. બર્ડની અહમદીના તરજુમામાં હી. સં. ૮૩૧ લખી છે. જેમ્સ ફોર્બ્સ ઇ. સ. ૧૪૨૬ લખે છે. કોઈ ૧૪૫૨ની સંવત પણ લખે છે. શહેર વસ્યા પછી ત્રણ વર્ષે જુમામસીદ બંધાઈ તે ૮૨૭માં બંધાઇ એ ઉપરથી ૮૨૪ની હી. સં. ધારીએ તો પણ સંવત સાથે મેળ નથી આવતો એમ રા. મગનલાલ વખતચંદ લખે છે. ( મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૮–૧૯. ) રા. મગનલાલની લખેલી તારીખો ભૂલ ભરેલી છે. ગેઝેટીયરોના મતભેદ ઉપર જણાવ્યા છે. અને રા, શંકરરાયના અમદાવાદના ' જીવન વિકાસ 'માં આવેલા

અપવાદ સિવાય બધા ગ્રંથકારો એક મત છે. ૮૧૩માં એટલે ગાદીએ આવ્યો તે જ વર્ષમાં આશાવલ્લમાં આવી અમદાવાદનો પાયો નાખ્યો એમ પણ ઇતિહાસકારો લખે છે. મીરાતે સીકંદરી પ્રમાણે એ રીતે અમદાવાદ વસ્યાની સાલ ૧૪૧૧ આવે છે. મીરાતે અહમદી પણ એ જ હીજરી સંવત લખે છે, પરંતુ તે સાથે વિક્રમ સંવત ૧૪૪૯ અને શક ૧૩૧૪ લખે છે. એટલે સંવત અને શકનો બંધ ઇસ્વી સન સાથે બેસતો નથી. તારીખે ફીરિસ્તામાં હી. સં. ૮૧૫ એટલે ઇ. સ. ૧૪૧૩, અને આઇને અકબરીના બ્લૉકમૅનના તરજુમામાં સં. ૮૧૩ આપેલી છે. અમદાવાદ ગેઝેટીયર તા. ૪થી માર્ચ ૧૪૧૧ અને ગુજરાત ગેઝેટીયર ઈ. સ. ૧૪૧૩–૧૪ લખે છે.

**અમદાવાદની જુદી જુદી સાલો**

રા. શંકરરાય અમૃતરાય કૃત અમદાવાદના જીવનવિકાસમાં જોશી ગિરિજાશંકર હરિશંકરે પ્રાચીન જ્યોતિષીઓનો એક શ્લોક આપ્યો

સંસ્કૃત શ્લોકની તારીખ પણ બેસતી નથી. અમદાવાદની વંશાવળી (જુઓ ફૉર્બ્સ સભાનાં હસ્તલિખિત પુસ્તકોની યાદી. પૃ. ૨૫૪)માં અહમદશાહે વિ. સં. ૧૪૫૧માં વસાવી ૧૪૫૮માં વાસ્તુ કર્યું એમ લખે છે. એ જ ગ્રંથમાં ગૂજરાતના રાજાઓની વંશાવળી (પૃ. ૫૧-૫૨) આપી છે એમાં અહિમદસા વ. ૩૨ રાજ્યં અહિમદસા અહિમદાવાદ વસાવ્યો સંવત ૧૪૬૮ વર્ષે વૈશાખે સુદિ ૭ રવૌ પુષ્ય નક્ષત્રે પ્રથમ પ્રહરે વસાવ્યૌ।" એમ લખેલું છે. આ સાલ કાંઇક બેસતી આવે છે અને એને વધારે આધાર શ્રી શત્રુંજયતીર્થોદ્ધારમાં अथगुर्जरात्रायां सुरत्राणाः આ રીતે વંશાવળી આપી છે એમાં અહમદશાહનું ૩૨ વર્ષ રાજ્ય અને "संवत् १४६८ वर्षे वैशाख वादि ७ रवौ पुष्ये अहमिदावाद स्थापना" એમ લખ્યું છે. ઉપરની વંશાવળીમાં વૈશાખ સુદિ છે અને એ વધારે ખરું હોય એમ જણાય છે. તપાગચ્છ બૃહત્ પટ્ટાવલિમાં (પૃ. ૪૫] एहवइं वि सं १४४८ वर्षि श्री अहीमदावाद नयरपणुं । એમ લખ્યું છે. એટલે એમાં સંવત ૧૪૪૮ એટલે ઇ. સ. ૧૩૯૨ થાય. એટલે એ તારીખ પણ ભૂલવાળી છે. પણ પટ્ટાવલિમાં તારીખોની એવી ભૂલો થયેલી છે એટલે ૧૪૬૮ને બદલે ૧૪૪૮ લખાઇ ગયું હશે. આ પ્રમાણે મતભેદ ઘણો છે. ઉપરની અમદાવાદ અને ગૂજરાત ગેઝેટીયરની તારીખો માટે જુઓ અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૪૯ નોંધ ૩ અને ગૂજરાત ગેઝેટીયર પૃ. ૨૩૫ નોંધ ૩.

**અમદાવાદની દેશી સાલો**

છે.[૪] તે પ્રમાણે તથા મીરાતે અહમદીના લખ્યા મુજબ વિ. સં. ૧૪૪૯ એટલે ઈ. સ. ૧૩૯૩ આવે છે. મીરાતે અહમદીની પ્રો. નવાબઅલી કૃત અંગ્રેજી આવૃત્તિમાં વિ. સં. ૧૪૪૯ના વૈશાખ સુદ પાંચમ ને ગુરૂવારની તારીખ લખેલી છે તે અને આ શ્લોકની તારીખ મળે છે: પરંતુ હી. સં. સાથે એ મળતી નથી. રા. રા. ગિરિજાશંકર પોતે જ લખે છે કે એ તારીખે ગુરૂને બદલે શનિવાર આવે છે. એટલે શ્લોક પ્રમાણભૂત નથી. મીરાતે અહમદીમાં અમદાવાદની એક કુંડલી આપેલી છે.[૫] તે સાથે સરખાવી ઇ. સ. ૧૪૧૨ શાકે ૧૩૩૩ના વૈશાખ સુદી પાંચમને ગુરૂવાર મેળવી બ્રહ્મપક્ષ નામના જ્યોતિષના ગ્રંથને આધારે ગણત્રી કરી રા. ગિરિજાશંકરે અમદાવાદની કુંડલી બનાવેલી છે. અને મીરાતે અહમદીની કુંડલી સાથે થોડા ફેર સિવાય એ મળતી આવે છે.

**અમદાવાદ વસ્યાની સાલનો નિર્ણય**

આ બધું સાથે જોતાં અમદાવાદની ખરી તારીખનો નિર્ણય થવો ઘણો મુશ્કેલ છે. સંસ્કૃત શ્લોક તો માનવા લાયક નથી જ. શ્રીયુત ગિરિજાશંકર ઇ. સ. ૧૪૧૨ અને શકે ૧૩૩૩ અહમદીની કુંડલી ઉપરથી ઉપજાવે છે અને એમાં ઇસ્વીસનમાં એક વર્ષની ભૂલ જણાય છે. વધારે ગ્રંથકારોનો મત અહમદશાહ હી. સં. ૮૧૩માં ગાદીએ આવ્યો અને એ જ સાલમાં શહેર વસાવ્યું એવો છે. અને ૮૧૩ એટલે ઈ. સ. ૧૪૧૦નો પાછલો ભાગ અને ૧૪૧૧ની શરૂઆતનો

[૪] શ્લોક આ પ્રમાણે છે. પ્રાચીન જ્યોતિષીઓના સંગ્રહમાંથી મળ્યો છે એમ રા. ગિરિજાશંકર લખે છે.

संवत् नंदकृतेंद्रकैः परिमिते मासे सिते माधवे ।
पंचम्यांगुरुवासरे दिनदले ऋक्षेच पुष्यामिधे ।
नाथेनाथ सुमाणिकेन मनसा दत्तं महूर्तं यदि ।
श्रीपात्शाहसु--एह्मदेन अमदावादं तदाकारितं ॥

[૫] કુન્ડલી માટે આગળ ચર્ચા કરીશું. ચાર ભાગના રાજાની વંશાવળી ( ફૉર્બ્સ સભાના હસ્તલિખિત ગ્રંથોની યાદી પૃ, ૧૭૨ )માં "અહમદશા હવા...જેણે અમદાવાદ વાસુ માગશર વદી ૯ રવિવાર" એમ કેવળ જુદો જ મહીનો આપ્યો છે.

ભાગ આવે છે એ પણ ઘણા ઇતિહાસકારો લખે છે. હી. સં. ૮૧૩ના પાછલા ભાગમાં શહેર વસાવ્યું હોય તો ઇ. સ. ૧૪૧૧ની શરૂઆત આવે એ બહુ સંભવિત છે. મીરાતે સીકંદરીના સર ક્લાઇવ બેલી કૃત તરજુમામાં અમદાવાદ વસ્યાનો તારીખસૂચક શબ્દ "આખીર" એવો આપ્યો છે.[૬] અને અબ્જદ પદ્ધતિ પ્રમાણે એ શબ્દના અક્ષરોમાંથી હી. સં. ૮૧૩ નીકળે છે. "આખીર" શબ્દનો અર્થ બેલી પાયો ( foundation ) એવો કરે છે. અને તે ઉપરથી ૧૪૧૧ની સાલ બરોબર આવે છે. એટલે ઇ. સ. ૧૪૧૧ની શરૂઆતમાં–હી. સં. ૮૧૩ના અંતમાં અમદાવાદ વસ્યું એમ ચોક્કસ માનવાને બહુ વાંધો નથી. અમદાવાદ ગેઝેટીયરમાં ૧૪૧૧ના માર્ચની તા. ૪થી–૮૧૩ના ઝિલ્કાદ માસની તા. ૭મી–લખી છે.[૭] આ અંગ્રેજી તારીખ ચોક્કસ હશે કે કેમ એ શંકાવાળું છે.

**જ્યોતિષ અને અમદાવાદ**

મીરાતે અહમદીમાં કવિ હલવી શીરાઝીની અમદાવાદ વસ્યા વિષેની કવિતા આપી છે.[૮] આ કવિ સુલતાન અહમદશાહ પહેલાના સમયના ઇતિહાસનો–તારીખે અહમદશાહીનો કર્તા હતો. એમાં લખ્યા મુજબ સુલતાને મુહૂર્ત માટે જોશીઓને બોલાવ્યા હતા એમ લખ્યું છે. મુસલમાન રાજાઓ પણ જ્યોતિષમાં માનતા હતા એવા ઉલ્લેખો મળે છે. એટલે અમદાવાદનું મુહૂર્ત જોશીઓએ કાઢ્યું હોય એ માનવા જેવું છે. અમદાવાદની જે કુંડલી મીરાતે અહમદીમાં

[૬] Bayley's Sikandari p. 90. [૭] અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૪૯. હીજરી તારીખ ખરી છે, પરંતુ અંગ્રેજી તારીખ માર્ચમાં માનીએ તો જ્યોતિષને વાંધો આવે છે. એટલે એમાં કાંઇ ફેર હશે. હી. સં. ૮૧૩થી જ્યોતિષની ગણત્રી પ્રમાણે વિ. સં. ૧૪૬૮ આવે છે અને તે શત્રુંજય પ્રબંધની સાથે મળે છે. ૮૧૩ ઉપરથી ઈ. સ. ૧૪૧૦-૧૧ આવે છે. વિ. સં. ૧૪૬૮ ઉપરથી ઇ. સ. ૧૪૧૧ આવે છે એટલે ૮૧૩ ઉતરતાં ૧૪૧૧ આવે અને ઝિલકાદ માસમાં ચૈત્ર વૈશાખ માસ આવે છે. અને જ્યોતિષનો જે યોગ કુંડલીમાં આપેલો છે તે પ્રમાણે એ જ બનવાજોગ છે. માર્ચની શરૂઆતમાં એ યોગ આવી શકે નહિ. એટલે મેને બદલે અંગ્રેજી ગ્રંથોમાં માર્ચ લખાયું હોય એમ બને. આ બાબત જ્યોતિષની સૂક્ષ્મ ગણત્રીની જરૂર છે. વળી મેષ રાશિના સૂર્યમાં અમદાવાદ વસ્યું છે અને મેષના સૂર્ય માર્ચની શરૂઆતમાં થતા નથી એ જાણીતું છે; મેની શરૂઆતમાં હોય છે. [૮] હલ્વી અગર હુલ્વી શીરાઝીની કવિતા આગળ આપી

છે.[૪] તે પ્રમાણે તથા મીરાતે અહમદીના લખ્યા મુજબ વિ. સં. ૧૪૪૯ એટલે ઈ. સ. ૧૩૯૩ આવે છે. મીરાતે અહમદીની પ્રો. નવાબઅલી કૃત અંગ્રેજી આવૃત્તિમાં વિ. સં. ૧૪૪૯ના વૈશાખ સુદ પાંચમ ને ગુરૂવારની તારીખ લખેલી છે તે અને આ શ્લોકની તારીખ મળે છે: પરંતુ હી. સં. સાથે એ મળતી નથી. રા. રા. ગિરિજાશંકર પોતે જ લખે છે કે એ તારીખે ગુરૂને બદલે શનિવાર આવે છે. એટલે શ્લોક પ્રમાણભૂત નથી. મીરાતે અહમદીમાં અમદાવાદની એક કુંડલી આપેલી છે.[૫] તે સાથે સરખાવી ઇ. સ. ૧૪૧૨ શાકે ૧૩૩૩ના વૈશાખ સુદી પાંચમને ગુરૂવાર મેળવી ગ્રહલાઘવ નામના જ્યોતિષના ગ્રંથને આધારે ગણત્રી કરી રા. ગિરિજાશંકરે અમદાવાદની કુંડલી બનાવેલી છે. અને મીરાતે અહમદીની કુંડલી સાથે થોડા ફેર સિવાય એ મળતી આવે છે.

અમદાવાદની દેશી સાલો

આ બધું સાથે જોતાં અમદાવાદની ખરી તારીખનો નિર્ણય થવો ઘણો મુશ્કેલ છે. સંસ્કૃત શ્લોક તો માનવા લાયક નથી જ. શ્રીયુત ગિરિજાશંકર ઇ. સ. ૧૪૧૨ અને શકે ૧૩૩૩ અહમદીની કુંડલી ઉપરથી ઉપજાવે છે અને એમાં ઇસ્વીસનમાં એક વર્ષની ભૂલ જણાય છે. વધારે ગ્રંથકારોનો મત અહમદશાહ હી. સં. ૮૧૩માં ગાદીએ આવ્યો અને એ જ સાલમાં શહેર વસાવ્યું એવો છે. અને ૮૧૩ એટલે ઈ. સ. ૧૪૧૦નો પાછલો ભાગ અને ૧૪૧૧ની શરૂઆતનો

અમદાવાદ વસ્યાની સાલનો નિર્ણય

[૪] શ્લોક આ પ્રમાણે છે. પ્રાચીન જ્યોતિષીઓના સંગ્રહમાંથી મળ્યો છે એમ રા. ગિરિજાશંકર લખે છે.

संवत् नंदकृतेंद्रकैः परिमिते मासे सिते माधवे ।
पंचम्यांगुरुवासरे दिनदले ऋक्षेच पुष्यामिधे ।
नाथेनाथ सुमाणिकेन मनसा दत्ते सहूर्ते यदि ।
श्रीपातशाहसु--एहमदेन अमदावादं तदाकारितं ॥

[૫] કુન્ડલી માટે આગળ ચર્ચા કરીશું. ચાર ભાગના રાજાની વંશાવળી ( ફૉર્બસ સભાના હસ્તલિખિત ગ્રંથોની યાદી પૃ, ૧૭૨ )માં "અહમદશા હવા...જેણે અમદાવાદ વાસુ માગશર વદી ૯ રવિવાર" એમ કેવળ જુદો જ મહીનો આપ્યો છે.

ભાગ આવે છે એ પણ ઘણા ઇતિહાસકારો લખે છે. હી. સં. ૮૧૩ના પાછલા ભાગમાં શહેર વસાવ્યું હોય તો ઇ. સ. ૧૪૧૧ની શરૂઆતે આવે એ બહુ સંભવિત છે. મીરાતે સીકંદરીના સર ક્લાઇવ બેલી કૃત તરજુમામાં અમદાવાદ વસ્યાનો તારીખસૂચક શબ્દ "આખીર" એવો આપ્યો છે.[૬] અને અબ્જદ પદ્ધતિ પ્રમાણે એ શબ્દના અક્ષરોમાંથી હી. સં. ૮૧૩ નીકળે છે. "આખીર" શબ્દનો અર્થ બેલી પાયો ( foundation ) એવો કરે છે. અને તે ઉપરથી ૧૪૧૧ની સાલ બરોબર આવે છે. એટલે ઇ. સ. ૧૪૧૧ની શરૂઆતમાં–હી. સં. ૮૧૩ના અંતમાં અમદાવાદ વસ્યું એમ ચોક્કસ માનવાને બહુ વાંધો નથી. અમદાવાદ ગેઝેટીયરમાં ૧૪૧૧ના માર્ચની તા. ૪થી–૮૧૩ના ઝિલ્કાદ માસની તા. ૭મી–લખી છે.[૭] આ અંગ્રેજી તારીખ ચોક્કસ હશે કે કેમ એ શંકાવાળું છે.

મીરાતે અહમદીમાં કવિ હલવી શીરાઝીની અમદાવાદ વસ્યા વિષેની કવિતા આપી છે.[૮] આ કવિ સુલતાન અહમદશાહ પહેલાના સમયના ઇતિહાસનો–તારીખે અહમદશાહીનો કર્તા હતો. એમાં લખ્યા મુજબ સુલતાને મુહૂર્ત માટે જોશીઓને બોલાવ્યા હતા એમ લખ્યું છે. મુસલમાન રાજાઓ પણ જ્યોતિષમાં માનતા હતા એવા ઉલ્લેખો મળે છે. એટલે અમદાવાદનું મુહૂર્ત જોશીઓએ કાઢ્યું હોય એ માનવા જેવું છે. અમદાવાદની જે કુંડલી મીરાતે અહમદીમાં

**જ્યોતિષ અને અમદાવાદ**

[૬] Bayley's Sikandari p. 90. [૭] અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૪૯. હીજરી તારીખ ખરી છે, પરંતુ અંગ્રેજી તારીખ માર્ચમાં માનીએ તો જ્યોતિષને વાંધો આવે છે. એટલે એમાં કાંઇ ફેર હશે. હી. સં. ૮૧૩થી જ્યોતિષની ગણત્રી પ્રમાણે વિ. સં. ૧૪૬૮ આવે છે અને તે શત્રુંજય પ્રબંધની સાથે મળે છે. ૮૧૩ ઉપરથી ઈ. સ. ૧૪૧૦–૧૧ આવે છે. વિ. સં. ૧૪૬૮ ઉપરથી ઇ. સ. ૧૪૧૧ આવે છે એટલે ૮૧૩ ઉતરતાં ૧૪૧૧ આવે અને ઝિલકાદ માસમાં ચૈત્ર વૈશાખ માસ આવે છે. અને જ્યોતિષનો જે યોગ કુંડલીમાં આપેલો છે તે પ્રમાણે એ જ બનવાજોગ છે. માર્ચની શરૂઆતમાં એ યોગ આવી શકે નહિ. એટલે મેને બદલે અંગ્રેજી ગ્રંથોમાં માર્ચ લખાયું હોય એમ બને. આ બાબત જ્યોતિષની સૂક્ષ્મ ગણત્રીની જરૂર છે. વળી મેષ રાશિના સૂર્યમાં અમદાવાદ વસ્યું છે અને મેષના સૂર્ય માર્ચની શરૂઆતમાં થતા નથી એ જાણીતું છે; મેની શરૂઆતમાં હોય છે. [૮] હલ્વી અગર હુલ્વી શીરાઝીની કવિતા આગળ આપી

આપી છે અને શ્રીયુત ગિરિજાશંકરે બતાવી છે તે ખરી હશે કે કેમ તે શંકા છે. પરંતુ જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે પુષ્ય નક્ષત્રનો કર્કમાં સ્વગૃહી ચંદ્ર વૃષભમાં સ્વગૃહી શુક્ર અને મેષમાં ઉચ્ચનો સૂર્ય એ ગ્રહો ઉત્તમ ગણાય છે. અને ખાસ કરીને આ ત્રણ ગ્રહો સાથે આ રાશિઓમાં ચૈત્રના પાછલા ભાગમાં અને અને વૈશાખના પહેલા ભાગમાં આવે છે. અમદાવાદ વસ્યું હશે ત્યારે એટલે પાંચસો વર્ષ પહેલાં પણ એ સ્થિતિમાં ઝાઝો ફેર તો ન જ પડે. અને જોશીઓને પુછે તો જોશીઓ એવું જ ઉત્તમ મુહૂર્ત આપે એમાં શક નથી. અને ૪થી માર્ચે ફાગણ મહીનો આવે એટલે મહીના ઉપર ફેર પડી જાય. એટલે ૪થી માર્ચ કે વૈશાખ સુદ પાંચમ અગર સાતમ એ બેમાંથી એક તારીખ ખોટી હોવી જોઇએ. ૪થી માર્ચની તારીખ ખોટી હોવાનો સંભવ વધારે છે. વિ. સં. ૧૪૬૮ ના વૈશાખ માસના શુક્લ પક્ષમાં અમદાવાદ વસ્યું એમ ચોક્કસ માનવામાં વાંધો નથી.

જ્યોતિષ અને તારીખની ગણત્રીની જાળમાંથી નીકળી અમદાવાદ ઇ. સ. ૧૪૧૧માં વસ્યું એમ માન્ય રાખી આગળ ચાલીએ.

આશાવલ સારૂં નગર હતું અને અહમદશાહને એની હવા પસંદ હતી, એટલે પાટણથી રાજ્યધાની ખસેડવી અને એને માટે સુરક્ષિત કિલ્લો બનાવવો એ જ કાર્ય હતું. આશાવલની છેક પાસે સહેજ ઉત્તરે એક સપાટ જમીન ઉપર કિલ્લાની જગ્યા પસંદ કરવામાં આવી અને ત્યાં હાલના ભદ્રના કિલ્લાનો પાયો નંખાયો.[૯]

મીરાતે સીકંદરી અને અહમદીમાં બાદશાહે આશા ભીલને હરાવી ત્યાં શહેર વસાવ્યું, અગર એને વશ કરવાની તૈયારી કરવા આશાવલ રહ્યો એમ લખે છે. ત્રણસો વર્ષ ઉપર આશા ભીલને હરાવી કર્ણદેવે કર્ણાવતી નામ એ જ

છે. એમાં આકાશચક્રની ગણત્રી કરનારાઓને બોલાવ્યા એમ લખેલું છે. એ સમયના મુસલમાન બાદશાહો જ્યોતિષમાં માનતા. પાછળથી મોગલાઇમાં જહાંગીર અને મુરાદના દાખલા જાણીતા છે. [૯] આશાવલની પાસે-"immediate vicinity of Ashaval" અમદાવાદ સ્થાપ્યું એમ તવારીખો અને એ ઉપરથી અંગ્રેજ લેખકો લખે છે. મીરાતે અહમદીમાં પાસે સપાટ જમીન ઉપર શહેર વસાવ્યું એમ સ્પષ્ટ લખેલું છે. પાયો હાલના ભદ્રના કિલ્લાનો નાંખ્યો; આખા શહેરના કોટનો નહિ. એની ચર્ચા આગળ કરીશું.

સ્થળનું પાડ્યું હતું. એ આશો ભીલ ૧૪૧૧માં ક્યાંથી આવ્યો તે પ્રશ્ન છે. મુસલમાન તવારીખકારોએ જુની આખ્યાયિકાઓને અમદાવાદની સ્થાપના સાથે મેળવી દીધી હોય એમ જણાય છે. અમદાવાદ વસતી વખતે કે તે પહેલાં આશાવલમાં ભીલ રાજા હોય એમ માનવાને કારણ નથી. ખંભાત ભરૂચ અને પાટણ વગેરે સ્થળો તરફ જતો મહામાર્ગ સાચવવા કર્ણદેવે આશા ભીલને હરાવી આશાવલને મજબુત કર્યા પછી ત્યાં ભીલ રાજા હોવાનું સંભવતું નથી. આશાવલના તે પછીના જે ઉલ્લેખો જોયા તેમાં ત્યાં ભીલ રાજા હોય એમ મનાતું નથી. કદાચ પાસેના ભીલોનો કે તેમના સરદારોનો ઉપદ્રવ આશાવલની વસ્તીને ચાલુ રહ્યો હોય એમ સંભવે. અહમદશાહના પિતા મુહમ્મદશાહે આશાવલમાં ગાદી થોડો સમય કરેલી તે ત્યાં ભીલ રાજા હોય તો થાય નહિ. એટલે આશાવલને અને તે પછી ત્યાં રાજ્યધાની કરવાનો વિચાર નક્કી થયાથી ભાવિ પાટનગરને હમેશ માટે આસપાસના ભીલોના ત્રાસથી મુક્ત કરવાનો એ બુદ્ધિશાળી બાદશાહે નિશ્ચય કર્યો હોય એ જ એ ઉલ્લેખનો અર્થ થઇ શકે.

આશાવલ ભીલને હરાવ્યાની વાત

આશા ભીલને શિપ્રા અથવા અસની નામની પુત્રી હતી; પાટણથી બાદશાહનો ઘોડાવાળો ત્યાં રાતે આવતો; બાદશાહને તે વાતની ખબર પડતાં એ કુમારી સાથે પ્રેમ બંધાયો; અને એની ખાતર બાદશાહે આશાવલને રાજ્યધાની બનાવી એ બધી વાત દંતકથા જ છે. આશા ભીલના આસ્તોડીએ આવેલા ટેકરા પાસે રાણી સીપ્રી અગર રાણી અસનીની મસ્જીદ એ જ આ શિપ્રા અગર અસનીની મસ્જીદ એમ કેટલાક આ વાતનો આધાર આપવા કહે છે એ કેવળ ભ્રમ છે તે આગળ જોઇશું.[૧૦] કેટલાક શિપ્રાને બદલે તેજાં નામ પણ કહે છે.

આશા ભીલની પુત્રી અને અહમદશાહના પ્રેમની વાત

[૧૦] અમદાવાદની વંશાવળી વગેરે જુની ગૂજરાતીના લેખો ઉપરથી અગર ભાટ ચારણો ઉપરથી આ વાત ઉત્પન્ન થઇ જણાય છે. કવિ એડવિન આર્નોલ્ડ જેવા (જુઓ E. Arnold's India Revisited p. 117થી–124) પણ શિપ્રાના પ્રેમથી બાદશાહે શહેર વસાવ્યું એમ લખે છે. " city, which was born of Sipra's dark

જબ કુત્તા પર સસ્સા આયા તબ બાદશાહને શહેર બસાયા એ દંતકથા પણ અર્થ વગરની છે. કેટલાંક મોટાં શહેરોને માટે એવી વાત કરવામાં આવે છે. સસલાએ શિકારી કુતરા ઉપર હુમલો કર્યો અગર અહમદશાહ ભીલ કુમારીના મોહમાં હતો એ એકે વાત કોઈ તવારીખકારે નોંધી નથી.

બાદશાહ અહમદશાહને સરખેજના અહમદ ખટુ ગંજબક્ષમાં ઘણી શ્રદ્ધા હતી. બાદશાહને સાબરમતીને તીરે રાજ્યધાની કરવાનું મન થયું હોય અને એ સંત પુરુષે ત્યાં શહેર સ્થાપવા પરવાનગી આપી હોય એમ બને ખરૂં. પવિત્ર મહાપુરુષોની સલાહ અને વાક્યને તો મોટા બાદશાહો પણ માન આપતા અને ભવિષ્યવાણી તરીકે ગણતા. અહમદશાહ જાતે જ પવિત્ર ને સંતોમાં ભક્તિવાળો હતો. રાજ્યધાની બદલવી એ નાનો બનાવ નથી. પ્રાચીન સમયમાં તો એવાં મોટા બનાવ વખતે દૈવી સહાય પ્રથમ શોધાતી હતી. એમ કહેવાય છે કે

અમદાવાદ શી રીતે વસ્યું

loveliness." એ આશા ભીલની છોકરી અને એ જ રાણી સીપ્રી એમ આર્નોલ્ડ લખે છે. રા. મગનલાલ વખતચંદ લખે છેઃ "આશા ભીલની પુત્રી તેજાંને મળવા બાદશાહનો રાવત પાટણથી આવતો. ઘોડીને પરસેવો જોઇ બાદશાહે પુછ્યું ત્યારે એણે બાદશાહને આશાવલ લાવી તેજાં બતાવી. બાદશાહે લશ્કર લાવી ચઢાઇ કરી ત્યારે આશા ભીલે ખંડણી આપવા કહ્યું. બાદશાહે ગજા ઉપરાંત રૂપીઆ માંગ્યા અગર તેજાં પરણાવવા કહ્યું. ભીલે તેજાં પરણાવવા કરતાં મરવું પસંદ કરી પોતાની સ્ત્રીની સલાહ લીધી. ત્યારે સ્ત્રીએ પરણાવવાની સલાહ આપી. તેજાં બાદશાહને પરણી અને એના કહેવાથી બાદશાહે આશાવલ આગળ અમદાવાદ વસાવ્યું. (મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૪–૧૫.) આશા ભીલની દીકરીની લાવણી ફોર્બ્સ સભાનાં હસ્તલિખિત પુસ્તકોમાં છે. એમાં પણ આ વાત આપેલી છે. એમાં નામ મેહમદ લખ્યું છે. બાદશાહે તેજાંની માગણી કરી ત્યારે આશો ખાંટ બોલ્યોઃ

"બોલ્યા આસા ખાંટ સુનો રે પાતસા એસી બાત કઈ નહી હોયે,
મારુ મરુ લહું તમ સાથે દુનીયાં જબ નજરે દેખે.
પકડી તરુઆર ખાંટ ઉઠા ગાંમમાં આયા તેહ ઘડી,
ખાંટે જઇ નારીને પુછા સાંભલી વાત તેઅ વડી.
મારશે ગામને મારશે છોકરાં કોહો નારીને ક્યાંહાં જાસો,
કેઇ ફોજ તારે પછવાડે ક્રીયાં સગાં લેઇ જાસો.

બાદશાહે આ કાર્ય માટે શેખ અહમદ ખટ્ટુ મારફતે પેગંબર એલીઝ અથવા અલ ખીઝર ખ્વાંજાની પરવાનગી માગી. દૈવી સત્તાની શરત જરા ભારે હતી.[11] જેમણે મધ્યાહ્નની નીમાઝ જીંદગીમાં કદિ યે પાડી ન હોય એવા પવિત્ર ચાર અહમદ નામના પુરુષો ભેગા થઇ ખાતમુહૂર્તમાં ભાગ લે તો શહેર સારી રીતે આબાદ થાય એવી આગાહી થઈ અને એ શરતે શહેર વસાવવાની પરવાનગી મળી. શેખ અહમદ ખટ્ટુ અને અહમદશાહ બાદશાહ આ શરતમાં પાર ઉતરેલા હતા. બીજા એવા જ બે પવિત્ર પુરુષો કાજી અહમદ અને મલીક અહમદ ગૂજરાતમાં શોધ કરવાથી જડયા.[12] એમણે અમદાવાદનો

રૂડી રીત્યેં દ્યો દિકયરી દિકયરી કેરૂં ભાગ્ય ભલ્યૂ,
પાતસા જમાઇ આપણે ક્યાંહાંથી હાથ જોડીને કહું ખરૂં.
... ... ... ...
સૂક્રવારે આયા મુહુર્ત તેડયા સૈયદ કાજી મુલાં,
ફોજ લઇ ચડયા બર ઘોડેં નકા પડયા તેજાં ભલાં.
પરણ્યા પાતસા રીઝ ખુજસે ખાનપાનમેં ખુસ પાયા,
અબ કાયકુ પાટણુ જાઉં પાટણુ સેહેરસે તો ઇહાં આયા.
સુણો ઉતપતિ પાતસાકી ભટ હરગોવિંદને આપ કીયા,
કર્મ ફિરા જબ આશા ખાંટકા તેજાં દેઇ પાતસાહકુ લીયા.

એ જ પ્રમાણે કીશોરદાસની અમદાવાદ શહેરની લાવણી છે એમાં માણેકનાથ વગેરેનું આપ્યું છે, અને "ધનધન કહે દલીપચ પાદશા અહમદશા પાદશા, રાણીકા રંગ મેહેલ બનાવે સાનાના વાના" એવી રીતે અહમદશાહને દીલ્હીનો બાદશાહ ગણ્યો છે. એમાં પણ ઉપરની વાત સહેજ ફેર સાથે છે. સસલા ઉપર કુતરૂં આવ્યું એ વાત એમાં ફક્ત નથી. અને છોકરીનું નાથ 'ગુર્જર કુંવરી' લખ્યું છે. ગુર્જર કુંવરી અથવા ગુજરીનું ગીત આપણામાં જાણીતું છે એટલે એ બધાની ગણત્રી દંતકથા સાહિત્યમાં કરવી પડે. આશા ભીલની અટક ખાંટ હતી. ખાંટ અટક હાલ પણ ઠાકરડા જાતિમાં છે. [11] જુઓ અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૪૯. નોંધ ૫ અને કોમીસેરીએટ કૃત અંગ્રેજીમાં ગુજરાત સલ્તનતનો ઇતિહાસ ( J. B. B. R. A. S. No. LXXI. p. 90. નોટ ). [12] ચાર અહમદ આ પ્રમાણે છેઃ ૧ શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ પોતે અને ૨ બાદશાહ અહમદ એ બન્નેએ પાંચે નિમાજો બરોબર પાડયા વગર કરેલી હતી. ગૂજરાતમાં શોધ કરતાં બીજા બે

પાયો નાંખ્યો. આગળ જોયું એ શુભ મુહૂર્તમાં ચઢતે પહોરે સૂર્ય દસમા સ્થાનમાં એટલે મધ્ય કેન્દ્રમાં આવ્યો ત્યારે પાયામાં પ્રથમ ઈંટ મુકાઈ. શેખ અહમદ ખટ્ટુએ પશ્ચિમ તરફની લીંટી દોરી અને બાદશાહ અહમદના હાથમાં પૂર્વ તરફની દોરીના છેડા હતા. બીજા બે અહમદે બાકીની બે દિશાઓની દોરીઓ ઝાલી હતી. આમ અમદાવાદનો પાયો પવિત્રતા ઉપર હતો. એનું મૂળ સ્ત્રીના પ્યારમાં કે કુતરા–સસલાની હિંસામાં નહોતું, પણ ધર્મ અને ઈશ્વરપરાયણતામાં હતું.

કાજી અહમદ અને મુલ્લાં અહમદ નામના પુરુષો ગણી આવ્યા. મીરાતે અહમદીમાં બીજા બન્નેને મલેક અહમદ કહ્યા છે. ( અહમદી ભા. ૨—પૃ. ૩ ) ત્રીજા અહમદ (મલેક)ની કબર કાળુપુર દરવાજાની બહાર છે અને ચોથા અહમદની કબર પાટણમાં છે અને એના ઉપરના લેખમાં અમદાવાદ વસાવનાર અહમદમાંથી આ એક એમ લખેલું છે એમ અહમદી લખે છે. આ સીવાય શહેર વસાવવામાં બાર બાબા હતા એમ ગેઝેટીયરમાં વોટસનનો મત નોંધમાં આપ્યો છે. અહમદી ગૂ. ભા. પૃ. ૯૮–૯૯માં પણ છે. બાબા આ પ્રમાણે:–૧ બાબા ખોજુ, ૨ બાબા લાર, અને ૩ બાબા હરામલ એટલાની કબર ધોળકામાં છે; ૪ બાબા અલીશેર અને ૫ બાબા મહમૂદની કબર સરખેજમાં છે. ૬. બીજા બાબા અલીશેર નાગા રહેતા; ૭ બાબા તવક્કલ નસીરાબાદ પરામાં કબર છે; ૮ બાબા લુલુઈની કબર મંજુરીપરામાં ( હાલ સપ્તર્ષિ આગળ એમની મસ્જીદ છે ) છે; ૯ બાબા લધાની કબર હલીમની ખડકી પાસે છે; ૧૦ બાબા ઢોકલની કબર શાહપુર અને દીલ્હી દરવાજા વચ્ચે છે; ૧૧ બાબા અહમદ નાગોરીની કબર નાળબંધની મસ્જીદની આગળ છે; ૧૨ બાબા સયાહની કબાર વીરમગામમાં છે. એક તેરમા બાબા કમાલ કીરમાણીનું નામ પણ છે, પણ એમાં મતભેદ છે એમ ગેઝેટીયર લખે છે. ( પૃ ૨૫૦ ) અહમદીમાં કમાલ માળવીને બારમા બાબા ગણ્યા છે એ ભૂલ જણાય છે. અંગ્રેજી આવૃત્તિમાં ગેઝેટીયર મુજબ છે. અમદાવાદ શહેરની વંશાવળી ( ફા. ગૂ. સભાના હસ્તલિખિત ગ્રંથોની યાદી પૃ. ૨૫૪ )માં " ચાર હેમદ, બારે બાબા, સાત હજાર સૈયદ. તેણે બાર હજીરા મોટા કરાવા તથા છતરીસ મસીત મોટી " એમ લખ્યું છે.

# પ્રકરણ ચોથું



## સાબરમતીનો પ્રવાહ અને માણેકનાથ

દંતકથાઓનો પાર એકદમ આવે તેમ નથી. કહેવાય છે કે અમદાવાદ વસાવતી વખતે બાદશાહને હરકત પડી હતી. એ વખતે સાબરમતી નદી હાલના માણેકચોકમાં માંડવીની પોળ આગળથી વહેતી હતી. એને તીરે માણેકનાથ બાવાનો આશ્રમ હતો. શહેર વસવાથી હરકત થશે એમ જાણી બાવાજીએ ગોદડી ભરવા માંડી. એમાં એવી કરામત કરી કે સાંજે ગોદડીનો દોરો ઉકેલી લે એટલે ચણેલો કોટ પડી જાય. બાદશાહને કોટ પડવાના કારણની ખબર પડી અને બાવાજી પાસે આવી વિનયયુક્ત કપટથી કોઈ બીજી તદબીર બતાવવા વિનંતિ કરી. બાવાજીએ કરવડા લોટાના મુખમાંથી પેસી નાળચામાંથી નીકળવા જણાવ્યું અને એમ કરવા જતાં બાદશાહે બે હાથે મોઢું અને નાળચું બંધ કરી બાવાજીને હમેશને માટે કેદ કર્યા તથા બદલામાં શહેરના પાયાના બુરજનું નામ માણેક બુરજ અને આશ્રમની જગ્યાનું નામ માણેકચોક રાખવાનું કબુલ્યું. આમ આવી અદ્‌ભુત શક્તિઓવાળા સમર્થ બાવાજી બાદશાહનો ઇરાદો ન કલ્પી શક્યા અને બાદશાહ લોટામાં કેદ કરે તે અગાઉ ન નીકળી શક્યા![1]

માણેકનાથ બાવો

[૧] માણેકનાથની આખ્યાયિકા હિંદુ વસ્તીમાં ખાસ જાણીતી છે. " એહી શિવકા

આ આખ્યાયિકા હસવા જેવી છતાં કાઢી નાખવા જેવી નથી. મુસલમાન ઇતિહાસકારોએ વિગતવાર બનાવો નોંધ્યા છે એટલે આવો બનાવ જુદી રીતે પણ નોંધ્યા વગર રહે નહિ. છતાં કોઈ મુસલમાન તવારીખમાં આ વાત નથી. માણેકનાથ બાવાની કરામતની વાત તો માનવા જેવી નથી; પરંતુ માણેકચોક આજે પણ છે. માણેકચોકમાં આવેલું માણેકનાથનું સ્થાન ક્યારથી છે એ જાણવામાં નથી. માણેક બુરજ પણ છે. એક વહેળાનું નામ માણેક નદી પણ છે. માણેકચોક નામ મીરાતે સીકંદરીમાં લખેલું છે.[૨] એટલે ગુજરાતી સુલતાનોના સમયમાં એ નામ ચાલતું હશે એમાં સંશય નથી. માણેકને નંગના અર્થમાં લઇએ તો માણેક (Ruby) જેવો કીમતી કે શોભીતો ચોક એમ પણ માની શકાય. પરંતુ માણેકનાથ નામનો કોઇ સમર્થ પુરુષ આશાવલની બહાર રહેતો હોય અને આશાવલની હિંદુ વસ્તીના માન ખાતર કે હિંદુ વસ્તીએ પોતે જ હમેશ વાપરવાથી એ જગ્યાનું નામ માણેકચોક પડ્યું

માણેકચોક વગેરે

સમરણ લે માણેકનાથે, સાબરમતી નિરમળ વહેતી જળ ગંગા કાંઠે ।।૪।। મઢી બાંધ કે રહેતે બાવા ગોદડીઆ કહેતે... ।। ૫ ।। આ પ્રમાણે અમદાવાદ શહેરની લાવણીમાં આપેલું છે. [૨] Bayley's Sikandari p. 92. માણેક બુરજ એલિસ બ્રિજને ડાબે હાથે છે. માણેક નદી હાલ સારંગપુર દરવાજા બહાર માધુભાઇની મીલ આગળથી ચોમાસામાં વહે છેઃ છેક નાનો વહેળો છે. માણેકચોકમાં માણેકનાથ બાવાની સમાધિ છે ત્યાં બાવાએ જીવતાં સમાધિ લીધેલી એમ કહેવાય છે. એમનું મંદિર પણ ત્યાં છે જ. (જુઓ અમદાવાદ ગેઝીટીયર પૃ. ૨૬૬, નોટ ૩.)

માણેકનાથના આ મંદિરની જગાએ બાવાની ઝુંપડી હતી અને નદી ત્યાંથી વહેતી ત્યારે એ નદી કીનારે હતી એમ કહેવાય છે. મંદિર હાલ છે, અને એમાં માતાજીનો ગોખ હોય એમ જણાય છે. પ્રશ્ન એક એમ થાય છે કે મીરાતે અહમદીએ અઢારમી સદીમાં કર્તાએ જાતે જોયેલાં બધાં મંદિરોની નોંધ લીધેલી છે. કેટલીક પોળોમાં કોઇના ઘરોમાં ગોખ હોય અને એ પ્રસિદ્ધ હોય એની નોંધ લીધેલી છે. એમાં માણેકનાથના હાલના મંદિરની બીલકુલ નોંધ નથી. શહેરના પ્રખ્યાત બજાર વચ્ચે આવેલા લોકમત પ્રમાણે શહેર વસતા પહેલાંના, શહેર સાથે જેમનું નામ છે એવા બાવાના મંદિરનો ઉલ્લેખ જ રહી જાય એ નવાઈ જેવું તો છે જ. અને એથી શંકાને સ્થાન મળે છે.

હોય એમ સંભવે. અહમદશાહમાં ધર્મનું ઝનુન હતું, પણ એ પવિત્ર હતો અને રાજકીય કુનેહ એનામાં ઉત્તમ હતી. નવું શહેર આબાદ કરવામાં હિંદુઓનો સહકાર કરવો એણે યોગ્ય ધાર્યો હોય અને હિંદુ લાગણીને માન આપ્યું હોય.[3] એની ચોથી પેઢીનો પુરુષ—દાદાનો બાપ ટાંક રજપુત હતો એ પણ ભૂલવું ન જોઇએ. એટલે માણેકનાથનું નામ રાખવામાં એણે વાંધો ન લીધો હોય.

**અહમદશાહ અને માણેકનાથનું નામ**

પદ્મપુરાણના ઉત્તર ખંડમાં સાભ્રમતી માહાત્મ્યમાં અમદાવાદની ઉત્તરે ખડ્ગધારેશ્વર તીર્થ પછી નદી કિનારે ઉતરતાં દૂધેશ્વર તીર્થ તેની પાસે પિપ્પલાદ તીર્થ અને તેની પાસે બ્રહ્મચારેશ્વર તીર્થ છે એમ લખ્યું છે. આ બ્રહ્મચારેશ્વર તીર્થમાં માણકેશ્વર નામના બ્રાહ્મણે તપ કરેલું અને માણકેશ્વર મહાદેવની સ્થાપના કરેલી એવો ઉલ્લેખ છે.[4] પદ્મપુરાણમાં આ વાત પાછળથી ઉમેરાઇ હોય કે પુરાણી આખ્યાયિકા ઉપરથી લખાઇ હોય એ સવાલ ભારે છે. છતાં એ આખ્યાયિકાને જો કાંઈ વજન આપીએ તો માણકેશ્વર નામનો બ્રાહ્મણ તપસ્વી સાબરમતીને કિનારે તપ કરતો હશે એમ માની શકાય.

**માણેકનાથ અને માણકેશ્વર**

આ ઉલ્લેખને માણેકનાથ સાથે સંબંધ પણ સંભવે. પરંતુ આ બધું અનુમાન વધારે આધાર વગર ચોક્કસ ન થાય; અને માણેકચોક આદિ નામ પડવામાં માણેકનાથ કારણભૂત હોય એમ માનીએ તો પણ એમાં શંકાને સ્થાન રહે છે;

**માણેકનાથ એક સાધુ**

[3] રજપુત રાજાઓના સમયના કેટલાક કાયદાઓ બાદશાહોએ ચાલુ રાખ્યા હતા અને હિંદુઓ સાથે સારા સંબંધ હોવાનું પણ જણાય છે. રાણપુરના મંદિરના લેખમાં એક જૈન દાનવીરને શત્રુંજય તીર્થ આદિ શુભ કાર્યો કરવાનું ફરમાન અહમદશાહ તરફથી મળ્યું હતું એમ લખે છે. એટલે હિંદુ લાગણીને મુસલમાન બાદશાહોએ છેક માન ન આપ્યું હોય એમ સંભવ નથી. (જુઓ ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ પૃ. ૫૫.) [4] જુઓ પદ્મપુરાણ ઉત્તરખંડ સાભ્રમતી માહાત્મ્ય, અધ્યાય ૧૬, શ્લોક ૪૪. અહીં લખેલું છે કે દૂધેશ્વર પાસે બ્રહ્મચારેશ્વર તીર્થમાં એક માણકેશ્વર નામના બ્રાહ્મણના તપથી પ્રસન્ન થઈ શિવે એ નામે વાસ કર્યો. माणकेश्वरमितिख्यातं सर्वभूतहितेरतम् ॥ ४४ ॥

અને એ કારણ એક વખત કબુલ રાખીએ તો પણ માણેકનાથ જાદુ કરનાર બાવો હોય એમ માનવા કરતાં કોઈ તપસ્વી કે સંત હોય એમ માનવું વધારે સારૂં છે. વળી માણેક નામ ત્રણ જુદાં જુદાં સ્થળોમાં આજે પણ દેખાય છે એટલે માણેકનાથની વાતને કાંઇક વજન આપવું પડે છે.

આવી જ બીજી વાત સાબરમતી નદીના પ્રવાહની છે. એ પણ સ્થાનિક દંતકથા જ છે, છતાં કાઢી નખાય એવી નથી. કહે છે કે સાબરમતીનો પ્રવાહ હાલ જ્યાં માણેકચોક અને માંડવીની પોળ છે ત્યાં હતો.[૫] અહમદશાહે શહેર વસાવ્યું ત્યારે ખડ્ગધારેશ્વરની ઉત્તરની બાજુ બંધ બાંધી નદીનો પ્રવાહ હાલ જ્યાં છે ત્યાં બદલ્યો. આ વાત ઘણી જ મહત્ત્વની છે. નદીઓ કાળે કરીને પોતાના પ્રવાહ બદલે છે એવા દાખલા હિંદુસ્તાનમાં ઘણા છે. ભૂવિદ્યાના શાસ્ત્રીઓ કહે છે કે પૃથ્વીના પોતાના અક્ષ ઉપરના રોજના ભ્રમણથી ઉતર દક્ષિણ વહેતી નદીઓ ધીમે ધીમે પૂર્વમાંથી પશ્ચિમમાં ખસતી જાય છે. સિંધુ નદી એનું મોટું ઉદાહરણ છે. એ રીતે સાબરમતી પશ્ચિમ તરફ ખસી હોય.[૬] સાબરમતીએ પ્રવાહ વારંવાર બદલ્યાનું આગળ જોયું છે. અગત્યની વાત એ છે કે ગૂજરાતમાં ભારે ધરતીકંપ ઘણા થતા એમ ઇતિહાસકાર કહે છે.[૭] એને લીધે પણ નદીઓના પ્રવાહમાં ફેરફાર પડ્યા હોય. પરંતુ સાબરમતી અમદાવાદ આગળ જેમ પૂર્વમાંથી પશ્ચિમ તરફ ખસી છે અગર ખસેડવામાં આવી છે, તેમ સરખેજ આગળ અસલ વહેતી હતી એમ કહેવાય છે તે હાલ સરખેજથી દૂર ખસી પશ્ચિમમાંથી પૂર્વ તરફ આવી છે. હાલના શાહીબાગ આગળ હાલના પ્રવાહને મળી ત્યાંથી પશ્ચિમ તરફ સરખેજની નજીક જતી હોય એમ આ દંતકથાને આધારે સંભવી શકે.

સાબરમતીનો કહેવાતો જુનો પ્રવાહ

આ કથાના સમર્થનમાં જે કારણો અપાય છે તે પણ વિચારવા જેવાં

[૫] લોકોમાં આ વાત ચાલે છે: અને રત્નમાળની પાછળ કેટલીક વાતોમાં કવિ દલપતરામે પણ લખી છે. રા. મગનલાલ વખતચંદ આ વાત લખે છે ને પ્રવાહ બદલ્યો છે એમ માને છે. [૬] સાબરમતી દક્ષિણમાં જ્યાં એના તટ નીચા થાય છે ત્યાં ખસવાનો સંભવ છે. ઉત્તરમાં શ્વભ્રોને લીધે અને નદી નાની હોવાને લીધે બહુ ન ખસે અને એવા ફેરફાર ચારસો વર્ષમાં ન થઇ જાય એમ વિદ્વાનો માને છે. [૭] એ માટે આગળ બિગ્ઝ સીટીઝ ઑફ ગુજરાતનો ઉલ્લેખ આપ્યો છે.

છે. કહે છે કે માંડવીની પોળ આગળ રેતી નદી જેવી નીકળે છે. ૧૮૫૧માં લખાએલા મગનલાલ વખતચંદના ઇતિહાસમાં જણાવેલું છે કે સાબરમતી માણેકચોકમાંથી વહેતી હતી અને કાગદી ઓળ આગળ

**સાબરમતી માણેકચોકમાં વહેતી તેની સાબીતીઓ**

ખોદાણ કરેલું ત્યારે નદીમાં ઉતરવાનો પત્થરનો ઢાળ રા. મગનલાલે નજરે જોયો હતો. બીજું ત્યાં જ સ્મશાનીઆ હનુમાનનું દેવાલય છે એટલે નદી કિનારે સ્મશાન પણ ત્યાં જ હતું એમ મનાય છે.[૮] બીજી બાજુએ જોતાં હાલ ખાડિયું કહેવાય છે ત્યાં ખાડા જેવી નીચી જમીન હતી એ હજીરાની પોળનો હજીરો અને એની અસલ સપાટી જોતાં પણ જણાય છે.[૯] શાહીબાગથી ત્યાં થઇ સાબરમતી માણેકચોકમાં આવી નૈઋત્યમાં રાયખડ આગળ જતી હોય એના પટની એ નીચી જમીન હોય; કાળુપુરનો વહેળો લગભગ આ જગ્યાઓ-એ થઇને વહે છે તે આ મૂળ પ્રવાહમાં જ વહે છે એમ કેટલાક કહે છે.[૧૦]

પરંતુ આવી અગત્યની વાત કોઇ મુસલમાન ઇતિહાસકારે નોંધી નથી. છતાં આજ સુધી ચાલી આવેલી દંતકથાનું મૂળ મજબુત તો હોવું જોઇએ.

**પ્રવાહ અહમદશાહે ફેરવ્યો હશે કે નહિ**

પાંચસો વર્ષ પહેલાં નદીનો પ્રવાહ ખસેડવો એ નાની વાત નહોતી. અહમદશાહની પ્રવૃત્તિઓ જોતાં ગમે તેવું મોટું કામ એ પાર પાડે તેમ હતું.[૧૧] હજારથી વધારે ફીટ પહોળી અને પચાસ ફીટ ઉંડી નદીનો પટ ત્રણથી ચાર માઇલ સુધી બદલવો એ કામ ભારે જ કહેવાય. જુનો પટ પુરી નવો ખોદવો પડયો હશે. શહેરના આ દંતકથા પ્રમાણેના મૂળ પ્રવાહથી પશ્ચિમે અગર પૂર્વે ત્યાં જ શહેર વધાર્યું હોત તો નદીનો પ્રવાહ બદલવાની અને મોટું ખરચ કરવાની જરૂર ન પડત એ શક્ય છે. કેવળ મનના તરંગની

[૮] જુઓ મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૬-૧૭. [૯] હજીરાની પોળના હજીરાની કબર જોતાં ત્યાંની જમીન હાલ કરતાં ઓછામાં ઓછી માથોડું નીચી હશે એમ જણાય છે. [૧૦] 'અમદાવાદના જીવનવિકાસ'ના પુસ્તકમાં જુઓ રા. રા. રામમોહનરાયનો લેખ, પૃ. ૭૬. [૧૧] અહમદશાહે પોતાના રાજ્યકાળમાં યુદ્ધો ઘણાં કર્યાં છે અને સાથેસાથે અહમદનગરનો કિલ્લો વગેરે કિલ્લા ભીલોના બંદોબસ્ત માટે પણ બંધાવ્યા. હાથમતી સાબરમતીમાં એણે વાળી એમ પણ કહેવાય છે.

ખાતર બીજી બાજુ શહેર વસાવી પછી પ્રવાહ બદલે એવો અહમદશાહ બુદ્ધિહીન હોય એમ એનું ચારિત્ર જોતાં લાગતું નથી. કોઈ મોટા ઇતિહાસકારે અને ફારસીમાંથી અંગ્રેજીમાં તરજુમો કરનાર કોઇ વિદ્વાને આ વાત ઉપર ખાસ લક્ષ આપ્યું નથી. રત્નમાળ અને બીજી વાતોના સંગ્રહમાં કવીશ્વર દલપતરામે આ વાત નોંધી છે તેને કાંઇ આધાર નથી. કદાચ સાબરમતીનો પ્રવાહ માણેકચોકમાં જ હોય તો પણ રાયખડ આગળથી હાલનો પ્રવાહ જ હોવાથી આશાવલના સ્થળનિર્ણયમાં કાંઇ ફેર પડતો નથી. સાભ્રમતી માહાત્મ્ય પ્રમાણે ખડ્ગધારેશ્વર નદીના દક્ષિણ કિનારે (પૂર્વ કિનારે) છે. અને આગળ જોયું તેમ ત્યાંથી પ્રવાહ માણેકચોક બાજુ આવતો હોય તો ખડ્ગધારેશ્વર પછીનું તીર્થ દૂધેશ્વર હાલ છે ત્યાંથી બે માઇલ અગ્નિખુણામાં દૂર પડી જાય. ખડ્ગધારેશ્વર અને દૂધેશ્વર હાલ પણ છે. અને સાભ્રમતી માહાત્મ્ય પ્રમાણે દૂધેશ્વર ચંદ્રભાગા સંગમ આગળ નદીને ઉત્તર કિનારે છે તથા એનો આરો ૧૮૭૫ ની રેલ સુધી હતો એમ ગેઝેટીયરનો લેખક લખે છે.[૧૨] એ જોતાં પણ સાબરમતીનો પ્રવાહ અમદાવાદ વસતી વખતે તો હાલ છે ત્યાં જ હોય એમ મનાય.

પ્રવાહ માણેકચોકમાં હોય તો પણ આશાવલના સ્થળ નિર્ણયમાં ફેર પડતો નથી

પ્રવાહ બદલાયો હોય નહિ

[૧૨] જુઓ અમદાવાદ ગેઝેટીયર, પૃ. ૬. દૂધેશ્વર મહાદેવ સાબરમતીને સામે કિનારે ચંદ્રભાગા સંગમ ઉપર છે. નદીનો પ્રવાહ જો શહેર વચ્ચે માનીએ તો હાલ પ્રેમ દરવાજે છે એટલામાં દૂધેશ્વર આવી શકે. એટલે દૂધેશ્વર જે હાલ પણ સામે કિનારે છે તેમને પણ નદીની સાથે ઉપાડીને બે માઇલ છેટા મુકયા એમ માનવું પડે. બીજું માંડવીની પોળમાં રામનાથ મહાદેવ છે તે, લોકવાયકા પ્રમાણે નદી માંડવીની પોળ આગળ વહેતી ત્યારે કાંઠે હતા અને તે શહેર વસતાં પહેલાંના છે. મીરાતે અહમદીનો કર્તા માણેકનાથ બાબત કાંઇ નથી લખતો પણ "રામનાથ માંડવીની પોળમાં ભોંયરામાં છે તે શહેર વસતાં પહેલાંના છે" એમ સ્પષ્ટ લખે છે, પરંતુ નદી બાબત કાંઇ પણ ઇસારો નથી. એટલે કદાચ રામનાથ શહેર વસતાં પહેલાંના હોય એમ માની લઇએ તો પણ એ નદીકાંઠે નહિ પણ આશાવલમાં થઇને ઉત્તરમાં જે ધોરી જતો હતો તેના ઉપરનું કોઇ મંદિર હોય એમ જ માનવું પડે. એ જ પ્રમાણે પાનકોરના નાકા આગળથી નદી વહેતી અને તેના તટપ્રદેશ ઉપરથી મૂર્તિઓ જડતી એમ ડૉ. હ. હ. ધ્રુવ વાતો ઉપરથી માને છે. એનું

બીજી રીતે પણ આ વાતમાં વાંધો આવે છે. અહમદશાહે ઈ. સ. ૧૪૧૧ માં અમદાવાદ વસાવ્યું અને ઇ. સ. ૧૪૧૭ સુધી કિલ્લો બાંધવાનું કામ ચાલ્યું. કિલ્લો, કિલ્લાનાં મકાનો અને મુખ્ય મસ્જીદ એટલું મુસલમાન રાજા પહેલું અને ત્વરાથી બાંધે એ ખાસ વાત છે. માણેકચોકમાં જ હી. સ. ૮૧૫ એટલે ઇ. સ. ૧૪૧૨માં જુમા મસ્જીદ બાંધવાનું કામ શરૂ કર્યું. જો માણેકચોકમાં નદી વહેતી હોય તો જુમામસ્જીદ બાંધવા જેવી ઉંચી સપાટ જગ્યા ત્યાં ન હોય. અને એક વર્ષમાં નદી ખસેડીને મૂળ પ્રવાહનો ખાડો પુરી શકાય નહિ. નદીને છેક કિનારે ઉંચી જગ્યા ઉપર મસ્જીદ બાંધી એમ માની લઇએ તો પણ ૧૪૧૧માં શહેરનો પાયો નાખ્યો અને સાથે જ કિલ્લો અને ભદ્રની મસ્જીદનું કામ ૭ વર્ષ સુધી ચાલુ રહ્યું. પાયો નખાયા પછી એક વર્ષ બાદ જુમામસ્જીદનું કામ શરૂ થયું તે બાર વર્ષ ચાલ્યું. એટલે નદીનો પ્રવાહ એક પૂરી બીજો ખોદાવી તે પહેલાં ઘણા ટુંકા સમયમાં શી રીતે બદલ્યો તે સમજાતું નથી. શહેરનો પાયો નંખાયો તેની અને તે વખતે જે મસ્જીદો બંધાઇ ને પુરી થઇ તેની તારીખો નોંધેલી છે તો આવી મોટી વાત નોંધાયા વગર રહે નહિ. શહેર વસ્યા પછી વચ્ચેથી નદીનો પ્રવાહ બદલ્યો એમ રા. મગનલાલ લખે છે. પણ અહમદશાહે જ પ્રવાહ બદલ્યો હોય એમ મનાતું નથી. ગેઝેટીયરમાં મહમૂદ બેગડાએ બદલ્યાનું લખ્યું છે એ વાત સાથે બંધ બેસે. પરંતુ એ જમાનામાં કોઇ શહેર વસ્યા પછી નદી ફેરવવા ધારે નહિ; અને એ વાતને તવારીખકારોનો આધાર જોઇએ. વળી એ માનીએ તો પણ શહેરનો કોટ બાંધવાને વિરોધ આવે છે એ આગળ વિચારીશું. અગત્યની વાત એ છે કે આ દંતકથા આજ સુધી ચાલી છે, પરંતુ મીરાતે સીકંદરી અને તે પછી ત્રણસો વર્ષે લખાએલી મીરાતે અહમદીમાં દંતકથારૂપે પણ આ વાતની નોંધ નથી. એટલે આ દંતકથા શહેરમાં ચાલતી હોય તોપણ

પ્રવાહ બદલવામાં બીજા વાંધા

પણ એ જ કારણ હોઈ શકે. એ રસ્તો માતર ભવાનીની વાવ પાસે થઇ જતો હોય. હવે, નદી શહેર વચ્ચે માનીએ તો રસ્તાને બદલે નદી વાવ પાસે આવે. અને વાવ શહેર પહેલાંની છે એ માનીએ તો નદીની પાસે કોઇ વાવ બાંધે તે કરતાં રસ્તા ઉપર બાંધે એ જ વધારે માનવા જેવું છે. એટલે નદી શહેર વચ્ચે હોવાને કાંઇ

વિશ્વાસલાયક માણસો અને મુસલમાનો એ માનતા ન હોય એમ હોઇ શકે.[૧૩]

આ બધું સાથે વિચારતાં સાબરમતીનો પ્રવાહ માણેકચોકમાં હોય એમ માની શકાતું નથી. સ્મશાનીઆ હનુમાનની વાત કલ્પિત જ લાગે છે. મુસલમાની રાજધાનીના મધ્યમાં અને પાછળથી થએલા જનુની બાદશાહોના સમયમાં હિંદુઓ શહેરમાં ન રહી શકતા તો હિંદુ મંદિર શહેરની મધ્યમાં ક્યાંથી હોય?[૧૪] રા. મગનલાલ વખતચંદે જોએલો પત્થરનો ઢાળ બીજા કોઇ બાંધકામ કે ગરનાળાને લગતો હોઈ શકે. આમ છતાં પણ એ જગાએ કોઇ પ્રવાહ તો હોવો જોઇએ અને તેની રેતી માંડવીની પોળ આગળ નીકળતી હોવી જોઇએ. સાબરમતીમાં ઘણી વખત આવેલી રેલથી પણ શહેરમાં નદીની રેતી જામેલી હોય એમ સંભવે. પરંતુ બધી બાજુથી જોતાં માણેક નદીનો પ્રવાહ ત્યાં થઇને વહેતો હોય એમ જણાય છે. માણેક નદી સારંગપુર દરવાજા બહાર હાલ પણ બતાવવામાં આવે છે.[૧૫] સાબરમતીમાં શ્વભ્રો જોડાઇને એ

માણેક નદીનો પ્રવાહ બદલાયો

પુષ્ટિ મળતી નથી. [૧૩] મીરાતે અહમદીમાં ખાસ અમદાવાદને લગતી હિંદુ આખ્યાયિકા પણ દેખાય છે તો આવી મોટી વાત છોડી દે એ મનાતું નથી. રા.મગનલાલ વખતચંદ (પૃ. ૧૭ માં) શહેર વસ્યા પછી નદીનો પ્રવાહ બદલ્યો એમ લખે છે; તો બાદશાહનો અને રાણીનો હજીરો નદીના પ્રવાહની વચ્ચે આવે છે એટલે એ સમજાતું નથી. [૧૪] બહાદુરશાહના રાજ્ય સુધી હિંદુ શહેરમાં રહેતા હશે એમ માનવાને કારણ છે. પરંતુ મહમૂદ ત્રીજાના સમયમાં હિંદુઓને ઘણો ત્રાસ પડેલો. એ સમયે હિંદુ મંદિર શહેરમાં વચ્ચોવચ્ચ રહી શકે નહિ. [૧૫] માણેક નદી સારંગપુર દરવાજા બહાર માધુભાઇની મીલ પાસે હાલ બતાવવામાં આવે છે. એ નદી એ બાજુથી આવી ખાડિયા અને માણેકચોકમાંથી વહી રાયખડ આગળ સાબરમતીને મળતી હોય એમ બની શકે; અને એને શહેર બહાર ફેરવી હોય. માણેકચોક અને માણેક બુરજ માટે ગમે તે કારણ ધારીએ પણ માણેક નદી માટે શું ધારવું એ પ્રશ્ન છે. આટલી વસ્તુઓ એક માણેક નામ ધારણ કરે છે તેથી માણેકનાથ અથવા માણકેશ્વરની વાતને કાંઇક ટેકો મળે ખરો. બુરજ અને ચોકને માણેકના નંગ (ruby) એમ લેતાં સહેજ વાંધો આવે. માણેક નદી આજ સુધી છે એ નોંધવા જેવું છે. માણકેશ્વર મહાદેવ એલિસ બ્રિજ પાસે છે એમ કહેવાય છે. આ બધું માણેક-નાથની આખ્યાયિકામાં કાંઇ થોડુંઘણું સત્ય હશે એમ બતાવે છે.

વહેળો ચંદ્રભાગાના વહેળાની પેઠે પહેલાં વહેતો હોય અને ખાડિયા તથા માણેકચોકમાં થઈ રાયખડ આગળ સાબરમતીના મોટા પ્રવાહને મળતો હોય. માણેક નદી માણેકનાથના નિવાસને લીધે કહેવાતી હોય અને ચોમાસામાં જ તેમાં પાણી રહેતું હોય. શહેર વસાવતી વખતે આ વહેળો બાદશાહે પુરીને બીજી બાજુ બદલ્યો એમ સંભવે. ચોમાસામાં પાણી ભેગું થતાં ગમે તે રસ્તે પોતાના અસલ પ્રવાહ બાજુ જાય અને તેથી કાળુપુરનો માણેકચોક આગળથી જતો વહેળો થયો હોય. મીરાતે અહમદી સ્પષ્ટ લખે છે કે આશાવલની પાસે સપાટ જમીન ઉપર શહેર વસાવ્યું. તારીખે અહમદશાહીના કર્તા હલવી શીરાઝીએ પણ આ વાત નથી લખી. એટલે આખી મોટી પહોળી નદી બદલ્યા કરતાં માણેક નદીના નાના વહેળાનો પ્રવાહ બદલ્યો હોય એમ માનવું વધારે બંધબેસતું છે.

એમ પણ કહેવાય છે કે સાબરમતી ભદ્ર અને ત્રણ દરવાજાની વચ્ચે કારંજમાંથી વહેતી હતી તે મહમૂદ બેગડાએ ફેરવી. આ વાત ગેઝેટીયરની નોંધમાં નીચે લખેલી છે. ગેઝેટીયરનો કર્તા લખે છે કે "આ વાત ખરી હોય તો પણ તેનો પ્રવાહ મહમૂદ બેગડાએ નહિ પણ અહમદશાહે બદલ્યો હોય. આ જોતાં નદીના પ્રવાહ બાબત વિરોધવાળી વાતો જણાય છે

સાબરમતી કારંજમાં વહેવાની વાત

અને એક ચાલી આવતી દંતકથાને આધારે જુદી જુદી વાતો ઉત્પન્ન થએલી લાગે છે. એટલે આ આખી વાતની ચર્ચા ઉપર વધારે પ્રકાશની જરૂર છે.[૧૬]

[૧૬] આ નોંધ ગેઝેટીયરમાં બ્રિગ્ઝ સીટીઝ ઑફ ગુર્જરાષ્ટ્ર ઉપરથી લીધી છે. (જુઓ અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૫૧, નોંધ ૧. બ્રિગ્ઝે જે જે વાતો સાંભળીને લખી છે એ બહુ આધાર રાખવા જેવી નથી. એ માટે આગળ જોઇશું. અમદાવાદ શહેરની જમીનનો ઢાળ ઇશાન ખૂણેથી નૈૠત તરફ જાય છે તેથી પણ કાળુપુરનો વહેલો ઢાલ મુજબ વહેતો હોય.

## પ્રકરણ પાંચમું



# અમદાવાદનો કોટ

એમ કહેવાય છે કે અમદાવાદ વસાવવા માટે બાદશાહ પાટણથી એક લાખ પાયદળ, આઠસો હાથી, બત્રીસ હઝાર ઉંટ, છસો તોપો, સોળ હઝાર પોઠી, સોળસો ગાડાં અને પાંચ કરોડ રૂપીઆ લઇને આવ્યા હતા.[1] આ બધું લશ્કરને અને રાજ્યને લગતું જ હશે કે એમાં બાંધનાર કડીઆ સુતારો હશે તે કહી શકાય નહિં. બાંધનારાને તો ખાસ કરીને પાટણથી જ લાવવા પડે નહિ. પાછલી સદીઓમાં ગૂજરાત બાંધકામમાં સર્વોત્કૃષ્ટ દશાએ પહોંચેલું હતું અને આશાવલ શહેરમાં પણ ઉત્તમ મકાનો બંધાયાં હતાં. છતાં સ્થાનિક ઉપરાંત બહારથી પણ મોટું શહેર બાંધવા માટે લોક આવે. ઉપરની સંખ્યાના માણસો તો લશ્કરનાં હોય એમ ખાસ જણાય છે. અને ગાડાં, ઉંટ વગેરેમાં લશ્કરી અને બાદશાહી સરંજામ આવ્યો હશે, અમદાવાદ બાંધવા માટે પાટણના પત્થર નહિં આવ્યા હોય.

**પાટણથી આવેલી સામગ્રી**

આગળ મતભેદવાળી જે જે વાતો જોઇ એમાં અમદાવાદના કોટની વાત પણ અગત્યની અને મતભેદવાળી છે. અમદાવાદનો કોટ કોણે બાંધ્યો

[1] આ વર્ણન રા. મગનલાલ વખતચંદે ( પૃ. ૧૮ ) અમદાવાદની વંશાવળી ઉપરથી લખ્યું છે એટલે વિશ્વાસલાયક નથી. બાંધકામનો સામાન બાદશાહની સાથે પાટણથી આવ્યો એમ મનાય છે તે ભ્રમ છે.

એ પ્રશ્ન ગુંચવણવાળો છે. મીરાતે સીકંદરીમાં હી. સં. ૮૨૦ એટલે ઇ. સ. ૧૪૧૯માં કોટ પુરો થયો એમ લખ્યું છે.[૨] આ માટે જુદા જુદા ગ્રંથોમાં હી. સં. ૮૧૦, ૮૧૬, ૮૨૦, અને ૮૩૦ આપી છે. મીરાતે સીકંદરીની બીજી પ્રતમાં ૮૧૬ એટલે ઇ. સ. ૧૪૧૩ લખેલી છે. સર. સી. બેલીના ભાષાન્તરમાં ૮૨૦ ( ૧૪૧૭ ) કબુલ રાખેલી છે. એમણે જે પ્રતને આધારે તરજુમો કર્યો છે તેમાં કોટ પુરો થવાની સાલ માટે "ખીરક" શબ્દ વાપરેલો છે. તેના અક્ષરોમાંથી અબ્જદ પદ્ધતિ પ્રમાણે હી. સં. ૮૨૦ નીકળે છે. મીરાતે અહમદીમાં[૩] હી. સં. ૮૧૫ના પાછલા ભાગમાં એટલે ત્રણ વર્ષમાં કોટ પુરો થવાનું જણાવ્યું છે, અને એના વર્ણન ઉપરથી બહારનો કોટ છે એમ સમજાય છે. સીકંદરીમાં બહારનો કે અંદરનો કોટ એમ લખ્યું નથી એ ખાસ નોંધવા જેવું છે.

કોટની સાલ

અહમદશાહે પ્રથમ કિલ્લો ભદ્રનો કિલ્લો બાંધવો શરૂ કર્યો, અને કોટ પુરો કર્યાનો જે ઉલ્લેખ છે તે એ કિલ્લાનો કોટ જ છે બહારનો કોટ નહિ. એનાં કારણો તપાસવા જેવાં છે. આ બાબતનો નિર્ણય કરવામાં મોટી મુશ્કેલી મીરાતે અહમદીએ ઉભી કરી છે, અને કોટ પુરો થયાના વર્ષ સાથે બહારના કોટનું વર્ણન લખ્યું છે એથી એ ભ્રમ પેદા થાય છે. મીરાતે અહમદી અહમદશાહ પછી ચારસો વર્ષ પછી લખાએલી છે એટલે તે અગાઉના ગ્રંથોમાં આ વાત સ્પષ્ટ ન હોવાથી એના કર્તા મીરઝાં અલી મુહમ્મદખાંએ બહારનો કોટ પણ અહમદશાહે બાંધ્યો હશે એમ ધારી લીધું હશે. પરંતુ કોટ બાંધવાને જે સમય લાગ્યો તે જોતાં તથા મીરાતે અહમદીમાં જ શહેરની સ્થાપનાનું જે વર્ણન આપ્યું છે તે જોતાં અહમદશાહે ફક્ત કિલ્લો જ બાંધ્યો હશે એમ જણાય છે.

પ્રથમ ભદ્રનો કિલ્લો બંધાયો

[૨] Bayley's Sikandari p. 90 Note [૩] Supplement to Mirat Ahmadi p. 3. Navab Ali & Seddon. અહમદીના ગૂજરાતી ભાષાંતરમાં હી. સં. ૮૧૫ની જોડે ૧૪૧૨ ઇ. સ. લખી છે એ કાંઇ ફેર જણાય છે. કોટ બાંધતાં ત્રણ વર્ષ થયાં એમ અહમદી સ્પષ્ટ લખે છે.

મીરાતે અહમદીમાં ચોખ્ખું લખ્યું છે કે પાયો નાંખતી વખતે પશ્ચિમ દિશાની દોરીનો એક છેડો શેખ અહમદ ખટ્ટુના હાથમાં હતો.[૪] એ પ્રમાણે ચાર અહમદો દોરી લઇ લીટી દોરતા તે બહારના કોટ માટે સંભવી શકે નહિં. ખાનજહાન દરવાજાથી શાહપુર દરવાજાના ખુણા સુધી અને બીજા ખુણે પણ દોરી સીધી લીટીમાં ઝાલવી અગર સીધી લીટી દોરવી અશક્ય છે. તેમ જ શહેર બરોબર ચાર ખુણે પણ નથી; પરંતુ ભદ્રનો કિલ્લો ચાર ખુણે છે. આથી ભદ્રના કિલ્લાનું જ પ્રથમ મુહૂર્ત અહમદશાહ અને શેખ અહમદ ખટુએ કર્યું હશે.

અહમદશાહે ફક્ત ભદ્રનો કિલ્લો જ બાંધ્યો

બીજું કવિ હલવી શીરાઝીએ સ્પષ્ટ લખ્યું છે કે જોશીઓની સલાહ પ્રમાણે મુહૂર્ત કાઢી પાયો નંખાયો છે. આ બાબત જ્યોતિષ અને ઘરના બાંધકામનો જેમને અનુભવ હોય તે હાલ પણ જાણી શકે કે મેષ સંક્રાંતિમાં ખાતમુહૂર્ત જે મકાન બાંધવાનું હોય તેના નૈઋત ખુણામાં જ થાય. અમદાવાદનો પાયો ભદ્રમાં માણેક બુરજ છે એમાં નાખેલો છે એ બધા ગ્રંથકારો કબુલ કરે છે. આ માણેક બુરજ પણ ભદ્રના કિલ્લાની બરોબર નૈઋતમાં છે, એટલે પાયો શાસ્ત્રીય રીતે નંખાયો છે એમાં શંક નથી. જો આખા શહેરના કોટનો પાયો અહમદશાહે પ્રથમ નાંખ્યો હોય તો ખાતમુહૂર્ત ભદ્રના માણેક બુરજમાં નહિ પરંતુ ખાનજહાન દરવાજા આગળ થાય. માણેક બુરજમાં પાયો છે એટલે ચારે અહમદોએ કિલ્લાનો જ પાયો અહમદીના લખવા પ્રમાણે દોરીઓ ઝાલીને નાંખ્યો હશે એમ સ્પષ્ટ થાય છે, અને શેખ અહમદ ખટુ માણેક બુરજ

જ્યોતિષ પ્રમાણે પણ અહમદશાહે ભદ્રનો કિલ્લો જ પહેલો બાંધ્યો

[૪] મીરાતે અહમદી ગૂ. ભા. ભા. ૨, પૃ. ૩. મીરાતે અહમદીમાં જ આગળ પુરાંઓના વર્ણનમાં જણાવ્યું છે કે શહેરની શરૂઆતમાં બહુ વસ્તી આબાદ નહોતી, અમીરો પાસે પાસે મકાનો કરી નોકર વગેરે સાથે રહેતા અને એમ કાળુપુર, તાજપુર વગેરે થયાં તે શહેરના રસ્તા મહોલ્લા વગેરે થઇ ગયાં. આ નામ મહમૂદ બેગડાના સમયનાં છે; અહમદશાહના સમયનાં નહિ. એટલે કોટની અંદર ગણાતો કેટલોક ભાગ પણ મહમૂદ બેગડાના સમયમાં વસીને વધ્યો જણાય છે. (સરખાવો, એ જ પૃ. ૧૨-૧૨).

આગળ ઉભા હશે અને પૂર્વમાં તેમની સામે બાદશાહ અગ્નિ ખુણા આગળ હશે. એમ પણ સમજાય છે.[5]

તવારીખે ફિરિશ્તામાં સ્પષ્ટ લખેલું છે કે હી. સં. ૮૯૨, ઇ. સ. ૧૪૮૬માં બાદશાહ મહમૂદ બેગડાએ શહેરનો કોટ બાંધ્યો.[6] એની સાલ માટે "જે અંદર છે તે સુરક્ષિત છે" એવા શબ્દો લખેલા છે અને એના અક્ષરોમાંથી અબ્જદ પદ્ધતિ પ્રમાણે હી. સં. ૮૯૨ (ઈ. સ. ૧૪૮૬) નીકળે છે. મીરાતે અહમદીના લખાણને લીધે લગભગ બધા ઇતિહાસકારો ફિરિશ્તાના આ લખાણનો અર્થ "કોટ મહમૂદ બેગડાએ સમરાવ્યો હશે" એમ જ માને છે. પરંતુ મીરાતે અહમદીનું લખાણ માની લેવા માટે કોઇએ કાંઈ કારણ આપેલું નથી.

બહારનો કોટ મહમૂદબેગડાએ બાંધ્યો એવો ફિરિશ્તાનો મત

મુંહૂર્ત વખતે તો ચાર અહમદોએ કિલ્લાનો જ પાયો નાંખ્યો હતો, શહેરના કોટનો નહિ એ આગળ જોયું. ફિરિશ્તાના લખાણ મુજબ કોટ

[૫] જુઓ અહમદીની અંગ્રેજી અને ગૂજરાતી બન્ને આવૃતિઓ. પૃ. ૩. [૬] બ્રીગ્ઝ કૃત ફિરિશ્તાનું ભાષાંતર, ભા. ૪ પૃ. ૭૦માં "whoever is within is safe" એમ લખેલું છે. એનું અસલ ફારસી "મન દખલ હુકાન આ મેન" એ પ્રમાણે છે. એના ફારસી હરફની અબ્જદ પદ્ધતિ પ્રમાણે ગણત્રી આ પ્રમાણે છેઃ—૪૦+૫૦+૪ +૬૦૦+૩૦+૫+૨૦+૧+૫૦+૧+૪૦+૫૦+૧=૮૯૨. આ પ્રમાણે હિજરી સંવત ૮×૯૨ નીકળે છે. એ વાકયનો શબ્દાર્થ "જે અંદર દાખલ થઈ ગયા તે અમનમાં આવી ગયા," અર્થાત સહીસલામત થયા એવો છે. આ સ્પષ્ટ જ સૂચવે છે કે મહમૂદ બેગડાએ કોટ બાંધ્યા પછી જે કોટમાં આવી ગયા તે સલામત છે. કેટલાંક પરાં બહાર પણ રહ્યાં હશે. આમાંથી કોટ મરામત કરાવ્યાનો અર્થ નીકળતો નથી. સર. ઇ. સી. બેલી (પૃ. ૯૧ નોંધ)માં આ પ્રમાણે લખે છેઃ–It must not however be forgotton that the city walls are not now as left by Sultan Ahmed. Sultan Mahmud Bigarah is expressly said by Firishtah to have drawn a fresh line of cicumvallation round the city. Sultan Ahmed is said by the "Tab. Akberi," to have founded 360 puras or hamlets outside the city, and some of these appear, from later notices, to have been included within this or some other later wall. આનો અર્થ ભદ્રનો કિલ્લાની બહાર ૩૬૦

મહમૂદ બેગડાએ બંધાવ્યો. રા. મગનલાલ વખતચંદ અમદાવાદની વંશાવળીને આધારે કિલ્લો પણ કુતુબુદ્દીને બંધાવ્યો એમ લખે છે, પરંતુ તે માટે કાંઈ જ આધાર નથી અને વંશાવળી બહુ આધારલાયક નથી. મીરાતે અહમદીથી દોરાઇને ઇતિહાસકારો લખે છે કે મહમૂદ બેગડાએ કોટ સમરાવ્યો એ માનીએ તો અહમદશાહે બંધાવ્યો એમ માનવું પડે; અને અહમદશાહના બંધાવ્યા પછી મહમૂદ બેગડાએ સમરાવ્યાના વખત દરમ્યાન કોટ તુટી પડે એવું ભારે આક્રમણ અમદાવાદ ઉપર થયું જણાયું નથી. નદીની રેલની મોગલાઇમાં અમદાવાદનો કોટ જીર્ણ થઇ ભાગ્યાના ઉલ્લેખો છે, અને એ રીતે કોટને નુકશાન થયું હોય અને તેથી મહમૂદ બેગડાએ સમરાવ્યો હોય એમ એક પક્ષે માનીએ; પરંતુ કોટના દરવાજાનાં નામ અને કોટને લીધે થતો શહેરનો આકાર જોતાં અહમદશાહે નહિ પણ મહમૂદશાહે જ કોટ કરાવ્યો એ ફિરિશ્તાનું લખાણ ખરૂં જણાય છે.

બહારનો કોટ અને કિલ્લો અહમદશાહે બંધાવ્યામાં આવતો વિરોધ

કોટના ત્રણ મુખ્ય દરવાજા દરિયાપુર, કાળુપુર અને સારંગપુરનાં નામ અને જમાલપુર તથા પાસે તાજપુરના લત્તાનું નામ એ સુલતાન મહમૂદ બેગડાના અમીરોના નામ ઉપરથી પડેલાં છે. પૂર્વમાં એ વખતે પાંચકુઆ અને પ્રેમ દરવાજા નહોતા. એ દરવાજા તો ઓગણીસમી સદીમાં નવા પાડેલા છે.[૭] જો અહમદશાહે કોટ બંધાવ્યો હોત તો આ દરવાજા અને લત્તાનાં નામ જુદાં જ હોત. એટલે શહેર વસ્યા પછી ધીમેધીમે વધીને મહમૂદ બેગડાના સમયમાં કોટ બંધાવવા જેવી દશાએ પહોંચ્યું એમ મનાય. બીજું શહેરના કોટને લીધે

પરાં જેનો અર્થ મહોલ્લા છે તે વસાવ્યાં, અને એ પરાં અગર મહોલ્લા અગર એમાંના કેટલાક મહોલ્લા એ જ કે બીજી દીવાલમાં આવી ગયાં એનો અર્થ એ કે એ વસ્તીની આસપાસ મહમૂદ બેગડાએ કોટ બંધાવ્યો. તબકાતે અકબરીના કર્તાએ (સોળમી સદી) એ વખતે લોકોમાં ચાલતી વાતમાં કિલ્લાને શહેર ધારી લીધું જણાય છે. અને આ ઉલ્લેખ એ પરાં શહેરમાં આવી ગયાં એમ સૂચવે છે. ૩૬૦નો આંક આશરાનો જ મનાય. આ પરાં બહુ ભાગે શહેરની અંદરની પોળો અને વાડા જ હોવાનો સંભવ છે.

[૭] પ્રેમ દરવાજો ઇ. સ. ૧૮૬૪ અને પાંચકુઆ ઇ. સ. ૧૮૭૧માં થયા છે. અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૬૮.

શહેરનો જે આકાર બને છે તે ચોરસ નથી, તેમ જ કેટલાક લેખકો લખે છે[૮] તેમ કેવળ અર્ધચંદ્રાકાર પણ નથી. સારંગપુર દરવાજાથી રાયપુર દરવાજા તરફ જતો કોટ છેક આસ્તોડીઆ દરવાજા સુધી પશ્ચિમમાં જઇ આસ્તોડીએથી પાછો દક્ષિણમાં વળી વચ્ચે ખાડો પાડી જમાલપુર દરવાજા તરફ જતાં પાછો પશ્ચિમ તરફ વળે છે. નવી વસ્તી માટે પહેલું શહેર બાંધનાર કદિ આમ નિયમ વગરનો કોટ બાંધે જ નહિ. આસ્તોડીઆથી દરીયાપુર કરતાં જમાલપુરથી દિલ્હી દરવાજાની લંબાઇ વધારે છે. કોટ સરખો બંધાયો હોય તો એ લંબાઈ સરખી જ હોય. જે ટુંક મુદતમાં મીરાતે અહમદી કોટ અને કિલ્લો પુરા થયા થયાનું જણાવે છે એટલી ટુંક મુદતમાં, એ બધું અને સાથે કિલ્લાનાં મકાનો અને મસ્જીદો બધું બંધાઈ શકે નહિ. એકલી જુમા મસ્જીદને બાંધતાં બાર વર્ષ થયાં છે. જુમા મસ્જીદમાં કારીગીરીને લીધે વધારે સમય થાય એમ માનીએ તો પણ ભદ્રનો કિલ્લો અને તેનાં મકાનો મીરાતે સીકંદરી પ્રમાણે છ અને અહમદી પ્રમાણે ત્રણ વર્ષમાં થયાં હોય તો એ સમય કાંઈ વધારે નથી.[૯] એટલા જ સમયમાં બહારનો કોટ પણ પુરો થયો હોય એ માની શકાય જ નહિ. બીજું, સાબરમતીના પ્રવાહની બાબતમાં આગળ જોયું તેમ પ્રવાહ શહેર વસ્યા પછી બદલાયો હોય તો કોટ શહેર વસ્યાની સાથે અહમદીના મત પ્રમાણે અહમદશાહે બાંધ્યો હોય જ નહિ, કારણકે તેમ કરવામાં નદીનો મોટો પ્રવાહ ઉત્તર દક્ષિણે વચ્ચે આવે; અને કોટ પહેલો જ બંધાયો હોય તો એટલા ટુંક સમયમાં નદીનો પ્રવાહ બદલાય નહિ, અને નદીના પટની જગામાં બન્ને બાજુ

બહારનો કોટ મહમૂદબેગડાએ બંધાવ્યો તેની સાબીતીઓ

મીરાતે અહમદીએ લખેલી ટુંક મુદતમાં કોટ કીલ્લો વગેરે પુરૂં થાય નહી

[૮] હોપ ( પૃ. ૨૭ ) વગેરે કેટલાક અંગ્રેજ લેખકો તેનો અર્ધચંદ્રાકાર લખે છે. અર્ધચંદ્રના આકારના કોટનો જ અસલ પાયો નંખાયો હોય તો ચાર ખૂણે ચાર અહમદો કેવી રીતે ઉભા હોય એ સવાલ છે. [૯] સરસપુરનો હાલનો કોટ બાંધતાં ત્રણ વર્ષ થયાં હતાં ( જુઓ આગળ પરાંનું પ્રકરણ ) તો કિલ્લો, અંદરના મહેલો અને મસ્જીદો, જુમામસ્જીદ અને સાથે બહારનો કોટ, એ બધું ત્રણ વર્ષમાં કે છ વર્ષમાં પણ બને નહિ. વળી નદીનો પ્રવાહ વચ્ચે માનીએ તો વાત કેવળ અશકય બને.

કોટના પાયા માટે ઉંચી મજબુત જમીન થોડા સમયમાં બની શકે પણ નહિ. આથી જણાશે કે નદીના પ્રવાહને અને કોટ બન્યાની અહમદીની તારીખને બહુ વિરોધ આવે છે. બીજું એક વિચાર કરવા જેવું એ છે કે અમદાવાદ વસ્યું ત્યારથી તે કોટ મહમૂદ બેગડાએ ૧૪૮૬માં બંધાવ્યો ત્યાં સુધી શહેરના દરવાજાના ઉલ્લેખો આવતા નથી. ભદ્રના દરવાજા અને બારીના ઉલ્લેખો જ આવે છે. એક વાર સૈયદ અતાઉલ્લા, નડીયાદથી કુતબુદ્દીનને સુલતાન બનાવવા માટે બોલાવીને, એના બાપ મુહમ્મદશાહને ઉઠાડી ગાદી આપવા લઈ આવ્યા ત્યારે તે મીરકુ દરવાજામાંથી પેઠો એમ મીરાતે સીકંદરી લખે છે. સીકંદરીની ગૂજરાતી આવૃત્તિ ( પૃ. ૪૪ ) માં મીરકુની જોડે મીરઝાપુર લખેલું છે. એક ફારસી પ્રતમાં પણ મીરકુ લખેલું છે. પણ બેલી કૃત અંગ્રેજી ભાષાંતરમાં મીરઝુ લખેલું છે. આવો દરવાજો કોઇ જણાતો નથી. મીરઝાપુરમાં પડે એવો ખાનપુર દરવાજો છે. તે સીકંદરી અને અહમદીનો જાણીતો છે એટલે મીરકુ દરવાજો તે ભદ્રના કિલ્લાનો મીરઝાપુર બાજુનો દરવાજો જ હોઇ શકે. અહમદીમાં કિલ્લાના ઉત્તરના દરવાજામાં મીરઝાપુર તરફનો દરવાજો એમ લખેલું છે. આ મીરઝુ કે મીરકુ સિવાય દરવાજાનો ઉલ્લેખ છેક બહાદૂરશાહે અમદાવાદમાં પ્રથમ પ્રવેશ કર્યો તે કાળુપુર દરવાજેથી એમ સીકંદરીમાં લખ્યું છે, ( પૃ. ૨૩૨ ) ત્યાં આવે છે. એટલે મહમૂદ બેગડાના રાજ્યના પહેલા ભાગ સુધી શહેરના કોટ અને દરવાજા થયા હોય એમ સંભવતું નથી. જગત દ્વારકાંના રાજાને મારી દરવાજે કકડા લટકાવ્યા તે પણ ભદ્રના દરવાજાએ હોઈ શકે.

સાબરમતીના પ્રવાહ અને બહારના કોટને અન્યોન્ય વિરોધ

આ બધું જોતાં લાગે છે કે અહમદશાહે કિલ્લો જ બાંધેલો હશે અને પાછળથી વસ્તીને અનુસરીને મહમૂદ બેગડાએ કોટ બાંધ્યો હશે. અને તેથી જ કોટ આકારમાં નિયમ વગરનો હશે. “ જે અંદર છે તે સહીસલામત છે ” એ તારીખ સૂચક ફિરિસ્તાના શબ્દો પણ ચોક્કસ તારીખ આપવા સાથે આ અનુમાનને જ ટેકો આપે છે. અહમદશાહે બહારના કોટની રચના ધારેલી હોય અને તેનો એણે થોડો અમલ કદાચ પશ્ચિમની નદીની બાજુએ—કર્યો હોય એટલું જ માની શકાય; પરંતુ આખો કોટ તો મહમૂદ બેગડાએ જ બાંધ્યો એમ માનવાને સબળ કારણો છે.

બહારનો કોટ મહમૂદ બેગડાએ જ બંધાવ્યો

મીરાતે અહમદીમાં લખેલું છે કે કોટ એક માથોડું પત્થરનો, અને બાકીનો ઇંટો અને ચુનાનો છે. હાલ પત્થરનો માથોડું કોટ ભદ્રના કિલ્લાને જોવામાં આવે છે. છતાં અમદાવાદનો હાલનો કોટ એના જુના સ્વરૂપમાં ભાગ્યે જ કોઈ જગ્યાએ રહ્યો હશે. જુના કોટનાં વખાણ મુસાફરોએ કરેલાં છે.

કોટનું સ્વરૂપ

મીરાતે અહમદીનો કર્તા કોટના કાંગરા પણ ગણાવે છે.[૧૦] અમદાવાદના હાલના કોટને કાંગરા નથી. એટલે કોટ અનેક વખત પડી જવાથી સમરાવ્યો હશે. મીરાતે અહમદીમાં ઔરંગઝેબ બાદશાહના સમયમાં કોટ સમરાવ્યાના ઉલ્લેખો છે;[૧૧] અને મોગલાઇ પછીની અવ્યવસ્થામાં અને નદીની રેલોથી કોટ તુટી ઓગણીસમી સદીમાં છેક નકામો થઇ ગયો હતો અને દરવાજા સીવાય વચ્ચે ગમે ત્યાંથી ગાડાં આવી શકે એવડાં છીંડાં કોટમાં પડયાં હતાં. ઓગણીસમી સદીના બીજા પાદમાં અમદાવાદના કલેકટર બોરેડેલે કોટ સમરાવવા માટે ઘી ઉપર ખાસ કર નાંખીને કોટ સમરાવ્યો, અને હાલ જે કોટ દેખાય છે તે છેવટનો ઓગણીસમી સદીનો કોટ છે.[૧૨]

સર ટી. સી. હોપનું માનવું છે કે ભદ્રનો કિલ્લો કોઇ જુના કિલ્લાની જગ્યાએ બાંધવામાં આવ્યો છે. આશાવલને બહારનો કોટ ન હોતો[૧૩] પરંતુ

[૧૦] જુઓ મીરાતે અહમદી ગૂ. ભા. પૃ. ૩. કોટને બાર દરવાજા, ૧૩૯ બુરજ, ૬૭૦૯ કાંગરા છે. બધું મળી બે ગાઉ અને એક જરીબ એનો ઘેરાવો છે. અં. ભાષાંતરમાં કાંગરા, ૬૦૭૯ છે પણ બે પ્રતોમાં ૬૭૦૯ લખેલા છે. કોટની ઉંચાઇ સાતથી આઠ ગજ છે. અંગ્રેજી આવૃત્તિમાં આઠ વાર લખ્યું છે તે ખરૂં લાગે છે. (જરીબ એટલે ૧૪ થી ૧૫ હાલના વાર. નવાબઅલી અને સેડન પૃ. ૩. નોંધ). [૧૧] સ્વતંત્ર બાદશાહીના સમયમાં પણ રેલથી કોટ તુટયો તો હશે,. અને મરામત થઈ હશે. પરંતુ તવારીખમાં એનો ઉલ્લેખ મોગલાઇમાં ખાસ મળે છે. અને ઔરંગઝેબ બાદશાહના સમયમાં બહુ મળે છે. [૧૨] જુઓ અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૬૮. [૧૩] જુઓ Hope & Fergusson Ahmedabad Architecture p. 27. અસલના વખતમાં લશ્કર કે થાણા માટે ગઢ કરતા, અને વસ્તીની આસપાસ કોટ ખાસ જરૂર પડે તો થતો. આશાવલમાં એમ હોય એમ જણાય છે. એ ગઢ હોય તો એના ઉપર અહમદે કિલ્લો કર્યો, અને એ ગઢ હાલના ભદ્રની જગાએ જ હશે એમ માનવાને માટે કાંઇ આધાર નથી.

ગઢ હતો. એ ગઢ ભદ્રની જગ્યાએ હશે કે આશાભીલને ટેકરે એ પ્રશ્ન છે. કોઈ જુના ગઢને ફેરવીને અહમદશાહે ભદ્રનો કિલ્લો બાંધ્યો એ હોપની માન્યતાને વધારે આધારની જરૂર છે. ભદ્રકાલી માતા એ પુરાણા કિલ્લાનું સ્થાન છે અને એ જગ્યાએ જ કિલ્લો બાંધ્યો તેથી ભદ્ર નામ પાડ્યું,[૧૪] એ વાત માની શકાય એવી નથી. પાટણના ભદ્રના કિલ્લા ઉપરથી અમદાવાદના કિલ્લાનું નામ પડ્યું, છે એની ચર્ચા યોગ્ય સ્થળે કરીશું.[૧૫]

ભદ્રના કિલ્લાની જગાએ જુનો કિલ્લો

એમ કહેવાય છે કે એક વખત અમદાવાદનો કિલ્લો મોગલ સામ્રાજ્યમાં કાબુલ અને કંદહારથી જ ઉતરતો ગણાતો,[૧૬] અને ઘણો મજબુત ગણાતો હતો. હાલનો કોટ કલેકટર એચ. બોરેડેલે ૧૮૩૨ પછી સમરાવેલો છે. અસલ કોટ ઉપર તો ઘણા સંસ્કાર ચઢી ગયા છે. ઔરંગઝેબ બાદશાહના વખતમાં એકથી વધારે વાર સમરાવ્યાયાના ઉલ્લેખ છે. ઈ. સ. ૧૭૨૩થી ૧૭૫૦ સુધીની અવ્યવસ્થામાં પણ કોટ તુટ્યા જેવો થયો હતો, અને ૧૭૫૫ની મોટી રેલમાં કોટને ઘણું નુકશાન થયું હતું. એ પછી મોમીનખાંએ એને સમરાવ્યો, અને ૧૭૮૦માં ખાનજહાન અને રાયખડ આગળ બ્રીટીશ લશ્કરે તોડ્યો હતો,[૧૭] છેવટે બોરેડેલે સમરાવ્યા[૧૮] પછી હાલ એ જ કોટને

કોટ ઘણીવાર સમરાવાયો છે

[૧૪] એજ પૃ. ૨૭ હોપના આધારથી પ્રો. કોમીસેરીએટ એમના ગૂજરાત સુલ્તાનતના ઇતિહાસમાં (J. B, B. R. A. S. No. LXXI પૃ. ૯૦) નોંધમાં ભદ્રકાળી માતાના મંદિરનું અમદાવાદ પહેલાના નગરના ચિન્હ તરીકે માને છે. અને ભદ્ર નામ એ ઉપરથી પડયું એમ મનાય છે. હોપ તો જુના કિલ્લામાં ભદ્રકાળીનું સ્થાનક હતું એમ જ માને છે. [૧૫] પાટણના ભદ્ર ઉપરથી ભદ્રનું નામ પડયું છે એમ મીરાતે અહમદી સ્પષ્ટ લખે છે. (પૃ. ૬ ગૂ. ભા.) [૧૬] જુઓ અમદાવાદ ગેઝીટીયર પૃ. ૨૭૫. નોંધ ૩. [૧૭] જુઓ. એ જ. પૃ. ૨૬૭. [૧૮] અમદાવાદના કોટની મરામત નીચે પ્રમાણે થઇ છે. મીરાતે અહમદી. ગૂ. ભા. ભા. ૧લો શાહજહાંના સમયમાં હી. સં. ૧૦૬૩માં રૂ. ૨૦૦૦૦) ને ખરચે મરામત થઇ હતી. (પૃ. ૨૩૪) તે પછી ફરી જીર્ણ થયાનું માલુમ પડતાં હી. સં. ૧૦૮૭માં ભદ્રના મહેલ અને કોટ કોટ માટે રૂ. ૨૯૦૦) મંજુર થયા હતા (પૃ. ૩૦૧). ઔરંગઝેબ બાદશાહના સમયમાં હી. સં. ૧૦૯૫માં નદીમાં મોટી રેલ આવવાથી ભદ્રના કિલ્લાની અને કોટની

શહેરની સુખાકારી માટે તોડી નાંખવાની ચળવળ ચાલે છે. રક્ષણ અને લોક સુખાકારી માટે છેક ઓગણીસમી સદી સુધી સુધરાવેલા કોટને લોકોના જ સારા માટે તોડી નાંખવાનો સમય આવ્યો એ કાળનો મહાન મહિમા છે.

કોટને હાલ અઢાર દરવાજા છે. એમાં પંદર મોટા અને ત્રણ નાના છે. પંદરમાં બે બંધ અને બે નવા પાડેલા છે. પાંચકુઆ અથવા નવો દરવાજો અને પ્રેમાભાઇ અથવા પ્રેમ દરવાજો રેલ્વે થયા પછી સગવડ ખાતર પાડ્યા છે. આસ્તોડીઆ અને જમાલપુર વચ્ચે મહુધા દરવાજો બંધ જ રહે છે. શાહપુર અને દિલ્હી દરવાજાની વચ્ચે હલીમની ખડકી પણ બંધ રહે છે.[૧૯]

દરવાજા

એટલે અમદાવાદના દરવાજા પણ હાલ અસલના જેટલા નથી. દીલ્હી દરવાજાની આસપાસ બે બારીઓ પાડી ત્રણ દ્વાર કરવામાં આવ્યાં તે પણ પાછળથી. અસલ બધા દરવાજા એક જ દ્વારના હતા. પાંચકુઆ દરવાજો પણ અવરજવરની સગવડ માટે ત્રણ દ્વારવાળો કરવામાં આવ્યો છે. બધા દરવાજા દેખાવમાં લગભગ સરખા જ છે. ફક્ત ખાનજહાન દરવાજો જુદો પડે છે. એ આગળ જોઇશું.

દીવાલો તુટેલી, તેથી બાદશાહે ખર્ચના રૂ. ૨૨૬૦૪) મંજુર કર્યા હતા અને એ માટે શહેરના લોક પાસેથી કાંઇ ન લેવા ફરમાવ્યું હતું. (પૃ. ૩૧૭) હી. સં. ૧૧૦૪માં પણ કેટલાંક જાહેર મકાનો સાથે કોટની મરામત માટે રૂ. ૪૨૫૪) મંજુર થયા હતા. (પૃ. ૩૪૦); હી. સં. ૧૧૧૪માં કોટની મરામત માટે રૂ. ૨૬૦૦૦) અડસટવામાં આવ્યા હતા જેમાંથી રૂ. ૨૦૦૦૦) મંજુર થયા હતા. (પૃ. ૩૭૦) હી. સં. ૧૧૨૬ પછી જહાંદારશાહના સમયમાં કોટ રેલથી પડી જવાથી મરામતની મંજુરી મળી હતી, પણ રૂપીઆનો આંક જણાવેલો નથી. (પૃ. ૪૩૩). મરેઠા સમયમાં પણ એક વખત કોટ સમરાવાયો છે. હાલ કલેક્ટર બોરેડેઇલનો કરાવેલો આપણે જોઇએ છીએ. [૧૯] અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૯૮.

## પ્રકરણ છઠ્ઠું



# કવિ હુલ્વી શીરાઝીએ કરેલું અમદાવાદનું વર્ણન

કવિની કલ્પનામાં અતિશયોક્તિ તો હોય જ પરંતુ કવિ ઇતિહાસકાર બને ત્યારે અતિશયોક્તિનો અંશ કાંઇક ઓછો થાય છે. અસલના વખતમાં સાદા ઇતિહાસકારમાં પણ સહેજ અતિશયોક્તિ આવી જતી. એવા એક કવિ હુલ્વી શીરાઝીએ અમદાવાદના સ્થાપનાર અહમદશાહના સમય પછી એ બાદશાહના રાજ્યનો ઇતિહાસ તારીખે અહમદશાહી નામે લખ્યો છે. એ ગ્રંથના ઉલ્લેખો મીરાતે સીકંદરી અને અહમદીમાં છે, પરંતુ તારીખે અહમદશાહી હાલ ઉપલબ્ધ નથી. સીકંદરી અને અહમદીમાં એ કવિએ કરેલું અમદાવાદ વસ્યાનું વર્ણન આપેલું છે. અને કવિની અતિશયોક્તિ છતાં અમદાવાદનો ઇતિહાસ એના વગર અપૂર્ણ કહેવાય માટે એ અત્રે નોંધવા લાયક છે.[1]

ચુનિન ગુફત હુલ્વાયે શીરીઁ સુખન
કે અફશાન્દ સદ દુર્જ દર દર સુખન ૧
કે ચું ચંદકેશાહ ગરહું ખરામ[2]
શુદશ બર લખે રૂદે સાબર મુકામ. ૨

[૧] આ ફારસી કવિત ગૂજરાતી અક્ષરોમાં પુરાતત્વના બદલએ ઝીનુલબેલાદ અહમદાબાદ નામના રા. સુ. પુ. બારોટના લેખમાંથી લીધું છે. અર્થ એ અને અહમદીની ગૂજરાતી આવૃત્તિનું ભાષાંતર સરખાવીને લખ્યો છે. [૨] સીકંદરીમાં

અર્થઃ—મધુર બાની વાળો હુલ્વી જે એક એક શબ્દમાં સોસો મોતી વેરતો એણે આમ ગાયું:–એક દિવસ જ્યારે આકાશમાં સંચરનાર બાદશાહ વિહાર નીકળ્યા હતા ત્યારે સાબરમતી નદીના કીનારા ઉપર એમનો મુકામ થયો કરવા હતો. ( ૧–૨ )

ઝમીને બધાયત ફરહનાક દીદ
ઝ ગરદે મહન્ ખાકે ઉ પાક દીદ. ૩
હવાઈ કે સી કર્દ દિલરા હવસ,
નસીમશ ચું મિશ્કે ખતન ખુશ નફ્સ. ૪

અર્થઃ—અને ત્યાંની જમીન એમને અત્યન્ત આનંદકારી જણાઈ, અને મહેનતની ધૂળથી ત્યાંની ભૂમિ પવિત્ર થયેલી દીઠી. ત્યાંની હવા હૃદયને મુગ્ધ કરતી હતી. એની ફોરમ (શ્વાસોશ્વાસ) ખોતાનની કસ્તુરી જેવી સુગંધિત હતી. (૩–૪ ).

મકઁા નઝઝા દીદો જાયે લતીફ
મહલ ખૂશ આબો હવાએ લતીફ ૫
બઇલ્હામે ધૈબી વ હુકમે એલાહ
ચુનિન આમદન્દ દર દિલે બાદશાહ. ૬
કે દરઆઁ ઝમીને મરૂવ્વહ હવા
કુનદ તાજ શહરી મુઅઝિઝમ બિના. ૭

અર્થઃ—સ્થળ પવિત્ર અને રમ્ય હતું. પાણી આનંદકારી હતું. અને હવા દિલચસ્પ આવતી હતી. આ બધું જોઈ કોઇ અગમ્ય આદેશથી તથા અલ્લાહના હુકમથી બાદશાહના દિલમાં એવું સ્ફુર્યું કે આ સુખકર હવાવાળી ઝમીનમાં મોટી ઇમારતોવાળું પાટનગર રચવું. ( ૫–૬–૭ ).

હમાઁ લહઝા બાની તલબ કર્દ શાહ
બફરમુદ તા હમ દરઁા જાયગા. ૮
બસાઝદ યકે શહરે આલી અસાસ
કે ગુયન્દ સુક્કાને ખાકશ સિપાસ. ૯

ખરામને બદલે ગુલામ શબ્દ લખ્યો છે એટલે આકારા જેનું ગુલાબ છે એવા બાદશાહ એમ અર્થ થાય છે. બીજાં પાઠાંતરો છોડી દીધાં છે. ( પુરાતત્ત્વ ).

સરે ખાકબર ઔજે ખિઝ્રા બુરદ
સરેરા બર ઔજે શુરૈયા બુરદ. ૧૦

અર્થ:—તુરત એણે કારીગરોની શોધ કરાવી અને ફરમાવ્યું કે એ જગામાં એક આલીશાન ઇમારતોવાળા એવા શહેરની રચના કરો કે જ્યાં વસનારાઓ :એને માટે ધન્યવાદ આપે; જેની માટીનું શિર આકાશથી પણ વધારે ઉંચું થાય, અને જે તારાના ઝુમખાથી પણ ઉંચું જાય, ( ૮–૯–૧૦ ).

જહાંરા અસાસે મુહઝઝીમ દેહદ,
ઝ સર ઝીનતો ઝેબ આલમ દેહદ. ૧૧
બીનાયે બરાવર ચુ કસ્રે ફલક
કે દર વર શવદ ખીરા ચશ્મે મલક. ૧૨

અર્થ:—જે જગતને આલીશાન આધાર આપે અને પોતાના શિરથી આલમને શણગારે. ગગનના મહેલની જેમ એની બાંધણી એવી ઉંચી કરો કે ફીરીશ્તાઓની આંખ્યો એ જોઇને અંજાઇ જાય. ( ૧૧–૧૨ ).

પયે દફ્યે યાજુજ કીન દાવરી
કશદ બર ઝમી સદ્દે ઇસ્કંદરી. ૧૩
કુનદબર ઝમીઁ આસ્માની બપા
કેખિશ્તશ શુવદ જામે ગેતી નુમા. ૧૪

અર્થ:—માજુજ ને અટકાવવાને માટે ફરીયાદ થવાથી સીકંદરે ઉભી કરી હતી એવી ' સદ્દે ઇસ્કંદરી '–( સીકંદરની દીવાલ )ના જેવી દીવાલ બનાવો કે જે અસમાનને જમીન ઉપર ટેકવી રાખે અને જેની ઇંટો જામે ગેતીનુમા[૩] જેવી બને. ( ૧૩–૧૪ ).

ચકે મિસ્ત્ર જામી કુનદ આશકાર
કે ખાકશ શુરદ આબે ચીનો તતાર. ૧૫

[૩] હાલ જેમ પૃથ્વીના ગોળા બનાવાય છે એમ જમશેદ નામના ઇરાનના બાદશાહે એક પ્યાલો બનાવ્યો હતો તેમાં પૃથ્વીનાં બધાં સ્થળોનું નિરીક્ષણ થતું.
( પુરાતત્ત્વ નોંધ )

ધુબારી કે ખિઝદ ઝ રાહશ અયાન
કશદ સુર્મા દર દીદયે અસ્ફહાન. ૧૬
નિશાપૂરરા અસ હસદ જાઁ રવદ
કે ગુજરાત રશ્કે ખુરાસાઁ શવદ ૧૭

અર્થઃ—એક મિસ્રી જામી ( જુમામસ્જીદ ) એવી જાહેર કરો અર્થાત્ ખુલ્લી મુકો કે જેની આગળ ચીન અને તાતાર પાણી ભરે. એના રસ્તા ઉપર ઉડતી ધૂળ અસ્ફહાન ( ઇરાનનું એક પ્રખ્યાત શહેર )ના લોકો સુરમા તરીકે વાપરે. અને જેને જોઇને ગૂજરાત ખુરાસાનની હરીફાઈ કરે છે એ ઇર્ષાથી નૈશાપુર[૪]ના પ્રાણ નીકળી જાય.

ચું દર ખાતિરે શાહ ગરદું સરીર
સદ આઁ ફિક્ર શાહી ફરા જાયગીર. ૧૮
તલબ કર્દ અસહાબે ઇલ્મે નજુમ
કે બુદન્દ ગંજુરે ગંજે ઉલૂમ. ૧૯
દકાયક શનાસાઁને દૌરે ફલક
કે વાકિફ બુદંદ અઝ સમાઁ તા સમક. ૨૦
ગિરફ્તન્દ ઝીચો સુતરલાબરા
કશીદન્દ તુહ ચર્ખે દોલાબરા. ૨૧
મુહન્દિસ સિફાતાન અખ્તર શનાસ
બરાહીન તુમાયાન સાહેબ કયાસ. ૨૨
મુતાલે કશાયાને સતહે સિપહર
તવાલે નુમાયાને નાહીદો મિહર. ૨૩
બંદીદન્દ હર કોકબીરા શરફ
નઝર બર કુશાદન્દ અઝ હર તરફ. ૨૪
બફરમાને શાહિનશાહે બખ્તીઆર
બકરદન્દ સાઆત સાદ અખ્તિયાર. ૨૫

[૪] નિશાપુર અગર નૈશાપુર ખુરાસાનમાં પ્રખ્યાત શહેર છે. એ શહેર અમદાવાદને જોઇને લેવાઇ જાય એમ તાત્પર્ય છે.

અર્થઃ—આકાશ જેવા વૈભવવાળા બાદશાહના મનમાં જ્યારે આ શાહી યોજના વસી ગઈ ત્યારે જ્યોતિષશાસ્ત્રના ( એવા ) પંડિતોની શોધ કરાવી કે જેઓ જ્ઞાનભંડારના માલીકો હતા, જેઓ આકાશચક્રની ખુબીઓના જાણકાર હતા; અને આકાશથી તે માછલી સુધી સુધી ( એટલે પાતાળ સુધી ) ( સર્વ ચીજોથી ) વાકેફ હતા; (આ પંડિતો) આકાશચક્રના ગુણધર્મના અને ભૂમિતિના જાણકાર હતા; દલીલો તોળી જાણતા અને ગણિતમાં પારંગત હતા; સાતે આકાશના હીસાબ કાઢી જાણતા, અને શુક્ર ને સૂર્યની ગ્રહકુંડલી બનાવી જાણતા, એમણે ખગોળી કોષ્ટકો અને સુતરલાબો ( ઉન્નતાંશ માપક યંત્રો ) લીધાં અને સાતે આકાશનાં ચક્રો દોર્યાં. જ્યારે દરેક સીતારા શુભ જોવામાં આવ્યા ત્યારે ( આ જોશીઓએ ) દરેક દિશાઓમાંથી નઝર ખેંચી લીધી અને સદ્‌ભાગ્ય સંપન્ન શહેનશાહના ફરમાનથી શુભ મુહૂર્તની પસંદગી કરી. ( ૧૮–૨૫ ).

મહે ઝુલકઅદ રફ્ત અઝ હિજીઆ
સલાસા અશર બા સમાના મેઆ. ૨૬
ચું બાની બિના બર કશિદ અઝ ઝમીં
બરઉ ખાન્દા હરદમ ફલક આફરીં. ૨૭
ચું શુદ આઁ અસાસે મુઅલ્લી તમામ
ગુઝશ્ત અઝ સરે ચર્ખે ફિરોઝો ફામ. ૨૮

અર્થઃ—હિજરી સાલ ૮૧૩ના ઝુલકાદ મહીનાનું મુહૂર્ત નક્કી થયું. જ્યારે કારીગરોએ ઇમારતો ઉઠાવી ત્યારે આકાશ હરદમ ‘ ધન્યવાદ ’ બોલતું હતું. જ્યારે એ આલીશાન પાયાનું ચણતર પુરૂં થયું ત્યારે ( ઇમારતો ) વિજય કરતી આકાશથી પણ ઉંચે સુધી પહોંચી ( ૨૬–૨૮ ).

ચું આઁ શહર આબાદો માસુર ગશ્ત
જહાં હફ્ત ઇકલીમ બુદ ગશ્ત હસ્ત. ૨૯
નવાબાદ શહેરી શુદા નાઝનીન
સવાદશ ચુ ખાલી બરૂયે ઝમીન. ૩૦
ચું તરતીબે આઁ શહેર આલી મુકામ,
શુદ અઝ નાસિરૂદ્દીન અહમદ તમામ. ૩૧

દરઆઁ નામ હમ અહમદાબાદ ગશ્ત,
દરઆઁ મિલ્લતે અહમદ આબાદ ગશ્ત ૩૨

શુદા તાઝા શહરે ઇમારત પઝીર
કે ગરદુઁ નદીદશ બદોરાઁ નઝીર. ૩૩

ઇલાહી તુ ઈઁ શહરે આલી બીના
મદે તા બહસ્રશ ઝવાલો ફના. ૩૪

અર્થ:—જ્યારે એ શહેર આબાદ અને વસ્તીવાળું થયું ત્યારે પૃથ્વી જે સપ્તખંડી હતી તે આઠ ખંડી થઇ ગઈ. નવું આબાદ થયેલું એ શહેર વસુંધરા દેવીના મુખપરના શ્યામ સુંદર તલ જેવું શોભી ઉઠયું ! જ્યારે મોટા મહેલોવાળા આ શહેરની ગોઠવણ નાસિરૂદ્દીન અહમદે પૂર્ણ કરી, ત્યારે આ નવું નગર એવું થયું કે જેની જોડી એ જમાનામાં આકાશે જોઇ નહોતી. ઓ ખુદા ! આ આલીશાન બાંધણીવાળા શહેરને તું કિયામતના દીવસ સુધી વિનાશ આપીશ નહી. ( ૨૯–૩૪ ).

આ પ્રમાણે તારીખે અહમદશાહીના કર્તા હુલ્વી શીરાઝીએ અમદાવાદ વસ્યાનું વર્ણન ગાયું છે.

આ વર્ણન કવિ-ઇતિહાસકારનું કરેલું છે; અને અહમદશાહની જ તવારીખના લેખકે એ સમયની લગભગમાં જ લખેલું એટલે તારીખ માટે વિશ્વાસ લાયક છે. આની સાથે ઔરંગઝેબ બાદશાહના સમયનું એટલે અમદાવાદ વસ્યા પછી લખાયલું કવિત્વવાળું વર્ણન છે અને એ અહીં જ સ્થાને હોવાથી જોવા જેવું છે. હિંદુએ લખેલું છે, એટલે ઉપરના ફારસી કવિતની સાથે ઠીક લાગે એવું છે. પ્રાચીન અમદાવાદને નજરે જોનારા મુસાફરોનાં વર્ણન આગળ કરીશું એટલે કવિનાં વર્ણન અહીં ઉચિત છે :

આ રાજસાગર સૂરિ નિર્વાણ રાસમાં[૫] અમદાવાદનું સત્તરમી સદીનું વર્ણન છે. એ રાસ સંવત ૧૭૨૨ ( ઈ. સ. ૧૬૬૬ )માં લખાયો છે. એમાં અમદાવાદનાં પરાં અને જૈન સંઘના મુખ્ય મુખ્ય પુરુષોનાં નામો પણ છે

[૫] જુઓ જૈન ઐતિહાસિક ગૂજરાતી કાવ્ય સંગ્રહ. પૃ. ૫૪–૫૫.

અમદાવાદના સામાજિક ઇતિહાસની દૃષ્ટિએ પણ એ આખોએ રસ કાંઇક ઉપયોગી છે. શહેરનું વર્ણન આ પ્રમાણે છે:—

" જેમાંહિ વરતિ જયજયકાર, જેમાં સકલ વસ્તુ વિસ્તાર;
જે દીઠઈ ઊપજઈ આલ્હાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૧
જેમાં સુજન લોકછિ ઘણા, પહુચાડિં મનની કાંમણા;
જે દીઠિં નાઠઈ વિખવાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૨
ચોરાસી ચઉટા જિહાં ભલાં, વસ્તુવાનાં જોઇઈ તેતલા;
ઠામિ ઠામિ જિહાં સકલ સંવાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૩
જિહાં મદ ગલતા મયગલ ગમઈ, ચઉગડિઆં નિત્ય નિત્ય ગડગડિં;
ત્રિપોલીઈ[૬] નોબતિનો નાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૪
ચતુર પુરૂષ વડરાઈ કરિં, જિહાં ઘોડા ધારા ગતિ ધરઈ;
ગાયન ગાઈ સરલઈ સાદ, એહવું નગર શ્રી અહિમ્મવાદ. ૫
ધજા તોરણ મંડપ પૂતલી, કોરણીઈ બહુ શોભા મિલિ;
જેહમાં એવા જિન પ્રસાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૬
આપ રુપથી અધિકાં ઘણાં, નિરખી રુપ જિહાં રામા તણાં;
ઇંદ્રાણી મૂકઈ ઉનમાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૭
જિહાં વાહિંની દાહિંની વહઈ, જિહાં લક્ષ્મી નિશ્ચલ થઇ રહિં;
જિહા ષટ દરિસણ સંવાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૮
જિહાં દાની દાન દેતા હસિં, કલાવંત કલા અભ્યસઈ;
પુણ્યવંત પરિહરઈ પ્રમાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ. ૯

અમદાવાદનાં આવાં કવિત્વયુક્ત વર્ણનોમાં પણ સત્ય અંદરથી નીકળે છે. આ વર્ણનમાં અમદાવાદનો વિસ્તાર, વૈભવ, હિંદુ કોમની વસ્તી અને વ્યવહારનું ભાન થાય છે. દાન માટે આજની પેઠે અમદાવાદની ખ્યાતિ અને કલાકારને અભ્યાસનું સ્થાન મળતું એ પણ ઉપયોગી વાત છે. ઔરંગઝેબ

[૬] ત્રીપોલી=ત્રણદરવાજા. આ ઉપરથી ત્રણ દરવાજા ઉપર નોબત વાગતી હશે એમ સમજાય છે. જોકે નોબતખાનું ભદ્રના દરવાજામાં હતું એવા ઉલ્લેખો છે,

બાદશાહે હુન્નર કારીગીરી જાળવી રાખવા માટે જે કાળજી રાખેલી છે એ જાણીતી વાત છે.

અમદાવાદનાં જે જુદાં જુદાં નામ લખવામાં અને બોલવામાં વપરાય છે તે પણ અહીં જાણવાં જરૂરનાં છે. રાજનગર અને શ્રીનગર નામ પણ જૂનાં છે. અને રાજનગર નામ તો અમદાવાદને બદલે ઘણીવાર હિંદુ ગ્રંથકારો વાપરે છે. એ સિવાય અહમ્મદવાદ, અહિમ્મદાવાદ, અહમદાવાદ, અહમદપુર, અકમિપુર[૭] અને અહમદનગર વગેરે નામો પણ પ્રાચીન જૈન અને ગૂજરાતી ગ્રંથો અને લેખોમાં આવે છે. પરદેશી મુસાફરો પણ કોઈ ખરૂંનામ અહમદાવાદ લખતા નથી. યૂરોપીય મુસાફરોમાં બારબોસા અમદાવાત (Amdavat) લખે છે. સર ટોમસ રો અમદાવાઝ (Amdavaz) લખે છે. વીલીયમ હોકીન્સ (Willim Hawkins) વગેરે કેટલાક અમદાવાર (Amdawar) અને વીલીયમ ફીન્ચ (William Finch) અમદાવાર (Amadaver), ભાટનાં ગીતોમાં 'અમદા' એટલું જ નામ પણ દેખાય છે.

[૭] જુઓ જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચય. પૃ. ૨ (રાસસાર) નોંધ. અકમિપુર નામ બહુ વપરાતું હોય એમ જણાતું નથી. અહદપુર નામ અમદાવાદના પરાનું છે અને એને અમદાવાદના નામ તરીકે ધારવાનું કારણ નથી. રાજનગર શ્રીનગર સુપ્રસિદ્ધ છે. અહમદનગર નામ 'શ્રીરત્નકીર્તિ સૂરિ ચઉપઇ'માં "ગઢ મઢ મંદિર મહુલસું, શ્રીઅહ્મદનગર વિરાજિરે;" એ લીંટીમાં જડે છે (જૈ. ઐ. ગૂ. કા. સં. પૃ. ૨).

# પ્રકરણ સાતમું



## સ્વતંત્ર બાદશાહીનું પાટનગર

" પાદશાહી અમદાવાદ, સ્વતંત્રપણે લાડે "

—નવલરામ

અમદાવાદ વસ્યા પછી દોઢ સદી સુધી એના સ્થાપનારના વંશની સ્વતંત્ર બાદશાહીની રસભરી સંભાળમાં વેગથી ઉછરીને વધતું ગયું. જન્મ્યા પછી માબાપની ખાસ કાળજી અને વહાલથી ઉછરતાં શરીરનું બંધારણ અને સૌંદર્ય યુવાનીમાં જેમ ખાસ ખીલે છે, અને એ ખીલવણી દરમ્યાન ખાસ મોટા પ્રસંગો માબાપની છાયાને લીધે થોડા જ આવે છે, અને આવે છે એટલા નોંધવાલાયક હોતા નથી અગર નોંધાતા નથી, તેમ ૧૪૧૧ પછી અમદાવાદ વેગથી વધતું જ ગયું. એના સ્વતંત્ર પાલકોએ ઘણા હેતથી એનું સૌંદર્ય વધારવા ધ્યાન આપ્યું. એમની કાળજીને લીધે બહારની હરકતો અને અંદરના ઉપદ્રવો અમદાવાદના શરીરને બહુ નડી શક્યા નહિ. એટલે આ બંધારણની એક સદીમાં અમદાવાદનાં સૌંદર્ય અને વિસ્તાર અસ્ખલિત વધતાં જ ગયાં.

આમ હોવાથી અમદાવાદની બાદશાહીના સમયમાં અમદાવાદના ઇતિહાસની કોઇ ખાસ અગત્યની વીગત નોંધાયલી નથી. અહમદશાહ પછી એક પછી એક થયેલા બળવાન બાદશાહોએ શહેર વધાર્યું અને શણગાર્યું એજ

ઉલ્લેખો મળે છે. એ સમયમાં અમદાવાદના કોટ સુધી બહારના શત્રુને આવવાની તાકાત નહોતી, એટલે અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ જેવા સાધારણ ઉપદ્રવો જ શહેરને કોઇ કોઇ વાર નડયા હતા. આ કારણથી લગભગ એક સદી સુધી અનેક જાતિના લોક ત્યાં આવીને વસતા ગયા. અહમદશાહે ૧૪૧૧ માં વસાવ્યા પછી સુલતાન મહમૂદ બેગડાના સમય સુધી શહેરને વધવાનો ખરો સમય હતો. અહમદશાહે ભદ્રનો કિલ્લો બાંધવા માંડયો અને બીજાજ વર્ષથી કિલ્લા બહાર થોડે છેટે શહેરની ભાવી વસ્તીનું મધ્યબિંદુ ધારી ત્યાં જુમા મસ્જીદ બાંધવા માંડી, એ વખતે પણ આશાવલની વસ્તી એની જગ્યાએ જ કાયમ હતી એમ માનવાને કારણ છે. કોઇ કોઈ ઉમરાવો નવી જગ્યાએ પણ આવ્યા હશે. શરૂઆતમાં બંધાયલી મસ્જીદોમાં હૈબતખાં અને મલીક અલીમની મસ્જીદો જમાલપુર દરવાજે અને તેની બહાર છે અને એક ખાનપુરમાં છે. એટલે શહેર કિલ્લાની બહાર ધીમે ધીમે વધતું હશે એમ જણાય છે.

અમદાવાદની શરૂઆતની પ્રગતિ

અહમદશાહ ધાર્મિક મુસલમાન હોવા છતાં એના વડવા ટાંક રજપુત હતા. અણહિલ્લવાડ પાટણ જેવું તે વખતના હિંદુસ્તાનમાં એક મોટામાં મોટું નગર સામે નમુના માટે હતું.[1] અને બાંધનારા મોટે ભાગે હિંદુ અગર હિંદુમાંથી તાજા વટલેલા હતા.[2] એટલે અમદાવાદની નગરરચના પ્રાચીન હિંદુ શહેરની રચનાને અનુસરીને થાય એમાં નવાઈ નથી.[3] એટલે કિલ્લાની બહાર અને જુમા મસ્જીદની આજુબાજુ શહેર એ રચનાના નિયમો મુજબ વધતું ગયું. સુલતાન કુતુબુદ્દીનના સમયમાં શહેર નવી જગ્યાએ બરોબર વસ્યું હોય એમ મનાય છે. આ સુલતાને શહેરનું સૌંદર્ય વધારવા ઘણું કર્યું. એના સમયમાં શહેરના બીજા ભાગોમાં પણ મકાનો મહેલો અને મસ્જીદો વધવા માંડી. શહેર બહાર કાંકરીયું તળાવ ખોદાયું અને ખાસંદરોળના[4] મહેલો બંધાયા.

અમદાવાદની રચના

સુલતાન કુતુબુદ્દીનનો સમય

[૧] જુઓ મીરાતે અહમદી. ભા. ૨. ગુ. ભાષાંતર પૃ. ૬. [૨] Havell's Indian Architecture P. 68. [૩] Havell's History of Aryan Rule in India P. 341. [૪] જેને ઘટામંડળના મહેલ પણ કહે છે.

કુતુબુદ્દીન પછી એનો ભાઈ મહમૂદ બેગડો ગાદીએ આવ્યો. હવે અમદાવાદની ખરેખરી ચઢતી હતી. એના સમયમાં અમદાવાદની જે શોભા વધી, તેવી બીજા કોઈ બાદશાહના સમયમાં વધી નથી. એણે અને એના ઉમરાવોએ શહેરને ચારે બાજુએ શણગાર્યું. મહમૂદનો સ્વભાવ જ એવો હતો કે એને સદાય આબાદી અને લીલાલહેર ગમે. પડેલા ઘરને ફરી વસાવે અને ઝાડ વાવે તેને ખાસ ઉત્તેજન એ આપતો. એક શહેર નવું અને બે શહેર ફરીથી વસાવનાર બાદશાહ પોતાની રાજધાની ખાસ સંભાળથી ખીલવે એમાં શંકા હોય જ નહિ.[૫] એના અમીરોએ દરિયાપુર, કાળુપુર, સારંગપુર અને તાજપુરનાં પરાં તથા લત્તા સ્થાપ્યાં. આ અને બીજા અનેક ઉમરાવોએ અનેક મસ્જીદો શહેરમાં બંધાવી, એમાંથી થોડી તો હાલ પણ જોઇએ છીએ. આ સમયની કેટલીક મસ્જીદો તો દુનિયાનાં નાનાં મકાનોમાં સર્વોત્તમ પંક્તિમાં ગણાય છે.[૬] આ અમીરોના મહેલો અને બગીચા પણ હશે જ. સુલતાન મહમૂદને બાગનો ઘણો શોખ હતો. અમદાવાદના ઘણા ખરા બાગ એના સમયમાં થયા એ આગળ જોઇશું. એણે ઇ. સ. ૧૪૮૬ માં અમદાવાદનો બહારનો કોટ બંધાવ્યો.

મહમૂદ બેગડાનો સમય

આ બાદશાહના સમયમાં અમદાવાદના ઇતિહાસમાં એક અગત્યનો ફેરફાર થયો. સુલતાન મહમૂદનો ઘણો વખત આસપાસનાં રાજ્યોને હરાવી તાબે કરવામાં ગયો છે. જૂનાગઢ જીત્યા પછી એ ઘણીવાર ત્યાં જતો અને લાંબો વખત રહેતો. પરંતુ ચાંપાનેરના પતન પછી એણે રાજ્યધાની જ ત્યાં બદલી, અને વર્ષનો ઘણો ભાગ ત્યાં જ રહેવા માંડ્યું. વર્ષમાં એક વખત એ અમદાવાદ આવતો ખરો; પરંતુ આ પ્રથા છેક સુલતાન બહાદૂરના સમય (ઇ. સ. ૧૫૩૬ ) સુધી ચાલુ રહી, અને બાદશાહી ધ્યાન અમદાવાદને બદલે ચાંપાનેર શણગારવામાં વળ્યું. આમ છતાં અમદાવાદની વૃદ્ધિને કોઇપણ રીતે હાની આવવા દે એવો તો મહમૂદનો સ્વભાવ જ નહોતો. એટલે અમદાવાદની આબાદી વધતી જ ચાલી.

રાજધાની અમદાવાદથી ચાંપાનેર ગઇ

[૫] મહમૂદે મુસ્તફાબાદ ( જૂનાગઢ ) અને મુહમ્મદાબાદ ( ચાંપાનેર ) ફરી વસાવ્યાં અને મહમૂદાબાદ ( મહેમદાવાદ ) નવું વસાવ્યું. [૬] Edwin Arnold's India Revisited. P. P. 117-124.

પરંતુ આની અસર થોડી થયા વગર રહી નહિં. બાદશાહનો સમય દૂર સરહદ ઉપરના પ્રાંતોનો વિજય કરવામાં ઘણો જતો, એટલે મુલકમાં અવ્યવસ્થા થઇ. અમદાવાદ અને એની આજુબાજુ ચોરોનો ઉપદ્રવ વધ્યો ઇ. સ. ૧૪૭૧માં વાત એટલે સુધી વધી કે લોકોની સહીસલામતી જાળવવી મુશ્કેલ થઈ પડી. બાદશાહ જૂનાગઢ જીતવામાં રોકાયો હતો. એટલે એણે જમાલુદ્દીન નામના પુરુષને મુહાફિઝખાંનો ઇલ્કાબ આપી અમદાવાદનો ફોજદાર બનાવ્યો. વખત જતાં આ મુહાફિઝખાં અમદાવાદનો સુબો (ગવર્નર) બન્યો. ગૂજરાતની સ્વતંત્રતાના સમયમાં બાદશાહની ગેરહાજરીમાં અમદાવાદમાં જ સુબા નીમાવવાનો પ્રસંગ આ પહેલો જ હતો. આ મુહાફિઝખાંએ વ્યવસ્થા એવી સારી કરી કે ટુંક સમયમાં પાંચસો ચોરને જાહેર ફાંસી દેવામાં આવી. આ ખાં એક વખત ૧૭૦૦ હથીયારબંધ સ્વાર પોતાની પાસે રાખીને ફરતો એમ કહેવાય છે; અને એણે બંદોબસ્ત એવો સારો કર્યો કે કેટલાંય વર્ષ સુધી લોક ખુલ્લે બારણે સુતા.[7] મુહાફિઝખાંની પદવી ચઢતી જ ગઇ, ઇ. સ. ૧૪૮૦માં એ વજીર બન્યો, અને મસતુફે મમાલીકનો ઇલ્કાબ મળ્યો. એનું ઘર ઘીકાંટે હતું એમ જણાય છે, કારણકે એણે પોતાને વાસ્તે બાંધેલી નાની પણ સુંદર મસ્જીદ હાલ પણ ઘીકાંટે અમદાવાદની સર્વોત્તમ મસ્જીદોમાં ગણાય છે.

મુહાફિઝખાં અમદાવાદનો ફોજદાર અને સુબો

બાદશાહની ગેરહાજરીની ખરાબ અસર આટલેથી અટકે એમ નહોતું. ઇ. સ. ૧૪૮૦માં કેટલાક અમીરો બાદશાહની ગેરહાજરી અને વારંવારની લડાઇઓથી કંટાળ્યા હતા. સોરઠ જતી વખતે બાદશાહે શાહજાદા અહમદને અમીર ખુદાવંદ ખાંને સોંપ્યો હતો. આ અમીરે બાદશાહને પદભ્રષ્ટ કરી શાહજાદાને અમદાવાદમાં ગાદીએ બેસાડવાનું કાવત્રું રચવા માંડયું. રમઝાન ઇદના તહેવારની સ્વારી વખતે આ વાત જાહેર કરવાની હતી. પરંતુ વજીર બહાઉદ્દીન અને કેટલાક જુના નિમકહલાલ

મહમૂદને પદભ્રષ્ટ કરવાનું કાવત્રું

[7] History of Gujarat Sultanat by Pro. Commissariat, in J. B. B. R. A. S. No. LXXII. p. 252.

અમીરોએ આ કાવત્રું પકડી સમાવી દીધું. કીવામ ઉલમુલ્ક મલીક સારંગે આ પ્રસંગે સારો જાપ્તો રાખી બાદશાહને ચિંતામુક્ત કર્યો. આ સમયમાં (ઇ. સ. ૧૪૭૫) જગતના રાજા ભીમ અને તેના પિતાએ મૌલાના મહમૂદ સમરકંદીને લૂંટવાથી બાદશાહે દ્વારકાં અને જગત જીત્યું અને રાજા ભીમને અમદાવાદ મોકલી મુહાફિઝખાંને સોંપ્યો, અને બાદશાહના હુકમથી એના શરીરના કટકા કરી શહેરના દરવાજે લટકાવવામાં આવ્યા.[૮]

**ચાંપાનેરના વાસ પછી બાદશાહો કોઇ કોઇ વાર અમદાવાદમાં આવતા**

મુહાફિઝખાં પછી કિવામ ઉલમુલ્ક મલીક સારંગ પણ અમદાવાદનો સુબો બન્યો હતો.[૯] બાદશાહોએ ચાંપાનેર રહેવાનું પસંદ કર્યાથી અમદાવાદમાં સુબા જ નીમવા પડતા. પરંતુ સ્વતંત્ર બાદશાહીના સમયમાં શહેરને લગતી ઝીણી ઝીણી વીગતો નોંધાયલી ન હોવાથી સુબાઓની અને તેમના વખતમાં બનેલી બીનાઓની હકીકત મોગલાઇના સુબાઓના સમયની પેઠે મળી શકતી નથી. સુલતાન બહાદૂર સુધી બધા બાદશાહો ચાંપાનેરમાં વધારે વખત રહેતા, અને અમદાવાદ આવતા ત્યારે કાંકરીઆ પાસે ખામંદરોળ[૧૦] (ઘટામંડળ) ના મહેલોમાં ઉતારો કરતા એવા ઉલ્લેખો છે. એટલે ભદ્રનો બાદશાહી મહેલ પાછળના સુલતાનોના સમયમાં બહુ વપરાતો નહિ હોય એમ માની શકાય. સુલતાન મહમૂદ બેગડાનું મરણ અમદાવાદમાં થયું હતું.[૧૧] અને સરખેજમાં સંત શેખ અહમદ ખટ્ટુની દરગાહની સામે પોતે બંધાવેલા રોજામાં એની કબર છે. એનો પુત્ર સુલતાત મુઝફ્ફર પણ ચાંપાનેર રહેતો પણ મરણ વખતે અમદાવાદ આવી બાપદાદાના મહેલમાં પ્રાણ

[૮] મીરાતે સીકંદરી પૃ. ૧૦૩ (ગૂ. ભાષાંતર).

His. of Guj. Sultant. J. B. B. R. A. S. Vo. LXXII p. 254–55. અને સીકંદરી પૃ. ૧–૯. દરવાજાનો આ ઉલ્લેખ કોટ બંધાતા પહેલાં નવ વર્ષ પહેલાંનો છે, અને કોટને માટે શું ચવે એવો છે. પરંતુ ભદ્રના આઠ દરવાજે કકડા લટકાવ્યા એમ એ વાત ખરી હોય તો માનવું સારૂં છે; કારણ શેહેરના દરવાજા કરતાં કિલ્લાના દરવાજા શહેરના બધા લોકની નજરે ખાસ પડે. આ ઉલ્લેખ કોટ અહમદશાહે બાંધ્યો એમ બતાવવા માટે સબળ નથી. [૯] મીરાતે સીકંદરી ગૂ. ભા. પૃ. ૧૭૪. [૧૦] મીરાતે સીકંદરી ગૂ. ભા. પૃ. ૧૮૬–૨૩૪. [૧૧] એજ પૃ. ૧૩૦–૧૩૧.



૫ જુમા મસ્જિદના લિવાનનો મુખ્ય દરવાજો




૧ ૨ ૩ ૪ ૫

**૬ સરખેજનાં મકાનો**

૧ અહમદ ખટુ સાહેબનો રોજો અને મંડપ. ૨ મહમૂદ બેગડાનો રોજો. ૩ મહમૂદ બેગડાની કબર. ૪ મહેલનું ખંડેર અને દરવાજો. ૫ જનાનાનો મહેલ.

ત્યાગ કર્યો.[૧૨] એ પછી એકાદ અપવાદ સીવાય ગૂજરાતના સ્વતંત્ર સુલતાનમાંથી કોઇ પાટનગર અમદાવાદમાં મરણ પામ્યા નથી. આ સુલતાન મુઝફ્ફરના સમયમાં અમદાવાદના પોલીસખાતાનો વડો કોટવાલ મહિબ ઉલમુલ્ક શહેરના ઇતિહાસમાં જાણીતો પુરુષ થઇ ગયો.[૧૩] ચોરો પકડવામાં એની ચાલાકી ઘણી કહેવાતી. મલીક ગોપી નામનો એક હિંદુ અમલદાર પણ મોટા ઉમરાવની પદવીએ આ સમયમાં પહોંચેલો હતો.[૧૪] એમ કહેવાય છે કે રાજધાની ચાંપાનેર બદલાયાથી જો કે અમદાવાદને કોઇ જાતની હાની થઇ નથી છતાં બાદશાહની હાજરીથી જે તેજ શહેરમાં જણાય તે નહોતું. અને મીરાતે સીકંદરીનો કર્તા લખે છે કે જ્યારે બહાદૂરશાહ અમદાવાદમાં કાળુપુર દરવાજેથી પ્રવેશ કરી બાપદાદાના તખ્ત ઉપર બેઠો ત્યારે અમદાવાદ શહેરને નવી રોનક ઉત્પન્ન થઈ.[૧૫]

બહાદૂરશાહની ટુંકી પણ દેદિપ્યમાન કારકીર્દિમાં એ પોતે તો અમદાવાદ કે કોઇ પણ જગ્યાએ ભાગ્યેજ થોડું રહ્યો છે. એની જીંદગી લઢાઇની સ્વારીઓ અને બંદોબસ્તની મુસાફરીઓમાં જ ગઇ છે. દસ વર્ષ જેટલા ટુંક સમયમાં એના ઉપર આફત આવી અને મુગલ બાદશાહ હુમાયૂં ગૂજરાતના તાબાનું માળવા સર કરી, ચાંપાનેર જીતી, નાસતા બહાદૂરની પાછળ (ઇ. સ. ૧૫૩૫) પડી અમદાવાદ આવ્યા અને ત્યાં પોતાના ભાઇ મીરઝાં અસ્કરીને ગૂજરાતનો સૂબો નીમી બહાદૂરની પૂંઠે ગયા. પણ તેમાં સફળતા ન મળવાથી ચાંપાનેર રસ્તે થઇ ઉત્તર હિંદમાં ગયા. આ સમયમાં મીરઝાં અસ્કરીને સ્વતંત્ર કરીને અમદાવાદમાં બાદશાહ ઠરાવવા અમીરોએ પ્રયત્ન કર્યો. પરંતુ પ્રજા અને ગૂજરાતી અમીરો બહાદૂરશાહને વફાદાર હતા. થોડા જ સમયમાં બહાદૂરશાહે મોટું લશ્કર લઇ સરખેજની ઉત્તરે છાવણી કરી, અને લઢાઇ કરવી ઠીક ન લાગ્યાથી અસ્કરીએ લઢવાનો ડોળ કરી જમાલપુર દરવાજા બહાર

હુમાયૂએ અમદાવાદ જીત્યું અને મીરઝાં અસ્કરી સુબો

[૧૨] એજ પૃ. ૧૮૭. [૧૩] એજ પૃ. ૧૯૮. [૧૪] એજ પૃ. ૨૦૬–૨૦૭. [૧૫] એજ પૃ. ૨૩૨.

આશાવલ અને ગ્યાસપુરની વચ્ચે છાવણી નાંખી, અને પછી રાતોરાત મહમૂદાબાદ નાસી ગયો અને બહાદૂરે અમદાવાદ ફરીથી લીધું.[૧૬]

બાદશાહ હુમાયૂંએ અમદાવાદમાં કાંકરીયા તળાવ આગળ પડાવ નાંખ્યો હતો અને શહેરનાં માણસો કે માલમીલકતને નુકશાન ન પહોંચે તે માટે લશ્કર ઉપર ખાસ જાપતો રાખ્યો હતો, અને કોઇને ન સતાવવા લશ્કરને હુકમ કર્યો હતો. હુમાયૂં વિદ્વાન અને રસિક હતો. એણે અમદાવાદની ઉત્તમ મસ્જીદો, મહેલો, પાઠશાળાઓ, રોજાઓ વગેરેની મુલાકાત લીધી. શહેરને હરકત ન થાય તે સારૂ છાવણી બદલીને સરખેજ પાસે રાખી. એ સમયે અમદાવાદ હિંદમાં વસ્તી, પૈસો, સ્થાપત્ય અને કલામાં સર્વોત્તમ શહેર હતું, અને આગ્રા–દિલ્હી કરતાં ચઢીયાતું હતું.[૧૭] હુમાયૂંની સત્તામાં અમદાવાદ નવ માસ રહ્યું હતું.

હુમાયૂ અને અમદાવાદ

બહાદૂરશાહ પછીના સુલતાનો નામના જ હતા. આ અડધી સદીમાં અમદાવાદ માટે કોઇ ખાસ અગત્યની વિગત નોંધાયલી નથી. ગૂજરાતને અમીરોએ વહેંચી લીધું. બાદશાહ નામના અમદાવાદમાં રહ્યા. સુલતાન મહમૂદ ત્રીજાએ મહમૂદાબાદમાં હરણનો મોટો શિકારબાગ બંધાવી ઘણો વખત મોજમજાહમાં ત્યાં ગાળ્યો. સુલતાન અહમદ ત્રીજો પણ અમદાવાદમાં નામનો બાદશાહ હતો. ઇ. સ. ૧૫૫૩ માં મહમૂદાબાદમાં પોતાના મહેલમાં બુરહાનને હાથે સુલતાન મહમૂદ ત્રીજો મરણ પામ્યો.[૧૮] એના સમયમાં દેશમાં દીવાળી હોળી વગેરે હિંદુ તહેવારો બંધ કરવામાં આવ્યા હતા. સુલતાનને મરણ પછી મહમૂદાબાદથી સરખેજ લાવી સુલતાન મુઝફ્ફરની કબરની બાજુમાં દાટવામાં આવ્યો. સુલતાન અહમદ ત્રીજાનું મૃત્યુ પણ ઇ. સ. ૧૫૬૦ માં એવી જ રીતે અમદાવાદમાં ભદ્રના બાદશાહી મહેલમાં થયું.

સુલતાન મહમૂદ ત્રીજો અને સુલતાન અહમદ ત્રીજો.

[૧૬] આ બાબતનો તબકાતે અકબરીનો ઉલ્લેખ આગળ નોંધ્યો છે. સીકંદરી અને અહમદીમાં પણ સહેજ ફેર સાથે આ બનાવ વર્ણવ્યો છે. [૧૭] A History of Guj. Sultanat J. B. B. R. A. S. LXXII. P. 308. [૧૮] એજ. પૃ. ૩૧૯. સીકંદરી પૃ. ૩૬૪.

રાજ્યની સત્તા અમીર ઈતિમાદખાંના હાથમાં હતી તેની સાથે તે સુલતાનને અણબનાવ થયો, અને ખાંએ સુલતાનને મારી નંખાવી ભદ્રની પાછળ સાબરમતી નદીની રેતીમાં ફેંકી દેવડાવ્યો. સવારે એનું શરીર લોકોને જડ્યું; અને અહમદશાહ પહેલાના માણેકચોકના હજીરામાં એને દફનાવવામાં આવ્યો. આમ ક્યાં અમદાવાદ સ્થાપનાર મહાપ્રતાપી અહમદશાહ અને ક્યાં એનોજ વંશજ અહમદ ત્રીજો નદીની રેતમાંથી મસ્તક વગરનો જડ્યો ![૧૯] એ બન્નેની સાથે સાથે આવેલી કબરો નશીબની વિચિત્રતા હાલ પણ બતાવે છે. એ પછી ઇતમાદખાંએ સુલતાન મુઝફ્ફર ત્રીજાને ગાદીએ બેસાડી રાજ્યસત્તા પોતાના હાથમાં રાખી. પરંતુ એનો બધો વખત લઢાઇઓમાં અને અવ્યવસ્થામાં ગયો છે; અને ગૂજરાતનો છેલ્લો સુલતાન મુઝફ્ફરશાહ કાઠીયાવાડમાં રખડતો મરણ પામ્યો. એણે એક વખત અમદાવાદ અકબરશાહ પાસેથી લીધું હતું એ આગળ જોઇશું.

ઇતમાદખાં

મુઝફ્ફરશાહ ત્રીજાને નામનો સુલતાન બનાવી ઇતમાદખાંએ અમદાવાદમાં રહી રાજ્ય કરવા માંડ્યું પણ તે સુખે બેસી શકયો નહી. દેશ અમીરોમાં વહેંચાયલો હતો. એ બધું ગૂજરાતના રાજકીય ઇતિહાસને લગતું હોવાથી અમદાવાદને તેની સાથે સંબંધ નથી. ઇ. સ. ૧૫૫૬ના અરસામાં સરદાર ચંગીઝખાં રૂમીએ ઇતમાદખાંને હરાવી અમદાવાદ કબજે લીધું. ઈતિમાદખાં સુલતાનને સાથે લઇ મોડાસા નાસી ગયો. બે વર્ષ સુધી આ અમીરની સત્તા શહેરમાં અને બહાર સર્વોપરિ રહી. એની સત્તા અને દોર ઘણો હતો. કેટલાક મોટા અમીરોએ એનું ઉપરીપણું કબુલ કર્યું. એમાં માળવાનો પદભ્રષ્ટ રાજા બાઝબહાદૂર જે એ વખતે હિંદમાં સર્વોત્તમ ગવૈયો ગણાતો હતો તે પણ અમદાવાદમાં ચંગીઝખાં પાસે આવેલો હતો. ચંગીઝખાંએ લશ્કર સાથે કાંકરીયા તળાવ પાસે પડાવ નાંખેલો હતો અને આસપાસનાં ખેતરમાં પાકેલી જુવારને એના લશ્કરના ઘોડાઓએ મોઢું પણ અડકાડ્યું નથી એવો પાકો બંદોબસ્ત

ચંગીઝખાં અને અમદાવાદ

[૧૯] A His. of Guj. Sultanant, J. B. B. R. A. S. LXXIV. p. 106.

એણે રાખ્યો હતો. આ બીના મીરાતે સીકંદરીના કર્તાએ નજરે જોયેલી છે. એના બે વર્ષના અમલમાં શહેર સુખી અને આબાદ બન્યું. ઇ. સ. ૧૫૬૮ માં ચોગાન રમવાનું બહાનું કાઢી જુજહારખાં હબસીએ ભદ્ર અને ત્રણ દરવાજા વચ્ચેના મેદાનમાં આ સરળ પણ બહાદૂર પુરુષને મારી નાંખ્યો અને થોડા વખત સુધી શહેરમાં હબસીઓનું જોર રહ્યું.[૨૦]

ઇ. સ. ૧૫૬૮માં ઇતમાદખાંએ આવીને ફરીથી અમદાવાદ લીધું અને પહેલાં પ્રમાણે સત્તા જમાવી આ સમયે ઉત્તર હિંદમાંથી નાસીને આવેલા મીરઝાંઓ ગૂજરાતની રાજકીય બાબતોમાં સત્તા મેળવતા જતા હતા. ઇ. સ. ૧૫૭૨માં સૈયદ મીરાં નામના મોટા અમીરનું મૃત્યુ થયું એટલે અમીરો પર એનો દાબ હતો તે ગયો. આ બધા બનાવોથી પાટણથી શેરખાંએ ઇતમાદખાંને કાઢવાના હેતુથી અમદાવાદને ઘેરો ઘાલ્યો. ઇતમાદખાંએ ભરૂચથી મીરઝાંઓની મદદ માંગી એટલે શેરખાં દરવાજેથી જ પાછો ગયો અને અમદાવાદનું રક્ષણ થયું. એ જ વખતે ઇતમાદખાંએ ગૂજરાતની સ્થિતિનું વર્ણન કરી બાદશાહ અકબરને ગૂજરાતમાં તેડવાને મીર અબુતુરાબ વલીને મોકલ્યા. અકબરે અમદાવાદ આવવાને ઇ. સ. ૧૫૭૨ના જુલાઇ માસમાં ફતેહપુર સીક્રીથી પ્રયાણ કર્યું, અને ચાર માસે પાટણ આવ્યા. અકબર બાદશાહનાં પરાક્રમોના સમાચારથી ગૂજરાતમાં ભય વ્યાપ્યો, અને ગૂજરાત લઢાઇ વગર શરણ થયું. સુલતાન મુઝફ્ફર ખેતરોમાં સંતાઇ ગયો. ઇતમાદખાં વગેરે અમીરો અમદાવાદથી નીકળી કડી બાદશાહને લેવા ગયા. તે પછી તુરત બાદશાહ અમદાવાદ આવ્યા. એમના નામનો સિક્કો પડયો અને ખુતબો વંચાયો. ત્યાંથી ખંભાત વગેરે જગ્યાએ થઇ, પોતાના સુપ્રસિદ્ધ દૂધભાઇ મીરઝાં અઝીઝ કોકાને અમદાવાદમાં સુબા તરીકે મુકી બાદશાહ ફતેહપુર સીક્રી પાછા ગયા. [૨૧]

અકબરનું પહેલુ આગમન

મીરાતે અહમદીમાં લખેલું છે કે આ પહેલી સ્વારી વખતે બાદશાહે

[૨૦] His. of Guj. Sultnat. J. B. B. R. A. S. No. LXXIV. p. 108. મીરાંતે સીકંદરી પૃ. ૪૩૯ [૨૧] એ જ પૃ. ૧૦૮-૧૧૧.

કડીથી આવી હાજીપુરમાં મુકામ કર્યો. એ વખતે કેટલાક તોફાની લોકોએ બાદશાહનું લશ્કર શહેર લૂટવાનો ઇરાદો રાખે છે એવી વાત ચલાવી ગભરાટ ફેલાવ્યો. બાદશાહે તોફાનીઓને પકડી લોકને શાંત કર્યા અને શહેરમાં આવી દરબારે આમ ભર્યો જેમાં સર્વ ગરીબ, ધનવાન હાજર થઈ શકે. હીજરી ૯૮૦ના રજબ માસની ૧૪મી તારીખે અમદાવાદમાં બાદશાહના પ્રવેશનો ઉત્સવ થયો. એ સંવત 'નહશદ વ હશતાદ' એ શબ્દો ઉપરથી નીકળે છે.[૨૨]

પરંતુ બાદશાહને કે સુબા મીરઝાં કોકાને નીરાંતે બેસવાનો વખત આવ્યો નહિ. બાદશાહ ૧૭૭૩ના જૂનમાં ગૂજરાતથી ફતેહપુર સીક્રી પહોંચ્યા અને બે માસમાં જ મીરઝાં મુહમ્મદ હુસેન અને ઇખ્તીયાર ઉલ્મુલ્કે બળવો કર્યાના સમાચાર આવ્યા. અમદાવાદના સુબા પાસે પુરતું લશ્કર હતું નહિ. મુહમ્મદ હુસેન મીરઝાં સાબરમતી ઉતરવા માટે લશ્કર લઇ પડયો હતો. બાદશાહ આગ્રેથી નવ જ દિવસમાં ૬૦૦ માઇલ કાપીને આવ્યો તે એના માનવામાં પણ આવ્યું નહિ. બાદશાહે એવી ઝડપથી કામ લીધું કે અમીરોની સલાહમાં કે વિચાર કરવામાં વખત ન ગાળતાં તુરત હુમલાની તૈયારી કરી. લશ્કરના ત્રણ ભાગ પાડી વચલા ભાગનો સરદાર પ્રસિદ્ધ મીરઝાં બહેરામખાંના સોળ વર્ષના પુત્ર મીરઝાં અબ્દુર રહીમખાંને બનાવ્યો. પોતે એક સો ચુનંદા સરદારોને લઈ ગમે ત્યાં મદદ માટે તૈયાર રહ્યો અને સર્વથી પહેલો સાબરમતી ઉતર્યો. તા. ૨૭ સપ્ટેંબર ૧૫૭૩ને દિવસે ભારે લઢાઇ થઈ. લઢાઇ લાંબી ચાલી નહિ અને ટુંકા વખતમાં સંપૂર્ણ વિજય મળ્યો. મુહમ્મદ હુસેન મીરઝાં ઘવાયલો પકડાયો. રાજા ભગવાનદાસના ભાઇ ભુપતને સરનાલની લઢાઈમાં મારી નાંખનાર શાહ મદાદ પણ કેદી તરીકે પકડાયો અને ભગવાનદાસનું વેર વસુલ કરવા બાદશાહે સ્વહસ્તે બરછીથી તેને

અકબરશાહની બીજી ચઢાઇ

અમદાવાદ આગળની લઢાઇ

[૨૨] જુઓ, મીરાતે અહમદી. ગૂજરાતી ભાષાંતર ભા. ૧. પૃ. ૧૦૪. આ ગભરાટમાં જેના સરસામાન લૂંટાયા હતા તેમને લૂંટારાઓને પકડયા પછી ઓળખીને સામાન પાછા સોંપવામાં આવ્યા હતા.

મારી નાંખ્યો. હવે બાદશાહ આરામ લેવા થોભ્યો અને ઘેરાયલા મીરઝાં અઝીઝ કોકાની રાહ જોતો હતો એવામાં ઇખ્તીયાર ઉલ્મુલ્ક લશ્કર લઇ આવ્યો. ત્યાં લઢાઇ થઇ એમાં ઇખ્તીયાર ઉલ્મુલ્ક હાર્યો અને મરાયો. બાદશાહે બધા બળવાખોરનાં આશરે બે હઝાર માથાંનો એક મોટો બુરજ કરાવ્યો.[૨૩] આ લઢાઇ પછી મીરઝાં અઝીઝ કોકા અમદાવાદમાંથી નીકળી લઢાઇના મેદાનમાં આવી બાદશાહને ભેટયો.[૨૪] એ જ સાંજે બાદશાહે દબદબાથી અમદાવાદમાં પ્રવેશ કર્યો. અકબરશાહ અમદાવાદમાં અગીયાર દિવસ રહ્યા[૨૫] અને દેશની વ્યવસ્થામાં સમય ગાળ્યો. એ વખતે બાદશાહ વટવે કુતુબે આલમ સાહેબનો રોજો જોવા ગયા અને ત્યાંથી લોહ લક્કડનો અજાયબી ભરેલો પત્થર અડધો પોતાની સાથે આગ્રા લઈ ગયા.[૨૬] એમ કહેવાય છે કે કોઇ ગુજરાતીએ બાદશાહની આ સ્વારીનું વર્ષ કાઢવા માટે “ કેહેર બ ગુજરાત આમદ ” એવા શબ્દો વાપર્યા, એટલે ગુજરાતમાં કેર આવ્યો એવો અર્થ થાય. બાદશાહે નાખુશ થઇ એ માણસને રૂબરૂમાં બોલાવ્યો ત્યારે હાજર જવાબથી એણે કહ્યું કે મેંતો “ શાહ બ ગુજરાત આમદ ” એવા શબ્દો વાપર્યા છે. એટલે બાદશાહ ગુજરાતમાં ભલે આવ્યા એવો અર્થ થયો. બાદશાહે ખુશી થઇ એને ઇનામ આપ્યું.[૨૭]

અકબર અમદાવાદમાં

હવે અમદાવાદના સ્વતંત્ર બાદશાહોનો છેવટનો અંત આવ્યો. છેલ્લો બાદશાહ મુઝફ્ફરશાહ ત્રીજો હજી હયાત હતો. એકવાર અમદાવાદની ગાદીએ હજીએ એને બેસવાનું હતું. પરંતુ વસ્તુતઃ અમદાવાદની સ્વતંત્રતાનો, એના સ્વતંત્ર બાદશાહોની મીઠી છાયાનો એને હમેશનો વિયોગ થયો.

[૨૩] His. of Guj. Sultanat, J. B. B. R. A. S. No. LXXIV. p. 113–115. [૨૪] ગૂ. સ. સ. ૩૧૮. આ ઘેરો બે માસ ચાલ્યો હતો. [૨૫] મીરાતે અહમદી ગૂ. ભા. ભા. ૧. પૃ. ૧૨૮. [૨૬] એ જ પૃ. ૧૨૮. [૨૭] એ જ પૃ. ૧૨૭.

# પ્રકરણ આઠમું



## મોગલ સામ્રાજયનું એક મહાન શહેર

" અહીં સ્થાપી અકબરશાહેં બાંધી નીતિ પાસે,
નહિ જુલમ ન ઝાઝું દાણ નહી પક્ષાપક્ષી.
દીધું દેશીને માન સમાન, દેશાઇગીરી બક્ષી."

—નવલરામ

ઇ. સ. ૧૫૭૩માં અમદાવાદ સ્વતંત્ર બાદશાહોની રાજધાની મટીને મોગલ સામ્રાજ્યના એક માનીતા પ્રાંતનું મુખ્ય શહેર બન્યું. ઇ. સ. ૧૭૦૭ એટલે ઔરંગઝેબના અવસાન સુધીનાં ૧૩૪ વર્ષ સુધી અમદાવાદની આબાદી વધતી ગઇ. પણ તે પછીના નબળા મોગલ બાદશાહોના રાજયની અને મરેઠાઓની ચઢાઇઓની અવ્યવસ્થાનાં ઇ. સ. ૧૭૫૮ સુધીનાં ૫૧ વર્ષમાં શહેરની ખરાબી થવા માંડી, તે ૧૭૫૮ પછી ૧૮૧૮ સુધીના મરેઠી સત્તાના સમયમાં પુરેપુરી થઇ.

મોગલાઈમાં અમદાવાદની સ્થિતિના ભાગ

મોગલાઇમાં દીલ્હીથી ગૂજરાતના સુબા નીમાતા અને અમદાવાદમાં રહી દેશનો વહીવટ કરતા. આ ૧૩૪ વર્ષના લાંબા સમયમાં અમદાવાદમાં

સામ્રાજ્યના મોટા મોટા પુરુષો આવી ગયા. ઘણું ખરૂં બાદશાહ પોતાના ખાસ અંગનાં માણસોને, બાદશાહજાદાઓ કે નજીકના સગાને જ આ માનીતા પ્રાંતની સુબેદારી ઉપર નીમતા. મોગલ સામ્રાજ્યમાં સોનાની ટંકશાળ ફક્ત ચાર જ શહેરોમાં હતી, અને એમાં અમદાવાદનું સ્થાન હતું. પહેલા સુબા મીરઝાં અઝીઝ કોકલતાશથી માંડીને છેલ્લા ૫૯મા સુબા મહારાજા વખતસીંહ સુધીમાં અનેક નામાંકિત પુરુષો અમદાવાવાદમાં આવી ગયા, કેટલાક વસ્યા, અને કેટલાક અમદાવાદમાં જ મરણ પામ્યા છે. આ ૫૯ સુબાઓ માં મીરઝાં અઝીઝ કોકા અથવા કોકલતાશ, મીરઝાં અબ્દુર રહીમખાં ખાનખાના અને બાદશાહજાદા સુલતાન મુરાદબક્ષ, એ અકબર બાદશાહના સમયમાં ખાસ ઇતિહાસ પ્રસિદ્ધ સુબાઓ આવ્યા હતા.[૧]

મોગલાઇમાં આવેલા નામાંકિત પુરુષો

અકબરના નામાંકિત સુબા

ઇ. સ. ૧૫૭૩માં અકબરે પોતાના દૂધભાઇ મીરઝાં અઝીઝકોકાને પહેલો સુબો નીમ્યો. અકબરશાહના ૧૬૦૫ સુધીના સમયમાં એ મીરઝાં ત્રણવાર સુબા તરીકે આવ્યો. સાતમા અને નવમા સુબા તરીકે ઈ. સ. ૧૫૮૮ અને ૧૬૦૦માં મીરઝાં કોકાની નીમણુંક થઇ હતી; અને ઇ. સ. ૧૫૭૫ અને ૧૫૮૩માં બે વખત બહેરામખાંના પુત્ર અબ્દુર-રહીમખાંની સુબા તરીકે નીમણુંક થઇ. આ સીવાય શીહાબુદ્દીનખાં, ઇતમાદખાં ગુજરાતી અને ઈસ્માઇલ કુલીખાં ત્રીજા અને છઠ્ઠા સુબા તરીકે અને ઇ. સ. ૧૫૯૨માં શાહજાદો મુરાદબક્ષ આઠમા સુબા તરીકે અમદાવાદમાં આવ્યા હતા. ઈ. સ. ૧૫૭૫માં રાજા ટોડરમલે આવીને માપણીનું કામ પુરૂં કર્યું.

અકબરના સમયમાં આઠ સુબા

ઈ. સ. ૧૫૮૩માં ઇતમાદખાં ગુજરાતી સુબો હતો તે વખતે થોડો સમય અમદવાદને પાછી અશાંતિ દેખવી પડી. ઇતમાદખાંએ વઝીરખાની કહેવાતા ૭૦૦ થી ૮૦૦ મોગલોને નોકરીમાં ન રાખ્યાથી ચીઢાઇને એ લોકો મુઝફ્ફર-

[૧] મીરાતે અહમદી. ગૂ. ભા. ૧. અને ગુજરાત ગેઝેટીયર ઉપરથી.

શાહને મળ્યા. મુઝફ્ફરશાહ પાસે ત્રાણચાર હઝાર કાઠી સ્વારો પણ હતા.[૨] એ બધું લશ્કર લઇ શહેરની નબળી સ્થિતિ જોતાં રાયખડ દરવાજા આગળ તુટેલી જગ્યાએથી પેસી[૩] સહેજ લઢાઇમાં જ એણે શહેર કબજે કર્યું. ઇતમાદખાં કડી થઇને દિલ્હી જતા માજી સુબા શીહાબુદ્દીનને પાછો વળવા વિનવવા લાગ્યો. અમદાવાદ એ વખતે ઇતિમાદના પુત્ર શેરખાંને હવાલે હતું.[૪] શીહાબુદ્દીન અને ઇતમાદખાંએ શહેર આગળ આવતાં પહેલાં શહેર મુઝફ્ફરના હાથમાં ગયાના સમાચાર સાંભળ્યા. આ બન્ને અમીરો શહેર પાસે સાબરમતીને કિનારે ઉસમાનપુર પાસે છાવણી નાંખી રહ્યા. પરંતુ એમનામાં હિંમત નહોતી. કુટુંબને સાથે લાવેલા હોવાથી બૈરાંછોકરાંની સંભાળમાં પડયા. ઇતમાદખાં નદીનો ઘાટ મજબુત કરવાનો ડોળ કરવા લાગ્યો, અને મીર અબુતુરાબ નાસી જવાની વાટ જોઈ સંતાઇ ગયો.[૫] આ સ્થિતિમાં સામે કાંઠે ખાનપુર દરવાજા આગળથી મુઝફ્ફર બે હજાર માણસો લઇ બહાર આવ્યો અને લઢાઇ થઈ એમાં શીહાબુદ્દીન અહમદખાં નાસી ગયો,[૬] અને કાઠીઓએ એના તંબુ વગેરે સંરજામ લૂંટી સ્ત્રીઓ ઉપર પણ જુલમ ગુજાર્યો.[૭] સુલતાન મુઝફ્ફરે ભદ્રમાં આવી બાપદાદાના રાજ્યાસન ઉપર બેસી પોતાની આણ વર્તાવી.[૮] શીહાબુદ્દીન વગેરે પાટણ જઇને ભરાયા. આ લઢાઇમાં ઇતિમાદખાં અને મીર અબુતુરાબે કાંઇ બહાદુરી બતાવી નહિં, પણ તબકાતે અકબરીના કર્તા નીઝામુદ્દાન અહમદખાં ઇતમાદખાંનો બક્ષી હતો એણે સારી બહાદૂરી બતાવી, અને શીહાબખાં વગેરેને પાટણથી ઝાલોર નાસી જતા અટકાવી બાદશાહી લશ્કરની મદદ આવે તેની રાહ જોવાને સમજાવ્યા. આ સમય દરમ્યાન

સુલતાન મુઝફ્ફર ત્રીજાએ અમદાવાદ સર કર્યું

મુઝફ્ફર સાથેની લઢાઇ

[૨] ગૂજરાત ગેઝેટીયર. પૃ. ૨૬૯. [૩] His. of Guj. Sultanat. J. B. B. R. A. S. No. LXXIV. p. 146. [૪] ગૂ. ગેઝેટીયર પૃ. ૨૬૯. [૫] મીરાતે અહમદી. ગૂ. ભા. ભા. ૧. પૃ. ૧૪૬. [૬] ગૂ. ગેઝેટીયર. પૃ. ૨૬૯. His. of Guj. Sultanat. J. B. B. R. A. S. No. LXXIV p. 146–147. આમાં શીહાબુદ્દીન અહમદખાં લઢયો ખરો પણ લશ્કર નાહિંમત બની ગયેલું અને ઇતમાદખાંની નબળાઇથી હારવું પડયું. [૭] મીરાતે અહમદી. પૃ. ૧૪૭. ગૂ. ગેઝે. પૃ. ૨૬૯, અને J. B. B. R. A. S. No. LXXIV. p. 146. [૮] મીરાતે અહમદી. ભા. ૧. પૃ. ૧૪૭.

મુઝફ્ફરશાહે ૭ માસ અમદાવાદમાં ફરી રાજ્ય કર્યું અને જુમામસીદમાં જઈ હી. ૯૯૧ (ઇ. ૧૫૮૩–૮૪)માં ખુતબો વંચાવી પોતાના નામનો સિક્કો પડાવ્યો.[૯]

આ સમાચાર બાદશાહને મળતાં દિલ્હીથી તાબડતોબ મીરઝાં અબદુરરહીમખાંને બીજીવાર મોકલ્યો, અને મીરઝાંએ આવીને સરખેજ આગળ શાહ ભીખણની દરગાહ આગળ મુઝફ્ફર શાહને લઢાઈ આપી. એમાં મુઝફ્ફર હાર્યો અને નાસીને ખંભાત ગયો. આ બનાવના ( ઇ. સ. ૧૫૮૪ ) સંસ્મરણ વાસ્તે મીરઝાંખાંએ વિજયની જગ્યાએ એક સુંદર બાગ કર્યો.[૧૦] એને જીતપુર, બાગે ફતહ, ફતેહબાગ અગર ફતેહવાડી કહે છે. અમદાવાદના બાગોમાં એ એક ઘણો સુંદર બાગ હતો. એનું સવિસ્તર વર્ણન આગળ કરીશું. એમ કહેવાય છે કે આ વખતે અમદાવાદ રક્ષણ વગરનું હતું અને મુઝફ્ફરશાહ ભરૂચથી દોડી આવ્યો. અબદુરરહીમખાંનું લશ્કર નાનું હોવા છતાં બહાદુરીથી ૧૦૦ હાથી સાથે એણે હુમલો કરી જીત મેળવી; અને શહેરમાં દમામથી પ્રવેશ કરી લોકોને માફીનો ઢંઢેરો ફેરવ્યો.[૧૧] ગૂજરાતના છેલ્લા સુલતાનના બીજીવારના રાજ્યનો હવે છેવટનો નાશ થયો.[૧૨]

મીરઝાં અબદુરરહીમખાંની બે વર્ષની સુબાગીરીમાં ( ૧૫૭૫–૭૭ ) વહીવટ નાયબ સુબા વઝીરખાંના હાથમાં હતો. આ સમયમાં ગુલરૂખ બેગમના

મુઝફ્ફર હુસેન મીરઝાંનો હુમલો

પુત્ર મુઝફ્ફર હુસેન મીરઝાંએ દક્ષિણથી આવી મહેરઅલીના ચઢાવવાથી ગૂજરાતમાં તોફાન મચાવ્યું; અને મીરઝાં નંદરબારથી ખંભાત આગળ થઈ અમદાવાદ આવ્યો. આ બંડની ખબરથી વઝીરખાંએ પાટણ માપણીના કામમાં રોકાયલા રાજા ટોડરમલને મદદે બોલાવ્યો. વઝીરખાં કિલ્લામાં ભરાયો હતો તે વખતે બંડખોરો નીસરણીઓ મુકી ભદ્રના કિલ્લામાં પેઠા. એવામાં ટોડરમલના આવવાની ખબર સાંભળી બળવાખોરો ધોળકે ગયા; રાજા

[૯] J. B. B. R. A. S. LXXIV p. 146–147. એમ લખે છે કે આ લઢાઈ જોવા શહેરના લોક બહાર આવ્યા હતા. પૃ. ૧૪૮ માં લખે છે કે મુઝફ્ફરે પડાવેલા સિક્કામાં અમદાવાદની ટંકશાળનું નામ અને હિ. સ. ૯૯૧ મુઝફ્ફરશાહ બીન મહમૂદશાહ એમ લખ્યું છે. [૯] ગૂ. ગેઝેટીયર પૃ. ૨૭૦. [૧૦] એ જ J. B. B. R. A. S. LXXIV. p. 151. [૧૧] એ જ પૃ. ૧૫૦. [૧૨] એ જ પૃ. ૧૫૦.

ટોડરમલ અને વઝીરખાંએ પુંઠ પકડીને ત્યાં તેમને હરાવ્યા. એમ કહેવાય છે કે ધોળકા આગળની લઢાઇમાં બહાદૂર સ્ત્રી ગુલરૂખ બેગમે કેટલીક તીરઅંદાઝ સ્ત્રીઓને લઢાઇમાં પુરુષોના વેશ પહેરાવી મોકલી હતી. રાજા ટોડરમલે તેમને પકડી આગ્રે મોકલી દીધી.[૧૩]

હવે અમદાવાદનો શાંતિનો સમય આવ્યો. મોટી લૂંટ, લઢાઇઓ કે ઘેરા લાંબા સમય સુધી દેખવાના નહોતા. ઈ. સ. ૧૬૦૫માં અકબરશાહના મૃત્યુથી તેના પુત્ર નુરૂદ્દીન મુહમ્મદ જહાંગીરના હાથમાં સામ્રાજ્યની સત્તા આવી અને આશરે સો વર્ષ—ઇ. સ. ૧૭૦૭ સુધી ઔરંગઝેબ બાદશાહના રાજ્ય સુધી અમદાવાદ સારી વ્યવસ્થામાં રહ્યું અને એની આબાદી વધતી ગઇ.

અકબર બાદશાહના વખતમાં ચાર નામાંકિત માણસો સુબાગીરી સીવાય અમદાવાદમાં આવી ગયા. એમાં પહેલું નામ આખા હિંદુસ્તાનમાં અકબર બાદશાહના નામ સાથે જોડાયલા અને જાણીતા બીરબલનું છે. રાજા બીરબલનું સ્થાન અકબરના દરબારમાં કેવું હતું તે વર્ણન કરવાનું આ સ્થળ નથી. પરંતુ બાદશાહને બીરબલ વગર ગમતું ન હતું એમ ઇતિહાસકારો કહે છે. બીજી વખતની ચઢાઈ વખતે નવ દિવસમાં આગ્રાથી અમદાવાદ બાદશાહ આવ્યા ત્યારે રાજા બીરબલ સાથે હતા.[૧૪] બીજા રાજા ટોડરમલ આવ્યાનું આગળ જોઈ ગયા. ત્રીજા ખ્વાજા નીઝામમુદ્દીન અહમદખાં હતા અને સુલતાન મુઝફ્ફર સાથેની લઢાઇ વખતે એમણે ખરૂં કાર્ય કરેલું છે. ખ્વાજા નીઝામમુદ્દીને લાંબો વખત ગૂજરાતની બક્ષીગીરી કરી છે પરંતુ અકબરશાહના રાજ્યનો એક વિશ્વાસલાયક અને સવિસ્તર ઇતિહાસ લખવા માટે નીઝામમુદ્દીન વધારે જાણીતા છે. એમ કહેવાય છે કે તબકાતે અકબરીનો કેટલોક ભાગ અમદાવાદમાં લખાયલો છે. નીઝામુદ્દીનનું ચારિત્ર ઉત્તમ હતું. એ પ્રમાણિક અને રાજનીતિકુશલ હતા.[૧૫] ચોથો હાજી ઉદ્દબીર નામનો પુરુષ ઈ. સ. ૧૫૫૫માં મક્કાથી અમદાવાદ આવી રહ્યો હતો, અને અકબરશાહના સમયમાં વક્ફ ખાતાનો અમલદાર બની ફરી મક્કે ગયો હતો. એણે અરબીમાં ગૂજરાતનો ઇતિહાસ લખ્યો છે.[૧૬]

[૧૩] મીરાતે અહમદી. ગૂ. ભા. ભા. ૧. પૃ. ૧૩૪. ગૂ. ગેઝેટીયર પૃ. ૨૬૮.
[૧૪] બ્લોકમેનની આઇને અકબરી ભા. ૧. [૧૫] Elliot Vol. V pp. 178-179.
[૧૬] J. B. B. R. A. S. LXXIV p. 104, 126.

## પ્રકરણ નવમું



## અહમદાબાદ કે ગર્દાબાદ !

જહાંગીર બાદશાહના સમયમાં અમદાવાદમાં આઠ સુબા આવ્યા. એમાં બે ખાસ પ્રસિદ્ધ છે. એક મીરઝાં અઝીઝ કોકા ચોથીવાર સુબા તરીકે (૧૬૦૯ થી ૧૬૧૧) નીમાયો; અને આ વખતે પોતે ન આવતાં પોતાના પુત્ર જહાંગીર કુલીખાંને નાયબ સુબા તરીકે મોકલ્યો. જહાંગીર બાદશાહના સમયમાં શરૂઆતમાં જ સુલતાન મુઝફ્ફર ત્રીજાના પુત્ર બહાદૂરે બળવો કર્યો અને જહાંગીરે રાજા વિક્રમાજીત ઉર્ફે પત્રદાસને તેની સામે મોકલ્યો, અને રાજાએ અમદાવાદ આવી બહાદૂરને હરાવ્યો. ઇ. સ. ૧૬૦૬માં સૈયદ મુરતઝાખાં બુખારી સુબા થઈ અમદાવાદમાં આવ્યા; અને આજ સુધી જે ભાગ બુખારી મહોલ્લાને નામે ઓળખાય છે તે નામ એમને લીધે પડેલું છે.

બહાદૂરનો બળવો

ચૌદમા સુબા મુકર્રબખાંના વખતમાં જહાંગીર બાદશાહ ગૂજરાતમાં આવ્યા. માળવાથી ખંભાત થઇ અમદાવાદ આવવાનો ક્રમ ગોઠવેલો હતો. હી. સં. ૧૦૨૭ ઈ. સ. ૧૬૧૭ના ડીસેમ્બર મહીનામાં (તા. ૩૦મીની લગભગમાં) બાદશાહી સ્વારી ખંભાતમાં દરીયાની સહેલ ભોગવીને અમદાવાદ આવવા ઉપડી.[1]

[૧] જહાંગીરની સ્વારી ઇ. સ. ૧૬૧૭ના અંતમાં–ડીસેંબરમાં ખંભાતથી ઉપડી ૧૬૧૮ના જાન્યુઆરીના પહેલા અઠવાડીઆમા અમદાવાદ આવી. તુઝકે જહાંગીરી

અમદાવાદથી મોટા મોટા સૈયદો અને ઉમરાવો સામા ખંભાત સલામ કરવા ગયા હતા. પાંચ દીવસની મજલ પછી સ્વારી અમદાવાદમાં આવી અને શહેરમાં પ્રવેશનું મુહૂર્ત બીજે દીવસે હોવાથી કાંકરિયા તળાવ ઉપર પડાવ નાંખ્યો. જહાંગીર પોતાના આત્મચરિત્રમાં લખે છે કે કાંકરિયા તળાવની અંદર બાગ બગડી ગયો હતો અને મકાન પડી ગયાં હતાં તે સફીખાંએ ફરીથી બનાવ્યાં અને મરામત પણ કરી. કાંકરિયાની રચના બાદશાહને બહુ ગમી. નગીના વાડીના પુલ પાસે તળાવને કિનારે તબકાતે અકબરીના કર્તા સુપ્રસિદ્ધ બક્ષી નીઝામુદ્દીન અહમદખાંનો બાગ હતો. એના પુત્ર સાથે કાંઇ તકરાર થવાથી અબ્દુલ્લાખાં ફીરોઝજંગે બાગનાં ઝાડ કાપી નાંખ્યાં હતાં. એની ફરીયાદ આ વખતે થઇ અને એક બીજો પણ ગુનોહ અબ્દુલ્લાખાંનો જણાતાં એની મનસબ અને જાગીરમાં ઘણું ઓછું કરી નાંખવામાં આવ્યું. તે જ દીવસે બાદશાહે શાહઆલમના રોજા પાસેથી પસાર થતાં પ્રાર્થના કરી.[૨]

જહાંગીર કાંકરિયા પાસે

બીજે દીવસે શહેર પ્રવેશનું મુહૂર્ત હતું. રસ્તામાં લોક સ્વારી જોવા માટે ટોળેટોળાં ભરાયાં હતાં. જહાંગીર લખે છે કે કાંકરિયાથી ભદ્ર સુધી રસ્તામાં બધે ધૂળ ધૂળ જ હતી. મુખ્ય રસ્તો પહોળો અને વિશાળ હતો પરંતુ દુકાનોના દેખાવ રસ્તાને શોભે તેવા નહોતા. મકાનો લાકડાનાં હતાં અને રસ્તા ઉપરની દુકાનોના થાંભલા પાતળા અને હલકા હતા. સુરતગજ નામના ખાસ હાથી

શહેરમાં

(Memoirs of Jahangir Vol. 1 p. 419)ના ભાષાંતર કર્તા રોજર્સ અને બેવેરીજ ૧૬૧૮નો ડીસેંબર લખે છે તે ભૂલ જણાય છે. અમદાવાદમાં નવ મહીના રહી આગ્રે જતાં દાહોદમાં ઔરંગઝેબનો જન્મ ઈ. સ. ૧૬૧૮ના અકટોબરમાં થાય છે, અને એ તારીખ પ્રો. સરકાર કબુલ રાખે છે. ૧૬૧૭ના ડીસેંબરમાં ખંભાતથી ઉપડયાની સાલ અને ઔરંગઝેબના જન્મની હીજરી સાલ ૧૦૨૭ છે. એટલે એ સાલમાં ઈ. સ. ૧૬૧૮ આવે છે. સર ટૉમસ રો પણ અમદાવાદમાં પ્રવેશની તારીખ ૧૬૧૮ના જાન્યુઆરીના પહેલા અઠવાડીઆમાં તા. ૬ઠીએ મુકે છે. અને ખંભાત પહોંચ્યાની તા. ૧૯ ડીસેંબર ૧૬૧૭ કહે છે. જુઓ Journal of Sir Thomas Roe. p. 404 note. [૨] Memoirs of Jahangir Rogers & Beverage I. p. 420-21.

ઉપર બેસી સ્વારી રૂપીઆ વેરતી વેરતી ભદ્રમાં આવી પહોંચી. જહાંગીર લખે છે કે ભદ્રમાં પુરાણાં બાદશાહી મકાનો આ વખતે છેલ્લાં પચાસ વર્ષથી પડી ગયાં હતાં. માળવાથી અમદાવાદ આવવાની વાત જાહેર થયાથી મુકર્રબખાંએ જુનાં મકાનોનાં ખંડેરો પડાવી નવાં મકાનો કરાવ્યાં હતાં, અને એક નદીમાં ઝરૂખો પડે એવું મકાન પણ કરાવ્યું હતું. એ ઝરૂખામાં બાદશાહ રોજ નિયમિત તબીયત ઠીક ન હોય તો પણ આશરે બે કલાક બેસતા અને લોકની દાદ ફરિયાદ પોતાને કાને સાંભળી યથાશક્તિ ચોખ્ખો ન્યાય કરવા પ્રયત્ન કરતા. સાબરમતીની રેતીમાં આ ઝરૂખા તળે કયી જગ્યાએ આ ન્યાય માટે લોકનાં ટોળાં મળતાં હશે તે ચોક્કસ જાણવાનું હાલ કાંઇ સાધન રહ્યું નથી.[૩]

અમદાવાદમાં આવ્યા પછી તુરત શાહજહાંનો ૨૭ મો જન્મ દીવસ હતો. એટલે એની તુલા કરી દીવસ ખુશાલીમાં ગાળ્યો અને એ જ દીવસે ગૂજરાત પ્રાંત શાહજહાંને જાગીરમાં આપ્યો. બીજે દીવસે જુમા મસ્જીદની મુલાકાત લીધી. મસ્જીદની બાંધણી બાદશાહને બહુ ગમી. શાહ વજીઉદ્દીનની દરગાહ જે શાહી મહેલની પાસે જ હતી તેની પણ જયારત કરી. થોડા દીવસ પછી બાદશાહે રૂસ્તમવાડીની મુલાકાત લીધી. રૂસ્તમવાડી અકબર બાદશાહના સમયમાં શાહજાદા શાહમુરાદે પોતાના પુત્ર મીરઝાં રૂસ્તમના નામથી બનાવી હતી. ત્યાં એક ગુરુવારની રાત બાદશાહે આનંદમાં ગાળી; અને શાહજહાંના ખાસ નોકર રૂસ્તમખાંને આ વાડી સાથે નામ સાદૃશ્ય આવવાથી વાડી ઇનામમાં આપી. આ રૂસ્તમવાડી તે શાહીબાગમાં ખડ્ગધારેશ્વર પાસેનો પ્રસિદ્ધ રૂસ્તમ બાગ હતો. રૂસ્તમ બાગની નજીકમાં શેખ સીકંદરની હવેલી હતી અને એના બાગમાં અંજીર ઘણાં સ્વાદિષ્ટ થતાં હતાં તે બાદશાહે પોતાને હાથે તોડીને ખાધાં. જહાંગીર લખે છે કે હાથે તોડીને ખાવામાં કાંઈ ઓર સ્વાદ આવે છે, અને અમદાવાદનાં અંજીર બુરાનપુર કરતાં સ્વાદમાં ચઢીયાતાં છે; એમાં અંદર બીયાં ઓછાં છે. અમદાવાદીઓ હાલ જાણે છે કે અમદાવાદમાં અંજીર કયાં થાય છે! મુંબાઇથી આવે તો ખવાય. એ જમીનની રસાળતા ગઇ, અને એ બાગના શેખ

જહાંગીર અમદાવાદમાં

[૩] તુઝુકે જહાંગીરી. ૧. ૪૨૨-૨૪.

પણ જતા રહ્યા ! ! સીકંદર શેખ ગૂજરાતની સ્વતંત્ર બાદશાહીનો સંપૂર્ણ ઇતિહાસ લખનાર પહેલો અમદાવાદી હતો અને એ શાહીબાગ પાસે રહેતો હતો.[૪]

આ સમયે ઇડરનો રાણો રાજા કલ્યાણ બાદશાહને સલામ કરવા અમદાવાદ આવ્યો. જહાંગીર લખે છે કે ગૂજરાતના સુલતાનો સાથે ઘણીવાર ઇડરના રાણાઓ લઢતા અને કેટલાક તાબે પણ થયા હતા; પરંતુ કોઇ રાણો સુલતાનને મળવા અમદાવાદ આવેલો નહિ. જહાંગીરે રાણાને એક હાથી ભેટ આપ્યો. એ પછી બાદશાહે સરખેજના રોજાની જયારત કરી અને ત્યાં સુલતાન મહમૂદ બેગડાની દરગાહ પણ જોઇ. ત્યાંથી પાછાં આવતાં મીરઝાં અબદુર રહીમખાં ખાંનખાનાંએ બનાવેલા બાગે ફતહ અથવા ફતેહવાડીની મુલાકાત લીધી.[૫] એમ કહેવાય છે કે મીરઝાંની પુત્રી ખેરૂન્નીસા બેગમે બાદશાહને નોતરૂં દીધું હતું અને તે વખતે પાનખર ઋતુ હતી; પરંતુ અમદાવાદના કારીગરો પાસે બનાવટી ફળફુલ બેગમે તૈયાર કરાવી ઘણા ખર્ચે વાડી તાજી ખીલેલી હોય એવી બનાવી હતી. બાદશાહ ફળ તોડવા ગયા ત્યારે એ ભ્રમ ભાગ્યો અને અમદાવાદની કારીગીરીનાં અને બેગમના શોખનાં વખાણ કર્યાં.[૬] જહાંગીર લખે છે કે આખા ગૂજરાતમાં એવો બાગ નહોતો. જહાંગીરને કુદરતી વસ્તુઓનો બહુ શોખ હતો, અને ઝાડ પાન, પશુ પક્ષીનાં જીવનમાં બહુ રસ પડતો. આ બાગમાં જહાંગીર પાસે ફરિયાદ આવી કે નદી કીનારે બેઠકો ઉપર ચંપાનાં ઝાડ હતાં તેને મુકર્રબખાંના માણસોએ કાપી નાખ્યાં. જહાંગીરે આ બાબત તપાસ કરાવી અને ગુનોહ સાબીત થતાં ઝાડ કાપનારના બન્ને અંગુઠા કાંપી નંખાવ્યા.[૭]

જહાંગીરને અમદાવાદ પસંદ ન પડયું એટલે માળવા થઇને આગ્રે જવાનો વિચાર કર્યો, અને તા. ૧૦મી ફેબ્રુઆરી ૧૬૧૮ને દીવસે અમદાવાદ છોડયું. શહેરમાંથી કાંકરિયા તળાવ સુધી રૂપીઆ ઉછાળ્યા અને તળાવ પાસે ત્રણ દીવસ

[૪] એ જ પૃ. ૪૨૪-૨૭. મીરાતે અહમદી ખાનપુર દરવાજા પાસે શાહજહાંના નામે મહેલ બંધાયાનું લખે છે તે જ શાહ વજીહૂદ્દીનની દરગાહ પાસેના મહેલ હશે. મીરાતે અહમદી રૂસ્તમ બાગ ગૂજરાતી અમીરે બંધાવ્યાનું લખે છે તે ભૂલ છે. [૫] એજ પૃ. ૪૨૭ અને પૃ. ૪૩૧. [૬] મીરાતે અહમદી ગૂ. ભા. ૧-૧૯૮. [૭] તુઝુકે જહાંગીરી. ૧-૪૩૨.

સુધી પડાવ નાંખ્યો. પરંતુ બાદશાહી સ્વારી માળવાની સરહદ સુધી પહોંચી ત્યારે તાપની મોસમમાં આગ્રા સુધી જવાનો જહાંગીરને કંટાળો આવ્યો અને માળવાના માંડુગઢ કરતાં અમદાવાદમાં રહેવું સારૂં એમ ધારી અમદાવાદ તરફ પાછા ફરવા નિશ્ચય કર્યો. માળવામાંથી ઝાલોદમાં આવી મુકામ કર્યો અને ત્યાંથી કાંકરિયા તળાવે આવી પડાવ નાંખ્યો. તા. ૧ જમાદીઉલ અવ્વલ (તા. ૧૭ એપ્રીલ ૧૬૧૮)ને દીવસે શુભ મુહૂર્તે રસ્તામાં રૂ. ૫૦૦૦ ઉછાળીને અમદાવાદમાં પ્રવેશ કર્યો.[૮] આ વખતનો અમદાવાદનો બાદશાહનો નિવાસ જરા લાંબો હતો.

અમદાવાદ છોડવું અને મહીના પછી પાછા આવવું

જહાંગીરના અમદાવાદમાં આ ફરજીયાત થયેલા નિવાસમાં અમદાવાદ ઉપર વિરૂદ્ધ લાગણી થાય એવો બનાવ બન્યો. ઉત્તર હિંદુસ્તાનમાં રોગ ચાલતો હતો તે હવે આ વર્ષમાં અમદાવાદમાં આવ્યો. રોગનું જે સ્વરૂપ અમદાવાદમાં આવ્યું તેનાં તવારીખકારોનાં વર્ણન ઉપરથી એ ટુંટીઆનું દરદ હોય એમ જણાય છે (waba). અમદાવાદમાં એવું એક પણ માણસ નહોતું કે જે રોગમાં સપડાયું ન હોય. દરદ ત્રણચાર દીવસથી વધારે રહેતું નહિં, અને સારી વાત એ હતી કે મરણ પ્રમાણ નહિં જેવું જ વધ્યું હતું.[૯] એટલે રોગની પીડા ઘણી હતી પણ મરણનો ત્રાસ નહોતો. જહાંગીરને પણ તાવ આવી ગયો અને શનિવારે ચઢી રવિવારે ઉતર્યો. એ પોતે લખે છે લાંબા મંદવાડ જેવી અશક્તિ આવી અને પીડા બહુ થઇ. આ બીમારી અમદાવાદમાં તે સમયે રહેતા યૂરોપિયનોને બહુ નડી. એમનામાં મરણ પ્રમાણ પણ બહુ હતું. આ દરદની પીડા, અમદાવાદની ધૂળ અને ઉનાળાનો તાપ એ બધાથી અકળાઇને જહાંગીરને અમદાવાદ ઉપર ઘણો અણગમો ઉત્પન્ન થયો. તે પોતાના આત્મચરિત્રમાં નીચે પ્રમાણે લખે છે:—

અમદાવાદમાં રોગ

"આ શહેરના સ્થાપનારને આ જગ્યામાં તે શું સૌંદર્ય દેખાયું કે અહીં એણે શહેર બાંધ્યું! અને એની પછી બીજા બાદશાહોએ પણ અહીં પોતાનાં અમૂલ્ય જીવનનાં વર્ષો શી રીતે ગાળ્યાં હશે એ મારી કલ્પનામાં પણ

[૮] તુઝુકે જહાંગીરી. Vol. II p. 9. [૯] મીરાતે અહમદી. ગૂ. ભા. ભા. ૧. પૃ. ૧૯૯.

આવી શકતું નથી. અહીં ગરમ પવન વાય છે અને પાણીની તંગી છે. મેં આ શહેર બહુ ધૂળવાળું છે એમ તો કહેલું છે; અને એની હવા પણ ધૂળથી ભરેલી છે. પાણી પણ તદ્દન ખરાબ અને માફક આવે એવું નથી, શહેરની પાસેથી વહેતી નદી પણ ચોમાસા સીવાય હમેશ સૂકી જ છે. કુવાનું પાણી ઘણે ભાગે ખારૂં છે; અને તળાવો ધોબીઓએ સાબુવાળાં કરી મુકયાં છે. સાધનસંપન્ન લોકોનાં ઘરમાં ટાંકાં હોય છે, અને વર્ષાદનું ભરી મુકેલું પાણી બારે માસ વાપરે છે. બહારની હવા લાગ્યા વગરનું બંધ ભરી મુકેલું પાણી તબીયતને ઘણું નુકશાનકર્તા છે. શહેર બહાર લીલોતરીને બદલે કાંટાથી ( થોરિયા ) જમીન છવાયલી છે; અને કાંટા ઉપર થઇને વાતા પવનની અસર જાણીતી છે. મેં આ શહેરને પહેલાં ગર્દાબાદ ( ધૂળીઉં શહેર ) તો કહેલું છે. પણ હવે હું એને શું કહું તે સમજાતું નથી. હું એને શમુમીસ્તાન કહું, કે બીમારીસ્તાન કહું, કે ઝુકુમદાર ( કાંટાનું શહેર ) કહું કે ઝહન્નમાબાદ ( નરક ) કહું ! કારણકે એ બધાં નામ બંધબેસતાં આવે છે. ”

બાદશાહનો આ કંટાળો અમદાવાદ શહેર ઉપર હોય એમ જણાતું નથી; પણ અમદાવાદની જગ્યા ઉપર છે. આવી જગ્યાએ શહેર વસાવવા માટે વસાવનારની બુદ્ધિને એ નિંદે છે. અમદાવાદનો રસ્તા ધૂળવાળો હતા એમ એક પરદેશી મુસાફર પણ કહે છે. પરંતુ આ સીવાય અમદાવાદને નિંદનાર છેક અઢારમી સદીના અંત સુધી કોઇ ઉલ્લેખ જડતો નથી. અબુલફઝલ લખે છે પાટણથી વડોદરા સુધી બધું બાગ જેવું લાગતું હતું. જહાંગીર પછીના મુસાફરો આખાયે અમદાવાદને એક મોટા ઉદ્યાન જેવું કહે છે. સુલતાન મહમૂદ બેગડો સારી હવા અને બગીચાઓનો શોખીન હતો. એ બાદશાહ ઉનાળામાં ચાંપાનેરથી ખાસ અમદાવાદ આવતો. આ બધું જોતાં લાગે છે કે અમદાવાદની આટલી બધી નિંદા કરવાનું જહાંગીરનું ખાસ કારણ તો તે ઋતુની ગરમી ઉપરાંત પોતાને અમદાવાદના નિવાસમાં રોગથી પીડાવું પડયું તે જ હશે. જહાંગીર હિંદુસ્તાનના બાદશાહોમાં સર્વથી વધારે સૃષ્ટિસૌંદર્યનો ઉપાસક હતો. કાશ્મીરમાં

જહાંગીરની નિંદાનું કારણ

[૧૦] વાકેઆતે જહાંગીરી. Illiot Vol. VI p. p. 358-359.

એણે ઉનાળા ગાળ્યા હતા. અમદાવાદનો અનુભવ હાલ જે પરદેશીને અને વતનીને છે તે પણ ધૂળ અને ગરમીથી કંટાળે છે જ. ધૂળ અને ગરમીનું જહાંગીરનું વર્ણન ખરૂં જ છે. પરંતુ બગીચાઓથી ગરમી કમી થઈ શકતી, અને અમદાવાદમાં બે જ પ્રસંગ એવા આવ્યા છે કે આસપાસ ઝાડને બદલે ઉજડ વેરાન હોય. પહેલો પ્રસંગ છેલ્લા સુલતાન મુઝફ્ફરની હાર પછી અકબરના રાજ્ય સુધીનો છે. એ સમયની લઢાઇઓ અને સુલતાનતની છેલ્લી અવ્યવસ્થાથી શહેર બહાર કાંઈક વેરાન થયું હતું. જહાંગીર એ સમય પછી તુરત અમદાવાદમાં આવે છે એટલે શહેર બહાર લીલોતરીને બદલે કાંટા દેખ્યા હોય એ બનવા જોગ છે. બીજો પ્રસંગ મરેઠાની સત્તામાં અમદાવાદ વેરાન થયું તે છે, અને એનું પરિણામ આપણે આજ સુધી ભોગવીએ છીએ.

જહાંગીરના આ વખતના નિવાસમાં પણ આનંદ નથી ભોગવાયો એમ બન્યું નથી. રાજકીય મહત્ત્વના પ્રસંગો પણ બન્યા છે. કચ્છનો રાજા રાવ ભારે નજરાણું લઇ અમદાવાદ આવ્યો અને ૧૦૦ કચ્છી ઘોડા, ૧૦૦ અસરફીઓ અને ૨૦૦૦ રૂપીઆ નજર કર્યા. રાવની ઉમ્મર એ વખતે નેવું વર્ષની હતી પણ એની બધી શક્તિઓ કાયમ હતી. કહેવાય છે કે કચ્છનો રાજા ગૂજરાતનો મોટામાં મોટો જમીનદાર હતો અને અગાઉ કોઇ રાજા કોઇ બાદશાહને નજરાણું આપવા જાતે અમદાવાદ આવેલો નહિ. જહાંગીરે પ્રસન્ન થઇને રાવને પોતાનો ઘોડો, હાથી અને હાથણી, હીરાજડિત તરવાર અને ચાર હીરાની વીંટીઓ આપી.[૧૧]

કચ્છના રાવ અમદાવાદમાં

એ જ અરસામાં એક દીવસ ઘણો વરસાદ પડયો અને સાબરમતીમાં રેલ આવી; તેમાં ઘણાં ઘર પડી ગયાં. જહાંગીર લખે છે કે અમદાવાદના શહેરીઓ કહે છે કે એટલો વર્ષાદ પહેલાં કદી પડયો નહોતો.[૧૨] અબુલહસન નાદીરૂઝ્ઝમાન નામનો ચિત્રકાર એ વખતે હિંદમાં સર્વ

ભારે વરસાદ

[૧૧] ગૂ. ગેઝેટીયર પૃ. ૨૭૫–૨૭૬. [૧૨] તુઝુકે જહાંગીરી Vol. II. p. 21. આ જગ્યાએ બાદશાહ સાબરમતીનું થોડું વર્ણન કરે છે. એ લખે છે કે કોકા (?) આગળથી નીકળી દોઢ ગાઉ નીચે મીરપુર સુધી એ વાકલ (બકુલા ?) કહેવાય છે, અને મીરપુરથી ત્રણ ગાઉ પછી સાબરમતી કહેવાય છે.

શ્રેષ્ઠ ગણાતો હતો. અમદાવાદમાં એણે બાદશાહના રાજ્યાભિષેક સમયનું ચિત્ર કાઢીને બાદશાહને નજર કર્યું અને એને જહાંગીરનામાના મુખપૃષ્ટ તરીકે પસંદ કરવામાં આવ્યું.[૧૩]

જહાંગીરે અમદાવાદની નિંદા કર્યા છતાં મઝા ભોગવી છે. કાંકરિયા એનું પ્રિય સ્થળ હોય એમ જણાય છે. એક દીવસે શબે બરાતની રાતે કાંકરિયા તળાવની આસપાસનાં બધાં મકાનોમાં જાતજાતની ગોઠવણી કરી રંગબેરંગી દીવાની રોશની કરવા હુકમ કર્યો હતો અને આતશબાજી ફોડાવી હતી. એમાં બાદશાહને એટલો આનંદ પડયો કે શુક્રવારે સાંજે પણ ફરીથી એ પ્રમાણે રોશની કરાવી. જહાંગીર લખે છે કે એ વખતે કાંકરિયાને કાંઠે એક સંન્યાસી (હિંદુ) ઝુંપડી બાંધી રહેતો હતો. બાદશાહે કાંઈપણ દમામ વગર એની ઝુંપડીમાં જઇ સંન્યાસી સાથે વાર્તાવિનોદ કર્યો અને એથી આનંદ થયો. જહાંગીર લખે છે કે એવો સંન્યાસી પહેલાં કદી જોયો નહોતો.[૧૪]

જહાંગીરે અમદાવાદમાં ભોગવેલો આનંદ

સર ટોમસ રો લખે છે કે જહાંગીર અમદાવાદમાં આવ્યા પછી પોતે મળવા ગયો ત્યારે બાદશાહ શહેર બહાર એક બાગમાં સ્ત્રીઓ સાથે નદી કીનારે પાણીની છેક પાસે બેઠા હતા. રોને બાદશાહનો મેળાપ તે વખતે ન થયો અને એ કંટાળીને ઘેર પાછો ગયો. રાતે એને મહેલે બોલાવવા માટે ખાસ તેડું આવ્યું અને ભદ્રમાં મહેલમાં એ આવ્યો ત્યારે બાદશાહ ત્યાં નહોતા. એકાદ કલાક બેઠા એવામાં બાદશાહના આવવાની ખબર મળી અને બાદશાહ પોતે ગાડું હાંકી નુરજહાંને અંદર બેસાડી આવતા દેખાયા. સાથે કોઇ માણસો નહોતાં. થોડીવાર પછી ઘોડા ઉપર શાહજહાં આવ્યો.[૧૫] એક વખત મહેલ પાસે રાત્રે બજાર ભરીને રોશની પણ કરાવી હતી, અને એક વખત રૂસ્તમવાડી (શાહીબાગ પાસેનો રૂસ્તમબાગ) માં સાંજ ગાળીને ત્યાંથી મછવામાં બેસી ભદ્રના મહેલ સુધી

[૧૩] એ જ પૃ. ૨૦. [૧૪] એ જ પૃ. ૨૨–૨૩. [૧૫] Journal of Sir Thomas Roe. p. 426; "we sate an houre. Suddenly news came to put out all lights, the king was come, who entred on an open waggon, with his Narmahall, drawne by bullocks, himselfe carter, and no man neare."

સફર મારી હતી.[૧૬] નુરજહાંના ભાઈ અસફખાંની હવેલી અને બાગ પણ અમદાવાદમાં હતો અને એમાં પણ અસફખાંના નોતરાથી બાદશાહે આનંદ કરેલો છે.

તા. ૨૨મી રમજાન ૧૦૨૭–૨૭ સપ્ટેંબર ૧૬૧૮ને રોજ બાદશાહી સ્વારી અમદાવાદથી ઉપડી, અને રીવાજ પ્રમાણે કાંકરિયા તળાવ ઉપર પડાવ નાંખ્યો. એ વખતે બાદશાહનો સૂર્યની ગતિ પ્રમાણે ૫૦મો જન્મ દીવસ હતો. કાંકરિયા તળાવ ઉપર અમદાવાદના પવિત્ર પુરુષો અને વિદ્વાનોને બોલાવી તેમની સાથે બાદશાહે રમજાન મહીનાની સાંજે રોજા છોડ્યા અને એ દીવસે મોતી અને સોનાનાં ગુલાબનાં ફુલ વેરવામાં આવ્યાં. કાંકરિયા ઉપર ચાર દીવસ મુકામ કર્યો.

જહાંગીર અમદાવાદ છોડે છે

આ વર્ષમાં જહાંગીરે શાહજહાંને ગૂજરાતનો સૂબો નીમ્યો અને એણે પોતાની જગ્યાએ વહીવટ કરવાને રૂસ્તમખાંને નીમ્યો. જહાંગીરે અમદાવાદના નિવાસ વખતે સિક્કા પડાવ્યા હતા અને રાજ્યનો વહીવટ તે વખતે નુરજહાંન અને અસફખાંના હાથમાં હતો. એમ કહેવાય છે કે એ સિક્કા ઉપર "રાજ્યના તેરમા વર્ષમાં જહાંગીરની સ્ત્રી નુરજહાં અમદાવાદની સ્ત્રી સુબેદાર" એવા શબ્દો લખેલા હતા. અમદાવાદમાં કાળુપુરને રસ્તે જે ટંકશાળ છે તે જહાંગીરના સમયમાં થઈ એમ કહેવાય છે.[૧૭]

શાહજહાં સુબો

ટંકશાળ

જહાંગીરના આ નિવાસ વખતે શાહજહાંની ઉમર ૨૭ વર્ષની હતી અને એનો ભર જુવાનીનો ઉત્તમ વખત એણે અમદાવાદમાં ગાળ્યો હતો. રાજ્યના ભારની ચિંતા એને માથે હજી પડવાને વાર હતી. જહાંગીરનો એ સૌથી માનીતો પુત્ર હતો. અમદાવાદના નિવાસ દરમ્યાન જહાંગીરે એનાં પરાક્રમોથી ખુશી થઈ એને ગૂજરાત જાગીરમાં આપ્યું અને એનાં માન ઘણાં

[૧૬] તુઝુકે જહાંગીરી Vol. II p. 30–31. [૧૭] અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૫૪–અને એ જ પાને નોંધ ૨.

વધી ગયાં એ જહાંગીરનું આત્મચરિત્ર વાંચતાં જણાઇ આવે છે. અમદાવાદની સુબાગીરીમાં ત્રણેક વર્ષ પછી શાહજહાં એના બાપ સામે બળવો કરે છે; એટલે જહાંગીરના સમયમાં શાહજહાંનો સર્વથી ઉત્તમ સમય અમદાવાદમાં ગયો હતો એમ માની શકાય. આ ઉત્તમ સમયમાં એની હૃદયેશ્વરી અર્જમંદબાનુ બેગમ પણ અમદાવાદમાં જ હોય એમ માનવાને કારણ છે. મોગલ સામ્રાજ્યના ઇતિહાસમાં નુરજહાં જેટલી પ્રસિદ્ધિ બીજી કોઇ સ્ત્રીની ભાગ્યે જ દેખાય છે; અને તેથી ઉલટું મુમતાજ મહાલ માટે આપણે નહિ જેવું જ જાણીએ છીએ.

મુમતાજ મહાલ બેગમ

પાછળથી શહેનશાહબાનુ મુમતાજ મહાલને નામે આખા જગતમાં પ્રસિદ્ધ થનાર સ્ત્રી અમદાવાદમાં સાદી અર્જમંદ બાનુ હતી. મરણ એને એની સુપ્રસિદ્ધ દરગાહ મારફતે પ્રસિદ્ધિમાં આણે છે તે પહેલાં એના જીવનનું કાંઈ ખાસ જણાતું નથી. અમદાવાદમાં જહાંગીરના નિવાસ વખતે શાહજહાં તો અમદાવાદમાં હતો જ, અને એનો સસરો, નુરજહાંનો ભાઇ અસફખાં પણ અમદાવાદમાં હતો. મુમતાજ મહાલ અસફખાંની દીકરી એટલે એને તો એ વર્ષમાં સાસરૂં અને પીયર અમદાવાદમાં જ હતું, એટલે ઇતિહાસમાં કોઇ જગ્યાએ એ અમદાવાદમાં હોવાનો ઉલ્લેખ નથી છતાં પણ એ અમદાવાદમાં જ હોય એમ ચોક્કસ માની શકાય છે. એક બીજી ખાસ વાત ધ્યાનમાં લેવા જેવી એ છે કે જહાંગીરે નવ માસ અમદાવાદમાં નિવાસ કર્યો હતો. તા. ૨ જી સપ્ટેંબરે શાહજહાં અને આખા યે જનાના સાથે એ આગ્રે જવા ઉજ્જનને રસ્તે થઇને નીકળે છે, અને તા. ૨૪ મી અક્ટોબરે ઔરંગઝેબનો જન્મ થાય છે. એટલે એ પહેલાં આખોયે વખત મુમતાજ મહાલ શાહજહાં સાથે અમદાવાદમાં હશે. એ સિદ્ધ થાય છે. અમદાવાદની કયી જગ્યામાં એ જગપ્રસિદ્ધ યુગલે નિવાસ કર્યો હશે અને શા આનંદ કર્યા હશે એ ઇતિહાસે નોંધ્યું નથી. કદાચ નાની વહુ તરીકે અર્જમંદબાનુએ નુરજહાં જેટલી છૂટ અમદાવાદમાં નહિ ભોગવી હોય એમ બને.

શાહજહાંની સુબાગીરી દરમ્યાન એક વખત ગૂજરાતમાં દુકાળ પડયો. દુકાળીઆંને કામ આપવા માટે શાહજહાંના હુકમથી અમદાવાદની ઉત્તરે નદી કીનારે શાહીબાગ બાંધવામાં આવ્યો. હી. ૧૦૩૨, ઇ. સ. ૧૬૨૧–૨૨માં એ બાગ બાંધ્યો. ગૂજરાત અને હિંદુસ્તાનના સર્વોત્તમ બાગોમાં એની ગણત્રી થતી,

પણ શાહજહાંએ એમાં પગ પણ મુકયો નથી.[૧૮] જહાંગીરના વખતમાં ખાનપુર દરવાજા પાસે એક મહેલ બાંધવામાં આવ્યો, એ શાહજહાંના મહેલને નામે પ્રસિદ્ધ થયો, અને ભદ્રમાં બાદશાહી હમામખાનાં પણ શાહજહાંએ બંધાવ્યાં છે.

શાહીબાગ બાંધ્યો

એક લેખક લખે છે કે શાહજહાં હિંદનો સર્વથી મોટો કલારસિક બાદશાહ થઈ ગયો. એ એની ભરજુવાનીમાં અને બાપના લાડમાં અમદાવાદમાં હતો, એટલે ભવિષ્યમાં દિલ્હી આગ્રામાં ઉંચુ કલામય સ્થાપત્ય ઉભું કરવા માટેના પાઠ એ અમદાવાદમાં ભણ્યો હશે, અને અમદાવાદની કલાએ એને અનેક પ્રેરણા આપી હશે. અમદાવાદમાં શાહીબાગ બાંધીને એણે સ્થાપત્ય અને કલામાં પ્રથમ પ્રવેશ કર્યો હતો.[૧૯]

આગળ જોયું તેમ શાહજહાં પોતાના નાયબ સુબા તરીકે રૂસ્તમખાંને અમદાવાદમાં મુકી ઉજ્જૈન જઈ રહ્યો. રૂસ્તમખાંને પોતાની પાસે બોલાવી લીધા પછી રાજા વિક્રમાજીત સુંદરદાસને તેની જગ્યાએ નીમ્યો. શાહજહાંએ સુબા તરીકે અમદાવાદમાં બહુ વખત નિવાસ કર્યો હોય એમ જણાતું નથી. નાયબ સુબા અને દીવાન મુહમ્મદ સફીથી કામ ચલાવ્યું છે. આ સુબાગીરી દરમ્યાન શાહજહાં જહાંગીર સામે બળવો કરે છે; અને એ વખતે રાજ્યના મોટા મોટા અમીરો બે પક્ષે વહેંચાઇ જાય છે. સુંદરદાસ રાજા વિક્રમાજીત આ બળવામાં ભાગ લેવા પોતાના ભાઈ કનહરદાસ ( કુંવરદાસ )ને અમદાવાદમાં મુકી શાહજહાં પાસે જાય છે અને બળવાની લઢાઈમાં મરી જાય છે.[૨૦] અમદાવાદનો દીવાન મુહમ્મદ સફી જહાંગીરને વફાદાર રહે છે અને બળવાખોરની ચળવળની તપાસ રાખે છે. શાહજહાં તરફથી સુંદરદાસ રાજા વિક્રમાજીત આગ્રા બાજુ લઢે છે અને અબ્દુલ્લાખાં ફીરોઝજંગ ગૂજરાત બાજુ આવે છે; અને એનો ખાસ વફાદાર નામનો ખાજાસરા

શાહજહાંનો બળવો

[૧૮] Briggs Cities of Gujarashtra. [૧૯] James Douglas : Western India p. 310. [૨૦] આ હકીકતમાં પ્રમાણગ્રંથોમાં થોડો થોડો ફેર પડે છે. મીરાતે અહમદી લખે છે કે વિક્રમાજીત પોતાના ભાઇ કનહરને હોદ્દો સોંપીને જાય છે; અને જહાંગીર લખે છે કે વિક્રમાજીતના મરણ પછી કનેહરને એ હોદ્દો મળે છે.

અમદાવાદનો કબજો લે છે. એ બાદશાહી ખજાનો અને એક ખાસ તૈયાર કરેલું રત્નજડિત તખ્ત કબજે લેવા પ્રયત્ન કરે છે. આ લઢાઇમાં મુહમ્મદ સફી અગત્યનો ભાગ લે છે; નીમકહલાલ માણસો અને અમીરોને ભેગા કરી કોઇપણ દરવાજેથી શહેરમાં દાખલ થવાનું નક્કી કરે છે, અને પોતે બાગે શાયખાંમાં પડાવ નાંખે છે. બીજે દીવસે લાગ જોઇ સારંગપુર દરવાજેથી શહેરમાં પેસીને વફાદાર ખાજાસરાને હરાવી શહેરનો કબજો લે છે, અને એનો બીજો પક્ષકાર નાહીરખાં ખડરીએ દરવાજેથી શહેરમાં પેસે છે. આ હુમલાથી વફાદાર શાહ વજીઉદ્દીનના પૌત્ર શેખ અહમદ હૈદરની પાસે જઈ ભરાઇ ગયો અને આખરે એને પકડવામાં આવ્યો. આ સમાચાર શાહજહાંને જ્યારે મળ્યા ત્યારે અબ્દુલ્લાખાં ફીરોઝજંગ લશ્કર લઇ સામે આવ્યો, અને મુહમ્મદ સફી તથા નાહીરખાંએ તેની સામે લઢવાને લશ્કર લઈ કાંકરિયા તળાવ ઉપર પડાવ નાંખ્યો. અમદાવાદની દક્ષિણે જેતલપુર પાસે લઢાઈ થઇ એમાં અબ્દુલ્લાખાંનું લશ્કર હાર્યું અને જહાંગીરના પક્ષકારોની જીત થઇ. આ લઢાઇ હી. ૧૦૩૨માં, જે સાલમાં શાહીબાગ પુરો થયો તે જ સાલમાં થઇ અને એક માસમાં બે ફતેહ મળ્યાથી કોઇ કવિએ "દો ફતહ નુમાયાં બ યક માહ શુદ", "એક માસમાં સારી બે ફતેહો મેળવાઈ" એ લીંટીમાંથી ફતેહની સાલ કાઢી છે. આ ફતેહની જગ્યાએ—જેતલપુર આગળ મુહમ્મદ સફીએ સૈફબાગ અગર જીતબાગ બંધાવ્યો; અને બાદશાહે એની વફાદારીથી ખુશી થઇ સૈફખાંનો ઇલ્કાબ આપ્યો. એ સૈફખાં બહુ કાબેલ અમલદાર હતો અને અમદાવાદમાં એણે ભદ્ર પાસે મસ્જીદ, મદ્રાસા, અને દવાખાનું કરાવ્યાં છે.[૨૧]

બાદશાહના પક્ષની જીત

જહાંગીરના રાજ્યમાં અમદાવાદને લગતા આવા અગત્યના બનાવો બન્યા છે. બાદશાહના નવ માસના નિવાસ વખતે પણ નામાંકિત માણસો અમદાવાદમાં

[૨૧] મીરાતે અહમદી ગૂ. ભા. ભા. ૧. પૃ. ૨૦૦-૨૦૪. તુઝુકે જહાંગીરી Vol II p. 253-256. શાહજહાંના બળવાનું કારણ જહાંગીરે ખાસ આપ્યું નથી. સુંદરદાસ વિક્રમાજીતના ચઢાવવાથી બળવો કર્યો એમ જહાંગીરનું માનવું જણાય છે. મીરાતે અહમદી લખે છે કે 'નુરજહાં બેગમના તોફાનથી બાદશાહની ઈતરાજી થઇ અને તેનાં કારણો લખવાં યોગ્ય નથી.'

રહી ગયા છે. શાહજહાં અને મુમતાજ મહાલ, અસફખાં, નુરજહાં બેગમ અને એ સિવાય નજરાણા માટે અનેક રાજા અને અમીરો અમદાવાદ આવી ગયા છે. પરંતુ કેટલાક પરદેશીઓ પણ એ વખતે અમદાવાદમાં આવી ગયા છે અને એમણે અગત્યનું કામ કર્યું છે. અંગ્રેજ તથા વલંદા વેપારીઓએ અમદાવાદમાં કોઠી કરી જહાંગીરની મુલાકાત લીધી હતી. અંગ્રેજી સંબંધની દૃષ્ટિએ હિંદમાં બ્રીટીશ સામ્રાજ્યના ઇતિહાસમાં અમદાવાદનું સ્થાન ઘણું ઉંચું છે. સત્તરમી સદીની શરૂઆતથી અંગ્રેજ વેપારીઓ ગૂજરાતમાં આવ્યા અને વેપાર માટે સ્થિર થવાનો નિશ્ચય કર્યો. પરંતુ ઇન્ગ્લેન્ડના રાજાના પ્રતિનિધિ રૂપે પહેલો અંગ્રેજ એલચી સર ટોમસ રો જહાંગીરના સમયમાં આવ્યો, અને અજમેરમાં જહાંગીરને મળી બાદશાહી સ્વારીની આગળ અમદાવાદ આવ્યો. અમદાવાદમાં એણે કેટલોક સમય ગાળ્યો છે પણ એનું મકાન ક્યાં હતું તે હાલ જાણવામાં નથી. જહાંગીર સાથે મસલત કરી અંગ્રેજ વેપારીઓના હિંદમાં વેપાર કરવાના હક બરોબર મજબુત કરાવી લેવા એ એનો ખાસ ઉદ્દેશ હતો. એ બાબત ઇન્ગ્લાંડના રાજા પહેલા જેમ્સ અને જહાંગીર વચ્ચે પત્રવ્યવહાર થયો હતો અને અંગ્રેજોને વેપારમાં હરકત ન થાય અને કેટલીક સગવડો મળે તે માટેનું તહનામું અમદાવાદમાં થયું હતું. આ માટે જહાંગીરે જેમ્સને બે પત્રો અમદાવાદમાં લખેલા છે. (૨૦ ફેબ્રુઆરી, અને ૮ ઑગસ્ટ ૧૬૧૮) તે રસમય હોવાથી જરૂર જેટલા ભાગ નીચે આપ્યા છેઃ-

અંગ્રેજો અને અમદાવાદ

બ્રિટન અને હિંદી સામ્રાજ્યનો પહેલો સંબંધ

× × × × × ×

Upon[૨૨] which assurance of your royal love, I have given my generall command to all the kyngdomes

[૨૨] Journal of Sir Thomas Roe. p. 505. આ પત્ર જહાંગીરના અમદાવાદના પહેલા નિવાસ વખતે અમદાવાદ છોડતાં પહેલાં લખેલો છે અને છોડ્યા પછી તુરત તા. ૧૫-૨-૧૬૧૮ને દીવસે એલચી સર ટોમસ રોએ પહોંચાડ્યો છે. વિશેષણો અને ભેટોની બાબતનો ભાગ છોડી દીધો છે.



૭ સરખેજ : તળાવ અને મકાનો

and ports of my dominions to receive all merchants of the English nation as the subjects of my frend; that in what place soever they choose to live they may have reception and residence to their owne content and safety × × × and at what port soever they shall arrive that neyther Portugall nor any other shall dare to molest their quiett; and in what cytty soever they shall have residence, I have commanded all my governors and capteynes to give them freedome answerable to their owne desires: to sell, buy, and to transport into their countrie at their pleasure. × × × The God of Heaven give yow and us increase of honor':

પહેલા પત્રનો ભાગ

'Written in Amdavaz, the cheefe cytty of Guzaratt, sealed in a case of gould satten × × ×...

× × × × × I have given my command to all my kyngdomes subjects and vassalls, as well as the greatest as to the least, and to all my sea ports, that it is my pleasure and I doe command that to all English merchants in all my dominions there bee given freedome and residence; × × × × and that of all things which they desire in my kyngdomes wheresoever they may buy, carry foorth and trade freely × × × × And I have commended the great lord Asaph-chan that he take this contract and business into his care × × × × and whatsoever the sayd great lord Asaph-chan shall doe shall stand in force × × × × and that what soever goods shall come from your kyngdome hither into mee of any kind or shall go to

બીજો કાગળ

yow from my kyngdome shall receive no hinderence nor impediment, but shall pass with honor and frendship. So God give your Majastie health.'

Written in Amdavaz, the cheefe cytty of Guzratt, Anno Domini 1618, Mense August, die 8 vo. Sowed in a purse of gould and seald up by the Divon at both ends; sent to ambassador and the coppy off the records testified by the secretarie.[૨૩]

આ બન્ને કાગળો સાધારણ કાગળો નથી. એ અંગ્રેજોને પહેલવહેલા હિંદમાં વેપાર કરવાની છૂટ આપનાર ઇંગ્લાંડના રાજા અને હિંદના સમ્રાટ વચ્ચેના કોલકરાર છે. બ્રીટીશો પહેલવહેલા ગૂજરાતને બંદરે ઉતર્યા. એમણે રાજ્ય કરવાની શરૂઆત પ્રથમ મદ્રાસથી કરી. પરંતુ હિંદ–બ્રીટનનાં સ્વતંત્ર રાજ્યોનો પહેલો સંબંધ અમદાવાદમાં થયો. હિંદમાં બ્રીટીશ સામ્રાજ્યના ઇતિહાસમાં અમદાવાદનો ઇગ્લેન્ડ સાથેનો આ સંબંધ ઘણો મહત્ત્વનો છે. મહા મુશ્કેલીએ દરબારમાં પ્રવેશ કરી વેપારની સગવડો માટે યાચના કરતા ઇન્ગ્લેન્ડના પ્રતિનિધિ સર ટોમસ રોને કે તૈમુરના વંશનો ગર્વ ધરનાર અને તે સમયની દુનિયાના એક મોટામાં મોટા સમ્રાટ જહાંગીરને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે બ્રીટીશ 'યુનિયન જેક' અમદાવાદના ભદ્ર ઉપર એ વર્ષ (૧૬૧૮)થી બરોબર બસે વર્ષે (૧૮૧૮) ઉડશે, અને તેનાં પગરણ તે જ સમયે મંડાતાં હતાં.

[૨૩ Journal of Sir Thomus Roe. p. 507. આ બે પત્રોની નકલો સર ટોમસ રોના હાથ અક્ષરમાં છે અને એના ઉપર એની સહી છે. એમાં Coppy of the letters of Ghchangier-sha, Great Mogol × × × × ×" એમ લખેલું છે. સીલમાં જહાંગીર ઉપરાંત તેના આઠ વડુઆનાં નામ છે. ઉપરના બન્ને કાગળોમાં લગભગ સરખી જ મતલબ છે. ગમે ત્યાં વેપાર કરવાની અને વસવાની છૂટ તેમાં આપેલી છે. બીજા કાગળમાં નુરજહાંના ભાઇ અસફખાંનું નામ આવે છે. હિંદ અને બ્રીટનના સંબંધના ઇતિહાસમાં આ બનાવનું મહત્ત્વ ઘણું હોવા છતાં જહાંગીરના મનમાં આનો કાંઈ હીસાબ ન હોય એમ જણાય છે, કારણકે પોતાના આત્મચરિત્રમાં આ સંબંધી કાંઇ ઉલ્લેખ કર્યો નથી.

આ પ્રમાણે ભવિષ્યમાં થનાર મહાન બ્રીટીશ સામ્રાજ્યના પહેલા કોલકરાર અમદાવાદમાં થયા હતા. જે વેપારીઓની મંડળીને હિંદુસ્તાનમાં રાજ્ય કરવાનું નિર્માણ થયું હતું, તેની પ્રથમ શરૂઆત ગૂજરાતમાં થઈ. અને સુરતમાં પેઢી ઉઘાડ્યા પછી અમદાવાદમાં પણ એક પેઢી ખોલવામાં આવી. ઇ. સ. ૧૬૧૪માં થોમસ એલ્ડવર્થ ( Thomas Aldworth ) સુરતથી અમદાવાદ આવ્યો, મકાન રાખ્યું અને દલાલો નક્કી કર્યા. ઈસ્ટ ઇન્ડીઆ કંપનીની અમદાવાદની પેઢીનો આ પહેલો મુખ્ય મુનીમ હતો. ઇ. સ. ૧૬૧૫ના જાન્યુઆરીની ૨૧મી તારીખે એલ્ડવર્થ અમદાવાદથી ચાલીશ ગાડાં ગળી અને કાપડનાં ભરી સુરત જવા ઉપડ્યો. થોડા જ દીવસ અગાઉ અમદાવાદના કોટની બહાર નજીકમાં લૂંટ અને ખુન થયાં હતાં તેથી સરકાર તરફથી એને સુરત જવા માટે વધારે વળાવા આપવામાં આવ્યા. પંદર દીવસમાં ( તા. ૫ ફેબ્રુઆરી ) એ માલ સાથે સુરત પહોંચ્યો, અને ઑગસ્ટમાં પાછો અમદાવાદ આવ્યો. પણ અમદાવાદમાં એનું શરીર બગડ્યું અને પાછો જતાં રસ્તામાં નડિયાદમાં મરણ પામ્યો. એની જગ્યાએ માસ્ટર કેરીજ ( Master Kerridge ) નીમાયો.[૨૪]

ઇસ્ટ ઇન્ડીઆ કંપની અને અમદાવાદ

અંગ્રેજોની પેઢીની કોઠી ( factory ) અમદાવાદમાં ક્યાં હશે તે હાલ નક્કી થઈ શકતું નથી. વલંદાની કોઠી આજ સુધી ઓળખાય છે. અંગ્રેજોએ અમદાવાદમાં કોઠી કરી તે પછી થોડાં વર્ષોમાં જ મુસાફર મેન્ડેલ્સ્લો અમદાવાદમાં ( ૧૬૩૮ ) આવ્યો હતો. એ અંગ્રેજી કોઠીમાં ઉતર્યો હતો. એ લખે છે કે "અંગ્રેજોની કોઠી શહેરની વચમાં છે અને અંદર સગવડ સારી, ઓરડા મોટા, અને વખારો પાસે આંગણું પણ ઠીક છે. તે સમયનો મુખ્ય મુનીમ માસ્ટર રોબર્ટ્સ મને એના પોતાના ઓરડામાં લઇ ગયો. એ ઓરડો એક નાના ફુલના બાગમાં પડતો હતો અને એમાં સુંદર ફુઆરો હતો. જમીન ઉપર ગલીચા પાથર્યા હતા અને થાંભલા રેશમી કપડાંથી ઢાંકયા હતા. છતમાં એ વખતના મોટા માણસોના રીવાજ મુજબ ધોળાં ફુમતાં લટકતાં હતાં. જમવાનો ઓરડો

અંગ્રેજી કોઠી

[૨૪] G. W. Forrest : Cities of India. p. 80.

વિશાળ હતો. × × ×" કોઠીનું આખું યે વર્ણન જોતાં કોઠી મોટી હોય એમ જણાય છે. ત્રણ દરવાજાની અને જુમા મસ્જીદની પાસે કોઇ જગ્યાએ એ કોઠી હશે. અંગ્રેજ વેપારીઓએ મેન્ડેલ્સ્લોને અમદાવાદમાં નાચનારીઓ બોલાવીને કોઠીમાં નાચ પણ દેખાડયો હતો.[૨૫]

જ્યારે શાહજહાંએ બળવો કર્યો ત્યારે જહાંગીરે શાહજાદા ખુશરૂના પુત્ર સુલતાન દાવરબક્ષને ગૂજરાતનો સુબો નીમ્યો અને વૃદ્ધ મીરઝાં ખાને આઝમ અઝીઝકોકાને શાહજાદાના સલાહકાર તરીકે તેની સાથે અમદાવાદ મોકલ્યો. અમદાવાદ આવતાં જ ઈ. ૧૬૨૪માં મીરઝાંનું મરણ થયું, અને સરખેજમાં અહમદખટ્ટુ ગંજબક્ષની દરગાહ આગળ એમને દફન કર્યા. આમ પાંચવાર અમદાવાદ આવી વસેલા આ પ્રસિદ્ધ પુરુષનું છેવટનું ધામ અમદાવાદ બન્યું. એમના જીવનનું વર્ણન આગળ કરીશું.

જહાંગીરના રાજ્યનાં છેલ્લાં વર્ષોમાં અમદાવાદના સંબંધમાં કાંઇ ખાસ બનાવ બન્યા નથી. ઇ. સ. ૧૬૨૭માં જહાંગીરનું મરણ થયું અને શાહજહાં હિંદુસ્તાનનો બાદશાહ થયો.

[૨૫] એ.હ. પૃ. ૭૯.

# પ્રકરણ દશમું



## અમદાવાદ અને મોગલ સામ્રાજ્ય

શાહજહાંના એકત્રીસ વર્ષના રાજ્યમાં અમદાવાદમાં તેર સુબા નીમાયા એમાં આઝમખાં, શાહજાદા ઔરંગઝેબ, શાહજાદા મુહમ્મદ દારા શીકોહ અને શાહજાદા મુરાદબક્ષ એટલા નામાંકિત થઇ ગયા છે.

શાહજહાંના સુબા

ઇ. સ. ૧૬૨૬ માં પોતાને બાદશાહ તરીકે જાહેર કરી શાહજહાં ગૂજરાતમાં થઇને આગ્રે જવા ઉપડયો તે વખતે થોડા દિવસ બાદશાહે અમદાવાદની મુલાકાત લીધી અને કાંકરિયા તળાવ ઉપર બાદશાહી તંબુ નાંખી ઉતારો કર્યો[1]. શહેર અને ગૂજરાતનો કેટલોક બંદોબસ્ત કરી સ્વારી રાજધાની તરફ ઉપડી અને શેરખાં તુવેરને અમદાવાદનો સુબો નીમી સૈફખાંને જહાંગીરના સમયમાં પોતાની સામે પડવાના ગુનાહ માટે કેદ કરવામાં આવ્યો. આ વખતે બાદશાહ શહેરમાં આવ્યા નહોતા અને એક અઠવાડિયું શહેર બહાર જ રહ્યા. આગ્રે જઇ રાજ્યાભિષેક થયો ત્યારે અમદાવાદથી શાહઆલમના વંશજ મકસુદ આલમ સૈયદ જલાલ બુખારી બાદશાહને

આગ્રા જતાં શાહજહાં અમદાવાદમાં

[૧] શાહજહાંએ આઠ દીવસ સુધી કાંકરિયા તળાવે મુકામ કર્યો હતો. મીરાતે અહમદી ગુ. ભા. પૃ. ૨૦૮. શાહીબાગ વાપર્યો નહોતો.

મુબારકબાદી આપવા ગયા. પાછળથી એ સૈયદની ગાળફ બાદશાહી દરબારમાં સારી જામી.

ઇ. સ. ૧૬૩૫ માં સૈફખાંને અપરાધ માફ કરી અમદાવાદનો સુબો બનાવવામાં આવ્યો. એણે એની પુત્રીને બાદશાહજાદા સુજા સાથે પરણાવી હતી. એ લાગવગથી એને એ માન પાછું મળ્યું, પરંતુ ટુંકા સમયમાં એને પાછો બોલાવવામાં આવ્યો. જવાની તૈયારી કરતાં એનું મરણ થયું અને શાહઆલમના સૈયદોનો એ ભક્ત હોવાથી તેમના રોજા પાસે એને દાટવામાં આવ્યો.[2] એણે શાહ આલમના રોજા પાસે કેટલાંક મકાનો ઉમેરેલાં છે.

સૈફખાંનું મરણ

આ પહેલાં ઇ. સ. ૧૬૩૧–૩૨ એટલે સંવત ૧૬૮૭ માં ગૂજરાતમાં મોટો દુકાળ પડ્યો તે સત્યાશીઆ કાળને નામે પ્રસિદ્ધ છે. આ વખતે બાદશાહના હુકમથી અમદાવાદમાં ગરીબોને અન્ન વહેંચવા માટે લંગરખાનાં ઉઘાડવામાં આવ્યાં, અને અમદાવાદમાં અનાજની તાણ પડવાથી ફરીથી હુકમ આવ્યો કે શહેરમાં દાણા લાવનાર વેપારીઓને રૂપીઆ પચાસ હઝાર ખજાનામાંથી વહેંચી આપવા.[3]

સત્યાશીઓ દુકાળ

ઈ. સ. ૧૬૩૩ માં સુબા સીપેહદારખાંએ અમદાવાદનાં કારખાનાંમાં મખમલનો એક ઘણો જ કીમતી સોનાની થાંભલીઓવાળો શેમીયાનો એક લાખ રૂપીઆના ખર્ચે તૈયાર કરાવ્યો અને બાદશાહને ભેટ મોકલ્યો, તે બાદશાહના નવરોઝને દીવસે જ્યારે બાદશાહ પહેલા જ પ્રસિદ્ધ મયૂરાસન ઉપર બેઠા ત્યારે સામો બાંધવામાં આવ્યો.[4]

ઈ. સ. ૧૬૩૫ થી ૧૬૪૨ સુધી અમદાવાદમાં સુપ્રસિદ્ધ આઝમખાં સુબો થઇને આવ્યો. ગૂજરાતમાં મોગલ સમયના જે સુબા થઈ ગયા એમાં

[૨] મીરાતે અહમદી પૃ. ૨૧૫. [૩] મીરાતે અહમદી પૃ. ૨૧૧. ગૂ. ગેઝેટીયરમાં (પૃ. ૨૭૭) પાંચ હઝાર રૂપીઆ લખ્યા છે. મીરાતે અહમદીમાં લખે છે કે આ દુકાળમાં ઢોર રહ્યાં નહિં અને સીત્તેર રૂપીઆની કીંમતે ભેંશો ચાંપાનેરથી લાવવી પડી. [૪] એજ પૃ. ૨૧૪.

સર્વથી સત્તાવાળો અને ક્રૂરતા તથા સબળ આગ્રહથી પોતાનાં કામ પાર પાડનારો આ સુબો હતો. એણે દેશમાં ભીલ, કોળી અને કાઠીનાં તોફાનો સમાવી જે વ્યવસ્થા કરી તથા ચોર લૂંટારૂમાં જે ભય ને ત્રાસ વર્તાવ્યો તેને અમદાવાદના ઇતિહાસ સાથે સંબંધ નથી. પરંતુ અમદાવાદમાં

આઝમખાં અને એનો ભદ્રનો મહેલ

મોગલ સામ્રાજ્યના જે બેચાર સુબાનાં નામ ચિરંજીવ થયાં છે તેમાં આઝમખાંનું નામ અગ્રસ્થાને છે. એણે ભદ્રના કિલ્લાના અગ્નિ કોણમાં, ત્રણ દરવાજા અને મેદાને શાહથી ભદ્રમાં જતાં સહેજ ડાબે હાથે ઇ.સ. ૧૬૩૬ માં મોટો મહેલ બંધાવ્યો. અમદાવાદમાં દેખાઇ આવે એવું મોગલ સ્થાપત્ય ફક્ત આ મહેલમાં જ કાંઇક છે. એનું બરાબર વર્ણન આગળ કરીશું.[૫] એ મહેલના પણ કેટલાયે અવતાર થઇ ગયા અને હાલ એમાં પોસ્ટ ઑફીસ બેસે છે. આઝમખાં વ્યવસ્થા કરવામાં જેવો શૂરો હતો તેટલો જ નિર્દય અને લાગણી વગરનો હતો. એક વખત એ મહેલમાં એણે દરબાર ભર્યો અને કેટલીક નાચનારીઓને બોલાવ્યા છતાં ન આવ્યાથી પકડી મંગાવી મીજલસ વચ્ચે પોતાને હાથે તેમને કતલ કરી. એ બનાવ ઇ. સ. ૧૬૩૮ માં બન્યો. એ વખતે અમદાવાદમાં આવેલો જર્મન મુસાફર મેન્ડેસ્લો એ મીજલસમાં હાજર હતો.[૬] અપરાધની શિક્ષા કરવામાં પણ આઝમખાં સખ્ત હતો. એક વખત અંગ્રેજ વગેરે વેપારીઓએ ફરિયાદ કરી કે સરખેજના ગળી બનાવનારા ગળીમાં તેલ અને રેતીનો ભેગ કરે છે. આ વાત સાબીત થતાં એ લોકોને પકડાવી મંગાવી સખત સજા કરી અને ફરીથી એવું થશે તો મારી નાંખવાની ધમકી આપી. આ સુબાના ડરથી શહેરમાં અને દેશમાં બંદોબસ્ત સારો રહ્યો. જો કે એના સખ્ત સ્વભાવથી પ્રજા કંટાળી હતી પણ બાદશાહને ફરિયાદ કરવાની કોઇનામાં તાકાત નહોતી. છેવટે

[૫] મીરાતે અહમદી. પૃ. ૨૨૭.

ઝેહા તિફ્સાલે તારીખ ચું જુસ્તમ
નિદા આમદ મકાને ખેરો એહસાં.

આ પ્રમાણે આઝમખાંના મહેલની કવિતામાંથી સંવત નીકળે છે. મીરાતે અહમદીવાળો એને ધર્મશાળા કહે છે. [૬] Pro. Commissariat's article on Azam-Khan in વસંત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ.

શાહઆલમના વંશજ સૈયદ જલાલ બુખારીએ બાદશાહને વાત કરી, અને બાદશાહે આઝમખાંની બદલી કરી સોરઠના અમલદાર મુસાતરખાં મીરઝાંને અમદાવાદનો સુબો નીમ્યો. એ સુબાના વખતમાં શાંતિ અને આબાદી વધી. અમદાવાદના સૈયદ જલાલ બુખારીને બાદશાહે સદર ઉસ્ સુદુરની મોટી પદવી (આખા હિંદમાં ધર્માધિકારીની મુખ્ય પદવી) આપી, અને એ સૈયદે શાહ આલમ સાહેબની પોતાની ગાદી પોતાના પુત્ર સૈયદ જાફરને આપી.[૭]

હવે ઇ. સ. ૧૬૪૪ થી ૧૬૪૬ સુધી શાહજાદા ઔરંગઝેબને અમદાવાદની સુબેદારી મળી. આ મહા પુરુષે પોતાના આખા જીવનમાં ધર્મનું જે ઝનુન બતાવ્યું છે તેની કાંઇક અસર અમદાવાદમાં, એને બાદશાહી પણ મળી નહોતી તે પહેલાં, જણાઇ હતી. પરંતુ ધાર્મિક ઝનુન સીવાય ઔરંગઝેબમાં ઘણા સારા બીજા ગુણો હતા અને ન્યાય, વ્યવસ્થા વગેરે સારૂં જળવાતું.

ઔરંગઝેબ સુબો

ઔરંગઝેબની બે વર્ષની સુબેદારીમાં બે હુલ્લડ અમદાવાદમાં થયાં. એ બન્ને ધાર્મિક હુલ્લડો હતાં. ઇ. સ. ૧૬૩૮ માં અમદાવાદના પ્રસિદ્ધ ઝવેરી શાંતિદાસે સરસપુરમાં મોટું ચિંતામણનું દેવાલય બંધાવ્યું હતું. ઇ. સ. ૧૬૪૪ માં અમદાવાદમાં હિંદુ મુસલમાનનું હુલ્લડ થયું. એમાં બાદશાહજાદાના હુકમથી ચિંતામણનું દેવળ ત્યાં ગાયનો વધ કરીને અપવિત્ર કરવામાં આવ્યું. આ હુલ્લડના સમાચારથી શાંતિદાસે એમાંની મુખ્ય પ્રતિમાઓને વેળાસર ઝવેરીવાડામાં લઇ જઇ ભોંયરાંમાં સંતાડી. મુસલમાનોએ મંદિર તોડી મૂર્તિઓ ભાંગી નાંખી અને એને મસજીદના રૂપમાં ફેરવી નાંખ્યું.[૮] આ પછી બીજું હુલ્લડ મુસલમાનોના બે પંથ વચ્ચે થયું. સૈયદ રાજુ

બે હુલ્લડો

સરસપુરનું ચિંતામણનું દેવળ ફેરવી મસજીદ કરી

[૭] મીરાતે અહમદી પૃ. ૨૨૪ માં હિંદુસ્તાનના ધર્મોના સર્વોપરીપણાનો હોદ્દો સૈયદ જાફરને મળ્યો અને સૈયદ જલાલ બુખારીને પોતાની પાસે રાખી માનકરીની જગ્યા આપી એમ લખ્યું છે. પણ ગુ. ગેઝેટીયરમાં (પૃ. ૨૭૯) સૈયદ જલાલને કાયદાના મુખ્ય અમલદારનો હોદ્દો મળ્યો એમ લખ્યું છે. [૮] ગુ. ગેઝેટીયર પૃ. ૨૮૦ અને મીરાતે અહમદી પૃ. ૨૨૭.

નામનો પુરુષ મેહદવી પંથનો હતો. એના ઉપર બીજા પંથના મુસલમાનો ગુસ્સે હતા. ઔરંગઝેબે આ પંથના લોકોને શહેર બહાર જવાની આજ્ઞા કરી અને સૈયદ રાજુને કતલ કરવામાં આવ્યા. મહેદવીઓ શાહીબાગ પાસે આવેલા રૂસ્તમ બાગમાં હતા.[૯] તેઓ આ ખબર સાંભળી લઢવા તૈયાર થયા અને એક પછી એક કપાઇ મુઆ. આ સૈયદ રાજુ અમદાવાદમાં રોગ મટાડનાર તરીકે, પીંજારા અને દૂધવાળામાં હજી પણ રાજુ શહીદ તરીકે પૂજાય છે.[૧૦]

બીજું હુલ્લડ અને સૈયદ રાજુની કતલ

ચિંતામણના દેવળના અત્યાચારની વાતની બાદશાહ શાહજહાંને ખબર પડી એટલે તેણે ગુસ્સે થઇ ઔરંગઝેબને હઝુરમાં તેડાવી લીધો અને એની જગ્યાએ શૈયસ્તખાંને સુબો નીમ્યો. ચિંતામણનું દેવાલય ફરીથી બંધાવી આપવાનો સુબાને હુકમ થયો. એ પછી ઈ. ૧૬૪૮ થી ૧૬૫૨ સુધી અમદાવાદની સુબાગીરી પ્રસિદ્ધ શાહજાદા મુહમ્મદ દારા શીકોહને મળી. એના વહીવટ દરમ્યાન અમદાવાદમાં કાંઇ જાણવાજોગ બનાવ બન્યો નથી. શૈયસ્તખાં ફરીથી ૧૬૫૨માં સુબો નીમાયો. એના સમયમાં આઝમખાંએ વશ કરેલા કોળીઓએ ફરી તોફાન મચાવ્યું અને છેક અમદાવાદની આસપાસનાં ગામ લુંટાયાં હતાં.[૧૧] અમદાવાદનો કોટ રૂપીઆ વીસ હજારના ખરચે સમરાવવાનો હુકમ થયો.[૧૨]

ચિંતામણનું દેવળ ફરી બાંધવાનો હુકમ

ઇ. સ. ૧૬૫૪ થી ૧૬૫૭ સુધી બાદશાહજાદા મુરાદબક્ષને અમદાવાદના સુબાની સત્તા મળી; અને ઇ. સ. ૧૬૫૭માં શાહજહાં માંદા પડયાના સમાચાર આવતાં મુરાદબક્ષે અવિચારથી મુરવ્વજુદ્દીન નામ ધારણ કરી પોતે બાદશાહ થયો. સિક્કો પોતાના નામનો પડાવી ખુતબો પણ પોતાનો વંચાવ્યો. આ સમાચાર માંદા બાદશાહની તહેનાતમાં રહેલા દારા શીકોહને મળ્યા તેથી મુરાદની અમદાવાદથી બદલી કરી વરાડના સુબાનો હોદ્દો લેવાનો હુકમ હઝુરમાંથી થયો.

[૯] મીરાતે અહમદી પૃ. ૨૨૯. [૧૦] ગુ. ગેઝેટીયર પૃ. ૨૮૦. [૧૧] ગુ. ગેઝેટીયર પૃ. ૨૮૧. [૧૨] મીરાતે અહમદી પૃ. ૨૩૪.

પરંતુ મુરાદબક્ષે અમદાવાદના શાંતિદાસ ઝવેરીના છોકરાઓ પાસેથી રૂપીઆ સાડા પાંચ લાખ ખાતે લીધા, અને ચાલીસ હઝાર શાંતિદાસના ભાગીદાર રવીદાસ પાસેથી, તથા અઠ્યાસી હઝાર શામળ વગેરે બીજા પાસેથી લીધા અને તૈયારી કરી ઔરંગઝેબને મળવાનો નિશ્ચય કર્યો.[૧૩] આ રીતે શાહજહાં સામેના બળવામાં અમદાવાદીઓનાં નાણાંનો ઉપયોગ થયો હતો. શાંતિદાસના પુત્ર માણેકચંદને નાણાં ગૂજરાતની જૂદીજૂદી આવકમાંથી પાછાં આપવાનું ફરમાન મુરાદબક્ષે કરી આપેલું તેની નકલ મીરાતે અહમદીમાં લખેલી છે.[૧૪] મોગલ સામ્રાજ્ય ઉથલાવવાની ખટપટમાં અમદાવાદે ભાગ લીધો છે, અને એક શાહજાદાને નામનો થોડીવાર સમ્રાટપદે અમદાવાદે અમદાવાદમાં જ બેસાડયો હતો.[૧૫]

મીરાતે અહમદીમાં લખેલું છે કે મુરાદબક્ષે આ બળવામાં મદદ માટે અમદાવાદીઓ પાસેથી રૂા. પચાસ લાખ ઉઘરાવ્યા હતા. એમાં સાડા પાંચ લાખ જાહેર જાણીતા હતા. એ સાડા પાંચ લાખ માટે ઝવેરી માણેકચંદને પોતે કેદ થતા અગાઉ ચાર દીવસ પહેલાં લખી આપેલું

[૧૩] ગુ. ગેઝેટીયર પૃ. ૨૮૨. [૧૪] મીરાતે અહમદી પૃ. ૨૪૯. [૧૫] પ્રો. જદુનાથ સરકાર History of Aurangzib Vol. I. Chap. XIII p. p. 320-331 માં અમદાવાદમાં મુરાદબક્ષની ખટપટનો સારો ચીતાર આપે છે. એણે એના વિશ્વાસુ પ્રધાન અલી નકીને ખોટી રીતે ભાલાથી મારી નાંખ્યો હતો (અમદાવાદમાં). વળી ગાદીએ બેસવાની બાબતમાં એણે અમદાવાદના જોશીઓને બોલાવ્યા હતા. જોશીઓએ ઈ. સ. ૧૬૫૭ના નવેંબરની ૨૦મી તારીખે સૂર્યોદય પછી ચાર કલાક અને ૨૪ મીનીટે સારૂં મુહૂર્ત કાઢી આપીને એવા ગ્રહોનો યોગ ઘણે વર્ષે આવે છે માટે ત્વરાથી એ મુહૂર્ત સાચવવું એમ સલાહ આપી. મુરાદ ઉતાવળથી ખાનગી ઓરડામાં થોડા વિશ્વાસુ માણસોની સાક્ષીમાં જ એ મુહૂર્તમાં ગાદીએ બેઠો, અને જાહેર દરબાર ભરી તા. ૫ મી ડીસેંબરે રાજ્યાભિષેક કર્યો. અમીરોને ઈનામ અને ઈલકાબો આપ્યા. ઇનામો વચનમાં જ આપ્યાં હતાં. તા. ૧૯ જાન્યુઆરી ૧૬૫૮ને રોજ સુરતનું લશ્કર આવ્યું ત્યારે આગ્રે જવા માટે એણે તૈયારી કરી. (પૃ. ૩૨૯-૩૩૧) મુરાદને ખબર નહોતી કે ઘણે વર્ષે આવનાર ઉત્તમ ગ્રહોના યોગમાં ગાદીએ બેઠા છતાં એની બાદશાહી ત્યાં જ તે જ સમયે પુરી થવાની હતી અને ઔરંગઝેબને હાથે કેદમાં રીબાઇને એને મરવાનું હતું. મુરાદના ભાવિનો પાર જ્યોતિષ ન પામી શક્યું.

હતું.[૧૬] મુરાદબક્ષ હવે આ નાણાંથી તૈયાર કરેલું લશ્કર લઇ ઔરંગઝેબને મળ્યો અને પોતાનું કુટુંબ ખજાસરા મોતમીદખાંને સોંપી અમદાવાદમાં જ મુક્યું. મુરાદની મદદથી ઉજ્જન આગળ મહરાજા જસવંતસિંહને હરાવી આગ્રા પાસે દારા શીકોહને હરાવી વૃદ્ધ શાહજહાંને કેદ કરી મુરાદની જરૂર ન હોવાથી ઔરંગઝેબે એને પણ કેદ કર્યો અને પોતે બાદશાહ થયો. શાંતિદાસ ઝવેરી એ વખતે હઝુરમાં હતો અને એણે કરેલી મદદ જાણીતી હતી. ઔરંગઝેબે એને સારો પોષાક આપ્યો, અને ગૂજરાત તથા અમદાવાદના લોક તથા વેપારી શાહુકાર વગેરે માટે ખુશાલીનું બાદશાહી ફરમાન લખી શાંતિદાસ સાથે અમદાવાદ મોકલ્યું.[૧૭] આ ફરમાનમાં ઔરંગઝેબે અમદાવાદના વેપારીઓ ઉપર સંદેશો મોકલ્યો હતો કે " સર્વ પ્રજા રાજી ખુશીથી ભિન્નભાવ રાખ્યા વગર સલાહ-સંપથી પોતાનો વ્યવહાર ચલાવે "–વગેરે વગેરે.

આમ ઇ. સ. ૧૬૫૮માં શાહજહાં વિદ્યમાન છતાં ઔરંગઝેબનું રાજ્ય થયું અને ઇ. સ. ૧૭૦૭માં એના લાંબા રાજ્યનો અંત આવ્યો. મોગલ બાદશાહો તે પછી નબળા હોવાથી ઘણી અવ્યવસ્થા થઈ.

[૧૬] મીરાતે અહમદી પૃ. ૨૪૬. વસ્તુસ્થિતિ જોઇ ઝવેરી શાંતિદાસે પોતાનાં નાણાં મળે તે માટે આ લખાણ કરાવી લીધું હશે એમ જણાય છે. [૧૭] મીરાતે અહમદી પૃ. ૨૪૯. આ ફરમાન ઉપર બાદશાહી મહોર તૈયાર ન થયેલી હોવાથી બાદશાહજાદા તરીકેની પોતાની મહોર ઔરંગઝેબે લગાવી હતી.

## પ્રકરણ ૧૧ મું



# ઔરંગઝેબ બાદશાહનો સમય

ઔરંગઝેબના સમયમાં અમદાવાદમાં બાર સુબા આવ્યા. એમાં મહારાજા જસવંતસિંહ, સુજાતખાં, બાદશાહજાદા મુહમ્મદ આઝમશાહ અને શાહજાદા મુહમ્મદ બેદારબખ્ત એટલા નામાંકિત હતાં. મહારાજા જસવંતસિંહની નીમણુક બે વખત થઇ હતી. બાદશાહના રાજ્યાભિષેક વખતે અમદાવાદના કાજીએ શાહજહાં વિદ્યમાન હોવાથી ઔરંગઝેબના નામનો ખુતબો વાંચવા ના પાડી અને પાટણના શેખ અબ્દુલ વહાબે વાદવિવાદમાં બીજાને હરાવી ઔરંગઝેબનો રાજ્યાભિષેક બરોબર છે એમ સાબીત કર્યું એટલે ખુતબો વંચાયો.[૧]

**ઔરંગઝેબના સુબા**

ઇ. સ. ૧૬૫૯માં મીરઝાં શાહનવાઝખાં સફવી અમદાવાદનો સુબો હતો. એ મુરાદબક્ષ અને ઔરંગઝેબનો સસરો થતો હતો. મુરાદબક્ષની સ્ત્રી—સુબાની પુત્રી અમદાવાદમાં હતી.[૨] એવામાં દારા શીકોહ કચ્છથી અમદાવાદ આવ્યો.

[૧] ગુ. ગેઝેટીયર પૃ. ૨૮૩ અને મીરાતે અહમદી પૃ. ૨૫૭. [૨] મીરાતે અહમદી ઉપરથી મુરાદબક્ષ કુટુંબને અમદાવાદ મુકી ગયો હતો એમ સમજાય છે, પરંતુ પ્રો. જદુનાથ સરકાર ( His. of Aurangzibમાં ) લખે છે કે મુરાદે કુટુંબને જુનાગઢ મુકવા વિચાર કરેલો પણ પછીથી ચાંપાનેર ઠીક લાગતાં ત્યાંના કિલ્લામાં કુટુંબ રાખ્યું. એટલે શાહનવાઝખાં સુબો થયો ત્યારે એણે પોતાની દીકરીને અમદાવાદ બોલાવી લીધી હશે એમ જણાય છે.

દારાને રાજ્ય મળે તો મુરાદ કેદમાંથી છૂટે એ આશાએ મુરાદની સ્ત્રીએ પોતાના પિતા શાહનવાઝખાને દારાને મદદ કરવા સમજાવ્યો. એક માસ અને સાત દિવસ અમદાવાદમાં રહી[3] લશ્કરની તૈયારી કરી શાહનવાઝખાં અને મુરાદના કુટુંબને સાથે લઇ, અમદાવાદમાં સુબાની જગ્યાએ સૈયદ જલાલ બુખારીના ભાઇ સૈયદ અહમદને નીમી, દારા શીકોહ ઔરંગઝેબની સામે ફરીથી લઢવા અજમેર તરફ ઉપડયો. ત્યાં લઢાઇ થઇ તેમાં હારવાથી દારા અમદાવાદ તરફ પાછો આવ્યો. પણ સરદારખાં નામના અમલદારે દારાના મુકેલા સુબા સૈયદ અહમદને પકડી શહેર મજબુત કરી દારા શીકોહને શહેરમાં પેસવા ન દીધો. આ કાર્ય માટે તથા ભદ્રના કિલ્લાને મજબુત કરી દારાને ન પેસવા દેવા માટે બાદશાહ તરફથી ખુશાલીનું ફરમાન સરદારખાં ઉપર આવ્યું.[4]

દારા શીકોહે અમદાવાદથી મદદ મેળવી

ઇ. સ. ૧૬૬૪માં બાદશાહી ફરમાન કેટલીક વસ્તુઓ અને રીવાજો બંધ કરવા બાબતનું આવ્યું. એમાં અમદાવાદને લગતી પણ કેટલીક વિગત છે. એમાં અમદાવાદનાં પરાંઓમાં થતી દાણચોરી, લોકના ઘરમાં ઉગેલું અને હરકત કરતું ઝાડ કાપવામાં પડતી મુશ્કેલી; કસબીઓ પાસેથી હુન્નર શીખવા માટે લેવાતો કર; ઘર બદલનાર અને વેચનાર પાસેથી લેવાતા રૂ. ૨॥ નો કર; પીંજારા વગેરેને ઘર બદલતાં આપવો પડતો રૂા. દોઢનો કર; બહારથી શહેરમાં આવતાં ઢોરને ઘાસ ખવડાવે તે માટે ચારવાનો લેવાતો કર; સરસપુરમાં ઘી તેલનાં કુલ્લાં ઉચકનાર પાસેથી લેવાતો વર્ષે એક રૂપીઆનો કર; અમદાવાદમાં આદોવાયા નામના ભાડુતી ગાડીનો ધંધો કરનારા બહારથી બળદ વગેરે કર આપી શહેરમાં લાવે છતાં તેના ઉપર ફરી લેવાતો કર; શ્રીમંતોના અને સરકારી બાગોનું શાક દશવીશ ગણા ભાવે કાછીઆઓને વેચી જબરદસ્તીથી નાણાં કઢાવવાનો રીવાજ; ઘાસ અને કાઠીનાં ગાડાં દીઠ એક પુળો અને પાંચ શેર કાઠી લેવાનો રીવાજ; વેઠ; શ્રાવકો પજુસણમાં અને હિંદુઓ હોળી દીવાળીમાં દુકાનો બંધ રાખે છે

બાદશાહી ફરમાન

[૩] મીરાતે અહમદી પૃ. ૨૫૨. [૪] મીરાતે અહમદી પૃ. ૨૫૪. આ સરદારખાંની મસ્જીદ જમાલપુર દરવાજે જતાં આવે છે.

તે રીવાજ; હિંદુઓ હોળીમાં તોફાન કરે છે ગાળો બોલે છે અને રોશની કરે છે એ બધા રીવાજો; શહેર અને પરાંના દરવાનો માણસ અગર ઢોર ઉપર લાદેલા માલને કાંઇ ન અપાય ત્યાં સુધી દાખલ નથી થવા દેતા તે રીવાજ; હાથી ઘોડા માણસો વગેરેનાં પૂતળાં અને રમકડાં વેચવાનો રીવાજ; ગુલાબજળનો ઇજારો બાદશાહી માણસો જ રાખે છે તે; હોળીમાં કોઇની ચીજો બાળી નાંખવાનો રીવાજ; અમદાવાદ અને તેનાં પરાંઓમાં જાહેર રસ્તા ઉપર વેશ્યાઓ બેસે છે તે રીવાજ; અમદાવાદમાં દાણાવાળા ચોખા એક હાથ કરી ભાવ ચઢાવે છે તે; મૂર્તિઓનાં તોડેલાં મંદિરો ફરી થયાં છે તે માટે ફરમાન મુજબ થતું નથી વગેરે;—જે જે ચાલતું હતું તે બધું બંધ કરવાનું ફરમાન આવ્યું.[૫] આ સાથે યૂરોપિયનો સૂરતમાં મહેસુલ આપે છે માટે અમદાવાદમાં લેવું નહિ એવો હુકમ પણ આવ્યો. આ વખતે ત્રાંબું સસ્તું થવાથી, અમદાવાદના શરાફોએ પહેલા લોખંડના પૈસા પડાવી ચાલુ કર્યા હતા, તે હવે સુબા મહાબતખાંએ ત્રાંબુ ખરીદી ત્રાંબાના પૈસા પડાવ્યા.[૬]

ફરમાનથી બંધ પાડેલા રીવાજો

ઇ. સ. ૧૬૬૮ થી ૧૬૭૧ સુધીમાં સુબા બહાદુરખાં ખાનજહાંના સમયમાં અમદાવાદ પાસેની અડાલજની વાવ જે મુસાફરોને પાણી માટે બહુ કામમાં આવતી તે બાદશાહના હુકમથી બે હઝાર રૂપીઆને ખર્ચે સમરાવવામાં આવી, અને સરકારી નોકરો અમદાવાદની કચેરીમાં બે દીવસ જ નોકરી ભરતા તેમને શુક્રવાર સીવાય બધા દીવસ નોકરી કરવાનો હુકમ આવ્યો,[૭] અને કુંભાર સુતાર વગેરે મજુરી કરનારે સરકારી કામ માટે સરકારમાંથી ઓછા દરની ફરિયાદ કરી તે માટે શહેરના દસ્તુર મુજબ મજુરી આપવાનો બાદશાહી હુકમ આવ્યો.[૮] મીરાતે અહમદીનો કર્તા લખે છે કે આ સુબાનું નામ મુહમ્મદ

બહાદુરખાં સુબો

[૫] મીરાતે અહમદી પૃ. ૨૬૦ થી ૨૭૩. [૬] પૃ. ૨૭૩ અને ગુ. ગેઝેટીયર પૃ. ૨૦૦. ગેઝેટીયરમાં લખે છે કે લોખંડના પૈસા જૂના વખતથી ચાલતા હતા તે મહાબતખાંએ ત્રાંબાનાણું ચાલુ કર્યું. [૭] મીરાતે અહમદી પૃ. ૨૮૩–૮૪. આ વાવ સમરાવવાની અરજી પાટણવાળા અબદુલ વહાબ કે જે પાછળથી રાજ્યનો મોટો કાજી થયો હતો એણે કરી હતી. [૮] એ જ પૃ. ૨૮૪.

પના હતું અને એણે દરિયાપુર આગળ પનાપુર વસાવ્યું હતું. એ પરાનું મીરાતે અહમદી લખાતી વખતે ( અઢારમી સદીનો ઉત્તરાર્ધ ) નામનીશાન પણ નહોતું. એ જ સુબાએ ભદ્રના કિલ્લામાં ઉત્તરાભિમુખની એક ઇમારત બંધાવી હતી એમાં અઢારમી સદી સુધી સુબાઓ બેસતા હતા.[૯]

ઈ. સ. ૧૬૭૪ થી ૧૬૮૩ સુધી સુબા તરીકે ઉમ્દતુલમુલ્ક અમીનખાં અમદાવાદ આવ્યો. આ સુબો મીરાતે અહમદીના મત પ્રમાણે બધા સુબાઓમાં ઉત્તમ ગણાયો છે અને ઔરંગઝેબે એને માટે કહેલું કે "મારો કોઇપણ સુબો અમીનખાં જેવી વ્યવસ્થા રાખતો નથી."[૧૦] ઈ. સ. ૧૬૮૧ માં અમદાવાદમાં દુકાળને લીધે મોટું હુલ્લડ થયું. ભૂખે મરતાં ગરીબ સ્ત્રીપુરુષો રડાકુટ કરતાં શહેરમાં ફરવા લાગ્યાં. એક દીવસ ઇદની પ્રાર્થના માટે સુબો અમીનખાં ઇદ્દગાહે ગયો હતો ત્યાંથી પાછા ફરતાં શહેરના રસ્તાઓ ઉપર આ લોકોનું ટોળું એની પાલખીની આસપાસ ફરી વળ્યું. શેખ અબુબકર નામના માણસની ઉશ્કેરણીથી હુલ્લડ ગંભીર થતું ગયું. લોકોએ સુબાની પાલખી ઉપર પથરા કચરો વગેરે નાંખવા માંડયું અને અંદર હાથ પણ ઘાલવા લાગ્યા. સુબાના અંગરક્ષકો હવે લોક ઉપર તુટી પડયા, પણ સુબાએ ગુસ્સે ન થતાં લોકને શાંત કરી તુરત ભદ્રના કિલ્લામાં ગયો. બાદશાહને આ હુલ્લડની ખબર મળતાં અમદાવાદમાં લશ્કરી કાયદો કરવાનો હુકમ આવ્યો. પરંતુ સુબો ડાહ્યો હતો, એટલે એણે તેમ ન કરતાં એક મોટી મીજબાની ગોઠવી મોટા માણસોને નોતર્યા અને એમાં અબુબકરને પણ નોતર્યો, અને તડબુચમાં ઝેર ભેળવી ખવડાવવાથી એ ઉશ્કેરણી કરનાર મરણ પામ્યો. એટલે બળવાખોરો પણ શાંત થયા. બાદશાહના હુકમ પ્રમાણે સુબાએ લોકો ઉપર કાંઇ

અમીનખાં સુબો

ઈ. સ. ૧૬૮૧નો દુકાળ અને હુલ્લડ

લશ્કરી કાયદાનો હુકમ

[૯] મીરાતે અહમદી પૃ. ૨૮૫. [૧૦] ગુ. ગેઝેટીયર પૃ. ૨૮૬.

તે રીવાજ; હિંદુઓ હોળીમાં તોફાન કરે છે ગાળો બોલે છે અને રોશની કરે છે એ બધા રીવાજો; શહેર અને પરાંના દરવાનો માણસ અગર ઢોર ઉપર લાદેલા માલને કાંઇ ન અપાય ત્યાં સુધી દાખલ નથી થવા દેતા તે રીવાજ; હાથી ઘોડા માણસો વગેરેનાં પૂતળાં અને રમકડાં વેચવાનો રીવાજ; ગુલાબજળનો ઇજારો બાદશાહી માણસો જ રાખે છે તે; હોળીમાં કોઇની ચીજો બાળી નાંખવાનો રીવાજ; અમદાવાદ અને તેનાં પરાંઓમાં જાહેર રસ્તા ઉપર વેશ્યાઓ બેસે છે તે રીવાજ; અમદાવાદમાં દાણાવાળા ચોખા એક હાથ કરી ભાવ ચઢાવે છે તે; મૂર્તિઓનાં તોડેલાં મંદિરો ફરી થયાં છે તે માટે ફરમાન મુજબ થતું નથી વગેરે;—જે જે ચાલતું હતું તે બધું બંધ કરવાનું ફરમાન આવ્યું.[૫] આ સાથે યૂરોપિયનો સૂરતમાં મહેસુલ આપે છે માટે અમદાવાદમાં લેવું નહિ એવો હુકમ પણ આવ્યો. આ વખતે ત્રાંબુ સસ્તું થવાથી, અમદાવાદના શરાફોએ પહેલા લોખંડના પૈસા પડાવી ચાલુ કર્યા હતા, તે હવે સુબા મહાબતખાંએ ત્રાંબુ ખરીદી ત્રાંબાના પૈસા પડાવ્યા.[૬]

ફરમાનથી બંધ પાડેલા રીવાજો

ઇ. સ. ૧૬૬૮ થી ૧૬૭૧ સુધીમાં સુબા બહાદુરખાં ખાનજહાંના સમયમાં અમદાવાદ પાસેની અડાલજની વાવ જે મુસાફરોને પાણી માટે બહુ કામમાં આવતી તે બાદશાહના હુકમથી બે હઝાર રૂપીઆને ખર્ચે સમરાવવામાં આવી, અને સરકારી નોકરો અમદાવાદની કચેરીમાં બે દીવસ જ નોકરી ભરતા તેમને શુક્રવાર સીવાય બધા દીવસ નોકરી કરવાનો હુકમ આવ્યો,[૭] અને કુંભાર સુતાર વગેરે મજુરી કરનારે સરકારી કામ માટે સરકારમાંથી ઓછા દરની ફરિયાદ કરી તે માટે શહેરના દસ્તુર મુજબ મજુરી આપવાનો બાદશાહી હુકમ આવ્યો.[૮] મીરાતે અહમદીનો કર્તા લખે છે કે આ સુબાનું નામ મુહમ્મદ

બહાદુરખાં સુબો

[૫] મીરાતે અહમદી પૃ. ૨૬૦ થી ૨૭૩. [૬] પૃ. ૨૭૩ અને ગુ. ગેઝેટીયર પૃ. ૨૦૦. ગેઝેટીયરમાં લખે છે કે લોખંડના પૈસા જૂના વખતથી ચાલતા હતા તે મહાબતખાંએ ત્રાંબાનાણું ચાલુ કર્યું. [૭] મીરાતે અહમદી પૃ. ૨૮૩–૮૪. આ વાવ સમરાવવાની અરજી પાટણવાળા અબદુલ વહાબ કે જે પાછળથી રાજ્યનો મોટો કાજી થયો હતો એણે કરી હતી. [૮] એ જ પૃ. ૨૮૪.

પના હતું અને એણે દરિયાપુર આગળ પનાપુર વસાવ્યું હતું. એ પરાનું મીરાતે અહમદી લખાતી વખતે (અઢારમી સદીનો ઉત્તરાર્ધ) નામનીશાન પણ નહોતું. એ જ સુબાએ ભદ્રના કિલ્લામાં ઉત્તરાભિમુખની એક ઇમારત બંધાવી હતી એમાં અઢારમી સદી સુધી સુબાઓ બેસતા હતા.[૯]

અમીનખાં સુબો

ઈ. સ. ૧૬૭૪ થી ૧૬૮૩ સુધી સુબા તરીકે ઉમ્દતુલમુલ્ક અમીનખાં અમદાવાદ આવ્યો. આ સુબો મીરાતે અહમદીના મત પ્રમાણે બધા સુબાઓમાં ઉત્તમ ગણાયો છે અને ઔરંગઝેબે એને માટે કહેલું કે "મારો કોઇપણ સુબો અમીનખાં જેવી વ્યવસ્થા રાખતો નથી."[૧૦] ઈ. સ. ૧૬૮૧ માં અમદાવાદમાં દુકાળને લીધે મોટું હુલ્લડ થયું. ભૂખે મરતાં ગરીબ સ્ત્રીપુરુષો રડાકુટ કરતાં શહેરમાં ફરવા લાગ્યાં. એક દીવસ ઇદની પ્રાર્થના માટે સુબો અમીનખાં ઇદગાહે ગયો હતો ત્યાંથી પાછા ફરતાં શહેરના રસ્તાઓ ઉપર આ લોકોનું ટોળું એની પાલખીની આસપાસ ફરી વળ્યું. શેખ અબુબકર નામના માણસની ઉશ્કેરણીથી હુલ્લડ ગંભીર થતું ગયું. લોકોએ સુબાની પાલખી ઉપર પથરા કચરો વગેરે નાંખવા માંડયું અને અંદર હાથ પણ ઘાલવા લાગ્યા. સુબાના અંગરક્ષકો હવે લોક ઉપર તુટી પડયા, પણ સુબાએ ગુસ્સે ન થતાં લોકને શાંત કરી તુરત ભદ્રના કિલ્લામાં ગયો. બાદશાહને આ હુલ્લડની ખબર મળતાં અમદાવાદમાં લશ્કરી કાયદો કરવાનો હુકમ આવ્યો. પરંતુ સુબો ડાહ્યો હતો, એટલે એણે તેમ ન કરતાં એક મોટી મીજબાની ગોઠવી મોટા માણસોને નોતર્યા અને એમાં અબુબકરને પણ નોતર્યો, અને તડબુચમાં ઝેર ભેળવી ખવડાવવાથી એ ઉશ્કેરણી કરનાર મરણ પામ્યો એટલે બળવાખોરો પણ શાંત થયા. બાદશાહના હુકમ પ્રમાણે સુબાએ લોકો ઉપર કાંઈ

ઈ. સ. ૧૬૮૧નો દુકાળ અને હુલ્લડ

લશ્કરી કાયદાનો હુકમ

[૯] મીરાતે અહમદી પૃ. ૨૯૫. [૧૦] ગુ. ગેઝેટીયર પૃ. ૨૮૭.

ઝુલમ ન કર્યો.[૧૧] આ સુબાના વખતમાં ૨૯૦૦ રૂપીઆને ખર્ચે ભદ્રની અંદરના મહેલોનું સમરાવવાનું કામ થયું અને બીન મુસલમાન પ્રજા ઉપર જજીયાવેરો દાખલ થયો.[૧૨]

બહાદુરખાં ઉર્ફે અમીનખાંનું અમદાવાદમાં મરણ

આ સુબા મુહમ્મદ અમીનખાંનું મૃત્યુ હી. સં. ૧૯૮૩ના જમાદીઉસ્સા માસની બાવીસમી તારીખે અમદાવાદમાં થયું અને તેને ભદ્રના કિલ્લામાં દફન કરવામાં આવ્યો. એની સાથે આવેલા કેટલાક ઇરાની અને તુરાની લોકો અમદાવાદના વતની થઇ ગયા.[૧૩] અમીનખાંએ એક બાગ બનાવ્યો હતો એમ મીરાતે અહમદીમાં લખ્યું છે. પરંતુ તેનું સ્થાન ક્યાં તે જણાયું નથી. શાહીબાગમાં એના નામનો એક બાગ હતો તે એ જ હશે.

ઇ. સ. ૧૬૮૩-૮૪ ના વર્ષમાં મુખતારખાં સુબો હતો ત્યારે સાબરમતીમાં ભારે રેલ આવી અને ત્રણ દરવાજા સુધી પાણી આવ્યું હતું. આ રેલથી શહેરનો કોટ અને ભદ્રના કિલ્લાની દીવાલો ઘણી જગ્યાએથી તુટી ગઇ. આ કોટની મરામત કરવાનો અડસટ્ટો રૂા. ૨૨૬૦૪ નો થયો હતો, અને તે માટે બાદશાહની પરવાનગી માંગવામાં આવી. એક વખત કોઇ કામ સારૂ શહેરના મહાજનો પાસેથી સાઠ હજાર રૂપીઆ શાહજહાંના રાજ્ય વખતે ઉઘરાવવામાં આવ્યા હતા, તે દાખલો જોવાથી ઔરંગઝેબનો હુકમ આવ્યો કે આ વખતે આ કામ માટે શહેરના લોક પાસેથી કાંઇ પણ માગણી કરવી નહી અને અડસટ્ટા પ્રમાણે રૂપીઆ સરકારમાંથી ચાર હપતે આપવા.[૧૪]

ઇ. સ. ૧૬૮૩ની મોટી રેલ

શહેરનો કોટ સમરાવ્યો

[૧૧] ગૂ. ગેઝેટીયર પૃ. ૨૮૭ અને મીરાતે અહમદી પૃ. ૩૧૧-૩૧૨. મીરાતે અહમદી આને સાર્વજનિક બંડ ગણે છે અને હુલ્લડ અંતકાળના દીવસ જેવું ભયંકર હતું એમ લખે છે. આ મીજલસમાં હિંદુઓએ પણ ભાગ લીધો હતો. [૧૨] મીરાતે અહમદી પૃ. ૩૦૮. ગૂજરાતમાંથી પાંચ લાખ રૂપીઆ દર વર્ષે જજીઆ (જીઝયા) વેરાના થતા. [૧૩] એ જ પૃ. ૩૧૩. [૧૪] ગૂ. ગેઝેટીયર પૃ. ૨૮૭; મીરાતે અહમદી પૃ. ૩૧૭. રૂપીઆની વીગત અહમદીમાં છે.

મોગલ સમયમાં અમદાવાદમાં હાથી ઘોડા વગેરે માટે મોટા તબેલા હશે એમ જણાય છે. એવા કેટલાંય ખાનાંઓના ઉલ્લેખો આવે છે. ઔરંગઝેબના સમયમાં હાથી અને ઉંટખાનાના નોકરોએ લોકોનાં રાયણ મહુડા વગેરે ઝાડો સરકારી કામ માટે કાપી નાંખવાની ફરીયાદ થવાથી બાદશાહે તેવા માણસોને સજા કરવાનો હુકમ સુબા ઉપર મોકલ્યાનો ઉલ્લેખ છે.[૧૫] આ સુબાના વખતમાં અમદાવાદમાં આવતા ઘાસ ફળ અને લાકડા ઉપરની જકાત માફ થઈ.[૧૬]

૧૬૮૪નો મોટો દુકાળ અને હુલ્લડ

ઇ. સ. ૧૬૮૪માં દેશમાં મોટો દુકાળ પડયો અને અમદાવાદમાં અનાજના ભાવ ઘણા વધી ગયા. આ ઉપરથી મોટા કાજી અબદુલ વહાબ શેખ ઉલ ઇસ્લામની અરજી ઉપરથી શહેરમાં એક વર્ષની અનાજની મહેસુલ માફ થઈ. અબદુલ વહાબનો પુત્ર શેખ મુહેયુદ્દીન, અમીન અને ભાવ નીયમીત રાખનાર અમલદાર હતો. એણે ભાવ બાંધ્યોં, પણ કોઈ ગપના કારણથી રૈયત ઉશ્કેરાઇ અને શુક્રવારની પ્રાર્થનામાંથી આવતાં એની પાલખી ઉપર લોકો જે હાથમાં આવ્યું તે ફેંકવા લાગ્યા, પાલખી તુટી ગઇ અને શેખ મહા મુશ્કેલીએ બચવા પામ્યા. આ શેખે શહેરના કાજી અબ્દુલ્લા ઉપર લોક ઉશ્કેરવાનો આરોપ મુકી દિલ્હી પોતાના પિતા શેખ ઉલ ઇસ્લામને લખ્યું. તેથી અમદાવાદના કાજી અબ્દુલ્લાને પકડી દિલ્હી મોકલવામાં આવ્યો.[૧૭] પણ ખરી વાત જણાયાથી તે છુટયો.

સુજાતખાં

હવે ઇ. સ. ૧૬૮૪થી ૧૭૦૩ સુધી ૧૯ વર્ષના લાંબા સમય સુધી કારતલબખાં સુબો નીમાયો. અમદાવાદના સુબાઓમાં આ સુબાએ સૌથી લાંબો વખત સત્તા ભોગવી. એ ઇતિહાસમાં સુજાતખાં નામથી પ્રસિદ્ધ છે. આ વખતે મારવાડ (જોધપુર)ની સુબેદારી ભેગી કરી સુજાતખાંને આપવામાં આવી. એમ કહેવાય છે કે એક વખત બીજો સુબો નીમાઇને આવે છે એવી ગપ આવી. કરતલબખાં આ વખતે જોધપુર જતો હતો. લશ્કરમાં અને લોકોમાં એ માનીતો હતો. એથી

[૧૫] મીરાતે અહમદી પૃ. ૩૨૦ [૧૬] ગૂ. ગેઝેટીયર પૃ. ૨૮૭. [૧૭] મીરાતે અહમદી પૃ. ૩૨૦.

લશ્કર ઉશ્કેરાયું અને એ સાંભળી સુબાએ પાછા અમદાવાદ આવી તોફાન શાંત કર્યું. કારતલબખાંની આ વ્યવસ્થા જોઈ બાદશાહે એને સુજાતખાંનો ફીતાબ આપ્યો હતો.[૧૮] મીરાતે અહમદીમાં લખે છે કે આ સુબો પ્રજાનો માનીતો હતો અને પ્રજા સુખી હતી. વળી સરકારી કામમાં પણ એ કદી વાંકમાં આવ્યો નથી. એનું વર્ણન આગળ કરીશું.[૧૯]

શહેરનાં મકાનો અને કોટની મરામત

આ સમયમાં અમદાવાદનો કોટ સમરાવ્યાના ઉલ્લેખો કેટલીકવાર આવે અને શહેરની કેટલીક મસ્જીદો જીર્ણ થઇ ગઇ હતી તેની પણ મરામત કરવામાં આવી હતી. મસ્જીદોની મરામત માટે રૂપીઆ ૨૭૦૫૦) ની મંજુરી બાદસાહે આપી હતી.[૨૦] વળી સરકારી સીપાઇઓ શહેરના રસ્તાઓમાં ફરી લોકોની પાસે પૈસા કઢાવતા તે વાતની ખબર પડતાં એવા સીપાઇઓને સજા કરવાનો બાદશાહી હુકમ પણ આ વખતે આવ્યો હતો.[૨૧] કાંકરીયા તળાવની મરામત અને કોટના કેટલાક ભાગની મરામત માટે રૂા. ૪૨૫૪) હજુરમાંથી મંજુર થયા.[૨૨] આ સમયમાં સરદારખાંએ પોતાની મસ્જીદ મદ્રાસા અને ઘુમટ બંધાવવા પાટણથી આરસપહાણ મંગાવેલા એની બસો હેલ આવી.[૨૩] આ ઉપરથી છેક ૧૭૦૦ની સાલ સુધી પાટણથી પત્થર અમદાવાદમાં આવેલા એમ જણાય છે. કારંજની પાણીની મોરી[૨૪] રૂા. ૧૨૦૦ના ખર્ચે અને મુઅજમપુરની મસ્જીદ તથા આશાવલમાં આવેલી મીર અબુતુરાબની મસ્જીદની મરામત માટે રૂા. ૪૧૬૪ ખર્ચવાની ગોઠવણ થઈ, અને શાહીબાગ તથા તેની પાસે ગુલાબના બગીચા ગુલાબનાં ફુલનું નુર વધે તેવી રીતે સુધારવામાં આવ્યા. નીમાજ પડવાની જગ્યાની સંકડાશ પડવાને લીધે ઇદગાહની જગ્યા

[૧૮] ગુજરાત ગેઝેટીઅર પૃ. ૨૮૮. [૧૯] મીરાતે અહમદી પૃ. ૩૨૪. [૨૦] મીરાતે અહમદી પૃ. ૩૩૭. [૨૧] મીરાતે અહમદી પૃ. ૩૩૧. [૨૨] મીરાતે અહમદી પૃ. ૩૪૦. [૨૩] મીરાતે અહમદી પૃ. ૩૪૧ આમાં લખે છે કે પાટણના નાયબ ફોજદાર સફદરખાં બાબીએ લખ્યું હતું કે "હઝાર હેલની જરૂર હોય તો મોકલું." એ ઉપરથી ક્યાં સુધી પાટણથી પત્થરો આવ્યાનો ખ્યાલ આવે. [૨૪] એ જ પૃ. ૩૪૩ આ મોરી જુમા મસ્જીદ પાસેથી વહેતી એમ લખે છે. વળી ત્યાં જ રાયખડ દરવાજાની પત્થરની સડક સમરાવ્યાનો ઉલ્લેખ છે. આ ઉપરથી ચોમાસામાં વહેતો કાળુપુરનો વહેળો અસલથી હોય એમ લાગે છે.

બધારવામાં આવી.[૨૫] મીરાતે અહમદીનો કર્તા લખે છે કે એ વખતે નીમાજની જગ્યાની તંગી પડતી હતી અને હાલ ( એટલે તે પછી અડધી સદીમાં જ ) એક હાર પણ ત્યાં થતી નથી.[૨૬]

સુજાતખાં સુબાનાં છેલ્લાં વર્ષોમાં કાંઇ જાણવા જેવા બનાવ બન્યા નથી. લાંબી અને સફળ હકુમત એણે ભોગવી છે. એક વખત અમદાવાદના શરાફોએ ઓછા વજનના રૂપીઆ ચલાવ્યા હતા અને આપવામાં એવા રૂપીઆ આપી લેતી વખતે તેના ઉપર ભારે વટાવ લેતા. આનો બંદોબસ્ત કરીને શરાફો પાસેથી મુચરકા લખાવી લીધા હતા.[૨૭]

સુજાતખાંનું મરણ

ઇ. સ. ૧૭૦૩ એટલે હી. સં. ૧૧૧૩ ના સફર માસની તેરમી તારીખે આ નામાંકિત સુબો મરણ પામ્યો. એનું ઘર સલાપોસ રસ્તા ઉપર હતું; અને ઘરની સામેના રોજામાં દફન કરવામાં આવ્યો.

શાહજાદો આઝમ શાહ સુબો.

ઇ. સ. ૧૭૦૩ થી ૧૭૦૫ સુધી બાદશાહજાદા મુહમ્મદ આઝમશાહ અમદાવાદનો સુબો નીમાયો. હી. સં. ૧૧૧૩ના જમાદીઉસ્સા માસની ૧૬ મી તારીખે જોશીઓએ કાઢેલા મુહૂર્ત પ્રમાણે શુભ ઘડી જોઇ શહેરમાં દાખલ થયો,[૨૮] અને અનામુલ્લા ગુજરાતીને શહેર બહારની ફોજદારી આપી

આઝમશાહે શાહીબાગ પાસે બાંધેલા મહેલો

બીજો પણ કેટલોક બંદોબસ્ત કર્યો. હવે બાદશાહ જાદાને જૂની ઇમારતો પસંદ ન પડવાથી શાહીબાગની પાસે આવેલા રૂસ્તમ બાગ અને ગુલાબ બાગની જમીન ભેગી કરી ત્યાં નવા મહેલ બાંધવા હુકમ કર્યો અને પોતે તંબુમાં રહ્યો.[૨૯]

[૨૫] એ જ પૃ. ૩૫૮. [૨૬] એ જ પૃ. ૩૫૮. શેખ અકરમુદ્દીનની મસ્જીદ અને નીતિશાળા એકલાખ ચોવીસ હજારના ખર્ચે બંધાવેલી તે પડી ગઇ છે એમ એ જ પૃષ્ઠમાં લખેલું છે. [૨૭] મીરાતે અહમદી પૃ. ૩૫૧. [૨૮] મીરાતે અહમદી પૃ. ૩૬૧. [૨૯] મીરાતે અહમદી પૃ. ૩૬૧. આ રૂસ્તમ બાગ અને ગુલાબબાગ શાહીબાગની પાસે ખડગધારેશ્વરની નજીક હશે એમ માનવાને કારણ છે. તે બાબત તેનાં વર્ણનમાં ચર્ચીશું.

આ સુબાના સમયમાં દુર્ગાદાસ રાઠોડ કે જેની સાથે બાદશાહને સલાહ થઇ હતી અને જેને પાટણની ફોજદારી આપવામાં આવી હતી, તેમ રાજદ્વારી કારણોથી અમદાવાદ બોલાવવામાં આવ્યો, અને એણે સાબરમતી ઉપર વાડજ ગામ આગળ તંબુમાં ઉતારો લીધો.[૩૦] આઝમશાહે શીકાર માટે લશ્કર બોલાવ્યું હતું અને સફદરખાં બાબી વગેરે એને બોલાવવા વારંવાર ગયા. તે દીવસે અગીયારશ હોવાથી દુર્ગાદાસે હાજર થવા ના પાડી પણ વહેમ પડવાથી પાટણ તરફ નાઠો.[૩૧]

દુર્ગાદાસ રાઠોડ

આઝમશાહ અમદાવાદનો સુબો હતો ત્યારે ઔરંગઝેબ બાદશાહના એના ઉપરના કેટલાક કાગળો ગૂજરાતની વ્યવસ્થા માટે આવેલા છે. એમાં બાદશાહે કેટલોક બોધ અને વ્યવસ્થાની કેટલીક એવી ઝીણી વીગતો લખી છે કે એટલી વૃદ્ધ વયે આવા મોટા સામ્રાજ્યના માલીકને દક્ષિણમાં લઢતે લઢતે પણ દરેક પ્રાંતોની વ્યવસ્થામાં કેટલી કાળજી છે તે ઉત્તમ રીતે વ્યક્ત થાય છે. ગરીબ પ્રજાનો પોકાર આજુબાજુના લાગવગવાળા અમલદારોને લીધે પોતાની પાસે ન આવી શકે એથી રાજ્યકર્તાને એક જાતનું પાપ છે એમ બાદશાહને હમેશ લાગતું હતું. ગૂજરાતી બાબીઓ માટે ઔરંગઝેબને બહુ ઉંચો અભિપ્રાય હતો.[૩૨] હુન્નરનાં રક્ષણ માટે પણ એને ઘણી કાળજી હતી.

ઔરંગઝેબની વ્યવસ્થા માટેની કાળજી

શાહજાદા આઝમશાહની સ્ત્રી જાની બેગમ લાંબો મંદવાડ ભોગવી અમદાવાદમાં મરણ પામી અને શાહીબાગ પાસે દફન કરી કબરની આસપાસ મોટી દીવાલ કરી લેવામાં આવી, અને પાછળથી એના શબને દીલ્હી લઇ ગયા.[૩૩]

આઝમશાહની બેગમનું મૃત્યુ

[૩૦] મીરાતે અહમદી. પૃ. ૩૬૪. [૩૧] એજ પૃ. ૩૬૪. ગૂ. ગેઝેટીયર પૃ. ૨૯૨ [૩૨] ગૂ. ગેઝેટીયર પૃ. ૨૯૩. એમ કહેવાય છે કે ગૂજરાત અને ખાસ કરીને દાહોદ પોતાની જન્મભૂમિ હોવાથી એના ઉપર બાદશાહને મમત્વ હતું. [૩૩] મીરાતે અહમદી. પૃ. ૩૬૭.

હવે ઔરંગઝેબ બાદશાહનો છેલ્લો વખત હતો. બાદશાહ વૃદ્ધ થતા જતા તેમ તેમ ધર્મનું ઝનુન વધતું હતું. પ્રસિદ્ધ હિંદુ મંદિરો અને તીર્થોમાં મૂર્તિપૂજા શરૂ ન થાય એ માટે ખાસ ધ્યાન રાખતા. પણ એ સાથે અમદાવાદના ઇતિહાસને સંબંધ નથી. અમદાવાદમાં બાદશાહજાદા ઉપર એ બધાં ફરમાનો આવતાં. પરંતુ વ્યવસ્થાની બાબતમાં પણ એવી જ કાળજી હતી. એક વખત સાબરમતીને સામે કાંઠે સીપાઇઓ અને પઠાણોનો ત્રીસ વંધવાની અરજીઓ જવાથી અને વેપારીના ચોપડામાં બાદશાહી ખબરપત્રી નીશાનો કરી હરકત કરવા સંબંધી અરજીઓ જવાથી તે માટે ફરીયાદ દૂર કરવા શાહજાદા મુહમ્મદ આઝમશાહ ઉપર હુકમ આવ્યા હતા.[34] આ શાહજાદાને પણ અમદાવાદનું પાણી માફક ન આવ્યું એથી એની બુરહાનપુર બદલી થઈ. એ પછી ઇબ્રાહીમખાં અને શાહજાદા મુહમ્મદ બેદારબખ્ત સુબા થઈ આવ્યા અને અમદાવાદમાં કાંઇ ખાસ બનાવ બન્યો નહિં. હવે દેશની વ્યવસ્થા નબળી પડવા લાગી હતી. ઇ; સ. ૧૭૦૭માં ઔરંગઝેબ બાદશાહનું મરણ થયું.

ઔરંઝેબનું અંવસાને

એ જ વર્ષમાં (ઇ. સં. ૧૭૦૭) નવા બાદશાહના રાજ્યાભિષેકની ખબર પણ મળતા પહેલાં ઔરંઝેબના મરણના સમાચાર મળતાં તુરત જ બાલાજી વિશ્વનાથની સરદારી નીચે મરેઠી લશ્કર ગોધરે થઈ અમદાવાદ ઉપર આવ્યું અને મહેમદાવાદ સુધી આવ્યા પછી વટવા લૂંટયું. શહેરના અમલદારો અને સફદરખાં બાબી વગેરેએ લશ્કર તથા તોપો લઈ કાંકરીયા તળાવ ઉપર મોરચા માંડયા અને લઢવાને તૈયાર રહ્યા; સાબરમતીને સામે કાંઠે રહેનારા લડાયક પઠાણ સીપાઇઓ આઠેક હઝાર પણ કાંકરીએ આવી લશ્કરમાં જોડાયા. પરંતુ લોકોમાં ધીરજ રહી નહિં. આસપાસ પરાંના લોક દરવાજે ઉભરાયાં અને શહેરમાં રસ્તા ભરાઈ ગયા. આ ગભરાટ અને ગડબડમાં ઘણાં

બાલાજી વિશ્વનાથની ચઢાઈ

[૩૪] મીરાતે અહમદી પૃ. ૩૭૨–૩૭૩. આ સામે કાંઠે શહેર વસ્યું ત્યારથી પઠાણો વસ્યા હતા. અને બીજી મોટી વસ્તી હિંદુઓની હતી. એટલે એ પોકાર હિંદુ વસ્તીનો હશે.

છોકરાં માબાપથી જૂદાં પડી ગયાં. માલમીલકત લઇ નાઠેલાની મીલકત ગેરવલ્લે થઈ ગઈ. કહેવાય છે કે આ ગભરાટમાં ગાડીવાળા અને ગધેડાંવાળાને રોજગાર એટલો વધ્યો કે સાત દીવસની કમાઇ એક દીવસમાં થઇ.[૩૫] આ બધો ગભરાટ થવાથી લશ્કર ના હિંમત બની ગયું, અને લશ્કરની હિંમત ગયેલી દેખીને સુબાએ લઢવાનો વિચાર માંડી વાળી સલાહ કરવા નક્કી કર્યું. નારણદાસ મનસબદારને બાલાજી પાસે સંદેશા માટે મોકલ્યો.[૩૬] છેવટે બે લાખ દસ હઝાર રૂપીઆ લઇ મરેઠાઓએ સલાહ કરી. એ પાછા ગયા ત્યારે બાદશાહી લશ્કર પાછું શહેરમાં આવ્યું અને શાંતિ થઈ. કહે છે કે મીરાતે અહમદીના કર્તાના પિતાએ આ બધું નજરે જોયેલું. અને આવો ગભરાટ ૧૫૮૩માં મુઝફ્ફરે અમદાવાદ લીધું તે પછી આ બનાવ બન્યો ત્યાં સુધીમાં થયો નથી એમ કહેવાય છે.[૩૭]

અમદાવાદનો ગભરાટ

[૩૫] મીરાતે અહમદી પૃ. ૩૯૯–૪૦૦. [૩૬] ગુ. ગેઝેટીઅર પૃ. ૨૯૬. મીરાતે અહમદીમાં ૨૦૨૦૦૦ લખે છે. પૃ. ૪૦૦ [૩૭] ગુ. ગેઝેટીઅર પૃ. ૨૯૬.

# પ્રકરણ બારમું



## ગૂજરાતનું પાટનગર
## ઉર્ફે
## શાહરે મુઆઝમ

श्रीस्तम्भतीर्थपुटभेदनंच यत्रोभयत्र स्फुरत : पुरेद्वे ॥*
अहम्मदावादपुराननायाः किंकुण्डले गूर्जरदेशलक्ष्म्याः ॥

॥ हीरसौभाग्यकाव्य ॥

**અમદાવાદની** હાલની સ્થિતિ એટલી ફરી ગયેલી છે કે બાદશાહી કે મોગલ સમયના અમદાવાદનો ખ્યાલ આવી શકે એમ નથી. છેલ્લાં આશરે વીશ વર્ષમાં સમય પણ એટલો ફરી ગયો છે કે પ્રાચીન સ્થિતિની કલ્પના સરખી થવી મુશ્કેલ છે. વિસ્તારમાં, સ્વરૂપમાં, રાજદ્વારી અને સામાજિક વ્યવસાયમાં અને એવી જીવનની અનેક પ્રવૃત્તિઓમાં અમદાવાદ હાલ એટલું તો ફરી ગયું છે કે પ્રાચીન સ્થિતિનો ખ્યાલ લાવવા માટે મેલાં મકાનોની પાછળ ઢંકાયલાં સ્થાપત્ય અને કલાનાં રત્નો જોઇને, અને પ્રાચીન સમયમાં અમદાવાદ આવી ગયેલા પરદેશી અને દેશી મુસાફરોનાં વર્ણનોથી જ સંતોષ માની લેવો પડે.

બાદશાહ અહમદશાહે શહેર વસાવ્યું. એમાં વસ્તી ધીમે ધીમે વધતી ગઈ. મહમૂદ બેગડાના સમયમાં વસ્તીથી શહેર ભરચક થઇ ગયું, કોટ બંધાયો અને પરાં વધતાં ગયાં. મહમૂદ બેગડાની અખંડ કાળજીથી શહેરની આબાદી

* અમદાવાદ શહેરરૂપી મુખવાળી ગૂર્જરદેશની લક્ષ્મીનાં અણહિલવાડ પાટણ (પુટભેદન) અને ખંભાત એ બે શોભાયમાન કુંડલ છે.

ઘણી વધી. પૃથ્વીના પટપરના ઘણા દેશાવરોની સમૃદ્ધિ અમદાવાદમાં ખેંચાવા માંડી. અમદાવાદની વસ્તી, વિસ્તાર, અને એ સુલતાનના સમયની ઉત્કૃષ્ટ કારીગીરીની મસ્જીદો કાળના કરાળ મુખમાંથી જે કાંઈ બચી ગઈ છે તે, એટલું જ જોતાં અમદાવાદ કેટલું સમૃદ્ધ હશે[1] એ સહજ જણાઈ આવે તેમ છે. મહમૂદે મહમૂદાબાદ સ્થાપ્યું. ચાંપાનેરને શણગારવામાં મહેનત લીધી. જૂનાગઢ–રસુલાબાદને ફરી આબાદ કર્યું. છતાં અમદાવાદને વિસારી મુકયું નહી. એનો દાખલો લઈ એના અમીરોએ પણ શહેર શણાગારવા ઘણી મહેનત કરી છે.

બાદશાહી સમય

બાદશાહી વખતના અમદાવાદનું વર્ણન ઘણા મુસલમાન તવારીખકાર, હિંદુ કવિઓ અને પરદેશી આરબ ઇરાની અને યૂરોપીય મુસાફરોએ કરેલું છે.

ફારસી ગ્રંથોનાં વર્ણન

મીરાતે સીકંદરીનો કર્તા લખે છે કે " અમદાવાદ શહેરની ખૂબી જ સાબીત કરી આપે છે કે આ ચારે પુરુષો (ચાર અહમદો) કે જેણે શહેરનો પાયો નાંખ્યો તેના હાથ મુબારક હતા. તેમને જ લીધે દુનીયાના નગરો કરતાં આ શહેર ચઢીઆતું ગણાયું છે. જમીન પરના તથા દરીયાપારના મુસાફરો કહે છે કે આવું મનોહર શહેર ભૂમિ ઉપર વસેલું કોઇપણ સ્થાને નથી. વસ્તીના પ્રમાણમાં બીજાં શહેરો મોટાં હશે ખરાં પરંતુ બાંધણી અને દેખાવમાં અમદાવાદ શહેરની બરોબરી કરે એવું બીજું શહેર નથી."[2]

બાદશાહી સમયમાં શહેરમાં રસ્તાઓમાં છાયા માટે ઝાડ રોપવામાં આવ્યાં. મોટા ઉત્તમ કારીગીરીના મહેલો બંધાયા અને પરાંમાં મોટાં મકાનો તથા બાગ થયા. બાગને સુલતાન મહમૂદે ઘણું ઉત્તેજન આપ્યું છે. અમદાવાદની આસપાસ બાદશાહી અને અમીરોના સંખ્યાબંધ બાગબગીચા વધ્યા અને તળાવો પણ બાદશાહી વખતમાં બંધાયાં. સુલતાન મહમૂદ બેગડાએ ગાદી ચાંપાનેર બદલી હતી અને છેક ૧૫૩૬ સુધી સુલતાન બહાદૂરના રાજ્ય સુધી રાજધાની

[૧] ગૂ. ગેઝેટીઅર પૃ. ૨૧૯. The building at Ahmedabad...provc how much wealth was at the Command of the sovereign and his nobles. [૨] મીરાતે સીકંદરી ગૂ. ભા. પૃ. ૨૪–૨૫. અને Bayley's Sikanderi p' 91–92.

ત્યાં જ રહી હતી છતાં અમદાવાદ ગૂજરાતમાં સર્વથી મોટું શહેર રહ્યું હતું. રસ્તા મોટા સારા અને સ્વચ્છ હતા, કોઈ જગ્યાએ સારાં ચોગાન હતાં અને લોકોનાં ઘર પણ સારાં હતાં.[3]

સુલતાન મહમૂદ બેગડાના મરણ પછી બે ત્રણ વર્ષ પછી લીસ્બનનો મુસાફર બારબોસા ગૂજરાતમાં આવ્યો હતો. ચાંપાનેરનાં વખાણ કરી અમદાવાદ ચાંપાનેરથી પણ મોટું હતું એમ લખે છે. ઘણું ધનવાન હતું અને વાડીઓ બગીચા વગેરે મોટી સંખ્યામાં હતાં. રસ્તા મોટા અને સુંદર હતા, ચોગાનો સારાં હતાં, અને ઘર પત્થર અને ઇટચુનાના ધોળાયેલાં હતાં. છાપરાં ઇટલી ( Italy )ની ઢબથી છાયેલાં હતાં.[4] બારબોસા અને એનાથી સ્હેજ વહેલો આવેલો ( ૧૫૧૦ ) ઇટેલીયન મુસાફર વરથેમા ખંભાત, દીવ વગેરે બંદરોનાં મુક્ત કંઠે વખાણ કરે છે. આ શહેરો અમદાવાદનાં બંદરો હતાં અને અમદાવાદ રાજધાનીનું શહેર હતું, એટલે ખંભાત વગેરે કરતાં મોટું હતું. બીજા ઘણા મુસાફરો અમદાવાદની પ્રશંસા કરે છે અને એનાં ભવ્ય મકાનોથી આશ્ચર્ય પામે છે.

બારબોસાનું વર્ણન

સુલતાન બહાદૂરની હાર પછી બાદશાહ હુમાયૂંનું વિજયી લશ્કર અમદાવાદમાં પ્રવેશ કરે છે ત્યારે આવાં સુંદર શહેરને કાંઇ નુકસાન ન થાય એની બાદશાહ ખાસ કાળજી રાખે છે. બાદશાહી સમયમાં અમદાવાદનું સૌંદર્ય કેવું હતું એનો ખરો ખ્યાલ તો સ્થાપત્યનાં અવશેષોનાં વર્ણનથીજ આવશે. જે સમયે યૂરોપની પ્રજાઓને સમુદ્રનું સ્વામીત્વ મળ્યું ન હોતું તે વખતે ગૂજરાતની સમુદ્ર ઉપર સત્તા હતી. એના બાદશાહો સમુદ્રના સ્વામી કહેવાતા,[5] અને એમની

[૩] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૫૧. [૪] Stanly's Barbosa. p. 58-66... Another city called Andavat, which is larger than the said city of champaver, and it is very rich and well supplied. The former kings used always to reside in this city. These towns are well embellished with good streets and squares and houses of stone and whitewash, with hoofs in our fashion; and they have large courts and much water in wells and pool,...and many orchards and gardens." [૫] મીરાતે સીકંદરી ગૂ. ભા. પૃ. ૨૮૬. સરખાવો "આ બધો સામાન દરિયાની માલીકી ભોગવતા સુલતાનનો છે."

પ્રજા દેશ પરદેશનું ધન ગૂજરાતમાં ખેંચી લાવતી. એટલે એવા દેશના પાટનગરની શોભા અવર્ણનીય હોય એમાં શંકા હોય જ નહિ. દિલ્હી અને આગ્રાની શોભા એ વખતે નહોતી વધી. દિલ્હીનો બાદશાહ સમુદ્રના સ્વામીની સમૃદ્ધિથી અંજાતો. દિલ્હીના મહારાજ્યની ઉપજ જાર અને ઘઉંના પાક ઉપર અને અમદાવાદના બાદશાહોની ઉપજ મોતી અને પરવાળાંનાં વેપાર ઉપર હતી એમ કહેવાતું.[૬] એટલે એ બાદશાહોના પાટનગરની શોભા, મહત્વ, વિસ્તાર આદિ હિંદમાં તે સમયે સર્વોત્તમ હોય એમાં નવાઈ નથી. છેક મોગલ સામ્રાજ્ય ઉપર બે બાદશાહો—અકબર અને જહાંગીર રાજ્ય કરી ગયા પછી શાહજહાંએ આગ્રા અને દીલ્હીને આખા ભારતીય સામ્રાજ્યના દ્રવ્યથી શણગાર્યાં. એટલે એ સમય સુધી અમદાવાદ હિંદમાં વસ્તી, વિસ્તાર, સ્થાપત્ય, કળા અને વેપાર વગેરેમાં સર્વોત્તમ હતું.[૭] અકબરના સમયના પ્રસિદ્ધ અબુલ ફઝલે આઇને અકબરીમાં અને તે પછી તારીખે ફિરિસ્તા વગેરેમાં અમદાવાદનું જે વર્ણન કરેલું છે તેને અતિશયોક્તિ ધારીને કાઢી નાંખવા જેવું નથી. અબુલ ફઝલ લખે છે કે :—" પાટણ અને ચાંપાનેર પછી અમદાવાદમાં રાજધાની થઈ. અમદાવાદ સાબરમતી ઉપર મોટું અને સારી રીતે બંધાયલું શહેર છે. સ્થલ આરોગ્યવાળું છે. ત્યાં તમને આખી દુનિ-

જહાંગીર સુધી હિંદમાં સર્વથી સુંદર નગર

[૬] એજ પૃ. ૨૮૬. બહલોલ લોદીનો પુત્ર સીકંદર સુલતાન એ પ્રમાણે કહેતો હતો. [૭] જ્યારે હુમાયૂ અમદાવાદમાં આવ્યા ત્યારેઃ—" From Sarkej accompanied by his principal officers Humayun visited the Magnificent palaces mosques, and colleges of his new capital, at that time one of the noblest and richest in the world, and, without doubt, superior in every respect to Delhi and Agra in extent, population. and architectural monuments." (Prof. Commissariat's History of Gujarat Sultant. J. B. B. R. A. S. No. LXXII p. 368.) "It must be remembered however, that during the fifteenth and sixteenth centuries the glories of Agra and Delhi were yet incomplete and Ahmedabad stood without a rival in beauty and population among the cities of India." (એજ. No. LXXI p. 93).

યામાં બનતી ચીજો મળી શકે છે. એને બે કિલ્લા છે અને એની બહાર શહેર છે. એમાં પહેલાં ૩૬૦ પરાં હતાં પણ હવે ૮૪ પરાં સારી સ્થિતિમાં છે. એક હજાર પત્થરની મસ્જીદો છે અને એ દરેકને બે મીનારા છે. એમાં ઘણાં આશ્ચર્યકારક લેખો છે. રસુલાબાદ પરામાં બુખારાના શાહેઆલમ સાહેબની કબર છે. ત્રણ કોશ દૂર વટવા એક શહેર છે...... એ બાગમાં વસેલું છે અને ત્યાં સંસારનો ત્યાગ કરી ઓલીયાઓ રહે છે......ત્યાંથી ત્રણેક કોશ છેટે સરખેજ છે......ત્યાંની ગળી ઉત્તમ થાય છે અને રૂમ તથા બીજા દૂરદેશાવર નીકાશ થાય છે"[૮] અબુલ ફઝલ બીજું વર્ણન ગૂજરાત અને બીજાં શહેરોનું કરે છે અને એ ઉપરથી પણ અમદાવાદની સમૃદ્ધિનો ખ્યાલ આવે છે. મોગલ લેખકોના મત પ્રમાણે ૨૦ લાખ માણસોની વસ્તીવાળું શહેર હાલના યૂરોપના દેશોની રાજધાનીઓથી કોઇ રીતે ઉતરતું નહિંજ હોય. તારીખે ફિરસ્તાનો લેખક લખે છે કે "અમદાવાદ એકંદરે આખા હિંદુસ્તાનમાં સર્વથી સુંદર શહેર છે અને કદાચ આખી દુનિયામાં પણ કહી શકાય."[૯]

અબુલફઝલનું વર્ણન

મોગલ સામ્રાજ્યના એક પ્રાંતનું મુખ્ય શહેર થયા પછી પણ અમદાવાદે મહત્તા કાયમ રાખી છે. રાજધાની દિલ્હી અને આગ્રામાં હતી. પરંતુ સામ્રાજ્યના સર્વોત્તમ પ્રાંત ઉપર બાદશાહજાદાઓ અને રાજકુટુંબના અંગના માણસો ઘણું ખરૂં નીમાતા. એટલે અમદાવાદને બાદશાહી છાયા થોડી ઘણી મળ્યા કરતી. પરંતુ શહેરના શણગારમાં સ્વતંત્ર બાદશાહીના ચોથા ભાગની શોભા પણ મોગલાઇમાં થઈ નહોતી. શહેરનો વિસ્તાર મોટો હતો. આજુબાજુ સાત સાત માઇલ સુધી પરાં હતાં. બાદશાહીની પેઠે મોગલ સુબાઓ પણ દબદબા

મોગલાઇનું અમદાવાદ

[૮] Glandwins Ayeen Akberi : p. 351–352. [૯] Brigg's Frishta Vol. IV p. 14. આંગળ ફિરિસ્તા લખે છે કે "The pricipal streets were sufficiently wide to admit of ten carriage abreast." અમદાવાવાદની વસ્તી વીશ લાખની હતી એમ જેમ્સ ફોર્બ્સ (૧૭૮૧) મોગલ લેખકોના આધારે લખે છે જુઓ. (His. of Guj. Sultanat: J. B. B. R. A. S. No. LXXI p. 93. note.)

ભરેલા દરબાર અમદાવાદમાં રાખતા. હાથીખાનાં, ઘોડાખાનાં, તોપખાનાં, લશ્કર બાગબગીચા વગેરે પ્રમાણમાં કાંઇક ઓછું પણ મોગલાઇમાં ઠીક હતું. એટલે શહેર એ વખતે હિંદુસ્તાનનાં મોટામાં મોટાં શહેરોની પંક્તિમાં આવી શકે એવું તો હતું જ. જહાંગીર બાદશાહને અમદાવાદ પસંદ નહોતું આવ્યું તે તાપ ધૂળ અને એ વખતે ચાલતા રોગને લીધે. અમદાવાદના સૌંદર્ય અને વિસ્તારને માટે એ મોજી બાદશાહને વાંધો હતો જ નહિ. ગૂજરાત અને માળવા તરફ સ્વારી આવી ત્યારે ક્યાં રહેવું એ સવાલ થતાં માળવાના માંડુગઢ અને અમદાવાદ વચ્ચે પસંદગી થવાની હતી. બાદશાહે અમદાવાદની સરખામણી પણ માંડુગઢ સાથે થાય નહિ એમ કહ્યું, અને શહેરનાં ઘણાં વખાણ સાંભળેલાં એ ઉપરથી અમદાવાદ પસંદ કર્યું હતું.[૧૦] મોગલ સામ્રાજ્યમાં સોનાના સિક્કા પાડવાની ચાર ટંકશાળો હતી તેમાં એક અમદાવાદમાં હતી. એ વખતે અમદાવાદના ચિત્રકાર, જડિયા, કારીગરીના કોતરનાર, અને સોનું ચાંદી અને લોખંડનું કામ કરનાર સર્વોત્તમ હતા અને દિલ્હીના રાજકુટુંબ માટે તથા દરબાર માટે અમદાવાદની કારીગરીની ઘણી ચીજો જતી. અમદાવાદના કારીગરોએ કરેલા સુંદર બુટ્ટા અને ચિત્રોવાળા કીનખાબ હિંદુસ્તાનમાં બીજે બનતા નહોતા.[૧૧] સ્વતંત્ર બાદશાહીની છેલ્લી અવ્યવસ્થામાં વેપાર ધંધો અને આબાદી ઘટી નહોતી પણ વિસ્તાર સહેજ ઘટેલો તે મોગલાઇમાં પાછો વધ્યો હતો. સત્તરમી સદીની શરૂઆતમાં આવેલ ઇંગ્રેજ વેપારીઓને પણ અમદાવાદ મોટું શહેર લાગ્યું હતું. ઇ. સ. ૧૬૧૭ ના ડીસેમ્બરની ૧૫ મીએ ઇન્ગ્લેંડનો એલચી સર ટોમસ રો અમદાવાદ આવ્યો હતો. એને અને એની સાથેનાં માણસોને અમદાવાદ લંડન જેવડું મોટું લાગ્યું હતું અને ઇંગ્રેજોને ઘણું પસંદ આવ્યું હતું.[૧૨] એ વખતે આવેલા ઇંગ્રેજોને બહારનાં પરાં દેખાયાં નહોતાં.[૧૩] પણ ખરી રીતે શહેર અને પરાં વચ્ચે એમને ભેદ દેખાયો નહિં હોય.[૧૪] શહેરના રસ્તા પત્થર

[૧૦] વાકેઆતે જહાંગીરી Illot Vol. VI p. 356–57. "As I had heard much praise of the rainy season of Gujarat, and as there was no comparison between the city of Ahmedabad and that of Mandu I atlast determined to remain in the former." [૧૧] અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૫૩–૨૫૪. [૧૨] અમદાવાદ ગેઝેટીયર પૃ. ૨૫૩. [૧૩] એ જ પૃ. ૨૫૩. [૧૪] એજ પૃ. ૨૫૩. નોટ ૬. પરાંનો વિસ્તાર આગળ કરીશું.

જડેલાં હતા અને રસ્તાઓ ઉપર એવાં ઉંચાં ઝાડ હતાં કે ધાડાં ઉપવનમાં પેસતા હોઇએ એવું લાગે, મકાનો એશિયાનાં બીજાં શહેરોની સરખામણીમાં ઘણાં સુંદર હતાં. ઘર ઈંટોનાં, સારાં નળીયાંથી છાયેલાં અને વંડો વાળી લીધેલાં હતાં. સુબાનું મકાન પત્થરનું વિશાળ, અમીરી, અને સારા આંગણાંવાળું હતું. શહેરના કારીગરોમાં ખરેખરા કસબી, કોતરણી કરનાર વણકર, ચિત્રકામ, જડીઆ, કીનખાબનું અને ભરતનું કામ કરનાર હતા. અમદાવાદના વેપારીઓનો કાપડ, ગળી અને કરીયાણામાં એવો મોટો વેપાર હતો કે મોસમમાં દર દશ દીવસે બસેં ગાડાંનો કાફલો ખંભાત માલ ભરીને જતો.

યૂરોપીયં મુસાફરોનાં વર્ણનં

વીલીયમ ફીંચ (William Finch) નામનો મુસાફર ઇ. સ. ૧૬૦૮-૧૧ માં હિંદમાં આવેલો તે અમદાવાદમાં ખાન આઝમ મીરઝાં અઝીઝ કોકા સુબો અને એને બદલે એનો પુત્ર જહાંગીર કુલીખાં નાયબ સુબો હતો ત્યારે આવ્યો હતો. એ લખે છે કે "સુંદર નદીને કાંઠે સુંદર બુરજો અને દરવાજાઓવાળા મજબુત કોટથી અમદાવાદ શોભે છે. મકાનો એશિયા અને આફ્રિકાના કોઇ પણ મોટા શહેર સાથે સરખાવાય તેવાં છે. રસ્તા મોટા છે. એક કલાકની અંદર છ હઝાર ઘોડેસ્વાર લડાઇને માટે તૈયાર થઈ શકે એમ રહે છે. દરવાજા એવા સુરક્ષિત છે કે પરવાના વગર કોઇ શહેરમાં પેસી શકતું નથી." એ પછી તુરત અબ્દુલ્લાખાં ફીરોઝજંગના વખતમાં વ્હીટીંગટન લખે છે કે "અમદાવાદ ગુજરાતનું મુખ્ય શહેર છે અને લગભગ લંડન જેવડું મોટું છે. કોટ ઘણોજ મજબુત છે. અહીં દરેક જાતિના વહેપારીઓ રહે છે. ખ્રીસ્તીઓ પણ છે. જહાંગીરના સમયમાં એડવર્ડ ટેરી લખે છે કે "મકાનો ઉંચા અને અગાસીઓ હોય છે અને લોક અગાશી ઉપર હવા ખાય છે. સારી ચોરસ ઇંટો અને પત્થરનાં મકાનો છે. અમદાવાદ ઘણું વિશાળ અને ધનવાન શહેર છે. એને બાર દરવાજા અને પત્થરનો મજબુત કોટ છે. શહેર અને ગામડામાં ઝાડ પુષ્કળ છે, અને તેને લીધે સૂર્યનો તાપ ઓછો લાગે છે. ઝાડ એટલાં પાસે પાસે હોય છે કે ઉંચી જગ્યાએથી જોઇએ તો શહેર એક ઉપવન લાગે."[૧૫] આ અંગ્રેજ મુસાફરો

[૧૫] એજ પૃ. ૨૫૩ આ મુસાફરો. Finch અને Nicholas Ufflet હતા. (૧૬૧૧) અને Early Travels in India p. 173, 206, 300.

અને વેપારીઓના વર્ણન પછી સર ટોમસ હરબર્ટ ઇ. સ. ૧૬૨૬ માં લખે છે કે "અમદાવાદ ગૂજરાતનું પાટનગર છે. એનો કોટ મજબુત છે. રસ્તા સુંદર છે. દુકાનો સુગંધી પદાર્થો, અત્તરો, તેજાના, રેશમી માલ, સુતરાઉ કાપડ છીંટો અને ચીન અને હિંદુસ્તાનની બધી દુર્લભ વસ્તુઓથી ભરેલી છે અને એના માલીક વાણીઆ છે. એમની વસ્તી અહીં મોટી છે." આ પહેલાં ત્રણ વર્ષ ઉપર પીટર ડી લા વાલે નામનો મુસાફર શાહેરના રસ્તા સીધા, સુંદર અને પહોળા હતા પણ ધૂળને લીધે ચાલવું મુશ્કેલ હતું એમ લખે છે.[૧૬] ઈ. સ. ૧૫૯૮ માં સીઝર ફ્રેડરીક પણ અમદાવાદને ઘણું વિસ્તારવાળું અને મોટી વસ્તીનું શહેર કહે છે.

ઇ. સ. ૧૬૩૮માં મેન્ડેલ્સ્લો નામનો મુસાફર આવ્યો હતો.[૧૭] એ પણ અમદાવાદમાં રહ્યો હતો અને સુબા આજમખાંની મહેમાનગીરી જોઈ ગયો હતો. એ પણ અમદાવાદના કારીગરો અને વેપારની પ્રશંસા કરે છે. ઔરંગઝેબ બાદશાહના રાજ્યકાળના મોટા ભાગ સુધી અમદાવાદની ચઢતી ઘણી હતી. શાહજહાંએ શાહીબાગ કરાવી શહેરની શોભા વધાર્યા પછી આજમખાંએ અને તે પછી સુજાતખાં સુધીમાં કેટલાક સુબાઓએ શહેરમાં ઉત્તમ મકાનોનો ઉમેરો કર્યો છે. એ સમયમાં વેપાર ધંધાને શાંતિને લીધે ઉત્તેજન સારૂં મળવાથી શહેરની આબાદી સારી વધી હતી. અમદાવાદની આબાદી સ્વતંત્ર બાદશાહીમાં બાદશાહોએ કરેલી પ્રવૃત્તિઓ સીવાય મોટે ભાગે તો એના લોકો અને વેપારથી જ થયેલી છે. મોગલાઈમાં પણ શહેરોનો વિસ્તાર અને વસ્તી વેપારને અંગે જ હતી.

શહેરની આ આબાદીની દશા વખતે (ઈ. સ. ૧૬૬૬માં) પ્રખ્યાત

[૧૬] એજ પૃ. ૨૫૪. હર્બર્ટ અમદાવાદ આવ્યો નહતો પણ સુરતમાં થોડું રહ્યો હતો એટલે સાંભળેલું વર્ણન લખે છે એમ ગેઝેટીયરનો કર્તા નોટમાં લખે છે. Guj. Gaz. p. 225. Note 2. Caesar Frederick'–" a very great city and populous." De la Valle:—Competently large with great suburbs a goodly and great city with large fair and straignt but sadly durty streets." Herbert:—a "a rich and uniform bazar." [૧૭] એજ પૃ. ૨૫૪.

ફ્રેંચ મુસાફર જીન ડી થેવેનો અમદાવાદમાં આવ્યો હતો. એ અમદાવાદનું વર્ણન આ પ્રમાણે કરે છે.[૧૮]

" સુરતથી ૮૬ ગાઉને અંતરે અમદાવાદ આવેલું છે. આ નગર એરીયને અમદાવાદીસ્ટ કહેલું એ જ હોય એમ સંભવતું નથી. આધુનિક લેખકો કહે છે કે અહમદશાહે આ શહેર ફરીથી વસાવ્યું. તેથી નામ અહમદાવાદ પડયું. શાહજહાં બાદશાહે એને ગર્દાબાદ ધૂળનું નગર કહેલું કારણકે ત્યાં ધૂળ બહુ છે. પ્રાંતનો સુબો આ શહેરમાં રહે છે અને સામાન્ય રીતે એ બાદશાહનો કુંવર હોય છે. હાલ મહોબતખાં નામનો સુબો છે.

જોમેનોનું વર્ણન

અમદાવાદ ૨૩·૮ અક્ષાંસ ઉપર આવેલું છે, આજુબાજુ મનોહર સપાટ પ્રદેશ છે.[૧૯] ત્યાંથી સાબરમતી નામની નાની નદી વહે છે. એ બહુ ઉંડી નથી પણ ચોમાસામાં પુરથી બહુ નુકશાન કરે છે. અમદાવાદમાં ઘણા મોટા મોટા બાગ છે. એ દરેક બાગની આસપાસ કોટ હોય છે અને એના દરવાજા આગળ મંડપ જેવું હોય છે. એક વિશાળ સરોવર જોવા હું ગયો એની વચ્ચે એક સુંદર એંશી ચોરસ ફીટનો બગીચો હતો. બગીચાને છેડે નાનાં સગવડવાળાં મકાન છે. એ પછી અહીં તહીં અનેક છાપરાં અને એક સરખા સુંદર હજીરાઓ દેખાય છે. જાણે એક મોટું ગામ વસ્યું હોય એમ લાગે છે. ( શહેર બહાર ) આ બધાં પરાં કહેવાય છે અને ત્યાથી એક પાછલી બારીમાં થઇને બન્ને બાજુ મકાનોના ઓળવાળા એક રસ્તામાં જવાય છે કે જે એ બાજુ પરનાં ખરાં પરાંમાં થઇને સીધો શહેરમાં જાય છે.[૨૦]

[૧૮] થેવેનોનો વૃત્તાંત પુરાત્વ પુ. ૨. પૃ. ૧૯૭ ઉપરથી સાર લીધો છે. [૧૯] થેવેનો અમદાવાદની આજુબાજુ મનોહર સપાટ પ્રદેશ છે એમ લખે છે અને ઝાડોની ઘટાથી બાગ જેવું શહેર છે એમ પણ ઉલ્લેખો છે. એટલે જહાંગીરને એ વખતે કાંટાનું મેદાન લાગેલું એ વિચારવા જેવું છે, કાશ્મીર સાથે કાંઈ અમદાવાદની સરખામણી થઇ શકે નહી. એ મોજી બાદશાહ એવી કોઈ વિચિત્ર સરખામણી મનથી રાખી તાવથી કંટાળેલો જ અમદાવાદ ઉપર ગુસ્સે થયો હશે. [૨૦] પરાંના આ વર્ણનને પોળોનું સમજતું એમ ગેઝેટીઅર ઉપરથી લાગે છે. પરંતુ એ બહારના પરાંનું જણાય છે.

શહેરને ફરતો ઇંટ પત્થરનો કોટ છે, અને અમુક અંતરે મોટા ગોળ બુરજો તથા કાંગરા છે. પરાં સાથે શહેરની લંબાઇ ૪૩ માઇલ છે. કોટને બાર દરવાજા છે. કોટની કિલ્લેબંધી અને લશ્કરી થાણાની બહુ સંભાળ લેવાય છે. અમદાવાદમાં ઝાડ અને શહેરના બાગ ઘણા છે; જેથી કોઇ ઉંચી જગ્યા એથી નજર કરીએ તો લીલાં વૃક્ષોનું એક મોટું વન લાગે. વૃક્ષોની ઘટામાં શહેરનાં ઘણાં મકાનો ઢંકાઇ જાય છે. એ પછી એ મુસાફર ત્રણ દરવાજા મદાનેશાહ, આજખાંનો મહેલ, કિલ્લો, જુમામસ્જીદ, શાંતિદાસનું મંદિર શાહ આલમનો રોજો, શાહીબાગ, સરખેજ, દરિયાખાંનો ઘુમટ, દાદા હરીની વાવ અને પાંજરાપોળનું ઝીણું વર્ણન કરે છે અને અમદાવાદના વેપાર સંબંધી પણ લખે છે. એ આગળ જોઇશું. ગુજરાત ગેઝેટીઅરનો કર્તા લખે છે કે ઇ. સ. ૧૬૬૪માં સુરત શિવાજીને લૂંટ પુરી પાડે એટલું ધનવાન હતું એ જ વખતે ખંભાત એનાથી વધારે અને અમદાવાદ બન્નેથી વધારે ધનવાન હતું (પૃ. ૨૨૫).

એ જ સમયમાં આવેલો ટેવરનિયર[૨૧] નામનો મુસાફર પણ અમદાવાદ

[૨૧] ટેવરનીયની મુસાફરીની અંગ્રેજી કલકત્તાની પ્રત પૃ. ૫૬ થી ૬૪ અને પુરાતત્વ પુ. ૨. પ. ૨૯૭ ઉપરથી સાર અને નીચેની વાતો લીધી છે. ટેવરનીયર અમદાવાદમાં બનેલી બેત્રણ વિચિત્ર વાતો પણ લખે છે:–એક વખત એક ગામડાનો માણસ સ્ત્રી અને બાળક સાથે નદી ઉતરતો હતો, અને ગોળીમાં છોકરૂં રાખ્યું હતું. બન્ને ગોળી ઠેલતાં આવતાં હતાં. થાક ખાવાની ઇચ્છાથી બાપે ગોળી એક રેતીનો બેટ વચ્ચે આવ્યો તે બાજુ ધકકેલી. ત્યાં એક ઝાડ તણાઇને આવેલું એમાંથી એક સાપ ઉછળીને ગોળીમાં પડયો. માબાપ ગભરાઇ જવાથી ગોળી હાથમાંથી છટકી તણાઇ ગઈ અને બન્ને અધમુઆ જેવાં થઇ રહ્યાં. છ માઇલ ઉપર એક વાણીઓ એની સ્ત્રી સાથે બેઠો હતો, તે જમવા બેસતા અગાઉ નહાવા આવ્યો હતો, તે ગોળીમાં છોકરૂં દેખી ગોળી કીનારે લાવ્યો. વાણીઅણ પોતાનું છોકરૂં લઈ પાસે આવી; અને ગોળીના છોકરાને કાઢવા જતાં માંય રહેલો સાપ જે ગોળીના બાળકને કરડયો નહોતો તે વાણીઆના છોકરાને કરડયો. એ છોકરો મરણ પામ્યો. વાણીઆ દંપતિ થોડો શોક કરી પ્રભુએ એક લઇ બીજું છોકરૂં આપ્યું એમ સંતોષ માની બીજા છોકરાને લઈ બેઠાં. એ વાત ગામડીઆને કાને પહોંચી ત્યારે એણે પોતાનું છોકરૂં પાછું માગ્યું એથી ટંટો થયો અને વાણીઆએ કહ્યું કે મારૂં છોકરૂં મરી ગયું એટલે ઇશ્વરે મને આ આપ્યું છે. તકરાર રાજા ( સુબો હશે ) પાસે ગઇ અને રાજાએ અસલ માબાપને છોકરૂં સોંપ્યું.

રહી ગયો હતો. " અમદાવાદ હિંદુસ્તાનમાં એક મોટામાં મોટું શહેર છે અને ત્યાં રેશમી માલ અને કીનખાબ આદિને જબરો વેપાર ચાલે છે " એમ લખે છે. નદી ઉતરવાને પુલ નથી. શહેરમાં અગાસીઓ સારી છે. વાંદરાનો ત્રાસ બહુ છે અને જીવદયા ઘણી મનાય છે વગેરે વર્ણન કરેલું છે.

ટેવરનીયરે કરેલું વર્ણન

સત્તરમી સદીના અંતમાં (૧૬૯૫) જેમેલી કેરેરી નામનો મુસાફર અમદાવાદને હિંદનું મોટામાં મોટું નગર કહે છે. અને પક્ષીઓ તથા ફુલનાં ચિત્રોવાળા કીનખાબ અને રેશમી કાપડની કારીગીરી માટે વેનીસથી ભાગ્યેજ ઉતરનું હતું એમ લખે છે.[૨૨] થોડાં વર્ષ પછી (ઇ. સ. ૧૭૦૦-૧૭૨૦) હેમીલ્ટન અમદાવાદને એક મહાન શહેર, વિસ્તાર અને ધનસંપત્તિમાં યૂરોપનાં શહેરો કરતાં ભાગ્યે થોડું ઉતરતું હતું, અને સુરત કરતાં સંપત્તિ દશગણી વધારે હતી. એમ વર્ણન કરે છે.[૨૩]

અઢારમી સદીમાં પણ અવ્યવસ્થા છતાં ઘસાતું ઘસાતું અમદાવાદ એની બાદશાહી ભવ્યતાનો ખ્યાલ આપતું હતું. મીરાતે અહમદીના કર્તા, અઢારમી સદીના પૂર્વાર્ધ પછી તુરતમાંજ લખતાં, પોતાની આંખે શહેરની મહત્તા દેખેલી તેનો નાશ પણ પોતેજ દેખી વારંવાર શોક કરે છે.

મીરાતે અહમદીમાં હફ્ત ઇકલીમ[૨૪] (સપ્તખંડ) નામના સત્તરમી

અમદાવાદના શાંતિદાસ શેઠને સંતાન નહોતું અને એમની સ્ત્રીને માછલીનો બનાવેલો કોઇ પદાર્થ ખાવાને એક નોકરે કહ્યું. હિંસા ન થાય તેથી એ સ્ત્રીએ ના પાડી પણ ખબર ન પડે એવી રીતે પદાર્થ થશે એવી ખાત્રી આપ્યાથી અને પુત્રૈષણાથી શેઠાણીએ એ પદાર્થ ખાધો અને ગર્ભ રહ્યો. પ્રસવ પહેલાં શેઠ ગુજરી ગયા. સગાં માલ મીલકત વહેંચી લેવા આવ્યાં ત્યારે શેઠાણીની વાત જાણી એ વાત ખોટી ઠરાવવા પ્રયત્ન કરવા લાગ્યાં. શેઠાણીએ સુબા પાસે જઇ છોકરાના જન્મ સુધી મીલકતની વહેંચણી અટકાવી અને પુત્ર જન્મ્યો ત્યારે એ પુત્ર ખરો નથી એમ તકરાર પડી. સુબાએ માને બધી વાત પુછી અને બાળકને મંગાવી વૈદ્ય હકીમોએ નહાવાના વાસણમાં સ્નાન કરાવી પરીક્ષા લીધી ત્યારે માછલીની ગંધ નીકળી. છતાં સગાંએ બાદશાહને અરજી કરી. બાદશાહે એ અખતરો પોતાની હજૂરમાં કરાવ્યો અને વાત સાચી નીકળવાથી વારસો બાળને મળ્યો. શાંતિદાસ શેઠની બાબતમાં આ વાત માનવા જેવી લાગતી નથી. ટેવરનીઅરે ગપાટો સાંભળેલો લખ્યો છે. [૨૨] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૫૫. નોટ ૭. [૨૩] એજ પૃ. ૨૫૫ નોટ ૭. [૨૪] મીરાતે અહમદીની ગૂ. આવૃત્તિ પૃ. ૬-૭. અંગ્રેજી આવૃત્તિ

સદીની શરૂઆતમાં (હી. સ. ૧૦૦૨) લખાયલા ગ્રંથનો ઉતારો અમદાવાદના વર્ણન માટે આપેલો છે. એમાં આમ લખ્યું છે:—

હફ્ત ઇકલીમમાં કરેલું વર્ણન

"સ્વચ્છતાની, આબાદ વસ્તીની, તથા સુંદર મકાનોની બાબતમાં અમદાવાદ અજોડ છે; અને એના જેવું ભવ્ય અને શોભીતું શહેર બીજે કયાંય મળે એમ નથી. ત્યાંના વતનીઓ નર અને નારીઓ બન્ને રૂપાળાં છે. ખરી રીતે આવું સુંદર શહેર બીજું ભાગ્યેજ જોવામાં આવે છે. આ કારણથી એને શહેરોની શોભા અને દુનિયાની શણગારેલી રાજકન્યાનું ઉપનામ મળ્યું છે. ત્યાંથી સુંદર વણાટનું કાપડ દરિયાપાર દેશદેશાવર જાય છે. વેપારીઓ એમાં સારો નફો પેદા કરે છે. આ શહેર દુનિયામાં પંકાય છે. એમાં ઘણાં બજારો અને મસ્જીદો છે અને ૩૬૦ પરાં છે. બાદશાહ મહમૂદ બીજાના વખતમાં, રાજધાની બાર ગાઉ ઉપર આવેલા મહમૂદાબાદમાં (મહેમદાવાદ)માં ફેરવી ત્યારે લોકોને હુકમ કર્યાથી અમદાવાદ અને મહમૂદાબાદની વચ્ચેના રસ્તાની બન્ને બાજુએ દુકાનો બંધાઇ અને ઇમારતો થઇ. એ બધું એક શહેર જેવું થઇ ગયું. ધીમે ધીમે અહીં હુન્નરી કારીગરો વસ્યા હતા, અને વણાટ, કીનખાબ ભરત, રંગાટી કામ ધોલાઈ વગેરેમાં ત્યાંની કળા હિંદુસ્તાનમાં અજોડ છે......કહેતાં નવાઈ લાગે છે પણ વણવા અને ધોવાની કળા જો કોઈ જગ્યાએ પરાકાષ્ટાએ પહોંચેલી હોય તો તે અમદાવાદમાંજ છે. ત્યાંથી ચાર ગાઉ છેટે પણ એ કળા ઉતરતા પ્રકારની થાય છે."

આ પ્રમાણે અમદાવાદ એના જન્મથી એક મહાન શહેર—શહેરે મુઆઝમ—તરીકે રહ્યું છે. મીરાતે સીકંદરી અને અમદાવાદના કેટલાક સિક્કાઓમાં એનું એ નામ છે તે વ્યાજબીજ છે. અઢારમી સદીની કેટલીક અવ્યવસ્થાથી એની મહત્તા કાંઇક ઓછી થઇ. પણ ધીમે ધીમે એની પ્રગતિ થતી જાય છે. પોતે પોતાને ખોટા કોઈ કહેતું નથી. પારકાની દૃષ્ટિનો વિચાર કરવો પડે છે. અમદાવાદની પ્રાચીન મહત્તાના પુરાવા માટે પારકાના મતનો વિચાર અત્રે કર્યો એ ઉપરથી અમદાવાદ મહાન શહેર હતું એ સમજાશે. ગૂજરાતનું એ પોતાના જન્મથી જ પાટનગર હતું અને આજ સુધી છે.

અને પુરાતત્વના બદલ એ ઝીનુલબેલાદ અહમદાવાદના લેખનો ઉપયોગ સરખામણી માટે કર્યો છે. હફ્ત ઇકલીમ ગ્રંથ હી. સ. ૧૦૦૨માં અમીર અહમદ રાઝીએ લખ્યો છે. ભૂગોળ અને જીવનવૃત્તાંત માટે એ પ્રખ્યાત ગ્રંથ છે (નવાબઅલી અને સેડન).

# પ્રકરણ તેરમું



## અર્ધી સદીની અવ્યવસ્થા

હવે ઇ. સ. ૧૭૦૭માં બાદશાહજાદા મુહમ્મદ આઝમશાહને હરાવી શાહજાદો મુહમ્મદ મુઆઝમશાહ બહાદૂરશાહ નામ ધારણ કરીને ગાદીએ બેઠો. એક પછી એક ૧૭૫૯ સુધી, અમદાવાદ મરેઠાઓને કબજે જતાં સુધી, બાદશાહો નબળા થતા ગયા, દેશમાં અવ્યવસ્થા થઇ અને સુબાને અંદર અંદર તથા મરેઠાઓ સાથે વારંવાર લઢાઇમાં રોકાવું પડવાથી વ્યવસ્થા બીલકુલ જળવાઇ નહિં.

અવ્યવસ્થાનો સમય

અમદાવાદ શહેર દીવસે દીવસે તુટતું ગયું, વેપાર ધંધા નાશ પામવા માંડયા, વસ્તી નાસીને બીજે સ્થળે સલામતી શોધવા લાગી. સર્વત્ર ભય અને ત્રાસ વર્તી રહ્યો. આ અવ્યવસ્થાના પચાસ વર્ષમાં ઇ. સ. ૧૭૪૮ સુધી સત્તર સુબા આવ્યા. છેલ્લાં થોડાં વર્ષમાં કોઇ સુબો આવ્યો નથી. આ બધા સુબાની અસલ જેવી સત્તા નહોતી અને બાદશાહની પોતાની પણ ખાસ સત્તા નહોતી. કેટલાક સુબા નામના જ હતા.

આ બાદશાહના રાજ્યાભિષેક નિમિત્તે અમદાવાદમાં પ્રાર્થના વખતે શુક્રવારે પ્રાર્થનામાં અલીની સાથે વસી શબ્દ લગાડવાનો બાદશાહનો હુકમ શીઆ પંથના વલણને લીધે આવ્યો હતો. આ ઉપરથી કેટલાક તુર્ક લોકોએ ગુસ્સે થઈ ફરીથી એ શબ્દ ના બોલવા કહ્યું. પરંતુ આ બાબત બાદશાહનો હુકમ હોવાથી બીજે શુક્રવારે ભાષણકર્તાએ એ શબ્દ વાપર્યો; તેથી કેટલાક લોકે ગુસ્સે થઈ એને

શુક્રવારનું હુલ્લડ

ધસડીને તાણીને પાડયો અને મારી નાંખ્યો. એનું શબ રસ્તા ઉપર સાંજ સુધી પડી રહ્યું.[1] આ સમયમાં જમ્દતુલ મુલ્ક મુદારૂલ મહામ ખાનખનાં વજીરૂલ મમાલીકે લાલ દરવાજાની આગળ ધર્મશાળા, મસ્જીદ અને પાઠશાળા બંધાવી અને શાહીબાગ રૂસ્તમબાગ અને કાંકરીયાનાં મકાનોની મરામત માટે ૩૪૮૦ રૂપીઆ મંજુર કરવામાં આવ્યા.[2]

ઇ. સ. ૧૭૧૨માં બહાદૂરશાહ ગુજરી જવાથી જહાંદારશાહને રાજ્ય મળ્યું, અને ઇ. સ. ૧૭૧૩માં જહાંદારશાહને મારી નાંખી ફર્રૂકશીયર ગાદીએ બેઠો.[3]

એમ કહેવાય છે કે બાદશાહ બહાદૂરશાહના રાજ્યમાં સુબા ગાઝીઉદ્દીન ફીરોઝજંગના વખતમાં કરવેરા અને બીજા કેટલાક રીવાજ બદલાઇને નવા થયા અને જુલમની શરૂઆત થવા માંડી હતી. પાછળથી દરેક અમલદારે એમાં વધારો કર્યો. ઔરંગઝેબે જે કરો અને રીવાજો બંધ કર્યા હતા તે પાછા શરૂ થયા. મૂળ એ કરો અને રીવાજો શહેરમાં હતા નહિં પણ અમલદારોએ વગર કાયદે ઘુસાડેલા તે ઔરંગઝેબે બંધ કરાવ્યા; પણ આ સમયમાં ચાલુ થયા અને શાક ભાજી ઘીની મજુરી વગેરે ઉપર શહેરમાં કરવેરા શરૂ થયા. મીરાતે અહમદીના કર્તા લખે છે કે "આ પુસ્તક લખતી વખતે તો જુલમો સંપૂર્ણ થઈ ચૂકયા લાગે છે."[4]

બાદશાહ ફર્રૂખશીયરના રાજ્યમાં પણ કરો લેવાની રીતમાં (શહેરની) કેટલાક ફેરફાર કરવામાં આવ્યા. આ વખતમાં દાઉદખાં પની નામનો સુબો અમદાવાદમાં દક્ષિણથી બદલાઇને નીમાયો અને ભદ્રમાં બાદશાહી સુબાના મહેલોમાં ન રહેતાં સાબરમતી નદીની રેતીમાં તંબુ ઠોકીને પડી રહ્યો. એ લશ્કરી સ્વભાવનો હતો અને ભાંગ પીવાનો બહુ શોખીન હતો. તેથી એણે રાજ્ય વહીવટ દક્ષણી પંડિતોને સોંપી દીધો. અમદાવાદમાં મરેઠા સત્તા જામ્યા

[૧] મીરાતે અહમદી પૃ. ૪૦૪–૪૦૫ ગુજરાત ગેઝેટીઅર પૃ. ૨૯૬. [૨] મીરાતે અહમદી પૃ. ૪૦૯. [૩] ગુ. ગેઝેટીયર પૃ. ૨૯૭. [૪] મીરાતે અહમદી પૃ. ૪૧૧–૧૨. મીરાતે અહમદી પૃ. ૪૧૬માં શહેરમાં અંદર અંદર લશ્કરી સીપાઇઓની લઢાઇથી નદી કીનારાનાં કેટલાંક ઘર બળી ગયાં એમ લખે છે. બીજે આનો ઉલ્લેખ નથી.



૯ રાણી સિપ્રીની મસ્જિદ: દક્ષિણ તરફથી બાજુનો દેખાવ



૧૦ રાણી સિપ્રીની મસ્જિદનો રોજો

પહેલાં અને મુસલમાન સત્તા છેક નબળી પડયા પહેલાં દક્ષણી અમલ આ પહેલો જ હતો.[૫]

ઈ. સ. ૧૭૧૪ માં અમદાવાદમાં હિંદુ મુસલમાનનું મોટું હુલ્લડ થયું. ફીરોઝજંગ સુબાની સાથે હિંદુસ્તાનથી મદનગોપાળ નામના એક મોટા શરાફનો હરિરામ નામનો ગુમાસ્તો અમદાવાદમાં આવ્યો હતો અને એણે એક મોટી હવેલી બાંધી હતી. સાંકડી શેરીથી આસ્તોડીયા બાજુ જતો રસ્તો હાલ પણ મદનગોપાળની હવેલીનો રસ્તો કહેવાય છે. આ આશામી સુબાનો શરાફ હતો તેથી એનું માન ઘણું હતું. અમદાવાદની એની પેઢી પણ ઘણું કમાઇ હતી. એક વખત હોળીના તહેવારને દીવસે એણે ધામધૂમ કરી હતી અને મદનગોપાળની હવેલી આગળ ઘણાં હિંદુઓ ભેગા થઇ રંગ ઉરાડી બીજું ઘણું તોફાન કરતા હતા. એટલામાં ત્યાંથી એક મુસલમાન ગૃહસ્થ જતો હતો અને એ ચીઢાવાથી લઢી પડયો; તેથી એના ઉપર કીચડ રંગ વગેરે નાંખી એને ઘણો સતાવ્યો. એ હાલતમાં કેટલાકને સાથે લઇને મુહમ્મદઅલી નામના એક પ્રસિદ્ધ મુસલમાન ધાર્મિક વક્તાને ત્યાં એ ગયો, અને બીજા મુસલમાનો મળીને બધા જુમ્મામસ્જીદમાં ગયા. એ પછી સુન્ની વહોરાઓના શેઠ અબ્દુલ અઝીઝને બોલાવ્યા. એ પણ પોતાનાં માણસો લઇને આવ્યા. દરેક જાતના મુસલમાનો ભેગા થઈ ગયા અને "દીન દીન" કરવા લાગ્યા, અને હીંદુઓને મારી મોટું હુલ્લડ મચાવવાના હેતુથી કાજી ખેરઉલ્લાખાંને ઘેર ગયા. હુલ્લડખોરો સાથે મળવાથી સારૂં નથી એમ સમજી ડાહ્યા કાજીએ ઘરનું બારણું બંધ કર્યું. બારણું ન ઉઘાડવાથી લોકોએ એના ઘરને સળગાવી મુકયું, અને ટોળું શહેરમાં ઝવેરીઓના ઘર દુકાનો અને શરાફોની દુકાનો લૂંટવા લાગ્યું. આમ ઘણી દુકાનો બાળી મુકી. મદનગોપાળની હવેલી તોફાનની જગ્યા હોવાથી ત્યાં ભારે હુલ્લડ હતું. ત્યાં મોટા ઝવેરીઓનાં ઘર હતાં. નગર શેઠ કપુરચંદ ભણસાળીનું ઘર પણ ત્યાં હતું. એમને સુબાની કચેરીમાં સારી લાગવગ હોવાથી સીપાઇઓ અને બીજાં માણસોની મદદથી એમણે દરવાજા બંધ કરાવી મોરચા માંડી

હોળીનું તોફાન અને મોટું હુલ્લડ

[૫] ગુ. ગેઝેટીઅર પૃ. ૨૯૯. આ પંડીતોએ ચોથામણ નામની રી દાખલ કરી તેથી એ ઘણા અણમાનીતા થઇ ગયા.

ગોળીઓ છોડી લઢાઇ કરવા માંડી. એમ કહેવાય છે કે વહોરાના શેઠ હોવાથી શેઠ અબ્દુલ અઝીઝ સાથે પણ એમને અણબનાવ હતો. આ વખતે ઘણાં હિંદુ વેપારીઓએ મુસલમાનોને દુકાન સાચવવા માટે નાણાં આપીને રાખ્યા અને મુસલમાનોને મુસલમાનો સાથે લઢવું પડયું હતું. કેટલાક હિંદુઓ છાપરે ચઢીને ઈંટો અને નળીઆંથી લઢતા હતા. આ હુલ્લડમાં ઘણાં માણસોને નુક-શાન થયું. આ વખતે દાઉદખાં સુબો શાહીબાગમાં હતો. એને ખબર પડવાથી થોડા સીપાઇઓ લઈને આવ્યો. બન્ને કોમના આગેવાનોને સમજાવી વચ્ચે પાડયા અને હુલ્લડ શાંત થયું. અમદાવાદમાં હિંદુ મુસલમાનનું આ મોટામાં મોટું હુલ્લડ હતું. એમાં જાનમાલની ઘણી ખુવારી થઇ હતી. આ હુલ્લડની ખબર બાદશાહને પડતાં કપુરચંદ અને મુસલમાન આગેવાનોને હજૂરમાં બોલાવ્યા. આ વખતે વક્તા મુહમ્મદઅલી પણ સાથે હોવાથી બાદશાહના મન ઉપર તેની અસર થઇ અને કપુરચંદ શેઠને કેદ કર્યા. આખરે એજ મુહમ્મદઅલીની સાથે સમજુતી કરી એની લાગવગથી શેઠ છુટયા અને વહોરાના શેઠ સાથે અમદાવાદ આવ્યા.[૬]

[૬] મીરાતે અહમદી પૃ. ૪૨૯-૩૧. ગુજરાત ગેઝેટીયર પૃ. ૨૯૮. ગેઝેટીયરમાં દુકાનો બાળ્યાનું લખ્યું નથી. મી. અહમદી પૃ. ૪૩૫ મુજબ બાદશાહની છાવણીમાં ગુજરાતી શરાફો હતા તેમની ફરિયાદથી બાદશાહે જાણ્યું. સરખાવો મનતુખેબુલ લુબાબ Illiot Vol. VII p. 454-456. ખાફીખાં લખે છે કે એક હિંદુ અને મુસલમાન વચ્ચે સહીયારૂં આંગણું હતું. અને આંગણામાં હોળી પ્રગટાવવા મુસલમાને ના પાડી. તકરાર સુબા દાઉદખાં પની પાસે ગઇ. સુબો હિંદુના પક્ષનો હતો. એટલે પોતાના અર્ધા ભાગમાં હોળી કરવાની રજા આપી. મુસલમાનો આ વખતે કાંઇ ન બોલ્યા. પણ એમનો તહેવાર આવ્યો ત્યારે પેલા મુસલમાને પોતાના અડધા આંગણામાં ગાયનો વધ કર્યો અને એમાંથી હુલ્લડ થયું. કપુરચંદે પોળ વસાવી મોરચા માંડી યુદ્ધ કરાવેલું. ઘણા હિંદુમુસલમાન ખુવાર થયા, અને ત્રણચાર દીવસ સુધી શહેરમાં ધંધારોજગાર બંધ રહ્યા. બન્ને પક્ષે બાદશાહને અરજીઓ કરી. દાઉદખાં સુબાએ કપુરચંદની અરજી ઉપર પોતાની મહોર કરી અને કાજી અને બીજા અમલદારોએ એમાં મુસલમાનો વિરુદ્ધ સાક્ષી પૂરી; મુસલમાનો તરફથી શેખ અબ્દુલ અઝીઝ જાતે હજૂરમાં ગયા. કપુરચંદ-શેઠ મોટા જૈન શેઠ હતા. પણ અહમદી લખે છે તેમ નગરશેઠ નહોતા. કપુરચંદ શેઠ અને એમની બે સ્ત્રીઓનો રાસડો ગવાતો. તે હાલ ફોર્બસ સભાના હસ્તલિખિત પુસ્તકોમાં છે. રાસડામાં કાંઈ પણ જાણવા જેવું નથી.

એજ વર્ષમાં સાબરમતીમાં મોટી રેલ આવી. વરસાદ પણ કેટલાક દીવસો સુધી મુશળધાર પડયા કર્યો. રેલનું પાણી શહેરમાં પેસી ગયું. અને શહેરમાં ઘણી ઇમારતો પડી ગઇ. શહેરનો કોટ પણ ઘણી જગ્યાએથી પડી ગયો. બાદશાહને આ સમાચાર મળતાં મરામત માટે મંજુરી મળી.[૭]

સાબરમતીની રેલ

ઇ. સ. ૧૭૧૫ માં અમદાવાદના વેપારીઓ લઢયા. એ વર્ષમાં નાણાંની ભીડ વધવાથી આંટા[૮] નો વ્યવહાર વધતો ગયો. આ કારણથી આંટાનું લેણદેણ થયું અને રોકડાં નાણાંનો વ્યવહાર ઘણો ઓછો થયો, એટલે સાધારણ રૈયતને દુઃખ પડવા માંડયું. આંટાનું કામ બંધ કરવાની અમદાવાદના શરાફોને સુબાએ તાકીદ કરી. કપુરચંદ શેઠે એ વાત કબુલ રાખી એથી મદનગોપાપાળના ગુમાસ્તા હરિરામ સાથે એને વેર બંધાયું અને એક વખત બન્ને પક્ષ તરફથી લઢાઈ કરવાની તૈયારી પણ થવા માંડી. બે દિવસ વાતાવરણ તોફાની રહ્યું અને છેવટે અમદાવાદના બધા નાણાવટીઓએ ભવિષ્યનો વિચાર કરી વચ્ચે પડી અંદર અંદર શાંતિ કરાવી.[૯]

આંટાનું કામકાજ અને વેપારીની લઢાઇ

એજ વર્ષમાં અમદાવાદમાં મુસલમાન લશ્કરીઓએ હિંદુઓની દુકાનો લૂંટી અને એથી ભારે અશાંતિ ફેલાઇ. એ સમાચાર હઝૂરમાં જવાથી સુબા દાઉદખાં પનીને બોલાવી લીધો,[૧૦] અને મહારાજા અજીતસિંહ સુબો નિમાયો. આ સુબાની સત્તાની શરૂઆતમાં એક વખત બકરી ઇદને દીવસે કાળુપુરના સુન્ની વહોરાઓને એક સીપાઇએ અટકાવી કુરબાની માટેની ગાય એમની પાસેથી લઈ લીધી. આ કામ એ સીપાઇએ હિંદુ સુબાને ખુશ કરવાના ઇરાદાથી કર્યું હતું એમ તવારીખકાર લખે છે. મુસલમાનોની લાગણી આથી ઉશ્કેરાઈ અને લોક કાજીને ફરિયાદ કરવા ગયા. કાજીનું સુબા

હિંદુ મુસલમાનનું બીજું તોફાન

[૭] મીરાતે અહમદી પૃ. ૪૩૩. આ વખતે મરામત માટે મંજુર થયેલા આંકડા લભ્યા નથી એટલે હુકમ આવ્યો હશે પણ મરામત થઈ હશે કે કેમ એ શંકા છે. [૮] આંટા એટલે કેવળ હુંડીઓથી જ લેવડદેવડ થાય તે. એ બાબત આગળ વર્ણન કરીશું. [૯] મીરાતે અહમદી પૃ. ૪૩૫. [૧૦] ગુ. ગેઝેટીઅર પૃ. ૨૯૯.

પાસે કાંઈ વળ્યું નહિં; તેથી લોકને શાંત પાડવા માટે ઇદ પછી એણે જાહેરમાં ગાય મારવા દીધી. આ વખતે પણ એક સાધારણ તોફાન શહેરમાં થયું હતું.[૧૧]

આ પછી ઇ. ૧૭૧૯માં બાદશાહ ફર્રુખશીયરને મારી નાંખી એની જગ્યાએ બે જણને વારાફરતી બેસાડી છેવટ સૈયદોએ શાહજાદા રૌશન અખ્તરને મુહમ્મદશાહ નામ ધારણ કરાવી તખ્ત ઉપર બેસાડયો.

બાદશાહ મુહમ્મદશાહનું રાજ્ય

અમદાવાદમાં સાધારણ લશ્કરની અવરજવર સીવાય ખાસ બનાવ આ વખતે નોંધાયા નથી. જોધપુરના મહારાજા અજીતસિંહ એ વખતે બહુ બળવાન રાજા હોવાથી તેને પક્ષમાં રાખવા ગૂજરાતની સુબેદારી આપી, અને ઈ. સ. ૧૭૨૦માં એણે અનોપસિંહ ભંડારીને વહીવટ ચલાવવા અમદાવાદ મોકલ્યો. અનોપચંદ ભંડારીએ કેટલાંક ક્રુરકામ કર્યાં. એમાં મુખ્ય અમદાવાદના અગ્રેસર વેપારી નગરશેઠ કપુરચંદ ભણસાળીનું એણે ખુન કરાવ્યું. એમ કહેવાય છે કે કપુરચંદ પગારદાર સીપાઇઓ રાખતો હતો અને ભંડારીએ કેદ કરેલા માણસોને છોડાવી તેના તાબામાં રહેતો નહિં. એ કારણથી અનોપચંદ ભંડારીએ એને દુનિયામાંથી દૂર કર્યો.

અનોપસિંહ ભંડારી અને કપુરચંદનું ખુન

ઇ. સ. ૧૭૨૧માં હૈદરકુલીખાંએ બાદશાહને સૈયદોની સત્તામાંથી છોડાવ્યો. એના બદલામાં એને મુઇઝુદદૌલાનો ઇલ્કાબ આપી અમદાવાદનો સુબો બનાવ્યો. આ ખબર લોકોને પડી, અને લોક અનોપચંદ ભંડારીથી કંટાળી ગયા હતા, તેથી ભદ્રમાં એના મહેલ ઉપર તુટી પડયા; અને એ મુશ્કેલીથી બચીને નાઠો. મારવાડીઓ સાથેના વેરને લીધે હૈદર કુલીખાંના નાયબ સુબા સુજાતખાંએ અજીતસિંહ સુબાના દિવાન નાહીરખાંનું ઘર જપ્ત કરી એની પાસેથી એક લાખ રૂપીઆ લઈ શહેર બહાર કાઢી મુકયો.[૧૩]

અનોપસિંહનો મહેલ લોકોએ લૂંટયો

ઇ. સ. ૧૭૨૪માં મરેઠા લશ્કર જે ગૂજરાતમાં આવી પહોંચ્યું હતું જૂનો

[૧૧] ગુ. ગેઝેટીઅર પૃ. ૨૯૯. નોંધ મીરાતે અહમદીની એશીયાટીક સોસાયટીની નકલ ઉપરથી. [૧૨] ગુ. ગેઝેટીઅર. પૃ. ૩૦૨. [૧૩] ગુ. ગેઝેટીઅર પૃ. ૩૦૨.

તેને ધ્યાનમાં ન લેતાં જૂનો નાયબ સુબો સુજાતખાં પોતાના પુત્ર ઇબ્રાહીમ કુલીખાંને અમદાવાદ સોંપી કપડવંજથી હામીદખાં[૧૪] વગેરેની ચળવળ ઉપર સરત રાખવાને બદલે દૂર ગયો. મરેઠાનું લશ્કર કંતાજી કદમભાંડેની સરદારી નીચે આવ્યું તેને મળવા હામીદખાં કપડવંજ ગયો. એટલે સુજાતખાંએ અમદાવાદ તરફ આવી ૭ માઇલે પડાવ નાંખ્યો. એની રજા વગર એના સીપાઇઓમાંથી કેટલાક શહેરમાં પોતાના કુટુંબોને મળવા ગયા. એવામાં મરેઠા પાછળથી તુટી પડયા, અને લશ્કર નાઠું. તે જોઇ હામીદખાં શહેર અને સુજાતખાંના થોડા લશ્કર વચ્ચે આવીને લઢયો. એમાં સુજાતખાં માર્યો ગયો અને એનું માથું કાપી હામીદખાંએ શહેરમાં એના ભાઇ ઇબ્રાહીમ કુલીખાં ઉપર મોકલ્યું. હમીદખાં શાહીબાગમાં આવીને રહ્યો, અને શહેર સીવાય આસપાસનો મુલક કબજે કર્યો.[૧૫]

અમદાવાદ આગળ લઢાઈ

એમ કહેવાય છે કે બાદશાહે સરબુલંદખાંને સુબા તરીકે નીમ્યો ત્યારે એણે સુજાતખાંને નાયબ નીમી અમદાવાદ મોકલ્યો. સુજાતખાંએ હામીદખાંને કાઢી અમદાવાદ કબજે લીધું અને હમીદખાંએ મરેઠાઓની મદદ લઈ અમદાવાદ આવી લઢાઇ કરી. સુજાતખાં ઇડર હતો; ત્યાંથી આવીને લઢયો અને મરાયો. આ વાતની એના નાના ભાઇ ઇબ્રાહીમ કુલીખાંને શહેરમાં ખબર

[૧૪] હામીદખાં પાસેથી નવા સુબા મુબારિઝ ઉલ્મુલ્ક સરબુલંદખાંએ અમદાવાદ લીધું એટલે એ મરેઠાને જઇ મળ્યો. [૧૫] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૦૪–૩૦૫. ઇબ્રાહીમ કુલીને ગેઝેટીઅર સુજાતખાંનો છોકરો કહે છે તે ભુલ છે. એ એનો ભાઇ થાય. મતતુખેબુલ્લુબાબ III t Vol. VII 527–29. માં ઇબ્રાહીમ કુલીખાંને હૈદર કુલીનો પુત્ર અને સુજાત અલીખાંનો ભાઇ ગણે છે. નિઝામુલ્મુલ્કે પોતાના કાકા હામીદખાંને અમદાવાદ માટે પોતાનો નાયબ નીમ્યો અને હૈદરકુલી હજુરમાં ગયો. પણ જતે જતે પોતાના તરફથી સુજાતખાં અને ઈબ્રાહીમ કુલીને અમદાવાદમાં મુકતો ગયો. સુજાતખાં અને હામીદખાં વચ્ચે લઢાઇ થઇ. અને સુજાતખાંનું મરણ થયું. ઇબ્રાહીમ કુલીખાં પોતાના ઘરમાં ભરાયો પણ છેવટે એ પણ લઢાઈ થઇ એમાં મરણ પામ્યો. પોતાના બન્ને ભાઇઓનું વેર લેવા રૂસ્તમઅલીખાં સુરતથી આવ્યો અને પીલાજી સાથે સલાહ કરી મદદે એને પણ સાથે લીધો. હામીદખાં એક વખતનો હાર્યો, પણ પાછળથી પીલાજી સાથે મસલત કરી એને ફોડયો. બીજી લઢાઈમાં પીલાજીનું લશ્કર રૂસ્તમઅલી ઉપર તુટી પડયું, અને રૂસ્તમઅલી મરાયો. એ વખતે મરેઠાઓએ બન્ને બાજુ લૂંટ ચલાવી અને અમદાવાદની

પડી. (ગેઝેટીઅર પ્રમાણે ઇબ્રાહીમ છોકરો થતો હતો.) એ બહાર લઢવા આવ્યો પણ ન ફાવવાથી પાછો શહેરમાં ભરાઇને દરવાજા બંધ કર્યા. એમ કહેવાય છે કે ખુશાલશા શેઠે દગો કરી હામીદખાંને અંદર આણ્યો અને એ ભદ્રમાં જઇને બેઠો. ઇબ્રાહીમને આ વાતની ખબર પડતાં એને ચિંતા થઇ. ફરિયાદખાં આરબોને સાથે લઇ પાલખીમાં ઇબ્રાહીમને બેસાડી ભદ્રમાં લઇ ગયો. ભદ્રમાં ચોપદારોએ હથિયાર મુકી જવા કહ્યું એટલે ઇબ્રાહીમને ક્રોધ ચઢતાં પાંચ ચોપદારને ઠેર કર્યા અને પાલખીમાંથી ઉતરી બધા કચેરીમાં ગયા. ત્યાં ઝપાઝપી થઇ તેમાં ઇબ્રાહીમનું મરણ થયું. એની કબર કલેકટરની ઑફીસની સામે વડ તળે છે અને માનતા ઘણી ચાલે છે. હવે સુરતનો સુબો રૂસ્તમઅલી ઇબ્રાહીમનો મોટો ભાઇ હતો. એણે પોતાના બન્ને ભાઇ ઇબ્રાહીમ અને સુજાતખાંનું વેર લેવા નિશ્ચય કરી પીલાજી ગાયકવાડની સહાય લઇ પોતાની એઢી હઝાર ફોઝ અને પીલાજીની પંદર હઝારની લઇ લઢાઈ કરી. અઢાર દીવસની લઢાઈનું પરિણામ ન આવ્યું. એટલે નિરાશ થઇ મરવાની ઇચ્છાવાળા વીરોને રહેવા દઇ બીજાને ઘેર જવાની આજ્ઞા કરી. એટલે કીરપાશંકર નામના નાગરે કહ્યું કે સાહેબ આજનું યુદ્ધ જોજો. એ દીવસે બધા મરણીઆ થઇને લઢયા અને જીત્યા. રૂસ્તમઅલીએ હામીદખાંની પાછળ થવાનું કહ્યું ત્યારે પીલાજીએ તોપો રહેવા દઇ પાછળ જવા જણાવ્યું. પણ પાછળથી પીલાજીએ દગો કરી રૂસ્તમઅલી ઉપર તોપો ચલાવી. રૂસ્તમઅલીએ કોઈ જગ્યાએથી મદદ ન આવવાથી આપઘાત કર્યો. આ બાબતનો સંવત ૧૭૮૧ ના મહા મહીનામાં બનેલો ૧૪૮

અંદર, તથા બહાર વડોદરા સુધીના જીલ્લાઓ લૂંટયા. આ સમાચાર સાંભળી બાદશાહે સરબુલંદખાંને સુબો નીમ્યો. અને નિઝામુલ્મુલ્કે હામીદખાંને પાછો બોલાવી લીધો. સરબુલંદખાં પાસે સાત આઠ હઝાર માણસનું લશ્કર હતું. અને મરેઠા પાસે ત્રીસ હઝારનું લશ્કર હતું. તેથી સરબુલંદખાંથી કાંઇ થઇ શક્યું નહિં. આ સમયે મરેઠા છેક અમદાવાદ શહેરના દરવાજા સુધી લૂંટ ચલાવતા. They revaged the country round Ahmedabad up to its very gates. Many merchants and traders artisans were so ill treated that they left their native land and wandered into foreign parts." (ખારીખાં). આ પ્રમાણે વેપારી અને હુન્નર ઉદ્યોગી માણસો દેશાવર નાસી ગયા. લશ્કરને પગાર માટે વેપારીઓ ઉપર ચીઠીઓ લખવામાં આવી અને પૈસા ન મળ્યા ત્યારે એમના ઉપર જોરજુલમ અને ત્રાસ વર્ત્યો.

ગાથાનો શ્લોક છે. ૧૬ ( મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૭૧-૭૪ ). આ મુજબ લખી રા. મગનલાલ નોંધમાં લખે છે કે ખુશાલશાહ શેઠે આ સીવાય બીજા લાકડાં પણ લઢાવ્યાં છે અને સુબા વગેરેના કાન ભંભેરી શહેરના લોકો પાસેથી વેરા લેવરાવ્યા છે તેની હકીકત ઇબ્રાહીમકુલીના શ્લોકોમાં જોજો. "હેવી રીતે કરીને ફક્ત ઘર તાજું રાખ્યું છે હેવું માલમ પડે છે." (મગનલાલ વખતચંદનો ઇતિહાસ. નોંધ પૃ. ૭૨). પીલાજીએ એ વિશ્વાસઘાત કરી હામીદખાંને જીતાવ્યો તેથી એણે કંતાજીની ચોથમાં ભાગ માંગ્યો. અને એ બન્ને લઢયા એમાં પીલાજી હાર્યો. રા. મગનલાલ વખતચંદ લખે છે કે એ પછી મરેઠાઓએ શહેરમાં આવી ચોથ ઉઘરાવી અને લોકને ભીખ માગતા કર્યા." ( મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૭૪ ).

[૧૬] રૂસ્તમકુલી અને અભરામ [ ઇબ્રાહીમકુલીખાં ) કુલીનો 'શલોકો' શામળ ભટનો બનાવેલો છે. તે નીચે પ્રમાણે છેઃ—

"રાજ્ય ભોગવે ને કરે કલોલ ॥ સેહેરમાં વીતા મસવાડા સોલ ॥ ૬ ॥
ગુજરાતી મુગલા ચતુર સુજાણ ॥ ત્રણ ભાઇઓનાં કરૂ વીષાંણ ॥ ૭ ॥
વડો તે વીર સુજાતષાંન ॥ જેને પાદશાહીમાં અતી ઘણાં માંન ॥ ૮ ॥
અનમી મેહેવાસી જેને વસ કીધા ॥ પ્રજા પાલીને મોહોટા જશ લીધા ॥ ૯ ॥
તેથી નાનેરો રૂસ્તમ કહીએ ॥ જેના જુધનો પાર ન લહીએ ॥ ૧૦ ॥
રૂપે રૂડોને દાતાર જાણૂં ॥ સહુમાં શ્રીરોમણ તેને વષાણૂં ॥ ૧૧ ॥
જેહેના નામથી તસ્કર ત્રાસે ॥ દક્ષણી ગનીમ સત ગાઉ નાસે ॥ ૧૨ ॥
તેથી નાંનેરો માડીનો જાઓ ॥ અભરામ કુલી લાડકવાયો. ॥ ૧૩ ॥
... ... ... ... ... ... ... ... ...

• તે પછી હામીદખાં કથાંજીને લઇ આવે છે અને સુજાતખાંને ખબર પડતાં તે ઈડરથી આવી મુઠીઆ ગામ આગળ બન્નેનો ભેટો થાય છેઃ—

"નિઝામકુલીએ વારતા જાણી ઘરડા કાકાનાં ઉતરાં પાણી. ॥
... ... ... ... ... ... ... ... ...
દક્ષણી મેહેવાસી કંથો માહા બલીયો હેમદષાં જઈ તેને તો મલીયો ॥
ગુજરાત તણી તો ચોથ અપાયું સવા પહોર સુધી સેહેર લુટાવુ ॥
... ... ... ... ... ... ... ... ...
બેઉની ફોજે આવી છે હેલા, મુઠીએ ગાંમે કીધી છે ભેલા. ॥

મુબારિઝ ઉલમુલ્કના આવવાના સમાચાર સાંભળી મુહમ્મદ ઘોરનીએ રૂપસિંહને નાસી જવા સમજાવ્યો. એટલામાં હમીદખાં મહેમદાવાદથી મરેઠા સ્વાર લઇને આવ્યો. એટલે મરેઠાઓને લાવવાથી કંટાળેલા મુહમ્મદ ઘોરનીએ શહેરના દરવાજા બંધ કર્યા, અને એને શહેરમાં પેસવા દીધો નહિ. મુબારિઝઉલ મુલ્ક અમદાવાદથી અઢાર માઇલ સુધી આવ્યાના સમાચાર સાંભળતાં મરેઠી

તે પછી હામીદખાં કપટથી સુજાતખાંને મારે છે. અભરામકુલીને એ જાણ થાય છે:—

હાથી શણગારી કારંજ આવ્યા બાર દરવાન વેગે દેવરાવ્યા ॥
પોતે તો તજીયું અન ને પાણી મારૂં હેમદખાં એવું મન જાણી. ॥
... ... ... ... ... ... ... ... ...
ખુસાલસા સેઠે નવારાં કીધાં ઉઘાડી પોલને સેહેરમાં લીધાં. ॥
હેમદખાં આવી ભધરમાં બેઠા અભરાંમકુલી ચંતામાં પેઠા. ॥

તે પછી અભરામકુલી પચાસ સાથી લઇ પાલખીમાં બેસી ભદ્રમાં લઢવા જાય છે અને દરવાન હથિયાર મુકવા કહે છે ત્યાંથી લઢાઇ થાય છે:—

ઉતરા સુખપાલથી પલવટવાલી ખાંડા ખેડાંને આપ સંભાલી ॥
... ... ... ... ... ... ... ... ...
હાલક કુલક ત્રાસ જ પડીઆ કાઢી સમસેરો સભામાં ચડીઆ ॥

તે પછી સભામાં ઘણાને માર્યા ત્યારે કોઈ પેથીઆ નામના માણસે ઢાલ ધરી ત્યારે એ પેથાને પણ માર્યો:—

"હેમદખાં નાસીને જનાને ગયા અભરામ કુલી પૂઠે તો થયા ॥
ખોલ્યા ખંખોલ્યા નવ્ય લાગી ભાલ આવી તે પહોતો પોતાનો કાલ ॥
સુરાનો હરખ મોટો પ્રમાંણુ તેણી તે રીતે છોડયા છે પ્રાણ ॥
સવાપોર સુધી તો હાક જ વાગી ગુજરાની રહીઅત દોદસ ભાગી ॥
... ... ... ... ... ... ... ...
તાર પછે તો સેહેરમાં શુ થયું ખુકાલસાને તો નણાપે કહું ॥
ગામ પરાંની ચોથ જ લીજે તે તો મરેઠા કંથાને દીજે ॥
સેહેરની ખરણી લીજીએ આજ, રૂસ્તમ કેરાં કરવાં છે કાજ ॥
મોહોટા મોહેટેરા લીધા વેહેપારી આપે તો સેઠે પરજા ઉગારી ॥
બે એ ભાઇનો વાકો જે થયો તે તો સમાચાર રૂસ્તમને ગયો ॥

તે પછી રૂસ્તમ કુલીખાં સુરતથી પીલાજીને સહાયમાં લઈ હામીદખાં ઉપર વેર

લશ્કર પાછું ગયું.[૧૭] ઈ. સ. ૧૭૨૫ની આખરે મુબારીઝ ઉલમુલ્ક શહેરમાં દાખલ થયા અને વહેપારીઓ તથા લોકોએ એને સારો આવકાર આપ્યો.

નવા કર નાંખી નાણાં આપી મરેઠાને પાછા કાઢયા

બીજે વર્ષે ( ઇ. સ. ૧૭૨૬ ) મરેઠાઓ પાછા આવ્યા. આ વખતે મુબારિઝ ઉલમુલ્ક પાસે ટકે એવું લશ્કર નહોતું અને કોઈપણ જગ્યાએથી મદદની આશા નહોતી. એના જીલ્લાઓ ગરીબ થઇ ગયા હતા એટલે અમદાવાદ શહેરમાં નવા કર નાંખી નાણું ઉઘરાવી મરેઠાઓને સંતોષ્યા, અને પીલાજીને મહીકાંઠાની ઉપજમાંથી ભાગ લખી આપ્યો.[૧૮]

લેવા આવે છે અને મહી નદી આગળ મોટું યુદ્ધ થાય છે. તેમાં મરેઠાના કપટથી રૂસ્તમકુલી મરાય છે, મરેઠા બન્ને પક્ષને લુંટે છે અને પીલાજી રામના સમ તોડે છે:—

પીલુજી આધે દક્ષણી જે કહ્યા, સૌકો મરેઠા એકઠા થયા ॥
પીલુએ રૂસ્તમ પાધરા કીધા, કયે હીમદખાં લુંટીને લીધા ॥

રૂસ્તમકુલીને હરાવ્યા પછી મરેઠાને લઇ હામીદખાં અમદાવાદ આવે છે અને શહેર લુંટવા કહે છે:—

ત્યાંહાંથી હેમદખાં ગુજરાતે આવ્યા સરવે મરેઠા સંઘાતે લાવ્યા ॥
ભધરમાં આવી કીધું મુકામ ... ... ... ... ॥
વચન આપ્યું તે પાલો તમો સવા દહાડો સેહેર લુંટીસુ અમ્મો ॥
હેમદખાન એમ જ કહાવે સેહેર લુટયાની નામોસી આવે ॥
સેહેરને સાટે એ દામ નદી પારને સરખેજ ગાંમ ॥

હેમદખાં તો સેહેરમાં રહ્યા ॥ લુટી લગાડી મરેઠા ગયા ॥
નાત્ય વેરાનો નાખ્યોપાર બાર બાર રૂપીઆ લીધા બે વાર ॥

આ પ્રમાણે કવિ શામળ ભટે એટલે અમદાવાદ ગોમતીપુર પાસે બેગનપુરના વતનીએ પવાડો રચ્યો છે. આમાં રૂસ્તમકુલીનો ભાગ અમદાવાદને લગતો ન હોવાથી છોડી દીધો છે. હિંદુ કવિએ મરેઠા માટે લખ્યું છે તે ધ્યાનમાં લેવા જોગ છે. " સંવત સતર એકાસી જાણ માઘસર વદી તેરસ પરમાણું ॥ સાંમલજી શ્રીઘોડ બ્રાહ્મણ નાત્યે... એ પ્રમાણે કવિએ આ પવાડો બનાવ્યાની તારીખ આપી છે. અને તે આ બીનાને સમકાલીન છે. (ફોર્બસ સભાના હસ્તલિખિત સંગ્રહમાં રૂસ્તમકુલીના પવાડામાંથી ટુંકાવીને ઉતારો કર્યો છે.)
[૧૭] ગુ. ગેઝેટીઅર પૃ. ૩૦૬. [૧૮] ગુ. ગેઝેટીઅર પૃ. ૩૦૭.

ઇ. સ. ૧૭૨૯માં અલી મુહમ્મદખાં અમદાવાદનો વહીવટદાર નીમાયો અને એનો પુત્ર મીરાતે અહમદીનો કર્તા મહેસુલી ખાતાનો અમલદાર નીમાયો.[૧૯]

**અમદાવાદમાં તોફાન**

બીજે વર્ષે ( ૧૭૩૦ ) મુબારિઝ ઉલમુલ્ક કચ્છ જતો હતો એવામાં નવા કરોના ત્રાસથી અમદાવાદમાં તોફાન થયું અને એણે રાધનપુર પાછા આવી મીરાતે અહમદીના કર્તાને તોફાન શમાવવા માટે હુકમો મોકલ્યા. એ કામ સારી રીતે કરવાથી એને હસન મુહમ્મદખાંનો ઇલ્કાબ મળ્યો.[૨૦] એજ વર્ષમાં મહારાજા અભેસિંહ સુબો થઇને આવ્યો. મહારાજાને સુબેદારી એમને એમ ન મળી. મહારાજા રાધનપુરથી બાબીઓની મદદ લઇ આવ્યા

**અડાલજ આગળની લઢાઈ**

અને અડાલજ આગળ પડાવ નાંખ્યો. મુબારિઝે અમદાવાદ અને અડાલજ વચ્ચે છાવણી નાંખી હતી. બે વખત લઢાઇ થઈ એમાં મુબારિઝનો વિજય થયો અને રાઠોડને સરખેજ સુધી નસાડયો. છેવટે સમજુતી થઈ એમાં એક લાખ રૂપીઆ લઈ મુબારિઝે અમદાવાદ છોડી આગ્રા જવાનું કબુલ કર્યું. અભેસિંહે રતનસિંહ ભંડારીને અમદાવાદમાં પોતાનો પ્રતિનિધિ

**બાજીરાવ પેશ્વા અમદાવાદમાં**

નીમ્યો.[૨૧] ઇ. સ. ૧૭૩૧માં બાજીરાવ પેશ્વા વડોદરા તાબે કરવા ગૂજરાતમાં આવ્યા. મહારાજા અભેસિંહે એમને અમદાવાદ આવવા નોતરૂં દીધું અને બન્ને શાહીબાગમાં મળ્યા. એ વખતે પીલાજી ગાયકવાડને વડોદરામાંથી કાઢવા માટે ત્યાંના અમલદાર અંઝમતઉલ્લાને પેશ્વા મદદ કરે એમ ઠર્યું. પણ આ કબુલાતમાં બન્નેના પેચ હતા. પેશ્વાને નિઝામની ચઢાઇથી એકાએક દક્ષિણમાં જવું પડયું.[૨૨]

ઈ. સ. ૧૭૩૩માં અમદાવાદ ઉપર મરેઠા લશ્કર આવ્યું. પીલાજી ગાયકવાડ વડોદરા મજબુત કરી બેઠો હતો. તેની સત્તા દૂર કરવા મહારાજા

[૧૯] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૦૯. [૨૦] એજ પૃ. ૩૧૦. [૨૧] ગુ. સર્વ સંગ્રહ પૃ. ૩૩૭–૩૮. બાબીવિલાસ નામના હસ્ત લિખિત ગ્રંથમાં કવિ કેવલદાસ અમદાવાદનો વિસનગરો નાગર લખે છે કે " રતનસંધ ભયો મહાપાપી ॥ રૈયત ઔહમદાવાદ સંતાપી ॥ કવિએ એ બનાવ તો સમકાલીન હતો. [૨૨] ગુ. ગેઝેટીઅર પૃ. ૩૧૨.

અભેસિંહે એક મારવાડી પાસે ડાકોરમાં પીલાજીનું ખુન કરાવ્યું.[૨૩] એ કારણથી ખંડેરાવ સેનાપતિની વિધવા ઉમાબાઇ, કંતાજી કદમ અને પીલાજીના પુત્ર દામાજીને લઇ અમદાવાદ ઉપર ચઢી આવી.[૨૪] મરેઠા શહેરને કાંઇ નુકશાન કરી શક્યા નહિં, પણ ચોથ અને સરદેશમુખી ઉપરાંત રૂપીઆ એંશી હઝાર અમદાવાદની તીજોરીમાંથી આપવાના કબુલાયા, અને તે અપાય ત્યાં સુધી જવાંમર્દખાંને બાંહેધરી તરીકે આપ્યો. આ વખતે મરેઠાઓએ શાહઆલમનું રસુલાબાદ લૂંટયું અને એનું ઉત્તમ પુસ્તકાલય ખરાબખસ્ત થઇ લૂંટાઈ ગયું.[૨૫] એ જ વર્ષમાં બાદશાહે શાંતિદાસના પુત્ર ખુશાલચંદને નગરશેઠની પદવી આપી. મહારાજા અભેસિંહ રતનસિંહ ભંડારીને અમદાવાદ સોંપી, મીરાતે અહમદીના કર્તાને એનો બક્ષી બનાવી પોતે જોધપુર થઇ હઝૂરમાં ગયો. એક વર્ષ પછી ખુશાલચંદ શેઠને રતનસિંહ સાથે ન બનવાથી શહેર છોડી ખંભાત થઈ જુનાગઢ નાસી જવું પડયું.[૨૬] ઇ. સ. ૧૭૩૭માં મહારાજા અભેસિંહને બદલે મોમીનખાં સુબો નીમાયો. એ દરમ્યાન અમદાવાદમાં ખાસ કાંઈ બન્યું નથી. રતનસિંહે અમદાવાદ બહાર અનેક રાજદ્વારી ખટપટોમાં ભાગ લીધા કર્યો હતો.

ઉમાબાઇની ચઢાઈ

ઈ. સ. ૧૭૩૭–૩૮ નું વર્ષ અમદાવાદને બહુ ભારે ગયું. મોમીનખાંને અમદાવાદ સહેલાઇથી મળે એમ નહોતું. એટલે મોમીનખાંએ રંગોજીને અમદાવાદ અને ખંભાત સીવાયની ગુજરાતની અડધી ઉપજ આપવાનું કબુલીને મદદ માટે બોલાવ્યો. મરાઠાઓ સાથેની આ સલાહથી મોગલ રાજ્યને ભારે વેઠવું પડયું અને મોમીનખાંને જીંદગી સુધી એ કાર્યનો પશ્ચાતાપ રહ્યો.[૨૭] રતનસિંહ ભંડારીને મોમીનખાંની નીમણુંકની ખબર પડી ત્યારે એણે સુબા અભેસિંહને પુછાવ્યું અને અભેસિંહે બની શકે ત્યાં સુધી અમદાવાદ ટકાવવાનું લખ્યું. વર્ષાદની ઋતુ પુરી થતાં નદીઓ ઉતરાય એવી થઇ એટલે મોમીનખાં અમદાવાદ

અમદાવાદનો ઘેરો

[૨૩] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૧૩. [૨૪] એજ પૃ. ૩૧૪. [૨૫] ગુ. ગેઝેટીઅર પૃ. ૩૧૪. એમ કહેવાય છે કે એ પુસ્તકાલયમાં ઘણાં ઉપયોગી અને કેટલાંક ઐતિહાસિક મહત્વનાં ફારસી પુસ્તકો હતાં. આ લુંટ વખતે એ નાશ પામ્યાં હશે. [૨૬] એજ પૃ. ૩૧૫. [૨૭] એજ પૃ. ૩૧૮.

તરફ કુચ કરી કાંકરિયા તળાવ આગળ છાવણી કરીને પડયો. મોમીનખાંએ દામાજીને મદદ માટે કહેવડાવવા પોતાના કારભારી વજેરામને સોનગઢ મોકલ્યો હતો એ અમદાવાદ આવ્યો, અને દામાજી આવે છે એવા સમાચાર કહ્યા. રતનસિંહ ભંડારીએ મોમીનખાંની ચઢાઇનું અભેસિંહને કહેવડાવ્યું ત્યારે મહારાજા બાદશાહ સાથે ગુસ્સે થઈ રીસાઇને જવા લાગ્યો. એટલે બીજા અમીરોએ બાદશાહને સમજાવી અભેસિંહને ફરીથી સુબો નીમવાનો હુકમ લખાવી મોમીનખાં ઉપર મોકલાવ્યો. મોમીનખાંને હુકમ પાળવાનો અંદરથી વિચાર નહોતો.[૨૮] તેથી એણે ઘેરા માટે ઉતાવળ કરવા માંડી. પણ આખરે રતનસિંહ અમદાવાદ છોડે અને અભયકરણને સત્તા આપી ફીદાઉદ્દીનને શહેરમાં પેસવા દે એ શરતે ખંભાત પાછાં જવાનું કબુલ કર્યું. પરંતુ રતનસિંહે શહેર છોડવા ના પાડી અને બચાવ કરવો શરૂ કર્યો. મોમીનખાં હસનપુરમાં દામાજીને મળ્યો અને એને ભાઈ કહી ઘણો દેખાવ કર્યો.[૨૯] શહેરમાંથી રતનસિંહે દામાજીને અમદાવાદ અને ખંભાત સુદ્ધાં દેશની અડધી ઉપજ આપવાની શરતે પોતાની મદદે આવવા સંદેશા ચલાવ્યા. પણ દામાજીએ એ પત્રો મોમીનખાંને બતાવ્યા, અને મોમીનખાંએ પણ એ પ્રમાણેની શરતો કબુલ કર્યાથી દામાજીએ રતનસિંહ સાથે સંદેશા બંધ કર્યા. એ વખતે દામાજી દુધેશ્વર મહાદેવની યાત્રા માટે ગયો; અને રંગોજીએ અમદાવાદ ઉપર તોપો છોડવી શરૂ કરી. આ તોપોના મારાથી શહેરમાં એટલું બધું નુકશાન થયું કે મોમીનખાંને પોતાને જ મરેઠાઓની મદદને માટે બહુ પશ્ચાતાપ થવા માંડયો, અને શહેરમાં પેઠા પછી મરેઠાઓને કાઢવા ભારે પડશે એમ એને હવે લાગવા માંડયું.[૩૦] આ કારણથી મોમીનખાંએ મીરાતે અહમદીના કર્તાને રતનસિંહને સમજાવવા મોકલ્યો કે એ શાંતિથી શહેર આપે તો સારૂં. એ પછી કાસીમઅલીખાં અને બાબુરાવના હાથ નીચેનાં મરેઠા લશ્કરે એકાએક હુમલાથી અમદાવાદ લેવા પ્રયત્ન કર્યો,

[૨૮] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૧૯. રાઠો રન કીજૈ રાઠ ॥ અનસંધ કીજે સુકાઠ ॥
કુચ કરત ઐહ મદપુર આએ ॥ ડેરા ઇદગાપાસ કરાએ ॥
રતનસંધ બૈઠે ગઢ માંહી ॥ કાહુકો બલમાનત નાહી ॥
ઈદગા એટલે કાંકરીયા પાસે. (બાબી વિલાસ.) [૨૯] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૨૦.
[૩૦] એજ પૃ. ૩૨૦.

પરંતુ ખુનખાર લઢાઇ થયા પછી એમને પાછાં હઠવું પડયું. બીજે દીવસે રતનસિંહને લાગ્યું કે શહેર ટકશે નહિ તેથી એણે સલાહ માટે કહેવડાવ્યું અને પોતાના ખર્ચના પૈસા લઇ લઢાઇનું માન પણ મેળવી પોતે શહેર છોડયું. હવે મોમીનખાં શહેરમાં પેઠો અને વચન પ્રમાણે અર્ધું અમદાવાદ મરેઠાઓને આપ્યું. આ ગોઠવણથી રાયખડ ખાનજહાનથી આસ્તોડીઆ અને રાયપુર સુધીનો બરોબર અર્ધો ભાગ મરેઠાને તાબે ગયો, અને એ દરવાજે મરેઠાના પેરા બેઠા. એ વખતે અમદાવાદના રહેવાસીઓ મોટે ભાગે મુસલમાન હતા. મરેઠાઓને લૂંટવાની ટેવ હોવાથી એ લોકોને ત્રાસ આપવા માંડયા.[31] એથી મુસલમાનો સામા થયા અને લઢાઇ થઇ એમાં ઘણાં મરેઠાઓને બહાર કાઢયા. મોમીનખાં અંદરથી ખુશી થયો પણ બહારથી અજાણ્યો થઇ રંગોજીને સમજાવવા ફિદાઉદ્દીનને મોકલ્યો અને એ કાર્યમાં એને મુશ્કેલી ઘણી પડી. પરંતુ મરેઠાનો એ ત્રાસ સહેજ ઓછો થયો અને અમદાવાદ પાછું શ્વાસ લઇ ઉભું થવા લાગ્યું.[32] બાદશાહે હવે મોમીનખાંને માનનો પોષાક મોકલાવ્યો. એની વ્યવસ્થાથી સહેજ આબાદી થવા માંડી.[33] પણ મોમીનખાં ખંડણી વસુલ કરવા નીકળ્યો એટલે શહેરમાં ફરી જુલમ થયો.

અમદાવાદની અંદર લઢાઈ

એજ વર્ષમાં મરેઠાઓએ રસુલાબાદના (શાહઆલમ) સૈયદોની જમીન લઇ લેવા માંડી એથી શહેરની મુસલમાન વસ્તીએ હુલ્લડ કર્યું. એમાં બન્ને બાજુનાં માણસો જખમી થયાં. મોમીનખાં હવે મુલકગીરીમાંથી પાછો ફર્યો અને જમાલપુર બહાર બહેરામપુરમાં પડાવ નાંખી શહેરને મજબુત કરી, ઇસનપુર થઇને વાત્રકકાંઠાની ખંડણી વસુલ કરવા ગયો. એ પછીના વર્ષમાં (ઇ. સ. ૧૭૩૯) રંગોજી અને મોમીનખાંને શહેરના વહીવટના સંબંધમાં ઝઘડો પડયો અને અંદર અંદર એક લડાઇ થઇ એમાં મોમીનખાંને ખમવું પડયું, અને છેલ્લા વર્ષનો અડધો ભાગ એણે આપ્યો નહોતો તે

અમદાવાદની આબાદી

મોમીનખાં અને મરેઠાનો શહેરની અંદર ઝઘડો

[૩૧] એજ પૃ. ૩૨૦. [૩૨] એજ પૃ. ૩૨૦. [૩૩] એજ પૃ. ૩૨૦.

તરફ કુચ કરી કાંકરિયા તળાવ આગળ છાવણી કરીને પડયો. મોમીનખાંએ દામાજીને મદદ માટે કહેવડાવવા પોતાના કારભારી વજેરામને સોનગઢ મોકલ્યો હતો. એ અમદાવાદ આવ્યો, અને દામાજી આવે છે એવા સમાચાર કહ્યા. રતનસિંહ ભંડારીએ મોમીનખાંની ચઢાઇનું અભેસિંહને કહેવડાવ્યું ત્યારે મહારાજા બાદશાહ સાથે ગુસ્સે થઈ રીસાઇને જવા લાગ્યો. એટલે બીજા અમીરોએ બાદશાહને સમજાવી અભેસિંહને ફરીથી સુબો નીમવાનો હુકમ લખાવી મોમીનખાં ઉપર મોકલાવ્યો. મોમીનખાંને હુકમ પાળવાનો અંદરથી વિચાર નહોતો.[૨૮] તેથી એણે ઘેરા માટે ઉતાવળ કરવા માંડી. પણ આખરે રતનસિંહ અમદાવાદ છોડે અને અભયકરણને સત્તા આપી ફીદાઉદ્દીનને શહેરમાં પેસવા દે એ શરતે ખંભાત પાછાં જવાનું કબુલ કર્યું. પરંતુ રતનસિંહે શહેર છોડવા ના પાડી અને બચાવ કરવો શરૂ કર્યો. મોમીનખાં ઇસનપુરમાં દામાજીને મળ્યો અને એને ભાઈ કહી ઘણો દેખાવ કર્યો.[૨૯] શહેરમાંથી રતનસિંહે દામાજીને અમદાવાદ અને ખંભાત સુદ્ધાં દેશની અડધી ઉપજ આપવાની શરતે પોતાની મદદે આવવા સંદેશા ચલાવ્યા. પણ દામાજીએ એ પત્રો મોમીનખાંને બતાવ્યા, અને મોમીનખાંએ પણ એ પ્રમાણેની શરતો કબુલ કર્યાથી દામાજીએ રતનસિંહ સાથે સંદેશા બંધ કર્યા. એ વખતે દામાજી દુધેશ્વર મહાદેવની યાત્રા માટે ગયો; અને રંગોજીએ અમદાવાદ ઉપર તોપો છોડવી શરૂ કરી. આ તોપોના મારાથી શહેરમાં એટલું બધું નુકશાન થયું કે મોમીનખાંને પોતાને જ મરેઠાઓની મદદને માટે બહુ પશ્ચાતાપ થવા માંડયો, અને શહેરમાં પેઠા પછી મરેઠાઓને કાઢવા ભારે પડશે એમ એને હવે લાગવા માંડયું.[૩૦] આ કારણથી મોમીનખાંએ મીરાતે અહમદીના કર્તાને રતનસિંહને સમજાવવા મોકલ્યો કે એ શાંતિથી શહેર આપે તો સારૂં. એ પછી કાસીમઅલીખાં અને બાબુરાવના હાથ નીચેના મરેઠા લશ્કરે એકાએક હુમલાથી અમદાવાદ લેવા પ્રયત્ન કર્યો,

[૨૮] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૧૯. રાઠો રન કીજે રાઠ ॥ અનસંધ દીજે ચુકાઢ ॥
કુચ કરત અેહમદપુર આએ ॥ ડેરા ઇદગાપાસ કરાએ ॥
રતનસંધ બેઠે ગઢ માંહી ॥ કાહુકો બલમાનત નાહી ॥

ઈદગા એટલે કાંકરીયા પાસે. (બાબી વિલાસ.) [૨૯] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૨૦.
[૩૦] એજ પૃ. ૩૨૦.

પરંતુ ખુનખાર લઢાઇ થયા પછી એમને પાછાં હઠવું પડયું. બીજે દીવસે રતનસિંહને લાગ્યું કે શહેર ટકશે નહિ તેથી એણે સલાહ માટે કહેવડાવ્યું અને પોતાના ખર્ચના પૈસા લઇ લઢાઇનું માન પણ મેળવી પોતે શહેર છોડયું. હવે મોમીનખાં શહેરમાં પેઠો અને વચન પ્રમાણે અર્ધું અમદાવાદ મરેઠાઓને આપ્યું. આ ગોઠવણથી રાયખડ ખાનજહાનથી આસ્તોડીઆ અને રાયપુર સુધીનો બરોબર અર્ધો ભાગ મરેઠાને તાબે ગયો, અને એ દરવાજે મરેઠાના પેરા બેઠા. એ વખતે અમદાવાદના રહેવાસીઓ મોટે ભાગે મુસલમાન હતા. મરેઠાઓને લૂંટવાની ટેવ હોવાથી એ લોકોને ત્રાસ આપવા માંડયા.[31] એથી

**અમદાવાદની અંદર લઢાઈ**

મુસલમાનો સામા થયા અને લઢાઇ થઇ એમાં ઘણાં મરેઠાઓને બહાર કાઢયા. મોમીનખાં અંદરથી ખુશી થયો પણ બહારથી અજાણ્યો થઇ રંગોજીને સમજાવવા ફિદાઉદ્દીનને મોકલ્યો અને એ કાર્યમાં એને મુશ્કેલી ઘણી પડી. પરંતુ મરેઠાનો એ ત્રાસ સહેજ ઓછો થયો અને અમદાવાદ પાછું શ્વાસ લઇ ઉભું થવા લાગ્યું.[32] બાદશાહે હવે મોમીનખાંને માનનો પોષાક મોકલાવ્યો. એની વ્યવસ્થાથી સહેજ આબાદી થવા માંડી.[33] પણ મોમીનખાં ખંડણી વસુલ કરવા નીકળ્યો એટલે શહેરમાં ફરી જુલમ થયો.

**અમદાવાદની આબાદી**

એજ વર્ષમાં મરેઠાઓએ રસુલાબાદના ( શાહઆલમ ) સૈયદોની જમીન લઇ લેવા માંડી એથી શહેરની મુસલમાન વસ્તીએ હુલ્લડ કર્યું: એમાં બન્ને બાજુનાં માણસો જખમી થયાં. મોમીનખાં હવે મુલકગીરીમાંથી પાછો ફર્યો અને જમાલપુર

**મોમીનખાં અને મરેઠાનો શહેરની અંદર ઝઘડો**

બહાર બહેરામપુરમાં પડાવ નાંખી શહેરને મજબુત કરી, ઇસનપુર થઇને વાત્રકકાંઠાની ખંડણી વસુલ કરવા ગયો. એ પછીના વર્ષમાં ( ઇ. સ. ૧૭૩૯ ) રંગોજી અને મોમીનખાંને શહેરના વહીવટના સંબંધમાં ઝઘડો પડયો અને અંદર અંદર એક લડાઇ થઇ એમાં મોમીનખાંને ખમવું પડયું; અને છેલ્લા વર્ષનો અડધો ભાગ એણે આપ્યો નહોતો તે

[૩૧] એજ પૃ. ૩૨૦. [૩૨] એજ પૃ. ૩૨૦. [૩૩] એજ પૃ. ૩૨૦.

આપવો પડ્યો. એ માટે એક ખત પણ લખવામાં આવ્યું પણ એનો અમલ થયો નહિ.[34] આ વર્ષમાં (૧૭૩૯) પણ સાબરમતીમાં મોટું પૂર આવ્યું. અને તેથી નુકશાન થયું.[35]

એ પછી બે વર્ષ કાંઇ ખાસ બન્યું નહિ. મોમીનખાં બહારની વ્યવસ્થામાં ફરતો હતો અને અમદાવાદના મરેઠાના વિભાગમાં રંગોજીને બદલે મલ્હારરાવ ખુનીને નાયબ અમલદાર તરીકે દામાજીએ નીમ્યો હતો. એક વર્ષ પછી રંગોજી ફરી નીમાતા એણે રામાજી નામના માણસને પોતાના નાયબ તરીકે નીમ્યો હતો.[36]

મુસલમાન અને મરેઠાની ફરી લઢાઈ

ઇ. સ. ૧૭૪૨ માં અમદાવાદમાં મુસલમાનો અને મરેઠાઓને ફરી લઢાઇ થઇ એમાં મુસલમાનો ફાવ્યા.[37] બીજે વર્ષે (ઇ. સ. ૧૭૪૩) માં મોમીનખાંનું મરણ થયું,[38] અને જવાંમર્દખાં બાબી ગૂજરાતમાં મોટામાં મોટો ઉમરાવ થઇ પડ્યો, અને અમદાવાદની આસપાસની મહેસુલ ઉઘરાવવા લાગ્યો. એ વખતે મુફતખીરખાં હુઝૂરમાંથી સુબો નીમાઇને આવ્યો પણ જવાંમર્દખાં સામે ન ફાવવાથી શહેર છોડી ખંભાત બાજુ નાઠો. એ દરમ્યાન બીજી નાની રાજખટપટ પણ ચાલતી હતી.

ખંડેરાવ અને અમદાવાદ

ઇ. સ. ૧૭૪૩–૪૪ ના વર્ષમાં ખંડેરાવ ગાયકવાડ રંગોજીને સાથે લઇને અમદાવાદના ભાગની માગણી કરવા ચઢી આવ્યો. જવાંમર્દખાં શહેર બહાર નીકળી કાંકરિયા તળાવ ઉપર ગોઠવાયો. ખંડેરાવે નરહર પંડિત અને કૃષ્ણાજીને અમદાવાદના પોતાના ભાગનો કબજો લેવા જવાંમર્દખાં પાસે મોકલ્યા. જવાંમર્દખાંએ પહેલાં તો ના પાડી પણ પછી આપવાનું કબુલ કર્યું.

[૩૪] ગુજરાત ગેઝેટીઅર પૃ. ૩૨૨. [૩૫] ગુજરાત ગેઝેટીઅર પૃ. ૩૨૨. [૩૬] ગુ. ગેઝેટીઅર પૃ. ૩૨૨–૩૨૪. આ વખતે જમાલપુર દરવાજા આગળ એક બુરજ ઉપર મોમીનખાંએ માળ બંધાવ્યો. એ પોતાના ઉપર દેખરેખ રાખવા માટે બંધાવ્યો છે એમ કહી મરેઠાઓએ તોડી પડાવ્યો. [૩૭] એજ પૃ. ૩૨૫ [૩૮] મોમીનખાનનું મરણ અમદાવાદમાં થયું હોય એમ હકીકત ઉપરથી જણાય છે. મીરઝાંપુરમાં નવાબ મોમીનખાં નજમુદ્દૌલાની કબર આર્કીઓલોજીકલ સર્વેમાં જણાવે છે તે આ મોમીનખાં પહેલાની જ હોય એમ લાગે છે. (પૃ. ૩૨૫).

અને મરેઠાઓએ દાદુ માહોરને શહેરમાં અમલદાર તરીકે નીમ્યો.[૩૯] ત્યાર પછી થોડાં વર્ષ સુધી અમદાવાદમાં બાદશાહી અને મરેઠા અમલદારોની અવરજવર અને બદલીઓ સીવાય ખાસ કાંઈ બન્યું નહિ. એનાં નામોની વિગતમાં ઉતરવા જેવું નથી. એક વખત અમદાવાદમાં પોતાના ભાગનો હિસાબ બરોબર ન હોવાથી ખંડેરાવને દૂર કરી ત્ર્યંબકરાવને નીમવામાં આવ્યો હતો અને ઉમાબાઇએ પાછળથી રંગોજીને નીમીને એણે જવાંમર્દખાંની સહાયથી ત્ર્યંબકરાવને શહેરમાંથી નસાડી મુક્યો હતો.[૪૦] એટલે મરેઠા અમલદારોમાં પણ માંહોમાંહેની તકરારોથી ઘણું નુકશાન થયું છે. ઈ. સ. ૧૭૪૬માં બાદશાહે મીરાતે અહમદીના કર્તાને દીવાની આપી.[૪૧] એ વખતે રંગોજીને ભાગ બાબત જવાંમર્દખાં સાથે તકરાર થવાથી એ શહેર છોડીને ફકરૂદૌલા સુબાને જઇ મળ્યો, અને બન્ને ઇસનપુર સુધી આવ્યા, અને ત્યાં જવાંમર્દ તેમને મળ્યો.

અમદાવાદનો ઘેરો

એ વખતે ઇડરના રાજા અને ફકરૂદૌલા વચ્ચે સલાહ થતાં શેરખાં બાબી પણ ફકરૂદૌલાને આવી મળ્યો અને બધાએ ભેગા મળી અમદાવાદને ઘેરો ઘાલ્યો. એ વખતે ખંડેરાવના દત્તકપુત્ર હરિબાએ રંગોજીનાં પેટલાદ પાસેનાં ગામ લૂંટયાં તેથી રંગોજી અમદાવાદ છોડી ગયો.[૪૨] ઘેરાનું પરિણામ આવ્યું નહિ. જવાંમર્દખાંએ નડિયાદથી ખંડેરાવના નાયબ જનાર્દન પંડિતને બોલાવી અમદાવાદના મરેઠાના ભાગનો વહીવટ કરવા નીમ્યો.

ઇ. સ. ૧૫૪૭. સંવત ૧૮૦૩માં ગુજરાતમાં મોટો દુકાળ અને ધરતિકંપ થયો. અમદાવાદમાં કાંઇ તોફાન કે નુકશાન થયાનું જણાયું નથી. બીજે જ વર્ષ (ઇ. સ. ૧૭૪૮) મહારાજા અભેસિંહના ભાઇ વખતસિંહને સુબો નીમ્યો. એ ગૂજરાતનો છેલ્લો મોગલ સુબો હતો. ગૂજરાતની સ્થિતિ જોઇ એ અમદાવાદ આવ્યો નહિ. આ વર્ષમાં નગરશેઠ ખુશાલચંદ મરણ પામ્યા.[૪૩] એજ વર્ષમાં દિલ્હીમાં બાદશાહ મુહમ્મદશાહના મરણથી અહમદશાહ બાદશાહ થયો.

સંવત ૧૮૦૩નો દુકાળ

[૩૯] એજ પૃ. ૩૨૭. [૪૦] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૨૯. [૪૨] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૩૦. [૪૨] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૩૧. [૪૩] એજ પૃ. ૩૩૨-૩૩૩.

ઈ. સ. ૧૭૫૨ માં પાંડુરંગ પંડિત પેશ્વા તરફથી ગૂજરાતમાં ખંડણી ઉઘરાવવા આવ્યો. એણે કાંકરિએ પડાવ નાંખીને અમદાવાદને ઘેરો ઘાલ્યો અને જવાંમર્દખાંએ શહેરનો બહાદુરીથી બચાવ કર્યો.[44] દરમ્યાન પાંડુરંગ પંડિતે નિકોલ અને મીરાતે અહમદીના કર્તાની જમીનનો ભાગ લૂંટયો.[45] હવે અમદાવાદ ન પડવાથી પંડિતે સલાહનો પ્રયત્ન કરવા માંડયો. જવાંમર્દખાંએ એ સલાહ કબુલ કરી. એક ઘોડી અને નાણાંની નાની રકમ પંડિતને પાનસોપારી તરીકે ભેટ મોકલ્યાથી પંડિત પાછા ફરી સોરઠ ગયા.

મરેઠાની મોટી ચઢાઈ

પંડિતના જવાથી જવાંમર્દખાંને મરેઠાનો ડર થોડો વખત ગયો. પણ એ ડર એમ જાય એવો નહોતો. પેશ્વાએ દામાજીને છોડી રઘુનાથરાવ પેશ્વાને ગૂજરાત બરોબર જીતી લેવામાં મદદ કરવા શરત કરી. ચિંતા મુક્ત થયેલો જવાંમર્દખાં ખંડણી માટે બહાર જવાની તૈયારી કરવા લાગ્યો. પણ આ ખબર મળવાથી શહેરના લોકોએ એને શહેર છોડી ન જવા વિનવ્યો. પણ એણે આ વાત ન માની અને મુહમ્મદ મુબારીઝ શેરવાણીને અમદાવાદ સોંપી એ ખંડણી માટે ગયો. જવાંમર્દખાં અમદાવાદથી દોઢસો માઈલ જેટલે છેટે હતો ત્યારે ખબર આવી કે મરેઠા નર્મદા ઉતરીને આવે છે. શહેરના લોકોએ જવાંમર્દખાંને માણસ ઉપર માણસ બોલાવવાને મોકલ્યાં અને દરવાજા મજબુત કરી શહેરના બચાવ માટે લોક તૈયાર થયા. પરાંના લોક પણ આ વખતે શહેરમાં આવીને રક્ષણ માટે ભેગા થયા. જવાંમર્દખાં શહેરમાં નથી એમ જાણી રઘુનાથરાવે ઉતાવળી કૂચે મહી નદી ઓળંગી વીઠલ સુખદેવને આગળ મોકલ્યો. દામાજીના કહેવાથી નડિયાદથી કોસાજી પણ નીકળ્યો અને અમદાવાદ આવતા પહેલાં અમદાવાદ પાસેનું ખોખરા મહેમદાવાદ લૂંટયું. રઘુનાથરાવે અમદાવાદ આવી કાંકરિયા તળાવ આગળ પડાવ નાંખ્યો. પણ પાછળથી છાવણી ખસેડીને સાબરમતીને કાંઠે શાહ ભીખણની દરગાહ પાસે લીધી. એણે લશ્કરના ત્રણ ભાગ પાડી શહેરની ઉત્તરે દામાજી ગાયકવાડને, પૂર્વે ગોપાળ હરિને નીમ્યો

બીજી ચઢાઈ

અમદાવાદના લોકની સમયસૂચકતા

[૪૪] એજ પૃ. ૩૩૫. [૪૫] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૩૫.

અને બાકીના ભાગની દેખરેખ પોતે રાખી. મરેઠા છેક શહેર પાસે કાંકરીએ આવીને પડાવ નાંખ્યાની છેલ્લી ખબર જવાંમર્દને મળી ત્યારે તે ઉતાવળી કુચ કરીને ૨૦૦ ખાસ સ્વાર લઇ કુદી થઇને અમદાવાદ આવ્યો અને યુક્તિથી શહેરમાં પેઠો. એના આવવાથી ઘેરાયલા લશ્કરમાં હિંમત આવી અને રાત દીવસની તજવીજ છતાં એક દીવસ રાત્રે ૭૦૦ મરેઠા કોટ ચઢીને શહેરમાં પેઠા. પણ કાંઇ નુકશાન થાય તે અગાઉ એમને પકડીને બહાર કાઢવામાં આવ્યા, અને કેટલાક માર્યા ગયા. મરેઠા લશ્કર તુરત શહેર મળવાની આશાએ આવેલું તે નાસીપાસ થવા માંડયું અને રઘુનાથરાવે સલાહની માંગણી કરી પણ સલાહ માન ભરેલી ન હોવાથી જવાંમર્દખાંએ નાપાડી. એથી ચીઢાઇને મરેઠાઓએ

જવાંમર્દખાંનો બહાદુરી ભરેલો બચાવ

બેવડા જુસ્સાથી હુમલા કરી કોટમાં સુરંગથી બાકાં પાડવા માંડયાં, પણ દીવાલ જાડી બહુ હોવાથી કાંઇ વળ્યું નહિં, અને જવાંમર્દખાંએ મરેઠા પ્રતિનિધિઓને કાઢી મુકી શહેરનો બચાવ એવી બહાદુરીથી કર્યો કે એના પાટણના લશ્કરને પણ ધીમે ધીમે શહેરમાં લાવી શક્યો. આખરે ઘેરો લંબાયાથી અને લશ્કરની પગાર માટે માંગણીથી કંટાળી શહેરના અમલદાર વર્ગ પાસેથી પચાસ હઝાર રૂપીઆ જવાંમર્દે ઉઘરાવ્યા અને એથી અમલદાર વર્ગ ઉશ્કેરાવાથી શહેર મરેઠાને સોંપી સલાહ કરવાની જવાંમર્દને ફરજ પડી. રઘુનાથરાવને શહેર મળવાની આશા નહોતી તેથી મહીનો ઘેરો વધારે લંબાય તો ચોથની કબુલાત કરાવી પાછા ફરવાનો એનો વિચાર હતો. જવાંમર્દખાંએ અમલદારો પાસેથી પૈસા લઇ તેમને નારાજ ન કરતાં પોતાના પૈસા કાઢ્યા હોત તો શહેર ખોવાનો વખત ન આવત.[૪૬]

આખરે જવાંમર્દે વીઠ્ઠલ સુખદેવ મારફત સલાહની માંગણી કરી. સલાહની સરતોમાં જવાંમર્દખાં શહેર છોડે તે બદલામાં એના લાભની કેટલીક શરતો

અમદાવાદની સલાહ

હતી. એને લાખ રૂપીઆ અને લઢાઇ જીત્યાનું માન મળે અને રાધનપુર વગેરે પરગણાં મળે; અમદાવાદની એની માલ મીલકત અને મકાનોને મરેઠા અમલદારો કાંઇ હરકત કરે નહિં. આ કરાર ઉપર રઘુનાથરાવ પેશ્વાએ સહી

[૪૬] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૩૫-૩૩૭.

કરી અને દામજી ગાયકવાડ, મલ્હારરાવ હોલ્કર, જયઆપા સીંધીયા, રામચંદ્ર વીઠ્ઠલ સુખદેવ, સખારામ ભગવંત અને માધવરાવ ગોપાલરાવે સાક્ષી તરીકે સહીઓ કરી અને જામીન બન્યા. આ કરારનામું જવાંમર્દખાંના હાથમાં અપાયું અને એ એના લશ્કર સાથે લઢાઈના માન સાથે શહેર બહાર નીકળી ગયો અને ઈ. સ. ૧૭૫૩ના એપ્રીલ માસની બીજી તારીખે અમદાવાદ મરેઠા હકુમતમાં આવ્યું.[૪૭] લાંબી મોગલાઈની નામની સત્તાનો પણ હવે અંત આવ્યો, અને ઔરંગઝેબના મરણ પછી ચાલેલી અવ્યવસ્થામાં ઘસાતું ઘસાતું રહેલું અમદાવાદ હજી પણ વધારે ઘસાતું ગયું. એમ કહેવાય છે કે મરેઠાકાળમાં પેશ્વા અને ગાયકવાડનો અર્ધો ભાગ હતો પણ તે વખતે ગાયકવાડની સત્તા એક દરવાજે અને પેશ્વાની બાકીના દરવાજે હતી. ગાયકવાડ તરફથી એક માણસ રહેતો અને પેશ્વાના સુબા આવતા.

અમદાવાદ મરેઠાને હાથ આવ્યું

હવે અમદાવાદની ટંકશાળમાં બાદશાહી સીક્કા પડતા બંધ થયા. રઘુનાથરાવ તથા દામાજીએ બંદોબસ્ત કરી શ્રીપતરાવને પોતાનો પ્રતિનિધિ નીમ્યો. મીરાતે અહમદીના કર્તાને તેનાં ગામ પાછાં મળ્યાં અને મહેસુલીખાતાંના અમલદારની જગ્યા પણ કાયમ રહી. દિલ્હીની હવે કાંઇપણ સત્તા ન હોવા છતાં બાદશાહે નીમેલા નવા કાજી રૂકનુલહકખાંને શહેરમાં કાજીની જગ્યા આપવામાં આવી.[૪૮]

ઇ. સ. ૧૭૫૬માં ભારે વરસાદ પડવાથી કોટ કેટલીક જગ્યાએથી પડી ગયો. મોમીનખાં (બીજો) આ વાત સાંભળીને અને શહેરીઓનો અસંતોષ જાણીને અમદાવાદ ઉપર ખંભાત ઉપર ચઢી આવ્યો. ૧૭૫૫માં મરેઠાઓ એ શહેરમાં જુલમ કર્યો હતો અને પરાં ઉજડ થયાં હતાં એથી અસંતોષ થયો હતો. એક બે લઢાઈ પછી મુસલમાનો તુટેલી જગ્યાએ થઇને શહેમાં પેઠા અને દરવાજા ઉઘાડી નાંખ્યા. એમની સાથેના કોળીઓએ લૂંટ ચલાવી અને હાથોહાથની લઢાઈ ચાલી, એમાં મરેઠા હાર્યા અને શહેર બહાર નાસી ગયા. કોળીઓએ વલંદાની વખાર લૂંટવાનો પ્રયત્ન કર્યો પણ

મોમીનખાં (બીજો) અમદાવાદ સર કરે છે

[૪૭] ગુ. ગેઝેટીઅર પૃ. ૩૩૬-૩૩૭. [૪૮] ગુ. ગેઝેટીઅર પૃ. ૩૩૮.

મોમીનખાંના મદદગાર શંભુરામ નાગરે કોળીઓને વશ કર્યા. મોમીનખાંએ અકટોબરની ૧૭મી તારીખે શહેરમાં પ્રવેશ કરી શંભુરામને પોતાનો પ્રતિનિધિ નીમ્યો. આ સમાચાર પેશ્વાને મળતાં સદાશિવ રામચંદ્રને દામાજી અને ખંડેરાવ સાથે અમદાવાદ લેવા મોકલ્યા. મોમીનખાંએ શહેરનો બચાવ કરવા તૈયારી કરી. જવાંમર્દખાં મરેઠા લશ્કરને મળ્યો અને બધાએ કાંકરિયા તળાવે આવીને પડાવ નાંખ્યો.[૪૯]

મરેઠાઓની ચઢાઈ

મરેઠાઓએ હવે સખત ઘેરો ઘાલ્યો. શહેરમાં ઘેરાયેલા લશ્કરે ચઢેલા પગારની માંગણી કરવા માંડી ત્યારે શંભુરામે લોકો પાસેથી લાખ રૂપીઆ લઇ પગાર વહેંચ્યો. પણ થોડા વખત પછી ફરીથી પગાર માટે ધમાલ થઇ. એ વખતે લશ્કરનું ધ્યાન રોકવા માટે દરેક દરવાજેથી રાત્રે નીકળી શંભુરામે હુમલા કરવા માંડયા. બન્ને પક્ષનાં ઘણાં માણસો માર્યા ગયાં અને શહેરમાંથી પણ ઘણા લોક ઘર છોડી નાસી ગયા. નાઠેલા લોકોનાં ત્રાંબાનાં વાસણ ગળાવી તેના સિક્કા પડાવી લશ્કરને પગારમાં આપવામાં આવ્યા.[૫૦] એ વખતે બાદશાહે મોમીનખાંને માનનો પોશાક મોકલ્યો અને બાદશાહી નામની છતાં મોમીનખાંએ શહેર બહાર જઇ પોષાક લેવાની ઇચ્છા કરી. મરેઠાએ હવે બેવડા જોરથી લઢાઇ શરૂ કરી. પણ ઘેરાયલા લશ્કરે બચાવ વફાદારીથી કર્યો. એ વખતે ઇડરના રાજાએ મોમીનખાંને મદદ મોકલી અને રસ્તામાં હરભમરામે મરેઠા લશ્કરથી ઇડરના લશ્કર ઉપર હુમલો કર્યો. સદાશિવ રામચંદ્ર કાલીનો કિલ્લો (સાબરમતી પાસે) લેવા પ્રયત્ન કર્યો પણ જમાદાર નુર મુહમ્મદે પાછો હઠાવ્યો. હવે મરેઠાઓએ શંભુરામને ફોડવા પ્રયત્ન કર્યો પણ એમાં ફાવ્યા નહિ, અને બીજા અમલદારોને ફોડવામાં પણ ફાવ્યા નહિ. શંભુરામે એક વખત બહાર નીકળી સદાશિવની છાવણીમાં પેસી તંબુ બાળી ઘણાને પકડયા. પણ સદાશિવ બચી ગયો.[૫૧] આ બનાવ શંભુરામના ઘેરા તરીકે જાણીતો હતો અને એમાં લોકને ઘણો ત્રાસ પડયો હતો.

શંભુરામનો ઘેરો

શંભુરામની બહાદુરી

હવે લકનૌના નવાબ સુજાદૌલાને અમદાવાદમાં સલાહ કરાવવા ઇચ્છા થઇ. એણે હસન કુલીખાં બહાદૂર મક્કે જતો હતો તેને પેશ્વાને વિનંતિ કરવા

[૪૯] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૪૦. [૫૦] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૪૦-૩૪૧. [૫૧] ગૂ.

કર્યું. મોમીનખાંને લાખ રૂપીઆ આપી ખંભાત અને ધોધાં તેને કબજે રહેવા દેવા ઠરાવ્યું. પેશ્વાનું આ બાબતનું ફરમાન લઈ હસન કુલી; શાહનૂર નામ ધારણ કરી સદાશિવ પાસે આવ્યો અને એને સમજાવ્યો. શહેર પણ હવે થાકી ગયું હતું. શાહનૂરે મોમીનખાંને પણ સમજાવ્યો પણ મોમીનખાંએ પેટલાદ તાબાનાં થોડાં ગામ માંગ્યાં, જે મરેઠાઓએ આપવા

મરેઠાઓએ અમદાવાદ ફરી લીધું

ના પાડી. આથી શાહનૂર કંટાળીને જતો રહ્યો. આખરે થોડા દીવસ પછી મોમીનખાંને સલાહ કરવાની ફરજ પડી અને લાખ રૂપીઆ અને ખંભાત લઇ શહેર મરેઠાઓને સોપ્યું. બીજી પણ કેટલીક શરતો થઇ એ અહીં નકામી છે. ઇ. સ.૧૭૫૮ના ફેબ્રુઆરીની તા. ૨૭મીએ અમદાવાદ મરેઠાને કબજે ફરીથી આવ્યું[૫૨]

સદાશિવ રામચંદ્ર અને દામાજી ગાયકવાડે અમદાવાદની વ્યવસ્થા કરવા માંડી. અલીમુહમ્મદખાં ( મીરાતે અહમદીનો કર્તા ) વગેરે જૂના અમલદારોને ખુશીથી નીમ્યા, અને પાંડુરંગ પંડિતના ભાઈ નારોપંડિતને અમદાવાદમાં પ્રતિનિધિ તરીકે રાખ્યો. મરાઠી સત્તાનો 'હાથી અંકુશ' વાળો સિક્કો અમદાવાદમાં પાડવામાં આવ્યો. સયાજીરાવ ગાયકવાડ પોતાના પિતા દામાજીના તરફથી અમદાવાદમાં રહ્યા અને થોડા વખત પછી કપડવંજ ગયા.[૫૩]

ત્રેસઠ વર્ષ અમદાવાદ પેશ્વાની સત્તામાં રહ્યું. ગાયકવાડ તરફથી એક પ્રતિનિધિ રહેતો પણ સુબા પેશ્વા નીમતા. ભાગ બન્નેના અર્ધા હતા. પણ ગાયકવાડનો એક દરવાજો અને બાકીના પેશ્વાના હતા.

ગેઝેટીઅર પૃ. ૩૪૧. શંભુરામ વડનગરો નાગર હતો પણ ક્યાંનો જણાયું નથી. રા. માનશંકર ( નાગરોત્પત્તિનો લેખ ) લખે છે કે આ ઘેરા પછી શંભુરામને પકડી પૂને લઈ ગયા. પણ ત્યાંથી છૂટીને પેશ્વાની લડાઇઓમાં પરાક્રમો કરીને વડોદરાની દીવાનગીરી મેળવી. એમનો પુત્ર નભુલાલ પણ મોટો અમલદાર હતો. એમના વંશજો હજી વડોદરા રાજ્યના જાગીરદાર છે. રા. માનશંકરે આ બાબતં કાંઇ આધાર આપેલો નથી. વડોદરા ગેઝેટીઅરમાં દીવાનો કે અમલદારોમાં શંભુરામ કે નભુલાલનું નામ જડતું નથી. એ માણસ બહાદૂર અને નિમકહલાલ હતો. એણે આ લડાઇમાં દગો કર્યો એવી અફવા એક વખત શહેરમાં ફેલાઈ હતી તે ખોટી હતી. બાબી વિલાસનો કર્તા લખે છે કેઃ—

"સૈરહી તે બુમ એક આઈ ॥ શંભુરામને કરી દગાઈ
રાઘોબા મારી વહ આંમલ ॥ શૈરલાયો આલિ કરિ આલમ. ॥

[૫૨] ગૂ. ગેઝેટીઅર પૃ. ૩૪૨. [૫૩] એજ પૃ. ૩૪૨.



૧૨ રાણી સિપ્રીના રોજાના કઠેરાની નકશી



૧૨ દરિયાખાંનો ઘુમટ

## પ્રકરણ ચૌદમું



# અમદાવાદ—ખરેખરૂં ગર્દાબાદ

" પણુ એંસી જ વર્ષ પછાત, જો જોઈએ ઝાંખી,
દીસે દક્ષિણીઓ ગુજરાત, ઘૂમતા ડર દાખી.
શો પેશવાઇને દોર, પુનેથી સંચરતા.
બહુ ચકરાં જાલમ જોર, 'ઇકડે યા' કરતા.
માંડયા રાજે અધર્મ અપાર, ધર્મનું કહાવેજે.
કરી ચોર દીવસે ચમકાર, શૂન્ય થયું સહેજે."

—નવલરામ—

અમદાવાદ હવે મરેઠાની સત્તામાં સંપૂર્ણ આવ્યું. કોઇ મુસલમાન સરદાર વચ્ચે દખલ કરનાર રહ્યો નહિ. સત્તાનું કેન્દ્ર પુને હતું, અને સુબાઓ એક પછી એક આવતાં. એમના સમયમાં અર્ધું અમદાવાદ જંગલ બન્યું એ સીવાય જાણવા જેવી બહુ અગત્યની વાત કાંઇ બની નથી. મરેઠાઓની સત્તાનો મોટો ભાગ અંદર અંદર લઢવામાં અને પુનાની ગાદીની સ્જખટપટમાં ગયો છે એટલે અમદાવાદના ઇતિહાસને એ સાથે સંબંધ નથી. દક્ષિણમાં રાજખટપટ માટે નાણાં પુરાં પાડવાને ગૂજરાત એક તીજોરી રૂપ માનતું, અને રાજ્ય કે બંદોબસ્ત કરવાની દાનતે મરેઠાઓ ગૂજરાતમાં ઝાઝું રહ્યા નથી. એટલે ઓછે ખરચે વધારે આવક ભેગી કરવામાં એમનો સમય ગયો છે. સારા સુબા પણ નથી આવ્યા એમ ન કહેવાય. પરંતુ એવો સમય થોડો આવે છે. મુસલમાની સમયમાં પણ લૂંટ અવ્યવસ્થા વગેરે થતું. મુસલમાનોએ પણ જૂલમો કર્યા છે.

મરેઠા રાજ્ય

પરંતુ સરવાળે સુવ્યવસ્થા એમના વખતમાં વધારે રહી છે. રાજ્યના કાળનું પ્રમાણ જોઇએ તોપણ મરેઠા કાળમાં પ્રમાણમાં અવ્યવસ્થા વધારે જણાય છે. મરેઠા સત્તાના શુભ અંશો પણ છે, અને એમની સત્તા નીચેના બીજા પ્રાંતોમાં એ શુભ અંશોની સારી અસર પણ વધારે પ્રમાણમાં થઇ હશે. પરંતુ એકલા ગૂજરાતનો વિચાર એના ખાસ સંજોગોને ધ્યાનમાં લઇ કરવા બેસીએ ત્યારે તો એ હિંદુ મહારાજ્યમાં ગૂજરાતે પ્રમાણમાં વધારે સહન કર્યું છે એમ લાગ્યા વગર રહેતું નથી. ઘોડો ગાડીમાં જોડેલો હોય અને શેઠ પોતે મઝા ભોગવે તેમજ બીજાને બેસાડે તે પણ ભોગવે અને શેઠની વાહ વાહ બોલે પણ ઘોડાને પુછ્યું હોય તો જૂદી જ વાત જણાય. એટલે મરેઠી સત્તાના લાભ મહારાષ્ટ્ર આદિ પ્રાંતોને થયા હશે. પરંતુ પુનાના દરબારની રાજખટપટના ખર્ચની તીજોરી બનેલા ગૂજરાતને પુછ્યું હોય તો ખરી વાત જણાય. પરંતુ આ બધી ચર્ચા ગૂજરાતના ઇતિહાસને લગતી છે. તેને અહીં લંબાવવાની જરૂર નથી. ગૂજરાત મરેઠા શેઠની ગાડીમાં જોડેલા ઘોડા જેવું એ સમયે હતું. કેટલીક વાર ગજા કરતાં પણ વધારે ભાર એના ઉપર ભરવામાં આવતો. એટલે એને તો વેઠવુંજ પડેલું.

ઇ. સ. ૧૭૫૭માં સર કર્યા પછી અમદાવાદ ત્રેવીસ વર્ષ સુધી કોઇ ખાસ હરકત વગર મરેઠાના હાથમાં રહ્યું. સદાશિવ રામચંદ્રે આઠ વર્ષ સુબા તરીકે કામ કર્યું. ગાયકવાડ તરફથી ત્ર્યંબકજી આવ્યા. એ પછી પેશ્વાએ ગોપાળરાવને સરસુબા નીમ્યા. ગોપાળરાવના સમયમાં પ્રજાને કાંઇક સુખ હતું. એમણે સરસપુર આગળ ગોપાળની વાડી બાંધી.[1] એ પછી કેટલાક સુબા બદલાઇ ગયા અને બાપજી પંડિતના વખતમાં અમદાવાદ ઉપર બ્રીટીશની ચઢાઇ થઇ.

પેશ્વાના સુબા

ફતેસિંહ ગાયકવાડ સાથે સલાહ થવાથી પુનાની સરકાર વિરૂદ્ધ અંગ્રેજો ફતેસિંહને મદદ કરે અને અમદાવાદનો કબજો અપાવે એમ નક્કી થયું હતું; એટલે જનરલ ગોડાર્ડ અમદાવાદ લશ્કર લઇને આવ્યો. બાપજી પંડિતે શહેરનો બચાવ કરવા માંડયો. શહેરમાં એ વખતે ૬૦૦૦ આરબો અને ૨૦૦૦ સ્વાર તથા કેટલુંક પાયદળ હતું. ગોડાર્ડ ઈ. સ. ૧૭૮૦ના ફેબ્રુઆરી માસની ૧૦મી

[૧] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૮૩.

તારીખે નદી કિનારે શાહ ભીખણની દરગાહ આગળ આવીને પડયો. અને પંડિતે માણેક બુરજ ઉપર તોપો ચઢાવી. ગોડાર્ડે ખાનજહાન દરવાજા આગળ તા. ૧૨મીએ તોપો ચલાવી અને બીજે દીવસે સાંજે બાકું પાડયું. એ પછી શહેર શરણ થાય છે કે નહિં તેની રાહ જોઇ મદદની પણ રાહ જોતો બે દીવસ થોભ્યો. બે દીવસ પછી તા. ૧૫મીએ કર્નલ હાર્ટલીની સરદારી તળે હુમલો કરવા ટુકડીને મોકલી, અને ભારે લઢાઇ થઇ એમાં શહેરનાં ૩૦૦ અને લઢનારાનાં ૧૦૬ માણસો મરણ પામ્યાં અને શહેર શરણ થયું. બાપજી પંડિત ખાનપુર દરવાજેથી નાઠા.[૨] રા. મગનલાલ વખતચંદ લખે છે કે આ લઢાઈમાં અંગ્રેજનાં ૧૨૦ માણસ મરણ પામ્યાં એમાં ચૌદ અંગ્રેજ હતા. પંડિતનાં ૧૦૦૦ માણસ મરણ પામ્યાં હતાં.

જનરલ ગોડાર્ડે અમદાવાદ લીધું ઇ. સ. ૧૭૮૦

એમ કહેવાય છે કે જનરલ ગોડાર્ડે ત્રણ દીવસ સુધી શહેર લૂંટવાનો હુકમ આપ્યો, એથી શહેરમાં ચિંતા ફેલાઇ. પણ નગરશેઠ નથુશા ખુશાલચંદ શહેરના કાજી મુહમ્મદ શાલે અને બાદશાહી દીવાન મીઆં મીરઝાં અમુ એ ત્રણે મળી જનરલને આજીજી કરી. જનરલે ગુસ્સે થઇ શરણે કેમ ન થયા એમ પુછ્યું ત્યારે નથુશા બોલ્યા કે સરસુબાએ આજ સુધી અમારૂં રક્ષણ કર્યું એટલે અમે એને નીમકહલાલ રહ્યા. હવે તમારો અમલ થયો ત્યારે તમારે શરણ આવીએ છીએ. ગોડાર્ડે આથી ખુશી થઇ શહેરમાં ઢંઢેરો ફેરવ્યો, અને લોકને ડર રાખ્યા વગર કામધંધો કરવાને જણાવ્યું. અંગ્રેજી લશ્કરે આ હુમલા વખતે કોઈ જાતનો અત્યાચાર શહેરમાં કર્યો નથી.[૩]

નથુશાએ અમદાવાદની લૂંટ અટકાવી

જનરલ ગોડાર્ડે અમદાવાદ ફતેસિંહ ગાયકવાડને સોંપ્યું અને ગાયકવાડ તરફથી સદાશિવ ગણેશ સુબા નીમાયા. જનરલ બાર દીવસ રહી, કિલ્લામાં થોડી ફોજ મુકીને ગયો. ઇ. સ. ૧૭૮૨માં સુબા સદાશિવ ગણેશ બદલાયા.

[૨] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૫૯. મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૮૫–૮૬.
[૩] મગનલાલ વખતચંદ આ વાત લખે છે. પણ ગેઝેટીઅરમાં શહેર લુંટાવાના હુકમ બાબત કે નથુશા વગેરે બાબત લખ્યું નથી. બ્રીગ્ઝ આ વાત માને છે તે ભૂલ હશે એમ ગેઝેટીઅર ઉપરથી જણાય છે.

તે પછી થોડે થોડે વખતે સુબાઓ બદલાતા ગયા. ભગવંતરાવ શિવરામ એક વર્ષ, ત્ર્યંબક મકનજી બે વર્ષ, રાધાજી જીવાજી અને ત્ર્યંબકજી મકનજી મળીને પાંચ વર્ષ, અને ફરીથી રાધાજી જીવાજી આવ્યા.

પેશ્વાઈ સુબાઓ

એ વખતે પેશ્વાની તરફથી ઇ. સ. ૧૭૯૦માં ભવાની શિવરામ આવ્યા. એ વર્ષ (સંવત ૧૮૪૭)માં ઘણો વરસાદ પડવાથી લીલો દુકાળ પડયો હતો. તેથી અનાજ મળતું નહિ પણ ચાર બહુ થવાથી ઘી સસ્તું હતું.[૪]

આ સુબાઓની સત્તાના વખતમાં સાલબાઈની સલાહ (૧૭૮૩)થી અમદાવાદ અગાઉની શરતે પેશ્વાને સોંપાયું હતું.

આ થોડાં વર્ષોમાં અમદાવાદમાં કાંઇક સુખશાંતિ રહી. ઈ. સ. ૧૭૮૯માં સુરત કરતાં અમદાવાદના ઉદ્યોગો સારા હતા. પરંતુ આગળ લખ્યું એ દુકાળની અસરથી શહેરને જરા વેઠવું પડયું હતું. આ વખતે

શેલુકર સુબો

શહેરની અંદરનો કેટલોક ભાગ પણ ઉજડ હતો. ઇ. સ. ૧૭૯૮માં કશનરાવ ભીમરાવ શેલુકર પેશ્વા તરફથી સુબો થઇને આવ્યો.[૫] આ સુબાને આબા શેલુકરના નામે અમદાવાદમાં એ વખતે નાનું છોકરૂં પણ ઓળખતું હતું. આ સુબાએ શહેરમાં ઘણો જુલમ કર્યો. એણે તાયફા વેરો અને નાત વેરો જુલમથી લીધો.

શેલુકર ઘણો શોખીન હતો. એ શહેરમાં સ્વારી સાથે પેસતો ત્યારે પોતાના હાથી આગળ મજુરોને માથે પાટ ઉચકાવી તે

લાલા હરખચંદ

ઉપર ચાલતી સ્વારીએ નાચ થતો તે જોતો. એક વખત હોળીની સ્વારીમાં એણે ઢંઢેરો પીટાવ્યો કે શેલુકર બહાર નીકળશે તે વખતે જે સ્ત્રીપુરૂષોએ ગુલાલ વગેરે સુબાને છાંટવું હોય તે છાંટવું. એ વખતે લાલા હરખચંદ નામે એક ઉદાર ચરિત શાહુકાર હતો. એણે શેલુકરને એક લાખ રૂપીઆ આપી એક વખતે શહેરના લોક પાસેથી વેરો ન લેવા દીધો.[૬]

[૪] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૮૮–૮૯. કહેવાય છે કે ઘી રૂપીઆનું ૧૦) શેર મળતું અને કેટલાક લોકો છાણમાં ઘી મેળવીને નિર્વાહ કરતા. [૫] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૫૯. મગનલાલ વખતચંદ શેલુકરના આવ્યાની સં. ૧૮૫૦ લખે છે એ ઇ. સ.માં કાંઈક ફેર જણાય છે. (પૃ. ૮૯). [૬] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૯૦.

હવે શેલુકરે શહેરમાંથી ગાયકવાડનો પગ કાઢવાનો વિચાર કર્યો. એ પેશ્વાને પણ માનતો નહિ એટલે પેશ્વા અંદરથી એના ઉપર નારાજ હતા; પણ દર વર્ષે ખંડણી નિયમિત મોકલાવતો અને પછી મરજી મુજબ કરતો એટલે પેશ્વા કાંઈ બોલતા નહિ. એક વખત એણે ગાયકવાડની હવેલી ઉપર ચઢાઇ કરી હવેલી લઈ લીધી અને વડોદરે કોઇથી કાગળ લખાય નહિ એવો બંદોબસ્ત કર્યો. આખરે એક બ્રાહ્મણ મારફતે[૭] ગાયકવાડને આ બીનાની ખબર પડી ત્યારે એણે પુને લખી, શેલુકરને પકડી પુને મોકલવાની પેશ્વાની પરવાનગી મેળવી, અને ગાયકવાડે પોતાના સુબા શિવારામ ગારદી સાથે ફોજ મોકલી. આ વાત શેલુકરને ખબર પડતાં શિવારામ ગારદીનું ઘર માંડવીની પોળમાં નાગજીભૂધરની પોળમાં હતું, અને એનું કુટુંબ ઘરમાં હતું તેને પકડવા સીપાઇઓ મોકલ્યા. ઘરનાં માણસો ઘર બંધ કરીને બેઠાં ત્યારે સરકારી માણસોએ ઘર ફાડવાનો વિચાર કર્યો. અંદરનાં માણસોએ કિંમતી વસ્તુઓ ટાંકાં તથા કુવામાં નાંખી ઝવેરાતનો ભૂકો કરી નાંખ્યો, અને શિવારામના બાપુ સાહેબ નામના ત્રણ વર્ષના છોકરાને રમતો મુકી, એક બીજાને હાથે કટાર ખાઇને મરણ પામ્યાં. આ લોકોના લોહીનો પ્રવાહ બહાર ખાળે આવ્યો ત્યારે સીપાઇઓએ ઘર તોડીને જોયું તો બધાં મરેલાં અને બાળકને રમતો જોયો; એને પકડીને શેલુકરને સોંપ્યો. આ ઉપરથી શિવારામ ગારદી હજી સુધી આવેલો ન હોવાથી કહેવત પડી કે "શિવરામ ગારદી જ્યાં પડ્યા ત્યાં મહીનોને બારદી."[૮]

શિવારામ ગારદી

આ દરમ્યાન ગાયકવાડનું લશ્કર આવી પહોંચ્યું. ચોકીદારે શેલુકરને ખબર આપી પણ નાચના ધોંધાટમાં એણે ગણકાર્યું નહિ.

પછી ગાયકવાડના લશ્કરે તોપોથી, તથા શેલુકરના સુબેદારોને ફોડયાથી જમાલપુર દરવાજેથી પ્રવેશ કર્યો. આ લશ્કર માણેકચોકમાં આવ્યું ત્યારે શેલુકરે કહ્યું કે "ભદ્રના દરવાજા બંધ કરો અને ત્રણ દરવાજા ઉપર માણસો ચઢાવો." એમ કહી નાચગાન ચાલુ રાખ્યાં. ત્રણ દરવાજા આગળ આરબ લશ્કરે સહેજ અટકાવ કર્યો ત્યારે ગાયકવાડે શેલુકરના સરદારોને ફોડ્યા હતા તે ખબર

[૭] એમ કહેવાય છે કે એક બ્રહ્મણ લંગોટીમાં રાખીને કાગળ વડોદરે લઇ ગયો. (મ. વ. નો ઇ. પૃ. ૯૧) [૮] આ કહેવત કોઇ કામમાં વિલંબ થાય ત્યારે હજી પણ કોઈ કોઇ વાપરે છે.

આરબોને આપી અને આરબોએ રસ્તો આપી લઢાઇનો ડોળ કરી ખાલી બંદૂકો ફોડી. શિવારામ વગેરે એ કારંજમાં આવી ભદ્રની ફોજને ફોડી, લાલદરવાજેથી ભદ્રમાં પેઠા. ગાયકવાડનો સરદાર ૧૦૦ માણસ લઇ કચેરીમાં નાચ થતો હતો ત્યાં ગયો. શેલુકરના દીવાન વગેરેએ શેલુકરને ઘણો સમજાવ્યો અને કહ્યું કે પેશ્વાનો હુકમ એને પકડવાનો આવેલો છે, છતાં શેલુકરે માન્યું નહિ, ત્યારે ગાયકવાડનાં માણસોએ એને ચાંદીની બેડી ઘાલીને કેદ કર્યો; અને સોળ દીવસ અમદાવાદમાં રાખી પુને મોકલી દીધો. શેલુકર પાસે ૫૦૦૦ આરબ અને ૧૦૦૦૦ બીજું લશ્કર હતું પણ મોજશોખની પાછળ સત્તા ખોઇ. એને માટે કહેવત પડી કે "હાથમાં દંડો બગલમાં મોઈ, હવેલી લેતાં ગૂજરાત ખોઈ." શેલુકર કેવા ઠાઠથી આવ્યો અને કેવી હાલતમાં ગયો એનો રાસડો અમદાવાદમાં ગવાતો હતો. એ શરીરે ભારે અને ઉંચો હતો. એને નામે લોકો બહુ ડરતા હતા. એને બેડી જડવા લુહારને બોલાવ્યો ત્યારે લુહાર પણ ધ્રૂજતો હતો. એણે જુલમ પણ ઘણો કર્યો હતો[૯]. ભદ્રમાં શહેરના

ગાયકવાડના લશ્કરે અમદાવાદ લીધું

શેલુકરને પકડયો

[૯] એમ કહેવાય છે કે દોલતરાવ સીંધીઆએ નાના ફડનવીસ સાથે શેલુકરને કેદ કરેલો ત્યારે છુટવા માટે દસ લાખ રૂપીઆ કબુલેલા અને તે ભેગા કરવા ગૂજરાતમાં જુલમ કરેલો. ગૂ. ગેઝેટીઅર પૃ. ૪૧૧ ). શેલુકરના ગરબાની હસ્તલિખિત નકલ ફોર્બસ સભામાં છે. એમાં શેલુકરે અમદાવાદમાં કડક અમલ ચલાવી વેપારીઓ અને વસવાયાંને દંડયાની હકીકત છે. એમાં સંવત ૧૮૫૬માં ગાયકવાડના લશ્કરે શેલુકરને જમાલપુર દરવાજા આગળ હરાવીને પકડી પુને મોકલ્યો એમ લખ્યું છે. (જુઓ ફોર્બસ સભાનાં હસ્ત લિખિત પુસ્તકોની યાદી. પૃ. ૧૨૮–૧૨૯.

"પુનેથી સેલુકર આવીયોરે,
કરવા અમદાવાદના રાજરે, સેલુકર શીદ આવ્યો'તો સેર માંરે" ॥

એ પછી એના ઠાઠનું અને સ્વાગતનું ભારે વર્ણન આવે છે. અમદાવાદમાં શિવારામ પંતને એણે અગાઉથી કહેવડાયું હતું એમ લખે છે.

"રાયપુર દરવાજે પેસીઆ રે ભારે ચઢાવી અસવારી ॥ સેલુકર શીદ૦ ॥
પેસતાં તે હત્યા કરીરે, કાપ્યો રસ્તાનો પીપલો ॥ સેલુકર શીદ૦ ॥"

... ... ...

લોકોને પડાવેલો માલ અને વેઠથી એક મહેલ બાંધ્યો હતો.[૧૦] ગઇ સદીમાં નવી કોર્ટ બંધાતા પહેલાં એમાં શેશન્સ કોર્ટ બેસતી હતી.

અમદાવાદ ગેઝેટીઅરના લખાણ પ્રમાણે ગાયકવાડનો ભાગ ન આપવાથી ગાયકવાડે શેલુકર ઉપર ચઢાઈ કરી અને ગોવિંદરાવ ગાયકવાડે શાહઆલમ પાસે લઢાઇ થઇ એમાં શેકરને હરાવ્યો, અને પુંઠે પડીને ભદ્રમાં એને પકડયો.[૧૧]

શેલુકર પકડવાથી પેશ્વા અંદરથી ખુશી થયા અને ગાયકવાડે રૂ. પાંચ લાખ પેશ્વાને આપવા એ શરતે અમદાવાદનો ઇજારો ગાયકવાડને આપ્યો.

અમદાવાદનો ઇજારો

ઈ. સ. ૧૮૦૪માં દશ વર્ષ માટે ફરીથી ઈજારો કાયમ રાખ્યો. ગાયકવાડની તરફથી રાવબાદાદા સુબો થઇને આવ્યા અને એમની પછી રઘુનાથ મહીપત ઈ. સ. ૧૮૦૦માં સરસુબા થયા. આ સરસુબા લોકોમાં "કાકા સાહેબને નામે પ્રસિદ્ધ છે. એમણે મુલકનો સારો બંદોબસ્ત કર્યો. ગાયકવાડની

કાકા સાહેબનો સારો અમલ

હવેલીનો કોટ વધાર્યો અને કાંકરિયું તળાવ સુકું રહેતું તેમાં પાણી લાવવા ગોઠવણ કરી. ગોડાર્ડના હુમલા વખતે અને શેલુકરના સમયમાં કોટ થોડો પડી ગયેલો તે સમરાવ્યો.[૧૨] એમણે દશ વર્ષ સત્તા ભોગવી એમાં લોકો સુખી થયા.

"આવ્યો તારે દોસાલા હોડી, ગયો તારે ચાદરો હોડી ।। સેલુકર તેં જસ ના લીધોરે ।।
આવ્યો તારે નોબતો ઝાડીઓ, ગયો તારે તાલીઓ બહુ પાડીઓ ।। સેલુકર૦ ।।

... ... ... ... ... ... ... ... ...

"હારયો છ સેલુકર ફોસી એના કામ તણીકાંણી,
જેને કોઇ જ જાણે બિહારી. ।। સેલુકર૦ ।।
સંવત ૧૮૫૬ની સાલે સેલુકર ગયો પુનાની વાટે ।। સેલુકર૦ ।।

મરેઠા સત્તાના આવા રાસ કે ગરબા એ સમય લગભગના જ મળી આવે છે. તેમાં મરેઠાના જુલમના દાખલા નીકળે છે. મુસલમાનના એ જ સમયની સરખામણીમાં એટલા અને એવા નથી મળતા. એ અભરામકુલીના રાસ ઉપરથી સમજાશે. શેલુકરે કાલી ગામના કિલ્લા ઉપર હુમલો કરેલો તેની હકીકત પણ છે. [૧૦] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૯૨—૯૬. [૧૧] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૫૯. [૧૨] મગનલાલ વખતચંદનો ઇતિહાસ. પૃ. ૯૭.

કોઈપણ અરજદારને કાકાસાહેબ તરછોડતા નહીં. કાકા સાહેબના ગયા પછી વીઠલરાય બાલાજી સુબા થયા. એમના સમયમાં સ્વામીનારાયણના પંથની સ્થાપના થઇ. એ પંથ ન ચાલવા દેવા વિઠ્ઠલરાવે ઘણી મહેનત કરી પણ સહેજાનંદને મેલી વિદ્યાવાળા જાણીને વહેમથી ડરીને વાત પડતી મુકી.[૧૩]

**અગણોતરો કાળ**

ઇ. સ. ૧૮૧૧-૧૮૧૨, સંવત ૧૮૬૯માં વિઠ્ઠલરાવની બદલી થવાથી રામચંદ્ર કેશવ સુબા થયા એમના વખતમાં ભયંકર અગણોતરો કાળ પડયો અને મોટો રોગ પણ ચાલ્યો.

વિ. સ. ૧૮૬૮માં વર્ષાદ ઘણો પડવાથી અનાજ પાકયું નહિં અને ઉપરથી તીડ પડયાં. એથી મોંઘવારી વધી. કહેવાય છે કે એ વખતે ઘઉં રૂપીઆના આઠશેર અને મગ પાંચ શેર હતા. મારવાડમાં પણ દુકાળ હોવાથી મારવાડની મઉ અમદાવાદમાં આવવા લાગી અને રોગ પણ ફાટી નીકળ્યો. બીજે વર્ષે વરસાદ ન પડવાથી મોટો દુકાળ પડયો. રોગથી અમદાવાદમાં રોજનાં ચારથી પાંચ માણસો મરતાં. તેથી શહેરની વસ્તી અર્ધી થઈ ગઇ. દરેકને ઘેર રોગ હતો, અને મરનારને

**દુકાળનો ત્રાસ**

ઉપાડનાર મળતા નહિં. કહેવાય છે કે બાળવા માટે કાઠી ન મળવાથી કેટલાંક ઘર પાડી નાંખ્યાં પણ માણસ અર્ધા જ બાળી શકાતાં. મારવાડની મઉએ પણ ત્રાસ વર્તાવ્યો હતો અને ખાવાનું લઇ કોઇ બહાર નીકળે તો મારવાડી લૂંટી લેતા. એમ કહેવાય છે કે આવું દુ:ખ શહેરે અને ગૂજરાતે કદી દેખ્યું નથી. આ વખતે સુબા રામચંદ્રે વ્યવસ્થા બહુ સારી રાખી અને સામટું વેચવાનું બંધ કરાવ્યું. કોઇને પણ એક રૂપીઆથી વધારે મળતું નહિં. એક દીવસે એક લઇ જનારને ફરી તે જ દીવસે ન અપાય તેનો બંદોબસ્ત પણ કર્યો.[૧૪]

દુકાળને બીજે વર્ષે સુબાની બદલી થઇ નારણરાવ ટાચકા સુબા થઈ આવ્યા. આ સુબાએ લોકને બહુ દંડયા. એક જ વર્ષ પછી એ બદલાઇને રાહુ રામચંદ્ર સુબા થયા. આ સુબા કાનના કાચા હતા એટલે લોકો એમને

[૧૩] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૯૮, [૧૪] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૯૯-૧૦૦. અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૬૦. કહેવાય છે કે એ દુકાળમાં રૂા. ૧૦૦)નો દાગીનો રૂા. ૨૫)માં મળતો પણ કોઇ લેનાર નહોતું.

બ્હેરાને નામે ઓળખતા. આ બ્હેરાની વખતમાં અમદાવાદમાં ચાડીઆનું મોટું તોફાન થયું. એ વખતે વેલેન્ટાઇન સાહેબ વલંદાની હવેલીમાં રહેતા હતા.[૧૫]

એમ કહેવાય છે કે અમદાવાદમાં આ સુબાના સમયમાં ચાડીઆનું ટોળું થયું હતું. એ ચાડીઆ ગામના દરેકની દરેકજાતની ચાડી ખાતા. કોઇના ઘરની ગમે એવી વાત કરતા. કોઇની કેટલી પુંજી છે અને ફલાણો ઘણો ધનવાન છે એમ સુબાને કહેતા. સુબાને એટલું જ જોઇતું હતું. કારણ કે કોઇ પણ રીતે ધન કઢાવ્યા વગર ઇજારાના રૂપીઆ ભરતાં ઉપર નફો મેળવવાની એની દાનત હતી. એટલે કોઇ પૈસાદાર છે એવી ખરી કે ખોટી ખબર પડતાં એ આશામીને બોલાવી અમુક રકમની માંગણી કરે, અને તે ન આપે તો એની છાતીએ પત્થર મુકે, અગર અંધારી ઓરડીમાં પુરી મુકી ઘણો ત્રાસ આપે અને રીબાવીને નાણાં કઢાવે. આથી ચાડીઆ અને સુબા બન્નેનું કામ થતું. આ ચાડીઆનું ટોળું એટલું વધી ગયું હતું કે એક વખતે બાર મણનો દૂધપાક એ લોક ખાઈ ગયા હતા. આ ચાડીઆ મહાજનમાં એક ઓતીઓ (ઉત્તમચંદ) નામે ચાડીઓ સુબાની મુછનો વાળ હતો.[૧૬]

એક વખતે ઓતીઆએ એવી ચાડી ખાધી કે એક ભાટની સદુબા નામની સ્ત્રી અમુકની સાથે ખાય છે. આ સાંભળી સુબાએ સદુબાને પકડવા માણસ મોકલ્યા. સદુબાએ આ વાત સાંભળીને પોતાના પતિને કહ્યું કે હું નિર્દોષ છું અને મારી બેઆબરૂ થશે માટે મારૂં માથું કાપી નાંખો. પતિએ ના પાડી એટલે એ સ્ત્રી ભારે હઠ લઇને બેઠી તેથી ભાટે એનું માથું કાપી નાંખ્યું. આ સાંભળી ભાટ લોકો ઉશ્કેરાયા. એમને લાગ્યું કે આજે આનો વારો તો કાલે આપણો, એમ વિચાર કરી સદુબાનું શબ ઝોળીમાં ઘાલી ભાટનું ટોળું કારંજના કોટવાલી ચબુતરે ગયું.[૧૭] એક દીવસ અને રાત ત્યાં લાંઘ્યું. ઓતીઆએ આ વાત સાંભળી ત્યારે એ ભદ્રમાં સુબાના ઘરમાં ભરાયો અને બીજા ચાડીઆ સંતાઇ ગયા. ભાટોએ સુબાને કહેવડાવ્યું કે સદુબાની વાત સાબીત કરો અને ન થાય

ભાટ અને ચાડીઆ

[૧૫] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૦૧–૧૦૨. [૧૬] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૦૩. [૧૭] હાલ સરકારી મીડલ સ્કુલ ભદ્રમાં છે ત્યાં ચબુતરો હતો.

તો ઓતીઆને સોંપી દ્યો. એમ નહિ કરો તો અમે બધા મરીશું અને વાત ભારે થઇ પડશે. એક દીવસ અને રાત ભાટ ભદ્ર આગળ રાહ જોઇ બેઠા, અને ત્રીજે દીવસે ઘણા દીવસની કકળેલી પ્રજા ત્યાં ભેગી થઇ અને વધારે ઉશ્કેરાઇ.[૧૮]

એવામાં ગોધીઓ (ગોરધન) નામનો એક ચાડીઓ જાતે વીસાનાગર સુરદાશાની પોળનો રહેનાર ત્યાં થઇ જતો હતો. કોઇએ બુમ મારી કે ઓ ચાડીઓ જાય. એથી ચીઢાઇ એણે ગાળ ભાંડી. એટલે રૈયત એના ઉપર તુટી પડી. ચાડીઓ નાઠો, અને બચવાને પાનકોરને નાકે કુવામાં પડયો. લોકોએ એમાંથી કાઢી એને મારી નાંખ્યો અને બજાર વચ્ચે એની લાશ નાંખી. એ પછી લોકો ગામમાં ચાડીઆને ખોળવા નીકળ્યા. એ સાંભળી એક બીજો ગોધીઓ નામનો ચાડીઓ કોઇ પાસે પોતાના ઘરને તાળું મરાવી ઘરમાં ભરાઇ રહ્યો. એનું ઘર લાલાભાઇની પોળમાં હતું. લોકોએ તાળું દેખી પાછા વળવા માંડયું પણ એ વખતે ચાડીઆએ જાળીમાંથી જોયું, અને એ કોઇ દેખી ગયું.

ગોધીઓ ચાડીઓ

બીજો ગોધીઓ ચાડીઓ

[૧૮] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૦૪. સદુબા અને ચાડીયાની બાબતમાં વધારે વીગત આ પ્રમાણે છે. ફાર્બસ સભામાં ચાડીયાની બાબતમાં હસ્તલિખિત વાત અને લાવણી છે. એમાં લખ્યું છે કે સં. ૧૮૭૨ના વરખે ભાદરવા વદી ૪ને દીને બારોટ હરીસંગને ઘેર સદુબા આવીને તે દીને દેવલોક પામાં છે. ॥ સંવત ૧૮૭૩ના વરખે આશાડ સુદી ૨ને રોજ સદુબાની દેઅડી કરી છે ને તેના સાંમો તલસી (ક્યાં)રો બનાવ્યોં છે." આ સદુબા સતી તરીકે પૂજાવા લાગી, અને શાહપુરમાં ભાટવાડામાં એની દેરડી હાલ પણ છે. એની બાધા રાખડી ચાલતી હતી. (ફાર્બસ સભાનાં હસ્ત લિખિત પુસ્તકોની યાદી. પૃ. ૨૩૯-૨૪૦. "ओतंम फाडीआ वडा चाडीआ भाटडीपर जुलम कीया." (એજ પૃ. ૨૫૨માં આ પ્રમાણે રાસ છે):—

"પવાડો સદુવલ તણો વધ્ય વધ્ય કહુ વધત્ય ॥ ૧ ॥
... ... ... ...
ભાટ ચારણને બ્રાંમણાં કવિજન કીજે કોડ
... ... ... ...
અમદા સહેરે આવીઆ વધ્ય વધ્ય કરૂ વખાણ ॥ ૪ ॥
... ... ... ...

આ વાતની લોકોને ખબર પડતાં ઘર ફાડીને ગોધીઆને બહાર કાઢ્યો અને મારીને બજારમાં નાંખ્યો, પણ એ મરણ નહોતો પામ્યો. મડદાની પેઠે પડી રહ્યો હતો. એ બચી જાત પણ જરા હાલ્યો એટલે એક ફકીરે ડંગોરા મારી એને મારી નાંખ્યો.૧૯

હવે રૈયત અને ભાટ ભદ્રમાં પેઠા અને ઓતીઆ માટે માંગણી કરી સુબાને ધમકી આપી. આખા શહેરની પ્રજા ઉશ્કેરાયલી દેખી સુબો મામલો

પેસુવા પેશવા રાજ્યમાંય ચકવે રાજ્ય ચેચ્યક ચ્યાય,
કુલ જગમાં વાપીયું કુડ : લારોહિ લાહાર વાપિયા લુંનડ
દેદેશ દુષ્ટ ધાઈયા દાય; આવીયા સહર અમદાય માંહે
ચાડીયા ચાડય ચાલે ચંડાલ અબલા સહુને આપે આલ ॥
શ્રીમંત સેહેર ભાગીયું સોહ : કોયની વાર કરે નહીં કોય :
ધંધોલિ સેહેરમાં કિયો ધંધ : આવિયા ભાટ ઉપર અંધ
જાયકાં દેવ ચોસઠ જોય : હકમે દેવ હિગુલ હોય.

... ... ... ...

અણિરાવ કુલ જેસંગ આયે : અડિયલ નગ્ર અમદાજ માંય
તેહરો પુત્ર હરિયં (ચં)દ તોય : જશરિ રાત જાયો જ જોય
તહારે ઘેર સદુવલને તેણ : પાલવા સમધ સાચરો વેણ

... ... ... ...

સતી માતરિ માનતા સુધ ચોથે ॥ હકમ એકસુ તેહરૂ કામ હોયે ॥
સદુ માતને સમરે મન સાચે ॥ રઘુરાજ તે આપરો મન સચ્ચે ॥

(એજ પૃ. ૧૩૫–૧૩૬) "ચાડીયાની વાત"માં લખે છે કે બાર મણનો દુધપાક ચાડીઆ ખાઇ ગયા તે મીરખાની લાલા વજેરામની વાડીમાં કરી હતી. 'વાર્તા'નો લેખક લખે છે કે: "એવી રીતે તે માનતા વરસ ૫ તથા ૭ ઘણીક ચાલીને હાલ પણ થોડીક ચાલે છે તેનું દેવલ સાપુર ભાટવાડામાં છે." આગળ લખે છે કે ચાડીઆ શાહેરની સ્ત્રીઓની ખોટી ચાડી ખાતા અને એવી સ્ત્રીઓને સરકારમાં પકડી મંગાવી "તને સાડી ચોલી અપાવીને કાહાડી મુકાવીશું" એમ લાલચ આપી કે જોરજુલમથી એના સંબંધમાં આવેલા ખરા ખોટા પુરુષોનાં નામ લખી લેતા અને પછી એ નામવાળા પુરુષોને બોલાવી દંડ કરાવતા. એમાં સરકાર સાથે ચાડીઆનો ભાગ પણ રહેતો અને બીજા પૈસા પણ ખાઈ જતા. આ વાત ચાડીઆ મરાયા પછી ૩૩ વર્ષે લખાઈ જણાય છે.

[૧૯] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૦૫–૧૦૬.

ચેતી ગયો, અને ગમે તેમ કરો પણ મારી નાંખવો નહિ એ સરતે લોકોને ઓતીઓ સોંપ્યો. એટલે લોકો એક ગધેડું લાવ્યા અને ઓતીઆનું માથું બોડાવી મેંશ લગાડી ખાસડાંનો હાર પહેરાવી અવળે ગધેડે એને બેસાડી બાર દરવાજા ફેરવવા લઇ ગયા. રા. મગનલાલ વખતચંદ (ઇ. સ. ૧૮૫૧) લખે છે કે "ઓતમશાની જાનમાં તમામ રહીયત સાજનમાં આવી હતી, સરકારના સીપાઇઓએ ઓતમશાની ઉપર ઢાલોના છત્ર ધરયા હતા, નેં અઢારે વરણ ઇટાલા નેં ઢેખાલાના ફુલથી વધાવતી હતી. હેવી શોભા સહીત ઓતમસાનો વરઘોડો કાળુપુર દરવાજા બહાર ઊતરયો. જે વખતે ઓતીઓ ધધેડેથી ઊતરયો એટલે તમામ રહીયતે, હો, હો, હો, કરીને ઇંટો મારવા માંડી નેં સરકારના સીપાઇઓએ વારયા પણ લાખો માણસના મોહો આગલ એ સીપાઇઓનો શો ભાર." લોકે દાદા હરીની વાવ સુધી જતાં ઇંટોથી એને અધમુઓ કર્યો અને એ જમીન ઉપર પડ્યો એટલે ઇંટો મારી દાટી દીધો. રા. મગનલાલ લખે છે કે "બાલેંટાઇન સાહેબ આ તોફાન જોઇનેં હબકી ગયા કે રહીયતે આવો જુલમ કર્યો; પણ એમાં રહીયતનો કશો વાંક નથી."[૨૦]

ઓતીયાનું મરણ

અહીં એક વાત ભૂલી ન જવી જોઇએ. આપણે જોયું કે કાકા સાહેબ સુબાના સમયમાં ધણું સારૂં થયું છે; તેજ સમયમાં અમદાવાદમાં એક અગત્યનો બનાવ બન્યો. કોઇ માણસ ગુજરી જાય ત્યારે તેના વારસને મીલકત મળવામાં કર આપવા પડતા અને ધણી હરકત પડતી. એ ત્રાસ આ વખતે વધી ગયો હતો. ઇ. સ. ૧૮૦૮માં ગાયકવાડની સ્વારી અમદાવાદ આવેલી તેમાં ગંગાધર શાસ્ત્રી આવ્યા હતા. તે વખતે અમદાવાદના શહેરીઓ નગરશેઠ વખતચંદ ખુલાશચંદને આગળ કરીને અરજ કરવા ગયા. મીલકતના વારસામાં સરકાર તરફથી હરકત થાય છે તે દૂર કરવા અરજ કરી. આ ઉપરથી હુકમ કરવામાં આવ્યો કે જેને છોકરો અગર છોકરીનો છોકરો હોય તો તે વારસ થાય અને છોકરીને છોકરો ન હોય તો છોકરી વારસ થાય. એ બાબતમાં કોઇએ હરકત કરવી

[૨૦] મગનલાલ વખતચંદનો ઇતિહાસ. પૃ. ૧૦૫–૧૦૬. રા. મગનલાલે આ ઇતિહાસ ઈ. સ. ૧૮૫૧માં લખ્યો છે એટલે આ તોફાન કાંતો એમણે નજરે જોયું હશે અગર તો જોનાર વિશ્વાસ લાયક માણસો પાસેથી સાંભળ્યું હશે.

નહિં. સૂર્યચંદ્ર તપે ત્યાં સુધી આ નિયમ પાળવો. આ બાબત વિશ્વાનાથના સોગન ખવડાવવામાં આવ્યા, અને મુખ્ય માર્ગ ઉપર આ બાબતને શિલાલેખ કરાવીને મુકવાનો હુકમ થયો. આ લેખ હાલ ત્રણ દરવાજા ઉપર પૂર્વાભિમુખી મુકેલો છે. મરેઠા સત્તાનું આ સારૂં કામ છે. અને તે પણ કાકા સાહેબના સારા અમલ વખતે થયું છે.

હવે પેશ્વાએ ગાયકવાડને આપેલો અમદાવાદના ઇજારાનો પટો પુરો થતો હતો ( ઇ. સ. ૧૮૧૪ ). એ ફરી કરી આપવા અંગ્રેજ સરકારે પેશ્વાને કહ્યું. પેશ્વાના કહેવાથી શેલુકર સાથે લઢાઈ કરી એને પકડયો એ લઢાઇના ખર્ચના રૂપીઆ પેશ્વાએ ભર્યા નહોતા. પેશ્વાને હવે ફરી પટો કરી આપી ઇજારો લંબાવવા ઇચ્છા નહોતી. આ તકરાર પતવવાને ગાયકવાડે ગંગાધર શાસ્ત્રીને પુને મોકલ્યા. પેશ્વાએ ત્ર્યંબકજી ડેંગલે પાસે શાસ્ત્રીને મારી નંખાવ્યા. અંગ્રેજો આમાં વચ્ચે હતા એટલે એ પણ પેશ્વા ઉપર ચીઢાયા અને પીંઢારાની લઢાઇને લીધે પેશ્વા સામે બીજાં કારણો પણ ઉભાં થયાં હતાં. પેશ્વાએ ત્ર્યંબકજી ડેંગલેને પોતાના તરફથી અમદાવાદ મોકલ્યો. આથી ઘણું નુકશાન થયું. કારણ કે પેશ્વાનો માણસ ન્યાય અન્યાયથી કોઇપણ ઉપાયે નાણું કઢાવવા જ આવતો. ઇ. સ. ૧૮૧૭માં આનો અંત આવ્યો. પેશ્વાએ સાડા ચાર લાખ રૂપીઆ લેવાની શરતે હમેશને માટે અમદાવાદનો ઇજારો ગાયકવાડને આપવા કબુલ કર્યું. આ કરારથી એમ પણ નક્કી થયું કે પેશ્વા પાસે અંગ્રેજો જે માંગે છે તે પેટે આ રકમ ગાયકવાડે અંગ્રેજને આપવી. એ જ વર્ષના નવેંબર માસમાં એમ ઠર્યું કે લશ્કરના ખર્ચ પેટે પેશ્વાએ ઇજારાનો જે હક ગાયકવાડને આપ્યા હતા એ બધા હક અંગ્રેજને આપી દેવા અને ગાયકવાડના પોતાના અમદાવાદના ભાગને બદલે ડભોઇ પરગણું લઈ અમદાવાદ અંગ્રેજને સોંપી દેવું. આ રીતે શહેરમાં ફક્ત ગાયકવાડની હવેલી રહેવા દઈ ખેડાના કલેકટર મી. ડનલોપે ઇ. સ. ૧૮૧૭ના નવેંબરની આખરે આવીને અમદાવાદનો કબજો લીધો.[૨૧] મરેઠા રાજ્યનો અમદાવાદમાંથી અંત આવ્યો.

[૨૧] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૬૦. ગૂ. ગેઝેટીઅર પૃ. ૪૨૮.

તા. ૩૦ નવેંબર ૧૮૧૭ ને રોજ દસક્રોઇનો પેશ્વાનો ભાગ અંગ્રેજને મળ્યો. અને ૬ઠી જુન ૧૮૧૮ને રોજ કાયદો ચાલ્યો. અને ૧૮૧૭ ઑગસ્ટ તા. ૪થી એ ગાયકવાડનો અમદાવાદનો હક પણ અંગ્રેજને મળ્યો.

## પ્રકરણ પંદરમું



# મરેઠા સમયનું અમદાવાદ

"હાલતાં દંડે ચાલતાં દંડે દંડે સારા દીન
છાતી ઉપર પત્થર મુકી પૈસા લેના છીન."

અઢારમી સદીમાં અમદાવાદ ઘસાતું ઘસાતું જીર્ણ થઇ ગયું અને ઓગણીસમી સદીના પ્રથમ પાદમાં અંગ્રેજના હાથમાં છેક ઉજડ સ્થિતિમાં આવ્યું એનો દોષ એકલા મરેઠાઓ ઉપર તો નંખાય એમ નથી જ. અવ્યવસ્થાનાં પચાસ વર્ષમાં મોગલ બાદશાહી નબળી પડતી ગઇ અને સુબાઓને મરેઠાઓ ઉપરાંત સત્તા માટે અંદર અંદર લઢવું પડ્યું એ પણ એક કારણ હતું. છતાં યે અમદાવાદ શહેરની દુર્દશા માટે દોષનો ભાગ પાડીએ તો મોટો ભાગ મરેઠાઓને આવે.

આગળ જોયું તેમ મરેઠા રાજ્યકાળનાં ત્રેસઠ વર્ષમાં જેટલો વખત ગાયકવાડના સુબાનો અમલ હતો તેટલો વખત પ્રજાને કાંઇક પ્રમાણમાં સારો ગયો છે. પેશ્વાના સુબા આવેલા ત્યારે ભય અને ત્રાસ થઇ રહ્યો હતો. શેલુકરના સમયમાં જુલમ અનહદ વધી ગયો હતો, અને એમ કહેવાય છે કે તે પછી કાકા સાહેબ સુબા થઇને ન આવ્યા હોત તો શહેર રહેતજ નહિં.

અત્યારે તો આપણે પરિણામથી જોવાનું રહ્યું છે. મુસલમાન સમયની છેલ્લી અવ્યવસ્થાના સમયમાં પણ આપણે જોયું કે એકાદ બે પ્રસંગ સીવાય શહેરને ઉજડ કરવાનું કે વસ્તીને ત્રાસ આપવાનું મુસલમાન અમલદારોએ કર્યું નથી. મરેઠાઓને મદદમાં લાવ્યાનું અવિચારી કૃત્ય કર્યા પછી પણ

શહેરને નુકશાન થતું જોઇ મોમીનખાંનો જીવ બળ્યો છે. પરિણામનોજ વિચાર કરીએ તો આઠ લાખની વસ્તીવાળા ભર્યા ભાદર્યા અમદાવાદને મુશ્કેલીથી શ્વાસ લેતું લગભગ મુડદું કરી અંગ્રેજના હાથમાં આપ્યું તે મરેઠાઓએ. મોમીનખાં અને જવાંમર્દખાંએ તો પ્રથમની તનદુરસ્તીમાં કાંઈક રોગ પ્રવેશ કરાવેલું શહેર આપ્યું હતું. રાજદ્વારી બાબતોમાં ત્રેંસઠ વર્ષ બહુ વધારે ન કહેવાય, તેમ છેક ઓછાં પણ ન કહેવાય. ત્રેંસઠ વર્ષમાં આખા દેશની નહિ તો એકાદ શહેરની આબાદી સારૂં વ્યવસ્થિત રાજ્ય કરીજ શકે. પરિણામ ઉપરથી જ જોઇએ તો એવી આબાદી પૂનાની પણ થઈ જણાતી નથી તો અમદાવાદ માટે એમની પાસે આશા રાખવી ફોકટ હતી. હિંદુ ધર્મને માટે મરેઠાઓને કુદરતી જુસ્સો અને અભિમાન હશે પરંતુ અમદાવાદની ત્રેંસઠ વર્ષની કારકીર્દીમાં એમનું નામ ચિરંજીવ રહે એવું એક કાર્ય જણાતું નથી. અમદાવાદ બહાર એમને ઘણાં કાર્ય કરવાનાં હતાં અને આખા હિંદમાં ધર્મનું રક્ષણ કરવાનું હતું એમ કોઇ કહેશે. હિંદુસ્તાનમાં હિંદુ મહારાજ્ય સ્થાપવાનું હતું એમ પણ કોઇ કહેશે. એ ખરૂં છે. પરંતુ જે લોભ કુસંપ અને ટુંકી બુદ્ધિથી એ બધા પ્રયત્નનું ફળ મીંડું આવ્યું એજ બુદ્ધિએ એમના નામને, કોઇ જગ્યાએ, અમદાવાદમાં ચિરંજીવ ન રહેવા દીધું. પાંચ પાંચ સદીઓથી અસમાની અને સુલતાનીના ભયંકર ઘા ઝીલીને મુસલમાન બાદશાહીની જાહોજલાલીની સાખ્ય પુરતાં જે કાંઈ રમ્ય અવશેષો આજ ઉભાં છે તેને જોવા જર્મની ઇન્ગ્લાંડ અને અમેરીકાથી આજે પણ કોઈ આવે છે. બાદશાહીનો વખત જવા દઇએ તો મોગલાઇના સમયમાં તો હાલ જેમ કલેકટરો અને કમીશનરો આવે છે અને જાય છે એમ સુબાઓ આવતા અને જતા. પરંતુ થોડા સમયની સુબેદારીમાં આઝમખાં જેવાની કૃતિઓ આજે પણ ગૂજરાતમાં અને અમદાવાદમાં નજર ખેંચે છે. મુસલમાનોનો એ સ્વભાવ જ હતો કે પરરાજ્ય કે પરદેશમાં જીત કરવા જાય અને ત્યાં લઢાઇ લંબાતી હોય, જીત થશે એમ લાગે કે ન લાગે તો પણ, મુલક લાંબો સમય તાબે રહેશે કે નહિ એની ખાત્રી ન હોય તો પણ, એ લોકો ત્યાં કાંઇ બાંધકામ કરતા અને નામ મુકી જતા. દશથીયે ઓછાં વર્ષ એમની સત્તા રહેલી હોય ત્યાં સુંદર બાંધકામ મુકી ગયાના દાખલા મળે છે.

મરેઠા અને મુસલમાનો

મરેઠાઓના ત્રેસઠ વર્ષના રાજ્યમાં અમદાવાદમાં આપણે શું જોઇએ છીએ. હિંદુઓ પણ ગર્વથી કોઇને બતાવે અને જોનારની આંખ ઠરે એવું કોઈ સ્થાન એમણે કર્યું છે ? બાદશાહી મહેલોને બદલે મેદાન થઇ ગયેલા ભદ્રના કિલ્લામાં એક ખુણે પેશ્વાઇ રાજ્યની અમલદારીમાં વસેલું દક્ષિણનું નાનકડું સંસ્થાન અત્યારે છે. એમાં કેટલાક અમદાવાદના વતની થઇ ગયા છે, અને શહેરમાં સારી પ્રતિષ્ઠા પામ્યા છે. પણ એ ત્રેસઠ વર્ષની સત્તાનું એક પણ સુંદર ચિન્હ કે સ્થળ આજે ક્યાં છે ?

મરેઠાનો રાજ્યવહીવટ જે રીતે થયો છે એમાં આ સીવાય બીજું પરિણામ આવે એમ હતું જ નહિ. ઇજારાની રીત દાખલ થયાથી સુબા

ઈજારાની રીત

ઇજારાના રૂપીઆ ઉપરાંત ગમે તે જુલમથી ગમે તેવા કર નાંખીને નાણાં કઢાવતા[1] અને એથી જ દેશને વધારે નુકશાન થયું છે. ઈજારાની રીત પહેલાં નહોતી એમ નહિં, પરંતુ આવી રીતે એનો અમલ ભારે, જુલમી અને સર્વવ્યાપી નહોતો. પહેલાં જુલમની દાદ સંભળાતી અને જુલમીને શિક્ષા થતી. પેશ્વાઇમાં એમ ન થયું અને ઇજારા કોઇ ખાસ વખતને પહોંચી વળવાને માટે નહિં પણ હમેશને માટે થયા એટલે દુર્દશા થઇ; "વળી સરકારનું પણ પાંસરૂં નહિ કે જે મહાલ જેને ઇજારે આપ્યો તે મહાલ તે ઇજારદારના હાથમાં વીસ પચીસ વરસ રહે કે જેથી કરીને દેશમાં ઉપજ વધારી પોતાના ઇજારામાં ભરેલા રૂપીઆ વીગેરે વસુલ કરી લેવાની નવરાશ મળી શકે. પણ સરકારનો દસ્તુર હેવો પડી ગયો હતો નેં હાલ પણ છે કે હરેક માહાલ એક ધણીને કાંઇક રૂપીઆ

મરેઠા રાજનીતિની અસર

માટે ઇજારે આપ્યો ને હેવામાં પાંચ સાત દહાડામાં અથવા વરશ બે વરશમાં કોઇ વધારે રૂપીઆ આપનાર મળે તો તેહેની સાથે બંદોબસ્ત કરી તેને ઈજારે આપવો. આ ઉપરથી ઇજારદારના મનમાં એહવું રહેતું ને રહે છે 'કે ઘડીમાં આપણો ઇજારો છે નેં ઘડીમાં નથી માટે ખાધું તે આપણા બાપનું" "શેહેરમાં કાંઇ ભાગું તુટું સોચ કરાવતા નહિ તથા શહેરના લોકોને સુખ થાએ તેવું કરતા નહીં, તથા કરતા નથી. પણ એક વાત હતી કે 'લાવ રૂપીઆ લાવ રૂપીઆ"[2]

[૧] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૧૩. [૨] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૧૪.

આવી રાજનીતિથી કોઈ પણ મુલક આબાદ થાય નહિ. આથી અમદાવાદની વસ્તી પણ ઓછી થવા માંડી અને "લોકો જઈ જઇને જે ઠેકાણે એક થોડો જુલમ હતો તાંહાં જઇને વસ્યા તેથી અમદાવાદ ઉજડ થયા જેવું થયું હતું." તે છેક બ્રીટીશ અમલમાં પાટણના ખાતરી અને વાણીઆ તથા કડીના કણબી શહેરમાં આવીને વસ્યા ત્યારે શહેર કાંઇક ભરાવા માંડ્યું.[3]

કેટલાક રીવાજ

એમ કહેવાય છે કે મરેઠા સમયમાં કોઇથી સારૂં કપડું પહેરાતું નહિ. અને ભભકો મારે તો સુબાના ચાડીઆ સરકારમાં ખબર આપે અને એ માણસ ઉપર પૈસા કઢાવવા માટે જુલમ થાય. એ માણસ જો સુબાએ માંગેલા પૈસા ન આપે તો એની છાતી ઉપર પત્થર મુકે અને રીબાવે. વેપારીઓ માલનાં નાણાંની ઉઘરાણી જાહેરમાં કરી શકતા નહિ અને ઉઘરાણીની એક નાની ચોપડી બનાવી લુગડામાં વીંટી બગલમાં મારીને ન દેખાય એમ ઉઘરાણીએ જતા; અને જેને ઘેર ઉઘરાણી જવું હોય તેના ઘરથી છેટે ઉભા રહી કોઇ ન દેખે તેમ અંદર જઇ ઓરડામાં હીસાબ કરવાનું કે રૂપીઆ આપવાનું કહેતા. જો ચોપડી દેખાઇ જાય તો સુબા એ ઉપરથી એ આશામીની પૂંજી જાણી લેતા અને દંડતા. સારાં કપડાં પહેરાય નહિ એટલે ગાડીઘોડા તો રખાયજ ક્યાંથી? નગરશેઠ જેવા જાહેર પુરૂષને ત્યાં જ ગાડી રહેતી.[4]

રાજકાજમાં સુબાથી માંડીને નાનામાં નાના કારકુનનો સરખો હુકમ ચાલતો અને કોઇ પુછનાર ન હોવાથી હલકા કારકુનો અને સીપાઇઓ જુલમ કરતા. તાબુતના તહેવારોમાં સરકારના સીપાઇઓ, એ હિંદુરાજ્યમાં પણ કોઇ હિંદુ બહાર નીકળે તો સતાવતા, અને તાબુત બહાર નીકળે ત્યારે ગમે તેવો શાહુકાર હોય અને નજરે ચઢે તો તેની પાસે તાબુત ઉપડાવતા.[5]

શેલુકરના વખતમાં નાત અને તાયફા વેરા પડયા અને જુલમ ઘણો

[૩] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૧૫. [૪] એજ પૃ. ૧૧૬–૧૧૭. [૫] એજ ૧૧૮. તાબુતમાં કેટલીકવાર હિંદુ મુસલમાન સરખો રસ લેતા. હિંદુઓ તાબુતની બાધાઓ આજ સુધી રાખે છે. રા. મગનલાલ લખે છે કે હિંદુથી મુસલમાનવાડામાં જવાતું નહિં એ કદાચ ખરૂ હશે પણ જાહેર લત્તામાં તો બહુ જુલમ નહિં હોય.

થયો હતો. શહેરમાં ધોળે દીવસે ચોરીઓ પણ થતી. એ વખતે સરસુબા ચોરીમાંથી ચોથ લેતા હોવાથી ચોરને રોકનાર કોઇ નહોતું. શહેરમાં કેટલેક ઠેકાણે ચોરો આખો દીવસ ખુલ્લામાં બેસી રહેતા અને દીવસે એવે ઠેકાણે થઇને જવાતું નહિ અને રાત્રે તો બહાર એકલા જવાતું જ નહિ. ન્યાયનું પણ એવું જ હતું. એક જણને સુબાએ બેસાડયો હોય તો બીજો તેને ઉઠાડી આવે, અને બીજાને ત્રીજો ઉઠાડી આવે. જો એમ ન કરે તો સુબાને લાંચ મળે નહિ. એમ સુબાને ધણાંના મ્હોં રાખવાં પડતાં.[૬]

શેલુકરના વખતમાં સ્થિતિ

કોઇથી સારૂં ઘર જાહેર રસ્તા ઉપર બંધાવાતું નહિ. આ કારણથી એ સમયમાં પોળોને ખૂણે સારાં અને મોટાં ઘર બંધાતાં અને રસ્તા ઉપરના ઘર ઝુંપડાં ને મળતા બંધાતાં. સારૂં ઘર હોય તો સુબો પૈસા કઢાવતો. ઘરની કિંમત પણ હાલ છે એથી ઉલટું, ખૂણાના ઘરની વધારે અને રસ્તા પરના ઘરની છેક ઓછી હતી.

આ સમયમાં જૂના મહેલો બાગો અને બીજાં ભવ્ય મકાનો તો ઘણાં ખરાં પડી ગયાં હતાં. નવા રસ્તા થઇ ગયા હતા. જૂના લત્તા અને રસ્તા લોપ થતા હતા. રસ્તા સાંકડા બેડોળ અને વાંકાચૂંકા થતા હતા. કોઇ પૈસા આપે તો રસ્તામાં વચ્ચે નડે એવી રીતે પણ ઘર બાંધવાની પરવાનગી મળતી. મહેલોની વચ્ચે થઇને કેટલાક નવા રસ્તા પડયા હતા.[૭]

આમ ઘરો બાંધવાની રજા મળે એમાં કોઇને કોઈ સાથે ટંટો પડે તો એક પક્ષનો માણસ લાંચ આપી ઘર બંધાવે, અને બીજો લાંચ આપી એ બાંધકામ બંધ પડાવે. પહેલો પાછો વધારે આપીને કામ શરૂ કરાવે, એને પાછો બીજો બંધ કરાવે એમ ચાલતું હતું. આવી રીતે એક વાડો બંધાયલો એનું નામ પણ "સોના રૂપાની ઈંટોનો વાડો" એવું પડેલું.[૮]

બાંધકામની પરવાનગી

આ સમયે શહેરમાં મરામતનું કામ બંધ હોવાથી ઘણુંએ નાશ પામ્યું

[૬] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૧૯. [૭] મીરાતે અહમદી ભા. ૨. પૃ. ૯. વડોદરાની અંગ્રેજી પ્રત પૃ. ૧૦. [૮] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૨૦.

હશે. ધર્મ ઝનુન મરેઠામાં પણ ઘણું હતું. પરંતુ એ લોકોએ ખાસ કોઈ મસ્જીદને હરકત કરી નથી એનું કારણ મંદિરો તોડવાની પેઠે મસ્જીદને હરકત કરવામાં પત્થરનાં ભારે કામ હોવાથી ખર્ચ થાય એ જ હશે; અને પોતાનું એવું ઉત્તમ કાંઇ બંધાવવાનું નહિં એટલે ખંડેરોના પત્થરનો ઉપયોગ કરવાનું પણ મનમાં આવે નહિં. આમ છતાંએ ઘણી સુંદર મસ્જીદો અને દરગાહોને અપવિત્ર કરી એના સૌંદર્યને બગાડયું છે, અને કેટલીક જગ્યાએ એવાં મકાનોમાં ઘાસ વગેરે ભર્યા હતાં.

ઈ. સ. ૧૭૮૧ના માર્ચમાં જેમ્સ ફોર્બ્સ સાહેબ અમદાવાદમાં આવ્યા હતા. ત્યારે અમદાવાદની આ સ્થિતિ થવા આવી હતી. શહેરની બહાર કેટલાય વીઘાંઓ સુધી ઉજડ વેરાન ભૂમિ પડી હતી. ઝાડપાન અને ખેતરો હતાં પણ પરાંનાં તો ખંડેરો જ હતાં. અને એમાં વાઘ, અજગર અને શીયાળોનો વાસ હતો. શહેરનો કોટ ઘણી જગ્યાએથી પડી ગયો હતો. શહેરના રસ્તામાં પહેલાંના મુસાફરોએ જોયેલાં સુંદર વૃક્ષોની હાર હવે નહોતી. અને રસ્તામાં જડેલા પત્થર ઉખડી ગયેલા હતા. શહેરમાં ઘણે ભાગે ખંડેરો અને વેરાન હતું. ફોર્બ્સ લખે છે કે વટવાથી અમદાવાદ આવતાં જ્યાં હારબંધ દુકાનો અને બજારો હતાં ત્યાં તુટી પડતા મહેલો અને ખંડેરો દેખાતાં હતાં. શૂન્ય સ્મશાન જેવી ભયંકર શાંતિ વ્યાપી રહી હતી. મોટા રાજધાનીના શહેરની નજીક આવીએ છીએ એમ લાગતું નહિં, એક માણસ પણ નજરે ચઢતું નહિં.[૧૦] છેક શહેરના કોટ સુધી ખંડેરો હતાં, એમાં ચોરો, ઘુવડો, શિયાળ અને વાંદરાં વસતાં હતાં.

૧૭૮૧માં જેમ્સ ફોર્બ્સના વખતની સ્થિતિ

" પૂર્વના આ એક મોટામાં મોટા ' મહાન શહેર 'માં પહેલાં વહેપારીઓ, કલાકારો અને દરેક જાતના મુસાફરો આવતા અને રહેતા અને હવે ( ઇ. સ. ૧૭૮૧માં ) એ જ શહેરમાં શૂન્યકાર, દારિદ્રય અને વેરાન છે. આપણે મોગલ જાહોજલાલીમાં મરેઠા જંગલીપણું, સુંદર ઘુમટને કાદવનાં ઝૂપડાંથી ઢંકાતું હવે જોઇએ છીએ.[૧૧] એ મનોહર કારીગીરીવાળાં ભવ્ય મકાનોના ભાગને આસ-

[૯] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૫૯. ફોર્બ્સનું વર્ણન. [૧૦] ફોર્બ્સ ઓરીએન્ટલ મેમોઈર્સ પુ. ૨. પૃ. ૧૯૦. [૧૧] J. Forbes. Oriental Memoirs. Vol. II. chep. VII 192–193. " Imperial city of Ahmedabad……one of the

પાસથી નાની બારીઓ અને ગંદવાડવાળી ભીંતોથી ઢાંકી ગમે ત્યાં ચુલા કરી રંધાતું જોઇએ છીએ." એ વખતે,—મરેઠા સત્તાને સ્થાપન થયે પચીશ વર્ષ થયાં હતાં ત્યારે—પણ સુંદર સરાઇઓ હતી અને બહાર મસ્જીદો એની આસપાસ બાગ અને પાછળ તળાવ કે કુંડ કે કુવા હતા.[૧૨]

જેમ્સ ફોર્બ્સ લખે છે કે "અમદાવાદ જોયું નહોતું તે પહેલાં પૂર્વના દેશોની જાહોજલાલી કેવી હશે એનો મને ખ્યાલ નહોતો. પણ અરેબીયન નાઇટસની વારતાઓમાં વર્ણવેલા સુંદર મહેલો અને રમણીય ઓરડાઓ અતિશયોક્તિ ભરેલી વાતો જ હશે એમ હવે લાગતું નથી. અમદાવાદના બાગો અને મહેલો એક વખત બગદાદ અને બસરાનાં કરેલાં ભવ્ય વર્ણનો જેવા જ હશે એમાં શંકા રહેતી નથી; હાલ તો શાહજહાં અને સુજાતખાંનાં મકાનો ઉપરથી ખ્યાલ કરવો પડે છે."[૧૩]

હાલ તો એ સરાઇઓ કે બગીચા કાંઇ નથી. સુજાતખાંનો મહેલ ઉજડ મેદાન થઇ ગયો છે. ફોર્બ્સે જોયેલું, એના સોમા ભાગનું, ખંડેરોની સ્થિતિમાં પણ હાલ નથી. એટલે ખંડેરો ઉપરથી અમદાવાદની અસલની સ્થિતિનો ખ્યાલ કરી અરેબીયન નાઈટસની વાતો સાથે સરખાવવા જેટલું કાંઇક પણ ફોર્બ્સના વખતમાં (ઇ. સ. ૧૭૮૧) રહ્યું હશે. હાલ તો ફોર્બ્સના સમયનો ખ્યાલ આવે એટલું પણ નથી. એટલા ખ્યાલને માટે પણ કલ્પનાને અસાધારણ અભ્યાસ અને મહેનત જોઇએ.

largest capitals in the east......it now exhibits solitude poverty and desolation, you now behold the most heterogeneous mixture of Mogul splendour and Mahratha barbarism: a noble cupola over shaddowing hovels of mud, small windows, ill fashioned doors, and dirty cells introduced under a superb portico: a marbel corridore filled up with choolas or cooking places, composed of mud, cow dung, and unburnt bricks." [૧૨] એજ પૃ. ૧૯૬. [૧૩] એજ. પૃ. 199. "Until this visit to Ahmedabad I had no conception of the extent of oriental magnificence; the palaces and splendid chambers discribed in the Arabian Nights Entertainments, appear no longer overcharged or fabulous."

મીરાતે અહમદીનું પુસ્તક અને એમાં અમદાવાદના વર્ણનને લગતો બીજો ભાગ અગર પુરવણી આ સમય પહેલાં થોડા જ વર્ષો અગાઉ લખાયાં છે. જે ઇદગાહમાં જગ્યાની તંગીને લીધે ઔરંગઝેબ બાદશાહના સમયમાં–થોડાં વર્ષ પહેલાં–મસ્જીદની જગ્યા વધારવાની પરવાનગી મંગાવવી પડી હતી ત્યાં મીરાતે અહમદી લખાતી વખતે નિમાઝ પઢનારાની એક હાર પણ થતી નથી એમ કર્તા લખે છે. એવો વખત આવ્યો હતો એટલી વસ્તી ઓછી થઈ હતી. ફોર્બ્સ લખે છે કે એ વખતે શહેરમાં ત્રણ લાખની વસ્તી હતી અને એમાં બે ભાગ મુસલમાન અને એક ભાગ હિંદુ હતા.[૧૪] પરંતુ અમદાવાદ ગેઝેટીઅર એ વખતે એક લાખની વસ્તી માને છે; અને એટલી જ હોવાનો સંભવ છે. મીરાતે અહમદીનો કર્તા લખે છે કે:—હે પ્રભુ! કેવા મનોહર મહેલો, કેવાં સ્વચ્છ મકાનો, કેવી મોટી અને ઉંચી ઇમારતો જે બાદશાહો અને અમીરોએ બાંધેલી......એ બધું હાલ દીપક વગરનું અને ખંડેર થઈ ગયું છે. એમના માલીકોનાં નામ નિશાન પણ જણાતાં નથી.[૧૫]

મીરાતે અહમદીનું વર્ણન

ફોર્બ્સ આગળ જણાવે છે કે "સર્વથી સુંદર મહેલો હાલ એટલા તો ખંડેર જેવા થઇ ગયા છે કે વર્ણન કરવું મુશ્કેલ છે.[૧૬] મરેઠાઓએ ક્રુરતાથી જે જુલમ ગુજાર્યો છે અને આ મોગલોનાં સુંદર મકાનોમાં રહે છે એનું વીગતવાર વર્ણન હું નહિ કરૂં, એમણે લીધેલા હલકા લાભનું વર્ણન પણ નહિ કરૂં. એમના ત્રાસે આ સુંદર આબાદ જીલ્લાને રણ જેવો બનાવી મુકયો છે

[૧૪] Or. Mem. II પૃ. ૨૧૬. [૧૫] મીરાતે અહમદી. ગુ. ભા. ભા. ૨ પૃ. ૧૦. [૧૬] Forbes II p. 217. The most splendid palaces at Ahmedabad were in too ruinous a state during my visit to furnish a sufficient description આનો ખ્યાલ આપવા માટે ફ્રેંકલીને વર્ણવેલા શાહઆલમે બંધાવેલા દીવાને ખાસનું ફોર્બ્સ વર્ણન લખે છે. ૧૫૦' × ૪૦' ફીટનું મકાન આરસના થાંભલા અને જુદા જુદા રંગના પત્થરનું ચિત્ર કામ એમાં હતું. છત રૂપેરી કોતરણીવાળી હતી. અને સ્વર્ગ પૃથ્વીપર અહીંજ છે એવો લેખ હતો. આ વર્ણન ગોટાળા ભરેલું છે, અને એ કયા દીવાને ખાસનું હશે? દિલ્હીનું લાગે છે. આગળ શાહજહાંએ બનાવેલાં હમામખાનાના ત્રણ ઓરડા એની પાસે છે એમ લખે છે. હમામખાનાં શાહજહાંએ અમદાવાદમાં કરેલાં.

અને હઝારો ઉદ્યોગી માણસો દરવર્ષે શહેર છોડીને કોઇ દયાળુ સત્તાવાળાં રાજ્યની છાયામાં જતા રહે છે.[૧૭]

આ પ્રમાણે મરેઠા વહીવટથી ચૂસાયલું શહેર ઇ. સ. ૧૮૧૮ માં બ્રીટીશને મળ્યું, ત્યારે શહેર આખું જ એક મહાન ખંડેર જેવું લાગતું હતું. કરવેરાના અત્યન્ત ત્રાસથી બચવા કેટલાક લોક પરાંમાં (એ વખતે રહેલાં) રહેવા ગયા હતા. શહેરનો કોટ ઘણી જગાએથી પડી ગયો હતો, એથી દરવાજા વગર ગમે ત્યાંથી ગાડાં આવતાં અને ચોરનાં ધાડાં ગમે ત્યારે શહેરમાં પ્રવેશ કરી શકતાં. વેપાર રોજગાર નહિં જેવો હતો. ઘણાં કારીગરો નાસી ગયેલા હોવાથી થોડા છીપા અને કીનખાબનું કામ કરનારા સીવાય કોઇ કારીગર ધંધાદારી નહોતા. શહેરમાં રોકડું નાણું હતું નહિં. શહેરમાં આવતા માલ ઉપર વીશથી પચીશ ટકા કર હતો. કારીગરોને માલ બનાવતાં પુરો કર્યા અગાઉ વારંવાર કર આપવા પડતા. તૈયાર થએલા માલને બહારગામ મોકલતાં પણ નીકાશ ઉપર ભારે વેરા હતા.[૧૮]

મરેઠા સમયના અંતમાં સ્થિતિ

સર ટી. સી. હોપ ઈ. સ. ૧૮૬૬ માં અમદાવાદના સ્થાપત્યના પુસ્તકની ભૂમિકામાં લખે છે કે (પૃ. ૩૫-૩૬) મરેઠાઓએ ખરી રીતે સીધું રાજ્ય કર્યું નથી. બળજોરીથી જ મળે એવો નિયમ વગરનો કર (ચોથ) એ લેતા. એમણે શત્રુ અને મિત્રની માલ મીલકત એક સરખા ઝનુનથી બાળી અને

[૧૭] Forbes II p. 219. I shall not attempt in detail of the cruel oppressions and mean advantages of the Mahratha Pundit's and governors, now dispersed througout Gujarat, and occupying these magnificent remains of Mogul splendour. Their severe exaction have already rendered the district of Ahmedabad once so flourishing and delightful, almost a desert: and thousands of industrious subjects are annually leaving it to seek protection under milder governments. ફોર્બસે ૧૭૮૧ માં મરેઠા વહીવટ નજરે જોયેલો છે. [૧૮] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૬૦-૨૬૧. એમ કહેવાય છે કે બારકોળાં અને તેર લાગા એ કહેવત એ વખતે પડી. જો કે એ માટે ખાસ

લૂંટી છે. એમને નાશ કરવાની જરૂર જણાય તો મંદિર કે મસજીદ કાંઇ પણ એમણે છોડયું નથી. એમની રસહીનતા અગર તો દ્વેષને લીધે અસંખ્ય સુંદર સ્થાપત્યનાં સ્મરણો નાશ પામ્યાં છે. એમના આંતર કલહ અને જુલમી વહીવટથી ખાસ કરીને અમદાવાદને તો એટલું બધું સહન કરવું પડયું છે કે શહેરની અંદરનો ભાગ અને પરાં ઉજડ થઇ ગયાં, ઘણાં સુંદર મકાનો નાશ પામ્યાં, અને જે રહ્યું તે આ ગ્રંથનાં ચિત્રોમાં ( હોપ અને ફરગ્યુસનનો ગ્રંથ ) બતાવ્યા પ્રમાણે વેરાન સ્થિતિમાં રહ્યું છે."

શહેરના ઉત્તરથી દક્ષિણ આડા બે ભાગ પાડીએ તો દરીયાપુર કાલુપુર સારંગપુર ખાડીઆ રાયપુર એટલામાં વસ્તી રહી હતી અને બાકીના ભાગમાં આછી વસ્તી હતી. શાહપુર ખાનપુર, રાયખડ અને એની પાસેના ઘણા ભાગ ઉજ્જડ જેવા હતા. દીલ્હી અને પાંચકુવા ( એ વખતે પાંચકુવા દરવાજો નહોતો ) દરવાજા બહાર અને બીજા દરવાજા બહાર વાઘ વસે અને શિકાર થાય એવાં જંગલ હતાં. શહેરમાં પણ એક વખત વાઘ આવ્યો હતો. આઠથી દસલાખની વસ્તીનું મોટું, સુંદર, ભવ્ય, રમણીય, મહાન શહેર, આમ ત્રેસઠ વર્ષમાં ઉજડ ફક્ત એંશી હજારની વસ્તીવાળું થઈ રહ્યું હતું. આવી સ્થિતિમાં સડતા અમદાવાદનો કબજો ૧૭૧૭ ની આખરે મી. ડનલોપે લીધો અને બીજેજ વર્ષે (ઇ. સ. ૧૮૧૯ માં) જૂની જાહોજલાલીનો ઝાંખો ખ્યાલ આપતાં ભાંગ્યા તુટયા અવશેષોને પ્રચંડ ભૂકંપના આંચકાએ છેવટનું ભારે નુકશાન કર્યું.[૧૯]

આધાર નથી. એક બાઇએ પોતાને ગામથી શહેરમાં એક માણસ સાથે બાર કોળાં એક ચાદરમાં વીંટી વેચવા મોકલ્યાં. દરવાજેથી બજાર સુધીમાં બારજણના લાગામાં બાર કોળાં ગયાં અને તેરમો લાગો રહી ગયો તે પેટે ચાદર પણ ગઈ, અને બાઈને કોળાંની કિંમતને બદલે નુકશાન થયું. આ ઉપરથી કહેવત પડી. [૧૯] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૯૧. અને મગનલાલ વખતચંદનો ઇતિહાસ. છેક ઓગણીસમી સદીના ત્રીજા દશકામાં મીરઝાંપુરની મસ્જીદમાંથી વાઘ એક યુરોપીયને માર્યો હતો. એવી સ્થિતિ હતી.

## પ્રકરણ સોળમું



# અંગ્રેજી રાજ્યની એક સદી
## (ઈ. સ. ૧૮૧૮ થી ૧૯૧૮)

અંગ્રેજે અમદાવાદ લીધા પછીનો અમદાવાદનો ઇતિહાસ એટલે ખરી રીતે અમદાવાદના વેપાર ઉદ્યોગનો ઇતિહાસ. વેપાર ઉદ્યોગ તો અમદાવાદમાં મૂળથીયે ઘણો હતો. પરંતુ એ વખતે વેપાર ધંધો એકલોજ નહોતો. વેપાર સાથે રાજદ્વારી ચળવળો લઢાઇઓ વગેરે હતું. હવે ઘણે ભાગે વેપાર એકલો જ રહ્યો હતો. પહેલાં બધા યે રસ હતા હવે એક જ રસ રહ્યો.

અંગ્રેજી રાજ્ય આવ્યું અને પહેલા કલેકટર મી. ડનલોપે શહેરનો કબજો લીધો. બીજે વર્ષે ઇ. સ. ૧૮૧૯ ના જુન માસમાં (સંવત ૧૮૭૬ નો જેઠ માસ) મોટો ધરતીકંપ થયો. એથી જુમામસ્જીદના પ્રસિદ્ધ હાલતા મીનારા પડી ગયા. ઘણાં ઘર પડી ગયાં અને એક જગ્યાએ નાત જમવા બેઠી હતી તેમાં ૫૦૦ માણસો મરી ગયાં. એ વર્ષ પછી ઇ. સ. ૧૮૨૧ ના ઑગસ્ટ માસની તેરમી તારીખે બપોરે ૨–૪૧ મીનીટે ત્રીસ સેકન્ડ સુધી ધરતીકંપ થયો હતો. એ પછી ઇ. સ. ૧૮૬૪ માં અમદાવાદમાં ધરતીકંપ નોંધાયો છે. આ ધરતીકંપ વખતે મોટી ગાડી ચાલતી હોય એવો અવાજ થયો હતો. એ ૨૦ સેકન્ડ આંચકો ચાલ્યો હતો.[1] ઇ. સ. ૧૮૨૪માં શહેરની પહેલી સરવે (માપણી) થઇ; અને ૧૮૩૦ માં ફોઝદારી કચેરી જજના તાબામાંથી કાઢીને મેજીસ્ટ્રેટના તાબામાં આવી.[2]

શહેરનો પશ્ચિમનો (અંદરનો) ઘણો ભાગ ઉજડ હતો એ આગળ જોયું.

[૧] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૬૧. [૨] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૨૪.

ઈ. સ. ૧૮૫૧માં રા. મગનલાલ વખતચંદ એ ભાગ એ વખતે ઉજડ જ હતો અને ધીમે ધીમે વસ્ત્રવાની શરૂઆત થઈ હતી એમ લખે છે. " ઈદીએ દરવાજે જતા પીરમશાના રોજાની પેલી, તરફ બે બાજુ ઉપર તમાંમ ઉજડ હતું ને લોકો તાંહાં જાજરૂ જતા, તથા તાંહાં આગળથી ખરા બપોરે પાઘડી લેઇ જતા હેવે ઠેકાંણે હાલ ઇંદ્રપુરી થઈ રહી છે કેંમકે એ જમીન ઉપર હઠીશંગ વીગેરે મોહોટા મોહોટા શાહુકારોએ પોતાની વાડીઓ બાગબગીચા તથા મોખરા ઉપર મોટા મોટા બંગલા બાંધીયા છે." ઈડરીઆ દરવાજાની બહાર પણ હઠીસિંહે મોટું દેવાલય બંધાવી પોતાને નામે પરૂં વસાવ્યું છે. હઠીસીંહની વાડી અને દરવાજાની વચ્ચે લલુભાઈ નગરશેઠની વાડી છે એમાં કમીશનરની ઓફીસ બેસે છે. શાહપુર અને પાટનપુરની ઉજડ જમીનમાં પણ બંગલા બંધાતા જાય છે. ૧૮૫૧ સુધી રાયખડમાં ઉજડ જમીન હતી અને મહાજને ખોડાં ઢોર માટે એ જમીન લીધી છે પણ કરેલું નથી. દાણાપીઠ આગળની પડતર જમીન માટે પણ લોકો માંગણી કરે છે.[3]

ઇંગ્રેજી રાજ્યની શરૂઆત

અંગ્રેજોએ ઈ. સ, ૧૮૧૮માં અમદાવાદ લીધું ત્યારે વસ્તી ૮૦૦૦૦) એંસીહઝારની હતી. તે વધીને ૮૮૦૦૦)ની ઈ. સ. ૧૮૨૪માં થઈ.[4] ઇ. સ. ૧૮૩૨માં ખાસ કર નાંખીને અઢીલાખ રૂપીઆને ખર્ચે શહેરનો કોટ સમરાવ્યો અને એ જ વખતે સરજોન માલકમે પસંદ કરેલી જગ્યાએ શહેરની ઉત્તરે છાવણી માટે કેમ્પની સ્થાપના થઈ.

કોટ ફીના રૂપીઆમાંથી કોટ સુધરાવ્યા પછી જે નાણું વધ્યાં એમાંથી શહેરમાં કોઈ સુધારા કરવા માંડયા. અને ઇ. સ. ૧૬૪૬માં કોટ ફીનો એક ટકાને બદલે અડધો ટકો કરી નાંખ્યો. અને ઈ. સ. ૧૮૪૭થી સરીયામ રસ્તા

[3] મગનલાલ વખતચંદનો ઈતિહાસ પૃ. ૧૨૭–૧૩૦. રા. મગનલાલ વખતચંદના સમયમાં (૧૮૫૧ પહેલાં) શહેરનો મોટો ભાગ ઉજડ હોય એમ જણાય છે. એ વખતે રા. મગનલાલ લખે છે કે શહેરમાં વસ્તી ઘણી થશે અને જમીન સો રૂપીએ એક ગજ મળવી મુશ્કેલ થશે. [૪] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૬૧. રા. મગનલાલ ઈ. સ. ૧૮૫૧માં વસ્તી ૯૦૦૦૦)ની લખે છે. અને લોક માથાવેરાના ડરથી ખરી વસ્તી લખાવતા નથી એથી વસ્તીના આંકડા ખોટાં હશે એમ ધારે છે.

ઉપર દીવસમાં બે વખત પાણી છંટાવવાનું શરૂ થયું. એમ કહેવાય છે કે આગળ દમ અને કોગળીઆના રોગ વધારે ચાલતા એ કાંઇક પાણી છંટાવવાથી ઓછા થયા અને રસ્તાની દુકાનો ઉપર બેસનારાઓને પણ સુખ થયું. રાત્રે પ્રકાશને માટે ફાનસ મુકવાની વ્યવસ્થા પણ કરવા માંડી. અને ઇ. સ. ૧૮૪૯ માં રૂા. ૮૦૦૦ને ખર્ચે ઘડીયાળ લાવીને ભદ્રના કીલ્લા ઉપર મુકવામાં આવ્યું. બાદશાહી વખતમાં ચકલે ચકલે પાણી આપવા માટે નળ બાંધીને બંબા કરવામાં આવ્યા હતા. અને ઈ. સ. ૧૮૫૧માં એ બધા નળ પુરાઈ ગયા હતાં એ સાફ કરાવવાની વ્યવસ્થા થઇ.[૫]

આ પ્રમાણે ઈ. સ. ૧૮૫૧ સુધી અમદાવાદની સ્થિતિ હતી. ઈ. સ. ૧૮૪૬માં મ્યુનીસીપેલીટી જે કામ કરે છે એની શરૂઆત થઈ હતી. અને રસ્તા પણ પહોળા કરવાની શરૂઆત થઈ હતી. આ સમયમાં હઠીસિંહનું ભવ્ય દેવાલય બંધાવ્યું હતું. એટલે અમદાવાદમાં દરેક રીતે તેની આબાદી પાછી આવવાનાં ચિન્હ જણાતાં હતાં. અમદાવાદનું પત્થરની પેઠે લાકડ કામ અને કીનખાબ વગેરે પણ ફરી પ્રસિદ્ધ થયાં હતાં. અંગ્રેજી નીશાળોની શરૂઆત પણ થઈ હતી અને ગુજરાતી નીશાળો છોકરાઓ અને છોકરીઓને માટે થઈ હતી. એનો વિસ્તાર આગળ જોઈશું. શહેરમાં મકાનો મરેઠી સમયનાં મકાનો કરતાં કાંઈ સુધરવા લાગ્યાં હતાં અને લોકોના પ્હેરવેશમાં પણ ઉજળામણ વધતી હતી.[૬]

આમ ધીમી પ્રગતિ થયાં કરતી હતી અને લોકો બીજું ખાસ કાંઈ નહી પણ લાંબા જુલમમાંથી શ્વાસ ખાવાનો વખત હવે મળ્યો હતો. એવામાં ઈ. સ. ૧૮૫૭માં ઉત્તર હિંદમાં લશ્કરે સરકાર સામે બળવો કર્યો. એની અસર ગુજરાતમાં પ્રમાણમાં થોડી થઇ અને અમદાવાદમાં પણ કાંઈક જણાઇ.

[૫] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૩૭–૧૩૭. ઈ. સ. ૧૮૫૧માં રા. મગનલાલ લખે છે કે ચકલે ચકલે પાણીના બંબા હતા, અને નળ પુરાઈ ગયા હતા તે સુધરાવી પાણી લાવવાનો ઈરાદો સરકારનો છે તે થોડા દીવસમાં થશે. આ બાબતની વ્યવસ્થા કેવી રીતે હતી અને બાદશાહી વખતમાં કેવી રીતે પાણી આવતું એ જાણી શકાતું નથી. હાલ ખાનજહાન દરવાજે જુનું વોટર વર્કસનું મકાન છે એ ઇંગ્રેજ સરકારનું બાંધેલું છે. ત્યાંથી શહેરમાં પાણી આવતું એમ કહેવાય છે. બાદશાહી વારામાં એ ત્યાં જ હશે કે બીજે એ માટે જાણવાનું કાંઈ મળતું નથી. [૬] એજ.

ઈ. સ ૧૮૫૭ના જુલાઈ માસમાં ભાઉની છાવણીના સમાચાર અમદાવાદ આવ્યા અને તા. ૯મીએ ગુજરાત ઘોડેસ્વારના લશ્કરના સાત સ્વારોએ લીલો વાવટો ચઢાવ્યો, અને સરંજામ તાબે કરવાની તૈયારી કરવા માંડી. ત્યાંના રક્ષકોએ સામા થવાનો થોડો દેખાવ કર્યો પણ લશ્કર બળવાખોરને ન ભેગું થવાથી એ સ્વારો સરખેજ ભણી નાઠા. સરદાર લેફટેનેન્ટ પાઈમ બાર સ્વાર સાથે એમની પાછળ પડ્યો અને આગળ ધોળકાને રસ્તે જતાં કેપ્ટન ટેલર કોળીની પલટનના ત્રણ માણસો સાથે ભેગો થયો. તાજપુર ગામ આગળ બધાનો ભેટો થઈ ગયો અને બળવાખોર સ્વારોએ ઓફીસરો ઉપર ગોળીઓ છોડવા માંડી. પાઈમ સાથેના બાર સ્વાર આ વખતે પોતાના સહચરો સામે લઢ્યા નહી અને છેટા ઉભા. કેપ્ટન ટેલર પોતાના માણસોને સમજાવવા જતાં ગોળાથી વીંધાયો. અને કોળીઓએ વફાદારીથી કામ કર્યાથી બે સ્વાર માર્યા ગયા અને બીજા શરણે આવ્યા. પકડાયલા સ્વારોને દેહાંત દંડની શિક્ષા કરવામાં આવી અને એની અસર લશ્કર ઉપર થઈ પણ બહુ ટકી નહી. કેપ્ટન ટેલરનો ઘા ધીમે ધીમે રૂઝાયો. આ વખતે પ્રખ્યાત જનરલ રોબર્ટસ ગુજરાતના લશ્કરનો મુખ્ય અમલદાર હતો.[૭]

૧૮૫૭નો બળવો અને અમદાવાદનું તોફાન

બળવાની અસર આટલેથી અટકે એમ નહોતું. એજ વર્ષના સપ્ટેંબર ની ૧૪ મી તારીખે બીજું તોફાન થયું. એ વખતે અમદાવાદમાં ઉત્તરની એક પરદેશી ટુકડી અને સાતમી મરેઠા ટુકડી હતી. બન્ને વચ્ચે બનાવ સારો નહોતો. કેપ્ટન પુટર ગ્રેનેડીઅરની પરદેશીની ટુકડીનો ઓફીસર હતો. એ તે દિવસના અમલદાર તરીકે મરેઠા ટુકડીને તપાસવા ગયો. ત્યાં ચોકીદારે સંજ્ઞાનો શબ્દ પૂછ્યો તે ખબર ન હોવાથી એને પેસવા દીધો નહિ. એણે ગ્રેનેડીઅરોને બોલાવી ચોકીદારને કેદ કર્યો. અને બીજે દીવસે કેપ્ટન પુટરને પરહેજ કરાવી જનરલ રોબર્ટસે ચોકીદારને છોડાવ્યો. આ બનાવથી બન્ને લશ્કરી ટુકડીઓ વચ્ચે દ્વેષ વધ્યો. થોડા દીવસ પછી ગ્રેનેડીઅર લશ્કરે બળવો કર્યો અને ઉપરના બનાવથી મરેઠા લશ્કર એમની સાથે જોડાયું નહિ. એકબીજા ઉપરના

વધારે તોફાન

[૭] ગુજરાત ગેઝેટીઅર પૃ. ૪૩૮.

અણવિશ્વાસથી ગોલંદાજ તોપખાનાવાળા પણ સાથે મળ્યા નહિ. એમણે સામા થવાનો દેખાવ કરી કાંઇ ચાલી શકયું નહિ એમ ખોટું બતાવવાનું કબુલેલું. રાત્રે બાર વાગે ગ્રેનેડીઅરો ભરેલી બંદુકે કવાયતના મેદાનમાં બહાર પડયા. ગ્રેનેડીઅરોનો એક સુબેદાર નાની ટુકડી લઈ પહેલાં નક્કી કર્યા મુજબ તોપખાને બંદૂકો લેવા ગયો. અને તોપખાનાવાળાઓએ ગોળીઓ છોડવાની ધમકી પણ આપી. સુબેદાર તોપખાનાવાળાએ છેતરપંડી કરી એમ સમજી પાછો આવ્યો એ જોઇ ગ્રેનેડીઅરો ગભરાઇને નાસવા લાગ્યા, અને એમને નાસતા જોઇ કવાયતના મેદાનમાં ઉભેલા પણ નાસવા માંડયા. અને દેશી ઓફીસરોએ કર્નલ ગ્રીમ્સને આ સહેજ તોફાનની ખબર આપી. તોપખાને મોકલેલા સુબેદારને તોપખાનાવાળા પ્રથમ સામા થવાનો ડોળ કરશે. એ ખબર આપવી ભૂલથી રહી ગયેલી એ ભૂલને પરિણામે આમ થયું અને અમદાવાદ અને ગુજરાતમાં બળવો થતો અટકી ગયો. આખી ટુકડીનો વાંક હતો છતાં એકવીસ બંદુકો કવાયતના મેદાનમાં પકડાઈ તેમના માલીકોને પકડવામાં આવ્યા. અને લશ્કરી અદાલતે દેહાંતદંડની સજા કરી. આ સજા અમલમાં મુકવા માટે કર્નલ ફેરીમેનનું લશ્કર અને કેપ્ટન હેચનું તોપખાનું ધોધા ઉતર્યું હતું તે વર્ષાદ અને રસ્તાની મુશ્કેલીને લીધે આવતાં વિલંબ થયો હતો એની રાહ જોઇ હતી. એ લશ્કર આવ્યું એટલે બળવાખોરોમાંથી પાંચ જણને તોપને ગોળે ઉરાડી મુકયા. ત્રણને બંદુકથી માર્યા, અને બાકીનાને આખા લશ્કર સમક્ષ ફાંસી દીધા. અને એ લોકો ખાનદાનીની શાંતિથી મરણને શરણ ગયા. લશ્કરમાં એથી શાંતિ પ્રસરી.[૮]

બળવામાં શહેરની સ્થિતિ

એ વખતે શહેરમાં પણ ભય વ્યાપ્યો હતો. શહેરમાં મુસલમાનોની મોટી વસ્તી કામધંધા વગરની હતી. યૂરોપીયન લશ્કર કેમ્પમાં હતું નહિ એટલે અમલદારોને એની ચિંતા પણ હતી. એટલે અમલદારોએ ડહાપણ વાપરીને હસનખાન બતંગી નામના કોઈ ખાનદાન મુસલમાન ગૃહસ્થને તોફાની કામકાજ વગરના માણસોને લશ્કરમાં ભરતી કરવાનું કહેવામાં આવ્યું. અને બે હઝાર માણસો શહેરના રક્ષણ માટે ભેગાં થયાં, એ

[૮] ગુજરાત ગેઝેટીઅર પૃ. ૪૪૦-૪૧.

માણસોએ શહેરનું કાંઈ રક્ષણ કર્યું નથી અને કરવાની જરૂર પડી નથી. અને સરકારના લશ્કરી બળમાં એથી કાંઈ ઉમેરો થાય એમ નહોતું. પણ એથી શહેરમાંથી તોફાની તત્વને પગાર મળવાથી તોફાન બંધ રહ્યું અને બળવા વખતે શહેર એવા લોકો લૂંટત તે બચી ગયું. બળવાખોર લશ્કરીઓને થયેલી શિક્ષાના સમાચારથી પણ શહેર ઉપર અસર થઈ. પરંતુ કાંપમાં લશ્કરના બળવાના સમાચાર મળ્યા ત્યારે ભય તો ઉત્પન્ન થયો હતો. અને લોક પોતાની માલમીલકત દાટી રક્ષણને માટે તૈયાર થવા પ્રયત્ન કરતા હતા. વેપારીઓએ રજપુત અને કોળી લોકોને પગાર આપી ઘર સંભાળવા રાખી લીધા હતા. આ બળવા પછી હિંદુસ્તાનના લોકે હથીઆર ખોયાં. ઘોઘેથી લશ્કર આવ્યા પછી શહેરનાં હથીઆર પણ લઈ લેવામાં આવ્યાં. અને અમદાવાદમાં ૨૫૦૦૦ હજાર હથીઆર ભેગાં થયાં હતાં. એમાં બંદૂકો અને તલવારો વધારે હતી.[૯]

બળવા પછી અમદાવાદમાં વેપાર ઉદ્યોગ વધવા લાગ્યા અને ઇ. સ. ૧૮૬૦ માં શાહપુરમાં રણછોડલાલ છોટાલાલે પહેલી કાપડ સુતરની મીલ બાંધી. નીશાળોની શરૂઆતો થઈ ગઈ હતી અને કેળવણી વધતી જતી હતી. ઇ. સ. ૧૮૬૩ થી ૬૫ સુધીના બે વર્ષ અમેરીકન લઢાઇને લીધે વેપારમાં કૃત્રિમ જોર આવ્યું અને ઈ. સ. ૧૮૬૪ માં બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે થવાથી મુંબાઈ સાથે ઝડપનો સંબંધ વધવાથી અમદાવાદમાં સટ્ટાનું જોર વધતું ચાલ્યું. શહેરમાં પૈસો વધતો દેખાયો અને થોડો વખત તો લીલા લહેર થઈ હોય એમ જણાયું પણ આ સટ્ટાની અસર હમેશ બને છે એમ બહુ ન રહી અને ઈ. સ. ૧૮૬૬માં મોટી મંદી આવી એમાં લોકોનું ધન આવ્યું હતું એ રસ્તે પાછું ગયું. પરંતુ એની અસર એટલી તો રહી કે પ્રથમની વેપારની મંદ સ્થિતિ તો ચાલી ગઈ અને પહેલાંના સમયમાં ધન જે થોડા મોટા લોકોના હાથમાં બંધાઈ રહેતું તેને બદલે કાંઇક–હાલના પ્રમાણમાં બહુ થોડું–વહેંચાયું. અને એ કારણથી લોકમાં ઉજળામણ વધતી જ ચાલી અને મંદી આવ્યા છતાં લોકનો ઉત્સાહ ભાગી ગયો નહી. વેપારની સાથે કેળવણી અને દેશી ભાષાની સાહિત્યની વૃદ્ધિ પણ થવા માંડી. ગૂજરાત વર્ના-

બળવા પછીની પ્રગતિ

[૯] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૬૧–૨૬૨. [૮] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૬૨.

ક્યુરીઅર સોસાયટી સ્થપાયા હવે બે દશકા થઇ ગયા હતા. અને ફોર્બ્સ જેવા રસીક પછી હોપ જેવા ઉદાર અમલદારે અમદાવાદને માટે ઘણું કર્યું છે એનો વિસ્તાર આગળ કરીશું.

આ શાંતિ અને પ્રગતિમાં હવે થોડો ભંગ પડયો. ઈ. સ. ૧૮૬૮ માં નદીમાં રેલ આવી અને ૧૮૭૫ માં બહુ ભયંકર મોટી રેલ આવી. આગળ ઈ. સ. ૧૭૧૪ અને ૧૭૩૯ માં રેલો આવી હતી. અને ૧૭૫૫ માં મોટી રેલથી કોટનો ઘણો ભાગ ધોવાઇ ગયો હતો. ઇ. સ. ૧૮૧૩ અને ૧૮૨૨ માં પણ નદીમાં રેલો આવી હતી. ઇ. સ. ૧૮૬૮ માં તા. ૧૦ મી ઓગસ્ટ સુધી વર્ષાદ પડયો નહોતો અને એ પછી લાગટ ચાર દીવસમાં સત્યાવીશ ઇંચ વર્ષાદ અમદાવાદમાં પડયો. એ વખતે શહેરમાં નદીનું પાણી તો પેઠું નહોતું પણ વર્ષાદ અને ભારે પવનથી જાનમાલની નુકશાની ઘણી થઈ હતી. જંગમ મીલકતોને આશરે અડધા લાખનું નુકશાન શહેરમાં થયું અંકાયું છે. અને ૯૫૬૬ ઘર પડી ગયાં, એનો નુકશાનનો અડસટો રૂ. ૯૫૧૧૬૦) નો થયો હતો. કોટની બહાર પણ ત્રાસ ભારે હતો. સરકારે મ્યુનીસીપેલીટીને રૂ. ૧૦૦૦૦ મરામત માટે આપ્યા અને ૨૦૦૦૦ ઘર બાધવા માટે વહેંચવામાં આપ્યા. ચુનો પકાવવાના કાંકરા ઉપરે અને માટી ઉપરના વેરા કાઢી નાંખ્યા અને રેલ્વેએ લાકડું સસ્તા દરે લાવવા કબુલ્યું. લોકોએ રૂ. ૩૧૩૫૦) નું ફંડ ગરીબો માટે ઉભું કર્યું. આ બધાં કારણથી અને શહેરના લોકની અને બહારના ખેડૂતની કુદરતી ધીરજ અને ઉદ્યોગથી બીજે વર્ષે અમદાવાદ ટટાર થઈ ગયું.[૯]

નદીમાં મોટી રેલ ઈ. સ. ૧૮૬૮

ઈ. સ. ૧૮૭૫ના સપ્ટેંબર સાબરમતીમાં ઘણી મોટી રેલ આવી. શહેરમાં બહુ વરસાદ નહોતો. ઈડર બાજુ ચાર દીવસમાં ૨૧ ઇંચ વરસાદના સમાચાર મળ્યા હતા. સાબરમતીના ઉપલા પ્રવાહ બાજુ બધે વરસાદ ભારે હતો. અને ચારે બાજુથી પાણી ભરાઇને ઉમેરો કરતું. આ બધું પાણી દરીયાને મળવાની જગ્યાએ વસંતઋતુની ખાસ ભરતીએ પાછું ઠેલાતું હતું. આ કારણથી તા. ૨૧ મી

ઈ. સ. ૧૮૭૫ની રેલ

[૯] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૦.

સપ્ટેંબરે નદીમાં પાણી શહેરમાં વરસાદ ન હોવા છતાં વધવા લાગ્યું. બીજે દીવસે સવારે આઠ વાગે ઇ. સ. ૧૮૬૮ની રેલ જેટલું પાણી વધી ગયું હતું. બપોરે રેલ્વેનો શાહીબાગ આગળનો પુલ તુટી ગયો અને એક કલાકમાં એલીસબ્રીજને આવી અટકયો. એ પછી મોટા અવાજ સાથે એલીસબ્રીજ ઢીલો થવા થવા લાગ્યો અને વચ્ચેથી એક ફૂટ વાંકો થયો. એ પછી એની ત્રેવીસ કમાનો-માંથી વચ્ચેથી આઠ ભાગી અને પુરમાં તણાઇ ગઇ. સાંજના પૂર વધતું ગયું અને એક કમાન વધારે તુટી. સાંજે સાધારણ સપાટી કરતાં પાણી ઓગણીસ ફીટ વધ્યું હતું. અને તા. ૨૩મીએ પુલની બીજી આઠ કમાનો તુટી ગઈ હતી. અને પાણી હમેશની સપાટીથી બાવીસ ફીટ વધ્યું હતું. હવે શહેરમાં પાણી પેઠું અને શહેરના મોટા ભાગમાં કેડ સુધી પાણી ભરાઇ ગયું હતું.[૧૦] ખાન-પુરમાં ૬ ફીટ, ભદ્રમાં ૩½ ફીટ. મીરઝાંપુરમાં ૪ ફીટ. સીદી સૈયદની મસીદ આગળ ૩ ફીટ. લાલ દરવાજામાં ૪½ ફીટ. ખાસ બજારમાં કારંજને ખૂણે ૮ ફીટ, ત્રણ દરવાજે ૬ ફીટ, પૂર્વના દરવાજાઓએ ૨ ફીટના આશરે પાણી હતું.[૧૧]

લોકોની એ રાત બહુ ચિંતામાં ગઇ. અને પડતાં ઘરના ભયંકર અવાજ અને ગભરાયલા લોકોની બુમો ઠેર ઠેર સંભળાવા લાગી. તા. ૨૪મીએ સવારે પાણી આઠ ફીટ ઓછું થયું પણ બપોરે પાછું ચઢયું તે બપોરના બે વાગ્યા સુધી રહ્યું. અને એ પછી ધીમે ધીમે ઓછું થયું. તા. ૨૫મીની સાંજે શહેર-માંથી પાણી નીકળી ગયું. આમ ચાર દીવસ શહેરમાં ભારે ત્રાસ રહ્યો.[૧૨]

આ પુરમાં ઘણું નુકશાન થયું. એમાં ઈ. સ. ૧૮૭૦માં બાંધેલો રેલ્વેનો પુલ તુટી ગયો.[૧૩] એલીસબ્રીજ ઉત્તર વિભાગના કમીશનર સર બેરોએલીસના નામ ઉપરથી કહેવાય છે તે ઈ. સ. ૧૮૭૦માં તૈયાર થઇ ખુલ્લો મુકાયો હતો તે પણ તુટી ગયો.[૧૪] બાર માણસ મરી ગયાં અને શહેરમાં ૩૮૮૭ ઘર પડી

[૧૦] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૧. [૧૧] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૧–૧૨. ફુટનોટ ઉપરથી ઈંચ મુકી દઈ આ માપ લખ્યું હતું. ]૧૨] અમદાવાદ ગેઝેટીઅર પૃ. [૧૩] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૨. આ પુલ રેલ્વેએ ૧૮૭૦ના અકટોબરમાં વઢવાણ જતી રેલ્વે માટે રૂ. ૩૯૩૨૬૦)ને ખર્ચે પુરો કર્યો. આ પુલ નદીમાં ઝાડ તણાઈ આવતાં તે અથડાવાથી તુટી ગયો. (અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૨). [૧૪] એલીસબ્રીજ પણ ૧૮૮૦માં ખુલ્લો મુકેલો. આમાં રૂ. ૫૪૯૨૧૦) ખર્ચ થયું હતું. અને એ ખરચ

જવાથી રૂા. ૫૮૨૦૮૦ની નુકશાની આંકવામાં આવી. બીજી પરચુરણ ચીજોનું નુકશાન રૂા. ૧૬૪૫૯૦)નું થયું હતું. શહેરના કોટની બહાર સાબરમતીને બન્ને કિનારે ૧૦૧ ગામમાં ભારે નુકશાન થયું હતું. લોક ઝાડ ઉપર અને મસ્જીદો ઉપર અને એવી ઉંચી જગ્યાએ ચઢીને બચ્યાં હતાં. ઘણા કુવા પુરાઈ ગયા હતા.[૧૫]

હાલની પેઠે એ વખતે પણ આ આફતના સમાચાર ફેલાતાંજ નિરાધારોને માટે લોકોએ અન્ન અને વસ્ત્રની મદદ મોકલવાનું શરૂ કર્યું. આવા સમયે અમદાવાદના લોકોએ કદી બહારના લોકો તરફથી સહાયની રાહ જોઈ નથી. અને સરકારની મદદ પણ આવતા પહેલાં સંકટ નિવારણનાં કામ શરૂ કરી દીધેલાં છે. દરેક દુકાળ અને રેલ જેવાં સંકટો વખતે આમ બનેલું છે. છેલી ઈ. સ. ૧૯૨૭ ની ભયંકર રેલ વખતે અમદાવાદ અને ગૂજરાતે જે કર્યું છે તે આગળ જોઇશું.

રેલ વખતે લોકનું કાર્ય

ઈ. સ. ૧૮૭૫ ની રેલ વખતે અમદાવાદના લોકોએ રૂા. ૧૪૫૨૮૦) નું ફંડ ઉભું કર્યું. સરકારે રૂા. ૫૦૦૦૦) કાઢ્યા. અને જંગલખાતાને ગામડાના લોકને મફત અને શહેરનાને અડધી કીંમતે લાકડું આપવાનો હુકમ કર્યો. બીજા નિવારણના ઉપાયો પણ સરકારે યોજ્યા. આ પહેલાંના પૂરમાં શાહીબાગમાં પણ નુકશાન થયેલું અને આ પૂરમાં પણ ત્યાં ઘણું નુકશાન થયું.[૧૬]

એ પછી બે વર્ષે શહેરમાં મોટી આગ થઇ એ પહેલાં કોઇ આગ નોંધાયલી નથી ઇ. સ. ૧૯૭૭ ના જાન્યુઆરીની ૨૭ મી તારીખે એક વહોરાની દુકાનમાં ૫૦૦ રતલ દારૂ (gunpowder) ભર્યો હતો. તેને લીધે આગ લાગી. દારૂ ફાટવાથી પાંચ દુકાનો બળી ગઈ અને ૮૮ માણસો મરી ગયાં બે મહીના પછી તા, ૨૪ મી માર્ચે સારંગપુરમાં મોટી આગ લાગી રસ્તો

મોટી આગ

સરકારમાંથી થયું હતું. મરામતનું ખર્ચ મ્યુનીસીપેલીટીમાંથી થતું. આ પુલના દરેક ૬૦ ફીટના એવા ત્રેવીસ કટકા હતા. (અ. ગેઝેટીઅર પૃ. ૧૩. હાલના એલીસબ્રીજથી થોડે છેટે ડાબે હાથે જૂના પૂલની જગ્યા હાલ દેખાય છે. હાલનો પુલ માણેકબુરજની છેક પાસે કરવામાં આવ્યો છે, અને રા. બ. હીંમતલાલ ધીરજરામે એ બાંધ્યો છે. પહેલાં પુલ ઉપર જવા આવવાનો ટોલ હતો. [૧૫] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૩.
[૧૬] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૩.



૧૩ આઝમખાં અને મુઆઝમખાંનો રોજો (સરખેજને રસ્તે)

સાંકડો અને ઘર ઉંચાં ચાર માળનાં હોવાથી બંબા લાવતાં બહુ મુસ્કેલી પડી. લશ્કરની મદદ પણ લેવી પડી. એ આગમાં ૯૪ ઘર બળી ગયાં અને રૂ. ૬૦૦૦૦૦)નું નુકશાન થયું.[૧૬] એ આગ પછી શહેરમાં ઝવેરીવાડની આગ અને રાયપુરમાં મગનભાઇની હવેલીની આગ ભારે થયેલી છે.

ઈ. સ. ૧૮૭૭–૭૮નાં વર્ષ મોંઘવારીને લીધે સારાં નહોતાં પણ શહેર ધીમી પ્રગતી કરતું હતું. મુંબાઇની મીલોમાં લોકોનું નાણું ગયું હતું અને વેપાર મંદા હતા છતાં અમદાવાદમાં મીલ ઉદ્યોગ પગભર થયો હતો, અને ૨૦૦૦ માણસો પળે એટલો વધ્યો હતો. ઓગણીસમી સદીના અંત સુધી કોઇ ખાસ મોટો બનાવ નોંધવા જેવો બન્યો નથી. ફક્ત ઇ. સ. ૧૮૯૦ ની લગભગમાં પાછળથી રૂશીઆના સમ્રાટ થનારના ઝાર યુવરાજ હતા ત્યારે જગતની મુસાફરીએ નીકળ્યા હતા, તે અમદાવાદમાં આવ્યા. એમણે અમદાવાદનાં ઐતિહાસિક અવશેષો જોયાં અને કેટલોક માલ પણ ખરીદ્યો. ઇ. સ. ૧૯૦૦ અને ૧૯૦૧નાં વર્ષો ત્રાસ અને દુઃખવાળાં ગયાં હતાં. છપનીઆ કાળે અને મોટા પ્લેગે એ વર્ષોમાં ઘણો ત્રાસ ફેલાવ્યો હતો.

ઓગણીસમી સદીનું છેલ્લું પાદ

અંગ્રેજી રાજ્યનો સમય વધતો ગયો તેમ શહેરના જીવનના બનાવોમાં પણ ફેર પડતો ગયો. હવે રાજદ્વારી બાબતોને રાજા કે અમલદારો સાથે બહુ સંબંધ નહોતો. અમલદારો તો એક જાય અને બીજા આવતા. અસલના સુબાઓની પેઠે અમલદારોને શહેર માટે કાંઈ ખાસ મમત્વ બંધાય અને પોતાનું નામ ચિરંજીવી કરી જાય એવું હવે શક્ય નહોતું. સરકારનું નાણું ઇલાકાના મુખ્ય શહેરોને ખાસપુરતું શણગારવામાં વધારે વપરાતું. એટલે અમદાવાદનું રાજકીય જીવન લોકોની રાજકીય ચળવળમાં જ લેખાતું, અને શહેરી જીવન શહેર સુધારણા અર્થાત્ મ્યુનીસીપલ વ્યવસાયમાં જ દીપતું.

ઈ. સ. ૧૯૦૨માં પ્રખ્યાત વક્તા સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપદ નીચે અમદાવાદમાં પહેલી જ વાર હિંદી રાષ્ટ્રીય મહાસભાની બેઠક થઇ. અમદાવાદનું રાજદ્વારી બાબતોમાં નવા બદલાયલા જમાનામાં આ પહેલું જ પગરણ હતું. સુધારા પરિષદ અને ઔદ્યોગિક પ્રદર્શન પણ એ વર્ષે ભરાયું હતું. એ પછી ઈ. સ.

રાજદ્વારી વાતાવરણ

[૧૬] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૬૨.

૧૯૧૪ સુધી કોઈ દેશનેતા આવે તો કાંઇક જાગ્રતિ આવે, નહિ તો અમદાવાદનાં રાજદ્વારી જીવનમાં વેગ ધીમો જ હતો. એ વેગ ૧૯૧૪ પછી આવ્યો અને ૧૯૨૧ પછી વધવા માંડ્યો. ઈ. સ. ૧૯૧૪ માં મહાત્મા ગાંધી આફ્રીકાથી આવ્યા અને થોડો વખત દેશમાં ફરી સાબરમતીને તીરે વાડજ પાસે જમીન લઇ આશ્રમ કર્યો. એ વખતથી અમદાવાદના જીવનમાં વીજળીનો વેગ આવ્યો. એનો વિસ્તાર આગળ કરીશું. ૧૯૧૫માં અમદાવાદમાં પહેલ વહેલા વીજળીના દીવા આવ્યા. એટલે સ્થૂલ સ્વરૂપે પણ શહેરમાં વીજળીની શક્તિ આવી.

અમદાવાદમાં અસલ બાગોની ખોટ નહોતી. પણ ઓગણીસમી સદીમાં બધા સુકાઇ ગયા હતા. વીસમી સદીની શરૂઆતમાં વીકટોરીઆ બાગનું કામ એલીસબ્રીજ પાસે શરૂ થયું અને એ પછી દસકો ગયા પછી સારંગપુર દરવાજા બહાર માધવબાગ થયો. આ બે નાના બાગ અમદાવાદના લોકોને ધુળમાંથી છુટીને શાંતિ લેવાનું સ્થાન છે.

નવા બગીચા

ઇ. સ. ૧૯૧૪માં વિશ્વયુદ્ધ યૂરોપમાં ચાલુ થયું. પણ એની અસર અમદાવાદ ઉપર જે થવાની હતી તે ૧૯૧૭ પછી થઈ.*

* બળવાના સમયમાં અમદાવાદમાં પ્રખ્યાત જનરલ રોબર્ટ્સ હતો એમ લખેલું છે. ગેઝેટીઅરમાં પણ એ મુજબ છે. પરંતુ પાછળથી લોર્ડ રોબર્ટ્સના નામથી પ્રસિદ્ધ થએલો ઇન્ગ્લાંડનો મોટો સેનાપતિ તે એ જ હશે કે બીજો તે નક્કી થતું નથી. એનું જીવનચરિત્ર જોતાં આ બાબત નક્કી થઇ શકી નથી.

## પ્રકરણ સતરમું



### છેલ્લો દશકો

### (ઇ. સ. ૧૯૧૮ થી ૧૯૨૮)

ઈ. સ. ૧૯૧૪માં શરૂ થયેલા યૂરોપના પ્રચંડ યુદ્ધે આખી દુનિયાની સ્થિતિમાં ફેરફાર કરી નાંખ્યો. જગતની આર્થિક સ્થિતિ તો ઉંધીચતી થઇ ગઇ. મહાયુદ્ધોમાં એવું તો થાય. પરંતુ આ યુદ્ધે તો લોકસમૂહની માનસિક સ્થિતિમાં પણ પરિવર્તન કરવું શરૂ કર્યું. અમદાવાદને આ મહાન પરિવર્તનમાં એવડો લાભ હતો. એને ભૌતિક લાભ થવા ઉપરાંત એના લોકજીવનને પણ મોટો લાભ થયો ૧૯૧૪માં મહાત્મા ગાંધી આફ્રીકાથી સ્વદેશ આવ્યા. એક વર્ષ પછી અમદાવાદનાં સુભાગ્યે જમાના પ્રમાણે એમના જેવા જ, જીવનસર્વસ્વ લોકકલ્યાણને માટે અર્પનાર, પુરાણ પ્રસિદ્ધ દધીચિ મુનિના આશ્રમની પુણ્ય ભૂમિ ઉપર ગાંધીજીએ નિવાસ કર્યો; એમણે અમદાવાદને ત્યાગ અને કર્મની ઉપાસના કરવાના પાઠ શીખવવા માંડ્યા. અમદાવાદના જીવનનો આ ખરેખરા પલટાનો સમય હતો. આગળના ઇતિહાસ ઉપરથી જોયું કે બાદશાહી વારાથી આજ સુધી અમદાવાદનો જનસમુદાય દેશકાળને અનુસરીને હમેશ જાગતો તો હતો જ. લઢાઇઓ અને વીરત્વનું સ્વપ્નું સરખુંયે આવ્યે એક શતાબ્દી થઈ ગઈ હતી. અમદાવાદના લોકે વરશોડાના દારૂખાના સિવાય કોઈ શસ્ત્રાસ્ત્રના અવાજ એક સદીથી સાંભળ્યા નહોતા. એટલે એના જીવનમાંથી અદ્દભુત વીરરસ (romance) અદશ્ય થયો હતો. વેપાર વધતો જ ગયો હતો. ઈ. સ. ૧૮૭૫ થી ૧૯૨૫ સુધીની અર્ધશતાબ્દિમાં પશ્ચિમ દિદમાં મુંબઇથી બીજી પંક્તિમાં એણે સ્થાન મેળવ્યું હતું. કાપડ

જગતનું મહાયુદ્ધ અને તેની અસર

સુરતની મીલોમાં પ્રગતિ એવી થઇ હતી કે આખા ભારતવર્ષમાં એનું સ્થાન બીજું હતું. એટલે પૈસે ટકે અને શરીરે એ સુખના માર્ગ ઉપર ચઢી ગયું હતું.

આ વખતે હિંદુસ્તાનમાં ગમે તે હોય પણ દુનિયાના રંગ બદલાતા હતા. હિંદુસ્તાને જાણ્યે અજાણ્યે પણ દુનિયા સાથે જ ચાલવાનું હતું. એટલે દુનિયામાં જે વેગશક્તિ ઉભી થઈ હતી તેની છાયા હિંદમાં આવે જ અને અમદાવાદમાં પણ આવે જ. ૧૯૧૫–૧૬ સુધી અમદાવાદની સ્થિતિ ભાંગ પીધેલા પૈસાદાર જેવી હતી. મહાત્માજીના સત્સંગથી એ કેફ ધીમે ધીમે ઉતરવા માંડયો. મહાત્માજીએ અમદાવાદને મનુષ્યના જીવનનાં કર્તવ્યોની વિવિધતાનું ભાન કરાવ્યું.

રાજકીય પરિષદ્

ઈ. સ. ૧૯૧૬માં મુહમ્મદઅલી ઝીણાના પ્રમુખપદે કેટલેયે વર્ષે પ્રાંતિક રાજકીય પરિષદ્ અમદાવાદમાં મળી. એ વખતે લોકોનો ઉત્સાહ ઉપર લખેલી ફેરવાયલી સ્થિતિનો કાંઇક ખ્યાલ આપતો હતો. એ જ સમયમાં ગાંધીજી અને શ્રીમતી અનસુયા બ્હેનના પરિશ્રમથી અમદાવાદના મજૂર વર્ગમાં જાગ્રતિ અને સંઘશક્તિ આવ્યાં હતાં. ઈ. સ. ૧૯૧૯ સુધીમાં મજુર વર્ગની વ્યવસ્થિત સંસ્થાઓનો જન્મ થઈ ચૂકયો હતો. હોળીનાં તોફાનો બંધ કરી એ વખતે સ્વયંસેવકો દ્વારા પૈસા ફંડ ઉઘરાવી એ નાણાંનો સદુપયોગ રાત્રીશાળાઓ વગેરે માટે થવાના પ્રબંધ થઈ ચૂકયા હતા. રાજકીય ભાષણો વગેરે અગાઉના કરતાં વધારે થતાં. એમાં ઉત્સાહ પણ બહુ જણાતો, અને લોકોમાંથી ભયની લાગણી ધીમે ધીમે ઓછી થતી હતી.

દશકાનું બાંધકામ અને મોંઘવારી

આ સમયમાં બાંધકામની પ્રવૃત્તિ પણ છેક શિથિલ નહોતી એ તો આગળ જોઇશું. લોકોના મકાનો બાંધવાના વિચારમાં પણ અસાધારણ પરિવર્તન થયાં હતાં. શહેર બહાર વસ્તી ઘણી વધી હતી અને અનેક તરેહના બંગલા બંધાતા હતા. ઇ. સ. ૧૮૫૧માં જે અર્ધ શહેર ઉજાડ હતું એમાં હવે ઘર બાંધવાની જગ્યા મળતી નહિ. અને 'શહેરમાં સો રૂપીએ ગજ પણ જમીન નહી મળે' એ ૧૮૫૧માં કહેલી રા. મગનલાલ વખતચંદની ભવિષ્યવાણી ખરી પડવાનો આ સમય આવ્યો હતો. શહેર બહાર પણ સારી જમીનો

ધનવાનોએ રાખી લીધી હતી અને જમીનની કિંમતો પ્રમાણમાં મુંબાઈ કરતાં પણ વધી ગઈ હતી.

ઈ. સ. ૧૯૧૯માં યુદ્ધવિરામ પછી વેપારમાં અસાધારણ તેજી આવી. ૧૯૧૯ થી ૧૯૨૧ સુધીનાં ત્રણ વર્ષોમાં આખા જગતના વેપારના ઇતિહાસમાં ન દેખાયલી તેજી આવી. આગળના ભારે ભારે દુકાળોમાં ખાધા પીધાની વસ્તુઓના જે ઉંચા ભાવ દેખી સાધારણ લોકનાં કાળજાં હબકી જતાં તેનાથી તો ક્યાંય ઉંચા ભાવ હવે થયા હતા. પરંતુ દુનિયા રંગે ચઢી હતી. અમદાવાદમાં મુંબાઈ જેવી મોંઘવારી ચાલતી હતી. સ્થાવર મીલકતના ભાવ આઠથી દશગણા વધી ગયા. લોકોની દોડધામ વધી ગઈ. જે રસ્તાઓ ઉપર પ્રમાણમાં શાંતિ જણાતી ત્યાં ગાડીઘોડાની અવરજવર અસાધારણ વધી ગઈ. રસ્તા એના એ હોવાથી અમદાવાદ ફરીથી ધૂળીઉં શહેર થવા માંડ્યું. આ તેજી પછી સાધારણ નિયમ પ્રમાણે એવી જ મંદી આવે એ અમદાવાદનો શાણો વેપારીવર્ગ—દુનિયાના આ વખતે બધા વેપારી ભૂલ્યા તેમ—ભૂલી ગયો. એનું પરિણામ આગળ જોઇશું.

૧૯૧૯ના યુદ્ધવિરામ પછીની સ્થિતિ

આમ ૧૯૧૯ માં અમદાવાદ રંગમાં હતું. પૈસાની ગરમીને લીધે દરેક વ્યવહારમાં ગરમી હતી. હિંદુસ્તાનની સરકારે રોલેટ કાયદાને નામે પ્રસિદ્ધ થયેલો એક અણમાનીતો કાયદો કર્યો હતો. એનો વિરોધ કરવાને અમદાવાદમાં હડતાળ પડી અને એક મોટું સરઘસ નીકળ્યું હતું. આવું સરઘસ અમદાવાદમાં પ્રથમ કદી નીકળ્યું નહિં હોય. ઈ. સ. ૧૯૧૯ ના એપ્રીલમાં ગાંધીજીને પંજાબ જતાં રોકયા અને ગાડીમાંથી પકડીને પાછા મુંબાઇ ઇલાકાની હદમાં મોકલી દીધા. આ સમાચાર અમદાવાદમાં મળતાં જ અજ્ઞાન મજૂરવર્ગ ઉશ્કેરાયો. શ્રીમતી અનસુયા બહેન મુંબાઇમાં હતાં. એમના પકડાયાની ખોટી ખબર પણ મજૂરોમાં ફેલાઈ. મજૂરો ભાન ભૂલ્યા અને અહિંસાના હમેશના બોધથી ક્ષણિક દબાયલું એમનું મન પ્રકૃતિ ઉપર ગયું. એપ્રીલ માસમાં એક દિવસે સવારે હોહો કરતા મજૂરો મીલોમાંથી નીકળ્યા. પોલીસ ચોકીઓ અને દરવાજાને તોડી નુકશાન કરવા માંડ્યું અને લાલદરવાજે મેટ્રીક્યુલેશનની

૧૯૧૯ એપ્રીલનું તોફાન

પરીક્ષાનો મંડપ બાળી ભદ્રમાં કેટલીક સરકારી ઓફીસો તોડી. શહેરની પોલીસ હવે વ્યવસ્થા માટે પહોંચી વળે એમ નહોતું. કોઈ તોફાની મજૂરોની ટોળીએ રીચીરોડ ઉપર એક યૂરોપીયન સારજંટનું ક્રૂરતાથી ખૂન કર્યું અને વિલાયતી પહેરવેશમાં જેને જુએ એને મારવા લાગ્યા. આ વખતે અમદાવાદમાં લોકપ્રિય કલેકટર મી. ચેટફીલ્ડ હતા. એમણે ઘણી કુનેહથી કામ લીધું. પણ સ્થિતિ વધારે ભારે થવાથી શહેર લશ્કરના અમલમાં સોંપાયું, અને લશ્કરી કાયદો જાહેર થયો. સાંજના કોઈથી બહાર નીકળાતું નહિં, ભરેલી બંધુકોની ગાડીઓમાં સીપાઇઓ શહેરમાં ફરતા. બે દીવસ તો શહેરમાં ભારે અવ્યવસ્થા અને ભય વ્યાપ્યો. શહેરની ઉંચી વરતી તો ઘર બંધ કરી બેસી રહી. જો કે આ હુલ્લડમાં લોકોના અજ્ઞાન ટોળાનો ભય જે માણસ વિલાયતી આચારનો કે વિલાયતી વિચારનો હોય, અગર તો સરકાર પક્ષનો ગણાતો હોય તેને જ હતો. ચાર પાંચ દિવસ સુધી શહેરમાં કામકાજ બંધ રહ્યું. પછી ધીમે ધીમે લશ્કરી કાયદો કાઢી નાંખ્યા પછી દુકાનો ઉઘડી. અમદાવાદમાં ચાડીઆના હુલ્લડ પછી સોએ વર્ષે આ બીજું મોટું હુલ્લડ હતું. ૧૯૫૭ ના લશ્કરી તોફાનને શહેર સાથે કાંઈ સંબંધ નહોતો. આ તોફાનમાં પકડાયલાઓ માટે શાહીબાગમાં નવરોજી હોલમાં એક ખાસ કચેરી બેઠી. આ સમય પછી કોઈ રાજદ્વારી કાર્યપ્રસંગે અમદાવાદ હડતાળ અસરકારક પાડી શકતું. પરંતુ હવે શાંતિ પણ જળવાતી.

**ગાંધીજીનો નિવાસ, અને ૧૯૨૧ ની કોંગ્રેસ**

ઈ. સ. ૧૯૧૯ થી ૧૯૨૧ ના ત્રણ વર્ષમાં જેવું વેપાર આદિમાં જોર હતું એવું ગાંધીજીની પ્રવૃત્તિઓમાં જોર હતું. ઈ. સ. ૧૯૨૧ માં અમદાવાદમાં બીજી વખત રાષ્ટ્રીય મહાસભાની બેઠક થઇ. આ વખતે મહાસભાનું સ્વરૂપ પહેલાં કરતાં ફરી ગયું હતું. સરકાર સાથે સહકાર કરનાર પક્ષના અને રાજકીય બાબતોમાં સમધારણતા સાચવનાર પક્ષ કોન્ગ્રેસમાં આવતો બંધ થયો હતો. અસહકાર રાજકીય ક્ષેત્રમાં મુખ્ય પ્રવૃત્તિ બન્યો હતો. અસહકારનો જન્મ ગાંધીજીના નિવાસને લીધે અમદાવાદમાં થયો હતો. ૧૯૨૧ માં આ ચળવળને આખા દેશનો કૃત્રિમ ટેકો મળ્યો હતો, અને એ વર્ષે એનું જોર પણ કાંઈક વધારે હતું. એટલે અમદાવાદની મહાસભાની બેઠકનું મહત્ત્વ ભારે હતું. એના પ્રમુખ દેશબંધુ ચિત્તરંજન દાસ એ વખતે કેદમાં હતા. એટલે કામચલાઉ પ્રમુખપદ હકીમ

અજમલખાંને મળ્યું હતું. એ વખતે ગાંધીજીને મહાસભાએ રાજકીય બાબતોમાં દેશના કુલ મુખત્યાર ( dictator ) નીમ્યા. હિંદની સ્વતંત્રતાની લડતના ઇતિહાસમાં આ પ્રસંગ અપૂર્વ હતો. અમદાવાદ એની મીલોને લીધે કાપડ સુતરના વેપારીઓમાં અને મીલોના સાંચા આદિ વસ્તુઓ પુરી પાડનારમાં જ ખાસ પ્રસિદ્ધ હતું, તે હવે આખા હિંદમાં જાણીતું થયું. એ એક વર્ષ સુધી હિંદી પ્રજાકીય ચળવળના મુખ્ય મુખત્યારનું કેન્દ્રસ્થાન બન્યું. ગાંધીજી સાબરમતીના સંત તરીકે કહેવાતા. પદ્મપુરાણમાં સાબરમતીનું માહાત્મ્ય ઘણું ગવાયલું તે જમાના પ્રમાણે લોક ભૂલવા લાગ્યા હતા; એટલે નવા જમાના પ્રમાણે નવી રીતે ગાંધીજીને લીધે સાબરમતીનું માહાત્મ્ય આખા દેશમાં વધ્યું. કન્યાકુમારી, આસામ અને કાશ્મીરના લોક અમદાવાદ અને સાબરમતીને જાણવા લાગ્યા.[1] આમ હિંદમાં જ નહિ પણ ગાંધીજીના સિદ્ધાન્તને માન આપનારા જગતના બીજા દેશોમાં પણ એમને લીધે અમદાવાદ જાણીતું થયું.

આ સમયમાં ગાંધીજીની પ્રવૃત્તિઓની અસર ચારે બાજુએ થઇ હતી. કેળવણીમાં જે અસર થઈ તે આગળ જોઇશું. રાષ્ટ્રીય વિદ્યાપીઠની સ્થાપના થઈ એમાં ખાસ અગત્યની વાત વિદ્યાપીઠને અંગે સ્થપાયલા ગૂજરાત પુરાતત્ત્વ મંદિરને લીધે હતી. એ સંસ્થાએ ગૂજરાત માટે કરેલા કાર્યનો વિચાર આગળ કરીશું. સાહિત્ય અને વર્તમાનપત્રોના ક્ષેત્રમાં પણ ગાંધીજીની કાર્યશક્તિનો વેગ આવ્યો હતો. નવજીવન પત્રે ગૂજરાતનું ધ્યાન–હિંદનું ધ્યાન–અમદાવાદની પ્રવૃત્તિઓ તરફ રાખ્યું હતું. શહેર સુધારણામાં પણ વાતો કરતાં ખરૂં કામ કરવાની વૃત્તિ પ્રેરાઇ હતી. શહેરના યુવાનોની શરીરસંપત્તિ વધારવા અખાડાઓની ચળવળ શહેરમાં અને શહેર બહાર ચાલુ થઇ હતી. અને આશરે સવાસો વર્ષથી હલકા ગણાતા સંગીત આદિના શોખનું લોકમાં હવે માન વધતું જતું હતું. સુકુમાર કલાઓ ( Fine arts ) તરફ લોકોનું ધ્યાન

ગાંધીજીની અસર

[1] મદ્રાસમાં અમદાવાદનો નકશો મેં ભીંતે ટંગાવેલો એ જે કોઈ મદ્રાસી જોતા તે એમાં મહાત્માજીનો આશ્રમ કયી જગ્યાએ એટલો જ સવાલ મને પુછતા. કોઈ વખત મારૂં વતન પુછે અને હું અમદાવાદ કહું તો પણ મહાત્માજીનું અમદાવાદ એ રીતે જ પરપ્રાંતિઓ અમદાવાદને ઓળખતા.

ખેંચાયું હતું. પરદેશી રમતો જીવનવિકાસમાં મદદરૂપ હોવાથી તે પણ વધવા લાગી, અને ખાસ કરીને ક્રીકેટ જેવી ખરી માણસાઇ શીખવનાર રમત અમદાવાદની મુખ્ય રમત થઇ પડી, અને સુજ્ઞ લોકોએ પણ એમાં ભાગ લેવા માંડયો.

આમ અમદાવાદની ચઢતી ચાલુ હતી. એવામાં ઈ. સ. ૧૯૨૨ થી લઢાઈ પછી ચઢેલા વેપારી વસ્તુઓના ભાવ ગગડવા માંડયા. એક પછી એક રાશી વર્ષો આવવા માંડયાં. જેવી મોટી તેજી આવી હતી એવી જ અશ્રુતપૂર્વ મંદી આવી. મંદીની અસર કાપડ સુતર અને લોખંડ ઉપર સર્વ કરતાં વધારે હતી. સટ્ટાનું તત્ત્વ શહેરમાંથી ઓછું થયું નહોતું. શેરઅન્તર એકનાં ત્રણ થયાં હતાં. એટલે મંદીની અસર પણ ભારે જ હતી. લઢાઇમાં કમાયલું ધન, અને મીલકતોની ખોટી કિંમત વધેલી તે જતી રહી. અમદાવાદના મીલ ઉદ્યોગને ઘણું ખમવું પડયું. અમદાવાદી મીલ એજન્ટોની જાતે કામ કરવાની અને કરકસરની ટેવથી જ એ ઉદ્યોગ ઉભો રહ્યો હતો. છતાં સરકાર પાસે મદદ માંગવા માટે મુંબાઈ સાથે એને જોડાવું પડયું. કાપડની મીલો ઉપરની જકાત કાઢી નાંખવાને આખા દેશની મીલો તરફથી દીલ્હીની મોટી કાઉન્સીલમાં શેઠ કસ્તુરભાઈ લાલભાઇએ લડત ચલાવી. આવી મોટી મંદી આવ્યા છતાં અમદાવાદ નિસ્તેજ ન થયું. ઘી ઢોળાઇ જાય પણ ચીકાશ રહે એમ નાણું જતે જતે પણ રહી ગયું અને અસલના જમાના કરતાં લોકસમુદાયમાં વધારે વહેંચાઈ ગયું. ઓગણીસમી સદીની શરૂઆતમાં શહેરમાં નગરશેઠ જેવા બેચાર જણ ગાડી રાખી શકતા; એ જ સદીના અંતમાં સાધારણ ધનવાનમાં ગણી શકાય એવા બધા શીઘરામ રાખતા થયા. વીસમી સદીના એક દશકા પછી ઉઘાડી વિકટોરીયા ગાડીઓ વધવા માંડી. એ પહેલા દશકામાં મોટર ગાડીઓ ગણીગાંઠી જ હતી. ચાલુ છેલ્લા દશકામાં અમદાવાદમાં મોટરો ઘણી વધી ગઇ, અને જવા આવવાનાં ભાડાનાં સાધનોમાં પણ મોટરોનાં મોટાં વાહનોનો ઉપયોગ છૂટથી થવા માંડયો છે. શહેરના મુખ્ય રસ્તાઉપર-રીચીરોડ ઉપર દશવર્ષ ઉપર જે અવર જવર હતી એથી દસ ગણી વધી છે. દશ વર્ષ ઉપર એક બેંક હતી એને બદલે હાલ ચાર થઈ છે.

વેપારની સ્થિતિ અને મોટી મંદી

એટલે અમદાવાદનું મુખ્ય જીવન વેપાર, અને એ મુખ્ય જીવનની સ્થિતિ

ખરાબ હોવા છતાં અમદાવાદની પ્રગતિ અટકી નથી. અમદાવાદ મ્યુનીસીપાલીટીનો શ્રીયુત વલ્લભભાઈ પટેલનો વહીવટ શહેર અને સરકાર બન્નેને સફળ જણાયો છે. આમ પ્રાસંગિક અને સામયિક દુઃખો તથા મુશ્કેલીઓને કુશલતા અને ધૈર્યથી અમદાવાદ સહન કરી આગળ વધે છે, ત્યારે કુદરતે પણ એને નડવામાં બાકી ન રાખ્યું. ગયા વર્ષના જુલાઈ આખરના ભારે જલપ્રલયમાં શહેરમાં આશરે ૬૦૦૦ ઘર પડી ગયાં અને જે ત્રાસ વર્ત્યો એ તાજી જ વાત છે. એટલે અહીં વિસ્તાર કરવાની જરૂર નથી. અમદાવાદના શહેરીઓએ એ સંકટને સમયે જે ધૈર્ય, ઉદારતા, અને કાર્યશક્તિ બતાવી છે તેને લીધે આખા ગૂજરાતની આબરૂ વધી છે. શહેરમાં આ પૂરથી કાંઈ મોટા ફેરફાર થયા નથી. પૂર પછી તુરત આવેલી કાપડસુતરની તેજીમાં અમદાવાદીઓ પૂરનું દુઃખ ભૂલી ગયા. અમદાવાદ શહેરને ઘર પડવા ઉપરાંત બહુ ત્રાસ નથી પડયો. છેલ્લા જલપ્રલય વખતે ખરી મુશ્કેલી તો ગામડાંમાં પડી છે. પરંતુ અમદાવાદ શહેર અને જીલ્લાને બહારની સહાયની જરૂર નથી એમ અમદાવાદના લોકોની દાનવૃત્તિ અને વ્યવસ્થાશક્તિએ સિદ્ધ કરી આપ્યું.

છેલ્લી મોટી રેલ

## પ્રકરણ અઢારમું



### વહીવટ

અમદાવાદના બાદશાહોના વખતમાં શહેરનો વહીવટ કેવો હશે એ જાણવાનાં સાધનો નથી. બાદશાહ જાતે અમદાવાદમાં રહે એટલે એ જમાનામાં બાદશાહની મરજી એ જ કાયદો એમ બધે ગણાતું એટલે અમદાવાદમાં પણ એમ જ હોય. જૂદાં જૂદાં ખાતાંના અમલદારો નીમવામાં આવતા. પરંતુ બાદશાહના હુકમથી ગમે તે કામ થતાં એમ માલુમ પડે છે. બાદશાહી વખતનાં ખાતાંની વિગત અને વહીવટની રીત મોગલાઈ વખત જેવી નોંધાયલી નથી એટલે એનું સ્વરૂપ જાણવું મુસ્કેલ છે. જમીન જકાત વગેરેના મહેસુલને લગતા એ સમયના જે ઉલ્લેખો તવારીખોમાં નીકળે છે એ ગૂજરાતને લગતા છે એટલે અમદાવાદ શહેરને એકલાને લાગુ પડે એવા નથી. એ જ પ્રમાણે લશ્કરી ખાતાનું છે. શહેરની વ્યવસ્થામાં કોટવાલ અને ફોજદારના ઉલ્લેખો જણાય છે. અમીરોના ઇમાદઉલમુલ્ક વગેરે ઇલ્કાબો ઉપરથી પણ શહેરમાં એમના અધીકાર જણાઈ આવે છે. પરંતુ એ બધા શહેર કરતાં આખા દેશને લાગુ પડે છે. બાદશાહી વખતના કેટલાક દસ્તાવેજોમાં બીજાં શહેરોમાં પંચકુલ[1] એટલે

[૧] જુઓ પુરાતત્વ પુ. ૪. અંક ૧–૨. પાટણના દસ્તાવેજો: તથા વિમલપ્રબંધની પ્રસ્તાવનામાં રા. મ. બ. વ્યાસે અમદાવાદના બે દસ્તાવેજો આપેલા છે. એમાં પંચકુલના ઉલ્લેખો છે અને અધિકારીઓનાં નામ પણ આપેલાં છે. પુરાતત્વવાળા લેખો સુલતાન મહમૂદ બેગડાના સમયના અને વિમલપ્રબંધવાળા લેખોમાં એક સુલતાન બહાદુરશાહના સમયનો અને બીજો સુલતાન મહમૂદ ત્રીજાના સમયનો છે.

શહેરના પાંચ માણસો કાજી કોટવાળ વગેરે અધિકારીઓનાં નામો આવે છે એટલે અમદાવાદને પણ પાંચકુલ હશે અને એ પાંચ અધિકારીઓ અને એમનાં ખાતાં એ વહીવટની શાખાઓ હશે. એ ઉપરથી બાદશાહી વખતમાં મૂળની હિંદુ રીતને મુસલમાની રીત પ્રમાણે નામની ફેરવી હશે એમ જણાય છે. બાદશાહો લઢાઈ અર્થે અને પાછળથી ચાંપાનેર વસવા માંડ્યા ત્યારથી અમદાવાદમાં સુબો મુકવાનો રીવાજ થયો હશે. એ બાબતમાં મુહાફિઝખાંનો દાખલો જાણીતો છે. ન્યાયમ કાજી ઉપરાંત છેલ્લી અરજી ( hightest court of appeal ) બાદશાહ પોતે જ સાંભળતા એમ જણાય છે.[૨]

અકબરે મોગલ સત્તા જમાવ્યા પછી અસલની રીતોમા ફેરફાર કર્યો. મીરાતે અહમદીમાં ગૂજરાતના સુબાના વહીવટનાં ખાતાંનો વીગતવાર વિસ્તાર આપ્યો છે. એમાંની ઘણી ખરી કચેરીઓ અમદાવાદમાં હતી. એ વ્યવસ્થા છેલ્લી ઔરંગઝેબ બાદશાહના સમયની આપેલી છે. એટલે ટુંકાણમાં એ જોઈએ.

ગૂજરાતનો સુબો અમદાવાદમાં રહેતો અને એ ગેરહાજર રહેવા માંગે તો નાયબસુબો નીમાતો. સુબાના હાથ નીચે સુબાનો દીવાન હતો અને મહેસુલ તથા બીજો અંદરનો વહીવટ એના હાથમાં રહેતો. કેટલીક વખત દીવાનના હાથ નીચે મુત્સદ્દી રહે, અને બીજાં ખાતાંમાં પણ મુત્સદ્દીઓ રાખવા પડતા. શહેરમાં કોટવાલ મુખ્ય પોલીસ અમલદાર હતો. શહેરના ચકલાની ચોકીઓ એના હાથ તળે હતી. શહેર બહાર પરાંનો જૂદો ફોજદાર હતો. એના હાથ નીચે બીજા ફોજદારો ( નાયબ ) રહેતા. ન્યાય ખાતામાં વડો શહેરનો કાજી ગણાતો અને સદર, કાજી અને મુહતસીબોને દીવાન દિલ્હીના સદરસ્સુદુર (Imperial law member)ની મહોરના પરવાનાથી નીમતો : મોટા અમલદારો મનસબદાર હતા. મનસબદાર પોતાની મનસબ મુજબ ઠરાવેલા ઘોડેસ્વાર રાખતો અને જરૂર પડ્યે એનું લશ્કર ભેગું થઈ શકતું.

**પોલીસખાતું.** શહેરની અંદર શહેરનો કોટવાલ મુખ્ય પોલીસ અમલદાર હતો. કોટવાલનો ચબુતરો ( મુખ્ય પોલીસ સ્ટેશન ) ભદ્રમાં હાલ સરકારી

[૨] મીરાતે સીકંદરીમાં લખેલું છે કે સુલતાન મુઝફ્ફરે હાથોહાથ અરજી લેતાં અરજદારની આંગુઠી ભરાઈ એના વસ્ત્રની બહાંય ફાટી તેથી હાકેમને છેડે અરજી બાંધી આપવાના હુકમ કાઢ્યો હતો ! !

મીડલ સ્કુલ છે તે જગ્યા ઉપર હતો. શહેરના ચકલાઓમાં બીજા ચબુતરા હતા અને ત્યાં ચોકી કરનાર, ફરનાર, તથા રાત્રે ચોકી કરનાર સીપાઇઓ કોટવાલ તરફથી નીમાતા. કોટવાલનો ચબુતરો ખાસબજારની ચોકી કહેવાતી, અગર તો ખાસ બજારનો બીજો ચબુતરો ત્રણ દરવાજા આગળ હતો એ ચોક્કસ જણાતું નથી. (૨) પાનકોરનો ચબુતરો, (૩) માણેકચોક (૪) ઢીંકવા (૫) દાવરપુર અગર કબીરપુર (અકબરપુર ?) ઉર્ફે ખાડીઆ (૬) રાયપુર (૭) આસ્તોડીઆ (૮) રાયખડ (૯) ખાનપુર (૧૦) શાહપુર (૧૧) ઇડરીઆ ચકલો (૧૨) સદરજહાં (૧૩) ઝવેરીવાડ. આટલાં ચકલાં હતાં અને ત્યાં ચોકીઓના ચબુતરા હતા. આમાં કેટલીક ચોકીઓ એ જ જગ્યાએ આજે પણ છે. ખમાસ વગેરે કેટલીક જગ્યાએ હાલ ચોકીઓ છે તેનાં નામ અહમદીમાં નથી.[3] કોટવાલ દિલ્હીના મીરે આતીશની (દારૂગોળાની ખાતાનો ઉપરી) મહોરથી નીમાતા મહીને રૂા. ૨૧૩)નો પગાર તથા ૧૦૦ પેદળ અને ૫૦ સ્વાર રહેતા. અને સુબાની તહેનાતીનું લશ્કર રહેતું. ઔરંગઝેબના સમયમાં કોટવાલ બાદશાહ જાતે નીમતા.

શહેર બહારનો ફોજદાર નેનપુરમાં આસ્તોડીઆ દરવાજા બહાર રહેતો. એને તાબે ૫૦૦ સ્વાર રાખવા પડતા, અને એ માટે નાઝીમ (સુબો) તરફથી મહીને વીશ હજાર રૂપીઆ મળતા: સ્વારો બહારના જ ન હોય અને એના તહેનાતીમાંથી રાખે તોપણ ચાલતું. બસો સ્વારો ફોજદાર પાસે અને બાકીના ચોકીઓ ઉપર રહેતા. સુબાની ગેરહાજરીમાં પાંચ હજાર રૂપીઆ ફોજદારને વધારે મળતા અને સત્તર પરાં તથા હવેલી પરગણાના (દસક્રોઇ) આઠ ગામની સલામતી જાળવવાનું એને માથે રહેતું.

દિલ્હી દરવાજાની બહાર હાજીપુરમાં (શાહપુર અને દિલ્હી દરવાજા બહાર દૂધેશ્વર સુધીનો ભાગ) એક ફોજદાર ૫૫ સ્વાર અને ૨૨૫ પાયદળથી નીમાતો. એ નેનપુરના ફોજદારને તાબે ગણાતો. એના બંદોબસ્તમાં તેર પરાં અને બે ગામ હતાં.[4]

[૩] મીરાતે અહમદી ગૂ. આવૃત્તિ પૃ. ૮. અને પૃ. ૧૮૨. અંગ્રેજી અને ગૂજરાતી આવૃત્તિમાં અહીં બહુ ફેર છે. [૪] ઇંગ્રેજી અહમદીની આવૃત્તિમાં ૩૫ સ્વાર અને ૨૨૦ પાયદળ લખ્યું છે; અને પાંચ સ્વાર તથા ૧૦૦ પાયદળ એટલું ચોકી ઉપર રહેતું.

નદીને સામે કાંઠે ફિરોજપુરમાં પણ ફોજદારનું સ્થાન હતું, અને એ પણ નેનપુરના બહાર–ફોજદારને તાબે ગણાતો. ૫૦ સ્વારો, ૧૫૦ પાયદળ ત્યાં રહેતું. એમાં ૫૦ ચોકીઓ ઉપર રહેતા. ફોજદાર માટે ત્યાં નાનો કોટ કરેલો હતો. એ ફોજદારીમાં દશ પરાં અને ૭ ગામનું જોખમ હતું.

ફોજદારી તાબેના સત્તર નાકાં આ પ્રમાણે હતાં:–ઈસનપુર, શાહવાડી, છતબાગ (સરખેજ પાસે), રાજપુર, જહાંગીરપુર, દોહદી (?), પોટીલા (?), નરોડા, સરખેજ, સરસપુર, ધનવાવ (?), કાસમપુર, કોચરબ, સુલા (?), અડાલજ, કાસંદ્રા, ચંડોળા.[5]

નેનપુરના બહારના ફોજદારને તાબે કેટલાંક થાણાં પણ હતાં. જેમાંનાં કેટલાંક હાલ છેટે ગામ છે. એટલે પાસેનાં થાણાં નીચે પ્રમાણે છે. થાણામાં સ્વાર અને પેદળ રહેતું અને ઘણુંખરૂં કોટ પણ કરવામાં આવતો. રસ્તા સહીસલામત રાખી ગામડાંનું રક્ષણ કરવાનું થાણદારને માથે રહેતું. આવાં થાણાં પૂર્વમાં રખીયાલ, રામોલ અને વસ્ત્રાલ, અસારવા, નરોડા, વગેરેમાં હતાં. પશ્ચિમમાં વેજલપુર સરખેજ વગેરેમાં હતાં. ઉત્તરમાં કાલી, ઓગણજ, અડાલજ વગેરેમાં હતાં, અને દક્ષિણમાં વટવા શાહવાડી ઉર્ફે ફ્રૈઝાબાદ, અસલાલી, બારેજા, જેતલપુર, વગેરેમાં હતાં. કાલીનો કીલ્લો હાલ પણ જોવા જેવો છે. એ ભદ્રમાં મહેલ બાંધનાર આઝમખાં એ શાહજહાંના સમયમાં ચુંવાલના કોળીઓથી રક્ષણ કરવા માટે બંધાવ્યો હતો[6] જેતલપુરનો કીલ્લો જૂનો છે એમ અહમદીનો કર્તા લખે છે, પરંતુ એ જહાંગીરના સમયમાં સૈફખાંએ બંધાવ્યો હોય એમ જણાય છે. દરેક થાણાના સ્વાર અને પેદળની વીગત પણ આપેલી છે.

**સુબાના દીવાનની કચેરી** અમદાવાદમાં રહેતી. એની કચેરીના અધિકારીઓ અને એનો પોતાનો અધિકાર ગુજરાતના ઇતિહાસ સાથે સંબંધ ધરાવે છે. એટલે હાલ ઉત્તર વિભાગના કમીશનર જેવું સુબાના દીવાનનું કાર્ય છે, અને એની પેઠે એ અમદાવાદમાં રહી નોકરી કરે છે. દિલ્હીના મુખ્ય વઝીરની મહોરથી એની નીમણુંક થાય છે.

[૫] અહમદી ગૂ. અને ઇં. ભાષાંતરોમાં આ નાકામા ફેર છે. ગૂ. માં સત્તર લખીને પંદર જ આપ્યાં છે- બન્ને મેળવીને ઉપર આપ્યાં છે. પોટીલાને બદલે ઇંગ્રેજીમાં પોલસીત્યા અને ગુજરાતીમાં દોહદીને બદલે દુધી લખ્યું છે. [૬] મીરાતે અહમદી ગૂ. અને ઇં. આવૃત્તિ, પૃ. ૧૮૬ અને ૧૯૮. એ જ કદાચ બલીલાબાદ હોય.

**ન્યાય ખાતું.** એમાં 'સદર કચેરીએ સદારત' નામની કચેરીમાં અંમલદારની નીમણુંક દિલ્હીના વડા સદરૂસ્સુદુરની મહોરથી થાય છે. અને એ એના હાથ નીચેના બીજા કાજીઓને પણ નીમે છે. ધાર્મિક સંસ્થાઓ ઉપર પણ દેખરેખ રાખી ખુતબા વાંચનાર અને નીમાજ પઢનારની નીમણુંક કરે છે, અને ધર્માદાખાતાં, વઝીફા, દરગાહોના વહીવટ વગેરે ઉપર દેખરેખ રાખે છે. એને સુબાના દીવાનને તાબે રહેવું પડે છે. શહેરકાજી શહેરમાં ન્યાયનું કામ કરે છે. એને જાતની મનસબ ઉપરાંત વીશ સ્વાર મળે છે. સરખેજના કાજીની કચેરી કોઇ વાર જૂદી અને કોઈ વાર અમદાવાદના કાજી ભેગી હોય છે. અદાલત ઉલ વાલીઆ–વાલીની કોર્ટ અગર જેને હાઇકોર્ટ જેવું કાંઇક સ્થાન છે પણ તે ખાલી નામનું જ છે. એમાં મુખ્ય એક વકીલ હોય છે. એને એક રૂપીઓ રોજ મળે છે. બીજા નાના અમલદારોને આઠ આના રોજ હોય છે.[૭] મુહતસીબની કચેરીનો અમલદાર કાયદાનો બરોબર અમલ થાય છે કે નહિં તે જુએ છે, અને વજન કાટલાં વગેરે ખરાં છે કે નહિં તેની તપાસ રાખે છે. એના મુખ્ય અધિકારીને સો રૂપીઆ પગાર અને તહેનાતમાં દશ સ્વાર અપાય છે. આ પ્રમાણે સાધારણ સમજણથી, અને મોટાં નામો છતાં પણ છેક સાધારણ દમામ અને ઓછા ખરચથી ન્યાયખાતું ચાલતું હતું. ન્યાય મેળવવા માટે મોટાં ખરચો કરવાં પડતાં નહિં. કાયદાની બારીકીઓ અને શબ્દોની મારામારી નહિં જેવી હતી. લાંચ રૂશવતો એ સમયમાં હોય પરંતુ લોકો ઘણી વાર બારોબાર અરજીથી ન્યાય મેળવી શકતા. દસ્તાવેજો વગેરે કાજીની મહોરથી થતા. દસ્તાવેજોમાં સ્વતંત્ર બાદશાહીના સમયમાં જૂની ગૂજરાતીથી મિશ્રિત થએલી સંસ્કૃત વપરાતી એમ દસ્તાવેજો જોતાં ચોક્કસ થાય છે. પાટનગર અમદાવાદમાંજ કાજીની સહી તથા પંચકુલની સહીથી થએલા દસ્તાવેજોમાં ભાષા એ પ્રમાણે વાપરેલી છે. એ ઉપરથી સંસ્કૃત ભાષા માટે બાદશાહી સમયમાં કાજીઓ તથા બાદશાહો વાંધો નહિં લેતા હોય એમ જણાય છે. મોગલાઇમાં ફારસીમાં દસ્તાવેજો બધે શરૂ થયા એમ માનવાને કારણ છે. ખાસ કરીને મુખ્ય શહેરોની કાજીની કચેરીમાં

[૭] આ કચેરીઓની વીગત લાંબી છે. અદાલતુલવાલીઆને ઇંગ્રેજી આવૃત્તિમાં હાઇકોર્ટ લખેલું છે. પરંતુ હાઈકોર્ટ જેવો કાંઈ અધિકાર એ કોર્ટોને હોય એમ જણાતું નથી એટલે ગૂજરાતી આવૃત્તિના લખ્યા મુજબ વાલીની કોર્ટ અર્થ ઠીક લાગે છે.

ફારસીમાંજ દસ્તાવેજો કરવાનો પ્રચાર વધ્યો. અકબરના હિંદુ પ્રધાન રાજા ટોડરમલે સામ્રાજ્યમાં ફારસીને રાજ ભાષા તરીકે વાપરવાનો હુકમ કઢાવ્યો એમ મનાય છે. એનો વિચાર હાલ અંગ્રેજીની પેઠે હિંદુસ્તાનને એક ભાષા વાપરતું જોવાનો હશે.

સ્વતંત્ર બાદશાહીના સંસ્કૃત દસ્તાવેજો તથા મોગલાઈના ફારસી દસ્તાવેજો જે હાલ ઉપલબ્ધ છે તે જોતાં એ વખતની કચેરીના દસ્તુરો અને કાયદાની ભાષાનો ખ્યાલ આવી શકે છે. દસ્તાવેજોનાં લખાણ હાલના સોલીસીટરોનાં બહુ શબ્દોવાળાં લખાણોથી કોઈ રીતે ઉતરતાં નથી જણાતાં. કાયદાની એક પણ બાબત એમાં રહી જતી નથી. આગળ પહેલીજ નોંધમાં જણાવેલા દસ્તાવેજો જોવાથી એ વાત સમજાશે.

**બક્ષી ખાતું.** બક્ષી એટલે ખબર કરનાર irector of Information. પણ એ અમલદારના હાલના અર્થમાં જૂના સમયમાં ભાગ્યેજ કામ થતું. બક્ષીને પાંચસો રૂપીઆ પગાર અને પચાશ સ્વાર મળતા. દરેક સરકારી કચેરીઓ અને તેના કામના સમાચાર, અને શહેર તથા સુબામાં બનતા સમાચાર બક્ષીના ગુમાસ્તા સાંજે લાવતા અને બક્ષીઓ બાદશાહને લખી મોકલતા. કેટલીક વખત સમાચાર ખાતાનો મોટો બક્ષી (Director General of Information) બાદશાહને બારોબાર સમાચાર મોકલે છે. અને તે સુબાના અમલદારોથી સ્વતંત્ર જેવો હોય છે. આવા ખાતાને સમાચારખાતું કહે છે. એ કાંઇક છુપી પોલીસ જેવું છે. આ ખાતાને સવનીહ નવીસ અગર ખુફીઆ નવીસ–ગુપ્ત ખબર આપનાર કહે છે.

**ટપાલખાતું.** જૂના વખતમાં ટપાલખાતું પણ ઠીક હતું. બાદશાહી વખતનું કેવું હશે તે જણાયું નથી. કાસદો અસલથી દેશમાં સારા હતા. મોગલાઈમાં અમદાવાદમાં ટપાલખાતું કાઢવામાં આવ્યું. ટપાલના દરોગાને (પોસ્ટ માસ્તર) વીશ સ્વારો મળતા. સુબાની બીજી કચેરીઓની અને પરગણાની ટપાલ સુબાને તથા બાદશાહને પહોંચાડવામાં આવતી. અમદાવાદમાં ખંડપ ીુરાની સુધી ઉત્તરમાં આઠથી દશ ગાઉને છેટે ચોકીઓ કરેલી હતી, અને એની વચ્ચે કાસદો તથા કોઇ જગ્યાએ વાહનની ગોઠવણ કરેલી હતી. ખંડપીુરાની સુધી અમદાવાદના ટપાલના અમલદારની સત્તા છે. પછી અજમેરના સુબાની હદ આવે છે. ઔરંગઝેબના સમયમાં દક્ષિણમાં બાદશાહને ટપાલ મોકલવી

ન્યાય ખાતું. એમાં 'સદર કચેરીએ સદારત' નામની કચેરીમાં અમલદારની નીમણુંક દિલ્હીના વડા સદરસ્સુદુરની મહોરથી થાય છે. અને એ એના હાથ નીચેના બીજા કાજીઓને પણ નીમે છે. ધાર્મિક સંસ્થાઓ ઉપર પણ દેખરેખ રાખી ખુતબા વાંચનાર અને નીમાજ પઢનારની નીમણુંક કરે છે, અને ધર્માદાખાતાં, વઝીફા, દરગાહોના વહીવટ વગેરે ઉપર દેખરેખ રાખે છે. એને સુબાના દીવાનને તાબે રહેવું પડે છે. શહેરકાજી શહેરમાં ન્યાયનું કામ કરે છે. એને જાતની મનસબ ઉપરાંત વીશ સ્વાર મળે છે. સરખેજના કાજીની કચેરી કોઇ વાર જૂદી અને કોઈ વાર અમદાવાદના કાજી ભેગી હોય છે. અદાલત ઉલ વાલીઆ–વાલીની કોર્ટ અગર જેને હાઇકોર્ટ જેવું કાંઇક સ્થાન છે પણ તે ખાલી નામનું જ છે. એમાં મુખ્ય એક વકીલ હોય છે. એને એક રૂપીઓ રોજ મળે છે. બીજા નાના અમલદારોને આઠ આના રોજ હોય છે.[૭] મુહતસીબની કચેરીનો અમલદાર કાયદાનો બરોબર અમલ થાય છે કે નહિં તે જુએ છે, અને વજન કાટલાં વગેરે ખરાં છે કે નહિં તેની તપાસ રાખે છે. એના મુખ્ય અધિકારીને સો રૂપીઆ પગાર અને તહેનાતમાં દશ સ્વાર અપાય છે. આ પ્રમાણે સાધારણ સમજણથી, અને મોટાં નામો છતાં પણ છેક સાધારણ દમામ અને ઓછા ખરચથી ન્યાયખાતું ચાલતું હતું. ન્યાય મેળવવા માટે મોટાં ખરચો કરવાં પડતાં નહિં. કાયદાની બારીકીઓ અને શબ્દોની મારામારી નહિં જેવી હતી. લાંચ રૂશવતો એ સમયમાં હોય પરંતુ લોકો ઘણી વાર બારોબાર અરજીથી ન્યાય મેળવી શકતા. દસ્તાવેજો વગેરે કાજીની મહોરથી થતા. દસ્તાવેજોમાં સ્વતંત્ર બાદશાહીના સમયમાં જૂની ગૂજરાતીથી મિશ્રિત થએલી સંસ્કૃત વપરાતી એમ દસ્તાવેજો જોતાં ચોકકસ થાય છે. પાટનગર અમદાવાદમાંજ કાજીની સહી તથા પંચકુલની સહીથી થએલા દસ્તાવેજોમાં ભાષા એ પ્રમાણે વાપરેલી છે. એ ઉપરથી સંસ્કૃત ભાષા માટે બાદશાહી સમયમાં કાજીઓ તથા બાદશાહો વાંધો નહિં લેતા હોય એમ જણાય છે. મોગલાઇમાં ફારસીમાં દસ્તાવેજો બધે શરૂ થયા એમ માનવાને કારણ છે. ખાસ કરીને મુખ્ય શહેરોની કાજીની કચેરીમાં

[૭] આ કચેરીઓની વીગત લાંબી છે. અદાલતુલવાલીઆને ઇંગ્રેજી આવૃત્તિમાં હાઇકોર્ટ લખેલું છે. પરંતુ હાઈકોર્ટ જેવો કાંઈ અધિકાર એ કોર્ટોને હોય એમ જણાતું નથી એટલે ગૂજરાતી આવૃત્તિના લખ્યા મુજબ વાલીની કોર્ટ અર્થ ઠીક લાગે છે.

ફારસીમાંજ દસ્તાવેજો કરવાનો પ્રચાર વધ્યો. અકબરના હિંદુ પ્રધાન રાજા ટોડરમલે સામ્રાજ્યમાં ફારસીને રાજ ભાષા તરીકે વાપરવાનો હુકમ કઢાવ્યો એમ મનાય છે. એનો વિચાર હાલ અંગ્રેજીની પેઠે હિંદુસ્તાનને એક ભાષા વાપરતું જોવાનો હશે.

સ્વતંત્ર બાદશાહીના સંસ્કૃત દસ્તાવેજો તથા મોગલાઇના ફારસી દસ્તાવેજો જે હાલ ઉપલબ્ધ છે તે જોતાં એ વખતની કચેરીના દસ્તુરો અને કાયદાની ભાષાનો ખયાલ આવી શકે છે. દસ્તાવેજોનાં લખાણ હાલના સોલીસીટરોનાં બહુ શબ્દોવાળાં લખાણોથી કોઈ રીતે ઉતરતાં નથી જણાતાં. કાયદાની એક પણ બાબત એમાં રહી જતી નથી. આગળ પહેલીજ નોંધમાં જણાવેલા દસ્તાવેજો જોવાથી એ વાત સમજાશે.

**બક્ષી ખાતું.** બક્ષી એટલે ખબર કરનાર irector of Information. પણ એ અમલદારના હાલના અર્થમાં જૂના સમયમાં ભાગ્યેજ કામ થતું. બક્ષીને પાંચસો રૂપીઆ પગાર અને પચાશ સ્વાર મળતા. દરેક સરકારી કચેરીઓ અને તેના કામના સમાચાર, અને શહેર તથા સુબામાં બનતા સમાચાર બક્ષીના ગુમાસ્તા સાંજે લાવતા અને બક્ષીઓ બાદશાહને લખી મોકલતા. કેટલીક વખત સમાચાર ખાતાનો મોટો બક્ષી ( Director General of Information ) બાદશાહને બારોબાર સમાચાર મોકલે છે. અને તે સુબાના અમલદારોથી સ્વતંત્ર જેવો હોય છે. આવા ખાતાને સમાચારખાતું કહે છે. એ કાંઇક છુપી પોલીસ જેવું છે. આ ખાતાને સવનીહ નવીસ અગર ખુફીઆ નવીસ–ગુપ્ત ખબર આપનાર કહે છે.

**ટપાલખાતું.** જૂના વખતમાં ટપાલખાતું પણ ઠીક હતું. બાદશાહી વખતનું કેવું હશે તે જણાયું નથી. કાસદો અસલથી દેશમાં સારા હતા. મોગલાઇમાં અમદાવાદમાં ટપાલખાતું કાઢવામાં આવ્યું. ટપાલના દરોગાને ( પોસ્ટ માસ્તર ) વીશ સ્વારો મળતા. સુબાની બીજી કચેરીઓની અને પરગણાની ટપાલ સુબાને તથા બાદશાહને પહોંચાડવામાં આવતી. અમદાવાદમાં ખંડપ બુરાની સુધી ઉત્તરમાં આહથી દશ ગાઉને છેટે ચોકીઓ કરેલી હતી, અને એની વચ્ચે કાસદો તથા કોઇ જગ્યાએ વાહનની ગોઠવણ કરેલી હતી. ખંડપબુરાની સુધી અમદાવાદના ટપાલના અમલદારની સત્તા છે. પછી અજમેરના સુબાની હદ આવે છે. ઔરંગઝેબના સમયમાં દક્ષિણમાં બાદશાહને ટપાલ મોકલવી

પડતી એટલે ભરૂચ સુધી અમદાવાદના ટપાલખાતાનો અમલ હતો. પંચાવન રૂપીઆને ખર્ચે ખાસદ માણસો ( હલકારા ) રાખવામાં આવે છે. એમાં બે તારીખ સીક્કા વગેરે લખનાર, અને બે સીપાઇઓ તથા દરોગો શહેરમાં રહે છે. બીજા ચોકીઓએ રહે છે. સલામતી માટે ફોજદાર થાણદાર જેની હદ હોય એ જોખમદાર હોય છે. બાદશાહી ડાકમાં જે હુકમો વગેરે આવે છે એમાં ટપાલના દરોગાની મહોર હોય છે. આ ડાકખાતામાં ખાનગી માણસોની ટપાલ લેવાતી કે કેમ તે જણાતું નથી. સાધારણ રીતે અમદાવાદથી બાર દિવસમાં અને જરૂર વખતે સાત દિવસમાં ટપાલ બાદશાહને પહોંચતી. આ ખાતા તરફથી હલકારાખાતું પણ ચાલતું. એ હલકારા પરચુરણ કામ અને બાદશાહી કાગળોની વ્યવસ્થા કરતા. બક્ષી ખાતાથી શરૂ થઈ સમાચારખાતું, ટપાલખાતું અને હલકારાખાતું મળીને ખબરપત્રીનાં ખાતાંની કચેરી ગણાતી. દરેકનાં કામ જૂદાં હતાં. બધાને સાથે અખબાર નવીસ ખાતું કહેવામાં આવતું.[૮]

**ઘોડાહાજરી** ( દાઘ ) ખાતું. રાજ્ય અને મનસબદારોના ઘોડા વગેરેની તપાસ અને હાજરી લેવાની કચેરી અમલદારો સાથે બજારમાં ચોરસ મકાનમાં બેસતી. ૫૦૦ ની મનસબના અમલદારોને હાજરી માફ હતી. અહમદીમાં આ વિશે લંબાણ કરેલું છે જેની અહીં અગત્ય નથી. અહમદીમાં ઘોડા હાજરીની આ જાતની કચેરી હતી એમ જણાવે છે. ગૂજરાતના સુબાના અમલદાર તથા મનસબદારોના ઘોડા અમદાવાદમાં રહેતા હશે અને એમની મોટી સંખ્યા હશે એ ખ્યાલ લાવવા માટે જ આ વર્ણન ઉપયોગી છે. ઔરંગઝેબ પછી આ ખાતું બંધ થયું.

**ખજાનાખાતું**. આના ચાર ભાગ હતા. (૧) ખજાના આમરા, એમાં એવાં ખાલસા પરગણાની પેશકશી, હિંદુઓના માલનું મહેસુલ, કાપડનું મહેસુલ, ઢોર વગેરેનું મહેસુલ લેવાતું. (૨) બાકિયાતશાખા, અમલદારો, વેપારીઓ. તકવી, રૈયત પાસેની બાકી રકમો પેશકશીઓની બાકી વગેરેનું ખાતું. (૩) ધર્માદાશાખા એમાં ચાલીશે એક પ્રમાણે મુસલમાન પર લેવાતી જકાત અને ધરમાદા એમાંથી

[૮] મીરાતે અહમદી ઇંગ્રેજી અને ગૂજરાતી આવૃત્તિ ઉપરથી સાર લખ્યો છે. ત્રણે ખાતાંમાં હાલના રીવાજ પ્રમાણે જોતાં ઘણાં ખાતાંનો સમાવેશ થાય છે અને એ માટે અહમદીમાં લાંબી વીગતો આપી છે.

થાય છે. એને 'પુનઘર' (પુણ્ય ઘર) પણ કહે છે. (૪) જજીયાવેરાનું ખાતું. એમ ચાર ખાતાં તીજોરીખાતામાં ગણાંતાં. તીજોરીખાતાના અમલદારને રૂ. ૮૦નો માસિક પગાર મળતો.[૯] મહોર અશરફી અગીયાર માસા વજનની, અને રૂપીઓ સાડા અગીઆર માસનો હોય છે. ખજાનામાં નાણું મોકલવા માટે એક ગાડામાં (બે બળદનું) ચાલીસ હઝાર રૂપીઆ ભરવામાં આવે છે. લાખ રૂપીઆ માટે ત્રણ ગાડાં કામમાં લેવાય છે.

**કાપડબજારનું જકાતખાતું.** આ ખાતું 'પાંચ ટકાખાતું' પણ કહેવાય છે. પહેલાં કાપડ ઉપર પાંચ ટકા લેવાતા. પરંતુ ઔરંગઝેબના વખતમાં મુસમાનો પાસેથી અઢી ટકા, ખ્રીસ્તી પાસેથી સાડાત્રણ ટકા અને હિંદુ પાસેથી પાંચ ટકા લેવાનો ઠરાવ થયો હતો.[૧૦] પરાંઓમાં જકાત લેવાની માંડવીઓ હતી. ઔરંગઝેબ બાદશાહના સમયમાં કરોડગીરી ખાતું કાઢવામાં આવ્યું હતું પણ તે તુરત બંધ થયું હતું. કાપડ જકાત ખાતામાં વહેપારીઓના માલની તપાસ થતી. આ ખાતામાં અમીન અને દરોગો રહેતા નાકાંની તપાસ માટે ૧૦ સ્વાર અને ૫૦ પેદળ રહેતું. મુકીમ (એ ખાત નો એક અમલદાર) બજારોમાં બીજી ચીજોની કિંમત નક્કી કરી તે ઉપર સેંકડે બાર આના જકાત લઈ ખજાનામાં ભરતો. નેનપુરમાં (આસ્તોડીઆ. બહાર) આ જકાતખાતામાં સુરતથી આવતા કરિયાણાની જકાત લેવાતી અને ચામડાની માંડવી પણ ત્યાં જ હતી ત્યાં પાકાં ચામડાંનું મહેસુલ લેવાતું. ખાતાના મુત્સદ્દીઓની મહોરની પહોંચ લઇ વેપારી માલ છોડાવતા. સુતરની જકાત પણ ત્યાં જ લેવાતી. આ ખાતાનાં નાકાં ઈસનપુર, જીતબાગ, કાસંદ્રા, રાજપુર, જહાંગીરપુર, રખીયાલ, સરસપુર નરોડા, શાહીબાગ, અડાલજ, શેખપુર, સરખેજ, શાહવાડી, વગેરે બીજી જગ્યાએ પણ હતી.[૧૧]

**સાયર કોઠાખાતું.** (પરચુરણખાતું). ઉપરના ઘણાંખરાં ઠેકામાં સાયર ખાતાની માંડવીઓ હતી. તેમાં અનાજ વગેરે પણ વેચાતું. અઢારમી સદીમાં અહમદીનો કર્તા લખે છે કે હાલ એની કાંઈ નિશાની નથી.

[૯] અહમદી પૃ. ૧૮૩ (ગૂજરાતી) ખજાના ખાતાના નિયમો પણ અહમદીમાં આપેલા છે. [૧૦] મીરાતે અહમદી. ઇંગ્રેજી અને ગૂજરાતી આવૃત્તિ પૃ. ૧૭૫ અને ૧૮૪. [૧૧] આ નામોમાં ઇંગ્રેજી અને ગૂજરાતી આવૃત્તિઓમાં કાંઇક ફેર છે. જાણીતાં નામજ અહીં લીધાં છે.

**ઝવેરી** અને મનીયારના ધંધા ઉપર, હાથીદાંત લકડકામ વગેરે ઉપર સેંકડે એક અને બે ટકા લેખે મહેસુલ, તથા ઝવેરાત ઉપર દલાલો પાસેથી સવા ટકા પ્રમાણે મહેસુલ લેવાતું. એની કચેરી જૂદી હતી. **ટંકશાળખાતાની** કચેરી પણ જૂદી હતી. ત્યાં ચાંદી ઉપર મહેસુલ લેવાતું. ચાંદીનું ૬૧૭૨૫૦૦ દામ મહેસુલ આવતું. **પાનખાતું**, પણ જુદું હતું અને તે કોટવાલને તાબે હતું. તેર લાખ ચૌદહજાર દામ પાનખાતાનાં જમે થતા. એ સિવાય સરકારી દુકાનોના **ભાડાનું ખાતું** અને **સરકારી ખરીદીખાતું** હતું. ખરીદીખાતાના અમલદારની નીમણુંક મીરે સામાનની મહોરથી દિલ્હીથી થતી. બાદશાહ માટે ઘોડાની જાત તપાસીને અમદાવાદમાં ખરીદી થતી. ખરીદીની કિંમત અને અમદાવાદમાં ઘોડા જેટલો વખત રહે તેનું ખરચ ખજાનામાંથી આપવાનો હુકમ હતો.

**કરકશરાફખાના** અગર પોશાકખાતું. આ ખતાની કચેરી પણ જૂદી રહેતી. એમાં બાદશાહને માટે ઉત્તમ પોશાક ખરીદાતો, તથા વણાવવાનો હુકમ પણ મળતો. જરી કસબનાં કામની ખરીદી થતી. કેવાં ચિત્રો કાપડમાં ભરાવવાં એની પણ તજવીજ થતી. અમદાવાદના ઇતિહાસમાં આ ખાતું કાંઇક અગત્યનું છે. કારણ કે આ ખાતું ખાસ ચલાવી અમદાવાદમાં વણકરનું કામ ખાસ બાદશાહને લાયક થતું હશે એમ સાબીત કરે છે. ઢાકાની મલમલની પેઠે અહીં કિનખાબ વગેરે કામ બાદશાહને લાયક થતું હશે.[૧૨] દિલ્હીના મુખ્ય જામદારની મહોરથી અહીં અમલદાર નીમાતો. અને પંદર કારકુનો તથા નોકરો એ ખાતામાં રહેતા.

**બાગખાતું**. અમદાવાદના બાગબગીચા ખાતા માટે પણ બાદશાહ કાળજી રાખતા અને એનું જૂદું ખાતું ચાલતું. એનું વર્ણન આગળ કરીશું. આ ખાતામાં શહેર ઉપરાંત ગૂજરાતના બીજા બાગોની તપાસ પણ રખાતી.

**બેતુલ માલ**. (નીવારસી ખાતું) નીવારસી માલ જમે થાય તેનું ખાતું અને અમલદારો જૂદા હતા. તે મીરે સામાનની મહોરથી નીમાતા.

**હરડા મુરબ્બા ખાતું**. આ ખાતું વિચિત્ર છે. બાદશાહને અમદાવાદની હરડેનો મુરબ્બો ખાસ ભાવતો અને ફાવતો; રખિયાલમાં એ હરડેનાં ઝાડ હતાં.

[૧૨] મીરાતે અહમદી. ગૂ. આવૃત્તિ ૧૮૯. કારીગરોના ઉત્તેજન માટે ઔરંગઝેબને બહુ કાળજી હતી.

તેના ઉપર બાદશાહના ખાસ હુકમથી કાળજી લેવાતી અને એનો મુરબ્બો તૈયાર કરાવી હજુરમાં મોકલાતો. અહમદીનો કર્તા લખે છે કે એક ઝાડ સુકાઈ ગયું અને એક મેં જાતે જોયું છે. અને એનો મુરબ્બો ચાખ્યો છે. પાકી દીવાલ એ ઝાડ પાછળ કરેલી હતી. રખ્ખીયાલની આવક એ કામ પાછળ ખર્ચાઈ હતી. ચાંપાનેરમાં પણ કેટલાંક ઝાડ હતાં.[૧૩]

**નોબત અને ઘડિયાળ ખાતું.** નોબતખાતું ભદ્રના મુખ્ય દરવાજામાં હતું. ઘડિયાળીઓ ૭ ૭ રૂપીઆના પગારદાર બે માણસો હતા. નગારચીઓ ચૌદ હતા અને બે અમલદાર હતા. ઘડિયાળ પહોર પ્રમાણે ઘંટ વગાડવાનું હશે પણ એ માટે કાંઈ વીગત અહમદીના કર્તાએ વિશેષ નથી લખી.

**ઇમારતખાતું.** આ અમદાવાદનું જાહેર બાંધકામ (Public Works)નું ખાતું હશે. બાદશાહી બાગોની ઇમારતો અને શહેરનો કોટ તુટે ત્યારે તેની મરામત આ ખાતું કરતું. નાનાં ખરચ સૂબાના દીવાનની પરવાનગીથી થતાં પણ મોટાં ખરચના અડસટ્ટા કરી બાદશાહની મંજુરી મંગાવવી પડતી.

**તોપખાનાનું ખાતું.** આ ખાતામાં તોપો રહેતી અને એની વ્યવસ્થા માટે અમલદાર નીમાતો. પાછળની અવ્યવસ્થામાં સુબાઓ અને બીજા લોકો તોપો લઇ ગયા. આ ખાતાનો અમલદાર મીરે આતિશને બદલે મીરે સામાનની મહોરથી નીમાતો !

**લંગરખાતું.** ( સદાવ્રતખાતું ). આ ખાતા માટે રોજના રૂ. ૫૦) મંજુર થયેલા હતા. અને તેમાં ખાવાનું પકાવી ગરીબોને વહેંચાય છે. એમાંથી રૂ. ૫) શાહઆલમ સાહેબની દરગાહના લંગરખાનામાં, રૂ. ૧૦) પાટણ શહેરના સદાવ્રતમાં, રૂ. ૧-૩-૦ શાહ વજીઉદ્દીન અલવીની દરગાહના સદાવ્રતમાં, અને રૂ. ૨) શેખ ઉલ ઇસ્લામના મદરસામાં વાપરવામાં આવે છે. અને બાકીના સુલતાન અહમદશાહના હજીરાના લંગરખાનામાં વાપરવામાં આવે છે. આ રીવાજ થોડે ઘણે અંશે આજે પણ ચાલુ છે.

**દારૂસ્સિફા**–ઔષધાલયખાતું. આ ખાતામાં એક મુખ્ય હકીમ રહે છે અને એ વ્યવસ્થા રાખે છે. શાહ વજીઉદ્દીનની દરગાહ આગળ દસ આના રોજે

[૧૩] મીરાતે અહમદી પૃ. ૧૮૧. ગૂ. આવૃત્તિ પૃ. ૧૯૦.

એક હકીમ રાખવામાં આવે છે. બે હિંદુ આયુર્વેદી વૈદ્ય પણ રખાય છે અને એકને દસ આના રોજ તથા બીજાને આઠ આના રોજ અપાય છે. દવાઓ માટે રોજના આઠ આના આપવામાં આવે છે. ગરીબોને ખાવાનું પણ અપાય છે. જર્રી અગર વાઢકાપ માટે ( સરજન ) એક વૈદ્ય રાખેલો છે. એનો આઠ આના રોજ છે. દવા, ગરીબોની ખોરાકી, વગેરે ખર્ચના વર્ષે બે હજાર રૂપીઆ નીવારસી ખાતામાંથી આપવાનો ઠરાવ છે.

**ચીત્તાખાતું.** ( યુઝખાતું ) પાલણપુર, કાંકરેજ વગેરે બાજુ બીજા કરતાં ચિત્તા સારા થાય છે. તેમને પકડવામાં આવે છે. એ ખાતામાં ૨૪ માણસો રહે છે.

**ડગલા અને કામળા ખાતું.** શિયાળામાં ગરીબોને ઓઢવાને કામળા અને ડગલા આપવા માટે દર વર્ષે રૂા. ૧૫૦૦) ખર્ચાય છે. ઔરંગઝેબે એ ખાતું ઉઘાડેલું છે. બીજું એક ખાતું બાદશાહ મુહમ્મદશાહના ( દિલ્હીના ) વખતમાં દર માસની તા. ૧૧ તથા ૧૨મીએ ખરચવાની રકમ માટે ખોલવામાં આવ્યું હતું. પેગંબર સાહેબના જન્મ દીવસની રાત્રીને માટે રૂા. ૧૧૨) ખર્ચના મંજુર થયા હતા.[૧૪]

આ પ્રમાણે મોગલાઇ સુધી વહીવટ હતો. મરેઠાઓને વહીવટની દરકાર નહોતી. ઈજારાના રૂપીઆ ભેગા કરવાની જ કાળજી હતી. એટલે એ મળે એટલે જૂનાં ખાતાં ચાલે કે ન ચાલે તે સરખું જ હતું. છતાં ગાયકવાડના વહીવટ દરમ્યાન સુબાઓએ વહીવટ ઠીક કરેલો. મરેઠા સમયમાં વહીવટ નબળો પડીને જે અવ્યવસ્થા થઇ હતી તે કાકાસાહેબ સુબાના સમયમાં કાંઇક ઠીક ચાલ્યું. એમના વખતમાં નીવારસી કચેરીના કાયદામાં જે ફેર પડયો તે આગળ જોયો છે. એ બાબત ત્રણ દરવાજા ઉપર લેખનો પત્થર લાગડેલો તે હાલ પણ મરેઠા રાજ્યનું શુભ કાર્ય બતાવી રહ્યો છે. ઈ. સ. ૧૮૧૮થી બ્રીટીશે વહીવટ લીધો. બ્રીટીશનો વહીવટ આખા હિંદુસ્તાનનાં બીજાં શહેરોનો હતો એવોજ અમદાવાદનો એટલે હાલ જાણીતો જ છે, અને એનો વિસ્તાર કરવાની અગત્ય નથી. અમદાવાદ મુંબાઈ ઇલાકાના ઉત્તર વિભાગનું મુખ્ય શહેર એટલે ઘણી કચેરીઓ હાલ પણ અમદાવાદમાં છે, અને એ જાણીતી છે. કેટલાંક બાદશાહી મકાનો તથા

[૧૪] અહમદીની બન્ને આવૃત્તિઓ સરખાવી તે ઉપરથી આ બધો સાર લખ્યો છે.

મસ્જીદોમાં પહેલાં કચેરીઓ બેસતી. પણ હવે જૂદાં મકાનો થાય છે. પોસ્ટ ઓફીસ હજી પણ આજમખાંના મહેલમાં છે. ઉત્તર વિભાગના કેળવણીખાતાનો મુખ્ય અમલદાર બાદશાહી નગારખાનાની જગ્યાએ બેસે છે. ભદ્રમાં અગ્નિખુણે સદર અદાલતો માટે નવાં મકાનો બંધાયાં છે, પણ એનાં દફતરો આજમખાંના મહેલના પાછલા ભાગમાં રહે છે. ઉત્તર વિભાગના કમીશ્નર અમદાવાદમાં રહે છે, અને શાહીબાગનો જૂનો બાદશાહી મહેલ વાપરે છે. એમની ઓફીસ પણ બાજુમાં છે. કલેકટરના હાથમાં અમદાવાદનો મુખ્ય અધિકાર છે એમ કહેવાય, પણ આખા જીલ્લાનું કામ હાથમાં હોવાથી શહેર માટે ધ્યાન રાખવાનો કલેકટરને બહુ વખત મળે નહિં. પોલીસ ખાતું જૂદુંજ છે. શહેરની અંદર તથા બહારના ફોઝદારો જૂદા નીમાય છે, પણ એનો વહીવટ જૂની રીત કરતાં જૂદો જ છે. પબ્લીક વર્કસખાતું ઈજનેરના તાબામાં, અને તીજોરીખાતું તથા દસક્રોઇના મામલતદારની કચેરીઓ પણ અમદાવાદમાં છે. જકાત અને મહેસુલખાતાં પહેલાંના જેવાં હાલ હોતાં નથી. શહેર સુધરાઇ માટે દરવાજે મ્યુનીસીપેલીટી કેટલીક ચીજો ઉપર વેરા લેતી તે હવે બંધ થયું છે. લોકલબોર્ડની કચેરી જૂદી છે અને શહેરની હદ ઉપર રસ્તા માટે ગાડીઓ પાસેથી ટોલ લેવાનું કામ લોકલબોર્ડ કરે છે. હાલના વહીવટ ખાતાંની વાત હાલ જાણીતી છે એટલે આ વર્ણનમાં એના વિસ્તારની અગત્ય નથી.

શહેરના વહીવટની અને ઉપજની ઘણીખરી બાબત મ્યુનીસીપેલીટીના હાથની વાત છે. પહેલાં મ્યુનીસીપેલીટી જેવું કાંઈ ન હોવાથી વહીવટ એટલે સરકારી ખાતાં જ મનાતાં મ્યુનીસીપેલીટી બાબત આગળ જોઇશું. બાદશાહી (મોગલ) વખતમાં શહેરની આવક આ પ્રમાણે હતીઃ–રૂા. ૫૦૦૦૦) પરાંનું મહેસુલ (જમીનની સાંથ); વનસ્પતિ વેરો રૂા. ૧૦૦૦૦૦૦); સિક્કા વેરો રૂા. ૩૦૦૦૦૦); એ મળી રૂા. ૧૩૫૦૦૦૦) થતા હતા. અને ફોજદારી તાબાના ખાતામાંથી રૂા. ૨૦૦૦૦૦) આવતા હતા. તેમાં કેટવાલના ખાતામાંથી રૂા.૧૫૦૦૦); પાન બજારનું મહેસુલ રૂા. ૫૦૦૦૦), ઘોડા વગેરેના વેચાણ ઉપરથી રૂા. ૧૦૦૦૦), લાખના વેચાણના રૂા. ૫૦૦૦); તાર કસબના વેચાણના રૂા. ૧૦૦૦૦); અફીણ બજારના રૂા. ૫૦૦૦); રેશમ ઉપરના રૂા. ૧૮૦૦૦); વેતરા મજુરોનો વેરો રૂા. ૫૦૦૦), ખાનગી બેપીઆનો વેરો રૂા. ૧૫૦૦), ખોટાં કાટલાં કરનારના

દંડ રૂ. ૫૦૦૦), દુકાનોનો વેરો રૂ. ૧૫૦૦૦), શહેરનાં બાર પરાંની ઉપજ રૂ. ૩૫૦૦); દરવાજાની ઉપજ (ટોલ) રૂ. ૧૩૦૦૦), બીજાં પરાંની ઉપજ રૂ. ૧૪૦૦૦); મીઠાઇ અને પરચુરણ ચીજોનો વેરો રૂ. ૫૦૦૦), આ બધું મળી રૂ. ૧૫૫૦૦૦૦) ઉપજ હતી.[૧૫] આ ઉપજ શહેરની જ હતી. તાલુકાના ગામની ઉપજ જૂદી રહેતી. આ મોગલાઈના છેલ્લા સમયની ઉપજ હોય એમ જણાય છે. બાદશાહી સમયમાં કે મોગલાઈમાં કે મરાઠી સમયમાં ઉપજ માટે ચોક્કસ તો કાંઇ જ કહી શકાય નહિ. રાજકર્તાના મગજના તુરંગ ઉપર ઉપજ વધઘટ થાય. હાલની અમદાવાદની ખરી ઉપજ મ્યુનીસીપેલીટીની ઉપજ ઉપરથી કાઢી શકાય. પણ એ બન્નેમાં ફેર છે. ઇનિકમટેક્સ પણ શહેરની ઉપજમાં ગણી શકાય પણ તે હિંદી સરકારમાં જાય છે અને મ્યુનીસીપેલીટીની ઉપજ શહેર સુધરાઇમાં વપરાય છે.

[૧૫] મગનલાલ વખતચંદનો ઇતિહાસ. પૃ. ૧૩૧-૧૩૩.



૨૬ બીબી અચુત કુકીની મસ્જિદ




૨ 



 ૩

૪ 



 ૫

૬ 



 ૭

**૧૫ અમદાવાદની ટંકશાળના, મુસલમાન બાદશાહોના સમયના સિક્કાઓ**

૧ અહમદશાહનો ત્રાંબાનો સિક્કો (અહમદશાહ અસ્સુલતાન નાસીરૂદ્દુનિયા વુદ્દીન અબુલફતહ) ૨ મુહમ્મદશાહ બીજાનો ત્રાંબાનો સિક્કો (અસ્સુલતાન મુહમ્મદશાહ અબુલ મુહામીદ અસ્સુલતાન ગ્યાસુદ્દુનિયા વુદ્દીન) ૩ કુતુબુદ્દીન અહમદશાહનો સોનાનો સિક્કો (કુતુબુદ્દુનિયા વુદ્દીન અહમદશાહ અસ્સુલતાન અલ ખલીફા અમીરૂલ મોમીનીન ખલદત ખીલાફત હુ હી. ૮૬૧) ૪ મુહમ્મદશાહ બીજાનો ત્રાંબાનો સિક્કો હી. ૮૫૦ (સિક્કે સુલતાન ગ્યાસુદ્દીન મુહમ્મદશાહ બાદ, તાબ દારૂદર્ગ ગર્દુ કુર્સ મૈહોંમાહ બાદ) ૫ માહમૂદ બેગડાનો સોનાનો સિક્કો (નાસીરૂદ્દુનિયા વદ્દીન અબુલફતહ મહમૂદશાહ આબ કુતુબશાહ બીન મુહમ્મદશાહ અસ્સુલતાન હી. ૮૬૩) ૬ મહમૂદ બેગડાનો ત્રાંબાનો સિક્કો હી. ૮૬૪ (માહમૂદશાહ બીન મુહમ્મદશાહ અસ્સુલતાન નુસ્સુલતાનુલ આઝમ નસીરૂદ્દુનિયા વદ્દીન) ૭ બાહાદુરશાહનો રૂપાનો સિક્કો હી. ૯૩૩ (કુતુબુદ્દુનિયા વદ્દીન અબુલ ફદલ બાહાદુરશાહ બીન મુઝફ્ફરશાહ બીન માહમૂદશાહ બીન મુહમ્મદશાહ બીન અહ-મદશાહ બીન મુહમ્મદશાહ બીન મુઝફ્ફરશાહ–૯૩૩.)

# પ્રકરણ ઓગણીસમું



## અમદાવાદની ટંકશાળ અને સિક્કા

અમદાવાદમાં ખૂણે પડેલો એક નાનો ભાગ હાલ પણ ટંકશાળ તરીકે ઓળખાય છે. એ જગ્યાએ બાદશાહ જહાંગીરના સમયની ટંકશાળ હતી. મોગલ સામ્રાજ્ય પહેલાં અમદાવાદ જ્યારે સ્વતંત્ર ગૂર્જર-મુસલીમ સામ્રાજ્યની રાજધાનીનું શહેર હતું ત્યારે ત્યાં મોટી મુખ્ય ટંકશાળ હોય એમાં નવાઇ નથી. એ ટંકશાળ ક્યાં હશે એ જાણવાનું હાલ કાંઈ સાધન નથી. બાદશાહ જહાંગીરે નવી જગ્યાએ જ ટંકશાળ કરાવી હશે કે જૂની ટંકશાળને સુધરાવી હશે એ કહેવું પણ મુશ્કેલ છે. પરંતુ પોણાબસો વર્ષની સ્વતંત્ર બાદશાહીમાં મહારાજ્યને શોભે એવી ટંકશાળ અમદાવાદમાં હશે એમ માની શકાય.

ટંકશાળ

બાદશાહ અહમદશાહે અમદાવાદ વસાવ્યા પછી અમદાવાદમાં તુરત સિક્કા પાડવાનું કામ શરૂ થયું હશે. પરંતુ અમદાવાદના નામના સિક્કા કમનસીબે બહુ જ ઓછા જડેલા છે. સ્વતંત્ર બાદશાહીમાં ગૂજરાતમાં પાંચ જગ્યાએ સિક્કા પડ્યા છે એમ જણાય છે. એમાં મુખ્ય નગર તરીકે અમદાવાદ, બીજું અહમનગર (ઇડર પાસે) ત્રીજું મુસ્તફાબાદ (જૂનાગઢ), ચોથું મુહમ્મદાબાદ (ચાંપાનેર); આ ચાર જગ્યા ઉપરાંત ખાનપુર[1]ના નામના થોડા સિક્કા પણ મળે છે. પરંતુ ગૂજરાતના બાદશાહોના સિક્કાઓનો મોટો

અમદાવાદની ટંકશાળના સિક્કા

[૧] ખાનપુરની ટંકશાળ માટે ડૉ. ટેલર કાંઈ ચોક્કસ લખતા નથી. મહી નદી ઉપર ખાનપુર છે તે એ હશે એમ કલ્પના કરે છે.

ભાગ તો ટંકશાળના શહેરના નામ વગરનો જ જડેલો છે, અને કેટલાકમાં સાલનું વર્ષ પણ આપેલું નથી. સુલતાનની શરૂઆતથી ઘણાં વર્ષો સુધી અમદાવાદના નામના સિક્કા મળતા નથી. ફક્ત છેવટનાં વર્ષોમાં એવા સિક્કા મળે છે. એટલે શરૂઆતના જે સિક્કાઓમાં ટંકશાળના શહેરનું નામ નથી તે બધા કોઇ પણ શહેરના નામ વગરના છે.

અમદાવાદમાં લાંબો સમય રહી ગૂજરાતના સિક્કઓનો ખાસ અભ્યાસ કરી બાદશાહી અને એ પછીના સમયના સિક્કાઓ ઉપર વિદ્વત્તાપૂર્ણ સમર્થ લેખ તૈયાર કરી રેવરન્ડ ડૉ. ટેલરે ગૂજરાતના ઇતિહાસના અભ્યાસકો ઉપર મોટો ઉપકાર કર્યો છે. એમનું માનવું અહીં ખાસ વજનવાળું ગણી શકાય. ડૉ. ટેલર "ગૂજરાતની બાદશાહીના સિક્કા" એ નામના પોતાના લેખમાં લખે છે કેઃ—"આખી ગૂજરાતી સુલ્તાનતના સમયમાં એના પાટનગરની જ ટંકશાળમાં સિક્કા પાડવાની પ્રવૃત્તિ છેવટનાં વર્ષો—હી. સં. ૯૭૦-૯૭૭-૯૭૮ અને ૯૯૧ના વર્ષોમાં જ થઇ હોય એ કેવળ અશક્ય જ વાત જણાય છે. આ અશક્યતા જ એટલી ભારે છે કે એથી આપણે ટંકશાળના નામ વગરના બધાયે સિક્કા અમદાવાદમાં જ પડયા હશે એમ વાંધા વગર હિંમતથી માનીએ, અને એવા સિક્કા ઘણા છે. અમદાવાદમાં ગૂજરાતની પહેલી ટંકશાળ થઈ હોય અને સમય તથા ઉપયોગિતા બન્નેથી એનું મહત્ત્વ બહુ હોય, એટલે એનું નામ સિક્કા ઉપર લખવું જરૂરનું જણાયું ન હોય. એથી ઉલટું બીજી ટંકશાળોનાં નામ આપ્યાં છે અને પ્રમાણમાં એવા એવા સિક્કા ઓછા છે એટલે અમદાવાદથી જૂદા પાડવાને બીજી ટંકશાળોનાં નામ પાડયાં હોય."[૨]

ડૉ. ટેલરનો મત

આ દલીલ સત્ય અને મજબુત છે. શરૂઆતમાં અમદાવાદની ટંકશાળ જ હોય, અને એ મુખ્ય શહેર હોવાથી એનું નામ સિક્કા ઉપર ન પાડયું હોય. પાછળથી બીજાં શહેરોમાં ટંકશાળો થઇ એટલે એને જૂદી પાડવા તે તે

[૨] Dr. Taylor's Coins of Gujarat Sultanat p. 35. સમર્થન માટે સરખાવો પ્રો. કોમીસેરીયેટ કૃત. History of Gujarat Saltanat in J. B. B. R. A. S. No. LXXI. P 103.

શહેરનાં નામ લખ્યાં હોય. એટલે અમદાવાદના બાદશાહોના સિક્કામાં જેના ઉપર ટંકશાળનું નામ ન હોય તેને અમદાવાદમાં પડેલા સિક્કા તરીકે આપણે વગર હરકતે ધારી શકીએ. અકબરે અમદાવાદ લીધા પછી તુરત પાડેલા સિક્કામાં 'ટંકશાળનું સ્થાન' એવું નામ અમદાવાદનું આપ્યું છે. એટલે અમદાવાદની ટંકશાળની પ્રવૃત્તિ બીજા શહેરો કરતાં વધારે હશે; અને એથી અમદાવાદમાં પડેલા સિક્કા ઉપર નામ લખવું જરૂરનું નહિં લાગ્યું હોય.

ટંકશાળના નામ વગરના સિક્કા અમદાવાદના છે

સિક્કાઓમાં અમદાવાદની ટંકશાળનો સ્પષ્ટ ઉલ્લેખ તો સુલતાન મુઝફ્ફર ત્રીજાના સમયમાં એટલે બાદશાહીના અંત સમયમાં જ કર્યો છે. એવા સ્પષ્ટ નિર્દેષવાળા સિક્કાઓ ત્રાંબાના જ હાથ લાગ્યા છે. બીજી ભારે ધાતુના જે સિક્કા છે તેના ઉપર બીજી ટંકશાળોનાં નામ છે, અને નામ વગરનો જે મોટો ભાગ છે તેને આપણે અમદાવાદના સિક્કા કહી શકીએ.

નામ ત્રાંબાના સિક્કા ઉપર ખાસ દેખાય છે

અમદાવાદના નામના જે સિક્કાઓ છે તેમાં અમદાવાદને "શહરે મુઆઝમ–મહાન શહેર–કહેલું છે. અકબર બાદશાહના સમયના અમદાવાદના સિક્કા ઉપર 'દાર–અલ–દર્બ–ટંકશાળનું સ્થાન, એવું વિશેષણ અમદાવાદને આપેલું છે. આ વિશેષણ સુલતાન મુઝફ્ફર ત્રીજાના કેટલાક સિક્કા ઉપર પણ જણાય છે, અને એ એણે ફરી અમદાવાદ જીત્યું તે સમયના છે. અકબર બાદશાહના સમયના કેટલાક સિક્કાઓમાં અમદાવાદને દાર–અલ–ખિલાફત '–ખિલાફતનું સ્થાન; 'દાર–અલ–સલ્તનત', મહારાજ્યનું સ્થાન, એવાં વિશેષણો આપેલાં છે; અને રફી–અલ–દરજાતના રૂપીઆ ઉપર 'ઝિનત–ઉલ–બિલદ" એવું નામ લખેલું છે એનો અર્થ 'શહેરોનું સૌંદર્ય' એવો થાય છે.

અમદાવાદની ટંકશાળનાં નામ

સુલતાન અહમદશાહના રાજ્યનાં સોળ વર્ષ પછી એણે ઈડર પાસે અહમદનગર વસાવ્યું. એટલે એ પછીના કેટલાક સિક્કા ઉપર અહમદનગરનું નામ છે. એ તથા અમદાવાદ એ બે જ શહેરો અહમદશાહના સમયમાં ટંકશાળ-

વાળાં હોય એમ જણાય છે. અહમદનગરના સિક્કા ઉપર એનું નામ છે. એટલે અહમદશાહના જે સિક્કા સાલ તથા ટંકશાળના નામ વગરના છે તે બધા અમદાવાદના હોય એમ ચોક્કસ માની શકાય.

સુલતાન અહમદના પુત્ર મુહમ્મદ અને તેના પુત્ર કુતુબુદ્દીન અને મહમૂદ બેગડાના સિક્કા, તથા તે પછીના જેમણે વધારે વર્ષ રાજ્ય કરેલું તેવા બાદશાહોના સિક્કા જડેલા છે. મહમૂદ બેગડાના સમયના શરૂઆતના સિક્કામાં ટંકશાળનું નામ આપેલું નથી. સંવત આપી છે. જૂનાગઢ અને ચાંપાનેરની ટંકશાળો એના રાજ્યની શરૂઆતના સમયમાં હતી નહિ. એટલે એ બધા સિક્કા પણ અમદાવાદનાજ મનાય. બધા બાદશાહોમાં મહમૂદ બેગડાના સિક્કા સર્વથી સુંદર દેખાવના છે. સોનારૂપાના સિક્કા પણ મળે છે. આ બાદશાહના સમયમાં પડેલા રૂપાના સિક્કા 'મહમૂદી'ને નામે પ્રસિદ્ધ થયા હતા, અને એના પછીના ઘણા બદશાહોના સમય સુધી એ ચાલતા હતા. અમદાવાદના બજારમાં જૂના સિક્કા તરીકે મહમૂદી ઘણીવાર હાથ લાગે છે. બાદશાહનું નામ એના સમયના સિક્કાને અગર સાધારણ રીતે સિક્કા માત્રને લાગુ પડયું એવો દાખલો ફ્રેંચ નેપોલિયન નામના સિક્કા સમ્રાટ નેપોલિયનના નામથી કહેવાયા એમાં મળી આવે છે. સિક્કનાં વજન વારંવાર બદલાતાં હોવાથી મહમૂદીની કિંમત કેટલી તે ચોક્કસ કહી શકાતું નથી. પરંતુ ઈ. સ. ૧૬૩૩માં આવેલો મુસાફર મેન્ડેસ્લો લખે છે કે "મહમૂદી સિક્કા હલકી મેળવણીથી બનાવાય છે, અને તે સુરત ભરૂચ તથા ખંભાતમાં આવે છે. ૨૬ પૈસાનો એક મહમૂદી અને ૫૪ પૈસાનો એક રૂપીઓ એમ ચાલે છે." મહમૂદીની કિંમત માટે રા. મગનલાલ વખતચંદે પણ આ પ્રમાણે જ લખેલું છે. આ ઉપરથી બાદશાહી સમયમાં મહમૂદી સુરત વગેરે જગ્યાએ જ ચાલતા હશે, અને અમદાવાદમાં નહિં ચાલતા હોય એમ માનવાનું નથી. દાદાહરીની વાવના લેખમાં મહમૂદીનો ઉલ્લેખ છે. એ ઉપરથી ખુદ મહમૂદ બેગડાના સમયથી જ એના રૂપીઆને મહમૂદી નામ અપાયું હોય એમ સ્પષ્ટ થાય છે.

સુલતાન મહમૂદ-બેગડાના સિક્કા

સાધારણ રીતે બાદશાહી સમયના રૂપીઆને ટંકા કહેતા. એ સમયના દસ્તાવેજોમાં અમુક 'રાજ્યટંકા' એ રીતે રકમનો ઉલ્લેખ થતો. એટલે વધારે ઓછા વજનનો બાધ આવતો નહિં. ગેઝેટીઅરના લેખક જણાવે છે કે ટંકશાળ

ઉપર શહેરની એક નામાંકિત વેપારી પેઢીની પણ દેખરેખ તે સમયે રહેતી, અને દર ૧૦૦ સિક્કે રૂ. ૧૩-૪-૦ ધરમાદા વગેરેને માટે જૂદા કાઢવામાં આવતા. સોના ચાંદીના બજાર ઉપર પણ ટંકશાળનો અધિકારીવર્ગ દેખરેખ રાખતો.

સિક્કાના આકાર ગોળ છે. પણ કેટલાકમાં અંદર જૂદા જૂદા આકારની કિનારી બાંધીને અક્ષરો કોતર્યા છે. કેટલાકમાં ગોળ પણ કાંગરાવાળી કિનારી, કેટલાકમાં ચોરસ કિનારી, અને કેટલાકમાં ચોરસ કિનારને વચ્ચેથી ખૂણા પાડી તારા જેવી કિનારી બાંધી અક્ષરો કોતરેલા છે.[3]

સિક્કાઓમાં મોગલઇના સિક્કાઓની પેઠે ખલીફોનાં નામ દેખાતાં નથી. બાદશાહોનાં નામ અને કોઇકોઇમાં આખી વંશાવળી આપેલી છે. ઘણા સિક્કાઓમાં સાલ અને બાદશાહનાં નામ હોય છે.

સિક્કાઓનું લખાણ

સુલતાન મહમૂદ બેગડાના એક સોનાના સિક્કામાં આગળઃ- "મહમૂદશાહ નસીર ઉદ્ દુનિયા વુદ્દીન અબુલ ફ્તહ", અને પાછળઃ-અબ કુતુબશાહ બીન મુહમ્મશાહ સુલતાન " એમ લખેલું છે. એનો અર્થ "મહમૂદ, દુનિયા અને ધર્મનો રક્ષક તથા વિજયનો પિતા કુતુબશાહનો ભાઇ, મુહમ્મદશાહનો પુત્ર, સુલતાન " એવો થાય છે. આ સોનાનો સિક્કો હી. સં. ૮૬૩ એટલે મહમૂદ ગાદીએ આવ્યો તે જ વર્ષનો છે. ઘણા સિક્કા ઉપર બાપનાં નામ નથી લખ્યાં. ફક્ત હી. સં. ૮૨૮ના સુલતાન અહમદના સિક્કા ઉપર છે, અને સુલતાન મહમૂદ પછીના સિક્કાઓ ઉપર છે.

સુલતાન બહાદુરના હી. સં. ૯૩૩ના એક સિક્કા ઉપર છેક આદ્ય સ્થાપક સુલતાન મુઝફ્ફર પહેલા સુધીની વંશાવળી આપેલી છે. એ પણ એના રાજ્યની શરૂઆતના સમયનો સિક્કો હોવાથી ટંકશાળનું નામ નથી, એ કારણથી એ અમદાવાદની ટંકશાળનો હોવો જોઇએ. એ સિક્કો ચાંદીનો છે.[4] બાદશાહી સિક્કઓનાં જૂદાં જૂદાં લખાણ આગળ આપ્યાં છે.

અકબર બાદશાહના સિક્કા જે અમદાવાદમાં પડેલા તે રસ પડે એવા

[૩] સરખાવો ડૉ. ટેલરના લેખમાં આપેલાં સિક્કાનાં ચિત્રો. અને લેખ પૃ. ૪૯થી૬૦.

[૪] Coins of Gujarat Sultanat. p. 30, 33, 52.

છે. અમદાવાદનું નામ 'ટંકશાળનું સ્થાન' 'દાર-અલ-દર્બ' અકબરે શરૂઆતમાં રાખ્યું હતું એ જોયું. એ પછી જે નામ રાખ્યાં હતાં તે પણ જોયાં. શરૂઆતમાં 'અકબર' નામની આગળ 'જલાલુદ્દીન' અને પાછળ 'બાદશાહે ગાઝી" વગેરે ઉપનામો અકબરે પાછળથી કાઢી નાખ્યાં. મોગલ સિક્કાઓમાં ખલીફનાં નામો લખાતાં તે પણ ન લખ્યાં. એમ કહેવાય છે કે અકબરની ધાર્મિક માન્યતાઓમાં પાછળથી બહુ ફેર થયો હતો. તેની અસર એના સિક્કાઓ ઉપર પણ રહી ગઈ છે. ઈ. સ. ૧૫૮૪ પછી હીજરી સંવતને બદલે અકબરના રાજ્યાભિષેકના વર્ષથી નવો સંવત ગણી, ઈલાહી સં. સિક્કા ઉપર પડવા માંડયો. અને 'અલ્લાહુ અકબર' એ શબ્દો એવી રીતે લખવા માંડયા કે એનો બેવડો અર્થ થાય. 'પરમેશ્વર મહાન છે' અગર 'અકબર પરમેશ્વર છે' એમ એ અર્થ નીકળી શકે એવી રીતે લખવું શરૂ કર્યું. આમ કરવામાં અકબરની માન્યતા માટે મતભેદ સંભવી શકે. પરંતુ પોતામાં ઈશ્વરી અંશ છે એમ પ્રજાને મનવવા માટે અકબરની ઇચ્છા હશે એમ મી. રોજરનું ધારવું છે.[૫] હી. સં. ૯૮૭માં અમદાવાદની ટંકશાળમાં પડેલા અકબરના એક સિક્કામાં તો 'અલ્લાહુ અકબર'-'ઈશ્વર સર્વથી મોટો છે,' એ શબ્દોને બદલે 'અકબર અલ્લાહ'-'અકબર ઈશ્વર છે' એવા શબ્દો લખેલા છે, અને એ ઉપલી માન્યતાનું સમર્થન કરે છે. ઘણાયે સિક્કાઓ "અકબર અલ્લાહ, જલ્લ જલલુ હુ", અકબર ઈશ્વર છે એની કીર્તિ વધો" એવા શબ્દો આગળ લખેલા અને પાછળના ભાગ ઉપર ટંકશાળનું શહેર તથા ઈલાહી સંવત લખેલા બજારોમાં થોડા આનામાં કોઈવાર વેચાતા મળી આવે છે.[૬]

જહાંગીર બાદશાહ જ્યારે અમદાવાદમાં રહ્યા ત્યારે અમદાવાદ શહેરનો વહીવટ નૂરજહાં બેગમે કર્યો હતો. અમદાવાદમાં કાળુપુર જતાં જે ટંકશાળની છે જગ્યા આવે છે એ જહાંગીરની ટંકશાળને નામે ઓળખાય છે. એ ટંકશાળમાં "નૂરજહાં, જહાંગીરની સ્ત્રી, અમદાવાદની સ્ત્રી સુબેદાર" એવા શબ્દો સાથે સિક્કો પડયો હતો. મોગલ સામ્રાજ્યમાં ટંકશાળો ઘણી જગ્યાએ

[૫] જુઓ J. B. B. R. A. S. LXXIV. પૃ. ૧૪૪.
[૬] એજ પૃ. ૧૪૩-૧૪૫.

હતી. પરંતુ સોનાના સિક્કાની ટંકશાળો ચાર જ હતી. એ ચારમાં અમદાવાદનું સ્થાન હતું. મોગલ રાજ્યમાં ખાસ નોંધવા જેવો બનાવ એ છે કે શાહજહાં બીમાર પડ્યા પછી મુરાદબક્ષે અમદાવાદમાં ગાદીએ બેસી પોતાને નામે સિક્કો પડાવ્યો હતો. પ્રો. વિન્સેન્ટ સ્મીથે પોતાના ગ્રંથમાં મુરાદબક્ષનો એક સિક્કો, એ જ વખતનો, ગાદી બેઠો તેનું વર્ણન કરતાં આપ્યો છે, અને એના ઉપર અમદાવાદનો છે એમ એમણે લખ્યું નથી. પરંતુ એ અમદાવાદ સીવાય બીજે પડે તેમ હતું જ નહિ, એમ વિન્સેન્ટ સ્મીથ પોતે લખે છે તે ઉપરથી સમજાય છે. એટલે એ અમદાવાદનો જ સિક્કો છે એમ કહેવામાં વાંધો નથી. દામ નામના કેટલાક સિક્કા મોગલાઈમાં ચાલ્યા છે. એની કિંમત નક્કી થઈ શકી નથી. પરંતુ એ ત્રાંબાના હશે એમ લાગે છે. મીરાતે અહમદી (પૃ. ૨૭૩)માં ચૌદ માસા વજનના દામ ગણવા માટે અરંગઝેબના સમયમાં હુકમ આવ્યાનો ઉલ્લેખ કરેલો છે. એ વખતે ત્રાંબાના સિક્કાની તાણ પડવાથી અમદાવાદના શરાફોએ લોઢાના પૈસા પાડી ચલાવી દાધા હતા. એ કારણથી સુબા એ દેશાવરથી ત્રાંબું ખરીદી ત્રાંબાના સિક્કા પડાવ્યા. ટંકશાળના દરોગા (manager)ને પૈસા ઉપર મહેસુલ ન લેવાના હુકમનો પણ ઉલ્લેખ આવે છે. આગળ (પૃ. ૩૫૧) અમદાવાદના શરાફોએ એકમત થઈ ઓછા વજનના રૂપીઆ ચલાવી દઇ એ રૂપીઆ લેતી વખતે ભારે વટાવ માંગી પ્રજાને હરકત કરવાનો પણ ઉલ્લેખ છે.

મોગલાઇ પછી મરેઠાઓએ એ જ ટંકશાળમાં સિક્કા પડાવ્યાનું એ રાજ્યના પ્રકરણમાં જોયું. જૂના રૂપીઆમાં મરેઠા સરકારે થોડાં ચિન્હોનો ફેરફાર કર્યો હતો. એને સિક્કાઈ રૂપીઆ કહેતા. એ રૂપીઆ કાઠીઆવાડ સુધી ચાલતા હતા. ઈ. સ. ૧૮૧૭માં મી. ડનલોપે ટંકશાળ બંધ દેખી, અને સિક્કાના ચલણની ઘણી અછતને લીધે વેપાર બગડી ગયેલો દીઠો. મોગલાઈના અંત સમયમાં થયેલું તથા મરેઠા કાળમાં ચાલુ રહી આ સમયે પણ કાયમ રહેલું આંટનું ચલણ અમદાવાદના ચલણના ઇતિહાસમાં નવીનતા ઉમેરે છે. એ માટે આગળ વિસ્તારથી જોઇશું. આવી વસ્તુસ્થિતિ જોઈ મી. ડનલોપે સુંબાઇગરા રૂા. ૯૩-૨૯૨ના રૂા. ૧૦૦) સિક્કાઈના હિસાબે નવા સિક્કા પડાવ્યા. એ વખતે હાલી સિક્કા નામના સિક્કા શહેરની અંદર ચાલતા હતા, તથા અમદાવાદની ટંકશાળમાં પડેલાં નવ જાતનાં ચલણ બહાર જીલ્લામાં ચાલતાં હતાં

એમ ગેઝેટીઅરના લેખક મી૦ લેલી લખે છે. એ દરેકની કિંમતમાં ફેર પડતો. આ કારણથી વેપારમાં અનિશ્ચિતતા રહેતી અને હુંડીઆમણમાં સટ્ટો ચાલતો. બ્રીટીશ સરકારે મી૦ ડનલોપે પડાવેલા સિક્કા જ તીજોરીમાં લેવાનું જાહેર કર્યાથી બહારના ખેડુતોને બહુ હરકત પડતી. ઈ. સ. ૧૮૨૮ સુધીમાં એ સિક્કા સિવાય બીજા બધા બંધ થયા. એ પછી ઈ. સ. ૧૮૩૭માં કંપની સરકારના રૂપીઆ ચાલુ થયા. જૂના સિક્કા મુંબાઈની ટંકશાળમાં ખેંચી લીધા. અમદાવાદની ટંકશાળ બંધ જેવી હતી તે તદ્દન બંધ થઇ. આમ છતાં ઈ. સ. ૧૮૪૯માં મી૦ ફેસિટ લખે છે કે વેપારીમાં જૂના સિક્કા ૧૫૦૦૦૦૦) જેટલા ચાલુ હતા. પણ સરકારમાં ચાલતા નહિં. ધીમે ધીમે એ બંધ થઈ કંપની સરકારના રૂપીઆ ચાલુ થઈ ગયા.

અમદાવાદના બાદશાહોના અમદાવાદની ટંકશાળમાં પડેલા સિક્કાઓમાંથી જે જે હાથ લાગ્યા છે તેમાં કેટલાકમાં લખાણ રસમય અને જૂદાં જૂદાં છે. તેમાંનાં કેટલાંક નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| આગળઃ—અહમદશાહ અસ્સુલતાન<br>પાછળઃ—નાસીરૂદ્દુનિયા વુદ્દીન અબુલ ફતહ[૭] | ત્રાંબાનો ૧૩૮ ગ્રેનનો સિક્કો તારીખ નથી આપી. |
| આગળ અસ્સુલતાન મુહમ્મદશાહ અબુલ મુહામીદ<br>પાછળ અસ્સુલતાન ગ્યાસુદુનિયા વુદ્દીન[૮] | ત્રાંબાનો ૧૪૩ ગ્રનનો સાલ નથી ૮૪૬ હીજરી. |
| આગળઃ—સિક્કે સુલતાન ગ્યાસુદ્દીન મુહમ્મદશાહબાદ<br>પાછળઃ—તાબ દારૂદર્બગર્દુ કુર્સ મૈહોમાહ બાદ[૯] | ત્રાંબાનો ૨૧૭ ગ્રેન તા. નથી આપી. આ સિક્કા ઉપર બેત છે. |
| આગળઃ—કુતુબુદ્દુનિયા વુદ્દીન અહમદશાહ અસ્સુલતાન<br>પાછળઃ—અલ ખલીફા અમીરૂલમોમનીન ખલદત ખીલફતહુ[૧૦] | સોનાનો ૧૪૪ ગ્રેનનો સિક્કો સા. હી. ૮૬૧ |

[૭] "દુનિયા તથા દીનના પાલક, ફતેહનો પિતા, તે સુલતાન અહમદશાહ" [૮] સુલતાન મુહમ્મદને નાસીરૂદુનિયાને બદલે ગ્યાસુદુનિયા ઉપનામ લગાડ્યું છે. ધર્મ અને દુનિયાની મદદરૂપ. [૯] આ બેત છે. અર્થ : ધર્મનો મદદગાર સુલતાન મુહમ્મદશાહનો સિક્કો, ટંકશાળના સ્થળમાં સૂર્ય ચંદ્ર રહે ત્યાં સુધી આબાદ રહો." [૧૦] કુતુબ=ધ્રુવ (Polestar) 'દુનિયા અને ધર્મના ધ્રુવ અહમદશાહ સુલતાન' આ સિક્કામાં કુતુબુદ્દીન બાદશાહનું ખરૂં નામ અહમદશાહ (બીજો) સ્પષ્ટ આપેલું છે. બીજી લીટીમાં

| | |
|---|---|
| આગળઃ–નાસીરૂદ્દુનિયા વુદ્દીન અબુલફ્તહ મહમૂદશાહ<br>પાછળઃ–અખ કુતબશાહ બીન મુહમ્મદશાહ અસ્સુલતાન[૧૧] | સોનાનો ૧૪૫ ગ્રેનનો સિક્કો સાલ ૮૬૩ હી. સં. |
| આગળઃ–મહમૂદશાહ બીન મુહમ્મદ અસ્સુલતાનુ–<br>પાછળઃ–સ્સુલતાનુલઆઝમ નસીરૂ દ્દુનિયા વુદ્દીન[૧૨] | ત્રાંબાનો ૧૪૫ ગ્રેનનો સિક્કો હી. સં. ૮૬૪. |
| આગળઃ–મુઝફ્ફરશાહ બીન મહમૂદશાહ અસ્સુલતાન ખલદુલ્લાહ મુલ્કહુ<br>પાછળઃ–શમ્સુદુનિયા વુદ્દીન અબુન્નસ્ર અલ મુય્યૈદ બતાઇદુર્રહેમાન[૧૩] | ખાત્રીવાળી હકીકત નથી. |
| આગળઃ–કુતુબદ્દુનિયા વુદ્દીન અબુલફ્તહ બહાદૂરશાહ બીન મુઝફ્ફરશાહ<br>પાછળઃ–બીન મહમૂદશાહ બીન મુહમ્મદશાહ બીન અહમદશાહ બીન મુહમ્મદશાહ બીન મુઝફ્ફરશાહ ૯૩૩[૧૪] | ચાંદીનો ૧૩૦ ગ્રેનનો સિક્કો હી. સં. ૯૩૩. |
| આગળઃ–શહર મુઆઝીમ અહમદાબાદ<br>પાછળઃ–શમ્સુદ્દુનિયા વુદ્દીન અબુન્નસ્ર[૧૫] | ત્રાંબાનો ૧૪૪ ગ્રેનનો સિક્કો હી. સં. ૯૭૦. |
| આગળઃ–અસ્સુલતાન મુઝફ્ફરશાહ ઇબ્ન મહમૂદશાહ ૯૯૧ અહમદાબાદ<br>પાછળઃ–લાઇલાહા ઇલ્લિલ્લાહુ મુહમ્મદુ રૈસુલિલ્લાહ બસિદ્દકે અબિબિક્ર બઅદલે ઉમર[૧૬] | ચાંદીનો ૧૭૪ ગ્રેનનો સિક્કો હી. સં. ૯૯૧. |

અર્થ સ્પષ્ટ નથી થતો. 'અલ ખલીફા' લગાડેલું છે તે માટે એમ કહેવાય છે કે મુસલમાની રાજ્યના સિક્કામાં ચાર ખલીફનાં નામ આવે છે પણ 'અલ ખલીફા' આવતું નથી. ગૂજરાતના સુલતાનો પોતાને ખલીફ શબ્દ લગાડતા કે કેમ તે માટે ફારસી અને અરબીના વિદ્વાનોએ કાંઈ ચોક્કસ સંશોધન કરી પ્રકાશ પાડવો જોઇએ. એજ પ્રમાણે 'અમીરૂલ મોમીનન' એવા શબ્દો પણ ખલીફનેજ લગાડાય છે. એ શબ્દો ગૂજરાતના સુલતાનો કેમ લગાડતા તે માટે પણ પ્રકાશ પડવો જરૂરનો છે. [૧૧] આ સુલતાન મહમૂદ બેગડાનો સિક્કો છે. એમાં 'અખે કુતુબશાહ', 'કુતુબશાહનો ભાઈ', એમ લખ્યું છે તે ખાસ નોંધવા જેવું છે. [૧૨] અસ્સુલતાનુસ્સુલતાનુલ આઝમ=મોટા સુલતાનોનો સુલતાન. [૧૩] શમ્સુદ્દુનિયા વદ્દીન=દુનિયા અને ધર્મનો સૂર્ય. અલ્મુય્યૈદ બતાઇ દૂર્રહેમાન=પરમેશ્વરના બળથી બળવાળો થયેલો. [૧૪] આ સિક્કામાં બહાદૂરશાહને કુતુબદ્દુનિયા કહ્યો છે. સિક્કામાં આખા વંશનું પેઢી નામું આપ્યું છે એ વિશેષતા છે. [૧૫] આમાં અમદાવાદનું નામ સ્પષ્ટ આપ્યું છે. શહેર મુઆઝમ=મહાન શહેર. [૧૬] આ સિક્કામાં પરમેશ્વર એક જ છે અને મુહમ્મદ એનો પેગંબર છે એ અર્થનું ઈસ્લામી ધર્મનું પવિત્ર વાક્ય આપેલું છે. અને ચારને બદલે બે ખલીફનાં નામ આપ્યાં છે.

# પ્રકરણ વીસમું



## અમદાવાદનાં પરાં

અમદાવાદનાં પરાંનો ઇતિહાસ પણ રસમય છે. અમદાવાદનાં જે પરાં તવારીખકારે નોંધ્યાં છે તે જોતાં શહેરની મોટી વસ્તી હશે એમ લાગે છે. મીરાતે અહમદીનો કર્તા લખે છે કે '૩૬૦ પરાં હતાં અને કોઈ કહે છે કે ૩૮૦ હતાં.' ૩૬૦ નો આંક માનવા જેવો નથી. ૩૬૦ નો આંક માનીતો છે એટલે જેમ ચૌટાં ચોરાશી અને બજાર બાવન કહેવાય છે તેમ એથી વધારે સંખ્યાને માટે ૩૬૦ કહેવાય. હફ્ત ઇકલિમમાં પણ પરાંની સંખ્યા ૩૬૦ ની આપેલી છે. મીરાતે અહમદીનો કર્તા એના સમયમાં વસ્તીવાળાં તથા ઉજડ જોયેલાં, અને નામનાં કહેવાતાં બધાં મળીને ૧૧૦ પરાંના નામ આપે છે. બાદશાહી વખતમાં કેટલાં પરાં હશે તથા મોગલાઈમાં કેટલાં હશે એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. અહમદીનો કર્તા જૂનાં નવાં બધાં લખે છે. પ્રાચીન ગૂજરાતી કાવ્યોમાં અને લેખોમાં પણ અમદાવાદનાં પરાંનાં નામ નીકળી આવે છે. એમાંનાં કોઈ પરાં મીરાતે અહમદીમાં જડતાં નથી. એટલે ચાર સદીઓમાં કેટલાંયે પરાં નવાં વસ્યાં હશે, જુનાં નાશ પામ્યાં હશે અને કેટલાંનાં નામ બદલાઈ ગયાં હશે.

પરાંની સંખ્યા

અમદાવાદ એક દીવસમાં વસ્યું નથી. ભદ્રની આસપાસ અમીરો વગેરે લોક વસતા ગયા અને કોટ પુરો થયા પછી શહેર બહાર વસ્તી પણ વધતી ગઈ. જે પરાં મીરાતે અહમદીમાં જૂની વસ્તીનાં છે એમ લખ્યું છે એનો અર્થ સમજાય એવો નથી. એમાં કેટલાંક પરાંનો આશાવલની ભૂમિમાં સમાવેશ

થઇ જાય છે. આશાવલ પોતે પણ સંકોચાઇને પરૂં થઈ જાય છે. એની પાસેનાં રાજપુર ગોમતીપુર અસારવા વગેરે જે જૂની વસ્તીનાં ગણાવ્યાં છે એ ખરેખર જૂની વસ્તીનાં હોય તો આશાવલનાં પરાં જેવાં, ભરૂચ અને ખંભાતથી આશાવલ આગળ થઈ પાટણ તથા મોડાસા જતાં મહામાર્ગ ઉપરનાં નાનાં ગામડાં હશે એમ જ માની શકાય.

જૂનાં પરાં

એમ કહેવાય છે કે સ્વતંત્ર બાદશાહીના સમયમાં પરાંમાં જ મુખ્યત્વે હિંદુ વસ્તી રહેતી અને શહેરમાં મુસલમાન સિવાય બીજા રહી શકતા નહિ. આ વાત ખાસ માનવા જેવી નથી. બાદશાહી વખતમાં હિંદુ શહેરમાં વસી શકતા એમ માનવાને કારણ છે[1] પરંતુ સોળમી સદીના મધ્યમાં સુલતાન મહમૂદ ત્રીજાના સમયમાં જુલમ વધવાથી હિંદુ વસ્તી શહેર છોડી ગઈ હોય એમ માની શકાય. પરંતુ એ વખતે ખાસ લાગવગવાળા હિંદુઓ જ શહેરમાં વસતા હશે એમ એક દસ્તાવેજ ઉપરથી જણાય છે. મોગલાઇની કાંઇક ઉદાર રાજનીતિમાં પણ શહેરની વસ્તીનો મોટો ભાગ મુસલમાનોનો જ હતો, અને છેક ઓગણીસમી સદીના પૂર્વાર્ધ સુધી પણ અર્ધ ઉજડ શહેરમાં જમીનો મુસલમાનોની વધારે હતી. એ લોક વેચતા ગયા એમ હિંદુઓ લેતા ગયા.[2] એટલે હિંદુલોકોની મોટી વસ્તીનો મોટો ભાગ છેક મરેઠી સત્તામાં પરાં તુટયાં ત્યાં સુધી પરાંમાં જ રહેતો એમ ચોક્કસ માનવાને કારણો છે.

શહેર અને પરાંની વસ્તી

પરાંના નામ કેટલાંક જૂનાં છે. કેટલાંક વસાવનાર અમીરો ઉપરથી પડયાં છે. મીરાતે અહમદીનો કર્તા સ્પષ્ટ લખે છે કે શહેર વસાવ્યું ત્યારે વસ્તી

[૧] મીરાતે અહમદી પરાં હિંદુ મુસલમાનોથી ભરપુર હતાં એમ લખે છે. પરંતુ મહમૂદ બેગડાના સમયમાં શહેરમાં હિંદુઓ વસી શકતા એમ માનવાને કારણ છે. એ બાદશાહના અમદાવાદ રહેનારાના દસ્તાવેજો મળે છે. આ બાબત આગળ વિસ્તાર કરીશું. એવા એક દસ્તાવેજમાં ઢીંકવાને ચકલે હાજાપટેલની પોળનું નામ છે. તથા એના પછીના બાદશાહોના સમયના. [૨] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૩૦. ઈ. સ. ૧૭૮૦માં જનરલ ગોડાર્ડે શહેર લીધું ત્યારે શહેરમાં બે ભાગ મુસલમાન અને એક ભાગ હિંદુ હતા એમ ફોર્બ્સ લખે છે.

છેક ઓછી હતી અને શહેરમાં અમીરોને જમીન છુટથી મળતી. એમના મહેલોની આસપાસ એમના નોકરો વસતા. એ ઉપરથી પરૂં કહેવાતું. કાલુપુર, અઝદરપુર જમાલપુર, તાજપુર વગેરે શહેરના ભાગ રસ્તાઓ તથા ચકલામાં ગણાઇ ગયાં.

પરાંનાં નામ

મીરાતે અહમદીએ કાળુપુર તથા સારંગપુરને શહેરની બહાર પણ ગણાવ્યાં છે. એટલે ખાનપુર જેમ શહેરની બહાર નદીને સામે કિનારે ખાનપુર દરવાજાની સામે હોવાથી નામ પડ્યું, અને શહેરમાં ખાનપુર લત્તો રહ્યો, એમ વસ્તી જયારે બહાર થઈ ત્યારે જે દરવાજાની સામે વસવાટ થયો તે ઉપરથી પરાનું નામ પડ્યું હોય. મૂળ અમીરના નામનું પરૂં શહેરની અંદરનો તે નામનો લત્તો જ હોય એમ બની શકે, અને મીરાતે અહમદીના લખાણનો એ જ સીધો અર્થ થઇ શકે એમ છે. ઘણી વખત વસ્તીથી છેટે વસવાનો પણ કેટલાક અમીરોને શોખ હોય છે, તેથી પોતે છેટે વસે એ જગ્યા પાછળથી એમને નામે પ્રસિદ્ધ થાય છે. દરિયાપુરનો દાખલો એવો હોય એમ જણાય છે, જો કે દરિયાપુર લત્તો પણ શહેરમાં છે. પરાંની સંખ્યામાં જે ફેર પડે છે એનું કારણ મીરાતે અહમદીનો કર્તા એમ આપે છે કે અકબર બાદશાહના સમયમાં કેટલાંક પરાં હવેલી પરગણામાં ( દસક્રોઈ તાલુકામાં ) ગામ તરીકે ગણી લીધાં છે, તે બાદશાહી વખતમાં શહેરનાં પરાં હશે. ઈસનપુર, અસારવા વગેરેને એના દાખલા તરીકે ગણાવે છે.[૩]

ઘણાં પરાં એવાં મોટાં હતાં તથા આબાદ હતાં, અને એમને ફરતા કોટ પણ હતા કે એ દરેકને એક નાનું શહેર જ કહી શકાય. કહેવાય છે કે ઉસમાનપુરમાં હુન્નરી લોકની હઝાર દુકાનો હતી. સરસપુર રાજપુર વગેરે પણ મોટાં પરાં હતા. હિંદુ મુસલમાન મોટી ઇમારતો બાંધી પરાંમાં રહેતા. મીરાતે અહમદીના કર્તાએ ઘણાં પરાંને આબાદીમાં જોયાં હતાં, અને ગ્રંથ લખતી વખતે ( અઢારમી સદીનો ઉત્તરાર્ધ ) ઘણાં ખરાં પરાં ખંડેર થયાં હતાં, અને એમનાં નામ પણ ભૂલાવામાં પડતાં હતાં. મીરાતે અહમદી લખાઈ ત્યારે ઘણાં પરાંની ઈમારતોની

[૩] આમાં મીરાતે અહમદીના ઉલ્લેખો ગુ. મી. અ. ભા. ૨., ડૉ. નવાબઅલીની અંગ્રેજી અનુવૃત્તિનાં પૃ. ૧૧–૧૨ ઉપરથી અને પુરાતત્વ–પુ. ૪. અં. ૧–૨. પૃ. ૩૩–૩૪ એ બધું સરખાવીને આધાર લીધો છે.

નીશાનીઓ પણ નહોતી અને હદ પરખાતી નહોતી. કોઇના દરવાજા તો કોઈની મસ્જીદો ઉપરથી પરાં જણાતાં હતાં. કર્તાને યાદ આવ્યાં એટલાંનાં નામ નોંધાયાં છે.[૪]

પરાંની સંખ્યામાં પણ મતભેદ તો છે જ. તારીખે ફિરિશ્તા ૩૬૦ પરાં લખે છે. પરંતુ પરાંને બદલે મોહોલ્લા, ફરતા કોટવાળા હતા એમ લખે છે. ઈ. સ. ૧૬૦૦માં મોહોલ્લા શબ્દ પોળો માટે વાપર્યો હશે કે શહેર બહારનાં બધાં પરાંને કોટ હશે એ કહેવું મુશ્કેલ છે. આઇને અકબરી અને મીરાતે અહમદી ૩૬૦ પરાં કહે છે. તબકાતે અકબરી પણ ૩૬૦ મહોલ્લા સુલતાન અહમદે વસાવ્યા એમ લખે છે. એમાંના કેટલાક કોટમાં અને કેટલાક બહાર એમ બેલી નોંધમાં લખે છે. બધાં પરાં શહેર બહાર વસાવેલાં એમ ઉલ્લેખ છે. એટલે અહમદશાહે ભદ્રના કિલ્લાની બહાર લત્તા અગર મહોલ્લા વસાવ્યા, અને મહમૂદ બેગડાએ કોટ કર્યો ત્યારે કેટલાંક અંદર અને કેટલાંક બહાર પરાં થયાં. મીરાતે અહમદી ૩૬૦ હતાં એમ માને છે. અકબરશાહના સમયમાં ૮૪ પરાં આબાદ હતાં એમ પણ આઇને અકબરીનો કર્તા જણાવે છે. યૂરોપીયનોના મત પણ જુદા પડે છે. ટેરી ( ઇ. સ. ૧૬૧૮ ) લખે છે કે અમદાવાદને પરાં જ નથી. પણ મેન્ડેલ્સ્લો ( ઈ. સ. ૧૬૩૮ ) લખે છે કે શહેરની આસપાસ સાત લીગ ફરતાં પરાં તથા શહેરને લગતાં ગામડાં છે. ગેઝેટીઅરનો કર્તા આ ઉપર નોંધ લેતાં લખે છે કે પરાં અને શહેર વચ્ચે ફેર નહિં સમજાવાથી આ મતભેદ ઉભા થયા હશે. બાદશાહીવારામાં મોગલાઈ જેટલું અમદાવાદ નહિં વધ્યું હોય એમ એ માને છે.[૫] પરંતુ અંદર તેમ બહાર શહેર એવું વધેલું, અને એ આખુંયે એક મોટા શહેર જેવું લાગતું હશે કે પરાંના અર્થમાં પરદેશીઓ ભેદ ન પાડી શકે કે ન ઓળખી શકે એ બનવાજોગ છે.

શહેર બહાર અને અંદરનાં પરાં અગર મહોલ્લા

જેમ્સ ફોર્બ્સ અને બ્રીગ્ઝ વગેરે અઢારમી તથા ઓગણીસમી સદીમાં આવ્યા ત્યારે શહેરની આસપાસ ખંડેરોનો જ વિસ્તાર હતો. શહેર બહાર

[૪] મીરાતે અહમદી. ઉપર મુજબ નકલો. ઉપર મુજબ પૃષ્ટ. [૫] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૫૨–૨૫૩. નોંધ.

હાલ જે મસ્જીદો છે એ ઉપરથી મોટાં પરાં શહેર બહાર હશે એમ માની શકાય છે. જૈન કાવ્યો ઉપરથી પણ ઘણાં પરાં છેક ઔરંગઝેબ બાદશાહના સમય સુધી સારી રીતે આબાદ હતાં અને હિંદુઓની મોટી વસ્તી પરાંમાં હતી એમ સિદ્ધ થાય છે.[૬] જૂનાં પરાંમાંથી કેટલાંક હાલ છે. ઘણાં ક્યાં હશે એ કલ્પવું પણ મુશ્કેલ પડે એમ છે. કેટલાંક નાનાં પરાં હાલ નવાં પણ વસ્યાં છે. ઓગણીસમી સદીમાં જે પરાં વસ્યાં તે શહેર વધવાથી અને હવેના સમયમાં કોટની કિંમત ન રહ્યાથી શહેરના જ અમલ ભાગ જેવાં થઇ ગયાં છે. રેલ્વેપરૂં એનું ઉદાહરણ છે. શહેર વધારવાની યોજનાનો થયા પછી અમદાવાદના પરાંના ઇતિહાસમાં એક નવું પ્રકરણ ઉમેરાશે. એ રીતે એલીસબ્રીજના રસ્તા ઉપર, જમાલપુર તથા કાંકરિયાની આસપાસ નવાં પરાં થશે.

મોગલાઇના અંત પછી પરાંની સ્થિતિ

પહેલાં પરાં અમીરો રાજાઓ કે ધનવાનો વસાવતા. હવે લોકનો સમૂહ પણ પરાં વસાવે છે. કોઓપરેટીવ સોસાયટીના પ્રશંસનીય કાર્યથી ધરો બાંધનારી જે મંડળીઓ હાલ નીકળે છે, અને એથી જે પરાં શહેર બહાર વસે છે એ પરાંના નવા ઇતિહાસમાં એક અપૂર્વ પ્રસંગ છે. અમદાવાદમાં એવાં પરાં વસાવવાની પ્રવૃત્તિ વધતી જાય છે. એ રીતે શહેરની ગીચ વસ્તી ઓછી થાય એ ખાસ ઇચ્છવા જેવું છે.

[૬] જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંગ્રહ પૃ. ૪૫ થી ૬૭ માં શ્રી રાજસાગર સૂરિ નિર્વાણ રાસમાં ઔરંગઝેબના સમયના શાંતિદાસ શેઠના વખતનું જૈન સમુદાયનું ઉત્તમ વર્ણન કરેલું છે. એમાં અમદાવાદનાં મોટી જૈન વસ્તીનાં પરાંનાં નામ પણ આપેલાં છેઃ—પૃ. ૫૭. કડી. ૨૦ થી ૨૩.

એહ **પ્રે**માપુરિ માંહ સોહાસિરિં, ધરમના કામ કરતા ન ખોલિં. ૨૦
**રા**જપુરવરતણા સાહ **ન**વાપુરા, સાહ **અ**સાવલી સુગુણ ગાડી;
અલદ ઇદલપુરા **શે**ખપુર સુખકરા, ફાર કુરમાન કુરમાન વાડી. ૨૧
અવલ ઉસમાપુરા મીર **મી**રાંપુરા, **નિ**જામપુર **અ**હિમ્મદપુરા ધર્મધોરી
વર **શક**ંદર પુરા સાહ **બી**બીપુરા, નામ **કા**લૂપરા કીર્તિ ગોરી. ૨૨
**રા**જનગર તણો અનિં પુરા તણો, સંઘ મિલિઓ ઘણો સુગુરુ પાસિં;

આગળ પૃ. ૧૭૮માં શ્રી. વિજયસિંહ સૂરિ નિર્વાણના વર્ણનમાં બીજાં ઇલમપુર (અલીમપુર) નવઇપુર (નવાપુરા) વજીરપુર વગેરે ગણાવે છે.

અહમદીનાં આપેલાં તથા બીજાં અમદાવાદનાં પરાંની હકીકત આ પ્રમાણે છેઃ—

સાબરમતીની દક્ષિણનાં એટલે ડાબા કિનારાનાં પરાંમાં અમદાવાદની ઉત્તરથી પ્રથમ શાહપુર આવે છે.

**૧ શાહપુરઃ** શહેરની પશ્ચિમે સાબરમતીની રેતી પાસે જૂની વસ્તી હતી. ઔરંગઝેબના વખતમાં મોટા કાજીએ નવી વસ્તી કરી, અને એનું નામ કાજીપુર રાખ્યું. એમાં મલીક બહાવદીન ઇખ્તિયાર ઉલમુલ્કની બાંધેલી મોટી પત્થરની મસીદ છે. એ અછુતકુકીની મસ્જીદના નામે ઓળખાય છે.[૭] હાલ દિલ્હી દરવાજા બહારનો છેક શાહીબાગ સુધીનો ભાગ મોજે દરિયાપુર કાજીપુર કહેવાય છે તે આ કાજીપુર ઉપરથી. આ પરાનો ઉલ્લેખ પટ્ટાવલિમાં अहिंमदावादनगरमाहि शाहापुरि उष्णकल्लि आयी रह्या ” એ પ્રમાણે છે. એ પંદરમી સદીમે લગતું છે. પણ તે શહેરની અંદરના ભાગ માટે હોય એમ લાગે છે.

**૨ હાજીપુરઃ** સુલતાન મહમૂદ બેગડાના અમીર હાજી બહાઉદ્દીન અઝદ ઉલમુલ્કે શાહપુર દરવાજા બહાર વસાવેલું અને એક પત્થરની મસ્જીદ એમાં બાંધેલી.[૮] આ પરૂં કાજીપુરની અડોઅડ સહેજ પૂર્વ હશે.

**૩ દરિયાપુરઃ** સુલતાન મહમૂદ બેગડાના અમીર દરિયાખાંએ બંધાવેલું. એમાં એનો મોટો ઘુમટ છે. ગૂજરાતમાં ઇંટો ચુનાનો એવો મોટો ઘુમટ બીજો નથી. દરિયાખાંની કબર એમાં જ છે.[૯] કાજીપુર સાથે દરિયાપુર મળવાથી હાલના આખા શાહી બાગનો ભાગ સરકારી દફ્તરમાં દરીયાપુર કાજીપુર કહેવાય છે.

**૪ સુલતાનપુરઃ** ઉત્તરે શાહીબાગની હદમાં આવી ગયેલું. એનો વસાવનાર જણાયો નથી.

**૫ મકસુદપુર :** આ પરાની જમીન ઉપર જ શાહજહાંએ શાહીબાગ બંધાવ્યો. આ પરાનું નામ જ સુલતાનપુર પડેલું એમ કેટલાકનું માનવું છે.

**૬ માહપુરઃ** મીરાતે અહમદીમાં એનો વસાવનાર ખબર નથી એમ

[૭] મીરાતે અહમદી. ગૂજરાતી અને અંગ્રેજી આવૃત્તિ. પરાં વર્ણન. (ગૂ. આવૃત્તિ પૃ. ૧૩. ઇ. આવૃત્તિ પૃ. ૧૨). [૮] મીરાતે અહમદી. ગૂજરાતી અને અંગ્રેજી આવૃત્તિ પરાં વર્ણન. (ગૂ. આવૃત્તિ પૃ. ૧૩. અં. આવૃત્તિ. પૃ. ૧૨. [૯] મીરાતે અહમદી. ગૂજરાતી અને અંગ્રેજી આવૃત્તિ. પરાં વર્ણન. (ગૂ. આવૃત્તિ પૃ. ૧૩. અં. આવૃત્તિ પૃ. ૧૨)

લખેલું છે.[10] પરંતુ મીરતુલ ઑલીઆ નામના પુસ્તક ઉપરથી સૈયદ નિઝામુદ્દીન સાહેબ લખે છે કે એ પરાના વસાવનાર શેખ માહ તે શેખ અધનના પુત્ર હતા, અને ઑલીઆ હતા. એમની કબર કલેક્ટર સાહેબના બંગલાની બાજુમાં ભીમનાથ મહાદેવ પાસે હાલ છે, અને નવાપીરને નામે ઓળખાય છે. રજબ માસમાં એમનો ઉરસ થાય છે. શેખ માહ ચિશ્તી ખાનદાન હતા.[11] સિકંદરીમાં લખેલા મહમૂદ ત્રીજાના સમયના સૈયદ માહ એ જ પુરૂષ હશે.

**૭ શેરપુરઃ** એમાં કબરસ્તાન છે. અઢારમી સદીમાં પણ કબરસ્તાન હતું.

**૮ લોધીપુરઃ** જૂની વસ્તી છે.[12]

**૯ પનાપુરઃ** ઔરંગઝેબ બાદશાહના સમયમાં સુબા બહાદુરખાંએ પોતાનું નામ મુહમ્મદ પના હોવાથી એ નામે વસાવ્યું.

**૧૦ જહાંગીરપુર :** ત્યાં પુરાણી વસ્તી હતી. જહાંગીર બાદશાહના સમયમાં ત્યાં તોફાન થયું હતું અને પરૂં ફરીથી બાદશાહને નામે વસ્યું હતું.[13] આ પરૂં હાલ કાળુપુર–શાહીબાગ રોડ ઉપર આવેલા સેનીટોરિયમની પાછળ છે.

**૧૧ સિકંદરપુરઃ** આ પરૂં જહાંગીરપર અને અસારવાની વચ્ચે કોઈ જગ્યાએ હશે એમ જૈન કાવ્યોના ઉલ્લેખોથી જણાય છે. એનું જૂનું નામ હૈબતપુર હતું એમ અહમદીના પ્રો. નવાબઅલીના ભાષાંતરમાં લખેલું છે. નિઝામુદ્દીન સાહેબના ભાષાંતરમાં હૈબતપુર તથા સીકંદરપુર જુદાં ગણાવ્યાં છે. તપાસ કરતાં જણાયું છે કે ગૂજરાતી ભાષાંતરનું લખાણ ખરૂં છે. હૈબતખાં સુલતાન અહમદનો સગો હતો. એણે જમાલપુરમાં મસ્જીદ બંધાવી છે તે હાલ છે. પરંતુ એની કબર આ હેબતપુરમાં જ થઈ હતી. એ હાલ અસારવા પાસે એક વંડામાં છે. એમાં પ્રસિદ્ધ જૈન આચાર્યો આવી ગયા હતા એવા ઉલ્લેખો છે. સિકંદરપુરની પાસે અહમદપુર હતું એમ મનાય છે.[14]

[૧૦–૧૧] મીરાતે અહમદી ભા. ૨. ગૂ. ભા. પૃ. ૧૩. અં. ભા. પૃ. ૧૨. નીઝામુદ્દીન ચિશ્તી સાહેબે મહાપુર ઉપર નોંધ પોતાના ભાષાંતરના પૃ. ૧૩ નીચે આપી છે. [૧૨] પુરાતત્ત્વ પુ. ૪ થામાં બદલએ ઝિનુલ બેલાદ અહમદાબાદમાં લોદીપુર લખ્યું છે. (પૃ. ૩૪.) ગૂ. આવૃત્તિમાં એનું બીજું નામ બાકરાબાદ આપ્યું છે. અંગ્રેજી આવૃત્તિમાં 'જૂનું પરૂં છે'. એટલુંજ લખ્યું છે. [૧૩] મીરાતે અહમદી. ગૂ. અને અં. આવૃત્તિ. પૃ. ઉપર મુજબ. અંગ્રેજી આવૃત્તિ અને પુરાતત્ત્વના લેખમાં તોફાન બાબત નથી લખેલું. [૧૪] મીરાતે અહમદી ગૂજરાતી પ્રતમાં જૂની વસ્તી છે

આટલાં પરાં શહેરની ઉત્તર, ઉત્તર-ઉત્તર-પૂર્વ (N. N. e.) અને ઉત્તરપૂર્વ (ઈશાન)માં હોય એમ સ્પષ્ટ થાય છે. અસારવા ઉત્તરપૂર્વમાં બરોબર છે.

**૧૨ અસારવા:** શહેર વસતા પહેલાંની જૂની વસ્તી છે. અકબરશાહના વખતથી હવેલી પરગણામાં ગણાવા લાગ્યું. હાલ એ પરૂં જાણીતું છે.[૧૫]

**૧૩ હરીપુર:** અગર હરીરપુર: સુલતાન મહમૂદ બેગડાની ધાવ હરિબાઈએ વસાવ્યું છે. એમાં એણે મોટી વાવ બાંધી છે જે હાલ દાદા હરીની વાવને નામે પ્રસિદ્ધ છે. એ પરામાં ઉનનું કામ કરનારા તથા બીજા કારીગરો રહેતા. અસારવામાં એની વસ્તી મળી ગઈ છે.[૧૬]

**૧૪ બીબીપુર:** ગૂજરાતી બાદશાહોના વખતમાં બીબીમાં એ વસાવેલું. બીબી ધાર્મિક હતાં અને એમનો પંથ ચિશ્તી હતો. એમની મસ્જીદ અને રોજો ત્યાં **જ છે.**[૧૭] જૈનોની વસ્તી એ પુરામાં પણ હતી. આ બીબીમાં તે સૈયદ ખુન્મીર બીન સૈયદ બડા બીન સૈયદ યાકુબનાં માતુશ્રી થાય. દાદાહરીની વાવ પાસે, મંગળદાસશેઠની મીલની પાછળ એમનો રોજો છે એટલે બીબીપુર ત્યાં જ હશે.

**૧૫ હરહરપુર: ૧૬ રૂપપુર:** આ બન્ને જૂની વસ્તી છે.

એમ જણાવી સાથે હેબતપુર તથા અહમ્મદ પુર એમ બે પરાં જૂદાં આપ્યાં છે. પ્રો. નવાબઅલીની અંગ્રેજી આવૃત્તિમાં એનું નામ હૈબતખાંએ વસાવ્યાથી પહેલાં હેબતપુર હતું એમ લખેલું છે. પુરાતત્ત્વમાં પણ એમજ લખેલું છે. એમાં હૈબતખાંએ બંધાવેલી મસ્જીદ છે એમ લખ્યું છે. અહમ્મદપુર નામનું પરૂં સીકંદરપુર પાસે હતું એમ જૈન કાવ્ય ઉપરથી જણાય છે. જો કે એક જગ્યાએ અહમદપુર એટલે અમદાવાદ સમન્વય એવું કાવ્યમાં લખાણ છે. પણ બીજે એ પરૂં જુદું છે. એટલે અહમદીની ગૂજરાતી આવૃત્તિનું લખાણ ખરૂં પણ હોય. આ છપાતી વખતે એક ઉલ્લેખ જડયો છે તે ઉપરથી અહમદપુર શહેરની બહારજ હતું, અને તેમાં શેખપીરની કબર હતી એમ નક્કી થાય છે. હૈબતખાંની મસીદ જમાલપુર દરવાજે હાલ છે એટલે હૈબતપુરમાં બીજી મસ્જીદ:બનાવી હશે બાબી વિલાસમાં એક હૈબતપુરનો ઉલ્લેખ છે:—

" કમાલદીનખાન બડે મર્દના ॥
હૈબતપુરમે જર્દ નિશાના ॥ "

આ હૈબતપુર અમદાવાદનુંજ પરૂં સમજવું કે અમદાવાદની પશ્ચિમે છએક માઈલ ઉપર હૈબતપુર ગામ છે તે સમજવું તે મુશ્કેલ છે. [૧૫] મીરાતે અહમદી ત્રણે ભાષાંતરો પૃ. એજ. [૧૬] એજ પૃ. ગૂ. ૧૪. અં. ૧૩. [૧૭] એજ પૃ. એજ.

**૧૭ કાળુપુરઃ** આબા હાજીકાજી પાછળથી ઇમાદ ઉલ મુલ્કે મહમૂદ બેગડાના વખતમાં વસાવેલું. આ પરૂં કાળુપુર દરવાજા બહાર હતું. એમાં જૈન અને વહોરાની વસ્તી હતી.[૧૮]

**૧૮ રસુલપુરઃ**
**૧૯ ધાલીબપુર**
**૨૦ સૈયાદાબાદ ઉર્ફે સરસપુર** } ગૂજરાતી સુલતાનોના વખતથી આબાદ છે. મીરાતે અહમદી લખાઇ એ વખતે વસ્તી ઓછી થઈ હતી.[૧૯]

**સરસપુર** હાલ પણ અમદાવાદનું સૌથી મોટું પરૂં છે. એને સારો કોટ બાંધેલો છે. પહેલાં પણ કોટ હશે. એનું નામ સૈયાદાબાદ હતું અને પરૂં શહેર જેવું સારૂં હોવાથી નામ સરસપુર પડ્યું હતું. ઈ. સ. ૧૮૫૧માં એમાં ૫૦૦૦ ઘર હતાં, અને કણબી તથા ભાવસારની વસ્તી હતી. ઈ. સ. ૧૮૪૫ની ૨૧મી ફેબ્રુઆરીએ એનો હાલનો કોટ શરૂ કર્યો, અને ત્રણ વર્ષે એટલે ઈ. સ. ૧૮૪૮ના ૧લી માર્ચને દીવસે કોટ પુરો થયો.[૨૦]

**૨૧ મીઠાપુરઃ ૨૨ જમનાપુરઃ ૨૩ સાહેબપુર ૨૪ સલીમપુરઃ**

આ ચાર પરાંની વસ્તી જૂના વખતની છે. અહમદીની અંગ્રેજી આવૃત્તિમાં સાહેબપુરને બદલે શાહીપુર લખ્યું છે. આ બધાં સરસપુર સુધીનાં પરાં શહેરની પુર્વ–પુર્વ–ઉત્તરે (E. E. N.) હશે.

**૨૫ નુરૂલ્લાપુરઃ** સરસપુરની બાજુએ શેખનુર મુહંમદ અમાનતખાંએ બાદશાહ ફર્રૂખશિયરના સમયમાં વસાવ્યું હતું.[૨૧]

**૨૬ ખીમપુરઃ ૨૭ નરસીપુરઃ ૨૮ સરકીવાડઃ**[૨૨]

**૨૯ રસુલપુરઃ ૩૦ બરમાપુર** અગર **પરમાપુરઃ** આ બન્ને પરાંના વસાવનાર અને લોકપ્રસિદ્ધ નામો અહમદીના કર્તાને ખબર નથી. વસ્તી જૂની છે એમ લખે છે. આ પરમાપુર એ જૈન કાવ્યોનું પ્રેમાપુર હોવું જોઇએ. ગોમતીપુરના ઓવરબ્રીજ પાસે હાલ પ્રેમાપુરી માતા છે ત્યાં એ પરૂં હતું. ત્યાં હિંદુઓની વસ્તી હતી.

[૧૮] આગળ જોયું એમ પ્રથમ શહેરમાં અને પછી બહાર વસ્યું હશે. [૧૯] મીરાતે અહમદી ગૂ. તથા અં. આવૃત્તિ પૃ. ૧૪ અને ૧૩. [૨૦] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૪૧. [૨૧] મીરાતે અહમદીઃ ઉપર મુજબ. [૨૨] મીરાતે અહમદીના ગૂ. ભાષાંતરમાં સલીમપુર ખીમપુર અને નાસીપુર એમ લખીને ત્રણેને સરકીવાડો નામ આપ્યું છે; અને અંગ્રેજીમાં ખીમપુર, નરસીપુર, અને સીરકુવાડ એમ

**સારંગપુર:** સારંગપુર દરવાજા બહાર કોટની અડોઅડથી મલીક સારંગ કિવામ ઉલમુલ્ક, મહમૂદ બેગડાના અમીરે વસાવેલું. એમાં એ મલીકે એક પત્થરની મોટી અને સુંદર મસ્જીદ બાંધી છે. બાંધનાર શિલ્પીની કબર ત્યાંજ છે. એના નામ ઉપરથી સીદી બશીરની મસ્જીદને નામે એ ઓળખાય છે. એ મસ્જીદ સદાશિવ રામચંદ્ર અને મોમીનખાંની લઢાઈ વખતે તુટી ગઈ હતી..[૨૩] (હી. સં. ૧૧૭૧). આ પરૂં પણ પ્રથમ શહેરમાં એ નામનો મહોલ્લો હોઇ પાછળથી બહાર એ જ નામે વસ્યું હશે.

**૩૨ અફ્જલપુર:** સુલતાન મહમૂદ બીજાના સમયમાં અફ્જલખાં બંબાણીએ વસાવેલું, એની પત્થરની મસ્જીદ, દરગાહ અને ધર્મશાળા અઢારમી સદીમાં ત્યાં જ હતી. અફ્ઝલખાં બંબાણી સુલતાન મહમૂદ બીજાનો વજીર હતો. એ મોટો અમલદાર હોવા છતાં સાધુવૃત્તિનો હતો. [૨૪] આ પરૂં સારંગપુરની સહેજ દક્ષિણે હાલ અફ્ઝલખાંની કબર છે ત્યાંજ હશે. સારંગપુર અફ્જલપુર વગેરે પરાં મરેઠા અને મોમીનખાંની લઢાઈ વખતે ઉજડ થયાં.

**૩૩ બેગનપુર:** અગર **બેકુનપુર:** જૂની વસ્તી છે. પ્રસિદ્ધ ગૂજરાતી કવિ સામળભટ આ બેગનપુર અથવા વેગણપુરનો હતો. ગોમતીપુરની છેક પાસે હોવાથી એ ગોમતીપુરનું જ નામ હશે એમ ધરાયું લાગે છે. પરંતુ વેગણપુર અને ગોમતીપુર પાસે પાસે જાદાં જાદાં પરાં હતાં એમ આથી સિદ્ધ થાય છે. બેગનપુર અગર વેગણપુર હાલ સાધુભાઈ મીલ છે તેની બરોબર દક્ષિણે અડીને હોવું જોઇએ.

**૩૪ તુઘાનપુર:** સુલતાન મહમૂદ બેગડાના અમીર મલીક તુઘાન અગર તોગાને વસાવ્યું હતું.[૨૫]

ત્રણ જૂદાં પરાંજ આપ્યાં છે. પુરાતત્વના ભાષાંતરમાં સલીમપુર વગેરે સાથે સરકીવાડ જુદું પરૂં લખ્યું છે. આમ ત્રણે ભાષાંતરોમાં કાંઈક ફેર પડે છે. અંગ્રેજીમાં સલીમપુર બીજાું નથી લખ્યું. હાલ સરકીવાડ દરવાજાની અંદર ગણાય છે. એ નોંધવા જેવું છે. [૨૩] મીરાતે અહમદી ગૂ. અને અં. આવૃત્તિ. પૃ. ૧૪ અને ૧૩. [૨૪] એજ પૃ. એજ. બંબાણી શહીદ થયો હતો. એના વર્ણન માટે મીરાતે અહમદી અં. આવૃત્તિ પૃ. ૮૭. જુઓ. એનું વર્ણન આગળ થશે. [૨૫] તુઘાન દીવના પ્રસિદ્ધ નૌકાધ્યક્ષ મલીક અયાઝનો પુત્ર તો નહિં હોય?

**૩૫ઃ રાજપુરઃ** આ પરૂં હાલ પણ એ નામે ઓળખાય છે અને ત્યાં મીલો થઇ છે. મીરાતે અહમદીનો કર્તા એ પરૂં શહેર જેવું હતું એમ લખે છે. એમાં મોટા અમલદારો તથા વેપારીઓ રહેતા, અને સમુદ્રથી વેપાર કરનારા શીઆ પંથના વહોરા લોકોની એમાં મોટી મોટી ઇમારતો હતી એવો ઉલ્લેખ છે.[૨૬] જૈન લોકો પણ ત્યાં ઘણા વસતા. ઈ. સ. ૧૮૫૧ માં રા. મગનલાલ લખે છે કે આ પરામાં કણબી અને મોમનાની વસ્તી છે અને "મોમના સપેતી અને થેપાડાં વણવામાં ઘણાં પંકાય છે." ત્યાંના ખેસ તથા ધોતીઆંને "રાજપરી જોડા" કહે છે. એ મળે ત્યાં સુધી લોક બીજા લેતા નથી.[૨૭] એનો વસાવનાર ખબર નથી.

**૩૬ ગોમતીપુરઃ** કોણે વસાવ્યું એ જણાયું નથી. અઢારમી સદીમાં એમાં વસ્તી આછી હતી. એને કોટ નહોતો. ૧૮૫૧માં કણબી તથા ભાટની એમાં વસ્તી હતી.[૨૮] પ્રસિદ્ધ ગૂજરાતી કવિ શામળભટ એ પરાનો વતની હતો એમ કહેવાય છે. પરંતુ ખરી રીતે એ પાસેના વેગણપુર અગર બેગનપુરનો વતની હતો.

**૩૭ કાંગસીવાડોઃ ૩૮ લાલપુરઃ ૩૯ મુઆઝ્ઝમપુરઃ ૪૦ મુઅઝ્ઝમાબાદઃ** આ બધાં પરાંની વસ્તી જૂની છે. સારંગપુર રાજપુર અને આ પરાં શહેરની પૂર્વમાં છે. રાજપુર અગર ગોમતીપુરની હદમાં ગણાતી હાલતા તોડાની મસ્જીદ એ મુઅજમપુરની મસ્જીદ હશે અને ત્યાં જ મુઆજમપુર હશે એમ માનવાને કારણ છે.

**૪૧ મંઝનપુરઃ** આ પરૂં હજરતશાહ આલમ સાહેબના પૌત્ર સૈયદ મસઉદે પોતાના દાદાના નામથી વસાવ્યું છે.

**૪૨ બાબીપુરઃ** સફદરખાં બાબીએ પ્રસિદ્ધ કરેલું.

**૪૩ નવાપુરઃ ૪૪ ગંજપુરઃ ૪૫ સુલતાનપુરઃ** જૂના વખતથી છે. એ સૈયદ અબદુર રહીમે વસાવ્યાં છે. એમની દરગાહ ત્યાં જ છે. સુલતાનપુર રાયપુર દરવાજા બહાર હશે એમ માનવાને કારણ છે.

[૨૬] મીરાતે અહમદી. ગૂ. તથા અં. ભાષાંતર પૃ. ૧૫ અને ૧૪. [૨૭] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૪૪. [૨૮] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૪૪. બધાં પરાંનો હેવાલ મીરાતે અહમદીનાં ત્રણે ભાષાંતરો સરખાવીને લીધો છે.

**૪૬ કીશોરપુરઃ** રાજપુરની દક્ષિણે સફદરખાંના મુનીમ કીશોરદાસે પોતાને નામે બંધાવી ત્યાં એક સાધારણ મકાન અને વાડી કરેલાં.

**૪૭ માસુમપુરઃ** એ મુસુમકુલી જે સુજાતખાંના નામથી પ્રસિદ્ધ છે એણે વસાવેલું. ( આ સુજાતખાં ઔરંગઝેબનો સુબો નહિં પણ અમદાવાદ આગળની લડાઇમાં શહીદ થનાર સુજાતખાં છે, રૂસ્તમકુલી અને ઈબ્રાહીમ કુલીનો ભાઈ. )

**૪૮ મુરાદગંજઃ** બાદશાહજાદા મુરાદ બક્ષની સુબાગીરીમાં આબાદ થએલું.

**૪૯ રહેમતપુરઃ** ઉર્ફે વહાબગંજ, ઔરંગઝેબ બાદશાહના સમયમાં વડા કાજી અબદુલ વહાબે વસાવેલું. એ વખતે કાપડ બજારની માંડવીની જકાતનું કામ કાજીના જમાઇ મુહમ્મદ જમાલના હાથમાં હતું. અને સુરતથી અત્તર વગેરે સુગંધી પદાર્થ આવતા તે આ પરાની વસ્તી વધારવા ત્યાં વગર જકાતે વેચવા દેતા; અને એ ખાતું પણ ત્યાં હતું. હી. સં. ૧૧૫૦ સુધી એ કામ ત્યાં ચાલતું. કાપડખાતાની જકાતનો મુખ્ય કોઠો પણ ત્યાં હતો.

**૫૦ જમનાપુરઃ ૫૧ બેગમપુરઃ** ઉર્ફે ખાજાપુરઃ બન્ને જૂનાં પરાં છે.

**૫૨ સૈયદપુરઃ** આસ્તોડીઆ દરવાજાની બહાર સુલતાન મુહમ્મદ બીજાના અમીર કિવાસ ઉલમુલ્ક સૈયદ અતાઉલ્લાએ વસાવ્યું હતું. એની દરગાહ ત્યાં જ હતી. આ સૈયદ અતાઉલ્લાએ સુલતાન મુહમ્મદને ઉઠાડી સુલતાન કુતુબુદીન અહમદશાહને નડિયાદથી બોલાવીને ગાદીએ બેસાડયો હતો.[૨૯]

**૫૩ નેનપુરઃ** અગર નયનપુર, એમાં શહેરના કોટ બહારના ફોજદારનું સ્થાન હતું અને નાનો ગઢ હતો. એની વસ્તી જૂની છે. મીરાતે અહમદી લખાતી વખતે ઉજડ થયું હતું. આ પરામાં પેશ્વાના સુબા ગોપાલરાવે વાડો કરાવેલો અને એમાં કેટલોક વખત દસક્રોઈ જમાબંધીનું કામ ચાલતું.[૩૦] અહમદીમાં લખે છે કે ઇબ્રાહિમ શહીદ નેનપુર બારા પાસે રહેતા. ઈબ્રાહિમ શહીદની મસ્જીદ હાલ આસ્તોડીઆ દરવાજા બહાર દક્ષિણ તરફ છે. એટલે નેનપુર ત્યાં હશે.

[૨૯] પ્રો. નવાબઅલીની અંગ્રેજી આવૃત્તિમાં સુલતાન અહમદના અમીરે બાંધેલું એમ લખ્યું છે. અને બેલીનો આધાર આપ્યો છે. બેલીમાં મુહમ્મદ સુલતાન સ્પષ્ટ લખ્યો છે. ગૂ. ભાષાંતરમાં અહમદ બીજો લખ્યો છે. પુરાતત્વ મુહમ્મદ લખે છે તે ખરૂં છે. પાછળથી અતાઉલ્લા કુત્બુદ્દીન અહમદશાહનો પણ અમીર હતો એટલે ગુજરાતી આવૃત્તિનું લખાણ પણ ખરૂં કહેવાય. [૩૦] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૮૩.

**૫૪ ચંગીસપુર:** સુલતાન મહમૂદ બીજાના ગુલામ ચંગીઝખાંએ વસાવેલું. એણે પહેલાં પોતાની સત્તા જમાવેલી.

**૫૫ લીંકીપુર: ૫૬ કંગાલપુર:** બંને જૂના વખતથી હતા.

**૫૭ બહાદૂરગંજ:** સુલતાન બહાદૂર ગૂજરાતીના સમયમાં થયું હશે.

**૫૮ અકરામપુર: ૫૯ મુફ્રાખીરપુર:** અકરમુદ્દીનખાન સુબાના સદ્દરસ્સુદુર અને એના ભાઇ અબુલ મુફ્રાખરખાંએ ઔરંગઝેબ બાદશાહના વખતમાં વસાવ્યાં.

**૬૦ હીરપુર:** આ પરૂં રાજપુરની બાજુમાં હશે. અને હાલ રાજપુર હીરપુર એથી કહેવાતું હશે.[૩૧]

**૬૧ નવાપુર:** શાહઆલમ જવાને રસ્તે, નવાપરાનાં બહુચરાજી છે તેજ. નવાપુરા સુધીનાં પરાં શહેરની દક્ષિણ પૂર્વે આવેલાં છે.

**૬૨ અલીમપુર:** આ પરૂં પ્રસિદ્ધ છે. આજે ઉજડ છે છતાં એ નામે ઓળખાય છે. ગૂજરાતી કાવ્યોમાં અને હાલના લોકોમાં પણ ઇલમપુરને નામે જાણીતું છે. હાલ નવાપરાનાં બહુચરાજીથી પશ્ચિમે એની હદ શરૂ થાય છે. મલીક અલીમ જેને મલીક આલમ એવા ખોટા નામે ઓળખવામાં આવે છે. એની મસ્જીદ શાહઆલમ જતાં જમણે હાથે આવે છે તે આ પરામાં છે. સુલતાન અહમદ અને મુહમ્મદના ઉમરાવ ખુદાવંદખાં મલીક અલીમે એ વસાવેલું. એની મસ્જીદ અમદાવાદની મસ્જીદોમાં બાંધણીમાં ત્રીજી કે ચોથી ગણાય છે. સુલતાન અહમદના પુત્ર મુહમ્મદશાહ બીજાનો એ જમાઈ થાય. મલીક અલીમની મસ્જીદની પાછળ પ્રખ્યાત શેખ કમાલ માખવીની દરગાહ છે. મસ્જીદ હાલ પણ સારી હાલતમાં છે. આ પરાનો ઉલ્લેખ જૈન કાવ્યોમાં કેટલીક વાર આવે છે, અને આશાવલની સાથે જ એનો ઉલ્લેખ છે. જૈનોની વસ્તી એમાં સારી હશે.

**૬૩ ફરહપુર:** ઉર્ફે કાજીપુર:[૩૨] શહેર કાજી અબદુલ ફરહીખાંએ

[૩૧] પુરાતત્વ અને નવાબઅલીના ભાષાંતરોમાં હીરપુરને બદલે મીરપુર લખ્યું છે. ગ્ર. આવૃત્તિમાં હીરપુર છે એ જ ખરૂં જણાય છે, [૩૨] ગૂ. આવૃત્તિ ફરાપુર લખે છે. અને અંગ્રેજી આવૃત્તિ ફર્રૂકપુર લખે છે. પુરાતત્વને આધારે ફરહપુર લીધું છે. તે ગૂ. આવૃત્તિને મળતું છે. (જુઓ અં. આવૃત્તિ પૃ. ૧૭. પુરાતત્વ ૩૮.)

ઔરંગઝેબ બાદશાહના સમયમાં વસાવેલું. કાજી સારી મસ્જીદ બંધાવી ત્યાં રહી ન્યાય કરતા. મીરાતે અહમદીનો કર્તા લખે છે કે મેં એમના મકાનો નજરે જઈ જોયેલાં અને હાલ (અહમદી લખતી વખતે) કાંઇ ચિન્હ પણ નથી.

**૬૪ નુરગંજ:** જ્યારે જહાંગીર બાદશાહ શીકારની સહેલમાંથી અમદાવાદ આવ્યા હતા ત્યારે નુરજહાં બેગમને નામે વસાવેલું.

**૬૫ ખરદોસ્તપોલીયા:** જૂના વખતથી છે. શાહેઆલમનો રોજો બંધાવનાર તાજખાં નરપાલીની દરગાહ એ પરામાં હતી.[૩૩]

**૬૬ જોરાવરપુર:** જવાંમર્દખાં બાબીએ પોતાના પુત્રના નામથી ફર્રૂખશીયર બાદશાહના વખતમાં આબાદ કરેલું.[૩૪] જૂની ઈદગાહ પાસે હતું. એટલે હાલ કાંકરિયાની પશ્ચિમે હશે.

**૬૭ રસુલાબાદ:** શાહઆલમ સાહેબે વસાવેલું. એમના વંશના લોકો અને સૈયદો ત્યાં આવીને રહેલા અને મકાનો તથા બગીચા બનાવેલા. સૈયદોના માનને લીધે રાજ્યના અમલદારો રસુલાબાદના રહેવાસીઓને હરકત કરતા નહિં. એ પરાનો કાજી પણ જૂદો જ રહેતો અને એની મહોરથી બધું કામ જૂદું થતું. રહેવાસીઓ અને વેપારીઓ જે ત્યાં રહેતા એમની તકરારો પણ ત્યાંના ગાદીવાળા પતવી શકતા.[૩૫] શાહઆલમના રસુલાબાદનો કોટ હજી પણ જીર્ણ દશામાં દેખાય છે. અંદર બધું ઉજડ છે. રોજો અંદર બીજા કોટમાં છે.

**૬૮ બાસંદરોલપુર: ૬૯ સૈયદ હાસીદપુર: ૭૦ સૈયદ રઝેવીખાનપુર: ૭૧ ફીરોઝપુર: ૭૨ હુસનપુર: ૭૩ બગલીપુર: ૭૪ એરંદાપુર ૭૫ બહાઉદ્દીનપુર:** આ બધાં પરાં પણ રસુલાબાદમાં ગણાતાં. આ બધાં પરાં મહારાજા અભેસિંહની સુબાગીરી સુધી આબાદ હતાં. એ વખતની લઢાઇઓમાં નાશ પામ્યાં. એમાં રઝવીખાનપુર ઔરંગઝેબના વખતમાં સુબા રઝવીખાંએ વસાવેલું.[૩૬] હસનપુર, મહમૂદપુર અને સૈયદ હમીદપુર શાહઆલમ સાહેબના

[૩૩] આ પરૂં પુરાતત્વના ભાષાંતરમાં અને અંગ્રેજી આવૃત્તિમાં છે, ગૂજરાતી આવૃત્તિમાં નથી. [૩૪] અંગ્રેજી આવૃત્તિ અને પુરાતત્વમાં જૂની ઇદગાહ છે. ગૂ. આવૃત્તિમાં નવી ઈદગાહ છે. એ કદાચ ભૂલ હશે. [૩૫] મીરાતે અહમદી અં. ગૂ. અને પુરાતત્વની ત્રણે આવૃત્તિનાં ભાષાંતરો. [૩૬] આમાં ત્રણે આવૃત્તિઓ પરાંની નોંધ આપી જૂદાં વર્ણનમાં નામોમાં ફેરફાર આપે છે. ફીરોઝપુર નથી લખતા. અને ખીજરપુર એને

પૌત્રોએ વસાવેલાં અને ત્યાં મકાન બાંધેલાં. મીરાતે અહમદીના આ લખાણમાં મહમૂદપુર અને ખીઝરપુર ઉપર ગણાવ્યાં નથી. અને એને ગણવાં કે કેમ એ બધી આવૃત્તિઓ જોતાં છતાં પણ નક્કી થતું નથી.૩૭

ખામંદરોલપુર હાલ સુંધખામંદરોલ અથવા દાનીલીંમડાનું ગામ કહેવાય છે તે છે. શાહઆલમ પાસે એ આવેલું છે. સુલતાન કુતુબુદ્દીને ત્યાં મહેલો બાંધ્યા હતા તે ખામંદરોલના મહેલોને નામે પ્રસિદ્ધ હતા. એને ઘટામંડળના મહેલો પણ કહે છે. કાંકરીયામાં ઘટામંડળનો મહેલ હતો એ ભ્રમ છે.૩૮ મીરાતે સિકંદરીના કર્તાએ એ મહેલો જોયેલા અને સિકંદરી લખતી વખતે એની નિશાની પણ ન હોતી. મીરાતે અહમદીનો કર્તા પણ એની નિશાની નથી એમ લખે છે.

**૭૬ ઇશનપુરઃ** આ પરૂં ચંડોળા તળાવની સામે તીરે વટવાને રસ્તે છે. સુલતાન મહમૂદ બેગડાના અમીર નિઝામુલમુલક મલીક ઇસને આબાદ કરેલું. એની જુમા મસ્જીદ જોવા લાયક છે અને અમદાવાદી બાંધણી કરતાં જૂદી જાતની છે. એને ફરતો કોટ હતો તે તુટેલો હાલ પણ દેખાય છે. અહમદીમાં લખેલું છે કે એ કોટ ઇંટોચુના સાથે અડદનો લોટ મેળવીને બાંધેલો હતો. વટવા અને રસુલાબાદ બે પવિત્ર સ્થળોની વચ્ચે હોવાથી એને કરીમ ઉલ તરફેણ-બન્ને બાજુથી મુબારક કહેતા. એ પરૂં શાહઆલમ સાહેબના વંશજોના તાબામાં છે. અઢારમી સદીમાં ત્યાં આંબા અને રાયણનાં ઝાડ હતાં. હાલ પણ આંબાવાડીઆં સારાં છે.૩૯

બદલે લખે છે. બગલીપુર માટે કાંઈ નથી લખ્યું જ્યારે મહમૂદપુર નવું લખ્યું છે. રસુલાબાદ બીજીવાર લખીને એ બધાં પરાં એમાં એટલે એને તાબે ગણાવ્યાં લાગે છે. [૩૭] આ ફેરફારને લીધે પરાંની સંખ્યા ચોક્કસ થઇ શકતી નથી. અને ૧૧૦ બરોબર થતાં નથી. આ ફેરફારમાં અહમદીમાં ગૂ. આવૃત્તિ [પૃ. ૧૮ ) એક નેશાપુર નામે નવું પરૂં લખે છે એ પરૂં અં. આવૃત્તિ અને પુરાતત્વમાં નથી એટલે અત્રે નથી લખ્યું પરંતુ તપાગચ્છ બૃહત્ પટ્ટાવલિમાં એક જગ્યાએ ( પૃ. ૫૩ ) નિશાપાટકનો ઉલ્લેખ છે. પણ તે ઝવેરીવાડાની નીશાપોળ માટે પણ હોય. એમ લખ્યું છે. નીશાકે નેશાપુરનો બીજો ઉલ્લેખ મળ્યો નથી. [૩૮] 'ખામંદરોલના મહેલ' એમ દરેક ગ્રંથમાં લખેલું છે. મીરાતે સિકંદરીની ગૂજરાતી પ્રતમાં ઘટામંડળ લખેલું છે. [૩૯] સિકંદરી કરીમ ઉલ તરફેણ લખે છે અને અહમદી નજીબ ઉત તરફેણ લખે છે.

**૭૭ નવાવાસ:** એ પરાનો વસાવનાર જણાયો નથી.

**૭૮ ખુન્દનપુર:** ગૂજરાતી અમીર મલીક ખુન્દને વસાવેલું એમાં પત્થરની મસ્જીદ અને મકરબો કરેલો. એને કુન્દનપુર પણ કહે છે. ત્યાં શાહે-આલમ સાહેબના સેવકો રહેતા એટલે એને ખેદમપુર પણ કહેતા (ખાદીમ એટલે સેવક એ ઉપરથી) મીરઝાં શેખ અલી ખતીબની કબર ત્યાં આવેલી છે. આ પરૂં આશાવલનો ભાગ હતું.

**૭૯ બહેરામપુર:** હાલ એ નામેજ જમાલપુર દરવાજા બહાર ઓળખાય છે, અને જૂની વસ્તી છે એમ અહમદી લખે છે. પરંતુ પ્રાચીન (બાદશાહી વખતના) ગ્રંથોમાં એના ઉલ્લેખો આવતા નથી. અને એ જ જગ્યા માટે આશાવલના ઉલ્લેખો છે.

**૮૦ મંઝોરી:** અગર મંઝુરી, સપ્તર્ષિના આરા પાસે હતું. બાબાલુલુઈની મસ્જીદ એ પરામાં છે. જૂની વસ્તી છે, એમ અહમદી લખે છે. આ પરાની જગ્યાએ પણ આશાવલનો ઉલ્લેખ છે. અગાઉ આશાવલનો એ મોહોલ્લો હશે.

**૮૧ આશાવલ:** બહેરામપુર અને મંઝોરી પછી તુરત મીરાતે અહમદી (ત્રણે ભાષાંતરો) આશાવલ ગણાવે છે. એ સંબંધી આગળ વિસ્તાર કરેલો છે. જૈનસાહિત્યમાં છેક ઔરંગઝેબના સમય સુધી એના ઉલ્લેખો મળે છે. જમાલપુર દરવાજાની બહાર એ શહેરનું પરૂં થઇ ગયું હતું, અને અમીરો ગમે ત્યારે ગમે તે ભાગનું નામ નવો વસવાટ કરી પોતાને નામે પરૂં સ્થાપતા. એટલે અસલ આશાવલમાં ઘણાં પરાં થઈ ગયાં; અને આશાવલ સંકોચાઇ હાલ કેલીકો મીલ છે ત્યાં આવી રહ્યું. પાછળ મીર અબુ તુરાબે જૂના આશાવાલ પાસે નવું વસાવ્યું—જુનાની સહેજ દક્ષિણે. એ મીરનો રોજો હાલ કેલીકો મીલ પાછળ છે. અમદાવાદ પહેલાંનું શહેર અને પાછળથી એના એક મોટા પરા તરીકે ગણાવા છતાં હાલ એની કાંઈ નિશાની રહી નથી. અહમદી એમાં જૂની વસ્તી છે એમ લખે છે. મરેઠાની લઢાઇમાં એ ઉજડ થયું એમ ૨૫૯ લખે છે. મીરાતે અહમદી શેખ અલી મુતકીની કબર જુના આશાવલમાં શાહ ભીકનના રોજા સામે છે એમ લખે છે. શાહ ભીકનનો રોજો જમાલપુર દરવાજા બહાર ઇ. સ. ૧૮૭૫ ની રેલ સુધી નદી કીનારે હતો. વળી આગળ લખે છે કે આશાવલની પાસે ગંજશહીદ છે. આ ગંજશહીદ હાલ કેલીકો મીલની દક્ષિણે અબુતુરાબના રોજા પાછળ ટેકરાઓ ઉપર છે. એટલે આશાવલ એની પાસે–

ઉત્તરે હતું. આ બન્ને ઉલ્લેખોથી બીજા પ્રકરણમાં નક્કી કરેલી જગ્યાએ આશાવલ હતું એમ સિદ્ધ થાય છે. અસારવાની જગ્યાએ નહિ. એ બાજુ આવેલા ટેકરા એનાં ખંડેરોથી જ થયા હોય. ત્યાં કોઈ વાર મોટી ઇંટો નીકળે છે.

**૮૨ કુતુબપુરઃ** મીરાતે અહમદીમાં લખે છે કે ઘણું કરીને કુતુબે આલમ સાહેબ ત્યાં રહેલા એથી નામ પડ્યું હશે અને હાલ (અઢારમી સદીમાં) ઉજડ છે. કુતુબે આલમ સાહેબ આશાવલમાં રહેલા એમ આગળ એ જ ગ્રંથમાં લખેલું છે. એટલે આશાવલના એ ભાગને કુતુબપુર નામ આપ્યું હશે.[૪૦] અહમદીમાં મૌલાના મુહમ્મદ સિદ્દિકના વર્ણનમાં એ શેખ જુના આશાવલમાં આવેલા કુતુબપુરમાં રહેવા લાગ્યા એવો ઉલ્લેખ છે. એમની કબર પણ એ જ જગ્યાએ શાહ ભીકનના રોજા પાસે છે એમ લખે છે. તેથી કુતબપુર જૂના આશાવલનો ભાગ છે અને એ જમાલપુર બહાર હતું એ સિદ્ધ થાય છે.

**૮૩ કાસમપુરઃ** સાબરમતી નદી નજીક શહેરની દક્ષિણ અને પશ્ચિમે ઔરંગઝેબના સમયમાં મીર કાસમે વસાવેલું એમ અહમદી સ્પષ્ટ લખે છે.[૪૧] એટલે ઉપરના કોઈ પરાને કે એના ભાગને નામ માત્ર બદલીને સ્થાપ્યું હશે.

**૮૪ રાજીપુરઃ** હજરત શાહેઆલમ સાહેબના પૌત્રોએ વસાવેલું. એ પણ ઉપરનાં પરાંમાં અગર પાસે અગર કોઈ પરાના ભાગ તરીકે હશે.

**૮૫ ખાનપુરઃ** ઔરંગઝેબ બાદશાહના વખતમાં સૈયદ હસનખાન બરચાએ સાબરમતી ઉપર વસાવેલું, અને ત્યાં એ સૈયદનો મકરબો હતો એમ અહમદી લખે છે. શહેરની બાજુએ એટલે એ કીનારાનાં પરાંમાં એની ગણત્રી છે. એટલે એ પણ નદીની દક્ષિણે હશે. જૂનાં પરાંના વિસ્તારમાં ઔરંગ-ઝેબના સમયમાં નવાં પરાં નવા નામે વસેલાં છે એ ઉપર જોતાં માલૂમ પડે એમ છે. આ બધાં પરાં શહેરની દક્ષિણે છે. અને એમાં ફેરફાર થતા રહ્યા છે.

## સાબરમતીની સામે પારનાં પરાં

**૮૬ વાડજઃ** એ હાલ દસક્રોઇના ગામ તરીકે ગણાય છે પણ પરા

[૪૦] મીરાતે અહમદીનાં પરાં વર્ણનનાં ભાષાંતરો સરખાવી ઉપરનાં બધાં પરાં લખેલાં છે. અને એમાં ખાસ મતભેદ ન હોવાથી ખાસ ચર્ચા કરવા જેવું નથી. આ બધાં પરાં દક્ષિણનાં છે. અને એમનાં સ્થાન સ્પષ્ટ છે. [૪૧] મીરાતે અહમદી ગૂ. અને અં. આવૃત્તિ પૃ. ૧૮ અને ૬૧.

(અ)



(આ)



૧૭ ઇસાનપુર : જુમા મસ્જિદ

(અ) લિવાન અને રોજો. (આ) દૂરથી દેખાવ

જેવો જ સંબંધ છે. પરા તરીકે એનું નામ અહમદીએ નથી ગણાવ્યું. પણ એ જૂનું છે અને એના ઉલ્લેખો ઇતિહાસમાં આવે છે.

**૮૭ ઉસમાનપુરઃ** એ વટવાના કુતુબે આલમના શિષ્ય સૈયદ ઉસમાને વસાવેલું. એમને શમે બુરહાની કહેતા (પ્રમાણનો દીપક). એમાં એમની મોટી સુંદર મસ્જીદ અને મકરબો છે. તઝકીરાતુલમુલ્કના કર્તાએ લખ્યું છે કે ત્યાં વસ્તી ઘણી મોટી હતી અને એક હઝાર હુન્નરીઓની દુકાનો હતી. હરડાં બહેરાં અને આંબળાં, ઘી વગેરે આવતી વસ્તુઓનો ત્યાં મોટો વેપાર ચાલતો હતો.[૪૨] કરીયાણાના ત્યાં મોટા વેપારીઓ હતો. અઢારમી સદીમાં (અહમદી લખાઇ ત્યારે) એ આછું થઈ ગયું હતું. હાલ છેક ઉજડ છે. ગૂજરાત વિદ્યાપીઠનું મોટું મકાન ત્યાં બાંધવામાં આવ્યું છે. જૈન લેખોમાં પણ એ પરાનું નામ વારંવાર આવે છે એટલે જૈનોની ત્યાં મોટી વસ્તી હશે. જૈન સાહિત્યમાં "ઉસમાપુર" નામ આવે છે.

**૮૮ ખાનપુરઃ** શહેરના ખાનપુર દરવાજાની સામે છે. ખાનપુર દરવાજો એ પરાના નામથી કહેવાય છે એમ અહમદી લખે છે.

**૮૯ નવરંગપુરઃ** ઔરંઝુબના સમયમાં સુજાતખાંની સુબાગીરીમાં નવરંગ મ્યાણે વસાવલું. ખાનપુર દરવાજાની સામે કિનારે એલીસબ્રીજ રોડ ઉપર એ પરાની જગ્યા આવે છે.

**૯૦ એદલપુરઃ**[૪૩] આ પરૂં એલીસ બ્રીજ પાસે હશે. જૂની વસ્તી અને પડાણોએ વસાવ્યું હશે એમ અહમદી લખે છે. અહમદીની અંગ્રેજી આવૃત્તિમાં અબ્દુલપુર લખ્યું છે. એ ભૂલ જણાય છે જૈન કાવ્યમાં ઇદિલપુર છે તે એ જ હોવું જોઇએ.

[૪૨] મીરાતે અહમદી ગૂ. અને અં. આવૃત્તિ પૃ. ૧૮ અને ૧૯. પ્રાચીન જૈન લેખ સંગ્રહમાં ઉસમાનપુરના ઉલ્લેખ છે. પૃ. ૧૭૨. "श्रीमदम्हदावादनगर निकटवर्त्युसमापुर वास्तव्य प्राग्वाट' [૪૩] ગૂજરાતી આવૃત્તિમાં જ એદલપુર લખેલું છે અને જૈન કાવ્ય ઉપરથી એ જ ખરૂં લાગે છે. પુરાતત્ત્વનું ભાષાંતર પણ અંગ્રેજી આવૃત્તિની માફક અબ્દુલપુર લખે છે. "અદલ ઇદલપુરા", એ આજ પરૂં હશે. કારણ કે બીજું ઈદલ કે એદલપુર છે નહિં.

૯૧ ફિરોઝપુરઃ જૂની વસ્તી. અફઘાનોએ વસાવેલું.[૪૪]

૯૨ અજદરપુરઃ જૂની વસ્તી. અફઘાનોએ વસાવેલું. આ પરામાં પણ જૈનોની વસ્તી હશે. ઈ. સ. ૧૪૬૫ (સંવત ૧૫૨૧ પોષ વદ ત્રીજ)માં લહુરાજ એટલે વિમળપ્રબંધના પ્રસિદ્ધ કર્તા અને બીજા કેટલાક રાસ અને છંદોના કર્તા વિદ્વાન જૈન કવિ લાવણ્યસમય આ પરામાં જન્મ પામ્યા હતા.[૪૫]

૯૩ સલાબતપુરઃ સલાબત મુહમ્મદખાં બાબીએ આબાદ કરેલું છે.[૪૬]

૯૪ શર્કપુરઃ સુલતાન મહમૂદ બીજાના ગુલામ મલીક શર્કે વસાવેલું. બાદશાહ શાહજહાંના સમયમાં શાહી ફરમાનથી ત્યાં ગાઝીઉદ્દીન હુસેને એક બાગ બનાવ્યો હતો અને ત્યાં તેનો મકરબો છે.

૯૫ શાદમાનપુરઃ અકબર બાદશાહના સમયમાં ખાને આઝમ મીરઝાં કોકાના પુત્ર શાદમાનખાંએ વસાવેલું.

૯૬ ફરિદાબાદઃ અને ૯૭ ઇનાદુલપુરઃ જૂના વખતમાં અફઘાનોએ વસાવેલાં.

૯૮ શેખપુરઃ સુલતાન મહમૂદ બેગડાના પીર (ગુરુ) શેખ અઝીઝુલ્લાના પુત્ર શેખ રહેમતુલ્લાએ વસાવેલું. શેખનો મકરબો અને મસ્જીદ એમાં છે. આ પરાની જમીન એલીસ બ્રીજ પાસે એ નામે હાલ ઓળખાય છે.[૪૭]

૯૯ સુલતાનપુરઃ ઉર્ફે નીમકમાંડવી, ઉર્ફે નીમકહાર અને ૧૦૦ કાસીમપુરઃ ૧૦૧ નસીરાબાદઃ અને ૧૦૨ ફતેહપુરઃ આ બધાં જૂના વખતનાં પરાં છે.

૧૦૩ કમાલુદ્દીનપુરઃ કમાલુદ્દીન જવાંમર્દખાં બાબીએ પોતાના પુત્રના નામથી આબાદ કર્યું.

[૪૪] ફિરોઝપુર આગળ આવેલું છે. અહમદીમાં એનું લખાણ શંકાવાળું છે એમ જણાય છે. આ ફિરોઝપુર અંગ્રેજી આવૃત્તિમાં પણ છે પણ પુરાતત્ત્વના ભાષાંતરમાં નથી. [૪૫] વિમળપ્રબંધ–મણિલાલ વ્યાસની આવૃત્તિ પૃ. ૩૭૮ 'अजदरपुरि कीधा आवास' વગેરે અહમદીમાં કાળુપુર વગેરે પેઠે અજદરપુર પણ અંદર વસી પછી શહેર બહાર વસેલું એવા અર્થનું બીજે લખાણ કરે છે. [૪૬] અહમદીની ગૂજરાતી આવૃત્તિમાં અલાબતપુર લખ્યું છે. અંગ્રેજી અને પુરાતત્વમાં સલામતપુર છે. [૪૭] જૈનોની ત્યાં વસ્તી હશે. જૈન કાવ્યોનું 'શેખપુર સુખકરા' એ એ જ હોવું જોઇએ.

**૧૦૪ એશાપુરઃ** ઉર્ફે ઇસપુર, **૧૦૫ રહીમપુરઃ** જૂના વખતથી આબાદ છે.

**૧૦૬ મીરાંપુરઃ**[૪૮] જૂના વખતથી છે. જૈન કાવ્યની "મીરમીરાપુર" એ એ જ હશે.

**૧૦૭ કોચરબપાલડીઃ** અહમદી લખે છે કે એ પણ પરામાં ગણાય છે પણ હવેલી પરગણામાં એની ગણત્રી કરવામાં આવી છે. કોચરબનું સ્થાન અમદાવાદથીયે જૂનું છે. કોચરબા દેવીનું કર્ણદેવ સોલંકીએ સ્થાપન કરેલું એ આગળ જોયું છે. 'અમદાબાદ અમદાબાદકી બડા શહેર કોચરબ પાલડી' એ એ જ કર્ણાવતી એમ માને છે. કહેવત કેવળ 'પાલડી' સાથે અનુપ્રાસ મેળવવા થઈ લાગે છે. મુસલમાનો કોચરબને કુએ અરબ એટલે અરબ લોકની શેરી એમ માને છે.

મીરાતે અહમદીનો કર્તા લખે છે કે મુઝફ્ફરશાહ (પહેલો) અને મુહમ્મદશાહની સાથે ઉત્તર હિંદથી જે અફ્ઘાન શૂરવીરો આવેલા એવા છ થી સાત હજાર અફ્ઘાનો નદી પારનાં આ પરાંઓમાં વસ્યા હતા. કર્તા અફસોસ કરે છે કે એમના વંશજો એને બરોબર યાદ હતા, પણ હવે (અહમદી લખતી વખતે) ત્યાં કોઈ નથી, ખંડેર અને વેરાન છે. અમદાવાદના રક્ષણ માટે કાંકરિયા આગળ જે લશ્કર ભેગું થયાનું આગળ વર્ણવ્યું છે એમાં આ અફ્ઘાનોના વંશજોએ ભાગ લીધો હતો. એમનાં વસાવેલાં પરાં પણ ઉપર જોયાં છે.

**૧૦૮ ફુરમાનવાડીઃ** આ પરૂં નદીની સામી પાર હોય એમ જણાય છે. જૈન કાવ્યમાં 'ફારપુરમાન ફરમાનવાડી' એવો ઉલ્લેખ છે, અને તપાગચ્છની પટ્ટાવલીમાં "खंभायतन० अहिमदावादन० आशावल्लीई कोठर्वपुरई (કોચરબ ?) फूरमानवाटिकाई शिकंदरपूरी..." એ પ્રમાણે નામો લખ્યાં છે.[૫૦]

[૪૮] પુરાતત્વ અને ગૂ. આવૃત્તિમાં મીરઝાંપુર લખ્યું છે. પણ અંગ્રેજી આવૃત્તિમાં મીરાંપુર છે એ જૈન કાવ્યના નામ સાથે મળે છે. [૪૯] મીરાતે અહમદી. ત્રણે ભાષાંતરો. [૫૦] ફરમાનવાડી પટ્ટાવલીમાં કોટર્વ–(કોચરબ ?)ની સાથે અને જૈન કાવ્યમાં એદલપુર શેખપુર અને ઉસમા(ન)પુર મીરાંપુરની વચ્ચે લખી છે એટલે નદીની સામે પાર હશે એમ માની શકાય. પટ્ટાવલીના ઉલ્લેખ માટે જુઓ જૈન સા. સંશોધકમાં આપેલી तथागच्छबृहत् पट्टावलि

એમ ફરમાન વાટિકા એ આ ફરમાન વાડીજ હોવી જોઇએ. પરંતુ એનું સ્થાન ચોક્કસ કહી શકાતું નથી. મીરાતે અહમદીનાં ત્રણે ભાષાંતરોમાં પરાવર્ણનમાં એ નામ જ નથી; ફરમાનવાડી નામે બાગ નદીની સામે પાર અહમદી લખે છે. ફતેહપુર શાહવાડી વગેરે પરાં જેમ બાગ ઉપરથી થયાં તેમ ફરમાનવાડી પણ બાગ ઉપરથી થયું હશે એમ માની શકાય. પટ્ટાવલિનો ઉલ્લેખ છેક પંદરમી સદીના પૂર્વાર્ધ (સંવત ૧૪૭૮) જેટલો જૂનો છે એટલે પરૂં જૂનું હશે.

**૧૦૯ નીઝામપુરઃ** આ પરૂં અહમદીમાં આપેલું જણાતું નથી. જૈન કાવ્યમાં છે, અને એનું સ્થાન જાણી શકાતું નથી.

**૧૧૦ અહમદપુરઃ** આગળ સિકંદરપુરના વર્ણનમાં આ માટે લખ્યું છે. અહમદીની ગૂજરાતી આવૃત્તિ સિવાય એનો જૂનો ઉલ્લેખ નથી. જૈન કાવ્યમાં પણ શંકા ઉત્પન્ન થાય અને અમદાવાદને જ અહમદપુર સમજાય એવો એક ઉલ્લેખ છે. બાબીવિલાસનો કર્તા અમદાવાદને જ અહંમદપુર લખે છે. પણ અહમ્મદપુર જૂદું પણ ખાસ લખેલું છે. અને એક જગ્યાએ "રાજનગરપાસઈ અહમદપુર ઠામિ ચોમાસું કરઈ" એવો સ્પષ્ટ ઉલ્લેખ છે એટલે એ પરૂં જૂદું છે એમ માનવાને આધાર મળે છે.[૫૧]

**૧૧૧ વજીરપુરઃ** આ પરૂં જૈન કાવ્યમાં અને પટ્ટાવલીમાં આપેલુ છે. શ્રી. જગદ્‌ગુરુ બિરૂદ ધારણ કરતા શ્રી. હીરવિજય સૂરિ અકબરશાહના સમયમાં અમદાવાદમાં વજીરપુરમાં આવ્યા હતા એમ ઉલ્લેખ છે.[૫૨]

આ પ્રમાણે જોતાં જણાય છે કે અનેક પરાં અમદાવાદની આસપાસ હતાં અને અનેક નાશ પામ્યાં. અનેક ભૂલાઈ જવાયાં છે અને અનેકનાં નામફેર પણ થઈ ગયાં છે. ઘણાંયે પરાં એ પહેલાંના મોટાં પરાંની હદોમાં નવાં વસ્યાં છે.

[૫૧] જુઓ જૈન ગૂર્જર ઐતિહાસિક કાવ્ય સંગ્રહઃ—પૃ. ૧૭૨. શંકા થાય એવું જે લખાણ છે એ એ જ ગ્રંથના પૃ. ૧૭૮ માં વિજયસિંહસૂરિ નિર્વાણ રાસમાં "રાજનગર આહમદપુર, બીબીપુર પ્રેમાપુર જોઇએ; રાજપુર ઈશ્રમપુર સુંદરે, નિજામપુર અસાવલિ હોઈ રે; ઉસમાપુર સરખેજ ભલો, શેષપુર, ઇદલપુર જાણરે." વગેરેમાં લાગે છે. વજીરપુર પણ એમાં લખેલું છે. [૫૨] પટ્ટાવલિ પૃ. ૫૫. श्रीगुरु अहिमदावादि वजीरपूर नगरई आव्या " વજીરપુર વાડેજ સહી મેલ્યા " જૈન કાવ્ય સંગ્રહ પૃ. ૧૭૯.

ઘણાંયે નાનાનાં મોટાં અને મોટાંનાં નાનાં થઈ ગયાં છે, અને કાલ તથા ઇતિહાસનો મહાન મહિમા સ્થાપી રહ્યાં છે.[૫૩]

હાલ પણ પરાં કેટલાંક જૂનાં નામે પણ નવે રૂપે છે. ઘણાંયે જુનાં પરાંની જમીનો હજી એ જ નામે ઓળખાય છે. સરકારી દફતરોમાં જુનાં નામો કાયમ રહ્યાં છે. સરકારના બીજા રેવન્યુ સેટલમેન્ટ પ્રમાણે કેટલાંક પરાં પાસેના ગામોમાં મેળવી દેવામાં આવ્યાં છે. કેટલાંક જૂનાં પરાંનાં નવાં નામ પડયાં છે. બાગ ઉપરથી નગીના, બાગ-ફરદોશ, ફતેપુર, ફરમાનવાડી, શાહવાડી વગેરે નામ આગળ જોયાં. તેમાં નગીના રાજપુરમાં મેળવી દીધું છે. આસપુર સુરપુરને અસારવામાં મેળવ્યું છે. બાગફરદોશનું હાલનું નામ અમરાઇવાડી, છાડવડનું માદલપુર, ચંગીસપુરનું મીઠાખલી, શેખપુરખાનપુરનું નવરંગપુર એવાં નામ કહેવાય છે. આ ગામો કેટલાંક અહમદીમાં મળે છે. ( જુઓ બોમ્બે ગર્વર્નમેન્ટ સીલેકશેન DCXV ), નવા માણસોએ પોતાને નામે હાલ પણ ઘણાંયે પરાં વસાવ્યાં છે. રેલ્વેએ પૂર્વમાં રેલ્વેપરૂં અને હઠીસિંહ શેઠે દિલ્હી દરવાજા બહાર હઠીપરૂં વસાવ્યું એ હજુ પણ પ્રસિદ્ધ છે. રેલ્વેપરૂં શહેરનો જ ભાગ થઇ ગયું છે. દિલ્હી દરવાજા બહાર કલેક્ટર બોરડેલે વસાવેલું બારડોલ પરાને નામે પ્રસિદ્ધ થયેલું પરૂં, અને માધવપરૂં એના મારવાડી વેપારીઓની વસ્તીને લીધે આજે પણ જાણીતું છે. એક દશકામાં માધવપરૂં વધીને મોટું થઈ ગયું છે. દીલ્હી દરવાજા બહાર જહાંગીર મીલ પાસે તાવડીપરૂં અને દરિયાખાંના ઘુમટ પાસે નવાં પરાં વસ્યાં છે. એલિસબ્રીજ ઉપર નવી સોસાયટીઓ નવાં પરાં ઉભાં કરે છે અને એ પ્રવૃત્તિમાં રા. પ્રીતમરાય વ્રજરાયે અમદાવાદમાં પહેલ કરી જે ઉત્તમ કાર્ય કર્યું છે એ પ્રીતમનગરમાં અમર છે. કાંકરિયા બાજુ પણ નવાં પરાં થયેલાં છે. એમાં મણિપુર ખાસ છે. પરાં અમદાવાદની આસપાસ વધતાં જાય છે. હાલનાં પરાંની સંપૂર્ણ નામાવલીની અહીં જરૂર નથી. અમદાવાદના શારીરિક અને માનસિક બન્ને પ્રકારના વિકાસને માટે પરાં વધવાની અગત્ય છે.

હાલનાં પરાં.

[૫૩] આસપુર જૂનું કહેવાય છે. ઇનાયતપુર, સમીરપુર વગેરે પરાં અહમદી બીજી જગ્યાએ લખે છે પણ પરાંવર્ણનમાં નથી. અહમદી ગ્. આવૃત્તિ પૃ. ૧૯૪માં બીજાં પરાં પણ ગણાવે છઃ—સુરપુર, ચાંદલોડીઆ, ઘાંટલોડીઆ, આસ્તોડીઆ, તથા રખિયાલ. પણ પરાંવર્ણનમાં આ નામ નથી આપ્યાં. આ પરાં આજે પણ છે પણ એ બધાં દસક્રોઇ તાલુકાનાં ગામ તરીકે ગણાય છે.

# પ્રકરણ એકવીસમું



## અમદાવાદના ઉદ્યાનો

હાલના અમદાવાદને કોઇ જુએ તો અમદાવાદના ઇતિહાસમાં ઉદ્યાનોનું જૂદું પ્રકરણ દેખીને જરૂર હસે. આગળના વર્ણનથી જોયું કે અમદાવાદમાં અને બહાર વૃક્ષો એટલાં ખીલેલાં હતાં કે પરદેશી મુસાફરોને આખું શહેર એક ઉપવન જેવું લાગતું. શહેરની અંદર તથા બહાર મસ્જીદોની સામે બાગ હતા અને અમીર ઉમરાવોના પણ મોટા નાના બાગો અમદાવાદમાં ઘણા હતા. એ ઉપરાંત બાદશાહી બાગો પણ ઘણા હતા. એના ફળફુલ ઝાડનું નૂર વધારવા માટે બાદશાહો ઘણી કાળજી રાખતા. અમદાવાદમાં અને આખા ગૂજરાતમાં બાગ વધારવાની પ્રવૃત્તિ સુલતાન મહમૂદ બેગડાએ કરેલી છે. બાગો તો ઘણા પ્રાચીન કાળથી હતા. પરંતુ મહમૂદના સમયમાં ખાસ સંભાળથી સુંદર ગોઠવણીથી બાગ બનાવવામાં આવ્યા. ખુરાસાનની ઢબ ઉપર પણ બાગ બનવા લાગ્યા હતા. મીરાતે અહમદીનો કર્તા લખે છે કે "આગળના જમાનામાં ગૂજરાતના સુલતાનો ઉમરાવો, સુબાઓ, મનસબદારો અને ધનિકોએ રચાવેલા સુશોભિત અને સુગંધિત ફુલોથી ભરેલા, સુંદર ઇમારતો અને આરોગ્યવાળી હવાવાળા અને કુંજ માર્ગોથી ભરેલા, તથા સતત પડતા ધોધો અને નહેરોવાળા બાગબગીચા શહેરની આસપાસમાં સંખ્યાબંધ થઈ ગયેલા છે. નીચેની બેતો તેની તારીફ કરે છે."

અમદાવાદના બગીચા.

" લતિફે દિલકુશા આબોહવાએ
મુબારિક મંઝિલે ફરખુન્દા જાએ. ૧
રહાયીઁ બર કિનારે જુએ બારે
બ આબે ઝયાલા શુસ્તા દસ્ત રૂયે. ૨
દિરખ્તાઁ ચું બુતાઁ કદ બરકશીદા
બયક દિગર બજુએ સરકશીદા. ૩
ફરાખે શાખ મુર્ઘાને ખુશ અવાઝ
બઇઝહાઁ અરઘ્નુહાઁ કર્દા પુરસાઝ. ૪
નિહાલે સબ્ઝ બર જેન્નત સબક દાશ્ત
બતે તૂબા લહુમ બર હર વરક્ દાશ્ત. "[1] ૫

**અર્થ**:–દિલપસંદ અને સુખકર આબોહવા છે; આનંદકારી રમણીય સ્થળો અને રહેઠાણો છે; ઝરણાંના ફળફુલો ઝાકળના પાણીથી હાથ મોંહોં ધોઈ ઉભાં છે; (૧–૨). પોતાના પૂરા કદમાં શિર ખેંચીને (ટટાર) વૃક્ષો ઉભાં છે–જાણે સુંદરીઓ ઉભી છે. વિશાળ વૃક્ષોની શાખાઓ પર પંખીઓ મધુર કિલકિલાટ કરે છે–જાણે સાજ–સામાન સાથે વાદ્ય બજાવી રહ્યાં છે. લીલાં વૃક્ષોની (શોભા) સ્વર્ગને ટપી જાય છે. એમના પલ્લવ પર 'તુબાલહુમ'[2] અર્થાત્ 'ખુશખબરી'નો આશીર્વાદ લખેલો છે.[3]

આ વર્ણન પછી તુરત જ અહમદીનો કર્તા શોક કરે છે કે "ઝાડોની જગાએ અત્યારે કાંટા ઉગ્યા છે. સરકાર સાથે સંબંધ ધરાવતા યા સરકારની માલીકીના બાગબગીચાનું જ વર્ણન નીચે આપ્યું છે."

આમ અમદાવાદનાં ઉદ્યાનો અઢારમી સદીમાં ઘણે ભાગે વેરાન થયાં હતાં અઢારમી સદીમાં જે બાગ સાધારણ સ્થિતિમાં પણ હતા તે આ પ્રમાણે છેઃ–

[૧] બદલએ ઝીનુલ બેલાદ અહમદાબાદ–(પુરાતત્વ. પુ. ૪. અં. ૧–૨. પૃ. ૪૦) માંથી. [૨] આ ઉતારો કુરાને શરીફમાંથી છે " તુબાલહુમ વ હુસ્નમોઆબ ", અર્થાત્ એમને માટે આશીર્વાદ અને સારૂં રહેઠાણ. શ્રુતપરંપરા પ્રમાણે 'તુબા' જિન્નતમાંનું 'આશીર્વાદ પામેલું વૃક્ષ છે. (પુરાતત્ત્વ–નવાબઅલી અને સેડનમાંથી ઉતારો.) હિંદુ કલ્પવૃક્ષ જેવી કલ્પના છે. [૩] અર્થ પુરાતત્વના ભાષાંતરમાંથી લખ્યો છે.

૧: બાગે નગીનાઃ એટલે નગીનાવાડી, કાંકરીઆ તળાવની વચ્ચે જે નાનો બાગ છે એ નગીનાવાડીને નામે આજે પણ ઓળખાય છે. એનું કેટલુંક વર્ણન કાંકરિયા તળાવમાં આવી જાય છે. બાદશાહ કુત્બુદ્દીન અહમદશાહે હોજે કતુબ (કાંકરીયું)માં વચ્ચે એ બાગ બનાવ્યો છે. એમાં જવા માટે ૪૪ કમાનોવાળો પુલ હતો. કાળે કરીને પૂલની કેટલીક કમાનો તુટી ગઇ હતી તે મુઇઝ્ઝુદ્દોલ્લાના સમયમાં ફરી થઈ હતી. જ્યારે બાદશાહજાદો (ઔરંગઝેબનો શાહજાદો હશે) સુબો હતો ત્યારે ચાર માળી અને બે બળદની જોડ બાગને પાણી પાવા માટે નીમાયલી હતી. તવારીખકાર લખે છે કે કાંકરિયા સરોવરરૂપી વીંટીનું આ બાગ એક નંગ છે.[૪] આ બાગ નાનો હતો પરંતુ ઘણો રળીયામણો હતો, અને યૂરોપીય મુસાફરો પણ એનાં મુક્તકંઠે વખાણ કરે છે. એક યૂરોપીયન અમલદાર આ બાગનાં એક વિચિત્ર વૃક્ષનું પણ વર્ણન કરે છે.[૫] બાગે નગીના એટલે નંગ (રત્ન) જેવો બાગ, અને તળાવની વચ્ચે હોવાથી હીરાની કિનારી બાંધેલી વીંટીમાં વચ્ચે નીલમ જડયું હોય એવો મનોહર એ બાગ લાગતો હશે, અને હાલ પણ લાગે છે. આ સ્થાન શાહીબાગ બંધાયો નહોતો ત્યાં સુધી અમદાવાદમાં સૌથી વધારે રળીયામણું હતું. અને શાહીબાગે એમાં ભાગ પડાવ્યા પછી પણ અમદાવાદની પ્રજાને છેક વીસમી સદી બેસતાં સુધી એ સ્થાન પ્રિય હતું.

બાગની વચ્ચે એક નાનું લંબચોરસ મકાન છે. ત્યાં અગાઉ બાદશાહના આરામને માટે કોઈ નાનકડું સુંદર ભવન હશે.[૬] હાલનું મકાન ઓગણીસમી

[૪] મીરાતે અહમદી ગૂ. ભા. ભા. ૨ પૃ. ૨૧. [૫] જુઓ Forbes Oriental Memoirs Vol. II p. 201. જેમ્સ ફોર્બ્સ (૧૭૮૧) નગીનાવાડી બગડેલી હાલતમાં જોયેલી એમ એ લખે છે. જે વિચિત્ર ઝાડ બાગત એ લખે છે એવું એણે બીજે કોઇ પણ જગ્યાએ જોયું નહોતું. ઘણા લોક આશ્ચર્યથી એ ઝાડ જોવા જતા એમ લખે છે. અને એનું નામ Palmyra લખ્યું છે. એ ઝાડને છેક ટોચ ઉપર જતાં ચાલીસેક ડાળી અને પહોળાં પાંદડાં થતાં હતાં. [૬] જુઓ જીન. ડી. થેવેનોએ કરેલું વર્ણન. પુરાતત્વ પુ. ૨. પૃ. ૧૯૭. "આ બધું જોયા પછી હું એક વિશાળ સરોવર જોવા ગયો. એમાં વચ્ચોવચ એક એંસી ચોરસ ફીટ જેટલો એક વિશાળ મનોહર બાગ છે. બાગને છેડે નાનાં સોઈવાળાં મકાનો છે."

સદીમાં બોરડેલે બાંધેલું છે. એમાં કાંઇ સૌંદર્ય નથી. તળાવ અને બાગની વચ્ચે છે એટલું જ એનું સૌંદર્ય. એ જ જગ્યાએ અગાઉ મહેલ હશે અને એ મહેલ એ જ ઘટામંડળનો મહેલ એમ ઘણાખરા લેખકો માને છે. પરંતુ બાગ જ નાનો છે અને એમાં રહેવા લાયક–બાદશાહને રહેવા લાયક–મહેલ બંધાઇ કે એટલી જગ્યા જ નથી. મીરાતે અહમદીમાં તો બાગના વર્ણનમાં મહેલ તુટેલો છે કે નહિં એટલો પણ ઉલ્લેખ નથી. તેમજ ઘટામંડળના કાંકરિયા આગળના મહેલની જે વાતો તવારીખોમાં આવે છે એને કાંકરિયાની વચ્ચે હોવાનું કારણ જ નથી. એવું કોઇ તવારીખમાં લખ્યું પણ નથી. એટલે અંદરનું મકાન મહેલ નહિં પણ તળાવ વચ્ચે હવા ખાવાનું, પ્રસંગે નાચ ગાન કે મીજલસ ભરવાનું એક સુંદર નાનું મકાન હોય એટલું જ સંભવે છે. ઘટામંડળના મહેલ તે સિકંદરીમાં જણાવેલા ખાસંદરોળના મહેલ છે. એ માટે આગળ જોઇશું.

ઓગણીસમી સદીમાં તથા વીસમી સદીના પહેલા દશકા સુધી લોક નગીના-વાડીમાં ફરવા જતા. વીકટોરિયા બાગ જરા સારો થયા પછી એ બાજુ લોકોનો મોહ ઓછો થયો. નગીના બાગ પણ સારી સ્થિતિમાં નહોતો. કોઈ અમદાવાદ જોવા આવનાર એ બાગ અને અંદરનો પહોળો મોટો કુવો જોઈ પાછા આવતા. હમણાં મ્યુનીસીપાલીટીએ એ બાગને ફરી મનોહર બનાવવા માટે યત્ન શરૂ કર્યો છે.

**૨ શાહવાડીઃ** શાહવાડી હવે બાગ નથી. બાદશાહી સમયમાં એ સુંદર બાગ હતો. હવે ત્યાં એક નાનું ગામ છે. પહેલાં મોજે ફૈઝાબાદમાં શાહવાડીની હદ ગણાતી હતી. હવે શાહવાડી દસ્ક્રોઇનું નાનું ગામ છે.[૭] શ્રાવણ માસના ત્રીજા સોમવારે ત્યાંનો મેળો થાય છે ત્યારે લોકોને યાદ આવે છે; અને કોઇ માણસ નદીમાં તણાઇ જાય. તો "શાહવાડીનાં ભોથાં"માં જડશે એમ લોકો હજી પણ કહે છે.

આ શાહવાડી અમદાવાદની સ્વતંત્ર બાદશાહીના સમયમાં બનેલી છે. એમાં ઇમારતો હતી; અને સુગંધી ફુલોના છોડવા ઘણા હતા. ઇંટ ચુનાનો કોટ તથા ઉત્તર દક્ષિણ બે દરવાજા અને અંદર પત્થરો જડેલી સડકો હતી.

[૭] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૩૦૪.

મીરાતે અહમદીનો કર્તા લખે છે કે અત્યારે ઇમારતો ઘણુખરી તુટી ગઇ છે અને થોડી પડવાની તૈયારીમાં છે. આ બાગની જમીન ૬૨ વીઘાં હતી અને ૫૦ વીઘાં બહારની જમીન પણ એ બાગની ગણાતી હતી. એમાં ચાર બળદની જોડ, અને આઠ માળી તથા ઝાડુ કાઢનારની નીમણુંક હતી. મુબારિઝ ઉલ્મુલ્કની સુબેદારીના સમય ( સત્તરમી સદીનો પૂર્વાર્ધ ) સુધી સુબાના દીવાનની હકુમતમાં આ બગીચો હતો અને મહારાજા અભેસિંહના અમલમાં એને સુબાઓ પચાવી પડયા.[૮]

આ બગીચો અગાઉ ઉત્તમ અને બહુ વપરાશમાં હોય એમ માનવાને કારણ છે. સર ટોમસ રો જહાંગીર બાદશાહને નદી કિનારેના બગીચામાં મળવા ગયો હતો તે કદાચ આ હોય. કારણ કે શાહીબાગ એ વખતે બંધાયો નહોતો અને નદીની આ બાજુ શાહવાડી તથા રૂસ્તમબાગ સીવાય સારા સરકારી બાગ હોય એમ જણાતું નથી. તેમજ શહેરની અંદરનો કોઇ બાગ પણ હોવાનો ઉલ્લેખ નથી. એટલે સર ટોમસ રોએ જહાંગીરની મુલાકાત લીધેલી એ શાહવાડીમાં અગર રૂસ્તમ બાગમાં એમ ખાસ સંભવે છે.[૯]

**૩ બાગે ફિરદોશ:** આ બગીચો હાલ નથી, પણ નામ છે, એ નામનું ગામ પણ કહેવાય છે. અમદાવાદથી અગ્નિખુણામાં જતાં રાજપુરની હદ મુકી વસ્ત્રાલ ગામ પાસે એ બાગ હતો.[૧૦] એને સુલતાન મહમૂદ બેગડાએ બંધાવ્યો એમ કહેવાય છે. એ સુલતાનનો બગીચાનો શોખ મશહૂર છે. એમ કહેવાય કે આંબા, રાયણ વગેરેનાં નવલાખ ઝાડ એણે વવરાવેલાં એથી એને નવલખો

[૮] જુઓ મીરાતે અહમદી ગૂ. ભા. ૨ પૃ. ૨૨. અંગ્રેજી પુરાતત્વ. પુ. ૪ પૃ. ૪૨. આમાં ગૂજરાતી આવૃત્તિમાં આઠને બદલે છ માળી લખ્યા છે અને પુરાતત્વમાં આઠ છે.
[૯] સરખાવો. Journal of Sir Thomas Roe: Oxford Edition. p. 425. "and told us both the king commanded we should come before him at a garden, where he sate, a *course* out of towne, upon the river" આના ઉપર નોંધમાં સર વીલિયમ ફોસ્ટર લખે છે કે આ શાહીબાગ હશે; પરંતુ શાહીબાગ એ પછી બંધાયો છે એ સર ફોસ્ટરના સ્મરણમાં આવ્યું નહિં હોય. રોની મુલાકાત ખરેખરી બાદશાહી મહેલમાં થઇ જણાય છે. આ બાગની મુલાકાત વખતે રો બેસી રહીને પાછો આવ્યો હતો અને મુલાકાત થઇ નહોતી. [૧૦] મીરાતે અહમદીમાં ગતરાદ ( ગત્રાડ )ની હદમાં હતો એમ લખે છે.

બાગ પણ કહેતા.[૧૧] મીરાતે સિકંદરીમાં બાગે ફિરદોશ પાંચ ગાઉ લાંબો અને એક ગાઉ પહોળો એમ લખે છે. એને કોટ અને બુરજો હતા. મીરાતે અહમદી લખાતી વખતે ( અઢારમી સદી ) એના કર્તા લખે છે કે "હાલ આ બાગ નાશ પામ્યો છે અને દિવાલનો થોડો ભાગ તથા દરવાજો ઉભો છે." એને એક વખતે 'રાણાનો બાગ' પણ કહેતા. હવેલી પરગણામાં પાછળથી એની ગણત્રી થવા લાગી હતી ( દસક્રોઇ ).[૧૨] બાગે ફિરદોશ એટલે સ્વર્ગબાગ. સ્વર્ગના નગર જેવું શહેર વેરાન બન્યું એટલે બાગ ક્યાંથી સ્વર્ગ જેવો રહે. હાલ ત્યાં વેરાન છે એ 'સ્વર્ગ બાગ'માં મ્યુનીસીપેલીટી કચરો નાંખે છે. 'બાગફરદોસ ડીપો' જાણીતી છે.

**૪ બાગે શાયખાઁ:** આ બગીચાના સ્થાપનાર મલીક શાયખાઁનું સ્થાન ગૂજરાતના ઇતિહાસમાં બહુ મોટું છે. એ માટે આગળ વર્ણન કરીશું. સુલતાન કુતુબુદ્દીન અહમદશાહના સમયમાં મલીક શાયખાઁની પદવી બહુ મોટી હતી. એ અમીરે રખિયાલ ગામની હદમાં શહેરની પૂર્વ દિશાએ સુલતાન કુતુબુદ્દીનના સમયમાં બાગ તળાવ રોજા વગેરે માટે જમીન મેળવેલી એ બાબતનો લેખ મલીક શાયખાઁના રોજાની પશ્ચિમ બાજુની ભીંતમાં હાલ પણ છે. મીરાતે અહમદીનો કર્તા લખે છે કે આ સુંદર બાગમાં આનંદ જનક વિહાર સ્થાનો હતાં, અને મનોહર ઇમારતો હતી. મલીક શાયખાઁ સુલતાન મહમૂદ બેગડાના સમયમાં સંસારમાંથી વિરકત થઈ આ બાગમાં ઇશ્વિર સ્તવન કરતા, અને એમની દરગાહ પણ ત્યાં જ છે. એ મલીક શાબાં તરીકે આજે પણ પ્રસિદ્ધ છે. બાગમાં મસ્જીદ અને એક વાવ પણ કરી હતી. એક આઠખૂણાવાળું તળાવ પણ બાગની નજીકમાં કર્યું: બાગમાં પત્થરની સડકો અને આસપાસ દીવાલ હતી.[૧૩] હાલ એ સ્થળે રોજો સારી હાલતમાં છે. તળાવ પણ છે પણ બહુ ઉંડું રહ્યું નથી. વાવ પડી ગઈ છે. બાગને બદલે ખેતરો છે. આ બાગ મલીક શાયખાઁના મહેલ અને બીજાં મકાનો સાથે તળાવ વગેરેથી જ્યારે સારો હશે ત્યારે અમદાવાદના સારા બાગોમાં

[૧૧] પુરાતત્વ અને અંગ્રેજી આવૃત્તિ. ગૂજરાતી આવૃત્તિમાં રાણાનો બાગ લખે છે. [૧૨] અહમદી ત્રણે આવૃત્તિઓ. [૧૩] મીરાતે અહમદી: અંગ્રેજી અને ગૂ. આવૃત્તિ. પૃ. ૨૧ અને પૃ. ૨૩.

ગણાતો હશે. પાસે મોટા તળાવ વાળો બાગ શહેરમાં બીજો હતો નહિં. મલીક શાયઁાનો બાગ અને તળાવ શહેરની પૂર્વમાં, બાગે ફિરદોશ અગ્નિખૂણામાં અને કાંકરિયું તળાવ, નગીના બાગ, અને શાહવાડી, દક્ષિણમાં, આમ પૂર્વ, પૂર્વ–દક્ષિણ–અને દક્ષિણમાં મોટા બાગ અને તળાવો સાથે સાથે હોવાથી અમદાવાદનો એ ભાગ ઘણો જ રમણીય લાગતો હશે. આ બાગોને લીધે બહુધા દક્ષિણ બાજુથી આવનાર પરદેશીઓને અમદાવાદ લીલુંછમ આખુંયે એક મોટા બાગ જેવું લાગતું હશે એમાં નવાઈ નથી. ઈશાને બાગ હશે કે નહિં એ જણાતું નથી. પરંતુ ઉત્તરે રૂસ્તમ બાગ મોગલાઈની શરૂઆતના સમયમાં હતો અને પાછળથી શાહીબાગ તથા ગુબાબ આદિ બાગ થયા પછી ઉત્તર દિશા પણ આખી બાગથી ભરાઈ ગઈ હતી. એટલે અમદાવાદની ફરતા દક્ષિણથી ઉત્તર સુધી મોટા મોટા બાગ હશે એમ સાબીત થાય છે અને આ સાથે નદીની સામે કાંઠે પણ જે બાગ હતા તે ગણતાં શહેરની શોભાનો ખ્યાલ કરવા જેવો છે.

**૫ હરડેનો બાગ:**[૧૪] આ બાગનું નામ મીરાતે અહમદી ગણાવે છે. પરંતુ ખરી રીતે એ બગીચો નથી. મીરાતે અહમદીનો કર્તા લખે છે કે ત્યાં ત્રણ ઝાડ હરડેનાં હતાં અને એ માટે આસપાસ કોટ તથા કુવા કરી ખાસ માળીઓ રાખી એ બાગની સંભાળ લેવાતી હતી. રખિયાલ ગામની ઉપજ એમાં વપરાતી હતી. આગળ વહીવટના પ્રકરણમાં અહમદીનો કર્તા આ બાગ અને એનાં ફળનો મુરબ્બો હજુરમાં વખણાતો અને એ માટે જુદું ખાતું હતું એમ લખે છે. અઢારમી સદામાં ત્રણમાંથી બે ઝાડ સુકાઇ ગયેલાં અને એક કર્તાએ (અલી મુહમ્મદખાંએ) જોયું હતું. એનો મુરબ્બો પણ ચાખ્યો હતો એમ લખે છે. અહમદી લખાઇ ત્યારે એ છેવટનું ઝાડ પણ સુકાઇ ગયું હતું.[૧૫]

**૬ ફરમાનવાડી:** આ બગીચો શહેરની સામે નદીને સામે તીરે હતો.

[૧૪] મીરાતે અહમદી ભાગ ૨. ગૂજરાતી આવૃત્તિમાં ‘હરડે બાગ’ અંગ્રેજીમાં Myrabolamનાં ઝાડ હતાં એમ લખ્યું છે અને પુરાતત્વના ભાષાંતરમાં આંબળાંના ઝાડ લખ્યું છે. અંગ્રેજી આવૃત્તિમાં Halelu Garden લખ્યું છે. અને પુરાતત્વમાં “બાગે દિરખ્તે હલીલા” એવું લખ્યું છે. મુરબ્બો આંબળાંનો પ્રસિદ્ધ છે. આ આવૃત્તિઓ એક મત નથી એટલે હરડાં કે આંબળાં એ નક્કી થતું નથી. પરંતુ ખાસ બાદશાહ કાળજીથી એનો મુરબ્બો કરાવતા એ નોંધવા જેવું છે. [૧૫] મીરાતે અહમદી ત્રણે ભાષાંતરો અને અહમદી ગૂ. ભા. ૨ પૃ. ૧૯૦.

જૂના વખતથી એ સરકારી બાગ હતો. એને ફરતી નાની દીવાલ અને એક દરવાજો છે. બાદશાહ ફર્રૂખશિયરના સમયમાં બુયુતાતની કચેરી ( મરણ નોંધવાની કચેરી )ના કોઈ મુહમ્મદ મુઈઝે એ બાગ ફિરોઝખાં જાલોરીને વેચી દીધો, અને એણે મરામત કરાવી નામ બદલ્યું હતું.[૧૬] મીરાતે અહમદીમાં આ પ્રમાણે ફરમાનવાડીને બાગમાં ગણાવે છે. પરંતુ એની પાસે પરૂં પણ હતું, અને ફુરમાનવાડી પરાનો જે ઉલ્લેખ જૈન કાવ્યમાં આવે છે તે આ જ પરૂં હતું. કદાચ અહમદી લખાતી વખતે પરૂં ઉજડ થયું હશે અને બાગ ખંડેર દશામાં હશે એટલે પરાંની નોંધમાં એનું નામ ગણાવેલું જણાતું નથી. અહમદી લખાતી વખતે બાગમાં ઇમારતો વગેરે કાંઇ નહોતું. આ બગીચો ગૂજરાત કૉલેજની આસપાસ કોઈ સ્થળે હોવાનો સંભવ છે.

૭ **ફતેહબાગ:*** ફતેહબાગ સરખેજ પાસે હતો. એ બાગ અકબર બાદશાહના સમયમાં મીરઝાં બહેરામખાંના પુત્ર મીરઝાં અબ્દુરરહીમખાં ખાનખાનાઁએ ઇ. સ. ૧૫૮૪માં બનાવ્યો. એ જગ્યા ઉપર અમદાવાદના છેલ્લા સુલતાન મુઝફ્ફર ત્રીજાને હરાવ્યો હતો એની યાદગીરીમાં બાગ બનાવ્યો. આસપાસ કોટ બુરજો; નહેરો, સડકો અને સુંદર ઇમારતો સાથે એ બાગ તૈયાર કરી ખાન પોતે પણ થોડો સમય અંદર રહ્યો હતો. એનું નામ 'બાગે ફતહ' છે પણ ફતેવાડી અગર જીતબાગ પણ કહેવાય છે.[૧૭]

આ બાગનું વર્ણન કેટલાક યૂરોપીય મુસાફરોએ મુક્તકંઠે કરેલું છે. બાદશાહ જહાંગીરે આ બાગની મુલાકાત લીધી હતી. એ વખતે અબ્દુરરહીમખાંની પુત્રી ખેરુન્નીસા બેગમ એ બાગમાં હતી, અને બાદશાહની મુલાકાત

[૧૬] મીરાતે અહમદી ત્રણે ભાષાંતરો–બાગ પ્રકરણો. [૧૭] આ બાગનું નામ ફતેહબાગ છે. જીતબાગ નામ કેટલાકે લખ્યું છે અને એ પણ જૂનું જણાય છે. સૈફખાંએ બાંધેલા બીજા જીતબાગને આ સાથે સંબંધ નથી.

* મીરાતે અહમદી ગૂ. ભા. માં સુલતાન મુઝફ્ફર ત્રીજાને હરાવ્યાની જગ્યાએ જીતબાગ બાંધ્યો એમ લખ્યું છે. અને પ્રો. કોમીસેરિયટનો લેખ તથા ગેઝેટીઅર વગેરે ગ્રંથોમાં પણ એ વાત સ્પષ્ટ છે. છતાં અહમદીની નવાબઅલી અને સેડનકૃત અંગ્રેજી આવૃત્તિ તથા પુરાતત્વ પુ. ૪ થા માં આપેલા ભાષાંતરમાં દક્ષિણના સુલતાન મુઝફ્ફર હુસેનને હરાવ્યાની યાદગીરીમાં મીરઝાં ખાનખાનાઁએ ફતેહબાગ બાંધ્યો એમ લખ્યું છે એ કાંઇ ભૂલ જ જણાય છે.

વખતે પાનખર ઋતુ હતી, તેથી ખોટાં પણ કુદરતને આબેહુબ મળે એવાં પાંદડાં અને ફળફુલ અમદાવાદના કારીગરો પાસે કરાવી એ સ્ત્રીએ બાગમાં ઝાડ તથા છોડ ઉપર મુકાવ્યાં હતાં. બાદશાહ ખરાં ફળ સમજી તોડવા ગયા ત્યારે ખરી વાત સમજાઈ હતી.[૧૮] ફિરિશ્તા લખે છે કે એનું નામ જીતપુર હતું અને એ બાગ અમદાવાદનો અલંકાર હતો. ઇ. સ. ૧૬૧૩ના નવેંબરમાં વ્હીટીંગટન નામનો અંગ્રેજ વેપારી અમદાવાદ આવ્યો હતો. ફતેહબાગ ગૂજરાતના છેલ્લા બાદશાહ ઉપર મેળવેલી જીતની યાદગીરીમાં ખાનખાનાઁએ (Chou-Chin-Naw) મોટાં સુંદર મકાન સાથે નદી કિનારે બાંધ્યો હતો એમ એ લખે છે. એ વખતે એનાં મકાનમાં કોઇનો વાસ નહોતો. ઈ. સ. ૧૬૧૫માં ડોલ્સવર્થ (Daelsworth) નામનો અંગ્રેજ મુસાફર લખે છે કે જીતબાગની આસપાસ મજબુત દોઢ માઇલ ઘેરાવાની દીવાલ છે અને સુંદર ફળનાં વૃક્ષો અંદર વાવેલાં છે. મકાન બહુ કિંમતી છે અને એનું નામ વિજય ઉપરથી પાડેલું છે. ખાનખાનાઁ એમાં રહ્યો હતો. બાદશાહ જહાંગીરે ઇ. સ. ૧૬૧૮ માં એની મુલાકાત લીધી હતી એ વખતનું વર્ણન મીરાતે અહમદીમાં આપેલું ઉપર જોયું. જહાંગીર પોતાના ચરિત્રમાં લખે છે કે ખાનખાનાઁએ બે લાખ રૂપીયાને ખર્ચે સુંદર મકાન બાંધ્યું છે. ઈ. સ. ૧૬૨૬માં સર ટોમસ હર્બટ નામનો અંગ્રેજ મુસાફર લખે છે કે સરખેજ પાસે ખાનખાનાઁએ ખંભાતના છેલ્લા રાજાને હરાવી બાગ બનાવ્યો છે. એમાં શીતળ છાયા શાંતિ પમાડે છે અને બાગ વિશાળ છે. એ મુસાફરોને આકર્ષે છે. ઈ.સ.૧૬૩૮માં જરમન મુસાફર જોન આલ્બર્ટ ડી મેન્ડેલ્સલો આવ્યો હતો. એ જીતબાગ નામ લખે છે (Tschietbag) અને મુક્ત કંઠે વખાણ કરે છે.[૧૯] "આ હિંદુસ્તાનમાં મોટામાં મોટો અને સુંદરમાં સુંદર બાગ છે. કારણ કે એમાં બહુ સુંદર મકાન, અને ફળનાં વૃક્ષો બહુ છે એ સ્થળ દુનિયાનાં સર્વથી રમણીય સ્થળોમાંનું એક છે, કારણ કે બાજુમાં મોટું તળાવ છે અને પાણી પાસે સુંદર મંડપો બનાવેલા છે, અને અમદાવાદ બાજુ ઉંચી દીવાલ છે. આ બાગમાં નારંગી, દાડમ, ખજુર, બદામ, શેતુર, આંબલી, આંબા,

[૧૮] મીરાતે અહમદી ગૂ. ભા. ૧ લો પૃ. ૧૯૮. ગૂજરાત ગેઝેટીઅર પૃ, ૨૭૦. નોંધ ૧. [૧૯] ગૂજરાત ગેઝેટીઅર પૃ. ૨૭૦ નોંધઃ ૧. આ બાગને જીતપુર કહેવામાં ફિરિશ્તા ભૂલ કરે છે. જીતતર તે જેતલપુરનો જીતબાગ છે.

નારિયેળી અને પ્રાલુગુ ( citrons ) વગેરે ઘણી જાતનાં ફળનાં ઝાડ છે. એ બધાં એટલાં પાસે પાસે રોપેલાં છે કે એમની શીતળ છાયામાં ચાલતાં હોઇએ એમ લાગે છે."[૨૦]

આવો સુંદર બાગ મીરાતે અહમદી લખાઇ ત્યારે (૧૭૫૦-૬૨) વેરાન થયો હતો. બાગમાં ખેતી થતી હતી. એ વખતે પણ થોડાં મકાનો ઉભાં હતાં. હાલ ત્યાં ફતેહવાડી નામનું ગામડું કેવળ છે, અને મકાનોની થોડી થોડી નિશાનીઓ દેખાય છે.[૨૧]

૮ **જીતબાગ:** ઉર્ફે સૈફબાગ. આ બાગ શાહજહાંએ જ્યારે જહાંગીર સામે બળવો કર્યો ત્યારે એના તરફથી અબ્દુલખાં ફિરોઝજંગ અને જહાંગીર તરફથી સૈફખાં વચ્ચે જે લડાઇ થઈ હતી એમાં સૈફખાંને વિજય મળ્યો, એ વિજયની યાદગીરી તરીકે જેતલપુર ગામ પાસે સૈફખાંએ જીતબાગ બનાવ્યો. પાછળથી એ ગામની હદમાં મળી જઈ હવેલી ( દસક્રોઇ ) પરગણામાં એની જમીન ગણાવા લાગી.[૨૨]

૯ **ગુલાબબાગ:** અને ૧૦ **બાગે તોતઃ** આ બન્ને બાગ એક બીજાથી જોડાયલા રૂસ્તમબાગ અને શાહીબાગ પાસે હતા. એની બરોબર વિગત શાહીબાગ ભેગી વિચારીશું. ગૂજરાતી બાદશાહોના સમયથી આ બન્ને બાગમાં ઇમારતો હતી, અને ઔરંગઝેબ બાદશાહના સમયના અંત ભાગમાં મુહમ્મદ આઝમશાહ સુબો હતો ત્યારે એ બાદશાહજાદાએ શહેરનાં જૂનાં મકાનો પસંદ ન પડ્યાથી

[૨૦] History of Gujarat Sultanat J. B. B. R. A. S. No. LXXIV પૃ. ૧૫૧માં આપેલો મુસાફર મેન્ડેલ્સ્લોનો ઉતારો. [૨૧] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૦૨. [૨૨] મીરાતે અહમદી. ત્રણે ભાષાંતરો. જીતબાગ ઉપર મીરાતે અહમદીના ગૂજરાતી ભાષાંતરકાર નિઝામુદ્દીન ચિસ્તી સાહેબ પૃ. ૨૫ માં નોંધમાં લખે છે કે "અબદુલ્લાખાન ફિરોજજંગ જે હીજરી સન ૧૧૨૦માં અમદાવાદના સુબા હતા તે હૈદરાબાદ નિઝામ સરકારના મૂળ ગાદી સ્થાપકના દાદા થાય અને તેની જગા અમદાવાદમાં ઘાંચીની વાડી પાસે છે અને તે મોગલની ગુમતીના નામે ઓળખાય છે." મીરાતે અહમદી ભા. ૧ લો. પૃ. ૨૦૪માં જેતલપુરમાં સૈફ બાગ બનાવ્યો એમ લખ્યું છે. અને બીજા ભાગમાં બાગવર્ણન પ્રકરણમાં જીતબાગ નામ છે. અબદુલ્લાખાં ફિરોઝજંગનું મરણ ક્યાં થયું હતું તે જણાયું નથી. તેમજ ઘાંચીની વાડી પાસે મોગલની ગુમતી અમદાવાદમાં કયે સ્થળે હશે તે મને આ લખતી વખતે જણાયું નથી. પાનકોરને નાકે ઘાંચીની વાડી પાસે કાંઈ નથી, પણ શાહપુર દરવાજાની બહાર મોગલની ગુમતી કહેવાય છે.

રૂસ્તમબાગ અને આ બન્ને બાગોમાં ત્રણ વર્ષ સુધી પડાવ નાંખી મકાનો બંધાવ્યાં હતાં. તે સમયથી બાગનો નાશ થયો, અને નાશ થતાં સુધી એમાં ઉગેલાં ગુલાબમાંથી ગુલાબજળ ખાસ બાદશાહને માટે ખેંચાતું, અને ફુલોનું નુર વધે એવા ઉપાય લેવા માટે બાદશાહી ફરમાન આવેલાં છે. મીરાતે અહમદી લખતી વખતે ઈમારતો પડી ગઇ હતી અને જમીન શાહીબાગ તાબે ગણાઇ ખેતી થતી હતી.[૨૩]

**૧૧ રૂસ્તમબાગ:** આ બગીચો ગુજરાતી અમીર રૂસ્તમખાંએ બંધાવ્યો છે એમ મીરાતે અહમદી લખે છે. બાગમાં ૬૦ વીઘા જમીન અમદાવાદથી ઉત્તરે નદી કીનારે રોકેલી છે. પહેલાં એમાં ચાર ઈમારતો હતી અને મંડપ હતો. ૭ કુવા ચાર બેઠકો અને પત્થરનો દરવાજો હતો. એ બધું પડીને ખંડેર થઇ ગયું હતું. છેવટે બાદશાહજાદા આઝમશાહે મકાન બાંધવા માટે એની જમીનનો ઉપયોગ કર્યો. આ બાગ પણ શાહીબાગની પાસે હતો. એને ફરતો કોટ પણ હતો. આ બાગ માટે અહમદીના કર્તાની ભૂલ જણાય છે. બાદશાહ જહાંગીર પોતાના આત્મચરિત્રમાં લખે છે કે અકબરના શાહજાદા મુરાદના સમયમાં તેના શાહજાદા મીરઝાં રૂસ્તમને નામે એ બાગ બનાવ્યો; અને શાહજહાંના મુખ્ય અમલદારનું નામ પણ રૂસ્તમ હોવાથી, એ મળતાપણાથી ખુશ થઇને જહાંગીરે એ બાગ એ બીજા રૂસ્તમખાંને આપી દીધો. જહાંગીરે એ બાગમાં કેટલીક વખત સહેલ ભોગવી છે.[૨૪]

**૧૨ શાહીબાગ:** શાહીબાગ એ નામ ઉપરથી હાલ પણ એને કોઈ મોટો બાગ ધારે. મોગલાઇના સમયમાં શાહીબાગ એક મોટો રમણીય બાગ હતો. પરંતુ હવેનો શાહીબાગ જૂદો જ છે. હવે શાહીબાગ એટલે કાંઇક સ્વચ્છ હવાવાળું અમદાવાદનું એક પરૂં. હાલના શાહીબાગમાં અસલ શાહીબાગ-બાગેશાહી કરતાં બીજી ઘણી હદોનો સમાવેશ થઇ જાય છે.

હાલનો શાહીબાગ દિલ્હી દરવાજાની બહાર ઉત્તર દિશામાં થોડે દૂર ગયા પછી રેલ્વેની સડકથી પા માઇલ દક્ષિણથી શરૂ થઇ ઉત્તરમાં કેમ્પમાંની

[૨૩] મીરાતે અહમદી ત્રણે ભાષાંતરો. [૨૪] એ જ: આમાં ગૂ. ભાષાંતરમાં ચાર ઇમારતો લખે છે. અંગ્રેજી તથા પુરાતત્વમાં એક ઈમારત લખે છે. વળી જુઓ તુઝકે જહાંગીરી Vol. I 426-27.

હદ સુધી ગણાય છે. એ હદ હાલ મોજે દરિયાપુર કાજીપુરમાં ગણાય છે.

દરિયાપુર કાજીપુર

પરંતુ જૂનાં પરાંમાંથી દરિયાપુરનો થોડો ભાગ, મુલતાનપુર, મકસુદપુર, માહપુર, શેરપુર, લોદીપુર વગેરે પરાંનો શાહીબાગમાં સમાવેશ થઈ જાય છે. હાલ એ કોઈ પણપરાંની નિશાની નથી. શહેરના ઉત્તર બાજુના કોટની પાસેનો ભાગ તથા માધવપરૂં વગેરે પરાં શાહીબાગમાં નથી ગણાતાં. આ પરાં ઉપરાંત રૂસ્તમબાગ, ગુલાબબાગ અને શેતુરબાગની જમીનો પણ હાલના શાહીબાગમાં મળી ગયેલી છે.

ઈ. સ. ૧૬૧૮ માં જહાંગીર બાદશાહ અમદાવાદ આવ્યા હતા ત્યારે અમદાવાદમાં શાહજાદા શાહજહાંને ગૂજરાતની સુબેદારી આપી. એ સુબાગીરી દરમ્યાન એક વર્ષ દુકાળ પડયો. દુકાળમાં પીડાતાં માણસોને કામ આપવા

અસલ બાગેશાહી

સારૂ[૨૫] શાહજહાંના હુકમથી સાબરમતીને કિનારે દિલ્હી દરવાજાથી દોઢ માઇલ ઉત્તરે મકસુદપુરપરાની જમીન લેવામાં આવી અને એ જગ્યાએ ૧૦૫ વીઘા ૩ વીસા જમીનમાં શાહીબાગ બનાવવા હુકમ થયો. નદી કિનારે સુંદર ઇમારતો, કમાનો, બેઠકો, ઇમારતને ચારે બાજુ ફરતી નહેરો, હોજ વગેરે કરવામાં આવ્યું. અગીઆર કુવા ખોદવામાં આવ્યા. બાર બુરજ સાથે કોટ કરી દરવાજો કરવામાં આવ્યો. મંડપો તથા સડકો પણ બનાવી. આમ શાહીબાગ જયારે તૈયાર થયો ત્યારે અમદાવાદના સર્વ બાગથી એ વધારે સારો શોભીતો અને રળીયામણો હતો. મીરાતે અહમદીનો કર્તા લખે છે કે આ આખા દેશમાં આવો સુંદર ઇમારતોવાળો અને આનંદજનક વાટિકાઓવાળો બીજો એક પણ બગીચો નથી. શાહીબાગના દરવાજાથી હાજીપુર સુધી મોટા અમીરો અને અમલદારોના બાગબગીચા આવેલા છે, અને ત્યાં સુધીનો રસ્તો બન્ને બાજુએ ઉંચાં લીલાં ઘટાદાર ઝાડને લીધે નીલમની એક કમાન હોય એવો શોભે છે અને લીલોતરીથી બધું આલ્હાદ પમાડનારૂં લાગે છે. એના વહીવટને માટે એકસો [૨૬] બળદ, ૭૦ માળી, એક દરોગો ( કારભારી ),

[૨૫] Douglas's 'Western India' p. 310 [૨૬] અહમદીની અંગ્રેજી આવૃત્તિ તથા પુરાતત્વમાં સો જોડ અને ગુજરાતી આવૃત્તિમાં સો બળદ એમ લખ્યું છે.

એક ખજાનચી, સાત પટાવાળા અને કેટલાક ઝાડુ કાઢનાર નીમવામાં આવ્યા છે. એની મરામતના ખર્ચ માટે સુબાના દીવાનના હુકમથી કામ થઈ શકતું.[૨૭]

મીરાતે અહમદીમાં લખે છે કે "મોગલ સત્તા નબળી પડયા પછી સુબા બાગની જમીન પચાવી પડયા. અને છેવટે મરેઠાઓએ એનાં મોટાં વૃક્ષોની કાપીને બાળવાની કાઠી કરી. નદી કિનારે બે માળનો બુરજ હતો તે અઢારમી સદીમાં નજમુદ્દૌલાની હકુમત વખતે નદીમાં મોટી રેલ આવી ત્યારે પડી ગયો. એ પુરથી બાગની બીજી ઇમારતો અને સૌંદર્યને બહુ નુકશાન થયું. હાલ (અહમદી લખાતી વખતે ૧૭૬૨) બધાં ઝાડ સુકાઈ ગયાં છે, અને થોડાં લાલ આંબલીનાં[૨૮] ઝાડ જે આ દેશમાં બહુ થાય છે તે બાકી રહ્યાં છે. એનો મુરબ્બો સારો થાય છે અને તે ઇરાન અરબસ્તાન વગેરે દેશ ચઢે છે. આ બાગ એક લીલા સ્વપ્ન જેવો હતો અને જ્યાં ગુલાબ વગેરે ફુલો ઉગતાં ત્યાં હાલ (અઢારમી સદીમાં) જાર અને બાજરીનું ખેતર છે."[૨૯]

અઢારમી સદીમાં સ્થિતિ.

આ પ્રમાણે અઢારમી સદીમાં અસલ શાહીબાગની સ્થિતિ હતી. શાહીબાગનો મહેલ આજે ઉભો છે. બાગની તો એકે નિશાની હાલ દેખાતી નથી. મીરાતે અહમદીએ આજથી દોઢસો વર્ષ ઉપર ખેતર જોયું એટલે હાલ તો બાગની નીશાની ક્યાંથી હોય. કોટ બુરજ કે દરવાજાની એક પણ ઇંટ નથી. સર રૂસ્તમજીના ધી રોઝરી નામના બંગલાના ઝાંપાની બરોબર સામે સડકની બાજુમાં ઇંટોનો પાયો દેખાય છે એ જૂના શાહીબાગના દરવાજાનો પાયો છે. અગીઆર

બાગેશાહીની હદનો નિર્ણય

[૨૭] અહમદીનાં ત્રણે ભાષાંતરો. [૨૮] અહમદીની ગૂજરાતી આવૃત્તિમાં આંબળાંનાં ઝાડ લખ્યાં છે. પણ પુરાતત્વ અને નવાબઅલીના અંગ્રેજી ભાષાંતરમાં આંબલીનાં ઝાડ સ્પષ્ટ લખ્યાં છે, અને અંગ્રેજી આવૃત્તિમાં તો લાલ આંબલી ( red tamarind ) એમ સ્પષ્ટ લખ્યું છે. એ જ ખરૂં છે. એ ઝાડ જીર્ણ અવસ્થામાં આજે પણ ઉભાં છે. [૨૯] અહમદીનાં ત્રણે ભાષાંતરો.

કુવામાંથી કેટલાક અહીં તહીં જોવામાં આવે છે અને એ જૂની ઇંટોથી બીજા કુવા કરતાં જૂદા પડી આવે છે.[૩૧] સર રૂસ્તમજીના એક બંગલામાં જે મોટો કુવો છે તે શાહીબાગનું મધ્યબિંદુ હશે. આ રીતે સર રૂસ્તમજીના બંગલા આગળના દરવાજાના પાયાથી ઉત્તરે શાહીબાગના મહેલ આગળ નદીના કિનારાને સમાંતર લીંટી કલ્પીએ તો શાહીબાગની દક્ષિણ હદ નક્કી થાય છે અને એ લીંટી ઉપર કોટ પણ હશે. ઉત્તરે નદી અને દક્ષિણે ઉપર મુજબ હદ નક્કી થઈ શકે છે. પૂર્વ પશ્ચિમની હદ માટે પશ્ચિમે મિયાંખાં ચિસ્તીની મસ્જીદની પાછળથી નદી કિનારેથી, એટલે નારણઘાટની પૂર્વેથી કલ્પિત લીંટી દોરીએ અને દક્ષિણની કલ્પિત લીંટીને મળે એટલે એ જગ્યાએ પશ્ચિમની હદ આવી રહે છે. એ જ પ્રમાણે ખડ્ગધારેશ્વરની સહેજ પશ્ચિમે કલેકટરના બંગલાની નજીક નદી કીનારાથી, નવરોજી હોલ પાછળનાં ખેતરોમાં મોટાં જીર્ણ થવા આવેલાં આંબલીનાં ઝાડની એકસરખી સીધી હાર છે એની સહેજ પૂર્વે થઇને કલ્પિત લીંટી દોરીએ અને એ લીંટી દક્ષિણવાળી લીંટીને મળે એ જગ્યાએ પૂર્વની હદ નક્કી થાય છે.

આ પ્રમાણે ચારે બાજુની હદ પ્રાચીન ચિન્હો અને શાહીબાગનું અસલ ક્ષેત્રફળ મેળવતાં આવે છે. અટલે આટલી હદમાં આશરે ૧૦૫ વીઘાં જમીન થાય છે. આ હદમાં હાલ શાહીબાગનો મહેલ અને છોટા શાહીબાગનાં મકાનો, મિયાંખાં ચિશ્તીની મસ્જીદ, સર ચીનુભાઇનો બંગલો, સર રૂસ્તમજીના બંગલા, કમીશનરની ઑફીસ અને ભીમનાથ મહાદેવ, કલેકટરના બંગલાનો કેટલોક ભાગ, અને સર સેતલવાડનો બંગલો, પોપટલાલ મનસુખલાલનો બંગલો તથા એની પૂર્વનાં ખેતરો, અને સબર્બન પોલીસ સ્ટેશનના થોડા ભાગનો સમાવેશ થાય છે.

આ તો અસલ શાહીબાગ એટલે 'બાગે શાહી'ની હદ થઈ; પરંતુ હાલ શાહીબાગની હદ આનાથી ઘણી મોટી ગણાય છે. રેલ્વેની સડકની ડાબી બાજુનો ભાગ પણ શાહીબાગમાં ગણાય છે. એટલે રણછોડલાલ છોટાલાલ હાઇસ્કુલની બોર્ડીંગ, મેસોનીક હૉલ, દરિયાખાંનો ઘુમટ, અને દક્ષિણ તરફ

[૩૧] સર રૂસ્તમજીના એક બંગલાનું નામ Historical well રાખેલું છે. એમાં આવો કુવો છે. એ કુવામાં અંદર ઉતરી શકાય અને બેસી શકાય એવું હતું. હાલ એને બંધ કરી ઉપર ઓટલો કરી દીધો છે.

જતાં મુસાસુહાગ (બંગડીઆ પીર)ની દરગાહ, શેઠ જમનાભાઈનો બંગલો, શેઠ ત્રીકમદાસનું આરોગ્યભુવન, તથા ત્યાંથી કૅમ્પ બાજુ જવાના રસ્તાનો બધો ભાગ અને શેઠ અંબાલાલનો બંગલો પણ શાહીબાગની હદમાં હાલ ગણાય છે.

શાહીબાગ અથવા બાગે શાહી અને કૅમ્પની વચ્ચેનો મોટો ભાગ જેમાં હાલ ખડ્ગધારેશ્વર મહાદેવ, નવરોજી હૉલ, ચૈતન્યપ્રસાદ દીવાનજીનો બંગલો વગેરે આવેલું છે એ પણ હાલ શાહીબાગની હદમાં ગણાય છે. પરંતુ એનો ઇતિહાસ જાણવા જેવો છે.

રુસ્તમબાગની હદનો નિર્ણય.

મીરાતે અહમદીમાં રૂસ્તમબાગ, ગુલાબબાગ અને અને શેતુરબાગ ગણાવ્યા છે એ ત્રણેની હદ શાહીબાગમાં મળી ગઈ છે. ગુલાબ અને શેતુરબાગની જમીન શાહીબાગમાં ગણાય છે એમ અહમદીમાં સ્પષ્ટ લખ્યું છે.[૩૨] રૂસ્તમબાગ અને ગુલાબ–શેતુરબાગ ત્રણે સાથે મુહમ્મદ આઝમશાહનાં મકાનોમાં રોકાઇ ગયાનો ઉલ્લેખ છે. એટલે શાહીબાગની જોડે જ આ ત્રણે બાગો સાથે સાથે હોવાનો સંભવ ચોક્કસ જ છે. એ બાગો શાહીબાગની પશ્ચિમે હોવાનો સંભવ નથી. કારણ કે દરિયાપુર પરાની હદ અને દરીયાખાંનો ઘુમટ તથા દુધેશ્વર પાસે હોવાથી આ ત્રણે બાગો સાથે થાય એટલી ત્યાં જગ્યા નથી. પૂર્વ બાજુ ખડ્ગધારેશ્વરની બાજુમાં અને દક્ષિણે જ આ ત્રણ બગીચા હોવાનો સંભવ વધારે છે. રૂસ્તમ બાગ તો ૬૦ વીઘાંનો શાહીબાગના પહેલાંનો છે એટલે દરિયાખાંના ઘુમટ પાસે એ હોય એવો સંભવ નથી. એટલે ખડ્ગધારેશ્વર બાજુ જ એ બાગ હોય એમ જણાય છે. ખડ્ગધારેશ્વરથી કૅમ્પ બાજુ જતાં જૂના કુવા અને મોટાં ઘટાવાળાં ઝાડ હતાં અને ઓગણીસમી સદીમાં લોકો એને દીવસે પણ ઝાડની ઘટાને લીધે અંધારૂં હોવાથી "અંધારી વાડી" કહેતા હતા.[૩૩] એ જગ્યાએ કોઈ પુરાણો મોટો બાગ હોય એવાં ચિન્હો ઈ. સ. ૧૮૭૫ ના મોટા પૂર પહેલાં હતાં. વળી

[૩૨] મીરાતે અહમદી. ગૂ. ભા. ભા. ૨. પૃ. ૨૪. [૩૩] જુઓ અમદાવાદ ગૅઝેટીઅર. પૃ. ૨૮૩. "Besides the Shāi Bāg gardens, there was, a little beyond, an older garden called Andhari Badi, or dark garden, with large ruins." અંધારી વાડી લોકો ખડ્ગધારેશ્વર બાજુ જ કહેતા એટલે એ રૂસ્તમબાગ જ એનાં ખંડેરો સાથે હોવો જોઇએ.

૧૮૯૦ માં રૂશિયાના માજી ઝાર અમદાવાદ આવ્યા ત્યારે શાહીબાગમાં રસ્તાને પડખે પડાવ નાંખેલો ત્યારે બાજુમાં મોટાં ખંડેરો હતાં એમ એનો ઇતિહાસકાર લખે છે. એ ખંડેરો શાહીબાગના પશ્ચિમે રેલ્વે સડક બાજુ હોવાનો સંભવ જ નથી. પણ પડાવના રસાલાની પૂર્વે હોવાનો સંભવ છે. અને એ રૂસ્તમ અને ગુલાબબાગનાં ખંડેરો જ હોઇ શકે એટલે શાહીબાગના અસલ કોટની ઉપર ધારેલી કલ્પિત પૂર્વની હદ પુરી થતાં તુરત જ ૬૦ વીઘા જમીનમાં નદી કીનારે રૂસ્તમબાગ હશે એમ ચોક્કસ માની શકાય. શાહીબાગ અને કેમ્પની હદ ઉપરનું ઘરનાળું તથા ડીસ્ટ્રીકટ જજ રહે છે તે બંગલો પણ એ બાગની હદમાં હોવાનો સંભવ જણાય છે. ડીસ્ટ્રીકટ જજના બંગલાની સહેજ દક્ષિણે એક મોટો ખાડો હાલ જણાય છે એની ઉત્તર બાજુની ભીંત કોટની પેટે બુરજે કરીને બાંધેલી હાલ પણ દેખાય છે. આ ખાડો ચોમાસામાં ભરાય છે અને એને લાલીણુનું તળાવ કહે છે. આ લાલીણુના તળાવનો ઉલ્લેખ કોઈ ગ્રંથમાં નથી.[૩૪] લાલીણુ કોણ હતી એ પણ કાંઈ જણાયું નથી. જે ભીંત દેખાય છે એ પ્રાચીન છે અને અડધા ફર્લોંગ જેટલી લાંબી છે. એ કોટની દીવાલ હશે કે તાળાવનો જ બંધ બાંધેલો હશે એ કહેવું મુશ્કેલ છે. પણ દેખાવ તળાવના બંધ જેવો લાગે છે. આ બધું જોતાં બાદશાહજાદા મુહમ્મદ આઝમશાહના મહેલોનાં ખંડેરોનો એ પણ કોઈ ભાગ હશે એમ જણાય છે; અને એ સીવાય એ ઐતિહાસિક મકાનોની કાંઈ પણ નિશાની આખા હાલના શાહીબાગની હદમાં દેખાતી નથી. એટલે રૂસ્તમબાગ એ જ સ્થળે હશે. એમ માનવાને સબળ કારણ મળે છે.[૩૫] સૈયદ રાજુ ઔરંગઝેબના સમયમાં તેમના અનુયાયીઓ સહિત

[૩૪] કોઇ કહે છે કે લાલી નામની કોઈ હિંદુ સ્ત્રી ત્યાં ભૂત થઇ હતી એથી લાલીનું તળાવ કહેવાય છે. પણ એ વાત માનવા જેવી નથી. [૩૫] ઔરંગઝેબના સમયમાં આઝમશાહ પછી એનો પુત્ર શાહજાદો મુહમ્મદ બેદાર બખ્ત સુબો થઇને આવ્યો. ત્યારે શાહીબાગમાં બાદશાહજાદા બહાદૂરની રહેવાની જગ્યા (એના બાપ આઝમશાહની) એ મુકામ કર્યો એમ લખે છે. આઝમશાહે એ મકાનો રૂસ્તમબાગમાં બાંધ્યાં હતાં એમ આગળ લખેલું છે. અને એ જ મકાનો પાછળથી શાહીબાગમાં બેદારબખ્તના વખતમાં લખે છે. એટલે રૂસ્તમબાગનું જૂદું વ્યક્તિત્વ એ સમય પછીથી નાશ પામ્યું હશે. અને પાછળથી વધારે નાશ થયા પછી અંધારીવાડી નામ પડયું હશે. સરખાવો. મીરાતે અહમદી ગૂ. ભા. ભા. ૧ લો. પૃ. ૩૩૮.

રૂસ્તમબાગમાં ભરાયલા અને ત્યાંથી નીકળી લઢીને શહીદ થયા એમ અહમદીમાં લખ્યું છે. આ સૈયદ રાજુની દરગાહ અનુયાયીઓ સાથે નવરોજી હોલની પાછળ હાલ છે. એટલે રૂસ્તમબાગ અને સાથે ગુલાબબાગનું સ્થળ ખાસ ચોક્કસ થાય છે.

રૂસ્તમબાગની પાસે અને બાગે શાહીની પણ પાસેજ ગુલાબ અને શેતુરબાગ હતા. રૂસ્તમબાગની જમીન સાથે એ બન્નેની જમીન આઝમશાહના મહેલોની હદમાં લઇ લેવામાં આવી હતી. એટલે રૂસ્તમબાગની દક્ષિણે જ, એ બન્ને બાગો; પશ્ચિમે શાહીબાગની હદને અડકીને હશે એમ માનવાને કારણ છે. આ બન્ને બાગોની હદમાં બાદશાહજાદાએ ત્રણ વર્ષ પડાવ નાંખી રૂસ્તમબાગમાં મહેલ બાંધ્યા હતા. મહેલને લગતાં બીજાં નાનાં મકાનો પણ હશે અને ગુલાબબાગની જમીન પણ મહેલની જમીનની હદમાં લઇ લીધી હોવાથી એમાં પણ મકાનો થયાં હશે. હાલ ચૈતન્યપ્રસાદ દીવાનજીના બંગલાની જમીન અને એની પાછળ તથા આસપાસનાં ખેતરો ઓગણીસમી સદીના ઉત્તરાર્ધ સુધી કોટડાને નામે ઓળખતાં. કોટડું એટલે ખંડેરોનો સમુહ એ વાત જાણીતી છે. એ ખેતરોમાંથી શહેરમાં બાંધકામના પાયા સારૂ અસલ રોડાં લઇ જવામાં આવતાં. એટલે એ જગ્યા ઉપર મકાનો હોવાનો સંભવ વધારે બળવાન થાય છે. એટલે હાલ શાહીબાગ કહેવાતા ભાગમાં અસલ શાહીબાગ ઉર્ફે બાગે શાહી ઉપરાંત બીજા ત્રણ જૂના બાગ તથા પાંચેક જૂનાં પરાંનો સમાવેશ થાય છે; અને હાલ જે હદના વિભાગને આપણે શાહીબાગ કહીએ છીએ તે અસલ શાહીબાગથી જૂદો જ છે, અને અસલ શાહીબાગ હાલના શાહીબાગનો એક ભાગ માત્ર છે.

ગુલાબ અને શેતુરબાગ

બાગોનાં વર્ણનની મનોહર શાંતિમાંથી એના સ્થળ નિર્ણયના સૂકા રણમાં ઘડીવાર રખડી હવે પાછા એ કલ્પનામય સુંદર શીતળ છાયામાં પ્રવેશ કરીએ. શાહીબાગનો જન્મ હી. સં. ૧૦૩૨માં દુકાળથી પીડાતાં ગરીબોનું દુઃખ ભાગવાની કોમળ લાગણીથી, સૌંદર્યના સેવક શાહજહાંના હુકમથી થયો હતો. એમ કહેવાય છે કે બાગ પુરો થયા પછી બાદશાહ હાથીએ ચઢીને જોવા આવ્યા. ત્યારે દરવાજો કાંઇક નાનો હોવાથી હાથી અંદર પેસી શક્યો નહિં. બાદશાહની રસવૃત્તિને આથી ખોટું લાગ્યું; અને દરવાજો આવો છે

શાહીબાગની દંત કથા

તો મકાન કેવું હશે એમ ધારી બાદશાહની સ્વારી પાછી ફરી.[૩૬] આમ શાહીબાગમાં એના શોખીન બાંધનારે પગ પણ મુકયો નથી.

આગળ વર્ણવેલા બાગેફતહ કરતાં પણ શાહીબાગ વધારે કાળજીથી બંધાયો હતો. એને બરોબર રાખવા માટે ઔરંગઝેબ બાદશાહના સમયમાં અમલદારો ખાસ ધ્યાન રાખતા હતા. એ સમયમાં આવેલા પરદેશી મુસાફરો આ બાગે શાહીનાં મુક્ત કંઠે વખાણ કરે છે. ઈ. સ. ૧૬૩૮માં મેન્ડેલ્સ્લો લખે છે કે શાહીબાગ ઘણો જ વિશાળ હતો. એને ફરતો મજબુત કોટ હતો અને નહેરો પાણીની ભરેલી હતી. અંદરનું મકાન સુંદર અને એના ઓરડા મનોહર હતા. મેન્ડેલ્સ્લો શાહીબાગની જોડે કોઈ તવંગર કુમારીકાએ બનાવેલો બીજો બાગ વર્ણવે છે અને તેનું વર્ણન જોતાં નગીનાવાડી સાથે ગુંચવીને ગોટાળો કર્યો જણાય છે. ઈ. સ. ૧૬૬૬માં થેવેનો શાહીબાગનું વર્ણન આ પ્રમાણે કરે છે. "શહેરમાં નદીની બાજુ પર શાહીબાગ આવી રહ્યો છે. એમાં હિંદુસ્તાનમાં ઉગતાં હરેક પ્રકારનાં વૃક્ષો છે. એમાં બન્ને બાજુ પર ઝાડવાળા સીધા લાંબા રસ્તા કરેલા છે, જે પેરીસના "કોર દલા રેંઈ" (Cours de La Reine)ના જેવા દેખાય છે, અને એ ઘણા પહોળા છે; ખરૂં પુછો તો એ અનેક બગીચાઓ નાટકશાળાની જેમ ચઢતા ઉતરતા ગોઠવાયલા છે. એનો છેક ઉપરનો રસ્તો જાણે અગાશી પરનો રસ્તો છે. એના પરથી ફરતાં અનેક ગાઉ સુધીનાં ગામડાં જોઈ શકાય છે. આ બગીચાનું ક્ષેત્રફળ ઘણું વિસ્તારવાળું હોવાથી એના લાંબા રસ્તાઓ પરથી ઘણું સરસ જોવાનું મળે છે. એની મધ્યમાં ફુલઝાડના કયારા વાવેલા છે, જે બાગને એક છેડેથી બીજે છેડે પહોંચે છે. ચાર રસ્તા મળે છે ત્યાં મધ્યમાં એક લતામંડપ છે અને એના ઉપર લીલા કાચનાં નળિયાં છે. ત્યાં શહેરના બધા જુવાન માણસો તેમાં આવેલા વિવિધ રંગી માછલાંથી ભરપુર કુંડ પર હવા ખાવા જાય છે.[૩૭]

મેન્ડેલ્સ્લો અને થેવેનોનાં વર્ણન

ઇ. સ. ૧૭૮૧માં જેમ્સ ફોર્બ્સે શાહીબાગ જોયો હતો. પણ એ વખતે બાગ અસલ સ્થિતિમાં નહોતો. છતાં ફોર્બ્સ લખે છે ભાગેલા ફુવારા અને

[૩૬] Briggs cities of Gujarashtra. [૩૭] થેવેનોએ કરેલું અમદાવાદનું વર્ણન–પુરાતત્વ પુ. ૨. પૃ. ૨૦૧. અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૮૩માં આ બધી ટુંકી નોંધ આપી છે. એમાં લીલાં નળિયાંનું વિશેષ છે.

નહેરો તથા પરદેશી દેખાવનાં કેટલાંક ઝાડ એ સમયે પણ હતાં. કોટ પડી ગયેલી સ્થિતિમાં હતો. ફોર્બ્સને છેક શહેરના દરવાજા સુધી શાહીબાગ જેવું દેખાયલું એ બીજા અમીરોના બાગ જોડાઇને અગર રસ્તાની ઝાડની ઘટાથી લાગ્યું હશે. એ સમયે ફોર્બ્સને પણ એકલા મહેલ સિવાય આખો બાગ શૂન્ય તથા ઉજડ લાગ્યો હતો. કેટલાંક તાડ, ખજુરી, નારીએળી, ચંદન, આંબા અને આંબલીનાં ઝાડ એ વખતે પણ હતાં.[૩૮] મોટા છોટા શાહીબાગનાં મકાનોનું પણ વર્ણન ફોર્બ્સે કરેલું છે એ આગળ જોઈશું.

જેમ્સ ફોર્બ્સનું વર્ણન

આ પ્રમાણે ગૂજરાતમાં સર્વોત્તમ ગણાતા અને હિંદના સારા બગીચાઓની પંક્તિમાં બેસતા શાહીબાગની મરામત કાળજીપૂર્વક ઔરંગઝેબ બાદશાહના રાજ્યના અંત સુધી થતી હતી. સુબા નવાબ સુજાતખાંના સમયમાં શાહીબાગ અને ગુલાબ ખળાં (ગુલાબબાગ)નાં ફુલોનું નુર વધે અને પાણી પુરૂં પડે એ માટે બાદશાહી ફરમાન આવ્યું હતું.[૩૯] એમાં ખાસ ઐતિહાસિક પુરૂષો તરીકે તો બાદશાહજાદા મુહમ્મદ આઝમશાહ અને શાહજાદો મુહમ્મદ બેદાર બખ્ત રહેલા છે. પાછળથી સુબો દાઉદખાં પની પણ શાહીબાગમાં રહેતો હતો. ઔરંગઝેબની સુબાગીરીનાં સમયમાં મેહદવી પંથના લોકોનું જે બંડ શહેરમાં થયું હતું એ લોકો શહેરમાંથી નીકળી રૂસ્તમબાગમાં આવ્યા હતા. અને સુબાનું લશ્કર પાછળ આવતાં એમાંથી નીકળી બહાર (ગુલાબબાગમાં) એક પછી એક એક કપાઈ ગયા અને સૈયદ રાજુ શહીદ થયા. આ બનાવ પણ હાલના શાહીબાગની હદની જમીનમાં બનેલો છે.[૪૦] ઈ. સ. ૧૭૩૧માં સુબા મહારાજા અભેસિંહે બાજીરાવ પેશ્વાને અમદાવાદ નોતર્યા હતા; એ બન્નેની રાજદ્વારી ખટપટની મસલત શાહીબાગમાં થઇ હતી.[૪૧] બાદશાહજાદા મુહમ્મદ આઝમશાહની સ્ત્રી જાનીબેગમનું મરણ શાહીબાગમાં થયું હતું. ઔરંગઝેબના માનીતા સુબા મુહમ્મદ અમીનખાંનો બાગ હાલ કલેકટર સાહેબનો બંગલો છે ત્યાં હતો એમ અહમદી

શાહીબાગમાં રહેલા ઐતિહાસિક પુરૂષો

[૩૮] Forbes's Oriental Memoirs Vol. II p. p. 205-207. [૩૯] મીરાતે અહમદી ગૂ. ભા. ભ. ૧ પૃ. ૩૫૧. [૪૦] મીરાતે અહમદી ગૂ. ભા. ૧ પૃ. ૨૨૭. [૪૧] ગૂજરાત ગેઝેટીઅર પૃ. ૩૧૨.



૧૯ મુહાફિઝખાંની મસ્જિદ (પાછલો ભાગ)
ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં ઘીકાંટાના રસ્તાનો દેખાવ


ભદ્રમાંથી જડેલી મૂર્તિ


ભદ્રમાંથી જડેલી લક્ષ્મીગણેશની મૂર્તિ


ભદ્રમાંથી જડેલી મૂર્તિ

૨૦ ભદ્રમાંથી જડેલી મૂર્તિઓ

ના લખાણ ઉપરથી જણાય છે. રૂસ્તમબાગની પાસે જ મીરાતે સિકંદરીના કર્તા સિકંદરની હવેલી તથા સુંદર બાગ હતો એમ જહાંગીર બાદશાહ પોતાના આત્મચરિત્રમાં લખે છે. એ બન્ને હાલના શાહીબાગની હદમાં જ ગણાય.

આવા શાહીબાગના બાગ વેરાન થયા. મરેઠા રાજ્યના સમયમાં મરેઠા લશ્કરને માટે શાહીબાગનાં વૃક્ષોની કાપીને બાળવાની કાઢી કરવામાં આવી;[૪૨] અને વખતો વખત આવેલાં નદીનાં પૂરે શાહીબાગનો મોટો બુરજ તોડી નાંખી ઘણું નુકશાન કર્યું. ઈ. સ. ૧૮૭૫નું મોટું પુર પણ બહુ નુકશાન કરી ગયું. નદીને દક્ષિણ બાજુ શહેર તરફ ધસતી અટકાવનાર દીવાલ પણ સહેજ તુટી ગઈ, અને નદીની રેત બાગમાં જામી જવાથી બાગનો કેટલોક ભાગ પુરાઈ ગયો,[૪૩] અને હાલ એક ભવ્ય, સુંદર, મોટા બાગનું કાંઇ નિશાન નથી રહ્યું. શાહીબાગનો મહેલ એકલો ઉભો છે. જે લાલ આંબલીનો મુરબ્બો ઈરાન અને અરબસ્તાન જતો એનાં ઝાડ જીર્ણ દશામાં હાલ ઉભાં છે.[૪૪]

એક પછી એક આવીને બદલાઈ જતા અંગ્રેજ અમલદારોને શાહીબાગની જાહોજલાલી વધારવાનું ન જ સુઝે. ગૂજરાતના ઉપરી અમલદાર જે કમીશનર

હાલનો શાહીબાગ

કહેવાય છે તે શાહીબાગના મહેલમાં જ હાલ રહે છે, પરંતુ મહેલના ઓટલાની આસપાસ નાનો બાગ રાખવા ઉપરાંત શાહીબાગની પુરાણી સુંદરતા વધારવા સરકારે કાંઈ કર્યું નથી. શાહીબાગમાં વસતા અમદાવાદના ધનિકોએ યથાશક્તિ અને યથારુચિ બાગ બનાવ્યા છે. પરંતુ અમદાવાદની પ્રજાના આનંદને એ સાથે સંબંધ નથી. હાલ તો પર્વ ઉપર ભીમનાથને આરે સ્નાન કરવા આવનાર, આરોગ્યને માટે સાધનવાળા લોક જે ફરવા આવે તે, અને શનિવારે કાંપના હનૂમાનના ભક્તો આવે તે, એટલા સીવાય શાહીબાગ અમદાવાદના લોકોને નકામો જ

[૪૨] મીરાતે અહમદી ગૂ. આવૃત્તિ પૃ. ૨૪. અંગ્રેજી ભાષાંતરમાં પણ એ પ્રમાણે લખેલું છે. [૪૩] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૮૩. [૪૪] આ લાલ આંબલીનાં ઝાડ શાહીબાગની પૂર્વ હદમાં સીધી લીટીમાં ઉભાં છે. બીજી સાધારણ આંબલીથી એ સહેજ જૂદાં પડે છે.

છે. એમાં હમેશ વસવાનું તો ધનવાનોમાં પણ ભાગ્યશાળી હોય તેમને જ મળે છે.

ખડ્ગધારેશ્વર, ભીમનાથ, નારાયણઘાટ, અને ચિતુનાથ મહાદેવ એટલાં જાણીતાં હિંદુ મંદિરો હાલના શાહીબાગની હદમાં છે.મુસલમાની જગ્યાઓમાં મીયાંખાં ચિસ્તીની મસ્જીદ છે તે હાલ ખાલી પડેલી છે. એક બાજુ દરિયાખાંનો ઘુમટ એની ગંભીર ભયાનકતાથી ઉભો છે, અને બીજી તરફ મુસા સુહાગનો રોજો છે. ભીમનાથ પાસે શેખમાહ–માહપુર વસાવનાર–ની કબર છે. દરિયાખાંના ઘુમટ પાસેના રસાલાની નજીક એક બાજુએ સીદી પીર[૪૫]ની કબર અને બીજી બાજુ શાહીબાગના રેલ્વેના ઝાંપા પાસે ઉર્દુ ભાષાના પહેલા કવિ 'વલી' ઉર્ફે ચીનીપીરની કબર છે. પૂર્વ બાજુ સૈયદ રાજુની કબર છે.

એમાંની જગ્યાઓ

શાહીબાગ હાલ પણ વખતના પ્રમાણમાં રાજસત્તાના મુખ્ય અમલદારનું અને અમદાવાદના 'શાહ' જેવા વેપારી વર્ગના કેટલાક ધનિકોનું રહેઠાણ છે. એથી હાલ જૂદી જ રીતે શાહીબાગ નામ સાર્થક કરે છે. મોટો સુંદર લોકોનો બાગ ફક્ત ઉડી ગયો છે.×

આ વર્ણન કરેલા અમદાવાદના બધા સરકારી બાગોનો વહીવટ કરવા માટે એક ખાસ બગીચાખાતું પણ હતું, એને બગાતખાતું કહેતા. આ ખાતાના વહીવટમાં શહેરની અંદર અને બહાર મળીને આ પ્રમાણે બાગ હતા. ૧:

[૪૫] દરિયાખાંના ઘુમટ પાસેના પોલીસના રસાલા પાસે એક પડેલી ભીંતનું લંબચોરસ મકાન હોય એવું દેખાતું એક ખંડેર છે અને એમાં થોડી કબરો છે. એ સીદીપીરની કબર કહેવાય છે. ભીંતો મોગલાઈમાં બંધાઇ હોય એવી જણાય છે. સીદી-પીર વિશે કાંઈ માહીતી મળતી નથી. મોટા સીદી અમીરોનું કબરસ્તાન તો સરખેજમાં છે એમ હાજી અદ્દબીર લખે છે. એટલે આ સીદીપીર કોઇ પાછળથી મોગલાઇમાં થયા હશે. મુહમ્મદ આઝમશાહની સ્ત્રીનું મરણ અમદાવાદમાં થયું હતું. એને શાહીબાગ પાસે દફન કરી દીવાલો કરી લીધેલી અને પછી શબ દિલ્હી લઈ ગયા. એ ભીંતો કયી તે સમજાતું નથી.

× શાહીબાગના વીગતવાર વર્ણન માટે શાહીબાગ ઉપરનો સાહિત્યસભાએ પ્રસિદ્ધ કરેલો મારો નિબંધ જુઓ.

ઘુસલખાનાબાગ, ભદ્રની પાસે; ૨: શાહીબાગ; ૩: ગુલાબબાગ; ૪: રૂસ્તમબાગ; ૫: કારેઝ બજાર ( કારંજ ? ) ૬: નગીનાબાગ; ૭: બાગે હવેલી (?); ૮: દોલતખાના બાગ, શાહજહાંની હવેલી પાસે ( ખાનપુર ); ૯: શાહવાડી; ૧૦: બાગે શાયખાઁ; ૧૧: જીતબાગ, જેતલપુર પાસે; ફતહબાગ; ૧૩: બાગ ફીરદોશ; આ

બાગોનો વહીવટ

આ પ્રમાણે અમદાવાદના બાગ ઉપરાંત આ બગાતખાતાના વહીવટમાં ચાંપાનેરનો બાગ પણ હતો. બાગ ખાતાનો ઉપરી દરોગો, અમીન, મુશરફ, તેવીલદાર, એક એક રહેતા અને પંચાણું માણસો માળી સુદ્ધાં હતા.[૪૬] દિલ્હીના મીરે સામાનની મહોરથી આ લોકની નીમણુંક થતી. જહાંગીરે પોતાના આત્મ-ચરિત્રમાં લખલો ભદ્રનો નગીનાબાગ તે ખાનપુરનો કે ઘુસલખાનાનો બાગ હશે.

આ પ્રમાણે અમદાવાદની અંદર અને ચારે બાજુ મોટા મોટા ભવ્ય બાગબગીચા હતા. શહેર આખું એક મોટા ઉદ્યાન જેવું લાગતું. મુસાફર થેવેનો લખે છે કે શહેરમાં બાગ ઘણા હતા, અને ઉંચાં ઝાડોમાં મકાનો ઢંકાઇ ગયેલાં લાગતાં. ઉંચેથી કોઇ અમદાવાદ ઉપર નજર કરે તો એક વન હોય એવું લાગે. આવા અમદાવાદને હાલ કોઈ જુએ તો અસલ બાગથી ભરેલું હશે એમ ધારે જ નહિં. બધા બાગ ખેતર થઈ ગયા છે. શહેરની અંદર નાનકડો વિક્ટોરિયા બાગ છે, તે ઉપરનાં વર્ણન જોતાં અમદાવાદ જેવા શહેરને છાજે એવો નથી. પરંતુ ઓગણીસમી સદીમાં શહેર ઉજડ હતું ત્યારે એટલો અને એવડો બાગ પણ નહોતો. એટલે એ બાગ બન્યો ત્યારે શહેરના લોકોનું પ્રિયસ્થાન થોડા સમય સુધી રહ્યો. એ પછી સારંગપુર દરવાજા બહાર માધવબાગ સર ચીનુભાઇ માધવલાલે પોતાના પિતાને નામે બંધાવ્યો છે. પરંતુ શહેરના પ્રમાણમાં એ પણ નાનો છે. અમદાવાદને છાજે એવો એક પણ બાગ હાલ નથી. અને

[૪૬] મીરાતે અહમદી. ગૂ. અને અંગ્રેજી આવૃત્તિઓ. આ બન્ને આવૃત્તિઓમાં વિગતમાં સહેજ ફેર જણાય છે. ગૂ. આવૃત્તિમાં કારંઝ બજાર નથી. અને અંગ્રેજીમાં ચાંપાનેરના બાગને બદલે "ચાંપાનેર પાસે શાહબારી બાગ" એમ લખ્યું છે. ( જુઓ અંગ્રેજી આવૃત્તિ પૃ. ૧૮૦ નવાબ અલી અને સેડન ). આ કાંઈ ભૂલ જણાય છે. ગૂજરાતી આવૃત્તિ આ બાબતમાં ખરી હોવાનો સંભવ વધારે છે.

દિલ્હી દરવાજા બહારનો ત્રણ ખૂણીઆનો પેન્ટરબાગ અને ભદ્રની સામેનો બાગ બાગમાં ગણાય એવા નથી. હિંદનાં અમદાવાદ કરતાં વસ્તી અને મહત્તામાં ઉતરે એવાં શહેરોમાં પણ કેટલીક જગ્યાએ સુંદર બાગબગીચા છે. એ જોતાં અમદાવાદમાં લોકોની શારીરિક તથા માનસિક સુખાકારીના એક સાધનરૂપ વિસ્તૃત ને રમ્ય ઉદ્યાનોની ખામી જ છે; અને જ્યાં મૂળ વસ્તુની જ ખામી ત્યાં એના શણગારની આશા તો રખાય જ ક્યાંથી? એટલે વનસ્પતિના પ્રદર્શન રૂપ બાગમાં સૃષ્ટિનાં સજીવ પ્રાણીઓના સંગ્રહનો શણગાર તો ક્યાંથીજ થાય? અમદાવાદના નાગરિકોની રસવૃત્તિ લોખંડનાં યંત્રો અને ધનચક્કરોના આખા દીવસના સંસર્ગ પછી પણ શીતળ સાંજની એક ઘડી પણ એવા કોઈ ઉદ્યાનમાં ગાળવાની ઈચ્છા ન કરે તો અમદાવાદ હમેશને માટે ગર્દાબાદ રહે એમાં આશ્ચર્ય નથી.



# પ્રકરણ બાવીસમું



## અમદાવાદનું સ્થાપત્ય

"Architecture is the printing press of all ages, and gives a history of the state of society in which it was erected."

*Morgan.*

અમદાવાદના સ્થાપત્યના ઇતિહાસની ભૂમિકા સમગ્ર ગૂજરાતના સ્થાપત્યના ઇતિહાસ ઉપર આધાર રાખી રહેલી છે: એનો વિસ્તાર કરવો અહીં ઠીક નથી. એટલે એ ટુંકામાં જોઇ અમદાવાદના મુસલમાની સ્થાપત્યને તપાસીએ. હિંદુસ્તાનમાં બૌદ્ધ સમયથી જે સ્થાપત્ય શરૂ થયું હતું એની વધતી ઓછી પ્રવૃત્તિ ચારે બાજુ હતી, પરંતુ ગૂજરાતમાં અગીઆરમી સદીની શરૂઆતથી સ્થાપત્યને ઘણો વેગ મળ્યો હતો. દેશ વેપારથી સમૃદ્ધ હતો. અગીઆરથી તેરમી સદી સુધી સોલંકી તથા વાઘેલા સમય સુધી ગૂજરાતનું સ્થાપત્ય હિંદના બીજા ભાગનાં સ્થાપત્યમાં પ્રથમ પંક્તિનું ગણાતું હતું. અગીઆરમી સદીમાં બંધાયલું દેલવાડાનું વિમળશાહનું મંદિર અને તેરમી સદીનું વસ્તુપાળનું મંદિર એ બન્ને ગૂજરાતી સ્થાપત્ય, કળા, અને વૈભવની સર્વોત્કૃષ્ટ કૃતિઓ આજે પણ ઉભી છે. એટલે અગીઆરમી સદીથીએ પૂર્વે લાંબા સમયથી પત્થર,ઇંટચુનો તથા લાકડાંનાં ભવ્ય મંદિરો, પ્રાસાદો વગેરે થતું હશે. આખા દેશમાં નાનાં મોટાં અનેક સ્થળોમાં મંદિરો વગેરે બંધાયાનાં અસંખ્ય લેખો આજે પણ ઘણુંયે નાશ પામ્યા છતાં મળી આવે છે. અમદાવાદ વસતા પહેલાં, ચાર સદીથી એક સારા શહેર તરીકે પ્રસિદ્ધ

ગૂજરાતનું સ્થાપત્ય

દિલ્હી દરવાજા બહારનો ત્રણ ખૂણીઆનો પેન્ટરબાગ અને ભદ્રની સામેનો બાગ બાગમાં ગણાય એવા નથી. હિંદનાં અમદાવાદ કરતાં વસ્તી અને મહત્તામાં ઉતરે એવાં શહેરોમાં પણ કેટલીક જગ્યાએ સુંદર બાગબગીચા છે. એ જોતાં અમદાવાદમાં લોકોની શારીરિક તથા માનસિક સુખાકારીના એક સાધનરૂપ વિસ્તૃત ને રમ્ય ઉદ્યાનોની ખામી જ છે; અને જ્યાં મૂળ વસ્તુની જ ખામી ત્યાં એના શણગારની આશા તો રખાય જ ક્યાંથી ? એટલે વનસ્પતિના પ્રદર્શન રૂપ બાગમાં સૃષ્ટિનાં સજીવ પ્રાણીઓના સંગ્રહનો શણગાર તો ક્યાંથીજ થાય ? અમદાવાદના નાગરિકોની રસવૃત્તિ લોખંડનાં યંત્રો અને ધનચક્કરોના આખા દીવસના સંસર્ગ પછી પણ શીતળ સાંજની એક ઘડી પણ એવા કોઈ ઉદ્યાનમાં ગાળવાની ઇચ્છા ન કરે તો અમદાવાદ હમેશને માટે ગર્દાબાદ રહે એમાં આશ્ચર્ય નથી.



## પ્રકરણ બાવીસમું



# અમદાવાદનું સ્થાપત્ય

"Architecture is the printing press of all ages, and gives a history of the state of society in which it was erected."

*Morgan.*

અમદાવાદના સ્થાપત્યના ઇતિહાસની ભૂમિકા સમગ્ર ગૂજરાતના સ્થાપત્યના ઇતિહાસ ઉપર આધાર રાખી રહેલી છે; એનો વિસ્તાર કરવો અહીં ઠીક નથી. એટલે એ ટુંકામાં જોઇ અમદાવાદના મુસલમાની સ્થાપત્યને તપાસીએ. હિંદુસ્તાનમાં બૌદ્ધ સમયથી જે સ્થાપત્ય શરૂ થયું હતું એની વધતી ઓછી પ્રવૃત્તિ ચારે બાજુ હતી, પરંતુ ગૂજરાતમાં અગીઆરમી સદીની શરૂઆતથી સ્થાપત્યને ઘણો વેગ મળ્યો હતો. દેશ વેપારથી સમૃદ્ધ હતો. અગીઆરથી તેરમી સદી સુધી સોલંકી તથા વાઘેલા સમય સુધી ગૂજરાતનું સ્થાપત્ય હિંદના બીજા ભાગનાં સ્થાપત્યમાં પ્રથમ પંક્તિનું ગણાતું હતું. અગીઆરમી સદીમાં બંધાયલું દેલવાડાનું વિમળશાહનું મંદિર અને તેરમી સદીનું વસ્તુપાળનું મંદિર એ બન્ને ગૂજરાતી સ્થાપત્ય, કળા, અને વૈભવની સર્વોત્કૃષ્ટ કૃતિઓ આજે પણ ઉભી છે. એટલે અગીઆરમી સદીથીયે પૂર્વે લાંબા સમયથી પત્થર, ઇંટચુનો તથા લાકડાંનાં ભવ્ય મંદિરો, પ્રાસાદો વગેરે થતું હશે. આખા દેશમાં નાનાં મોટાં અનેક સ્થળોમાં મંદિરો વગેરે બંધાયાના અસંખ્ય લેખો આજે પણ ઘણુંયે નાશ પામ્યા છતાં મળી આવે છે. અમદાવાદ વસતા પહેલાં, ચાર સદીથી એક સારા શહેર તરીકે પ્રસિદ્ધ

ગૂજરાતનું સ્થાપત્ય

આશાવલ અગર કર્ણાવતીમાં આ ઉત્તમ સ્થાપત્ય સારી રીતે લચ્યું હતું એમ માનવાને કારણ છે.

આમ ઘણી સંભાળ અને શોખથી ઉછરેલા સ્થાપત્યના ઉત્તેજન આપનારાઓ સાથે એના ઘડનાર પણ ગુજરાતમાં હોય એમાં નવાઈ નથી.

ગૂજરાતી સ્થપતિ

ગુજરાતી સ્થપતિઓની એક ખાસ જાત સોમપુરા બ્રાહ્મણોને નામે જાણીતી હતી. મોટાં મોટાં બાંધકામ સોમપુરા સ્થપતિઓને હાથે અને એમની દેખરેખ નીચે તૈયાર થતાં. સ્થાપત્યને લગતું સાહિત્ય પણ ગૂજરાતમાં ઘણું હતું, અને એને ઉત્તેજન આપનાર જૈન કોમની છાયા નીચે એ આજ સુધી પણ જળવાઇ રહ્યું છે. જૈન લેખોમાં અમદાવાદના વતની કેટલાય સૂત્રધાર (સ્થપતિ)નાં નામ મળે છે. શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધમાં પણ એવાં નામ મળે છે. દાદાહરીની વાવ તથા મસ્જીદ હિંદુ સલાટોએ બાંધી છે.

આવા સમૃદ્ધ અને સર્વોત્તમ સ્થાપત્યને માટેની દરેક સામગ્રીથી તૈયાર દેશમાં ચૌદમી સદીમાં મુસલમાનો આવ્યા. એમની એક સદી તો વ્યવસ્થામાં અને લઢવામાં ગઈ. પરંતુ બાંધકામની પ્રવૃત્તિ એ સમયમાં પણ બંધ પડી નથી. સારો રમનારો ખેલાડી થોડા સમયના મહાવરાથી વખત આવતાં પાછી સારી રમત બતાવી શકે છે એવી રીતે, પંદરમી સદીની શરૂઆતમાં અહમદ-શાહે અમદાવાદ વસાવી વ્યવસ્થા કરી ત્યારે, જાણે બાંધકામની મોસમ આવી હોય એમ ગૂજરાતનું સ્થાપત્ય ફરી ખીલી ઉઠ્યું. સ્થાપત્યના પાકને માટે કુદરતી જમીન, બીજ, અને ઉગાડનાર, દેશમાં તૈયાર જ હતા. કુવાના જળથી ખાનગી જમીનો ગમે તે મોસમમાં વવાય છે એમ હમેશ ખાનગી મકાનોથી પ્રવૃત્તિ ચાલુ તો હતી. પરંતુ સોલંકીઓ પછી મોટો રાજ્યાશ્રયનો વરસાદ અહમદશાહના સમયથી પાછો શરૂ થયો, એટલે ચારે બાજુ સ્થાપત્ય સુંદર અવનવી રીતે ખીલવા લાગ્યું.

આ નવા આવનાર રાજાઓ અસલ હિંદુ હતા, રજપુત હતા,[૧] પરંતુ

[૧] Havel: History of Aryan Rule in India p. 341.

"Ahmad Shah, however, is more entitled to be remembered as a great Rajput City Builder than as a Musalman Sultan.

ધર્મે મુસલમાન હતા. એની અગાઉનું સ્થાપત્ય હિંદુસ્થાપત્યના નિયમો પ્રમાણે થતું હતું. હિંદુ અને મુસલમાન ધર્મોનાં તત્વોમાં જે દેખીતો ભેદ હતો તે જ એમના સ્થાપત્યના સિદ્ધાન્તોમાં પણ હતો. પરંતુ વિજેતા પરધર્મી રાજાઓ સ્થાપત્ય અને કલામાં એમનાથી ઘણા જ આગળ વધેલા દેશમાં આવ્યા હતા. સૌંદર્યની ભાવના અને બાંધકામનો શોખ તો એમનામાં પણ હતો જ. એટલે મકાનો બાંધનાર વિજેતાઓ અને બાંધનાર સ્થપતિઓને પરસ્પર સહકાર કર્યા સિવાય છુટકો નહોતો. વિજેતા પરધર્મી હોવા છતાં મકાનો બાંધવામાં નિમગ્ન થયેલી, બાંધકામને એક શોખ તરીકે કેળવવાના સ્વભાવવાળી, અને લાંબા કાળથી કલા તથા સાહિત્યના ઉંચા સંસ્કાર પામેલી પ્રજા ઉપર રાજ્ય કરવા આવ્યા હતા. એટલે કલા અને સ્થાપત્યની બાબત માં તો જીતવા જતાં જીતાઇ ગયા.[2] મુસલમાન બાદશાહોએ બાંધકામનું કામ હિંદુ સ્થપતિઓને સોંપી દીધું. કેટલીકવાર દેખરેખ માટે મુસલમાન અધ્યક્ષ રહેતા. કેટલીકવાર સ્થપતિઓ કોઈ કારણથી વટલી મુસલમાન થતા. પરંતુ સ્થાપત્યના સિદ્ધાન્ત વટલી શકતા નહિં. અને બાંધનાર મુસલમાન હોય કે ન હોય છતાં હિંદુ સિદ્ધાન્તથી જ મકાનો બનતાં હતાં. આ સંજોગોમાં બાંધનાર તથા બંધાવનારના સિદ્ધાન્ત અને ધર્મનાં તત્ત્વોમાં મોટો ફેર છતાં અદ્દભૂત સહકાર થયો. ગૂજરાતમાં સાધારણ રીતે જે હિંદુ મુસલમાન ઐક્ય પ્રમાણમાં જળવાયું છે એની સ્થૂળ પ્રતિકૃતિજ હોય એવા આ અદ્દભૂત સ્થાપત્યથી, એ ઐક્ય, જોનારની આંખને આ મેળવણી

ગૂજરાતી સ્થાપત્ય અને મુસલમાનો

[૨] Sir T. C. Hope: Ahmedabad: p. 21. "As to style, it was the singular fortune of the Mahometans to find themselves among a people their equals in conception, their superiors in execution, and whose tastes had been refined by centuries of cultivation. While moulding them their were moulded by them; and, though insisting on the bold features of their own minarets and pointed arch, they were fain to borrow the pillered hall, the delicate traceries, and rich surface ornaments of their despised and prostrate foe." હોપ હિંદુમુસલમાન સ્થાપત્યની અમદાવાદમાં થયેલી મેળવણીને "The varied offspring of this strange union" કહે છે,

ખરાબ ન લાગે એવી રીતે બનવા માંડ્યું. બાંધનારાઓએ બંધાવનારાનાં મન બહારના દેખાવની–કમાન જેવી–કેટલીક સાદી બાબતોમાં જાળવી હિંદુ સ્થાપત્યના સિદ્ધાન્તો મુજબ કામ કર્યું. આ રીતે અમદાવાદનું મુસલમાન સ્થાપત્ય એના મૌલિક તત્ત્વોમાં હિંદુ જ રહ્યું; અને મુસલમાની પહેરવેશમાં હિંદુ શરીર ઉભું હોય એમ, આખા હિંદુસ્તાનનાં મુસલમાન સ્થાપત્યનાં મકાનોમાં મૌલિક હિંદુ તત્ત્વ બતાવતું દૃષ્ટાંત તરીકે આજે પણ જોનારને એ આશ્ચર્યમાં નાંખે છે.[3]

અમદાવાદના મુસલમાન સ્થાપત્યનું સ્વરૂપ

જૈન અને હિંદુ સ્થાપત્ય જૂદાં નથી. જે મૂળ તત્વોમાંથી હિંદુ સ્થાપત્ય ઉત્પન્ન થયું છે તેને પોતાના રસ પ્રમાણે જૈનોએ ઉપર ઉપરથી બદલી વધારે સ્વચ્છ અને સુંદર બનાવ્યું. જૈન અને હિંદુ બન્ને મૂર્તિપૂજક છે. એટલે સ્થાપત્યના સિદ્ધાન્તો એ જ રહ્યા, પણ હિંદુસ્તાનના બધા સંપ્રદાયોની સરખામણીમાં જૈન સિદ્ધાન્તોમાં જે કાંઈ સુંદર ઝીણવટ જણાય છે તેની અસર એમના સ્થાપત્ય ઉપર પણ થઇ, અને મૂળ હિંદુસ્થાપત્યને પોતાના ઉપયોગમાં લેતાં જૈનોએ વધારે આકર્ષક બનાવ્યું. આ સાથે જૈનોની જન્મસિદ્ધ પ્રવૃત્તિઓને લીધે પૈસાની તંગી એ કોમને ભાગ્યે જ પડી છે. એટલે એમનાં મકાનો વધારે થયાં છે. એ કારણથી ગૂજરાતમાં જે સ્થાપત્ય આપણે મોટે ભાગે જોઈએ છીએ એ બધું જૈન સંસ્કાર પામેલું છે; એટલે મૂળે હિંદુ છતાં ગૂજરાતી સ્થાપત્યને જૈન સ્થાપત્ય કહીએ તો ખોટું નથી.[4]

ગૂજરાતી સ્થાપત્ય એટલે જૈન સ્થાપત્ય

[૩] સરખાવો Havell: A Hand book of Indian Art: 70, 150. "The Muhammaden Architecture of Gujarat is "Saracenic" only in the sense that it is Indo Aryan architecture adapted to the rituals of Islam." "The Muhmmadan Architecture of Gujarat is in every detail even more distinctly than in other places derived from the local building traditions." "This purely Indian school of building, which originated some of the most beautiful mosques and tombs of India." [૪] Fergusson: Architecture of Ahmedabad: p. 69. "Their Architecture so far as we know it, was always singularly chaste and elegant." જૈન ધર્મ માટે ફરગ્યુસન લખે છે કે:–Of the Indian




૨૨ હઠીસિંગનાં મંદિરમાંની સુંદર શિલ્પ મૂર્તિઓ



**સર ટૉમસ રો**
ઇન્ગ્લૅન્ડનો એલચી ૧૬૧૫–૧૬૧૮

૨૨




**એડવર્ડ ટેરી**
સર ટૉમસ રોનો પુરોહિત

મુસલમાનો મૂર્તિપૂજક નથી. એમના સિદ્ધાન્તોમાં કડક સાદાઈ બહુ છે. એ કારણથી એમના સ્વભાવમાં કોમળતા બહુ ખીલી શકતી નથી. મૂર્તિપૂજકો મનુષ્યના બધા ધર્મો અને ભાવોને પોતાની વિવિધ કલ્પના ઉમેરીને ઇશ્વરમાં આરોપે છે. એટલે એમની ધર્મભાવના, સ્વાભાવ, કૃત્યો વગેરે સર્વથા કોમળ બને છે. આ કોમળતા અને મૃદુતામાં અહિંસાના સિદ્ધાન્તે જૈન ધર્મને તો અસાધારણ કોમળ અને મૃદુ બનાવ્યો. મુસલમાનો એક અદૃષ્ય પરમાત્માની સર્વવ્યાપી ભવ્યતા માનતા હોવાથી, વિશાળતા, સખ્ત સાદાઈ, અને અદ્‌ભૂત રસને વધારે જોર મળ્યું. અરબસ્તાનના નિર્જન રણમાં સૃષ્ટિસૌંદર્યનું વૈવિધ્ય હોતું નથી. ચારે બાજુ એક જ સાદું પણ ભવ્ય દૃષ્ય દેખાય છે. પરમેશ્વરની મહાન ભવ્યતા, અનંતતા અને એકત્વનું ભાન ત્યાં સારૂં થાય છે. ત્યાંની કુદરત જ એકત્વને પ્રેરે છે. એ ભાન કોમળ સૌંદર્યથી થવાને બદલે કડક, શાંત, ગંભીર સાદાઈથી થાય છે. ઇશ્વરનું આવી રીતે ભાન કરાવે એવા દેશમાં મુસલમાન ધર્મ થયો છે. એટલે આ બધા ગુણ એમાં આવ્યા છે. એ ગુણોની અસર એમના સ્થાપત્ય ઉપર થઇ. વિશાળતા અને સાદાઈ એમની મસ્જીદોમાં આવી. એ પછી મુસલમાનો જે જે દેશોમાં ગયા તે તે દેશોના રંગ આ ગુણોમાં ભળ્યા.* સ્વાનુભવરસિક

સ્થાપત્ય ઉપર હિંદુ, જૈન, અને મુસલમાની ધર્મની અસર

forms of religion it is, on the whole, perhaps the purest and the best. It is quite free from the gross and degrading superstition. It is not overlaid by a monstrous priestly asceticism as Budhism. It cannot, of course, compare with the Vedantic Brahmanism, but of indigenous growths there seems none other so elegant or so pure." "The Mahomedan architecture of Ahmedabad is so essentially derived from he the local jaina forms which it replaced...." ધર્મની બાબતોમાં ફરગ્યુસનનો મત ગાળીને જ લેવો પડે; પરંતુ જૈન મતની આ પરીક્ષા કલાના સંબંધમાં ખરી છે એમ કહેવું પડે.

* Banister Fletcher નામના લંડનના સ્થાપત્યના પ્રોફેસર એમના History of Architacture on Comparative Methodsના પુસ્તકમાં પૃ. ૬૫૬માં આ મતને ટેકો આપે છે.

(Lyric) મૃદુ લાલિત્યમય નાના કાવ્ય જેવું મનોહર, અને બીયા વગરની દ્રાક્ષ જેવું મધુર જૈન સ્થાપત્ય હતું; વીર, શ્રૃંગારાદિ અનેક રસથી ભરેલું પૌરાણિક કાવ્યના ગાંભિર્ય જેવું (epic) હિંદુ સ્થાપત્ય હતું; એક બાજુ સાદા વીરરસથી અને કાંઇક અદ્દભૂત રસથી ભરેલા, અને બીજી બાજુ કાંઇક અંશે લાંબા સમાસના ઓજસ્‌વાળા બાણભટ્ટના ગદ્ય જેવા, એક વિચિત્ર મેળવણીવાળા–સૂકા પણ અદ્દભૂત ગદ્યપ્રબંધ જેવું મુસલમાન સ્થાપત્ય હતું. આવા મુસલમાન સ્થાપત્યે અનેક દેશદેશાંતરોમાં તે તે દેશનાં સ્થાનિક સ્થાપત્યો સાથે વધતા ઓછા પ્રમાણમાં સહકાર કર્યો છે. કોઇ જગાએ સ્થાનિકનું કાંઇક લીધું, કોઇ જગ્યાએ સ્થાનિકને દબાવી જ દીધું. પરંતુ અમદાવાદમાં પોતે દબાઈ ગયું. કોમળતાએ અદ્દભૂત વીરતાને જીતી લીધી. બહારથી ગદ્યની સાદાઇ સહેજ રાખી આખું મુસલમાન સ્થાપત્ય સુંદર રસિક કાવ્ય જેવું બની ગયું. કોમળ બની ગયું. આટલુંયે મસ્જીદો જેવાં ધર્મનાં સ્થળોમાં, જ્યાં કેટલાક ખાસ ધાર્મિક નિયમો જાળવવા પડતા ત્યાં રાખવું પડ્યું. પરંતુ મહેલો વગેરે નિત્યવ્યવહારનાં ખાનગી મકાનોમાં તો મુસલમાન સ્થાપત્ય કેવળ હિંદુ સિદ્ધાન્તોનું જ રહ્યું.

ગૂજરાતના મુસલમાન સ્થપત્યની વિશેષતા.

હિંદુસ્તાનમાં દિલ્હી આગ્રા વગેરેમાં જે સ્થાપત્ય ઉભું થયું હતું તેના કરતાં જુવાનપુરમાં સ્થાનિક તત્વ વધારે હતું. માળવાના માંડુગઢમાં વળી કાંઇક જૂદો જ પ્રકાર હતો. ગૌડમાં મિશ્રણ વિચિત્ર હતું. બીજાપુરમાં ત્યાંના લોકોનું પહેલાં કાંઈ ન હોવાથી તુર્કીની કાંઇક છાપ હતી. પરંતુ આ બધા પ્રાંતો કરતાં ગૂજરાતમાં કાંઇક જૂદું જ હતું. બધા પ્રાંતોના મુસલમાન સ્થાપત્યમાં ગૂજરાતનું સ્થાપત્ય સર્વથી વધારે હિંદુત્વવાળું, સર્વથી વધારે સુંદર અને આદર્શવાળું હતું.[૫] સ્થાનિક તત્વોનો અંશ સર્વથા વિશેપ હતો; અને હોપ તથા ફરગ્યુસનના મત પ્રમાણે ગૂજરાતના સ્થાપત્યનો જોટો બંગાળના તો કોઈ પણ ભાગમાં મળતો નહોતો.[૬] ફરગ્યુસન અમદાવાદના

[૫] Fergusson: Architecture of Ahmedabad. p. 69. [૬] એ જ પૃ. ૬૯. "While the elements of which it is composed are of

સ્થાપત્યને અનુપમ લાવણ્યમય ( perfectly elegant ) કહે છે તે દરેક રીતે સત્ય છે.

પરસ્પર વિરોધી તત્વોનો મેળ અમદાવાદના સ્થાપત્યમાં બેઠો.

આમ પરસ્પર વિરોધી તત્વોનો મેળ પણ અમદાવાદમાં એવી અપૂર્વ રીતે મળ્યો કે જગતના સ્થાપત્યના ઇતિહાસમાં આવા ઉગ્ર વિરોધોની એકતા આવી મનોહર રીતે કદી ક્યાંયે સધાઈ જાણી નથી. છેક જૂદાં તત્વોનું મિશ્રણ કરવામાં ગૂજરાતના સ્થપતિઓએ અમદાવાદમાં અપૂર્વ બુદ્ધિ, કલા, અને વ્યવહારકુશલતા દેખાડી.[૭] આ મિશ્રણથી કલાની શોખીન આંખને બીલકુલ આંચકો લગાડ્યા વગર સર્વાંગ સુંદર ભૂલ્ય વગરનું સ્થાપત્ય અમદાવાદમાં ઉત્પન્ન થયું, અને આવાં મિશ્રણોમાં જે ગુંચવાડો સાધારણ રીતે થાય છે તે શરૂઆતના એક બે

even a better and a higher class than are to be found in any part of the Bengal presidency." [૭] જુઓ Fergusson: Architecture of Ahmedabad: p. 76-77. "The problem which the Mahomedan dynasty and its newly converted adherents set themselves to solve was extremely similar to that presented to the Christians in Italy some ten centuries earlier. In both cases the object was to convert a Pagan style of Architecture to the purposes of a religion abominating idolatry. × × × Perhaps the essential defferences between the Jain and Moslem forms were even greater than between those of Pagan and Christian Rome. × × Though, therefore, the Indian problem may in its conditions have been the more difficult of the two, it was far more satisfactorily solved in so far at least as Ahmedabad was concerned, and in a far shorter time. It was under taken in 1412 and completed before the death of Ahmed Shah in 1443."

જુઓ Tod: Travels in Western India. p. 338. "We must admire the perseverence and skill which have surmounted the difficulties of rearing Saracenic superstructures over a Hindu stylobate, without shocking the eye. A more powerful contrast

અપવાદ સીવાય અમદાવાદના મુસલમાન સ્થાપત્યમાં ન રહ્યો. હિંદુઓના સ્થાપત્યમાં કલા અને શણગારનું જોર ધીમે ધીમે વધતું જઈ એટલી હદ સુધી પહોંચ્યું હતું કે આખુંયે મકાન અલંકારોથી ભરી દેવામાં આવતું હતું. એથી ઉલટું મુસલમાનોની સાદાઇ એટલી હદ સુધી હતી કે સાદી ભીંતો સીવાય કાંઇ અલંકાર દેખાતા નહિં. આ બન્ને વિરોધોની સુંદર પતાવટ અમદાવાદમાં થઈ. અને એ સાદી ભીંતોમાં વચ્ચે વચ્ચે અસાધારણ કારીગીરીની બારીઓ, જાળીઓ, ગોખ, કંદોરા વગેરે મુકાયું. મીનારાની સુંદરતા તો આખી મસ્જીદની ભીંતમાં અપૂર્વ ગૌરવ અને મનોહરતા ઉમેરતી. " કવિતાની જેમ સ્થાપત્યમાં અલંકારોને ચોક્કસ સ્થાન હોય છે, જે આપણે મુસલમાનોના સંબંધમાં આવ્યા પછી વધારે સમજ્યા. "[૮]

અમદાવાદનું સ્થાપત્ય કેવળ હિંદુ જ છે એવો હાવેલનો મત.

હિંદુસ્તાનના સ્થાપત્ય માટે ખાસ આધાર જેવા ગણાતા ફરગ્યુસન હિંદના મુસલમાન સ્થાપત્યની જાતોમાં અમદાવાદના મુસલમાની ( Saracenic ) સ્થાપત્યને સર્વથી વધારે હિંદુ તત્વોવાળું ગણે છે.[૯] પરંતુ હિંદી સ્થાપત્યને હિંદીની જ નજરથી જોતા ઇ. બી. હાવેલને અમદાવાદના સ્થાપત્યને માટે ફરગ્યુસન ' મુસલમાન સ્થાપત્ય ' એવા શબ્દો વાપરે છે એ જ ખૂંચે છે.[૧૦] હાવેલના મત પ્રમાણે અમદાવાદનું મુસલમાન સ્થાપત્ય કેવળ હિંદુ જ છે. બાંધનારા હિંદુ હતા. બંધાવનારા ત્રીજી પેઢીએ હિંદુ હતા. વટલેલા બાંધનારાઓના સંસ્કાર પણ હિંદુ હતા. અને બંધાવનારાઓને પરદેશી સ્થાપત્ય જોવાની જરૂર જ ન પડે એવું ઉત્તમ સ્થાપત્ય

could scarcely be furnished than exists between Moslem Architecture." [૮] અમદાવાદના જીવનવિકાસમાં રા. ગજાનન પાઠકનો લેખ. [૯] Fergusson: History of Indian & Eastern Architecture p. 229. "Of the various forms which the Saracenic Architecture assumed in India, that of Ahmedabad may probably be considered as the most characteristic of all. No other form is so essentially Indian, and no one tells its tale with the same unmistakable distinctness." [૧૦] Havell: Indian Architeeture: p. 69. & Aryan Rule in India p. 341-42.

નજર આગળ હતું. એટલે મંદિરમાં કવિતા દેખાયા છતાં મસ્જીદમાં જે ગાંભિર્ય દેખાય છે એ વધારે રસમય છે, એવી ફરગ્યુસનની માન્યતાને હાવેલ મિથ્યા આગ્રહ જ માને છે. હાવેલની ખેંચતાણ ખરી છતાં કાંઈક વધારે પડતી છે. ખરૂં જોતાં મસ્જીદોમાં કોમળ કવિતા અને ગાંભિર્ય બન્ને છે. અને ફરગ્યુસનના લખાણમાં એ તાત્પર્ય સ્પષ્ટ છે.

હિંદુસ્થાપત્યની રચનાને મુસલમાન જરૂરિયાત પ્રમાણે ફેરવવાનું પણ મુશ્કેલ નહોતું. હિંદુ મંદિરનું દેવગૃહ, વચલો મંડપ અને આગલો મંડપ એ ત્રણેને પશ્ચિમ બાજુ ભીંત ભરી લે, અને પૂર્વ બાજુ ખુલ્લી રાખી આગલી પડાળી એ મસ્જીદનો આગલો ચોક બને. ત્રણે મંડપોનો ભેગો કરેલો ભાગ મસ્જીદનો મુખ્ય ભાગ-લિવાન-બને. આ પ્રમાણે બાર થાંભલા ઉપર અષ્ટકોણ ઘુમટ-વાળા મંડપોની મસ્જીદો બનેલી આજે પણ દેખાશે. મંદિરના મંડપમાં માણસો ભેગાં થતાં. મસ્જીદનું લિવાન આ મંડપોનું બનેલું છે અને તેમાં પણ પ્રાર્થના માટે માણસો ભેગાં થાય છે એ કાંઇક અંશે સરખું લાગે. પૂર્વમાં પડતી મસ્જીદની આગળની ભીંત ઘણુંખરૂં કમાનો કરીને ઢાંકતા. કેટલીક જગ્યાએ થાંભલાવાળો સાદો મ્હોરો પણ હોય છે. એ સાદા અને કમાનોવાળા મુખભાગ (મ્હોરા)વાળી મસ્જીદો જૂદી જૂદી રીતે સુંદર લાગે છે, અને કયી રીત સારી એ જોનારના રસ ઉપર આધાર રાખે છે.

હિંદુ અને મુસલમાન સ્થાપત્ય

હિંદુ મંદિરમાં એક ઇષ્ટદેવની પ્રતિષ્ઠા કરી એ દેવની પ્રતિમામાં ઇશ્વરનો ભાવ લાવવાનો હોય છે. એટલે એના ગર્ભદ્વાર આગળ બેચાર માણસો ઉભાં રહી શકે અને પ્રાર્થના કરી શકે એવી ગોઠવણ થાય છે. આ જગ્યાની સંકુચિતતાના પ્રમાણમાં મંદિરની ઉંચાઈ પણ બહુ રખાતી નથી. મુસલમાન મસ્જીદોમાં અદૃષ્ય નિરાકાર સર્વવ્યાપી ઇશ્વરની પ્રાર્થના કરવાની હોય છે. સેંકડો માણસો એકી સાથે એકે વખતે પ્રાર્થના કરે છે. મસ્જીદની પશ્ચિમ દિશાની ભીંતમાં કરેલા મહેરાબનો હેતુ મક્કાની દિશા બતાવી 'મક્કા તમારી સામે છે' એમ કહેવાનો છે. એટલે મસ્જીદો પ્રમાણમાં વિશાળ અને એના મ્હોરા પણ ભવ્ય અને વિશાળ હોય છે. વિશાળતા સાથે પ્રમાણ જાળવવા માટે હિંદુ મંદિરોનાં થાંભલાને બેવડા જેટલા ઉંચા કરી મસ્જીદને હિંદુ મંદિર કરતાં કાંઇક ઉંચી કરવી પડે છે.

હિંદુસ્તાનના લોકોની ભાવના જ દરેક ચીજમાં જીવ ફ્લો એવી છે. કવિતા, ચિત્ર, સંગીત, અને એવી બીજી સુકુમાર કલાઓમાં હિંદુસ્તાનના લોકોએ સજીવતા આણેલી છે. એટલે એમના સ્થાપત્યમાં પણ સજીવતા આવે એમાં નવાઇ નથી. પરમાત્મા સર્વવ્યાપી છે અને એ બધે જુએ છે એવી ભાવનાથી એના સ્તવનની જગ્યા જેમ બને તેમ ઉત્તમ કલાથી ભરેલી, સૌંદર્યથી સજીવ દેખાતી કરવી એ જ હિંદુસ્તાનનું ધ્યેય હતું. જરૂરિયાત પુરતાં બાંધકામ ટકાઉ અને મજબુત થાય એટલે કામ પુરૂં થાય એ માન્યતા હિંદમાં નહોતી. એટલે હાલની નજરે જરૂર ન દેખાય એવી જગ્યાઓમાં પણ અપૂર્વ કારીગીરી થતી હતી. ઓટલાની નીચેના ભાગ અંધારા ઘુમટના ભાગ, વાવોના પાણીથી ઢંકાયલા ભાગ, તળાવોનાં ગરનાળાં વગેરે જગ્યાઓમાં પણ કારીગીરી છૂટથી થતી. એટલે એ મકાનો મજબુત રીતે બેસાડેલા પત્થર કે ઇંટોના ઢગલા જેવાં નહિં પણ માનવતાનું અદ્દભૂત દર્શન થાય એવાં થતાં. હાલ પશ્ચિમની અસરથી થતાં કેટલાંક જાડાં અને છેક સાદાં મકાનો, અને જૂના વખતનાં દરિયાખાંના ઘુમટ જેવાં મકાનો કેવળ મજબુતાઈ અને ઉપયોગ જાળવવા પુરતાં જ બંધાયાં હોય એમ જણાય છે, અને એથી જ એમાં માનવતા ન લાગવાથી જોવાનું મન થતું નથી. દરિયાખાંના ઘુમટમાં ભૂત વગેરે કલ્પવામાં અગર દરિયાખાંનું ચારિત્ર ભયંકર હશે એમ કલ્પવામાં કેટલું સત્ય હશે એ કહેવું મુશ્કેલ છે. પરંતુ દરિયાખાંએ એ મકાનમાં સૌંદર્યનું કાંઇ ચિન્હ ન કરવાથી, અને જગતનાં સુંદર મકાનોની હારમાં ઉભાં રહે એવાં અમદાવાદનાં જથાબંધ મકાનોની સામે દરિયાખાંના ઘુમટના એકલા વિરોધથી, એ મકાનમાં માનવતાનો અંશ બીલકુલ લાગતો નથી; અને એથી જ એને માટે ભયંકર ખ્યાલ ચાલુ થયો હશે. અત્યારે ખૂણે ખંડેર થયેલી નિર્જન પણ અપૂર્વ કારીગીરીવાળી મસ્જીદ કે રોજો જોઇ જે લાગણી થાય અને કોમળતા ખીલે, તેવી દરિયાખાંના ઘુમટ આગળ રોજ સેંકડો માણસ બેસી રહે તો પણ કાંઇ અસર ન થાય. છતાં સ્થાપત્યની દૃષ્ટિએ એના ઘુમટની બાંધણીમાં જે વિશેષતા છે તે આગળ જોઇશું.

હિંદુ સંસ્કારની મુસલમાન સ્થાપત્ય ઉપર અસર.

આવી અપૂર્વ કરીગીરી અને અદ્દભૂત સ્થાપત્ય જોઇને જ પરદેશીઓ

અમદાવાદની ગણત્રી એક સુંદર શહેરમાં કરે છે.[૧૧] એને જોઇને જ જેમ્સ ફોર્બસને એરેબીયન નાઇટ્સની વાતોમાં વર્ણવેલા પૂર્વના વૈભવ ખરા હશે એમ સમજાયું.[૧૨] એને જોઇને જ એડવીન આરનોલ્ડ જેવા કવિને અમદાવાદનાં મકાનો દુનિયાનાં મકાનોમાં "સર્વથી સુંદર નાનકડાં મકાનો" લાગ્યાં.[૧૩] એનાં માત્ર ખંડેરો જ જોઇને બ્રીગ્સને લાગેલું કે આ ભૂમિ કવિની કલ્પના અને ચિત્રકારની પીંછીને માટે છે.[૧૪] એને જોઇને જ ફરગ્યુસન અને હાવેલ જેવા સ્થાપત્ય અને કલામાં મોટા પ્રમાણ ગણાતા પુરુષો અમદા-

અમદાવાદનું સ્થાપત્ય અને પરદેશીઓ

[૧૧] ફિરિશ્તા વગેરે મુસલમાન લેખકોના મત આગળ જોયા છે.

સરખાવો: Vincent A. Smith: Oxford History of India. p. 271. "Ahmedabad is particularly rich in noble buildings., and during the time of its glory, extending from its foundation to the eighteenth century–a period of about three centuries–undoubtedly was one of the handsomest cities in the world." વીનસેન્ટ સ્મીથના અભિપ્રાયમાં અતિશયોક્તિ ભાગ્યે જ આવે છે એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. અને હાલના ઇતિહાસકારોમાં એમનું સ્થાન ઘણું ઉંચું છે. Elphinston: History of India p. 675:–" Ahmedabad is still one of the greatest cities in India both from the number of the inhabitants and the magnificence of the buildings." [૧૨] Forbes: Oriental Memoirs Vol. II. p. 199. [૧૩] Edvin Arnold: India Revisited: p. 117–124. "Loveliest little buildings in the world." Briefly, words fail to describe the dainty loveliness of many among these Mehomedon memorials, dusty and decayed as they are at present." (1886). [૧૪] Briggs: Cities of Gujarashtra: "The spirit which characterised the French lady who could not read her prayers unless the volume was handsomely bound was doubtless the spirit of the early Mehomedans, they too could not pray but in the temples worthy of the deity of their worship." "Here is the land for poets conjurations and painter's canvas; here too should the youthful student linger a while, and draw from such resources that contenplation which should leave him a wiser if not a better man."

વાદના અને ગૂજરાતના સ્થાપત્યને સર્વોત્તમ પંક્તિમાં મુકે છે;[૧૫] અને અનેક મુસાફરો એનાં મુક્ત કંઠે વખાણ કરે છે.[૧૬]

દિલ્હી આગ્રાના સ્થાપત્યનાં બીજ અમદાવાદમાં

અત્યારે પરદેશી મુસાફરની રોજનીશીમાં આગ્રા અને દિલ્હીનું નામ પહેલું હોય છે. દિલ્હી તથા આગ્રાનું સ્થાપત્ય અને કલા શાહજહાંએ વધાર્યા તે અગાઉ બે સદીઓથી અમદાવાદ સ્થાપત્ય માટે પંકાતું હતું. સમયનો એ ભેદ બાજુએ રાખીએ તો અમદાવાદ અને દિલ્હીની કલામાં કયી ચઢે એ જોનારની આંખ ઉપર આધાર રાખે છે. દિલ્હી આગ્રાનાં કેટલાંક બાંધકામ તો આરસની સ્વચ્છ મનોહરતા અને એના જડિત કામથી જ સુંદર લાગે છે. દિલ્હી આગ્રાનાં લાલ પત્થરનાં કામને અમદાવાદ સાથે સરખાવીએ તો તો અમદાવાદ જ ચઢે તેમ છે. એમાં

[૧૫]જુઓ Fergusson: History of Indian and Eastern Architecture:- p. 527. "In Ahmedabad itself, however, the Hindu influence continued to be felt throught. Even the mosques are Hindu or Jaina in every detail; only here and there, an arch is inserted, not because it was wanted, constructively, but because it was a symbol of faith: *while in their Tombs and palaces even this is generally wanting.* The truth of the matter is, the Mehomadans had forced themselves *upon the most civilized and most essentially building race at that time in India,* and the chalukyas conquered their congnerors, and forced them to adopt forms and ornaments, which were superior to any the invader could have introduced. (The Italics are mine). [૧૬] G. W. Forrest: cities of India: p. 62. "To the traveller, Ahmedabad, the capital of Gujarat, will always be a city of interest as containing some of the most characteristic forms which Saracenic Architecture assumed in India." Journal of India Art: No. 46: John Griffiths: "Ahmedabad is one of the most interesting cities in India, and its architectural buildings both in stone, and in wood are as beautiful as they are picturesque."

અમદાવાદની વિશેષતા આગળ જોઇશું. પરંતુ દિલ્હી આગ્રાને સ્થાપત્ય અને કલામાં અમર કરનાર એ રસિક બાદશાહની સૌંદર્યની ભાવનાને પોષણ ક્યાં મળ્યું હતું એ સવાલ વિચારવા જેવો છે. સૌંદર્યનાં બીજ શાહજહાંમાં જન્મસિદ્ધ તો હતાં; પરંતુ અમદાવાદમાં એના ઉપર જલસિંચન થયું.[૧૭] ઉગતી યુવાન અવસ્થામાં એ અમદાવાદનો સુબો હતો. એણે અમદાવાદની કલાનું

[૧૭] James Dauglas:Western India p. 508–313. આ વિચારો જેમ્સ ડગલાસના છે. અમદાવાદના સ્થાપત્યથી મોહિત થઈ એમણે એમ લખ્યું છે. શાહજહાંએ અમદાવાદના સ્થાપત્ય ઉપરથી પ્રેરાઇ આગ્રા દિલ્હી શણગાર્યું હશે કે કેમ એ માટે ઐતિહાસિક પુરાવો નથી. પરંતુ શાહજહાંના પહેલાં અમદાવાદ હિંદમાં સર્વથી સુંદર શહેર હતું એ ઐતિહાસિક સત્ય છે, અને શાહજહાંને પ્રેરણા અમદાવાદમાં મળી હોય તો નવાઈ પામવા જેવું નથી. સરખાવો:–Shah Jahan! It is not for nothing thou art in Ahmedabad...Thy God is Architecture, and thy light the seven lamps there of. For, as sure, as people say, the Devil is to be seen in Darya's Tomb, Shah Jahan is up, at each rising of the sun,–golden glory, fretted window, tracery and arabesque–watching the flecked light as it fall on panement of marble or alabaster; alone and silent, observing, measuring, comparing, digesting, perhaps copying, drinking in all wisdom, deftness of hand, cunning craft and workmanship, beauty of colour, harmony of form. For the city had already a history and a long line of stout kings for a hundered and fifty years. Ten of her mosques which we can see even today, were built before Columbus discovered America. They existed before one stone had been laid upon another of Ibrahim's Rouza, or Mahmud's vast dome at Bijapur, long before Baber swam the Ganges, or beheld canopus for the first time from the slopes of the Hindu Kush. Is it too much to suppose, that it was here the master builder drank in the elements of his taste which was to display such glorious results elsewere–the bud was here: the blossom and fruit to be in Agra? Every thing has a beginning, Greece before Rome, Damascus before Cairo, Agra follows Ahmedabad."

ઝીણવટથી નિરીક્ષણ કર્યું. અમદાવાદના ઉસ્તાદ સ્થપતિઓને ધ્યાનમાં રાખ્યા. અમદાવાદની અપૂર્વ, મનોહર, માનવતાભરી, કાવ્યમય કલાએ શાહજાદાના મનમાં કલાનો શોખ બલવત્તર કર્યો. એના પિતાને ન ગમેલા અમદાવાદમાંથી એને ભવિષ્યનાં સુંદર આગ્રા અને શાહજહાનાબાદ—દિલ્હીનાં સુંદર ભવ્ય મકાનો દેખાયાં. અને એ પ્રેરણાથી ભરેલો શાહજહાં અમદાવાદમાંથી ગયો. અમદાવાદમાં જે કળી હતી તે આગ્રામાં ખીલી, ફુલી અને ફળ આવ્યાં. આ પ્રમાણે જેમ રોમ પહેલાં ગ્રીસ હતું, કેરો પહેલાં ડમસકસ હતું, અમદાવાદ પહેલાં પાટણ અને દેલવાડા જેવાં ગૂજરાતમાં અનેક સ્થળો હતાં, તેમ આગ્રા પહેલાં અમદાવાદ હતું. એની શરૂઆત શાહજહાંએ અમદાવાદમાં શાહીબાગનો સુંદર મહેલ તથા બગીચો બાંધીને કરી હતી.



જુમામસજીદના મલુક ખાતાના ઘુમટની અંદરની નકશી.

## પ્રકરણ ત્રેવીસમું



# અમદાવાદના સ્થાપત્યની વિશેષતાઓ

"શાહઆલમ સરખેજની શોભા શી રીતે વર્ણાય રે
અસલી ઈમારત હુન્નર આગળ ઈજનેરી લજવાય"—**નવલરામ**

એ કેવળ વિરોધી તત્વોને એક કરી સુંદર અને અદ્દ્ભૂત સ્થાપત્ય ઉત્પન્ન કરવા માટે અમદાવાદ જેમ હિંદુસ્તાનમાં તેમજ દુનીયામાં પણ અનેરૂં સ્થાન ભોગવે છે, તેમ અમદાવાદના એ સ્થાપત્યની કેટલીક વિશેષતાઓ પણ છે. એ વિશેષતાઓ હિંદના બીજા હિંદુ તથા મુસલમાન કોઈ સ્થાપત્યમાં નથી. અમદાવાદના સ્થાપત્યને લગતી કલામાં પણ વિશેષતા છે. એ બધી વિશેષતાઓને લીધે સ્થાપત્ય અને કલા ઉપર પાંચ સૈકાના કાળનો કરાળ હાથ લાગ્યા છતાંયે અમદાવાદનું સ્થાપત્ય સૌંદર્યના રસિકોનું આજે ધ્યાન ખેંચે છે.

અમદાવાદની વિશેષતાઓમાં પહેલું તો મકાનમાં પ્રકાશ દાખલ કરવાની અપૂર્વ કરામત: બીજું ગોખ તથા જાળીઓની અસાધારણ કોમળતા ભરેલી કોતરણી; ત્રીજું મીનારાની રચના, ગોઠવણી, ને શણગાર; અને ચોથું હાલતા મીનારાની અજાયબી છે.

૧: મસ્જીદની અંદરનો ભાગ ઘણે ભાગે ઘણો વિશાળ હોય છે. એમાં હવા તથા અજવાળું લાવવાનો પ્રયત્ન ન થાય તો અંદરનો ભાગ અંધારો અને બંધ જેવો લાગે. આ કારણથી અમદાવાદની મસ્જીદોના કારીગરોએ મસ્જીદના વચલા ઘુમટને બીજા આસપાસના ઘુમટ કરતાં જરા ઉચો કર્યો, અને એની નીચેના થાંભલાને બીજા થાંભલાથી બેવડા ઉંચા કર્યા. એ રીતે કરીને ઉપર

એક માળ જેવું કર્યું, અને એની આસપાસ ઉપરની બાજુમાં નાના થાંભલા મુકી બાકીની અગાશીની બાજુમાંથી હવા અજવાળું આવી શકે એવી ગોઠવણ કરી.

પ્રકાશ લાવવાની રીત

ખ્રીસ્તી દેવળોમાં ઉપલી બાજુ ઉંચે બારીઓ (clerestory windows ) હોય છે એવી જાતની આ કાંઈક ગોઠવણ હતી. પણ ખ્રીસ્તી દેવળોમાં ભીંતની ટોચે નાનાં ગવાક્ષ (વેન્ટીલેટર) જેવી એ બારીઓ હોય છે. એવું મસ્જીદમાં નહોતું. મસ્જીદમાં ઉપરની બાજુ નાના થાંભલાની વચ્ચે કેટલીકવાર સુંદર કઠેરો, જરૂખો, કે થાંભલાની વચ્ચે સુંદર નકશીની જાળી કરવામાં આવતી હતી. આવી રીતે વચલા ઘુમટને કેટલીક વખત એકથી વધારે માળ પણ કરતા, અને મીનારાની નીસરણીમાંથી એમાં જવાતું. બહારનું તેજ થાંભલા વચ્ચેની જાળીમાંથી ઘુમટપર આવીને નીચે પડતું.[1] એ સાથે હવા પણ મંદ મંદ ગળાઇને આવતી. સૂર્યનો તડકો કદી અંદર આવી શકતો નહિ પણ એહું અજવાળું આવ્યા કરતું. આમ કરવાથી હવા અજવાળાની સગવડ ઉપરાંત મસ્જીદના ઘુમટો અગર અગાશી એક સરખી સીધી થવાથી જે સાદાઇ લાગતી, તેના કરતાં વચ્ચેથી આટલો ભાગ ભાગીને ઉંચો કરવાથી મકાનની ભવ્યતામાં ઘણો વધારો થતો.[2]

હિંદી સ્થાપત્યમાં પ્રમાણ ગણાતા બધાયે અભ્યાસીઓ અમદાવાદની મસ્જીદોની પ્રકાશ આણવાની આ રીતની નવીનતાની તારીફ કરે છે.[3] આવી રીતે પ્રકાશ લાવવાની ગોઠવણ ફક્ત અમદાવાદમાં જ છે, અને કોઈપણ જગ્યાએ ખાસ કરીને ગરમ દેશોમાં–હવા અજવાળા માટે જે સગવડો હોય છે તેના કરતાં આ તદ્દન નવીન, સુંદર, અને અક્કલવાળી છે. આ રીત જૈન મકાનોમાંથી આવી હશે એમ મનાય છે. પરંતુ એમાં હાલ એ બહુ દેખાતી નથી. મેવાડના સાદડીના દેવાલયમાં એ જાતની રીત છે.[4]

[૧] Fergusson: Architecture of Ahmedabad. p. 79–80- [૨] એ જ p. 80. " A most pleasing variety of design is obtained without any undue effort. " [૩] એ જ પૃ. ૭૯. " One of the most pleasing piculiarities of these mosques, and so far as is known, it is found only at Ahmedabad." [૪] Fergusson: Ahmedabad Architecture p. 79 & 81 Havell Indian Architecture: p. 72.

ફરગ્યુસન લખે છે કે આ જાતની પ્રકાશ લાવવાની સગવડ અમદાવાદમાં અસલથી શરૂ થઈ હતી અને છેવટ સુધી કાંઈ ફેરફાર થયા સીવાય એવી રીતે ચાલુ રહી હતી કે પ્રકાશ વગેરે હેતુને માટે એને ઉભી કરી હોય એમ મનાતું



સાદડીનું મંદિર (મેવાડ)

નથી; અને સુંદર કલાની કોઈપણ વસ્તુની પેઠે એ લાંબા અનુભવનું જ ફળ હોઈ શકે. પરંતુ ફરગ્યુસન આગળ લખે છે કે જે કામને માટે આ રીતની સગવડ કરી છે તેનો હેતુ ભાગ્યે જ સરે છે. સૌંદર્યમાં તો એ અવશ્ય વધારો કરે છે. ચઢતા પહોરનો અમદાવાદનો તાપ એનાથી રોકાતો નથી, કારણકે મસ્જીદો પૂર્વાભિમુખી છે. સીરિયામાં મસ્જીદો દક્ષિણ તરફની હોય છે; ત્યાં હોય તો આ પ્રકાશની સગવડ સંપૂર્ણ કહી શકાય. ગૂજરાતથી મક્કા બરોબર પશ્ચિમે છે, એટલે એ અર્થ સરતો નથી. દક્ષિણાયન કે ઉત્તરાયણના સૂર્ય વખતે તાપ, પ્રકાશ વગેરે માટે સરખું જ રક્ષણ મળે છે. પૂર્વનો આખો ભાગ ખુલ્લો હોય છે, અને પશ્ચિમ તદન બંધ હોય છે. આ રીતે પ્રકાશ વગેરે જે ઉદ્દેશથી આ સગવડ કરેલી તે ઉદ્દેશ બરોબર સરતો નથી. આમાં જે વિરોધો જણાય છે તે જો મસ્જીદોને અનુસરીને પ્રકાશની સગવડ શોધાઇ હોત તો ભાગ્યે જ જણાત.

ફરગ્યુસનનો મત

હાલ તો આ સગવડ ફક્ત મસ્જીદોમાં જ છે. ફરગ્યુસનની ધારણા એવી છે કે સાદડી સીવાય કોઇ જૈન મંદિરમાં આવી સગવડ દેખાતી નથી, અને એમાં પણ કાંઈક ફેર છે. એટલે અસલ મહેલોમાં આવી ગોઠવણ હશે, અને એ ઉપરથી મસ્જીદમાં દાખલ કરી હશે.

ફરગ્યુસનની આ ધારણા છેક કાઢી નાંખવા જેવી નથી. ઇજીપ્તથી જાવા અને હિંદી ચીન સુધીના અને ખાસ કરીને હિંદી સ્થાપત્યના આ મોટામાં મોટા પ્રમાણભૂત વિદ્વાનના મતમાં સાધારણ નિર્બળ ફેરફાર સૂચવનાર આજ સુધીમાં એકલા ઈ. બી. હાવેલ થયા છે. પરંતુ અમદાવાદની મસ્જીદોમાં પ્રકાશની આ રીત માટે લખતાં એમણે નવો પ્રકાશ પાડ્યો હોય એમ જણાતું નથી. પ્રકાશની આ મનોહર રીતનાં ફરગ્યુસનના શબ્દોમાં જ વખાણ કરી હાવેલ લખે છે કે આ રીત મૂળ હિંદુ હતી એવું ફરગ્યુસને ઉમેરવું જોઇએ.[૫] હાવેલ પણ એનું હિંદુ મૂળ સિદ્ધ કરવા માટે ફરગ્યુસન કરતાં જૂદી રીતે છબીમાં લીધેલું સાદડીના જ દેવાલયનું ચિત્ર આપે છે. પરંતુ ફરગ્યુસન સ્પષ્ટ લખે છે કે આ રીતની બાંધણીનું મૂળ જૈન સ્થાપત્યમાં હશે એ હાવેલ પોતાના ઉત્સાહમાં ભૂલી જાય છે.[૬]

મસ્જીદનું ભોંયતળીઉં અને બાંધણી

આ હવા અજવાળાના પ્રબંધની અપૂર્વ રીત ખાસ કરીને અમદાવાદ અને એ ઉપરથી પછી થયેલી ગૂજરાતની બીજી મસ્જીદોમાં જ છે એટલે એ બાંધણી ક્યાંથી કેવી રીતે અને કયા સમયમાં પૂર્ણ દશાએ પહોંચી હશે એ ચોક્કસ કહેવું તો મુશ્કેલ છે. પરંતુ મસ્જીદોમાં કેવળ હવા અજવાળા માટે જ એનો ઉપયોગ નહિં હોય એ માટે ફરગ્યુસનનું ધારવું પણ ખરૂં છે. આ બાબતમાં એક જ અનુમાન થઈ શકે એવું છે. મૌલિક દષ્ટિએ

[૫] Havell: Indian Architecture p. 72. "He might have added that the arrangement was not a Saracenic invention but a long standing tradion in Indian temple-building in that part of India."

[૬] જુઓ ફરગ્યુસન: Ahmedabad Architecture p. 79. "...Is probably borrowed from some Jain form of which no examples have yet been found."

મસ્જીદની બાંધણી તદ્દન સાદી હોય છે. એક મોટા ચોરસ કે લંબચોરસ ભાગમાં પશ્ચિમની બાજુએ મોટો વિશાળ ઓરડો (લિવાન) રાખે છે. અને એને થાંભલા કે કમાનોથી ટેકવેલા ઘુમટોથી ઢાંકી પુર્વ બાજુ કમાનો કરીને ખુલ્લો રાખે છે. આગળના બાકી રહેલા ખુલ્લા ચોકમાં કોઇ કોઈ મસ્જીદમાં ઉત્તર દક્ષિણ પડાળીઓ કરે છે. કોઇ મસ્જીદની પડખે કે સામે રોઝો પણ હોય છે. આમ મસ્જીદની સાધારણ રીતે બાંધણી છે. એટલે ખરી રીતે આ બાંધણીમાં વૈવિધ્ય, કે એના ભોંયતળીઆની રચનામાં કોઇ જાતની વિચિત્રતા આવી શકતી નથી. જે નાના શણગાર, ભીંતો કે મીનારામાં આજુબાજુ કરે તેનાથી આખા મકાનના સાધારણ આકારમાં ફેર પડતો નથી. હિંદુ મંદિરોમાં એથી ઉલટું છે. આગળના બે મંડપો અને ગભારાનો ભાગ એ બધાના ઘુમટો અને શિખરોની ઉંચાઇમાં ફેર રાખી, આખાયે મંદિરનો આકાર ચઢતા ઉતરતી કરી, દૂરથી પર્વતનાં શૃંગો દેખાતાં હોય એવો રાખે છે. હિંદુ મંદિરનો આકાર કૈલાસ પર્વતના આકારમાંથી નીકળ્યો હશે એમ કહેવું તો મુશ્કેલ છે. પરંતુ કેટલાંક મંદિરોના આકાર કૈલાસ શિખરને મળતા છે એટલી બાબતમાં હાવેલનું ધારવું ખરૂં જણાય છે.[૭] ગૂજરાતના મુસલમાન સ્થાપત્યમાં હિંદુ સ્થાપત્યનો જે અપૂર્વ સહયોગ થયો છે એમાં આ તત્વ બહુ અગત્યનું હોય એમ જણાય છે. મસ્જીદોના સાદા વિશાળ લિવાનમાં અગર લંબચોરસ મંડપમાં હિંદુ મંદિરની પર્વત શૃંગ જેવી ચઢતા ઉતરતી કલા શી રીતે આણવી એની મેળવણીમાં ગૂજરાતી સ્થપતિનું મન ગુંચવાયું હશે. અને પરિણામે મસ્જીદમા વચલો ભાગ આસપાસના ભાગથી ઉંચો કરી, વચલા ભાગ ઉપર માળ જેવું કરી વચલો ઘુમટ બીજા ઘુમટોથી ઉંચો લઇ જઈ, એ દેખાવ મંદિરથી કાંઇક જૂદી રીતે સિદ્ધ કર્યો હોય એમ જણાય છે. આમ આ મસ્જીદોમાં માળની ઉત્પત્તિ બે સ્થાપત્યનું ઐક્ય કરી સૌંદર્યને જાળવી રાખવાના નવા પણ અપૂર્વ પ્રયત્નથી થઇ હશે એમ માની શકાય. એ થયા પછી આસપાસથી એકું અજવાળું ને મંદ હવા આવે, અને સૌંદર્ય સંપૂર્ણ બને એ ખાતર જાળીઓ, જરૂખા વગેરે મુકી આ રચનાને સંપૂર્ણ બનાવી હશે. અમદાવાદની મસ્જીદોને દિલ્હી આગ્રાની પેઠે ચોકની આગળના બહાર રસ્તા ઉપર પડતા દરવાજા મોટા કરવામાં આવતા નથી, પણ

[૭] જુઓ Havell Himalayas in Indian art: plates VII–VIII.

પડાળીની સરખી જ ઉંચાઇના અને હિંદુ આકારના નાના દરવાજા કરવામાં આવે છે. એટલે છેક બહારથી જોતાં મસ્જીદોનો દેખાવ આગળથી ગિરિશૃંગો જેવો ચઢતા ઉતરતી લાગે છે, અને બાજુમાંથી પણ તેમ જ લાગે છે. જુમા મસ્જીદ, ઇસનપુરની મસ્જીદ, ચાંપાનેરની મસ્જીદ વગેરે જોતાં આ સમજાશે.[૮] જે મસ્જીદોની અગાશીઓ સરખી કરી વચલો ભાગ ઉંચો નથી કર્યો તેમાં આવું નહિ જણાય. સરખેજની મસ્જીદમાં એવું છે.

બાંધણીમાં વૈવિધ્ય લાવવા માટે આ રચના હોય

આ સાથે બીજો પણ એક વિચાર આવે છે. માળ અને પ્રકાશની આ રચના ગોઠવણીમાં ચઢતા ઉતરતી ઘાટ લાવીને સૌંદર્ય વધારવાના ઇરાદા ઉપરાંત એ રચનામાં વાવનાઅષ્ટ કોણ કુવાની રચના ગોઠવવાનો ખ્યાલ પણ એ સ્થપતિઓએ કર્યો હોય એમ જણાય છે. મોટી મસ્જીદોમાં, તથા જેમાં એવા માળ એક કરતાં વધારે હોય ત્યાં આ વધારે સ્પષ્ટ થાય છે. વાવ પણ ગૂજરાતની જ એક વિશિષ્ટતા છે, અને આ પ્રકાશની રીતની પેઠે એ પણ બીજે કાંઇ દેખાતી નથી. સૌંદર્યની બધી

[૮] ચઢતા ઉતરતી અને ખૂણા પાડી ભાગતા આકારમાં સૌંદર્યનો વધારો થાય છે એ આપણા કડીઆ હાલ પણ માને છે. ટલોઇના કડીઆ હાલ પણ વખણાય છે. એવા કેટલાક મુસલમાન કડીઆના પ્રસંગમાં હું આવ્યો છું. અને એમને ચઢતા ઉતરતી તથા ભાગતા દેખાવનાં મકાનોનો એટલો શોખ માલુમ પડયો છે કે એવા દેખાવ વગરનું સાદું મકાન બનાવવું એ લોકને પસંદ પડતું નથી. ધર્મે મુસલમાન હોવા છતાં હિંદુ સ્થાપત્યના શાસ્ત્રીય સિદ્ધાન્તો પરંપરા ગત એમને મળેલા છે અને અમદાવાદમાં ઘણાં મકાનો તથા એક હિંદુ મંદિર પણ એમણે બાંધેલું છે. વંશપરંપરાથી સ્થાપત્યનાં કામ કરનારાઓની તપાસ કરતાં જૂના સ્થાપત્યના સિદ્ધાન્તો ઉપર કાંઇક વિશેષ પ્રકાશ પડે છે. આ મુસલમાન કડીઆ જૂદા જૂદા આકાર મેળવી નવા આકારનાં મકાનો પણ ઇજનેરી પ્લેન ન હોય તો પણ બનાવી શકે છે.

સરખાવો "The elevations of the mosques have usually been studiously arranged with a view to express at once the structural arrangements, and to avoid monotony of outline by varied elevation of each division." Encyclopaedia Britanica 13th Edition Vol. 14 p. 433- એન્સાઇક્લોપીડીઆના લેખકનું આ માનવું ખરૂં જણાય છે.




જર્મન મુસાફર મેન્ડેસ્લો




ફ્રેન્ચ મુસાફર થેવેનો



૨૪ શાહ વજીઉદ્દીનની દરગાહ

વસ્તુઓને નવા સંજોગો પ્રમાણે મેળવીને ગોઠવવાની આપણા સ્થપતિઓની અદ્દભૂત કળા જાણીતી જ હતી. મસ્જીદમાં છેક ઉપલા માળમાંથી નીચે મસ્જીદમાં નજર કરી શકાય છે. અને એ આખો યે દેખાવ સુંદર વાવ જેવોજ લાગે છે. જેમ માળ વધારે એમ આ રચના વધારે સુંદર દેખાય છે. જેને પ્રકાશની રીત તરીકે આપણે ઉપર ઓળખી ગયા, અને બધા લેખકો એમ કહે છે તે અમદાવાદમાં શરૂ થઈ ચાંપાનેરમાં સંપૂર્ણતાએ પહોંચી હતી. એ ચાંપાનેરની મસ્જીદનો ઉપરનો ભાગ જોવાથી સ્પષ્ટ થાય તેમ છે. એ ઉપરથી વાવ જેવો લાગે છે. આ બધો વિચાર કરતાં મંદિરનો ચઢતા ઉતરતી ઘાટ અને વાવની રચના એ બન્નેના સૌંદર્યની અજબ મેળવણી કરી એકલા પ્રકાશ માટે નહિં, પણ આકર્ષક દેખાવ અને વૈવિધ્ય લાવવા માટે એ રચના મસ્જીદોમાં થઈ હોય એમ અનુમાન થઈ શકે. અને એ અનુમાન માનીએ તો ફરગ્યુસનની શંકાનો પણ કાંઈક ખુલાસો થાય. પ્રકાશને માટે આ જાતની ગોઠવણની જરૂર ન છતાં એ પણ કાંઈક અંશે સધાય છે એ વળી વધારે ખુશીની વાત છે. અમદાવાદની મસ્જીદોમાં આ રચના સાથે મીનારા ઝરૂખા વગેરે મળવાથી, એક સરખી બાંધણીની નીરસતા (monotony of outline) લાગતી નથી.

૨: **જાળીઓ:** અમદાવાદના સ્થાપત્યમાં બીજી વિશેષતા એની જાળીઓ તથા ગોખની કોતરણીની છે. હિંદુ મંદિરોને અંદર અને બહાર શણગારથી ભરી દેવામાં આવતાં. જૈન મંદિરોમાં એ શણગારને કાંઈક જૈનોના સંસ્કાર ચઢયા; અને મંદિરની બહારની બાજુએ મૂર્તિઓ તથા આકૃતિઓની વિપુલતા કાંઈક ઓછી થવા માંડી. મુસલમાની મકાનોમાં મૂર્તિઓને સ્થાન જ નહોતું. એટલે એમના કારીગરોને વંશપરંપરાથી ઉતરી આવેલી શણગાર કરવાની ટેવ ઉપર કાબુ લાવવો મુશ્કેલ હતો. આનું સમાધાન ઉત્તમ રીતે થયું, અને પૌરાણિક મૂર્તિઓને બદલે ભૂમિતીની આકૃતિઓ તથા વનસ્પતિની આકૃતિઓનો છૂટથી ઉપયોગ થયો. આ ઉપયોગ અસલ હતો તો ખરો, પરંતુ હવે એના જ ઉપર સલાટોનું લક્ષ હોવાથી એ કળા સંપૂર્ણ બની, અને પરિણામે અમદાવાદની જાળીઓ તથા ગોખ એવા બન્યા કે એનો જોટો હિંદુસ્તાનમાં તો શું પણ દુનિયામાં પણ મળવો મુશ્કેલ પડે. યૂરોપીય લેખકો પણ આ બાબતમાં એક મત છે કે ખ્રીસ્તી દેવળમાં રંગીત કાચની બારીઓ સુંદર તેજ આપવા સાથે ચિત્રામણથી અત્યન્ત મનોહર લાગે છે. પરંતુ એટું ધીમું તેજ આપવામાં, અને

સૌંદર્યમાં, કોતરેલા પત્થરની અમદાવાદની જાળીઓ કોઇ રીતે ઉતરતી નથી. સાથે મંદ મંદ હવા પણ આવે છે એ એની વિશેષતા છે. કેટલીક વખત અસાધારણ સૌંદર્યની અમદાવાદી જાળી પાછળ ખુલ્લા આકાશમાં જોઇએ તો વિલાયતી રંગીત કાચની જાળીઓ કરતાં પણ એ ઘણી સુંદર લાગે છે. અમદાવાદ જેવી સુંદર જાળીઓ હિંદુસ્તાનના હિંદુ કે મુસલમાન સ્થાપત્યમાં બીજે કાંઈ છે જ નહિ. એટલે સરખામણી ફક્ત દિલ્હી આગ્રા સાથેજ કરી શકાય. દિલ્હી આગ્રામાં જાળી કરતાં ભીંતનું જડિત કામ વધારે છે. અને જાળીઓ જે છે તે અમદાવાદ જેટલી ઝીણી કોતરણીવાળી, અને આકૃતિઓ વિવિધતાવાળી નથી. આગ્રામાં ઈતિમાદૌલાની જાળીનું કામ સુંદર છે પરંતુ એ અમદાવાદની શાહઆલમની જાળી કે વટવાની ભાગી તુટી જાળી જેટલું બારીક નથી. દિલ્હી આગ્રાના આરસના કામમાં જાળી કરવી સહેલી છે છતાં કામ જાડું છે. અમદાવાદના રેતીઆ પત્થર (sand stone)માં જાળી મુસ્કેલ છે. અમદાવાદમાં આવી જાળીઓ ઠેર ઠેર છે. સરખેજના રોજાની જાળીઓ માટે લખતાં ફરગ્યુસન લખે છે કે આપણે યૂરોપમાં જે રંગીત કાચની બારીઓનો ગર્વ કરીએ છીએ તે શું આના કરતાં વધારે સુંદર છે? ભૌમિતિક આકૃતિઓની વિપુલતા અને તેનાથી બેઠું તેજ પડે છે તે બધું ધ્યાનમાં લેતાં આખી દુનિયામાં આવું કામ ભાગ્યે જ જડશે.[૯] ભીંતમાં નાની જાળીઓથી આરંભી રોજાઓની આસપાસ

[૯] Fergusson: Ahmedabad Architecture p. 88.

"We in Europe are proud of the walls of glass that enclose the naves of our Cathedrals. Are they more beautiful than the wall of trellis-work which encloses the tomb of the Saint? Considering the enormous variety of design involved in such a screen as this, the beauty of the patterns, and the effect of the subdued light which they shed interually, there is something in all this which it would not be easy to match in any part of the world-" આ ઉપરાંત સીદી શહીદની મસ્જીદની જાળી માટે જે પ્રશંસાનો ઉભરો લગભગ દરેક મુસાફર અને કલાના શોખીને કાઢેલો છે તે ઉપરથી અમદાવાદના કારીગરોની જાળીઓ કરવાની હુશિયારી માટે બહારના લોકોએ આપેલી સાબીતીનો પાર રહેતો નથી. અને પત્થરની આરપાર કોતરેલી જાળીઓનું કામ એક વખત અમદાવાદમાં

આખીને આખી ભીંતો ફક્ત ઝીણી સુંદર જાળીઓની કરેલી છે. શાહેઆલમ



સૈયદ ઉસમાનની મસ્જીદના મીનારાનો ગોખ.

ને સરખેજ, બાદશાહ ને રાણીના હજીરા, શાહપુર અને મુહાફીઝખાં જેવી મસ્જીદોની ભીંતોમાં મુકેલી નાની જાળીઓ, અમદાવાદની જાળીઓના અદ્ભુત

એવું થતું હતું કે આખી દુનિયામાં એને સર્વોપરી માનીએ તો અતિશયોક્તિ નથી. અને આવી જાળીઓ હાલ પણ કોઈ જગ્યાએ દેખાતી નથી. સીદી શહીદની જાળીઓનું વર્ણન આગળ તેની જગ્યાએ કરીશું. જુઓ Havell: Indian Architecture: p. 140. " In this class of window tracery India stands alone, it is purely Indian development of sculptor's craft having its origine in the Hindu temple tradition. It owned nothing to Persian Art. "

વળી જુઓ: Douglas: Western India. p. 309. " For, as Michael

નમુના છે.[૯] બીજા અસંખ્ય રોજાઓમાં અને મસ્જીદોમાં જાળીઓ કરેલી છે. પણ આ બધાંમાં અમદાવાદના નામને, અને જાળીઓ કરવાની અમદાવાદી–ગૂજરાતી કલાકારોની અપૂર્વ કલાને અમેરીકા સુધી પ્રસિદ્ધ કરનાર લાલદરવાજે સીદી શહીદની મસ્જીદની જાળીઓ તો એ માટે અમદાવાદ દુનિયામાં શ્રેષ્ટ છે એ અતિશયોક્તિ નથી એમ સિદ્ધ કરે છે. વનસ્પતિના આકારોની ગુંથણી ઉપરાંત અમદાવાદની જાળીઓમાં ભૌમિતિક આકૃતિઓ વધારે છે. એમાં પણ અસાધારણ બારીકતા અને વૈવિધ્ય છે. અમદાવાદની જાળીઓની આ આકૃતિઓ જોઈ એક લેખક લખે છે કે અમદાવાદમાં ભૂમિતિ એવી ઉલ્લાસમાં આવી ગઈ છે છે કે ઉન્મત બની નૃત્ય કરે છે. અમદાવાદની જાળીઓ જોઇ આ કથન સત્ય લાગે છે.

જાળીઓ ઉપરાંત ભીંતો અને મીનારામાં ગોખ કરી એમાં ચિરાગ વગેરે આકારો કરી, અગર તે ગોખમાં ફળફુલ વેલની અપૂર્વ ગુંથણી કરી જે મનોહર દેખાવ કર્યો છે એ પણ એક વિશેષતા છે, જાળીઓની પેઠે એ કોતરણી આરપાર નથી એટલે એનો વિચાર મીનારા સાથે કરીશું. પરંતુ ઝરૂખાની બારીઓનો ઉપયોગ પણ મસ્જીદોમાં થવા માંડયો હતો; અને મસ્જીદના મ્હોરા (facade)ની કમાનોની વચ્ચે અને ઉત્તર દક્ષિણના પડખાંમાં એવી બારીઓ જાળીઓને બદલે મુકવામાં આવતી. આ રચના શુદ્ધ હિંદુ છે, અને હિંદુ મકાનોમાંથી આખીયે લીધેલી છે. એ બારીઓ, એના ટેકા તથા છાપરૂં મસ્જીદની આખીયે રચનામાં અપૂર્વ મનોહરતા ઉમેરે છે. રાણી સીપ્રી, રાણી રૂપમતી અને મુહાફિઝખાંની મસ્જીદોમાં એના ઉત્તમ નમુના છે.

ઝરૂખા

**૩ મીનારા:** એ અમદાવાદની મસ્જીદોની ત્રીજી વિશેષતા છે. મીનારા

Angleo said of Ghibertis' Gates some of the screens and windows of Ahmedabad were worthy to adorn the Gates of Paradise."

વળી જુઓ: Forrest. Cities of India: p. 72. "The windows and tracery of the niches of the minarets show how the Hindu sculptor could use his chisel with as free and delicate hand as Raphaeal could his pencil."

તો હિંદુસ્તાન અને પરદેશોની ઘણી યે મસ્જીદોમાં છે. મીનારાનો સાધારણ ઉપયોગ પ્રાર્થનાના વખતે લોકોને બોલાવવા માટે એના ઉપર ચઢીને થાય છે.



દાદા હરીની વાવનો ગોખ.

અમદાવાદના કારીગરોએ આ ઉપયોગી મીનારા—જે મસ્જીદોનું ખાસ લક્ષણ હતું—એને સૌંદર્યના એક ખાસ સાધન તરીકે ફેરવી નાંખ્યા. મસ્જીદના મ્હોરાની સાદાઇમાં બારીઓ, જાળીઓ, તથા ગોખ, અને ભીંતમાં આંતરીઓ સીવાય બીજા અલંકાર મુકાય એમ નહોતા, અને આ બધું હદ કરતાં વધારે આવી શકે નહિ. મીનારા મુસલમાની રીત પ્રમાણે ખાસ અગત્યના હોવાથી મસ્જીદની બાંધણીમાં એનું સ્થાન ખાસ હતું. એટણે અમદાવાદના કારીગરોએ પોતાની બધી કળા તથા હુશિયારી મીનારા બનાવવામાં દાખવી. મીનારાનો આકાર પણ અદ્‌ભૂત મિશ્રણ કરીને બનાવ્યો. કારીગરોના મન આગળ ચીતોડના કીર્તિસ્તંભ

જેવા આકારો હતા. હિંદુ મંદિરોનાં ભાગતી ભીંતનાં ખૂણાઓવાળાં પડખાં, તથા ગભારાની પછીત પણ નજર આગળ હતાં. ભાગતો ખૂણાવાળો દેખાવ સૌંદર્યમાં ઉમેરો કરે છે એ ગૂજરાતી સ્થપતિઓ સારી પેઠે જાણતા હતા. મંદિરો નીચેથી ઉપર સુધી અનેક ખૂણા પાડી ભાગતા આકારનાં, અને આખુંયે સાથે જોતાં ચઢતા ઉતરતી ઘાટનાં હતાં. એટલે મસ્જીદની સીધી ભીંતમાં મીનારા આગળ ઉપસી આવે એવા કરવા એ નવીનતા હતી. એ મીનારાના ઘાટમાં કીર્તિસ્તંભ અને મંદિરની બહારની ભીંતોનું અપૂર્વ મિશ્રણ કરીને એક નવો સુંદર ઘાટ કારીગરોએ ઉપજાવી કાઢયો.[૧૦]

મીનારા મસ્જીદની વચલી કમાનની આસપાસ છેક જમીનથી શરૂ કર્યા, અને મસ્જીદની ઉંચાઇ સુધી એમાં અનેક ખૂણા તથા વચ્ચે વચ્ચે ગોખ કરી કારીગીરીથી આખાયે ભરી દીધા. ગોખમાં હિંદુ મંદિરોના

મીનારાની બાંધણી

ગોખની મૂર્તિઓને બદલે અસાધારણ બારીક કારીગીરી વાળો ફુલ વેલાની આકૃતિઓ કરી. મસ્જીદની ભીંતની ઉપરથી મીનારા ગોળ બનાવ્યા. તેમાં થોડે થોડે અંતરે પત્થરનાં ગોળ છજાં કાઢીને તેની નીચે કોતરણીથી ભરેલા ટેકા મુકયા. એના ઉપર એવો જ નકશીદાર કઠેરો બનાવ્યો. છેક ઉપર એ પ્રમાણે વધતો મીનારો અણીદાર શંકુ જેવો બન્યો. અને નીચેથી ઉપર સુધી જવા માટે ગોળ સીડી એની અંદર બનાવવામાં આવી.[૧૧]

મીનારાની આ રચનાનાં બીજ ગૂજરાતી કારીગરોમાં હતાં જ. પરંતુ એની ગોઠવણી બરોબર બેસાડતાં એમને સહેજ મંથન થયું જણાય છે. મુસલમાનોની મસ્જીદમાં મીનારાની જરૂર હતી. કારીગરોએ કીર્તિસ્તંભો સીવાય એવું કાંઇ જોયું નહોતું. અમદાવાદના મીનારામાં કીર્તિસ્તંભ કરતાં કાંઇક જૂદી જ વિશેષતા

[૧૦] જુઓ. Havell: Indian Architecture p. 70. "The beautiful minarets which are so characteristic of this and other mosques in Gujarat have none of the Saracenic feeling of the Qutb Minar at Delhi, but are entirely Hindu in style, being only adaptations of the splendid Rajput Towers of Victory at Chitor. [૧૧] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૬૫-૨૬૬.

છે તે ક્યાંથી આવી ? શરૂઆતની મસ્જીદોમાં એવું કાંઈ નથી. સરખેજ અને વટવાની મસ્જીદમાં મીનારા કર્યા જ નથી. ભદ્રની અહમદશાહની મસ્જીદમાં પહેલો મીનારાનો પ્રયત્ન થયો છે. પરંતુ તે દેખાવના જ છે. અને ઉલટા શોભા બગાડે છે. હૈબતખાંની મસ્જીદ શહેરના મકાનોમાં બીજી બંધાઇ છે. એમાં પણ ધૂમાડીઆ જેવા નાના મીનારા દેખાવ માટે જ કર્યા છે. સૈયદ આલમની મસ્જીદમાં મીનારા સુધાર્યા. એટલે અમદાવાદમાં ત્રણેક મસ્જીદો બંધાઈ એટલામાં તો જુમા મસ્જીદ જેવા ભવ્ય મીનારા બાંધવા જેટલી અને તેને યોગ્ય સ્થળે ગોઠવવા જેટલી કળા આવી ગઇ. કયી કયી ચીજોના આકારનું મિશ્રણ કરવાથી મીનારા સારા દેખાશે એ ગૂજરાતી સ્થપતિઓએ ઘણા જ ટુંકા સમયમાં જાણી લીધું અહમદશાહના જ રાજ્યકાળમાં મીનારા સુધારી નાંખ્યા, અને એ કળા સુલતાન મહમૂદ બેગડાના સમયમાં શિખરે પહોંચી. વચલી કમાનની આસપાસ રાખવાને બદલે મસ્જીદને છેડે મીનારા કરવા માંડયા. છેવટે અંદરની સીડી પણ કાઢી નાંખી રાણી સીપ્રીની મસ્જીદની પેઠે જરૂર તથા શોભા બન્ને માટે નહિં પણ કેવળ શોભાને જ માટે મીનારા કરવાની રીત દાખલ થઇ. એ રીત પણ મસ્જીદ બંધાવનારની ઇચ્છા ઉપર હતી. કારણ કે ગૂજરાતી બાદશાહીના અંત સુધી જૂદી જૂદી વખતે બંધાયલી મસ્જીદોમાં જૂદા જૂદા આકાર અને બાંધણીના મીનારા દેખાય છે.

મીનારાની બાંધણીની વૃદ્ધિ

આ મીનારા, એની બાંધણી, આકાર, અને કારીગીરી અમદાવાદની જ એક ખાસ વિશેષતા છે. બીજી કેટલીક જગ્યાની પેઠે મીનારા અહીં જૂદા નથી, પણ મસ્જીદનો જ એક ભાગ છે. નકશીની સમૃદ્ધિમાં. અને આકારની સુંદરતામાં કેરોના મીનારાથી ચઢે એવા મીનારા અમદાવાદમાં જ છે. અને પશ્ચિમે કેરો (ઇજીપ્ત)-થી પૂર્વમાં મુસલમાન ધર્મ જ્યાં સુધી હશે ત્યાં સુધી કોઇ જગ્યાએ અમદાવાદ જેટલા સુંદર મીનારા નથી એ માટે સ્થાપત્ય અને કલાના સઘળા વિવેચકો એકમત છે.[૧૨]

[૧૨] Douglas: Western India p. 309. "Had he wandered to Cairo he would have seen no more graceful minarets." ફરગ્યુસનનો ઉતારો અમદાવાદ ગેઝેટીઅરમાં આપેલો છે.:–"Their minarets the only minarets that in beauty of outline and richness of detail surpass those of Cairo are the chief glory of the Ahmedabad mosques.

ફરગ્યુસન લખે છે કે ઇજીપ્તની મસ્જીદોમાં અમદાવાદ કરતાં ૨૫૦ વર્ષ પહેલાં મીનારા કલાની ઉંચી કક્ષાએ પહોંચ્યા હતા. પરંતુ મસ્જીદના જ ભાગ તરીકે મીનારા મુસલમાન સ્થાપત્યમાં પહેલવહેલા અમદાવાદે જ વાપર્યા છે. ગીજનીની સત્તા નીચે (ઈ. સ. ૯૭૫-૧૧૩૯), અને દિલ્હીના પઠાણ રાજ્યમાં (ઇ. સ. ૧૧૯૨ થી ૧૫૫૮) મીનારા કીર્તિસ્તંભ તરીકે જુદા થતા પણ મસ્જીદના મીનારા તરીકે નહિ. જુવાનપુરના સ્થાપત્યમાં ( ૧૩૯૭-૧૪૭૮ ) દિલ્હીની પેઠે તે સમયે મીનારા ભાગ્યે જ હતા; અને બંગાળના ગૌડના સ્થાપત્યમાં (૧૨૦૩-૧૫૭૩ ), માળવાના માંડુમાં ( ૧૪૦૧-૧૫૬૮ ) અને ગુલબર્ગામાં ( ૧૩૪૭-૧૬૦૯ ) મસ્જીદોને મીનારા નહોતા. અમદાવાદના બાદશાહોને કોઇ પશ્ચિમ એશિયાના ઉસ્તાદોએ એ સૂચન કર્યું હોય. પરંતુ અમદાવાદના મીનારાની રચના બધી યે હિંદુ ઘાટની છે; ચીતોડના બીજા કીર્તિસ્તંભ જેવી કાંઇક જણાય છે, અને ગૂજરાતનાં મંદિરોની બહારની નીચેની બાંધણીને કાંઇક મળે છે."[૧૩]

ફરગ્યુસનનું અને અમદાવાદ ગેઝેટીઅરના લેખકનું આ માનવું ખરૂં છે. પરંતુ મીનારાના ઘાટ માટે એ લેખક હિંદુ મંદિરોના બહારના ઘાટના છે એમ છેવટે લખે છે તે જ ઉઘાડું સત્ય છે.[૧૪] પશ્ચિમ એશિયાના કોઇ ઉસ્તાદે સૂચના કરી હશે એવો તર્ક પણ કરવાનું સ્થાન નથી. અમદાવાદની મસ્જીદોના મીનારા નજરે જોવાથી, તથા ચિત્રોથી પણ આપોઆપ સમજણ પડે તેમ છે. આ બધું જોતાં જણાશે કે મીનારા અમદાવાદના સ્થાપત્યની એક ખાસ વિશેષતા છે.

[૧૩] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૬૬. [૧૪] સરખાવો અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૬૬. નોંધ ૬, ફરગ્યુસન અને ફોર્બ્સમાંથી ઉતારા:—"The bases of the Ahmedabad minarets are, except for the change from images to tracery, elongated copies of the perpendicular parts of the basements of Hindu Temples ( Ferg. His. Arch. III 532). So also, Forbes: The minarets of Ahmedabad mosques, if, for their arched foliated panels, idol-seulptured alto-reliefs are substituted, are on a small scale perfect representations of the two stories of a shrine tower to which the imagination can easily add a curvilinear spire."

... ... ... ... ...

અને એની કારીગીરી, રચના, મસ્જીદ સાથેનો સંબંધ[૧૫] વગેરે જોતાં દુનિયાની કોઇ પણ મસ્જીદના મીનારા કરતાં ચઢે તેમ છે, અને કોઇ પણ કીર્તિસ્તંભ કે હાલના ઘડીયાળોના ટાવરો કરતાં વધારે સુંદર છે. હેનરી કઝીન્સ લખે છે કે 'સાધારણ રીતે લોકની માન્યતાની વિરૂદ્ધ હીંમત કરવા જેવું લાગે પણ મને તો તાજ-મહાલના બોડા મીનારા કરતાં અમદાવાદના મીનારા વધારે સુંદર લાગે છે અને ઘણું કરીને આખા હિંદમાં એ સર્વથી સુંદર છે.'

**૪ હાલતા મીનારા:** આ અમદાવાદની વળી એક નવી જ વિશેષતા છે. અમદાવાદની મસ્જીદોના મીનારા હાલે છે! મીનારાના ઉપલા માળની બારી આગળથી જરા હલાવીએ એટલે મીનારા સારી રીતે ધ્રુજતા હોય એમ માલુમ પડે છે. પરંતુ તેથી પણ વધારે નવું એ છે કે એક મીનારો હલાવીએ એટલે એની જોડેનો બીજો પોતાની મેળે ગતિવાળો થઇ હાલે છે. એક ઉપરથી ગતિ બીજા ઉપર શી રીતે જાય છે તે સમજાતું નથી. બન્ને મીનારાની વચ્ચેની મસ્જીદની અગાશીમાં કાંઇ કરામત હોય તો એકના હાલવાના તરંગ બીજામાં જાય તે ખબર પડે. પરંતુ એવી કાંઇ ખબર અગાશીમાં એ વખતે ઉભા રહી તપાસીએ તો જાણીતી નથી.

આ વિચિત્રતા સ્થાપત્યના જ કોઇ સિદ્ધાન્તની અજાયબી છે, કે બીજું કાંઇ છે એનો પાર કોઇ પામી શક્યું નથી. હાલના ઇજિનેરી જ્ઞાનવાળા પણ

[૧૫] મસ્જીદોમાં મીનારા છુટા કરવામાં આવતા પણ મસ્જીદના એક ભાગ તરીકે મીનારા અમદાવાદમાં પહેલવહેલા થયા. જુઓ અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૬૬. ફર્ગ્યુસનની આ માન્યતા ઉપર ગેઝેટીઅરનો લેખક નોંધમાં લખે છે કે ખંભાત અને પાટણમાં મીનારા થતા હતા એવા ઉલ્લેખો છે. પરંતુ ગૂજરાતી કારીગરોની જ એ રચના કહેવાય એટલે મીનારા પહેલા કરવા માટે અમદાવાદને યશ ન મળે તો પણ વાંધા જેવું નથી. જુઓ. Henry Cousens Architectural Antiquities of Western India p. 67. હેનરી કઝીન્સ આર્કીઓલોજીકલ સર્વેના મોટા અમલદાર છે. એમને પણ લોકમત વિરૂદ્ધ તાજમહાલ સામે ટીકા કરતાં શબ્દોની પાળ બાંધવી પડે છે. દેલવાડાનાં મંદિરો વિગતમાં તાજ કરતાં વધારે સુંદર છે. પણ એ ઢીલા ગૂજરાતને એક ખૂણે પડયાં છે. તાજની જડિત નકશી ખાસ અપૂર્વ સુંદરતાવાળી છે. તે સીવાય તાજ એની આસપાસના દેખાવ અને મકાનોની સમગ્રતામાં જ રમ્ય છે. ગૂજરાતની કલાની પેઠે એનો એકે કકડો છુટો જોવો ન ગમે. પરંતુ તાજ માટે ખરી ટીકા હાલ લોકને રૂચતી નથી.

આ બાબત કાંઈ સમજી શક્યા નથી. તેમ જ કોઇપણ જગ્યાએ એનો ખુલાસો મળતો નથી. આ બાબતની સૌથી પહેલી નોંધ મીરાતે અહમદીમાંથી મળે છે. યુરોપીયન જોનારાઓમાંથી સર્વથી પહેલી નજર કર્નલ મોનિયર વિલિયમ્સની ખેંચાઇ છે. અમદાવાદ ગેઝેટીઅર લખાતા પહેલાં ફોર્બ્સ, બ્રીગ્ઝ વગેરેનું ધ્યાન આ તરફ નથી ગયું. તેમજ ફરગ્યુસન જેવા પ્રમાણભૂત પુરુષે આ બીના લક્ષમાં જ નથી લીધી. અમદાવાદ ગેઝેટીઅરમાં નીચે નોંધમાં મોનિયર વિલિયમ્સનો મત ફક્ત ટાંકયો છે. અને આર્કીઓલોજીકલ સર્વેમાં ડૉ. બર્જેસે પણ આ હકીકતની સાધારણ નોંધ લીધી છે, પણ ખુલાસો કર્યો નથી.

કર્નલ મોનિયર વિલિયમ્સે નોંધ લીધી તેને પણ આજે ૧૨૦ વર્ષ થયાં છે. મોનિયર વિલિયમ્સ સરકારના સર્વેયર જનરલ હતા. એ તા. ૩૧ મે ૧૮૦૯ને રોજ પોતાની રોજનીશીમાં અમદાવાદના મીનારાની બીના લખે છે. અમદાવાદમાં રાજપુરવાળી મસ્જીદના મીનારા પણ હાલે છે એ પ્રસિદ્ધ વાત હતી અને આજે પણ છે. પરંતુ ગમે તે કારણથી એ હકીકતની નોંધ કોઇએ લીધી નથી. ઇ. સ. ૧૮૦૯માં કર્નલ મોનિયર વિલિયમ્સ અમદાવાદ આવ્યા ત્યારે અમદાવાદની જુમા મસ્જીદના પ્રસિદ્ધ મીનારા પડી ગયા નહોતા; એ ૧૮૧૯ના ધરતીકંપમાં પડી ગયા. શહેરના ઘણાખરા મીનારા એ વખતે ઉભા જ હતા. ઈ. સ. ૧૮૧૯ પછી ઘણાખરા મીનારા પડી જવાથી, તથા બાકી રહેલા ઘણે ભાગે શહેર બહાર હોવાથી કોઈના ધ્યાનમાં નહિં આવ્યા હોય. અમદાવાદ ગેઝેટીઅર, અને હોપ-ફરગ્યુસનના સ્થાપત્યના પુસ્તકમાં તો, તે વખતે ખાસ પ્રસિદ્ધ રાજપુરવાળી મસ્જીદના જ હાલતા મીનારા જાણવામાં હતા તેથી, અને એ મસ્જીદની નોંધ જ લેવી રહી ગઇ છે તેથી, એ આખી યે બીના રહી ગઇ હશે. પરંતુ ડૉ. બર્જેસે રાજપુરવાળી મસ્જીદની નોંધ લીધી છે એમાં આ બીના જણાવેલી નથી. વળી મીરાતે અહમદીની પુરવણીમાં હાલતા મીનારાની વાત જણાવેલી છે, અને એ પુરવણી ફોર્બ્સ, હોપ, ફરગ્યુસન વગેરેના સમયમાં બહાર પડી નહોતી. હાલતા મીનારા સંબંધી પહેલો સ્પષ્ટ ઉલ્લેખ આ પ્રમાણે મીરાતે અહમદીમાં કરેલો છે. એટલે આજથી પોણાબસો વર્ષ પહેલાં એ વાત અમદાવાદમાં જાણીતી હશે. એ પછી ૧૮૦૮માં કર્નલ મોનિયર વિલિયમ્સનો ઉલ્લેખ છે, અને ગેઝેટીઅરે

હાલતા મીનારાની વાત જૂના સમયથી જાણીતી છે

એની લીધેલી નોંધ સીવાય એ વાત વીસારે પડેલી છે. પશ્ચિમ હિંદનું સ્થાપત્ય પહેરવેશ અને સૃષ્ટિ સૌંદર્ય વિશે પુસ્તક લખતાં ગ્રીન્ડલેએ મોનિયર વિલિયમ્સનો ઉતારો ટાંકયો છે. એ પછી છેક ૧૯૨૬માં આર્કીઓલોજીકલ સર્વેવાળા હેનરી કઝીન્સે પોતાના પુસ્તકમાં આ ઉતારો ટાંકી પોતાનો અનુભવ પણ સાથે ઉમેર્યો છે. એ આખોયે ઉતારો અત્રે જાણવા જેવો છે:—

મોનિયર વિલિયમ્સનો અનુભવ

"પરંતુ આ મકાનમાં (જુમા-મસ્જીદમાં) ખાસ નવાઇની બીના એ છે કે મકાનની વચમાં ઉભેલાં મીનારાના ઉપલા છજામાં જરા હલાવતાં ગતિ પેદા થાય છે. સ્થાપત્યની આ ચમત્કારિક બીના (architectural phenomenon) સમજાવવા માટે અનેક સિદ્ધાન્તો કહેવામાં આવે છે. પરંતુ એકેથી મનનું સમાધાન થતું નથી; અને એક મીનારાને હલાવતાં બીજો એની મેળે ગતિવાળો થાય છે અને એની કાંઈ પણ અસર વચ્ચેની અગાશી ઉપર જણાતી નથી તેથી શંકામાં વધારે ઉમેરો થાય છે. સર્વેયર જનરલ કર્નલ મોનિયર વિલિયમ્સ લખે છે કે જુમા મસ્જીદના મીનારા તપાસતાં અમને લાગ્યું કે એ મીનારા બીજી મસ્જીદોના મીનારા કરતાં પણ વધારે હાલે છે; અને બીબીજી (રાજપુર)ની મસ્જીદની પેઠે એક મીનારામાંથી બીજામાં ગતિ જાય છે. ખરેખર અમે શહેરમાં અને બહાર બધા આખા મીનારાની જોડીઓમાં આ અખતરો કર્યો અને એ જ પરિણામ આવ્યું. એકના હાલવાની ગતિ બીજામાં જાય છે તે વચ્ચેની અગાશીમાંથી જતી હોય એમ ધારી હું બન્ને મીનારાની વચ્ચે સુઈ રહ્યો અને બીજાં માણસોએ મીનારા હલાવ્યા, પણ મને કાંઇ પણ ગતિ માલુમ પડી નહિ અને મારી નીચેનો અગાશીનો ભાગ ગતિ વગેરેનો જ હતો."[૧૬]

આમાં હેનરી કઝીન્સ પોતે નીચે મુજબ ઉમેરે છે:—

[૧૬] Supplement to Mirate Ahmedi: Navab Ali & Seddon p. 10-11. મીરાતે અહમદીની ગૂજરાતી આવૃત્તિમાં પણ એ પ્રમાણે હકીકત છે. કર્નલ મોનીઅર વીલીયમ્સની ડાયરીનો ઉતારો ગ્રીન્ડલેએ લીધો છે, અને એમાંથી ડોસાભાઈ એદલજીએ પોતાના ગૂજરાતના અંગ્રેજી ઇતિહાસમાં પણ લીધો છે. બર્જેસ તથા હેનરી કઝિન્સે પણ એ જ ઉતારાનો ઉપયોગ કર્યો છે.

" હું જ્યારે છેલ્લી તા. ૩૧ મી મે ને દીવસે (ઈ. સ. ૧૯૦૪-૫) અમદાવાદમાં હતો ત્યારે મોનિયમ વિલિયમ્સની ઉપરની નોંધને આશરે એક સૈકો થઈ ગયો હતો. એ વખતે મને કહેવામાં આવ્યું રેલ્વે સ્ટેશન પાસે સીદી બશીરની મસ્જીદમાં (સારંગપુર દરવાજાની સામે) પણ એ જ વિશેષતા છે. હું એક મીનારાના છેક ઉપલા માળમાં ચઢયો, અને બીજા બે ત્રણ માણસો બીજા ઉપર ચઢયા. એ લોકોએ એ બીજા મીનારા ઉપર પોતાનું વજન નાંખીને હલાવવા મંડયા. થોડી (સેકન્ડ) ક્ષણ સુધી મને મારા મીનારા ઉપર કાંઈ લાગ્યું નહિં. હું આ બધી વાત કેવળ કલ્પનાની છે એમ માનવા જતો હતો એવામાં મ્હારાવાળો મીનારો ધીમી, નરમ, (resilient) ગતિથી લાગ્યો, અને એ ગતિ ધીમે ધીમે વધતી ગઇ. છેવટે ન છુટકે મારે ગતિ ડોલવા બંધ કરવા માટે કહેવું પડયું."[૧૭]

હેનરી કઝિન્સનો અનુભવ

હેનરી કઝીન્સ આ વિચિત્ર બીનાના છેલ્લા પ્રમાણભૂત નોંધનારા છે. પરંતુ એમણે પણ કાંઈ ખુલાસો કર્યો નથી, હાલની આગળ વધેલી પાશ્ચાત્ય ઈજનેરી આ બાબતનો ખુલાસો આપી શકતી નથી. મુસલમાનોને પુછીએ છીએ ત્યારે એ લોકો કરામત અને ઇલમ છે એમ કહે છે. કોઈ સારા યોગમાં કોઇ સંતને હાથે પાયો નંખાયો હશે તેથી મીનારા હાલે છે એમ કેટલાક મુસલમાનો કહે છે. કેટલાક કહે છે કે મસ્જીદો જૂની થઇ એટલે જીર્ણ થવાથી મીનારા હાલતા હશે. પરંતુ એમ કહેનારા એક મીનારાની ગતિ આપોઆપ બીજામાં શી રીતે જાય છે તેનો ખુલાસો કરી શકતા નથી. વળી આજે મસ્જીદો જૂની થઈ ગણીએ તોપણ આજથી બસો વર્ષ પહેલાં પણ મીનારા હાલતા હતા અને ગતિ આ પ્રમાણે જ એકમાંથી બીજામાં જતી હતી. એટલે એ દલીલ નકામી છે. મીરાતે અહમદી મસ્જીદોના વર્ણનમાં ત્રણ જ મસ્જીદોનાં નામ ઉત્તમ કારીગીરી માટે લખે છે. તે ત્રણેમાં મીનારા હાલતા, અને એક હલાવતાં બીજો પણ હાલતો એમ લખે છે. એનું કારણ તો પ્રભુ જાણે એમ

બધી મસ્જીદોના મીનારા હાલતા હતા

[૧૭] જુઓ Henry Cousens: Artchitectural Antiquities of Western India p. 63-64.

પણ લખે છે. મોનિયમ વિલિયમ્સ શહેરમાં આખા મીનારાવાળી બધીયે પત્થરની મસ્જીદોના મીનારા હાલે છે એમ લખે છે, એ ખાસ ધ્યાન રાખવા જેવું છે. અહ્મદી ત્રણનાં નામ લખે છે, પણ એના લખાણ ઉપરથી અને મોનિયર વિલિયમ્સના કહેવા ઉપરથી પણ અમદાવાદની બધી પત્થરની મસ્જીદોની આ વિશેષતા હોય એમ સમજાય છે. પરંતુ દીલગીરી એટલી જ છે કે કોઇએ પણ કાંઈ ખુલાસો કર્યો નથી.

આ ઉપરથી એટલું તો સમજાય છે કે હાલતા મીનારાની અદ્‌ભૂત કરામત તે કેવળ ચમત્કાર તો ન હોય. એમ હોય તો એક બે મસ્જીદોમાં જ એવું બને. મીનારાની વચ્ચેની અગાશીમાં પણ કાંઈ હોય નહિ. કારણ કે હેનરી કઝીન્સે નોંધેલી સીદી બશીરની મસ્જીદને તે વખતે અગાશી નહોતી પણ કમાન અને મીનારા જ રહ્યા હતા. એટલે આ કોઈ હાલ અગમ્ય એવી સ્થાપત્યની વિચિત્ર કૃતિ છે. બધી મસ્જીદોમાં એમ હતું એટલે સ્થાપત્યની કોઇ કૃતિ સીવાય બીજું મનાય નહિ. ફરગ્યુસન લખે છે કે 'અમદાવાદની જગ્યાએ કર્ણાવતી મોટું શહેર હતું, અને સ્થાનિક આબોહવાને લાયક બાંધકામનો અનુભવ અહમદશાહને ત્યાંથી જ મળ્યો હોય."[૧૮] હવે એક વાત અહીં ખાસ વિચારવા જેવી છે કે ગૂજરાતમાં ધરતિકંપ અસલ બહુ થતા. બ્રીગ્સે એ વાત ખાસ નોંધી છે.[૧૯] અમદાવાદમાં પાણીના નળની યોજના કરવા માટે વિચાર થયા

[૧૮] Architecture of Ahmedabad p. 75-76. "At the time when Ahmad Shah undertook to convert Kutuawatee into the new capital of his dominious, that city no doubt possessed many structures in the Jain style of Architecture. and their destruction afforded not only materials for his new buildings, *but hints as to what was most suited to the climate*" (The italics are mine) આ ઉપરથી ગૂજરાતી કારીગરો સ્થળની આબોહવાને અનુસરીને મકાનો કરતા હશે એમ સમજાય છે. પરંતુ કર્ણાવતી કે એની જગ્યાનાં પ્રચીન મકાનો સંબંધી હાલ જાણવાનું સાધન મળતું નથી. [૧૯] Briggs cities of Gujarashtra: ખંભાતના અખાત વિશે લખે છે કે:-*that successive earthquakes to which Gujarat is susceptible* allowed the wathers of the Indian Ocean etc." આ ઉપરથી ગૂજરાતનો આ બધો ભાગ ધરતિકંપ વારંવાર થાય તેવો હશે એમ

હતા ત્યારે સર ટી. સી. હોપે અમદાવાદમાં ધરતીકંપ બહુ થાય છે તેને અનુસરીને બાંધણી વગેરે બધો વિચાર ગોઠવવા માટે ખાસ સૂચન કર્યું હતું.[૨૦] આગળ જોયું એમ અમદાવાદની સ્થાપના વખતે ગૂજરાતી સ્થાપત્ય ઉંચામાં ઉંચા શિખરે પહોંચેલું હતું. એટલે જાહેર મકાનોમાં ધરતિકંપની ઓછામાં ઓછી અસર થાય એવું કાંઇ શોધી કાઢવા માટે એ સમયના સ્થપતિઓએ ભારે પ્રયત્નો કર્યાં હોય એમાં નવાઇ નથી. ફરગ્યુસન સૂચન કરે છે તેમ એ સમયે અમદાવાદની ભૂમિ ઉપર કેવાં બાંધકામ કરવાં જોઇએ એ સમજનારા માણસો હોઈ શકે. આ બધું વિચાર કરતાં અમદાવાદની મસ્જીદો ધરતીકંપના આંચકા ખમી શકે એવી બનાવવા એ સમયના ગૂજરાતી સ્થપતિઓએ મીનારા હાલે એવી કરામત કરી હોય એમ મનાય.[૨૧] કેટલાયે ધરતિકંપ ખમી એ મીનારા ૧૮૧૯ સુધી ઉભા હતા; અને એ વર્ષના ભારે ધરતિકંપમાં પડતાં પડતાંયે હાલ થોડા ઉભા છે. ધરતિકંપ સામે ટકવાની કળા આપણા સ્થપતિઓ જાણતા હોય. આપણા લોકની રીત પ્રમાણે થોડાના જાણવામાં એ રીત હોય અને એ કોઇને શીખવતા ન હોય, તેથી છેવટે કળા નાશ પામી હોય, અને ભૂલાઈ પણ હોય. પરંતુ આ કેવળ નિરાધાર અનુમાન છે. અને એથી હાલતા મીનારાના કારણનો કાંઈ ખુલાસો બરોબર થતો નથી. વળી આ અનુમાન ખરૂં હોય તો પણ મોટા ધરતિકંપે જ છેવટે એ મીનારા પાડયા છે. એટલે એને વિરોધ આવે છે. પરંતુ બહુ મોટા ધરતિકંપને મીનારા ન ખમી શક્યા હોય એમ મન વાળી શકાય.

સમનાય છે. [૨૦] જુઓ રણછોડલાલ છોટાલાલના જીવન ચરિત્રમાં સર ટી. સી. હોપનો પત્ર પૃ. ૬૩. "Which-ever scheme be adopted, however, the *liability to earthquakes of which the city abounds in evidences*, and I remember one which rent a massive bastion tower from top to bottom...etc. [૨૧] હિંદુ મંદિરો બહુ ઉંચાં થતાં નથી એટલે હિંદુ મંદિરોમાં એ કરામતની જરૂર ન પડે. મીનારા ઘણા ઉંચા થતા હોવાથી ધરતિકંપથી રક્ષણ કરવું પડે. સ્થાપત્યમાં રસ લેનાર એક ગૃહસ્થે મને કહેલું કે ધરતિકંપ માટેજ મીનારા હાલતા કરેલા. એ કરામત અસલ કોઈ કોઈ સ્થપતિઓને આવડતી. વલ્લભીપુરમાં આવી કરામત હતી, અને એવા મશાલાવાળી ઇંટો જડે છે. આ વાત મને તો માનવા જેવી લાગતી નથી. વલ્લભીપુરની ભૂમિનું સંશોધન થશે ત્યારે કોઈ પ્રકાશ આપણાં બાંધકામ (છઠ્ઠી અને સાતમી સદી) ઉપર પડશે ખરો.

આપણા સ્થાપત્યનાં પ્રાચીન પુસ્તકો હજી પુરાં શોધાયાં નથી; અને શોધાયાં છે તેના પારિભાષિક શબ્દો પુરા સમજાતા નથી. આપણા પ્રાચીન સ્થાપત્યના સાહિત્યની વધારે શોધ થશે ત્યારે આ સંબંધી જરૂર કાંઇ પ્રકાશ થશે. ધરતિ-કંપને લીધે મીનારા હાલતા કર્યા હશે એમ માનીએ તોપણ એકમાંથી ગતિ શી રીતે જતી હશે એ શંકા ઉભી જ રહે છે.

આ પ્રમાણે અમદાવાદના સ્થાપત્યની આ ચાર વિશેષતાઓ એમનાં સ્વરૂપ તથા રચનામાં સર્વથા અદ્ભૂત છે. એવું બીજે કાંઇ જોવામાં આવતું નથી. હિંદુ-સ્તાનમાં નહિં પણ હિંદ બહાર પણ બીજે કાંઇ આ વસ્તુઓના જોટા નથી. છતાં નિર્માલ્ય થયેલા પરતંત્ર હિંદુસ્તાનના પણ એક ખૂણામાં પડેલા ઢીલા ગણાતા ગૂજરાતના પાટનગરની આ અપૂર્વ વિશેષતાઓને જગતના ' નવ ચમત્કારો 'માં કોઇ ગણતું નથી. એ નવ ચમત્કારો કરતાં અમદાવાદની આ ખૂબીઓ કોઈ રીતે ઉતરે તેમ નથી. છતાં ગરીબ હિંદુસ્તાનનાં કેટલાંય રત્નો આજ એમજ અણઓળખ્યાં પડયાં છે.



## પ્રકરણ ચોવીસમું



# અમદાવાદનું સ્થાપત્ય

### મકાનોની રચના–બાંધણીનો ઇતિહાસ

આગળ જોયું તેમ અમદાવાદ વસ્યું એ વખતે તો આખોયે ગૂજરાત સ્થાપત્ય અને કલામાં ઉંચા શિખરે પહોંચેલો હતો, અમદાવાદની પાસે જ આશાવલમાં અનેક હિંદુ મકાનો હતાં. એમાંથી જોઇએ એટલો સામાન અને નવા શહેરની રચનાનાં સાધન મળી રહે એમ હતું. મંદિરોમાંથી મસ્જીદો બનાવવાનું પણ બહુ મુશ્કેલ નહોતું; એટલે ઈ. સ. ૧૪૧૧માં શહેર વસ્યા પછી ઈ. સ. ૧૪૪૩ સુધી અહમદશાહના મરણ સુધીનો બાદશાહીનો સમય ઘણે ભાગે અમદાવાદ બહાર લઢાઇઓ લઢવામાં ગયો છે છતાં પણ અમદાવાદમાં એક પછી એક ઉત્તમ સ્થાપત્યવાળી મસ્જીદો ઉભી થતી ગઇ.

અમદાવાદની મસ્જીદોનાં બાંધકામની પ્રગતિ

આ શરૂઆતના બાંધકામમાં એકાએક તો સંપૂર્ણતા ન આવી. સૌથી પહેલી મસ્જીદ અહમદશાહે ભદ્રમાં પોતાના મહેલના પાસે બંધાવી હતી. એમાં હિંદુ મંદિરોનાં ચિન્હો સ્પષ્ટ જણાઇ આવે છે. મીનારાની શરૂઆત સાધારણ જ રહે છે, અને વચલી કમાનની ભીંતનો ભાગ સહેજ ઉંચો કરી ચઢતા ઉતરતી ઘાટનો પ્રયત્ન થયો છે પણ પ્રકાશ વગેરે માટે પાછળ બંધાયલી મસ્જીદોની પેઠે, માળ નથી–એ પછી તુરત બંધાયલી હૈબતખાંની મસ્જીદ પણ હિંદુ મંદિરની જ બનાવેલી છે. એના મીનારા તો નીચે જમીનથી ન લેતાં ભીંત ઉપર ધૂમાડીઆની પેઠે જ લીધા છે. મસ્જીદોના



૨૬ આઝમખાનનો મહેલ : હાલ પોસ્ટ ઑફિસ

સ્થાપત્યની આ ઘટના જુમા મસ્જીદથી બદલાય છે.[૧] એ મસ્જીદમાં ચઢતા ઉતરતા ભાગ પાડી માળ પણ કર્યા છે. મીનારા મુખ્ય દરવાજાની આસપાસ કર્યા છે, અને કોતરણી કાંઇંક વધતી જાય છે. જુમા મસ્જીદનું સ્થાપત્ય એને શોભે એવું છે. જુમા મસ્જીદ પછી અહમદશાહ તથા કુતુબુદ્દીનશાહના સમયમાં બંધાયલી મસ્જીદોમાં રચનામાં કાંઇ ખાસ ફેર પડતો નથી. અહમદશાહે ને એના અમીરોએ થઇને શહેરમાં સારી સંખ્યામાં મસ્જીદો બંધાવી હતીઃ એના પુત્ર મુહમ્મદશાહે સરખેજમાં શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષનો રોજો વગેરે મકાનો બંધાવવાં શરૂ કર્યાં હતાં; એ સરખેજની મસ્જીદમાં પણ થાંભલાવાળું સાદું કામ, ઉઘાડો મ્હોરો, અને સીધી અગાશી જ છે. સાદાઇ હદ ઉપરાંત જાળવી છે. મીનારા પણ નથી. એ મસ્જીદ પણ અમદાવાદના સ્થાપત્યના કેટલાક અપવાદોમાં છે. પરંતુ મહમૂદ બેગડાના સમયમાં ઉસમાનપુરમાં સૈયદ ઉસમાન શમે બુરહાનીની મસ્જીદ બંધાતા સુધી, વચ્ચે મુખ્ય કમાન, એની ઉપરનો ઘુમટ જરા બીજાથી ઉંચો અને એમાં માળની સગવડ, તથા મુખ્ય કમાનની આજુબાજુ મીનારા એ અમદાવાદની સાધારણ રીત જ ચાલુ રહી હતી. કુતુબુદ્દીનશાહના સમયની મસ્જીદોમાં કોતરણીની ઝીણવટ સાથે જાડાપણું પણ બહુ હતું એટલે દેખાવ સુંદર છતાં જાડો લાગતો. એના દાખલા સારંગપુરની મસ્જીદમાં અને કુતુબુદ્દીન-શાહની મસ્જીદમાં ખાસ દેખાય છે. સૈયદઉસમાન શમે બુરહાનીની મસ્જીદમાં કમાન કાઢી નાંખી સીપ્રીની પેઠે ખુલ્લા થાંભલાનો મ્હોરો રાખ્યો, અને મીનારા મુખ્ય દરવાજાની આસપાસ રાખવાને બદલે મસ્જીદને બન્ને છેડે ખસેડયા. આ ફેર પહેલવહેલો એ મસ્જીદમાં થયા છતાં, એ પછી પણ થોડો સમય મીનારા કમાનની આસપાસ થવા ચાલુ રહ્યા હતા.

[૧] ચઢતા ઉતરતી ઘાટ કરી વચલો ઘુમટ બીજા કરતાં ઉંચો કરી પ્રકાશ લાવવાની રીતની શરૂઆત અલીમ પુરવાળી મલીક અલીમ (આલમ)ની મસ્જીદથી થઈ એમ એને લગતા દરેક ગ્રંથોમાં લખ્યું છે. અમે એ મસ્જીદને જુમા મસ્જીદ કરતાં પહેલી મુકવામાં આવે છે. આમ પહેલી મુકવા માટે કાંઈ ખાસ આધાર જણાયો નથી, તેમજ અહમદશાહથી મલીક અલીમ સુધીની મસ્જીદો બાંધતી વખતે એ રીતની કોઇને ખબર નહોતી એમ પણ કહી શકાય નહિં. ગૂજરાતના સ્થપતિઓને એ રીત ખબર હતી પણ શરૂઆતની મસ્જીદોમાં વાપરેલી નહિં અને પછી નીરાંત મળ્યે વાપરી હશે એમ માનવું ઠીક છે.



મુહાફિઝખાંની મસ્જીદનો પાછલો દેખાવ

*ક દોરા.

મસ્જીદોની રચના બહુ સાદી હોવાથી કોઈપણ મસ્જીદના ભોંયતળિયાની રચનામાં બનતા સુધી કાંઈ નવીનતા આવી શકતી નથી. પ્રાર્થના કરવાના મુખ્ય મોટા ઓરડામાં પણ હારબંધ થાંભલા સીવાય બીજું કાંઇ હોતું નથી. હેનરી કઝીન્સ આ પ્રમાણે ભોંયતળિયાંમાં (પ્લેન) વિવિધતા ન આવવાથી જોનારને કંટાળો ઉપજે છે એમ લખે છે.[૨] પરંતુ એ માટે એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે કે મસ્જીદના ભોંયતળિયામાં વિવિધતા લાવી શકાય તેમજ નથી. એટલા માટે બાંધનારા ઉપરદળ તથા મ્હોરાના દેખાવમાં ( Elevation ) નવીનતા કરે છે. ઉપરદળના દેખાવમાં નવીનતા લાવવામાં અમદાવાદના કારીગરો સર્વથી વધારે સફળ થયા છે, અને જાળી, બારી, ગોખ, મીનારા ઉપરાંત મકાનના દેખાવમાં પણ મનોહરતા લાવી શક્યા છે. આ ઉપરાંત અંદરના ભાગમાં થાંભલાની રચનામાં પણ નવીનતા અમદાવાદમાં આવી શકી છે. મુખ્ય ઘુમટો નીચે થાંભલા અષ્ટ કોણથી ગોઠવાયલા હોવાથી થાંભલાની હાર એક સરખી કંટાળો આપે એવી લાગતી નથી. મ્હોરામાં પણ એ જ પ્રમાણે વિવિધતા જાળવી છે.

[૨] Architectural Antiquities of Western India Henry

કેટલાક મ્હોરા કમાનોવાળા કર્યાં છે. રાણી સીપ્રી, તથા ઉસમાનપુરની મસ્જીદમાં થાંભલા જ ફક્ત રાખેલા છે. મીયાંખાં ચીસ્તીની અને એના જેવી બીજી મસ્જીદોમાં વચ્ચે કમાનો અને છેડાની પાંખોમાં થાંભલા રાખ્યા છે. અને એ થાંભલાની વચ્ચે દેખાવ પુરતી ટોચ ઉપર કમાનો વાળેલી છે. ઇસનપુરની મસ્જીદમાં મ્હોરાનો આકાર અમદાવાદની બધી મસ્જીદોથી જૂદો જ બનાવ્યો છે. આ બધી રચનાઓમાં અપવાદ પણ છે. સરખેજ તથા વટવાની મસ્જીદો કેવળ સાદી છે. ભદ્રમાં મલીક શાબાઁની મસ્જીદ હિંદુ મંડપની જ બનાવી હોય એવી છેક જૂદી પડે છે.

મસ્જીદોનું ભોંયતળિયું ઘણે ભાગે સરખું છતાં દેખાવમાં વિવિધતા

સીદી સહીદની સુપ્રસિદ્ધ મસ્જીદમાં થાંભલાની ગોઠવણ જૂદી જ જાતની છે. મીનારા છેડે છે, અને અષ્ટકોણ ઘુમટને બદલે એક થાંભલામાંથી ચાર કમાનો નીકળે છે અને એ રીતે ઉપર અગાશી કરવામાં આવી છે. મુહમ્મદ ગોસ ગ્વાલિયરીની મસ્જીદનો આકાર જુવાનપુરી છે, અને અમદાવાદના સ્થાપત્યમાં એ અલગ પડી જાય છે. રાણી સીપ્રી તથા એને અનુસરીને થયેલી બીજી નાની મસ્જીદોમાં આકાર અને રચના હિંદુ જ રાખવામાં આવી, અને મીનારા છેડે લીધા હતા તે અંદર ચઢી શકાય તેવા ન કરતાં ફક્ત શોભાને માટે જ કરવામાં આવ્યા. આમ મહમૂદ બેગડાના સમયના અંત સુધીમાં મસ્જીદોની બાંધણીમાં ઘણા ફેરફાર કર્યાં હતા. અંદરના ભોંયતળિયામાં (પ્લેન) ફેરફાર ન છતાં અનેક રીતે વિવિધતા જાળવી હતી. અર્ધ મુસલમાન અર્ધ હિંદુ એવું સ્થાપત્ય શુદ્ધ હિંદુ સ્થાપત્યની સાથે સાથે જ અમદાવાદની મસ્જીદોમાં ખીલતું હતું.

સુલતાન મહમૂદ બેગડાના સમયના અંત સુધીમાં (૧૫૧૧) ગુજરાતી કારીગરોએ મસ્જીદો બાંધવાની કળામાં ભારે નિપુણતા મેળવી હતી: શરૂઆતની

Cousens. p. 67. "Not with standing the elaborate work lavished upon these buildings, and the great variety of detail, they begin, to some extent, to weary the eye by their sameness of design. A mosque with its rigid requirements, does not lent itself well to any originality of design, so that we get few stock plans. × × × This is because they were built once for all, and did not grow gradually like the great Cathedrals of Christendom."

અહમદશાહ અને હેબતખાંની મસ્જીદોમાં જે શુદ્ધ હિંદુ દીવાનની સાથે (અંદરના ભાગ) બહાર સખ્ત રીતે મુસલમાની દેખાવની સાદાઇ દેખાય છે, તેમજ રાણી સીપ્રી જેવી મસ્જીદોમાં જે કેવળ હિંદુ આકાર દેખાય છે, તેને બદલે રાણી રૂપમતી અને અચુતકુકીની મસ્જીદ જેવાં મકાનોમાં એવી ખૂબીવાળી મેળવણી કરી કે આંખને મહાવરો ન હોય તો હિંદુ અને મુસલમાન સ્થાપત્ય જુદું પાડવું મુશ્કેલ પડે. અલંકારોની ગોઠવણ પણ સારામાં સારી રીતે કરવાનું એ કારીગરો હવે બરોબર શીખી ગયા હતા.

ગુજરાતી કારીગરોની આ દક્ષતા કેવળ મસ્જીદોમાં જ ન રહી. બાંધકામનો શોખ પ્રજાના જીવનમાં ઘણા જમાનાઓથી ઓતપ્રોત થયેલો હતો. બાંધવા

**વાવ અને તળાવ**

ખાતર મકાન બાંધવું કે કેવળ મજબુતી ખાતર જ બાંધવું એવો હાલનો જરૂરવાદ એ વખતે આવ્યો નહોતો. ઉત્તમ મકાન બાંધવું અને એને શણગારવું એ ગૂજરાતી પ્રજાનો સ્વભાવ થઇ ગયો હતો. એટલે સાધારણ જરૂરિયાતવાળાં





૧. દાદાહરીની વાવનો છેદ. ૨. દાદાહરીની વાવનું તળ.

( છેદનો સ્કેલ તળના કરતાં બમણો મોટો રાખ્યો છે. )

સ્થળો—કુવા તથા તળાવોની બાંધણીમાં પણ બેડોળપણું કે જાડપણ આવે એમ હતું જ નહિ. કુવા—(વાવ) પાણી સુધી પગથીઆં કરી પહોંચી શકાય તેવા કરી

તેને અલંકારથી શણગારવાની રીત ગૂજરાતમાં ઘણા જૂના કાળથી ચાલતી હતી, અને મુસલમાનોએ આ વાવોનાં બાંધકામમાં કાંઈ ફેર કર્યો નહિ.



અડાલજની વાવનો ઝરૂખો

અમદાવાદમાં એના વસ્યા પહેલાંનું બધું નાશ પામ્યું પણ માતરભવાનીની વાવ રહી:* અને મુસલમાની સમયમાં બીજી ઘણી બંધાઈ. પરંતુ પાટણની રાણી-વાવના નાશ પછી ગૂજરાતની એક ખાસ વિશિષ્ટતાને તાજી રાખનાર એ

* જો માતરભવાનીની વાવ શહેર વસ્યા પહેલાંની છે એમ હોપ વગેરેનું કહેવું માનીએ તો.

અહમદશાહ અને હિબતખાંની મસ્જીદોમાં જે શુદ્ધ હિંદુ દીવાનની સાથે (અંદરના ભાગ) બહાર સખ્ત રીતે મુસલમાની દેખાવની સાદાઇ દેખાય છે, તેમજ રાણી સીપ્રી જેવી મસ્જીદોમાં જે કેવળ હિંદુ આકાર દેખાય છે, તેને બદલે રાણી રૂપમતી અને અચુતકુકીની મસ્જીદ જેવાં મકાનોમાં એવી ખૂબીવાળી મેળવણી કરી કે આંખને મહાવરો ન હોય તો હિંદુ અને મુસલમાન સ્થાપત્ય જુદું પાડવું મુશ્કેલ પડે. અલંકારોની ગોઠવણ પણ સારામાં સારી રીતે કરવાનું એ કારીગરો હવે બરોબર શીખી ગયા હતા.

ગુજરાતી કારીગરોની આ દક્ષતા કેવળ મસ્જીદોમાં જ ન રહી. બાંધકામનો શોખ પ્રજાના જીવનમાં ઘણા જમાનાઓથી ઓતપ્રોત થયેલો હતો. બાંધવા ખાતર મકાન બાંધવું કે કેવળ મજબુતી ખાતર જ બાંધવું એવો હાલનો જરૂરવાદ એ વખતે આવ્યો નહોતો. ઉત્તમ મકાન બાંધવું અને એને શણગારવું એ ગૂજરાતી પ્રજાનો સ્વભાવ થઇ ગયો હતો. એટલે સાધારણ જરૂરિયાતવાળાં

### વાવ અને તળાવ





૧. દાદાહરીની વાવનો છેદ. ૨. દાદાહરીની વાવનું તળ.

( છેદનો સ્કેલ તળના કરતાં બમણો મોટો રાખ્યો છે. )

સ્થળો–કુવા તથા તળાવોની બાંધણીમાં પણ બેડોળપણું કે જાડપણ આવે એમ હતું જ નહિ. કુવા–(વાવ) પાણી સુધી પગથીઆં કરી પહોંચી શકાય તેવા કરી

તેને અલંકારથી શણગારવાની રીત ગૂજરાતમાં ઘણા જૂના કાળથી ચાલતી હતી, અને મુસલમાનોએ આ વાવોનાં બાંધકામમાં કાંઈ ફેર કર્યો નહિ.



અડાલજની વાવનો ઝરૂખો

અમદાવાદમાં એના વસ્યા પહેલાંનું બધું નાશ પામ્યું પણ માતરભવાનીની વાવ રહી;* અને મુસલમાની સમયમાં બીજી ઘણી બંધાઈ. પરંતુ પાટણની રાણી-વાવના નાશ પછી ગૂજરાતની એક ખાસ વિશિષ્ટતાને તાજી રાખનાર એ

* જો માતરભવાનીની વાવ શહેર વસ્યા પહેલાંની છે એમ હોપ વગેરેનું કહેવું માનીએ તો.

સર્વોત્તમ વાવો અમદાવાદમાં મહમૂદ બેગડાનાં સમયમાં બંધાઇ છે. અડાલજ અને દાદાહરીની વાવ અમદાવાદના સ્થાપત્યમાં એક નવીન રમણીય વિવિધતા ઉમેરે છે. તળાવના કીનારા તથા તેના ઉપરના મંડપોમાં અને તળાવમાં પાણી લાવવાના ધરનાળામાં પણ કારીગીરી કરેલી છે. વાવ, અને તળાવનાં ધરનાળાંમાં બાંધકામની મજબુતાઇ સીવાય કાંઇ ખાસ અલંકારની જરૂર હોતી નથી. છતાં એમાં પણ અપૂર્વ કારીગીરી ભરેલી છે; એ લોકોમાં કલાની દૃષ્ટિ કેવી ખીલેલી અને ઓતપ્રોત થયેલી હશે તે સિદ્ધ કરે છે.[૩] ઈ. બી. હાવેલ લખે છે કે રોજ પાણી ભરવા આવનારને માટે સંસ્કારોનો આ કેવો ખજાનો કરેલો છે! આવા કારીગરો અને બાંધનારાઓને યુરોપીય બાંધણીનું હલકાપણું શીખવવું એ મૂર્ખાઇ નથી?[૪] બીજા દેશ જ્યાં સાદી મજબુતાઈ જ ધ્યાનમાં રાખી કલા અને કારીગીરી બીલકુલ નથી વાપરતા, એવી જગ્યાઓ પણ અલંકારથી ભરી દેનાર અમદાવાદ–ગૂજરાત–નીપ્રજામાં કલા નહોતી એમ કહેવું એ આપણી જાતને સારા કહેવાની અતિશયોક્તિ કરતાં વધારે ખરાબ છે; અસત્ય છે. પરંતુ હાલ કલાની એ ભાવના ઉપર આચ્છાદન આવી ગયું છે. વાવ અને તળાવના આવા નમુના સારી સ્થિતિમાં હાલ અમદાવાદમાં જ રહેલા છે. વાવની પેઠે કેટલાક કુવાઓમાં પણ તાપના વખતમાં અંદર ઉતરીને બેસાય એવી ગોઠવણ હોય છે. એવા કુવા અમદાવાદમાં અસલ થતા હતા. મહેમદાવાદના ભમરિયા કુવા જેવા કુવા અમદાવાદમાં હતા. દુધેશ્વર ચીનાબાગમાં અને શાહીબાગમાં સર રૂસ્તમજીના બંગલામાં એવા કુવા હાલ પણ છે.

[3] Furgusson: History of Indian & Eastern Architecture p. 537. "No where did the inhabitants of Ahmedabad show how essentially they were an atchitectural people as in these utilitarian works. It was a necessity of their nature that every object should be made ornamental and their success was as great in these as in their mosques or palace. [૪] E. B. Havell: Indian Architecture: p. 144. "What a profanity and impertinence for Europeans to transport their modern secular vulgarity to India under the pretence of teaching principles of design to a school of craftmanship inheriting such traditions!"

રાજવલ્લભ નામના સ્થાપત્યના ગ્રંથના ચોથા અધ્યાયમાં લખ્યું છે કે, એક મુખની ત્રણ ફૂટની વાવ 'નંદા' કહેવાય છે; બે મુખની છ ફૂટ વાળી વાવ 'ભદ્રા' કહેવાય છે, અને ત્રણ મુખની નવ ફૂટવાળી વાવ 'જયા' કહેવાય છે. ચાર મુખની વાવ તે 'વિજયા' કહે છે. અમદાવાદમાં નંદા જાતની માતર-ભવાનીની વાવ જેવી સાધારણ વાવ કેટલીક છે. દાદાહરીની વાવ ભદ્રા જાતની છે. અડાલજની વાવ જયા જાતની છે પણ તેને નવ ફૂટ નથી. ચોથી જાતની વાવ અમદાવાદમાં નથી. વાવના ખંડ ઉપરના થાંભલા ઉપરની દેહરીને ફૂટ કહે છે.

**મહમૂદ બેગડા પછી અમદાવાદની બાદશાહીમાં થયેલાં મકાનો**

મહમૂદ બેગડા પછી મુઝફ્ફરશાહ બીજાનો અને બહાદૂરશાહનો ટુંકો રાજ્યનો સમય ગૂજરાતના ઇતિહાસમાં અપૂર્વ જાહોજલાલીનો હતો. એ બન્ને બાદશાહો એ બે દશકાથી વધારે રાજ્ય કર્યું નથી. પરંતુ દેશની આબાદી અને શાંતિ એવી છેક અકબરના સમયમાં જ આવી. એવા સમૃદ્ધ વખતમાં સ્થાપત્ય પણ તદનુરૂપ ખીલ્યું જ હશે. પરંતુ એ સમયનાં મકાનો હાલ મોટી સંખ્યામાં નથી. રાણી સીપ્રીની, અને એના જેવી બંધાયલી નાના કદની મસ્જીદો ઘણે ભાગે મુઝફ્ફર-શાહના સમયમાં અને તે પછી બંધાયલી છે. સુલતાન બહાદૂરશાહના સમયનાં મકાનો તો નહિં જેવાં જ છે. એટલે તે સમયનો ખ્યાલ પણ બાંધવો મુશ્કેલ છે. બહાદુરશાહ પછીની અવ્યવસ્થામાં અમદાવાદમાં ત્રણ મસ્જીદો બંધાઇ છે તે હાલ પણ છે. અશાંતિના સમયમાં બંધાયલી એ ત્રણે મસ્જીદો અધુરી રહેલી છે. એક શાહપુરમાં હુસેન મુહમ્મદ ચીસ્તીની અને બીજી જમાલપુર દરવાજા બહાર નદી કિનારે બાવા લુલુઈની. એ બન્ને મસ્જીદ અમદાવાદની જૂની મસ્જીદો કરતાં દેખાવમાં જૂદી પડે છે. બાંધણી પણ જૂદી છે અને અલંકાર ઉત્તમ જાતના છે. ગૂજરાત સલ્તનતમાં બંધાયલી એ છેલ્લી મસ્જીદો ગણી શકાય. સીદી શહીદની, શાહઆલમની, અને મુહમ્મદ ગૌસની મસ્જીદો પણ આ સમયમાં બંધાઈ છે, એ એમાં થાંભલાને બદલે કમાનો ઉપર અગાસી ટેકવી છે એથી નક્કી થઈ શકે છે. એટલે મહમૂદ બેગડા પછી બંધાયલી રાણી સીપ્રીની મસ્જીદથી શાહપુરની મસ્જીદ સુધીમાં અમદાવાદનાં સ્થાપત્યમાં બાંધણીનું વૈવિધ્ય તો ચાલુ જ હતું. મકાનોનાં કદ કાંઇક નાનાં થતાં જણાય છે, પરંતુ તે સાથે અલંકારની સમૃદ્ધિ વધારે મનોહર બનતી જાય છે. બહાદુરશાહના

સમયમાં બંધાયલો એક રોજો હાલ હાલોલમાં જીર્ણ દશામાં પડ્યો છે. તે પછી અડધી સદીમાં મહેમદાવાદ પાસે સૈયદ મુબારકનો, અને અકબરના રાજ્ય વખતે બંધાયલો મીર અબુતુરાબનો રોજો છે, આ રોજાઓમાં અમદાવાદના હિંદુ બાંધણીના રોજા કરતાં જૂદો જ ઘાટ છે; અને ભોંયતળિયાં તથા મ્હોરા ( plan & elevation )ની વિવિધતા માટે ખાસ ધ્યાન ખેંચે તેવા છે. એટલે એ સમયના સ્થાપત્યના બીજા વધારે નમુના અમદાવાદમાં હાલ હોત તો અમદાવાદના સ્થાપત્યની પ્રગતિનો ખ્યાલ બરોબર આવત.

ઈ. સ. ૧૫૭૨થી અકબરનો સમય અને મોગલાઇ શરૂ થાય છે. મોગલાઈમાં રાજધાની આગ્રા તથા દિલ્હીમાં હોવાથી એ બે શહેરો શણગારવામાં આખા હિંદી મહારાજ્યનો પૈસો વપરાય છે. એટલે પ્રાંતોનાં શહેરોનો હીસાબ આજની પેઠેજ રહેતો નથી. કોઈ પ્રતાપી સુબો આવી જાય, અને તેને બંધાવવાનો શોખ હોય તો કાંઇ બંધાવે. તે સીવાય ખાનગી લોકોદ્વારા જ સ્થાપત્યને ઉત્તેજન મળતું. મોગલાઈના સમયમાં ઔરંગઝેબના સમય સીવાય ધર્મઝનુન પણ પ્રમાણમાં નરમ હોવાથી હિંદુ મંદિરોને પણ ભોંયરાંમાંથી બહાર નીકળવાનો સમય મળે છે. અને એ સમયમાં સરસપુરમાં શાંતિદાસ શેઠે ચિંતામણનું દેવળ બંધાવ્યું હતું તેમ બીજાં દેવાલયો પણ થયાં હશે. આશરે દોઢસો વર્ષની મોગલાઈમાં અમદાવાદની સ્વતંત્ર બાદશાહીના પ્રમાણમાં નહિં જેવાં જ મકાનો બનેલાં જણાય છે. જૂની મસ્જીદો આગળ મોગલાઇની સુજાતખાંની મસ્જીદ તથા સરદારખાંની મસ્જીદો તદન ઝાંખી પડે છે. એનાં ભોંયતળિયાંની રચના કે મ્હોરામાં કાંઈ પણ વૈવિધ્ય નથી. ફક્ત ઘુમટ સારા છે. આ સમયના બે મહેલો આજ સુધી કાયમ રહ્યા છે એ ખાસ આનંદની વાત છે. એક ભદ્રમાં આઝમશાહનો મહેલ શાહજહાંના સમયમાં ( ૧૬૩૮ ) બંધાયલો, અને બીજો જહાંગીરના સમયમાં શાહજહાંના હુકમથી બંધાયલો મહેલ. આ બન્ને મકાનો તથા ઉપરની મસ્જીદો અમદાવાદના જૂના સ્થાપત્યથી આકાર બાંધણી વગેરેમાં અલગ પડે છે, અને કમાનો, ઘુમટો વગેરે મોગલાઇનાં મકાનોના આકારનાં બંધાય છે. એમ કરવા જતાં દિલ્હી આગ્રાની નકલ અમદાવાદમાં છેક ઝાંખી પડે તેવી જ થાય છે, અને મોગલાઈનું સ્થાપત્ય અમદાવાદમાં શોભ પડે એવું જ રહે છે. મોગલાઈમાં અમદાવાદની આબાદી તો વધી હતી પરંતુ એ શાંતિ અને આબાદીના સમયમાં

મોગલાઇનું સ્થાપત્ય



૨૭ શાહીબાગનો મહેલ (આગળથી)



૨૮ શાહીબાગનો મહેલ (નદી બાજુથી)

સ્થાપત્યને કાંઇ જોર મળ્યું હોય એમ હાલનાં અવશેષો ઉપરથી જણાતું નથી. રહેવાના ઉપયોગનાં ( secular ) મકાનોના નમુના જે હાલ મોગલાઈના જોઇએ છીએ તેવા બાદશાહી સમયના નથી એ ખેદની વાત છે. સરખેજનો મહેલ છેક પડતી દશામાં છે. એટલે સુલતાની સમયના મહેલોનો ખ્યાલ આવી શકતો નથી.

**અમદાવાદના રોજા**

અમદાવાદની દરગાહો સ્વતંત્ર બાદશાહીના સમયમાં હિંદુ મંડપોના ઘાટ ઉપરથી જ કરવામાં આવતી, અને એની આસપાસ કોતરેલી જાળીથી એની મનોહરતા વધતી. કેટલીક દરગાહોમાં જાળીઓ ન કરતાં સાદા થાંભલા જ રાખવામાં આવતા. થાંભલાની ગોઠવણી એકંદરે હિંદુ મંડપના આકાર પ્રમાણે જ રહેતી, છતાં રોજાની જગ્યાના મસ્જીદ સાથેના સંબંધ ઉપર એનો ખાસ આધાર રહેતો. રોજો મસ્જીદની સામે હોય તો મસ્જીદના થાંભલા સાથે વેધ ન આવે તેમ રોજાના થાંભલા ગોઠવવામાં આવતા; ઉસમાનપુરની મસ્જીદમાં તથા રાણી સીપ્રીની મસ્જીદમાં એવું થયેલું છે. રોજાઓમાં પણ કાંઇક વૈવિધ્ય અમદાવાદમાં દેખાય છે. અમદાવાદી બાદશાહીના વખતમાં જ દરિયાખાંના ઘુમટે અમદાવાદના બીજા રોજાઓ કરતાં કેવળ જુદો જ આકાર કર્યો; અને આજમ–માજમખાંના રોજામાં તેથી પણ જુદો આકાર દેખાયો. આ બન્ને રોજાઓનાં ભોંયતળિયાંની રચના તથા મ્હોરા બાંધણીની દૃષ્ટિએ અગત્યના છે. મોગલાઈની શરૂઆતમાં બનેલા શાહ વજી-ઉદ્દીનના રોજામાં અમદાવાદના રોજાઓ કરતાં સહેજ જ ફેર પડયો, અને મીર અબુ તુરાબે વળી જુદી જ ઢબ પસંદ કરી. થાંભલાથી ઘુમટ ટેકાવીને આસપાસ જાળી ભરી લેવાની જુની રીતને સિકંદર શાહના હાલોલના રોજાથી ફેરવી એમ લાગે છે. કમાનો ઉપર ઘુમટ કરવાની એ રીત મહેમદાવાદના સૈયદ મુબારકના રોજામાં ખીલી. અબુ તુરાબનો રોજો નાનો તથા સાદો પણ એ રીતની બાંધણીને કાંઇક મળતો છે. સત્તરમી સદી પછી બંગાળી વાંસની ઝુંપડીના ગોળ છાપરાંના આકારના ઘુમટ આખાય રોજા ઉપર વાળી, નવી જાતનું ઇંટ ચુના કે પત્થરનું છાપરૂં કરવાનો રીવાજ કાનપુર–દિલ્હી–આગ્રા વગેરે જગ્યાએ થઇ અમદાવાદમાં દાખલ થયો હતો; શહેર બહાર નાની દરગાહો એ ઘાટની થવા લાગી હતી. અગાશી અને તેના ઉપર અર્ધગોળ ઘુમટને બદલે આ આકાર પણ સારો દેખાવ આપતો હતો, પરંતુ તે નાનાં મકાનાં જ ઠીક શોભતો.

આમ મોગલાઇમાં સરકારી મકાન તરીકે તો ખાનપુરમાં શાહજહાંએ

બંધાવેલો મહેલ અને શાહીબાગનો મહેલ જ હતો. આજમખાં જેવા સુબાઓએ બંધાવેલા મહેલો અને બગીચાના બંગલા જુદા હતા. આસપાસનાં પરાંમાં જૈનોની પણ મોટી વસ્તી હતી, એટલે સરસપુર પાસેના ચિંતામણના મંદિર ઉપરાંત બીજાં જૈન મંદિરો પણ હશે જ. ચિંતામણનું દેવળ હાલ હઠીસિંહનું મંદિર છે તે જ બાંધણીનું હતું. પણ એમાં અલંકાર વધારે હતા. એટલે ફરગ્યુસન લખે છે તેમ સ્વતંત્ર બાદશાહીનો નાશ થયા પછી દરેક જાતનાં મકાનો સંખ્યા, કદ, તથા સુંદરતામાં ઓછાં થતાં જાય છે, પણ લોકમાં કલાની ભાવના નૈસર્ગિક હોવાથી જ્યારે જ્યારે તક મળતી ત્યારે એ ભાવના ખીલી નીકળતી.[૫]

ઇ. સ. ૧૭૦૭માં ઔરંગઝેબનું અવસાન થાય છે, અને એ પછી અડધી સદી મોગલાઈ લંબાય છે. એ આખોયે સમય ટંટા બખેડાનો છે. એટલે એ સમયમાં અમદાવાદનાં પરાં, એનાં સુંદર મકાનો, બગીચાઓ, વગેરેનો ધીમે ધીમે નાશ થાય છે. એ સમયમાં મરેઠા લશ્કરના વારંવાર હુમલાથી લોકમાં અસાધારણ ત્રાસ હતો. ઘણી નાશભાગ પણ એ સમયમાં થઈ છે. અઢારમી સદીનો પૂર્વાર્ધ પુરો થતામાં તો મરેઠા સત્તા અમદાવાદમાં કાયમ થવાનાં ચિન્હો થઇ ગયાં હતાં, અને મરેઠાઓએ અસ્ત પામતી મોગલાઇની સાથેના બખેડામાં જે નાશ શરૂ કર્યો તે પોતે આવ્યા પછી સાઠ વર્ષ રાજ્ય કરી પૂરો કર્યો. એટલે આવા સમયમાં સ્થાપત્યને ઉત્તેજન તો ન જ મળે. જૂનું ભાંગતું જાય તેની મરામત ન થાય ત્યાં નવું થવાની આશા ક્યાંથી રહે. મોગલાઇનો અંત અને મરેઠાના રાજ્યનો સમય મળીને એ સદીમાં અમદાવાદમાં જે હતું, તે જ લગભગ નાશ પામ્યું. એટલે એ સમયનું નવું સ્થાપત્ય કાંઈ પણ નથી. મરેઠા હિંદુ હતા. એમના સમયમાં બહુ નહિ

મોગલાઇનો અંત અને મરેઠાનું રાજ્ય

[૫] Fergusson: Architecture of Ahmedabad: p. 93. "After the destruction of national independence by Akber (1572), the monuments of every class became fewer and less pleasing than those of the earlier epoch; but the spirit of Art was inherent in the people, and whenever it had an opportunity it still cropped out, but more in their tombs and smaller buildings than in their mosques and palaces."

તો એકાદ સારૂં હિંદુ મંદિર થાય એવી આશા રાખી શકાય. પરંતુ એ સમયમાં મહાદેવ, રામ, અને હનુમાનનાં જે થોડાં મંદિર થયાં છે તેમાં એકપણ મંદિર કદ કે દેખાવ માટે સ્થાપત્યના નામને લાયક નથી. ભીમનાથ મહાદેવનું મંદિર કદમાં કાંઈક ઠીક છે, પરંતુ દેખાવમાં હિંદુ સામ્રાજ્યને પૈસા પુરા પાડનાર પ્રાંતના પાટનારને શોભે તેવું નથી. કર્ણદેવ વાઘેલા પછી સાડાચારસો વર્ષે ગૂજરાતે અને અમદાવાદે હિંદુ બાદશાહી ફરીથી દેખી, અને એ ૬૩ વર્ષ રહી. પરંતુ દુર્ભાગ્યે એ બાદશાહી સમૃદ્ધિ વધારવાને બદલે ઓછી કરનારી થઇ પડી. એટલે રાજ્યે કાંઇ ન કર્યા છતાં લોકોનો બાંધકામ માટે જે નૈસર્ગિક ગુણ હતો તે પણ દબાઇ રહ્યો, અને મરેઠા કાળમાં ખાનગી દ્રવ્યથી પણ કોઇ ઉત્તમ મકાન કે મંદિર ન થયું. જો એવું કોઈ મકાન થતું તો એના ઉપર રાજ તરફથી રક્ષણને બદલે ત્રાસ મળતો. એટલે લોક જેમ બને તેમ પોતાની સમૃદ્ધિ છુપાવવા પ્રયત્ન કરતા. જૈન જેવી ધનવાન કોમે મુસલમાનની રાજ્યના ધર્મ માટે કેવળ વિરોધી વાતાવરણમાં પણ મંદિરાદિ બાંધવાની પ્રવૃત્તિ ખાસ બંધ પાડી નથી. મુસલમાની સમયમાં એક બે બાદશાહની રાજનીતિને લીધે થોડો સમય જૈન અને હિંદુ મંદિરોને ભોંયરાંમાં પેસી જવું પડયું હતું એ ખરી વાત છે. પરંતુ એવા અપવાદો સીવાયના બીજા બાદશાહોના સમયમાં ઉત્તમ સ્થાપત્ય થયું છે, અને લોકની સાધારણ આબાદી ચાલુ હોવાથી જીવનનો ત્રાસ કોઇને બહુ પડયો નથી. મરેઠા સમયમાં ભોંયરાનાં મંદિરોને બહાર ડોકીઉં કરવાનો વખત મળ્યો એ પણ ખરી વાત છે. પરંતુ બાંધકામ માટે રાજ્યની હોંસ અને રસ તો નહોતો જ. રાજનીતિ પણ કેવળ લૂંટવાની જ હોવાથી લોકને જીવનનો ત્રાસ બહુ પડયો. એટલે કેટલાંક મંદિરોએ તો ભોંયરામાં જ રહીને બહાર માત્ર ધજા જ કાઢી, અને કેટલાંકે સાધારણ દેખાવનાં મંદિરો કર્યાં. મરેઠા સમયનું એવું કાંઇપણ આકર્ષક હાલ છે નહિં એ ઉપરથી એ સમયમાં જાનમાલની સલામતી કેવી હશે, અને તેથી રાજ્યે તો નહિં પણ લોકોએ પણ ઉત્તમ બાંધણી કરી નથી, એ ખાસ જણાઈ આવે છે.

ઇ. સ. ૧૮૧૮ થી મરેઠા રાજ્યનો અંત આવ્યો અને અંગ્રેજનો અમલ શરૂ થયો. એ રાજ્ય પરદેશી હતું. આખા મહારાજ્યનું કેન્દ્ર કલકત્તામાં થયું હતું. પ્રાંતોની રાજ્યધાનીઓ પણ મુંબાઇ મદ્રાસ આદિ જગ્યાએ હતી. એટલે ગૂજરાત તથા એના પાટનગરને માટે બહુ કાળજી ન હોય એ સ્વાભાવિક

છે. હવે કોઇ બાદશાહ કે એનો સુબો પોતાનું માનીને રહેવા આવનાર નહોતો. બાદશાહી અને મોગલાઇની સરખામણીમાં તો સાધારણ પાયરીના અમલદાર આ રાજ્યમાં અમદાવાદમાં રહેતા અને વારંવાર બદલાતા. જમાનો પણ સાથે સાથે બદલાતો હતો. કેવળ સૌંદર્યની ખાતર અલંકાર કરી દ્રવ્યનો વ્યય ન કરવો એવી ભાવના વધતી જતી હતી. એટલે મકાનો ખાસ મજબુતાઇ ધ્યાનમાં રાખીને જ બંધાવા લાગ્યાં અને સૌંદર્ય ધીમે ધીમે ઓછું થયું. રાજ્યનું ધ્યાન મુંબાઇ જેવાં નવાં મોટાં થયેલાં શહેરોમાં હોવાથી ગૉથીક વગેરે જે પાશ્ચાત્ય સ્થાપત્ય શરૂ થયું હતું એના ઉત્તમ નમુના એ શહેરોમાં જ રહેતા, અને અમદાવાદમાં તો બેડોળ નકલો આવતી. અંગ્રેજી રાજ્યે શરૂઆતમાં તો જૂનાં મકાનો, મસ્જીદો અને મહેલોમાં જ કચેરીઓ વગેરે કરવા માંડયું એટલે નવાં મકાનો બહુ બાંધવાની જરૂર ન પડી. અંગ્રેજી અમલમાં જે ખ્રીસ્તી મંદિરો અને કચેરીનાં મકાનો બંધાયાં તે સ્થાપત્ય અને કલાની દૃષ્ટિએ જરા પણ આકર્ષક ન બન્યાં.

અંગ્રેજી રાજ્યની શરૂઆતનું સ્થાપત્ય.

આવું છેક સુધી ન ચાલ્યું. ઓગણીસમી સદીના પૂર્વાર્ધના અંત સુધીમાં પહેલાંના રાજ્યની અસ્થિરતા અને ભય જતો રહ્યો હતો, અને અંગ્રેજી રાજ્યમાં ખાસ કરીને લોકને શાંતિ તો મળી હતી. એ શાંતિમાં અમદાવાદના લોકનો પડી ભાગેલો વેપાર ધીમે ધીમે ખીલતો ગયો એટલે બાંધકામનો નૈસર્ગિક રસ પણ ખીલ્યો. ઓગણીસમી સદીના પૂર્વાર્ધના અંતમાં શેઠ હઠીસિંહે દિલ્હી દરવાજા બહાર મોટું દેવાલય બાંધ્યું. શાંતિદાસ શેઠના મોટા દેવાલયના નાશ પછી એવું મોટું મંદિર આ જ હતું. શાંતિદાસના મંદિરની બાંધણીના જેવી જ એની બાંધણી કરવામાં આવી. છેક બહારના દ્વાર ઉપરના ઝરૂખા વગેરે બાદ કરતાં આ મંદિરની બાંધણી દેલવાડાનાં મંદિરને અનુસરીને છે. પરંતુ મોગલાઇ પછીની અવ્યવસ્થામાં લાગેલા થાકનો શ્વાસ લેતા હિંદુસ્તાનના બીજા કોઈ પણ પ્રાંતમાં એ સમયે આવી ઉત્તમ કારીગરીનું મંદિર ભાગ્યે જ થયું હશે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. હઠીસિંહના મંદિર પછી વીશ વર્ષે સ્વામીનારાયણનું મંદિર થયું. ભવ્યતા તથા સૌંદર્યમાં એ પણ અમદાવાદને શોભાવે એવું છે. શહેરની અંદર પણ જૈન મંદિરો ઘણાં થયાં.

અંગ્રેજી સમયનાં મંદિરો

દિલ્હી આગ્રાની રંગીન જડીત નકશીનું કામ પણ અમદાવાદમાં સફળતાથી થયું. દૂતાશાની પોળ અને ઝવેરીવાડની પોળનાં નાનાં જૈન મંદિરો ગંદી પોળોમાં છુપાયલાં છતાં આજે પણ જોનારને અમદાવાદની જૈન પ્રજાનો સ્થાપત્ય અને કલા માટેનો રસ બતાવી આપે છે. એ શીવાય બીજાં પણ જૈન મંદિરો એ સમયમાં ઝવેરીવાડ વગેરે જગ્યાએ ઘણાં થયાં છે. સાધારણ રીતે એ મંદિરોની બાંધણી ખોટી નથી. એટલે મંદિરો જેવાં ધાર્મિક બાંધકામમાં પણ મરેઠા સમયમાં કાંઈ ન થયું તેને બદલે અંગ્રેજી સમયમાં લોકોના ઉત્સાહથી વધવા માંડયું. ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં હિંદુ મંદિરો થોડાં થયાં છે. બાંધણીમાં એ જૈન મંદિરોને પહોંચે તેવાં નથી પણ મરેઠાઓએ બંધાવેલાં મંદિર કરતાં ઠીક છે. ખાડીઆમાં વીસનગરાના મહાદેવ તથા રાયપુર અને ચીકાંટે આવેલાં શિવમંદિરો ખોટાં નથી. વૈષ્ણવ મંદિરો હવેલીઓમાં થયાં છે એટલે સુંદર સ્થાપત્યમાં એમને ગણતા નથી.

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં જેમ જેમ લોક અને સરકારને પરસ્પર વિશ્વાસ વધતો ગયો તેમ તેમ લોકો જાહેર બાંધકામમાં સરકારની સાથે ભાગ લેતા ગયા. આમ થવાથી જાહેર ઉપયોગનાં મકાનો લોક તથા સરકાર બન્નેના સહકારથી બંધાવા લાગ્યાં. લોકનું મન ભેગું મળવાથી જાહેર મકાનોમાં કાંઈક સૌંદર્ય આવવા લાગ્યું; અને એવી ગૂજરાત કૉલેજ અને રણછોડલાલ છોટાલાલ હાઇસ્કુલનાં મકાનો જેવાં ગમે તેવાં થયાં. એમાં બે ત્રણ પાશ્ચાત્ય સ્થાપત્યોનાં મિશ્રણ છે. અંગ્રેજી સમયમાં પાશ્ચાત્ય સ્થાપત્યનો દેખાવ આપે, અને કોઈને બનાવી શકાય એવાં આ બે મકાન અમદાવાદમાં થયાં છે. સાયંસ કોલેજનું મકાન મીલ જેવું સાદું ચોરસ બન્યું છે. તે ગૂજરાત કોલેજ સાથે શોભતું નથી. અમદાવાદ મ્યુનીશીપાલીટીને પણ દેશી સ્થાપત્યનું શોભે એવું મકાન કરાવવાનું મન ન થયું, અને મોટા ઈંટવાડા જેવું મકાન કર્યું એ દીલગીરીની વાત છે. કેટલીક મ્યુનિસીપલ ગૂજરાતી નિશાળો પણ એવી જ થઇ છે. આ સમયમાં હાલની સગવડ સાચવીને દેશી સ્થાપત્ય પ્રમાણે સુંદર દુકાનો પાનકોરના નાકા આગળ બંધાવવા માટે શેઠ કસ્તુરભાઈને સ્થાપત્ય તથા કલાના શોખીનો જરૂર ધન્યવાદ આપશે. અમદાવાદના ધનિકોએ મકાનોમાં એમનું અનુકરણ કરવાની જરૂર છે. ખાનગી મકાનોમાં પણ અંગ્રેજી અસર

અંગ્રેજી બાંધણીના ઉત્તમ મકાનો

આવવા માંડી; પરંતુ મજબુતી જાળવવા માટે અંગ્રેજી સમયના સૂકા જરૂરત સાથે અમદાવાદની કરકસર મળવાથી પાશ્ચાત્ય અનુકરણના બંગલામાં કાં આકર્ષણ જેવું ન આવ્યું. શહેરની અંદર પ્રાચીન આકાર અને બાંધણીનાં ઘર થત હતાં. શહેર બહાર અંગ્રેજી અનુકરણવાળા, પણ ખ રીતે અનેક સ્થાપત્યના સિદ્ધાન્તોના મિશ્રણવાળ બંગલા બંધાવા લાગ્યા. સાધારણ રીતે અમદાવાદનાં બંગલામાં એક ચોરસ લઇ તેના ઉભા ત્રણ સરખા ભાગ કરી આજુબાજુના ભાગમાં બબ્બે કે ત્રણ ત્રણ ઓરડા બનાવે છે; અને વચલા ભાગમાં બન્ને બાજુ ઓટલાનો ભાગ છોડી મોટો ઓરડો અથવા દીવાનખાનું કરે છે. એ જ રચના મેડા ઉપર કરે છે; અને કેટલાકમાં આગળ ગાડી ઉભી રહેવા માટે માંડવો (પોર્ટીકો) કરે છે, અને એના ઉપર અગાશી ખુલ્લી રાખે છે. અમદાવાદના બંગલાનો સાધારણ રીતે આ આકાર છે. એ રચનામાં કરકસર તથા સાદાઈ સીવાય કોઇ પણ સિદ્ધાન્ત જળવાતો નથી. દેખાવમાં આવા ઘાટના બંગલા બરફીનાં ચાર ચોસલાં ઉપર અને ચાર નીચે ગોઠવ્યાં હોય, અગર ચુનો ચોપડેલા ઈંટવાડા હોય એવા લાગે છે. એના દાખલા ઠેરઠેર છે. એમ છતાં પણ વધારે ધનવાન લોકોએ બંગલાના ઘાટમાં વિવિધતા આણી છે. સર ચીનુભાઈ તથા શેઠ અંબાલાલના બંગલા મિશ્રણવાળા સ્થાપત્યના ભવ્ય અને ઉત્તમ નમુના છે. અમેરીકન તથા જાપાનીઝ મિશ્રણવાળા નાના બંગલા પણ થતા જાય છે અને કોઈ પણ એક સરખો ઘાટ ન જાળવતાં કેવળ હવા અજવાળાના સિદ્ધાન્તને અનુસરીને અનિયમિત ઘાટના બંગલા પણ હવે થવા માંડયા છે અને એ પણ દેખાવમાં ઓછા મનોહર નથી. શેઠ જમનાભાઈ તથા શેઠ બકુભાઇના બંગલા એ જાતના છે.

અમદાવાદના બંગલા

પંદરમી સદીના સ્થાપત્યમાંથી આજના બંગ... સુધીમાં અમદાવાદમાં કમાનો થાંભલા વગેરેમાં જે જે ફેરફાર થયા તે પણ જરા જોવા જેવા છે. અમદાવાદી કમાન બીજા બધા પ્રાંતોની કમાનથી જૂદી પડે છે.[૬] અસલ હિંદુ સ્થાપત્યમાં કમાનો નહોતી એ આગળ જોયું. દરવાજાની કમાનને બદલે હિંદુ

[૬] અમદાવાદની કમાનની બાંધણીની રીતની વીગત માટે જુઓ. The Bombay Architectural Association year book 1924–25. પૃ. ૭૦–૭૧. વચ્ચેનાં ચિત્રપટ.



૩૦ લાલ દરવાજે સીદી સઈદની મસ્જિદની જગપ્રસિદ્ધ જાળી (જમણી બાજુની)

દ્વાર સાદાં ચોરસ થતાં, અને ટેકા (brackets કુંભડા) વાળા દરવાજા પણ થતા. એવા ટેકાવાળા દરવાજામાંથી જૂદા જૂદા કાંસથી જાણે સાંધી હોય એવી જયપુરી કમાન બની છે એમ કહેવાય છે. એવી કમાન અમદાવાદમાં હસનપુરની મસ્જીદમાં જોવામાં આવે છે. સાધારણ અમદાવાદી કમાન દરેક દરવાજા અને મસ્જીદોમાં હાલ દેખાય છે. અને મોગલાઇ કમાન મોગલ સમયમાં થયેલા મકાનોમાં–નવાબ સુજાતખાંનીની મસ્જીદ, આજમખાંનો મહેલ વગેરે જગ્યાએ જોવામાં આવે છે. અમદાવાદી કમાન મોગલાઈ જેવી અણીવાળી નથી, અને એનો વળાંક બારસાખમાંથી મોગલાઈ કમાન જરા વધારે નીચેથી શરૂ થાય છે, આ કારણથી મોગલાઈ કમાન પહોળી અને નીચી લાગે છે. અમદાવાદી કમાન ઉંચી અને સાંકડી દેખાય છે. અમદાવાદી કમાન ગંભીર લાગે છે, મોગલાઇ કમાન હસતી લાગે છે. અમદાવાદની કમાન પીંપળાના પાનના ઘાટની છે. એક રીતે જોતાં એ અર્ધગોળ લાગે છે. પરંતુ ટોચ આગળથી એને પીંપળાના પાનનો ઘાટ આપેલો છે. કેટલીક મસ્જીદોમાં તો ટોચ ઉપરના ચાવીના પત્થર ( key–stone ) ઉપર પીંપળાના પાનનું ચિન્હ પણ કરેલું છે. રાજાઓના શિખરો ઉપર તથા કમાનો ઉપરનાં આ ચિન્હથી પીંપળ પાનનું ચિન્હ એ રાજચિન્હ હોઇ સ્થપતિઓએ ખાસ વાપર્યું હોય એમ જણાય છે. અમદાવાદની આ જાતની સાધારણ કમાન બે બિંદુમાંથી દોરેલા વર્તુલોથી બનેલી છે. બન્ને વર્તુલો એકબીજાને જ્યાં કાપે છે ત્યાં કમાનની અણીવાળી ટોચ આવે છે. દરવાજાની પહોળાઇના પાંચમા કે સાતમા ભાગ જેટલું છેટું આ બન્ને બિંદુ વચ્ચે હોય છે. દ્વારની પહોળાઈના પંદર સરખા ભાગ પાડી વચલા ત્રણ ભાગને છેડેથી સીધી લીટી દોરતાં તે ઉપર વર્તુલનાં મધ્યબિંદુ આવે છે. વચલા ભાગના મધ્યબિંદુની સીધી લીંટીમાં ટોચ આવે છે. મોગલાઈ કમાનને ચાર બિંદુઓ હોય છે. એટલે એ પ્રમાણમાં પહોળી અને આકારમાં ખાસ જુદી જ દેખાય છે. મોગલાઈ કમાનોમાં ઘણુંખરૂં મોટી કમાનો કરી એની અંદર નાનો દરવાજો બીજી કમાનમાં મુકે છે. દરવાજો મકાનના કદને અનુરૂપ બનાવી દ્વાર જોઈએ તેટલું જ નાનું કરવાની આ રીત બહુ ઉત્તમ છે. અમદાવાદમાં આ રીતની કમાનોમાં એક બીજી મેળવણી પણ દેખાય છે. મોટી કમાન મોગલ રીતની કરી અંદરનું નાનું દ્વાર અમદાવાદી

અમદાવાદનાં મકાનોની કમાનો



અડાલજની વાવનો થાંભલો

કમાનનું કરે છે. આ મેળવણી પણ દેખાવમાં શોભે છે. પાનકોરને નાકે પીરમશાહના રોજાનો દરવાજો આ જાતનો છે. જૂના વખતની આ ત્રણ જાતની કમાનો ઉપરાંત હાલનાં મકાનોમાં બીજી બે ત્રણ જાતની કમાનો વધી છે. આમાં બે જાતની કમાનોને મધ્યમાં અણી હોતી નથી; એક તદ્દન ગોળ અને સાદી છે; બીજી બેઠી, છેક મથાળા સુધી પહોળી અને ટોચે સાધારણ ગોળાકાર હોય છે. હાલના જમાનાની આ બે કમાનો દેખાવમાં સારી લાગતી નથી. ત્રીજી કમાન ખ્રીસ્તી દેવળોમાં હોય છે એવી સાંકડી અને બહુ અણીવાળી થાય છે. આ કમાન પશ્ચિમથી આવેલી છે. અને ગૉથીક સ્થાપત્યની છે. એ જરા પહોળી હોય તો અમદાવાદી જેવી લાગે. અમદાવાદમાં ઈંટો તથા લાકડાંનાં મકાનોમાં એ છૂટથી વપરાઈ છે અને ઠીક લાગે છે. અમદાવાદી, મોગલાઈ અને જયપુરી કમાનોમાંથી કયી સારી એ જોનારની આંખ ઉપર આધાર રાખે છે.

આ જ પ્રમાણે હિંદુ થાંભલામાંથી મૂર્તિઓ કાઢી નાંખી સાદા બનાવી મસ્જીદોમાં રાખવામાં આવ્યા. સાધારણ રીતે અમદાવાદની મસ્જીદોમાં થાંભલા છેક સાદા કરવામાં આવ્યા છે. મુસલમાની સમયમાં મૂર્તિઓ વિનાના પણ કાંઈક ઉત્તમ થાંભલા અડાલજની વાવમાં દેખાય છે. તે પછી છેક હઠીસિંહના દેવાલયમાં હિંદુ થાંભલા કારીગીરીવાળા જોવામાં આવે છે.

મસ્જીદોમાં પણ હિંદુ થાંભલા જ છે પરંતુ તદન સાદા છે. અંગ્રેજી સમયમાં વિલાયતી આકારના થાંભલા દાખલ થયા કોરીન્થિયન થાંભલા ખાસ થવા લાગ્યા. એમાં યૂરોપના દેશોમાં જે જે ભેદ પડયા તેનાં મિશ્રણ પણ અહીં થવા માંડયાં. પણ એકંદરે અંગ્રેજી આકારોની અસર વધારે રહી. રોમન કોરીન્થિયન થાંભલા જેમ ઠેરઠેર દેખાય છે તેમ અંગ્રેજી ગોથીકના નમુના પણ ગૂજરાત કોલેજમાં દેખાય છે. આપણા કડીઆ સુતારોએ મકાનના બીજા બધાં કરતાં થાંભલામાં પાશ્ચાત્ય અનુકરણ વધારે ઝડપથી કર્યું.

થાંભલા

કંદોરા, ટેકા, કોરા, વગેરેમાં અમદાવાદમાં ખાસ નવીનતા નથી. કંદોરા



મુહાફિઝખાંની મસ્જીદનો મીંબર

હિંદુ મંદિર ઉપરથી લીધા છે. પણ અલંકારથી ભરચક હિંદુ મંદિર કરતાં મસ્જીદની સાદી ભીંતમાં કંદોરા વધારે સારા લાગે છે. અમદાવાદની મસ્જીદોની ભીંતોમાં ચાર કે પાંચ ફીટને છેટે સુંદર કંદોરાઓ નાંખેલા છે, અને હિંદુ દેવોને બદલે ફુલ અને ભૂમિતિની આકૃતિઓવાળા કર્યા છે. રાણી સીપ્રી, મુહાફિઝખાં, દરવેશ અલી વગેરે મસ્જીદોમાં પછીતમાં પણ સુંદર કંદોરાઓ છે.

ટેકા અને કઠેરા હિંદુ ધાટના જ છે. અને જૈન મંદિરોમાંથી લેવામાં આવ્યા છે. મસ્જીદોમાં પણ ટેકા અને કઠેરામાં બારીક કોતરણી કરવામાં આવી છે અને એ ગૂજરાતમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે. પત્થરની દીવી, ચીરાગ, તથા મીંબર એ પણ અમદાવાદની વિશેષતા છે. પત્થરની દીવીનો સુંદર નમુનો રાણી સીપ્રીની મસ્જીદમાં છે. ચિરાગ અસલ સાંકળથી લટકતા તરેહવાર નકશીવાળા દીવા ઉપરથી કરેલા છે. મસ્જીદના ગોખ અને મહેરાબનું એ ખાસ આભૂષણ છે. ચિરાગ બીજે ક્યાંઈ જોવામાં નથી આવતો. કોઈ એને જૈન વીરઘંટ ઉપરથી આવેલા કહે છે. પણ ખરી રીતે એ દીવા જ છે. ગોખ ઉપરના નાની કમાન વચ્ચે આવેલા નાના ચિરાગ બે હાથીની સુંઢો વચ્ચે આવેલી ગજલક્ષ્મી જેવા લાગે છે. મીંબર ગૂજરાતની મસ્જીદોમાં ઉંચા થત ને ઔરંગઝેબના સમયથી નીચા થવા માંડ્યા. મીંબર અગર વ્યાસપીઠને અસાધારણ કોતરણીથી શણગારી મસ્જીદમાં સામે મુકે છે. મુહાફિઝખાંની મસ્જીદનો મીંબર ખાસ સુંદર છે.

અમદાવાદના ઘુમટ માટે ખાસ વિચાર કરવાં જેવું છે. એમ કહેવાય છે કે અમદાવાદના ઘુમટ ઉપરથી જોવા ન ગમે એવા છે. ઘુમટની બનાવટમાં ઘણા વિદ્વાનોના માનવામાં મતભેદ છે. કેટલાક કહે છે કે હિંદુ સ્થપતિઓને સારા ગોળ ઉંચા ઘુમટો આવડતા નહિં. બીજા કહે છે કે હિંદુસ્થપતિઓએ જ તાજમહાલ જેવાં મકાનોના સારા ઘુમટો બનાવ્યા છે. અસલ ઘુમટો ગૂજરાતમાં

ઘુમટ

તો એક ચોરસ મંડપ ઉપર આ પ્રમાણે બનાવતા: એક ચોરસની બાજુઓનાં મધ્યબિંદુથી અંદર બીજું ચોરસ બનાવતા; એમાં એ પ્રમાણે ત્રીજું, ચોથું એમ ઉપરાઉપરી બનાવી શંકુ જેવો આકાર કરતા. એથી ઉપર તેમ જ નીચે પગથીઆં જેવો ઘુમટ બનતો. હિંદુ મંદિર હોય તો એમાં અનેક મૂર્તિઓ મુકાતી. આ ઘુમટ અંદરથી અસાધારણ કોતરણીવાળા થતા. એટલે કદાચ આવી કોતરણીને માટે જ આવા નીચા, નાના, અને આવી રીતે બનાવેલા ઘુમટો કરતા હશે. ગોળ ઉંચા ઘુમટોમાં નકશી બરોબર મુકી શકાતી નથી. મુકે તો બહુ મોટી મુકવી પડે છે. ઉંચા હોવાથી એ બરોબર દેખાય પણ નહિં, એટલે નકશી કરવા માટેના ઘુમટમાં આ રીત વધારે બંધ બેસતી છે. મુસલમાનો આવ્યા ત્યારે મૂર્તિઓ ગઈ. પણ ફળફુલ વેલની નકશી રહી. એટલે ઘુમટમાં એવી

નકશી થવા માંડી. પરંતુ ઘુમટના બહારના ભાગમાં તો એવી નકશીને સ્થાન નહોતું. હિંદુ મંદિરોમાં મોટા કદની મૂર્તિઓ બહારના ભાગમાં મુકાતી તેને મુસલમાની સ્થાપત્યમાં સ્થાન નહોય. એટલે અંદરથી પગથીયાં જેવા ઘુમટમાં ફળફૂલ વેલની નકશી, અને બહારથી એ પગથીઆંને ચુના વગેરેથી છાઇને ગોળ બનાવતા. એટલે સાદા, નગારૂં ઉંધું પાડયું હોય એવા આ ઘુમટ લાગતા. ધીમે ધીમે આમાં સુધારા થયા. અષ્ટકોણ મંડપ ઉપર થતા ઘુમટ જરા સુધર્યા. પણ ખરી રીતે તો થાંભલા ઉપર કમાનો કરી ઘુમટને ઉંચા લીધા ત્યારે જ સારા ઘુમટ થવા માંડયા.

આ જાતના ઘુમટના સુધારા જ્યારે મોટા ઘુમટ કરવા પડતા ત્યારે થવા લાગ્યા. ગૂજરાતમાં દરિયાખાનો ઘુમટ મોટા ઘુમટોમાં પહેલો હશે એમ કહી શકાય.[૭] ૫૦ ફીટ લંબાઈ પહોળાઇના એક મોટા ચોરસ ઉપર આખો એક ઘુમટ બનાવ્યો. ચોરસના ચારે ખુણે જમીનથી ૧૭ ફીટ ઉંચે ચડતા ઉતરતી નાની અણીદાર કમાનોથી ટેકા કરી એને સાત ફીટ ઉંચે સુધી લીધા છે. આમ થવાથી એ ઉપરનો ભાગ એક અનિયમિત અષ્ટકોણ બની રહે છે. એના ઉપર એક સાદો કંદોરો કરેલો છે. એના ઉપર જમીનથી ૨૯ ફીટ ઉંચે ચારે ખુણે ૧૭ ફીટ પહોળી કમાનો કરેલી છે. આ મોટી કમાનોથી એ ઉપરનો ભાગ બરોબર સરખો અષ્ટકોણ થઈ રહે છે. આ પ્રમાણે અસલ હિંદુ રીત મુજબ અષ્ટકોણથી જ ઘુમટ બનાવ્યો છે પણ એને ઉંચો લેવા માટે આવી કરામત વાપરી છે. આ મોટા અષ્ટકોણમાં ચાર બાજુએ હવા અજવાળા માટે જાળીઓ મુકી છે. આ અષ્ટકોણના ખુણામાં બીજી નાની કમાનો કરી એ ઉપરનો ભાગ બરોબર સોળકોણ થાય એવો બનાવ્યો છે, એના ઉપરનો કંદોરો જમીનથી ૪૫ ફીટ ઉંચો છે. ત્યાંથી ઘુમટની ગોળાકાર બેસણી ( drum ) શરૂ થાય છે. એ બેસણી ૧૭ ફીટ ઉંચી છે. રોજાની જમીનથી ઘુમટની અંદરની ઉંચાઇ એકંદરે ૮૬ ફીટની છે. શિખર ઉપર હિંદુ મંદિરોના જેવો જ ઘાટ છે. ઇરાન કે અરબસ્તાનના ઘુમટોમાં એવો ઘાટ દેખાતો નથી. બીજાપુરમાં ઘુમટનું કામ ઉંચી જાતનું છે, અને આકાર સંપૂર્ણ તથા

દરિયાખાંના ઘુમટની બાંધણી

[૭] જુઓ Havell: Indian Architecture p. 107–8. "The germ of

સુંદર છે. હાવેલ બીજાપુરના એ પ્રખ્યાત ઘુમટનું મૂળ આ ગૂજરાતી ઘુમટમાં દેખે છે. ઘુમટની આ બાંધણી જોતાં કદાચ એમ હોય ખરું.

વિંધ્યાચલની ઉત્તરનાં ઘણાંખરાં મંદિરોની બાંધણીને શ્રીયુત આનંદ કુમારસ્વામી આર્ય અગર 'નાગર' બાંધણી કહે છે. ગૂજરાતમાં પણ એ બાંધણીનાં મકાનો થતાં. 'નાગર' શિખરની વ્યાખ્યા પણ એમણે આપેલી છે. એમાં પડવાની અહીં જરૂર નથી. હાલનાં મંદિરોમાં હઠીસિંહના મંદિરને કુમારસ્વામી નાગર બાંધણીનું મંદિર ગણે છે. એટલે એનો ઘુમટ પણ નાગર શિખર હોઇ શકે.[૮]

હવે અમદાવાદનાં ઘરના સ્થાપત્ય ઉપર જરા વિચાર કરવા જેવો છે. અમદાવાદનાં ઘરનું સ્થાપત્ય એટલે ઉત્તર ગૂજરાતના ઘરનું સ્થાપત્ય. અમદાવાદ છેવટનું સમૃદ્ધ પાટનગર હોવાથી ઘરનું સ્વરૂપ એમાં સારૂં ખીલ્યું અને સચવાયું. પરંતુ ઘરની બાંધણી અસલ ગૂજરાતી ઘરનાં સ્થાપત્યને અનુસરીને થઇ છે; અને એનું મૂળ પાટણમાં છે. ઘર વચ્ચેનો ચોક એ આ મકાનોની ખાસ વિશેષતા છે. ચોક તો મદ્રાસનાં ઘરોમાં પણ હોય છે. પરંતુ મદ્રાસી ઘરોની ગોઠવણમાં કાંઈ સિદ્ધાન્ત કે આકર્ષણ નથી. એટલે ત્યાં ચોક લાંબાં ઘરોમાં કેવળ પ્રકાશ લાવવા માટે જ કર્યો હોય એમ લાગે છે. આપણાં ઘરોમાં આગળ ખડકી પછી ચોક, એની પછી ઉપલો ચોક, પછી પરસાળ અને એની પાછળ કે પડખે ગજાર હોય છે. પરસાળથી ખડકી સુધી ચોકની બાજુમાં રસોડું, પાણીઆરૂં, મંદિર વગેરે કાઢેલું હોય છે. મેડા ઉપર પણ એ જ પ્રમાણે ગોઠવણ હોય છે. ફક્ત પાણીઆરૂં વગેરે નથી હોતું. ઘરની નીચે ટાંકું હોય છે. આ પ્રમાણે

અમદાવાદનાં ઘર

the idea of the Bijapur dome can be seen in two Muhmmadan buildings in Gujarat, which Fergusson has left unnoticed in his history, though structurally they are very important–the tombs of Daryâ Khan and the mosque of Alif Khan (ધોળકામાં ખાનની મસ્જીદ) belonging to the middle of the fifteenth century......" Even Fergusson does not deny the originality of Gujarat Architecture."

[૮] જુઓ આનંદ કે કુમારસ્વામીની History of Indian & Idonesian Art. p. 107, 116. નાગર શિખરની વ્યાખ્યા માટે એ જ ગ્રંથનું પૃ. ૮૩ જુઓ.

સુંદર છે. હાવેલ બીજાપુરના એ પ્રખ્યાત ઘુમટનું મૂળ આ ગૂજરાતી ઘુમટમાં દેખે છે. ઘુમટની આ બાંધણી જોતાં કદાચ એમ હોય ખરું.

વિંધ્યાચલની ઉત્તરનાં ઘણાંખરાં મંદિરોની બાંધણીને શ્રીયુત આનંદ કુમાર સ્વામી આર્ય અગર ' નાગર ' બાંધણી કહે છે. ગૂજરાતમાં પણ એ બાંધણીનાં મકાનો થતાં. ' નાગર ' શિખરની વ્યાખ્યા પણ એમણે આપેલી છે. એમાં પડવાની અહીં જરૂર નથી. હાલનાં મંદિરોમાં હઠીસિંહના મંદિરને કુમારસ્વામી નાગર બાંધણીનું મંદિર ગણે છે. એટલે એનો ઘુમટ પણ નાગર શિખર હોઇ શકે.[૮]

હવે અમદાવાદનાં ઘરના સ્થાપત્ય ઉપર જરા વિચાર કરવા જેવો છે. અમદાવાદનાં ઘરનું સ્થાપત્ય એટલે ઉત્તર ગૂજરાતના ઘરનું સ્થાપત્ય. અમદાવાદ છેવટનું સમૃદ્ધ પાટનગર હોવાથી ઘરનું સ્વરૂપ એમાં સારું ખીલ્યું અને સચવાયું. પરંતુ ઘરની બાંધણી અસલ ગૂજરાતી ઘરનાં સ્થાપત્યને અનુસરીને થઇ છે; અને એનું મૂળ પાટણમાં છે. ઘર વચ્ચેનો ચોક એ આ મકાનોની ખાસ વિશેષતા છે. ચોક તો મદ્રાસનાં ઘરોમાં પણ હોય છે. પરંતુ મદ્રાસી ઘરોની

અમદાવાદનાં ઘર

ગોઠવણમાં કાંઈ સિદ્ધાન્ત કે આકર્ષણ નથી. એટલે ત્યાં ચોક લાંબાં ઘરોમાં કેવળ પ્રકાશ લાવવા માટેજ કર્યો હોય એમ લાગે છે. આપણાં ઘરોમાં આગળ ખડકી પછી ચોક, એની પછી ઉપલો ચોક, પછી પરસાળ અને એની પાછળ કે પડખે ગજાર હોય છે. પરસાળથી ખડકી સુધી ચોકની બાજુમાં રસોડું, પાણીઆરું, મંદિર વગેરે કાઢેલું હોય છે. મેડા ઉપર પણ એ જ પ્રમાણે ગોઠવણ હોય છે. ફક્ત પાણીઆરું વગેરે નથી હોતું. ઘરની નીચે ટાંકું હોય છે. આ પ્રમાણે

the idea of the Bijapur dome can be seen in two Muhmmadan buildings in Gujarat, which Fergusson has left unnoticed in his history, though structurally they are very important–the tombs of Daryâ Khan and the mosque of Alif Khan (ધોળકામાં ખાનની મસ્જીદ) belonging to the middle of the fifteenth century......" Even Fergusson does not deny the originality of Gujarat Architecture."

[૮] જુઓ આનંદ કે કુમારસ્વામીની History of Indian & Idonesian Art. p. 107, 116. નાગર શિખરની વ્યાખ્યા માટે એ જ ગ્રંથનું પૃ. ૮૩ જુઓ.

દરેક જરૂરિયાત સચવાય એવી રીતે આપણાં ઘર બનાવેલાં હોય છે. ઘરના પાછલા અને આગલા ભાગ ઉપર જવા માટે જૂદા દાદર હોય છે એટલે સગવડ અને મર્યાદા બન્ને સચવાય છે. દક્ષિણનાં ઘરોમાં આવી સગવડ હોતી નથી. ત્યાં ચોકની આસપાસ ઓરડીઓ હારબંધ બનાવી મુકે છે. એટલે દેશી બાંધણીનાં ઘર સરખાવતાં આપણાં ઘર દરેક રીતે સંપૂર્ણ છે એમ જણાય છે. પાણીઆરૂં એ આપણા ઘરોની ખાસ આકર્ષક વિશેષતા છે. હિંદના બીજા પ્રાંતોમાં આપણા જેવું પાણીઆરૂં થતું નથી. કેટલાક પ્રાંતોમાં તો ઘરમાં પાણીઆરૂં જ હોતું નથી. મદ્રાસ ગરમ દેશ છે છતાં ત્યાં પાણીઆરાં નથી. ઘરોની બીજી ઝીણી ઝીણી સગવડો પણ આપણા પ્રાંતની વિશેષતા છે. આમ દરેક સગવડ-વાળાં ઘરોમાં પણ મજબુતી અને સગવડ જ માત્ર નથી જાળવી. પરંતુ ઉત્તમ લાકડ કામની કારીગીરી પણ ઘણાં ઘરમાં કરેલી હોય છે. મસ્જીદોની ભીંતોમાં જેમ કંદોરા નાંખેલા હોય છે એમ ઘરની ભીંતોમાં પણ લાકડાના કોતરકામ-વાળા કંદોરા નાંખે છે. અને એ રીતે ઘરની ભીંતો સુંદર બનાવે છે. લાકડ કામના સ્થાપત્યની આખીયે જૂદી પ્રણાલિકા આપણા દેશમાં છે. લાકડ કામથી આખું ઘરનું ખોખું બનાવી ઇંટોનાં બીલ્લાં જ ભરી દેવાં પડે એવાં મકાનો આપણે ત્યાં થાય છે. ખંડનાં ભાગ પાડવામાં તથા શણગાર માટે કેટલીક વાર ઘરના આગલા મેડાની બહારની બાજુએ પણ લાકડાની ફડાતાળ ભરવામાં આવે છે. પત્થરમાં થતું તમામ કામ આપણા સુતારો લાકડામાં કરી શકે છે. પાટણ, અમદાવાદ, અને સુરત જેવી લાકડકામની કારીગીરી આખા હિંદમાં નથી એમ કલાના વિવેચકોનું માનવું છે. રમકડાં પડદા વગેરે નાની ચીજોમાં કારીગીરી બીજે થાય છે. પરંતુ રહેવાનાં ઘરમાં છેક વીસમી સદી સુધી કારીગીરી કરી ઘરને સુંદર બનાવવાં એ તો ગૂજરાતી પ્રજાનો જ શોખ છે. ટાંકાં પણ આપણી જ ખાસ વિશેષતા છે. પીવા માટે વરસાદનું પાણી ભરી લેવા ઉપરાંત બીજા હેતુ માટે પણ અમદાવાદમાં ટાંકાનો

ટાંકું

ઉપયોગ થાય છે. અમદાવાદનો તાપ ઉનાળામાં અસહ્ય છે. તેમાંથી બચવા માટે અંદર ઉતરીને પાણીની આસપાસ બેઠકો ઉપર આરામ લઇ શકાય એવાં ટાંકાં અમદાવાદમાં અગાઉ થતાં હતાં, હાલ પણ ઘણાં મકાનોમાં પીવાના પાણીનાં તથા શીતલતા માટેનાં બન્ને જાતનાં ટાંકાં છે; અને મકાનોના સ્થાપત્યમાં એ અગત્યનો ભાગ ભજવે

છે. રોજા તથા મસ્જીદોમાં પણ આવાં ટાંકાં હોય છે, અને તે ઘરનાં ટાંકાં કરતાં વધારે મોટાં તથા સગવડવાળાં હોય છે. અમદાવાદનાં ઘરોમાં ભાગ વહેંચવા માટે અંદર ભીંતો ભરાઇને નાનાં ન થતાં હોય તો એની રચના દરેક રીતે ઉત્તમ છે. આ ઘરોમાં એક ખાસ ધ્યાન ખેંચે તેવું એ છે કે એના કરા કે પછીતમાં પક્ષીઓને માળા કરવા માટે થોડે થોડે છેટે બાકાં રાખી એની નીચે બેસણી કરવામાં આવે છે. પોતાનાં ઘર સાથે પક્ષીઓનાં પણ ઘર કરવાં એ ભાવના તો જીવદયાના સેવક ગૂજરાતમાં જ હોઇ શકે. ગૂજરાતનાં તથા એના પાટનગરનાં જાહેર અને ખાનગી મકાનોની બાંધણીનો ઇતિહાસ આ પ્રમાણે ગૌરવવાળો છે.

ઘરના સ્થાપત્યમાં જે સંપૂર્ણતા જણાય છે તેમાં મંદિરની ગોઠવણ ઉમેરો કરે છે પરંતુ ઘરમાં નાનકડાં મંદિરો કરવાં કે કેમ એ માટે હમેશ બે મત હોઈ શકે. જ્યાં આપણે ત્યાં આપણા ઇષ્ટદેવ, અને બધું એમને અર્પણ કરીને ભોગવવું એમ માનનારા ઘરમાં નાનાં દેરાસરોની તરફેણમાં બોલશે.

ઘરનાં દેવમંદિર

દેવમંદિર વગરનું ઘર ભૂતાવળ જેવું છે એમ પણ કોઇ કહેશે. પ્રાચીન વખતમાં ઘરોમાં દેરાસર નહિ હોય અને દરેક જણ ગામના મુખ્ય મંદિરોમાં જતા હશે એમ માની લેવા માટે પણ આધાર તો નથી. પરધર્મી રાજકર્તાઓના ત્રાસથી જાહેર મંદિરોમાં જવાનું ઓછું થયું હોય અને ઘરમાં દેવ રાખવાની રીત વધી હોય એમ પણ ખાત્રીપૂર્વક કહી શકાતું નથી. પરંતુ ઘરમાં જ પૂજાવિધિ કરવાનો રીવાજ એ કારણથી વધ્યો હોય એમ સંભવે. એ બધાં કારણ ગમે તે હોય પરંતુ ઘરમાં નાનું મંદિર કરી દેવપૂજા કરવામાં એક રીતે હિંદુપ્રજાને અને તેથી કરીને દેશને નુકશાન થયું છે. મુસલમાનો ઘરમાં કે ગમે ત્યાં નિરાકાર પ્રભુની બંદગી કરી શકે છે. પરંતુ ઘણે મોટે ભાગે એમને મસ્જીદમાં જ જવું પડે છે. ખ્રીસ્તીઓનું પણ એવું જ છે. જૈનોમાં કેટલાક પૈસાવાળા ઘરમાં દેરાસર રાખે છે પણ મોટે ભાગે મોટાં મંદિરોમાં જાય છે. હિંદુઓ બધા નહિં પણ કેટલાક–ફક્ત પર્વને દીવસે દેવદર્શને જાય છે અને હમેશ ઘરમાં જ નિત્યકર્મ તથા પૂજા કરે છે. સંધ્યા અને ધ્યાનાદિ ઘરમાં કરે ત્યાં સુધી વાંધો નહિ. પરંતુ હમેશની પૂજા અને દેવ ઘરમાં રાખ્યાથી ઉપર જણાવેલા સંપ્રદાયો કરતાં હિંદુઓમાં કેટલોક માનસિક તફાવત પડી ગયો છે એમ લાગે છે. સ્થાપત્યની અસર

પણ સૃષ્ટિ સૌંદર્યની પેઠે માણસના મન ઉપર થાય છે એ સર્વકોઇ કબુલ કરશે. સુંદર સ્થાપત્યના મંદિરમાં જે ભાવના ઉત્પન્ન થાય છે તે બેડોળ અને ગંદા મંદિરમાં નથી થતી. વિશાળ મંદિરમાં જે ભવ્યતાથી મન વ્યાપ્ત થાય છે તે નાની ખોલીમાં નથી થતું. સુંદર વિશાળ મંદિર સુંદર સ્થળ ઉપર આવેલું હોય તો એની અસર જૂદી જ થાય છે. પર્વતો ઉપર આવેલાં જૈન અને શિવમંદિરોથી જે ભાવના અંતઃકરણમાં થાય છે, એવી પોળની હવેલીઓમાં આવેલાં મોટાં મંદિરોમાં પણ નથી થતી. જે સર્વવ્યાપી પ્રભુની પ્રાર્થના કે પૂજા કરવાની છે તેને અનુરૂપ મંદિર, પૂજ્યભાવ તથા પવિત્ર વાતાવરણ વધારવામાં સહાય કરે છે. આ લાગણી સુંદર જૈનમંદિરમાં, ગામ બહાર એકાંતમાં આવેલા શિવમંદિરમાં, કે ભવ્ય મસજીદમાં થાય છે. ઘરમાં પાણીઆરા અને રસોડા વચ્ચે જેમ તેમ જગ્યા બચાવી કાઢેલા નાના મંદિરમાં આવી લાગણી થતી નથી. ઉંચી કોટીનાં અધિકારીઓને બાદ કરીએ તો સામાન્ય માણસને આસપાસના વાતાવરણની સહાયની ઘણી જરૂર રહે છે. ઘરનાં મંદિરમાં નાકથી એક વેંત ઉપર આવેલી ભીંત સામે, ઘરની જંજાળના કાને પડતા શબ્દોમાં, ઈશ્વરનું ધ્યાન કોઇ સામાન્ય કોટીનો માણસ કરે, અને ભવ્ય, સુંદર, પવિત્ર વાતાવરણથી ભરેલા મંદિરમાં કરે એનો ફેર અનુભવથી જ જણાય. ઘરમાં નાનાં મંદિરોમાં મુકવા માટે દેવ પણ રમકડાં જેવા બનાવવા પડ્યા અને એ રીતે દૃષ્ટિ ધીમે ધીમે નાની થતી આવી. આપણા પ્રાંતની સંસ્કારિતા ઉપર સંકુચિતપણાનો જે આરોપ પરપ્રાંતીઓ મુકે છે તેમાં નાતોની સાથે આ પણ એક કારણ હોઇ શકે. સ્થાપત્યની મન ઉપર અસર, અને એક જેમ સંકુચિત થતું ગયું તેમ બીજું પણ સાથે થયું, એ આપણાં દેવમંદિરોથી જણાઈ આવે છે.

મૂર્તિવિધાન

અમદાવાદની કલામાં જે વિશેષતાઓ છે એમાં મૂર્તિ વિધાનનું સ્થાન આજે તો ઉંચું નથી. મોઢેરા વગેરે ઉત્તર ગૂજરાતનાં સ્થળોમાં ભાગતાં રહી ગયેલી ઘણી મૂર્તિઓ અનુપમ લાવણ્યવાળી જડે છે. એટલે પુરાણા આશાવલમાં પણ એવી હશેજ. શાંતિદાસના મંદિરમાં મૂર્તિઓ સારી હતી, પણ એનો એકે નમુનો આજે નથી. મુસલમાની રાજ્યમાં કલાકારો વનસ્પતિની આકૃતિઓમાં રોકાયા એટલે પ્રતિમાવિધાન તરફ ધ્યાન ઓછું થયું હોય એમ જણાય છે. અમદાવાદી કારીગર જેની સફળતાથી ફુલવેલ કોતરી શકે તેવી રીતે મૂર્તિઓ

ઘડી શકે કે નહિં તે પ્રશ્ન છે. અમદાવાદમાંથી જે પ્રાચીન મૂર્તિઓ ખોદતાં જડે છે તે છેક સાધારણ છે. ભદ્રમાંથી જડેલી શિવ, વિષ્ણુ, મહિષાસુરમર્દિની, લક્ષ્મીગણેશ વગેરે મૂર્તિઓ ઉત્તમ નથી. દક્ષિણમાં બેલુર, હલાબીડ, અને મહાબળિપુરમાં જે સુંદર મૂર્તિવિધાન જોવામાં આવે છે તેવું અમદાવાદમાં નથી. એનું મોટું કારણ તો મુસલમાની રાજકર્તાઓની વિરુદ્ધતા જ છે. છેક



મહિષાસુરમર્દિની



મહિષાસુરમર્દિની

ભદ્રમાંથી જડેલી મૂર્તિઓ

ઓગણીસમી સદીમાં હઠીસિંહના મંદિરમાં મૂર્તિવિધાન કાંઇક ઠીક દેખાય છે. અને એ મંદિરની આસપાસ જે નર્તકીઓની મૂર્તિઓ મુકેલી છે તે એકંદર સારી મૂર્તિઓમાં સ્થાન લઇ શકે એવી છે. એના અંગના મરોડ પણ ઉત્તમ રીતે કરેલા છે. અમદાવાદમાં ઉત્તમ પ્રતિમાવિધાન નહોવાનું કારણ અમદાવાદી કારીગરોની શક્તિ ફળ ફૂલ વેલની આકૃતિઓમાં ખાસ નૈપુણ્ય મેળવવામાં રોકાઇ એ જ છે.

# પ્રકરણ પચીસમું



## નગર રચના

આગળ જોયું તેમ સુલતાન અહમદશાહે અમદાવાદ વસાવ્યું; એટલે ભદ્રના કિલ્લાનો પાયો નંખાયો, અને એની બહાર જુમામસ્જીદ બાંધી, અને અમીર ઉમરાવ વગેરેને આસપાસ વસાવ્યા. કોઇપણ શહેર એક દીવસમાં વસે નહિં તેમ અમદાવાદ પણ ધીમે ધીમે વસ્યું અને વધ્યું. એ પછી સુલતાન મહમૂદ બેગડાએ શહેરનો કોટ બાંધ્યો, ને ધીમે ધીમે શહેર એટલું તો શોભાવાળું બન્યું કે એ સમયે દુનીયાના એક સારા શહેર તરીકે પરદેશીઓ એની ગણત્રી કરતા. હિંદુસ્તાનમાં તો એ સર્વથી સુંદર શહેર હતું.

આવા સુંદર શહેરની રચના કેવી હશે એ હાલ જાણવું સહેલું નથી. શહેરનો કોટ તથા ભદ્રના કિલ્લાનો કેટલોક ભાગ ઉભો છે. હાલનાં મકાનોથી ઢંકાયલી પુરાણી ઇમારતો પણ ઉભી છે. શહેરનો વિસ્તાર પહેલાં જેવો હાલ નથી. પરંતુ લોકોની દોડધામમાં કદાચ પહેલાં કરતાં અમદાવાદ હાલ ઉતરે તો નહિં છતાં પણ પુરાતન અમદાવાદનો ખ્યાલ હાલના અમદાવાદ ઉપરથી આવે તેમ નથી. હાલનું અમદાવાદ એનાં કેટલાંક જૂના અવશેષો બાદ કરીએ તો બસો વર્ષથી જૂનું નથી. બાદશાહી સમયની મસ્જીદો વગેરે મકાનો પુરાતન અમદાવાદની રચના અને જમીનની સપાટીનો કંઇક ખ્યાલ આપી શકે.

ઇ. બી. હાવેલ[૧] લખે છે કે અમદાવાદ હિંદુ શહેરોની રચના પ્રમાણે

[૧] E. B. Havell: A Hand Book of Indian Art p. 120. " Ahme-

બંધાયું છે. હિંદુ શહેરની રચનામાં વચ્ચે દેવમંદિર કરે છે અને શહેરની બધી બાજુના રસ્તા રસ્તા જૂદા જૂદા આકારોમાં વચ્ચે આવીને મળે છે. હાવેલે નંદ્યાવર્ત, પદ્માક, સ્વસ્તિક વગેરે આકારની રચનાનાં વર્ણનો કરેલાં છે. પરંતુ અમદાવાદ કયી જાતનું તે લખ્યું નથી. અમદાવાદના રસ્તા પણ હાલ એટલા સાંકડા અને વાંકાચુંકા થઈ ગયા છે અસલના મહામાર્ગની કલ્પના કરવી મુશ્કેલ પડે. અમદાવાદના મુખ્ય રસ્તા દશ ગાડાં સાથે ચાલે તેટલા પહોળા હતા એમ એક પરદેશી મુસાફર લખે છે. શહેરમાં સુંદર મેદાનો (squares) હતાં એમ પણ એક કહે છે.[૨] હાલ અમદાવાદમાં એવું કાંઇ નથી એ સર્વ જાણે છે. રીચીરોડ, ઍલીફ્રંટરોડ જેવા હાલ કાંઈક પહોળા દેખાતા રસ્તાતો અંગ્રેજી રાજ્યમાં નવા કરેલા છે. જૂના મહામાર્ગમાં ભદ્રથી ત્રણ દરવાજા સુધી અને ત્યાંથી પાનકોરના નાકા આગળ થઇને જુમા મસ્જીદ સુધીનો રસ્તો અસલના મોટા રસ્તાનો કાંઈક ખ્યાલ આપે છે. આ રસ્તાને પાછળથી રીચીરોડ મેળવી દેવામાં આવ્યો છે. એટલે જૂના અમદાવાદની રચનાની કલ્પના કરવા માટે એ નવા રસ્તા અને પાંચકુઆ તથા પ્રેમ દરવાજો એ બે નવા દરવાજા છે જ નહિં એમ ધારવું પડશે.

અમદાવાદ હિંદુ શહેરના રચના પ્રમાણે

હાવેલે અમદાવાદ હિંદુ નગરના સિદ્ધાન્ત પ્રમાણે બંધાયું છે એમ કહી એનો પ્રકાર સમજાવ્યો નથી. અમદાવાદના કોટનો આકાર હાલ કોઈ નિયમથી દોરાયલો હોય એમ દેખાતું નથી. પરંતુ સાધારણ રીતે જુમા મસ્જીદને મધ્યમાં ગણી શકાય.[૩] હિંદુ રીવાજ પ્રમાણે શહેરના મધ્યમાં મંદિર જોઇએ તેને બદલે મુસલમાન બાદશાહ મસ્જીદ કરે એ સ્વાભાવિક છે. બહશાહનો હજીરો એ

ચાર મોટા માર્ગ

dabad was planned after the ancient Indo-Aryan tradition of a Royal capital." [૨] જુઓ આગળ આવી ગયેલાં બારબોસા, થેવેનો, અને ટેવરનિયર વગેરેમાં વર્ણનો. [૩] અમદાવાદ મ્યુનિસીપાલીટીએ કરાવેલા મોટા નકશામાં જુમા મસ્જીદ અને અહમદશાહનો હજીરો બરોબર મધ્યમાં નથી. પણ આર્કીઓલોજીકલ સર્વેના ગ્રંથમાં ટોપોગ્રાફિકલ નકશો ડૉ. બર્જેસે આપ્યો છે એમાં બાદશાહનો હજીરો શહેરની બરોબર મધ્યમાં આવે છે. એ નકશો ખરો જણાય છે.



૩૨ લાલ દરવાજે સીદી સઈદની મસ્જિદની જગપ્રસિદ્ધ જાળી (ડાબી બાજુની)



૩૨ શાહઆલમના રોજાની પત્થરની જાળી

લગભગ શહેરનું મધ્ય બિંદુ આવી રહે છે. જુમા મસ્જીદની આસપાસ ચારે બાજુ મોટા ખુલ્લા રસ્તા હશે અને એની સામેના ભાગમાં માણેકચોક એ એક મોટું મેદાન-( square ) હશે એમ માનવાને કારણ છે. એક તવારીખકાર લખે છે કે જુમા મસ્જીદના ત્રણે દરવાજાઓની સામે બજારો હતાં. એટલે હાલની પેઠે જુમા મસ્જીદની આસપાસ મકાનોમાં દુકાનો છે એમ નહિં પણ આસપાસ રસ્તા, ને સામે દુકાનો હતી, અને મોટું ચોગાન ત્રણે બાજુ બજારોવાળું થઈ રહેતું. એ સમયના મુખ્ય દરવાજાઓથી રસ્તા આવીને એ મેદાન અને મસ્જીદની આજુબાજુના રસ્તાઓને મળતા હશે. આ રસ્તોઓમાં હિંદુ નગર રચનાના સિદ્ધાન્ત પ્રમાણે ઉત્તર દક્ષિણ અને પૂર્વ પશ્ચિમ ખાસ મહામાર્ગો કરેલા હોય છે. એવા મહામાર્ગો ઇડરીઆ ( દિલ્હી ) દરવાજાથી અને જમાલપુર દરવાજાથી અગર બંધ દરવાજાથી[૪] સીધા આવીને જુમામસ્જીદ આગળ મળતા હશે. ભદ્રથી આવેલો રાજમાર્ગ હાલ પણ જુમામસ્જીદ આગળ આવે છે, અને એક એવો જ રસ્તો માણેકચોકમાંથી સીધો સારંગપુર દરવાજે જતો હશે. માણેકચોકના મેદાનની પૂર્વ તથા પશ્ચિમની હદને બન્ને છેડેથી ત્રણ દરવાજાનો તથા સારંગપુરનો રસ્તો નીકળતો હશે. પણ પૂર્વ હદને દક્ષિણ છેડેથી સારંગપુરનો, અને પશ્ચિમ હદને ઉત્તર છેડેથી ત્રણ દરવાજાનો રસ્તો ફંટાતો હશે એટલો ફેર હોવો જોઇએ એમ હાલ નિરીક્ષણ કરતાં જણાય છે. હાલ ત્રણ દરવાજાવાળો રસ્તો જ ફક્ત પહોળો છે. જમાલપુર અગર બંધ દરવાજે અને ઇડરીએ દરવાજે જવાના સીધા રસ્તા હાલ પણ જણાય છે. ફક્ત એ રસ્તા પહોળા નથી. સારંગપુર જવા માટે હાલ સીધો રસ્તો નથી. રાયપુર ચકલામાંથી અને ખાડીઆની ચોકી આગળથી સારંગપુર જવા માટે બે જ રસ્તા હાલ છે. માણેકચોકમાંથી સીધો સારંગપુર જવાનો રસ્તો બંધ થઇ ગયો છે. એ ક્યાં હશે તે જાણવાનું સાધન પણ જોઇએ તેવું નથી.

[૪] જમાલપુરની પૂર્વે જે બંધ દરવાજો છે એ ઈડરીઆની સામેનો ખરો દરવાજો હોવો જોઇએ. એ બંધ રહેવા માટે તરેહવાર વાત ચાલે છે, પરંતુ શહેરનો કોટ થયો ત્યારે શરૂઆતમાં એ બંધ હશે એમ માનવાનું કારણ નથી. એ દરવાજેથી જ ખરો રસ્તો જુમામસ્જીદ આગળ આવતો હોવો જોઇએ. જમાલપુરનો રસ્તો ત્યાં મળે તો વાંકો થાય, અને એ ખરી રીતે ભદ્રમાં શાહપુરના રસ્તાની સામે મળે એમ મારૂં માનવું છે.

ત્રણ દરવાજાથી આવતો મહામાર્ગ રાજમાર્ગ હોવાથી વાંકો કે સાંકડો ન બન્યો. જમાલપુરથી અગર બંધ દરવાજેથી અને ઘડરીઆ ચકલેથી આવતા રસ્તા સાંકડા અને વાંકા થઇ ગયા છે. મુસલમાન સમય સુધી શહેરની એવી દશા થઇ નહોતી. મુસલમાની રીવાજ પ્રમાણે મુખ્ય રસ્તા ઉપર અગર ચોગાન પાસે મસ્જીદ કરવામાં આવે છે અને એની રચના રસ્તો અને રસ્તાની શોભા બગડે તેવી રીતે કરતી નથી.

ઉત્તર દક્ષિણનો રસ્તો

પાનકોરના નાકાથી દિલ્હી દરવાજે જતો રસ્તો લગભગ સીધો છે. એની જમણા હાથની હારમાં હાલ ત્રણ પત્થરની મસ્જીદોની પછીત પડે છે અને એ સ્વતંત્ર બાદશાહીના સમયની છે. એટલે જમણી હાર પુરાણા વખતની જ છે, અને મકાનો સીવાય તેમાં કાંઇ ફેર પડયો નથી એમ માની શકાય. પરંતુ ડાબા હાથની હાર હાલ છે તેથી કાંઇક પાછળ હશે, અને સમય જતાં મકાનો આગળ વધીને એ રસ્તો સાંકડો થઈ થયો હશે. એ રસ્તાનો ડાબો એટલે પશ્ચિમનો ભાગ અઢારમી સદીના અંતમાં ઉજડ હતો એ આગળ જોઇ ગયા છીએ. એટલે જ્યારે ફરી વસ્તી થતી ગઇ ત્યારે રસ્તો સાંકડો થયો એમ માની શકાય.

રસ્તા કેમ બગડયા

મરેઠા સમયમાં પૈસા આપે તેને ગમે ત્યાં ગમે તેમ, ગમે તેવું મકાન બાંધવાની પરવાનગી મળતી હતી. મીરાતે અહમદીનો કર્તા લખે છે કે ઘણા મહેલો પડી ગયા છે, મહેલોમાં થઇને નવા રસ્તા પડયા છે, અને જુના રસ્તા ઓળખાતા નથી. એમ કહેવાય છે કે મરેઠા સમયમાં અમલદારને નાણાં આપનારને રસ્તા વચ્ચે મકાન બાંધવાની રજા પણ મળતી અને રસ્તો એટલો સાંકડો થતો કે વાંકો થઇને જતો. રસ્તાની જમીન પણ દબાવી શકાતી. એટલે અહમદીનું તે જ સમયમાં લખાયલું લખાણ એ નજરે જોયેલી બીના છે.

આ પ્રમાણે અમદાવાદના મહામાર્ગ સાંકડા અને વાંકા થયા અને કેટલાક પુરાઇ પણ ગયા. સારંગપુર જવાના મહામાર્ગનું પણ એમજ થયું છે. સારંગપુર દરવાજાના રસ્તા ઉપર જે રાણીની મસ્જીદ કહેવાય છે તે એ રસ્તા ઉપર આવેલી મસ્જીદ છે. ત્યાંથી એ રસ્તો ખાડીઆમાં સાંકડો થઇને સીધો આવે છે, અને દેસાઈની પોળ આગળથી વાંકો વળી આગળ જાય છે. સારંગપુરથી રાયપુર ચકલે આવતો રસ્તો મહામાર્ગ નથી, પણ એક ચકલાને બીજા ચકલા

સાથે જોડનારો રસ્તો માત્ર છે. એટલે સારંગપુરથી માણેકચોક જતો સીધો રસ્તો દેસાઈની પોળ આગળ હાલ અટકી જાય છે એ દેખીતું છે. સારંગપુર દરવાજાથી દેસાઈની પોળ સુધીનો આ સીધો રસ્તો ઘણો જ સાંકડો છે. પરંતુ એક વખતે એ ઘણો પહોળો હશે એમ સ્પષ્ટ દેખાય છે. એ રસ્તે જે જે પોળો છે તેના દરવાજા જરા ઉંડે આવેલા છે. અને બહાર મકાનો થઈને જ રસ્તો સાંકડો થયો છે એમ ચોકખું જણાઈ આવે છે. એક વખતે શહેરના બીજા મોકળા ભાગમાં જઈ વસવાને બદલે હિંદુ વસ્તીના જથામાં જ ગમે તેમ કરીને, રસ્તા વચ્ચે ઘર કરી રસ્તા સાંકડા કરી નાંખીને પણ હિંદુઓની નવી વસ્તી શહેરમાં વસી એમ દેખાઈ આવે છે.

માણેકચોકથી સારંગપુરનો સીધો રસ્તો

આ રસ્તો દેસાઈની પોળ પાસે અટકી ગયો એ જોયું. એ ઘણો પહોળો હશે એ પણ જોયું. દેસાઈની પોળ, હજીરાની પોળ અને લાલાવસાની પોળના પાછળના ભાગ એક બીજાને મળે છે ત્યાં હાલ એક મોટો ઘુમટ છે અને એને લીધે જ 'હજીરા'ની પોળ નામ પડયું છે. એ હજીરાના ઘુમટ વગેરે આકાર અને કમાનો વચ્ચે કોતરેલી ચીરાગની આકૃતિ સરખાવતાં અને જોતાં એ પંદરમી સદી જેટલો પ્રાચીન જણાય જણાય છે. એના કદના પ્રમાણમાં એની પશ્ચિમે મસ્જીદ હશે તે પણ મોટી જ હશે. એ હજીરાની પશ્ચિમે પથ્થરના થાંભલા વગેરે મસ્જીદની નિશાનીઓ હતી અને ખોદતાં નીકળે છે એમ ત્યાં હાલ રહેનારઓએ જોયેલું.[૫] હજીરાના કદના પ્રમાણમાં ઓછામાં ઓછી પોણોસોથી સો ફીટ લંબાઈની મસ્જીદ ત્યાં હોવી જોઈએ. એટલે એ આખી યે મસ્જીદ અને હજીરો રીવાજ પ્રમાણે સરિયામ રસ્તા ઉપર જ હશે અને આગળ જોયેલો દેસાઈની પોળ આગળ હાલ અટકેલો રસ્તો અસલ એ મસ્જીદની ઉત્તર હદને અડકીને જતો હશે એમ ખાત્રીપૂર્વક

સારંગપુરના જૂના રસ્તાનું સ્થાન

[૫] હાલ એ જગ્યાએ રહેતા વકીલ બંસીલાલ મણીલાલના વડુઆ મહેતા બાપુજી મહાસુખરામે મુસલમાનો પાસેથી હજીરાની આસપાસની એ જમીન લીધેલી. અને તે પછી બીજા ત્યાં વસેલા. એમ કહેવાય છે કે હજીરાની પોળનો કુવો એક વાવનો છેવટનો કુવો છે અને આથી ઉત્તર બાજુ વાવ હતી.

માની શકાય. માણેકચોકથી સારંગપુર દરવાજા સુધી સીધી લીટી દોરીએ તો આ હજીરો અને એની પાસેનો મસ્જીદનો ભાગ, તથા સારંગપુર રાણીની મસ્જીદ રસ્તાની બરોબર આસપાસ એટલે ઉત્તર દક્ષિણ આવી રહે છે. એટલે સારંગપુરની મસ્જીદ અને હજીરાની પોળ તથા દેસાઈની પોળ મળે છે ત્યાં વચ્ચે છુપાઈ રહેલો હજીરો આ પ્રાચીન મહામાર્ગનું સ્થાન નક્કી કરે છે.

આ રીતે જુમા મસ્જીદ આગળના મોટા ચોગાનને આ ચાર મહામાર્ગ ચારે દિશામાંથી આવીને મળે છે. બાકીના દરવાજામાંથી આવતા રસ્તા આ ચાર રસ્તાઓને મળતા હશે એમ માનીએ તો અમદાવાદની રચના હાવેલના વર્ણન ઉપરથી સ્વસ્તિક આકારની હશે એમ મનાય.[૬] પરંતુ દરિયાપુર, કાળુપુર, તથા આસ્તોડીએથી સીધા રસ્તા માણેકચોકમાં આવતા હશે એમ હાલના રસ્તા જોતાં જણાય છે; અને અસલ એમ જ હોય તો તો અમદાવાદ સ્વસ્તિક આકારે વસ્યું હશે એમ માનતાં હરકત આવે. ઉપરના ત્રણ દરવાજાઓ સિવાય તો બાકીના દરવાજાના રસ્તા ઉપરના મહામાર્ગોને મળે છે.

આગળ જોયું તેમ ઇ. બી. હાવેલ અમદાવાદને હિંદુ નગર રચનાના રચનાના સિદ્ધાન્તો પ્રમાણે બંધાયલું કહે છે, પણ હિંદુ શિલ્પશાસ્ત્રમાં આપેલા કયા પ્રકાર પ્રમાણે અમદાવાદની રચના થઈ તે હાવેલે જણાવ્યું નથી. હાવેલ હિંદુ નગર રચનાના કેટલાક પ્રકાર સચિત્ર વર્ણવે છે. પરંતુ અમદાવાદનો કયો પ્રકાર હશે તે એ ઉપરથી નક્કી કરવું મુશ્કેલ છે. આગળ જોયું તેમ ચાર મહામાર્ગ અને વચ્ચે દેવાલય તથા બીજા રસ્તા મળીને હિંદુ આકાર હશે એમ તો જણાય છે. એ આકાર સ્વસ્તિકનો હશે એમ ભ્રમ પણ થાય એવું છે. પણ તે બરોબર નથી.

રાજવલ્લભ એ ગૂજરાતના હિંદુસ્થાપત્ય માટે અગત્યનો ગ્રંથ છે. અમદાવાદ હિંદુ સ્થાપત્યના સિદ્ધાંતો પ્રમાણે બંધાયું છે એતો સિદ્ધ વાત છે. હાવેલ વર્ણવે છે તેના કરતાં જુદા બીજા કેટલાક પ્રકારો પણ એ ગ્રંથમાં આપેલા છે. રાજવલ્લભ પ્રમાણે અમદાવાદ સર્વતોભદ્ર નામના નગરની જાતનું

[૬] સરખાવો E. B. Havell Ancient & Mediaeval Architecture. p. p. 14–17.

કહી શકાય. 'સર્વતોભદ્ર' લંબચોરસ અને કાટખુણાવાળું નગર છે. એટલે અમદાવાદ સંપૂર્ણ રીતે એ જાતનું નગર કહી શકાય એવું નથી. ભદ્રનો કિલ્લો સંપૂર્ણ રીતે 'સર્વતોભદ્ર'ની જાતનો છે. અમદાવાદના કોટના જે કેટલાક ખાંચા અને ખૂણા પડે છે તે જોતાં સર્વતોભદ્રના નિયમને સહેજ વાંધો આવે છે. એજ ગ્રંથમાં કનિષ્ટ નગરને હઝાર હાથનું, મધ્યામને ૧૫૦૦ હાથનું અને ઉત્તમ ને બે હઝારનું કરવાનું કહ્યું છે.

**શિલ્પશાસ્ત્ર પ્રમાણે અમદાવાદની રચના**

પરંતુ રાજાને રહેવાના નગરને ૪૦૦૦ થી ૧૬૦૦૦ હાથનું કરવાનું લખ્યું છે. હાથનો અર્થ શિલ્પશાસ્ત્રમાં ગજ કરવો કે હાથ એતો એ શાસ્ત્ર જાણનાર કહી શકે. આ નિયમ કદાચ ભદ્રના કિલ્લામાં જળવાયો હોય. પણ રાજવલ્લભમાં બીજા પ્રકાર ગણાવતાં લખ્યું છે કે સત્તર રસ્તાવાળું ઉત્તમ નગર તેર રસ્તાવાળું મધ્યમ નગર અને નવ રસ્તાવાળું કનિષ્ઠ નગર કહેવાય છે. આ જોતાં અમદાવાદ તેર રસ્તાવાળા મધ્યમ નગરની ગણનામાં આવે છે. અસલના બાર દરવાજામાંથી નીકળતા બાર રસ્તા અને ભદ્રમાંથી મુખ્ય ચોગાનમાં શહેરની મધ્યમાં આવી મળતો મુખ્ય રાજમાર્ગ તે તેરમો રસ્તો. બીજા નાના માર્ગ ગલીઓમાં ગણાય છે. એટલે દરવાજે લઇ જનારા મોટા માર્ગની જ ગણત્રી થઇ શકે છે. શિલ્પશાસ્ત્રમાં કહેલી નગર રચના પ્રમાણે અમુક માપની પહોળાઇના શહેરની લંબાઇમાં પહોળાઇનો અમુક અંશ ઉમેરી લંબાઇ કરવી તે પ્રમાણે અમદાવાદની લંબાઇ છે. ૧/૮, ૧/૧૦, ૧/૧૨ કે ૧/૧૬ ઉમેરી લંબાઈ કરાય છે. ભદ્રનો કિલ્લો પણ એ નિયમાનુસાર છે. શહેરના કોટને કાટખૂણા નથી એટલે એ સમકર્ણ નથી. પણ ભદ્રનો કિલ્લો સમકર્ણ છે. નગર, નગરનું દેવ મંદિર અને ચોટવાની રચનાના નિયમો પણ શિલ્પશાસ્ત્રમાં આપેલા છે. શહેરના મુખ્ય મંદિર કે મસ્જીદની આસપાસ જ ચોવટું અગર ચૌટું કરવાનો રિવાજ પ્રાચીન લાગે છે. અમદાવાદમાં માણેકચોકનું બજાર એ નિયમે પ્રાચીન છે. કયી કયી જાતના માણસને કયાં વસાવવા અને કયી કયી દુકાનો કરવા દેવી વગેરેના નિયમો પણ છે; ઝાડ વાવવાના નિયમો પણ છે. અમદાવાદના હાલના સ્વરૂપ ઉપરથી કયા લોકો કયાં, પ્રથમ વસ્યા હશે એ કહી શકાય તેમ નથી. શિલ્પશાસ્ત્રમાં વેપારીઓને મધ્યમાં વસાવવાનું કહેલું છે. અમદાવાદમાં વેપારીઓને મધ્યમાં વસવા દીધા હશે એમ માનવામાં વાંધો આવે એવું નથી. પ્રવેશ

દ્વારના નિયમ પ્રમાણે દરવાજાઓને ઉત્સંગ નામના પ્રવેશ કહી શકાય. ઉત્સંગ નામના પ્રવેશમાં પહેલા બારણાની સામે જ બીજું દ્વાર હોય છે. એટલે શત્રુ સામે રક્ષણ માટે એ સારૂં નથી. સવ્ય અપસવ્ય અને પૃષ્ઠભંગ નામના પ્રવેશોમાં પહેલા બે અમદાવાદમાં છે. ભદ્રના કિલ્લાના મુખ્ય દરવાજામાં પેસી પછી જમણે હાથે વળીને અંદર પ્રવેશ થાય છે એ અપસવ્ય પ્રવેશ છે. ખાનજહાન દરવાજામાં (બહારથી) પેસી પછી ડાબે હાથે અંદર પેસાય છે એ સવ્ય પ્રવેશ છે. એ બે જ જાતો અમદાવાદમાં જુદી પડે છે. બાકીની સાદી છે. (રાજવલ્લભ બીજો તથા ચોથો અધ્યાય.) આ જોતાં અમદાવાદ હિંદુ રચના પ્રમાણે છે તે જણાશે.

અમદાવાદ પાટણની નકલ

બીજી રીતે જોતાં અમદાવાદ પાટણ શહેરની જ સહેજ જૂદી નકલ હશે એમ વધારે સંભવ છે. હાલનું પાટણ શહેર અણહિલ્લવાડ પાટણનો ત્રીજો આવનાર છે. એટલે અસલ પાટણની રચના કેવી હશે એ પણ ધારવું એટલું જ અગર વધારે મુશ્કેલ છે. બાદશાહ અહમદશાહે અમદાવાદ વસાવ્યું ત્યારે પાટણની ગણત્રી હિંદના સારામાં સારા શહેરમાં થતી હતી; અને ગૂજરાતી બાંધકામ કરનારાઓને એ એક જ શહેર નમુના રૂપ હતું. ભદ્રના કિલ્લાના વર્ણનમાં મીરાતે અહમદીનાં સ્પષ્ટ લખેલું છે કે એ પાટણના કિલ્લાના ધાટનો બાંધવામાં આવ્યો હતો; અને એને ભદ્ર કહેતા એટલે અમદાવાદના કિલ્લાનું નામ પણ ભદ્ર પડ્યું. એ જ ઉપરથી અહમદનગર (ઇડર પાસે) અને ચાંપાનેરના કિલ્લાનાં નામ પણ ભદ્ર પડયાં.[૭] આ ઉપરથી એમ ખાત્રીપૂર્વક માની શકાય કે અમદાવાદની બાંધણીમાં પાટણની નગર રચના ઉપર ખાસ આધાર રાખવામાં આવ્યો હોય. પાટણ હિંદુ–ગૂજરાતી સિદ્ધાન્ત પ્રમાણે બાંધેલું શહેર હતું એટલે અમદાવાદ પણ એ જ રીતે બંધાયું હોય એમાં નવાઇ નથી. શહેરનો સાધારણ આકાર, રસ્તા વગેરે, ઉપરાંત પોળો અને મહોલ્લાઓની બાબતમાં પણ અમદાવાદ પાટણનું જ અનુકરણ કર્યું છે. પોળોથી ફાયદો છે કે નુકશાન એ વાત બાજુએ રાખીએ તો પોળોની રચનાથી અમદાવાદ હિંદુસ્તનના શહેરોમાં ખાસ જુદું પડે છે.

[૭] મીરાતે અહમદી ગૂ. ભા. ભા. ૨ પૃ. ૬.

હિંદુ શહેરોની બાંધણીના સિદ્ધાન્તનાં બીજાં ચિન્હો પણ શહેરમાં હશે. પરંતુ ચાર ચાર સરકાર બદલાઈ, એટલે શહેર પણ એટલું બદલાઇ ગયું છે કે એવાં ચિન્હો જડતાં નથી. મરેઠા રાજ્ય પછી પણ લોકોની પોતપોતાના જથામાં વસવાની ટેવને લીધે શહેરના કેટલાક ભાગ ગીચ થઇ ગયા અને કેટલાક

નવા રસ્તા

આછા રહ્યા. એવા ગીચ ભાગોમાંથી નવી સુધારણા માટે નવા રસ્તા કરવા પણ મુશ્કેલ પડે છે. બોમ્બે બરોડા રેલ્વે અમદાવાદ સુધી આવી ત્યારે પૂર્વમાં કાળુપુર અને સારંગપુર એ જ દરવાજા હોવાથી લોકની અવરજવાર માટે એ દિશામાં વધારે દ્વાર કરવાની આવશ્યકતા જણાઇ. એથી કાળુપુર–સારંગપુરની વચ્ચેનો મોટો ગાળો તોડીને પાંચકુવા દરવાજો બનાવવામાં આવ્યો અને પૂર્વોત્તર દિશામાં પ્રેમ દરવાજો બનાવ્યો. આ બન્ને દરવાજાથી સીધા રસ્તા કરીને અસલના રસ્તાને મેળવવામાં આવ્યા. એ રીતે પાંચકુવાથી ખાડીઆ–કાળુપુર–રાયપુર વિભાગને સગવડ પડે એવી રીતે રીચીરોડ બનાવવામાં આવ્યો; અને એને ત્રણ દરવાજાના સરિયામ રસ્તા સાથે મેળવી દીધો. આજ સુધી એ અમદાવાદનો ભારે અવરજવરવાળો રસ્તો છે અને માણેકચોક ઉપરાંત ધંધાદારીઓની જમાવટ મોટે ભાગે એ રસ્તા ઉપર તથા સ્ટેશનની આસપાસ છે. હાલ શહેરની ધમાલ જોતાં રીચીરોડ પણ નાનો જણાય છે. પુરાતન અમદાવાદનાં ચોગાનો તો ઉડી ગયાં પણ દસ ગાડાં સાથે ચાલે તેવા રસ્તા પણ રહ્યા નથી. અમદાવાદની હાલની વસ્તી અને ધંધાની ધમાલ જોતાં રસ્તા છેક ખરાબ છે. અઢારમી સદીના ઉત્તરાર્ધમાં જે પોળો વસી તે કોઇપણ જાતના નિયમ વગર થવાથી શહેરના રસ્તા અને રચનામાં ઘણો બગાડો થયો છે; અને એને લીધે શહેરના કેટલાક ભાગ એક બીજાને અડકીને હોવા છતાં એમાં આવ જા કરવા માટે મોટા ચક્રાવા ખાઇને જવું પડે છે. સારે નશીબે પોળોમાં પાછળ નાની બારીઓ હોય તો તેનો ઉપયોગ કરવો પડે છે.

અમદાવાદ શહેરની રચના સુધારવા માટે ગીચ વસ્તીના ભાગ ખુલ્લા કરી પુરાતન અમદાવાદના વિભાગને અનુસરીને, અને એમ ન બને તો હાલના આરોગ્યના સિદ્ધાન્તને અનુસરીને શહેરમાં ફેરફાર કરવામાં ન આવે ત્યાં સુધી શહેરની રચના કદી આકર્ષક થાય નહિં. પુરાતન રચના શાસ્ત્ર, શોભા, અને આરોગ્ય એ ત્રણે દૃષ્ટિએ થઈ હતી. એ રચના શોધી કાઢવાનો મોટો આધાર

હાલ અવશેષ રહેલી મસ્જીદો છે અને એ આધારે દરેક દરવાજા સાથે જોડાતા સીધા રસ્તા થઈ શકે.

અમદાવાદની રચનામાં પોળો અગત્યનો ભાગ ભજવે છે. પોળો પાટણનું અનુકરણ છે. એની ઝીણી વીગતમાં પડવાનું આ સ્થળ નથી. પરંતુ પોળો ઘણું કરીને શહેર વસ્યું ત્યારથી જ થએલી છે. મોગલાઇ પહેલાંના અમદાવાદના ઇતિહાસની મુસલમાન તવારીખો-માં પોળોના ઉલ્લેખ ખાસ મળતા નથી. પણ મીરાતે અહમદીમાં ઘણા ઉલ્લેખો છે, અને મોગલાઈ પહેલાંના દસ્તાવેજો જોતાં પણ પોળો હોવાનું સાબીત થાય છે. પોળો અમદાવાદની શરૂઆત-થી જ હતી એમ માની લઇએ તો પણ હાલના સ્વરૂપે હતી એમ તો મનાયજ નહિ. હાલની પોળો કેટલીક મરેઠા સમયમાં અને કેટલીક ઇંગ્રેજી રાજ્યની શરૂઆતમાં વસેલી છે, અને એ વસતી વખતે કોઈ જાતની નિયમિત રચના કે સિદ્ધાન્ત જળવાયો નથી.

અમદાવાદની પોળો

પાછલાં વર્ષોની અવ્યવસ્થામાં જેમ જેમ પોળો વધતી ગઇ તેમ તેમ એની અગત્ય પણ વધતી ગઈ એ આગલો ઇતિહાસ જોવાથી સમજાશે. નાતો વધી ત્યારે નાતોની જે અગત્ય હતી તે પાછળથી ઘટી ગઈ તેમ પોળો વધી ત્યારે પોળોની જે અગત્ય હતી તે હાલ ઘટી ગઇ છે. અમદાવાદના સામાજીક જીવનમાં પોળોનું સ્થાન એક રીતે છે. પરંતુ જે મર્યાદા જાળવવા માટે પોળો વધી અને જેવી રીતે એની બાંધણી થઈ તે બધું હાલના સંજોગોમાં પહેલાં જેવી ઉપયોગિતા કે અગત્ય નથી બતાવતું. હાલ તો પોળોએ અમદાવાદની નગર રચના,–અર્વાચીન શહેર સુધારણાના સિદ્ધાન્તોને અનુસરીને જોઇએ તો,–બગાડી છે. જે ઐતિહાસિક સંજોગોમાં પોળો બંધાઇ તે જ ઐતિહાસિક સંજોગોને લીધે પોળો વાંકીચુંકી ગલીઓવાળી, ગીચ, અને સાંકડી બની. એક જાતિના સામાજિક બંધારણવાળા બનતા સુધી એક જ જથામાં એટલે એક જ પોળમાં રહેતા તેથી વસ્તી વધતાં પોળો ઘણી ગીચ બની ગઇ. રાજ્યની અસ્થિરતા અને અવ્યવસ્થાને લીધે પોળોમાં છેક ખુણે જ સારાં ઘર બાંધવાની લોક હિંમત કરતા, અને રસ્તા ઉપર ફક્ત પોળનાં બારણાં અને અંદરનાં ઘરોની ભોડી પછીતો કે કરા આવતા.

પોળો અને અમદાવાદની રચના

હતા. અઢારમી, અને ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં આવનારા મુસાફરો રસ્તા ઉપર ખોડી ભીંતો જ જોવામાં આવતી એમ લખે છે. એવી ભીંતોમાં કોઇ કોઇ જગ્યાએ નાનાં જાળીઆં કે બાકાં મુકવામાં આવતાં. સારી બારીઓ મુકવાની હિંમત ચાલતી નહિં. ચિત્રો કોઇ કોઈ જગ્યાએ ચીતરાવતા. એટલે કોઇ પરદેશીને શહેરના ઘરોનાં બારણાં ક્યાં હશે અને ઘર કેવાં હશે એ જાણવું મુશ્કેલ પડતું, અને શહેરની રચના માટે વિચિત્ર ખ્યાલ બાંધીને જતા.

પોળોને લીધે અમદાવાદની રચના અને સુધારણાને માટે ભવિષ્યમાં પણ જે પ્રયત્નો થાય તેમાં કેટલાક અગત્યના પ્રશ્નો ઉકેલવાના આવી પડશે. પોળોનાં સામાજિક બંધનો હવે કાંઇક શિથિલ થતાં જાય છે. એટલે નગર રચના અને સૌંદર્યની દૃષ્ટિએ તથા આરોગ્યની દૃષ્ટિએ પોળોમાં ફેરફાર કરવાનું કામ ભવિષ્યમાં બહુ મુશ્કેલ તો નહિં થઇ પડે. પરંતુ અર્વાચીન સિદ્ધાન્તો પ્રમાણે નગર રચના સુધારવાનું કામ પોળોને લીધે ઘણું મોંઘું અને અનેક હરકતો ભરેલું તો થઇ પડશે. એ પ્રશ્ન મરેઠી સમયના અંતમાં હિંદુ વસ્તીથી ખીચોખીચ ભરાયલા શહેરના કોટની અંદરના પૂર્વ ભાગને વધારે આકારો છે. એટલે અમદાવાદની નગર સુધારણા શહેરના કોટની અંદરના પુરાણા ભાગમાં નહિં પણ શહેર બહાર થવી જ ખાસ શક્ય છે. લાલ દરવાજાથી કાળુપુરના મોટા નવા રીલીફ રોડના સવાલ વખતે થયેલી વિરૂદ્ધ ચળવળથી આ બાબતનો કાંઇક ખ્યાલ આવે છે. શહેરના પૂર્વના ગીચ ભાગને આછો કરવા આ રસ્તાની ખાસ અગત્ય છે. એ કારણથી રસ્તાની સામેનો વિરોધ અર્થ વગરનો છે. અમદાવાદની રચના સુધરેલી જોવાની ઇચ્છા રાખનારે હરકતો ખમવી પડે તો પણ ખમવી જોઇએ.

પોળોને લીધે થયેલી મુશ્કેલી

શહેર બહાર જે નગર રચના થાય છે તેમાં તો સારી નગર રચનાના સિદ્ધાન્તને અનુસરીને જ ચલાશે એમ આશા રાખી શકાય. સહકારી મંડળીઓ જે નાનાં પરાં વસાવે છે તેની રચના હાલના સિદ્ધાન્ત પ્રમાણે થાય છે. હાલની મીરામ્સની નગર રચના જાણીતી છે એટલે એમાં ઉતરવાની અહીં જરૂર નથી.

એમ કહેવાય છે કે પ્રાચીન શિલ્પશાસ્ત્રોના સિદ્ધાન્તો પ્રમાણે કામ કરવાનું હિંદુસ્તાનના હાલના કડીઆ સુતાર તથા સલાટો ભૂલી ગયા છે. અન્ય પ્રાંતોમાં આમ છે ખરૂં. પરંતુ ગૂજરાતમાં એનો સર્વાંશે લોપ થયો નથી. આ-

હાલ અવશેષ રહેલી મસ્જીદો છે અને એ આધારે દરેક દરવાજા સાથે જોડાતા સીધા રસ્તા થઈ શકે.

અમદાવાદની રચનામાં પોળો અગત્યનો ભાગ ભજવે છે. પોળો પાટણનું અનુકરણ છે. એની ઝીણી વીગતમાં પડવાનું આ સ્થળ નથી. પરંતુ પોળો ઘણું કરીને શહેર વસ્યું ત્યારથી જ થયેલી છે. મોગલાઇ પહેલાંના અમદાવાદના ઇતિહાસની મુસલમાન તવારીખો-માં પોળોના ઉલ્લેખ ખાસ મળતા નથી. પણ મીરાતે અહમદીમાં ઘણા ઉલ્લેખો છે, અને મોગલાઈ પહેલાંના દસ્તાવેજો જોતાં પણ પોળો હોવાનું સાબીત થાય છે. પોળો અમદાવાદની શરૂઆત-થી જ હતી એમ માની લઇએ તો પણ હાલના સ્વરૂપે હતી એમ તો મનાયજ નહિં. હાલની પોળો કેટલીક મરેઠા સમયમાં અને કેટલીક ઇંગ્રેજી રાજ્યની શરૂઆતમાં વસેલી છે, અને એ વસતી વખતે કોઈ જાતની નિયમિત રચના કે સિદ્ધાન્ત જળવાયો નથી.

અમદાવાદની પોળો

પાછલાં વર્ષોની અવ્યવસ્થામાં જેમ જેમ પોળો વધતી ગઇ તેમ તેમ એની અગત્ય પણ વધતી ગઈ એ આગલો ઇતિહાસ જોવાથી સમજાશે. નાતો વધી ત્યારે નાતોની જે અગત્ય હતી તે પાછળથી ઘટી ગઈ તેમ પોળો વધી ત્યારે પોળોની જે અગત્ય હતી તે હાલ ઘટી ગઇ છે. અમદાવાદના સામાજીક જીવનમાં પોળોનું સ્થાન એક રીતે છે. પરંતુ જે મર્યાદા જાળવવા માટે પોળો વધી અને જેવી રીતે એની બાંધણી થઈ તે બધું હાલના સંજોગોમાં પહેલાં જેવી ઉપયોગિતા કે અગત્ય નથી બતાવતું. હાલ તો પોળોએ અમદાવાદની નગર રચના,—અર્વાચીન શહેર સુધારણાના સિદ્ધાન્તોને અનુસરીને જોઇએ તો,—બગાડી છે. જે ઐતિહાસિક સંજોગોમાં પોળો બંધાઇ તે જ ઐતિહાસિક સંજોગોને લીધે પોળો વાંકીચુંકી ગલીઓવાળી, ગીચ, અને સાંકડી બની. એક જાતિના સામાજિક બંધારણવાળા બનતા સુધી એક જ જથામાં એટલે એક જ પોળમાં રહેતા તેથી વસ્તી વધતાં પોળો ઘણી ગીચ બની ગઇ. રાજ્યની અસ્થિરતા અને અવ્યવસ્થાને લીધે પોળોમાં છેક ખુણે જ સારાં ઘર બાંધવાની લોક હિંમત કરતા, અને રસ્તા ઉપર ફક્ત પોળનાં બારણાં અને અંદરનાં ઘરોની બોડી પછીતો કે કરા આવતા

પોળો અને અમદાવાદની રચના

હતા. અઢારમી, અને ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં આવનારા મુસાફરો રસ્તા ઉપર બોડી ભીંતો જ જોવામાં આવતી એમ લખે છે. એવી ભીંતોમાં કોઇ કોઇ જગ્યાએ નાનાં જાળીઆં કે બાકાં મુકવામાં આવતાં. સારી બારીઓ મુકવાની હિંમત ચાલતી નહિં. ચિત્રો કોઇ કોઈ જગ્યાએ ચીતરાવતા. એટલે કોઇ પરદેશીને શહેરના ઘરોનાં બારણાં ક્યાં હશે અને ઘર કેવાં હશે એ જાણવું મુશ્કેલ પડતું, અને શહેરની રચના માટે વિચિત્ર ખ્યાલ બાંધીને જતા.

પોળોને લીધે અમદાવાદની રચના અને સુધારણાને માટે ભવિષ્યમાં પણ જે પ્રયત્નો થાય તેમાં કેટલાક અગત્યના પ્રશ્નો ઉકેલવાના આવી પડશે. પોળોનાં સામાજિક બંધનો હવે કાંઇક શિથિલ થતાં જાય છે. એટલે નગર રચના અને સૌંદર્યની દૃષ્ટિએ તથા આરોગ્યની દૃષ્ટિએ પોળોમાં ફેરફાર કરવાનું કામ ભવિષ્યમાં બહુ મુશ્કેલ તો નહિં થઇ પડે. પરંતુ અર્વાચીન સિદ્ધાન્તો પ્રમાણે નગર રચના સુધારવાનું કામ પોળોને લીધે ઘણું મોઘું અને અનેક હરકતો ભરેલું તો થઇ પડશે. એ પ્રશ્ન મરેઠી સમયના અંતમાં હિંદુ વસ્તીથી ખીચોખીચ ભરાયલા શહેરના કોટની અંદરના પૂર્વ ભાગને વધારે આકારો છે. એટલે અમદાવાદની નગર સુધારણા શહેરના કોટની અંદરના પુરાણા ભાગમાં નહિં પણ શહેર બહાર થવી જ ખાસ શક્ય છે. લાલ દરવાજાથી કાળુપુરના મોટા નવા રીલીફ રોડના સવાલ વખતે થયેલી વિરૂદ્ધ ચળવળથી આ બાબતનો કાંઇક ખ્યાલ આવે છે. શહેરના પૂર્વના ગીચ ભાગને આછો કરવા આ રસ્તાની ખાસ અગત્ય છે. એ કારણથી રસ્તાની સામેનો વિરોધ અર્થ વગરનો છે. અમદાવાદની રચના સુધરેલી જોવાની ઇચ્છા રાખનારે હરકતો ખમવી પડે તો પણ ખમવી જોઇએ.

પોળોને લીધે થયેલી મુશ્કેલી

શહેર બહાર જે નગર રચના થાય છે તેમાં તો સારી નગર રચનાના સિદ્ધાન્તને અનુસરીને જ ચલાશે એમ આશા રાખી શકાય. સહકારી મંડળીઓ જે નાનાં પરાં વસાવે છે તેની રચના હાલના સિદ્ધાન્ત પ્રમાણે થાય છે. હાલની મીરામ્સની નગર રચના જાણીતી છે એટલે એમાં ઉતરવાની અહીં જરૂર નથી.

એમ કહેવાય છે કે પ્રાચીન શિલ્પશાસ્ત્રોના સિદ્ધાન્તો પ્રમાણે કામ કરવાનું હિંદુસ્તાનના હાલના કડીઆ સુતાર તથા સલાટો ભૂલી ગયા છે. અન્ય પ્રાંતોમાં આમ છે ખરૂં. પરંતુ ગૂજરાતમાં એનો સર્વાંશે લોપ થયો નથી. આ-

પણ કડીઆ સુતાર તથા સલાટો આજે પણ અસલની પેઠે પ્રાચીન સિદ્ધાન્તોને અનુસરીને ઉત્તમ કામ કરી શકે છે. ગઈ સદીમાં પ્રેમચંદ સલાટનું નામ જાણીતું હતું. પ્રેમચંદ સલાટે હઠીસિંહનું મંદિર બાંધીને આપણા સલાટો પ્રાચીન સિદ્ધાન્ત પ્રમાણે ઉત્તમ કામ કરી શકે છે એ સિદ્ધ કર્યું છે. હાલ આપણા શિલ્પીઓને જૈન કોમ સારામાં સારૂં ઉત્તેજન આપે છે. આપણાં

હાલના શિલ્પીઓ

ઘરને અગ્નિથી રક્ષિત બનાવવા માટે એમાં હવે લાકડું ઓછું વાપરે છે. એટલે સુતારનું કામ દીવસે દીવસે ઓછું થતું જાય છે. લોખંડના પાટડા તથા કોંક્રીટનાં મકાનો થવાથી કડીઆ સુતરની પ્રાચીન બાંધકામની રીતોનો પણ લોપ થતો જાય છે. લોખંડનું મકાન આપણે ત્યાં હજી એકે સો વર્ષનું થયું નથી. લાકડાનાં બસો વર્ષ જૂનાં છે. એટલે અગ્નિનો ભય બાજુએ રાખીએ તો કયું વધારે ટકે એ તો ભવિષ્ય જ કહી શકે. પરંતુ જમાના પ્રમાણે આપણા કડીઆ, સુતાર તથા સલાટ હાલની કેળવણી લઈ પ્રાચીન શિલ્પશાસ્ત્રોનો અભ્યાસ કરી જુનું અને નવું સ્થાપત્ય સરખાવી એમના પૂર્વજોની પેઠે અદ્ભુત મેળવણીથી નવું સ્થાપત્ય યોજે એમ દરેક દેશપ્રેમી ઇચ્છે.[૮]

[૮] કડીઓ શબ્દ જૂની ગૂજરાતીના કડઇઓ શબ્દ ઉપરથી નીકળ્યો છે. સુતાર શબ્દ સંસ્કૃત સૂત્રધાર ઉપરથી નીકળ્યો છે. એક કોષમાં આપ્યું છે તેમ સૂત્રકાર ઉપરથી નહિં એમ લાગે છે. સલાટ શબ્દ પણ કોષ પ્રમાણે શિલાકાટના એ હિંદી ઉપરથી નહિં પણ શિલાપાટ અગર શિલાવટ એ જૂના ગૂજરાતી શબ્દ ઉપરથી શિલાટ થઈ સલાટ થયો છે એમ લાગે છે. આ બાબત કોઈ ભાષાશાસ્ત્રી કાંઇ પ્રકાશ પાડશે.



(અ) સ્ટેશનના મીનારા





(આ) મુહાફિઝખાંની મસ્જિદ (ઉત્તરનો ભાગ)



(અ) મુહાફિઝખાંની મસ્જિદનો મીનાર
(ઉપરનો ભાગ)





(આ) શાહપુર મસ્જિદનો મીનાર
(હિંદુ મંદિર જેવા ખૂણા બતાવે છે)

# પ્રકરણ છવીસમું



## પુરાતન અમદાવાદ

આગળ જોઈ ગયા કે અમદશાહે પ્રથમ ફક્ત ભદ્રનો કિલ્લો બાંધ્યો અને એની આસપાસ શહેર વસાવ્યું. રોમની પેઠે અમદાવાદ પણ એક દીવસમાં વસ્યું નથી. પાટણ અને ચંદ્રાવતીની વસ્તીઓને અહમદશાહ અમદાવાદ ઉપાડી લાવ્યા એ ઐતિહાસિક દૃષ્ટિએ માનવા જેવું નથી. ભદ્રના કિલ્લાની આસપાસ ધીમે ધીમે શહેર વધતું ગયું. કિલ્લાની પૂર્વે જુમા મસ્જીદ બંધાઈ અને એને શહેરનું મધ્યબિંદુ બનાવીને શહેર વસાવવાનો નિયમ રખાયો. અહમદશાહે પોતે પોતાને માટે રોજો, પોતાના ભવિષ્યમાં ઘણું વધનાર શહેરનું બરોબર મધ્યબિંદુ ધારીને બનાવ્યો. કિલ્લાની દક્ષિણે પુરાણું આશાવલ ધીમે ધીમે નવા શહેર સાથે એક થતું આવતું હતું. શહેરના મોટા અમીરો અને મહાપુરુષો જે મહમૂદ બેગડાની પહેલાં થઇ ગયા, તેમાંના કેટલાકનું રહેઠાણ આશાવલમાં હતું. કિલ્લાની બહારના શહેરનો કોટ બનાવવાની રચના કદાચ અહમદશાહ અને એના પછીના બાદશાહોના મનમાં હશે, પરંતુ મહમૂદ બેગ-ડાએ એ કામ કર્યું. એટલે શહેર વસ્યા પછી વસ્તીને અનુકૂળ પડે એવી રીતે જુમામસ્જીદને મધ્યમાં રાખી મહમૂદ બેગડાએ કોટ બાંધ્યો. દરિયાપુર, કાળુપુર, સારંગપુર, તાજપુર, જમાલપુર, અજદરપુર વગેરે પરાંમાંથી કેટલાંક પરાં આ કારણથી શહેર બહાર અને શહેરની અંદર હતાં. શહેર આ પ્રમાણે ધીમે ધીમે વસ્યું છે એનું વર્ણન મીરાતે અહમદીમાં કરેલું છે; અને અહમદશાહે કિલ્લો તથા કોટ એકદમ ત્રણ વર્ષમાં બંધાવી પછી શહેર વસાવ્યું એ અહમદીની

પોતાની વાત પોતાની જ વિરૂદ્ધ પડે એવી છે તે પણ આગળ વિસ્તારથી જોયું છે.

પુરાતન અમદાવાદ કેવું હશે એ કોઇ રીતે જાણવાનું હાલ સાધન નથી. શહેરની રચનાનું અનુમાન કરવાનો કાંઇક પ્રયત્ન આગળ કર્યો છે. પરંતુ શહેરના કયા ભાગ પ્રાચીન છે તે હાલ બરોબર જાણી શકાતું નથી. મીરાતે અહમદીમાં આપેલા શહેરના ભાગ મોગલ સમયના છે. એમાં કેટલાક ભાગ બાદશાહી અમદાવાદના તો અવશ્ય હશે જ. અહમદીનો કર્તા લખે છે કે કેટલાક ભાગ ઓળખાતા નથી અને કેટલાક બદલાઈ ગયા છે. કેટલાંક પરાં યાદ ન આવવાથી લખ્યાં નથી. એટલે અહમદીનું વર્ણન પણ સંપૂર્ણ નથી. ઉપર જોયાં એ કાળુપુર દરિયાપુર આદિ તો બાદશાહી સમયનાં જ છે. પરંતુ અહમદીમાં જણાવેલાં બીજા અનેક મહોલ્લા, રસ્તા, બજારોનાં નામ પણ હાલ ખબર નથી અને છે તે ઓળખાતાં નથી. બાદશાહી સમયમાં પોળો હશે તો ખરી પણ કયી અને કેટલી હશે તે જાણી શકાતું નથી. માણેકચોકમાં મહુરત પોળ શહેરના મહુરત સમયની છે એમ કેટલાક કહે છે તે માટે કાંઇ આધાર નથી. માણેકચોક એક મોટું ચોગાન હતું અને ત્યાં શહેરના બધા રસ્તા આવીને મળતા. એટલે પહેલી મુહૂર્તની પોળ ત્યાં હોય એમ સંભવતું નથી. અમદાવાદ પાટણની રચનાને અનુસરીને વસ્યું છે અને મોગલાઇ આવી ત્યાં સુધી વહીવટ વગેરેમાં પ્રાચીન હિંદુ રીવાજો કેટલેક અંશે ચાલુ હતા તે ઉપરથી જણાય છે કે પાટણની પેઠે, શહેર પોળ અને પાડામાં વહેંચાયલું હશે.

બાદશાહી અમદાવાદ

હાલ પ્રેમ અને કાળુપુર દરવાજાની વચ્ચે ભંડેરીપુર છે તે ઘણું પ્રાચીન હોય એમ જણાય છે. શહેર વસાવવામાં ભાગ લેનાર શેખ અહમદ ખટ્ટુના સમયમાં થઇ ગયેલા એક સંત સૈયદ મહમૂદ એરજી ઉર્ફે શેખપીર ત્યાં રહેતા અને ત્યાં એમની કબર છે એમ મીરાતે અહમદીમાં લખેલું છે. આ ઉલ્લેખ અહમદીનો એટલે અઢારમી સદીનો છે. એટલે ભંડેરીપુર નામ માટે શંકા કરી શકાય. પરંતુ શેખપીરની કબર પ્રાચીન જ છે, અને એ ભંડેરીપુરમાં રહેતા એમ અહમદીના કર્તાએ કોઇ પ્રાચીન ગ્રંથના આધારે લખ્યું હોય તો ભંડેરીપુર શહેરની અંદરના ભાગોમાં સર્વથી પ્રાચીન ગણી શકાય.[1]

[1] મીરાતે અહમદી. ભા. ૨. પૃ. ૩૮-૩૯.

શહેરની અંદરના બીજા ભાગોમાં ઢીંકવા, હાજાપટેલની પોળ અને નીશાપોળના ઉલ્લેખો બાદશાહી સમયના મળી આવે છે. વિ. સં. ૧૫૯૯ ના એક દસ્તાવેજમાં ઢીંકવે હાજાપટેલની પોળનો ઉલ્લેખ છે.[2] નીશાપોળનો ઉલ્લેખ વિ. સં. ૧૫૯૬ નો તપાગચ્છ બૃહત્ પટ્ટાવલીમાં છે.[3] ખાડીઆ પણ મોગલાઈ પહેલાંનું હોય એમ જણાય છે. આટલાં નામ બાદશાહી સમયમાં આજે પણ જણાય છે. ઘણાં નામ નાશ પામ્યાં છે, અને મોગલાઇનાં નવાં પડી હાલ તે પણ બદલાઈ ગયાં છે.

[૨] ઢીંકવા મહોલ્લો આજે પણ જાણીતો છે પણ ધીમે ધીમે એ નામ વપરાશમાંથી ઓછું થાય છે. ઢીંકવા ચોકીને લીધે હાલ નામ સચવાઈ રહેલું છે. ઇ. સ. ૧૮૨૪ની સર્વે વખતે શહેરના લત્તાઓનાં જે નામ આપેલાં છે તેમાં ઝવેરીવાડ, ખાડીઆ અને ભંડેરીપુર તથા કાળુપુર લત્તાની વચ્ચે ઢીંકવાનું સ્થાન છે. સં. ૧૫૯૯ ઇ. સ. ૧૫૪૨નો સુલતાન મહમૂદ ત્રીજાના સમયનો એક દસ્તાવેજ છે ( જુઓ હિ. ત્રી. પારેખનો 'મધ્યકાલીન ગૂજરાત' વિશેનો લેખ બુદ્ધિ પ્રકાશ પુ. ૭૩. અં ૩–૪. પૃ. ૧૦૯ ) एवं पंचकुल प्रपतितौ । ढींकूए पटिल–हाजा–ना मध्य पोलि तत्र मोदी जसासुत मोदी सारण तत्पुत्र नाराईणदास...। આ પ્રમાણે ઉલ્લેખ એ દસ્તાવેજમાં છે. આમાં હાજાપટેલની પોળનું સ્પષ્ટ નામ આવે છે. પરંતુ તપાગચ્છ બૃહત્ પટ્ટાવલી (પૃ. ૫૬) માં 'હાઝા પાટણિ' એવું નામ લખેલું છે અને એ વિ. સં. ૧૬૭૨. જહાંગીરના સમયનો ઉલ્લેખ છે:—एहवई सं. १६७१ वर्षे अंहिम्मदावादी नगरइं हाजापाटणि चतुरविधि संघसाक्षि...। હાજા પટેલની પોળ પહેલાં મહોલ્લો હોય એમ જણાય છે. મૂળ નામ હાજાપાટક હશે એમ લાગે છે. આ ઉપરથી આ પોળ પ્રાચીન લાગે છે. આ પોળ ઢીંકવા પાસે હાલ પણ છે અને એમાં બીજી કેટલીક નાની પોળો છે.

[૩] તપાગચ્છ બૃહત્ પટ્ટાવલી. પૃ. ૫૩:-पांचदिवस अणसणइं अहिम्मदावाद नगरइं निशापाटकि वि. सं. १५९६ वर्षे श्रीआणंदविमलसूरी स्वर्ग हुओ । એક ખાસ ધ્યાનમાં લેવા જેવું છે કે તપાગચ્છની પટ્ટાવલીમાં જોડણી વગેરે અને સંવતનાં કેટલીક વખત ઠેકાણાં નથી. એટલે પાટક, પાટણ એવા શબ્દો તથા એક જ શબ્દ જુદી જુદી રીતે લખેલા માલુમ પડે છે. આ નિશા પાટક અથવા નીશા પાડો હાલ ઝવેરીવાડાની નીશાપોળ હોય એમ મને લાગે છે. આશાવલમાં પણ એક નીશાપુર હતું તે આ જ હશે કે કેમ તે ચોક્કસ કહી શકાતું નથી. આ ઉલ્લેખ ઉપરથી એ અમદાવાદની અંદર હોય એમ સમજાય છે.

અમદાવાદની ઘણીખરી પોળો મરેઠા સમયમાં વસેલી છે. મરેઠા સમયના પાછલા ભાગમાં હિંદુ લત્તાઓમાં હિંદુ વસ્તી વધવા ઉપરાંત મુસલમાન લત્તાઓ ખાલી પડતા ગયા. મુસલમાનોની ઘણી જમીનો મરેઠા અને બ્રીટીશ સમયમાં વેચાઇ ગઇ તે હિંદુઓએ રાખી લીધી. હિંદુ નામોની જે પોળો આજે દેખાય છે તે ઘણીખરી આ પ્રમાણે ઇ. સ. ૧૭૬૦ થી ૧૮૧૮ સુધીમાં વસેલી છે. મોગલાઇના છેવટના ભાગના કેટલાક દસ્તાવેજોમાં જણાવેલા મહોલ્લાઓનો આજે પત્તો લાગતો નથી.

મોગલાઇ સમયનું અમદાવાદ

બાદશાહી સમયનું અજદરપુર જે શહેર બાહાર તેમ જ અંદર હતું તેનું નામ આજે કોઇના જાણવામાં નથી. આમ બાદશાહી અને મોગલ સમયના અમદાવાદની ઝાંખી છાયા નક્કી કરતાં પણ આપણને આજે મુશ્કેલી પડે છે. મીરાતે અહમદીમાં મોગલ સમયનાં ચકલાંના નામ આપેલાં છે તે આજે વપરાય છે; પરંતુ એમાં રસ્તા અને મહોલ્લાનાં જે નામ છે તેમાંનાં ઘણાંનો આજે પત્તો લાગતો નથી.

મોગલ સમયના ચકલા અહમદીમાં આ પ્રમાણે આપેલા છે. ખાસબજાર, પાનકોટ. ( પાનકોર નાકા ), માણેકચોક, ઢીંકવા ચકલો, ત્રણ લીંબડી, ભંડેરીપુર, ખાડીઆ ઉર્ફે અદાવરપુર ઉર્ફે અકબરપુર, રાયપુર, આસ્તોડીઆ, રાયખડ, ખાનપુર, શાહપુર, ઇડરીઆ ચકલો, સદરજહાં, ઝવેરીવાડનો ચકલો. આ બધા ચકલામાં ચબુતરા હતા અને ત્યાં રાત્રે કોટવાલના ચોકીદાર રહેતા. આમાં સદરજહાં સીવાય દરેકનાં નામ આજે જાણીતાં છે; અને એ જ જગ્યાએ આજે પણ પોલીસ ચોકી છે. સદરજહાંનો ચકલો કદાચ ખમાસાનો અગર જમાલપુર બાજુ કોઇ ચકલો હશે.[૪]

ચકલા

[૪] મીરાતે અહમદી ભા. ૨. પૃ. ૮. અકબરપુરને બદલે કબીરપુર લખ્યું છે પણ ખરૂં નામ અકબરપુર જણાય છે. ખાડીઆનું અકબરપુર નામ ખરૂં લાગે છે. મીરાતે અહમદી કરતાં પણ જુનો હી. સં. ૧૧૨૫નો અને એની આસપાસના ફારસી દસ્તાવેજોમાં સારંગપુર તળીઆની પોળનો ઉલ્લેખ છે એ મોહોલ્લામાં સારંગપુર, ચકલા અકબરપુર એમ સ્પષ્ટ લખેલું છે. અંગ્રેજી આવૃત્તિમાં દરિયાપુર ચકલો વધારામાં લખ્યો છે.

આ ચકલા તે શહેરના મહોલ્લા હતા અને ચોકી પાસે ઘણુંખરૂં ચાર રસ્તા મળતા. ઇ. સ. ૧૮૨૪માં આ મહોલ્લા પ્રમાણે શહેર વહેંચાયલું હતું એ આગળ જોઇશું. આ સીવાય બીજા કેટલાક રસ્તાઓનાં નામ મીરાતે અહમદીમાં ગણાવ્યાં છે. તે આ પ્રમાણે છેઃ—

રસ્તા

(૧) કુમનીવાડાનો રસ્તો,[૫] સારંગપુર દરવાજા તરફનો, આ રસ્તો શેખ શીરાજની હવેલી પાસે હતો; (૨) અકબરપુર અગર ખાડીઆ; આનું નામ અગાઉ ખાડીઆ હતું પણ અકબર બાદશાહના સમયમાં ક્ષત્રીઓ આવીને વસ્યા અને નોકરીમાં રહ્યા એમણે અકબરપુર નામ પાડયું. હાલ જુનું નામ ખાડીઆ જ ચાલુ રહ્યું છે. ક્ષાત્રીઓની વસ્તી પણ હાલ ફક્ત ખાડીઆમાં છે. ક્ષત્રીઓ અકબરના સમયમાં વસીને સરકારી નોકરીમાં રહ્યા તેથી પોતાના બાદશાહના નામ ઉપરથી અકબરપુર નામ પાડયું એમ અહમદીનો કર્તા સ્પષ્ટ લખે છે. (૩) અસલોરીઆ અથવા આસ્તોડીઆનો રસ્તો તે માણેકચોક બાજુથી આસ્તોડીએ દરવાજે જતો રસ્તો હશે. (૪) બુરહાનપુર ઉલમુલ્ક, ઇડરીઆ ચકલામાં (૫) બુદુહપુરનો રસ્તો, દરિયાપુર ચકલામાં કહેવાય છે. (૬) ખાસ-બજાર, ભદ્ર આગળ. (૭) હલીમ બજારનો રસ્તો, લાલ દરવાજા પાસે. (૮) કુસા બજારનો રસ્તો, શેખઉલ ઇસ્લામની[૬] મદ્રેસા પાસે. (૯) સિકંદરખાનનો રસ્તો, ખમાસા આગળ. (૧૦) ઇતમાદ ઉલમુલ્કના બજારનો રસ્તો, ખાનપુર પાસે. (૧૧) અલુખાં ગૂજરાતીનો રસ્તો, શાહ અલી રઝાની દરગાહ પાસે.[૭] (૧૨)

[૫] આ રસ્તાઓમાં નવાબઅલી અને સેડનની અંગ્રેજી આવૃત્તિ, નિઝામમુદ્દીન સાહેબની ગૂજરાતી મીરાતે અહમદી ભા. ૨ જો અને પુરાતત્વના ભાષાંતરમાં થોડો થોડો ફેર છે. કુમનીવાડને અંગ્રેજી અને પુરાતત્વના ભાષાંતરમાં સારંગપુર તરફનો રસ્તો એમ લખ્યું છે. ગૂ. આવૃત્તિમાં સારંગપુર દરવાજા આગળ 'દરપુ' નામનો રસ્તો પહેલો લખી પછી કુમનીવાડનો રસ્તો શેખ સીરાજની હવેલી પાસે છે એ લખ્યું છે કહેવાય છે કે આ રસ્તો શાહપુર પાસે છે. એટલે ખરી વાત નક્કી કરવી મુશ્કેલ છે. [૬] જો શેખ ઉલ ઇસ્લામ તે અબ્દુલ વહાબ હોય, અને એ જ અબ્દુલ વહાબનો રોજો હાલ મીરજાપુરમાં છે તે હોય, અને રોજો પાસે જ મદ્રેસા હોય તો કુસાબજાર મીરજાપુરમાં હશે એમ મનાય. [૭] આ રસ્તો હાલના દરિયાપુરમાંથી ઝવેરીવાડામાં

બે છત્રીનો રસ્તો સાંકડીશેરી પાસે.[૮] (૧૩) પાયબરી રસ્તો, પાનકોરના નાકા પાસે. (૧૪) ત્રીપોલીઆનો રસ્તો, ત્રણ દરવાજાનો. (૧૫) તાજપુરનો રસ્તો. (૧૬) ભંડેરીપુરનો રસ્તો. (૧૭) ભીડાનો રસ્તો, પહેલાંના દીવાન ઇતમાદખાંની હવેલી પાસે. આ રસ્તાનો પત્તો લાગતો નથી. (૧૮) પીલપીલી (પિપ્પિલી ?) આ રસ્તાનો પત્તો નથી. એનું બીજું નામ દબંદપીલીનો રસ્તો એવું આપેલું છે.[૯] (૧૯) ખારદાર અથવા ખાનજહાન દરવાજા આગળનો રસ્તો. (૨૦) પાનકોરનો રસ્તો. (૨૧) માના રસ્તો, પખાલીઆ રસ્તાની પાછળ. (૨૨) પખાલીઆનો રસ્તો. (૨૩) જમાલપુર રસ્તો. (૨૪) જલાલપુર રસ્તો. (૨૫) ઝવેરીવાડનો રસ્તો. રતનપોળનો રસ્તો હશે. (૨૬) ઝામરી, માણેકચોકમાં.[૧૧] (૨૬) રાય બીરકલા રસ્તો. આના પત્તા નથી. (૨૭) અખાશેઠના કુવાનો રસ્તો. આ પ્રસિદ્ધ છે. હાલ આકાશેઠના કુવાની પોળ કહેવાય છે. (૨૮) ચંગીસપુરનો રસ્તો.[૧૨] (૨૯) દરિયાપુર રસ્તો. (૩૦) બહેરામ કુવાનો રસ્તો, આ પત્થરકુવો કહેવાય છે. (૩૧) ઝુઝારખાંનો રસ્તો.[૧૩] (૩૨) રાયખડ રસ્તો. (૩૩) હીરા-સુતારનો ચબુતરો, સાંકડીશેરીમાં છે એમ લખે છે, પણ હાલ પત્તો લાગતો નથી. (૩૪) ખાજા યુસુફનો રસ્તો. હાલ પત્તો નથી. (૩૫) ખ્વાસ ઉલમુલ્ક રસ્તો, શેખ ઉલ ઇસ્લામખાંની ધર્મશાળા પાછળ. શેખ ઉલઇસ્લામખાં કયા તે પણ કહેવું મુશ્કેલ છે. (૩૬) ખુદાવંદખાંનો રસ્તો. એનો પત્તો લાગ્યો નથી. (૩૭) ખ્વાજી

આવતો હશે. [૮] સાંકડીશેરી પાસે હાલ આ રસ્તો જણાતો નથી, સાંકડીશેરીનો રસ્તો મોગલ સમયનો હોય એમ જણાય છે. [૯] આ રસ્તો પાંચપટી હશે ? [૧૦] આ રસ્તાનું નામ 'માના' ગૂજરાતી આવૃત્તિમાં આપેલું છે. અંગ્રેજીમાં 'નનપા'નો રસ્તો એમ લખ્યું છે. પુરાતત્વના ભાષાંતરમાં 'માનપસ'નો રસ્તો લખ્યું છે. પખાલીઆની પાછળ એવું અંગ્રેજી કે પુરાતત્વના ભાષાંતરમાં લખ્યું નથી. અંગ્રેજીમાં પખાલીઆનો રસ્તો જુદો આપેલો છે. તે ત્રણે ભાષાંતરોમાં છે. પણ અંગ્રેજીમાં 'અખા-લીઆ' લખેલું છે. આ રસ્તો પખાલીની પોળ હોઇ શકે છે? [૧૧] ઝામરી કોને કહે છે તે સમજાતું નથી. અંગ્રેજી આવૃત્તિમાં 'ઝાનવરી' લખેલું છે. [૧૨] આ રસ્તો દરિયાપુરમાં છે એમ પુછતાં જણાય છે. ચંગીસપોળ તે આ હશે. શહેર બહારના ચંગીસપુરને આ સાથે સંબંધ નથી. પ્રસિદ્ધ સરદાર ચંગીસખાં રૂમીના સંબંધથી પરાની પેઠે આ રસ્તાનું નામ પડ્યું હશે. ગૂ. આવૃત્તિમાં અંગીસપુર લખ્યું છે તે ભૂલ હશે. અંગ્રેજીમાં ચંગરપુર અને પુરાતત્વમાં ચંગીરપુર લખેલું છે. આ હાલની ચંગપોળ હોય. [૧૩] ઝુઝારખાં હબસીનું મકાન હશે તેથી આ નામ પડ્યું હશે. આ

રસ્તો.[૧૪] દોલતખાંનો રસ્તો. હાલનું સારંગપુરમાં આવેલું દોલતખાનું હશે. (૩૯) ઢીંકવાનો રસ્તો. માણેકચોકમાંથી કાળુપુર તરફ જતો રસ્તો છે. (૪૦) દરિયાખાં મહેરમનો રસ્તો. આનો પત્તો લાગ્યો નથી. (૪૧) રંગરેજનો રસ્તો. કયા રસ્તાને રંગરેજનો રસ્તો એ વખતે કહેતા હશે એ નક્કી થતું નથી. (૪૨) અકાબી રસ્તો.[૧૫] (૪૩) રાણી સીરાનીનો (સીપ્રીનો?) રસ્તો. આ રસ્તાનો પત્તો લાગ્યો નથી. (૪૪) રાયપુર રસ્તો. (૪૫) રૂકનુલમુલ્કનો રસ્તો, પત્તો લાગતો નથી. (૪૬) રઝીઉલ મુલ્કનો રસ્તો. પત્તો લાગતો નથી. (૪૭) સીંગ ભગીનનો રસ્તો. આનો પત્તો લાગતો નથી. (૪૮) શેખ નુર સમરકંદીનો રસ્તો. આ રસ્તાનો પત્તો નથી. (૪૯) સુખાનો રસ્તો. આ રસ્તો જડી શકતો નથી. કોઇ પોળ હશે. (૫૦) ધ્યાસુદ્દીન રસ્તો આ રસ્તાનો પત્તો લાગતો નની. (૫૧) શાહ મકોબનો રસ્તો, જુના સુબા સુજાતખાંના ઘરની પાસે. આ રસ્તો હાલના સલાપોસ રસ્તામાંથી કોઈ બાજુ ફંટાતો હશે. (૫૨) ઇતમાદખાંની ધર્મશાળાનો રસ્તો. પત્તો લાગ્યો નથી. (૫૩) સૈફખાંનો રસ્તો,[૧૬] અથવા નાગોરી સરાઇ. (૫૪) સીકંદરખાંનો રસ્તો ઉર્ફે સરાઈ ખેદકર. (૫૫) દરજીઓની ધર્મશાળાનો રસ્તો. પત્તા લાગેલા નથી (૫૬) શેખ ફરીદ અથવા બુખારાનો રસ્તો. આ રસ્તો હાલના ભગુભાઈના વંડાની પશ્ચિમે છે એમ કહે છે. જહાંગીરના સમયમાં શેખ ફરીદ બુખારીએ બુખારા મહોલ્લો ભદ્રની પાસે વસાવ્યો હતો તેનો આ રસ્તો છે. (૫૭) મુહમ્મદ ભટ્ટીની ધર્મશાળાનો રસ્તો, ત્રણ દરવાજાની પાસે હતો એમ અહમદીમાં લખેલું છે. (૫૮) દસ્તુરખાંની ધર્મશાળાનો રસ્તો, આસ્તોડીઆ પાસે.[૧૭] (૫૯) અઝીઝ ઉલમુલ્ક રસ્તો, જમાલપુર પાસે. (૬૦) આલમ બુરહાન રસ્તો અથવા પટવા શેરી. (૬૧) ધાલીબખાંનો રસ્તો, રાયપુરમાં છે એમ અહમદીમાં લખ્યું છે.

લત્તો હાલ પત્થરકુઆ પાસે સીદીવાડ છે ત્યાં હશે. [૧૪] આ રસ્તાનો પત્તો નથી. ગૂ. આવૃત્તિમાં ખ્વાજી છે. અંગ્રેજી અને પુરાતત્વમાં 'હાજી' છે. પુરાતત્વમાં એની નીચે નોંધમાં લખે છે કે 'મૂળમાં ખ્વાજી છે.' [૧૫] ગૂ. આવૃત્તિમાં 'કાબી' લખેલું છે. આ રસ્તાનો પત્તો નથી. [૧૬] ગૂ. આવૃત્તિમાં 'સુસૂફખાં' લખ્યું છે પણ બીજી બન્ને આવૃત્તિઓમાં સૈફખાં છે. આ નાગોરી સરા ઝવેરીવાડામાં હતી એમ કહેવાય છે. હાલ ઝવેરીવાડા પાસે નાગોરીસરા છે તે જ આ હશે એમ ચોક્કસ મનાય છે. પ્રસિદ્ધ સુબા મુહમ્મદ સફી ઉર્ફે સૈફખાંના નામ ઉપરથી રસ્તાનું નામ પડ્યું હોય એમ જણાય છે. [૧૭] હાલ આસ્તોડીઆ ચકલામાં દસ્તુરખાંની મસ્જીદ જાણીતી છે. ત્યાં સરાઈ અને

(૬૨) ફરીદપુરનો રસ્તો, કાળુપુર ચકલામાં મળતો એમ લખે છે.[૧૮] (૬૩) ખજુરી રસ્તો,[૧૯] વલંદાની હવેલી આગળ. (૬૪) ગુંદી રસ્તો, પાનકોરની ડાબી બાજુએ છે એમ અહમદીમાં લખેલું છે. અમદાવાદમાં ગુંદીની પોળ છે, પણ એ પાનકોરના નાકા પાસે નથી. (૬૫) કંદોઈ શેરીનો રસ્તો, પાનકોરના નાકા પાસે.[૨૦] (૬૬) કામીલ ઉલમુલ્ક, રાણી રૂપમોહીનીની મસ્જીદની પાછળ.[૨૧] (૬૭) કોઠારી હલીમનો રસ્તો. આ ક્યાં હશે તે જણાતું નથી.[૨૨] (૬૮) લાલબાઇ રસ્તો. કોઇ પોળ હોય એમ જણાય છે. (૬૯) મલેક નસીર રસ્તો, સુલતાન અહમદ ગૂજરાતીની દરગાહ પાસે છે એમ અહમદી જણાવે છે. હાલ પત્તો નથી. (૭૦) મલેક બનાદર, ભંડેરીપુરના ચકલામાં.[૨૩] (૭૧) મુહાફિઝખાંની મસ્જીદનો રસ્તો. આ રસ્તો હાલ ઘીકાંટાનો રસ્તો છે. (૭૨) માણેકચોકનો રસ્તો. (૭૩) રાણીના હજીરાનો રસ્તો. માણેકચોકમાંથી રાણીના હજીરા પાસે થઈ કોઇ બાજુ જતો હશે.

આ પ્રમાણે રસ્તા ગણાવીને મીરાતે અહમદીનો કર્તા અલી મુહમ્મદખાં લખે છે કે "આ વખતે ઇમારતો તુટી ને પડી ગઇ છે. ખંડેરો એટલાં બધાં થઇ ગયાં છે કે કેટલાક અજાણ્યા નવા નવા રસ્તા મકાનોના ચોકમાં

રસ્તો હશે. [૧૮] આવા ઘણા રસ્તાનાં ઠેકાણાં અહમદીમા આપેલાં છે, કેટલાક એકના એક લાંબા રસ્તાનાં જુદી જુદી જગ્યાએ જુદાં નામ હોય એમ પણ બને છે. [૧૯] આ ખજુરીની પોળ હોય? પરંતુ હાલની ખજુરીની પોળ વલંદાની હવેલી આગળ નથી પણ માણેકચોકથી કાળુપુર જતા રસ્તા ઉપર છે. પહેલાં જ્યારે રીચીરોડ નહોતો થયો ત્યારે ખજુરીની પોળ વલંદાની હવેલીની પાસે નીશાની તરીકે લખી હોય. [૨૦] આ રસ્તો કંદોઈ ઓળ હોય કે નહિ તે કહેવાય નહિં. પાનકોરના નાકા પાસે બીજી કંદોઈ શેરી હોઇ શકે. જો કંદોઇ ઓળ જ હોય તો તે જેમ પાનકોર પાસે કહી શકાય તેમ વલંદાની પાસે ખજુરીની પોળ કહી શકાય. પરંતુ આ કોઇ બીજી કંદોઈ શેરી હોય એમ લાગે છે. [૨૧] આ રસ્તો મીરઝાપુરમાં હશે એમ લાગે છે. ગૂ. આવૃત્તિમાં રાણી રૂપમતી લખેલું છે. અંગ્રેજી અને પુરાતત્વના ભાષાંતરમાં રૂપમોહિની છે. [૨૨] ગૂ. આવૃત્તિમાં 'હલીમની કોટડી' એમ લખ્યું છે. અંગ્રેજીમાં કોઠ્રી (Kothri) હલીમ એમ લખ્યું છે. પુરાતત્વમાં કોઠારી હલીમ લખ્યું છે. આ રસ્તો શાહપુર પાસે હલીમની ખડકી પાસે હોય? [૨૩] ગૂ. આવૃત્તિમાં 'મલેક બના' લખ્યું છે. અંગ્રેજી અને પુરાતત્વમાં 'બનાદીર છે.' આ ભંડેરીપુરનું જ ફારસી અપભ્રંશ રૂપ હોય?

ઓસરીઓમાં અને દીવાનખાનાંઓમાં પડી ગયા છે. ખરેખર જોડાયલા રસ્તાઓ (અસલના રાજમાર્ગો) કામ વગરના અને હવડ પડી રહ્યા છે." અઢારમી સદીના અંતમાં અમદાવાદની આવી દશા થઇ હતી. હાલ સાંકડીશેરી છે એ મોગલ સમયમાં હોય એમ લાગે છે. અસલ એ મોટો રસ્તો હશે અને સારંગપુર તરફ સીધો જતો હશે એમ માનવાને કારણ છે. સત્તરમી સદીમાં આવેલો મુસાફર થેવેનો માણેકચોકમાં. રાણીના હજીરા પાસે કોઈ ધર્મશાળામાં ઉતર્યો હતો એમ એ પોતે લખે છે. ત્યાંથી એ વલંદાની હવેલીમાં ગયો હતો. એ લખે છે કે ડચ (વલંદા) લોકો મોટામાં મોટા અને પહોળા તથા લાંબા એવા રસ્તા ઉપર રહ્યા હતા અને એને પશ્ચિમ છેડે ત્રણ મોટી સુંદર કમાનો છે. આ વર્ણન ત્રણ દરવાજાવાળા રસ્તાનું છે. એ રસ્તો હાલની માફક રીચીરોડને ન મળતાં માણેકચોકના મોટા ચોગાનની ઉત્તર સીમા બનતો હતો. રીચીરોડ તે વખતે હતો નહિં. મુસાફર થેવેનો લખે છે કે અમદાવાદ સુરતથી બમણું મોટું શહેર છે પણ સુરત જેટલું ભરચક નથી.'[૨૪] અત્યાના ભરચક અમદાવાદમાં રહેનારા આ વાત માનશે? સુરતથી બેવડું તો અમદાવાદ આજે પણ છે. અઢારમી સદીના અંતમાં અનેક વાર મરેઠાઓએ લૂંટયા છતાં સુરતની વસ્તી આઠ લાખની ગણાતી હતી તો થેવેનો આવ્યો ત્યારે એની સંપૂર્ણ ચઢતી હશે (ઇ. સ. ૧૬૬૬) અને એ સમયે અમદાવાદ એનાથી બમણું હશે. એટલે અમદાવાદની વસ્તીનો અને વિસ્તારનો ખ્યાલ સહેજ આવી શકશે.

શહેરની અંદરના ભાગની પુરાતન સ્થિતિ જોઇ. મરેઠા સમયમાં એની જે દશા થઈ તે પણ જોઇ. હાલની સ્થિતિ પણ જોઇએ છીએ. શહેર બહારની સ્થિતિનું વર્ણન પરાંના પ્રકરણમાં કર્યું. એ પરાંનું વર્ણન અને સંખ્યા જોતાં અમદાવાદની વસ્તી અને વિસ્તારનો ખ્યાલ આવી શકશે. મીરાતે અહમદીનો કર્તા લખે છે કે દક્ષિણ તરફ શહેર એટલું વધેલું હતું, અને બાદશાહી સમયમાં મહેમદાવાદ વધવાથી મહેમદાવાદ અને અમદાવાદ વચ્ચેના રસ્તા ઉપર દુકાનો વગેરે વસાવી એવું જોડી દીધું હતું કે આખુંયે એક મોટું શહેર હોય એમ લાગતું હતું. છેક ૧૭૮૦ માં જેમ્સ ફોર્બ્સ આવ્યા અને ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં ટોડ અને બ્રીગ્સ અમદાવાદમાં આવ્યા ત્યારે શહેરમાં અને શહેર

[૨૪] Thevenot's Travells p. 9–12.

બહાર ખંડેરો પુષ્કળ હતાં. ઓગણીસમી સદીમાં રેલ્વે થતા પહેલાં સુરત અને ખંભાતથી મુસાફરો માતર અને બારેજા થઇને અમદાવાદ આવતા. બ્રીગ્સ લખે છે કે શહેરની પાસે આવતાં દસ માઇલ છેટેથી ખંડેર મહેલો, તુટેલા મીનારાઓ, ભોંયરાં, હવડ મસ્જીદો વગેરેનાં અસંખ્ય અવશેષો દેખાવા માંડે છે. હાલ કોઇ કોઈ જગ્યાએ ભોંયરાં અને ખાસ મરામતથી ઉભી રહેલી મસ્જીદો અને રોજા સીવાય એ પ્રાચીન ખંડેરોનું નામ નિશાન પણ આપણે જોતા નથી. ઘણી સામગ્રી નવાં મકાનો બાંધવામાં વપરાઇ ગઈ છે. એની જગ્યાએ હવે પાધર ખેતરો થઇ ગયાં છે. હાલનાં જૂજ અવશેષો તો નવી ઢબનાં મકાનોમાં ઢંકાઈ ગયાં છે. એટલે ટોડ અને બ્રીગ્ઝે જોયેલાં ખંડેરો જેવું શહેરમાં કે બહાર આજે કાંઇ દેખાતું નથી. બ્રીગ્ઝ એ વખતનાં ખંડેરો જોઇ લખે છે કે "અમદાવાદ કવિની કલ્પના અને ચિત્રકારની પીંછીને લાયક છે.'[૨૫] અમદાવાદનાં ખંડેરોની દશા જોઈ મીરાતે અહમદીનો કર્તા નીચેનું કવિત લખે છે.

આં કસ્ર કે બા ચર્ખ હમીંઝદ પહેલુ,
બર દર્ગેહે આઁ શહાઁ નેહાદન્દ રુ;
દિદેમ કે કંગરેઅશ ફાખ્તા,
બેનશિસ્તા વ મીગુફ્ત કે કૂ કૂ કૂ કૂ.

**અર્થ:** [૨૬]પેલો મહેલ જે આશાકને કોણી મારતો હતો તેણે પેલા બાદશાહોની દરગાહ પર મોઢું મુક્યું છે. (અર્થાત્ પડી ગયો છે.) એના કાંગરા પર એક હોલો બેઠેલો મેં જોયો, જે કહેતો હતો કે 'કૂ કૂ કૂ કૂ' અર્થાત્ ક્યાં ? ક્યાં, ? મોતને કોણ આધીન નથી ?

ઇ. સ. ૧૮૧૮ માં અંગ્રેજ સરકારે અમદાવાદ લીધું. એ વખતે શહેરની જે સ્થિતિ હતી તે આગળ જોઈ ગયા. શહેર લીધા પછી ૭ વર્ષે, ઇ. સ. ૧૮૨૪ માં કાંઇક પદ્ધતિસર શહેરની સરવે (માપણી) થઇ. એ સરવે વખતે શહેરની જે સ્થિતિ હતી તે આ પ્રમાણે છે:-[૨૭]

ઇ. સ. ૧૮૨૪ માં શહેરમાં (૧) ખાનપુર, (૨) શાહપુર, (૩) મીરઝાં-

[૨૫] બ્રીગ્ઝ સીટીઝ ઓફ ગુજરાષ્ટ્ર. [૨૬] મીરાતે અહમદીની પુરવણીનું ભાષાંતર. પુરાતત્વ પુ. ૪. અંક ૧-૨ પૃ. ૩૩. અર્થ રા. સુ. પુ. બારોટે કરેલો છે. [૨૭] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૩૧૭-૩૨૦.

પુર, (૪) ઇડરીઆ, (૫) દરિયાપુર, (૬) ઝવેરીવાડ, (૭) ઢીકવા, (૮) તીન લીંબડી, (૯) ભંડેરીપુર, એ પ્રમાણે નવ જીલ્લા શહેરના ઉત્તર ભાગમાં હતા. (૧) ખાડીઆ, (૨) સારંગપુર, (૩) રાયપુર, (૪) આસ્તોડીઆ, (૫) જમાલપુર, (૬) રાયખડ, (૭) ભદ્ર, (૮) ખાસબજાર, (૯) પાનકોર, (૧૦) માણેકચોક, એ પ્રમાણે દશ જીલ્લા શહેરના દક્ષિણ ભાગમાં હતા. ૧૮૨૪ માં શહેરમાં કુલ ઘરની સંખ્યા ૨૯૧૯૯ હતી. એમાં ૨૨૨૮૨ હિંદુનાં, ૬૯૧૩ મુસલમાનનાં અને ચાર પારસીનાં હતાં. એ વખતે શહેરના પૂર્વ પશ્ચિમ બે ભાગ પાડીએ તો પૂર્વમાં વસ્તી વધારે હતી અને પશ્ચિમમાં આછી હતી. પશ્ચિમ ભાગમાં છેક વેરાન જેવું હતું એમ કહીએ તો ચાલે. દરેક જીલ્લાની વીગત આ પ્રમાણે હતીઃ—

**ખાનપુરઃ** વિસ્તાર નાનો હતો. જમીન ખાડા ટેકરાવાળી, અને થોડો ભાગ ખેડાતો હતો. જીલ્લાના ઉત્તર ભાગમાં થોડાં ઘર હતાં. કુલ ૨૪૪ ઘર હતાં તેમાં ૧૧૧ હિંદુનાં અને ૧૧૩ મુસલમાનનાં હતાં. જુનાં મકાનોમાં બાગ સાથે ચાંદા સુરજનો મહેલ હતો. આલમ ચીશ્તી ( સૈયદ આલમ )ની મસ્જીદ અને સીદી હાલીમની ઘુમટ વગરની મસ્જીદ હતી. એ મસ્જીદ મરેઠા સમયમાં કિલ્લાની પેઠે વપરાઇ હતી અને શેલુકરના વખતમાં એણે તોપોનો મારો જોયો હતો એમ કહેવાય છે.

**શાહપુરઃ** કુલ ૨૬૪૫ ઘર હતાં. તેમાં ૧૯૪૯ હિંદુનાં, અને ૬૮૬ મુસલમાનનાં હતાં. વચ્ચેના કેટલાક ભાગમાં શાક અને બાજરીનું વાવેતર થતું હતું. જાહેર મકાનોમાં બે મુસાફરી બંગલા, સાત મંદિરો, અને તેર મસ્જીદો હતી. મંદિરોમાં એક સદુબાઈ ભાટણનું મંદિર હતું. એની વાત આગળ આવી ગઈ છે. મસ્જીદોમાં કાજી મુહમ્મદ ચીશ્તીની મસ્જીદ ખાસ પ્રસિદ્ધ હતી.

**મીરઝાંપુરઃ** આ જીલ્લો પ્રથમ મુસલમાનોનો હતો. ૧૮૨૪ માં આની જમીન ખરબચડી હતી અને એમાં ખેતી થતી. કુલ ૧૦૨૬ ઘર હતાં, તેમાં ૩૧૨ હિંદુનાં અને ૭૧૪ મુસલમાનનાં હતાં. મકાનોમાં તેર મસ્જીદો, એક મંદિર, અને એક મુસાફરી બંગલો હતો. એમાં મલીક શાબાંની મસ્જીદ મોટા સાઠ ફીટ ફરતા ઘુમટવાળી હતી. (?)

**ઇડરીઆઃ** આ જીલ્લામાં ૧૯૦૯ ઘર હતાં, તેમાં ૧૬૧૯ હિંદુનાં અને ૨૯૦ મુસલમાનનાં હતાં. આ જીલ્લામાં મોટે ભાગે કડીઆ, કુંભાર, અને

૨૯૦ મુસલમાનનાં હતાં. આ જીલ્લામાં મોટે ભાગે કડીઆ, કુંભાર, અને ઢેડની વસ્તી હતી. એમાં તેર મસ્જીદ, ચાર દરગાહ અને અગીઆર મંદિરો હતાં.

**દરિયાપુરઃ** આ જીલ્લામાં પડતર જગ્યા ઘણી ઓછી હતી. કુલ ૧૫૯૮ ઘર હતાં, તેમાં ૧૪૬૦ હિંદુનાં અને ૧૩૮ મુસલમાનનાં હતાં. હિંદુમાં મોટી વસ્તી કણબીઓની હતી. અગીઆર મસ્જીદો, ચાર દરગાહ અને વીશ મંદિરો હતાં. એમાં એક મંદિર કોઈ સતીનું હતું.

**ઝવેરીવાડો:** આ જીલ્લામાં કુલ ૯૨૮ ઘર હતાં. તેમાં ૮૬૦ હિંદુનાં, ૬૭ મુસલમાનનાં અને એક પારસીનું હતું. આ જીલ્લાના પૂર્વભાગમાં મોટે ભાગે વાણીઆ (શ્રાવક)ની જ વસ્તી હતી. પશ્ચિમ ભાગમાં થોડી જમીન પડતર હતી, અને થોડીમાં ખેતી થતી. ૭ મસ્જીદો તેર જૈન મંદિરો અને અપાસરા, ચૌદ હિંદુમંદિરો એક ધર્મશાળા, અને પાંજરાપોળ એટલાં મકાનો આ જીલ્લામાં છે. શાહ અલી રઝાકનો રોજો અહીં છે તે અહમદશાહના સમયનો કહેવાય છે. આ ઝવેરીવાડો હાલ ફક્ત રતનપોળની અંદરનો ગણાય છે પણ ૧૮૨૪ માં સીવીલ ઇસ્પિતાલ અને એની આસપાસનો ભાગ એમાં ગણાતો હતો.[૨૮]

**ઢીંકવા:** આ જીલ્લો ઝવેરીવાડાની પૂર્વે નાનો છે; પણ ગીચ વસ્તીવાળો છે, અને ખાસ કરીને જૈનોની વસ્તી વધારે છે. કુલ ૧૪૪૬ ઘરમાં ૧૩૧૩ હિંદુનાં અને ૧૩૩ મુસલમાનનાં છે. એમાં ત્રણ મસ્જીદો, આઠ જૈનમંદિરો અને અપાસરા તથા બાર હિંદુ મંદિરો છે. એક ધર્મશાળા છે. આ જીલ્લો

[૨૮] ઝવેરીવાડો અમદાવાદની બાદશાહીના સમયનો હોય એમ જણાતું નથી. શાહજહાંના સમયમાં ઝવેરી શાંતિદાસ એ લત્તામાં વસ્યા. એમના કુટુંબમાં તે સમયથી આજ સુધી અમદાવાદની નગરશેઠાઈ ચાલે છે. એટલે વહેલામાં વહેલો શાહજહાંના સમયથી ઝવેરીવાડો થયો લાગે છે. તેથી અગાઉ એ ભાગ ઢીંકવામાં કે બીજા કોઈ લત્તામાં ગણાતો હવે. પાનકોરના નાકાથી ધીકાંટે જતા રસ્તાની પૂર્વે હાલ ઝવેરીવાડો છે. અગાઉ એની પશ્ચિમે પણ ઝવેરીવાડો હતો. હાલ નગરશેઠનો વંડો અને સીવીલ ઈસ્પીતાલ પાસે ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં વેરાન હતુ. એ સદીની શરૂઆતમાં દીવસે પણ ત્યાં થઈ જતાં ભય લાગતો. ઝવેરીવાડામાં આજે પણ નગરશેઠના કુટુંબીઓ વસે છે. જૈનોની એમાં ખાસ વસ્તી છે. શાહ અલી રઝાકનો રોજો આર્કીઓલોજીકલ સર્વેના નકશામાં દરિયાપુર બાજુ ઝવેરીવાડથી જરા છેટો મુકયો છે.

જુનો બાદશાહી સમયનો છે. એના ઉલ્લેખો આગળ જોયા છે. અગાઉ એ હાલ કરતાં વિસ્તારમાં મોટો હોય એમ જણાય છે. ઢીંકવા નામ શા ઉપરથી પડયું હશે તે જાણવામાં નથી.

**ત્રણ લીંબડી:** દરિયાપુર અને ઢીંકવાની વચ્ચે ત્રણ લીંબડી છે. એના ઉત્તર ભાગમાં વસ્તી આછી છે પણ બીજા ભાગ ગીચ છે. એમાં મોટે ભાગે વહોરા, વાણીઆ અને બ્રાહ્મણ છે. કુલ ૨૪૦૦ ઘરમાં ૧૫૦૪ હિંદુ અને ૮૯૬ મુસલમાનનાં છે. જૂના મકાનોમાં ૨૨ મસ્જીદો હતી. નવગજા પીર અહીં આવેલા છે. નવ હિંદુ મંદિરો અને એક ધર્મશાળા છે.

**ભંડેરીપુર:** આ જીલ્લો પ્રેમ અને પાંચકુવા દરવાજાની વચ્ચે કોટની રાંગે છે. કુલ ૨૫૦૭ ઘરમાં ૯૬૭ હિંદુ અને ૧૫૪૦ મુસલમાનનાં છે. હિંદુમાં કણબી અને ખત્રી ખાસ છે. મુસલમાનમાં વહોરા ખાસ છે. એમાં તેત્રીસ મસ્જીદો, વીસ દરગાહો, સાત મંદિરો, એક નાનું તળાવ, એટલું હતું. તળાવને ચંદન તળાવડી કહે છે. આશાભીલની છોકરી ઉપરથી એ નામ પડયું છે એમ મનાય છે. તળાવડીની આસપાસ મશરૂકુવા હતા તે રેશમ ધોવાના કામમાં આવતા હતા. ભંડેરીપુર જુનો લત્તો ગણાય છે.

**ખાડીઆ:** આ જીલ્લો નાનો છે પણ ગીચ છે. ભંડેરીપુર, ઢીંકવા, રાયપુર અને સારંગપુરની વચ્ચે એ આવેલો છે. એમાં ૧૫૨૫ ઘર હતાં, તેમાં ૧૩૦૩ હિંદુનાં અને ૨૨૨ મુસલમાનનાં હતાં. એક મસ્જીદ અને સાત મંદિરો હતાં. આ જીલ્લો ઘણા જુના સમયથી ખાડીઉં કહેવાય છે. એ નામ કદાચ એની જમીન ખાડા જેવી નીચી હશે તેથી પડયું હશે. મીરાતે અહમદીમાં લખેલું છે કે અકબરશાહના રાજ્યમાં ક્ષત્રી લોકોએ વસીને એનું નામ અકબરાબાદ પાડેલું. હાલ ખાડીઉં કહેવાય છે એ ઉપરથી જુનું નામ જ લોકોએ ચાલુ રાખ્યું એમ જણાય છે. ઉપર લખેલા ૧૮૨૪ ની સર્વેના હેવાલમાં ખાડીઆમાં એક મસ્જીદ લખેલી છે. પરંતુ કેટલીક દરગાહો ખાડીઆમાં છે. ખાડીઆમાં પહેલાં મુસલમાનની વસ્તી હોય એમ પણ લાગે છે. હાલ હજીરાની પોળનો ભાગ એમાં વસતા નાગરોએ અગાઉ મુસલમાનો પાસેથી વેચાતો લીધેલો અને બીજી ઉતરતી નાતોના હિંદુઓને પણ પછી વસાવેલા એવા દાખલા સનંદો ઉપરથી નીકળે છે. હજીરાની પોળ અંદર આવેલા એક રોજા-હજીરા ઉપરથી કહેવાય છે. આ હજીરો હાલ એક મોટો ઘુમટ છે. એ જગ્યાએ હજીરાની

૨૯૦ મુસલમાનનાં હતાં. આ જીલ્લામાં મોટે ભાગે કડીઆ, કુંભાર, અને ઢેડની વસ્તી હતી. એમાં તેર મસ્જીદ, ચાર દરગાહ અને અગીઆર મંદિરો હતાં.

**દરિયાપુરઃ** આ જીલ્લામાં પડતર જગ્યા ઘણી ઓછી હતી. કુલ ૧૫૯૮ ઘર હતાં, તેમાં ૧૪૬૦ હિંદુનાં અને ૧૩૮ મુસલમાનનાં હતાં. હિંદુમાં મોટી વસ્તી કણબીઓની હતી. અગીઆર મસ્જીદો, ચાર દરગાહ અને વીશ મંદિરો હતાં. એમાં એક મંદિર કોઈ સતીનું હતું.

**ઝવેરીવાડો:** આ જીલ્લામાં કુલ ૯૨૮ ઘર હતાં. તેમાં ૮૬૦ હિંદુનાં, ૬૭ મુસલમાનનાં અને એક પારશીનું હતું. આ જીલ્લાના પૂર્વભાગમાં મોટે ભાગે વાણીઆ (શ્રાવક)ની જ વસ્તી હતી. પશ્ચિમ ભાગમાં થોડી જમીન પડતર હતી, અને થોડીમાં ખેતી થતી. ૭ મસ્જીદો તેર જૈન મંદિરો અને અપાસરા, ચૌદ હિંદુમંદિરો એક ધર્મશાળા, અને પાંજરાપોળ એટલાં મકાનો આ જીલ્લામાં છે. શાહ અલી રઝાકનો રોજો અહીં છે તે અહમદશાહના સમયનો કહેવાય છે. આ ઝવેરીવાડો હાલ ફક્ત રતનપોળની અંદરનો ગણાય છે પણ ૧૮૨૪ માં સીવીલ ઇસ્પીતાલ અને એની આસપાસનો ભાગ એમાં ગણાતો હતો.[૨૮]

**ઢીંકવા:** આ જીલ્લો ઝવેરીવાડાની પૂર્વે નાનો છે; પણ ગીચ વસ્તીવાળો છે, અને ખાસ કરીને જૈનોની વસ્તી વધારે છે. કુલ ૧૪૪૬ ઘરમાં ૧૩૧૩ હિંદુનાં અને ૧૩૩ મુસલમાનનાં છે. એમાં ત્રણ મસ્જીદો, આઠ જૈનમંદિરો અને અપાસરા તથા બાર હિંદુ મંદિરો છે. એક ધર્મશાળા છે. આ જીલ્લો

[૨૮] ઝવેરીવાડો અમદાવાદની બાદશાહીના સમયનો હોય એમ જણાતું નથી. શાહજહાંના સમયમાં ઝવેરી શાંતિદાસ એ લત્તામાં વસ્યા. એમના કુટુંબમાં તે સમયથી આજ સુધી અમદાવાદની નગરશેઠાઈ ચાલે છે. એટલે વહેલામાં વહેલો શાહજહાંના સમયથી ઝવેરીવાડો થયો લાગે છે. તેથી અગાઉ એ ભાગ ઢીંકવામાં કે બીજા કોઈ લત્તામાં ગણાતો હવે. પાનકોરના નાકાથી ઘીકાંટે જતા રસ્તાની પૂર્વે હાલ ઝવેરીવાડો છે. અગાઉ એની પશ્ચિમે પણ ઝવેરીવાડો હતો. હાલ નગરશેઠનો વંડો અને સીવીલ ઈસ્પીતાલ પાસે ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં વેરાન હતુ. એ સદીની શરૂઆતમાં દીવસે પણ ત્યાં થઈ જતાં ભય લાગતો. ઝવેરીવાડામાં આજે પણ નગરશેઠના કુટુંબીઓ વસે છે. જૈનોની એમાં ખાસ વસ્તી છે. શાહ અલી રઝાકનો રોજો આર્કીઓલોજીકલ સર્વેના નકશામાં દરિયાપુર બાજુ ઝવેરીવાડથી જરા છેટો મુકયો છે.

જુનો બાદશાહી સમયનો છે. એના ઉલ્લેખો આગળ જોયા છે. અગાઉ એ હાલ કરતાં વિસ્તારમાં મોટો હોય એમ જણાય છે. ઢીંકવા નામ શા ઉપરથી પડ્યું હશે તે જાણવામાં નથી.

**ત્રણ લીંબડીઃ** દરિયાપુર અને ઢીંકવાની વચ્ચે ત્રણ લીંબડી છે. એના ઉત્તર ભાગમાં વસ્તી આછી છે પણ બીજા ભાગ ગીચ છે. એમાં મોટે ભાગે વહોરા, વાણીઆ અને બ્રાહ્મણ છે. કુલ ૨૪૦૦ ઘરમાં ૧૫૦૪ હિંદુ અને ૮૯૬ મુસલમાનનાં છે. જૂના મકાનોમાં ૨૨ મસ્જીદો હતી. નવગજા પીર અહીં આવેલા છે. નવ હિંદુ મંદિરો અને એક ધર્મશાળા છે.

**ભંડેરીપુરઃ** આ જીલ્લો પ્રેમ અને પાંચકુવા દરવાજાની વચ્ચે કોટની રાંગે છે. કુલ ૨૫૦૭ ઘરમાં ૯૬૭ હિંદુ અને ૧૫૪૦ મુસલમાનનાં છે. હિંદુમાં કણબી અને ખત્રી ખાસ છે. મુસલમાનમાં વહોરા ખાસ છે. એમાં તેત્રીસ મસ્જીદો, વીસ દરગાહો, સાત મંદિરો, એક નાનું તળાવ, એટલું હતું. તળાવને ચંદન તળાવડી કહે છે. આશાભીલની છોકરી ઉપરથી એ નામ પડયું છે એમ મનાય છે. તળાવડીની આસપાસ મશરૂકુવા હતા તે રેશમ ધોવાના કામમાં આવતા હતા. ભંડેરીપુર જુનો લત્તો ગણાય છે.

**ખાડીઆઃ** આ જીલ્લો નાનો છે પણ ગીચ છે. ભંડેરીપુર, ઢીંકવા, રાયપુર અને સારંગપુરની વચ્ચે એ આવેલો છે. એમાં ૧૫૨૫ ઘર હતાં, તેમાં ૧૩૦૩ હિંદુનાં અને ૨૨૨ મુસલમાનનાં હતાં. એક મસ્જીદ અને સાત મંદિરો હતાં. આ જીલ્લો ઘણા જુના સમયથી ખાડીઉં કહેવાય છે. એ નામ કદાચ એની જમીન ખાડા જેવી નીચી હશે તેથી પડયું હશે. મીરાતે અહમદીમાં લખેલું છે કે અકબરશાહના રાજ્યમાં ક્ષત્રી લોકોએ વસીને એનું નામ અકબરાબાદ પાડેલું. હાલ ખાડીઉં કહેવાય છે એ ઉપરથી જુનું નામ જ લોકોએ ચાલુ રાખ્યું એમ જણાય છે. ઉપર લખેલા ૧૮૨૪ ની સર્વેના હેવાલમાં ખાડીઆમાં એક મસ્જીદ લખેલી છે. પરંતુ કેટલીક દરગાહો ખાડીઆમાં છે. ખાડીઆમાં પહેલાં મુસલમાનની વસ્તી હોય એમ પણ લાગે છે. હાલ હજીરાની પોળનો ભાગ એમાં વસતા નાગરોએ અગાઉ મુસલમાનો પાસેથી વેચાતો લીધેલો અને બીજી ઉતરતી નાતોના હિંદુઓને પણ પછી વસાવેલા એવા દાખલા સનંદો ઉપરથી નીકળે છે. હજીરાની પોળ અંદર આવેલા એક રોજા-હજીરા ઉપરથી કહેવાય છે. આ હજીરો હાલ એક મોટો ઘુમટ છે. એ જગ્યાએ હજીરાની

પોળ દેસાઈની પોળ અને એને લગતી મસ્જીદની જગ્યાઓ મુસલમાનો પાસેથી હિંદુઓએ વેચાતી લીધી હશે. આ પોળો અઢારમી સદીના ઉત્તરાર્ધમાં થઇ એમ જણાય છે. હજીરામાં જે કબર છે તે હાલ માથોડું ઉંડી છે. એટલે હજીરા નીચેની ખરી જમીન એથી બીજું માથોડું ઉંડી હશે. એ ઉપરથી ખાડીઆની જમીનની સપાટીનો ખ્યાલ આવશે. હજીરાના કદ ઉપરથી એની મસ્જીદ ઘણી મોટી હોય એવો સંભવ છે. બાંધણી બાદશાહી સમયની લાગે છે. આ હજીરામાં કોની કબર છે તેની માહીતી ઘણી તપાસ કરવા છતાં મળી નથી. અસલ સારંગપુરથી માણેકચોકના મેદાનમાં મળતા મોટા રાજમાર્ગ ઉપર આ હજીરો હશે એ આગળ નગરરચનાના વર્ણનમાં જોયું છે. બીજી કબરો પણ ખાડીઆમાં છે. હજીરા સંબંધી ઉલ્લેખ ૧૮૨૪ની સર્વેમાં કે તે પછીના કોઈ પણ ગ્રંથમાં નથી.

**સારંગપુરઃ** આમાં કુલ ૧૪૦૯ ઘર છે, તેમાં ૧૩૨૭ હિંદુનાં અને ૮૨ મુસલમાનનાં છે. એમાં ૧૮૨૪ માં ચાર મસ્જીદો હતી, એક જૈન અપાસરો ચાર મંદિરો અને એક ધર્મશાળા હતી. મસ્જીદોમાં બે મોટી અને પત્થરની છે. દોલતખાનામાં એક તોડાની મસ્જીદ છે તે મુહમ્મદ ઘૌસ ગ્વાલીઅરીની છે. બીજી ફરતા વીસામા પાસે મલીક સારંગની મસ્જીદ છે. ૧૮૨૪ માં એ મસ્જીદના આંગણામાં રેશમ સુકવાતું અને એનું ભાડું મોટા સૈયદને મળતું. મસ્જીદની સામે બીબીરાણીની દરગાહ છે.

આ જીલ્લો મલીક સારંગ નામના સુલતાન મહમૂદ બેગડાના અમીરે બંધાવેલો તેથી સારંગપુર કહેવાય છે. સારંગપુર દરવાજો અસલ શહેરની પૂર્વ તરફનો મુખ્ય દરવાજો હતો. ફરતા વીસામા પાસેની મલીક સારંગની મસ્જીદ કહેવાય છે તે ખરી રીતે કોની તે માટે ઘણો મતભેદ છે. આ જીલ્લામાં હાલ હિંદુ મંદિરો ઘણાં છે. એને અમદાવાદનું ભૂલેશ્વર કહીએ તો ચાલે.

**રાયપુરઃ** આ જીલ્લામાં વસ્તી ગીચ છે. કુલ ૩૪૭૫ ઘર હતાં. તેમાં ૩૩૭૦ હિંદુનાં અને ૧૦૫ મુસલમાનનાં હતાં. ત્રણ મસ્જીદ, ત્રણ અપાસરા, અને સોળ મંદિરો હતાં.

આ જીલ્લાનું નામ અને એના દરવાજાનું નામ રાયપુર શાથી પડયું એ કોઇ રીતે નક્કી થઈ શકયું નથી. કેટલાંક પરાં તરફ પડતા દરવાજાથી જેમ તે દરવાજાનું નામ અને પરાનું નામ એક હોય છે, તેમ રાજપુર તરફ આ

દરવાજેથી જવાતું હોવાથી એનું નામ રાયપુર પડયું હોય એમ સંભવે. રાજપુર અમદાવાદના મોટાંમાં મોટાં પરાંમાંનું એક હતું. રાજબાઇ નામની કોઇ રાજ-કુટુંબની સ્ત્રીના નામ ઉપરથી રાજપુરનું નામ પડયું હોય એમ પણ બને. સુલતાન મુઝફ્ફર બીજાની સ્ત્રી અને સુલતાન મહમૂદ ત્રીજાના બાપ લતીફખાંની માનું નામ રાજબાઈ હતું. પરંતુ આ અનુમાનને આધાર નથી.

**આસ્તોડીઆ:** ૧૮૨૪ માં આ જીલ્લો સૌથી વધારે વસ્તીવાળો હતો. પૂર્વે અને દક્ષિણ બાજુના કોટના ખુણાને અડકીને છેક માણેકચોક સુધી એની હદ હતી. કુલ ૩૮૭૭ ઘર હતાં, તેમાં ૩૩૭૮ હિન્દુઓનાં અને ૪૯૯ મુસલમાનોનાં હતાં. હિંદુઓમાં મોટો ભાગ વાણીઆનો હતો. દશ મસ્જીદ એક જૈન મંદિર, દશ હિંદુ મંદિર, અને ત્રણ ધર્મશાળાઓ હતી. તેમાં બે હિંદુની અને એક મુસલમાનની હતી. મુસલમાનની ધર્મશાળા ત્રણસો વર્ષ ઉપર કોઇ કાજીએ બંધાવી હતી અને એને 'કાજીકા મંદરશાળા' એમ કહેતા (કાજીનું ધાબું ?) એ મકાન મોટા ધાબાવાળું અને ઇંટ ચુનાની સારી બાંધણીનું હતું. એની પશ્ચિમે મુસ્તકશાહની દરગાહ હતી.

આસ્તોડીઆ નામ એ નામના દરવાજાની બહાર આસ્તોડીઉં અગર અસોરીઉં નામનું પરૂં હતું એ ઉપરથી પડ્યું છે. આ જીલ્લો પુરાણા આશાવલનો એક ભાગ હોય એમ જણાય છે. આશાભીલનો ટેકરો આસ્તોડીઆ દરવાજાની અંદર દસ્તુરખાંની મસ્જીદની સામે છે. આસ્તોડીઆમાં રાણી સીપ્રીની અને દસ્તુરખાંની એમ બે પ્રસિદ્ધ મસ્જીદો છે.

**જમાલપુર:** ૧૮૨૪માં આ જીલ્લામાં કુલ ૧૬૩૩ ઘર હતાં એમાં ૧૦૬૫ હિંદુનાં અને ૫૬૮ મુસલમાનનાં હતાં. નવ મસ્જીદો હતી અને એક મંદિર હતું. હૈબતખાંની અને નાવાબ સરદારખાંની મસ્જીદ જમાલપુરમાં છે. સીદી સલીમની હવેલી પણ આ જીલ્લામાં હતી. ૧૮૨૪માં એ હવેલીને ઇંટોનો કોટ અને છ પત્થરના બુરજો હતા. સીદી સલીમ સુલતાન અહમદ પહેલાના આરબ અમલદારમાંથી કોઇ હતો એમ ગેઝેટીયરમાં લખ્યું છે. પણ એ માટે કાંઇ આધાર નથી. આ ગેઝેટીઅરની કંઇ ભૂલ હશે. સીદી હોય તો તે આરબ અમલદાર શી રીતે હોય. અહમદશાહના સમયમાં કોઇ સીદી સલીમનો ઉલ્લેખ નથી. એમાં મરેઠા સમયમાં એમના લશ્કરના અમલદારો રહેતા અને ૧૮૨૪માં દેશી લશ્કરના અમલદારો રહેતા.

**રાયખડ:** આ જીલ્લો શહેરના પશ્ચિમ કોટને અડકીને ભદ્ર સુધી છે. ૧૮૨૪માં એની જમીન ખાડાવાળી અને ખંડેરોથી ભરેલી હતી. મુસલમાન સમયમાં રાયખડના મહેલો શહેરમાં સારામાં સારા હતા. પણ મરેઠા સમયમાં એ બધું ઉજડ થઈ ગયું. ૧૮૨૪માં એમાં કુલ ૫૬૨ ઘર હતાં, તેમાં ૩૦૬ હિંદુનાં, અને ૨૫૬ મુસલમાનનાં હતાં. ખમાસાના ચકલામાં મેદાન હતું, અને ત્યાં કસાઈ તથા સ્વારોનાં માણસોનાં ઘરની બે હાર હતી. સાત મસજીદો બે મંદિરો અને બે ધર્મશાળા હતી. શહેરમાં પાણી પહોંચાડવાનું સ્થાન પણ રાયખડમાં હતું અને એના મોટા બંબા હતા. આ જીલ્લાનો મોટો ભાગ ગાયકવાડની હવેલી કહેવાતા કિલ્લાએ રોકેલો છે.

**ભદ્ર:** ૧૮૨૪માં ભદ્રમાં ૬૧૮ ઘર હતાં, તેમાં ૫૪૮ હિંદુનાં અને ૭૦ મુસલમાનનાં હતાં. એમાં દક્ષિણી લોકોની ખાસ વસ્તી છે. આ જીલ્લાનું વર્ણન આગળ જોવા લાયક જગ્યાઓમાં કરીશું.

**ખાસબજાર:** આ જીલ્લામાં ૧૮૨૪માં ૩૫૫ ઘર હતાં. એમાં ૧૨૧ હિંદુનાં, ૨૩૧ મુસલમાનનાં અને ૩ પારસીનાં હતાં. ઘર છુટાંછવાયાં હતાં. હતાં. આ જીલ્લાનો કાંઈક ખ્યાલ ઈ. સ. ૧૮૬૬માં ત્રણ દરવાજાના લીધેલા ચિત્રથી જણાશે. ચાર મસજીદો અને એક મંદિર હતું. ૧૮૨૪માં ખાસ બજારમાં એક સુંદર શાહશાળા નામનું મકાન હતું એમાં ગરીબોને ખાવાનું અપાતું. ગેઝેટીઅરનો કર્તા (ઇ. સ. ૧૮૭૨) લખે છે કે હાલ એ મકાન ઓળખી શકાતું નથી. ખાસ બજાર નામ ત્યાં શુક્રવારે મોટું બજાર ભરવાને લીધે પડયું હશે.

**પાનકોર:** આ જીલ્લો પાનકોરના નાકાની આસપાસનો છે. ૧૮૨૪માં એમાં ૪૪૪ ઘર હતાં. એમાં ૨૩૨ હિંદુનાં અને ૧૧૨ મુસલમાનનાં હતાં. પાંચ મસજીદો હતી.

**માણેકચોક:** ઇ. સ. ૧૮૨૪માં આ જીલ્લામાં ૫૯૮ ઘર હતાં, તેમાં ૫૩૭ હિંદુનાં અને ૬૧ મુસલમાનનાં હતાં. હિંદુમાં મોટો ભાગ બ્રાહ્મણ વાણીઆનો હતો. ચાર મસજીદ અને એક મંદિર હતું.

આ પ્રમાણે ઇ. સ. ૧૮૨૪ની પહેલી માપણી વખતે શહેરના ભાગ અને સ્થિતિ હતી. હાલ મ્યુનીસીપાલીટીએ કેટલાક ભાગ ભેગા કરી જુદા જીલ્લા પાડયા છે. પણ લોક વ્યવહારમાં હજી પણ આ જુના જીલ્લાનાં નામ વપરાય છે.

## અમદાવાદની પોળો

અમદાવાદમાં પોળો ક્યારથી અને કેવી રીતની શરૂ થઇ તે કહેવું મુશ્કેલ છે. પોળોની બાંધણી ગૂજરાતમાં અસલથી ચાલુ હશે એમ માનવાને કારણ છે. પણ એ વાતને ચોક્કસ આધારોની જરૂર છે. અમદાવાદ પાટણની નકલ છે એ આગળ જોઇ ગયા. એટલે અમદાવાદમાં શરૂઆતથી પોળો હોય ખરી. આઇને અકબરી અને તબકાતે અકબરીમાં જે ૩૬૦ પરાં અગર મહોલ્લા સંપૂર્ણ એક નાના શહેર જેવા હતા એમ લખે છે તેમાં બહારનાં પરાં કે અંદરની પોળો સમજવી એ પ્રશ્ન છે. પણ એમાં થોડી અંદરની પોળો પણ હશે એમ માનવાને કારણ છે. મોગલાઇ પહેલાંનો હાજાપટેલની પોળનો ઉલ્લેખ આપણે જોયો. અગાઉ એ પોળ હાલની પોળોના જેવી હશે કે મોટો જીલ્લો–પાટક (પાડો) હશે તે કહી શકાય નહિં. મોગલાઇના અંતમાં હાલની પોળોના જેવી પોળો થઇ હોય એમ જણાય છે. પાછળનાં હુલ્લડોમાં અને કપુરચંદ ભણશાળી અને મદન ગોપાળ વગેરેની લઢાઇઓમાં પોળો વાસીને લઢ્યાના ઉલ્લેખો છે. પરંતુ શહેરમાં ગમે તેમ ગમે ત્યાં હાલની વાંકીચુંકી પોળો તો અઢારમી સદીના ઉત્તરાર્ધમાં થઈ. મરેઠા સમયમાં, મરેઠાની લોભવૃત્તિ અને એમની મુસલમાનો સાથેની વારંવારની તકરારોમાં જાનમાલની સલામતી ઓછી હતી. એથી એક નાતના, એક કુટુંબનાં, કે એક આચારવિચારનાં લોક એક જથામાં જુદી જુદી પોળોમાં વસતાં ગયાં, અને દરેક પોળમાં કુવો મંદિર વગેરે જૂદું બનાવતા ગયા. મોગલાઇના અંત સમયની કેટલીક પોળો આ વખતે ઉજડ થઇ અને નવી પોળો વસી. એવી રીતે વસેલી નવી પોળો ઉપરાંત ઉજડ જગ્યામાં લોક વસ્તા ગયા તેમ તેનાં નામ 'નવો વાસ' આપ્યાં. એવા નવા વાસ શહેરમાં એક કરતાં વધારે છે.[૨૯]

પોળનું મોઢું સરીયામ રસ્તા ઉપર પડે છે. મોઢે દરવાજો હોય છે અને તેને મોટાં કમાડ હોય છે. કેટલીક પોળોને દરવાજા કમાનવાળા અને કેટલીકને

[૨૯] ઈ. સ. ૧૮૫૧માં રા. મગનલાલ વખતચંદ પોળોનો કેટલોક હેવાલ લખે છે. એમાં જણાવે છે કે (પૃ. ૨૪૬) શહેરમાં નવા વાસ ઘણા છે. જે ઠેકાણે ઉજડ જમીન હોય તેને ઠેકાણે વસ્તી થાય એટલે તેને નવો વાસ કહે છે. નવો વાસ સ્વામીનારાયણના મંદિર આગળ છે ને બીજો માંડવીની પોળમાં લાલાભાઇની પોળની પછવાડે છે, ને તેમાં વસ્તી ઘણું કરીને કણબીની છે."

ડહેલાં જેવા ચોરસ હોય છે. દરવાજાની ઉપર કેટલીક પોળોને મેડીઓ હોય છે તેમાં પોળીઓ રહે છે. એ મેડીને રસ્તા ઉપર ઘણુંખરૂં બારી હોતી નથી. પણ બંધુક માટે કાણાં કરેલાં હોય છે. તોફાનને વખતે પોળ બંધ કરી કિલ્લાની પેઠે એનો ઉપયોગ થાય છે. પોળનાં કમાડને એક નાની બારી હોય છે. રાતના અગર પોળમાં કાંઈ ક્રિયા ચાલતી હોય કે નાત જમતી હોય ત્યારે મોટાં કમાડ બંધ કરી ફક્ત બારી ખુલ્લી રાખવામાં આવે છે. પોળોનો બીજો છેડો બંધ હોય છે. પણ કેટલીક પોળોની પાછળ બારી હોય છે. તેમાંથી બીજી પોળમાં નીકળાય છે. ઘણીખરી પોળોમાં અંદર નાના ખાંચા અગર ખડકીઓ હોય છે. કેટલીક મોટી પોળોમાં બીજી નાની પોળો પણ હોય છે, અને તેને પણ પોળની પેઠે જ જુદો દરવાજો અને કમાડ હોય છે. ઘણીખરી પોળોમાં એક કે બે આંગણાં હોય છે. એને પોળનું ચોકઠું કહે છે. હોળીને પ્રસંગે કે પોળને લગતા હવન કે બીજાં કામોમાં અને છોકરાંને રમવા માટે એ વપરાય છે. પોળનો કુવો અને પોળનું જાજરૂ એ આખી પોળની સ્વતંત્ર મીલકત છે. કેટલીક પોળોમાં મહાદેવ માતા કે હનુમાનનું મંદિર હોય છે. મોટાં જૈન અને હિંદુ મંદિરો અને અપાસરા પણ પોળોમાં હોય છે.

શહેરના પશ્ચિમ ભાગ કરતાં પૂર્વમાં પોળો વધારે છે. પશ્ચિમમાં ખાનપુર, મીરઝાપુર, ખાસબજાર, પાનકોર, રાયખડ વગેરે લત્તામાં પોળો નથી. કાળુપુર વગેરે લત્તાઓમાં વહોરા વગેરે મુસલમાનો પોળોમાં રહે છે. પણ ઘણુંખરૂં મુસલમાનો છુટાં ઘરોમાં વધારે રહે છે. શહેરના પશ્ચિમ ભાગમાં પારસી મુસલમાન છુટાં ઘરોમાં જ રહે છે.

માંડવીની પોળ સર્વથી મોટામાં મોટી પોળ છે. એનું એક નાકું માણેકચોકમાં અને બીજું આસ્તોડીઆ ચકલામાં પડે છે. ઇ. સ. ૧૮૭૨માં એકલી માંડવીની પોળમાં દશ હઝાર માણસોની વસ્તી હતી. હાલ વસ્તી વધી છે. આ પોળમાં બીજી ઘણી પોળો છે. પોળોનાં નામ ઘણુંખરૂં તેના મૂળ સ્થાપનાર ઉપરથી કે જે નાતની વસ્તી કે મુખ્ય કુટુંબની વસ્તી હોય તે ઉપરથી પડેલાં હોય છે. કેટલાંક નામ એમાં આવેલી કોઇ ધ્યાન ખેંચે તેવી વસ્તુને લીધે પડેલાં છે.[૩૦]

[૩૦] પોળોના નામ સાથે જે હેવાલ આપ્યો છે તે રા. મગનલાલ વખતચંદના

**મહુરતપોળ:** શરૂઆતમાં બાદશાહે શહેર વસાવ્યું ત્યારે મુહૂર્તમાં સર્વથી પહેલી માણેકચોકમાં વસાવી એમ લોકમાં કહેવાય છે. મુસલમાન તવારીખમાં આ બાબત કાંઇ પણ ઉલ્લેખ નથી. આધાર વગર ખાત્રીપૂર્વક કાંઈ પણ કહી શકવું મુશ્કેલ છે.[૩૧]

**માંડવીની પોળ:** માણેકચોકમાં પડે છે. એનું નામ શાથી પડ્યું તે ખુલાસો રા. મગનલાલ વખતચંદ કરી શકયા નથી. પણ એ લખે છે કે "નામ ઉપરથી સાફ માલુમ પડે છે કે માંડવી એટલે ચઉટામાં છે."

**નાગજી ભુદરની પોળ:** માંડવીની પોળમાં આવેલી છે. "એ પોળના થાંભલા ઉપર લેખ છે તેમાં એવું લખ્યું છે કે સંવત ૧૭૬૦ના શ્રાવણ સુદ ૨ ને રોજે એ પોલ કરાવી છે." નાગજી ભુદર નામના જૈન દશા પોરવાડ શાહુકારના નામ ઉપરથી પોળનું નામ પાડ્યું છે. આ પોળમાં શ્રાવકનાં બે અને હિંદુનું એક રણછોડજીનું દહેરૂં છે. વસ્તી મોટે ભાગે શ્રાવકની છે. આ પોળમાં મરેઠા સમયમાં એક સુબો રહેતો હતો તે આગળ જોઇ ગયા.

**કંસારાની પોળ:** માંડવીની પોળમાં, કંસારાની વસ્તીને લીધે કહેવાય છે. એમાં કુલિકા માતાનું મંદિર છે.

**લાલાભાઈની પોળ:** લાલાભાઈ નામના શાહુકારના નામ ઉપરથી થઈ છે. માંડવીની પોળમાં છે.

**દેવની શેરી:** માંડવીની પોળમાં છે. એની પાસે રામનાથ મહાદેવનું મંદિર છે. દેવની શેરી બીજી લાખા પટેલની પોળમાં સાંકડી શેરીમાં છે.

**ખાંડવાળાની પોળ:** માંડવીની પોળમાં ખાંડનો વહેપારી રહેતો તે ઉપરથી નામ પડ્યું છે. પોળને મોંઢે બહુચરાજીનું મંદિર છે.

**છીપા માવજીની પોળ, સુરદાશની પોળ,** અને સમેત શીખરની

ઇતિહાસમાંથી આપ્યો છે. એમાં ઈન્વર્ટેડ કોમામાં લખેલા શબ્દો રા. મગનલાલના છે. એટલે એવું લખાણ આપતાં નીચે આધાર માટે નોંધ આપી નથી.

[૩૧] રા. મગનલાલ વખતચંદ (પૃ. ૨૦૫) લખે છે કે "પણ તે પોળમાં ચઉટાના લોકો પેસાબ કરવા લાગ્યા તેથી તેનું નામ મુતર પોળ ઠર્યું છે." કદાચ પાછળથી વસેલી આ પોળનું નામ આ કારણથી આવું પડી ગયું હોય અને માણેકચોક વચ્ચે હોવાથી કોઇ અક્કલવાળાએ સુધારી તેનું નામ મહુરત પોળ ઠરાવ્યું હોય એમ બને ?

પોળ માંડવીની પોળમાં છે. નામ સ્પષ્ટ છે. સુરદાસની પોળમાં એક દિગંબરીનું મંદિર છે.

**હરિકિશનદાસ શેઠની પોળ:** માંડવીની પોળમાં છે. એ શેઠ વીશા નાગર હતા અને તેમની હવેલી અને વંશ ૧૮૫૧ માં ચાલતો હતો એમ રા. મગનલાલ લખે છે.

**કાકા બળીયાની પોળ:** માંડવીની પોળમાં કાકા બળીઆની અટકવાળા જૈન રહેતા હતા તેથી નામ પડ્યું છે. આશારામ કપુરચંદ નામના શાહુકારની હવેલી એમાં (૧૮૫૧માં) હતી.

આસ્તોડીઆ બાજુ પણ કેટલી પડતર જમીન હતી. આસ્તોડીએ રાણી સીપ્રીની મસ્જીદનો રસ્તો અને ઘીકાંટે મુહાફીઝખાંની મસ્જીદનો રસ્તો એ બન્ને ઈ. સ. ૧૮૬૬માં કેવા હતા એ ચિત્રો ઉપરથી જોઈ શકાશે. અઢારમી સદી બેસતાં તો શહેરની એવી દશા થઈ ગઇ હતી, અને ગામડા જેવા દેખાવ કેટલીક જગ્યાએ થઈ રહ્યા હતા. હાલ રણછોડલાલ છોટાલાલ હાઈસ્કુલ છે ત્યાં ગઇ સદીના અંત સુધી ખેતી થતી હતી. આસ્તોડીએ આશાભીલના ટેકરા ઉપર એક સુંદર મસ્જીદ હતી, એને આશાભીલની મસ્જીદ કહેતા એમ રા. મગનલાલ લખે છે. ૧૮૫૧માં એ મસ્જીદના પત્થરા નીકળી ગયા હતા એમ પણ એ જ લખે છે.

**ઢાળની પોળ:** આસ્તોડીઆ ચકલામાં છે. "આ પોળમાં પેસતાં ચઢવાનો ઢાળ ઘણો છે તેથી એનું નામ ઢાલની પોળ પડ્યું છે." આ પોળમાં એક જૈન તથા આશાપુરી, બહુચરાજી, રણછોડજી અને મોરલીધરનાં દહેરાં છે.

**શામળાની પોળ:** મદનગોપાળની હવેલીથી રાયપુર જવાના રસ્તા ઉપર છે. "આ પોળમાં શ્રાવકનાં દહેરાં છે. તેમાં એક અસલના દેહેરામાંની પ્રતિમા સાંમલી છે તે સાંમલાજી નામથી ઓળખાય છે તેથી એ પોળનું નામ સામલાની પોળ પડ્યું."

**આકાશેઠના કુવાની પોળ:** આકાશેઠ કરીને કોઇ શાહુકાર હતો તેણે કુવો કરાવેલો તે ઉપરથી પોળનું નામ પડ્યું છે એમ રા. મગનલાલ લખે છે. આકા નહિં પણ અખાશેઠ એમ મીરાતે અહમદી કહે છે, તે આગળ જોઇ ગયા. "આ પોળમાં નાગરની વસ્તી ઘણી છે. ને તેઓની મોહોટી મોહોટી હવેલીઓ છે ને અંબાજીનું દહેરૂં છે. તહાંથી આગળ ચાલ્યા એટલે એક મહાદેવનુ દહેરૂં આવે છે."





૩૫ શાહપુર હસન મુહમ્મદ ચિશ્તીની મસ્જિદના ગોખ



૩૬ ત્રણ દરવાજા અને મેદાને શાહ—કારંજ
(ઓગણીસમી સદીના પૂર્વાર્ધની સ્થિતિ)

**વાઘેશ્વરની પોળ** : વાઘેશ્વરી માતાનું દેહેરૂં છે તેથી એવું નામ પડયું છે. લીમડાપોળ, નાઇવાડો વગેરેનાં નામ સમજાય એવાં છે.

**બંગલાની પોળ** : "આ પોળને માથે બંગલો છે માટે તેનું નામ બંગલાની પોળ પડું છે."

**દેડકાની પોળ** : "એ પોળમાં મયારામ કરીને એક પુરુષ રહેતો હતો. તેમની અડક દેડકાની હતી તેથી એ પોળનું નામ દેડકાની પોળ પડું." રૂપાસુરચંદ નામના વાણીઆના નામ ઉપરથી **રૂપાસુરચંદની પોળ**નું નામ પડયું છે.

**ચામાચીડીઆની પોળ** : હવેલીની પોળ પાસે. રાયપરના રસ્તા ઉપર. અહીં મગનભાઈ કરમચંદે કન્યાશાળા કરી હતી એમ રા. મગનલાલ લખે છે.

**ખીજડાની પોળ** : ખીજડાનું ઝાડ હતું તે ઉપરથી કહેવાય છે. ૧૮૫૧ માં એ ઝાડ નહોતું. આ પોળની પશ્ચિમે નાગરની ખડકી છે એમ રા. મગનલાલ લખે છે. આ ખડકી હાલ દેખાતી નથી. અગર હાલ નામ ફરી ગયું હશે.

**દેવજી સરૈયાની પોળ** : એ નામના માણસ ઉપરથી, અને **ખેતરપાળની પોળ**, ખેતરપાળના દેવળ ઉપરથી થઇ છે. એમાં એક ઉત્તમ જૈન મંદિર છે.

**ભઠ્ઠીની પોળ** : કાળુપુરને રસ્તે છે. ત્યાં રૂપાઘડા લુહારો રહેતા તેથી એમની ભઠ્ઠીઓને લીધે એ નામ પડયું હશે એમ રા. મગનલાલ માને છે. "જૈન ધર્મના મોહોટા આચાર્ય વીરવીજેજીનો ઉપાસરો છે".

**ફતાશાની પોળ** : આ જુની પોળ છે અને ફતેશાહ નામના કોઈ શાહુકાર ઉપરથી નામ પડયું હશે એમ રા. મગનલાલ માને છે. એમાં બે સારાં જૈન મંદિર છે.

**ઝવેરીવાડો** : જુનો છે. બધા ઝવેરીઓ એમાં રહે છે તેથી એવું નામ પડયું છે. એની મુખ્ય પોળ રતનપોળ છે. એનો દરવાજો માણેકચોકમાં પડે છે. એને તોડીને રીચીરોડ થયો છે. એમાં શેઠની પોળ છે, તેમાં નગરશેઠના કુટુંબીઓ રહે છે તેથી એવું નામ પડયું છે. ઝવેરીવાડમાં એક ધર્મશાળા હીમાભાઈની બહેનની કરાવેલી છે. ઝવેરીવાડમાં શહેરની અંદરનાં કેટલાંક સારાં ગણાતાં જૈનમંદિરો છે. એમાં કેટલીક પ્રતિમાઓ ભોંયરામાં છે તે પ્રાચીન છે. નીશાપોળના મંદિરમાં મોટું ભોંયરૂં છે.

**સોદાગરની પોળ** : કપુરશા સોદાગર (વહેપારી)ના નામ ઉપરથી થઇ છે. રસ્તે આગળ જતાં નાગોરીશરા (નાગોરીશરાઇ) આવે છે.

**પાંજરાપોળ**માં ખોડાં ઢોર તથા બીજાં જંતુઓને રાખવાનું સ્થાન છે. આ પોળમાં કપુરચંદ ભણસાળી રહેતા હતા. એની હવેલીનાં ખંડેરો ૧૮૫૧ સુધી હતાં. એની પાસે મંછીજીની પોળ ૧૮૫૧માં ઉજડ સ્થિતિમાં હતી.

**છાપગરાની પોળ** : છાપગરાની અડકવાળા કોઇ મુસલમાન શાહુકારના નામ ઉપરથી થઈ છે.

**હીજડાની** પોળને મોઢે કોઇ હીજડાનું ઘર છે તેથી એવું નામ પડયું છે એમ રા. મગનલાલ (૧૮૫૧ માં) લખે છે.

**પંચભાઇની પોળ** : 'પાંચભાઈઆ જ' એવી અડકવાળા શાહુકારના નામ ઉપરથી થઈ છે.

**ઘુખારા પોળ** : રા. મગનલાલે આ નામ પડવાનું કારણ આપ્યું નથી. ઘુખારી અટકવાળા કોઇએ એ નામ પાડયું હોય એમ સંભવે.

**દોશીવાડાની પોળ** : કાળુપુરના રસ્તા ઉપર છે. એમાં જૈનોનાં ત્રણ મંદિરો અને ગોસાંઇજી મહારાજનું મંદિર છે.

**ધનાસુતારની પોળ** : આ પોળમાં અંબાજી તથા રણછોડજીનાં મંદિરો છે. એમાં હાલ્લાંફોડની પોળ, ગુંદીની પોળ, ચોખાવટીઆની પોળ, ઝારોલાની પોળ, દહેરાની પોળ, સઈઆ પોળ વગેરે પોળો છે.

**હાજાપટેલની પોળ** : આ પોળ અસલ પાડો અગર જીલ્લો જ હશે. અમદાવાદની પોળોમાં સર્વથી પહેલો ઐતિહાસિક ઉલ્લેખ આ પોળનો આવે છે તે આગળ જોયું. હાજાપટેલ કોણ થઈ ગયા હશે તેની માહીતી મળતી નથી. હાજા પાટકનું એવું નામ થયું હોય તો એ નવાઈ જેવું છે. આ પોળમાં શાંતિનાથની પોળ, રામજીમંદિરની પોળ, પેંપડીઆની પોળ, ખારાકુવાની પોળ, લાંબેશર વગેરે પોળો છે. એમાં સાત જૈન મંદિરો અને એક રામનું મંદિર છે.

**ટંકશાળની પોળ** : બાદશાહી વારાની ટંકશાળ એ જગ્યાએ હતી તેથી એવું નામ પડયું છે.

**પાંચપટી** : કાળુપુર ચકલામાં. આ પણ માંડવીની પોળની પેઠે મોટો જીલ્લો છે. એમાં બીજી નાની નાની પોળો બહુ છે. એમાં ખાસ કરીને વહોરાની વસ્તી છે. નવગજા પીર પાંચપટીમાં છે.

**સરખીવાડ** : શહેરમાંથી સારંગપુર દરવાજા સામે જતાં ડાબે હાથે સરખીવાડ છે. ત્યાં પહેલાં સરખટનો વેપાર કરનાર મુસલમાનો રહેતા તેથી

આનું નામ સરખીવાડ પડયું છે એમ રા. મગનલાલ લખે છે. સરખીવાડ શહેરના એક પરા તરીકે શહેરની બહાર પણ હતી. મીરાતે અહમદીમાં સરખીવાડને પરા તરીકે ગણાવી છે. શહેરની અંદર અને બહાર એક જ નામના વસવાટ તરીકે સરખીવાડને પણ ગણી શકાય.

રા. મગનલાલ વખતચંદે ઘણી પોળોનું વર્ણન આપેલું છે. એમાં કાંઈ જાણવા જેવું ન હોવાથી અહીં આપી નથી. રા. મગનલાલે પોતે પણ ઘણી પોળો અને લત્તાનાં નામ મુકી દીધાં છે. પોળોની નામાવલી આપવાનો આ પુસ્તકનો હેતુ ન હોવાથી અહીં એની જરૂર નથી. પુરાતન અમદાવાદના વિભાગોનું જેટલું બની શકે તેટલું વર્ણન ઉપર કર્યું છે. બાદશાહી સમયનું અમદાવાદ એવું ને એવું મોગલ સમયમાં ન રહ્યું, અર્થાત્ કાંઈક બદલાયું. મોગલ સમયનું અમદાવાદ મરેઠા સમયમાં છેક સંકોચાઈ ગયું અને આજે પાછું વધ્યું. એટલે અસલના વિભાગોનાં આજ સુધી ચાલ્યાં આવેલાં નામ થોડાં જ છે અને તે જણાવ્યાં છે. ઘણી માહીતી મળી નથી અને મળી શકતી પણ નથી. જે જુનાં નામોના ઉલ્લેખો જડે તેમાંનાં ઘણાંનો પત્તો નથી. પુરાતન અમદાવાદનો ખરો ખ્યાલ આવવો હાલ મુશ્કેલ જ છે. આ માત્ર નજીવો પ્રયત્ન છે. પુરાતન દેવ મંદિરો અને મસ્જીદોનું વર્ણન આગળ કરીશું.

## પ્રકરણ સત્તાવીસમું



## આબોહવા—આરોગ્ય

સ્થળ

અમદાવાદ ૨૩°-૧' ઉત્તર અક્ષાંસ, અને ૭૨°-૩૭' પૂર્વ રેખાંશ ઉપર આવેલું છે. એની ઉંચાઇ દરિયાની સપાટીથી આશરે ૧૭૩ ફીટ છે. અમદાવાદનું સ્થાન કોઇ રીતે હાલ તો આકર્ષક નથી. અહમદશાહે કયા આકર્ષણથી આ સ્થળ ઉપર શહેર વસાવ્યું હશે એ હાલની દૃષ્ટિએ સમજવું મુશ્કેલ છે. આવા સ્થળ ઉપર આવું શહેર વસાવવા માટે જે સાધારણ કારણ છે તે તો આગળ જોયું.

વરસાદ

અમદાવાદનું સ્થળ એવી કમનસીબ જગ્યાએ આવેલું છે કે વરસાદના બન્ને પ્રવાહ ( monsoon Currents )નો લાભ તેને મળી શકતો નથી; બન્ને પ્રવાહ હિંદના બીજા ભાગોમાં મોટે ભાગે પડી ગયા પછી એ તરફ આવે છે. આ કારણથી અમદાવાદ અને તેની આસપાસ દુકાળનો ભય ઘણુંખરું રહ્યાં કરે છે. જમીન રેતાળ હોવાથી થોડે વરસાદે પણ પાક ઠીક થાય છે.[1] પરંતુ એવી

[૧] Hartshorne: Second Revision settlement Report. Bom. Govt. Sel. DCXV. p. 5. Para 16. મી. હાર્ટશોર્ન લખે છે કે બ્રીટીશના સમયમાં જ બહુ દુકાળ પડે છે એમ નથી. અગાઉ ઇ. સ. ૧૬૨૯, ૧૬૩૦, ૧૬૫૦, ૧૬૮૬, ૧૭૧૮, ૧૭૩૨, ૧૭૪૭, ૧૭૭૦, ૧૭૮૦, ૧૭૯૦, ૧૭૯૧, ૧૮૧૨ અને ૧૮૧૩; અંગ્રેજી

જમીનને લીધે ચોમાસા સીવાય બીજે વખતે ધૂળનો ત્રાસ અસાધારણ હોય છે. ઉનાળાના તાપમાં જ્યારે એ ધૂળમાં ચાલવાનું હોય છે ત્યારે અમદાવાદ માટે ગમે એટલો પ્રેમ હોવા છતાં જહાંગીરના મતના થવું પડે છે. સરેરાશ વરસાદ ૩૦ ઇંચ પડે છે.[૨]

આમ છતાં પણ અમદાવાદની હવા છેક ખરાબ નથી. ઋતુઓ પોતપોતાનું જોર અમદાવાદમાં બરોબર બતાવે છે. શીયાળાની તાઢ અને ઉનાળાનો તાપ બન્ને અસહ્ય હોય છે. ચોમાસામાં વરસાદ પડે એટલો વખત બાદ કરીએ તો આખા વર્ષમાં હવા સૂકી છે. અમદાવાદનો શીયાળો સૂકો અને શરીરને ઘણો ફાયદો કરનારો છે. માગશરથી ફાગણ માસ સુધી અમદાવાદની હવા ઘણી નિરોગી રહે છે. શીયાળામાં ૩૨ ડીગ્રીની નીચે પારો કદી ગયો નથી; અને સાધારણ રીતે વધારેમાં વધારે ૯૦ ડીગ્રી અને ઓછામાં ઓછો ૫૦ ડીગ્રી થાય છે. શિયાળામાં ઇશાન ખૂણા તરફથી કોરો ઠંડો પવન વાય છે. ઉનાળામાં વધારેમાં વધારે ૧૧૮ ડીગ્રી થાય છે. ઉનાળામાં તાપ ઘણે ભાગે મદ્રાસ જેટલો હોય છે. પરંતુ અમદાવાદમાં જે ગરમ લૂ વાય છે તેવી મદ્રાસમાં દરિયાને લીધે વાતી નથી. કલકત્તામાં પણ તાપ સખત પડે છે પણ ત્યાં ચીકણો પરસેવો થાય છે તેવો અમદાવાદમાં થતો નથી. ગમે તેમ પણ અમદાવાદની લૂ–ગરમ પવન–બહુ ત્રાસદાયક છે. અમદાવાદની હવા એકંદરે તંદુરસ્તીને વધારનારી છે; પરંતુ લોકોની ટેવો અને વસવાની રીતને લીધે શહેરના અંદરના ભાગોમાં હવા સારી રહેતી નથી. અંદર અને બહારના ભાગોમાં શાહીબાગની હવા કાંઇક સારી ગણાય છે. બાદશાહ જહાંગીરે એક વખત અમદાવાદ અને મહેમદાવાદની હવાની સરખામણી કરવા માટે એકી વખતે બન્ને સ્થળોએ એક એક ઘેટાની

હવા

સમયમાં ઓગણીસમી સદીમાં ૧૮૩૬ અને ૧૮૯૯ની વચ્ચે દુકાળ નોંધાયો નથી. તે પછી ૧૮૯૯–૧૯૦૦ વાળો છપનો કાળ, ૧૯૦૪–૫, ૧૯૧૧–૧૨નો અડસઠીઓ, ૧૯૧૫–૧૬નો ઓતેરીયો, અને ૧૯૧૮–૧૯નો મોટો પંચોતરો એમ દુકાળ પડયા છે. દુકાળની અસર અને ત્રાસ પહેલાં જેવા લોકમાં હવે જણાતા નથી. [૨] ૨૯·૩૬ ઈંચ. દુકાળનાં વર્ષોમાં દસની અંદર અને વધારેમાં વધારે ૪૭·૮૯ ઈંચ પડયો છે. પણ ૧૯૨૭ નો વરસાદ કોઈ પણ વખતે ન પડયો હોય એટલો ભારે પડયો.

ચામડી ઉતરડાવીને લટકાવ્યાં અને ઘડીઓ માંડી. અમદાવાદમાં ઘેટું કાંકરીયા તળાવ ઉપર લટકાવ્યું હતું. જહાંગીર લખે છે કે અમદાવાદમાં લટકાવેલું ઘેટું પહેલું બગડ્યું અને કોહવા માંડ્યું.[3] જહાંગીરને અમદાવાદ કરતા મહેમદાવાદની હવા વધારે પસંદ હતી અને અમદાવાદમાંયે કાંકરિયાની હવા વધારે પસંદ હતી.

ઉનાળામાં ગરમી ઘણી પડે છે તે સીવાય અમદાવાદની હવા ખરી રીતે સારી કહી શકાય. હવા ઘણી સૂકી છે એટલે આરોગ્ય માટે ઘણી માફક છે. છતાં અમદાવાદ શહેરનું મરણ પ્રમાણ ઘણું મોટું છે એ અમદાવાદનાં હવા પાણી ખરાબ છે એમ ધારવામાં કોઇને મદદ કરે છે.

હવા બગડવાનાં કારણો

હવા બગડવાનાં કારણો ઘણાં છે. એક, શહેરની વસ્તી ઘણી ગીચ છે, અને તેનું કારણ એ છે કે ઓગણીસમી સદીમાં શહેર વધ્યું ત્યારે આરોગ્યના નિયમોની કોઇએ દરકાર રાખી નહિં. બીજું, ધર્મને નામે લોકોમાં ચાલતા કેટલાક ખરાબ રિવાજ. ત્રીજું, પાણીની તંગી અને ધૂળનો ત્રાસ. ચોથું, આખા શહેરમાં ગટરો નથી તે. પાંચમું, મીલોની ધુણી. છઠું, ઢોરોના તબેલા શહેરમાં છે તે પણ આરોગ્ય બગાડે છે, અને એથી કાંઇ ખાસ દુધ સસ્તું મળતું નથી. ચોખ્ખા દૂધની ખૂમો તો કાયમની છે. આ સર્વ કારણોમાં લોકોના ધર્મને નામે ચાલતા ખોટા રિવાજો એ મોટું કારણ છે. ઓગણીસમી સદીમાં જ્યારે નળ, ગટર, શહેરમાં નહોતાં, અને ખાળકુઆને લીધે હવા અને પાણી બન્ને ઝેરી થઇ ગયાં હતાં ત્યારે શહેરમાં આરોગ્ય સારૂં નહોતું. પરંતુ એ સ્થિતિમાં હાલ ઘણો સુધારો થવા છતાં પણ શહેરના મરણ પ્રમાણમાં હજી ખાસ ફેર પડ્યો નથી. થોડા મહિના પહેલાં છાતીનાં દરદોને માટે નિષ્ણાત એક મોટા મદ્રાસી દાક્તર સાથે મારે વાત થઇ હતી. મેં કહ્યું કે હું તબિયત સુધારવા અમદાવાદ જાઉં છું. દાક્તરે આશ્ચર્ય સાથે જવાબ દીધો કે “ તબિયત સુધારવા અમદાવાદ! અમદાવાદ તો રોગનું ઘર છે. એનું મરણ પ્રમાણ હિંદુસ્તાનમાં સર્વથી વધારે મરણ પ્રમાણવાળાં શહેરો જેટલું છે.” અમદાવાદ માટે આવો અભિપ્રાય ઘણાનો છે; અને તે ખરો છે.

[3] તુઝુકે જહાંગીરી Vol. II. p. ૩૩

અમદાવાદનું પાણી પણ ઘણું સારૂં છે. પણ હવાને જેમ બગાડી મુકી છે તેમ પાણીને પણ બગાડી મુક્યું હતું. છેક ઓગણીસમી સદીના અંત સુધી—શહેરમાં ખાળકુવાનો વપરાશ બંધ થયો ત્યાં સુધી—અમદાવાદનું પાણી તબિયત બગાડે એવું હતું. છેક ઓગણીસમી સદીના છેલ્લા પાદ સુધી શહેરમાં કુવાનું પાણી વપરાતું. શહેરની અંદરના લગભગ બધા કુવા ખારા હતા. દરવાજા પાસે અને શહેર બહાર કેટલાક કુવાનાં પાણી પીવાના ઉપયોગમાં આવતાં. શહેરના કુવાનું પાણી રસ્તા છાંટવા તથા ધોવાના ઉપયોગમાં જ લેવાતું હતું. ખારૂં પાણી ઝાડના ઉપયોગમાં પણ આવતું નહિં શહેરની જમીન ઉત્તર અને પૂર્વથી પશ્ચિમ અને દક્ષિણ તરફ ઢાળવાળી છે. અને જમીનના પાણીનો પ્રવાહ પણ એ તરફ વહે છે. ખાળકુવાને લીધે પશ્ચિમ—દક્ષિણ આગળ નદીનું પાણી પણ બગડયું હતું અને નદીની રેતમાં ખોદતાં પાણી ખારૂં નીકળતું હતું. આ કારણથી શહેરમાં ધનવાન વર્ગ ઘરમાં ટાંકાનું પાણી વાપરતો. અમદાવાદના પાણી ઉપર રીપોર્ટ લખનાર કર્નલ વોલ્ટર ડયુકાટ લખે છે કે ટાંકાનું પાણી જો કાંઇ બગાડ ન પેસે તો સારૂં હતું. ટાંકાં અંધારાં હોવાથી અંદર વનસ્પતિ ઉગતી નહિં, અને બીજી જીવાત થતી નહિં. પરંતુ અમદાવાદમાં ધરતીકંપ ઘણા થતા હોવાથી ટાંકામાં ફાટો પડતી અને તે કારણથી ટાંકાનું પાણી જેમ બાજુની જમીનમાં જતું તેમ બાજુની જમીનનું ખાળકુવાવાળું ઝેરી પાણી ટાંકામાં પણ પ્રવેશ કરતું. એટલે ઘણાંખરાં ટાંકાં ખરાબ થઇ ગયાં હતાં. છતાં જ્યારે શહેરમાં કોગળીઉં ચાલતું ત્યારે ટાંકાંનું જ પાણી વાપરનારને બહુ ભય રહેતો નહિં.[૪]

પાણી

દુધેશ્વર આગળ સાબરમતીનું પાણી લઈ શહેરને પુરૂં પાડવાની શરૂઆત

[૪] Colonel Water M. Ducat: Report on Water Supply & Sewerage of Ahmedabad. 1885. p. p. 4–9. સારામાં સારા ટાંકાના પાણીની Chemical analysis આ પ્રમાણે છે:—

| Grains per gallon | | Parts for Million | |
|---|---|---|---|
| Total Solids | 3·50 | Free Amonia | ·00 |
| Chlorine | 0·91 | Albuminoid | ·12 |

Sediment—scanty, chiefly vegetable debris—no infusoria. પાંચ

ઓગણીસમી સદીના છેલ્લા દશકમાં કરી તે પછી ખરાબ પાણીની બૂમ ઓછી થઇ ગઇ. લગભગ વીસ વર્ષ સુધી શહેરને પાણી મળ્યું. વીસમી સદીના બીજા દશકથી વસ્તી વધવા માંડી એટલે પાણીની તંગી પડવા માંડી. હાલ અમદાવાદનું પાણી સંતોષકારક છે પણ હજુ જોઇએ એટલું મળતું નથી. ખાળકુવા બંધ થવાથી અગાઉ જે કુવા ખારા હતા તે હવે મીઠા થઇ ગયા છે, એટલે કેટલાક લોકો હજી કુવાનું પાણી વાપરે છે. ટાંકાનું પાણી વાપરનારા હવે ઘણા થોડા હશે.

અમદાવાદના આરોગ્યને બગાડનારાં કારણો આગળ જોયાં. એ કારણોને લીધે ગમે તેવી સારી જગ્યાનું આરોગ્ય પણ બગડે. ખાળકુવાને લીધે થયેલી ઝેરી હવાને લીધે, અને પાણી સાથે બીજો દરેક જાતનો કચરો જાહેર રસ્તામાં ફેંકવાની ખરાબ ટેવને લીધે, અનેક ધર્મ તથા અનેક જાતિઓના ભિન્નભિન્ન રીવાજને લીધે, અને આરોગ્યવર્ધક ઉપાયોના અભાવને લીધે, મચ્છર વગેરે જંતુઓના

કુવાના કુવાનું પાણી ઘણું વપરાતું તેની Analysis આ પ્રમાણે છે:—

grains her gallon

| Total Solids | Loss of iquition | Chloride of sodium | Sulfuric Acid |
|---|---|---|---|
| 89·88 | 12·52 | 10·59 | 8·55 |

| Lime | Magnesia | Solica | Carbonic acid combined |
|---|---|---|---|
| 17·25 | 6·05 | 2·52 | 15·99 |

| Hardness before boiling | Permanent |
|---|---|
| 16·80 | 11·99 |

| | Parts per million: amonia | | | |
|---|---|---|---|---|
| Removable | Free | Albumenoid | of Nitrates and Nitrites | Nitrous Acid |
| 4·90 | ·17 | ·17 | 4·50 | ·0402 |

| Oxigen total required by water at 140°F in presence of Acid | Colour in stratum of 2 feet: yellowish green | odour: |
|---|---|---|
| ·1820 | | Nil |

Taste: salive; Reaction: Natural; Sediments: Copious dark brown vegetable debris. Infusoria not seen.

આ પૃથક્કરણ ઈ. સ. ૧૮૮૫નું છે. હવે કુવા વપરાતા નથી. ખાળકુવા બંધ થવાથી આ કુવામાં બહુ ફેર નહિં પડયો હોય.

ત્રાસથી થતા તાવ અમદાવાદમાં શરૂઆતથી જ હશે એમ પ્રમાણ વગર પણ ચોક્કસ માની શકીએ. અમદાવાદ વસ્યા પછી સ્વતંત્ર બાદશાહીના સમયમાં કોઈ મોટા રોગ ચાલ્યાના ઉલ્લેખ જાણવામાં નથી. મોગલાઈમાં રોગોની કેટલીક નોંધ મળી આવે છે. પરંતુ અમદાવાદ શહેર રોગોથી મુક્ત કોઇ પણ વખતે રહ્યું હોય એમ માનવાનું કારણ નથી. ઉપરનાંજ કારણોથી તાવ ઉપરાંત દમ અને કોગળીઆના વ્યાધિ પણ શહેરમાં ઘર કરી રહેલા હોય એમ માની શકાય. જેમ આવાં કારણોથી મચ્છર, માખ, વગેરે જંતુઓ, જે મહાન રોગો કરનારા છે તે ઉત્પન્ન થાય છે, તેમ આવી જગ્યામાં વંદા પણ ઘણા થાય છે, અને એ જંતુ જેટલું નજીવું બહારથી દેખાય છે તેટલું જ ખોરાક મારફતે ઝેર ફેલાવવામાં ભયંકર છે. જેમના ઘરમાં જુના ખાળકુઆ હાલ હશે એમને આ બાબતનો અનુભવ હશે; અને ટાંકાંનું પાણી બગાડનાર પણ ઘણે ભાગે આ જંતુઓ જ હશે.

આરોગ્ય

સાધારણ રીતે બધા ગ્રંથકારો પ્લેગ કહે છે એવા રોગ અમદાવાદમાં ઘણી વાર ચાલી ગયા છે. એની પહેલી નોંધ ઈ. સ. ૧૬૧૮ માં જહાંગીર બાદશાહે લીધી છે.[૫] એ પ્લેગ હશે કે ટૂંટીઉં તે તો દાક્તરો સમજે. બધા ગ્રંથકારો ૧૬૧૮ના રોગને પ્લેગ કહે છે. જહાંગીરે એ રોગનું જે વર્ણન કર્યું છે તે ટૂંટીઆ જેવું છે. મુસલમાન તવારીખકારો એને વાબ (Wàba) અગર તાઉં (tàdun) કહે છે. જહાંગીરે એ વખતના વૃદ્ધ પુરૂષોને પુછેલું અને જુની તવારીખો જોયેલી તે ઉપરથી પોતે લખે છે કે એવો રોગ પહેલાં ચાલ્યો નહોતો. બાદશાહ આગ્રેથી પ્લેગથી બચવા અમદાવાદ આવ્યા ત્યારે પ્લેગ પાછળ પાછળ અમદાવાદ આવ્યો. શહેરમાં કોઈ એક માણસ નહોતું કે જે માંદું પડયા વગર રહ્યું હોય. પરંતુ મરણ પ્રમાણ બહુ નહોતું. આ રોગ પંજાબ બાજુથી અમદાવાદમાં આવ્યો અને એ બાજુ ઉંદર પડતા એમ કેટલાક લખે છે. અમદાવાદમાં ઉંદર પડયાનું નોંધાયલું નથી. એ રોગની અસર દેશી કરતાં પરદેશી યૂરોપિયનો ઉપર વધારે ખરાબ થઇ હતી.

અમદાવાદમાં પ્લેગ

[૫] જુઓ અમદાવાદ ગેઝીટીઅર પૃ. ૨૧૮–૧૯.

સર ટોમસ રોનો ઉપાધ્યાય એડવર્ડ ટેરી લખે છે કે 'નવ દીવસમાં સાત અંગ્રેજો ગુજરી ગયા. એમાંથી કોઈ ચોવીસ કલાકથી વધારે માંદું રહ્યું નહોતું. અને કેટલાકે તો બારજ કલાકની માંદગી ભોગવી હતી. જેમને એ રોગ થયેલો તેમનાં શરીર ઘણાં તપી ગયાં હતાં; અને છાતીએ કાળા તથા ભૂરા ડાઘા થઈ આવતા હતા; અને તેમનું માંસ એટલું ગરમ થઈ જતું કે અમે બાકી જીવતા રહેલા તેમને હાથ લગાડીએ તો ગરમી ખમી શકતા નહિ. એમાંથી જે બચ્યા તેમના શરીર ઉપર મોટા ફોલ્લા થઇ આવ્યા હતા, અને તેમાં જાડો પાણી જેવો પદાર્થ હતો. એ ફોલ્લા ફાટયાથી પણ ઘણી લાંય બળતી.' આ પ્રમાણે એક જ રોગનું એક જ વખતે થયેલું જહાંગીર અને ટેરીનું વર્ણન કાંઇ જુદું પડે છે. પરંતુ આ ઉપરથી આપણે હાલ જેને પ્લેગને નામે ઓળખીયે છીએ એ જ રોગ એ હશે કે કેમ તે કહી શકાતું નથી.

એ પછી ઇ. સ. ૧૬૮૬માં એક પ્લેગ અમદાવાદમાં ચાલી ગયો હતો. એમ કહેવાય છે કે સાત આઠ વર્ષ સુધી એ રોગ ચાલ્યો હતો અને દક્ષિણમાં એણે ઘણાં શહેરો ઉજડ કર્યાં હતાં. એ પ્લેગમાં દ્રાક્ષ અગર બટાટા જેવડી ગાંઠ કાનની પાછળ કે બગલમાં થતી અને આંખ્યો ઘણી લાલ થઇ જતી હતી.[6] આ રોગ ખરો પ્લેગ ( bubonic plague ) હોય એમ સમજાય છે. અઢારમી સદીમાં પણ કેટલીક વાર પ્લેગ અમદાવાદની મુલાકાતે આવી ગયો હોય એમ જણાય છે, પણ એનાં ચિહ્નો કોઇએ નોંધેલાં નથી. કેટલીક વખત દુકાળ પછી રોગ ચાલ્યા છે. ઈ. સ. ૧૭૧૮ માં એવી રીતે કોઇ રોગથી ઘણાં માણસો મરી ગયાં હતાં. ઇ. સ. ૧૭૭૦ માં હવા બગડવાથી ઉત્પન્ન થયેલા તાવથી બે ત્રણ દીવસની માંદગી ભોગવી ઘણાં માણસો ગુજરી ગયાં હતાં, અને મરનારને બાળનાર કોઈ મળતાં નહિ. ઇ. સ. ૧૭૯૦ના દુકાળ વખતે પણ ભારે રોગ ચાલ્યો હતો.[7]

ઇ. સ. ૧૮૧૧-૧૨ના દુકાળ પછી કચ્છમાં ભારે રોગ શરૂ થયો અને તુરત અમદાવાદમાં ચાલવા માંડયો. કહે છે કે આ વખતના રોગમાં કોઇ પણ ઘર બચ્યું નહિ. કેટલાંક કુટુંબો આખાં ને આખાં જતાં રહ્યાં. મરનારને બાળવા જનારા પાછા આવે ત્યાં તો બીજાં મડદાં તૈયાર હતાં. કેટલીક નાતોમાં પુરૂષો ઘણા

[૬] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૧૯. [૭] એ જ પૃ. ૨૨૦.

ઓછા થવાથી મડદાં ઉપાડવામાં સ્ત્રીઓએ મદદ કરેલી. બાળવા માટે કાઠી ખુટી પડી ત્યારે ઘર પાડીને લાકડાં કાઢવા માંડયાં, અને ઘણાં મડદાં બાળ્યા વગર જ પડી રહ્યાં. લગભગ અડધું અમદાવાદ—આશરે પચાશ હજાર માણસ મરી ગયાં. હિંદુ મુસલમાન સર્વે ઉપર રોગની સરખી અસર હતી.[૮]

ઓગણીસમી સદીમાં એ પછી અમદાવાદ શહેરમાં ભારે રોગ ચાલ્યાનું નોંધાયલું નથી. દેશમાં બીજે જ્યાં જ્યાં રોગ ચાલ્યાના સમાચાર મળતા કે તુરત કલેકટર તરફથી રોગી માણસોને શહેરમાં દાખલ ન થવા દેવા માટે થાણાં બેસાડવામાં આવતાં. ઓગણીસમી સદી પુરી થતાં આખા મુંબાઇ ઇલાકામાં જે ભારે પ્લેગ ચાલી ગયો, તેણે અમદાવાદની સારી પેઠે ખબર લીધી. તે પછી ઇ. સ. ૧૯૧૭ માં ભારે પ્લેગ ચાલ્યો. ૧૯૦૦થી ૧૯૧૭ સુધીમાં કોઇ કોઈ વર્ષે થોડો થોડો પ્લેગ ચાલી જતો. પણ વખત જતાં લોકો ટેવાતા જતા હતા, અને રોગથી બચવાના ઉપાયોથી ન ડરતાં નવા ઉપાયોનો ઉપયોગ કરતા હતા. ૧૯૧૭ના પ્લેગમાં પ્લેગની રસીથી ઘણા બચ્યા હતા. આ પ્લેગ પછી અમદાવાદમાં એ રોગ આજ સુધી આવ્યો નથી. પણ બીજે જ વર્ષે—ઇન્ફ્લુએન્ઝાનો રોગ પહેલવહેલો અમદાવાદમાં ચાલ્યો. ઇન્ફ્લુએન્ઝામાં પણ બે ત્રણ દીવસના તાવથી માણસ મરી જતાં, અને ખાસ કરીને ફેફસાં બગડી જવાથી મરણ નીપજતું. આ દરદે પણ અમદાવાદમાં લગભગ દરેક જણની ખબર લીધી અને મરણ પ્રમાણ પણ ભારે જ હતું. પરંતુ ઇન્ફ્લુએન્ઝામાંથી ઘણા સાજા પણ થતા એટલે લોકમાં એનો ડર પ્લેગ જેટલો નહોતો. વખત જતાં ઇન્ફ્લુએન્ઝા હમેશનાં દરદોમાં ગણાઇ ગયો.

પાણીના નળ અને કેટલાક ભાગમાં ગટર થવાથી કોગળાઉં—કોલેરા— શહેરમાંથી લગભગ નાબુદ થયો છે એમ કહી શકાય. ઈ. સ. ૧૮૫૧ માં

[૮] એ જ પૃ. ૨૨૦: આ પ્લેગના ચિહ્નો નોંધાયલાં નથી. કેપ્ટન રીવેટ કર્નાક લખે છે કે શહેરમાં લાખ માણસ મરી ગયાં હતાં. પણ ગેઝેટીઅરનો લેખક એ વાત માનતો નથી અને લાખની તો વસ્તીજ હશે એમ લખે છે. આ રોગ અમદાવાદની બહાર જ્યાં જ્યાં ચાલતો ત્યાં હિંદુ કરતાં મુસલમાનો ઉપર ઓછી અસર થઇ હતી એમ લખેલું છે. ૧૮૨૦ માં ડૉ. ગીલ્ડર લખે છે કે તે વર્ષનો પ્લેગ માંસાહારીઓને બહુ અસર ન કરતો, અને વાણીઆ બ્રાહ્મણ વગેરેને બહુ ખરાબ અસર થતી.

રા. મગનલાલ વખતચંદ લખે છે કે કોટ ફીમાંથી બચેલા રૂપીઆનો ઉપયોગ રસ્તા છાંટવા માટે કરવા માંડયો ત્યારથી શહેરમાં ફોગળીઉં અને દમ ઓછો થયો. આમ છતાં પણ અમદાવાદમાં ફેફસાંનાં દરદોનું પ્રમાણ ભયંકર છે.

બીજા રોગ

મ્યુનિસીપાલીટી તરફથી ઉપાયો લેવાય છે, છતાં પણ શહેરની સ્થિતિ આવાં દરદોને હજી પણ બહુ અનુકૂળ છે. હાલ મેલેરીઆ લગભગ આખા હિંદમાં વ્યાપેલો રોગ છે એટલે અમદાવાદમાં એ હોય એમાં નવાઇ નથી. પરંતુ અમદાવાદને ખાસ મેલેરીઆવાળું શહેર કહી શકીએ નહિ. હાલ અમદાવાદનો મુખ્ય રોગ ફેફસાંનાં દરદોને લગતો કહી શકાય, અને તેમાં ક્ષયનું સ્થાન સર્વથી આગળ છે. રોગોની બાબતમાં ઉંડા ઉતરવાનું આ સ્થળ નથી. પરંતુ વસ્તી અને સમૃદ્ધિને લઇને અમદાવાદનું જે સ્થાન આજે હિંદુસ્તાનમાં છે તે જોતાં, આ શહેરના આરોગ્યને માટે શરમાવા જેવું છે.

અમદાવાદનું મરણ પ્રમાણ ભયંકર છે. હિંદુસ્તાનમાં તો સર્વથી વધારેમાં વધારે મરણ પ્રમાણવાળાં શહેરોની પંક્તિમાં અમદાવાદ બેસે છે. પરંતુ વધારે શરમાવા જેવું એ છે કે આખી દુનિયાનાં શહેરોનું મરણ પ્રમાણ સરખાવીએ તો પણ અમદાવાદનું મરણ ઘણું જ વધારે જણાય છે. અમદાવાદમાં મ્યુનિસીપાલીટી થઈ અને જ્યારથી જન્મમરણની બરાબર નોંધ રખાવા માંડી ત્યારથી શહેરના આરોગ્યનો બરોબર ખ્યાલ આવી શકે છે. પરંતુ તે પહેલાં શહેરના આરોગ્ય માટે અને મરણ પ્રમાણ માટે તર્કજ કરવાનો રહે છે. ઈ. સ. ૧૮૮૪–૮૫ માં મુંબાઈ સરકારના આરોગ્યના સલાહકાર ઇજિનેર કર્નલ વોલ્ટર એમ. ડયુકેટે અમદાવાદના પાણી અને ગટરો માટે એક સવિસ્તર હકીકતવાળો રીપોર્ટ લખ્યો છે. પાણી, ખાળકુવા અને લોકની કેટલીક ટેવોથી શહેરનું આરોગ્ય કેટલું બગડેલું છે તેનો સારો ખ્યાલ એમણે આપ્યો છે. મી. ડયુકેટ લખે છે કે "એ સમયે અમદાવાદનું મરણ પ્રમાણ દર હઝારે ૪૯·૦૭ માણસનું હતું, એટલે પશ્ચિમ હિંદમાં સર્વથી વધારે મરણ પ્રમાણવાળાં શહેરોમાં બીજું હતું. પાણી સર્વથી ખરાબ હતું. સ્વચ્છ પાણીના માહાત્મ્ય અને શુદ્ધિ વિશે હિંદુ લોકો જેટલું સમજે છે એટલું જગતની બીજી કોઇ જાતિ સમજતી નથી; અને હિંદુ પાણીને માટે બહુ કાળજી રાખે છે. કોઇ દેશના આરોગ્યની વાત કહે તો પણ પાણી કેવું છે એમ બોલે

મરણ પ્રમાણ

છે, અને પરદેશમાં કોઇ માંદું પડે તો પણ પાણી લાગ્યું એમ કહે છે. આવા લોકનું એક શહેર પાણી માટે આવી બેદરકારી રાખે અને એનું પરિણામ શહેરના આરોગ્ય માટે ભયંકર આવે એ ખરેખર આશ્ચર્યકારક છે. અમદાવાદ કરતાં કેટલાંક ઓછાં ધનવાન શહેરોનું મરણ પ્રમાણ ઘણું ઓછું છે. અલીબાગનું ૧૯·૪૫; રત્નાગિરિનું ૨૧·૧૬; પુનાનું ૨૧·૮૯; થાણાનું ૨૨·૦૦; કરાંચીનું ૨૪·૫૪; આ બધાં શહેરો શુદ્ધ પાણીને લીધે ઓછું મરણ પ્રમાણ બતાવે છે."[૯]

આ સાથે કર્નલ ડ્યુકેટે દુનિયાનાં કેટલાંક શહેરો સાથે અમદાવાદના મરણ પ્રમાણની સરખામણી કરી છે તે જાણવા જેવી હોવાથી અત્રે આપી છે:—[૧૦]

| | | | | |
|---|---|---|---|---|
| ક્રીસ્ટીઆના | લંડન | બેલ્ટીમોર | બોસ્ટન | ફીલાડેલફીઆ |
| ૧૮·૪૪ | ૨૦·૪૦ | ૨૧·૯૦ | ૨૨·૦૦ | ૨૨·૩૦ |
| જીનોઆ | રંગુન | રોટરડેમ | હેગ | ચીકાગો |
| ૨૨·૫૭ | ૨૨·૯૨ | ૨૩·૫૦ | ૨૩·૬૦ | ૨૩·૬૦ |
| ટ્રીએસ્ટ | લાહોર | સેંટપીટર્સબર્ગ | કેરો | મેડ્રીડ |
| ૩૦·૦૦ | ૩૧·૯૧ | ૩૫·૨૦ | ૩૭·૦૦ | ૩૮·૩૦ |
| દિલ્હી | અમદાવાદ | પેકીન | વીરમગામ | |
| ૪૭·૮૬ | ૪૯·૦૭ | ૫૦·૦૦ | ૬૧·૨૪ | |

આ સિવાયનાં દક્ષિણનાં શહેરોનું પ્રમાણ ઉપર આપ્યું છે. મી. ડ્યુકેટે કલકત્તા મદ્રાસ અને મુંબઇનાં મરણ પ્રમાણ આપ્યાં નથી. પરંતુ એ શહેરોએ મરણ પ્રમાણ ઓછાં કરવા ભગીરથ પ્રયત્નો કર્યા છે અને તેમાં એમને સફળતા મળેલી તે સર્વ કોઈ જાણે છે. ઇંગ્લેન્ડનાં કેટલાંક શહેરોમાં આરોગ્યવર્ધક સુધારા કરવાથી થોડાં જ વર્ષોમાં મરણ પ્રમાણ ઓછું થયાના દાખલા છે. મી. ડ્યુકેટ લખે છે કે 'એ વર્ષમાં (૧૮૮૪–૮૫) ૪૯·૦૭ મરણ પ્રમાણ

બીજાં શહેરો સાથે સરખામણી

[૯] Colonel Water Ducat: Water supply of Ahmedabad pp. 17–18. [૧૦] એ જ પૃ. ૧૯. અમદાવાદને માટે મી. ડ્યુકેટ લખે છે કે "One of the highest known death rates in any civilized city in the world" (p. 22).

હતું. એટલે ૬૧૨૩ માણસો તો મરી ગયાં હતાં. પણ ૭૩૪૭૬ માણસોએ ભારે માંદગી ભોગવી હતી. લોકની શક્તિ ઉપર અને મજુરવર્ગ ઉપર આ કેવડો ભારે કર હતો તેની કલ્પના કરો.' જો પુના જેવાં અમદાવાદનાં હવાપાણી રહ્યાં હોત તો સૂકી જમીન અને સમૃદ્ધ સ્થિતિના લોકને લીધે શહેરમાં મરણ પ્રમાણ કેટલું ઓછું થાત.[૧૧] કૈરોની સાથે અમદાવાદને સરખાવતાં મી. ડ્યુકેટ લખે છે કે કૈરોની પેઠે અમદાવાદે નદીના પીવાના પાણીને બગાડયું છે પણ ખાળકુવાથી પાણીને બગાડવાની અક્કલ (!) ( Ingenuity )માં તો કૈરોવાસીઓ કરતાં અમદાવાદીઓ ચઢી જાય તેમ છે.

આ હકીકત તો પાણીના નળ અને ગટારો નહોતી તે સમયની છે. હાલ તો પાણીના નળ શહેરમાં બધે છે. ચોકખું પાણી મળે છે. ગટરો શહેરના કેટલાક ભાગમાં આવી ગઇ છે. છતાં શહેરના આરોગ્યની શી સ્થિતિ છે ? ઉપર જણાવેલાં શહેરોએ આટલાં વર્ષોમાં ઘણી પ્રગતિ કરી છે. આપણી નજર આગળ મુંબાઇ શહેરનો દાખલો ખાસ જોવા જેવો છે. પણ અમદાવાદે શું કર્યું છે ? નીચેના આંકડા અમદાવાદની પ્રગતિ (?) બતાવશે.

**વીસમી સદીમાં આરોગ્ય**

વસ્તીના દર હજારે મરણ પ્રમાણઃ—[૧૨]

૧૯૦૦–૦૧ થી ૧૯૦૯–૧૦ના ૧૦ વર્ષમાં ૬૫.૫૯

[૧૧] Ducat's Water Supply of Ahmedabad pp. 20–21. "Had Ahmedabad been as healthy as Poona, and with its excellent dry subsoil and the greater affluence of its inhabitants, it certainly should be, at least, as healthy, if not more so: the numbers of deaths would have been 2731: (instead of 6123): shewing a saving, that should have been effected, to the extent of 3392 lives in a year. It is not too much to say that 10 persons every day, are killed in Ahmedabad, by the want of Sanitary works: and surely such whole-sale slaughter as this, ought not to be allowed in any city, having free self Government, and ample means to carry out its wants. [૧૨] 'અમદાવાદનો જીવનવિકાસ': રા. રા. મુકુન્દરાય સામળપ્રસાદનો લેખ.

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૦–૧૧ થી | ૧૯૧૯–૨૦ના | ૧૦ વર્ષમાં | ૫૦·૩૮ |
| ૧૯૧૫–૧૬ થી | ૧૯૧૯–૨૦ના | ૫ ,, | ૫૬·૪૧ |
| ૧૯૧૭–૧૮ થી | ૧૯૧૯–૨૦ના | ૨ ,, | ૬૨·૪૮ |
| | ૧૯૨૦–૨૧માં | | ૩૮·૮૬ |

આ ઉપરથી જણાશે કે ઈ. સ. ૧૮૮૫ થી ૧૯૨૦ સુધીના ૩૫ વર્ષમાં અમદાવાદે આરોગ્યમાં કાંઇ પ્રગતિ કરી નથી. ઇ. સ. ૧૯૦૦–૧૯૦૧ નું વર્ષ અને ૧૯૧૭ અને ૧૯૧૮ નું વર્ષ ભારે પ્લેગ–દુકાળ, અને પ્લેગ તથા ઇન્ફ્લુએન્ઝાવાળું ગયું છે એટલે તેનું મરણ પ્રમાણ મોટું દેખાય છે તે બનવાજોગ છે. પરંતુ એ બાદ કરતાં પણ મરણ પ્રમાણ એક ફક્ત ૧૯૨૦–૨૧ ના વર્ષ સિવાય ઘણું જ ભારે છે. આજ દીવસ સુધી પણ અમદાવાદે મરણ પ્રમાણ ઓછું કરવા કાંઇ કર્યું નથી એ આજ સુધીના આંકડાથી સિદ્ધ થાય છે. ગયા વર્ષના (૧૯૨૭) ડીસેંબર માસના આરોગ્યના સમાચારમાં મરણ પ્રમાણ ૪૬·૫૮ આપેલું છે અને નવેંબર માસનું ૪૯·૮૬ આપેલું છે.[૧૩] છેલ્લા દશ વર્ષના ડીસબર મહીનાનું પ્રમાણ ૪૪·૫૯ છે. આ ઉપરથી હાલ પણ આરોગ્યની પ્રગતિ કેવી છે તે સહેજ સમજાશે. ડીસેંબર માસ અમદાવાદમાં સાધારણ રીતે સારો ગણાય છે. સપ્ટેંબર–અકટોબરના આંકડા એથી ભારે હશે.

આવા ભયંકર મરણ પ્રમાણમાં પણ વધારે ચમકાવનારા બાળ-મરણના આંકડા છે. અમદાવાદમાં બાળ મરણનું પ્રમાણ ઘણું મોટું છે.

બાળ-મરણ પ્રમાણ

એનાં કારણો ઘણાં છે. બાળમરણમાં શહેરના હવા પાણીનો દોષ કેટલો હોઈ શકે તે તો આ વિષયના પારંગત દાક્તરો જાણે. વાંચનારને જાણવા સારૂ અહીં બાળ મરણની થોડી હકીકત આપી છે.

દર હઝારે બાળકોનાં મરણનું પ્રમાણઃ–[૧૪]

| | | |
|---|---|---|
| ૧૯૧૦–૧૧ થી | ૧૯૧૯–૨૦ માં | ૪૭૦·૨૩ |
| ૧૯૧૫–૧૬ થી | ૧૯૧૯–૨૦ માં | ૩૫૯·૩૩ |
| ૧૯૧૭–૧૮ થી | ૧૯૧૯–૨૦ માં | ૩૮૪·૬૯ |
| | ૧૯૨૦–૨૧ માં | ૩૫૫·૯૫ |

[૧૩] આરોગ્યનો માસિક મ્યુનીસીપલ રીપોર્ટ ડીસેંબર ૧૯૨૭. [૧૪] રા. રા. મુકુંદરાય સામળપ્રસાદનો લેખ.

૧૯૨૭ ના ડીસેંબર માસમાં એક વર્ષની અંદરનાં ૩૪૮ બાળકો ગુજરી ગયાં હતાં.

બાળકોનાં મરણમાં મોટું પ્રમાણ એક વર્ષની અંદરના બાળકોનું છે. મોટે ભાગે એનું કારણ એમનાં માબાપનું નબળું આરોગ્ય છે. એટલે શહેરના આરોગ્યને લગતા સામાન્ય સવાલો સાથે એનો ઓછો વધતો સંબંધ હોઈ શકે.

ઈ. સ. ૧૯૨૭ના ડીસેંબર[૧૫] માસમાં અમદાવાદમાં કુલ ૧૦૫૧ માણસો ગુજરી ગયાં એમાં ૫૮૨ પુરૂષો અને ૪૬૯ સ્ત્રીઓ છે. ખાડીઆમાં ૧૧૬; કાળુપુરમાં ૧૩૩; દરિયાપુરમાં ૧૧૩; શાહપુરમાં ૧૫૨; જમાલપુરમાં ૧૦૯; રાયખડમાં ૫૮; પરાંમાં ૩૭૦; એ પ્રમાણે જીલ્લાવાર મરણ છે. કાળુપુર અને ખાડીઆ સૌથી વધુ વસ્તીવાળા જીલ્લા છે. આ આંકડા શહેરના કયા ભાગ સુધારવા જેવા છે તે બતાવે છે. એ જ માસનાં મરણોમાં

૧૯૨૭ના છેલ્લા માસની વિગત.

જાતિઓનું પ્રમાણ આ મુજબ છેઃ—ક્રીશ્ચિયન ૧૪; ઉંચી જાતના હિંદુ ૪૨૪; નીચી જાતના હિંદુ ૩૬૯; જૈન ૪૩; મુસલમાન ૧૯૩; પારસી ૪; બીજી જાત ૪; કુલ ૧૦૫૧. રોગવાર મરણ એ જ માસમાં આ પ્રમાણે છે. પ્લેગ ૦; બળીઆ ૦; કોલેરા ૦; ઇન્ફ્લુએન્ઝા ૧; તાવ ૨૯૩; ક્ષય ૮૫; રક્તપીત ૦; ઝાડો, મરડો ૨૫; ફેફસાંનાં દર્દ ૨૪૮; બીજા રોગ ૩૯૯; કુલ ૧૦૫૧. આમાં ૩૪૮ બાળ મરણ ઉમેરવાનાં. આ જોતાં જણાશે કે સાધારણ સારા મહિનામાં તાવ અને ફેફસાંનાં દરદોનું પ્રમાણ કેવું છે. ક્ષયનું પ્રમાણ પણ ભયંકર છે. તાવમાં ભેદ નથી પાડયા એટલે આ પૃથક્કરણ ચોક્કસ નથી. આપણામાં ઘણા લોક દરદ ન સમજાય ત્યારે તાવ એટલું જ લખાવે છે. એટલે તાવમાં પણ બીજાં દરદો હશે. પરંતુ તાવ એટલે સાધારણ રીતે મેલેરીઆ ગણી શકાય. ફેફસાંનાં દરદોમાં દમનાં ૭૯ આવી જાય છે. આવી સૂકી હવાવાળા શહેરમાં ક્ષય અને દમનું પ્રમાણ શહેરની ઘણી ખરાબ આરોગ્યની સ્થિતિ સૂચવે છે. અમદાવાદના દાક્તરોનું માનવું છે કે શહેરમાં સરેરાશ રોજનાં ત્રણ માણસો ક્ષયથી મરે છે.

[૧૫] આરોગ્યનો મ્યુનીસીપાલીટી રીપોર્ટ. ડીસેંબર ૧૯૨૭.



૩૭ મહેરાબ

(રાજપુર મસ્જિદ)

(અંદરની કમાન સિવાય બાંધણી કેવળ હિંદુ ઘાટની છે)



૩૮ શાહઆલમના રોજાનું મુખ્ય દ્વાર અને પિત્તળની જાળીનાં કમાડ

અમદાવાદ પ્રમાણમાં હિંદુસ્તાનમાં ક્ષયનું મોટામાં મોટું ઘર ગણાય છે એમ કહી શકાય. અમદાવાદની હવા સૂકી હોવાથી ક્ષય નાબુદ કરવા માટે સારી અનુકૂળતા છે છતાં આ મરણ પ્રમાણ ઘણું જ દીલગીરી ભરેલું છે.

આરોગ્ય સુધારવાના ઉપાયો જણાવવાનું આ સ્થાન નથી. અમદાવાદનાં દવાખાનાંની વીગતોમાં ઉતરવાનું પણ આ ગ્રંથનું કામ નથી. મ્યુનિસીપાલીટી આરોગ્ય સુધારવા માટે પોતાનું બનતું કરે છે. હાલમાં શ્રીયુત વલ્લભભાઇના વહીવટમાં પણ ઘણું કામ થયું છે. મ્યુનિસીપાલીટીનાં દવાખાનાં અને સુવાવડ ખાતાની બાઇઓનો ઉપયોગ શહેર સારી રીતે કરે છે. ગઈ સાલ ડૉ. હરિપ્રસાદ વ્રજરાયે મ્યુનિસીપાલીટીની મદદથી શહેરની પોળો અને ખૂણા સાફ કરી સ્વચ્છતાનો આદર્શ લોકને બતાવ્યો હતો. ડૉ. હરિપ્રસાદે કેવળ સેવાભાવથી આ કાર્ય કર્યું હતું, અને શહેરમાંથી લગભગ ત્રણ હજાર ટન એટલે આશરે એક લાખ અડસઠ હજાર મણ કચરો કાઢયો. ઢોરોના તબેલા શહેર બહાર લઇ જઇ આરોગ્ય સુધારવાનો ઉપાય પણ જેટલો અગત્યનો છે તેટલો જ મુશ્કેલ છે.

ઉપાયો

મ્યુનિસીપાલીટીનાં દવાખાનાંમાં આશરે ૫૬૦ દરદીઓ રોજ દવા લે છે. સરકારી સીવીલ ઇસ્પીતાલમાં આંખ અને સુવાવડના ઓરડા છે. સારંગપુર દરવાજાની બહાર રણછોડલાલ છોટાલાલનું રેવાબાઇ અને વિકટોરીઆ જ્યુબીલી દવાખાનું સુવાવડ તથા સ્ત્રીઓનાં દરદો માટે ખાસ છે, અને તેનો સારો લાભ લેવાય છે. બેચરદાસનું દવાખાનું પણ જુનું છે. આ બધામાં દવા મફત અપાય છે. આ ઉપરાંત બીજાં બારેક દવાખાનાંમાં ફક્ત એક આનો લઇ દવા આપવામાં આવે છે. ડૉ. હરિભાઈ દેસાઇના દવાખાનામાં આંખનાં દરદોની મફત દવા અપાય છે. આ સીવાય પતીઆનું દવાખાનું આસ્તોડીઆ બહાર, ગાંડાની ઇસ્પીતાલ દિલ્હી દરવાજા બહાર અને ઢોરોનું દવાખાનું પ્રેમદરવાજે છે. હાલની ખાસ સગવડો પ્રમાણે મુંબાઇની સર હરકીશદાસની ઇસ્પીતાલ જેવું એક પણ દવાખાનું હજી અમદાવાદમાં નથી. વાઢકાપનાં દરદો માટે સારી સગવડ નથી. દાંતનું દવાખાનું પણ નથી. દાંતના દરદોથી પીડાતા માટે અમદાવાદમાં ઘણી અગવડ

દવાખાનાં

છે. ચેપી દરદો માટે પણ ઇસ્પીતાલ નથી. ઇ. સ. ૧૯૨૧ ની કોન્ગ્રેસની જગ્યાએ એક મોટી સામાન્ય ઇસ્પીતાલ બનાવવાનો પ્રબંધ ચાલી રહ્યો છે. મીલોમાં પણ દવાખાનાં નીકળતાં જાય છે.

અમદાવાદ જેવા મોટા શહેરમાં હાલની ઢબનાં બરોબર સગવડવાળાં અને દરેક રોગનાં દવાખાનાંની યોગ્ય સગવડ નથી એમ કહી શકાય. તેવી જ રીતે ઉત્તમ આરોગ્ય ભુવનો–સેનીટેરિયમ–ની પણ અગવડ જ છે. અમદાવાદમાં થોડાં આરોગ્યભુવનો છે પણ તેમાં કેટલાંક અમુક કોમને માટે ખાસ છે. જૈન અને પારસી કોમને માટે શાહીબાગ અને ખાનપુરમાં સેનીટેરિયમ છે. શાહીબાગમાં શેઠ ત્રીકમદાસ ગોપાળદાસનું આરોગ્યભુવન સાર્વજનિક છે; અને હિંદુઓ માટે એ આશિર્વાદરૂપ છે. પરંતુ હાલના આરોગ્યના સિદ્ધાન્ત પ્રમાણે એક પણ સેનીટેરીયમ અમદાવાદમાં નથી. અમદાવાદથી પાંચેક માઇલ દૂર નરોડા પાસે શેઠ જમનાભાઈ ભગુભાઇએ એક આરોગ્યભુવન બંધાવ્યું તે એક રીતે ઉત્તમ છે અને સાર્વજનિક છે. એમાં બંગલા છુટા રાખવામાં આવ્યા છે અને ઘણા ક્ષયના[૧૬] દરદીઓ એનો લાભ લે છે. પરંતુ આ આરોગ્ય

[૧૬] ડૉ. શંભુપ્રસાદ દશરથલાલ મહેતા પોતાના ક્ષયરોગ નામના પુસ્તકમાં લખે છે કે ૧૯૨૦માં પુરા થતા વર્ષમાં અમદાવાદનું સરેરાસ મરણ પ્રમાણ દર વર્ષે દર હજારે ૬૦·૩૮ હતું જ્યારે મુંબાઇ ૪૨·૪૩; પુના ૫૩·૭૦; સુરત ૩૩·૭૯: ૪૪·૩૭; હતું. મુંબાઇ સિવાય આ શહેરોમાં લગભગ દર વર્ષે પ્લેગ થયેલા જ્યારે અમદાવાદમાં ફક્ત ૧૯૧૭માં જ પ્લેગ થયો હતો તે નોંધવા જેવું છે. ડાકટર આગળ લખે છે કે બીજાં શહેરોમાં મરણ પ્રમાણ ઘટતું જાય છે જ્યારે સુધરેલા શહેરનો ડોળ રાખનાર અમદાવાદમાં ક્ષયનો ફેલાવો વધે છે. આમાં શહેરીઓનો બહુ વાંક કાઢવા જેવો નથી, પરંતુ શહેરની બાંધણી એવી છે. રસ્તા પહોળા થઇ શકે એવા નથી. વધારામાં ગીચ વસ્તી, ગરીબાઇ, ધુમાડો, ધૂળ, ગંદકી, કેટલીક નાતોમાં બાળલગ્ન અને પડદાનો રિવાજ અને સુવાવડ ખાતાંની ખામીને લીધે ક્ષય વધે છે. મુંબાઈ ૨૦ વર્ષ ઉપર અમદાવાદ જેવું જ હતું તે હાલ સુધર્યું છે. તા. ૧૦–૧–૨૬ના પ્રજાબંધુમાં લખેલું છે કે Bombay that was hitherto known as a 'death trap' is fast becoming a healthy city while cities like Ahmedabad that were once known as Sanatorium are fast becoming death traps," ડૉકટરની વાત સાચી છે. એ કહે છે તેમ અમદાવાદની બાંધણીનો વાંક પણ છે.

ભુવનને બાગ વગેરેથી શોભાવી હાલની સગવડોથી કાંઇક આકર્ષણવાળું કરવાની જરૂર છે.

બાંધણી ગઇ સદીમાં અડધું શહેર ઉજ્જડ હતું ત્યારે સુધરી શકત. શહેરીઓને વાંકથી મુક્ત કરવા એ પણ એક રીતે ઠીક નથી. લોકોના રિવાજો એ મોટું કારણ છે. જે નાતોમાં રિવાજો સુધર્યા છે તેમાં જૂની કસરતોને બદલે નવી દાખલ થઈ નથી એ પણ કારણ છે.

## પ્રકરણ અઠ્યાવીસમું



# શહેર સુધારણા

## ( મ્યુનિસીપાલીટી )

શહેરની સુધારણા હાલ મ્યુનિસીપાલીટીના હાથમાં છે. શહેર સુધારણાની રીત પ્રાચીન સમયમાં કેવી હશે એ જાણી શકાયું નથી. શહેર સુધારણામાં શહેરના શરીર તથા જીવનની ઘણી વસ્તુઓ આવે છે. પરંતુ એમાં સ્વચ્છતા અને આરોગ્ય મુખ્ય છે. આ બાબતમાં હિંદુસ્તાન દુનિયાના સર્વ દેશોથી પછાત ગણાય છે એટલે ગૂજરાત ગણાય એમાં નવાઈ નથી. અંગત સ્વચ્છતા અને આરોગ્ય માટેના આપણા શાસ્ત્રોના પ્રાચીન નિયમોની આપણે ગમે તેટલી બડાઈ મારીએ, પણ એ નિયમો દુનિયાના બીજા આગળ વધેલા દેશોના આ ગુણોની પંક્તિમાં આપણને નથી લાવી શક્યા એ નિર્વિવાદ વાત છે. એટલે કોઈ ગામ કે શહેરના આખાયે જનસમુદાય માટે સુધારણાનો પ્રબંધ આપણે શી રીતે કર્યો હશે એની સમજણ પડવી મુશ્કેલ છે. પંચ અને મહાજનની મોટી સત્તા આપણા સમાજ ઉપર પ્રાચીન કાળથી હતી. એમની સખ્તાઇથી પંચ કે મહાજનની સત્તામાં રહેતા સર્વેને એમના નિયમો પાળવા પડતા, અને એ નિયમોના પાલન માટે જોઈતા પૈસા પંચ ઉઘરાવી શકતું. પોળનાં પંચોમાં આ બાબતનો કાંઈક ખ્યાલ આવી શકે. પોળને લગતું દરેક કામ લગભગ આજે મ્યુનિસીપાલીટી કરે છે તે પંચ કરતું. પણ જ્યાં પોળ ન હોય, કે એવું પંચ ન હોય ત્યાં સ્થિતિ ખરાબ હતી.

પ્રાચીન શહેર સુધારણા

એટલે મ્યુનિસીપાલીટીને મળતું કોઇ તત્ત્વ આપણા સમાજમાં હતું પણ તે વ્યવસ્થિત અને સર્વદેશી નહોતું.

કહે છે કે પાણી સ્વચ્છ રાખવા માટે ઝીણા કાયદા આપણા શાસ્ત્રકારોએ ઘડ્યા છે. મનુ યાજ્ઞવલ્કયાદિ સ્મૃતિઓમાં એવા ઉલ્લેખો છે. નહાવું ધોવું અને શરીર શુદ્ધિના બીજા નિયમો શાસ્ત્રકારોએ બરોબર ઘડેલા છે. પરંતુ કચરો કાઢવો અને તેને ક્યાં નાખવો તેની વ્યવસ્થા બાબત શાસ્ત્રોમાં કાંઈ નથી. મનુ વગેરેના કાળમાં લોક અરણ્ય–ક્ષેત્રાદિમાં છૂટા રહેતા હશે અને ગ્રામ–નગરાદિના નિવાસ નહિં જેવા જ હશે તેથી સ્મૃતિકારોને આ પ્રશ્ન નહિં ઉભો થયો હોય, કે આ માટે બીજું કાંઈ કારણ હશે એની ચર્ચામાં ઉતરવાનું આ સ્થળ નથી. મદ્રાસ મ્યુનિસીપાલીટીના એક વખતના ઉપપ્રમુખ અને ઇજનેર જે. એ. જોન્સે જીલ્લા મ્યુનિસીપાલીટીઓ ઉપર એક ઉત્તમ પુસ્તક લખ્યું છે. એમાં હિંદુસ્તાનના લોક વ્યક્તિની શુદ્ધિ માટે બહુ કાળજી રાખતા છતાં જનસમુદાયની શુદ્ધિ માટે બેદરકાર છે એવો આરોપ મુકેલો છે. તેથી આટલું લખવું પડે છે.[1]

હિંદુશાસ્ત્રોમાં ખાસ કરીને પાણીની શુદ્ધિ માટે બહુ લખેલું છે. પરંતુ હિંદુઓ પાણીની શુદ્ધિ પાણીના વાસણને બહારથી કોણ અડે છે એ તપાસવામાં જ સમજે છે. શાસ્ત્રોમાં નિષેધ કરેલાં બધાં આચરણો કરીને પીવાનાં શુદ્ધ પાણીને હિંદુઓ જેટલું બગાડે છે તેટલું બીજી કોઇ પ્રજા ભાગ્યેજ બગાડતી હશે. પાણી બગાડવામાં આમ બીજી રીતે ડાહ્યા એવા અમદાવાદે બહુ આગળ પડતો ભાગ લીધેલો છે. મી. જોન્સ કહે છે તેમ કચરાનો નિકાલ કરવાનું કદાચ દક્ષિણના લોક નહિં જાણતા હોય. અમદાવાદ–ગૂજરાતના લોક કચરાનો નિકાલ કરવાનું જાણતા હતા. એ નિકાલ કરવાની એમની રીત અસાધારણ અક્કલવાળી હતી. એથી કચરો બહાર દેખાતો નહિં. પણ હાલના વિજ્ઞાનને અભાવે કે બીજા કોઈ કારણથી અમદાવાદના લોક સમજતા નહોતા કે કચરાના નિકાલની આ રીત ભયંકર હતી, શહેરની આબોહવાને બગાડનાર હતી. કચરો કાઢવા જતાં અમદાવાદે અને

પાણીની શુદ્ધિ અને કચરાનો નિકાલ

[૧] જુઓ. A Manual for district and municipal Boards: By J. A. Jones pp. 163-164 & 47.

તેની પેઠે ગૂજરાતનાં ઘણાં શહેરોએ પીવાનું પાણી બગાડયું હતું. એ ઉપરાંત નદી તળાવ અને વાવમાં નહાવા ધોવાનું તથા કચરો નાંખવાનું બંધ નહોતું. એટલે કચરો નીકળ્યા છતાં જનસુખાકારી બેવડી બગડતી હતી. કચરો અને મેલાનો નિકાલ કરવાને ખાળકુવા કરવા જતાં અમદાવાદે શહેરના કુવા અને નદીનું પાણી બગાડયું હતું.

મ્યુનિસીપાલીટી ઘણાં કામ કરે છે. પરંતુ એનું મોટામાં મોટું કામ શહેરનું આરોગ્ય જાળવવાનું છે. કચરો તથા ગંદવાડ એ દરેક રીતે હવા, પાણી, તથા ખોરાકને બગાડનાર છે. મ્યુનિસીપાલીટી દવાખાનાં કાઢે, કે રસ્તા સુધરાવે અને છંટાવે, કે બાગબગીચા બનાવે પણ એ બધાનું મુખ્ય લક્ષ શહેરની સુખાકારી જાળવવાનું છે. હાલના જમાનાનાં સુધરેલાં કોઈ પણ સાધન નકામાં છે એમ કહેવાનું તાત્પર્ય નથી. ઉલટું હાલના જમાનામાં સર્વ સાધનોનો ઉપયોગ કરી સારામાં સારી સગવડ તથા સુખ મેળવવું એ જ સમાજનો પુરુષાર્થ છે. પરંતુ એક બાજુ વીજળીના દીવા સુંદર થાંભલા ઉપર હારબંધ ગોઠવ્યા, કે બાગમાં બેન્ડ વગડાવ્યું, અને બીજી બાજુ મરણ પ્રમાણ મોટું હોય, વારંવાર પ્લેગ આદિ ઉપદ્રવો દર્શન દેતા હોય તો બધું નકામું છે. એટલે મ્યુનિસીપાલીટીનું મુખ્ય કર્તવ્ય સર્વ અનર્થના મૂળરૂપ કચરો તથા ગંદવાડને કાઢી અનારોગ્ય સામે સતત લઢાઇ ચાલુ રાખવી એ જ છે.

મ્યુનિસીપાલીટીનું મુખ્ય કામ

શહેરની સામાન્ય સ્વચ્છતાની સમાજના માનસ ઉપર કેવી મોટી અસર થાય છે તે મી. જોન્સે જીલ્લા મ્યુનિસીપાલીટીના પોતાના પુસ્તકમાં લખેલા શબ્દોમાં જ જોઇએ:—

"Public morality also goes hand in hand with public cleanliness, as does vice with dirt. Familiarity with dirt is a powerful factor in debasing our morals. The constant presence of filth and the increasing difficulty of its removal blunts our senses of sight and smell. Common decency and self-respect are difficult to maintain in a surrounding of uncleanliness."

"Dirt has been described as matter in a wrong place. × × × It may be said that the main object for which district and municipal boards have been created is the removal of dirt.

× × × No better criterion of our work can be found than in a satisfactory death-rate; and so long as we fall short of such a rate, so long must we continuce to increase our effort to obtain it. The death rate must vary to some extant with locality, climate, and season; but a high average rate indubitably shows that there is something wrong, that dirt in some form is present, that *matter* is in the wrong place.

મ્યુનિસીપાલીટી જે કાર્યો કરે છે તેવાં કાર્યો કરનારી સંસ્થાઓ પણ દેશમાં હશે કે નહિં, કેટલા વખતથી હશે અને કેવી જાતની હશે એ વાત બાજુએ રાખી બ્રીટીશ અમલમાં થયેલી શહેરસુધરાઇ ખાતાંની પ્રગતિ જોઇએ.[2] આની નહિં જેવી કંઇક શરૂઆત ઇ. સ. ૧૭૯૨ માં થઇ છે. એ વર્ષમાં કલકત્તાના ગવર્નર જનરલને 'જસ્ટીસ ઓફ ધી પીસ' નીમવાની સત્તા પાર્લામેન્ટે આપી. પરંતુ એક મેજીસ્ટ્રેટની સત્તાવાળો સરકારી અમલદાર શહેરની સાધારણ બાબતો ઉપર નજર રાખે એ સિવાય આમાં બીજું કાંઈ થતું નહિં. ઓગણીસમી સદીની શરૂઆતમાં મેજીસ્ટ્રેટો જસ્ટીસ ઓફ ધી પીસ તરીકે શહેરની આંતરિક સ્થિતિની દેખરેખ રાખતા. એ સમયે મુંબાઇ જેવા શહેરમાં પણ લોકો ગમે ત્યારે રસ્તા રોકતા તથા રસ્તાની જમીન દબાવતા, તો અમદાવાનું શું પુછવું ? અમદાવાદમાં એ સદીનાં પહેલાં અઢાર વર્ષ તો મરેઠા રાજ્ય હતું. છેક ઇ. સ. ૧૮૩૬ સુધી આ વહીવટમાં અંધાધુંધી જ ચાલી હતી. ૧૮૩૬માં કોર્ટના ન્યાયાધિશોને પાર્લામેન્ટે આ બાબતની મુખ્ય સત્તા આપી. એ પહેલાંના કામ કરનારાઓને આ ડખલ ગમી નહિં. ઇ. સ. ૧૮૪૫ માં આ સ્થિતિ કાંઇક સુધરી. એ વખતે સાત માણસોની એક સભા નીમી. એમાં મુખ્ય મેજીસ્ટ્રેટ અને કલેક્ટર, પોતાના હોદ્દાની રૂઇએ બેસતા. બે પોલીસ મેજીસ્ટ્રેટ, બે યૂરોપીયિન અને ત્રણ દેશી જસ્ટીસ ઓફ ધી પીસ મળી સાતની સભા હતી. એને મ્યુનિસિપલ કોન્ઝરવંસી કહેતા. હાલના મ્યુનિસિપલ વહીવટની પહેલી ઝાંખી શરૂઆત આ વર્ષથી

હિંદમાં મ્યુનિસીપાલીટીની પ્રગતિ.

[૨] જુઓ. Rise and growth cf Bombay Municipal Government Chap. II By Sir D. E. Wachha.

(૧૮૪૫) થઇ છે એમ મુંબાઈ મ્યુનિસિપાલીટીનો ઇતિહાસ લખનાર સર દીનશાહ વાચ્છા લખે છે.[૩] આ સભાને મ્યુનિસિપલ ફંડનો જ વહીવટ કરવાનું હતું અને કર નાંખવાની સત્તા પણ હતી. એ ફંડમાંથી પોલીસનું ખર્ચ પણ કાઢવાનું હતું. આ જોતાં આ વહીવટમાં લોકોની ઇચ્છા જેવું કાંઇ પણ નહોતું એમ લાગે છે. મદ્રાસ અને કલકત્તાના મ્યુનિસીપલ વહીવટનો ઇતિહાસ પણ આટલો જ જૂનો છે. ત્યાં પણ શહેરસુધારણા માટે લોકોની ઇચ્છા જેવું આ શરૂઆતના સમયમાં હોય એવું જણાયું નથી. મદ્રાસમાં તો દેશી લોકો કર નાંખવાની વિરુદ્ધ હતા એમ કહેવાય છે.[૪] મ્યુનિસીપલ વહીવટ હાલની સ્થિતિએ તો છેક ૧૮૮૮ માં લોર્ડ રીપનનો સ્થાનિક સ્વરાજ્યનો કાયદો થયો ત્યાર પછી આવવો શરૂ થયો છે.

અમદાવાદના મ્યુનિસીપલ વહીવટના ઇતિહાસમાં જે કાંઇ નાની વિશેષતા છે તે બતાવવા મુંબાઇ વગેરે હિંદનાં મોટાં શહેરોના એ વહીવટના ઇતિહાસમાં ટુંકાણમાં ઉતરવું પડ્યું છે. શહેર સુધારણાનો વિચાર એ શહેરમાં ગમે તો ૧૭૯૨ થી થયો પણ જેને સુધારણાનું નામ આપી શકાય એવું કામ તથા શરૂઆત માત્ર ઈ. સ. ૧૮૪૫ માં થઈ એમ સર દીનશાહ વાચ્છાનું

[૩] એ જ પૃ. ૮: "Here may be discerned the first germ of the Municipal corporation of the Forties." [૪] જુઓ Imperial Gazetteer Vol. XVI p. 379: મદ્રાસ બ્રીટીશ અમલનું જૂનામાં જૂનું શહેર છે. ત્યાં ઇ. સ. ૧૭૬૮થી શહેરસુધારણા જોશીઆ ચાઇલ્ડ નામના ગવર્નરે દાખલ કરેલી. પણ એમાં જે થોડું કામ થતું તે યૂરોપીયનો જ કરતા. આવક બહુ ઓછી હતી, કારણ કે દેશી વસ્તી કોઇ પણ જાતનો કર આપવાની વિરુદ્ધ હતી. એટલે ત્યાં પણ આટલો વહેલો પ્રયત્ન છતાં ૧૭૯૨ થી મુંબાઈની પેઠે જ શરૂઆત થઈ હતી. કલકત્તામાં મૂળ પ્રયત્ન ઈ. સ. ૧૭૨૭ માં થયો છે. એ પણ યૂરોપિયનોએ કરેલો. પરંતુ ઈ. સ. ૧૭૮૦ માં વિલિયમ મેકિન્ટોશ નામના મુસાફરે કલકત્તાને આખી દુનિયામાં ગંદમાં ગંદુ શહેર કહેલું છે. ત્યાં પણ ખરી શરૂઆત મુંબાઈની પેઠે ૧૭૯૨ થી થઈ છે. પણ ગઇ સદીના પહેલા પાદમાં શહેર સુધારણા માટે પૈસા લોટરીથી ઉભા કરાતા. ઈ. સ. ૧૮૧૭ માં એક લોટરી કમીટી કરેલી એના હાથમાં વીસ વર્ષ સુધી શહેર સુધરાઇનો વહીવટ રહ્યો હતો. લોટરીનાં નાણાંમાંથી ૧૦ ટકા શહેર સુધારણામાં આવતા. (જુઓ ઈમ્પીરિયલ ગેઝેટીઅર Vol. IX p. 265) આ ઉપરથી જણાય છે કે કલકત્તામાં પણ શરૂઆતમાં શહેર સુધારણા માટે દેશી લોકોની ઈચ્છા નહિં હોય.

માનવું છે. અમદાવાદમાં આવી ઝાંખી શરૂઆત બહુ વિચિત્ર રીતે, વિચિત્ર સંજોગોમાં અને આ સમયથી જરા પહેલાં થઇ છે.

અમદાવાદની મ્યુનિસીપાલીટીનો ઇતિહાસ.

ઇ. સ. ૧૮૧૮ માં અમદાવાદ બ્રીટીશ સત્તામાં આવ્યું એટલે તે પછીની વાત જ અહીં જોવાની છે. એ વખતે શહેરનો કોટ ઘણી જગ્યાએથી ભાગી ગતો હતો. એનાં બાકાંમાંથી લૂંટારૂ ધાડપાડુ વગેરે શહેરમાં ગમે ત્યારે પેસતા. ઇ. સ. ૧૮૨૫માં કલેકટરે આ બાબત તરફ સરકારનું ધ્યાન દોર્યું. ઇ. સ. ૧૮૨૮ માં જીલ્લા ન્યાયાધીશે પણ આ બાબત દબાણ કાયમ રાખ્યું. એ પછી તુરત જ કલેકટર મી. એચ. બોરેડેલે શહેરના લોકોને આ આ પ્રશ્નમાં રસ લેતા કર્યા. લોકો આ સુધારણાનું મહત્ત્વ સમજ્યા અને કર નાંખવા સંમતિ આપી.[૫] આ ઉપરથી ૧૮૩૦ લગભગમાં ઘી, શાલ, અફીણ, વગેરેની આવક જાવક ઉપર કર નંખાયો, અને ઇ. સ. ૧૮૩૨ માં કોટ પુરો થયો.[૬] આ નાણાં ભેગાં કરવામા લોકોએ પોતાની રાજીખુશીથી રસ લીધો હતો. એમાં વેપારી વર્ગ અને બીજા ધંધાદારીઓની ખાસ સંમતિ હતી.[૭] આ ભંડોળનો વહીવટ કરનાર ચાર જણની મંડળીમાં કલેકટર, ન્યાયાધીશ અને બે દેશી ગૃહસ્થો હતા. કોટ પુરો થયા પછી કર બંધ કરવાનો સમય આવ્યો ત્યારે ( ઇ. સ. ૧૮૩૩ લગભગ ) લોકોએ જોયું કે ભંડોળનાં નાણાંનો સારો ઉપયોગ શહેરના લાભમાં થયો હતો. આ કારણથી લોકોએ કર ચાલુ રાખી એનાં નાણાં શહેરમાં સ્વચ્છતા, દીવા, છંટકાવ વગેરે સુધરાઇના કામ કરવામાં વાપરવાની સરકારને વિનંતિ કરી. આ ઉપરથી કર્નલ વોલ્ટર ડયુકેટ કહે છે કે પશ્ચિમ હિંદના આ ઇલાકામાં મ્યુનિસીપલ વહીવટની ઝાંખી પહેલવહેલી અમદાવાદમાં જ થઈ

[૫] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૬૮. " By the exertions of Mr. H. Borradail the Collector, much public interest was taken in the restoration of city wall, a tax on clarified butter was levied...." [૬] એ જ પૃ. ૨૬૮ અને પૃ. ૩૧૧. [૭] જુઓ A Report on the Water Supply and Sewerage of Ahmedabad ( 1885 ) by: Colonel Water M. Ducat R. E. p. 14. " A fund was voluntarily raised, by the merchants and traders of the city......"

એમ માની શકાય.[૮] આ ઉપરથી લાગે છે કે દેશી વસ્તીની સંમતિ તથા રાજીખુશીથી, અને વહીવટમાં એમના સહકારથી શહેર સુધરાઇનો પ્રબંધ અમદાવાદમાં સર્વથી પહેલો થયો હશે એમ માનીએ તો વાંધા જેવું નથી. મુંબાઈમાં વહેલો શરૂ થએલો પણ કંઇક આવી રીતનો ૧૮૪૫ થી થયો. બીજાં શહેરોમાં પણ લોકની સંમતિ અને સહકાર આટલાં વહેલાં મળ્યાં હશે કે નહિ એ જણાયું નથી. અમદાવાદના મ્યુનિસીપલ વહીવટના ઇતિહાસમાં આ બીના મહત્ત્વની અને ગૌરવવાળી છે.

અમદાવાદ ગેઝેટીઅર ઈ. સ. ૧૮૭૮ માં લખાયું તે પણ જણાવે છે કે મ્યુનિસીપલ કામકાજને માટે જોઇતી નાણાંની આવક અમદાવાદમાં પચાસ વર્ષથી હતી.[૯] ઉપર જણાવ્યું તેમ ઈ. સ. ૧૮૫૮ સુધી એ નાણાંનો ઉપયોગ શહેર સુધારણામાં થયો. મ્યુનિસીપાલીટી નામવાળી જૂદી સંસ્થા ૧૮૫૮ માં થઇ, અને ઇ. સ. ૧૮૭૨ માં કાયદા પ્રમાણે એને શહેરની મ્યુનિસીપાલીટી

[૮] એજ પૃ. ૧૪. This fund, known as the 'City Walls restoration find' was administered by a committee, consisting of the Judge, the Collector, and two selected Native Members. When the city walls were put in an efficient state of defence, it was found that the funds placed at the disposal of the Committee of Management had been so satisfactorily expended, that the subscribers to the city Wall restoration fund determind to continue their subscriptions, to form a fund for the General Management and Improvement of the city; *and this is, probably, the earliest effort of organised Municipal self Government in the Western Presidency.*" આ લખનાર કર્નલ ટયુકેટ ૧૮૮૫ માં મુંબાઈ સરકારના કન્સલ્ટીંગ સેનીટરી એન્જીનિયર હતા. આ ઉપરથી મુંબાઈમાં આ જાતનો મ્યુનિસીપલ પ્રયત્ન ૧૮૮૫ માં થયો છે તે જોતાં અમદાવાદનો પ્રયત્ન જૂનો કહેવાય, અને આ ટૂંકા ઇતિહાસ મુંબઈ મદ્રાસ અને કલકત્તાના મ્યુનિસીપલ પ્રયત્નોમાં એનું સ્થાન નોખું પાડે છે. અમદાવાદમાં પણ શહેર સુધારણાના પ્રબંધોમાં કેટલાક અજ્ઞાન શહેરીઓએ વિઘ્નો નાંખ્યાં છે. પણ સમજુ વર્ગ અસલથી સુધારાઈની તરફેણમાં હતો. પ્રજાનો એક વર્ગ તો ગમે તેવા સારા કરની સામે પણ પડે છે એવું આગળ વધેલા દેશોમાં પણ બન્યું છે. [૯] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૩૧૧. For about fifty years Ahme-

( City Municipality ) બનાવવામાં આવી. એ વખતે શહેરના કોટની અંદરના ભાગ ઉપરાંત રેલ્વેપરૂં તથા સરસપુરનો ભાગ પણ મ્યુનિસીપલ હદમાં ગણાવા લાગ્યો. ઈ. સ. ૧૮૮૮ ના સ્થાનિક સ્વરાજ્યના કાયદા પછી ચુંટણીના કેટલાક વધારે હક મળ્યા પણ પ્રેસીડેન્ટની નીમણુંક સરકાર તરફથી થતી. પ્રેસીડેન્ટની પણ ચુંટણી સભાસદો જ કરે એ હક જ્યારથી મળ્યા ત્યારથી મ્યુનિસીપાલીટીના બંધારણમાં થોડા ફેરફાર થયા છે.

અમદાવાદ મ્યુનિસીપાલીટી શું શું કામ કરે છે, એનો વહીવટ કેવો છે, એની આવકજાવક કેવી છે એ બધું હાલના સમયને લગતું છે. એટલે બહુ જ ટુંકામાં એ સંબંધી લખવું ઠીક છે.

સારૂં ચોખ્ખું પાણી પુરૂં પાડવું એ મ્યુનિસીપાલીટીની પહેલી ફરજ છે. અમદાવાદનું પાણી દરેક રીતે બગડેલું હતું એ આગળ જોયું છે. ઈ. સ. ૧૮૪૭ માં 'કોટ ફંડ'નો વહીવટ કરનારી સભા તથા કલેક્ટર મી. ફ્રેસેટે શહેરને પાણી પુરૂં પાડવાનો વિચાર કર્યો. એને પરિણામે ખાનજહાન દરવાજા આગળ બાવન ફીટ ઉંચો બુરજ કરીને એના ઉપર ટાંકી કરીને નદીમાંથી પાણી ખેંચવા માંડ્યું. આ પાણીને ચારકોલ વગેરેથી ગાળીને શુદ્ધ કરતા, છતાં બરાબર સ્વચ્છ થતું નહિં. કેન્ટોનમેન્ટ છોડયા પછી નદીનું પાણી ઘણું જ ગંદુ થતું હતું અને શહેરની સપાટીનો ઢાળ પણ ખાનજહાન દરવાજા બાજુ હોવાથી કેટલીકવાર ખાળકુવાના પાણીને લીધે આવતી ખારાશની અસર એ બાજુની નદી સુધી થતી. આ કારણથી પાણી પુરૂં પાડવાની આ ગોઠવણ નકામી હતી. પાણીને શહેરમાં મોટા માટીના નળ નાંખી એને મુખ્ય લત્તાઓમાં ચણેલા મોટા બંબામાં લઈ જઈ લોકના ઉપયોગ માટે આપતા. રા. મગનલાલ લખે છે કે પાણી લઈ જવાના આવા નળની સગવડ પાદશાહી સમયથી હતી. રા. મગનલાલ આ નળ થયા તે સમયે જ લખે છે એટલે એ વાત ખરી હોય. પણ આ પાણીનો જથો શહેરની વસ્તીને માટે એટલો તો થોડો હતો કે એક માણસ દીઠ એક દીવસમાં એક ગેલન પણ મળતું નહિં. આ સમય પછી પાણી માટે બીજા પણ ઘણા

પાણી

dabad has had a revenue available for municiple purposes. First levied about 1833 for repair of the town walls...'

વિચાર મ્યુનિસીપાલીટીએ કર્યા પણ એકે વિચાર અમલમાં આવ્યો નહિ. ઇ. સ. ૧૮૭૪માં ફરગ્યુસને પાણી પુરૂં પાડવા માટે એક સૂચના કરી. એ પછી થોડે થોડે વખતે હેથરલી, બેરિડેલ, પોટિંજર, રેનોલ્ડ, ડોઇગ, અને ઇ. સ. ૧૮૮૫માં રણછોડલાલ છોટાલાલે જૂદી જૂદી સૂચના અને ખર્ચના અડસટ્ટા કર્યા. પણ એકનો યે અમલ થયો નહિ. ઇશાન ખૂણામાં અમદાવાદથી દસ માઇલ ઉપર આવેલા રાયપુર ગામ આગળથી ખારી નદીમાંથી, મલીક શાબાંના તળાવમાંથી, શાહીબાગ આગળથી એમ અનેક જગ્યાએથી પાણી ખેંચીને લાવવાનું ધરાયું. પાણીને શહેરમાં શી રીતે પહોંચાડવું એ માટે પણ જૂદી જૂદી ગોઠવણીની સૂચના થઇ. છેવટે ઈ. સ. ૧૮૮૫ પછી કર્નલ ડયુકેટે દુધેશ્વર આગળ પાણી ખેંચી શહેરમાં પુરૂં પાડવાની કરેલી સૂચનાનો અમલ થયો. એ રીતે શહેરને હાલ સાબરમતી નદીનું ચોખ્ખું પાણી મળે છે. નદીમાં જે ગંદવાડ આગળ થતો તે હવે થતો નથી, અને અમદાવાદનું પાણી હાલ એકંદરે સારૂં ગણાય છે. ગઇ સદીની શરૂઆત સુધી, જ્યારે શહેરની વસ્તી હાલ છે એટલી નહોતી વધી ત્યારે, અમદાવાદના પાણીનું સુખ ઇલાકામાં સર્વથી સારૂં ગણાતું. પાણી આખો દીવસ આવતું, ત્રણ માળ સુધી ચઢતું, અને પાણીનો કર પ્રમાણમાં બીજાં શહેરો કરતાં ઓછો હતો. આ સદીનો પહેલો દસકો પુરો થતાં પાણીની તાણ પડવા માંડી. આ તાણ એટલી પડી કે શહેરમાં ઘણાખરા ઉંચા લત્તાઓમાં લોકે જમીનમાં ખાડા ખોદી નળ લીધા. આવા ખાડામાં પણ પાણી થોડો વખત જ આવતું. લગભગ બારેક વર્ષ સુધી અમદાવાદમાં પાણીનું જેટલું સુખ હતું તેટલું જ દુઃખ થયું. હાલ મ્યુનિસીપાલીટીએ કેટલોક પ્રયત્ન કર્યા પછી બે એક વર્ષથી જરા સુખ થયું છે પણ પહેલાં જેવું સુખ નથી એમ લોકો માને છે. કહેવાય છે કે પાણીના નળ શહેરમાં નંખાતા હતા ત્યારે કેટલાક અજ્ઞાન લોક રણછોડભાઇની સામા થયેલા.

મેલા પાણીના નિકાલ માટે અમદાવાદમાં પ્રાચીન સમયથી ખાળકુવાની યોજના હતી. આ યોજના ઘણી જ અક્કલવાળી હતી અને એથી શહેર ઉપર ઉપરથી તો બહુ જ ચોખ્ખું દેખાતું એમ કહેવાય છે. પરંતુ ખાળકુવાથી શહેરની આબોહવાને ઘણું જ નુકશાન થયું છે. ખાળકુવો ઘરની બાજુમાં કે ઘરની નીચે ઉંડો તળીઆ વગરનો ખાડો કરીને એનું મોંહો ચણી લઇને બનાવે છે. એ મોંહો ઉપરથી બંધ કરી લે છે. ઘરની બધી ખાળો એકઠી થઇને એક મુખ્ય ખાળ

મારફતે ખાળકુવામાં જાય છે. એ ખાળ ઓટલા આગળથી નીચા થઇને ખાળકુવામાં જાય છે તે જગ્યાએ ઓટલામાં એક ખુલ્લું મોઢું બાકું રાખવામાં આવે છે. ચોમાસામાં આ બાકામાંથી ખાળકુવાનો નીચલો રસ્તો બંધ કરી દઇને ઘરનું પાણી બહાર કાઢી નાંખવામાં આવે છે. આ બાકાને લીધે ખાળકુવાની ખરાબ હવા ઘરમાં ઓછી જતાં બહાર નીકળે છે. પણ આ બાકાની યોજના એ કારણથી થઈ નથી; ચોમાસામાં ખાળકુવો બંધ કરી પાણી બહાર કાઢવા માટે થઈ છે એમ ઇજનેરોનું માનવું છે. આ ખાળકુવા વીસ કે ત્રીસ વર્ષે ઉઘડાવીને સાફ કરાવવા પડતા. છેક ગઈ સદીની શરૂઆત સુધી, ગટરો નહોતી આવી એવા લત્તાઓમાં, પાણી ઢોળતાં ખાળકુવો ઉભરાઈ ન જાય એ બાબત ઘરનો મુખ્ય માણસ હમેશ ટોકતો, એ અમદાવાદમાં ઘણાને યાદ હશે. ખાળકુવા પૈસાવાળા લોકો જ કરાવી શકતા. સાધારણ માણસો બારણા બહાર કુંડી રાખી એમાં પાણી કાઢતા. કેટલાક-ઘણે ભાગે જૈન લોકો-મેલું પાણી છૂટું ફેંકતા. ફરજિયાત ગટર થવાથી આ બધું બંધ થઈ ગયું. પણ ગટર હજી શહેરના અર્ધ ભાગમાં જ આવેલી છે. અર્ધ ભાગ હજી ગંદો છે. ગટરનું પાણી જમાલપુર દરવાજે યંત્રથી ખેંચીને શાકભાજી ઉગાડવાના કામમાં લેવાય છે. બાદશાહી સમયમાં ખાનગી લોકોને માટે તો કુંડી અને ખાળકુવા જ હશે. પરંતુ શહેરનું પાણી જવા માટે ત્રણ કે ચાર જગ્યાએ નાની નહેરો જેવું કર્યું હોય એમ જણાય છે. એ બધું પાણી નદીમાં જતું હશે. ભદ્ર અને કારંજની મોરીઓની મરામતના ઉલ્લેખો મીરાતે અહમદીમાં છે.

ખાળકુવા-
ગટર

મેલું ( night soil ) ઉપાડી કોઇ જગ્યાએ નાંખવા માટે કોઈ સગવડ નહિ હોય એમ જણાય છે. આપણા દેશમાં ખુલ્લા મેદાન કે જંગલમાં શૌચ માટે જવાનો રિવાજ પ્રાચીન કાળથી છે એથી આવી સગવડ કરવાનું નહિ વિચાર્યું હોય. અમદાવાદમાં સાધન સંપન્ન લોકોનાં ઘરમાં ખાળકુવાની જાતનાં ડટણકુવાનાં જાજરૂ હતાં, અને એમાં વરસ દહાડે એક વાર મીઠું નંખાતું. હાલના જેવા બ્હોરવાનાં જાજરૂ પહેલાં હતાં કે બ્રીટીશ સમય પછી થયાં તે જાણી શકાતું નથી. ગઇ સદીના છેલ્લા પાદમાં શહેરમાં ખાનગી જાજરૂ ઉપરાંત લોકોને માટે મોટાં ચૌદ જાજરૂ શહેરમાં અને દસ શહેર બહાર

જાજરૂ
કચરાપેટીઓ

મળી ૨૪ વાડા હતા. એ ઉપરાંત શાહપુર, જમાલપુર, અને દરિયાપુર દરવાજા બહાર તથા એક સરસપુર પાસે એમ ચાર ખેતરો જાહેર ઉપયોગ માટે રાખવામાં આવ્યાં હતાં. પોળોમાં ખાનગી જાજરૂ કોઇક જ રાખતા. પોળનું પંચ એક મોટું જાજરૂ કરાવતું અને એને સાફ રાખવાની વ્યવસ્થા કરતું. હવે પંચનાં જાજરૂનો ઉપયોગ ઓછો થતો જાય છે. દરિયાપુર, રાયપુર તથા જમાલપુર દરવાજા બહાર એક એક માઇલ છેટે મેલું નાંખવાની જગ્યાઓ રાખી હતી, અને એનો ઉપયોગ ખાતર માટે વેચવામાં થતો હતો. હાલ બાગે ફિરદોશની જગ્યાએ આ કચરો નાંખવાની ગોઠવણ છે. શહેરમાંથી બળદની ટ્રામથી કચરો ઉપાડી જઈ 'બાગફરદોશડીપો'માં લઇ જાય છે. શહેરમાં ગટર સાથે જોડેલાં જાજરૂ ઘણાં થોડાં છે. પાણી બરોબર પુરૂં પડે તો એવાં જાજરૂ વધે. આ કારણથી મ્યુનિસીપાલીટી નવી ઢબનાં જાજરૂ કરવાનું ફરજિયાત કરી શકતી નથી.

બીજો કચરો નાંખવા માટે પહેલાં કોઇ ખાસ સગવડ હોય એમ જણાયું નથી. પોળોનાં પંચો કદાચ પોળો સાફ રાખવાની વ્યવસ્થા કરતાં હશે. હાલ કચરો નાંખવા માટે કેટલીક જગ્યાઓએ કચરાપેટીઓ કરી છે. પરંતુ કચરો ઉપાડી જવા માટે પુરતું સાધન ન હોવાથી કચરાપેટીઓ આજુબાજુનાં ઘરોને ઉલટી હરકતરૂપ થઇ પડે છે. કચરો ગમે ત્યાં નાંખવાની અને ઘણી વખત બારીએથી નીચે ફેંકવાની આપણી રીત માટે પણ મ્યુનિસીપાલીટીએ સખ્ત પગલાં લેવાની જરૂર છે. ગયા વર્ષમાં ડૉ. હરિપ્રસાદે અમદાવાદ શહેરનો કચરો કાઢયો હતો એ વાત જાણીતી છે. પણ જમાનાઓથી પડેલી ટેવ એમ એક માણસની મહેનતથી જાય તેમ નથી. 'સેનીટરી રાઉન્ડ'થી પણ કાંઇ વળે તેમ નથી. કચરો કાઢવા માટે મ્યુનિસીપાલીટી કાંઇક ખર્ચ વધારે તે કરતાં પણ લોકોમાં સ્વચ્છતાની ભાવના વધે એ માટેની કેળવણીનો પ્રચાર કરવાની અગત્ય વધારે છે.

લોકોના આરોગ્ય માટેની સગવડો, દવાખાનાં, તથા રોગ ચાલે તે વખતે લેવાના ઉપાયો, જન્મમરણની નોંધ અને એને લગતી બીજી સર્વ વસ્તુઓ માટે મ્યુનિસીપાલીટીમાં જૂદું આરોગ્ય ખાતું છે. આ બાબત આગળ વર્ણન થઇ ગયું છે. અમદાવાદનું મરણ પ્રમાણ ઘટાડવાને માટે મ્યુનિસીપાલીટી જે કરે તે ઓછું છે. છતાં પણ લોકોની ટેવો અને સામાજિક કુચાલો સુધારવાની અગત્ય પણ ઓછી નથી. આરોગ્ય બગાડનારાં કારણો શોધી એમાંથી બની

શકે તેટલાં દૂર કરવા માટે લોકના વિરોધની દરકાર રાખ્યા વગર જો મ્યુનિસીપાલીટી સખ્ત પગલાં લે, અને તે પ્રમાણે ન ચાલનારને સજા પણ કરે તો એવાં કારણોથી આરોગ્ય બગડવાનો ભય ઓછો થાય. એમ કરવા જતાં પહેલાં મ્યુનિસીપાલીટીએ પોતે આરોગ્યવર્ધક સગવડો કરવામાં ઉદાર થવું પડે. એક જ દાખલો લઇએ. ગાય ભેંશોના તબેલા શહેરમાં છે તેને શહેર બહાર કાઢવા માટે સખ્ત ઉપાય કરવા જોઇએ. રખડતાં ઢોરને ડબામાં પુરી દંડ માત્ર કરવાથી જ આ કામ થતું નથી. પણ ઢોરને શહેર બહાર રાખવાની અને લોકને સારૂં સસ્તું દૂધ વખતસર મળવાની બધી સગવડો મ્યુનિસીપાલીટીએ કરી આપવી જોઇએ, અને પછી જો અમલ ન થાય તો જ નિયમ ભંગ કરનારને સજા કરવી જોઇએ. અમદાવાદ જેવડા શહેરમાં ઢોરોના તબેલા ઘરોની નીચે કે ગીચ વસ્તીમાં હોવાથી જે ગંદકી થાય તે ઉપરાંત ભારે અવરજવરવાળા રસ્તાઓમાં પણ ઢોર છુટથી ફરે એ હરકત ઓછી નથી. આવા દાખલા બીજી ઘણી બાબતોમાં પણ આપી શકાય. જમાલપુર સુધારણામાં વસ્તી થતી નથી. તેમાં એક બાજુ પર ઢોરના તબેલા કરી શકાય.

આરોગ્યવર્ધક ઉપાયો

રસ્તા કરવા, એને સાફ રાખવા, એના ઉપર પાણીનો છંટકાવ કરવો તથા દીવા કરવા એ પણ મ્યુનિસીપાલીટીની એક ખાસ ફરજ છે. અમદાવાદના રસ્તા ગઈ સદી કરતાં તો હાલ સારા જ છે. પરંતુ જે પ્રમાણમાં ગઈ સદી સાથે સરખાવતાં વસ્તી તથા અવરજવર વધી છે તે પ્રમાણમાં રસ્તા વધારે સંખ્યામાં,[૧૦] સારા, પહોળા તથા સ્વચ્છ થયા નથી. આગળ જોયું તેમ પોળો અને ગીચ વસ્તીને લીધે પોળો તોડીને રસ્તા કે ચોગાન કરવાનું કામ મ્યુનિસીપાલીટીના ગજા કરતાં વધારે મોંઘું છે. મોટી રકમનું દેવું કરીને જો રસ્તા સુધારાય કે નવા કરાય તો જ રસ્તા સુધરે. પણ એ કરતાં

રસ્તા અને સગવડ

[૧૦] ઇ. સ. ૧૮૭૮ માં શહેરમાં ગલીઓ મળીને ૫૦ માઈલના રસ્તા હતા એમાં ફક્ત ૨૮ માઈલ જેટલા રસ્તા ગાડી ચાલી શકે તેટલા પહોળા હતા. લગભગ ૨૦ માઈલ ઉપર સાધારણ નદીનો કાંકરો નાખીને સડકો કરી હતી. 'મેટલ'ની સડક ભાગ્યે જ કોઇ જગ્યાએ હતી. ૨૨ માઇલના રસ્તાઓ ઉપર માસિક એહજારને ખર્ચે

બીજાં વધારે ઉપયોગી કામોમાં ખર્ચ કરવાનાં હોવાથી રસ્તામાં ખર્ચ થઈ શકતું નથી. એટલે શહેર બહાર વસ્તી વધારવી, એમ કરવામાં લોકને જે સગવડો જોઈએ તે વિના વિલંબે કરી આપવી, આવજાનાં સાધનો વધારવાં, અને સહકારી મંડળીઓને મદદ કરવી એટલું કામ મ્યુનિસીપાલીટી સારી રીતે કરી શકે. લોકોને ગીચ વસ્તીમાંથી બહાર જઈને વસવાના ફાયદા સમજાવી શહેર સુધારણાની જૂદી જૂદી રચનાઓમાં રસ લેતા કરવા એ પણ મ્યુનિસીપાલીટી કરી શકે. હાલ શહેર બહાર વસ્તી વધારવા માટે સુધારણાની જે ગોઠવણો કરવા ધારી છે તેને જેમ બને તેમ વધારે આકર્ષક અને સગવડ વાળી કરવાથી જ એ સફળ થાય. પરંતુ મ્યુનિસીપાલીટી કરતાં મુંબાઈના સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ જેવું એકાદ સુધારણા મંડળ અમદાવાદમાં થાય, મ્યુનિસીપાલીટી અને ખાસ કરીને સરકાર એ મંડળ સાથે બરોબર સહકાર કરીને એને મદદ કરે, તો જ અમદાવાદના રસ્તા અને પરાં સુધરે, અને આખું શહેર સુધરે.

ઉપરનાં કારણોથી જ શહેરનાં અવરજવરનાં સાધનો પુરતાં નથી. રસ્તા ખરાબ હોવા ઉપરાંત અમદાવાદી સ્વભાવનો પણ એમાં કાંઈક વાંક છે એટલે અમદાવાદમાં ટ્રામ વગેરે થાય તો એકદમ તો પોષાય નહિં. હાલ જે મોટરના ખટારા ચાલે છે તે તો ચાર પાંચ વર્ષમાં જ થયેલી સગવડ છે. મોટરો રીચીરોડ થઈને સ્ટેશનથી ભદ્ર સુધી ચાલે છે. બીજા રસ્તા મોટર ખટારાની અવરજવર માટે સાંકડા છે. એટલે ટ્રામ તો અમદાવાદમાં થાય જ ક્યાંથી. હાલ સ્ટેશનેથી ભદ્રમાં એક આનામાં જવાય છે. પરંતુ એ સીવાય શહેરના કોઈ પણ ભાગમાં જવા માટે સસ્તું સાધન જ નથી. ગાડીઓ સાધારણ લોકને માટે મોંઘી કહેવાય.

પાણી દીવસમાં બે વાર છંટાતું. રૂ. ૧૫૦૦ ને ખર્ચે ૧૪૨૦ ઘાસતેલનાં ફાનસો રાખ્યાં હતાં અને ૧૧ આગ હોલવવાના બંબા હતા. માણેક દરવાજાથી આસ્તોડીઆ સુધીનો રસ્તો–એલીફંટરોડ, ચાલીસ ફીટ પહોળો, રૂ. ૧૩૭૦૦૦)ને ખર્ચે તૈયાર થયો હતો. પણ એ રસ્તા ઉપર વસ્તી છેક ઓછી હતી અને રસ્તાની બન્ને બાજુ ઘર બંધાવાની શરૂઆત થઇ હતી એમ ગેઝેટીઅરનો કર્તા લખે છે. આ વખતે રીચી રોડનો કેટલોક ભાગ થયો હતો પણ ત્રણ દરવાજાના રસ્તા સાથે એનું જોડાણ થયું નહોતું. એટલે પચાસ વર્ષના ગાળામાં મ્યુનિસીપાલીટીએ બે મોટા રસ્તા અને એક રાયપુર ચકલેથી ખાડીઆનો નાનો રસ્તો કર્યો એટલું જ કામ રસ્તા માટે કર્યું છે.



૩૯ શાહઆલમના રોજાનાં મકાનો: વિહંગદર્શન (મથાળે) મીનારાની ટોચેથી રોજાનું દૃશ્ય;
(ડાબી બાજુએ) રોજાને લગતાં મકાનો તથા મીનારાનં દૃશ્ય.



૪૦ રાણી રૂપમતીની મસ્જિદ

શાહીબાગ, કાંકરિયા, ચંડોળા, ગૂજરાત કૉલેજ, સત્યાગ્રહાશ્રમ, સરખેજ વગેરે જગ્યાએ સસ્તું આવજાનું સાધન હોય તો લોકને ઘણી સગવડ પડે. પરંતુ એવાં સાધન કરનાર ખાનગી માણસોને એમાં પુરતી પેદાશ થાય કે નહિ એનો ડર રહે છે. એટલે અમદાવાદી સ્વભાવ એવા સાહસિક માણસોની આડે આવે છે. અમદાવાદનાં સિઘરામ હવેના જમાનામાં બહુ જૂનાં લાગે છે. બહેરામજી મલબારી સિઘરામમાં બેસવા માટે 'ઘલાવું' (thrust ourselves into a shighram) શબ્દ વાપરે છે એ બરોબર છે. આ સદીની શરૂઆત સુધી સ્ત્રીઓને બહાર જવું હોય તો સિઘરામના પડદા બંધ કરીને નીકળે એ જમાનો હવે ગયો છે. પરંતુ ઘરની કે ભાડાની ગાડી કે મોટર તો સાધનવાળા માણસોની વાત છે. સમુદાય માટે અવરજવરનાં સારાં સાધનની અમદાવાદ જેવા શહેરમાં ખાસ જરૂર છે. આવાં સાધનોના અભાવથી જ ઘરનાંને સારી હવામાં બહાર ફરવા જવું ગમતું નથી. 'હવા ખાઈ આવી પાછા આવતાં શહેરમાં ધૂળ અને ધૂણી જ ખાવાની.' એવું બોલતાં ઘણા જણને ઘણાએ સાંભળ્યા હશે.

હાલની અવરજવર પ્રમાણે મુંબાઇના જેવા ડામર નાંખેલા પાકા રસ્તા કરવાની જરૂર પણ ઘણી છે. હાલ બનતા મેટલના રસ્તા મરામત થયા પછી બે ત્રણ મહિનામાં જ ખાડા પડીને બગડી જાય છે, ઉનાળો-શિયાળો ધૂળ ઉડે છે, અને ચોમાસામાં કાં તો કાદવ થાય છે કે કાં તો પથરા ખીલાની પેઠે નીકળે છે. આ રસ્તાનો અનુભવ અમદાવાદના દરેક શહેરીને છે. ગાડીઓ તથા મોટરોની આવરદા પણ આવા રસ્તાથી ઓછી થાય છે. છતાં સારા એસ્ફાલ્ટ રસ્તા કરવાનું મ્યુનિસીપાલીટી હજી સુધી નક્કી કરતી નથી એ દીલગીરીની વાત છે. સાંજે રીચીરોડ ઉપરથી પસાર થતાં ધૂળનો જે અનુભવ થાય છે, અને ધૂળની જવનિકા ફુવારા ત્રણ દરવાજા તથા ભદ્રની વચ્ચે આવી ગયેલી રોજ દેખાય છે, તે દરેક શહેરીને શરમાવે તેવું છે. રીચીરોડ ઉપર આખો દીવસ બેસી રહેનારા દુકાનદારોના આરોગ્યની શી દશા થતી હશે એનો ખ્યાલ સરખોયે 'અમારે મુંબઈ જેવા રસ્તા નથી જોઇતા, એવા રસ્તાની ખાતર કર વધારાય નહિં' એવું એવું બોલનારા શહેરના કેટલાક આગળ પડતા લોકને ક્યાંથી આવે? અમદાવાદમાં ચકલે ચકલે બજારો હતાં અને આજે પણ સાધારણ પ્રમાણમાં છે. પરંતુ મોટા શહેરના પ્રમાણમાં મ્યુનિસીપાલીટી

બજાર બંધાવે એ જરૂરનું છે. આજ સુધીમાં દાણાના બજાર માટે દાણાપીઠ, અને શાક માટે શાકબજાર એમ બે બજાર કાંઈક ઠીક બંધાવ્યાં છે. છતાં મુંબાઈની ક્રાફર્ડ કે કલકત્તાની ન્યુ માર્કેટની માફક બધી વસ્તુઓ મળે એવા એક બજારની ખામી છે. સસ્તી ચીજ મેળવવા માટે ચીજ જ્યાં બનતી હોય ત્યાં જાય એવો અમદાવાદીનો પુરાણો સ્વભાવ હોવાથી આવું બજાર નભે નહિ એમ કદાચ મ્યુનિસીપાલીટીએ ધાર્યું હોય. પરંતુ અમદાવાદી સ્વભાવમાં હવે થોડો થોડો ફેર પડવા માંડ્યો છે. બાગને માટે મ્યુનિસીપાલીટીનો પ્રયત્ન એક વખત અનેક બગીચાથી મશહૂર એવા અમદાવાદ જેવા શહેરને શોભે તેવો હજી સુધી થયો નથી.

હાલના રાજકીય સુધારા પછી મ્યુનિસીપાલીટીના હક્કોમાં કેટલાક સુધારા થયા છે. એને પ્રેસીડન્ટ પસંદ કરવાની તથા ચીફ ઑફીસર નીમવાની સત્તા મળી છે. કુલ ૬૦ સભાસદો બેસે છે. એમાં બાર સરકાર તરફથી અને બાર મુસલમાનો તરફથી છે. બાકીના ૩૬ સભાસદો જુદા જુદા જીલ્લાઓમાંથી ચુંટાય છે. ઈ. સ. ૧૮૮૮ના કાયદા પછી પહેલા પ્રેસીડેન્ટ રા. બ. રણછોડલાલ

**વહીવટ**

છોટાલાલ પહેલા પ્રમુખ થયા. એ પહેલાંનો અમદાવાદ મ્યુનિસીપાલીટીનો સારો વહીવટ જોઇને મુંબાઇ પછી આ ઇલાકામાં દેશી પ્રમુખ નીમવાનું માન અમદાવાદને પહેલવહેલું મળ્યું. એ પ્રતિભાશાળી પુરુષે એ સમયમાં વિચિત્ર વિરોધી તત્ત્વો સામે ટક્કર ઝીલીને ઘણા સુધારા કર્યા. પોતે અન્ય વ્યવસાયોથી ઘેરાયલા છતાં મ્યુનીસીપાલીટીનું કામ કેવળ સેવાભાવથી જ અંતકરણપૂર્વક અને ઘણી કાળજી તથા શ્રમથી કર્યું છે એમ એ સમયના એમના તુમારો તથા પત્ર વ્યવહારથી જણાય છે. અમદાવાદને સારા શહેરની પંક્તિમાં લાવવા માટે અમદાવાદના એ મહાન શહેરીએ જે પ્રયત્નો કર્યા છે તે અમદાવાદ આજે પણ અનુભવી રહ્યું છે. એ સમયમાં શહેર સુધારાના જ્ઞાનવાળો કોઇ જાણીતો યૂરોપીય ગૃહસ્થ આવે તો રણછોડલાલ એની સલાહ અને મુલાકાત લીધા વગર રહેતા નહિ. એમના પ્રયત્નથી શરૂઆતથી જ અમદાવાદ મ્યુનિસીપાલીટી આ ઇલાકામાં એક ઉત્તમ મ્યુનિસીપાલીટી તરીકે ગણાઇ છે. એ બાબતની નોંધ ઇ. સ. ૧૮૯૦માં સર સર–વિલિયમ હંટરે લીધી છે.[૧૧] એ જ સમયની લગભગમાં

[૧૧] જુઓ Bombay 1185–1890 By Sir W. Hunter: p. 438.

આવી ગયેલા મી. જેમ્સ સેમ્યુઅલસન નામના બેરીસ્ટર ગૃહસ્થ અમદાવાદમાં આવેલા. એ વખતે રણછોડભાઈ મ્યુનિસીપાલીટીના પ્રમુખ હતા. એ લખે છે કે પ્રમુખ કેટલાક દેશી સભ્યો અને દાક્તરોની ૨૫ માણસોની મંડળીને લઈને આરોગ્ય, તથા સામાજિક વગેરે પ્રશ્નો પુછવા તથા સલાહ લેવા આવ્યા હતા.[૧૨] "And I soon found that, as in many old fationed places in England, there is a reforming party and a "muck party" here. Both parties were ably represented at our interview and were anxious to hear about sanitation in England, and to secure from my own opinions advocacy for their respective theories. × × × In regard to sanitation and municipal mamagement, I am bound to say that they are watching us with considerable attention, and are exceedingly anxious to profit by our experience." રણછોડભાઈએ મ્યુનિસીપલ વહીવટ પાછળ આટલી મહેનત કરી તે સાથે એ સમયના કેટલાક લોકો તથા કેટલાંક છાપાંનો વિરોધ પણ સહન કરીને કામ પાર પાડ્યું. એમના પછી મ્યુનિસીપાટીમાં એમના જેવી સેવાબુદ્ધિથી કામ કરનાર એકલા શ્રીયુત વલ્લભભાઈ પટેલ જ પ્રમુખ તરીકે થયા છે. અમદાવાદ મ્યુનિસીપાલીટીમાં કેવળ કર્તવ્ય બુદ્ધિથી સભાસદો કેટલા થતા હશે એ તો એનું કાર્ય જોવાથી

જીલ્લાકાની મ્યુનિસીપાલીટીઓ વિશે લખે છે કેઃ–"Ahmedabad, for instance, is particularly well administered, and has under-taken two expensive schemes for drainage and water supply." [૧૨] જુઓ India Past and Present, By James Samuelson; p. 302. આ ગ્રંથકાર સૌથી પહેલી મ્યુનિસીપાલીટી કલકત્તામાં ૧૮૬૩ માં થઇ એમ લખે છે. એમાં કાંઇક સમજફેર હશે. મુંબઈમાં ૧૮૪૫ માં ( સુધરેલી રીતે ) અને અમદાવાદમાં ૧૮૫૮ માં થઇ છે. એટલે કલકત્તામાં પણ ચાલુ વહીવટમાં કાંઇ ફેર ૧૮૬૩ માં પડ્યો હશે. આ જર ગૃહસ્થ અમદાવાદમાં આવ્યા ત્યારે મ્યુનિસીપલ મીટીંગમાં પણ ગયા હતા અને ત્યાં કોંગ્રેસ ( એ સમયની લગભગમાં શરૂ થયેલી ) તરફ દીલસોજી બતાવનારના હાથ ઉંચા કરાવ્યા હતા. એમાં સરકારી નોકરી કરનાર એક ગૃહસ્થ સીવાય બધાએ રાષ્ટ્રીય કોંગ્રેસ તરફ સહાનુભૂતિના હાથ ઉંચા કર્યા હતા. હાથ ઉંચો ન કરનારે પોતે સહાનુભૂતિનો છે પણ હાથ ઉંચો કરી બંધાવું નથી એમ કહ્યું હતું. અમદાવાદની રાષ્ટ્રભાવનાનું એ સમયનું આમાં કાંઈક ભાન થાય છે. ( પૃ. ૩૨૬ ).

જણાય તેમ છે. જો સભાસદો યશના લોભને બદલે શહેરની સેવાભાવની ફરજથી પ્રેરાઇને સભાસદ થાય તો અમદાવાદની સુધારણા ઉત્તમ રીતે થાય. અમદાવાદી સમતોલપણું અને વ્યવહારકુશળતાથી મ્યુનિસિપાલીટીનો વહીવટ આજે સરકાર પણ વખાણે છે. એ સાથે કર્તવ્યબુદ્ધિ મળે અને યશનો લોભ માત્ર ઓછો થાય તો ગૂજરાતના પાટનગરની સર્વદેશી પ્રગતિને અમાપ વેગ મળે.

શહેરકોટની એક સાધારણ સભા જ્યારે સુધરાઇનું કામ કરતી ત્યારે તો શહેરમાં આવતા તથા શહેરમાં થઇને જતા માલ ઉપર જકાત સિવાય એને બીજી આવક નહિ હોય. ઇ. સ. ૧૮૫૮ માં મ્યુનિસિપાલીટીએ બરોબર ગોઠવાઇને કામ કરવા માંડયું. ઈ. ૧૮૭૭–૭૮ માં કેટલાક બીજા કર વધ્યા હતા પણ તે બધા લોકને ભરવા પડે તેવા નહોતા. પણ એ સમયે મ્યુનિસિપાલીટી એની બધીએ ફરજો થોડી થોડી બજાવતી હતી, જો કે એ બધાં ખાતાં પાછળ એનું ખર્ચ બહુ ઓછું હતું. ઈ. સ. ૧૮૭૭–૭૮ માં મ્યુનિસિપાલીટીની કુલ આવક રૂા. ૨૨૫૪૫૦)ની હતી અને જૂદાં જૂદાં લોકોપયોગી ખાતાં પાછળ ખર્ચ રૂા. ૨૬૭૯૮૦) હતું. એ વખતે માથા દીઠ કર રૂા. ૧–૧૪–૧૦ આવતો હતો.[૧૩]

આજ આ વાતને ૫૦ વર્ષ થયાં છે. મ્યુનિસીપાલીટીના હક, એની આવક અને કામ બધુંયે વધ્યું છે. હાલ એને ખર્ચ કરવાનાં ખાતાં કુલ ૪૫ છે. ૫૦ વર્ષ પહેલાં માત્ર ૧૪ હતાં. આજનાં આ ૪૫ ખાતાંમાં કેટલાંક કામનાં અને કેટલાંક નામનાં છે. હાલ મ્યુનિસિપાલીટીની આવક રૂા. ૨૫૦૦૦૦૦) ગણાય

[૧૩] જુઓ અમદાવાદ ગેઝેટીઅર. પૃ. ૩૧૨. ઇ. સ. ૧૮૭૭–૭૮ નું મ્યુનિસીપાલીટીનું સરવૈયું આમાં લખેલું છે કે ઇ. સ. ૧૮૫૮ થી ૧૮૭૮ સુધી મ્યુનિસીપાલીટીએ રસ્તા પાછળ રૂા. ૪૧૨૯૦૦) પૂલ પાછળ રૂા. ૧૧૦૩૭૦) પાણી પુરૂં પાડવા પાછળ રૂા. ૩૧૨૦૦), દવાખાનાં પાછળ રૂા. ૨૮૬૭૦), અને આરોગ્યનાં બીજાં કાર્યો પાછળ રૂા. ૧૮૬૫૦) ખર્ચ કર્યું હતું.

રસ્તાઓમાં એલીફંટરોડ ઉપરાંત સારંગપુરથી કાળુપુરના રસ્તા પાછળ રૂા. ૪૧૨૫૦); જોરડનરોડ પાછળ રૂા. ૨૧૧૦૦); મીરઝાંપુર રસ્તા પાછળ રૂા. ૨૦૫૦૦) પાંચકુવાથી રંગપોળ સુધીના રસ્તાના રૂા. ૧૯૯૧૦); અને ખાસબજારના રસ્તા પાછળ રૂા. ૧૪૭૯૦) ખર્ચ કર્યાં હતા. આ રસ્તામાં કેટલાક નવા કરેલા રસ્તા હતા, અને કેટલાક સમરાવ્યા હશે. નવા કરેલા રસ્તા માટે સ્પષ્ટ ઉલ્લેખ ગેઝેટીઅરમાં નથી.

છે. ખર્ચ પણ એટલું જ થાય છે, અને કોઈ વાર વધે પણ છે. આ આવક સીધી કરમાંથી આવે છે. એ સિવાયની બીજી આવક ગણીએ તો વધારે થાય.

આવક

એટલે હાલ મ્યુનિસીપલ વહીવટ એક સાધારણ રાજ્ય જેટલો છે. ૧૯૨૭-૨૮ના બજેટ પ્રમાણે ધારેલી આવકમાં મુખ્ય ટર્મીનલ ટેક્સથી રૂા. ૬૪૦૦૦, પાણીના કરના ભાડાની આંકણી મુજબ અને મીટરની માપણીથી, રૂ. ૧૨૫૦૭૦૦); જનાવર તથા ગાડીઓ ઉપરના કરથી, રૂા. ૧૧૦૦૦૦): આરોગ્ય માટેના બીજા કરોથી રૂા. ૨૦૩૦૦૦); ગટરના ટેક્સથી રૂા. ૨૯૦૧૬૦); આમાં બીજા નાના પરચુરણ ટેક્સ મળી ઇ. સ. ૧૯૨૭-૨૮ના બજેટમાં મ્યુનિસીપાલીટીએ રૂા. ૨૫૦૦૫૧૦)ની આવકનો અડસટ્ટો કર્યો હતો. એ સીવાય બીજાં વ્યાજ તથા પરચુરણ ભાડાં વગેરેની આવક પણ આશરે ત્રણેક લાખ જણાય છે.

ખર્ચમાં વહીવટના ખર્ચ પાછળ રૂા. ૩૨૬૯૩૫)નો અંદાજ થયો હતો: આગ હોલવવાના બંબા પાછળ રૂા. ૮૯૧૫૦); શહેરમાં દીવા કરવા પાછળ રૂા.૨૨૬૬૯૫): ખર્ચમાં રૂા. ૧૭૧૪૪૯૫)ની મોટી રકમ

ખર્ચ

લોકોની તંદુરસ્તી અને સગવડ માટે કાઢવામાં આવી હતી. એમાં પાણી પુરૂં પાડવાનું ખર્ચ, ગટરખાતાનું ખર્ચ, શહેર, રસ્તા, બજાર વગેરે સાફ રાખવાનું, તથા રસ્તા છાંટવાનું ખર્ચ, બજારો કતલખાનાં, દવાખાનાં, બગીચા વગેરે ઘણી બાબતોનાં ખર્ચનો સમાવેશ થાય છે. એ બધાની વીગતમાં ઉતરવા જતાં વિસ્તાર બહુ વધે. ઇમારતો અને નગર રચના (ટાઉન પ્લેનીંગ ) માટેનાં ખર્ચોનો પણ સમાવેશ આ રકમમાં થાય છે. સાર્વજનિક કેળવણી પાછળ રૂા. ૭૬૫૨૩૬)નો અડસટ્ટો કરવામાં આવ્યો હતો. બીજાં વ્યાજ તથા સીંકીંગ ફંડ વગેરેમાં ખર્ચેલી રકમ જુદી.[૧૪]

આ પ્રમાણે મ્યુનિસીપાલીટીની સાધારણ આવક જાવક છે. પચાસ વર્ષમાં કેટલો ફેર પડયો છે તે આ ઉપરથી જોઈ શકાશે. હાલ માથાદીઠ કરનું પ્રમાણ રૂા. ૮) લગભગ છે. એટલે ઇ. ૧૮૭૭-૭૮ની સાલ સાથે સરખાવતાં

[૧૪] વીગત માટે જુઓ ઈ. સ. ૧૯૨૭-૨૮નું મ્યુનિસીપલ બજેટ.

આવક જ્યારે આશરે બારગણી વધી છે. ત્યારે કરનું પ્રમાણ ચારગણું વધ્યું છે. કર ન વધે અને શહેર સુધરે, અગર તો બીજાં મોટાં શહેરોની પેઠે ગોજશોખનાં સાધન વધારવાની અમદાવાદને જરૂર નથી, અગર શહેર શોભાયમાન કરવાની પણ જરૂર નથી આમ કહેવું સહેલું છે. ગમે તે રસ્તો લેવાય, કે ગમે તે કર નંખાય પણ શહેરનું આરોગ્ય આજે છેક ખરાબ છે, મરણ પ્રમાણ અસાધારણ મોટું છે, અને શહેર અસાધારણ ગંદુ છે, એ તો સર્વ કબુલ કરશે. આટલી વસ્તુઓ સુધારવી એ તો મ્યુનિસીપાલીટીની પહેલી ફરજ છે. મ્યુનિસીપાલીટી નકામાં ખર્ચ નથી કરતી એમ લોકોને ખાત્રી થાય તો આ હરકતો દૂર કરવા માટે કરનો બોજો વધારવાની વિરુદ્ધ પડવું એ તો એ હરકતોને હમેશ પાળવા જેવું છે. અમદાવાદના શહેરીઓએ આ અગત્ય સમજવાની જરૂર છે. રજાઓ, અરજીઓ તથા બીજાં લોકોપયોગી કામોમાં વિલંબ અગર કોઇ વાર મિથ્યા વાદવિવાદ થાય છે તેને બદલે ત્વરાથી કામ લેવાય તો લોકોને સગવડ વધારે મળે, અને મ્યુનિસીપાલીટીનું માન પણ લોકોમાં વધે.



## પ્રકરણ ઓગણત્રીસમું



## અમદાવાદનો જનસમાજ

અમદાવાદમાં જન ઉદ્યોગી કોડીલા કસરની સાથે રે
વિવેકીને વળી પરગજુ પણ તન મન ધન ત્રણ વાતે રે-

—નવલરામ—

આ રીતે અમદાવાદનો સામાજિક ઇતિહાસ આખા ગૂજરાતના સામાજિક ઇતિહાસ સાથે સંકળાયલો છે. ગૂજરાતી સમાજની સ્થિતિ એ જ અમદાવાદના સમાજની સ્થિતિ છે.-ગૂજરાતી સમાજની વિશિષ્ટતાઓ અને દોષો છે. અમદાવાદ સ્થપાયું ત્યારથી તે આજ સુધી ગૂજરાતનું પાટનગર રહ્યું છે એટલે ગૂજરાતી સમાજનું અને એના શિષ્ટાચારનું એ કેન્દ્ર હોઈ શકે, અને અમદાવાદ ઉપરથી ગૂજરાતી સમાજનું ધોરણ નક્કી થઇ શકે. એટલે અમદાવાદની સામાજિક પરિસ્થિતિના ઇતિહાસને ખરો ન્યાય તો આખા ગૂજરાતનો સામાજિક ઇતિહાસ લખાય ત્યારે જ મળે. પરંતુ જેમ બારે ગાઉએ બોલી બદલાય છે અને ભાષા તો એની એ જ હોય છે તેમ આખાયે પ્રાંતની સંસ્કારિતા સમાન હોવા છતાં અમદાવાદમાં કાંઈ વિશિષ્ટતા હોય. સાધારણ સામાજિક સ્થિતિનો સમયવિભાગ પ્રમાણે ઐતિહાસિક ખ્યાલ આપી એ વિશિષ્ટતા બતાવવાનો જ અહીં હેતુ છે.

એક અમદાવાદી કવિએ સંસ્કૃતમાં દુર્ઘટ કાવ્ય નામનું એક ઘણું જ ટુંકું અને અર્થ કરવામાં નામ પ્રમાણે દુર્ઘટ એવું એક ભાષાચિત્ર કાવ્ય લખ્યું છે. કાવ્ય શબ્દો ઉપરથી જાણે ગૂજરાતી હોય એમ લાગી આવે છે પણ ગૂજ-

રાતીમાં એનો કાંઇ જ અર્થ થતો નથી, અને સંસ્કૃતમાં બરોબર અર્થ બેસે છે. એ કાવ્યમાં કવિએ 'અમદાવાદ' શબ્દ વાપર્યો છે.[1] એનો અર્થ ખરી રીતે 'અમદાવાદ શહેર' એવો નથી થતો પણ 'જેનામાં મદ અને વાદ નથી એવો પુરુષ' એવો અર્થ થાય છે. અમદાવાદ શબ્દનો આ અર્થ આપણે બરોબર તપાસીએ તો અમદાવાદને બરોબર બંધ બેસે છે અને અમદાવાદના સામાજિક જીવનની એ કુંચી છે, એ એની વિશિષ્ટતા છે.

**અમદાવાદી**

અમદાવાદમાં મદ નથી. પોતાની આર્થિક સ્થિતિનો એને ગર્વ નથી; એનો નીશો પણ અમદાવાદને ચઢેલો નથી, અને એ નીશાથી થતા બીજા અવગુણો પણ અમદાવાદમાં નથી. પોતાનામાં જે છે તેનો એણે કદી દેખાવ કર્યો નથી. અમદાવાદમાં એક રીતે ઘણું છે તે છતાં હિંદુસ્તાનમાં આજ સુધી—આ સદીના પહેલા દશક સુધી—એની બહુ ગણત્રી નહોતી તેનું કારણ પણ એનો આ મદહીનતાનો ગુણ જ છે. અમદાવાદમાં વાદ–તકરારી સ્વભાવ–પણ નથી. તકરાર ન કરવી અને તકરારનું શાંતિથી સમાધાન કરવું એ તો અમદાવાદનો ખાસ ગુણ છે. અમદાવાદી ન છુટકે જ કોઇની સાથે લઢે છે. કુશલ સમાધાન–શાંત પતાવટ એ અમદાવાદનો વિશિષ્ટ ગુણ છે. અમદાવાદમાં કદી કોઈ વાતનો ઉચ્છેદ થયો નથી. સમાધાન ઘણી વાતોનાં થયાં છે. અમદાવાદ એટલે શાંતિ, સમાધાન, રચનાત્મકતા. ઘણાંયે વિરોધી તત્ત્વોનાં અમદાવાદે સમાધાન સાધ્યાં છે. હિંદુ અને મુસલમાનનું સમાધાન એ બન્નેનાં સ્થાપત્યોની પેઠે એમનાં જીવનમાં પણ અમદાવાદે સાધ્યું છે; એ આ વાતનું મોટું ઉદાહરણ છે. અમદાવાદના સમાજે ધર્મમાં, વ્યવહારમાં, રાજપ્રકરણમાં, વેપારાદિમાં આ એક

[1] गायकालीचरिखातिपलदः कालियाधरः । अमदावादना गोरा वाणिआ भातिभातिना ॥ આ દુર્ઘટ કાવ્ય ઘણું જ ટુંકું છે. એમાં બધા શ્લોકો લગભગ આવા જ છે. શબ્દો ગૂજરાતી જેવા જણાય છે છતાં અર્થ સંસ્કૃતમાં જ થાય છે. કવિએ જ એના ઉપર ટીકા રચેલી છે. એ ટીકા વગર શ્લોક સમજાય એવા નથી. अमद અને अवाद નો સમાસ કરી એવા ગુણવાળો ना એટલે પુરુષ એવો अमदावादना એ શબ્દનો અર્થ થાય છે.

ગુણને લીધે પોતાનું વ્યક્તિત્વ જાળવ્યું છે. પોતાના ઝઘડા બહાર જવા દીધા નથી, પોતે જ પતવ્યા છે. બીજાના પતવવામાં પણ ભાગ લીધો છે.

અમદાવાદી ડાહ્યો. ગણત્રીબાજ, ( calculative ) મહેનતુ અને કરકસરીઓ છે. અમદાવાદી કોઇ વાતમાં વગર વિચાર્યું સાહસ નહિ કરે. વિચાર ચારે બાજુથી કરશે. દરેક વસ્તુના લાભાલાભની ગણત્રી કરીને જ હાથમાં લેશે. અમદાવાદી જાતમહેનત માટે જાણીતો છે. ડાહી કરકસર પણ અમદાવાદીને સારી આવડે છે. આ ગુણો ઘણે ભાગે દરેક ગૂજરાતીના છે; પણ એમાં સ્થળ પ્રમાણે થોડો ઘણો ફેર પડે છે. સુરત, કાઠીઆવાડ, અને અમદાવાદના માણસોના આ ગુણો સરખાવ્યાથી આ સમજાશે. આ ચારે ગુણો અમદાવાદના વેપારી જીવનને લગતા છે, એટલે યોગ્ય સ્થળે એનાં ઉદાહરણો આવશે.

એક વખત કલકત્તામાં એક મોટા મારવાડી ( બીકાનેરી ) આશામી સાથે સુરતનો માલ ઉપાડવા સંબંધી મારે ઝગડો પડયો હતો. તકરારમાં એ મારવાડી ગૃહસ્થે મને કહ્યું કે " દસ અમદાવાદી બરોબર એક ખંભાતી, અને દસ ખંભાતી બરોબર એક બીકાનેરી, માટે તમે એમ ધારતા હશો કે હું અમદાવાદી છું તો તો સામો હું પણ બીકાનેરી છું. માટે તકરારમાં સાર નથી." તકરારને અંતે એ ગૃહસ્થે કડદો આપવો કબુલ્યો અને અમારે સમાધાન થયું. હું અમદાવાદી, ખંભાતી, અને બીકાનેરીના ભેદ ઉપર વિચાર કરતો ઘેર ગયો. આ કહેવત તકરારી સ્વભાવમાં અમદાવાદી પણ આવે છે એમ બતાવે છે. પરંતુ એ સાથે અમદાવાદીનું સ્થાન તકરારી તરીકે કયાં છે એ પણ આથી સ્પષ્ટ થાય છે.

ગુણ અને અવગુણ

અમદાવાદની કરકસર કેટલીક વાર કંજુસાઇમાં બદલાય છે. અમદાવાદના અવગુણોમાં આ એક અવગુણ છે. આ કારણથી અમદાવાદના લોક જીવનનો આનંદ અનુભવી શકતા નથી એવો આરોપ એમને માથે આવે છે, અને તે કેટલેક અંશે ખરો છે. અમદાવાદીઓ પહેલાં શોખીન–જીવનનો આનંદ ભોગવનારા હશે એમ માનવાને કારણ છે. પરંતુ અમદાવાદના ઇતિહાસમાં દોઢ સદી ( ઈ. સ. ૧૭૦૦ થી ૧૮૫૦ ) એવી ગઈ કે સારા કે ખોટા બન્ને અર્થમાં અમદાવાદના જન્મસિદ્ધ ડહાપણે શોખનો ત્યાગ કર્યો. સારા

અર્થમાં શોખ એટલે જીવનનો શુદ્ધ આનંદ. અશુદ્ધ આનંદમાંથી બચવા માટે શુદ્ધ આનંદ ઉપર પણ સમાજ પ્રતિબંધ મૂકે એવું બને છે. અમદાવાદે એવા પ્રતિબંધ મુકયા અને પરિણામે ગીતવાદન, નર્તન વગેરે હલકા શોખ ગણાવા લાગ્યા. શિષ્ટ સમાજ એનો ત્યાગ કરતો ગયો. સાથે સાથે ચિત્રકલાનો પણ નાશ થતો ગયો. ધર્મભાવના મૂળમાં જ હતી તેને વધારે રૂઢ કરી. એકનો ત્યાગ કર્યો અને બીજાનો અતિરેક કર્યો. એટલે એક ખોયું અને બીજું બહુ થવાથી બગડયું. પરિણામે શોખ અને આનંદ સારી વસ્તુઓમાં પણ જતો રહ્યો અને ધાર્મિકતા ઘેલછાની હદ સુધી વધી. આ સ્થિતિ છેક વીસમી સદીનાં પહેલાં પંદરેક વર્ષ સુધી ચાલુ રહી. અમદાવાદની કોઈ નીશાળમાં સંગીતાદિ શીખવાય નહિં. સ્ત્રીઓ તો તાળીઓ પાડીને બોલવાનાં ભજન સીવાય બીજું કાંઈ પણ સંગીત શીખી જ ન શકે. ગાવું વગાડવું હલકા માણસોનું કામ ગણાઇ ગયું હતું. રાજદરબારમાં નાચનારીઓ ગાયન ગાતી અને ધનવાનો પોતાને ત્યાં પ્રસંગે એવાં નાચ ગાન કરાવતા. જુના સમયમાં આ રીત હતી છતાં પણ શુદ્ધ સંગીતને ઘરોમાં સ્થાન હતું. અઢારમી સદી આવતાં એ જતું રહ્યું. નાચગાન કરાવવાં પણ બંધ થયાં. હલકાં નાચ ગાનનાં ખરાબ પરિણામમાંથી બચવા અમદાવાદ એટલું સખત થયું કે જે શહેરમાં યૂરોપી પરદેશીઓ નાચગાન જોઇ ગયા તે શહેરમાં આજે ઉત્તમ નાચગાન કરનાર એક પણ નથી. આ સફાઇમાં અમદાવાદનું તો શુદ્ધ સંગીત પણ ભેગું બંધ થયું એ સીવાય કાંઇ ખાસ ગેરફાયદો નથી થયો. અમદાવાદનું નૈતિક વાતાવરણ પ્રમાણમાં બીજાં શહેરો કરતાં શુદ્ધ રહ્યું છે. ખોટા વિલાસ પેઠા નથી. શુદ્ધ સંગીત તો લોકો હવે સમજે છે તેમ આવતું જાય છે. શુદ્ધ સંગીતનો આ ઉદ્ધાર કોઇ ગૂજરાતીએ નહિં પણ દક્ષિણના પ્રસિદ્ધ સંગીતાચાર્ય વિષ્ણુશાસ્ત્રી પલુસકરે કર્યો એમ કહી શકાય.

શહેર હોય ત્યાં અનાચાર હોય જ. અમદાવાદમાં જૂના વખતમાં પતિત સ્ત્રીઓ રસ્તા ઉપર બેસતી અને એવું અટકાવવાને બાદશાહી ફરમાન આવેલું. અમદાવાદના સમાજે જે સફાઈ આદરી તેમાં આ કુચાલ પણ બંધ પડયો. અમદાવાદની વસ્તીના પ્રમાણમાં આજ બીજાં શહેરો કરતાં આ અનાચાર ઓછો છે–ઘણો ઓછો છે એમ કહેવાય છે. અમદાવાદનો સમાજ સારી વસ્તીમાં આવો અનાચાર ખમી શકતો નથી. અનાચારીનું ઘર જાહેર રીતે તો

વસ્તીમાં રખાય જ નહિ પણ ખાનગીયે લોકોને ખબર પડે તો તેને તરત કાઢી મુકતા. સમાજે પોતે તો નીતિ સાચવવા સબળ પ્રયત્નો કર્યા કર્યા છે. ઘર ભાડે આપવું હોય તો પણ ભાડે લેવા આવનાર વ્યક્તિ કોણ છે કેવી છે એવી બધી પુછપરછ કરીને સંતોષ થાય તો જ આપે. વાંઢા પુરુષોને પાડોશમાં રેહેવા દેતાં અચકાય. આ બધી સખ્તાઇને પરિણામે અમદાવાદમાં અનાચાર બહુ વધ્યો નહિં અને ખાસ દેખાઈ આવે એવી રીતે, બીજાં શહેરોમાં છે તેમ, આજ સુધી પણ વધ્યો નથી.[2] આવી જ રીતે દારૂનાં પીઠાં પણ સમાજ વસ્તીમાં સહન કરી શકતો નથી.

કોઇ વખતને અનુસરીને જે જે પ્રતિબંધ કરવામાં આવે છે તેના ફાયદા સાથે ગેરફાયદા પણ થાય છે. અમદાવાદમાંથી નિર્દોષ આનંદ અને શુદ્ધ શોખની ભાવના ઉડી ગઈ એ સારૂં કરવા જતાં ખોટું થયાનો દાખલો છે. પણ દરેક સમાજમાં થોડે ઘણે અંશે એવું બને છે. વખત જતાં અમુક પ્રતિબંધ શા માટે મુકાયા હતા એ પણ સમાજ વિચારતો નથી. અનેક વર્ષોની ટેવથી કેટલીક વસ્તુઓ સમાજના સ્વભાવમાં બંધાઇ જાય છે. આગળ જણાવેલી સખ્તાઈથી અમદાવાદને સુધરેલા શહેરનાં આનંદનાં સાધનો રચવાનું મન પણ થતું નથી. કેટલીક વસ્તુઓ ખાલી શોખ નથી પણ સમાજને જરૂરની

શુદ્ધ આનંદનો અભાવ

[૨] અમદાવાદમાં કુટ્ટણખાનાંનો અનાચાર દેખીતી રીતે નથી અને એથી બીજાં શહેરની સરખામણીમાં એનું વ્યક્તિત્વ જુદું પડે છે. પરંતુ આ બાબત કાંઇ પણ મત બાંધવા માટે પુરતાં સાધન કે બીજાં શહેરોમાં જે આંકડા અને માહિતી હોય છે તે અમદાવાદમાં હોય એમ લાગતું નથી. અમદાવાદના અધિકારીઓ આ બાબતમાં ઉદાસીનતા બતાવતા લાગે છે. આ બાબત મેં એક બે દાક્તરોને પુછેલી. એમનો અભિપ્રાય એવો થયો–કે અમદાવાદમાં ખુલ્લો અનાચાર તો નથી પણ પ્રમાણમાં ખાનગી કુટ્ટણખાનાં બહુ છે. ખુલ્લા અનાચાર ઉપર કાયદો લાગે અને એને વ્યવસ્થિત રાખવા ઉપાય થાય પણ ખાનગીમાં એવું ન થાય. એટલે આ ખાનગી અનાચાર વધારે ભયંકર છે. અમદાવાદનો સમાજ અનાચારીને પાડોશમાંથી કાઢે છે. પણ પાડોશમાંથી જાય એટલે કર્તવ્ય પુરૂં થયું સમજે છે. અનાચારીનાં કૃત્યો ઉઘાડાં પાડી અધિકારીઓનું ધ્યાન ખેંચી એક જગ્યાએથી જઇ બીજી જગ્યાએ પણ એ ન વસી શકે એવું કરવાની સમાજને દરકાર નથી. પરંતુ આ બાબતમાં આંકડાના આધારની જરૂર છે.

વસ્તુ છે એમ પણ લોકો ભૂલી જાય છે. એવા શોખોમાં ખાલી પૈસાનો વ્યય ન કરવો, બીજાં ઘણાં સારાં કામ છે, એવું બહાનું આગળ લાવે છે. અમારે બાગબગીચા નથી જોઇતા, અમારે મુંબાઈ જેવા રસ્તા નથી જોઈતા, અમારે સંગ્રહસ્થાનો–મ્યુઝિયમો નથી જોઇતાં એમ કેટલાક કેળવાયલા અમદાવાદીઓ પણ આજે બોલે છે. બાગબગીચા અને સારા રસ્તાની અમદાવાદના લોકજીવનને કેટલી જરૂર છે એ અમદાવાદમાં જન્મીને મોટો થયેલો અમદાવાદી, ધૂળ અને તાપના અનુભવ વાળો અમદાવાદી પણ ન સમજે તે આશ્ચર્યકારક નથી ? જમાનાઓથી દૃઢ થઇ ગએલી સમાજની વિચિત્ર મનોદશાનું એ ફળ છે. આ મનોદશાએ શુદ્ધ અને જીવન ઉન્નત કરનારી રમતો તરફ પણ સમાજને અણગમો ઉપજાવ્યો છે. ત્રણ લાખની વસ્તીવાળા, હિંદુસ્તાનમાં પહેલી પંક્તિમાં ગણાતાં પાંચ સાત નગરોમાં જેનું સ્થાન છે, એવા આ ગૂજરાતના પાટનગરમાં એક પણ સારો બાગ નથી, એક પણ રમતગમતનું સ્થળ કે મેદાન નથી, એક પણ મ્યુઝિયમ નથી કે કલાનું સંગ્રહસ્થાન નથી કે મધ્યસ્થ પુસ્તકાલય નથી એ ઓછી દીલગીરીની વાત છે !

વિચિત્ર સુધરેલા શહેરને ન છાજે એવી આ મનોદશા ઉત્પન્ન થવાનું એક બીજું પણ કારણ છે. અમદાવાદમાં ધન કમાવાનો ઉન્માદ થયેલો છે.

કુબેર પૂજા.

પૈસો પેદા કરવો એ દરેકની ફરજ છે. પણ અમદાવાદમાં ગાંડપણની હદ સુધી એ વાત વધી ગઇ છે. વાણીઆ વગેરે વેપારી વર્ગમાં રાત દિવસ પૈસાનું જ રટણ થવા માંડ્યું. વેપાર કરનારો, વેપારમાં પડેલો, કે વેપારીને ત્યાં રહેલો કોઇ પણ વેપાર સિવાય, જ્ઞાનની, કલાની, રમતની કે એવી બીજી કાંઇ વાત માત્ર પણ કરે તો એ માણસ વેપારને લાયક નથી એમ ગણાઇ જાય. વેપારી આગળ વેપાર સિવાય બીજી વાત થાય નહિ અને બીજી વાત એ સાંભળે પણ નહિ. યુરોપીઅન લોકો આજે ગૂજરાતીઓ કે અમદાવાદીઓ કરતાં સારો વેપાર કરે છે અને સાથે જીવનના દરેક આનંદ ભોગવે છે. વેપારને વખતે વેપાર અને બીજે વખતે બીજું. જમાનાની ટેવથી આપણો સ્વભાવ જ એવો થઇ ગયો છે કે આ વાત આપણે ગળે ઉતરતી નથી. કોઈ કહેશે કે અમદાવાદ તો લક્ષ્મીની ઉપાસના કરે છે. પણ એમ માનવામાં ભૂલ થશે. અમદાવાદ કમળ ઉપર ઉભેલી ચાર હાથવાળી લક્ષ્મીના ચિત્રની ભલે કંકુના છાંટા નાંખી બાહ્ય

પૂજા કરતું હોય. પણ ખરી રીતે એ લક્ષ્મીની પૂજા નથી પણ કુબેરની પૂજા છે. લક્ષ્મી ધનની દૈવીસંપત્તિની અધિષ્ઠાત્રી દેવતા છે. કુબેર ધનની આસુરી સંપત્તિનો અધિષ્ઠાતા દેવ છે. લક્ષ્મીની સાથે સૌંદર્ય અને આનંદ જોડાયલાં છે. કુબેરની સાથે જડતા જોડાયલી છે. અમદાવાદીઓના વ્યવસાયમાં જ્યાં સુધી સૌંદર્ય અને આનંદનો અભાવ છે ત્યાં સુધી એ લક્ષ્મીની ઉપાસના કરતા નથી પણ હલકી કુબેર પૂજા કરે છે. લક્ષ્મીની ઉપાસના એ દોષ નથી. એથી માણસની ઉન્નતિ થાય છે. કુબેરની પુજાથી જડતા વધે છે. અમદાવાદમાં આ સ્થિતિનું પરિવર્તન સહેજ સહેજ થવા લાગ્યું છે એ આશાજનક છે.

અમદાવાદની વસ્તીમાં આજે હિંદુ વધારે છે. અઢારમી સદીમાં મુસલમાન વધારે હતા. મુસલમાની મહારાજ્યના પાટનગરમાં મુસલમાનની વસ્તી વધારે હોય એ સંભવે. આગળના મુસાફરો ઉપરાંત ગઇ સદીમાં અમદાવાદ ઉપર ટોડ, બ્રીગ્ઝ, ફોર્બ્સ, હોપ, અને ફરગ્યુસન લખી ગયા છે. આ બધામાં સર ટી. સી. હોપે અમદાવાદ માટે ખાસ તપાસ કરીને લખ્યું છે, અને એમની પછીના લખનારાઓ એમનો લગભગ આધાર જ લે છે. હોપ પહેલાં ગૂજરાતીમાં રા. મગનલાલ વખતચંદે લખ્યું છે એટલે રા. મગનલાલના વખતની ચાલતી વાતોમાં અને હોપે લખેલી વાતોમાં બહુ ફેર નથી. બન્નેએ બનતાં સુધી લોકોને પુછીને વધારે લખ્યું હોય એમ લાગે છે. એટલે કેટલીક અગત્યની વાતોમાં એમણે એવા અભિપ્રાય બાંધી દીધા છે કે આજ સુધી અંગ્રેજીમાં અમદાવાદ સંબંધી લખનારા હોપના મતને અનુસર્યા છે. તવારીખોમાં સામાજિક વાતો ખાસ લખવામાં નથી આવતી અને જેટલી હોય છે તેનું પણ સૂક્ષ્મ અવલોકન કરી ખેંચી કાઢવી પડે છે, એટલે તવારીખો સામાજિક બાબતોમાં સીધી રીતે કામ લાગતી નથી. અમદાવાદમાં હિંદુઓ ન જ રહી શકતા, ફક્ત મુસલમાનો જ રહી શકતા, હિંદુને રહેવું હોય તો કોટ બહાર પરાંમાં રહી શકતા વગેરે મત હોપે પહેલો લખ્યો છે, અને તેને બધા અનુસર્યા છે. હોપ પોતાના મત માટે કાંઇ પણ આધાર આપતા નથી. આપણે આગળ જોયું કે શહેરમાં જ કેટલાક લત્તા હિંદુ વસવાટવાળા હોય એમ સ્પષ્ટ લાગે છે. અહમદશાહે શહેર વસાવ્યું ત્યારે એકલા મુસલમાન નહિં પણ હિંદુઓને પણ લાવીને વસાવ્યા હતા, અને સુલતાન મહમૂદ બેગડાના સમયમાં હિંદુ મુસલમાનને સરખો ન્યાય બનતાં

વસ્તી

વસ્તુ છે એમ પણ લોકો ભૂલી જાય છે. એવા શોખોમાં ખાલી પૈસાનો વ્યય ન કરવો, બીજાં ઘણાં સારાં કામ છે, એવું બહાનું આગળ લાવે છે. અમારે બાગબગીચા નથી જોઇતા, અમારે મુંબાઈ જેવા રસ્તા નથી જોઈતા, અમારે સંગ્રહસ્થાનો–મ્યુઝિયમો નથી જોઇતાં એમ કેટલાક કેળવાયલા અમદાવાદીઓ પણ આજે બોલે છે. બાગબગીચા અને સારા રસ્તાની અમદાવાદના લોકજીવનને કેટલી જરૂર છે એ અમદાવાદમાં જન્મીને મોટો થયેલો અમદાવાદી, ધૂળ અને તાપના અનુભવ વાળો અમદાવાદી પણ ન સમજે તે આશ્ચર્યકારક નથી ? જમાનાઓથી દઢ થઇ ગએલી સમાજની વિચિત્ર મનોદશાનું એ ફળ છે. આ મનોદશાએ શુદ્ધ અને જીવન ઉન્નત કરનારી રમતો તરફ પણ સમાજને અણગમો ઉપજાવ્યો છે. ત્રણ લાખની વસ્તીવાળા, હિંદુસ્તાનમાં પહેલી પંક્તિમાં ગણાતાં પાંચ સાત નગરોમાં જેનું સ્થાન છે, એવા આ ગૂજરાતના પાટનગરમાં એક પણ સારો બાગ નથી, એક પણ રમતગમતનું સ્થળ કે મેદાન નથી, એક પણ મ્યુઝિયમ નથી કે કલાનું સંગ્રહસ્થાન નથી કે મધ્યસ્થ પુસ્તકાલય નથી એ ઓછી દીલગીરીની વાત છે !

વિચિત્ર સુધરેલા શહેરને ન છાજે એવી આ મનોદશા ઉત્પન્ન થવાનું એક બીજું પણ કારણ છે. અમદાવાદમાં ધન કમાવાનો ઉન્માદ થયેલો છે.

કુબેર પૂજા.

પૈસો પેદા કરવો એ દરેકની ફરજ છે. પણ અમદાવાદમાં ગાંડપણની હદ સુધી એ વાત વધી ગઇ છે. વાણીઆ વગેરે વેપારી વર્ગમાં રાત દિવસ પૈસાનું જ રટણ થવા માંડ્યું. વેપાર કરનારો, વેપારમાં પડેલો, કે વેપારીને ત્યાં રહેલો કોઇ પણ વેપાર સિવાય, જ્ઞાનની, કલાની, રમતની કે એવી બીજી કાંઇ વાત માત્ર પણ કરે તો એ માણસ વેપારને લાયક નથી એમ ગણાઇ જાય. વેપારી આગળ વેપાર સિવાય બીજી વાત થાય નહિ અને બીજી વાત એ સાંભળે પણ નહિં. યુરોપીઅન લોકો આજે ગૂજરાતીઓ કે અમદાવાદીઓ કરતાં સારો વેપાર કરે છે અને સાથે જીવનના દરેક આનંદ ભોગવે છે. વેપારને વખતે વેપાર અને બીજે વખતે બીજું. જમાનાની ટેવથી આપણો સ્વભાવ જ એવો થઇ ગયો છે કે આ વાત આપણે ગળે ઉતરતી નથી. કોઈ કહેશે કે અમદાવાદ તો લક્ષ્મીની ઉપાસના કરે છે. પણ એમ માનવામાં ભૂલ થશે. અમદાવાદ કમળ ઉપર ઉભેલી ચાર હાથવાળી લક્ષ્મીના ચિત્રની ભલે કંકુના છાંટા નાંખી બાહ્ય

પૂજા કરતું હોય. પણ ખરી રીતે એ લક્ષ્મીની પૂજા નથી પણ કુબેરની પૂજા છે. લક્ષ્મી ધનની દૈવીસંપત્તિની અધિષ્ઠાત્રી દેવતા છે. કુબેર ધનની આસુરી સંપત્તિનો અધિષ્ટાતા દેવ છે. લક્ષ્મીની સાથે સૌંદર્ય અને આનંદ જોડાયલાં છે. કુબેરની સાથે જડતા જોડાયલી છે. અમદાવાદીઓના વ્યવસાયમાં જ્યાં સુધી સૌંદર્ય અને આનંદનો અભાવ છે ત્યાં સુધી એ લક્ષ્મીની ઉપાસના કરતા નથી પણ હલકી કુબેર પૂજા કરે છે. લક્ષ્મીની ઉપાસના એ દોષ નથી. એથી માણસની ઉન્નતિ થાય છે. કુબેરની પુજાથી જડતા વધે છે. અમદાવાદમાં આ સ્થિતિનું પરિવર્તન સહેજ સહેજ થવા લાગ્યું છે એ આશાજનક છે.

વસ્તી

અમદાવાદની વસ્તીમાં આજે હિંદુ વધારે છે. અઢારમી સદીમાં મુસલમાન વધારે હતા. મુસલમાની મહારાજ્યના પાટનગરમાં મુસલમાનની વસ્તી વધારે હોય એ સંભવે. આગળના મુસાફરો ઉપરાંત ગઇ સદીમાં અમદાવાદ ઉપર ટોડ, બ્રીગ્ઝ, ફોર્બ્સ, હોપ, અને ફરગ્યુસન લખી ગયા છે. આ બધામાં સર ટી. સી. હોપે અમદાવાદ માટે ખાસ તપાસ કરીને લખ્યું છે, અને એમની પછીના લખનારાઓ એમનો લગભગ આધાર જ લે છે. હોપ પહેલાં ગૂજરાતીમાં રા. મગનલાલ વખતચંદે લખ્યું છે એટલે રા. મગનલાલના વખતની ચાલતી વાતોમાં અને હોપે લખેલી વાતોમાં બહુ ફેર નથી. બન્નેએ બનતાં સુધી લોકોને પુછીને વધારે લખ્યું હોય એમ લાગે છે. એટલે કેટલીક અગત્યની વાતોમાં એમણે એવા અભિપ્રાય બાંધી દીધા છે કે આજ સુધી અંગ્રેજીમાં અમદાવાદ સંબંધી લખનારા હોપના મતને અનુસર્યા છે. તવારીખોમાં સામાજિક વાતો ખાસ લખવામાં નથી આવતી અને જેટલી હોય છે તેનું પણ સૂક્ષ્મ અવલોકન કરી ખેંચી કાઢવી પડે છે, એટલે તવારીખો સામાજિક બાબતોમાં સીધી રીતે કામ લાગતી નથી. અમદાવાદમાં હિંદુઓ ન જ રહી શકતા, ફક્ત મુસલમાનો જ રહી શકતા, હિંદુને રહેવું હોય તો કોટ બહાર પરાંમાં રહી શકતા વગેરે મત હોપે પહેલો લખ્યો છે, અને તેને બધા અનુસર્યા છે. હોપ પોતાના મત માટે કાંઇ પણ આધાર આપતા નથી. આપણે આગળ જોયું કે શહેરમાં જ કેટલાક લત્તા હિંદુ વસવાટવાળા હોય એમ સ્પષ્ટ લાગે છે. અહમદશાહે શહેર વસાવ્યું ત્યારે એકલા મુસલમાન નહિ પણ હિંદુઓને પણ લાવીને બસાવ્યા હતા, અને સુલતાન મહમૂદ બેગડાના સમયમાં હિંદુ મુસલમાનને સરખો ન્યાય બનતાં

સુધી મળતો હશે એમ પણ માનવાને કારણ છે. એ વખતે હિંદુઓને ઉંચા અધિકાર મળ્યાના દાખલા પણ છે; સુલતાન મહમૂદ ત્રીજાએ હિંદુ ઉપર જુલમ કરેલો અને હોળાદીવાળી બંધ કરાવેલી એમ સીકંદરીમાં લખેલું છે. એ સિવાય બીજા કોઈ બાદશાહના સમયમાં હિંદુ સામે કાંઇ ખાસ ત્રાસના દાખલા મળતા નથી. મહમૂદ ત્રીજાના સમયમાં જ શહેરમાં હિંદુ વસ્તીના દાખલા મળે છે એટલે બીજા બાદશાહોના સમયમાં હોય એમાં નવાઇ નથી.[3] મોગલાઇની કાંઇક ઉદાર રાજનીતિમાં હિંદુ વસ્તી શહેરમાં વધતી ગઈ. મરેઠા સમયમાં તો ચારસેં વર્ષે ગૂજરાતે પાછો ભ્રમણયુગ દેખ્યો અને અમદાવાદમાં પણ એની અસર હતી. મરેઠા યુગનું અમદાવાદ તે ગઇ સદીના પૂર્વાર્ધનું અમદાવાદ એમ આપણે કહી શકીએ.

પરાં સાથે અમદાવાદની કુલ વસ્તી તવારીખકારો કોઇ વીસ લાખ અને કોઈ એથીએ વધારે કહે છે. આ તવારીખકારો ખાસ દેખાતા નથી પણ જેમ્સ ફોર્બ્સ (૧૭૮૧) પોતાના ગ્રંથમાં ‘મોગલ લેખકો ’ને આધારે અમદાવાદમાં ૩૦૦૦૦૦૦ ત્રીસ લાખની વસ્તી હતી એમ લખે છે. એ ‘ મોગલ લેખકો ’ કયા તે આપણે જાણતા નથી. સર ટી. સી. હોપ ૨૦૦૦૦૦૦ વીસ લાખ માણસોની વસ્તી લખે છે. પરંતુ હોપે પણ કાંઇ આધાર આપ્યો નથી. હોપે ઘણું તો લોક પાસેથી સાંભળીને લખ્યું છે એમ જણાઈ આવે છે. આ બન્ને વસ્તીના આંકડા ઉપર અમદાવાદ ગેઝેટીઅરનો કર્તા નોંધમાં શંકા ઉઠાવે છે, અને લખે છે કે ‘ સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં અમદાવાદ જેટલું સમૃદ્ધ હતું તેટલું કોઈ પણ વખતે હતું નહિં, અને તે સમયે આવેલા યૂરોપીય મુસાફરો અમદાવાદની આવી મોટી વસ્તી માટે કાંઇ લખતા નથી માટે આ વાત બને નહિં,[4] અમદાવાદની વસ્તી ત્રીસ લાખની હશે એ વાત તો આપણે અતિશ-

[3] સંવત ૧૫૯૯ ના દસ્તાવેજમાં હાજાપટેલની પોળના હિંદુ રહેવાસીનો ઉલ્લેખ ‘ પુરાતન અમદાવાદ ’ના પ્રકરણમાં આપ્યો છે. મહમૂદ બેગડાના સમયમાં પણ હિંદુ રહેવાશીઓના એવા દાખલા મળે છે. હિંદુઓને અધિકાર મળતા એવા દાખલા પણ છે. પંચકુલમાં હિંદુ નામ જડી આવે છે. મહમૂદ બેગડાનો અને પછીથી સુલતાન મુઝફ્ફરનો અમીર મલીક ગોપીનાથ નાગર હતો. એની સત્તા ઘણી હતી. [૪] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૯૨. નોંધ ૫.

યોક્તિવાળી માનીએ પણ ગેઝેટીઅરના લેખકના અભિપ્રાયમાં વાંધો ક્યાં આવે છે તે પણ જોઇએ. ઇમ્પીરીઅલ ગેઝેટીઅરમાં લખેલું છે કે ઇ. સ. ૧૭૯૭ માં સુરતની વસ્તી આઠ લાખની હતી.[૫] આ વખતે તો ગૂજરાતની અસ્તવ્યસ્ત સ્થિતિ હતી. એનાથી સો વર્ષ અગાઉ ઔરંગઝેબના સમયમાં સુરતની સ્થિતિ આથી સારી હોય એમાં કોઈ શંકા લઈ શકે નહિં. છતાં પણ સત્તરમી સદીના અંતમાં સુરતની વસ્તી આપણે દલીલ ખાતર વધારે ન માનતાં ૧૭૯૭ ની સાલ જેટલી જ, એટલે આઠ લાખની માનીએ. હવે એ જ સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં આવેલો મુસાફર થેવેનો લખે છે કે અમદાવાદ સુરત કરતાં બમણું મોટું છે પણ વસ્તીમાં એટલું ગીચ નથી. આનો અર્થ એમ જ હોઇ શકે કે અમદાવાદનો વિસ્તાર સુરતથી બમણો છે અને વસ્તી છુટી છે ગીચ નથી.[૬] સત્તરમી સદીના પૂર્વાર્ધમાં તો મેન્ડેલ્સ્લો ખંભાત સરખામણી ન થઈ શકે. એવી રીતે સુરતથી મોટું છે એમ લખે છે. થેવેનોના સમયની લગભગમાં (૧૬૬૩–૧૬૭૧) માં આવેલો એક મુસાફર (Baldœus) પણ ખંભાતને સુરતથી બમણું કહે છે.[૭] સુરતની ચઢતી સત્તરમી સદીમાં જ અને તે પણ ઉત્તરાર્ધમાં જ થઇ છે. એટલે અમદાવાદ ખંભાતથી પણ મોટું હતું એ નિર્વિવાદ છે. સુરતથી બમણું અમદાવાદ હોય અને વસ્તી એટલી ગીચ ન હોય એમ માનીએ તો પણ સુરતથી દોઢી તો હોય જ. આ બધું જોતાં અમદાવાદની વસ્તી સત્તરમી સદીમાં અને તે પહેલાં દસ અને બાર લાખની વચ્ચે હોય એમ માનવાને બહુ વાંધો નથી. આઠ લાખની વસ્તી તો એક વખત હતી એમ કેટલાક માને છે.

ઔરંગઝેબના અવસાન પછી અમદાવાદની વસ્તી એકદમ ઓછી થવા માંડી. વારંવારની લડાઇઓથી પરાં અને શહેરનો અર્ધો ભાગ ઉજડ થઇ ગયો

[૫] Imp. Gaz. XXIII p. 164. [૬] 'not so populous' એમ થેવેનો લખે છે એનો અર્થ એટલી વસ્તીવાળું નથી એવો નથી પણ એટલું ગીચ–પાસે પાસે–વસેલું નથી એવો અર્થ લેવાનો છે. અને બીજા મુસાફરોનાં વર્ણન એ અર્થને જ ટેકો આપે છે. [૭] જુઓ ગૂ. ગેઝેટીઅર પૃ. ૨૨૫. નોં. ૨. ખંભાત તથા સુરત અને ખંભાત તથા અમદાવાદની સરખામણીથી ચોકખું જણાય છે કે અમદાવાદ સુરત કરતાં વસ્તીમાં ઓછું નહિં હોય. ૧૭૯૭ માં અમદાવાદમાં સુરત જેટલી વસ્તી રહી નહોતી, પણ સત્તરમી સદીમાં તો વધારે હોવા સંભવ છે.

એ એનું ખાસ કારણ હતું. ૧૭૮૦માં જનરલ ગોડાર્ડે અમદાવાદ લીધું ત્યારે વસ્તી એક લાખની હશે એમ આશરો કાઢેલો હતો. પણ એ વખતે વસ્તી ગણી હશે કે કેમ તે કોઈ જણાવતું નથી. ૧૭૮૧માં ગોડાર્ડ લીધા પછી એક જ વર્ષ પછી જેમ્સ ફોબ્સ ૩૦૦૦૦૦ ત્રણ લાખની વસ્તી લખે છે. આ વસ્તીના આંકડામાં ગેઝેટીઅરનો લેખક શંકા ઉઠાવે છે. પણ એક લાખની ખરી અને ત્રણ લાખની ખોટી શા કારણથી માનવી તે સમજાવ્યું નથી. એ વખતે વસ્તી એક લાખ કરતાં તો વધારે હોય, ત્રણ નહી તો બે અને ત્રણની વચ્ચે હોય એમ માનવાને કારણ છે. ૧૭૮૦ પછી મરેઠા સત્તા ૩૮ વર્ષ ચાલી તે વખતે વસ્તી વધારે ઘટી હતી. ઈ. સ. ૧૮૧૧માં વસ્તી ૨૦૦૦૦૦ બે લાખની થઇ હતી. ગાયકવાડના સારા વહીવટથી વસ્તી વધી એમ ગેઝેટીઅરનો લેખક લખે છે; તે ખરૂં છે. પરંતુ ૧૭૮૦ અને ૧૮૧૧ની વચ્ચે વસ્તી એક લાખની નહિ પણ બે અને ત્રણ લાખની વચ્ચે હતી એ માનવાથી બરોબર બંધ બેસે છે. ઇ. સ. ૧૮૧૨–૧૩ માં રોગ ચાલ્યો તેમાં વસ્તી અર્ધી ઘટી ગઈ અને બ્રીટીશે અમદાવાદ લીધું ત્યારે ૮૦૦૦૦ એંશી હઝારની વસ્તી હતી એનું કારણ મોટે ભાગે રોગચાળો હતો. તે પછી ૧૮૨૮માં ૮૭૦૦૦; ૧૮૩૨માં ૯૦૦૦૦; ૧૮૪૬ માં ૯૪૩૯૦; ૧૮૫૧ માં ૯૭૦૪૮; અને ૧૮૭૨ માં, ૧૧૬૮૭૩ ની વસ્તી હતી.[૮] એ પછી ઇ. સ. ૧૯૦૧ માં, ૧૮૫૮૮૯ વસ્તી હતી. એમાં ૪૧૧૫ કેમ્પની વસ્તીનો સમાવેશ થઇ જાય છે. ૧૯૦૧ માં ૧૨૯૫૦૫ એટલે ૭૦ ટકા હિંદુ હતા. ઈ. સ. ૧૭૮૦ સુધી શહેરમાં બે ભાગ મુસલમાન અને એક ભાગ હિંદુની વસ્તી હતી. પણ ૧૮૧૭ થી હિંદુની વસ્તી વધતી જતી હતી. ઇ. સ. ૧૯૧૧ માં આ વસ્તી વધીને ૨૨૫૫૩૯ ની થઇ અને ૧૯૨૧ માં ૨૭૪૦૦૭ ની થઇ છે. છેલ્લી વસ્તીની ગણત્રીને આ જ સાત વર્ષ થયાં છે. ૧૯૨૭ના જુન માસની આખરે મ્યુનિસીપાલીટીએ આશરે કરેલી ગણત્રી પ્રમાણે વસ્તી ૨૯૫૬૫૫ હતી.[૮*] ખરી વસ્તી લેવામાં આવે તો આજ ત્રણ લાખની વસ્તી અમદાવાદની હોય. એ રીતે હિંદુસ્તાનનાં પહેલાં પાંચ સાત શહેરોમાં અમદાવાદ આવે છે.

[૮] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૯૨–૯૩. [૮*] ૧૯૨૭ ડીસેંબર મ્યુનિસીપલ આરોગ્યનો રીપોર્ટ.



૪૧ રાણી સીપ્રીની મસ્જિદ અને રોજો
(ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં આસ્તોડિયાના રસ્તાની સ્થિતિ)



૪૨ લાલ દરવાજે સીદી શહીદની મસ્જિદ

અમદાવાદના લોકો અસાધારણ ખંતીલા છે. અહીંના ધનવાનો જાતે કામ કરવું હલકું મનતા નથી. સાદાઈ પણ પ્રમાણમાં બહુ છે. વાણીઆ જીંદગીભર કરકસર કરી ઘેર પ્રસંગ આવે ત્યારે વરઘોડામાં અને વરા જમાડવામાં ઘણું ખર્ચ કરે છે. ટાણા ઉપર વાણીઓ પોતાનો સ્વભાવ ભૂલી જાય છે એમ કહીએ તો ચાલે. અમદાવાદના વરઘોડા જોઇ કોઈ અમેરીકનને હિંદુસ્તાનની ગરીબીનો ખ્યાલ આવેલો હોય તો યે ઉડી જાય. ટાણાનું ખર્ચ પોતાને બારણેજ થાય એમ દરેક જણ ઇચ્છે છે, અને દરેક નાતોને સારી વાડીઓ હોવા છતાં ગંદી સાંકડી પોળોમાં ગટર અને શૌચકૂપો પાસે જમવા બેસાડે છે. આ કુચાલ આખા હિંદનો છે. ગૂજરાતમાં વધારે છે. અમદાવાદમાં પોળોને લીધે વધારે ખરાબ બન્યો છે. પશ્ચિમની દુનિયાને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે કે જ્યાં લોક ગંદવાડ નાખે, દાતણ વગેરે પણ કરે, ત્યાં જ જમવા પણ બેસે. જ્યાં ઉઘાડે પગે ચાલવું પણ ન ગમે ત્યાં કહેવાતી પવિત્ર દ્વિજ વર્ણો ભોજન જેવી શુદ્ધ અને ઉત્તમ ક્રિયા કરે! અમદાવાદના સાંકડા રસ્તા ઉપર વાંસડા દાટી દોરીઓ બાંધી એક બાજુ ગાડીઘોડા, માણસો ધૂળ ઉરાડતાં ચાલ્યાં જાય અને બીજી બાજુ લાડુ ઉપર દાળના સબડકા ચાલતા હોય એ જોઈ તદન સ્વચ્છ વાતાવરણ અને એક પણ ડાઘા વગરની સામગ્રીથી ભોજન લેતો પશ્ચિમનો કોઈ પુરુષ શું ધારે?

હાલની સ્થિતિ અને રિવાજ.

એટલું કહેવું પડશે કે અમદાવાદમાં ધીમી ધીમી પણ જાગૃતિ આવતી જાય છે. લોકના રસ શુદ્ધ થતા જાય છે. સુધરેલી દુનિયાના સંસર્ગમાં અમદાવાદીઓ આવતા જાય છે. વિલાયત જતાં નાતોમાં ખળભળાટ થતો તે હવે ભાગ્યે જ થાય છે. સ્ત્રીઓમાં પણ ધીમી ધીમી જાગૃતિ આવે છે. કેળવણીનો લાભ બીજા પ્રાંતો કરતાં ઓછો પણ ગઇ સદી કરતાં હવે વધારે લેવાય છે. જ્ઞાન અને શુદ્ધ બુદ્ધિવિલાસ માટે અમદાવાદમાં હજી બહુ અભિરુચિ ઉત્પન્ન થઇ નથી. પરંતુ ૧૯૧૪ પછી એમાં પણ ફેર પડતો જાય છે. પહેલાં પુરુષો ધંધે જાય ત્યારે સ્ત્રીઓને ઘરકામ કરવાનું હતું. જમાના પ્રમાણે આજે પણ ઘર કામ કરવાનું હોય છે. પણ પાણીના નળ થયા, દળવાના, ખાંડવાના સંચા થયા, તેને બદલે કાંઇ કામ ઘરમાં તો વધ્યું નહિં. એટલે કસરત ન મળવાથી સ્ત્રીઓની તબિયત તકલાદી થવા લાગી. બીજી તરફથી શહેરમાં ચોકખાં ઘી

દૂધની તાણ પડવા માંડી. આ કારણથી અનેક રોગોએ ઘર ઘાલ્યું. આ જમાનાને જુનું કાઢી નવું દાખલ કરતાં બરોબર ન આવડ્યું. ફરવા હરવાની કસરત સ્ત્રીઓ કરી શકે એટલી છુટ થઇ નથી. ફરવા હરવાને પુરતાં સાધન પણ અમદાવાદમાં નથી. ઉંચ વર્ણની ભણેલી સ્ત્રીઓ કદાચ વાંચનમાં ભરતગુંથણમાં સમય ગાળી શકે. પરંતુ તેથી શરીરને કસરત મળતી નથી. અમદાવાદના સાધારણ આરોગ્યને માટે આ પ્રશ્ન મહત્ત્વનો છે, પણ અહિં એનું લંબાણ કરવાનું સ્થાન નથી. અગાઉ મધ્યમ વર્ગની સ્ત્રીઓ ઘરકામ ઉપરાંત બીજા ઘરગથુ ઉદ્યોગો કરતી. અનાજ સાફ કરવા લાવે; બાંધણીઓ બાંધે; રેશમના ફાળકા ચલાવે–આ બધું નિત્યના ઘરકામમાંથી બચતા વખતમાં કરે. અને એમાંથી જે પૈસા મળે તેમાંથી અર્ધું પોણું કે ઘરમાં વહુ છોકરીઓ વધારે હોય તો આખુંયે ઘરનું ખર્ચ નીકળે. પુરુષની કમાઈ પડી રહે. કેટલીક સ્ત્રીઓ પોતાની કમાઇમાંથી ઘરમાં ન ખર્ચે અને પુરુષથી કોઈ વાર છાનું ઘરમાં સંઘરહ કરે કે દાટી મુકે, અને અણીને વખતે કાઢે. આમ છેક ગઈ સદીના અંત સુધી હતું. નાગર જેવી ઉંચી કોમમાં કે કોઇ પૈસાદારના ઘરમાં જ આવા ઉદ્યોગો ન જણાતા. બાકી બીજી બધી વર્ણોની સ્ત્રીઓ કામ કરતી. આ ગુણ આખા ગૂજરાતની સ્ત્રીઓનો છે. અમદાવાદમાં વીશમી સદીના પહેલા દશક સુધી પણ આ વ્યવસાય ચાલુ હતો. હવે ધીમે ધીમે ઓછો થાય છે. હાલ વધારે હલકી નાતોમાં જ એવા ઉદ્યોગો છે. એ દીલગીર થવા જેવું છે.

સમાજના રિવાજો તો છેક વીશમી સદીમાં બદલાયા એમ કહીએ તો ચાલે. થોડા થોડા તો પહેલાં દરેક વખતે બદલાયા હશે જ. પરંતુ યૂરોપીય પ્રજાઓના સંસર્ગમાં અને ખાસ કરીને સત્તામાં આવ્યા પછી રિવાજોમાં ઝડપથી ફેરફાર થવા માંડયા. અસલના રિવાજોમાં મુસલમાનોના આવ્યાથી પણ ફેરફાર થયા હશે. પરંતુ એ ધાર્મિકતાના જમાનામાં પરસંસ્કારથી બચવા સમાજે એવા બંધ બાંધી દીધા કે વર્ષોના પ્રમાણમાં ધાર્યો ફેર ન પડયો અને પ્રાચીન રિવાજો બહુ થોડા ફેરફાર સાથે ચાલુ રહ્યા. પંદર અને સોળમી સદીના રિવાજોને ઓગણીસમી સદીના ઉત્તરાર્ધની શરૂઆતના રિવાજો સાથે સરખાવીએ તો ફેર બહુ ઓછો જણાશે. તાર રેલ્વે વગેરે થયા પછી લોકોની બુદ્ધિનો વિકાસ વધતો ગયો એટલે જ જુના રિવાજોમાં ફેર થવા માંડયો.

વિ. સં. ૧૫૦૮, ઇ. સ. ૧૪૪૨માં સુલતાન કુતુબુદ્દીન અહમદશાહના સમયમાં

વસંતવિલાસ નામનું શૃંગારનું એક કાવ્ય રચાયલું છે.[૯] એ ઉપરથી અમદાવાદ વસ્યું તે સમયની સામાજિક સ્થિતિ અને રસવૃત્તિનો કાંઈક ખ્યાલ આવે છે. વાણીઆના છોકરા પણ રસિક સાહિત્યમાં રસ લેતા એમ જણાય છે. એ ગ્રંથ સચિત્ર છે. અને એ સમયના પહેરવેશનો તથા અલંકારોનો પણ કાંઇક ખ્યાલ આવે છે. એ પછી સુલતાન મહમૂદ બેગડાના સમયનો ખ્યાલ વિમલપ્રબંધ ઉપરથી પણ સારો આવી શકે છે. વસંતવિલાસ અમદાવાદમાં લખાયો છે. વિમલપ્રબંધના કર્તા લાવણ્યસમય તો અમદાવાદના વતની હતા. એમણે સોળમી સદીના પહેલા દશકમાં વિમલપ્રબંધ લખ્યો. એટલે મહમૂદ બેગડાના સમયનો પૂરો ખ્યાલ આવે.[૧૦] એમાં વર્ણવેલા રિવાજો મોટે ભાગે ગઇ સદી સુધી હતા એમ કહીએ તો ચાલે. એમાં કવિએ કલિયુગના અનાચારને નામે સમાજની જે સ્થિતિ લખી છે તે રસમય છે. કલિયુગને નામે એવાં રોદણાં આજે પણ સંભળાવનાર મળે છે. એમાં વર્ણવેલો પુત્રજન્મનો આનંદોત્સવ આજથી પંદર વર્ષ પર લગભગ એવી જ રીતે ઉજવાતો, અને કેટલાક રિવાજ આજે પણ છે. ફોઇઆરૂં તે વખતે થતું અને આજે પણ થાય છે. નિશાળ ગરણાનું સુંદર વર્ણન વિમલપ્રબંધમાં આપ્યું છે. નિશાળ ગરણાનો એવો રિવાજ ગઈ સદીમાં હતો. હવે કોઈ મોટા ધનવાન સાધારણ આચાર કરે છે. આ નિશાળ ગરણાના વર્ણનમાં આપણે ધૂળીઆ નિશાળના નામથી જેને ઓળખીએ છીએ તેનું આબેહુબ વર્ણન છે. નિશાળ મુકતાં ખાંડના ખડીઆ છોકરાંને વહેંચવાનો રિવાજ પંદરમી સદીમાં હતો તે ઓગણીસમી સદીમાં પણ ચાલુ હતો. રાજ્યના આશ્રય વગર કેવળ સમાજના જ બળથી આપણે ત્યાં જે નિશાળો ચાલતી તેનું વિમલપ્રબંધમાં જેવું વર્ણન છે તેવું જ ઇ. સ. ૧૮૭૮ ના શાળાપત્રમાં આપેલું છે. એ ઉપરથી આપણા રિવાજો ચારેક સદીઓથી બહુ ફેરફાર વગર ચાલુ રહ્યા એમ સમજી શકાય છે. સોળમી સદીના લગ્નપ્રસંગ, જ્ઞાતિભોજન,

[૯] આ કાવ્યનું સાક્ષર શ્રી. દી. બા. કેશવલાલભાઇએ સમર્થ રીતે સંશોધન કરી ટીકા સાથે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી માટે બહાર પાડયું છે. એનાં ચિત્રો વર્ણન સાથે શ્રીયુત નાનાલાલ ચમનલાલ શાહે પોતાના ચિત્રકલાના વિવેચનના અંગ્રેજી ગ્રંથમાં આપ્યાં છે. [૧૦] સરખાવો વિમળપ્રબંધ ખંડ ૩–૪ અને ૫ મો. વિમળપ્રબંધના આ ત્રણે ખંડમાં આપણા સોળમી સદીમાં ચાલતા રીતરિવાજોનું ઘણું જ સારૂં વર્ણન આપેલું છે. વીસમી સદીની શરૂઆતમાં એમાંના બધા રીવાજો ઘણે ભાગે હતા એમ વાંચનારને થઇ આવશે.

વરઘોડા વગેરેનું વર્ણન પણ એ પ્રબંધમાં આપેલું છે. જ્ઞાતિભોજન હાલ કરતાં કાંઇ જૂદું જણાય છે. પહેલાં ફળાદિ પીરસાતા. બીજા રિવાજ સરખા દેખાય છે. વરઘોડા ગઇ સદીમાં સોળમી સદી જેવો ચડતો હશે એમ માની શકાય. વાણીઆના વરને હાલ જેવો પોશાક પહેરાવે છે તેવો જ લગભગ સોળમી સદીમાં પહેરાવતા. વધારામાં બ્રાહ્મણના જેવા ધુપ ઘાલતા એમ પણ જણાઇ આવે છે. લાડુ ભરેલાં માટલાં વગેરે આપવાનો તથા પહેરામણીનો રિવાજ પણ બહુ જૂદો નથી. એ બધું વિમળપ્રબંધનું વર્ણન કરતાં અહિ લંબાણ થઇ જાય. પરંતુ આપણા ઘણાખરા રિવાજ છેક વીસમી સદીમાં જ બદલાયા છે એમ માની શકાય.[૧૧]

પહેરવેશ બાદશાહી સમયમાં હાલ છે એવો હશે નહિ એમ જણાય છે. સોળમી સદીની શરૂઆતમાં બારબોસાએ ગૂજરાતી હિંદુ મુસલમાન સ્ત્રીપુરુષોના પહેરવેશનું વર્ણન કર્યું છે. વસંતવિલાસનાં ચિત્રો પણ પંદરમી સદીનો પહેરવેશ બતાવે છે. બારબોસા લખે છે કે મુસલમાનો બહુ કિંમતી પોશાક પહેરતા, અને માથે ટોપી પહેરતા. હિંદુઓ સ્પેનની સ્ત્રીઓની પેઠે વાળ છુટા રાખી એની ગાંઠ વાળી ફુલ પહેરીને ઉપર ટોપી પહેરે છે. અંદર અત્તર તથા કેસર શરીર ઉપર વાપરે છે. બારબોસાનું આ વર્ણન બ્રાહ્મણોનું હોય એમ જણાય છે. એ ખરૂં હોય તો હાલના મદ્રાસીઓ જેવા એ વખતે ગુજરાતીઓ લાગતા હશે. બારબોસા લખે છે કે આ લોકો કેડની નીચે રેશમી વસ્ત્રો પહેરે છે અને ઉપરથી ઉઘાડા હોય છે. કોઈ ભરતના જોડા અને કોઈ ટુંકી બંડીઓ પહેરે છે. બંડીઓ રેશમી અગર સુતરાઉ પણ હોય છે. કાનમાં જવાહીરની વીંટીઓ (લવીંગીઆં

પહેરવેશ

[૧૧] સરખાવો Stanly's Barbosa: p. 53. બારબોસા લગ્નપ્રસંગનો ભભકો અને જમણવાર ભારે થતા એમ લખે છે. લોક કીંમતી કપડાં પહેરે, બહુ દીવસ જમણવાર ચાલે, દારૂખાનું ફૂટે વગેરે વર્ણન કરેલું છે. હિંદુ લોકોનો ખોરાક બહુ કોમળ, દૂધ, ભાત ખાંડ ઘી વગેરે છે. અથાણાં સુકવણી મુરબ્બા વગેરે તથા રોટલી શાક ખાય છે એમ પણ લખે છે. પૃ. ૫૨ માં લોકો કપટી છે એમ પણ લખ્યું છે. અને પુરુષો માટે લખે છે કે "They are much given to fall in love." આ વર્ણન શ્રાવક અને વાણીઆનું છે. એમની અહિંસાનું વર્ણન પણ બરોબર કરેલું છે. મુસલમાનો જીવડાં મારી તેમની પાસેથી પૈસા કઢાવતા એમ લખેલું છે.

અને વાળી ) પહેરે છે, અને કેડે કંદોરા પહેરે છે. કેડે કંદોરા અને કાને કડીઓ તો પુરુષો આજ સુધી પહેરે છે. બારબોસા રેશમી વસ્ત્ર અને ઉપરથી ઉઘાડા પુરુષોની વાત કરે છે તે કદાચ એણે મંદિરે જતા જૈનો જોયા હશે. સ્ત્રીઓનાં વર્ણનમાં બારબોસા લખે છે કે સ્ત્રીઓ ઘણી સુંદર છે અને વાળ ભેગા કરી બાંધે છે. ( અંબોડો કે સેર હશે ). એ સ્ત્રીઓ સાંકડી બાંયના ખભેથી ખુલ્લા કબજા ( કાંચળી અને કસખા ) પહેરે છે. માથાં ખુલ્લાં રાખે છે (?) પગે સોનારૂપાનાં જાડાં કલ્લાં, અને હાથે પરવાળાના મણકા તથા સોનારૂપાની બંગડી પહેરે છે. કાન વીંધેલા છે અને એમાં ઇંડું પેસી શકે એવડાં કાણાં છે. ગળે કુંપીઆ, ગળુ બંધ અથવા ચીસપટી પહેરે છે. સ્ત્રીઓ શરમાય છે અને બહાર નીકળે છે ત્યારે માથે ઓઢે છે.[૧૨] રેશમી સાડીઓ પહેરે છે. સ્વતંત્ર બાદશાહીના સમયમાં બીજા રીતરીવાજોની પેઠે પહેરવેશમાં બહુ ફેર નહિં પડયો હોય અને અસલ હિંદુ પહેરવેશ ચાલુ હશે એમ જણાય છે. મોગલાઈમાં પણ ઝાઝો ફેર પડવા સંભવ નથી. સ્ત્રીઓમાં ખાસ કાંઇ ફેર ન પડયો હોય, પરંતુ પુરુષોએ લાંબો જામો અને મોગલાઈ પાઘડી દાખલ કરી હોય. મોગલાઇના સમયનાં ચિત્રોમાં અમદાવાદી પાઘડીને બદલે મોગલાઇ પાઘડી જોવામાં આવે છે. શેઠ શાંતિદાસના ચિત્રમાં એવું દેખાય છે. પરંતુ અમદાવાદમાં સુરતની પેઠે મોગલાઇ પાઘડી હમેશને માટે પેઠી નથી તેથી અમદાવાદી પાઘડી જ વસ્તીનો મોટો ભાગ પહેરતો હશે એમ જણાય છે.

આ પહેરવેશમાં ભભકો મોગલાઇના અંત સુધી ચાલુ રહ્યો હોય એમ માનવાને કારણ છે. મરેઠા રાજ્યમાં ભય અને ત્રાસને લીધે પહેરવેશમાં થોડો ફેર પડવા માંડયો. લોક ગરીબ દેખાવા માટે ડોળ કરતા. ભભકાદાર કપડાં પહેરે તો રાજ તરફથી પૈસા કઢાવવા માટે જુલમ થતો. તેથી ધોયેલું કપડું હોય તોપણ મેલું કરીને પહેરતા. મરેઠા સમયના પહેરવેશનું વર્ણન રા. મગનલાલ વખતચંદે કરેલું છે.[૧૩] ૧૮૫૧ માં રા. મગનલાલ લખે છે કે તે

[૧૨] Barbosa p. 53. ગળાના અલંકાર માટે fitting closely એમ લખે છે એટલે હાઢ ઘરેણામાં કૉલર પહેરે છે એવું કોઇ ઘરેણું હશે. કપડાંમાં " and other silk cloths with which they cover themselves in the manner of morisco almalafas." એમ લખે છે. [૧૩] મગનલાલ વખતચંદનો ઇતિહાસ. પૃ. ૧૨૦–૨૧. અને પૃ. ૧૩૯–૪૦.

વખતના અને હાલના પોશાકમાં ઘણો ફેર પડેલો છે. તે વખતે સવા ગજ પનાનું જાડું પોતીઉં પહેરતા; બાસ્તાનું અંગરખું પગની ઘુંટીએ અડકે એવું પહેરતા. હાલ અંગરખામાં સાડાચાર પાંચ ગજ કપડું જાય છે તેને બદલે તે સમયે સોળ ગજ કપડું જામામાં જતું. ફુલકારીના વણાટનું કપડું હાલની પેઠે (વીલાયતી હશે-૧૮૫૧માં) મળતું નહિ, એટલે પાંચ છ રૂપીઆ આપી જામા ઉપર ધોળી બુટીઓ ભરાવતા હતા. "પણ રાજાની બીકથી એવો જામો ભાગ્યે જ પહેરે અને સાદા જામા ખાસ પહેરાતા. જામા ઉપર છટકીઓથી ફેંટો બાંધતા ને હાથમાં એક પછેડી રાખતાં. આ વખતમાં માંથાની પાઘડી છીંટની વગર તોરાની તથા લગીર તોરાની પેહેરતા; તેમાં હાલની પેઠે આંબળા દેઇને ઝાઝું કોઇ બાંધતું નહિ." રા. મગનલાલ આગળ લખે છે કે પહેલાં ખાદી પહેરતા તે હવે માદરપાટ અને પહેલાં માદરપાટ પહેરતા તે હવે લૉંગક્લોથ પહેરે છે. ચેપાડાંમાં પણ એવું થયું છે. પાઘડી મરેઠા સમયમાં વગર તોરાની પહેરતા તે હવે તોરાવાળી અને તોરાવાળી પહેરતા તે હવે પેંઠણની પહેરે છે (૧૮૫૧) મરેઠા સમયમાં સ્ત્રીઓનો પહેરવેશ ઘણો મલાજાવાળો હતો. "કદી મોહો ઉઘાડું મુકીને બહાર નીકળતીઓ નહી, પણ હમેશાં હાથું હોડીનેં જતીઓ." કોઇ સ્ત્રી દાંતે રેખો મુકાવતી નહિં, ચિત્રનાં કપડાં પહેરતી નહિં અને નાકે કાંટાને બદલે વાળીઓ પહેરતી. હાથ મોં ઉઘાડું રાખીને કયાંઇ જવાય નહિ અને કોઇ મોટું બેઠું હોય તેની આગળ થઇને પણ જવાય નહિ. ૧૮૫૧ માં એવો મલાજો ઓછો થઇ ગયો હતો.

આવી સ્થિતિ મરેઠા સમયમાં હતી. ખાસ કરીને હિંદુઓને પણ એ હિંદુ રાજ્યથી છુટને બદલે સંકોચ જ થયો છે. મરેઠા રાજ્યથી અમદાવાદમાં કાંઈ ફેર પડયો હોય તો બ્રાહ્મણોએ પોતાને વિદ્વાન કે પવિત્ર બ્રાહ્મણ ગણે તે માટે દક્ષણી પાઘડીઓ પહેરવા માંડી એટલું થયું. અંગ્રેજી રાજ્યમાં પહેરવેશમાં ફેર એકદમ પડવા માંડયો. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં અંગરખાં જવા લાગ્યાં અને કોટ દાખલ થયા. બંધ કૉલરનો લાંબો કોટ સાધારણ પહેરવેશમાં ગણાયો, અને ખમીસ પણ દાખલ થયાં. સ્ત્રીઓના પહેરવેશમાં ધીમે ધીમે ફેર પડયો. એ ફેર મુંબાઇથી સુરત થઈ અમદાવાદ આવતાં જરા વાર લાગી. વીસમી સદીમાં સ્ત્રીઓએ ઘણી છુટનો અનુભવ કરવા માંડયો અને ઘણાં જુનાં બંધન ઓછાં થયાં. વાળ હોળવાના અને પહેરવાના ઘણા રીવાજ

બદલાયા. અમદાવાદની સ્ત્રીઓના છેલ્લી એક જ સદીમાં બદલાયલા પહેરવેશનું ઉત્તમ વર્ણન શ્રી નરસિંહરાવભાઈએ સ્મરણ મુકુરમાં કરેલું છે. એનાં ચિત્રો આ બાબતનો સારો ખ્યાલ આપે છે. એટલે અત્રે વીગતમાં ઉતરવાની જરૂર નથી. અમદાવાદી પાઘડીઓ પણ હવે ઓછી થતી જાય છે ટુંકામાં અમદાવાદનો પોશાક પંદર અને સોળમી સદીમાં જેવો ચેતનવાળો અને કુદરતી હતો તે અઢારમી સદીમાં બગડયો અને હવે નવા જમાના પ્રમાણે ગોઠવાતો જાય છે. એ કેવો છે તેનો ન્યાય ભવિષ્ય કરશે. પરંતુ હવે પહેરવેશ લોકો પોતાની મરજીથી ગોઠવે છે અને ફેરવે છે, સંજોગોને વશ થઈને ફેરવવો પડતો નથી એ આનંદની વાત છે. રીતરિવાજો અને ઘરની શોભામાં પણ અગ્રેજી રાજ્યમાં સરેઠા સમય કરતાં જરા ફેર પડયો. એ ઉપરથી ગઈ સદીના અંત સુધી અમદાવાદમાં કહેવત હતી કે 'પહેલાં લક્ષ્મી ઓરડામાં હતી તે હવે ઉંબરે આવી છે.' હવે તો જમાનો એથીએ બદલાયો છે, અને લક્ષ્મીને ઉંબરો, ઓટલો, વગેરે બધું છોડી બહાર મેદાનમાં પડવાનો સમય આવે છે.

ધાર્મિક વૃત્તિઓમાં અમદાવાદની ગતિ હંમેશાં ત્વરાવાળી રહી છે. અમદાવાદની ધાર્મિક પ્રવૃત્તિઓનો ઇતિહાસ એક રીતે ગૂજરાતની એવી પ્રવૃત્તિઓથી જૂદો પાડી શકાય એવો નથી. અને અહીં એની વીગતમાં ઉતરવાનું સ્થળ નથી. સમાજના ઇતિહાસની પેઠે ધર્મનો ઇતિહાસ પણ આખા દેશ સાથે સંબંધ રાખે છે. ગૂજરાતના કેન્દ્ર તરીકે રાજકીય અને વેપારી પ્રવૃત્તિઓ જેમ અમદાવાદમાં એકત્ર થતી તેમ ધર્મની પ્રવૃત્તિઓ પણ રાજધાનીમાં એકત્ર થતી. અમદાવાદના જન્મ પહેલાં આશાવલ અથવા કર્ણાવતી જ્યારે મોટું શહેર હતું ત્યારે પણ જૈન ધર્મનું એ ખાસ સ્થાન ગણાતું. પરંતુ એ વખતે પણ હિંદુ ધર્મના બીજા પંથો આશાવલમાં હશે એમ ભદ્રમાંથી અને અમદાવાદના કોટ વગેરેમાંથી નીકળતી શિવ, ગણેશ, વિષ્ણુ, શક્તિ વગેરેની મૂર્તિઓથી જણાય છે. અમદાવાદમાંથી નીકળેલી મૂર્તિઓ જોતાં લગભગ બધા હિંદુ દેવોની પૂજા અમદાવાદમાં થતી હશે એમ માની શકાય. વિષ્ણુની મૂર્તિ ચતુર્ભુજ સ્વરૂપમાં નીકળી છે. દેવીની પૂજામાં મહિષાસુરમર્દિનીની પૂજા વધારે હશે એમ જણાય છે. આર્કીઓલોજીકલ સર્વેમાં આપેલી ભદ્રમાં જડેલી મૂર્તિઓ ઉપરાંત આશાપુરીમાં અને વનિતાવિશ્રામમાં પણ એ દેવીની મૂર્તિઓ છે. વનિતાવિશ્રામવાળી

ધાર્મિક પ્રવૃત્તિ

મૂર્તિ એ સંસ્થાનું મકાન કરતાં જૂના પાયામાંથી નીકળેલી છે. એના ઉપર સંવત્ ૧૫૫૧ નો સુલતાન મહમૂદ બેગડાના સમયનો લેખ છે. એ સાથે શિવ, બાલસ્વરૂપ હનુમાન (મોટા કદના) અને ગણેશ વગેરેની સારી મૂર્તિઓ નીકળેલી છે. આ મૂર્તિઓ જે રીતે જડી છે તે જોતાં કોઇ મુસલમાને ખંડિત કરી પાયામાં ચણી હોય એમ જણાતું નથી. પરંતુ કોઈ હિંદુએ વિસર્જન કરીને મુકી હોય એમ લાગે છે. એટલે ખાડીઆમાં કોઇ મંદિરમાં એ સમયે પૂજા થઈ હશે અને પાછળના ઇતિહાસના કોઇ સમયમાં જુલમ કે બીજા કારણથી વિસર્જન કર્યું હોય. ગણેશની મૂર્તિ ઘણી સારી છે. ભદ્રમાંથી જડેલી ગણેશની મૂર્તિની સાથે જે સ્ત્રીની મૂર્તિ બેસાડેલી છે તે જોઇ ડૉ. બર્જેસને ગણેશની સાથે એ સ્ત્રી કોણ હશે એમ શંકા થાય છે. પરંતુ લક્ષ્મીગણેશની પૂજા એ સમયે ગૂજરાતમાં થતી એમ આથી સિદ્ધ થાય છે. જે જે સ્વરૂપોમાં ગણપતિની પૂજા કરવાનું શાસ્ત્રોમાં કહેલું છે તેમાંનું આ પણ એક સ્વરૂપ છે. (જુઓ ગોપીનાથ રાવનું મૂર્તિવિધાનનું પુસ્તક) વનિતાવિશ્રામવાળી ગણેશની મૂર્તિ આ બાબતમાં વધારે પુરાવો આપે છે. લક્ષ્મી–ગણેશની મૂર્તિઓ દક્ષિણમાં આજે બહુ છે, અમદાવાદમાં નથી. અમદાવાદમાં એક સમયે એની પૂજા ખાસ થતી હશે એમ આથી સિદ્ધ થાય છે. અમદાવાદ વસ્યા પછી ગૂજરાતના મુસલમાન મહારાજ્યનું એ પાટનગર બને છે એટલે મુસલમાન ધર્મની મહત્તા અમદાવાદમાં વધે એમાં નવાઈ નથી. રાજધાની અમદાવાદમાં આવી કે તરત જ અનેક દેશોથી મુસલમાન કુટુંબો અને સંતો અમદાવાદમાં આવીને વસવા લાગ્યા હતા. ગૂજરાતી સુલતાનોએ ઇસ્લામી ધર્મ પાછળ ઘણું દ્રવ્ય ખરચેલું છે અને એમની દાનવૃત્તિથી આકર્ષાઈ પ્રસિદ્ધ મુસલમાન સંત પુરૂષોનાં કેટલાંક કુટુંબો અમદાવાદમાં આવીને વસેલાં છે. હિંદુ ધર્મ પણ એ વખતે નરમ પડયો નથી. જૈન અને હિંદુ ધર્મો પણ સાથે સાથે હતા. એ ધર્મોના પાલનમાં મુસલમાની સમયમાં કોઈ કોઈ વાર જોઇએ તેવી છુટ નહોતી એ વાત સત્ય છે. પરંતુ એવા ખાસ હરકત વાળા વખતો બાદશાહી સમયમાં સુલતાન મહમૂદ ત્રીજાનો અને મોગલાઈમાં ઔરંગઝેબ બાદશાહનો એમ બે હતા. આ સમયોમાં હિંદુ ધર્મો ઉપર સખ્તાઇ થઇ છે. છતાં પરિણામે હાનિ થાય તેવું કાંઇ થયું હોય એમ લાગતું નથી. ઔરંગઝેબ બાદશાહના સમયમાં ખાસ કરીને અમદાવાદમાં જૈનોનું સારૂં જોર હતું. શાંતિદાસ શેઠને લીધે સરકારી માણસો જૈનોનું માન જાળવતા. એ સમયમાં શાંતિદાસ

શેઠના ગુરુ શ્રીરાજસાગરસૂરિ અમદાવાદમાં નિર્વાણ પામ્યા, ત્યારે એમને ઘણી ધામધુમથી ઝવેરીવાડામાંથી લઈ ગયા હતા. બજારમાંથી લઇ જતી વખતે શહેરનો કોટવાલ બંદોબસ્ત માટે સાથે હતો. મોગલાઈમાં અમદાવાદમાં આર્મેનિયન અને એબીસીનિયન દેવળો હતાં, અને એક યાહુદીઓનું દેવળ પણ હતું.[૧૪] મોગલાઈની શરૂઆતમાં અમદાવાદમાં દાદુ ભગતે દાદુ પંથની શરૂઆત કરી. એ કેવળ બ્રહ્મમાર્ગ જેવો પંથ હતો. પણ એ પંથ હાલ ઉત્તરહિંદમાં છે. બીજા એવા પંથો અમદાવાદમાં થયા હશે પણ એની નોંધ મળી નથી. ખ્રીસ્તીઓની વસ્તી હોવાથી ખ્રીસ્તી દેવળ પણ હશે. ખ્રીસ્તી પાદરીઓ પણ પોતાનો ધર્મ પ્રચાર કરવા પ્રયત્ન કરતા હશે પણ એમાં એમને સફળતા નહિં મળી હોય એમ જણાય છે. સત્તરમી સદીની શરૂઆતમાં (૧૬૧૨–૧૬) નીકોલાસ વ્હીટીંગટન લખે છે કે એક જેસુટ પાદરી જીન ડી સીન (Jean de Seine) નામનો અમદાવાદમાં રહેતો હતો તે લોકોને ખ્રીસ્તી બનાવવા પ્રયત્ન કરતો, પણ એનું કાંઈ વળતું નહિં. એ કહેતો કે આ લોકો (અમદાવાદના લોકો) નરકમાં પડવાના છે.[૧૫] મરેઠા સમયમાં ધર્મ સંબંધી કાંઇ લખવાનું નથી. એ સમયમાં શહેર અને લોકોને હરકત આવી પરંતુ કોઈ પણ ધર્મને કાંઇ વાંધો આવ્યો નથી. એ સમયમાં અમદાવાદમાં સ્વામીનારાયણનો સંપ્રદાય શરૂ થયો. ઓગણીસમી સદીના પાછલા ભાગમાં ધર્મમાં પશ્ચિમના વિચાર આવતા ગયા. ચાર પાંચ સદીઓથી ચાલતા વિચારોમાં આજે જે ફેરફાર જોઇએ છીએ એમાં ઉતરવાનું આ સ્થળ નથી. એકંદરે અમદાવાદે ધાર્મિકતામાં સમધારણપણું ઘણું રાખેલું છે. એ ખરી રીતે આખા દેશનો સ્વભાવ છે. અમદાવાદીઓએ પોતપોતાના ધર્મ પાછળ ઘણું ખર્ચ પણ કરેલું છે. અનેક ધર્મોની સાથે અનેક નાના પંથો પણ અમદાવાદમાં સાથે સાથે રહ્યા છે અને વધ્યા છે. દરેક પંથના ધાર્મિક પુરુષોને અમદાવાદમાં સારૂં પોષણ મળે છે. હાલના આગળ વધેલા જમાનામાં પણ એ તત્ત્વ કાયમ રહ્યું છે.

જૈન ધર્મની અસર બીજા દરેક ધર્મો ઉપર ઓછી વધતી અમદાવાદમાં ખાસ

[૧૪] આ પ્રમાણે મુસાફરો લખે છે. જુઓ અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૫૫. નોંધ ૫.
[૧૫] Nicholas Wittington in Early Travels p. 208. " Hee tould us that they were a people predestinated for hell."

દેખાઈ આવે છે. અહિંસાનું તત્ત્વ અહિં દરેક ધર્મોમાં સચવાયલું છે. હિંદુસ્તાનનાં બીજાં શહેરોમાં અહિંસાનું તત્ત્વ અમદાવાદ જેવું જળવાતું નથી. જૈન ધર્મે ગૂજરાતમાં ધર્મ અને સમાજમાં જે જે અસરો કરી છે તેની ચર્ચા કરવાનું આ સ્થળ નથી. પરંતુ સમાજને જૈન ધર્મે કોમળ બનાવ્યો છે. હિંદુ ધર્મમાં કોમળતાનું તત્ત્વ જૈન ધર્મે નાંખ્યું છે. ગૂજરાતમાં એની અસર ખાસ જણાય છે. અમદાવાદ એનું કેન્દ્ર હોવાથી એમાં ખાસ વધારે અસર જણાય એ સ્વાભાવિક છે. અમદાવાદમાં એથી સંપ છે, સલાહ છે, શાંતિ છે; ઝનુન અને ઝઘડા ઓછા છે. આ અસરથી અન્ય પ્રાન્તોની કાલી, અહિં અંબા અને ભદ્રકાલીનાં સૌમ્ય સ્વરૂપમાં પ્રતિષ્ઠા પામી છે. કાલભૈરવ શંકર થયા છે. પશુયજ્ઞો અહીંથી બંધ થઇ ગયા છે. ગૂજરાતની ધાર્મિકતાની એ વિશિષ્ટતા અમદાવાદમાં ખાસ ઉગી નીકળી છે. દયા અને ઉદારતા જૈન ધર્મનાં આવશ્યક અંગો છે. વેપાર અને ધનસંપત્તિ એને સહાય કરે છે. એટલે અમદાવાદમાં બધીયે કોમોમાં આ બન્ને ગુણો ખાસ ખીલ્યા છે. આખોયે સરવાળો કરી જોતાં અમદાવાદ એક ધાર્મિક શહેર છે. પોતાનાં ઘર સાથે પક્ષીઓને રહેવાનાં બાકાં, અને પરબડીઓ બન્ને કયાં મળે તેમ છે ? અખા ભગત જેવા બ્રહ્મમાર્ગીઓ પણ આ શહેરમાં થઈ ગયા છે. ગઇ સદીમાં બંગાળાના બ્રહ્મસમાજની અસરથી રા. બા. ભોળાનાથ સારાભાઇએ અમદાવાદમાં પ્રાર્થનાસમાજની સ્થાપના કરી. એનો પ્રચાર અમદાવાદમાં સાધારણ છે. નાગરોના મહાદેવમાં મળતી એક ધર્મસભાનું ઈ. સ. ૧૮૮૧માં રૂપાંતર થઇ પ્રાર્થના સમાજ નીકળ્યો છે.

પંચોનું બંધારણ

અમદાવાદના સામાજિક જીવનમાં મહાજનો અને પંચોનું સ્થાન ઘણું મોટું છે. પંચો અને મહાજનોની આવી વ્યવસ્થા હિંદુસ્તાનના કોઇ પણ શહેરમાં આટલી સંપૂર્ણતાએ પહોંચી નથી. મહાજનોનો વિચાર આગળ કરીશું. આ મહાજનો અને પંચોએ સામાજિક જીવનમાં અગત્યના ભાગ ભજવ્યા છે. એમ કહેવાય છે કે ભેગા થઇ વ્યવસ્થિત કાર્ય કરવાની શક્તિ અમદાવાદના સમાજ જેવી કોઈ જગ્યાએ જોવામાં આવતી નથી. અમદાવાદની પોળોમાં પણ આ શક્તિ દેખાઈ આવે છે. પોળોમાં ગમે તેવા માણસ રહી શકતા નહિ. પોળના પંચની રજા વગર અજાણ્યા ગમે તેવા માણસને કોઇ ઘર વેચી શકે નહિ. પોળનું પંચ પોળનો વહીવટ કરે છે. પાણી

જાજરૂ વગેરેની દેખરેખ રાખે છે. પોળના દેવસ્થાનની સંભાળ રાખે છે. પોળમાં હવન બધા ભેગા થઇ કરે છે. પોળના કાયદાનો ભંગ કરનારને સજા થાય છે. કાયદો ન પાળનારને લોકો પોળમાં નાત જમાડવા દેતા નથી. સારે નરસે પ્રસંગે પોળના લોકો સહાય આપે છે. પોળના પાડોશીનું ઘર ગમે ત્યારે કામ લાગી શકે છે. કોઇને ત્યાં નાત હોય તો પોળને જમાડવી પડે છે. ઘણુંખરૂં એક નાત કે એક ધંધો કે એક કુટુંબનાં માણસો પોળ વસાવીને રહેતાં. પણ એવું ન હોય તોપણ પોળના માણસો એક કુટુંબની માફક રહે છે. પોળોની આવી ભાવના હિંદુસ્તાનનાં બીજાં શહેરોમાં દેખાતી નથી. વીશમી સદી આગળ વધે છે એમ ધીમે ધીમે પોળો અને સાથે આ બંધારણ પણ તુટતું જાય છે. આ બંધારણ અમદાવાદના સમાજની એક વિશિષ્ટતા છે.

**મરેઠા સમયનું અમદાવાદનું વર્ણન** મરેઠા સમયમાં લખાયલા શાંતિદાસ રાસમાં આપેલું અમદાવાદનું વર્ણન તે સમયનો કાંઇક સામાજિક ખ્યાલ આપે છે તે અહીં જોવા જેવું છે.[૧૬]

" જંબુદ્વીપ લખ જોયણ માન × × × છે જ ભરત ક્ષેમ વિશાલ. ૧
... ... ... ... ... ... ... ... ...
ધણિ દેશે નગરી અનેક, રાજનગર છે સુંદર એક;
સકળ નગર તણો શિણગાર, જાણે લંકા લીયો અવતાર. ૪
ઇત ઉપદ્રવ્ય નહિ આપદા, રોગ શોક ભય નાવે કદા;
ચોર ચાડનો નહિ પ્રવેશ, સુખીયા લોક વસે વિશેષ. ૫
દુંદાલા[૧૭] વ્યવહારી ઘણા, તસ ઘર ધનની નહિ છે મણા;
દાન માન દયા લયલીણ,[૧૭] વિનયાદિક ગુણો પ્રવીણ. ૬
સુંદર સોહેજિન પ્રાસાદ, પ્રભુમુખ દીઠે મન આલ્હાદ;
તે નગરની શોભા ઘણી, કિંચિત પભણું સુણવા ભણી. ૭
શિશ મોગટ દરવાજા બાર પરાં છત્રીશ અતિ સુખકાર;
ઉંચા મંદિર ઘર કૈલાસ, સત્ય ભુમિયા તિહાં આવાસ. ૮
સાધુ સાધવી વિચરે જિહાં, સુખીયા લોક ધરમ કર તિહાં;
વારૂ ચ્યાર વરણ તિહાં વસે, દયા ધરમ સહુકો ઉલ્લસે. ૯

[૧૬] જૈન રાસમાળા ભા. ૧ લો. પૃ. ૨. [૧૭] દુંદાલા=શરીરે પુષ્ટ. વ્યવહારી=વેપારી. લીણ=લીન.

દીન હીન દુઃખીયાં સંભાળ, જીવ સહુના જે પ્રતિપાળ;
શિવમંદિર પણ દીસે ઘણાં, મુસલમાન ગુણ નહિ છે મણા. ૧૦
વાપિ વનિતા સાબરમતી વળી, પનઘટ શોભા અતિશય મળી;
બાવન 'વવા' કર શિણગાર કાવ્ય થકી સુણજો શ્રીકાર. ૧૧
वापि वप्र विहार वर्ण वनिता वाग्मि वनं वाटिका,
वैद्य ब्राह्मण वारिवदि, विबुधा, वेश्या वणिग् वाहिनी;
विद्या विर विवेक वित्त विनयो, वांचंजमो वल्लिका,
वस्त्रं वारण वाजि वेशर चरं द्रगं वचं शोभते.[१८] १२
ચોરાશી ચૌટાના બોળ, વસ્તુ વોહરે આપી મોલ;
માણેકચોક અતિ ગહ્‌ગહે, લખમી દેખી મન ગહગહે. ૧૩
પેશ્વાઈ ગાયકવાડ દો રાજ, મન મેળે સમજે સહુ સાજ;
હેત પ્રીત મોબત છે ઘણી, પ્રજા ભણી પાળે બેઉ ધણી. ૧૪

આ વર્ણન વખતે અમદાવાદમાં પેશ્વા અને ગાયકવાડ બન્નેની સત્તા હતી. આ રાસમાં આગળ રાજસત્તાનાં વખાણ કરેલાં છે. રાસરચનાનો સમય ઇ. સ. ૧૮૦૦ છે એટલે પેશ્વાએ ગાયકવાડને અમદાવાદનો ઇજારો આપેલો તે સમયની લગભગનું આ વર્ણન છે. (કાકા સાહેબનો સમય હશે.)

ઈ. સ. ૧૮૮૧ માં નારાયણ હેમચંદ્રે અમદાવાદનું વર્ણન પોતાના આત્મચરિત્રમાં કરેલું છે તેનો સાર આ પ્રમાણે છેઃ—[૧૯] રા. નારાયણ લખે છે કે "મને તો અમદાવાદ શહેર સારૂં લાગ્યું નહિ, પણ કેટલોક બહારનો ભાગ ઉત્તમ છે. અમદાવાદની ભાષામાં બહુ અંશે સ ની જગાએ હ વાપરે છે. તેને મુંબાઈમાં ભાઈસાહેબની ભાષા કહે છે. જૈનનાં બૈરાં જેમ બને તેમ પાતળાં વસ્ત્રો પહેરવાને લલચાય છે. પણ કણબી વાણીઆની સ્ત્રીઓ જાડા જરીના પોશાક પહેરે છે. અમદાવાદી માણસોની પ્રકૃતિ કંજુસાઇના ઉપર વધારે છે. જ્યાં પૈસા ખર્ચ થતાં ચાલે એમ હોય તો એક પૈસો ખર્ચવો નહિ. બજારમાં એક પૈ માટે મોટી ગરબડ મચે છે. પૈસો સંગ્રહ કરવામાં અમદાવાદી જેવા મેં હિંદુસ્તાનીઓને દીઠા નહિં. ખાવાપીવામાં પણ ઘણા જ શોખીન જીવડા

[૧૮] આ શ્લોક રાસમાં આપ્યો છે એવો જ અહીં ઉતાર્યો છે. શ્લોક અશુદ્ધ છે અર્થ પણ નકામો છે. [૧૯] નારાયણ હેમચંદ્ર કૃત 'હું પોતે.' પૃ. ૨૪૬–૨૪૯.

અમદાવાદીઓને મેં જોયા નહિ. તેનું પ્રમાણ જોઇતું હોય તો અમદાવાદમાં મીઠાઈની દુકાનોની સંખ્યા ઉપર વિચાર કર્યાથી સહજ જણાશે. અમદાવાદમાં ઘણામાં ઘણી ૫૦ થી વધારે હલવાઈની દુકાનો નથી.[૨૦] પણ મમરાશેવ ગાંઠીઆની દુકાન પુષ્કળ છે. પૂરીવાળાની દુકાન તો મેં કોઇ જગાએ જોઇ જ નહિ. હાલમાં સ્ટેશનની સામે ત્રણ થઇ છે, પણ તે હિંદુસ્તાનીઓએ કરી છે. અમદાવાદીઓ ખાવાપીવામાં શોખીન નથી પણ પૈસો એકઠો કરવામાં, બહારથી પોતે પૈસાદાર દેખાવવામાં, પોતાનાં સ્ત્રી બાળકો માટે સુંદર ઘરેણાં તથા જરીનાં વસ્ત્ર લેવામાં કુશળ છે. જરીનાં વસ્ત્ર એક વખત લીધાં એટલે આખો ભવ ચાલે, તેમ જ અલંકારો એક વાર લીધા કે પેઢી દર પેઢી ચાલે. અમદાવાદી ભાઇસાહેબને ત્યાં કોઈ મરી ગયું તો ભાઇને દહાડાપાણી કરવામાં, તથા લગ્ન આવ્યું તો ન્યાતવાળાને ખવાડવામાં એકઠી કરેલી પુંજીમાંથી ઘણુંક ઘસડાઇ જવાનું. અમદાવાદીઓ કુલણજી થવામાં મોટું માન સમજે છે. તેથી બીચારા કમાઇ કમાઇને એક છોકરાનું કે છોકરીનું લગ્ન કરવામાં કે બાપ માનો દહાડો કરવામાં ઉરાડી મુકે છે. અમદાવાદનું રેશમી મશરૂ બહુ વખણાય છે. પણ હાલમાં તે મશરૂ ગરીબ લોકો વાપરે છે. પણ મોટા પૈસાદાર તથા સાધારણ સ્થિતિનાં બૈરાં તો જાપાની ફ્રેન્ચ રેશમની ચોળી કાંચળી બનાવીને પહેરે છે. અમદાવાદની સાડીઓ, મુંગીઆ, તથા ચંદ્રકળા બહુ જ સારી તથા ટકાઉ બને છે પણ તે જાડી હોવાથી આજકાલનાં બૈરાંને તે ગમતી નથી. તેને બદલે થોડા દહાડામાં ચીરાઇ જાય, ફાટી જાય એવી ચીનાઇ, જાપાની તથા ફ્રેન્ચ સાડી પહેરી ભભકો મારે છે. અમદાવાદનાં છાયલો બહુ પ્રખ્યાત છે પણ આજકાલનાં બૈરાં અંગ્રેજી પાતળાં ગવન તથા છીંટનાં ગવનો પહેરીને થોડા દહાડાનો ભભકો કરીને ફરતી ફરે છે. મારૂં આ લખવું બધા અમદાવાદીને લાગુ પડતું નથી પણ કેટલાકને

ઓગણીસમી
સદીનું
અમદાવાદ

[૨૦] નારાયણ હેમચંદ્ર આ સત્ય લખે છે. એક યૂરોપી ૧૯૨૨ માં હિંદુસ્તાનમાં આવેલો એ લખે છે કે ઉત્તર હિંદમાં દર બાર દુકાને એક હલવાઈની દુકાન આવે છે. અમદાવાદમાં એવું જણાશે નહિં. રા. નારાયણ લખે છે તેમ મમરાશેવોની દુકાનો પણ સુરતના પ્રમાણમાં થોડી છે.

પડે છે." એ જ અમદાવાદમાં જાડી ખાદી પહેરવાનો એક યુગ આવશે એની નારાયણ હેમચંદ્રને ખબર નહોતી. અમદાવાદમાં ખાદીની સાડીઓ પણ બૈરાંઓએ પહેરી, અને એ યુગ પણ ગયો. જે સ્ત્રીઓને મશરૂ જાડું પડેલું તે ખાદી કેમ પહેરે. માણસનો સ્વભાવ નવીનતા ચાહે છે. બહુ બદલાયું અને હજી બદલાશે. ઘેરા રંગોને બદલે સાદા ધોળા રંગ હાલ બૈરાં પસંદ કરે છે, અને છેક હમણાં પાછા ઘેરા રંગ ઉપર પ્રીતિ થતી જાય છે. અલંકારમાં સોનારૂપાને બદલે હીરામોતીનો વપરાશ વધ્યો અને હવે સાદાઇ ઉપર પ્રીતિ વધતી જાય છે. એમ ફેરફાર થયાં જ કરવાનો.

અમદાવાદનો સમાજ હવે જરા ઝડપથી પ્રગતિ કરે છે એમ કહી શકાય. પ્રગતિની સ્થિતિ જો કે હજી છેક ઉગતી દશામાં છે. નવી પ્રજા જુના રિવાજ અને જૂના રસ ભૂલતી જાય છે. જ્ઞાન ઉપર સમાજની પ્રીતિ વધતી જાય છે. વાણીઆ વેપાર કરીને જ ચોવીશ કલાક પુરા કરતા તે હવે જીવનમાં બીજા રસો પણ છે એમ સમજતા થયા છે. શુદ્ધ શોખો તરફ અભિરુચી થતી જાય છે. આરોગ્ય અને સ્વચ્છતાની ઉપયોગિતા દૃઢ થતી જાય છે. સાંકડી પોળોમાંથી વસ્તી જેમ બહાર ખુલ્લી હવામાં જઈ વસે છે, તેમ તેમનાં મન પણ ખુલ્લાં થતાં જાય છે. શહેરમાં જડ સુધારા, નળ, વીજળીના દીવા, મોટરો વગેરે થયું તેમ જીવનવિકાસના સુધારા પણ થતા જાય છે. પચીશ વર્ષ પહેલાંનું અમદાવાદ જાણે આજ ન હોય એમ લાગે છે. અનેક સભાઓ, અનેક મંડળો, એમની અનેક પ્રવૃત્તિઓ ચાલી રહી છે. બૈરાંઓની પ્રવૃત્તિઓ હજી ઉછરતી દશામાં છતાં વિવિધ છે. શરદ્ઉત્સવમાં ઉંચા કલાવિધાનવાળા ગરબા–અમદાવાદ જેવા–અમદાવાદ સિવાય ગૂજરાતના પણ બીજા કોઇ સ્થળમાં થતા હોય એમ જાણવામાં નથી. આમ સામાજિક પ્રવૃત્તિઓમાં અમદાવાદ ગૂજરાતના પાટનગરનું સ્થાન જાળવી રહ્યું છે.

## પ્રકરણ ત્રીસમું



### કેળવણી

અમદાવાદ શહેરની કેળવણીનો પ્રાચીન ઇતિહાસ તો અનુમાનથી જ ધારવો પડે તેમ છે. અમદાવાદ વસ્યા પછી બાદશાહી જમાનામાં ધર્મ સિવાય ઘણીખરી બાબતોમાં હિંદુ રીતરિવાજો જ ચાલુ હતા અને બાદશાહો તરફથી એમાં બહુ હરકત ન પડતી હોય એમ માનવાને કારણ છે. ગુજરાતમાં એ સમયે ચાલતા અને ખાસ કરીને પાટણમાં ચાલતા રીવાજો અમદાવાદે ગ્રહણ કર્યા હશે એમાં શંકા નથી. મુસલમાની સમયમાં ફારસી અરબીની મદ્રેસાઓ નીકળે એ સ્વાભાવિક છે. પરંતુ કેળવણીની બાબતમાં રાજ તરફથી કેટલી મદદ મળતી હશે એ જાણી શકાતું નથી. મુસલમાની સમયમાં અને કદાચ તે પહેલાં પણ જાહેર કેળવણીનો પ્રશ્ન રાજ્યને બદલે મહાજનો, ધનિકો અગર ખાનગી પંડિતોના હાથમાં હશે એમ જણાય છે. રાજ્ય સારા પંડિતોને ઉત્તેજન આપવા સભાઓ ભરી ઇનામો આપે અગર તો શાળાઓમાં પ્રાસંગિક મદદ કરે એમ બનતું. પરંતુ રાજ્ય પોતાના ખર્ચે નિશાળો ચલાવે એ બાબતમાં શંકા રહે છે. ખાનગી પંડિતોની શાળાનાં વર્ણન જેમ જોઇએ છીએ તેમ મુસલમાની સમયમાં ખાનગી ગૃહસ્થોએ કાઢેલી મદ્રેસાઓના પણ ઉલ્લેખો જોઇએ છીએ.

અમદાવાદમાં ખાનગી નિશાળો ઘણા પ્રાચીન કાળથી પાટણની કે ગૂજરાતની પ્રાચીન પ્રણાલિકાની નકલ પ્રમાણે હશે એમ માની શકાય. વિમલ-પ્રબંધ સુલતાન મહમૂદ બેગડાના સમયમાં અમદાવાદી કવિએ રચેલો છે. એમાં પંડયા (શિક્ષકો)નું તથા નિશાળ ગરણાનું વર્ણન આપ્યું છે. એ જ જાતની નિશાળો અંગ્રેજી રાજ્ય આવતાં સુધી ચાલતી અને એવી જ રીતે નિશાળગરણાં

થતાં. છેક આ સદીની શરૂઆત સુધી ચાલતી ધૂળીઆ નિશાળો આવી ખાનગી નિશાળોથી કદાચ બહુ નહિ ઉતરતી હોય. પ્રાચીન સમયની નિશાળો જેટલા વિષયો કદાચ હાલની ધૂળીઆ નિશાળોમાં નહિ શિખવાતા હોય અને હાલના મહેતાજી એ સમયના પંડયા જેટલા વિદ્વાન પણ નહિ હોય. પણ બીજા રિવાજોમાં તો આ ધૂળીઆ નિશાળો અને પ્રાચીન શાળાઓ સરખા જ હશે એમ માની શકાય. સંસ્કૃતાદિ શીખવા માટે હાલ પણ શાસ્ત્રીઓ ખાનગી શાળાઓ કાઢે છે તે પ્રાચીન રીત જ હોવી જોઇએ. એમાં ભણતા વિદ્યાર્થીઓને ઘણી વખત ખાનગી ગૃહસ્થો દ્વારા ખર્ચ આપવામાં આવે છે એ પણ પ્રાચીન રીત છે. વિદ્યાવાળા ખાનગી રીતે ભણાવતા હશે, અને વિદ્યાર્થીઓ એમના ગુરુના ઘરનાં કામ કરતા હશે, અને છેવટે કાંઇ દક્ષિણા પણ આપતા હશે. જ્યોતિષાદિ શિખવા માટે હાલ પણ એમ જ થાય છે. એટલે અંગ્રેજી રાજ્ય થયા પછી રાજ્ય કે મ્યુનિસીપાલીટી જેમ નિશાળો નભાવે છે અને ફી લઇને જે રીતે શિક્ષણ આપે છે તે બાજુએ રાખતાં શિક્ષણની પ્રાચીન રીત થોડે ઘણે અંશે આજ સુધી આપણી ધૂળીઆ નિશાળોમાં અને પાઠશાળાઓ તથા ખાનગી રીતે શીખવતા શાસ્ત્રીઓમાં રહી છે.

પ્રાચીન સમયમાં કેળવણીની સંસ્થાઓ

આ માટે વિમળપ્રબંધનું વર્ણન એ સમયના નિશાળ ગરણાનો ખ્યાલ લાવવા માટે જરા જાણવા જેવું છે:—[૧]

" સજ્જનોનો સમૂહ મેળવ્યો. લાડુ કરીને માટલાં ભરાવ્યાં- દાળભાત અને ઘારે ઘી પીરસ્યાં. પંગતે (જમવા) બેઠેલા મજા કરવા લાગ્યા. ॥ ચુવાચંદન અને પાનસોપારી વહેંચી મંડપમાં પધારેલાને મોટું માન દીધું. ધાણીચણાના ટોપલા ભર્યા અને ઘણા ખડીઆ (ખાંડના) સાથે લીધા. ॥ ફૂલના ખૂંપ ભર્યા. આખું નગર જોવા મળ્યું. ખૂંપ મુકીને (દીકરો) ઘોડે ચડયો. ભેર ભૂંગળનો શોર થઈ રહ્યો. ॥ સારા સારા માણસો ભપકાથી આગળ ચાલવા લાગ્યા. (સાજન) રંગે ચંગે પુત્ર નિશાળે પહોંચ્યો. ॥ પાટી ખડીઓ ને લેખણ લઇને અધ્યારૂ ( માસ્તર ) પાસે જઇ ઉભો રહ્યો. ॥ (અધ્યારૂએ વિદ્યાર્થીને ) હાથ જોડાવી એકચિત્ત કર્યો, અને તેના કાનમાં સારસ્વત મંત્ર કહ્યો.

[૧] જુઓ વિમલપ્રબંધ ખંડ ૩જો. શ્લોક ૩૦ થી ૩૮. મૂળ શ્લોક ન આપતાં મ. બ. વ્યાસકૃત તરજૂમો આપ્યો છે. શાળાપત્રની કવિતા પણ એ જ ગ્રંથમાં રા. વ્યાસે નોંધમાં આપેલી છે.



૪૩ (અ) શાહપુર: હસન મુહમ્મદ ચિશ્તીની મસ્જિદ



૪૩ (આ) મુહમ્મદ ઘોસની મસ્જિદ: સારંગપુર



૪૪ બંગાળી ઘાટના ઘુમટવાળા રોજા
(શાહીબાગમાં માધવલાલ બોર્ડિંગ પાસે)

સર્વ શાસ્ત્રમાં સરસ્વતીને મુખ્ય લખી છે. ( તેનું પૂજન કરી ) નિશાળીઆઓને છૂટી અપાવીને સુખી કરાવ્યા. ॥ સર્વ નિશાળીઆઓને ખડીઆ તથા સુખડી આપી. હોંસીલી સ્ત્રીઓ ગીત ગાવા લાગી. પહેરેલાં પોતીઆં મૂકાવ્યાં. ( દાન દેવરાવ્યાં ) પંડિતને ( મહેતાને ) ધોતિઆં પહેરાવ્યાં. ॥ પંડયો મોટો દંભ કરે અને દરેક નવું સૂત્ર કહેતાં આરંભ દક્ષિણા માગે. બ્રાહ્મણની જાત લોભી હોય છે. પંડયો મીરાતી ઘર તાકે. ( ધનવાનનો ) છોકરો હોય તો પોતાને ભરપૂર દક્ષિણા માંગે.॥ ભણતાં શબ્દ મોંઢે ચઢે નહિં, તેથી રખેને પંડિત મારે, ( એમ જાણીને ) છોકરો ઘરમાંથી છાનું છપનું ચોરી જાય ને પંડયાનું ઘર ભરે. ॥ લક્ષ્મીને માટે પુત્રને ભણાવ્યો, પછી વાણિજ્ય શીખવવા દુકાને મૂકયો. મોટો થયો ત્યારે પરણાવ્યો. ॥

આ ઉપરથી જણાશે કે આ નિશાળો લગભગ આજની ધૂળીઆ નિશાળો જેવી હતી. , અને મહેતાજીના મારનો ત્રાસ પણ એવો જ હતો. ધનવાનના પુત્રનું નિશાળગરણું આવી રીતેજ આ સદીની શરૂઆતમાં થતું. હાલ કોઇ વરઘોડા નથી ચઢાવતા પણ કેટલાક મુહૂર્ત તો જોવડાવે છે. વિમળપ્રબંધમાં વિમળનું પોતાનું નિશાળગરણું થાય છે તેનું વર્ણન આગળ આવે છે તે ધનવાનના પુત્રના રિવાજ પ્રમાણેનું હતું. પાટી લેખણ સોનારૂપાનાં વપરાતાં. મહેતાજી પહેલો શબ્દ ‘ ભલે ’ એવો શીખવતાં.[૨]

ધૂળિયા નિશાળો

શાળાપત્રમાં આવી નિશાળને લગતી એક કવિતા ગઈ સદીમાં લખાયલી આવી હતી તેમાંનું વર્ણન આ સાથે સરખાવતાં રિવાજનું કાંઇક સરખાપણું સમજાશે:–

પંડયાના પોષણ માટે પાકાં સીધાં નિત આવી પડે,
દાણાની મૂઠી દરરોજે શિષ્યો લાવી નિશાળ અડે.
છૂટીએ પૈસો ને સીધું વાંધા વગર હતું મળતું,

[૨] વિમળ પ્રબંધ ૪–૪૧.

“ મેહલી ખીરોદક દસવીસ, પંડયાનિ મનિ હોય જગીસ ।
પંડિત પ્રથમ ભણાવઇ ‘ભલે’, નેસાલિઉ ખીવ નીસલે ” ॥

આના ઉપર રા. વ્યાસ લખે છે કે હસ્તલિખિત ગ્રંથોમાં કેટલીક વાર શરૂઆતમાં ‘ભલે’ શબ્દ જોવામાં આવે છે અને એ સંસ્કૃત ‘ ભરે ’ ઉપરથી થયો છે. વળી વિદ્યાર્થીઓને શરઆતમાં ‘ ભલે ’ શબ્દ ભણાવવાની રૂઢિ જૈનોમાં હજુ જળવાઈ રહી છે એમ એ માને છે.

મોટાનો સુત નિશાળ આવ્યે ભાગ્ય ભલું ગુરુનું ભળતું.
નિજ સુત નિશાળમાં બેસંતાં નિશાળગરણું મનગમતું,
શક્તિ પ્રમાણે કરાવીને સૌ દામ દઈ ગુરુને નમતું.
ઇ ધનની આપત્તિ ન મળે દૂધ દહીં આવી મળતાં,
ફળ કેરી રાયણ સીતાફળ મળતા ઝટ ઝાડે ફળતાં.
અમુક ભણતરે એક રૂપીઓ હસતે મુખ આગળ ધરતા;[3]

આ ઉપરથી જણાશે કે આપણામાં કેળવણીની સંસ્થાઓ હતી અને એને રાજ્ય કરતાં લોકો જ ઘણેભાગે નભાવતા. નિશાળોને માટે ખાસ મકાનોની જરૂર પડતી નહિં. મંદિરોમાં કે ધર્મશાળાઓમાં કે પછી કોઇ મોટા મકાનને ઓટલે નિશાળો બેસી શકતી. ખુલ્લામાં પણ નિશાળો બેસતી. સંસ્કૃતને માટે પાઠશાળાઓ ખાસ કરીને મંદિરોમાં કે મઠોમાં રહેતી, અને કોઇ વાર કોઇ શાસ્ત્રી પોતાના ઘરમાં વિદ્યાર્થીઓને ભણાવતા. બીજાં શાસ્ત્રાદિનો અભ્યાસ તો એના જ્ઞાતાઓના ઘરમાં જ થતો. મુસલમાન સમયમાં પણ મદ્રેસા કોઈ જાહેર મકાનમાં બેસતી. પરંતુ ઘણા અમીરોએ મદ્રેસા માટે અમદાવાદમાં જૂદાં મકાનો બંધાવ્યાં હતાં એવા અનેક ઉલ્લેખો મળે છે. ધનવાન મુસલમાન અમીરો ઘણી વખત મસ્જીદ, મુસાવરખાનું અને મદ્રેસા સાથે સાથે બંધાવતા. મરેઠા સમયમાં નિશાળોની શી ગતિ હશે તે જણાયું નથી; પરંતુ એ સમયે પણ મુસલમાની સમયની પેઠે લોકોની પોતાની કેળવણીવિષયક પ્રવૃત્તિ ચાલુ જ રહી હશે.

આ જૂના સમયમાં કેળવણી લેનારાની સંખ્યા બહુ મોટી હશે કે કેમ તે નક્કી થતું નથી. ઉંચી વર્ણો કેળવણી લેતી હશે. ધૂળીઆ નિશાળની કેળવણી હલકી વર્ણો સિવાય ઘણાખરા લેતા હશે. છતાં પણ હાલના પ્રમાણમાં એ ઓછી જ હશે. બ્રાહ્મણ અને મુત્સદ્દી વર્ગ સાધારણ રીતે સંસ્કૃત અને ફારસી ભણતા હશે. પણ અમદાવાદનો વાણીઆકાણબીનો મોટો વર્ગ તો ધૂળીઆ નિશાળમાંથી ઉઠી દુકાને નામું વગેરે શીખવા જ બેસતો હશે. ઓગણીસમી સદીના પૂર્વાર્ધ સુધી આ રીત ચાલુ

ગઈ સદીના પૂર્વાર્ધમાં કેળવણીની સ્થિતિ

[૩] વિમળપ્રબંધ પૃ. ૬૮. નોંધમાં આપેલો 'શાળાપત્ર' ઈ. સ. ૧૮૭૮ના મે માસમાંથી ઉતારો.

હતી. ઈ. સ. ૧૮૨૬માં પહેલવહેલી એ ગૂજરાતી નિશાળો અંગ્રેજ સરકારે કાઢી અને એ પછી છેક વીસ વર્ષે ઇ. સ. ૧૮૪૭ થી ૧૮૪૯ ની વચ્ચે બીજી બે વધી. પહેલવહેલી અંગ્રેજી નિશાળ અમદાવાદમાં ઇ. સ. ૧૮૪૬માં થઈ. આમાં ચાર વર્ષ પછી ૧૧૩ વિદ્યાર્થીઓ ભણતા હતા.[૪]

ગેઝેટીઅરમાં સરકારી નિશાળોનું વર્ણન છે. પરંતુ ગઈ સદીના પૂર્વાર્ધની આખરમાં ખાનગી અને સરકારી કેળવણીની સંસ્થાઓની સ્થિતિનું વર્ણન રા. મગનલાલ વખતચંદે (૧૮૫૧) આપ્યું છે તે જોઇએઃ—

" આ શહેરમાં ગુજરાતી નિશાળો ૩૨ બત્રીસ છે. તેમાં ૩૫૦૦ને આશરે છોકરા ભણે છે. સરકારી ગૂજરાતી નિશાળો ૪ તેમાં આશરે ૬૦૦ છોકરા છે. ગુજ-રાતી વર્નાકયુલર સોસાયટીની નિશાળ ૧ તેમાં ૯૨ છોકરા તથા ૧૮ છોડીઓ છે; સરકારી ઇંગ્રેજી નિશાળ એક તેમાં ૧૦૧ છોકરા હાલ ભણે છે; દાહાડા વીશેકથી શેઠ મગનભાઈ કરમચંદની છોડીઓની નિશાળ શરૂ થઇ છે, તેમાં ૧૭ છોડીઓ ભણે છે. એ પ્રમાણે ગુજરાતી નિશાળો ૩૮ તથા ઇંગ્રેજી એક નિશાળ છે. એ ૩૯ નિશાળોમાં થઇને ૪૩૦૦ છોકરાનેં આશરે ભણે છે. ઉપર કહેલી ૩૨ ખાનગી નિશાળોમાં શીખવવાની રીત બરાબર નથી, કેમકે પહેલા આંક શીખવે છે. પણ તે નાંહાના છોકરાંને મોહોડે ચડતું નથી નેં ગોખ્યાથી કાંઈ મોહોડે થતું નથી, પણ ઇઆદ રાખ્યાથી થાએ છે. પણ એ બાળકોમાં એટલી બુધી કઇથી હોય કે મોહોડે કરવાની સેહેલ રીતી સોધી કાહાડે. નેં વળી તેમનું ચીત પણ રમતમાં હોય્ય છે. તેથી ફક્ત શોળ આંક શીખતાં વરશ બે વરશ જતાં રહે છે. એ આંક શીખ્યા પછી કકો શીખવીનેં નાંમાં શીખવે છે, કે 'શા નામુ ફલાણદાસ'. પણ હેવી રીતે નાંમાં શીખવવાથી એ બાળકોંને કાંઇ જ ફળ નથી. કેમકે એ નામાં શીખવા પછી થોડુંઘણું ગણીત જેને આપણે લેખાં કહીએ છીએ તે શીખવ્યું એટલે એ બાળક ભણી રહ્યાં કેહેવાય છે. પણ તે બાળકના હાથમાં કાંઇ કાગળ આપશો તો તે વાંચવાને સમરથ નથી. એ પ્રમાણે ત્રણ ચાર વરશ શીખતાં થાય છે. × × × ઉપર કહેલી ગુજરાતી નિશાળો શીવાએ ફારશી તથા મરેઠી ભાષાની ખાંનગી નિશાળો છે, તથા નિશાળ એક સંસ્કૃત ભાષાની નગરશેઠની કરેલી છે. "[૫]

[૪] અમદાવાદ ગે. પૃ ૨૦૯-૧૦. [૫] મગનલાલ વખતચંદનો ઇતિહાસ. પૃ. ૧૩૪-૩૫.

આ ઉપરથી એ સમયની ધૂળીઆ નિશાળોની સ્થિતિ સમજાશે. ઉપર કહેલી ગેઝેટીઅર પ્રમાણેની ચાર સરકારી નિશાળો ઉપરાંત ૩૨ ખાનગી શાળાઓ હતી. ઓગણીસમી સદીનો પૂર્વાર્ધ એ અમદાવાદના ઇતિહાસનો સર્વથી ખરાબ કાળ હતો. એ સમયમાં મરેઠાઓની અવ્યવસ્થામાંથી અમદાવાદ છૂટીને બ્રીટીશ અમલમાં આવ્યું હતું, અને બ્રીટીશની પણ શરૂઆત હોવાથી પાશ્ચાત્ય સુધારા બરોબર થયા નહોતા. એટલે એવા સમયમાં પણ જ્યારે શહેરની વસ્તી છેક ઓછી હતી ત્યારે ૩૨ ખાનગી નિશાળો હતી ત્યારે જે વખતે શહેર આબાદ હશે ત્યારે ખાનગી કેળવણીની સંસ્થાઓ કેટલી અને કેવી હશે એની કલ્પના કરી શકાય.

અમદાવાદની હાઇસ્કુલનું મકાન નાનું પડવાથી એને વધારવા માટે સ્કુલ કમીટીની એક સભા ઈ. સ. ૧૮૬૧માં કલેકટરને બંગલે મળી હતી. એ વર્ષના નવેંબરના બુદ્ધિપ્રકાશમાં આવેલા અહેવાલ પરથી અંગ્રેજી કેળવણી માટે અમદાવાદના આગળ પડતા શાહુકારો કેટલો રસ લેતા તે જણાઇ આવે છે. ઇ. સ. ૧૮૪૬માં સ્કુલ શરૂ થઈ ત્યારે ૪૭ છોકરા હતા, ૧૮૫૩માં ૧૫૦ થયા, ૧૮૫૮માં ૨૦૦ થયા, અને ૧૮૬૧માં ૨૬૦ છોકરા હતા. એ સમય પહેલાં હિમાભાઈ ઇન્સ્ટીટયુટમાં નિશાળ બેસતી. નિશાળનું મકાન જે થયું હતું તેમાં રૂ. ૫૧૩૧) ખર્ચ થયા હતા. એમાં રૂ. ૨૫૭) સરકારના અને બાકીના લોકોના હતા. સભામાં કલેકટરે શાહુકારોને બીજા રૂ. ૫૦૦૦) ખર્ચી મકાન વધારવા કહ્યું ત્યારે શાહુકારોએ કોટ ફીના ફંડમાંથી ખર્ચ કરવા જણાવ્યું. કલેકટરે કહ્યું કે ' એ માટે સરકારની પરવાનગી આવે ત્યાં સુધી રૂપીઆ વ્યાજે આપો અને છોકરાઓની ફી ૦॥ રૂપીઓ છે તે વધારી રૂપીઓ કરો.' ત્યારે શેઠ બેચરદાસ લશ્કરીએ કહ્યું કે ' ફી તો વધારવી નહિં. હું બે વર્ષ માટે વગર વ્યાજે રૂ. ૨૦૦૦) આપું છું.' એ પછી શેઠ પ્રેમાભાઇ હીમાભાઈએ રૂ. ૧૦૦૦) અને મગનભાઇ કરમચંદ વગેરે બીજા ૭ જણે રૂ. ૫૦૦) અને તેથી ઓછા આપીને રકમ એકઠી કરી. આ સભામાં કવિ દલપતરામ હાજર હતા. એમણે નાણાં ભરનારનાં વખાણ કરીને કેળવણીમાં રસ લેતા અને પૈસા ન ખર્ચતા અમદાવાદના બીજા ધનવાનોને ભાષણમાં આ પ્રમાણે કહ્યું. " શહેરમાં બીજા શ્રીમંતો ઘણા છે પણ તેઓ આવા સારા કામમાં મદદ કરતા નથી તો તેઓની દૌલત બીજે રસ્તે લૂંટાય છે. માટે

'દાતારનો ને કંજુસનો સરખો વરો' એ કહેવત કહી છે." એમ કહી નીચેના દોહરા ગાયાઃ—

કૃપણ-મૂર્ખ-નામરદકર ધન પુસ્તક સ્ત્રી જાય,
પંપાળે પાસે લઈ એ ઉપયોગી ન થાય.
કંઈક કામ કરવા થકી પછી ફળ થાય અપાર
પાકાં ફળ પામે નહી રાયણરોપણહાર.
ઉદાર નરનો કૃપણનો સરખો વરો સદાય
કસુર કરે કંજૂસનું લાખ રિતે લૂંટાય,
જળ નદીનું જર જનતણું રોક્યું નહિં રોકાય
જે રસ્તે જાવા ન દે આડૂં અવળૂં જાય.

અમદાવાદના ધનિકોએ દરેક બાબતમાં અને ખાસ કરીને કેળવણી પ્રચારની બાબતમાં કવીશ્વરનાં વચનો આ જમાનામાં પણ યાદ રાખવા જેવાં છે.

ઇ. સ. ૧૮૭૭–૭૮ માં આમાં કાંઇક વધારો થયો હતો. એ વખતે શહેરમાં બધી મળીને ૨૩ સરકારી નિશાળો હતી: એમાં કુલ ૨૭૦૯ છોકરા ભણતા, પણ હાજરીની સરેરાસ ૨૦૪૯ ની આવતી હતી. એક હાઇસ્કુલ હતી, ત્રણ એંગ્લો વર્નાક્યુલર સ્કુલ, નવ ગુજરાતી નિશાળો છોકરાઓ માટે અને એક છોકરીઓ માટે હતી; ત્રણ ઉર્દુ નિશાળો અને ચાર રાત્રિશાળાઓ હતી. એક પુરુષની અને એક સ્ત્રીઓની ટ્રેનીંગ કોલેજ હતી. આ સરકારી શાળાઓ ઉપરાંત ૭ ખાનગી શાળાઓ હતી. એમાં એક હાઈસ્કુલ, એક એંગ્લો વર્નાક્યુલર સ્કુલ, બે છોકરાઓની ગૂજરાતી શાળા અને બે છોકરીઓની ગૂજરાતી શાળા હતી. અમદાવાદ ગેઝેટીઅરના લેખક લખે છે કે ઇ. સ. ૧૮૫૫–૫૬ પહેલાં છોકરીઓની નિશાળ એકે નહોતી. પણ એ માન્યતામાં કાંઇ ભુલ જણાય છે. ઈ. સ. ૧૮૫૧માં રા. મગનલાલ લખે છે તેમ વર્નાક્યુલર સોસાયટીની નિશાળમાં છોકરીઓ ભણતી હતી; છોકરા છોકરીની એકઠી નિશાળ હશે એમ પણ આ ઉપરથી જણાય છે. પરંતુ એ વાત બાજુએ મુકીએ તો મગનભાઇ કરમચંદે પણ ઇ. સ. ૧૮૫૧ના અરસામાં જ કન્યાશાળા ઉઘાડી હતી એ આપણે ઉપર જોયું. બીજી જગ્યાએ રા. મગનલાલ સ્પષ્ટ લખે છે કે શાહુકાર મગનલાલ કરમચંદે રૂપીઆ

ગઇ સદીના ઉત્તરાર્ધમાં કેળવણીની સ્થિતિ

વીસ હજાર ખર્ચીને સરકારની મારફતે છોકરીઓની નિશાળ કાઢી.[૬] હરકોર શેઠાણીએ પણ નિશાળ કાઢી હતી. એ પછી રણછોડલાલ છોટાલાલના નામથી પણ ખાડીઆમાં એક કન્યાશાળા નીકળી અને હાલ મ્યુનિસીપાલીટીએ પણ કન્યાશાળાઓ કાઢી છે.

ઇ. સ. ૧૮૮૨થી પ્રાથમિક કેળવણીનું કામ મ્યુનિસીપાલીટીના હાથમાં આવ્યું.[૭] અંગ્રેજી કેળવણી સરકાર તથા ખાનગી લોકના હાથમાં જ રહી. ઇ. સ. ૧૮૬૬માં આઇરીશ પ્રેસબીટેરિયન મીશને મીશન સ્કુલ કાઢી. એ સ્કુલ થોડાં વર્ષો ઉપર થોડો સમય બંધ જેવી રહી હાલ પાછી ચાલે છે. ઇ. સ. ૧૯૦૪ માં ૭ હાઇ સ્કુલો હતી; એમાં ૧૯૨૭ છોકરા ભણતા હતા અને ૭ મીડલ સ્કુલો હતી એમાં ૪૧૬ છોકરા ભણતા હતા. ઇ. સ. ૧૮૬૮ માં એક તાલુકદારી હાઇસ્કુલ અમદાવાદમાં નીકળી હતી પણ ૧૮૭૮માં એ બંધ થઇ.[૮] એ પછી આ જ સુધીમાં કેટલીક અંગ્રેજી નિશાળો નીકળી અને બંધ પણ થઇ. આજે અંગ્રેજી નિશાળોની સંખ્યામાં તો પહેલાં કરતાં કાંઇ વધારો નથી થયો પણ વિદ્યાર્થીઓની સંખ્યામાં બહુ વધારો થયો છે.

ઉંચું શિક્ષણ આપવાની શરૂઆત ઇ. સ. ૧૮૬૧ થી થઇ. 'લૉ લેકચર્સ'ના નામથી એક શાળા કાઢવામાં આવી હતી.[૯] હાઇસ્કુલના વિદ્યાર્થીઓ તથા સરકારી નોકરો એનો લાભ લઇ શકે માટે સવાર તથા સાંજે એના વર્ગો રાખવામાં આવ્યા હતા. એના પર હાઈ સ્કુલના હેડમાસ્તરની દેખરેખ રહેતી. પાછળથી એમાં અંગ્રેજી સાહિત્ય, સંસ્કૃત, તર્કશાસ્ત્ર ( logic ), ગણિત અને વિજ્ઞાનના વર્ગ રાખવામાં આવ્યા. આ વર્ગોમાં હાજરી આછી રહેતી; છતાં તેર વર્ષ ચલાવી આખરે ઈ. સ. ૧૮૭૩માં આ વર્ગો બંધ કર્યા. આ વર્ગોની કેળવણીને યુનિવર્સીટી સાથે સંબંધ નહોતો એ કારણથી એ નિષ્ફળ નીવડયા. છેવટે મેટ્રિક્યુલેશન થએલાને 'પ્રિવિયસ'ના પહેલા વર્ષ માટે પણ મુંબાઇ કે પુના જવું પડતું તે

ગૂજરાત કૉલેજ

[૬] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૩૮. [૭] ઇમ્પીરિયલ ગેઝેટીઅર, પ્રોવિન્શિયલ સીરીઝ. બૉમ્બે પ્રેસીડેન્સી પૃ. ૧૧૪. [૮] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૩૧૦. [૯] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૩૦૯; ઇમ્પીરિયલ ગેઝેટીઅર, બૉમ્બે પ્રેસીડેન્સી, પૃ: ૨૫૮. Bombay by Sir W. W. Hunter: p. 152, 153.

હરકત દુર કરવા માટે ' ફર્સ્ટ ઇયિર આટર્સ 'નો વર્ગ ખોલવામાં આવ્યો. આ કોલેજ ઇ.સ. ૧૮૭૯માં, અંગ્રેજી માટે એક યૂરોપિયન પ્રોફેસર અને બે દેશી પ્રોફેસરો રાખીને ખોલવામાં આવી. યૂરોપિયન પ્રોફેસર એ જ હાઇસ્કુલનો હેડમાસ્તર રહેતો. ઇ. સ. ૧૮૮૭માં ગૂજરાત કોલેજનું બંધારણ ફરીથી કરીને એને એક સભાને સોંપી. એ વખતે એમાં બી. એ. સુધીનું શિક્ષણ અપાતું. થોડાં વર્ષોમાં કૉલેજને માટે નવું સુંદર મકાન થયું. ઇ. સ. ૧૯૧૩ માં સર ચીનુભાઈ માધવલાલે અમદાવાદમાં કૉલેજ અને ઉચ્ચ શિક્ષણ માટે રૂ. ૧૦૦૦૦૦૦) આપ્યા. એમાંથી માધવલાલ રણછોડલાલ સાયન્સ કૉલેજ થઇ. સાયન્સ માટે આવી સગવડ મુંબાઈ પછી અમદાવાદમાં જ થઇ હતી. કૉલેજને લગતાં ભાષણો માટે શહેનશાહ પાંચમા જ્યોર્જના નામથી એક મોટો હૉલ બંધાવ્યો, અને એ સમયના ગવર્નર લોર્ડ સીડનહામના નામથી એક લાયબ્રેરી પણ કરવામાં આવી. સર ચીનુભાઇની મદદથી ગૂજરાત કૉલેજ પાછી સરકારને હસ્તક ગઈ. શરૂઆતમાં હાજરી ઓછી રહેવાથી જે ગૂજરાત કૉલેજ બંધ કરવી પડેલી તેમાં ૧૯૨૧માં ૪૫૦ વિદ્યાર્થીઓ હતા અને આજે વિદ્યાર્થીઓ માતા પણ નથી.

અમદાવાદની સરકારી હાઇસ્કુલને માટે પણ એ જ ઉદાર ગૃહસ્થે રૂપીઆ આપ્યાથી એમના દાદા રણછોડલાલ છોટાલાલના નામથી ઘીકાંટે હાઇસ્કુલ માટે મોટું સુંદર મકાન બંધાયું. અમદાવાદનાં હાલનાં મકાનોમાં આ કૉલેજ અને હાઇ સ્કુલનાં મકાનો ખાસ આકર્ષક છે. પ્રાથમિક શાળાઓ મ્યુનિસીપાલીટીના હાથમાં ગયા પછી એની સંખ્યામાં સારો વધારે થયો છે. પ્રાથમિક કેળવણી હવે મફત અપાય છે. મ્યુનિસીપાલીટીએ ઇ. સ. ૧૯૨૬–૨૭માં પ્રાથમિક કેળવણી પાછળ રૂ. ૫૨૨૩૯૭) ખર્ચ્યાં હતા. ઇ. સ. ૧૯૨૭–૨૮ના બજેટમાં રૂ. ૭૬૫૨૩૬) એ માટે જુદા રાખવામાં આવ્યા હતા.

ઈ. સ. ૧૮૫૭ માં શાળાઓ માટે શિક્ષકો તૈયાર કરવા અમદાવાદમાં ગૂજરાત ટ્રેનિંગ કૉલેજ શરૂ કરી. આ કૉલેજ એક આદર્શ ગૂજરાતી પ્રાથમિક શાળા પણ ચલાવતી. ઈ. સ. ૧૮૬૭–૬૮માં એને માટે જુદું મકાન પણ થયું. આ કૉલેજે કેળવણી માટે ઉપયોગી કાર્ય કર્યું છે. મહિપતરામ રૂપરામ અને કમળાશંકર પ્રાણશંકર જેવા એના મુખ્ય શિક્ષકો થઈ ગયા છે. આ કૉલેજને બંધ કરવાની વાત આજ ચાલી રહી છે. ઈ. સ. ૧૮૭૧માં સ્ત્રીઓ માટે પણ આવી જ ટ્રેનિંગ કૉલેજ ખોલાઈ અને ૧૮૭૫માં એને માટે

હતી. એ સમયે મ્યુનિસીપાલીટીના તાબાની બધી નિશાળોએ સરકારના કેળવણી ખાતાનો સંબંધ તોડી સરકારની મદદ પણ છોડી. જ્યાં સુધી સરકાર સાથે સમાધાન ન થયું ત્યાં સુધી અમદાવાદની પ્રાથમિક કેળવણી લગભગ પ્રજાકીય જ રહી એમ કહીએ તો ચાલે. ૨ છોકરાઓની હાઈસ્કૂલો, ૨૪ છોકરાઓની પ્રાથમિક શાળાઓ, ૧૦ ગૂજરાતી કન્યાશાળાઓ, ૬ છોકરાઓની ઉર્દુ નિશાળો, ૩ ઉર્દુ કન્યાશાળાઓ, ૧ અંત્યજની શાળા, ૧ અંત્યજની કન્યાશાળા, ૧ છોકરા છોકરીની ભદ્રમાં આવેલી મિશ્રશાળા, અને ૭ રાત્રિશાળાઓ મળી કુલ ૫૫ શાળાઓનો સરકાર સાથેનો સંબંધ તુટી ગયો હતો. એમાં ૮૦૦૦ છોકરા અને ૨૦૦૦ કન્યાઓ હતી. આ સિવાય સમસ્ત ગૂજરાત પૈસા ફંડની શાળાઓ અને શ્રીમતી અનસુયા બેને કાઢેલી મજુરોની શાળાઓમાં અનુક્રમે ૫૦૦ અને ૧૨૦૦ વિદ્યાર્થીઓ હતા. મજુરની શાળાઓમાં ૧૦૦૦ છોકરા અને ૨૦૦ કન્યાઓ હતી. પ્રાથમિક શાળાઓ માટે શિક્ષકો તૈયાર કરવા માટે ટ્રેનિંગ કોલેજ જેવી એક શાળા વિદ્યાપીઠે પણ કાઢી હતી. તેમાં ૫૦ વિદ્યાર્થીઓ હતા અને એને લગતી પ્રેક્ટિસીંગ સ્કુલ દોલતખાનામાં કાઢી હતી; તેમાં ૧૦૦ વિદ્યાર્થીઓ હતા. ઉચ્ચ, માધ્યમિક અને પ્રાથમિક કેળવણીમાં સરકાર સાથે સંબંધ છોડયો હતો એવી સંસ્થાઓમાં કુલ ૧૪૫૮૦ વિદ્યાર્થીઓ ભણતા, તેમાં ૧૨૩૫૦ છોકરા અને ૨૨૩૦ કન્યાઓ હતા.[૧૨] કેટલીક મીલોએ કાઢેલી નિશાળોને પણ સરકાર સાથે સંબંધ નહોતો. આવી સંસ્થાઓમાં ૧૯૨૧ માં કુલ ૨૦૦ પુરુષો અને ૬૦૦ સ્ત્રીઓ મળી ૮૦૦ માણસ ભણતાં હતાં.

આ સમયે સરકારી મદદ મેળવતી પ્રાથમિક શાળાઓ પણ થોડી હતી. ચાર શાળાઓ તો મ્યુનિસીપાલીટીએ સંબંધ છોડયાથી સરકારે ખાસ કાઢી હતી. ટ્રેનીંગ કોલેજની પ્રેક્ટિસીંગ શાળા તો સરકારી જ હતી. એમાં એક શાળા, એક કન્યાશાળા, એક ઉર્દુશાળા અને એક અંત્યજ શાળા હતી, પણ ચારેમાં મળી કુલ માત્ર ૧૧૦ છોકરાં હતાં. આઇ. પી. મીશનની શાળાઓ, બી. પી. જૈનશાળા, તગીળા ભોજકશાળા, અને કેન્ટોન્મેન્ટની શાળાએ સરકાર સાથે સંબંધ રાખ્યો હતો. એમાં ૧૧૧૫ છોકરા હતા. બીજી પાંચ ગામડી શાળાઓએ સરકારની મદદ લેવી ચાલુ રાખી હતી તેમાં ૨૮૫ છોકરા

[૧૨] 'અમદાવાદના જીવનવિકાસ'માં રા. રા. પ્રાણલાલ કીરપારામ દેશાઇનો લેખ.

ભણતા હતા. જે ૧૫ ખાનગી કન્યાશાળાઓએ સંબંધ છોડયો નહોતો. તેમનાં નામ નીચે પ્રમાણે છેઃ–૭ મીશનની કન્યાશાળાઓ, રણછોડભાઈની કન્યાશાળા, મગનભાઇની કન્યાશાળા, હરકુંવરબાઈની કન્યાશાળા, રાયપુરમાં આવેલી દીવાળીબાઇની કન્યાશાળા, અંજુમાન ઇસ્લામની કન્યાશાળા, મુક્તિફોજ કન્યાશાળા, ગંગાબાઈ કન્યાશાળા ( રતનપોળ ), શેઠ મનસુખભાઈની કન્યાશાળા ( કાળુપુર ) આમાં કુલ ૨૫૬૦ કન્યાઓ ભણતી હતી. એટલે સરકારી અને સરકારી મદદ મેળવતી (માધ્યમિક, ઉચ્ચ વગેરે બધી) શાળાઓમાં કુલ ૫૧૨૦ છોકરા અને ૩૨૪૦ કન્યાઓ મળીને ૮૩૬૦ વિદ્યાર્થી હતાં. જ્યારે ૧૯૨૧ માં અમદાવાદમાં ૨૩૭૪૦ વ્યક્તિઓ અભ્યાસ કરતી હતી, એટલે વસ્તીના આઠ ટકા થાય એ સંતોષકારક નથી. આમાંના ૧૫૩૮૦ (૧૨૫૫૦ પુરુષો અને ૨૮૩૦ બાળાઓ ) પ્રજાકીય સંસ્થાઓમાં અને ઉપર પ્રમાણે ૮૩૬૦ સરકારી કે મદદ લેતી સંસ્થાઓમાં ભણતા હતા.

માધ્યમિક અને ઉચ્ચ કેળવણીમાં અસહકારનો પ્રયાસ સફળ ન થયો. અમદાવાદમાં સારી ગણાતી પ્રોપાયટરી તથા મોડેલ હાઈ સ્કુલોએ થોડાં વર્ષ વિદ્યાપીઠ સાથે રહીને પાછળથી મુંબઇ યુનિવર્સીટી સાથે સહકાર કર્યો. અસહકારના સમયમાં ગૂજરાત કોલેજ ખાલી કરાવવા ઇચ્છતા લોકોએ એથી ઉલટું જ પરિણામ જોયું. વિદ્યાપીઠનો શિક્ષણક્રમ ઘણે ભાગે મુંબાઈ યુનિવર્સીટીના અનુકરણ જેવો જ હતો. અમદાવાદ અને ગૂજરાતના વિદ્યાર્થીને આ જાતના રાષ્ટ્રીય શિક્ષણમાં કાંઈ આકર્ષણ નહોતું. આખરે ગૂજરાત કોલેજમાં ભીડ કાયમ રહી; વિદ્યાપીઠમાં હાજરી ઓછી થવા માંડી. આથી એના સંચાલકોએ એનો શિક્ષણક્રમ હાલ થોડા સમયથી બદલી નાંખ્યો છે. ગૂજરાત વિદ્યાપીઠ નિષ્ફળ કેમ થઇ એનાં કારણોમાં ઉતરવાનું આ સ્થળ નથી.

વિદ્યાપીઠ પોતે સફળ ન થઈ પણ તેણે એક મહત્ત્વનું કાર્ય કર્યું. એ કાર્ય અમદાવાદ–ગૂજરાતમાં એક નમુનારૂપ હતું. 'ગૂજરાત પુરાતત્ત્વ મંદિર' એ વિદ્યાપીઠની અનેક નિરાશાઓમાં એક આશારૂપ હતું. વિદ્યાપીઠના અને બહારના કેટલાક સમર્થ વિદ્વાનો એમાં ભાગ લેતા. આચાર્યશ્રી જિનવિજયજી, શ્રી ધર્માનંદ, પંડિત સુખલાલજી, પંડિત બેચરદાસ, મૌલવી અબુઝફર નદવી સાહેબ, શ્રી રામનારાયણ પાઠક, શ્રી રસિકલાલ પરીખ વગેરે વિદ્વાનો એમાં જોડાયા હતા. ગૂજરાત કૅાલેજે ખોયેલું રત્ન–શ્રીયુત વાલજી દેસાઈ પણ આ મંડળમાં પાછળથી મળ્યા. આમ અમદાવાદમાં સમર્થ વિદ્વાનોનું એક આદર્શ મંડળ

સ્થપાયું. ગૂજરાતના ઇતિહાસ અને બીજા વિષયોના સંશોધન માટે આ મંડળે સંગીન કાર્ય કર્યું છે. આ મંદિર તરફથી નીકળેલું ત્રૈમાસિક 'પુરાતત્ત્વ' જો અંગ્રેજીમાં નીકળ્યું હોત તો હિંદુસ્તાનમાં એ જાતનાં નીકળતાં સામયિકોમાં અગ્ર પંક્તિમાં બેસી શકત. ગૂજરાતના હાલના વૃદ્ધ મહા વિદ્વાનો સરસ્વતીના ક્ષેત્રમાંથી વાનપ્રસ્થ થાય તો વિદ્વત્તા ભૂલી નહિ પડે એવી આશા આ મંડળને જોઇને પડતી હતી. "પુરાતત્ત્વ" ત્રૈમાસિક બંધ થઈ ગયું છે, અને ગૂજરાત વિદ્યાપીઠનું આવું ઉત્તમ કાર્ય આજે પડી ભાગવાની તૈયારીમાં છે. વિદ્યાપીઠના સંચાલકો પોતે જ ઉત્પન્ન કરેલા આવા ઉત્તમ કાર્યને જાણી જોઇને અસ્ત પામવા દે એના જેવું દીલગીરી ભરેલું બીજું કાંઈ ન હોઈ શકે. જે એક સંસ્થાને લીધે ગૂજરાત અને પાટનગર બીજા પ્રાંતોની સાથે બેસીને અભિમાન લઈ શકત તે સંસ્થા આમ એના સંચાલકોને જ હાથ શિથિલ થાય એ દેશનું કમનસીબ છે.

સ્ત્રીકેળવણીમાં અમદાવાદ પુના, મુંબાઈ, કલાકત્તા કે મદ્રાસ જેટલું તો આગળ નથી. પરંતુ અમદાવાદની સ્ત્રીઓને કેળવણી તરફ હવે વધારે અભિરુચી થવા માંડી છે. અંગ્રેજી શીખવાની ઇચ્છાવાળી કન્યાઓ ટ્રેનિંગ કૉલેજની કન્યા હાઇ સ્કુલમાં પહેલાં કોઇ કોઈ જતી. હવે એમાં સંખ્યા સારી વધી છે. છોકરાઓની હાઇસ્કુલોમાં પણ કન્યાઓ ઉપલા વર્ગમાં જાય છે. કૉલેજની ઉચ્ચ કેળવણીનો જે આદર્શ લેડી વિદ્યાગૌરી રમણભાઈ અને એમના કુટુંબે બતાવ્યો એનું મહત્ત્વ અમદાવાદ છેક હમણાં સમજવા માંડયું છે, અને કૉલેજમાં પણ કન્યાઓની સંખ્યા વધતી જાય છે. શ્રી શિવગૌરી ગજ્જરના સુરત વનિતાવિશ્રામને અનુસરીને અમદાવાદમાં શ્રી સુલોચના બેને વનિતાવિશ્રામ કાઢયો છે જેને માટે બાઇ જીવકોરના નામનું મકાન ખાડીઆમાં શેઠ સોમનાથ રૂપજીદાસે બંધાવેલું છે. આ સંસ્થામાં નાની કન્યાઓને માટે તથા કન્યાઓના માધ્યમિક શિક્ષણ માટે સગવડ છે; પરંતુ ખરી રીતે મોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે આ સંસ્થા બહુ ઉપયોગી છે. વનિતાવિશ્રામ અને મહિલાવિદ્યાલયનાં મળીને ૧૯૨૧ માં ૪૦૦ વિદ્યાર્થીઓ હતાં. પ્રો. કર્વેની સ્ત્રીઓ માટેની યુનિવર્સીટી સાથે જોડાયલી એક મહિલા-પાઠશાળા થોડાં વર્ષથી નીકળી છે. એ સંસ્થા પણ પ્રગતિ કરતી જાય છે.

સ્ત્રીકેળવણી

આ જગ્યાએ રા. રા. પ્રાણશંકર લલ્લુભાઇના ખંત અને શ્રમથી ઉત્તમ રીતે ચાલતી બહેરામુંગાની શાળાની નોંધ પણ લેવી જોઇએ.

અમદાવાદમાં ગૂજરાત યુનિવર્સીટી કરવાની જરૂર છે એવું ગૂજરાત કૉલેજના માજી પ્રીન્સીપલ પ્રો. રોબર્ટસને દસેક વર્ષ ઉપર જાહેર કર્યું હતું. એથી યે પહેલાં લૉર્ડ સીડનહામે મુંબાઇ સિવાય ઇલાકાના પ્રાંતોમાં જૂદી યુનિવર્સીટીના અગત્યનું સૂચન કર્યું હતું. ગૂજરાત વિદ્યાપીઠ સ્થપાઈ ત્યારે અન્ય પ્રાંતો કરતાં આપણે પહેલાં એ વાત અમલમાં મૂકી એમ કેટલાક સગર્વ બોલતા. પરંતુ આજ એ વસ્તુસ્થિતિ ફરી ગઇ છે. ગૂજરાત યુનિવર્સીટી ગૂજરાતના પાટનગરમાં જ થવી જોઇએ એમ ગૂજરાત, સૌરાષ્ટ્ર અને મહાગૂજરાતના સર્વે ગૂજરાતીઓ માને છે; પરંતુ એ માટે જે ખંત અને ત્યાગવૃત્તિ આજે મહારાષ્ટ્રમાં છે તે ગૂજરાતમાં નથી. ગૂજરાતના પાટનગર કરતાં મહારાષ્ટ્રના પાટનગર પૂનામાં યુનિવર્સીટી પહેલી થાય તો નવાઇ નથી. વડોદરામાં યુનિવર્સીટી કરવાનો ના૦ ગાયકવાડ સરકારે વિચાર કર્યો હતો અને એવો વિચાર કરવા માટે એક સભા પણ બેસાડી હતી, પરંતુ એનું કાંઇ પરિણામ આવ્યું નથી. ગૂજરાત યુનિવર્સીટી અમદાવાદમાં થાય તો આખા યે ગૂજરાતનો સહકાર પામે. ગૂજરાતના ધનિકો તથા રાજ્યો ધારે તો ઘણીખરી રકમ આ કાર્ય માટે એકઠી કરી શકે. આ માટે સાહિત્ય પરિષદે ઠરાવો કર્યા, પરંતુ એની પાછળ ત્યાગવૃત્તિથી કામ કરનારાનું મંડળ ન ઉભું થાય ત્યાંસુધી કાંઇ પરિણામ આવે નહિં. છતાં આશા રહે છે કે થોડાં વર્ષોમાં 'ગૂજરાત યુનિવર્સીટી' થશે અને એ એના ગૂજરાતના પાટનગરમાં જ થશે એમાં શંકા નથી.

ગૂજરાત યુનિવર્સીટી

બીજા ધંધાઓને માટે ઉંચી કેળવણીની સગવડ અમદાવાદમાં જોઇએ તેવી નથી. અમદાવાદ જેવા શહેરમાં વેપારી અને ઇજનેરી કૉલેજ હોય તો સારી જ ચાલે. કચ્છ કાઠીઆવાડ અને ગૂજરાતના વિદ્યાર્થીઓને આ વિષયો શીખવા માટે મુંબઈ, પૂના કે કરાંચી જેટલે દૂર જવું પડે છે તેને બદલે ગૂજરાતના મધ્ય ભાગમાં જ સારી અને સસ્તી કેળવણી મળવી જોઇએ. વેપારના વિષયો અને અર્થશાસ્ત્રના અભ્યાસ માટે મુંબાઇ જેવું જ સ્થળ અમદાવાદ છે. ચાર જૂદી જૂદી આબોહવા અને જમીનોવાળા ચાર પ્રાંતો વચ્ચે ઇલાકામાં એક જ ખેતીવાડીની કૉલેજ છે તે પણ ઠીક નથી. ઉત્તર ગૂજરાત કે કાઠીઆવાડનો ખેડૂતનો કેળવાયલો છોકરો પૂને જઇ અભ્યાસ કરવા કરતાં અમદાવાદમાં જ રહેવું વધારે પસંદ કરશે. મુંબાઇની બહુ

ધંધાઓની કેળવણી

પાસે હોવાથી અને ગવર્નર સાહેબના ચાર માસના મુકામનું સ્થળ હોવાથી પૂનાને લગભગ એક સૈકાથી કેળવણી માટેના જે લાભ મળ્યા છે તે અમદાવાદ વસ્તીમાં પૂનાથી મોટું છતાં તેને મળ્યા નથી. અમદાવાદ કરતાં પૂનામાં હાલની ઉંચી કેળવણી ઘણી વહેલી શરૂ થઇ હતી. અમદાવાદ કરતાં પૂના મુંબાઇની વધારે પાસે છે તે કારણથી પણ પૂનામાં કેળવણીનો પ્રચાર આજે વધારે દેખાય છે એમ કોઈ માને તો ખોટું નથી.

ધંધાની સાધારણ પ્રકારની કેળવણી તો અમદાવાદમાં મળી શકે છે. સીવિલ હોસ્પીટલ સાથે જોડાયલી બેરામજી જીજીભાઇની મેડીકલ સ્કુલના વિદ્યાર્થીઓ સારા લેખાય છે. પહેલાં આ શાળામાં ત્રણ વર્ષના અભ્યાસથી 'હોસ્પીટલ એસીસ્ટંટ' થઈ શકાતું. પછી અભ્યાસમાં ચાર વર્ષ કરી અભ્યાસક્રમ જરા વધારીને એલ. સી. પી. એન્ડ એસ. નું પ્રમાણપત્ર છેલ્લી પરીક્ષામાંથી ઉત્તીર્ણ થયા પછી આપવામાં આવે છે. એમાં ત્રણ વર્ગ છે. બે વર્ગના વિદ્યાર્થીઓને સરકારી મુલ્કી અને લશ્કરી ખાતામાં નોકરી કરવા બંધાવું પડે છે. એમને સરકાર ખર્ચી માટે શિષ્યવૃત્તિઓ આપે છે. ત્રીજો વર્ગ પૈસા આપી ભણનારો છે. ઉત્તીર્ણ થયા પછી એ વર્ગ સ્વતંત્ર ધંધો કે નોકરી કરી શકે છે. ઇ. સ. ૧૯૨૧ માં એમાં ૧૫૦ વિદ્યાર્થીઓ હતા.

હુન્નર ઉદ્યોગની કેળવણી માટે સર ચીનુભાઇ માધવલાલે 'રણછોડલાલ છોટાલાલ ટેક્નિકલ સ્કુલ' કાઢી હતી. છેલ્લાં બાર વર્ષથી એ શાળા સરકારને સોંપેલી છે. એમાં કાંતવું, વણવું, ટેક્નિકલ એન્જીનિયરિંગ, અને બીજા પણ કેટલાક હુન્નરો શીખવાય છે. ઇ. સ. ૧૯૨૧માં એમાં ૧૦૦ છોકરાઓ હતા. આ શાળાનો લાભ હાલ ઠીક લેવાય છે, અને છેક મદ્રાસ જેટલે દૂરથી વિદ્યાર્થીઓ ત્યાં આવે છે. મુક્તિફોજ તરફથી પણ એક નાની ઉદ્યોગશાળા ચાલે છે. આ સિવાય મીલોને લગતા હુન્નર શીખવા માટે વગર પગારે કે ઓછે પગારે મીલોમાં માણસોને શીખવા માટે રખાય છે.

અમદાવાદમાં કેળવણી સંતોષકારક નથી પણ દીવસે દીવસે એમાં સુધારો તથા વધારો થતો જાય છે એ આ ઉપરથી સમજાયું હશે. કન્યાકેળવણી માટે લોકોમાં ખાસ વધારે જાગૃતિ આવે છે. પરંતુ કેળવણીને સહાય કરનારી ખાસ અગત્યની સંસ્થાઓની અમદાવાદમાં મોટી ખામી અને તાણ છે તે કોઇએ ભૂલવું ન જોઇએ.

**પુસ્તકાલય**

અમદાવાદ જેવા શહેરમાં એક પણ સારૂં મોટું સાર્વજનિક મધ્યસ્થ પુસ્તકાલય

નથી. ગૂજરાત કૉલેજ અને વિદ્યાપીઠ–પુરાતત્ત્વનાં ઉત્તમ પુસ્તકાલયો બાદ કરીએ તો પ્રજાને માટે એકે સારૂં જાહેર પુસ્તકાલય શહેરમાં નથી. ઉપરનાં પુસ્તકાલયોનાં પુસ્તકો એ સંસ્થાઓના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોને જ મળી શકે છે. પુરાતત્ત્વનાં પુસ્તકોનો ઉપયોગ બીજાઓ કરી શકે પણ તે પુસ્તકાલયની બહાર લઇ જવા દેતા નથી, અને પુરાતત્ત્વમંદિર બહુ દૂર હોવાથી એનો ઉપયોગ સાધારણ પ્રજા કરી શકતી નથી. ગૂજરાતને લગતાં પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો ગૂજરાત કૉલેજમાં થોડાં પણ જણાતાં નથી એટલે અમદાવાદમાં એક પુસ્તકાલય નીકળે અને તેમાં એવાં પુસ્તકો રહે એ આશા જ કરવાની રહી ! જ્ઞાન અને કેળવણીને લગતી આવી મહત્ત્વની બાબતમાં અમદાવાદ શાંત બેસી રહ્યું છે એથી જ વિદ્યાના રસ માટે બહાર એની હાંસી થાય છે. વડોદરાની સેંટ્રલ લાયબ્રેરી જેવું એક પુસ્તકાલય ગૂજરાતના પાટનગરમાં ન હોય એ દરેક શહેરીને શરમાવા જેવું છે.

ઇ. સ. ૧૮૫૮ માં નગરશેઠ હેમાભાઇ વખતચંદે રૂ. ૭૦૦૦) આપીને ભદ્રમાં હીમાભાઇ ઇન્સ્ટીટ્યુટ નામનું પુસ્તકાલય ઉઘાડ્યું. આ અમદાવાદનું જૂનામાં જૂનું પુસ્તકાલય છે. એનો લાભ પૈસા ભરીને થતો હોવાથી એમાં બહુ લોક જતા નથી. આપારાવ લાયબ્રેરી આપારાવ ભોળાનાથના નામથી ખાડીઆમાં ઇ. સ. ૧૮૭૦માં થઇ હતી. હાલ એનું પોતાનું મકાન રાયપુર દરવાજા બહાર છે. એની જગ્યા શહેરના મુખ્ય લત્તાઓની વસ્તીને ફાવે એવી ન હોવાથી એનો લાભ વૃદ્ધ લોકો જ વધારે લે છે. એમાં કેટલાંક ફારસી હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ છે. દાદાભાઇ લાયબ્રેરી આ સદીની શરૂઆતમાં નીકળેલી. એમાં છાપાં તથા પુસ્તકોની સાધારણ સગવડ હતી. આ પુસ્તકાલય શરૂઆતમાં થોડો વખત સારૂં ચાલ્યા પછી શિથિલ પડ્યું અને હાલ એ મ્યુનિસીપાલીટીના વહીવટમાં છે. ભાઇશંકરની લાયબ્રેરી પણ એ જ વહીવટમાં છે અને એકંદર ઠીક છે. એનાં પુસ્તકો ત્યાં બેસીને વાંચવાં પડે છે. એ સિવાય દૈનિક, અઠવાડિક, અને માસિક છાપાંવાળી લાયબ્રેરીઓ શહેરમાં થોડીક છે. પણ એમાં આવતાં છાપાં જોતાં એની ખાસ નોંધ લેવાની જરૂર જણાતી નથી.

અમદાવાદમાં કેટલાંક છાત્રાલયો પણ છે. વિદ્યાપીઠ, ગૂજરાત કૉલેજ સત્યાગ્રહાશ્રમ તથા વૈષ્ય સભાનાં છાત્રાલયો સારાં અને મોટાં છે. શાહીબાગમાં આવેલું રણછોડલાલ છોટાલાલ હાઇસ્કુલ માટે બાંધેલું માધવલાલ રણછોડલાલ બોર્ડીંગ પણ ઉત્તમ છે. આ સિવાય શેઠ ચિમનલાલ નગીનદાસે બંધાવેલું જૈન

શ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગ, પ્રેમચંદ મોતીચંદ દિગંબર જૈન બોર્ડીંગ, કડવા પાટીદાર બોર્ડીંગ, અચરતલાલ ગિરધરલાલ વેરાગીનું બોર્ડીંગ, શ્વેતાંબર જૈન બોર્ડીંગ, સંયુક્ત ( જૈન સ્થાનકવાસી ) વિદ્યાર્થિગૃહ, લેઉવા પાટીદાર બોર્ડીંગ, લેઉવા પાટીદાર દસકોશી બોર્ડીંગ, ઔદિચ્ય બોર્ડીંગ, ખડાયતા ( વણિક ) બોર્ડીંગ, શ્રીમાળી બ્રાહ્મણ બોર્ડીંગ, ત્રવાડી મેવાડા બોર્ડીંગ અને અંત્યજાશ્રમ વગેરે છાત્રાલયો છે. રા. સા. મહિપતરામ રૂપરામના સ્મરણાર્થે એક અનાથાશ્રમ રાયપુર દરવાજા બહાર ચાલે છે. આ સંસ્થા કેવળ જૂદા પ્રકારની છે અને ગૂજરાતમાં એક નમુનારૂપ છે. એને એક જાતના છાત્રાલયની ગણત્રીમાં કાંઇક અંશે ગણી શકીએ. એમાં કેળવણીની વ્યવસ્થા પણ કરેલી છે. એના વર્ણનમાં ઉતરવાનું આ સ્થાન નથી. ટ્રેનિંગ કૉલેજને પોતાનાં છાત્રાલય છે. વનિતા વિશ્રામમાં એક છાત્રાલય છે અને મહિલા પાઠશાળાને અંગે પણ એક છાત્રાલય હાલ શરૂ કરવામાં આવ્યું છે.

છાત્રાલય

શારદામંદિર નામે એક નવી શાળા નવી પદ્ધતિથી શ્રી. સવિતાબેન વિશ્વનાથે કાઢી છે. એમાં છાત્રાલય અને શિક્ષણના વર્ગો છે, અને નાનાં તથા મોટાં બાળકોને; છોકરા તથા કન્યાઓને સાથે જ દરેક પ્રકારની ઉપયોગી કેળવણી અપાય છે. કેળવણીની રીત નવી અને આકર્ષક છે.

અમદાવાદમાં સાહિત્ય પ્રચારની વાત બહુ ટુંકાણમાં પણ જણાવવાની જરૂર છે. એમાં પહેલાં વતર્માનપત્રો અને સામયિકો ( periodicals ) આવે છે. એવાં પત્રોની નામાવલી આપવાનો અહીં ઉદ્દેશ નથી. અમદાવાદમાં આ જાતનો પ્રચાર કરવાનું પહેલું સાન ગૂજરાતની સંસ્કારિતાના મોટામાં મોટા પરદેશી પ્રશંસક એલેક્ઝાંડર કિન્લોક ફોર્બ્સ સાહેબને આપી શકાય. સર ટી. સી. હોપે પણ પાછળથી કેળવણી પ્રચારમાં ભાગ લીધો હતો. ઈ. સ. ૧૮૪૮ માં ફોર્બ્સ સાહેબે કવિ દલપતરામ ડાહ્યાભાઇની સહાયથી ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના કરી. આ સભા તરફથી અમદાવાદમાં દર બુધવારે અમદાવાદ વર્તમાન નામનું ચોપાનિયું નીકળવા માંડયું. એ બુધવારે નીકળતું હોવાથી ઘણા વખત સુધી અમદાવાદમાં કોઈ પણ છાપાને લોકો બુધવારિયું કહેતા. ગૂજરાતનું એ પહેલું પત્ર હતું. આ સોસાયટીએ

ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી

ઈનામો આપી સમાજમાં સુધારો થાય, જૂના વહેમો ટળે એવા નિબંધો લખાવવા માંડ્યા. ઈ. સ. ૧૮૫૪માં સોસાયટી તરફથી બુદ્ધિપ્રકાશ નામનું માસિક કાઢવામાં આવ્યું. આ માસિક અમદાવાદનું જુનામાં જુનું માસિક કહેવાય. એ આજે પણ ચાલે છે. એનું લવાજમ સસ્તું છે તથા અમુક નિયમોથી એ ઘણાને મફત મળે છે તેથી એનો પ્રચાર ઘણો છે. પરંતુ હાલના જમાનાનાં ઉત્તમ માસિકોની પંક્તિમાં બેસવા માટે હજી એને ઘણું કરવાનું છે. માસિકો ઉપર પોતાનો નભાવ કરનારા આવું કાર્ય સફળ કરી શકે એના કરતાં સોસાયટી જેવી સંસ્થાથી વધારે સારૂં કાર્ય થઈ શકે. ઈ. સ. ૧૮૭૭ માં સોસાયટી પાસે રૂા. ૨૭૯૧૦) હતા. એમાંના રૂા. ૧૦૦૦૦) મુંબાઈના શેઠ પ્રેમચંદ રાયચંદે ભર્યા હતા. સોસાયટીમાં આશ્રયદાતા (patrons) અને જીંદગી પર્યંતના સભાસદ થઈ શકાય છે. જીંદગી પર્યંતના સભાસદની ફી પુરુષો માટે રૂા. ૫૧) છે, અને સ્ત્રીઓ માટે અડધી ફી છે. આ સોસાયટીને એ પછી જુદાં જુદાં કાર્યો કરવા માટે ઘણાં ફંડ મળેલાં છે. સંસ્થાએ આજ સુધીમાં ઘણાં ઉપયોગી પુસ્તકો સભાસદોને ભેટ આપ્યાં છે અને સસ્તી કિંમતે બહાર પાડયાં છે. એના પુસ્તકાલયનો લાભ સભાસદોને જ મળે છે. હાલ શ્રીયુત હિરાલાલ પારેખના હાથ નીચે સોસાયટી કેટલાક સુધારા કરવા પ્રયત્ન કરી રહી છે.

એ સમયનાં પત્રોની ટીકાઓ

'અમદાવાદ વર્તમાન' પછી કેટલાંક અઠવાડિક પત્રો અમદાવાદમાં નીકળ્યાં અને વખત જતાં બંધ થઈ ગયાં. આમાં સર્વથી પહેલું 'હિતેચ્છું' પત્ર હતું. એણે ઘણાં વર્ષ સુધી અમદાવાદની સેવા કરી. 'સમશેર બહાદુર' તથા 'અમદાવાદ સમાચાર' નામનાં અઠવાડિકો ગૂજરાતીમાં અને 'હિતેચ્છુ' અંગ્રેજી–ગુજરાતીમાં નીકળતાં હતાં. જૂના અમદાવાદ વર્તમાને એક વખત નગરશેઠની વિરુદ્ધ કાંઈ છાપ્યું અને એ પછી વારંવાર એવાં લખાણો આવવાથી એના વિરુદ્ધ 'ખબર દર્પણ' નામનું છાપું નીકળ્યું. આ બન્ને પત્રોમાં ખાડીઆના નામાંકિત પ્રાણશંકરબાપા નામના વિસનગરા નાગર ગૃહસ્થને લગતી તકરારો ચાલેલી અને એ માટે બન્નેને કોર્ટમાં જવું પડેલું એ વાત જાણીતી છે. અમદાવાદ વર્તમાનપત્ર સાચી ટીકા કરતાં ડરતું નહોતું એમ જણાય છે. જે સમયમાં સરકાર વિરુદ્ધ ટીકા કરતાં બધા બહુજ ડરતા તે સમયે પણ એણે એવી ટીકાઓ કરેલી. એક વખત અમદાવાદના કેદખાનાના વહીવટ માટે થોડી ટીકા આવી; એથી યૂરોપિયન જેલરે

છેડાઇને જજ મી. હેરીસનને ફરિયાદ કરી. જજે સોસાયટીને આ લખાણ કાઢી નાખવા પત્ર લખ્યો. જેને લઈને ટીકા કરવામાં આવી હતી તે વાત ખરી હતી તેથી સોસાયટીએ એ માન્ય રાખ્યું નહિ. આથી જજ હેરીસને સોસાયટીમાંથી સભાસદ તરીકે પોતાનું રાજીનામું આપ્યું. સરકાર વિરુદ્ધ એક વખત ફરી ટીકા આવવાથી સરકારી નોકરોએ એમાં લખાણ કરવું નહિ એવો હુકમ પણ મુંબાઈ સરકાર તરફથી કાઢવામાં આવ્યો હતો. એ પછી સોસાયટીમાં જ ફાટફુટ પડવાથી એ પત્ર બંધ પડ્યું.[૧૩]

અમદાવાદમાં સર્વથી પહેલું શિલા છાપખાનું બાજીભાઈ અમીચંદ પટેલે કાઢ્યું હતું. 'વર્તમાનપત્ર' છાપું આ ગૃહસ્થના હાથમાં આવ્યું એ સમયે પણ અનેક ટીકાઓ આવવા લાગી એથી એના રીપોર્ટર લલ્લુભાઇ રાયચંદને કોઇએ કહ્યું કે–છે કોઈ સમશેર બહાદુર કે વર્તમાનપત્ર સામે ટક્કર ઝીલે. લલ્લુભાઇએ કહ્યું કે–મદદ મળે તો એ પણ બની શકે. એ ઉપરથી ઇ. સ. ૧૮૫૪ ના જુલાઇમાં લલ્લુભાઇએ 'સમશેર બહાદૂર' નામનું પત્ર કાઢ્યું. આ પત્રે 'વર્તમાન પત્ર'નું નામ 'ટચાક કારીગર' પાડ્યું ત્યારે વર્તમાનપત્રે આનું નામ 'ટેકચંદશા' પાડ્યું. ઇ. સ. ૧૮૫૫માં 'વર્તમાનપત્ર' બંધ પડવાની સ્થિતિમ હતું તે વખતે એમાં–લલ્લુભાઈ રાયચંદ એને ત્યાં શીખેલું આજકાલનું છોકરું તે એની સામે લખે છે એમ ટીકા આવી; એટલે 'સમશેર બહાદુરે' વર્તમાન પત્રની દશા જોઇ "આ મોટા વર્તમાન કાકા રે" એવું છાપ્યું. 'સમશેર બહાદૂર' ઉપર પણ વિચિત્ર લખાણો માટે બદનક્ષીની ફરિયાદ થઇ હતી.[૧૪] અમદાવાદના જુનાં પત્રોનો આવો વિચિત્ર અહેવાલ છે. એ સમયનાં પત્રોમાં કોઈ કોઇ વાર રા. બા. ભોળાનાથ સારાભાઇ, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, અંબાલાલ સાકરલાલ, ફોર્બ્સ, ગોપાળરાવ હરિ વગેરે નામાંકિત પુરુષો પણ ભાગ લેતા.

અમદાવાદમાં એકે સારૂં દૈનિક પત્ર નથી. કેટલાંક શરૂ થયાં ને બંધ પણ પડ્યાં. હાલ સંદેશ નામનું પત્ર નીકળે છે. સારા દૈનિક પત્રને માટે અમદાવાદ હજી લાયક સ્થળ નથી. મુંબાઇ બહુ પાસે હોવાથી એ જ તારીખનું પત્ર મુંબઇ અને અમદાવાદમાં સાથે મળી શકે છે તેથી દૈનિક પત્ર હાલ કદાચ સફળ ન

[૧૩] 'અમદાવાદનો જીવનવિકાસ'માં રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇનો લેખ. [૧૪] એ જ પૃ. ૧૫૩.

પણ થાય અઠવાડિક પત્રોમાં હાલ પ્રજાબંધુ અને ગુજરાતી પંચ ચાલે છે. એ બન્ને જુનાં છે, તેઓ પચીસ વર્ષથી અમદાવાદની સેવા કરી રહ્યાં છે. રાજકીય વિષયોમાં પ્રજાકીય મત પ્રદર્શિત કરવા માટે પ્રજાબંધુ જાણીતું છે. ગાંધીજીના અમદાવાદના નિવાસ પછી અંગ્રેજી યંગ ઇન્ડીઆ અને ગુજરાતી નવજીવને અઠવાડિક પત્રોમાં સારી ખ્યાતિ મેળવી છે. ગૂજરાતી ભાષા અને શૈલીમાં નવજીવને નવો વેગ આણ્યો છે. આ પત્રો હિંદુસ્તાન બહાર પણ સારી રીતે જાય છે. ગૂજરાત બહારના પત્ર વાંચનારાઓ અમદાવાદના પત્રોમાં આ પત્રોને જ ઓળખે છે. ગૂજરાતમાં ભાષા, વિચાર, અને આચારનાં ઘણાં પરિવર્તન નવજીવને કર્યાં છે. યંગ ઇન્ડીઆના લેખો ઉપર હિંદુસ્તાનના રાજકીય નેતાઓનું પહેલું લક્ષ જાય છે. અધિકારી વર્ગ પહેલા એના લેખો વાંચે છે. આ બે છાપાંએ આખા હિંદુસ્તાનનાં ઉત્તમ વર્તમાનપત્રો જ્યાંથી નીકળે છે તેવાં સ્થાનોમાં અમદાવાદની ગણત્રી કરાવી છે. જગતના મહાન પુરુષ મોહનદાસ ગાંધી જેવા મહાત્મા એ બન્નેના તંત્રી છે એ જ એનું કારણ છે. નવજીવન છાપખાનું પણ સંસ્કારી છાપખાનાંઓમાં ગણાય છે.

બીજાં પત્રો

અમદાવાદનું માસિક સાહિત્ય પ્રમાણમાં ઓછું નથી. બુદ્ધિપ્રકાશ માટે આગળ વર્ણન કર્યું છે. આ ઉપરાંત શાળાપત્રે કેળવણીમાં અગત્યનો ભાગ લીધો છે. સામાન્ય જનસમુદાય માટે તથા જ્ઞાતિ કે સંપ્રદાયો માટે આજે ઘણાં માસિકો અમદાવાદમાંથી નીકળે છે. આમાંનાં જે નીકળીને બંધ થઈ ગયાં એ બધાંની નામાવલીની જરૂર નથી. ગૂજરાતની બહાર પણ વિદ્વત્તા માટે માન પામેલા આચાર્ય શ્રી આનંદશંકરભાઇના તંત્રીપદ નીચે ચાલતા વસંત માસિકે એનાં ૨૫ વર્ષ હમણાં જ પુરાં કર્યાં છે. આ નિમિત્તે ગૂજરાતના લોકે એનો રજતોત્સવ ઉજવ્યો એ જ એનું ઉંચું સ્થાન સિદ્ધ કરે છે. યુગધર્મ ઉત્તમ માસિક તરીકે પંકાઇને બંધ થયું. એનું સ્થાન આજે પ્રસ્થાને લીધું છે. વિદ્યાપીઠના જાણીતા વિદ્વાન શ્રી રામનારાયણ પાઠકના તંત્રીપદ નીચે આ પત્ર ગૂજરાતનાં માસિકોમાં આજે અગ્રસ્થાને બેસે છે. બાલ અને કૌમારના સાહિત્ય માટે 'કુમાર' માસિકનું સ્થાન ગુજરાતમાં બહુ ઉંચું છે. ગૂજરાતની કલાને ઉંચી લાવવા માટે કુમારના ભાવનાથી ભરેલા તંત્રી રા. રવિશંકર રાવળ અથાગ મહેનત

માસિક સાહિત્ય

કરી રહ્યા છે. સચિત્ર માસિકોમાં કુમારનું સ્થાન ઘણું ઉંચું છે. કુમાર કાર્યાલયનું છાપખાનું સરકારી છાપખાનાંની પંક્તિમાં બેસે છે. છબીઓ પાડવાનું અને એને-છાપવાનું પણ ત્યાં જ થાય છે એ એની વિશેષતા છે. 'પુરાતત્ત્વ' જેવું ઉત્તમ ત્રૈમાસિક હાલ બંધ પડ્યું છે એ શોચનીય છે. 'કૌમુદિ'નું સ્થાન ગૂજરાતનાં ત્રૈમાસિકોમાં ઉંચું છે. આચાર્ય શ્રી જિનવિજયજીના તંત્રીપણા નીચે ચાલતું 'જૈન સાહિત્ય સંશોધક' એકલા જૈનોને માટે નહિં પણ ગૂજરાતી સાહિત્ય અને ઇતિહાસના વિદ્વદ્-ભોગ્ય લેખોમાં રસ લેનારા દરેક જણને માટે ઘણું ઉપયોગી છે. આ બધાં સામયિકો સાથે લેતાં માસિક સાહિત્યમાં ગૂજરાતના પાટનગરનું સ્થાન હાલ કોઈ રીતે ઉતરતું નથી.

**બીજી સંસ્થાઓ**

કેળવણીનો પ્રચાર કરનારી બીજી પણ કેટલીક સંસ્થાઓ છે. ગૂજરાત કેળવણી મંડળ, અંજુમાને ઇસ્લામ, ગૂજરાત સાહિત્ય સભા, મજૂર મહાજનની ઑફિસ, વગેરેનાં કાર્યો ઉત્તમ છે. સાહિત્ય સભાનું કાર્ય એ પોતાનો રજત ઉત્સવ ઉજવે છે એથી સિદ્ધ થશે. મજૂરોની જાગૃતિ શ્રીમતી અનસુયા બેનને આભારી છે. મજૂર ઑફિસ તરફથી 'મજૂર સંદેશ' નામનું છાપું મજૂરોમાં જાગૃતિ કરાવી રહ્યું છે. ગ્રંથમાળાઓ કાઢીને સાહિત્યનો પ્રચાર કરનારી સંસ્થાઓ પણ અમદાવાદમાં છે. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, લલિતવાઙ્મય ગ્રંથમાળા, સરસ્વતિ ગ્રંથમાળા વગેરે આ દિશાએ કાર્ય કરે છે. લલિતવાઙ્મય ગ્રંથમાળાનું કાર્ય પ્રમાણમાં સસ્તું નથી. સરસ્વતિ ગ્રંથમાળાએ વલ્લભભાઈ પટેલનું જીવનચરિત્ર બહાર પાડી સારી કીર્તિ મેળવી છે. સર્વથી વધારે અગત્યની સંસ્થા તો સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય છે. કેટલાંક વર્ષથી ઘણું ઉપયોગી સાહિત્ય આ સંસ્થાએ ઘણે સસ્તે ભાવે પ્રજાને અર્પણ કરેલું છે. ગૂજરાતમાં સસ્તી કિંમતે જ્ઞાનનો ઉત્તમ પ્રચાર કરવા માટે આ સંસ્થાને અનેક ધન્યવાદ ઘટે છે. ગૂજરાત વિદ્યાપીઠ, નવજીવન કાર્યાલય, અને પુરાતત્ત્વ મંદિર તરફથી પણ વિદ્વદ્ભોગ્ય સાહિત્ય બહાર પડે છે.

આમ અમદાવાદની કેળવણી ચારે બાજુથી વધી રહી છે. બીજાં મોટાં શહેરોના પ્રમાણમાં હજી અમદાવાદે ઘણું કરવાનું બાકી છે. હિંદના એક ધનવાન પ્રાંતનું એ પાટનગર છે. અનેક ધનવાન દેશી રાજ્યો એ પ્રાંતમાં આવી રહેલાં છે. આવા પ્રાંતનું પાટનગર કેળવણી માટે આદર્શ સંસ્થાઓ ઉભી કરી

શકે. નાણાં માટે એને બીજા પાસે યાચના ન કરવી પડે. ભારતભૂષણ પંડિત માલવિયાજીની પેઠે કોઇ પ્રતિષ્ઠિત ગૂજરાતી વિદ્વાન આ ક્ષેત્રમાં રસથી કામ કરે તો ગૂજરાતના પાટનગરના કેળવણીનો પ્રશ્ન વહેલો ઉકલે અને સહેલો થઇ પડે. અત્યાર સુધીમાં સર ચીનુભાઇ માધવલાલના કુટુંબે એકલે હાથે કેળવણી પાછળ નાણાં ખર્ચ્યાં છે એમ કહીએ તો ચાલે. પરંતુ એવાં અનેક કુટુંબો અમદાવાદની કેળવણી વધારવાને આગળ પડી શકે તેમ છે.



કરી રહ્યા છે. સચિત્ર માસિકોમાં કુમારનું સ્થાન ઘણું ઉંચું છે. કુમાર કાર્યાલયનું છાપખાનું સરકારી છાપખાનાંની પંક્તિમાં બેસે છે. છબીઓ પાડવાનું અને એને-છાપવાનું પણ ત્યાં જ થાય છે એ એની વિશેષતા છે. 'પુરાતત્ત્વ' જેવું ઉત્તમ ત્રૈમાસિક હાલ બંધ પડ્યું છે એ શોચનીય છે. 'કૌમુદિ'નું સ્થાન ગૂજરાતનાં ત્રૈમાસિકોમાં ઉંચું છે. આચાર્ય શ્રી જિનવિજયજીના તંત્રીપણા નીચે ચાલતું 'જૈન સાહિત્ય સંશોધક' એકલા જૈનોને માટે નહિં પણ ગૂજરાતી સાહિત્ય અને ઇતિહાસના વિદ્વદ્-ભોગ્ય લેખોમાં રસ લેનારા દરેક જણને માટે ઘણું ઉપયોગી છે. આ બધાં સામયિકો સાથે લેતાં માસિક સાહિત્યમાં ગૂજરાતના પાટનગરનું સ્થાન હાલ કોઈ રીતે ઉતરતું નથી.

**બીજી સંસ્થાઓ**

કેળવણીનો પ્રચાર કરનારી બીજી પણ કેટલીક સંસ્થાઓ છે. ગૂજરાત કેળવણી મંડળ, અંજુમાને ઇસ્લામ, ગૂજરાત સાહિત્ય સભા, મજૂર મહાજનની ઑફિસ, વગેરેનાં કાર્યો ઉત્તમ છે. સાહિત્ય સભાનું કાર્ય એ પોતાનો રજત ઉત્સવ ઉજવે છે એથી સિદ્ધ થશે. મજૂરોની જાગૃતિ શ્રીમતી અનસૂયા બેનને આભારી છે. મજૂર ઑફિસ તરફથી 'મજૂર સંદેશ' નામનું છાપું મજૂરોમાં જાગૃતિ કરાવી રહ્યું છે. ગ્રંથમાળાઓ કાઢીને સાહિત્યનો પ્રચાર કરનારી સંસ્થાઓ પણ અમદાવાદમાં છે. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, લલિતવાઙ્મય ગ્રંથમાળા, સરસ્વતિ ગ્રંથમાળા વગેરે આ દિશાએ કાર્ય કરે છે. લલિતવાઙ્મય ગ્રંથમાળાનું કાર્ય પ્રમાણમાં સસ્તું નથી. સરસ્વતિ ગ્રંથમાળાએ વલ્લભભાઈ પટેલનું જીવનચરિત્ર બહાર પાડી સારી કીર્તિ મેળવી છે. સર્વથી વધારે અગત્યની સંસ્થા તો સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય છે. કેટલાંક વર્ષથી ઘણું ઉપયોગી સાહિત્ય આ સંસ્થાએ ઘણે સસ્તે ભાવે પ્રજાને અર્પણ કરેલું છે. ગૂજરાતમાં સસ્તી કિંમતે જ્ઞાનનો ઉત્તમ પ્રચાર કરવા માટે આ સંસ્થાને અનેક ધન્યવાદ ઘટે છે. ગૂજરાત વિદ્યાપીઠ, નવજીવન કાર્યાલય, અને પુરાતત્ત્વ મંદિર તરફથી પણ વિદ્વદ્‌ભોગ્ય સાહિત્ય બહાર પડે છે.

આમ અમદાવાદની કેળવણી ચારે બાજુથી વધી રહી છે. બીજાં મોટાં શહેરોના પ્રમાણમાં હજી અમદાવાદે ઘણું કરવાનું બાકી છે. હિંદના એક ધનવાન પ્રાંતનું એ પાટનગર છે. અનેક ધનવાન દેશી રાજ્યો એ પ્રાંતમાં આવી રહેલાં છે. આવા પ્રાંતનું પાટનગર કેળવણી માટે આદર્શ સંસ્થાઓ ઉભી કરી

શકે. નાણાં માટે એને બીજા પાસે યાચના ન કરવી પડે. ભારતભૂષણ પંડિત માલવિયાજીની પેઠે કોઇ પ્રતિષ્ઠિત ગૂજરાતી વિદ્વાન આ ક્ષેત્રમાં રસથી કામ કરે તો ગૂજરાતના પાટનગરના કેળવણીનો પ્રશ્ન વહેલો ઉકલે અને સહેલો થઇ પડે. અત્યાર સુધીમાં સર ચીનુભાઇ માધવલાલના કુટુંબે એકલે હાથે કેળવણી પાછળ નાણાં ખર્ચ્યાં છે એમ કહીએ તો ચાલે. પરંતુ એવાં અનેક કુટુંબો અમદાવાદની કેળવણી વધારવાને આગળ પડી શકે તેમ છે.



## પ્રકરણ એકત્રીસમું



# શારીરિક વિકાસનાં સાધન

માનસિક વિકાસનું સાધન કેળવણી તેમ શારીરિક વિકાસનું સાધન રમતગમત અને ઉલ્લાસ છે. શારીરિક વિકાસ વગર માનસિક વિકાસ સંભવતો નથી. નબળા શરીરથી માનસિક વિકાસ જો સાધ્યો હોય તો તે અલ્પજીવી નીવડે છે. યૂરોપ અને અમેરિકાની પ્રજાઓ રમતગમત દ્વારા શારીરિક અને માનસિક બન્ને વિકાસ સાધી રહી છે. એનો દાખલો જોઇને સ્વતંત્ર

રમતનો મહિમા

જાપાન પણ પ્રજા-શરીરના વિકાસ માટે રમતગમત દાખલ કરે છે. આપણા દેશમાં એથી ઉલટું છે. રમતગમતની કિંમત છેક ઓછી છે; બીલકુલ નથી એમ કહીએ તો ચાલે. આ લક્ષણ આખા હિંદુસ્તાનનું છે. આપણે વાતોમાં આનંદમય બ્રહ્મની વાત કરીએ છીએ, પણ નિર્દોષ આનંદ સ્થૂળ કે સૂક્ષ્મ એકે ભોગવવા વખતે દૂર રહીએ છીએ, અને આખાયે જીવનને નિરાશાથી ભરેલું દેખીએ છીએ. શુદ્ધ રમતગમતથી શુદ્ધ આનંદ ઉત્પન્ન થાય છે અને એથી શારીરિક તથા માનસિક બન્ને લાભ થાય છે એ આપણે ભૂલી જઇએ છીએ. રમતની કિંમત આપણા લોકોમાં એટલી બધી ઓછી છે કે કાંઈ સહેજ કામ હોય તોપણ 'એ કાંઈ રમતની વાત છે કે' 'એ કાંઇ નાનાં છોકરાંની રમત નથી' એવું બોલીએ છીએ. કોઈ માણસ કોઇ પણ જાતની રમત રમે તો એ પોતાનું નિત્યકાર્ય કે ધંધો ભૂલી જશે એમ ધરાય છે. નાનાં છોકરાં કે જેમને રમવાનો સર્વથી વધારે હક છે તેમને પણ રમવા દેવામાં ઘણાં માબાપ ત્રાસ

આપે છે. બધો વખત રમતમાં જ કાઢી નાંખવો એવો આ લખાણનો હેતુ નથી, પણ બિલકુલ ન રમવું અને કામ જ કર્યાં કરવું એ જે આપણા લોકોનો સ્વભાવ થઈ ગયો છે તે બતાવવાનો હેતુ છે. નોકરિયાત, વેપારી, કે ઘરમાં રહેનારી સ્ત્રીઓ સર્વેની આવી માન્યતા છે. રમતગમત અને બુદ્ધિવિલાસ એ બન્નેને માટે વેપારી વર્ગને સરખો તિરસ્કાર છે. રમત રમનાર, અગર શુદ્ધ આનંદ કે વિનોદ કરનાર વેપાર ન કરી શકે એમ આપણો વેપારી વર્ગ માને છે. આ માન્યતા કેવળ અજ્ઞાનને લીધે જ છે. યૂરોપ અમેરિકા અને જાપાન આપણા કરતાં વેપારમાં વધારે આગળ છે એટલું તો દરેક માણસ અને વેપારી કબુલ કરશે. આ જ લોકો આપણા કરતાં સારી રીતે અને આપણા કરતાં બહોળો વેપાર કરવા છતાં રમતમાં સારો સમય ગાળે છે અને કેટલીક રમતો તો એમને ત્યાં રાષ્ટ્રીય થઈ ગઇ છે. જે રમતો રમતાં આપણે છોકરાંઓને રોકીએ છીએ તેવી રમતોમાં વૃદ્ધો પણ એ દેશોમાં ભાગ લે છે. દીવસના અમુક ભાગમાં કામ કર્યા પછી દરેક જણ થોડું રમે છે, ફરવા જાય છે, અને રજાના દીવસોમાં આનંદ કરે છે. જે રમતોને આપણે નજીવી અને જીંદગીમાં નકામી ચીજ ગણી કાઢીએ છીએ એ રમતો દ્વારા એ દેશોમાં લોકો પૈસા પણ ઉત્પન્ન કરે છે. રમતની કિંમત આપણા કરતાં વધારે કાર્યકુશળ લોકોમાં પણ બહુ ઉંચી છે. ક્રીકેટ આદિ રમતોથી આનંદ સાથે એકબીજા તરફ સહાનુભૂતિ અને માનસિક ઔદાર્ય કેળવાય છે એનો અનુભવ આપણી પ્રજાને છેક હમણાં જ થવા માંડયો છે.

મુંબાઇ જેવાં મોટાં શહેરોએ રમતની અગત્ય સમજવા માંડી છે. અમદાવાદે પણ રમતની જરૂરીઆત સમજવાની છે. આપણી જૂની રમતો આપણે ખોઈ છે. નવી દાખલ થાય છે એ આપણને ગમતું નથી. છતાં થોડાં વર્ષથી અમદાવાદમાં રમત તરફ અભિરુચી વધવા માંડી છે. વેપાર તેમ જ જીવનનાં દરેક ક્ષેત્રોમાં ઉદારવીરતા ( sportsman's spirit ) કેળવવાની ખાસ અગત્ય છે. ઘરની બહાર રમાતી દરેક રમત આ ગુણ ખીલવે છે, પરંતુ ક્રીકેટની રમતમાં માણસાઈ કેળવવાનો ખાસ ગુણ છે. આ સંબંધી લંબાણ કરવાનું આ સ્થળ નથી. ઇન્ગ્લેન્ડ જેવી આપણા ઉપર રાજ્ય કરતી પ્રજા અને વેપારમાં આપણા કરતાં અનેક રીતે ચઢે એવી પ્રજાની એ રાષ્ટ્રીય રમત છે. આ રમતમાં થોડાં વર્ષથી અમદાવાદ રસ લેતું થયું છે એ શુભ ચિહ્ન છે.

જૂના જમાનાની ચોકઠામાં કે રસ્તામાં કે ગામ બહાર રમવાની ઘણી રમતો હતી તે આપણે આજે ખોઈ છે. ગેડીદડો વગેરે હાલ કોઇ રમતું નથી. બાદશાહી સમયમાં ચોગાન[1] (polo)ની રમત રમાતી તે આપણે જાણતા નથી. બીજી પણ અનેક રમતો ભૂલાઇ ગઈ હશે. આપણામાં અનેક ઉત્સવો અને ઉજાણીએ જવાના તહેવારો હતા તે હવે ખાસ કરીને ઉચી વર્ણોમાંથી તો નાબૂદ થઇ ગયા છે. ધાર્મિક ઉત્સવો જ હવે માત્ર રહ્યા છે.

જૂના સમયની રમતો

આ ઉપરાંત અમદાવાદમાં વસ્રાલ સુધી બળદગાડીઓની સરતો થતી; મેળાઓમાં કેટલીક રમતો અને કુસ્તીઓ થતી એ બધું આજે જતું રહ્યું છે. આપણી રમતો ખોટી નથી; પણ પરદેશી રમતો આપણી રમતો કરતાં જરા વધારે નિયમવાળી છે, એટલે રમતોમાં આપણે પરદેશનું અનુકરણ કરીએ તો આપણી રાષ્ટ્રીયતા ઓછી ન થઇ જાય. એ રમતો રમનારા દેશોની રાષ્ટ્રીયતા આપણા કરતાં વધારે છે એટલે એ રમતો રાષ્ટ્રીયતા અને ભ્રાતૃભાવ વધારવામાં સહાય કરે એમ માનીયે તો ખોટું નથી. સાધારણ પરદેશી રમતો અમદાવાદમાં કેટલીક ક્લબોમાં રમાય છે. ટેનિસ જેવી રમત માટે ઝાઝાં સાધન નથી. ક્રીકેટ દરેક અંગ્રેજી શાળાઓમાં દાખલ કરેલું છે એથી ક્રીકેટ અમદાવાદમાં ઠીક જામ્યું છે. હોકી, ફુટબોલ, પોલો જેવી રમતો આ શહેરમાં બીલકુલ નથી. વિલાયતી રમતો જરા મોંઘી તો છે, પણ આપણા દેશ પ્રમાણે આપણે એમાં ફેરફાર કરવા જોઇએ અને જૂની દેશી રમતો શોધી કાઢવા ઉપરાંત નવી રમતો ઉત્પન્ન કરવી જોઇએ. એમ કહેવાય છે કે અમેરિકામાં જૂની રમતો બહુ જૂની થઈ જાય ત્યારે નવી રમતો શોધી કઢાય છે.

[1] 'ચોગાન' એ અંગ્રેજી પોલોના જેવી રમત છે. એ રમત મુસલમાની સમયમાં ગૂજરાતમાં દાખલ થઈ. ખારબોસા આ રમતનો ઉલ્લેખ આપે છે. ભદ્રના મેદાનમાં ચોગાન રમવા જતાં જુઝારખાંને હાથે ચંગીસખાંનું મરણ થયેલું એ આગળ જોયું છે. 'ચોગાન' શબ્દ ફારસી 'ચવ્ગાન' ઉપરથી નીકળ્યો છે અને ફારસીમાં એ શબ્દનો અર્થ વાંકી ટોચવાળી (હોકીસ્ટીક જેવી) લાકડી એવો થાય છે અને એનાથી દડાને મારવામાં આવે છે, એમ રા. અમીરમિયાં ફારૂકી લખે છે. આ રમત મોટા ચોકઠામાં રમાય છે એ કારણથી મોટા ચોકઠા અગર મેદાનનું નામ ચોગાન પડયું છે. આ રમત ઘોડા ઉપર બેસીને રમાય છે.



૪૬ હૌઝે કુતુબ અથવા કાંકરિયા તળાવ

ક્રીકેટમાં આજથી પાંચ વર્ષ પહેલાં ફક્ત શાળાના છોકરાઓ જ રસ લેતા. સાધારણ શહેરીઓને એમાં કાંઇ રસ નહોતો. જો કોઇને રસ હોય તો તેઓ શાળાઓની મેચ થતી ત્યારે જોવા જતા. હાલ અમદાવાદમાં કેટલીક ક્રીકેટ ક્લબો નીકળી છે. એમાં હિંદુ જીમખાના મુખ્ય છે. હિંદુ, પારસી, મુસલમાન, પટેલ વગેરે કોમોએ ક્રીકેટ માટે પોતાની ક્લબો કરી છે. કેટલાક લત્તાઓએ પણ પોતાની ટીમ ઉભી કરી છે. શાળાઓમાં જીતનારને જે કપ અને શીલ્ડ મળતાં એવાં કપ અને શીલ્ડ સામાન્ય લોકોની મેચ માટે પણ નીકળ્યાં છે. ક્રીકેટના એક શોખીન ગૃહસ્થ, રા. રમણિકલાલે પોતાના ભાઈના નામે 'ગોરધનદાસ કપ' બહાર પાડી અમદાવાદમાં ક્રીકેટમાં જીતનાર ક્લબને એક વર્ષ માટે તે આપવો એમ નક્કી કર્યું છે. સર ગિરજાપ્રસાદે પોતાના પિતા સર ચીનુભાઇ માધવલાલને નામે એક શીલ્ડ કાઢ્યું છે, જેને માટે અમદાવાદમાં હિંદુ, મુસલમાન, પારસી, વગેરે કોમોની એક પેન્ટેગ્યુલર મેચ રમાય છે. ક્રીકેટને માટે હાલ થોડા સમયથી એક મધ્યસ્થ સભા ( Central Board ) સ્થપાઇ છે. એ સભા ઉભી કરવાનું માન એના પ્રમુખ સર ગિરજાપ્રસાદ ચીનુભાઇ માધવલાલને છે. એમણે કેટલાક ઉત્તમ ખેલાડીઓ ભેગા કરીને એક બેરોનેટ ક્રીકેટ ક્લબ પણ કાઢી છે. અમદાવાદમાં મુંબાઇની પેઠે કોમી ક્રીકેટ મેચો રમવાનો પ્રચાર થવા લાગ્યો છે. પરંતુ રમતમાં કોમી તત્ત્વ દાખલ કરવા માટે આપણો દેશ હજી લાયક નથી. ક્રીકેટની રમતમાં સર ગિરજાપ્રસાદની મહેનત અને રસથી અમદાવાદ ઠીક આગળ વધતું જાય છે. એમના પ્રપિતામહ રણછોડલાલ છોટાલાલે અમદાવાદને આર્થિક ઉન્નતિ અને સ્થાનિક સ્વરાજ્યના પાઠ શીખવ્યા. એમના પિતા સર ચીનુભાઇએ કેળવણી આદિ સત્કાર્યોમાં પૈસો કેમ ખર્ચવો એ શીખવ્યું; હવે અમદાવાદનું માનસ સુધારવાનું બાકી હતું. સર ગિરજાપ્રસાદના શ્રમથી જો ક્રીકેટ વગેરે રમતોમાંથી શુદ્ધ આનંદ લેતાં અમદાવાદ શીખે અને એથી પશ્ચિમના દેશોની પેઠે એના ગુણ વધે, તો રણછોડલાલ છોટાલાલના કુટુંબે આજ સુધી કરેલી શહેરની સેવાઓમાં એક અગત્યનો વધારો થાય. પરંતુ અમદાવાદને આ અગત્ય સમજતાં હજી જરા વાર લાગશે.

ક્રીકેટ

ક્રીકેટની રમત અમદાવાદમાં એક રીતે ઠીક જામેલી કહી શકાય; પરંતુ એને માટે જે મોટાં મેદાન જોઇએ તે અમદાવાદમાં નથી. શાળાઓએ

પોતપોતાનાં મેદાનો કરી લીધાં છે. પણ શહેરની પ્રજાને માટે એક પણ સારૂં મેદાન નથી. અમદાવાદની ક્રીકેટ મેચો કાં તો કાંકરિયે આવેલ રેલ્વેના મેદાનમાં અગર તો ગૂજરાત કૉલેજના મેદાનમાં રમાય છે: ભદ્રની અંદરના મેદાનમાં પહેલાં શાળાઓની મેચ રમાતી. હાલ ત્યાં માત્ર સાધારણ મેચ રમાય છે. સરકાર અને મ્યુનિસીપાલીટીએ મળીને ક્રીકેટ માટે જે બે ત્રણ સારાં મેદાનની જરૂર છે તે શહેરની નજીક કાઢી આપવાં જોઇએ.

અમદાવાદમાં બીજું અગત્યનું કાર્ય અખાડાનું છે. અખાડા સ્થાપવાનું પહેલું માન રા. અંબાલાલ પુરાણીને છે. આજ સુધી શારીરિક કેળવણી માટે કેવળ સુઇ રહેલું અમદાવાદ આમ ક્રીકેટ અને અખાડાની પ્રવૃત્તિઓમાં જાગ્યું છે.

અખાડા

કેટલાંક વર્ષોથી આ અખાડાઓએ કરેલું અગત્યનું કાર્ય હમણાં થયેલી નડિયાદ વ્યાયામ પરિષદના અહેવાલ ઉપરથી સમજાય તેમ છે. અમદાવાદમાં હાલ નીચે પ્રમાણે નાના મોટા ૧૧ જાહેર અખાડા ચાલે છે:-૧ સારંગપુર સાર્વજનિક; ૨ ભદ્ર; ૩ કાંકરિયા; ૪ અચરતલાલ બોર્ડીંગ; ૫ ચિમનલાલ નગીનદાસ બોર્ડીંગ; ૬ પંચભાઈની-પોળ-સેવક-વ્યાયામશાળા; ૭ તળિયાની પોળ સાર્વજનિક; ૮ ટોકરશાની પોળ; ૯ ધનાસુતારની પોળ; ૧૦ દશાશ્રીમાળી; ૧૧ જૈન વીશાઓશવાળ. આ બધા અખાડાઓમાં થઇને બેથી અઢી હઝાર માણસો વ્યાયામનો લાભ મેળવે છે; અને લગભગ બે હઝારની હાજરી તો નિયમિત રહે છે. આમાંથી કેટલાક અખાડા બહુ સારૂં કાર્ય કરે છે અને એમની સ્થિતિ પણ સારી છે. સારંગપુર સાર્વજનિક પાસે આશરે રૂા. ૧૫૦૦)ની મુડી છે. કેટલાક અખાડા હસ્તલિખિત માસિકો કાઢે છે. સહકારી ભંડાર, (co-operative society), પુસ્તકાલય, રવિ-સભા (debating society), ખોળખેલ (camping), પર્યટન, સ્કાઉટીંગ, વગેરે કાર્યો પણ આ અખાડા કરે છે. હાલ અમદાવાદના જીવનમાં અખાડાનું સ્થાન મહત્ત્વનું છે.

શહેરોના જીવનમાં કલબોને પણ અમુક સ્થાન હોવું જોઇએ. કલબોની સંસ્થાઓ અમદાવાદમાં હજી જોઇએ એટલી સારી રીતે જામી નથી. અમુક પરિસ્થિતિના જાહેર લોકો માટે કે અમુક નાતના લોકો કે અમુક કામ કરનારા લોકોને માટે કલબો હોય છે. પોતાનાં કાર્યોમાંથી પરવારી આનંદ અને રમત

ગમત માટે સાંજે કે સવારે લોકો કલબોમાં જાય છે. રમત અને આનંદ ઉપરાંત એક બીજાનો પ્રસંગ વધે, સહકાર વધે, ભાવ વધે, વિચારની આપ-લે થાય, સહન કરવાની ટેવ વધે વિગેરે ઘણા ફાયદા આમાં રહેલા છે. સાધારણ રીતે કલબમાં જનાર અને ઘેર બેસી રહેનારના માનસમાં ફેર હોય છે. કલબમાં જનાર કલ્પનાવાળો અને સહનશીલ હોય છે; ઘેર રહેનારો સંકુચિત દૃષ્ટિનો અને અસહિષ્ણુ હોય છે. આ વાત ઘણે અંશે સાચી છે. આપણે ત્યાં કલબો નહોતી ત્યારે

કલબો

નાતવરા કે નાતની સભાઓ એ કામ કાંઇક અંશે સારતી. પરંતુ ત્યાં બધી જાતના લોકોનો પ્રસંગ પડતો નહિ, અને અંગત રાગદ્વેષ કલબો કરતાં નાતવરા જેવા પ્રસંગે વધારે દેખાઈ આવતો. પશ્ચિમની પ્રજાઓની તો એ ખાસ ખૂબી છે કે જ્યાં ચાર પાંચ લોકો જ રહેતા હશે ત્યાં પણ એક કલબ હશે. કલબ વગર એમને ચેન નહિં પડે. આ કારણથી એમનામાં સહકારની વૃત્તિ અને દેશાભિમાન વધારે હોય છે. આપણે કલબોથી જેટલા દૂર ભાગીએ છીએ તેટલા સાકડા મનના થતા જઇએ છીએ. કલબોની આ ઉપયોગિતા અમદાવાદ જ્યાં સુધી બરોબર નથી સમજ્યું ત્યાં સુધી એના સ્વભાવની જગજાહેર સંકુચિતતા જવાની નથી. છ સાત વાગે મીલમાંથી છુટેલો માણસ પોળના ખૂણામાં આવેલા ઘરમાં આવીને પણ રીડ-પીકના હીસાબ ગણ્યા કરે કે રૂના ભાવના વિચાર કરે એ કદી પોતાનું ને કુટુંબનું શરીર તો ન સાચવી જાણે એટલું જ નહિં પણ લાંબે સમયે એના કામમાં પણ ખાસ કંઇ વિશેષતા રહેવાની નહિ.

અમદાવાદની પ્રતિષ્ઠિત કલબ ભદ્રમાં આવેલી ગૂજરાત કલબ છે. ઈ. સ. ૧૮૮૮ના માર્ચની અઢારમીએ એ કલબ સ્થપાઈ હતી. ઈ. સ. ૧૯૦૫માં એણે પોતાનું મકાન કર્યું. આ કલબ કોર્ટની પાસે હોવાથી અને વકીલો એનો ખાસ ઉપયોગ કરતા હોવાથી શહેરના ઘણા ખરા પ્રતિષ્ઠિત પુરુષો એમાં સભાસદ છે છતાં તે એક વકીલ કલબ જેવી થઇ ગઇ છે. કલબ પાસે ભંડોળ સારૂં છે. કલબમાં દરેક વિલાયતી રમતોની સગવડ છે. છાપાં આવે છે અને ચાહપાણીની સગવડ પણ સારી છે. આ સિવાય ખાનપુરમાં આવેલી રીફોર્મ કલબ; મરચંટસ કલબ; મ્યુઝિક કલબ; પારસી જીમખાના કલબ; યંગ મેન્સ એસોસીએશન, યંગ મેન્સ મેહોમેડન એસોશીએશન; મેડીકલ જીમખાના વગેરે કલબો છે. કેમ્પમાં અમદાવાદ જીમખાના કલબ છે એમાં ખાસ કરીને યૂરોપિયનો છે. આ કલબોના નિયમોમાં

કે આવકની વીગતમાં ઉતરવાની જરૂર નથી. ભેગા મળવા માટે ખાસ મકાન ન હોય એવી કલબો પણ અમદાવાદમાં થતી જાય છે.

સ્ત્રીઓને માટે ઍાલીફંટ રોડ ઉપર આવેલી લેડીઝ કલબ છે. આનો ઉપયોગ શહેરની સ્ત્રીઓથી બરાબર થઈ શકતો નથી. જૂના રિવાજ આડે ન આવતા હોય તોપણ કલબની જગ્યા ગાડીઘોડાવાળાંને જ ફાવે એવી છે. રા. બા. ભોળાનાથ સારાભાઇએ લીટરરી ઈન્સ્ટીટયુટ માટે મકાન આપેલું એ જ લેડીઝ કલબનું મકાન છે. એમાં પુસ્તકાલય પણ છે. અમદાવાદની સ્ત્રીઓ આનો રસપૂર્વક લાભ લે અને એમાં બધાં ભાગ લઇ શકે એવી રચના એના સંચાલકો કરે તો આ સંસ્થા અમદાવાદમાં બહુ ઉપયોગી થઇ પડે. સ્ત્રીઓની સંસ્થાઓ હવે વધતી જાય છે. પણ એમાં લેડીઝ કલબના જેવાં રમતગમતનાં સાધનો હોતાં નથી. મહિલા મંડળ જેવી સંસ્થા સ્ત્રીઓ માટે કાર્ય કરે છે. દરેક નાતોમાં પણ કલબ જેવી સંસ્થાઓ થતી જાય છે. આવી સંસ્થાઓમાં એકલાં ભાષણો ઉપરાંત રમતગમતનાં સાધન રખાય તો સ્ત્રીઓનાં શરીર સુધરે. નાતોને પોતાની વાડીઓ હોવાથી મકાનની પંચાત પડે તેમ નથી. હાલ સ્ત્રીઓની આવી સંસ્થાઓ દર વર્ષે ગરબા કરવામાં વિનોદ માને છે. ગરબા પણ ઓછી મહત્ત્વની વસ્તુ નથી. ગૂજરાતમાં સ્ત્રીઓના આનંદ-વિનોદની આ એક ખાસ વિશિષ્ટતા છે. બીજા કોઇ પ્રાંતમાં ગરબા જેવી કોઇ રમત નથી. ગરબાના અનેક પ્રકારમાં આપણી પ્રાચીન નૃત્ય કલાને આપણે થોડું રૂપાંતર કરી સાચવી રાખી છે. આ વિનોદ અમદાવાદમાં ગઇ સદીમાં જરા નરમ પડયો હતો. પણ હાલ ખૂબ ખીલતો જાય છે. એમાં નવીનતા અને વિવિધતા પણ ખૂબ આવતાં જાય છે. નવરાત્રમાં ગરબા પોળેપોળે ગવાતા ને હાલ ગવાય છે. સાઠોદરા નાગર સ્ત્રી સમાજ, મહિલા મંડળ વગેરે સંસ્થાઓનું ગરબાનું ધોરણ ઉંચું અને આકર્ષક છે.

સ્ત્રીઓની સંસ્થાઓ

ગરબા

હિંદુઓમાં પર્વને દીવસે થતા મેળા અને મુસલમાનોમાં ઉરસ એ પણ આનંદના દીવસો છે. આવા દીવસોમાં પહેલાં બહુ રમત ગમતો થતી અને લાખો માણસ મળતાં. હાલ પણ માણસો પ્રમાણમાં ઠીક ભેગાં થાય છે, પરંતુ રમત ગમતો સાધારણ હોય છે અને દેશી કરતાં વિલાયતી રમકડાંની દુકાનો વધારે હોય

છે. નાનાં છોકરાંને આ મેળામાં ઘણો જ આનંદ આવે છે. શ્રાવણ મહિનાના બધા સોમવારે મેળા ભરાય છે. પહેલા સોમવારે બિલાડીના બાગમાં મહાદેવ છે તે જગ્યાએ મેળો ભરાય છે; બીજા સોમવારે જમાલપુર દરવાજા બહાર કાશીવિશ્વનાથના મંદિર પાસે શાહવાડીનો મેળો ભરાય છે; ત્રીજા સોમવારે કાંકરિયા તળાવથી પૂર્વે આવેલા જગન્નાથ તથા એનાથી દૂર આવેલા સુખરાય મહાદેવનો મેળો ભરાય છે. એમાં ઘણા લોક કાંકરિયા સુધી જઇને જ પાછા આવે છે. શ્રાવણની અમાવાસ્યાને દીવસે અસારવા મેળો ભરાય છે. શ્રાવણ વદ સાતમ અને આઠમે–શીતળાસાતમ અને કૃષ્ણ જન્માષ્ટમીને દીવસે–દિલ્હી દરવાજા બહાર હઠીભાઇની વાડી પાસે મેળો ભરાય છે; એને ભીમનાથ એને ખડ્ગધારેશ્વરનો મેળો કહે છે. ભાદરવા સુદ આઠમે ધ્રોઆઠમનો મેળો પણ ત્યાં જ ભરાય છે. દશેરાને દીવસે કાંકરિયે મેળો ભરાય છે; ત્યાં શમી પૂજન થાય છે અને રાખડીઓ છૂટે છે. માણેકઠારી ( આસોની ) પુનમે સારંગપુર દરવાજા બહાર રણછોડજીનો મેળો ભરાય છે. કારતક સુદ પડવા ( નવા વર્ષ )ને દીવસે ગોમતીપુરમાં નરસિંહજીનો મેળો ભરાય છે. આષાઢની અમાંસે દધિચિ ઋષિના માહાત્મ્ય માટે દૂધેશ્વરનો મેળો ભરાય છે, અને આષાઢી પુનમે નરોડાની સડકે ધનુષધારી માતાનો મેળો ભરાય છે. ચૈત્ર મહિનામાં રામનવમીનો મોટો મેળો સ્વામીનારાયણના મંદિરમાં ભરાય છે. કારતક સુદ નવમીને દીવસે અન્નકૂટ વખતે અસારવામાં આરજીનો મેળો ભરાય છે. ભાદરવા સુદમાં ઋષિ પંચમીએ સપ્તર્ષિને આરે એક મેળો ભરાય છે. આષાઢ સુદ બીજે રથજાત્રા નીકળે છે. જમાલપુર દરવાજા બહાર આવેલા જગન્નાથજીના મંદિરમાંથી ત્રણ રથ નીકળીને આખા શહેરમાં ફરે છે એ વખતે બાવા વગેરે લોક તહેવારની રમતો તથા અખાડાના ખેલ કરે છે. આ રથજાત્રાનો રિવાજ અમદાવાદમાં જગન્નાથપુરી તરફથી આવેલા કોઈ હનુમાનદાસજી તરફથી ઈ. સ. ૧૮૬૯થી શરૂ થયો છે એમ ગેઝેટીયરમાં લખેલું છે. કાતરક મહીનામાં દેવઉઠી એકાદશીને દીવસે નદી કિનારે સવારે ઘણા લોક નહાવા જાય છે ત્યાં મેળા જેવું થઇ રહે છે. એજ માસની પૂર્ણિમાને દીવસે જમાલપુર દરવાજા બહાર જૈનોનો સિદ્ધાચલપટનો ઉત્સવ થાય છે અને તે દીવસથી જૈનોમાં યાત્રા શરૂ કરી શકાય છે. જે સિદ્ધાચલ શત્રુંજયની યાત્રા ન કરી શકે તે અહીં દર્શન કરી ચલાવી લે છે.

હિંદુ મેળા

મુસલમાનોના ઉરસો પણ ઘણા થાય છે. ઉરસ વખતે મુસલમાન

લોકો પણ ઉત્સવ જેવું કરે છે. ઈદના તહેવારોને દીવસે ખાસ ઉત્સવ જેવું હોય છે. મુહર્રમના દીવસે તાબુત નીકળે છે ત્યારે શહેરના ઘણા મુસલમાન ભેગા થાય છે અને હિંદુઓ પણ જોવા જાય છે. કેટલાએક હિંદુ આ તાબુતની બાધા રાખે છે. તાબુત પહેલાં કેટલાક દીવસથી ઘણા લોક વાઘ વગેરેના વેશ કાઢી ગમ્મત કરે છે.

ઉરસો

મુસલમાન લોકોના ઉરસોમાં શાહ આલમ સાહેબનો ઉરસ સૌથી મોટો છે અને એ ત્રણ દીવસ સુધી ચાલે છે. ગઈ સદીના અંત સુધી શાહ આલમ સાહેબના ઉરસમાં આશરે પચાસ હજાર માણસો ભરાતાં. તા. ૨૦ મી જમાદી ઉલ આખરના દીવસથી ત્રણ દીવસ સુધી આ ઉરસ ભરાય છે. એમાં કાઠીઆવાડ, ખંભાત, સુરત, અને છેક મુંબાઈથી લોકો આવે છે. બીજા ઉરસો આટલા મોટા પ્રમાણમાં થતા નથી. તા. ૨૮મી જમાદી ઉલ આખરને દીવસે અસારવામાં દાઉદી વહોરાઓના વડા મુલ્લા કુતુબુદ્દીનના માનમાં ઉરસ ભરાય છે. આ મેળો પણ ત્રણ દીવસ ચાલે છે. તા. ૨૭ જમાદી ઉલ અવલને દીવસે રખિયાલમાં મલીકશાબાંનો ઉરસ ભરાય છે; એમાં બહુ લોક થતા નથી. તા. ૧૪ શવ્વાલને દીવસે સરખેજમાં શેખ અહમદખટ્ટુગંજ બક્ષનો ઉરસ ભરાય છે; અને તા. ૧૦ મી જમાદી ઉલ અવલને દીવસે એ જ ઠેકણે બાબા અલી શેરનો ઉરસ થાય છે. આ બન્ને ઉરસો ત્રણ દીવસ ચાલે છે. તા. ૨૭ મી જમાદી ઉલ અવલને દીવસે પાનકોરના નાકા આગળ પીરમદશાહનો ઉરસ થાય છે. તા. ૪ થી રબીઉલ આખરને દીવસે માણેકચોકમાં અમદાવાદના સ્થાપક બાદશાહ અહમદશાહનો ઉરસ થાય છે. તા. ૧૦ અને ૧૧ રબી ઉલ આખરના દીવસોમાં જમાલપુર દરવાજે પીરાનપીર સાહેબનો ઉરસ થાય છે. બીજા ઉરસો ઘણા થાય છે; પણ મુખ્ય આટલા છે.

અમદાવાદનો સમાજ વિનોદ અને આનંદ કેળવતાં શીખે એ ઘણું અગત્યનું છે. સમાજના વ્યવસાય અનેકદેશી હોવા જોઇએ. એ બધાને જોર આપવા માટે શારીરિક અને માનસિક સંપત્તિની પણ જરૂર પડે. એકલી તીજોરીમાં રહેનારી સંપત્તિથી તીજોરીની ધાતું જેવું જ માનસ બની જાય એ સ્વભાવિક છે. રમતગમતનો આનંદ શારીરિક અને માનસિક બન્ને લાભ આપે છે, એ ફરી લખવાની જરૂર નથી; છતાં મુદ્દાની વાત વાણીઆ કાગળમાં ફરી ફરીને લખે છે એમ લખવું પડયું છે. લોકજીવનની ખરી ઉન્નતિ માટે આ વાત ઉપર જેટલો ભાર મૂકીએ તેટલો થોડો છે.

## પ્રકરણ બત્રીસમું



## વેપાર–ઉદ્યોગ

ગઈ પાદશાહી ઘણા દિવસથી પણ શાહે રંગ રાખ્યો રે
બાંધી સાડાત્રણ તાંતણે શેહેરને ધંધો ધોકારે રાખ્યો રે.

—નવલરામ—

અમદાવાદના વેપાર–ઉદ્યોગને માટે જો બધું લખીએ તો આજે કોઇ માનશે ? યૂરોપ કે અમેરીકાના સર્વથી વેપારી બુદ્ધિવાળા દેશના પાટનગરના વેપાર–ઉદ્યોગ માટે જે કાંઇ કહેવામાં આવે, તેવું તે સમયની દુનિયાના પ્રમાણમાં, અને તે સમયના સંજોગોમાં અમદાવાદના વેપાર–ઉદ્યોગ માટે કહી શકાય. હાલ અમદાવાદે એ પ્રાચીન સ્થાન ગુમાવી છે તેનાં કારણોમાં ઉતરવાનું આ સ્થળ નથી. પરંતુ યૂરોપાદિ પરદેશોની વાત જવા દઇએ તો હિંદુસ્તાનમાં આજે પણ અમદાવાદે પોતાની પ્રાચીન પ્રવૃત્તિને હાલના સંજોગો પ્રમાણે, પ્રમાણમાં સર્વોપરી પદે રાખેલી છે. આનાં કારણો આખા ગૂજરાતના વેપારના ઇતિહાસ સાથે સંબંધ ધરાવે છે, પરંતુ અહીં અમદાવાદને લગતી ખાસ બાબતોનો વિચાર માત્ર કરીશું.

અમદાવાદ વસ્યા પહેલાં ઘણા પ્રાચીન કાળથી ગૂજરાત વેપાર–ઉદ્યોગમાં ઘણો આગળ વધેલો પ્રાંત હતો.[1] યૂરોપની પ્રજાઓ જ્યારે ઉગતી હતી ત્યારે

[૧] ગૂજરાતની વેપારી પ્રવૃત્તિ માટે ફરગ્યુસન લખે છે કે " That from the Christian era to the present time the inhabitants of this country

હિંદુસ્તાનમાં અનેક ઉદ્યોગો સારી રીતે ખીલેલા હતા. યૂરોપીય પ્રજાઓની

અમદાવાદ વસ્યા પહેલાંની સ્થિતિ

જાગ્રતિ પહેલાં પણ હિંદુસ્તાને જાહોજલાલીનું મધ્યાહ્ન જોયું હતું. હિંદુસ્તાનના લોકો દરિયો ખેડતા; નાણાંની ઉથલપાથલ કરતા; જમીન અને દરિયા વાટે હજારો ગાઉ માલ મોકલતા અને હજારો ગાઉથી માલ દેશમાં લાવતા. યૂરોપની પ્રજાઓ કપાસ શું છે એ સમજતી પણ નહોતી તે વખતે હિંદુસ્તાને રૂનાં ઉત્તમ જાતનાં કપડાં તૈયાર કરેલાં છે, અને હિંદ બહાર એ કપડાં સોનાને ભાવે વેચાયાં છે.

એ હિંદુસ્તાનમાં વેપાર–ઉદ્યોગની પ્રવૃત્તિઓ માટે કયો ભાગ વધારે આગળ પડતો હતો એ હવે છાનું રહેલું નથી. ઈસુખ્રીસ્તની સંવતની શરૂઆત પણ નહોતી થઈ તે વખતથી સોમનાથ, ભરૂચ અને સોપારા મોટાં બંદરો હતાં. ઉત્તરમાં કાબુલ અને સમરકંદ, કનોજ અને કોસાંબી, પૂર્વમાં ચંદેરી અને ભીલસા, અને દક્ષિણમાં માલખેડ અને દેવગિરિથી આ બંદરોએ માલ ચઢવા માટે આવતો. ચીન, જાવા, અને સુમાત્રા, એ ત્રણ બંદરોએ ઇરાન અરબસ્તાન અને રૂમના માલ આવતા અને પાછા ચઢતા. આ બંદરમાં ઘર કરી રહેલા વેપારીઓનાં વહાણો પૂર્વગોળાર્ધના બધાયે મહાસાગરોમાં ઘૂમતાં. જૂનાગઢ, વલભીપુર, અને અણહિલ્લવાડ પાટણ જેવાં શહેરો એક વખત આ બંદરોને જીવન આપનારાં કેન્દ્રસ્થાનો હતાં. દશમી સદીમાં જ્યારે અણહિલ્લવાડનો સૂર્ય ચઢતો હતો, ત્યારે સોપારાને બદલે ખંભાત વધતું હતું. એ અણહિલ્લવાડથી ભરૂચ, અને ખંભાત જવાના મહામાર્ગ ઉપર અને ઉત્તર હિંદથી ખંભાત અને કાઠીઆવાડ જવાના મહામાર્ગ ઉપર આવેલું આશાપલ્લી નામનું શહેર વેપારીઓથી ઉભરાતું હતું. આશરે પાંચ સદીઓ સુધી અણહિલ્લવાડ હિંદમાં પ્રથમ પંક્તિનું શહેર રહ્યું, અને ભરૂચ, ખંભાત, વેરાવળ પ્રથમ પંક્તિનાં બંદરો રહ્યાં. એ ત્રણ જગ્યાએ જનારા રસ્તાના મધ્યબિંદુ જેવું આશાવલ અગર કર્ણાવતી નગર એ સમયે પણ વેપાર–ઉદ્યોગનું સ્થળ હતું તે આગળ સપ્રમાણ જોયું છે.

ઇ. સ. ૧૪૧૧ માં અણહિલ્લવાડને બદલે આશાવલ આગળ નવું પાટનગર

were the most essentially commercial and enterprising of all races of India.—Fergusson's Ahmedabad p. 69.

ઉભું થયું. એટલે અણુહિલ્લવાડની બધીયે પ્રવૃત્તિઓ ગૂજરાતના એ નવા પાટનગર અમદાવાદમાં આવી. વેપારના ક્ષેત્રમાં એના સ્થાનનું પ્રાચીન મહત્વ હવે સોગણું વધ્યું છે. એની પ્રવૃત્તિઓ હવે સર્વતોમુખી બની છે. અમદાવાદ વસ્યું ત્યારે યૂરોપીયનોને હિંદુસ્તાન ક્યાં આવ્યું તેની ખબર નહોતી. હિંદુસ્તાનમાં સોનાના ઢગલા મળે છે એમ યૂરોપીયનો સમજતા અને હિંદુસ્તાન શોધવા માટે ભગીરથ પ્રયત્નો કરતા. દરીઆઇ મુસાફરીમાં બહુ દીવસે જમીન દેખે તો તેને હિંદુસ્તાન ધારતા ! એમ હિંદ શોધવા નીકળેલા કોલંબસે અમેરીકા શોધ્યો. અમદાવાદ વસ્યું ત્યારે પૂર્વના સમુદ્રોમાં યૂરોપીયનોનો સંચાર નામનો જ હતો. આ સમુદ્રોમાં એ સમયે આરબો અને ગૂજરાતીઓ જ સર્વોપરી હતા. પંદરમી સદીના પાછલા ભાગમાં ફીરંગીઓ[2] હિંદી મહાસાગરમાં વધારે આવવા લાગ્યા. પરંતુ અમદાવાદનો સુલતાન બહાદૂરશાહ સત્તામાં હતો ત્યાં સુધી એ મહાસાગરમાં એમનું જોર વ્યાપ્યું નહોતું. એ વખતે અમદાવાદની બાદશાહીનો પીપલધ્વજ પૂર્વના મહાસાગરમાં બધે ઘુમતો. અમદાવાદ વસ્યું ત્યારે ઇન્ગ્લેન્ડને સમુદ્રની રાણી ( mistress of the sea ) નું પદ મળ્યું નહોતું. ગૂજરાતનું એ પદ પંદરમી સદીમાં હિંદી મહાસાગરમાં સિદ્ધ થયું હતું. એવા પ્રાચીન કાળથી વેપારની જ પ્રવૃત્તિને માટે આગળ પડેલા ગૂજરાતનું પાટનગર અમદાવાદ થયું. પરદેશી વેપારીઓ ગૂજરાતને અને હિંદના કેટલાક ભાગને ખંભાતના મહારાજ્ય તરીકે અને ગૂજરાતના બાદશાહને ખંભાતના રાજા અને અમદાવાદને ખંભાતના મહારાજ્ય તરિકે ઓળખતા. ઇન્ગ્લેન્ડના ઇતિહાસકારો જે ગર્વથી એલિઝાબેથના સમયમાં લંડનને દુનિયાનું બજાર કહેતા તે જ ગર્વથી તેના સમકાલીન અકબરના સમયમાં એનો પ્રસિદ્ધ ઇતિહાસકાર અબુલ ફજલ અમદાવાદને દુનિયાનું બજાર કહે છે. પરંતુ ખરી રીતે લંડનની પણ પહેલાં અમદાવાદ દુનિયાનું બજાર થઇ ચુક્યું હતું. ઇન્ગ્લેન્ડમાં વેપાર–ઉદ્યોગનાં ઠેકાણાં

સ્વતંત્ર બાદશાહી વખતની સ્થિતિ

[૨] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૫૧ નોંધ ૭. "It was not till 1538 that, settled at Div as lords of the sea, the Portuguese secured the greater part of the profits that formerly enriched the merchants of Ahmedabad."

નહોતાં તે પહેલાં અણહિલ્લવાડ વેપારની ટોચ ઉપર હતું, અને અમદાવાદને તો જન્મથી જ એ વારસો મળ્યો હતો. હાલનાં લીવરપુલ કે હેમ્બર્ગના કેન્દ્ર-સ્થાન–લંડન કે બર્લીનની પેઠે, ભરૂચ, ખંભાત, પાછળથી સુરત અને બીજાં અનેક ગૂજરાતી બંદરોનું એ કેન્દ્રસ્થાન હતું. ચોરાશી બંદરના વાવટાનું એ મધ્યબિંદુ હતું. ગૂર્જર દેશની લક્ષ્મીના ચોરાશી ઘોડાના રથની જાણે લગામ અમદાવાદમાં હતી.

સ્વતંત્ર બાદશાહીના સમયમાં અમદાવાદની આ સ્થિતિ હતી. મોગલાઇમાં દરિયાનું સ્વામિત્વ હાથથી ગયું હતું, પરંતુ વેપારના મોટા મથક તરીકે અમદાવાદનું સર્વોપરી પદ હિંદુસ્તાનમાં કાયમ હતું. મોગલાઇ સમયમાં પણ દુનિયાનાં મોટાં શહેરોની સાથે બેસી શકે એવી સ્થિતિ અમદાવાદની હતી. હાલના અમદાવાદને જોઈ કદાચ કોઇના મનમાં આ બાબત શંકા થશે. કોઇને લાગશે કે આ તો અતિશયોક્તિ છે. પરંતુ એ માટે એટલું જ ધ્યાનમાં રાખવાનું છે કે અમદાવાદની આવી મોટી જાહોજલાલી પંદર સોળ અને સત્તરમી સદીમાં હતી. એ સમયે યૂરોપ અને અમેરીકામાં શું સ્થિતિ હતી તે સરખાવવાથી સમજાશે કે આ વાતમાં અતિશયતા નથી. અઢારમી સદીના યૂરોપમાં પ્રગતિની ત્વરા વધતી ગઈ, જ્યારે અમદાવાદમાં એ સદીનો ઉત્તરાર્ધ બેસતા પહેલાંથી જ ભારે અવ્યવસ્થાથી પ્રગતિ અટકી ગઈ હતી. પંદરમી અને સોળમી સદીમાં અમદાવાદ એક મોટા સ્વતંત્ર મહારાજ્યનું પાટનગર હતું. હિંદુસ્તાનના વહાણવટાના ઇતિહાસમાં દરિયા ઉપર પરદેશીઓ સાથે યુદ્ધ કરી થોડી ઘણીયે સત્તા જો કોઇએ જાળવી હોય તો કેવળ એ મહારાજ્યે જ જાળવી હતી. એટલે સમકાલીન ઇતિહાસની તુલનાથી અમદાવાદને એ સમયે વેપારમાં સર્વોપરી પદ આપીએ એને અતિશયોક્તિ માનવાનું કારણ નથી. એને અતિશયોક્તિ માનીએ તો એ ફક્ત આપણી હાલની પરતંત્ર સ્થિતિને લીધે ઉત્પન્ન થએલું અજ્ઞાન અને નબળી મનોદશા સૂચવે છે.

અઢારમી સદી અને ઓગણીસમી સદીનો કેટલોક અવ્યવસ્થા અને અશાંતિનો કાળ કાઢી નાંખીયે તો સામાન્ય વેપારઉદ્યોગના ઇતિહાસમાં અમદાવાદે હિંદુસ્તાનમાં સર્વોપરી પદ અસલથી કાયમ રાખ્યું છે એમ કહી શકાય. કોઈ કહેશે કે હિંદુસ્તાનમાં આજે મુંબાઇ, કલકત્તા, મદ્રાસ, રંગુન આદિ શહેરો અમદાવાદ કરતાં મોટો વેપાર ખેડે છે. આ શંકાનું સમાધાન

થઈ શકે તેમ છે. એ ચારે શહેરો બ્રીટીશ સામ્રાજ્ય હિંદુસ્તાનમાં જામ્યું ત્યાર પછી વધેલાં છે; એ ચારે શહેરો હિંદુસ્તાનના મોટા મોટા પ્રાંતોની રાજધાની છે; એ ચારે શહેરો જાતે જ બંદરો છે. આ કારણોને લીધે ત્યાં વસ્તી મોટી થઈ છે. મુંબાઇ અને કલકત્તામાં અમદાવાદ કરતાં ચારગણી વસ્તી વધારે છે, અને મદ્રાસમાં બેવડી છે. આ ચારે શહેરોના વેપારમાં દેશી તત્ત્વ કેટલું અને પરદેશી તત્ત્વ કેટલું છે એ વિચારવા જેવું છે. મુંબાઇ સિવાય બીજાં ત્રણે શહેરોનો વેપાર મોટે ભાગે પરદેશીઓના હાથમાં છે. મુંબાઇમાં પરદેશીઓ સાથે ફક્ત ગૂજરાતીઓ જ સફળ હરીફાઇ ઠીક અંશે કરી શકયા છે. મુંબાઈ સુદ્ધાં એ બધાં શહેરોના દેશી-ઓને હાથે ચાલતો વેપાર એ શહેરોના વતનીઓનો નથી. મુંબાઇના વેપારીઓ મુંબાઈના નથી. ગૂજરાત કાઠીઆવાડ અને કચ્છના છે. કલકત્તાના વેપારીઓ બંગાળીઓ નથી, મારવાડીઓ અને ગૂજરાતીઓ છે. મદ્રાસનો વેપાર જે થોડો દેશીઓના હાથમાં છે તેમાં મોટો ભાગ ગૂજરાતીઓ અને મારવાડીઓના હાથમાં છે.[3] આ બાબતમાં અમદાવાદ જેવો દાખલો આખા હિંદુસ્તાનમાં જડે એમ નથી. અમદાવાદની અસલની સ્થિતિ પ્રમાણે તો ઉપરોક્ત પ્રાંતીય રાજધાનીઓ કરતાં અમદાવાદની સ્થિતિ મોટી હતી જ, પરંતુ આજે અમદાવાદ મોટા પ્રાંતની રાજધાની નથી એટલે ગવર્નરને રહેવાની જગ્યા નથી. એની વસ્તીના પ્રમાણમાં એનો વેપાર-ઉદ્યોગ કેવો અને કેટલો છે તે પ્રત્યક્ષ હોવાથી વિસ્તાર કરવાની જરૂર નથી. પરંતુ ખાસ નોંધવાનું તો એ છે કે અમદાવાદનો વેપાર કોઇ પરદેશીના હાથમાં નથી, પણ અમદાવાદીઓના જ હાથમાં છે. શરાફી કે મીલઉદ્યોગ કે બીજો કોઇ પણ ધંધો અમદાવાદીઓના હાથમાં છે. થોડા સમય ઉપર મોર્ડન રીવ્યુમાં એક ગૃહસ્થે કલકત્તામાં મીઠાઇથી માંડી મીલ સુધીનું બધું કામ બંગાળી નહિં પણ પર પ્રાંતીઓ કરે છે તે માટે અસરકારક લેખ લખ્યો હતો. અમદાવાદમાં એ ફરિયાદ છે જ નહિં. હિંદુસ્તાનમાં પરદેશી અને પરપ્રાંતીય લોકો કોઇ પણ શહેરના વેપારમાં ઓછામાં ઓછા પેસી શકયા

અમદાવાદનો વેપાર અમદાવાદીનો છે

[3] મદ્રાસમાં છેક કલકત્તા જેવું નથી. શરાફીનું કામ મોટે ભાગે ચેટી શરાફોના હાથમાં છે. જે ગૂજરાતીઓના હાથમાં ત્યાંનો વેપાર છે તે પણ કેટલાક તો પેઢીઓથી ત્યાંના વતની થઈ ગયા છે. મુંબાઈમાં પણ કેટલાક કચ્છીઓ વતની થઇ ગયા છે.

હોય તો તે અમદાવાદમાં જ છે. આ દૃષ્ટિએ અમદાવાદનું સ્થાન વેપારમાં આખા હિંદમાં સર્વોપરી છે એમ કહેવામાં વાંધો નથી. હાલનો તો અમદાવાદનો વેપાર ઉદ્યોગ નજરે જોઈ તે અમદાવાદના લોકોના જ હાથમાં છે તે પ્રત્યક્ષ પુરાવાથી સિદ્ધ થાય છે. પૂર્વે આવી ગયેલા પરદેશી મુસાફરોનાં અમદાવાદનાં વર્ણનો કેટલાંક આગળ આપ્યાં છે; તેમ જ તવારીખના ગ્રંથોમાં જે વર્ણનો છે તેના શબ્દ પ્રમાણથી પણ આ વાત સિદ્ધ થાય છે એમ માની શકાય. પ્રાચીન કાળથી વેપારમાં આગળ પડતા દેશની રાજધાની અને તે સમયે બીજા દેશો એટલા આગળ વધ્યા નહોતા એ બધું જોતાં અનુમાનથી પણ અમદાવાદ વેપારમાં પહેલેથી સર્વોપરી હશે એમ ફલિત થાય છે. બીજાં શહેરોનાં વર્ણનો સરખાવીને પણ એ પદ સિદ્ધ થઇ શકે છે. આવી રીતે ચારે પ્રમાણોથી આમદાવાદનું વેપારમાં સર્વોપરી પદ નક્કી કરી શકાય તેમ છે.

અમદાવાદ જીલ્લાનાં વેપારનાં સ્થળોની ચઢતી પડતીનું વર્ણન કરતાં અમદાવાદ ગેઝેટીઅરનો કર્તા લખે છે કે પુરાણા વખતથી વેપારની ખાસ જગ્યા ધોળકા હતું એમ લાગે છે. એ જ જગ્યાએ નોંધમાં અલ ઇદ્રીસીનો ઇ. સ. ૧૧૫૦નો ધોળકા આસાવલ વગેરેનો ઉલ્લેખ ટાંકેલો છે. આપણે આગળ જોયું તેમ આશાવલ અગર કર્ણાવતી બારમી સદીમાં પણ વેપારનું સારૂં સ્થાન હતું. ધોળકા બારમી સદીનાં પાછલા ભાગમાં વધેલું પરંતુ આશાવલથી એ વધ્યું હોય એમ માનવાને આધાર નથી. આશાવલની સ્થિતિ માટે બે ત્રણ ફારસી-અરબી ઉલ્લેખો સિવાય મોટે ભાગે અજ્ઞાન ચાલ્યું આવ્યું છે તેનું જ એ કારણ છે. આગળ અમદાવાદના સ્થાનની વેપારી મહત્તા વિશે લખતાં એ જ લેખક લખે છે કે બ્રીટીશ રાજ્યની શરૂઆતમાં અમદાવાદ જીલ્લાના અમદાવાદ અને ધોળકા એ બે ગામોમાં જીલ્લાનાં બીજાં ગામોના કરતાં પ્રમાણમાં વેપારનો ઓછો વધારો થયો. ધોળકા ખંભાતના મહામાર્ગ ઉપર હતું છતાં એમ થયું એમ લખે છે. અમદાવાદ માટે લખે છે કે "એની સમૃદ્ધિ તો રાજદરબાર અને લશ્કરના રહેઠાણને અંગે જ હતી. એને કુદરતનો એકે ફાયદો નહોતો. કોઇ મોટા ભૂમિવિભાગનું એ દ્વાર નહોતું કે જેથી ત્યાં વેપારીઓની અવરજવર રહે. હિંદુસ્તાનના કોઈ પણ રાજમાર્ગ ઉપર એ નહોતું. હિંદુ વેપારીવર્ગમાંથી કોઇનું એ ધાર્મિક સ્થળ નહોતું. એની નદી એના મુખ આગળ પણ નાની હોડીને

વેપારી માર્ગો અને અમદાવાદનું સ્થળ

તરાવી શકે એવી નહોતી. એના મધ્યાહ્ન સમયમાં પણ એનું બંદર (ખંભાત) સગવડ વગરના બાવન માઇલ લાંબા રસ્તાને છેડે હતું. એનો સુંદર કીનખાબ આજુબાજુનાં જે દેશી રાજ્યોમાં મોટે ભાગે ખપતો તે રાજ્યો પડી ભાગ્યાં. એનો હલકો સુતરાઉ માલ વીલાયતની હરીફાઈ આગળ ટકી શક્યો નહિં. એટલે એનો એક વખતનો મોટો વેપાર આસપાસનાં શહેરોમાં વહેંચાઇ ગયો અને ફરી વધી શક્યો નહિં."

ગેઝેટીઅરના આ લખાણમાં કેટલુંક સત્ય છે, પરંતુ સાથે કેટલોક ભ્રમ ઉત્પન્ન કરાવે તેવું છે. અમદાવાદની જગ્યાને કુદરતનો એકે લાભ નથી એ ખરૂં છે. કોઇ મોટા પ્રદેશને માટે એ વેપારનું બારૂં નથી એ પણ ખરૂં છે. રાજધાનીને લીધે એની ખાસ સમૃદ્ધિ હતી એ પણ કાંઇક અંશે ખરૂં છે. પરંતુ રાજધાનીને લીધે અસલથી જ એવા જન્મસિદ્ધ વેપારી–બુદ્ધિવાળા લોકો અમદાવાદમાં આવીને વસ્યા કે એ લોકે રાજ અને લશ્કર ગયું છતાં વેપાર પડવા ન દીધો એ ગેઝેટીઅરનો કર્તા ભૂલી જાય છે. ધોળકાને એ ખંભાતના મહામાર્ગ ઉપર મુકે છે તે ખરૂં છે. પરંતુ પહેલાં આશાવલ અને પછી અમદાવાદ પણ એ જ મહામાર્ગ ઉપર હતું એ તે ભૂલી જાય છે. આશાવલ અને અમદાવાદ ઉત્તર અને ઇશાન ખૂણા તરફથી આવતા વેપારી માર્ગોનું મળવાનું ખાસ સ્થાન છે. એટલું ધ્યાન રાખવાનું છે કે કાઠીઆવાડમાં જવાનો વીરમગામવાળો રસ્તો પાછળથી ચાલુ થયેલો છે. કાઠીઆવાડમાં જવાનો કુદરતી રસ્તો ઉત્તરમાંથી આશાવલ થઇને ધોળકાને રસ્તેથી જવાનો છે. દિલ્હી અને કનોજથી બંદરો તરફ જતા રસ્તા પાટણ અને ઉદેપુર આગળથી જતા. એ રસ્તા ભરૂચ ખંભાત કે કાઠીઆવાડ જતા ત્યારે વચમાં આશાવલ આવતું. ખાસ કરીને પાટણથી ભરૂચ જતાં એ રસ્તે જ જઇ શકાતું. પરંતુ પાટણ વધ્યા પછી ભરૂચ કરતાં ખભાતનું બંદર વધારે વપરાવા માંડ્યું. એટલે આશાવલ અને અમદાવાદ મહામાર્ગ ઉપર તો હતાં જ પરંતુ એ કારણથી જ એમનો વેપાર મોટો હતો એમ ખાસ કહી શકાય તેમ નથી. અમદાવાદનો વેપાર કાંઇક અંશે પ્રથમ એ કારણથી, પછી રાજધાનીના કારણથી અને પાછળથી અમદાવાદના લોકોના સ્વાશ્રય માત્રથી જ વધ્યો છે એમ માનવામાં કાંઇ અસત્ય નથી. ગેઝેટીઅરનો વિદ્વાન કર્તા લખે છે તે સમયે તો અમદાવાદની હાલની પ્રગતિની ઝાંખી શરૂઆત માત્ર હતી. એટલે એમણે ગણાવ્યા છે તે વાંધા છતાં અમદાવાદે પ્રગતિ શી રીતે કરી, અને એમાં લોકોનો કેટલો ભાગ છે તે જોવા એ આજે રહ્યા નથી.

હોય તો તે અમદાવાદમાં જ છે. આ દૃષ્ટિએ અમદાવાદનું સ્થાન વેપારમાં આખા હિંદમાં સર્વોપરી છે એમ કહેવામાં વાંધો નથી. હાલનો તો અમદાવાદનો વેપાર ઉદ્યોગ નજરે જોઈ તે અમદાવાદના લોકોના જ હાથમાં છે તે પ્રત્યક્ષ પુરાવાથી સિદ્ધ થાય છે. પૂર્વે આવી ગયેલા પરદેશી મુસાફરોનાં અમદાવાદનાં વર્ણનો કેટલાંક આગળ આપ્યાં છે; તેમ જ તવારીખના ગ્રંથોમાં જે વર્ણનો છે તેના શબ્દ પ્રમાણથી પણ આ વાત સિદ્ધ થાય છે એમ માની શકાય. પ્રાચીન કાળથી વેપારમાં આગળ પડતા દેશની રાજધાની અને તે સમયે બીજા દેશો એટલા આગળ વધ્યા નહોતા એ બધું જોતાં અનુમાનથી પણ અમદાવાદ વેપારમાં પહેલેથી સર્વોપરી હશે એમ ફલિત થાય છે. બીજાં શહેરોનાં વર્ણનો સરખાવીને પણ એ પદ સિદ્ધ થઇ શકે છે. આવી રીતે ચારે પ્રમાણોથી આમદાવાદનું વેપારમાં સર્વોપરી પદ નક્કી કરી શકાય તેમ છે.

અમદાવાદ જીલ્લાનાં વેપારનાં સ્થળોની ચઢતી પડતીનું વર્ણન કરતાં અમદાવાદ ગેઝેટીઅરનો કર્તા લખે છે કે પુરાણા વખતથી વેપારની ખાસ જગ્યા ધોળકા હતું એમ લાગે છે. એ જ જગ્યાએ નોંધમાં અલ ઇદ્રીસીનો ઇ. સ. ૧૧૫૦નો ધોળકા આસાવલ વગેરેનો ઉલ્લેખ ટાંકેલો છે. આપણે આગળ જોયું તેમ આશાવલ અગર કર્ણાવતી બારમી સદીમાં પણ વેપારનું સારૂં સ્થાન હતું. ધોળકા બારમી સદીનાં પાછલા ભાગમાં વધેલું પરંતુ આશાવલથી એ વધ્યું હોય એમ માનવાને આધાર નથી. આશાવલની સ્થિતિ માટે બે ત્રણ ફારસી–અરબી ઉલ્લેખો સિવાય મોટે ભાગે અજ્ઞાન ચાલ્યું આવ્યું છે તેનું જ એ કારણ છે. આગળ અમદાવાદના સ્થાનની વેપારી મહત્તા વિશે લખતાં એ જ લેખક લખે છે કે બ્રીટીશ રાજ્યની શરૂઆતમાં અમદાવાદ જીલ્લાના અમદાવાદ અને ધોળકા એ બે ગામોમાં જીલ્લાનાં બીજાં ગામોના કરતાં પ્રમાણમાં વેપારનો ઓછો વધારો થયો. ધોળકા ખંભાતના મહામાર્ગ ઉપર હતું તેથી એમ થયું એમ લખે છે. અમદાવાદ માટે લખે છે કે "એની સમૃદ્ધિ તો રાજદરબાર અને લશ્કરના રહેઠાણને અંગે જ હતી. એને કુદરતનો એકે ફાયદો નહોતો. કોઇ મોટા ભૂમિવિભાગનું એ દ્વાર નહોતું કે જેથી ત્યાં વેપારીઓની અવરજવર રહે. હિંદુસ્તાનના કોઈ પણ રાજમાર્ગ ઉપર એ નહોતું. હિંદુ વેપારીવર્ગમાથી કોઇનું એ ધાર્મિક સ્થળ નહોતું. એની નદી એના મુખ આગળ પણ નાની હોડીને

વેપારી માર્ગો અને અમદાવાદનું સ્થળ

તરાવી શકે એવી નહોતી. એના મધ્યાહ્ન સમયમાં પણ એનું બંદર (ખંભાત) સગવડ વગરના બાવન માઇલ લાંબા રસ્તાને છેડે હતું. એનો સુંદર કીનખાબ આજુબાજુનાં જે દેશી રાજ્યોમાં મોટે ભાગે ખપતો તે રાજ્યો પડી ભાગ્યાં. એનો હલકો સુતરાઉ માલ વીલાયતની હરીફાઈ આગળ ટકી શક્યો નહિં. એટલે એનો એક વખતનો મોટો વેપાર આસપાસનાં શહેરોમાં વહેંચાઇ ગયો અને ફરી વધી શક્યો નહિં."

ગેઝેટીઅરના આ લખાણમાં કેટલુંક સત્ય છે, પરંતુ સાથે કેટલોક ભ્રમ ઉત્પન્ન કરાવે તેવું છે. અમદાવાદની જગ્યાને કુદરતનો એકે લાભ નથી એ ખરૂં છે. કોઇ મોટા પ્રદેશને માટે એ વેપારનું બારૂં નથી એ પણ ખરૂં છે. રાજધાનીને લીધે એની ખાસ સમૃદ્ધિ હતી એ પણ કાંઇક અંશે ખરૂં છે. પરંતુ રાજધાનીને લીધે અસલથી જ એવા જન્મસિદ્ધ વેપારી–બુદ્ધિવાળા લોકો અમદાવાદમાં આવીને વસ્યા કે એ લોકે રાજ અને લશ્કર ગયું છતાં વેપાર પડવા ન દીધો એ ગેઝેટીઅરનો કર્તા ભૂલી જાય છે. ધોળકાને એ ખંભાતના મહામાર્ગ ઉપર મુકે છે તે ખરૂં છે. પરંતુ પહેલાં આશાવલ અને પછી અમદાવાદ પણ એ જ મહામાર્ગ ઉપર હતું એ તે ભૂલી જાય છે. આશાવલ અને અમદાવાદ ઉત્તર અને ઈશાન ખૂણા તરફથી આવતા વેપારી માર્ગોનું મળવાનું ખાસ સ્થાન છે. એટલું ધ્યાન રાખવાનું છે કે કાઠીઆવાડમાં જવાનો વીરમગામવાળો રસ્તો પાછળથી ચાલુ થયેલો છે. કાઠીઆવાડમાં જવાનો કુદરતી રસ્તો ઉત્તરમાંથી આશાવલ થઇને ધોળકાને રસ્તેથી જવાનો છે. દિલ્હી અને કનોજથી બંદરો તરફ જતા રસ્તા પાટણ અને ઉદેપુર આગળથી જતા. એ રસ્તા ભરૂચ ખંભાત કે કાઠીઆવાડ જતા ત્યારે વચમાં આશાવલ આવતું. ખાસ કરીને પાટણથી ભરૂચ જતાં એ રસ્તે જ જઇ શકાતું. પરંતુ પાટણ વધ્યા પછી ભરૂચ કરતાં ખભાતનું બંદર વધારે વપરાવા માંડ્યું. એટલે આશાવલ અને અમદાવાદ મહામાર્ગ ઉપર તો હતાં જ પરંતુ એ કારણથી જ એમનો વેપાર મોટો હતો એમ ખાસ કહી શકાય તેમ નથી. અમદાવાદનો વેપાર કાંઇક અંશે પ્રથમ એ કારણથી, પછી રાજધાનીના કારણથી અને પાછળથી અમદાવાદના લોકોના સ્વાશ્રય માત્રથી જ વધ્યો છે એમ માનવામાં કાંઇ અસત્ય નથી. ગેઝેટીઅરનો વિદ્વાન કર્તા લખે છે તે સમયે તો અમદાવાદની હાલની પ્રગતિની ઝાંખી શરૂઆત માત્ર હતી. એટલે એમણે ગણાવ્યા છે તે વાંધા છતાં અમદાવાદે પ્રગતિ શી રીતે કરી, અને એમાં લોકોનો કેટલો ભાગ છે તે જોવા એ આજે રહ્યા નથી.

ગેઝેટીઅરના લેખક ગણાવે છે એ ગેરફાયદા ન હોત તો આજે અમદાવાદે બતાવી છે તેનાથી બેવડી કે ચારગણી પ્રગતી બતાવી હોત. છતાં એટલું કબુલ કરવું જોઇએ કે અમદાવાદના વેપારની અસલ સ્થિતિ હજી આવી નથી; અને ક્યારે આવશે તે હાલની સ્થિતિ જોઇને પણ કહેવું મુસ્કેલ છે. એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે કે બંદરોને લીધે અમદાવાદના વેપારને પ્રાચીન કાળમાં કાંઇક અંશે ઉત્તેજન મળેલું તે બંદરો પોતે અત્યારે ઘણે ભાગે પડી ભાગ્યાં છે. એ ચોરાશીએ બંદરોનું નુર (બન્ને અર્થમાં) અત્યારે જાણે મુંબાઇએ લઈ લીધું છે. એ બંદરો જે સમયથી પડી ભાગવા લાગ્યાં તે જ સમયથી અમદાવાદનો વેપાર પણ છેક સંકોચાઇ ગયો. પરંતુ એ બંદરો મુંબાઇને લીધે આજે ખરાબ દશામાં હોવા છતાં અમદાવાદે પોતાનો વેપાર વિકસાવવા માંડયો છે. બંદરોનો વેપાર મુંબાઇએ જેટલે અંશે ભાંગ્યો તેથી વધુ અંશે, કોઈ પણ મેળ વગર ગોઠવાયલી રેલ્વેઓએ ભાગ્યો છે; અને અમદાવાદનો વેપાર વહેંચાઈ ગયો તેમાં હાલની રેલ્વેપદ્ધતિનો દોષ પણ કેટલેક અંશે છે એમ માનવું પડે છે. જુનાં સાધનો બંધ થમાં તે સાથે નવાં જે વધ્યાં તે દેશની પરિસ્થિતિ દેશી દૃષ્ટિએ તપાસામા વગર વધ્યાં એ વાત ગેઝેટીઅરના લેખક ધ્યાનમાં લેતા નથી.

ટાઈમ્સ ઓફ ઇન્ડીઆ પત્રનો હિંદુસ્તાનની તમામ વીગતોને લગતો એક વાર્ષિક ગ્રંથ ( Indian Year Book ) નીકળે છે. એમાં મુંબાઈ ઇલાકાના લોકોનું વર્ણન કરતાં લખ્યું છે કે 'ગૂજરાતના વાણીઆ આખા જગતની સર્વથી બુદ્ધિશાળી વેપારી જાતિઓમાં ગણી શકાય.' આ વાણીઆઓનું કેન્દ્રસ્થાન તે અમદાવાદ. આ બુદ્ધિએ હિંદમાં તો અમદાવાદનું સ્થાન બરોબર જાળવ્યું. પરંતુ અઢારમી સદી પુરી થતાં પશ્ચિમના દેશોમાં વિજ્ઞાનનું જોર વધતું ગયું. બ્રીટીશ રાજ્યની સાથે એ વિજ્ઞાનની લહેરો હિંદમાં પણ આવવા લાગી. ઓગણીસમી સદીમાં યૂરોપે વિજ્ઞાનની સહાયથી વેપારમાં અસાધારણ ફેરફાર કર્યો. ત્યાં દરેક ઉદ્યોગમાં યંત્રવાદનો યુગ પ્રવર્ત્યો એને પરિણામે યૂરોપે દુનિયામાં એક રીતનું સર્વોપરીપણું મેળવ્યું. હિંદુસ્તાનમાં આ વખતે ઇન્ગ્લેન્ડની રાજકીય સત્તા સંપૂર્ણ જામી ગઈ હતી. એ સત્તા ઓગણીસમી સદીના પૂર્વાર્ધ સુધી એક વેપારી કંપનીની હતી. એટલે હિંદુસ્તાનના વેપાર ઉપર પશ્ચિમના યંત્રવાદની સત્તા જામે એ

અમદાવાદ અને પશ્ચિમના દેશોના વેપારની પ્રગતિ

સ્વાભાવિક હતું. હિંદુસ્તાનના હાથ ઉદ્યોગો સામે યંત્રની હરીફાઇ ધસાઇને નાશ પામતા હતા. ધર્મ અને અધર્મની મીમાંસાના વખતમાં પડેલા દેશને આ હરીફાઈની ભયંકરતાનું ભાન નહોતું. આવે વખતે અમદાવાદની બુદ્ધિની આંખ ઉઘડી. એણે હુન્નરખાંની ચઢાઈ જોઇ. આ ચઢાઇ નાદીરશાહની ચઢાઇ અગર શિવાજીની લૂંટ કરતાં વધારે ભારે હતી એ અમદાવાદે જોયું. જે વિજ્ઞાનની સહાયથી યૂરોપ આગળ વધ્યું હતું એની જ સહાય લેવાથી જગતના દેશોની સાથે રહી શકાશે એમ પણ એણે જોયું. એટલે કાપડ સુતર આદિ જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં યંત્ર દાખલ થયાં. જ્યાં જ્યાં પશ્ચિમની રીતો ખર્ચાળ લાગી ત્યાં અમદાવાદે જુની દેશી રીતો જ રાખી. ઇ. સ. ૧૮૫૦ થી ૧૮૭૦ સુધીની એક વીશીનો હિંદુસ્તાનનો ઇતિહાસ તપાસીએ તો વેપાર–ઉદ્યોગ માટે અમદાવાદે શું કર્યું તે સમજાશે. એ વખતે અમદાવાદની વસ્તી એક લાખની હતી તે આજે વેપારને લીધે ત્રણ લાખની થઈ છે.

આમ છતાં પણ અમદાવાદ એની ગુમાએલી સ્થિતિ પ્રાપ્ત કરી શક્યું નથી, અને પશ્ચિમના દેશો સાથે જ જો સરખામણી કરીએ તો અમદાવાદને હજી વેપાર–ઉદ્યોગ ઘણા સુધારવા પડે અને વધારવા પડે. અમદાવાદના લોકોની બુદ્ધિ વેપારને માટે જન્મસિદ્ધ છતાં બરોબર પશ્ચિમ જેવી પ્રગતિ કરવામાં જે હરકતો આવે છે એનાં બે ખાસ કારણો છે તે તો કબુલ કરવાં જ જોઇએ. એક ધર્મને વગર સમજ્યે સાથે મેળવીને બાંધી લીધેલા વિચિત્ર રૂઢિ–રિવાજ; બીજું રાજકીય પરતંત્રતા. આ બન્ને દોષો એકલા ગૂજરાત કે અમદાવાદના નથી.

**પશ્ચિમના જેવી પ્રગતિ કરવામાં આવતી હરકતો**

રૂઢિ–રીવાજો અને રાષ્ટ્રીય પરતંત્રતા એ બન્નેમાં હિંદુસ્તાનના નશીબ સાથે અમદાવાદનું નશીબ અનેક સૈકાઓથી જોડાએલું છે. રાષ્ટ્રીય પરતંત્રતા ઓછી કરવાના હિંદુસ્તાનના પ્રયત્નમાં અમદાવાદ–ગૂજરાત–પોતાનો ફાળો આપે એટલે કેટલેક અંશે એ બાબતમાં એણે પોતાનું કર્તવ્ય બજાવ્યું એમ કહી શકાય. હિંદુસ્તાનનાં બીજાં અંગો કરતાં કદાચ એ પોતાનું કર્તવ્ય વધારે પ્રમાણમાં કરે અગર બીજું કોઈ અંગ એ કર્તવ્ય વધારે પ્રમાણમાં કરે તોપણ તેની પ્રગતિ આખા હિંદુસ્તાન સાથે જ જોડાએલી રહેવાની. એટલે પરતંત્રતાની બાબતમાં અહીં વધુ લખવું યોગ્ય નથી. સામાજિક રીવાજો સેંકડો વર્ષથી પ્રજામાં ઓતપ્રોત થઈ ગયા છે. પરંતુ એ

સ્વતંત્ર બાદશાહીના સમયમાં અમદાવાદના કીનખાબ મશરૂ અને સુતરાઉ કાપડ ખંભાતથી ચઢતાં એટલે ખંભાતને નામે મશહૂર હતાં, અને કૈરોથી પેકીન સુધીના પૂર્વ ગોલાર્ધના દરેક બજારોમાં બહુ ખપતાં. મલાકાના જંગલી લોકો પોતાની ઉંચાઇ જેવડો ઢગલો આ કાપડનો આપતા ત્યારે બંધનમાંથી પોતાનો છુટકારો મેળવી શકતા. આફ્રીકાના કિનારા ઉપર એ કાપડ સુવર્ણના બદલામાં વેચાતું અને ઘણી વાર એની સો ગણી કિંમત ઉપજતી.[૬] બારબોસા લખે છે કે એડનમાં ખંભાતથી એટલો માલ આવતો કે આવેલા કાપડના માલની કિંમતનો વિચાર આવતાં એને ગભરામણ થતી. કેટલાંક ઔષધો, અફીણ, ઘઉં, ગળી; મણકા વગેરે એડન આવતું; અને એડનથી ત્રાંબુ, પારો, ગુલાબજળ અને હીંગળોક જતું. અરબસ્તાનથી ઘોડા આવતા; આફ્રીકાથી સોનું, હાથીદાંત, અંબર અને મીણ આવતું; મલબારથી સોપારી, નાળીએર અને મરી આવતાં; અને સિંહલદ્વિપ અને પેગુથી પણ એ જ માલ આવતો. બંગાળાથી સાકર અને મલમલ આવતી; જાવાથી ઝવેરાત અને કસ્તુરી આવતાં; મલાકાથી તેજાના અને ચીની વસ્તુઓ આવતી. બારબોસાના આ વર્ણન સાથે ફીરંગીઓનાં જુનાં લખાણો મળતાં આવે છે.[૭] એ લોકો પણ અમદાવાદને ખંભાતના મહારાજ્યનું પાટનગર કહે છે. સોળમી સદીના પાછલા ભાગમાં ખંભાતના અખાતનો ઉપલો

[૬] "Before the beggimning of the sixteenth century the silks, brocades, and cotton cloths of Ahmedabad, generally bearing the name of Cambay—their place of shipment, were in demand in every eastern market from Cairo to Pekin. The wild tribesman of the Malayan Archipelago did not cousider his freedom secured until he had stored up a pile of them equal in height to himself, since that was the standard ransom of a captive in the frays in which he was constantly engaged." (Stanly's Barbosa p. 200) "On the coast of Africa they were exchanged for gold often at a hundred times their real value (એ જ પૃ. ૫, ૭.) [૭] Ahmedabad Gaz. p. 88. The early Portuguese accounts agree well with Barbosa, ... mony to the commercial predominance of the ...mbay' and its capital Ahmedabad.

ભાગ પૂરાઈ જવાથી ખંભાત બંદર તરીકે બહુ ઉપયોગનું ન રહેતાં અમદાવાદના વેપારને જરા ધક્કો લાગ્યો. પણ ખાસ કરીને સ્વતંત્ર બાદશાહીના અસ્ત પછી અમદાવાદને વધારે ખમવું પડ્યું.[૮]

મોગલ સમય

મોગલ સમયમાં વખત જતાં અમદાવાદે વેપારમાં પાછી પોતાની અસલ સ્થિતિ પ્રાપ્ત કરી. ઈ. સ. ૧૫૮૮ માં સીઝર ફ્રેડ્રીક નામનો મુસાફર લખે છે કે તેણે નજરે ન જોયો હોત તો અમદાવાદનો આવડો મોટો વેપાર છે એ કદી માનત નહી.[૯] અકબરના સમયમાં અને જહાંગીરના રાજ્યની શરૂઆતમાં ખંભાતનો રસ્તો સહીસલામત ન હોવા છતાં, અમદાવાદથી દર દશ દીવસે કિમતી સામાનનાં ભરેલાં બસો ગાડાં પરદેશ ચડવા માટે ખંભાત જતાં. અને[૧૦] ત્યાંથી નાનાં વહાણો મારફતે ગોઘે જતાં. ઈ. સ. ૧૬૩૮ માં મેન્ડેલ્સ્લો લખે છે કે અમદાવાદમા વેપારની સગવડ બહુ સારી છે;—દારૂગોળો, સીસું તથા સુરાખારમાં વેપાર કરવા માટે પરવાનો મેળવવો પડતો, પણ બીજી વસ્તુઓમાં વેપાર કરવાની છૂટ હતી. જકાત ફક્ત એક ગાડા દીઠ પંદર પેન્સ હતી, અને વાણીઆના આડતીઆ એશીઆના દરેક ભાગમા તેમ જ ઇસ્તંબુલ ( Constantinople ) માં પણ હતા તેથી હુંડીઆમણ સરળ અને ફાયદાકારક હતું. એશીઆની કોઈ પણ પ્રજા કે કોઈ પણ માલ અમદાવાદમાં ન દેખાય એમ નહોતું.[૧૧] ઈ. સ. ૧૬૬૬ માં મુસાફર થેવેનો લખે છે કે 'ગળીનો નીકાશ બહુ મોટો હતો. સુંઠ, ખાંડ, રૂ, લાખ, હરડે અને આંબળાં, આંબલી, અફીણ,

[૮] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૮૮. [૯] "Cāesar Frederick declares (1588) that if he had not seen it, he could not have believed that the trade of Ahmedabad and Cambay was so great" (Abd. Gaz. p. 88.) [૧૦] Nicholas Ufflet અને Mandelsloના અમદાવાદ ગેઝેટીઅરમાં ઉતારા. પૃ. ૮૮. [૧૧] Harris' Travelsમાંથી મેન્ડેલ્સ્લોનો અમદાવાદ ગેઝેટીઅરમાં ઉતારો પૃ. ૮૯. આ ઉતારા ઉપર ગેઝેટીઅરનો કર્તા નોંધમાં લખે છે કે આવો વેપાર હોવા છતાં રસ્તામાં ચોર લુંટારાનો ભો બહુ હતો એમ એ જ મુસાફર લખે છે. મને લાગે છે કે સુબા આઝમખાંના પહેલાં જે ચોરી અવ્યવસ્થા અને ચોરીનો ભો થયો હતો તે સમયનું એ લખાણ છે. p. 89. "The Vāniās' correspondents in all parts of Asia and even in Constantinople made exchange easy and

સુરોખાર અને મધ એટલાંની સારી નીકાશ થતી. દિલ્હી અને લાહોરથી ઘણું કાપડ આવતું, તે ઉપરાંત શહરમાં બનેલાં સાટીન, મખમલ, ટેફેટા, મશરૂ, કીનખાબ, અને ઉનના માલ પણ ચહતા. થેવેનો અને મેન્ડેલ્સ્લો બને કહે છે કે સરખેજની ગળી બધા કરતાં સારી થતી. રેશમી ગલીચા પણ ઉત્તમ થતા અને એની અંદર સોનેરી તથા રૂપેરી કસબનું કામ થતું હતું. મેન્ડેલ્સ્લો એવા ગલીચા અને છીટોનાં મોટાં કારખાનાં હોવાનું જણાવે છે. ટેવરનીઅર લખે છે કે અહીં પતાસાં સારાં બનતાં, અને એને શુદ્ધ સફેદ કરવાની લોકને સારી આવડત હતી.[૧૨]

સત્તરમી સદીની શરૂઆતમાં સર ટોમસ હર્બર્ટ લખે છે કે ગૂજરાતના પાટનગરમાં દુકાનો સુગંધી અંજનો, અત્તર, તેજાના, છીંટ, રેશમી અને સુતરાઉ માલ, અને હિંદ તથા ચીનની દુર્લભ વસ્તુઓથી ભરેલી હતી. એના માલીક કરકસરીઆ અલ્પવિલાસી વાણીઆ હતા, અને એમની વસ્તી અહીં બીજા કરતાં વધારે હતી.[૧૨–અ] મેન્ડેલ્સ્લો લખે છે કે અમદાવાદના કારીગરો લોખંડ, સોનું,

advantageous. There was scarcely any nation or merchandize in all Asia not to be found in Ahmedabad. I scarcely know any place in the world where a man may indulge himself with more ease than here. [૧૨] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૮૯માં નોંધ ૩. થેવેનો, મેન્ડેલ્સ્લો, ટેવરનીઅર વગેરેમાંથી ઉતારા. " Ginger grew in greater quantity in Ahmedabad than in any part of Asia. 'hardly to be imagined how much was transported candied into foreign parts. " " Of loaf sugar Taverneir says 'they had the perfect art of refining it.' " He also mentions silk carpets mixed with gold and silver. Of other fabrics Mandeislo speaks of a vast manufactory of silks and calicoes, and of gold and silver brocades, though these were slighter and at the same time dearer than those from China. When he was in Ahmedabad a new kind of stuff of silk and cotton with gold flowers, was invented and sold at a cost of five crowns the yard." [૧૨–અ] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૮૪. "The maga-polis of Gujarat, with many large aud comely streets, shops full of aromatic gums...and choice Indian and China rarities, owned and sold by

હાથીદાંત, મીનો, છીપ, કાગળ, લાખ, હાડકાં, રેશમ અને સુતરનાં કામ માટે ખાસ પ્રખ્યાત હતા અને એમાં કારીગીરી સારી કરતા. ઇ. સ. ૧૬૯૫ માં જેમીલી કેરેરી લખે છે કે અમદાવાદ ઉદ્યોગોનું કેન્દ્ર હતું, હિંદમાં મોટામાં મોટું શહેર હતું, અને એના કીનખાબ વેનીસના માલથી કોઈ રીતે ઉતરતા નહોતા.[૧૩]

અસ્ત થતી મોગલાઇની અવ્યવસ્થામાં અને મરેઠા સમયમાં વેપાર રોજગાર ઓછો થતો ચાલ્યો. ખંભાતને બદલે સુરત તરફ વેપાર ખેંચાવા લાગ્યો ત્યારથી જ અમદાવાદના વેપારને ખમવાનો વખત તો આવ્યો હતો.

અઢારમી સદીમાં વેપારની પડતી

છતાં ઔરંગઝેબના સમયમાં વેપારને ધક્કો લાગ્યો હોય એમ દેખાઇ આવતું નથી. એ સમય શાંતિનો હોવાથી અમદાવાદના મોટા વેપારીઓએ સુરતમાં પણ પેઢીઓ કાઢી, અને એ રીતે ખંભાતને બદલે સુરતને અમદાવાદના વેપારીઓએ બંદર ગણ્યું. પરંતુ પાછળથી અને ખાસ કરીને મરેઠા સમયમાં જાનમાલને ભય વધતો ગયો. અને વેપાર સંકોચાઇ શહેરોમાં આવ્યો એટલે રાજ્ય તરફથી શહેરોમાં દાણનું જોર અને ત્રાસ વધ્યાં. આવે વખતે અમદાવાદમાં દાણ અને કર વેરાનું જોર ખાસ વધે એમાં નવાઈ નહોતી. મુસલમાન સમયમાં એક બે વખત એવા પણ આવ્યા કે ધર્માન્ધતાને લઇને હિંદુ મુસલમાનોની જકાતમાં ભેદ રખાયો. મુસલમાનો માટે અઢી અને હિંદુઓ માટે પાંચ ટકા જકાત રાખવામાં આવી હતી. આમાં સુબાની જરૂર પ્રમાણે વધઘટ થયાં કરતી. વેપારના માર્ગો ઉપર ઠેર ઠેર દાણની ચોકીઓ બેઠી હતી. આમ છતાં પણ ચોરલુંટારૂના ભય એટલા જ હતા, અને લશ્કરી સત્તા સિવાય એ લોક કોઇને ભાગ્યે જ ગણતા. લશ્કરી સત્તાવાળા પણ પોતાનો સ્વાર્થ સાધવા ચોર લોકોને ખાનગી ઉત્તેજન આપતા. ૧૭૫૫ માં પેશ્વા અને

abstemious Banias who here surpass for member the other inhabitants." [૧૩] એજ પૃ. ૨૫૫. "It was the headquarters of manufacturers, the greatest city in India, nothing inferior to Venice for rich silks and gold stuffs curiously wrought with birds and flowers."

ગાયકવાડે શહેર વહેંચી લીધું ત્યારે પાછી વસ્તુસ્થિતિ વધારે બગડી.[૧૪] દરેક સત્તા પ્રજા પાસેથી વધારે પૈસો કઢાવવા યોજના કરતી. આ કારણને લીધે લોકોમાં પણ અપ્રમાણિકપણાને ઉત્તેજન મળતું ગયું. માલના ભાવની રીત ગુંચવણવાળી થતી ગઈ અને એમાં છાનાછાની વધી. આ કારણથી માલની લે-વેચમાં વેપારીઓને મારફતીઆનો આશ્રય લેવો પડતો, અને એમાં ઘણી છેતરપીંડી ચાલતી. ઘણા ખરા માલ ઉપર કાચી અવસ્થાથી માંડીને તૈયાર થતા સુધી ઘણી વાર વેરા લેવાતા અને તૈયાર થયા પછી બંદરે કે દેશાવર જતાં બીજા રસ્તાના વેરા વધતા. રેશમી માલ શહેરના દરવાજામાંથી બહાર નીકળતો ત્યારે એની વેચાણ કિંમતના ચોથા ભાગ જેટલી જકાત તો અપાઇ ચુકાતી. એકંદરે શહેરની બહાર નીકાશ થતા માલ ઉપર સરેરાશ વીશ ટકાનો વધારો જકાતવેરાથી થતો.[૧૫] જે જે માલ વેચવાના હક પૈસા ભરી જેમણે ખરીદ કર્યા હોય તે તે માલ તે જ લોકો વેચી શકતા, અને મોં-માંગ્યા ભાવ ઉપજાવતા. એક કેળાંની લૂમ પણ એમને એમ વેચી શકાતી નહિં એમ ગેઝેટીઅરનો કર્તા લખે છે. એવા પૈસા ભરી માલ એક હાથ કરનારા સિવાય એક સાધારણ લાકડાનો ભારો કે ફૂલફળાદિ પણ કોઈ વેચતું તો એના ઉપર પંદરથી પચીશ ટકા વેરો શહેરમાં પેસતાં લેવાતો. એ ઉપરાંત દરવાજાનો ચોકીદાર એક મુઠી અગર થોડો માલ ખાનગી પડાવતો, અને થોડું થોડું રસ્તાની ચોકીઓ ઉપર આપવું પડતું.[૧૬] એકલા સરકારના હકદાવા ચુકવ્યા એટલે પતતું નહિં. માલ કોઠામાં કાંટા આગળ આવતો એટલે માનીતા માણસો તથા મંદિરોના ઠરાવેલા લાગા ચુકવવા પડતા. આ લાગા વેપારીએ કબુલેલા હતા પરંતુ ખરી રીતે સરકારના ટેકાથી જ તે નક્કી કરવામાં આવ્યા હતા. આ પ્રમાણે નગરશેઠને સરેરાશ આયાત ઉપર પા ટકો મળતો. અગાઉના દીવાનના વારસોને સેંકડે છ આની મળતી. તે ઉપરાંત પચીશ હિંદુ મંદિરો અને ચાલીશ ભાટ, વૈરાગી અને બીજા

કરવેરાનો બોજો

[૧૪] એ જ પૃ. ૮૯. [૧૫] એ જ પૃ. ૯૦. [૧૬] એ જ પૃ. ૯૦. એમ કહેવાય છે કે દાણનો ત્રાસ એટલો બધો હતો કે શહેરમાં આવતાં બહારના રસ્તાઓ ઉપર વણઝારાઓ દાણ આપે તો જ પાણી પીવા મળી શકતું. આ બાબતમાં લાખા વણઝારાનો રાસડો જાણીતો છે. 'બાર કોળાં અને તેર લાગા' એ કહેવત આ સમયમાં પડી છે.

લોકોની નૈસર્ગિક વેપારી શક્તિ પાછી ઠેકાણે આવવા લાગી. દવા ન મળે પણ હવાથી કુદરત રોગ મટાડે એમ અમદાવાદના વેપારને થએલો રોગ ધીમી ગતિથી સુધરવા લાગ્યો. ઇ. સ. ૧૮૧૮ પછી જીંદગીની ખાસ જરૂરીઆતની ચીજો ઉપરના વેરા બંધ કરવામાં આવ્યા, અને જકાતવેરા જે ૧૫ ટકા ઉપર હતા તે ઘટાડીને ૨½ ટકા કરવામાં આવ્યા. ઉત્તર હિંદુસ્તાનનો રસ્તો પાછો ખુલ્લો થયો અને વણઝારા અનેક તરેહના માલ ઉંટ અને પોઠીઆ ઉપર લાદીને લાવવા લાગ્યા. કલેક્ટર મી. ડનલોપ લખે છે કે ઘણા નાસી ગએલા વેપારીઓ અને કારીગરો શહેરમાં પાછા આવીને વસવા લાગ્યા. અને શહેરની લડાયક જાતોની વસ્તી બીજે નોકરીને માટે જવા માંડી તોપણ શહેરની એકંદર વસ્તી વધી.[૧૯] ઈ. સ. ૧૮૧૯ માં પાલણપુરવાળા કરમસી ડુંગરસીએ અમદાવાદમાં અફીણનો સટ્ટો શરૂ કર્યો.[૨૦] ઈ. સ. ૧૮૨૫ માં મી. ક્રોફોર્ડ લખે છે કે મી. ડનલોપે ધાર્યા પ્રમાણે અમદાવાદના વેપારમાં વધારો થયો નહોતો. આનું કારણ મી. ક્રોફોર્ડ એમ ધારે છે કે આંટના સટ્ટામાં લોક ખુવાર થયા હતા તે હતું.[૨૧] આંટનો સટ્ટો ઘણા સમય અગાઉ મોગલાઇના અંતમાં ચાલ્યો હતો તેની વીગત આગળ જોઇશું. ઈ. સ. ૧૮૩૦ સુધીમાં અમદાવાદનો વેપાર જોઇએ તેવો વધ્યો નહિ એમ સર જોન માલ્કમનો અભિપ્રાય છે. એનું કારણ એમ મનાય છે કે એ વખતે પણ રસ્તા બરોબર સુધર્યા નહોતા, અને આવજાનાં સાધનો ઘણાં ઓછાં હોવાથી કાચો માલ લઈ જવાની બહુ હરકત પડતી. આ કારણથી વરસાદ સારો પડે અને પાક સારો થાય ત્યારે તે બહારગામ ન જઇ શકવાથી ભાવ ઘણા ઓછા થઇ જતા.[૨૨]

[૧૯] એ જ પૃ. ૯૩, નોંધ ૪. ઇ. સ. ૧૮૨૦ના મી. ડનલોપના રીપોર્ટમાંથી ઉતારો. [૨૦] એ જ પૃ. ૯૪ નોંધ ૧. બોમ્બે ગવર્નમેન્ટ સીલેકશન V 88માંથી ઉતારો. [૨૧] એ જ પૃ. ૯૪ નોંધ ૨. [૨૨] એ જ પૃ. ૯૫. બ્રીટીશ રાજ્ય આવ્યા પછીનાં થોડાં વર્ષમાં આ પ્રમાણે વેપાર હતોઃ—રેશમ (Raw Silk)ની આયાત ૩૦૦ મણથી વધીને ૧૦૦૦ મણ થઇ. ( ઈ. સ. ૧૮૧૯—અને ૧૯૨૦ માં ) કાપડની આયાતની કિંમત રૂા. ૧૩૦૦૦ થી વધી ૬૫૦૦૦. થઇ; અને કુલ વેપારમાં સાડાબાર લાખનો વધારો થયો હતો. પરંતુ આ વધારો ચાલુ ન રહ્યો, અને પછીનાં ચારેક વર્ષોમાં મારે દશ દશ લાખ આયાત નીકાશના આંકડામાં ઘટાડો થયો. અફીણના સટ્ટાથી એમ હતું. પછી પાછાં બે વર્ષ સારાં આવ્યાં. એમાં વેપારના આંકડા વધ્યા પણ વધારો

વેપારનું કેન્દ્ર બન્યું. રેલ્વેએ અમદાવાદના વેપારને વધારવામાં જે કાંઇ મદદ કરી છે તેની ના નથી. પરંતુ અમદાવાદનો વેપાર કેવળ રેલ્વેથી જ વધ્યો છે એમ કહેવું યોગ્ય નથી. ઓગણીસમી સદીમાં રેલ્વે શરૂ થઇ ત્યારે પણ ધોલેરાથી મુંબાઇ જે માલ વહાણમાં જતો તેના ઉપર દેશી પદ્ધતિ પ્રમાણે વીમો ગણતાં પણ રેલ્વે કરતાં સસ્તું નુર પડતું. પરંતુ રેલ્વેથી મોકલેલો માલ જલદી પહોંચતો અને એ કારણથી નાણાં પણ ત્વરાથી ફરી વળતાં એટલે જોખમમાંથી વેપારી જલદી મુક્ત થતો. નાણાંની ચાળવણીમાં આમ સગવડ થયાથી ઓછી મુડીએ વેપાર થઇ શકવા લાગ્યો. આ કારણથી રેલ્વેનું નુર વધારે હોવા છતાં માલ રેલ્વેદ્વારા જવા માંડયો અને દરિયાઇ માર્ગનો વપરાશ ઓછો થયો. તોપણ છેક ૧૮૭૧ સુધી દરિયાઈ માર્ગે ધોલેરા બંદરની આવકજાવકના આંકડા અમદાવાદ જીલ્લાનાં બધાં સ્ટેશનોના આવકજાવકના આંકડા કરતાં વધારે હતા. ૧૮૭૧ પછી એમાં ચાલુ ઘટાડો થતો ગયો, અને અમદાવાદ સ્ટેશને માલની આવજા વધી. ઇ. સ. ૧૮૬૨ થી ૧૮૬૫ સુધીમાં અમદાવાદમાં વેપારનો કૃત્રિમ વધારો દેખાતો હતો. એ વર્ષો અમેરીકાની લઢાઇનાં હતાં તેથી હિંદુસ્તાનના માલની યૂરોપમાં માંગ સારી નીકળી હતી અને વેપાર અસાધારણ વધેલો હોય એમ દેખાતું હતું. વેપારના આ વધારા વખતે હમેશની માફક અમદાવાદના વેપારીઓ સટ્ટે ચઢ્યા. લઢાઈ બંધ થતાં વેપાર મૂળ સ્થિતિ ઉપર પાછો આવવા લાગ્યો. આ વખતના સટ્ટામાં ઘણા લોકો અમદાવાદમાં ખુવાર થઇ ગયા એટલે ઓગણીસમી સદીનો છઠ્ઠો દશકો અમદાવાદમાં વેપાર માટે જેવો શરૂઆતમાં સારો ગયો તેવો જ છેવટના ભાગમાં ખરાબ ગયો. એવા ખરાબ સમયમાં પણ મીલ ઉદ્યોગ ધીમે ધીમે વધતો હતો. ઇ. સ. ૧૮૭૫ સુધીમાં બીજી બે ત્રણ મીલો વધી હતી. એ અગાઉ અમદાવાદમાં કપાસ લોઢવાના સંચા (જીન) ૧૧૭ જેટલા તો થઇ ગયા હતા, અને આખા જીલ્લામાં એની સંખ્યા ૩૬૯ ની હતી. આ ઉપરાંત આઠ પ્રેસ પણ થયા હતાં. મીલના મૂળ સ્થાપક રણછોડલાલ છોટાલાલને એ ધંધામાં ફાયદો જણાયાથી ૧૮૭૭ માં સારંગપુર દરવાજા બહાર તેમણે બીજી મીલ કાઢી. એ પછીની અર્ધી સદીમાં અમદાવાદમાં મીલો એક પછી એક વધતી જ

રેલ્વે

સટ્ટો

મીલ ઉદ્યોગ

ગઇ છે, આજે મીલ ઉદ્યોગમાં અમદાવાદનું સ્થાન આખા હિંદમાં મુંબાઇથી બીજે દરજ્જે છે. વેપાર ઉદ્યોગમાં અમદાવાદને પશ્ચિમનાં શહેરોની પંક્તિએ લાવવાની રણછોડલાલ છોટાલાલની ઉમેદ હતી. પરંતુ એ જમાનાના કેટલાક અનિવાર્ય સંજોગોને લીધે એ મહાન ગૂજરાતીના મનોરથો મૂર્તસ્વરૂપ ન પામ્યા અને કોલસા લોખંડ વગેરેમાં ગૂજરાતને સ્વતંત્ર ઉદ્યોગમાં નાખવાની પ્રવૃત્તિ પાર ન પડી.

**રેલ્વેથી થએલા ફેરફાર**

રેલ્વેથી બીજા જે ફેરફાર થયા તેમાં લંબાણ કરવાનું આ સ્થળ નથી. રેલ્વેથી માલની છતઅછતના કે એક હાથના ભાવ વેપારી વધારે પ્રમાણમા કે લાંબો વખત ખાઇ શકતા નહિ, અને નાના વેપારી જથ્થાબંધ વેચનાર વેપારીઓના બજારમા સહેલાઇથી જઇ શકતા. આથી થોડે પૈસે અને થોડે નફે વેપારની ઉથલપાથલ વધી અને મધ્યમ વર્ગને ફાયદો થયો. નાણું થોડાએક પૈસાવાળાઓ પાસે જ ભરાવાને બદલે સાધારણ સમુદાયમાં કાંઇક કાંઇક વહેંચાઇને જવા લાગ્યું. બહારનાં બજારો સાથે વેપારીઓને સંબંધ વધવા માંડયો. તાર અને ટપાલની સગવડથી પણ વેપારને સારી પુષ્ટિ મળી. રાજ્યની શાંતિમાં લોકોને વિશ્વાસ બેઠાથી ધન છુપાવવાની રીત ઓછી થવા માંડી. રસ્તા ઉપર સારાં મકાનો બંધાવા લાગ્યાં. લોક સારાં કપડાં ખુલ્લી રીતે પહેરવા લાગ્યા. સાદાઈ ધીમે ધીમે જઇને બહારના દેખાવ પણ વધવા લાગ્યા. અગાઉના વખતની સરખામણીમાં ઓગણીસમી સદીના વેપારથી અને તેને લીધે થએલી લોકોની મનોવૃત્તિના આ ફેરફારને લીધે લોકોમાં કહેવત પડી કે "ઓરડામાં લક્ષ્મી હતી તે હમણાં ઉમરે આવી છે."

**વીસમી સદી**

ચાલુ સદીમાં અમદાવાદનો વેપાર વધતો જાય છે; પરંતુ ગઈ સદીમાં અમેરીકન લડાઇ પછી જે સ્થિતિ આવી હતી તેના કરતાં વધારે ખરાબ સ્થિતિ વેપારની આ સદીમાં આવી. ઇ. સ. ૧૯૧૪માં યૂરોપમાં પ્રચંડ લડાઈ શરૂ થઇ. એની અસર શરૂઆતરમાં થોડી થઈ પણ પાછળથી ધીમે ધીમે આખા જગતના વેપાર ઉપર થવા લાગી. અમદાવાદ એમાંથી બચ્યું નહિ. ઇ. સ. ૧૯૧૭–૧૮ માં દરેક ચીજના ભાવ અસાધારણ વધી ગયા. ઇન્ગ્લેન્ડ પોતે પણ લડાઇમાં ઉતરેલું હોવાથી ઇન્ગ્લેન્ડનો માલ—ખાસ કરીને કાપડ સુતર—હિંદુસ્તાનમાં આવતો ઓછો થઇ

વેપારનું કેન્દ્ર બન્યું. રેલ્વેએ અમદાવાદના વેપારને વધારવામાં જે કાંઈ મદદ કરી છે તેની ના નથી. પરંતુ અમદાવાદનો વેપાર કેવળ રેલ્વેથી જ વધ્યો છે એમ કહેવું યોગ્ય નથી. ઓગણીસમી સદીમાં રેલ્વે શરૂ થઈ ત્યારે પણ ઘોલેરાથી મુંબાઈ જે માલ વહાણમાં જતો તેના ઉપર દેશી પદ્ધતિ પ્રમાણે વીમો ગણતાં પણ રેલ્વે કરતાં સસ્તું નુર પડતું. પરંતુ રેલ્વેથી મોકલેલો માલ જલદી પહોંચતો અને એ કારણથી નાણાં પણ ત્વરાથી ફરી વળતાં એટલે જોખમમાંથી વેપારી જલદી મુક્ત થતો. નાણાંની ચાળવણીમાં આમ સગવડ થયાથી ઓછી મુડીએ વેપાર થઈ શકવા લાગ્યો. આ કારણથી રેલ્વેનું નુર વધારે હોવા છતાં માલ રેલ્વેદ્વારા જવા માંડયો અને દરિયાઈ માર્ગનો વપરાશ ઓછો થયો. તોપણ છેક ૧૮૭૧ સુધી દરિયાઈ માર્ગે ઘોલેરા બંદરની આવકજાવકના આંકડા અમદાવાદ જીલ્લાનાં બધાં સ્ટેશનોના આવકજાવકના આંકડા કરતાં વધારે હતા. ૧૮૭૧ પછી એમાં ચાલુ ઘટાડો થતો ગયો, અને અમદાવાદ સ્ટેશને માલની આવજા વધી.

રેલ્વે

સટ્ટો

ઇ. સ. ૧૮૬૨ થી ૧૮૬૫ સુધીમાં અમદાવાદમાં વેપારનો કૃત્રિમ વધારો દેખાતો હતો. એ વર્ષો અમેરીકાની લઢાઈનાં હતાં તેથી હિંદુસ્તાનના માલની યૂરોપમાં માંગ સારી નીકળી હતી અને વેપાર અસાધારણ વધેલો હોય એમ દેખાતું હતું. વેપારના આ વધારા વખતે હમેશની માફક અમદાવાદના વેપારીઓ સટ્ટે ચઢ્યા. લઢાઈ બંધ થતાં વેપાર મૂળ સ્થિતિ ઉપર પાછો આવવા લાગ્યો. આ વખતના સટ્ટામાં ઘણા લોકો અમદાવાદમાં ખુવાર થઈ ગયા એટલે ઓગણીસમી સદીનો છઠ્ઠો દશકો અમદાવાદમાં વેપાર માટે જેવો શરૂઆતમાં સારો ગયો તેવો જ છેવટના ભાગમાં ખરાબ ગયો. એવા ખરાબ સમયમાં પણ મીલ ઉદ્યોગ ધીમે ધીમે વધતો હતો.

મીલ ઉદ્યોગ

ઇ. સ. ૧૮૭૫ સુધીમાં બીજી બે ત્રણ મીલો વધી હતી. એ અગાઉ અમદાવાદમાં કપાસ લોઢવાના સંચા (જીન) ૧૧૭ જેટલા તો થઇ ગયા હતા, અને આખા જીલ્લામાં એની સંખ્યા ૩૬૯ ની હતી. આ ઉપરાંત આઠ પ્રેસ પણ થયા હતા. મીલના મૂળ સ્થાપક રણછોડલાલ છોટાલાલને એ ધંધામાં ફાયદો જણાયાથી ૧૮૭૭ માં સારંગપુર દરવાજા બહાર તેમણે બીજી મીલ કાઢી. એ પછીની અર્ધી સદીમાં અમદાવાદમાં મીલો એક પછી એક વધતી જ

ગઇ છે, આજે મીલ ઉદ્યોગમાં અમદાવાદનું સ્થાન આખા હિંદમાં મુંબાઇથી બીજે દરજ્જે છે. વેપાર ઉદ્યોગમાં અમદાવાદને પશ્ચિમનાં શહેરોની પંક્તિએ લાવવાની રણછોડલાલ છોટાલાલની ઉમેદ હતી. પરંતુ એ જમાનાના કેટલાક અનિવાર્ય સંજોગોને લીધે એ મહાન ગૂજરાતીના મનોરથો મૂર્તસ્વરૂપ ન પામ્યા અને કોલસા લોખંડ વગેરેમાં ગૂજરાતને સ્વતંત્ર ઉદ્યોગમાં નાખવાની પ્રવૃત્તિ પાર ન પડી.

રેલ્વેથી થએલા ફેરફાર

રેલ્વેથી બીજા જે ફેરફાર થયા તેમાં લંબાણ કરવાનું આ સ્થળ નથી. રેલ્વેથી માલની છતઅછતના કે એક હાથના ભાવ વેપારી વધારે પ્રમાણમા કે લાંબો વખત ખાઇ શકતા નહિં, અને નાના વેપારી જથાબંધ વેચનાર વેપારીઓના બજારમા સહેલાઇથી જઇ શકતા. આથી થોડે પૈસે અને થોડે નફે વેપારની ઉથલપાથલ વધી અને મધ્યમ વર્ગને ફાયદો થયો. નાણું થોડાએક પૈસાવાળાઓ પાસે જ ભરાવાને બદલે સાધારણ સમુદાયમાં કાંઇક કાંઇક વહેંચાઇને જવા લાગ્યું. બહારનાં બજારો સાથે વેપારીઓને સંબંધ વધવા માંડયો. તાર અને ટપાલની સગવડથી પણ વેપારને સારી પુષ્ટિ મળી. રાજ્યની શાંતિમાં લોકોને વિશ્વાસ બેઠાથી ધન છુપાવવાની રીત ઓછી થવા માંડી. રસ્તા ઉપર સારાં મકાનો બંધાવા લાગ્યાં. લોક સારાં કપડાં ખુલ્લી રીતે પહેરવા લાગ્યા. સાદાઈ ધીમે ધીમે જઇને બહારના દેખાવ પણ વધવા લાગ્યા. અગાઉના વખતની સરખામણીમાં ઓગણીસમી સદીના વેપારથી અને તેને લીધે થએલી લોકોની મનોવૃત્તિના આ ફેરફારને લીધે લોકોમાં કહેવત પડી કે "ઓરડામાં લક્ષ્મી હતી તે હમણાં ઉમરે આવી છે."

વીસમી સદી

ચાલુ સદીમાં અમદાવાદનો વેપાર વધતો જાય છે; પરંતુ ગઈ સદીમાં અમેરીકન લઢાઇ પછી જે સ્થિતિ આવી હતી તેના કરતાં વધારે ખરાબ સ્થિતિ વેપારની આ સદીમાં આવી. ઇ. સ. ૧૯૧૪માં યૂરોપમાં પ્રચંડ લઢાઈ શરૂ થઇ. એની અસર શરૂઆતમાં થોડી થઈ પણ પાછળથી ધીમે ધીમે આખા જગતના વેપાર ઉપર થવા લાગી. અમદાવાદ એમાંથી બચ્યું નહિં. ઇ. સ. ૧૯૧૭–૧૮ માં દરેક ચીજના ભાવ અસાધારણ વધી ગયા. ઇન્ગ્લેન્ડ પોતે પણ લઢાઈમાં ઉતરેલું હોવાથી ઇન્ગ્લેન્ડનો માલ–ખાસ કરીને કાપડ સુતર–હિંદુસ્તાનમાં આવતો ઓછો થઇ

ગયો. આ વખતે જાપાને પોતાના ઉદ્યોગો વધારવા માટે બહુ પ્રયત્ન કર્યો અને તેણે આ તકનો ઘણો લાભ લીધો. પણ અંતે જાપાન પોતે પણ આ યુદ્ધમાં પડયું અને બીજા દેશમાં એ વખતે એના માલની માગણી હતી તે તેનાથી પૂરી ન પડવાથી અમદાવાદ મુંબાઇની મીલોના માલની માંગ હિંદુસ્તાન અને આસપાસના દેશોમાં ઘણી વધી. હિંદ જાપાન જેમ સ્વતંત્ર ન હોવાથી વેપાર ઉદ્યોગની આ સ્થિતિનો લાભ હમેશને માટે મેળવી શકે એમ હતું નહિ. પરંતુ વખત પુરતો

મોટી તેજી

જે લાભ લેવાનો હતો તે લેવાયો. આ વખતે પણ લોકો સટ્ટે ચઢયા. મીલોના શેરોના ભાવ દશથી પંદરગણા વધી ગયા. અમદાવાદની સમૃદ્ધિ ઘણે ભાગે મીલોને લીધે જ હોવાથી મીલોની આબાદી સાથે દરેક ધંધાવાળાની આબાદી વધી. સાધારણ લોકોને પણ શેરોનાં વ્યાજ સારાં મળવાથી થોડા વખત માટે પૈસે ટકે સુખી દેખાવા લાગ્યા. મીલો પણ ગઇ સદી કરતાં ઘણી જ વધી હતી. એ બધી મીલોના લાભ જોઇ નવી મીલો ઉભી થવા માંડી. બીજા ઉદ્યોગો એને અંગે અને સ્વતંત્ર રીતે પણ ઘણા ઉભા થવા લાગ્યા. લીમીટેડ જોખમદારીથી પરચુરણ ચીજોની દુકાનો (સ્ટોર) પણ નીકળવા લાગી. કોઈ પણ માણસ લીમીટેડ કંપની કાઢી શેર ભરાવવાનું જાહેર કરે કે તુરત તેના શેરો હદ કરતાં વધારે ભરાઈ જતા, અને મોડા જાગનારને વધારે ભાવ આપ્યાથી પણ મળતા નહિ. ઇ. સ. ૧૯૧૯ અને ૧૯૨૦માં આ સ્થિતિ છેક ટોચ ઉપર હતી. એ વખતે લોકોને ચારે બાજુ સોનું દેખાતું હતું. સારા પછી ખરાબ વખત આવે છે એ વાત લોકો ભૂલી ગયા. લઢાઈ શરૂ થઇ ત્યારથી દરેક ધંધામાં એક સરખી તેજી ચાલી આવતી હતી. ઇ. સ. ૧૯૧૮ની વર્ષા ઋતુમાં મંદિનો એક સાધારણ ધક્કો આવી ગયો. એ ધક્કો વેપારના સંજોગો બદલાયાથી નહિ પણ સટ્ટાને લીધે જ આવ્યો હતો. પછી તો ૧૯૧૯ અને ૨૦માં ભાવ કોઇ પણ વખતે વધ્યા નહોતા એટલા વધ્યા. લઢાઇને લીધે જગતનું શરીર માત્ર નહિ પણ આત્માયે બદલાઈ ગયો હતો એમ લોક કહેતા. રહેણીકરણી, ખર્ચો, વગેરે તમામ વધી ગયું હતું એટલે ગમે તેવો વખત આવે તો પણ ભાવ પાછા મૂળ સ્થાને તો નહિ જ આવે એમ ગણત્રીઓ કરી લોક મન મનવતા હતા. લઢાઇને લઇને વધેલી ખોટી માંગને લીધે લોક કાચી પાકી તમામ પેદાશ વધારતા હતા તે કોઇ લક્ષમાં લેતું



૪૭ અસારવામાં માતા ભવાનીની વાવ



૪૮ અડાલજની વાવ : અષ્ટકોણ કુવો

નહોતું. એટલે ૧૯૨૧ની આખરે દુનિયાના વેપારના ઇતિહાસે કદી પણ ન જોએલી તેજી પુરી થઇ. ઉપરા ઉપરી વરસ ખરાબ આવવા લાગ્યાં. તેજી જેવી અશ્રુતપૂર્વ હતી તેવી જ કે કદાચ તેથી પણ વધારે ભારે મંદી આવી. આ મંદીમાં ગભરાયલા વેપારીને ૧૯૨૩ માં થએલા જાપાનના ધરતીકંપે થોડીક ક્ષણ શ્વાસ ખાવાનો સમય આપ્યો. પરંતુ જાપાન સ્વતંત્ર દેશ હતો. પડી ભાગેલા ઉદ્યોગોને ફરીથી ગોઠવવાના સમય માટે આપણા જેવા પરતંત્ર દેશ સાથે એની સરખામણી કરવામા વેપારીઓ ભૂલ્યા. ૭ મહીનામાં જાપાન તૈયાર થઈ ગયું, અને એના માલના પ્રથમથી પણ સસ્તી કિંમતે ઢગલા થવા લાગ્યા. મુંબાઇની સાથે અમદાવાદનો પણ મુખ્ય ધંધો કાપડ સુતરનો હોવાથી અમદાવાદને પણ એ હરીફાઇમાં ઘણું ખમવું પડ્યું. એ સાથે હિંદુસ્તાનની દેશાવરો સાથેની સ્થિતિ પણ ઘણી બગડી હતી. લોકોની ખરચવાની શક્તિ તદ્દન જતી રહી હતી. આ કારણોથી દેશના નાણાં-બજારની સ્થિતિ ભયમાં આવી પડી. અમદાવાદ માલ બનાવનારૂં શહેર હતું તે સાથે બીજા વેપારોમાં પણ એ આગળ વધેલું હતું એટલે નાણાંબજારની ખરાબ સ્થિતિ ( financial crisis )ની અસર એના ઉપર થાય એ સ્વાભાવિક હતું. આ સ્થિતિમાંથી અમદાવાદ આજે પણ પસાર થાય છે. આવે વખતે માત્ર એની સ્વાભાવિક કરકસર એની ખરી મદદે આવી છે. ખર્ચ વધારવું જેટલું સહેલ છે એટલું ઘટાડવું સહેલ નથી. પરંતુ અમદાવાદીને ખર્ચ ઘટાડતાં ખોટી શરમ નડતી નથી. આ એક ગુણને લીધે અમદાવાદ વેપાર ઉદ્યોગની હાલની આ ભયંકર સ્થિતિમાંથી ધીમે ધીમે નીકળતું જાય છે. આ સ્થિતિની અસર તદ્દન નથી થઇ એમ નહિં. કેટલીક લીમીટેડ કંપની અને મીલો ફડચામાં ગઈ છે; કેટલીક જૂની જામેલી મીલો પણ વહીવટની ખામી કે સટ્ટો કે એવાં બીજાં કારણોથી ફડચામા ગઈ છે. અત્યારની વેપાર ઉદ્યોગની સ્થિતિ કઢંગી હોવા છતાં અમદાવાદના વેપાર ઉદ્યોગ માટે ભવિષ્ય ઉજળું જ દેખાય છે.

અસાધારણ મંદી

હવે અમદાવાદનો વેપારી વર્ગ યૂરોપના સંસર્ગમાં વધારે આવતો જાય છે. યુવાન વર્ગમાં સાધારણ જ્ઞાન તરફ અભિરુચિ ધીમી—બહુ જ ધીમી—પણ વધતી જાય છે. યૂરોપની વ્યવસ્થા શક્તિનો પરિચય વધતાં કેટલીક

શીલો અને પેઢીઓની વ્યવસ્થામાં સારો સુધારો દેખાતો જાય છે. વેપારી વર્ગના મનની સંકુચિતતા દૂર થાય અને જ્ઞાન તથા દેશાટનથી મન વિકાસ પામે એટલે અમદાવાદના વેપારનું ભવિષ્ય ઉજ્જ્વળ જ છે અને એનાં ચિહ્નો દૂર દૂરથી દેખાય છે.





# પ્રકરણ તેત્રીસમું

## વેપાર—ઉદ્યોગ બજારો

### "ચૌટું તો અમદાવાદનું"*

કોઈ પણ દેશ કે શહેરના વેપારનો ખ્યાલ એના આયાત નીકાશ, નાણાવટું, અને સ્થાનિક ઉદ્યોગો ઉપરથી આવે છે. આયાત નીકાશ અવરજવરનાં સાધનો ઉપર અને ખાસ કરીને રેલ્વે તથા વહાણવટા ઉપર આધાર રાખે છે. આ સાધનો જેમ સંપૂર્ણ તેમ આયાત નીકાશ ઉત્તમ; એ સાધનો જેટલાં ખામીવાળાં એટલી વેપારમાં ખામી. અમદાવાદના વેપારની સ્થિતિ આ દૃષ્ટિએ જોવાનો કાંઈક પ્રયત્ન ગયા પ્રકરણમાં કર્યો. અમદાવાદની સ્થાપનાથી આજ સુધીની એની વેપારી પ્રવૃત્તિની સામાન્ય સમાલોચના પણ ટૂંકાણમાં જોઈ. હવે નાણાંવટું અને બીજી બાબતોનો થોડો વિચાર કરીએ.

ગયાં પ્રકરણનાં કેટલાંક વર્ણનથી અને ઉતારાથી સાધારણ રીતે એમ લાગશે કે અમદાવાદ એક વખત એશીઆમાં નાણાંનું મોટું કેન્દ્ર હતું. ગૂજરાતના પ્રાચીન રાજાઓ પોતાના દેશમાં અને નગરમાં વધારેમાં વધારે કરોડપતિઓ છે એમ કહેવામાં મોટું ગૌરવ સમજતા. કરોડપતિને રાજ્ય તરફથી કરોડગિરીનો વાવટો મળતો, અને કરોડપતિ કોટિધ્વજ કહેવાતો. કેટલીક વખત કરોડમાં થોડું ખૂટતું હોય તો રાજા એ વેપારીને કોઈ રીતે એ રકમ

* ફાર્બસ સભાના હસ્તલિખિત સંગ્રહમાં એક કાગળમાં દેશની ઉત્તમ વસ્તુઓ લખી છે એમાં અમદાવાદના ચૌટા માટે આમ લખ્યું છે.

પૂરી કરવામાં મદદ કરતો એવા પણ દાખલા છે. આવી પ્રથા હોય તે દેશમાં વેપારીઓને રાજ્ય તરફથી ઉત્તેજન ન મળે એવો સંભવ નથી. ગૂજરાતી

નાણાવટ

સુલતાનોએ ધર્મ સીવાય ઘણે ભાગે વ્યવહારમાં પ્રાચીન પ્રથાઓ ચાલુ રાખી હતી. એમ કહેવાય છે કે અમદાવાદમાં એક વખતે સો કોટીધ્વજ હતા. એ સમયે યૂરોપના દેશોની સ્થિતિ શું હતી તે જાણીતી છે. એમાં કેટલાક દેશો ગૂજરાતની કાંઇક બરોબરી કરી શકે એવા હતા. એશીઆમાં અરબસ્તાન અને ઇરાનના કિનારા પર વેપાર કાંઇક ઠીક હતો. જાપાનની પ્રગતિને તો હજી સૈકો નથી થયો. એટલે એ સમયે અમદાવાદ એશીઆમાં નાણાંવટાનું કેન્દ્ર હતું એમ માનવામાં વાંધો નથી. અમદાવાદના વેપારીઓના આડતીઆ એશીઆના દરેક મોટા શહેરોમાં—યૂરોપમાં ઠેઠ ઇસ્તાંબુલ (કોન્સ્ટેન્ટીનોપલ) સુધી હતા. અમદાવાદની હુંડી ગમે તે શહેરમાં ખપતી અને ગમે તે શહેરોમાં અમદાવાદ ઉપરની હુંડી મળી શકતી. હાલ હુંડીઆમણ અને નાણાંવટામાં મુંબાઇનું જે સ્થાન છે તેથી મોટું સ્થાન એક વખતે અમદાવાદનું હતું. મુંબાઇની પેઠે હુંડીઆમણનો એક નિયમિત ધંધો અમદાવાદમાં ચાલતો. ઘણી વખતે હુંડીઆમણના સટ્ટા અમદાવાદમાં ચાલ્યાના ઉલ્લેખો મળે છે. બધા ધંધામાં નાણાવટું—શરાફી—એ ઉત્તમ ધંધો ગણાતો અને નાણાંવટીની આબરૂ બીજા કરતાં વધારે ગણાતી. નાણાંવટીઓમાં પણ જે લોકો શુદ્ધ શરાફીના ધંધાને વળગી રહી બીજા ધંધા કે સટ્ટાથી દુર રહેતા તે વધારે આબરૂદાર ગણાતા. એ લોકો ખરા પારેખ, પરીખ, અગર ટુંકામાં પરી કહેવાતા. આ નાણાવટીઓનો રાજદરબારમાં ભારે વક્કર રહેતો. રાજ્યને એ લોકો નાણાં ધીરતા. મુલકગિરી માટે લશ્કર નીકળે ત્યારે એ શરાફો સાથે જતા. લશ્કરમાં પણ ધીરધાર કરતા. મોગલ અને મરેઠાનાં લશ્કરો સાથે અમદાવાદ—ગૂજરાતના શરાફો હોવાના ઘણા ઉલ્લેખો મળે છે. આ કારણથી કોઇ પણ રાજદ્વારી બનાવ કે ખટપટ કે ફેરફારની એમને પહેલી ખબર પડતી. હારજીતની ખબર પણ પહેલી પડતી તેથી એ ઉપર એ લોકો પોતાનો વેપાર સંકેલતા કે વિકસાવતા, અને ઘણી વાર ઉથલપાથલનો લાભ લઈ લેતા. રાજ્યની સાથેના ધીરધારના સંબંધને લીધે દરબારમાં એમની લાગવગ એટલી મોટી રહેતી કે એથી પોતાના અંગત લાભ ઉપરાંત ઘણી વખત નાતજાતને, ધર્મને, મહાજનને, અને કોઈ વાર શહેર સમસ્તને લાભ

કરતા અગર આફત વખતે મદદ કરતા. રાજધાની અમદાવાદમાંથી દિલ્હી આગ્રા અને પછી પૂને ગઇ ત્યારે પણ શરાફોની લાગવગ કાયમ હતી. દિલ્હી આગ્રા અને પૂનામાં એમની પેઢીઓની શાખાઓ નીકળી. આ શરાફોએ શાહજહાંના સમયમાં તથા શહેર ઉપર આવેલી કેટલીક આફતો વખતે જે મદદ કરેલી છે તે આપણે પાછળ જોઇ ગયા છીએ.

બ્રીટીશ સમયમાં વેપારની પરિસ્થિતિમાં જે જે ફેરફાર થયા તે આપણે જોયા. રેલ્વે થયા પછી એમાં વળી વધારે ફેરફાર થયા. મુલકગિરીઓ હવે બંધ પડી, એટલે શરાફોએ બ્રીટીશ રાજ્યની શરૂઆતથી જ (૧૮૧૯) અફીણમાં નાણું રોકવા માંડયું. આબરૂદાર આશામીઓ પોતે એ સટ્ટામાં ભાગ લેતા નહિ પણ માલ ઉપર ધીરધાર કરતા. કેટલાક શરાફો પોતે પણ સટ્ટામાં પડતા, જ્યારે કેટલાક માત્ર હુંડીઆમણનું કામ કરતા. કેટલાક રૂની આડત કે રૂવાળાને ધીરધાર કરતા. આ વખતે કેટલીક શરાફી પેઢીઓ વીમાનું કામ પણ કરતી. આવી પેઢીઓની આબરૂ ઘણી સારી હતી. વીમો ઉતરાવેલા માલને નુકશાન થાય તો તેના દાવા જેમ બને તેમ તાકીદે ચુકવવા એ એમનો ખાસ રિવાજ હતો. જો કોઇ શરાફ વીમાનાં નાણાં આપવામાં ઢીલ કરે તો તેની આબરૂ જતી અને એને ફરીથી કામ મળતું નહિ. દાવા ચુકવવામાં હાલની લીમીટેડ વીમા કંપનીઓ કરતાં પણ આ પેઢીઓ વધારે તાકીદ રાખતી. દરિયાઈ વીમા ઘણે ભાગે બંદરો ઉપર ઉતરતા. અમદાવાદમાં વીમાની પેઢીઓ પગ રસ્તે જતા માલની ચોરીનો વીમો કે માલ બગડે તેનો પણ વીમો ઉતારતી. રેલ્વે થયા પછી એ કામ તદ્દન બંધ થયું.[1] રા. મગનલાલ વખતચંદ લખે છે કે (૧૮૫૧) એ સમયે નાણાવટીનો ધંધો શહેરમાં સૌથી વધારે આબરૂદાર ગણાતો અને અમદાવાદમાં ૧૦૦ શરાફી પેઢીઓ હતી.

ઈ. સ. ૧૮૬૨ માં જૂની મુંબાઇ બેંકે અમદાવાદમાં શાખા ખોલી. એ જોઇને રોયલ બેંક અને સેન્ટ્રલ બેંક નામની બે બેંકો નીકળી. પરંતુ એ ત્રણે બેંકો અમદાવાદમાં ફાવી નહિ, અને બંધ કરવી પડી. એટલે થોડાં વર્ષ સુધી તો શરાફોને એમના હુંડીના કામકાજમાં હરીફાઈ બંધ થઇ. પરંતુ ઈ. સ. ૧૮૭૦ માં નવી મુંબાઈ બેંકે (હાલની ઇમ્પીરિયલ બેંક) અમદાવાદમાં શાખા

[1] એ જ. પૃ. ૬૫.

ઉપાડી. ગેઝેટીઅરનો કર્તા લખે છે કે એણે મોટી રકમની લેવડદેવડ પોતાને હાથ કરી છતાં પણ શરાફો એની સાથે સફળતાથી હરીફાઇ કરી શકતા.[2] પરંતુ સરકારની તીજોરીનું કામ અને સરકારી નાણાંની લેવડદેવડ મુંબાઇ બેંકના હાથમાં રહી, એટલે એ દીવસથી અમદાવાદના શરાફોનો રાજ્ય સાથેનો અસલના જેવો સંબંધ બંધ પડયો.

બેંક

આખી દુનિયાના દેશોમાં શરાફીનો ધંધો મોટે ભાગે યાહુદી-જ્યુ-લોકોના હાથમાં હતો. આ લોકો ઘણા પુરાણા વખતથી હિંદુસ્તાનમાં પણ આવીને વસ્યા હતા. પરંતુ બીજા દેશોની પેઠે હિંદુસ્તાનમાં એ ફાવી શક્યા નહિ. ગૂજરાતી, મારવાડી, ચેટી, અને મુલતાની શરાફોએ એમને આ દેશમાં ફાવવા દીધા નહિ. હાલ ગૂજરાતીઓ બીજા પ્રાંતના વતનીઓ કરતાં અન્ય વેપાર ઉદ્યોગમાં વધારે આગળ પડ્યા છે છતાં પણ ઉપરની ચારે કોમોએ હિંદુસ્તાનની શરાફીમાં પરદેશોને બહુ હાથ ઘાલવા દીધો નથી. આ ચાર કોમોનો વિચાર કરીએ તોપણ અન્ય પ્રાંતોમાં મુલતાની અને મારવાડીઓનું જોર શરાફી ધંધામાં પ્રમાણમાં કાંઈક વધારે છે; પરંતુ ગૂજરાતમાં તો ગૂજરાતી શરાફો આગળ મુલતાની વિગેરે ફાવી શક્યા નથી. હિંદનાં દરેક મોટાં શહેરોમાં ઉપરની ચારે કોમોના શરાફો છે, પરંતુ અમદાવાદ કે ગૂજરાતનાં બીજાં શહેરોમાં ગૂજરાતીઓના જ હાથમાં શરાફી ધંધો છે. આ બાબતમાં અમદાવાદ બહુ સારૂં દૃષ્ટાંત છે. અમદાવાદમાં મોટે ભાગે અમદાવાદના જ શરાફો છે અને કેટલાક ઉત્તર ગૂજરાતના છે તે અમદાવાદના વતની જેવા થતા જાય છે. અન્ય શહેરોની પેઠે મુલતાની કે ચેટી શરાફો અમદાવાદમાં ફાવી શકયા નથી. દેશી શરાફોના ધંધાની રીતનું કે એમના ચોપડા રાખવાની પદ્ધતિનું વર્ણન કરવાનું આ સ્થળ નથી. શરાફીનો ધંધો એના અસલના સ્વરૂપમાં બંધ થયા છતાં પણ આ શરાફોએ આજ સુધી પશ્ચિમની રીતે ચાલતી બેંકો સાથે સારી રીતે ટક્કર

અમદાવાદમાં
અમદાવાદના
શરાફ

[૨] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૬૫. “The shroffs are still strong enough to compete with it.”

ઝીલી છે. અમદાવાદમાં મુંબઈ બેંક થયા પછી બીજી કેટલીક બેંકો થઈ અને ભાંગી પડી. છેક આ સદીનું પહેલું પાદ પુરૂં થવા આવ્યું ત્યાં સુધી બીજી બેંકો ફાવી શકી નહિં તે પણ અમદાવાદના શરાફોની હરિફાઇને લીધે. છેવટે લડાઈ પછીની મોટી તેજી અને મંદી તથા સટ્ટાને અંગે વેપારમાં સલામતી ઓછી લાગવા માંડી, અને બેંકોના ચેકથી નાણાં આપલે કરવાનો વ્યવહાર વધારે સરળ અને જોખમવગરનો લાગવા માંડ્યો ત્યારે જ અમદાવાદમાં બીજી બેંકો પોતાની શાખાઓ ફરીને ફાવી શકી. એમાં પહેલી શરૂઆત અમદાવાદના જ પ્રસિદ્ધ મીલ માલીક શેઠ મંગળદાસ ગીરધરદાસે ધી ઇન્ડસ્ટ્રીયલ બેંક ઓફ વેસ્ટર્ન ઈન્ડીઆ કાઢીને કરી, અને એ પછી મુંબાઈની સેંન્ટ્રલ બેંક અને ઇન્ડીઆ બેંકે પણ પોતાની શાખાઓ કરી. આમ બેંકો થયા છતાં અમદાવાદમાં શરાફીનો ધંધો હજી એવો જ ચાલુ છે. જમાનો બદલાયો તે પ્રમાણે પોતે બદલાઇને ઘણા શરાફો પોતાની મુડી બીજા ધંધાઓમાં પણ રોકે છે. પરંતુ અમદાવાદના શરાફોની સાખ હજી પણ ઘણી સારી ગણાય છે, અને બીજા ધંધાઓ કરતાં હાલ કમાણી ઓછી છે છતાં પણ શરાફીના ધંધાની આબરૂ અને માન ઘણું જ છે.

આગળ જોયું તેમ અસલથી હુંડીઆમણનો મોટો ધંધો અમદાવાદમાં ચાલતો; એનું બજાર જુદું હતું. ત્યાં ગમે તે દેશાવરની હુંડી મળી શકતી કે ખપી શકતી. દેશાવર ખાતે નાણાંની આપલે હુંડીથી થતી તે ઉપરાંત માલનાં નાણાં પણ મોટે ભાગે હુંડીથી જ મોકલાતાં. બાદશાહી અને મરેઠાના સમયમાં કેટલાક વખતો એવા પણ આવી ગયા કે જે વખતે રોકડ નાણું બજારની આપલેમાં ભાગ્યેજ વપરાતું. બધો વ્યવહાર હુંડીથી જ ચાલતો. કેટલીક વખત રોકડ નાણાંની અછતથી અગર તો અવ્યવસ્થાના સમયમાં સોના અને રૂપાનાણું એક જગ્યાએથી બીજી જગ્યાએ મોકલવામાં રહેલા ભયથી નાણાંની આપલેમાં મોટી મુશ્કેલી ઉભી થતી. આ મુશ્કેલી દૂર કરવા માટે અમદાવાદના શરાફોએ એક વિચિત્ર ચલણ ચાલુ કર્યું હતું. એને આંટ કહેતા.[3] આંટનો વહીવટ

હુંડી અને આંટ

[3] આંટનો આ ઉલ્લેખ મીરાતે અહમદી (ગૂ. ભા.—ભા. ૧ પૃ. ૪૩૪–૩૫) માં આપેલો છે. અમદાવાદ ગેઝેટીઅરમાં વેપાર પ્રકરણના લેખક મી. લેલી લખે

ક્યારથી શરૂ થયો હશે તે કહેવું મુશ્કેલ છે. આંટનો પહેલો ઉલ્લેખ ઈ. સ. ૧૭૧૫ ના અરસામાં ફર્રુખશીયર બાદશાહના સમયમાં સુબા દાઉદખાંપણીના વખતમાં આવે છે. એટલે આંટનું કામકાજ એ સમય અગાઉ પણ જાણીતું હોય એમ બની શકે. દાઉદખાંપણી સુબાના સમયમાં 'આંટનો વહેવાર ધીમે ધીમે ઘણો વધી પડયો હતો' એમ મીરાતે અહમદીનો કર્તા સ્પષ્ટ લખે છે. આ પદ્ધતિને લીધે રોકડ નાણું કોઈના હાથમાં આવતું નહિ. આંટનો મોટો મોટો સટ્ટો ચાલ્યો હતો અને એનો વટાવ વધીને સેંકડે વીશ ટકાથી પણ વધારે થઈ ગયો હતો. આથી સામાન્ય પ્રજાને ઘણી હરકત થવાથી સરકાર તરફથી તે સમયના મુખ્ય વેપારી કપુરચંદ ભણસાલીને આંટનું કામ બંધ પડાવવાનો હુકમ થયો. કપુરચંદ ભણસાલીએ એ હુકમ માન્ય કર્યો પણ મદનગોપાળના મુનીમ હરિરામે એ કામ બંધ કર્યું નહિ. આ કારણથી ઝઘડો વધી ગયો, અને અમદાવાદના નાણાવટીઓએ વચ્ચે પડી આંટ બંધ કરાવીને ઝઘડો પતાવ્યો.

આંટ એટલે એક જાતની હુંડી. એને ફારસીમાં 'સુફતા' કહે છે. આંટનાં નાણાં રોકડાં લેવાતાં નથી. રોકડાં નાણાં લેવાં હોય તો આંટના ચાલુ બજાર ભાવનો વટાવ કાપી આપવો પડે છે, પરંતુ આંટને બદલે બીજી આંટ જોઈએ તો મળે છે. આમ ઘણું ખરૂં રોકડ નાણાં વગર જ વ્યવહાર ચાલે છે. અને ઘણી વાર લખનાર ધણીને એની લખેલી આંટ પાછી મળી જાય છે. વટાવ કાપીને રોકડાં નાણાં ન લે તો નાણાં આસામીના ચોપડામાં જમે અપાય છે. જ્યારે આંટનો સટ્ટો બહુ પ્રમાણમાં ચાલે છે, ત્યારે તેનો ભાવ કલાકે કલાકે બદલાય છે. મરેઠા સમયમાં કાકા સાહેબના વખતમાં એવો સટ્ટો ચાલ્યો હતો. જો મુંબાઇનો આસામી અમદાવાદ ઉપર હુંડી લખતો તો એ હુંડીનાં નાણાં અમદાવાદમાં દેખાડ થયેથી કેટલાં મળશે તે નક્કી કહી શકાતું નહિ. આથી ખરેખરા વેપારના ભાવને અને માલની કિંમતને પણ ખરાબ અસર થતી, અને ભાવમાં અસ્થિરતા બહુ વધતી. આ જોખમમાંથી બચવા માટે

છે કે અઢારમી સદીના અંત ભાગમાં એટલે ઈ. સ. ૧૭૮૦–૮૫ માં આંટ પહેલવહેલી શરૂ થઈ. (જુઓ પૃ. ૭૩) આમાં મી. લેલીની કાંઇ ભૂલ જણાય છે. આંટનું કામ ૧૭૧૫ માં ચાલતું, પરંતુ તે તે જ સમયે શરૂ થયું એમ માનવાને કારણ નથી. એથી પણ જૂના સમયમાં આંટ ચાલુ હોય એમ બને.

સુબાઈવાળા. કેટલીક વાર અમદાવાદની હુંડી સીધી અમદાવાદ ન બીડતાં સુરત ભરૂચ કે એવાં બીજાં શહેરો જ્યાં આંટનો વ્યવહાર નહોતો ત્યાંના સરાફો મારફતે બીડતા. કોઈ વાર થોડા દીવસોમાં પણ પાંચ છ ટકાની વધઘટ આંટના ભાવમાં થઈ જતી. આથી અમદાવાદની હુંડી લેનાર કાં તો લેતી વખતે જે ભાવ હોય તે નક્કી કરતો અગર તો વાયદાની તારીખના ભાવે કપાવું પડતું. આગળ મોગલ સમયમાં સુબાને આંટના કામમાં વચ્ચે પડવું પડેલું તે જોયું. ઇ. સ. ૧૮૦૫ માં કાકા સાહેબ સરસુબાએ આંટનો ભાવ ૬૩/૪ ટકા ઉપર બાંધ્યો અને વધઘટ બંધ કરી. થોડાં વર્ષ પછી અમદાવાદની ટંકશાળ બંધ પડી એટલે આંટનું કામ અસલ સાફક જોરથી શરૂ થયું. આમ ન થયું હોત તોપણ કાકા સાહેબની બંધી ઝાઝો વખત ટકત નહિં એમ કહેવાય છે. ઈ. સ. ૧૮૧૮માં પહેલા કલેકટર મી. ડનલોપે કાયદાથી આંટ બંધ કરવાનો ઠરાવ કર્યો. પરંતુ કાંઈક સ્થિર ચલણ શરૂ થયું અને અવરજવરનાં સાધનો વ્યવસ્થિત થયાં ત્યારે જ આંટ ખરી રીતે બંધ થઈ, અને એમ થતાં બીજાં વીશ વર્ષ નીકળી ગયાં. ઇ. સ. ૧૮૪૬ સુધીમાં અમદાવાદમાં આંટ બંધ થઈને ફક્ત ધોલેરામાં જ રહી હતી.[૪] કહેવાય છે કે આંટ અમદાવાદમા જ પ્રથમ શરૂ થયેલી, અમદાવાદી સરાફોએ પોતે ઉભું કરેલું આ એક વિચિત્ર ચલણ હતું. આ બાબતમાં ત્રણ સરકારોને વચ્ચે પડવું પડેલું. એમાં સટ્ટાને લીધે જે ખરાબી થતી તે બાજુએ મુકીએ તો અમદાવાદના નાણાવટાના ઇતિહાસમાં આ એક અપૂર્વ બીના છે.

અફીણનો સટ્ટો અમદાવાદમાં શરૂ થયા પછી કેટલાક શરાફોએ એમાં ભાગ લેવા માંડયો. એમાં ઘણાખરાને ખાધ ગઈ. રા. મગનલાલ વખતચંદ લખે છે કે અફીણનો સટ્ટો અમદાવાદમાં આવીને ઘણાખરા નાણાવટીઓનો 'વટ ચોરી ગયો'. આથી ઘણાએ અફીણમાં ગયેલી ખાધ આપી નહિં. આમ થવાથી પરખીઆ નાણાંવટી (પરીખ)નો વટ નાણાં બજારમાં વધ્યો. જેમને અફીણમાં ખોટ ગઇ એમણે ખાધ ન આપવા છતાં શરાફી પેઢીઓ ચાલુ રાખી. આ કારણથી એવા લોકોની હુંડીઓ એમના માંગનારાઓ કબજે કરતા. આ કબજાકબજીની બીકથી એવી હુંડીઓ પરખીઆ

[૪] મીરાતે અહમદી પૃ. ૪૩૪-૩૫. અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૭૩-૭૪.

નાણાંવટીઓને સોંપાતી, અને પરખીઆ પૈસા પતવતા. ઇ. સ. ૧૮૪૭–૪૮માં આ સ્થિતિ હતી.[૫]

મરેઠા સમયમાં નાણાં વારંવાર દક્ષિણમાં મોકલાતાં તેથી અમદાવાદમાં હુંડીઓનું કામ વેપારના ઉપયોગની હુંડીઓ ઉપરાંત પણ મોટું ચાલતું. બ્રીટીશ અમલમાં એમાં ફેર પડયો. પરંતુ રેલ્વે થયા પછી અમદાવાદથી મુંબાઈ માલ ચઢતો હોવાથી હુંડીઓ ઘણી ખરી અમદાવાદ મારફત લખાતી. ધોલેરા અમદાવાદનું બંદર હતું. ત્યાંથી અમદાવાદ ઉપરની હુંડીનો ભાવ ૯૯॥=થી ૯૯॥ રહેતો. અમદાવાદમાં રેલ્વે થતા પહેલાં મુંબાઇ ઉપરની હુંડીનો ભાવ મોસમમાં ઓછામાં ઓછો ૯૯= રહેતો. ગઇ સદીના ત્રીજા પાદના અંતમાં એ ભાવ ( રેલ્વે થયા પછી ) ૯૯॥= થી ૯૯॥ હતો.[૬] હાલ તો બેંકો થવાને લીધે ઘણા ઓછા ખર્ચે અને ભાવમાં ઓછા ફરકથી નાણાં મોકલી શકાય કે મંગાવી શકાય છે. અસલની પેઠે આજ હુંડીનું જુદું બજાર નથી પણ અમદાવાદનું નાણાવટું શહેરના મધ્યમાં માણેકચોકમાં ધીકતું ચાલે છે. નાણાવટીઓની સાખ આજે પણ સારી છે.

હુંડીઆમણ

બીજાં વેપારી બજારોમાં અનાજ, કાપડ, સુતર વગેરેનાં બજારો મુખ્ય ગણાય છે. વેપારી તરીકે નાણાવટી કરતાં તુરત બીજી પંક્તિની સાખ કાપડીઆની ગણાય છે. અમદાવાદમાં કાપડ, સુતર, દાણા, ઘી, ગોળ, સાકર, શાક વગેરેનાં જુદાં બજારો અસલથી હતાં અને આજે પણ છે. બીજી નાની નાની ચીજોનાં જુદાં બજાર અથવા એક જથામાં દુકાનો હોય છે. એ બધા ધંધાની વ્યવસ્થા માટે જુદાં મહાજનો અને જુદાં બંધારણો હોય છે, અને દરેકના રીવાજો, નિયમો, નાણાંની મુદતો વગેરે પણ જુદાં હોય છે. આ બધાની વીગતમાં અહીં ઉતરવાની જરૂર નથી. ઘણા ધંધા લોકો પોતાને ઘેર રહીને પણ કરે છે, અમદાવાદમાં ઝવેરીઓનો ધંધો ઘેર બેઠાં જ ઘણે ભાગે થાય છે. સોના ચાંદીના દાગીના માટે ચોકસીઓની દુકાનો અસલથી હતી. પરંતુ મુંબઈની રીત પ્રમાણે દાગીના અને ઝવેરાતની દુકાનો હવે નીકળતી જાય છે. તો પણ

બીજા ધંધા

[૫] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૪૯. [૬] અમદાબાદ ગેઝેટીઅર પૃ. ૬૫.

હીરામોતીની પરખ કરનારા ખરા ઝવેરીઓ તો ઘેર રહી ધંધો કરે છે અને ઘરાકને ઘેર જઇ માલ બતાવે છે. મોતીના દાગીના બનાવનારા પરોણીગરો પણ એ જ મુજબ પોતાને ઘેર કે ઘરાકને ઘેર જઈ કામ કરે છે. એટલે અમદાવાદમાં ઝવેરી બજાર આજે જણાતું નથી. ઝવેરીવાડો અસલથી ઝવેરીઓના નિવાસને લીધે થયેલો હશે એમ માનવાને કારણ છે, બજાર તરીકે નહિં. હાલની રીત પ્રમાણે જુદું બજાર એવા ધંધામાં એવા જૂના સમયમાં સહીસલામતીથી નભી શકે પણ નહિં. ઘીનું બજાર અસલ ઘીકાંટે હોઈ શકે. હાલ ઘી અને ગોળનાં બજારો માધવપરામાં છે. ઘી ગોળ અને સાકરનો ધંધો અસલથી શહેરમાં સારો હતો. સાકર બજાર હાલ પાંચકુવા અને કાળુપુર દરવાજા બહાર છે; અને દાણાનું મોટું બજાર પણ કાળુપુર દરવાજા બહાર છે.

અમદાવાદનું કાપડ અને સુતરબજાર અમદાવાદના વેપારના ઇતિહાસમા સારૂં સ્થાન ભોગવે છે. અમદાવાદનું કાપડ બજાર મુંબાઇ કરતાં નાનું છે.

કાપડ અને સુતર બજાર

કલકત્તામાં દેશી પરદેશી કાપડનો સરવાળો કરીએ તો કલકત્તા કરતાં કદાચ નાનું થાય. મદ્રાસના કાપડ બજાર કરતાં તો અમદાવાદનું બજાર–મદ્રાસથી વસ્તી અર્ધી છતાં–મોટું એમ બન્નેને જોતાં લાગ્યા વગર રહેતું નથી. હિંદુસ્તાનના બીજાં શહેરો કરતાં તો એ મોટું હોય એમાં નવાઇ નથી; પરંતુ કાપડ અને સુતરબજારની આંતર વ્યવસ્થા, મહાજનનું માન, અને બજારની સાખની દૃષ્ટિએ જોઇએ તો અમદાવાદનું કાપડસુતરનું બજાર આ સર્વ બજારો કરતાં ચઢી શકે. મુંબાઈનાં કાપડ બજારનું બંધારણ કાંઈક સારૂં ખરૂં પણ સુતરમાં બંધારણ નામનુંજ છે. અમદાવાદમાં બન્ને સારાં છે, અને કાપડ કરતાં પણ સુતરનું કાંઈક અંશે વધારે સારૂં કહી શકાય. અમદાવાદ આજે મુંબાઇથી બીજી પંક્તિએ કાપડ સુતરની મીલોનું સ્થાન છે તેને લઇને કાપડ સુતરનાં બજાર મોટાં હોય એમ કોઈ કહેશે. પરંતુ અમદાવાદમાં કાપડ સુતરનું કામ અસલથી જ ચાલુ હતું એવા ઉલ્લેખો મળી આવે છે. કાપડની ગાંસડીઓને ( છુટક નહિં ) માટે શહેર બહાર જકાતને માટે જુદી મંડીઓ હતી. નાણાંવટીઓનો મોટો શેઠ જેમ ઘણે ભાગે નગરશેઠ હતો તેમ કાપડના મહાજનનો શેઠ ‘ચૌટાનો શેઠીઓ’ ગણાતો. અમદાવાદના કાપડીઆ ઘણા હુંશીયાર ગણાય

છે. કાપડની ખરી પરખ અને ગણત્રી તો મીલોમાં કાપડ બનાવનારા જાણે એમ સાધારણ માન્યતા છે. પરંતુ મુંબાઇની વાત બાજુએ રાખીએ તો હિંદુસ્તાનનાં નાનાં મોટાં બધાં શહેરોમાં અમદાવાદના જેવા હુંશીયાર, ખેલાડી, અને ગણત્રીવાળા કાપડીઆ જોવામાં આવતા નથી. કાપડની બનાવટની ગણત્રીમાં બીજાં શહેરોના કાપડીઆ માથું મારતાયે નથી અને જાણતાયે નથી. એવી ગણત્રીઓ અમદાવાદનો કાપડીઓ અને એના ગુમાસ્તા જાણે છે. આ કાપડીઆ તથા સુતરીઆ મીલોમાંથી કાપડ જથાબંધ લઇ વેચે છે, દેશાવર ચઢાવે છે અને આડતથી પણ મોકલે છે. ઘણા ખરા સારા પૈસાપાત્ર છે, અને દેશાવરમાં મોટી રકમના કાપડની ઉધરાણી રાખી શકે છે. અમદાવાદનાં કાપડબજારમાંથી માલ ઉપાડયા પછી બારમે દીવસે નાણાં આપવાં પડે છે, અને લેનારને સેંકડે આઠ આના વટાવ કાપી આપવો પડે છે. સુતરમાં ચોથે દીવસે નાણાં મળે છે. પ્રાચીન અમદાવાદમાં કાપડબજાર કયાં હશે તે જાણી શકાતું નથી. હાલ જથાબંધ કાપડનું બજાર પાંચકુવા અને કાળુપુર બહાર સાકરબજાર પાસે છે. મસકતી મારકીટ કાપડનું મોટું બજાર છે. પાંચકુવા દરવાજા બહાર દેશી અને વીલાયતી કાપડનું બજાર છે. વીલાયતી કાપડ વેચનારા મુંબાઇની દેશી પરદેશી પેઢીઓ મારફત માલ મંગાવે છે અને કેટલાક મુંબાઇના કાપડબજારમાંથી ખરીદે છે. હાલ કોઇ કોઇ બારોબાર વીલાયતથી પણ મંગાવે છે. છુટક કાપડનું બજાર જુમામસ્જીદની ઉત્તરે છે, અને માણેક-ચોકમાં રેશમી માલનું બજાર છે. સુતર બજાર અસલ માણેકચોકમાં હતું તે હવે કાપડની સાથે સાકરબજાર પાસે થયું છે.

રા. મગનલાલ વખતચંદે કાપડ સુતરનાં બજારોની કેટલીક વીગત લખેલી છે. એમાં ગઇ સદીના પૂર્વાર્ધમાં કાપડ સુતરના બજારોના રિવાજો લખેલા છે તે આજ છે તેના કરતાં જૂદા જ જણાય છે. ગઇ સદીનાં પૂર્વાર્ધમાં વીલાયતી કાપડ સુતરનો ધંધો અમદાવાદમાં વધતો ગયો. સુતરમાં છ મહીનાની મુદત હતી એટલે કે સુતર વેચ્યા પછી છ મહીને એનાં નાણાં મળતાં. મુદતની અંદર વ્યાજ ગણાતું નથી. મુદતની અંદર નાણાં જોઇએ તો વ્યાજ બાર આનાની તરીખે કાપી આપવું પડે છે.[૭] સુતરના વેપારી હાલ જેમ મીલોમાંથી

[૭] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૪૭. રા. મગનલાલ આ લખ્યો પછી

કે મુંબાઇથી સુતર મંગાવી વેચે છે તેમ અસલ હાથકંતામણનું સુતર રાખતા હશે. પણ એ બાબત કાંઈ વધારે જણાયું નથી. સુતરના વેપારીઓ અસલ સુતરની સાથે કરમજ પણ વેચતા. કાપડમાં પણ મુદત નથી એમ રા. મગનલાલ લખે છે. પરંતુ છુટક કાપડનાં નાણાં દીવાળીએ મળતાં અને હાલ પણ એ રીવાજ અમદાવાદમાં કેટલેક અંશે ચાલુ છે. રા. મગનલાલ લખે છે કે "અમદાવાદમાં જાહેર લોકોને ઘેર દીવાળી આવે છે તાહારે ડોશી વાણીઆને ઘેર હોળી આવે છે. કારણ દીવાળામાં ખાવું પીવું, ઓહડવું, પહેરવું એ કામ કરવાનું છે, પણ તેઓને તે દહાડામાં જંપ નથી હતો, પણ લોકોને ત્યાંહાં ઉઘરાંણી (માટે) આખો દહાડો સવારથી તે સાંજ સુધી ને સાજથી તે અડધી રાત સુધી ફર ફર કરે છે. જો અમદાવાદમા દીવાળી ન કરી હોત તો એ ડોશી વાણીઆની ઉઘરાંણી કદીએ પતે નહી; નેં એવી દસ્તુર પડી ગઇ છે કે દીવાળી આવી એટલે દેવું લેહેણું પતાવ્યા વિના ચાલે નહી."[૮] આ રીત મોટે ભાગે આજે પણ ચાલુ જ છે.

**શુક્રવારનું બજાર**

બાદશાહી સમયમા બાદશાહના મહેલની પાસે ખાસ એક બજાર ભરવાનો રિવાજ હતો. એ બજાર કોઇ એક જ ચીજનું નહિ પણ દરેક ચીજોનું ભરાતું. શુક્રવાર મુસલાનોનો ખાસ વાર હોવાથી એ બજાર શુક્રવારે ભરાતું. ભદ્રમાં ત્રણ દરવાજા અને ભદ્રના દરવાજાની વચ્ચેના 'મેદાને શાહ'માં એવું ખાસ બજાર ભરવામાં આવતું;[૯] અને કેટલીક વાર બાદશાહ તથા અમીરો વચમાંની ઉંચી જગ્યાએથી

બીજે પાને કાપડ બાબત લખી પાને ૧૪૯ મે સુતર સંબંધી બીજી વાર લખે છે. એમાં જણાવે છે કે સુતરમાં મુદત નથી. પણ વર્ષમા બે વાર નાણાં મળે છે. દીવાળીથી વૈશાખ સુધીના સોદાના રૂપીઆ વૈશાખમા. અને વૈશાખથી દીવાળી સુધીના સોદાના નાણાં રૂપીએ બાર આની દીવાળીમાં મળે એવો દસ્તુર છે એમ લખે છે. આ લખાણ સ્પષ્ટ નથી. સુતરના ભાવ સાત શેર ઉપર ગતા હતા. વળી સુતર વિશે લખતા રા. મગનલાલ લખે છે કે "સુતર ડાકતરી મુંબાઈથી થોડાશેક લોકો મંગાવીને વેચે છે." ઈ. સ. ૧૮૫૧ મા વીલાયતી સુતર ડાક્તરી સુતર કહેવાતું. [૮] એ જ પૃ. ૧૪૪. કાપડ અને સુતર ઉપર મોગલાઈના અંતમાં લેવાતી જકાત અને બીજી વીગત આગળ વહીવટના પ્રકરણમાં કાપડખાતામાં આપી છે તે જુઓ. [૯] આ બજાર કારંજમા ભરાતું તેથીજ એ રસ્તાનું નામ ખાસ બજાર કહેવાતું હશે.

એ બજાર જોતા. આ વખતે આસપાસનાં ગામોમાંથી અનેક વેપારીઓ આવીને પોતાની વસ્તુઓનું પ્રદર્શન કરતા, અને ઘણો માલ ખપતો. ઢોરનું બજાર પણ એ દીવસે જ ભરાતું. શુક્રવાર એ વેપારીને વકરાનો અને લોકને ખરીદ કરવાનો દીવસ ગણાતો. સારી ખોટી, હલકી ભારે દરેક ચીજો એ બજારમાં મળતી. આ રિવાજ અમદાવાદમાં આજ સુધી ચાલુ રહ્યો છે; પરંતુ હવે એમાં ભારે ચીજો કોઇ વેચવા જતું નથી. શુક્રવારનું બજાર એટલે સામાન્ય રીતે જૂની ચીજોનું બજાર એમ હાલ સનાય છે. એને જોનારા બાદશાહો અને અમીરો તો હાલ નથી પણ સસ્તામાં સસ્તી ચીજો ખોળનારા ત્યાં જાય છે. કોઇ ચીજ નકામી હોય તો 'શુકરવામાં મુકી આવો' એવી કહેવત હાલ પડી ગઈ છે. આ ખાસ અગત્યના બજારની કિંમત આજે આવી થઈ ગઈ છે. ઢોરોનું બજાર હજી શુક્રવારે ભરાય છે. બધી છુટક ચીજોનાં બજાર શુક્રવારની માફક અમદાવાદમાં મેળા અને તહેવારોને દીવસે પણ ભરાતાં. એવા મેળાઓમાં હઝારોનો માલ ખપતો, જ્યારે આજે મેળાઓમાં છોકરાંને ખુશ કરવાનાં રમવાનાં રમકડાં માત્ર મળે છે.

**સટ્ટો**

અમદાવાદના વેપારના ઇતિહાસમાં સટ્ટો એ એક અગત્યનું પ્રકરણ છે. અમદાવાદમાં ઘણી ચીજોનો સટ્ટો ચાલે છે. સટ્ટાનાં કેટલાંક બજાર અમદાવાદમાં છે. સટ્ટાને ધંધા કે વેપારમાં ગણવો કે નહિ એ માટે મતભેદ છે. કોઇ પણ શબ્દનો અનર્થ થયાથી જો તેને કાંઇ અન્યાય થયો હોય તો તે સૌથી વધારે સટ્ટા શબ્દને થયો છે; અને એ અનર્થથી જ સટ્ટો શબ્દ સાંભળતાં કેટલાક કોઈ ભયંકર રાક્ષસનો ખ્યાલ આવે અને ડરે તેમ ડરે છે. સટ્ટો અને જુગાર એ બેનો અર્થ ગુંચવી નાંખવાથી આ અનર્થ અને ડર લોકમાં પેસી ગયો છે. સટ્ટો એટલે અડસટ્ટો. વેપાર માત્રમાં અને કેટલીક વખત બીજી વસ્તુઓમાં પણ આવા અડસટ્ટાને અવકાશ છે. કોઈ પણ વસ્તુ એક વખતે લઇ ત્યારે ને ત્યારે જ વેચી નાખવી એવું ભાગ્યે કોઇ ધંધામાં બને છે. ભાવ વધવાની આશાએ વેપારી માલ લઇ મુકે એ અડસટ્ટો. આવા અડસટ્ટામાં તે ખરાયે પડે, કે ખોટાયે પડે. નાનામાં નાની ચીજોના વેપારમાં આવું બને છે. મોટા વેપારમાં કોઈ બને તેટલો માલ લે એ પણ અડસટ્ટાથી જ. એમાં માલની છત અછતની, ઘરાકીની, અને દેશના તથા દેશાવરના સંજોગોની ગણત્રી તથા

વિચાર કરવો પડે છે. આ બધાનો અડસટ્ટો જ થઈ શકે છે. માલ જ્યારે આવે ત્યારે એનાં નાણાં ગણી આપવાની પોતાની શક્તિનો વિચાર કરી આવા અડસટ્ટાથી જે વેપાર કર્યો હોય તે જુગાર કહેવાતો નથી. સટ્ટાનું આ શુદ્ધ સ્વરૂપ છે. આટલી હદમાં સટ્ટો કોઈ પણ વેપારને વિઘાતક નથી પણ પોષક છે. પરંતુ જ્યારે પોતાની નાણાંની શક્તિનો વિચાર થતો ન હોય, અને બનતો માલ નાણાં ગણી આપી લેવાનો ઇરાદો ન હોય પણ અદ્ધર જ વેચી દઈ વચ્ચેનો ગાળો ખાઈ જવાની દાનત હોય; જો આવી લે–વેચનું મુદતનું કામ ચાલતું હોય, અને વલણ વખતે માલને બદલે માત્ર ભાવની પતાવટ થતી હોય તો તે કેવળ જુગાર જ છે. આવા જુગારને હાલ આપણે સટ્ટા તરીકે ઓળખીને સટ્ટાને અન્યાય કરીએ છીએ. સટ્ટાના ખરા અર્થમાં કે જુગારના અર્થમાં ગૂજરાત અને અમદાવાદમાં સટ્ટાનો પ્રાચીન કાળથી જે વિકાસ થયો છે તે દૃષ્ટિએ જોતાં હિંદુસ્તાનના વેપારના ઇતિહાસમાં અમદાવાદનું સ્થાન કેવળ જૂદું જ પડે છે, અને તે બતાવવા માટે અહીં વિષયાંતરનો થોડો દોષ વ્હોરી લઇને પણ સટ્ટા ઉપર આટલું લખવું પડયું છે. સટ્ટાનું વેપારમાં જેવું અને જેટલું સ્થાન છે તેવું અને તેટલું સ્થાન એને અમદાવાદમાં અસલથી મળી રહેલું છે. કદાચ જોઇએ તે કરતાં પણ કાંઇક અંશે વધારે મળેલું હશે. હિંદુસ્તાનના બીજા કોઇ પણ શહેરમાં સટ્ટાને આવું સ્થાન મળેલું નથી; પ્રાચીન કાળમાં તો નહોતું જ. હાલ મુંબાઇ અને કલકત્તા બાદ કરીએ તો બીજે કાંઇ સટ્ટો દેખાતો નથી. મુંબાઈ અને કલકત્તાનો સટ્ટો પણ ગૂજરાતી અને મારવાડીના જ હાથમાં છે, અને તે જુગારની હદ સુધી હિંદના આ ત્રણે શહેરોમાં વધેલો છે.

સટ્ટો જુગારમાં ફેરવાય ત્યારે એ મહા ભયંકર છે, અનર્થનું મૂળ છે, અને વેપાર માત્રની ખરાબી કરે છે. પરંતુ વેપાર જ્યારે બધી બાજુથી ખીલેલો હોય ત્યારે માણસનું મન સટ્ટા તરફ વળે છે. સટ્ટામાં બુદ્ધિની જરૂર તો પડે છે જ. જ્યારે એ જુગારના રૂપમાં આવે છે ત્યારે એના ખેલનારને અસાધારણ બુદ્ધિ વાપરવી પડે છે. બુદ્ધિ જેવી શક્તિનો આ એક મોટામાં મોટો દુરુપયોગ છે. શહેરની શરૂઆતથી અમદાવાદમાં સટ્ટો ચાલુ હશે એમ માની શકાય, કારણ કે ગૂજરાતી વેપારી કોમોના સ્વભાવમાં જ સટ્ટો છે. અમદાવાદમાં સટ્ટાના ઉલ્લેખ –જુગારના સ્વરૂપમાં સટ્ટાના ઉલ્લેખ–મોગલાઈના સમયના આટના સટ્ટા વખતે

મળે છે. એ સટ્ટો અનર્થકારક હતો છતાં જે ઝીણવટ અને હુશિયારીથી ચલાવવામાં આવતો તે જોતાં ઘણી જાતોમાં સટ્ટા ચાલતા હશે અને ઘણા જૂના વખતથી ચાલતા હશે એમ માનવામાં વાંધો નથી. અનાજ વગેરે માલ એક હાથ કરી ભાવ વધારી દેવાના કિસ્સાઓ પણ તવારીખોમાં આવે છે. અનાજ, હુંડીઆમણ, ચલણ, તથા બીજા માલમાં મોટા વેપારી ધારે તે કરી શકતા અને ઘણી વાર રાજસત્તાઓને વચમાં પડવું પડેલું એવા બનાવો બનેલા છે. અમદાવાદના વાણીઆ સટ્ટામાં બહુ હુશિયાર છે. એમાં પણ શ્રાવક વાણીઆ ખાસ જાણીતા છે. ગઇ સદીમાં બ્રીગ્સ લખે છે કે અમદાવાદના શ્રાવકો સૌથી વધારે સાહસિક અને સટ્ટા કરનારા છે. તેઓ એકલા અફીણ કે હુંડીઆમણમાં નહિ પણ દરેક જાતમાં સટ્ટો ખેલે છે.[૧૦] જ્યારે બજારમાં બહુ મોટી વધઘટ થાય કે માલ એક હાથ થવા જેવું લાગે, કે ખોટાં લેણ કે વેચાણ હદ કરતાં

[૧૦] બ્રીગ્ઝે અમદાવાદના શ્રાવકોનું વર્ણન કરેલું છે તેમાં સટ્ટા માટે લખેલું છે. જુઓ Brigg's Cities of Gujarashtra p. 353:—" He is certainly the most enterprising and speculative tc a degree amounting to unscrupulousness. The spirit of Gambling appears to act as a blight upcn his race, smothering every generous emotion which may exist in the breast: it is not confined to opium transactions nor the anticipated tendency of Exchange within a defined period but even litigious suits are filed upon the most chimerical pretences, only to discover their issue. To such an extent is this carried that during the interval against judgment being given, high stakes are laid an the probable result." આગળ એમના સ્વભાવનું વર્ણન કરતાં એ જ લેખક લખે છે કે, "Avaricious, cunning, bigoted, superstitious: with a love for lucre, which appears the sole object of existence—the wiliness of Shravaks is past belief. Aud yet the Jainas are a singular people from the contradictions they offer of themselves: they are the only natives of Hindustan who possess notes for music; and it is among this class that the most valuable numismatical relics will be discovered." (શ્રીજી હિંદુસ્તાનમાં બીજે ક્યે સંગીત માટે ક્યાં હશે ?)

વધી જાય ત્યારે મહાજન ભાવ બાંધે છે, અને એ રીતે બજારને ખરાબીમાંથી બચાવે છે. પરંતુ એમાં પણ મહાજનમાં લાગવગવાળો માણસ પડેલો હોય તો મહાજનથી લોકને પક્ષે શુદ્ધ ન્યાય આપી શકાતો નથી.[૧૧] અસલ પણ આવું બનતું અને શેર વગેરે બજારોમાં આજે પણ બને છે.

આગળ મોગલાઈમા આંટનો મોટો સટ્ટો ચાલેલો અને તેને લીધે બીજું સરકારી ચલણ બંધ જેવું થઇ ગયેલું એ જોયું. તે પછી પેશ્વાઈમા ફરીથી એ સટ્ટો ચાલ્યો. તે વખતે પણ કાકાસાહેબ સર સુબાને વચમાં પડવું પડયું. છતાં આંટનો સટ્ટો અમદાવાદમાંથી તદ્દન નાબુદ થયો નહોતો. બીજી ચીજોમા આટલી જુગારની હદ સુધી સટ્ટો ચાલ્યાના ઉલ્લેખો મળતા નથી. પરંતુ આંટ જેવી કલ્પિત ચલણની વસ્તુમાં જે લોકો સટ્ટો કરે તે બીજી વસ્તુઓમા પણ કરતા જ હશે. આંટનો સટ્ટો ચાલતો ત્યારે ૫૦૦) રૂપીઆની પણ ધરની મુડી ન હોય તેવા સટોરીઆ ૫૦૦૦૦) થી ૧૦૦૦૦૦) ની કિંમતની આંટનો સટ્ટો કરતા અને એ ઉપર માત્ર ભાવ ફરક આપતા. ઈ. સ. ૧૮૧૯ માં બ્રીટીશ રાજ્યની શરૂઆતથી કલકત્તામાં થતાં અફીણનાં વેચાણ ઉપર અમદાવાદમા સટ્ટો ચાલવા માડયો તે જ્યારે અફીણનો વેપાર કેટલાય વર્ષે બંધ પડયો ત્યારે ગયો. ઓગણીસમી સદીના મધ્યમાં એ માટે પ્રતિબંધ કરનારો કાયદો થવા છતાં સટ્ટો બંધ થયો નહોતો.[૧૨] અફીણના સટ્ટામાં વેપારી કુટુંબોના છોકરાઓ

[૧૧] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૬૭: મહાજનના ચુકાદા એ વખતે પણ નિષ્પક્ષપાત નહોતા એમ ગેઝેટીઅર જણાવે છે. અમદાવાદ જીલ્લાનું નાણું સટ્ટામા જતું એ માટે આ પ્રમાણે લખે છે:-" A large amonnt of the prolessionally owned capital of the district is diverted from the legitimate operations of trade to speculation, *or more correctly, to gambling* by means of anticipation bargains or Vaida." [૧૨] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૬૬-૬૭. "This practice', writes Mr. Fawcett in *1849*, 'still prevails notwithstanding the Act laterby passed. Speculation on the rise and tall of the opium sales in Calcutta is still carried on as a system, and even the young people of the merchant's families bet on the avarages of the sales at Calcutta, beginning by betting in badams, the smallest amount in use, reckoning *12* to one pie."

પણ ભાગ લેતા, અને પાઈની બાર બદામો ગણીને બદામોમાં કામ થતું. રૂનો સટ્ટો પણ અમદાવાદમાં ચાલતો. રૂના ભાવ મુંબાઈના રૂના ભાવની વધઘટ પ્રમાણે રહેતા, અને દરેક દેશી માસની સુદ બીજે વાયદો પુરો થતો. ઓગણીસમી સદીના સાતમા દશકામાં મુંબાઈમાં શેરોનો સટ્ટો શરૂ થયો એ વખતે અમેરીકામાં લઢાઈ શરૂ થઇ હતી. અમદાવાદના વેપારીઓ આ લઢાઇને લીધે વધેલા ભાવોમાં ઠીક કમાતા હતા એવામાં શેર સટ્ટાનો વાયુ અમદાવાદમાં પણ વાયો. ઘણા લોકોએ એમાં ભાગ લીધો અને આખરે ખુવાર થયા. એમ કહેવાય છે કે અમેરીકન લઢાઇમાં કમાયલું ધન આ સટ્ટો ખેંચી ગયો. સટ્ટામાં લગભગ દરેક વેપારી કોમ અને દરેક ધંધાના માણસો ભાગ લેતા. શરાફો ભાગ લેતા તે આગળ જોયું. ઇ. સ. ૧૮૪૭–૪૮ માં સટ્ટામાં ભાગ લીધેલા શરાફો કરતાં ભાગ ન લેનારાની આબરૂ વધારે ગણાતી હતી તે આપણે જોયું.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ અમદાવાદમાંથી સટ્ટો ઓછો થવાને બદલે વધતો જ ગયો. ઘણી વખત એણે જુગારનું રૂપ પણ લીધું. વખત જતાં દરેક ચીજોમાં સટ્ટો દાખલ થઈ ગયો. સટ્ટો એ અમદાવાદનો એક જૂદો ધંધો જ હોય એમ થઈ ગયું. અનાજ, ખાંડ, ઘી, તેલબીઆં, શેર વગેરે ચીજોમાં સટ્ટો ચાલવા માંડયો. આ દરેક ચીજોનાં ખાસ બંધારણવાળાં બજારો થયાં, અને તેમનાં મહાજન બંધાયાં. જે જે બજારોમાં જેનું મતું હોય તે તેતે બજારમાં સટ્ટો ઉપાડી શકતા. સટ્ટા ઉપર જ આજીવિકા ચલાવનારા લગભગ દરેક બજારમાં પોતાનું મતું રાખતા. આ બધાં મહાજનો સટ્ટાને નિયમમાં રાખે છે, નિયમો ઘડે છે, વાયદા ઠરાવે છે, વલણ પતવતી વખતે દેખરેખ રાખે છે અને ઝઘડા પતાવે છે. સટ્ટામાં થએલો ઝઘડો ઘણે ભાગે તેનું મહાજન જ પતવે છે, અને ભાગ્યે જ એ ઝઘડો કચેરીએ ચઢે છે. આ સટ્ટા કાયદેસર ગણાવા માટે એના કબાલા કરવામાં આવે છે. માલ લેવો પડે કે આપવો પડે તેનો નિર્દેષ ભાવ તથા વાયદા સાથે કબાલામાં કરેલો હોય છે. કોઇ વખત અસાધારણ વધઘટ વખતે કે વ્યાજ ખાવા માટે બદલો કરનારને માલ ખરેખર આપવો કે લેવો પડે છે. પરંતુ મોટે ભાગે આ સટ્ટાઓમાં વલણ વખતે ભાવ ફરકની જ આપ-લે કરવાની હોય છે. આવા સટ્ટાઓમાં થોડું થોડું જુગારનું તત્ત્વ હોય છે જ પરંતુ કોઇ કોઇ વાર તે ભારે જુગારનું રૂપ પણ પકડે છે.

સટ્ટાનાં બજારો

નવાઇની વાત એટલી જ છે કે અમદાવાદ કાપડ સુતરનું મોટું કેન્દ્ર હોવા છતાં એ વસ્તુઓમાં બીલકુલ સટ્ટો નથી. માત્ર લઢાઇ જેવા અસાધારણ પ્રસંગે માલની મોટી અછત જેવું થાય, કે એવા કોઇ પ્રસંગ બીજી રીતે ઉભા થાય ત્યારે કાપડ-સુતરમાં સટ્ટાનું તત્ત્વ દાખલ થઇ જાય છે. પરંતુ એમાં પણ જુગારના સ્વરૂપમાં સટ્ટો ભાગ્યે જ થયો છે. લાંબા વાયદાના માલની મોટી લે-વેચ થાય અને એકનો એક માલ હજી તો મીલમાં બનવાને બે ત્રણ મહીનાની વાર હોય તે પહેલાં તો ભાવની વધઘટ સાથે સેંકડો માણસો તેની લે-વેચ કરી નાંખે અને એમાં વેપારીઓના ફબાલા સિવાય બીજું કાંઇ અપાય નહિં, એવો સટ્ટો કાપડસુતરમાં ઘણી વાર ચાલેલો. પરંતુ એમાં કોઇકને પણ કોઇ વાર તો માલ લેવો જ પડતો અને પુરાં નાણાં આપવાં પડતાં. બીજા સટ્ટાની પેઠે વલણ પતવીને ભાવ ફરક માત્ર આપવો પડે એવું બનતું નહિં. કોઇ કોઇ વાર સુતરમાં લાંબા વાયદા હોય ત્યારે બજારની સલામતી ખાતર મહીના આખરે પણ પતાવટ થતી, અને એમાં ભાવફરક પતવીને સોદા ઉભા રહેતા. સટ્ટાના બજારોમાં જે ચીજનો સટ્ટો ચાલતો હોય તેનું 'પાટીઉં' એમ કહેતા. સોના ચાંદીમાં પણ અમદાવાદમાં સટ્ટો ચાલતો અને ચાલે છે. કેટલીક વખત દેશાવરોનાં બીજાં બજારોના વેચાણના આંકડા ઉપર સટ્ટો ચાલતો. આવો સટ્ટો તો શુદ્ધ જુગાર જ ગણાતો. 'જોટાનું પાટીઉં' એ નામનો એક વિચિત્ર જુગારી સટ્ટો પણ ચાલેલો. ઘણી વખત માલના સટ્ટામાં મોટા સટોરીઆ તેજી મંદી ખાતા. આ અને સટ્ટાના બજારોના બીજા રીતરીવાજોનો વિસ્તાર કરવાની અહીં જરૂર નથી.[૧૩]

અમદાવાદમાં સટ્ટાનું ગોઠવાયલું અને પદ્ધતિસરનું બીજું મોટું બજાર તે શેર બજાર છે. અમદાવાદમા મીલો વધ્યા પછી એના શેરોમાં લેવેચ કરવા માટે એક બજાર જૂદું થયું. શેરનું બજાર એ પશ્ચિમનું અનુકરણ હતું. પશ્ચિમનું જોઈ મુંબાઇએ અને મુંબાઈનું જોઇ અમદાવાદે એ બજાર દાખલ કર્યું. સટ્ટો ખેલવાને માટે જોઇતી બુદ્ધિ અને માનસિક વલણની અમદાવાદમાં ખોટ

[૧૩] અમદાવાદમાં સટ્ટો કઈ કઈ ચીજોમાં ચાલે છે તેની નોંધ જાણવા જેવી છે. મુંબાઈમાં જેટલી ચીજોમાં સટ્ટો ચાલે છે એટલી ચીજોમાં અહીં ચાલતો નથી. મુંબાઈમાં દૂધનો પણ સટ્ટો ચાલે છે; અને એમાં સેંકડો મણ દૂધની વાયદાની લેવેચ થઇ શકે છે. અમદાવાદમાં દૂધનો સટ્ટો જાણ્યો નથી.

નહોતી. એટલે શેર બજાર દરેક ધંધાવાળાઓનું કેન્દ્રસ્થાન થઇ પડયું. શેર બજારના કામકાજની વીગતમાં ઉતરવાની અહીં જરૂર નથી. પરંતુ શેરબજારનો ઉપયોગ જાહેર પ્રજાના લાભમાં અને ગેરલાભમાં બન્ને રીતે થઇ શકે છે તે જાણવાની જરૂર છે. શેર બજારમાં જ્યાં સુધી જુગારના રૂપમાં સટ્ટો ન ચાલે ત્યાં સુધી જે ઉદ્યોગોના શેરોનું કામકાજ થતું હોય તેને તેથી પોષણ મળે છે. કોઇ પણ ઉદ્યોગની પ્રગતિના પ્રમાણમાં તેના શેરોના ભાવ રહે છે. શેરબજારને લીધે ઉદ્યોગની મુડી જાહેર પ્રજામાં વધારે સહેલાઇથી વહેંચાય છે; અને જાહેર પ્રજા પોતાના ઉદ્યોગોની પ્રગતિમાં વધારે રસ લેતી થાય છે. શેર-બજાર ન હોય તો પ્રજામાં પોતાના ઉદ્યોગોની દરકારનો વિસ્તાર જોઇએ તેવો થતો નથી. આ ગુણ સાથે જ્યારે શેરબજારમાં જુગારનું તત્ત્વ આવે છે ત્યારે પ્રજાની એ ખરાબી કરે છે; અને ઉદ્યોગોને ન્યાય મળતો નથી. કોઇ પણ સત્વ ન હોય એવા ઉદ્યોગોના શેરોને પણ સટોરીઆનાં મંડળો ( syndicate ) માલ એક હાથ કરીને, અને તે ઉપરાંત કોઇ શેરોના જેટલા મુદ્દા હોય તેથી એવડું તેવડું લેણુ કરીને ભાવને ખોટા વધારી મુકે છે. તેજ પ્રમાણે સારા સત્ત્વવાળા ઉદ્યોગોના શેરોમાં સટોરીઆ ન પડયા હોય તો તેના શેરોના વ્યાજબી કિંમત કરતાં પણ ભાવ ઓછાં રહે છે. અમદાવાદના શેરબજારમાં આવું બની ગયું છે અને બને છે તેથી અને હિંદુસ્તાનમાં શેરબજારોવાળાં શહેરોમાં અમદાવાદનું સ્થાન કયાં છે તે નક્કી થાય એ માટે શેરબજાર સંબંધી આટલું લખવું પડયું છે.

(શેર બજાર)

હિંદુસ્તાનમાં જેને ખરાં શેરબજાર કહી શકાય એવાં બજારો ખાસ કરીને મુંબાઇ, અમદાવાદ, કલકત્તા, મદ્રાસ અને રંગુનમાં છે. એમાં મદ્રાસ અને રંગુનનાં બજાર નામનાં છે. મદ્રાસના બજારમાં મતદારો પંદર વીસ મળીને વાતો કરે પણ કામકાજ ઘણું થોડું છે. કલકત્તામાં બજાર મોટું છે પણ વાયદો નથી. લેનાર ધણીને શેરો મળે કે તુરતજ નાણાં ગણી આપવાં પડે છે; શેરો લીધા પછી તુરત કે ગમે ત્યારે મળે છે, પણ વેચનાર ધણી ગમે ત્યારે ઉતારી આપે છે. આમ ત્યાં બંધારણ ન હોવાથી સટ્ટો એક-પક્ષી છે અને લેનાર કરતાં વેચનારને લાભ વધારે મળે છે. મુંબઇમાં બંધારણ

(અમદાવાદનું શેરબજાર)

સારામ સટ્ટે છે અમદાવાદમાં મુંબઈના જેવું જ છે. બન્ને જગ્યાએ વાયદો ચાલે છે. મહીનો પુરો થયા પછી કેટલાક દીવસમાં વલણ પતવાય છે. મુંબાઈની પેઠે જ બજારનું મહાજન છે અને એમાંથી ચૂંટાએલી સમિતિ નિયમોનુ પાલન કરાવી વહીવટ કરે છે. શેરબજારમાં સતાદારોની સંખ્યા પણ મોટી છે. મુંબાઇની પેઠે અમદાવાદના શેરબજારનું માન વેપારીવર્ગમાં સારૂં છે. શેરનો ધંધો હજી સમાજમાં બીજા ધંધા જેવું માન ઉત્પન્ન કરી શકયો નથી. મુંબાઇમાં એ માન ધીમે ધીમે બંધાતું જાય છે. પરંતુ અમદાવાદમાં શેરના ધંધાનું માન સમાજના મોટા વર્ગમાં હજીયે નથી. શેરબજાર સાધારણ લેવડમાંથી ગમે ત્યારે જુગારના રૂપમાં સટ્ટે ચઢી જાય છે તેથી જ સમાજમાં એની આબરૂ જામતી નથી. 'સટ્ટાને અંગે બટ્ટો' એ કહેવત એ કારણથી જ પડી છે. ધંધા તરીકે શેરોના ધંધાની આબરૂ આખા સમાજમાં બરોબર ન જામેલી હોય તો લગભગ આખી દુનિયામાં ફક્ત અમદાવાદમાં જ નથી જામી. પરંતુ હવે આબરૂદાર શેરદલાલોનું માન સમાજ રાખતાં શીખે છે. અમદાવાદના શેરબજારમાં મુંબઇની પેઠે જ મહિને વલણ થાય છે છતાં મુંબાઇથી ઉલટું વાયદા દેશી મહિના પ્રમાણે ચાલે છે. વાયદાના છેલ્લા દિવસોમાં ઉપલો વાયદો નીકળે, અને એ વખતે જે શેરો ચઢાવવાના કે ઉતારવાના ન હોય તેના બદલા થાય છે. અસાધારણ તેજી-મંદી કે એક હાથ (corner)ના સમય સિવાય ઘણુંખરૂં ચાલુ વાયદા કરતાં ઉપલા વાયદાના ભાવ સહેજ ઉંચા હોય છે. એ બે વાયદાના ભાવના ફરકને બદલાનો ગાળો કહે છે. નાણાં વગરના ખોટા લેણવાળા એ ગાળા જેટલું વ્યાજ ભરી લેણ ઉભું રાખે અને ખોટા વેચાણવાળાને પણ ગાળા પ્રમાણે આપ લે કરવી પડે. કેટલાક મુડીવાળા આ વખતે નાણું રોકી શેરોના બદલા કરે છે. જે શેરોમાં ભાવના પ્રમાણમા બદલાનો ગાળો વધારે હોય તે શેરોનો ચાલુ વાયદો લઈ તે જ વખતે ઉપલો વાયદો વેચી દે છે. ચાલુ વાયદાના વલણ વખતે નાણાં આપી શેર ચઢાવી લે છે. સદ્ધર શેરોમા આવી રીતે બદલા કર્યાથી ઘણા લોક વગર જોખમે કે નહિં જેવા જોખમે ચાલુ શરાફી વ્યાજ કરતાં દોઢાથી બેવડું વ્યાજ ઉત્પન્ન કરે છે. શરાફને ત્યાં મુડી વ્યાજે મુકી વ્યાજ ખાવા કરતાં વ્યાજની આ રીત વધારે સારી, બુદ્ધિવાળી, અને આવકવાળી છે. જોખમ બન્નેમા થોડું પણ સરખું છે. આ જે બધી રીતો અમદાવાદમાં ચાલે છે તે મુંબાઈ પ્રમાણેની છે. કેટલાક વાર મુંબાઈના શેર-

બજારની વધઘટ પ્રમાણે અમદાવાદમાં વધઘટ થાય છે. હિંદુસ્તાનનાં બીજાં શહેરોના શેરબજારમાં મુંબાઈ અને અમદાવાદ જેવું ઉપર લખ્યું તેવી રીતે કામ થતું નથી. બીજાં શહેરોમાં કામની પદ્ધતિ, વ્યવસ્થા, અને જથ્થો કશુંયે મુંબાઇ અમદાવાદ જેવું નથી. અમદાવાદમાં દેશી તત્ત્વ વધારે છે, અને મુખ્યત્વે કરીને અમદાવાદ અને તેની આસપાસના જ ઉદ્યોગોના શેરોનું કામકાજ થાય છે એ એનું ખાસ લક્ષણ છે. એના મતદારો મોટે ભાગે અમદાવાદના વતનીઓ છે એ એનું ખાસ વિશિષ્ટત્વ છે. આ કારણથી અને બહારનાઓ બહુ અંદર પ્રવેશે નહિં એ કારણથી અત્યાર સુધી અમદાવાદના શેરબજારવાળા પોતાના ભાવતાલની બહુ જાહેરાત કરતા નહિં. હિંદુસ્તાનમાં અમદાવાદના ઉદ્યોગોનું સ્થાન નાનું નથી. છતાં હિંદુસ્તાનના ઉદ્યોગોની વર્તમાનપત્રોમાં આવતી જાહેર નામાવલિઓમાં અમદાવાદના શેરોનાં નામ આજ સુધી જણાતાં નહિં. કલકત્તાના કેપીટલ જેવા પત્રમાં કે મુડી રોકનારાઓને લગતાં પુસ્તકોમાં ( Investor's Year Books ) અમદાવાદના ઉદ્યોગોનું નામ પણ આવતું નહિં. આ વસ્તુસ્થિતિ હવે બદલાવા માંડી છે. ' ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ 'માં હવે અમદાવાદના શેરબજારના સમાચાર હમેશ આવતા જાય છે.

**શેરોનો સટ્ટો**

અમદાવાદમાં એક શેરબજાર હતું ત્યાં સુધી તેમાં બંધારણપૂર્વક સારૂં કામ ચાલતું. અમદાવાદની મીલોના શેરોનું કામજ મોટે ભાગે ચાલતું હોવાથી અને મીલોના શેરોનો મોટો ભાગ તેમના એજંટો પાસે જ હોવાથી કેટલાક શેરોમાં સટ્ટો કરવા માટે પુરતી સગવડ પડતી નહિં. ઘણી મીલોના શેરોની મૂળ કિંમત મોટી હોવાથી નાની રકમના શેરો કરતાં તેમાં લે વેચની મુસ્કેલી વધારે પડતી. જે શેરો એક હાથ થઈ જાય અને તેમાં પડેલો સટ્ટો–ઉપાડનાર માણસ નીકળી ન શકે તો તે શેરોનું કામ બંધ થઇ જતું અને શેરો એક બે જણને ઘેર ભરાઇને રહેતા. છેલ્લી લડાઈ પછીની મોટી તેજીમાં નવી મીલો અને ઉદ્યોગો વધ્યા. શેરબજાર એકને બદલે ત્રણ થયાં: સટ્ટાની ચીજો વધવા ઉપરાંત ઘણી મીલોએ જૂના શેરોના નાના કકડા કર્યા. એટલે એવી મીલોના શેરોના મુદ્દા વધ્યા. આ કારણથી સટ્ટાને ઘણું ઉત્તેજન મળ્યું. સાથે સાથે લડાઇને લીધે દરેક ચીજોના ભાવ વધ્યા તેથી કાપડ–સુતરની મીલો પણ કમાઇ એટલે વ્યાજ સારૂં મળવાથી શેરોના ભાવ વધ્યા. ઇ. સ. ૧૯૧૭–૧૮ માં શેરબજારમાં

ખરેખરો રંગ જામ્યો હતો. શેરોની કિંમત દશથી બાર ગણી અને કોઇમાં વીસ ગણી વધી ગઇ. એ વખતે અમદાવાદમાં શેર સટ્ટો સર્વવ્યાપી જેવો બન્યો હતો. ઘણાના ઘરમાં સ્ત્રીઓ પણ શેરમાં સમજવા માંડી. વેદપાત્ર બ્રાહ્મણોએ પાઠપૂજાનો ધંધો છોડી શેરમાં મન નાંખ્યું. વાત એટલે સુધી વધી કે નીશાળના શિક્ષકો, દાક્તરો, વકીલો, ઘાંચી વગેરે ઉદ્યોગી લોકો પણ થોડી ઘણી શેરોની લે–વેચ કરવા લાગ્યા. હજામ દાઢી કરતાં કરતાં પણ ઘરાક શેરનું જાણતો હોય તો રૂખ પુછતા એવા દાખલા બનેલા છે. ૧૯૨૧ ની અમદાવાદની મોટી કોંગ્રેસ વખતે સ્વાગત સમિતિના અધ્યક્ષનું ભાષણ ચાલતું હતું. સ્વાગત સમિતિમાં અમદાવાદીઓ હતા અને એમની બેઠક મંડપમાં પાછલા ભાગમાં હતી. ખાદી-યુગ જોરમાં હોવાથી ખાસ કરીને એ પ્રસંગ પુરતા તો બધાયે ખાદી પહેરીને આવ્યા હતા. અધ્યક્ષના ભાષણ વખતે ખાદીમાં સજ્જ થયેલું એક મોટું ટોળું મંડપમાં સ્વાગત સમિતિની પાછળ–સાંભળનારાઓની પણ પાછળ બેઠું હતું. અને ભાષણ એક બાજુ થતું હતું ત્યારે એ જ મંડપમાં શેરોની રૂખ અને સટ્ટાની રસતોની વાતો રસપૂર્વક કરી રહ્યું હતું. 'તેલીઆ' 'રાયપુર' અને 'કેલીકો'ના અવાજો એમાંથી આવી રહ્યા હતા. અમદાવાદની સટ્ટાની મનોદશાનું એ એક અપૂર્વ ચિત્ર હતું. 'તેલીઆ' (મોતીલાલ હીરાભાઇ સ્પીનીંગ મીલ)ના શેરોમાં મોટો સટ્ટો બંધ થયા બાદ 'રાયપુર'નો સટ્ટો ઉપડયો. એ સટ્ટામાં પણ અનેક લોકો ખરાબ થયા. બ્રાહ્મણોએ ગૌમુખી અને આચમની દૂર મુકી 'રાયપુર'ના જપ જપવા માંડયા. અમદાવાદમાં મોટા શેરસટ્ટાનો આ અંત હતો. ૧૯૨૨ પછી દરેક ધંધાઓમાં મંદીની સાથે શેરોમાં પણ મંદીની અસર આવી. ધીમે ધીમે શેરો ઘટતા જ ચાલ્યા. પાછળથી નીકળેલાં બે શેર-બજારો બંધ થયાં. જૂનું શેરબજાર અંદરના સદ્ધર આશામીઓને લીધે અને બજારની આબરૂ સંભાળવાની કાળજીને લીધે ટકી રહ્યું. જૂના શેરબજારે પોતાને માટે માણેકચોકમાં ભવ્ય મકાન બંધાવ્યું. એ બજાર વ્યવસ્થાપૂર્વક આજે પણ ચાલે છે. મોટી તેજીના સમયમાં મોડી રાત્રે પણ લોક ભેગા થઈ શેરોની વાતો કરતા. બીજા દીવસના ઉઘડતા બજારની હવા રાત્રે મપાતી. આજે પણ રાત્રે બજાર આગળ લોકોની ભીડ રહે છે, પરંતુ હવે પહેલાં જેટલું જોર નથી. છતાં અમદાવાદમાં શેરબજાર એક અગત્યનું બજાર છે.

## પ્રકરણ ચોત્રીસમું



### ઉદ્યોગ (ચાલુ)

### (કાપડ-સુતર)

અમદાવાદના વેપાર અને વેપારી બજારો માટે વિસ્તારથી વિચાર કર્યો. હવે અમદાવાદના ઉદ્યોગો જોઈએ. હિંદુસ્તાનનાં ઘણાખરાં મોટાં શહેરોની પેઠે લોકજીવનના મુખ્ય ભાગને ઉદ્યોગ સાથે કાંઈ સંબંધ ન હોય એવું અમદાવાદમાં નથી. મુંબઈ અને કલકત્તાને બાદ કરીએ તો અમદાવાદ જેવું ઉદ્યોગવાળું શહેર બીજું દેખાતું નથી. મુંબાઈ અને કલકત્તાની ઉદ્યોગની ધમાલ કેટલેક અંશે એ બંદરોમાં જામેલા પરદેશીઓના શંભુમેળાને લીધે છે. એ શહેરોના ઉદ્યોગની ધમાલ શુદ્ધ અને સ્થાનિક નથી. અમદાવાદના ઉદ્યોગોની ધમાલ શુદ્ધ અને સ્થાનિક છે. મદ્રાસ અમદાવાદથી વસ્તીમાં બેવડું છે, પરંતુ એનું જીવન અમદાવાદથી બેવડું શાંત છે. મુંબાઈ અને કલકત્તા બાદ કરીએ તો હિંદુસ્તાનના કોઈ પણ શહેરમાં જીવનપ્રવૃત્તિ અમદાવાદ જેવી તીવ્ર નથી.[1] અમદાવાદે શરૂઆતથી તે આજ સુધી પોતાની ઔદ્યોગિક પ્રવૃત્તિઓને લીધે આખા હિંદુસ્તાનના વેપારના ઈતિહાસમાં અનુપમ સ્થાન જાળવી રાખ્યું છે. ઔદ્યોગિક પ્રવૃત્તિમાં એ જૂનું પકડીને બેસી નથી રહ્યું. જમાના પ્રમાણે સુધરવાનો, અને નવી વૈજ્ઞાનિક શોધખોળોનો લાભ લેવાનો એણે યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. એ લાભ હજી જોઈએ તેવો પશ્ચિમની દૃષ્ટિએ લઈ શકાયો

[૧] દક્ષિણનું હૈદ્રાબાદ શહેર અમદાવાદ કરતાં વસ્તીમાં મોટું છે; ભભકામાં તો ઘણું સારું છે; પરંતુ વ્યવસાયમાં શાંત જણાય છે. અમદાવાદ જેટલી દોડધામ ત્યાં નથી.

નથી. પરંતુ આનું મહત્વ હવે અમદાવાદીઓ ધીમેધીમે સમજતા જાય છે. દીલગીરી એટલી જ છે કે જે ઉદ્યોગે અને વેપારે અમદાવાદને નામાંકિત અને સમૃદ્ધ બનાવ્યું છે, તે ઉપરાંત એને ગંદું અને ધૂળિઉં પણ કરી મૂક્યું છે. એણે અમદાવાદીઓના જીવનને સૂકું જ રાખ્યું છે. અમદાવાદીઓના હૃદયમાં યંત્રમય ઉદ્યોગોના જે કર્કષ ગડગડાટ જ નિરંતર વાગ્યા કરે છે, તેની સાથે હવે મીઠાં વાજીંત્રોના શાંત સૂરો પણ વગાડવાની જરૂર છે. અમદાવાદીઓ હવે આ તરફ ધીમી. બહુ જ ધીમી પ્રગતિ કરે છે એ આનંદની વાત છે.

કાપડ સુતરના ઉદ્યોગને અમદાવાદનો મોટામાં મોટો ઉદ્યોગ કહી શકાય. આગળ વેપારની દૃષ્ટિએ કાપડ સુતરના બજારની વાત કરી. હવે ઉદ્યોગની

કાપડ સુતરનો ઉદ્યોગ

દૃષ્ટિએ યૂરોપના આજના સુધરેલા કહેવાતા લોકો અને કાપડ વણવામાં ગર્વ લેતું ઇંગ્લાંડ એ બન્ને જ્યારે સુતરાઉ કાપડમાં કશું સમજતાં પણ નહોતાં ત્યારે હિંદુસ્તાનમાં બહુ ઉત્તમ જાતનું સુતરાઉ, રેશમી વગેરે અનેક તરેહનું કાપડ થતું હતું. ગૂજરાત તો રૂ અને કાપડ સુતરનું ઘર હતું. ખંભાતને પરદેશીઓ દુનિયાના વસ્ત્ર તરીકે ઓળખતા. અમદાવાદ વસ્યા પછી તરત જ એ કાપડના ઉદ્યોગનું કેન્દ્ર બન્યું. પરંતુ જુના વખતમાં યાંત્રિક મીલો ન હતી, એટલે હાલ જેમ અમદાવાદમાં જ સુતર કાંતવાનો અને કાપડ વણવાનો ઉદ્યોગ જામી ગયો છે તેમ આગળ નહોતું. રેંટીયા અને હાથની શાળોનાં કારખાનાં અમદાવાદ અને એની આજુબાજુનાં પરાં તથા ગામોમાં, તેમ જ આખા ગૂજરાતમાં હતાં. ઘરમાં ખાનગી કાંતવા તથા વણવાનું કામ પણ ઘણું ચાલતું. વેપારીઓ કારીગરો રોકીને કારખાનાં ચલાવતા. મોટામાં મોટું બજાર અમદાવાદમાં હોવાથી આખા દેશના એ ઉદ્યોગને અમદાવાદ દ્વારા પોષણ મળતું. રેંટીઆનું સુતર મોટે ભાગે અમદાવાદમાં તો જાડું જ નીકળતું; પરંતુ ઝીણું સુતર પણ કંતાતું અને વણાતું. ઢાકાની પેઠે કેવળ ઝીણા માલમાં જ અમદાવાદે ખ્યાતિ નથી મેળવી. અમદાવાદનું કાપડ બાદશાહને ખાસ નજર કરાયાના ઉલ્લેખો મળી આવે છે, એટલે બાદશાહોને લાયક વણાટકામ અમદાવાદમાં થતું હશે. મીરાતે અહમદીમાં સરકારી કાપડ વણાટ ખાતાના ઉલ્લેખો છે, પરંતુ તે રેશમી અને કસબી વણાટ માટેના હોય એમ સમજાય છે. સુતરાઉ કાપડમાં બંગાળના જેટલા પ્રમાણમાં ઝીણો માલ ગૂજરાતમાં નીકળતો હોય

એવાં વર્ણનો મળી આવતાં નથી. એવો ઉંચો માલ સાધારણ પ્રમાણમાં નીકળતો હશે. જાડા અને મધ્યમ પોતના માલ ઉપર રંગાટીનું અને છાપવાનું કામ બીજા કોઇ પણ ભાગ કરતાં અહીં વધારે ચાલતું એટલે છીંટ વગેરેના કામમાં આવે એવું કાપડ અહીં વધારે નીકળતું.

જ્યાં સુધી યૂરોપાદિ પરદેશોમાં હિંદુસ્તાનનું કાપડ જતું ત્યાં સુધી તો દેશમાં કાંતવા વણવાનો ધંધો બહુ મોટા પ્રમાણમાં ચાલ્યો. અઢારમી સદીમાં ઈંગ્લેંડમાં પરદેશી કાપડ વિરુદ્ધ લોકો જાગ્યા. એથી પરદેશી–ખાસ કરીને હિંદી–કાપડ ઉપર જે જકાતો નંખાઈ અને તેમના સ્વદેશમાં જ કાપડ ઉત્પન્ન કરવા જે ભારે પ્રયત્નો ત્યાં થયા તેથી ધીમે ધીમે અહીંનું કાપડ ઓછું નિકાશ થતું ગયું. ઓગણીસમી સદીમાં તો વસ્તુસ્થિતિ છેક ઉલટી થઇ ગઈ. હિંદનું કાપડ નિકાશ થવાને બદલે યંત્રોની મદદથી નીકળેલું સસ્તું વિલાયતી કાપડ હિંદમાં આવતું થયું. એણે આપણા કાપડ સુતરના ઉદ્યોગને છેક ભોંય ભેગો કરી નાંખ્યો. યંત્ર અને હાથ વણાટના કેટલાક ખાસ ભેદને લીધે વિલાયતી સુતર ઉપયોગમાં લઇ દેશી હાથવણાટ તો થોડો થોડો ચાલુ રહ્યો પણ સુતર કાંતવાનો ઉદ્યોગ સમૂળગો નાશ પામ્યો. જે થોડું રેંટીઆનું સુતર નીકળતું તે ફક્ત વાણામાં અને પાટી, શેતરંજી વગેરે જાડા માલમાં વપરાતું અને તાણામાં વિલાયતી સુતર જ દાખલ થઇ ગયું. આ છેલ્લા ટકી રહેલા રેંટીઆના ઉદ્યોગને મુંબાઇ અમદાવાદની મીલોએ અંતિમ ઘા માર્યો. ગૂજરાતની ગરીબ વર્ગની સ્ત્રીઓનો ઘરની અંદરનો એક મોટો ઉદ્યોગ આમ નાશ પામ્યો. એમાં લોકોનો દોષ નહોતો, સમયનો હતો.

સુતર અને રેંટીઆ

ઈ. સ. ૧૮૨૦ ના અરસામાં વિલાયતી માલ અમદાવાદમાં પહેલવહેલો દાખલ થયો. એ વર્ષમાં એ માલ બજારમાં નવાઈ જેવો લેખાતો. પાંચ વર્ષમાં એટલે કે ઈ. સ. ૧૮૨૫ સુધીમાં તો વિલાયતી માલ બહુ વ્યાપી ગયો અને ગામડામાં પણ જાણીતો થયો. મેસર્સ ગીલ્ડર ટી સોઝાની કુંપનીના એક મુખ્ય ભાગીદાર ડૉકટર ગીલ્ડરે અમદાવાદમાં પહેલવહેલો વિલાયતી કાપડ સુતરનો માલ ચાલુ કર્યો, એ કારણથી છેક ૧૮૫૦ સુધી વિલાયતી કાપડ અને સુતર 'દાક્તરી સુતર' અને 'દાક્તરી કાપડ' તરીકે ઓળખાતું. વિલાયતી સુતરના તાર એક સરખા અને સફાઈદાર હોવાથી હાથવણાટમાં પણ ખેસ, દુપટા, ઉંચી

જાતનાં ધોતીઆં, તથા પાઘડીમાં વિલાયતી સુતર જ વાપરાવા માંડ્યું. આ ઉપરાંત રેશમી માલમાં વાણામાં પણ એ વપરાતું; અને ગર્ભસુતરાઉ માલ તે વિલાયતી સુતરથી રેશમી જેવો જ દેખાતો હોવાથી એમાં છુટથી વિલાયતી સુતર વપરાવા માંડ્યું.

ઈ. સ. ૧૮૫૦ સુધી હાથવણાટમાં દેશી કે વિલાયતી સુતરનો જે માલ અમદાવાદમાં થતો તેનું વર્ણન રા. મગનલાલ વખતચંદે આપ્યું છે.

અમદાવાદનું હાથ-વણાટનું સુતરાઉ કાપડ

ઈ. સ. ૧૮૨૦ થી ૧૮૫૦ સુધીમાં ઘસાતી અવસ્થામાં પણ એ ઉદ્યોગ પુરાણા વખતનું ભાન કરાવવા ઉપયોગનો છે. એ વખતે અસ્ત પામતી અવસ્થાનો એ ઉદ્યોગ અસલના વારામાં એના ખરા મધ્યાહ્ન સમયે હજારો ગણો ભારે હશે એમ માનીને જ આજે સંતોષ વાળવાનો રહ્યો છે.

ઈ. સ. ૧૮૫૦ માં ઉંચી જાતનાં સફેદ ધોતીઆં વણાવનારા શહેરમાં પચ્ચાસ હતા. રા. મગનલાલ લખે છે કે અમદાવાદના આ જાતનાં માલનું 'પોત બીજા દેશ કરતાં સરસ નેં વળી ટકાઉ તેથી તે આખા ગુજરાતમાં તથા મુંબાઇ વગેરે બીજે ઘણે દેશાવર જાય છે.' આ જાતનાં ધોતીયાં વિલાયતી સુતરનાં બનતાં, અને તેની કોર રેશમી કે કસબી થતી. એ કોરનાં રંગ તથા નકશી ઉપરથી એનાં ચસમઈ, છડાગોટાની, નારૂંગવી, પીળાચેયણા, ગંગાજમની, બોડીકોર વગેરે નામ બોલાતાં. મીલો વધતી ગઇ તેમ તેમ આ ધોતીઆંનો વપરાશ ઘણો ઓછો થઇ ગયો. હાલ કોઈ લગ્ન જેવા પ્રસંગે આ ધોતીઆં વપરાય છે. વીશમી સદીની શરૂઆત સુધી એવા પ્રસંગે આ ધોતીઓ છૂટથી વપરાતી.

ખેસ અને થેપાડાંવાળાની દુકાનો ૩૦૦ હતી. (૧૮૫૦ માં) કેટલાક દુકાનદારો પોતે કારીગરો રાખી વણાવતા, અને કેટલાક વણેલો માલ ઢેડ વગેરે જાતના વણકરો પાસેથી વેચાતો લઇ વેચતા. ધોતી અને થેપાડામાં ફેર ગણાતો. ધોતી રેશમી કે કસબી કોરની, અને થેપાડું સુતરાઉ કોરનું હોય છે. રા. મગનલાલ લખે છે કે 'જે દાહાડાથી દાક્તરી સુતર આવ્યું છે, તે દાહાડાથી તે સુતર ખપે છે પણ થેપાડામાં કંઈ ફેરો વાંણામાં શેહેરનું સુતર ખપે છે. આ માલ ગુજરાત પ્રગણાંમાં જ ખપે છે.' થેપાડાં વણનારા જ ખેસ વણે છે. થેપાડાંને રંગીન કિનાર હોય છે, અને ખેસની કિનાર રંગ વગરની હોય છે

એટલો જ ફેર છે. સારા માલમાં વિલાયતી સુતર પણ વપરાય છે. રા. મગનલાલ લખે છે કે, 'હવણુાથી અહીંઆના કસબી દોપટા ચંદેરી દોપટા જેવા થાય છે.'

મગીઆં તથા સાડીઓ અમદાવાદમાં રેશમી, સુતરાઉ, તથા ગર્ભ સુતરાઉ એમ ત્રણ જાતનાં થાય છે. એ દરેકની કોર તો રેશમની જ હોય છે. ઇ. સ. ૧૮૫૦ માં આ સાડી તથા મગીઆં વડોદરે બહુ જતાં, અને અમદાવાદમાં પણુ ખપતાં.[૨]

પાઘડીઓ વણાવનારા શહેરમાં ૧૦૦ હતા. (ઈ. સ. ૧૮૫૦ માં). એમાં વિલાયતી સુતર વાણુા તથા તાણુા બન્નેમાં વપરાતું. પાઘડીઓનો પનો પોણુાથી સવા ગજ, અને લંબાઇ ૨૮ થી ૫૦ ગજ હોય છે.

બાસ્તો તથા ખાદી ઢેડ લોકો પોતે જ વણીને દુકાનદારને વેચતા. બાસ્તો એ વખતે મુસલમાનો વધારે વાપરતા. બાસ્તો સફેદીમાં ઠીક રહેતો અને તેથી જ સારી સફેદ વસ્તુને માટે 'સફેદ બાસ્તા જેવું' એવી કહેવત પડી ગઇ છે. ખાદી દરેક કોમમાં ઘણાં કામમાં વપરાતી. ખાસ કરીને જાજમ, ચંદ્રવા, તથા કોથળામાં ખાદી વપરાતી. જાજમ અને ચંદ્રવા માટે ખાદીને રંગતા અને એમાં તરેહવાર ચિત્રો છાપતા.[૩]

[૨] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૭૩; રા. મગનલાલ આ વણાટકામની કેટલીક વીગત પણ આપે છે.–રેશમી મગીઆં બનાવવા માટે રેશમ લઈ તેને કંતાવી પછી ઉચણાવે છે. પછી તેને રંગાવી સમરાવે છે. તે પછી સાચમાં સંધાય છે. અશરફી પેઠે એને પવરાવીને સંધાવતા નથી. સુતરાઉ મગીઆમાં દાક્તરી (વિલાયતી) સુતર તાણાવી પછી તેને રંગાવીને પવરાવે છે, અને પછી સંધાય છે. ગર્ભ સુતરાઉમાં તાણો રેશમી અને વાણો સુતરાઉ છે.–આના ઉપર નોંધ લખતાં રા. મગનલાલ લખે છે કે મગીઆંને કેટલાક સાડી પણ કહે છે. પણ સાડી ૧૬ ગજ લાંબી અને મગીઆં ૯ ગજનાં હોય છે. જો એ વખતે આ માલ અમદાવાદમાં જ ખપતો હોય તો હાલની સાડી કરતાં માપમાં ફેર રહે છે. સાડી વડોદરે જ ખપતી હશે. મગીઆં ૯ ગજનાં થતાં એમ વૃદ્ધ સ્ત્રીઓ કહે છે. [૩] રા. મગનલાલ કોથળા માટે ખાદીનો ઉપયોગ થતો એમ લખે છે. હાલની પેઠે કંતાનના કોથળાના ઉલ્લેખ પહેલાંના સમયમાં જણાતા નથી. ઈ. સ. ૧૮૫૪ માં કલકત્તામાં પહેલી અંબાડા (Jute) ની મીલ થઇ. તે પહેલાં ગુણપાટના કોથળા દેશમાં બધે નહિં વપરાતા હોય? ગૂજરાતમાં સુતરાઉ ખાદીના કોથળા ૧૮૫૦–૬૦ સુધી વપરાતા હશે એમ આ ઉલ્લેખનો અર્થ થઈ શકે? આ બાબત કાંઇ પ્રકાશ પડે તો સારૂં.

કાળા અલાયચા તથા મુગાસાડી અમદાવાદમાં બને છે. આ કાપડ પરદેશ જતું નથી. પણ અહીં જ ખપે છે. મુગાસાડી મોમનાઓ પોતે જ બનાવીને વેચે છે. અલાયચા કાળા કે ભૂરા રંગમાં ઘણે ભાગે રંગાય છે અને એમાં ભાત પણ છાપવામાં આવે છે. આ કાપડ સ્ત્રીઓ વાપરે છે. ઇ. સ. ૧૮૫૦ માં અલાયચા વણનાર અમદાવાદમાં ૨૫ આશામીઓ હતા.

અમદાવાદની શેત્રંજી અને જાજમ બહુ ટકાઉ અને મજબુત હોય છે. ઇ. સ. ૧૮૫૦ માં શેત્રંજી વણનારનાં અમદાવાદમાં ત્રણ ઘર હતાં. આ વણનાર ૧૫ ગજને પને ૨૫ ગજ લાંબી શેત્રંજી વણી શકતા, અને એમાં ઘણી ભાત પાડી શકતા! એમ કહેવાય છે કે અમદાવાદની શેત્રંજી ૩૦ વર્ષ ચાલે છે.

શેપાડાં વણનારા છાયલ તથા છીદરીઓ પણ વણાવે છે. રા. મગનલાલ લખે છે કે 'પણ હમણાં (૧૮૫૦) માદરપાટ તથા જગન્નાથી આવવા માંડી નેં શેહેરમાં સુંઘી મળવા માંડી તેથી તે ઝાઝા વણાવતા નથી.' પલંગપોસ તથા ચાદરો તથા છીદરીઓ ભાવસાર લોક બનાવે છે. પલંગપોસ ગોદડાં કરવાને ખપ લાગે છે. ભાવસાર પોતે વેચવા માટે પણ આ કાપડ રંગે છે તેમ જ વેપારીને માટે પણ રંગે છે. છાયલવાળાની એ વખતે ૫૦ દુકાનો હતી. છીદરી, ચાદર અને પલંગપોસ બધા દુકાનદાર રાખતા.[૪]

આ પ્રમાણે હાથવણાટનો માલ લગભગ ગઇ સદીના અંત સુધી સારો બનતો અને ખપતો. એ દરેક જાતની સાથે બેસે તેવો પણ તેનાથી સસ્તો

[૪] માદરપાટ શબ્દ અંગ્રેજી મેડેપોલમ્ ઉપરથી અકળ્યો હોય એમ જણાય છે. કોઇ મેડરપોલમ્ પણ કહે છે, પરંતુ ખરૂં મેડેપોલમ્ છે. મદ્રાસ ઈલાકામાં નરસાપુર પાસે માડેપોલમ્ ગામમાં થતા એ જાતના કપડાને અંગ્રેજોએ મેડેપોલમ્ નામ આપ્યું, અને એ જાતનો માલ વિલાયતમાં થવા માંડયો ત્યારે પણ એ નામ કાયમ રહ્યું. જગન્નાથી એ શબ્દ અંગ્રેજી જેકોનેટ ઉપરથી થયો કે જેકોનેટ શબ્દ જગન્નાથી ઉપરથી થયો તે સમજાતું નથી. અંગ્રેજી જેકોનેટ (Jackonet) શબ્દ કોઈ હિંદુ શબ્દ ઉપરથી થયો છે એમ અંગ્રેજી કોષકારોનું માનવું છે, એટલે જગન્નાથી શબ્દ અસલ હોય એવો સંભવ છે. ઓરીસામાં જગન્નાથજી પાસે થતું હોય કે ત્યાં વપરાતું હોમ તેથી એવું નામ પડયું હોય એમ બને. પરંતુ આ બાબત ચોક્કસ તપાસ થઇ શકી નથી. રા. મગનલાલ જુના કાપડને બદલે નવા કાપડમાં માદરપાટ સાથે જગન્નાથી લખે છે તે ઉપરથી આપણા પ્રાંતમાં તો જેકોનેટ ઉપરથી જગન્નાથી થઇ હોય એમ પણ બને.

વિલાયતી માલ જેમ જેમ આવતો ગયો તેમ તેમ આ માલની ખપત ઓછી થતી ગઇ. વીસમી સદીમાં અમદાવાદે જૂનું જૂનું ઘણું છોડવા માંડ્યું તે સાથે આ જાતનાં જૂનાં લુગડાં પણ ઓછાં ખપવા લાગ્યાં. હવે આ જાતની ખપત હલકા વર્ણના લોકોમાં તથા ગામડામાં માત્ર રહી છે.

આમ જૂનું જતું હતું અને નવું આવતું હતું. ગઇ સદીનો છઠ્ઠો દશકો (૧૮૫૦ થી ૧૮૬૦) આખા હિંદુસ્તાનના ઔદ્યોગિક ઇતિહાસમાં બહુ ભારે પરિવર્તનનો હતો. ઇ. સ. ૧૮૫૧ માં હિંદુસ્તાનમાં પહેલી કાપડ-સુતરની મીલ થઈ. મુંબાઇ અને અમદાવાદમાં એ જ દશકામાં મીલોની શરૂઆત થઈ. ૧૮૫૪ માં કલકત્તામાં પહેલી જ્યુટ મીલ થઇ. અમદાવાદ એ વખતે કોઇ સ્વતંત્ર દેશની રાજ્યધાની નહોતું કે મુંબાઇ, કલકત્તા અગર મદ્રાસની પેઠે કોઈ બ્રીટીશ ઇલાકાનું મુખ્ય શહેર નહોતું. એક સદીથી ચાલી આવતી અવ્યવસ્થાથી, અને જુલમના દબાણથી નીચોવાઇ ગયેલા, તેમ જ બ્રીટીશ સમયમાં ખૂણે પડી ગયેલા, શાંત ગૂજરાતનું માત્ર ભાગેલું મુખ્ય નગર હતું. આમ છતાં પોતાની ઉન્નતિનો માર્ગ જોવામાં એ હિંદનાં મોટાં મુખ્ય શહેરોની પાછળ ન પડ્યું. કલકત્તા એ સમયે આખા હિંદનું પાટનગર હતું. મદ્રાસ બ્રીટીશ સામ્રાજ્યને પગભર કરનારૂં પહેલું નગર હતું. પરંતુ સાહસ અને ઉદ્યોગની બાબતમાં ગૂજરાતનું પાટનગર આ હિંદ અને દક્ષિણનાં પાટનગરો કરતાં આગળ ગયું. ઈ. સ. ૧૮૪૭ માં રણછોડલાલ છોટાલાલને વિચાર આવ્યો કે બહારનું રૂ લાવીને કાપડ વણનાર ઇન્ગ્લેંડ આટલે દૂર એ કાપડ વેચી નફો કરે છે તો આપણે જૂની રીત બદલી યંત્રબળથી સ્વદેશમાં જ કાપડ વણીએ તો નફો કેમ ન કરીએ ?[૫] ઇ. સ. ૧૮૫૧ માં મુંબાઇમાં શેઠ કાવસજી દાવરે પહેલી મીલ કરી. કાવસજી દાવરના મનમાં મીલ કાઢવાનો વિચાર ક્યારે આવ્યો હશે એ તો આપણે જાણતા નથી; પરંતુ ૧૮૪૭ માં રણછોડલાલે અમદાવાદના એક રીતે સાહસિક પણ બીજી રીતે સો ગરણે ગળીને પાણી પીનારા ધનાઢ્યો આગળ પોતાનો વિચાર જ્યારે મુકયો, ત્યારે એ શેઠીઆઓ જરા ડર્યા. 'જો આ કામમાં નફો હોય તો મુંબાઈના વધારે સાહસિક

મીલઉદ્યોગ

[૫] ભગવાનલાલ બાદશાહ કૃત રણછોડલાલ છોટાલાલનું જીવનચરિત્ર: પૃ. ૩૨. અંગ્રેજી પૃ. ૧૨.

લોક જ મીલો કેમ ન કાઢે' ? એવો જવાબ રણછોડલાલને મળ્યો. આ ઉપરથી જણાય છે કે એ સમયે કાવસજી દાવરનો મીલ કાઢવાનો વિચાર જાહેરમાં ન આવ્યો હોય, કે આવ્યો હોય તો અમદાવાદમાં ન જણાયો હોય. કદાચ ૧૮૪૭ માં દાવરને મીલનો વિચાર ન આવ્યો હોય તો રણછોડલાલને પહેલો આવ્યો, અને જો એ ખરૂં હોય તો આખા હિંદુસ્તાનમાં મીલઉદ્યોગના આદ્ય સંચાલક તરીકે રણછોડલાલને ગણી શકાય, અને અમદાવાદ એવું અભિમાન પણ લઈ શકે. એ ગમે તેમ હોય પરંતુ આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે રણછોડલાલ છોટાલાલને આખા હિંદુસ્તાનમાં મીલઉદ્યોગ ચલાવનારાઓમાં સર્વથી પહેલાઓમાંના એક તરીકે વગર હરકતે ગણી શકાય. અમદાવાદની વેપારી બુદ્ધિનું આ ગૌરવ કાંઇ ઓછું નથી.

મીલઉદ્યોગનો ઇતિહાસ

આ કાર્યમાં રણછોડલાલને મેજર ફુલ જેમ્સ નામના ભીલ પલટનના એક ઉદ્યોગશીલ અંગ્રેજ અમલદારે મદદ કરી. એણે વિલાયત બ્રાયન ડંકનની કું. ને રણછોડલાલની યોજના લખી જણાવી અને સલાહ મંગાવી. પહેલી યોજનામાં અમદાવાદને બદલે ભરૂચમાં નર્મદા કિનારે કારખાનું કરવાનો વિચાર હતો. ઇ. સ. ૧૮૪૯ માં કારખાના બાબતના અડસટ્ટા આવી ગયા હતા. રણછોડલાલે વડોદરેથી એનું ગૂજરાતી ભાષાંતર કરી અમદાવાદમાં તે વખતે નીકળતા 'વર્તમાન પત્ર' નામના અઠવાડિક છાપામાં છપાવ્યા અને એ વખતની અંગ્રેજી નિશાળના મુખ્ય શિક્ષક ભોગીલાલ પ્રાણવલ્લભદાસને લખ્યું કે તમે આ યોજના અમદાવાદના ધનિકોને સમજાવો. ભોગીલાલ માસ્તરે એ મહેનત કરી, પણ વ્યર્થ ગઈ. અમદાવાદના શેઠીઆઓ અજાણ્યા ધંધામાં પડતાં બીહે છે એવું ભોગીલાલે રણછોડભાઇને લખ્યું. એ પછી ભરૂચમાં રૂ લોઢવાનું કામ કરતા એક અમેરિકન ગૃહસ્થ મી. જેમ્સ લેન્ડનને પોતાની યોજના મોકલી રણછોડલાલે સલાહ માંગી. લેન્ડને કહ્યું કે 'યોજના સારી છે અને તમે જો અર્ધું ભંડોળ ઉભું કરો તો બાકીનું અર્ધું હું કરૂં, અને મીલના મેનેજર તરીકે કામ પણ કરવા તૈયાર છું.' આ ઉપરથી રણછોડલાલે વડોદરામાં ભંડોળ એકઠું કર્યું. એમાં રા. ગોપાળ મોરાર શેઠ સામળ બહેચરવાળા, રાજપીપળાના રાજા અને ભાવનગરના દિવાન ગૌરિશંકર ઓઝા એટલા ભાગીદાર હતા. આ કંપનીની બાબતમા રણછોડલાલને લેન્ડન સાથે જામીનગિરી તથા ભાગીદારીની બાબતોમાં કેટલીક

ગેરસમજ થવાથી કંપની પડી ભાંગી. આ દરમ્યાન મુંબાઇમાં ૧૮૫૧ માં કાવસજી દાવરે જે મીલ બંધાવવી શરૂ કરેલી તે ૧૮૫૬ માં ચલાવવા માંડી; એ જોઈ મુંબાઇમાં એ જ સાલમાં એક બીજી કંપની ઓરીએન્ટલ સ્પીનીંગ એન્ડ વીવીંગ નામની ઉભી થઈ. આ જોઈ રણછોડલાલે ફરી પ્રયત્ન કર્યો અને ઇ. સ. ૧૮૫૯ માં અમદાવાદ સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલની સ્થાપના કરી.

પહેલી મીલ

રણછોડભાઇ પોતે જ લખે કે '૧૮૫૯ માં કારખાનાનું ખાત મહુરત કર્યું. અમે શરૂઆતમાં ફક્ત ૨૫૦૦ ત્રાકોના સાંચા મંગાવ્યા. ઇન્ગ્લાંડમાં તે વખતે અમારા આડતિયા હાલના ઓનરેબલ દાદાભાઇ નવરોજી એમ. પી. હતા. એમની સાથે ઓળખાણ મારા મરહુમ મિત્ર શેઠ મેરવાનજી નસરવાનજી ભાવનગરીએ કરાવ્યું હતું.' આ ઉપરથી જણાશે કે અમદાવાદની આ પહેલી મીલના સાંચા વગેરે માલ કોઈ વિલાયતી કંપનીને કમીશન આપીને નહિ પરંતુ ભવિષ્યમાં હિંદના એક મહાપુરુષ થનારા દેશભક્ત દાદાભાઈ નવરોજીની મારફતે ખરીદાયા હતા. ઈ. સ. ૧૮૪૭ માં જ્યારે રણછોડભાઇએ મીલ સંબંધી ફૂલ જેમ્સ, ક્લેન્ડન વગેરે સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો ત્યારે હિંદુસ્તાનમાં હાલના જેવી નિયમિત ટપાલ દાખલ થઈ નહોતી. રણછોડભાઇને કાસદ દ્વારા કાગળો મોકલવા પડતા હતા. પણ એથીએ મોટી મુશ્કેલી મીલના ભારે સાંચા અમદાવાદમાં લાવવાની હતી. ઇતિહાસનાં રસમય તત્ત્વો સમજનારાને જાણીને આનંદ થશે કે અમદાવાદની આ પહેલી મીલના સાંચા અમદાવાદના જ પ્રાચીન બંદર ખંભાતથી દરિયા માર્ગે આવ્યા હતા. આ વાતને રણછોડભાઇના જ શબ્દોમાં જોઇએ. 'તે વખતે આગગાડી નહોતી તેથી અમારે સામાન હોડીઓની મારફત ખંભાતના બારામાં લાવવો પડયો હતો અને ત્યાંથી ગાડામાં ભરીને અમદાવાદ આણ્યો હતો. વરાળ શું અને કેવી હોય, અને રૂના સાંચા કેવા હોય તે તે વખતે અમદાવાદના લોકો જાણતા નહોતા; તેથી અમારે દરેક જણને સમજાવવું અને શીખવવું પડતું હતું. મુંબાઇથી પણ તે વખતે શીખેલા મજૂરો કે કારીગરો મળી શકે તેમ નહોતું; તેથી અમારે અમારે ત્યાંના મજૂરોને માથાફોડ કરીને શીખવવું પડયું, અને જેમ તેમ કરી કામ ચલાવ્યું. વિલાયતથી મંગાવેલા અમારા સાંચા એક વાર તો દરિયામાં ડૂબી ગયા, અને ત્યાંથી આવેલો યૂરોપિયન સાંચાદાર કોલેરા થવાથી તરત મરણ પામ્યો. આ

બધી મુશ્કેલીઓ પડતાં પણ ૧૮૬૧ માં અમે અમારૂં કારખાનું ચલાવ્યું અને પરમેશ્વરની કૃપાથી અમે ધારતા નહોતા એટલો બધો ફાયદો અમને થયો છે, અને અમે ફત્તેહમંદ થયા છીએ.'[૬]

આ પહેલી મીલનું એન્જીન પહેલવહેલું ચાલુ કર્યું ત્યારે અમદાવાદમાં એક મેળાવડો થયો હતો.[૭] એમાં શહેરના દેશી ગૃહસ્થો ઉપરાંત આઠ નવ યૂરોપીયન અમલદારો પણ આવ્યા હતા. ૩૦ મી મે ૧૮૬૧ ના રોજ સાંજે પોણાપાંચ વાગે મુહૂર્ત હતું. એ સમયના બુદ્ધિપ્રકાશનો ખબરપત્રી લખે છે કે "યંત્ર ચલાવવાનો પ્રારંભ કર્યો તે વખતે તેમાં જાણે જીવ આવવા માંડયો હોય એવી નીશાની જણાવા માંડી અને રાક્ષસી ચક્ર ફરવા માંડયું. તે ઉપર અંગ્રેજ લોકોની રીત પ્રમાણે એ કારખાનાનો ઉપરી (એન્જીનિયર) મી. અડિંગટનની મડમ સાહેબે દ્રાક્ષરસ વૈનનો સીસો ફેંકયો. આ વખતે સાહેબ લોકોએ તથા દેશી ગૃહસ્થોએ ખુશીના અવાજ સાથે એ સંચાને "સાહસકર્મ" (Adventure) એવું નામ આપ્યું." એ સભાની બીજી વીગતની અહીં જરૂર નથી. પરંતુ એ વખતે મી. કર્ટીસ નામના ગૃહસ્થે કરેલું ભાષણ જરા અત્યારની દૃષ્ટિએ જાણવા જેવું છે. મી. કર્ટીસે કહ્યું—"આ શહેરમાં ઘણો પૈસો છે તેથી દેશી વ્યાપારીઓ અને લોકો હોંશ ભરેલા સાહસિક છે, તો આવી જાતનાં કારખાનાંઓમાં નાંખેલો પૈસો યૂરોપીયન લોકોની અક્કલની મદદ લીધાથી થોડાં વર્ષમાં વધીને કરોડોગણો શા વાસ્તે ન થાય? આ યંત્ર તો ફક્ત એક અજમાયશ દાખલ છે. તો પણ મુંબાઇ અને મ્યાનચેસ્ટરની નજર તે કારખાના તરફ છે, માટે ભાગિદારોએ હોંશિયાર રહેવું જોઇયે......હિંદુસ્તાનમાંથી મ્યાનચેસ્ટરને રૂ પુરૂં પડે તે વિષેની હાલમાં વિલાયતમાં મોટી ભાંજગડ ચાલી છે. અમદાવાદના લોકો કહે છે કે, 'ઠીક, અમે તમને મદદ કરીશું. જો તમને કંઈ અડચણ નહિ હોય, ને કદાચિત હશે, તોપણ ખરેખાત તમને કોઈ બીજા પ્રકારે મદદ કરવાને ચુકીશું

મીલ ચાલી ત્યારે થયેલી સભા

[૬] રણછોડલાલ છોટાલાલનું જીવનચરિત્ર પૃ. ૩૯. [૭] જુઓ બુદ્ધિપ્રકાશ ૮–૭ પૃ. ૧૫૬ જુલાઇ ઇ. સ. ૧૮૬૧. "અમદાવાદમાં રૂ નો યંત્ર ચલાવ્યો તે વખતે ભરાયેલી સભાની હકીકત"

નહિ. અમારે વાસ્તે સુતર તૈયાર કરવાને તમે માથાફોડ મહેનત કરી છે, હવે એટલી બધી તસ્દી તમને પડે એવું અમે નહિ કરીએ. અમારે વાસ્તે અમે અમારી મેળે સુતર તૈયાર કરીશું. તેથી તમારે ઘણું કામ કરવું નહિ પડે.'" આ શબ્દો હાલ કેવા ખરા પડતા જાય છે તે અમદાવાદ જાણે છે.

રણછોડભાઇએ આ પહેલી મીલ રૂા. એક લાખના ભંડોળથી ઉભી કરી હતી. શરૂઆતમાં એમાં ૬૩ માણસો જ કામે લાગ્યાં હતા. દર શેર રૂપીઆ ૫૦૦૦) નો હતો. એમાં બે રણછોડભાઇના પોતાના, બે મગનભાઈ કરમચંદના, એક શેઠ હઠીસંગ કેસરીસંગનો, એક વાઇટ સાહેબનો તથા એક નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઇનો એમ મુખ્ય ભાગ હતા. આ કામમાં તે સમયે કાંઇક સારી સમજ ફક્ત રણછોડભાઇને હોવાથી સુતરની પેદાશ ઉપર ૨ાા ટકા કમીશનથી ભાગીદારોએ એમને વહીવટ કરવા નીમ્યા. ધીમે ધીમે ભંડોળ વધારીને રૂા. ૩૨૭૦૦૦) નું અને શેર રૂા. ૧૦૦૦) નો કર્યો; ત્રાકો પણ વધારી દશ હજાર કરી. એ પછી ૩૦૩ શાળો પણ મીલમાં દાખલ કરી. ઈ. સ. ૧૮૯૧ માં જૂનું ભંડોળ અને નવાં અડધિયાં થઇને રૂા. ૯૩૧૯૫૦) થયું. આ મિલ થઈ ત્યારે અમદાવાદનો પશ્ચિમ ભાગ ઉજ્જડ જેવો હોવાથી શાહપુરમાં મોટી જગ્યા મીલને માટે મળી. આજે લોકોમાં આ પહેલી મીલ શાહપુર મીલને નામે મશહુર છે.

ઈ. સ. ૧૮૬૭ માં રાયખડમાં બહેચરદાસ અંબાઇદાસ લશ્કરીએ બીજી મીલ કરી. એ મીલ પ્રથમ બહેચરદાસ લશ્કરીની ખાનગી માલકીની હતી. ત્યાર બાદ દશ વર્ષનો ગાળો પડયો, અને ઈ. સ. ૧૮૭૭ માં (૬ ઠ્ઠી ડીસેમ્બરે) સારંગપુર દરવાજા બહાર રણછોડભાઇએ ધી અમદાવાદ જીનીંગ એન્ડ મેન્યુફેક્ચરીંગ કંપની નામની મીલ ઉભી કરી. આ મીલના વહીવટની પેઢી રણછોડભાઇએ પોતાના પુત્ર માધવલાલના નામથી કરવાથી મીલ 'માધવલાલ મીલ' અગર 'માધુભાઈ મીલ' ના નામથી આજે પ્રસિદ્ધ છે, અને એ સંચા વગેરેની સંખ્યા જોતાં અમદાવાદમાં ત્રણ સર્વથી મોટી મીલોમાંની એક ગણાય છે. બીજે વર્ષે ૫ મી મે ૧૮૭૮ ને રોજ શેઠ મનસુખભાઇ ભગુભાઇએ ગુજરાત સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ શરૂ કરી. ઈ. સ. ૧૮૭૯ સુધીમાં

બીજી મીલો

આ પ્રમાણે ચાર મીલો થઇ હતી. એમાં કુલ ૨૦૧૩ માણસો કામ કરતાં, અને એમનો પગાર દર વર્ષે રૂા. ૧૯૭૭૭૦) જેટલો થતો હતો.[૮]

ઈ. સ. ૧૮૮૦ પછી અમદાવાદમાં મીલો ધીમે ધીમે વધતી ગઇ. વીસમી સદીના પહેલા દશકામાં બંગાળાના ભાગલા પડયા ત્યારે ત્યાં સ્વદેશી માલ વાપરવા બાબત ચળવળ શરૂ થઈ. એ ચળવળમાં અમદાવાદનો મીલનો ઘણો માલ ઉપડયો. આથી મીલ ઉદ્યોગને વધારે જોર મળ્યું. પણ બંગાળનો ઉભરો થોડાં વર્ષોમાં શમી ગયો. એ પછી ૧૯૧૪ માં લઢાઈ શરૂ થઈ. એ લઢાઇ દરમ્યાન અને સુલેહ પછી દેશી કાપડનો બહુ મોટો ઉઠાવ ચાલુ રહ્યો. આ વખતે વિલાયતી માલ જોઇએ તેટલો ન આવવાથી અને કાપડ બજારની પીઠ એક સરખી તેજીની જ રહેવાથી અમદાવાદની મીલો બહુ કમાઇ. સાધારણ મીલોના શેરોના ભાવ છથી આઠ ગણા અને સારા વહીવટવાળી તથા સારી કમાણીવાળી મીલોના ભાવ દશથી પંદરગણા વધી ગયા. આથી લોભમાં

[૮] જુઓ અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૩૨. શાહપુર મીલમાં ૧૦૦ હોર્સ પાવરનું એન્જીન, ૧૪૭૪૦ મ્યુલ સ્પીંડલ અને ૭૫૦૦ થ્રોસલ સ્પીંડલો હતી. (૧૮૭૯ માં) ૩૦૩ શાળો હતી. રીપોર્ટના વર્ષમાં (૧૮૭૭–૭૮) એણે ૧૭૦૪૮૫૦ રતલ રૂનું સુતર કાંત્યું હતું. સુતર ૨૦ નંબર સુધીનું જ બનતું. રૂા. ૧૭૭૭૨૦) નું સુતર અને રૂા. ૬૦૧૩૫૦) નું કાપડ બન્યું હતું. કાપડમાં મુખ્યત્વે તાકા અને જાડાં ધોતીઆં બનતાં હતાં. બેચરદાસ મીલમાં ૬૫ હોર્સ પાવરનું એન્જીન હતું. ૧૫૦૦૦ ત્રાકો અને ૧૭૨ શાળો હતી. રીપોર્ટના વર્ષમાં ૯૯૩૧૧૨ રતલ રૂનું નંબર ૧૦ થી ૩૦ સુધીનું સુતર બન્યું હતું. સુતર પવરાવાની (Water twist) ગોઠવણ હતી. રૂા. ૧૬૬૮૦૦) નું સુતર અને રૂા. ૨૪૨૧૫૦) નું કાપડ નીકળ્યું હતું. કાપડમાં તાકા, ધોતી, અને સાડી બનતી. ૫૦૦ માણસ કામ કરતાં હતાં. એમાં વર્ષે પગારના રૂા. ૫૮૭૭૦) ગયા હતા. રીપોર્ટના વર્ષમાં માધુભાઇ મીલ શરૂ થઈ. શરૂઆતમાં એમાં ૯૧૨૦ મ્યુલ સ્પીન્ડલો હતાં. એન્જીન ૨૫ હોર્સ પાવરનું હતું. શરૂઆતનું ભંડોળ રૂા. ૩૫૦૦૦૦) નું હતું. એ વર્ષમાં એમાં ૭૨૦૦૦૦ રતલ રૂ કંતાયું હતું. સુતર ૨૦ નંબર સુધીનું બનતું. રૂા. ૨૨૯૩૦૦) ની કીંમતનું સુતર થયું હતું. ૨૫૦ માણસો કામ કરતા હતા. એમના પગારના વર્ષે રૂા. ૨૪૦૦૦) થયા હતા. ગુજરાત સ્પીનીંગ મીલ આઠ લાખના ભંડોળથી નીકળી હતી. એમાં ૬૪૦૦ મ્યુલ અને ૫૧૬૮ થ્રોસલ સ્પીંડલો હતી. અને ૨૦૯ શાળો હતી. સુતર ૧૦ થી ૨૫ નંબર સુધીનું નીકળતું. મીલ રીપોર્ટના વર્ષમાં ઉભી થવાથી એના બીજા આંકડા આખા વર્ષના નથી.

પડીને ઘણું લોકોને મીલ શેરોમાં સોનું દેખાવા માંડ્યું. કેટલાક મીલોવાળાએ સંચા વધાર્યા. કેટલાકે નવી મીલ ઉભી કરવાની શરૂઆત કરી. આ વખતે સાંચાના ભાવ પણ કાપડ-સુતરની પેઠે ટોચ ઉપર હતા, એટલે નવી મીલો બહુ મોંઘી પડી. જેમણે અનામત ભંડોળમાંથી સાંચા વધાર્યા તેમની દશા પણ ભવિષ્યમાં ખરાબ થઇ. ઇ. સ. ૧૯૨૧ પછી જે મોટી મંદી શરૂ થઇ તેમાં નવી મીલોની સ્થિતિ દેવાદાર બની. જુની મીલોમાં જેમણે અનામત ભંડોળ ન વધારતાં મોટાં વ્યાજ વહેંચીને વાહવાહ બોલાવેલી તેમને પણ બહુ ભારે પડ્યું. ૧૯૨૫-૨૬ માં આખી દુનિયાની મીલોની સ્થિતિ ખરાબ થઇ હતી. હિંદુસ્તાનના મીલોમાં નીકળતા માલ ઉપર લઢાઈ પ્રસંગે જે જકાત નાંખવામાં આવી હતી તે આવે પ્રસંગે કાઢી નાંખીને મીલોને રાહત આપવા દેશની મીલોએ એકત્ર થઇને સરકારને વિનવવા માંડી. આ માટે હિંદુસ્તાનની મીલો તરફથી અમદાવાદના મીલમાલીકોના મહાજનના પ્રતિનિધિ શેઠ કસ્તુરભાઈ લાલભાઇએ વડી ધારાસભામાં ઠરાવ લાવી લડત ચલાવી. આ મંદીના મોટા વાવાઝોડામાં અમદાવાદની કેટલીક નવી અને જુની મીલો ઉખડી પડી-બંધ થઈ-અને ફડચામાં ગઈ. આમ છતાં પણ સારા અને કરકસરીઆ વહીવટવાળી મીલો થોડોઘણો નફો કરતી. કાપડ-સુતરના ઉદ્યોગની સ્થિતિ આજે પણ કટોકટીની છે છતાં આવી મીલો હજી સમયના પ્રમાણમાં યોગ્ય નફો કરે છે એ અમદાવાદના મીલ-એજંટોની કુનેહ છે.

અમદાવાદના મીલઉદ્યોગની ખીલવણી એ હિંદુસ્તાનના ઉદ્યોગના ઇતિહાસનો એક ચમત્કાર છે. અનુકૂળ સંજોગોમાં ઘાસ પણ એની મેળે ઉગે છે; પ્રતિકૂળ સંજોગોમાં કામ કરવું એમાં પુરુષાર્થની કસોટી છે. અમદાવાદની ભૂમિ મીલઉદ્યોગ માટે બીલકુલ લાયક નથી. હવા છેક સૂકી છે; ઋતુઓની વિષમતા બહુ ભારે છે; એટલે સુતર કાંતવામાં અમદાવાદમાં જે અડચણો પડે એવી અડચણો બીજે જ્યાં જ્યાં મીલો થઇ છે ત્યાં બહુ પડતી નથી. જે રૂમાંથી વિલાયત તથા જાપાનની હવામાં જેટલા કાઉન્ટનું સુતર નીકળી શકે તેનાથી ઓછામાં ઓછું દશ કાઉન્ટ ઓછું એ જ રૂમાંથી અમદાવાદમાં નીકળી શકે છે. હિંદુસ્તાનમાં બેંગલોર, બેલગામ, ધારવાડ તથા બંગાળ વગેરેમાં હવા આ ઉદ્યોગને વધારે અનુકૂળ છે. મીલોને માટે કોલસાની ખાણો પાસે નથી. શરૂઆતની મીલોમાં તો

અમદાવાદ અને મીલઉદ્યોગ



૪૯ દિલ્હી દરવાજા બહાર હઠીસિંહનું મંદિર



૫૦ હઠીસિંહના મંદિરનો આગલો મંડપ

લાકડાં જ બાળવાં પડયાં હતાં. વિજળીક બળ મળી શકે એવું કાંઇ સાધન અમદાવાદની પાસે હાલ પણ નથી. ૨૦ નંબરનું સુતર નીકળી શકે એવું હલકું રૂ અમદાવાદની આસપાસ મળે છે, પરંતુ રૂ લાવવાનો વાંધો બહુ મોટો નથી. તૈયાર થયેલું કાપડ વેચવા દૂર દેશાવર મોકલવું પડે છે. વિલાયત કે જાપાનથી મુંબાઈ આવતા માલ ઉપરના નૂર કરતાં પણ અમદાવાદને કેટલાક દેશાવરમાં વધારે નૂર ભરવું પડે છે. વળી અમદાવાદને બંદરનો લાભ નથી. એનાં પ્રાચીન બંદરો ખંભાત અને ધોલેરા બંધ થયાં છે. આ પ્રતિકૂળ સંજોગો છતાં અમદાવાદનો મીલ-ઉદ્યોગ પગભર થયો છે અને આજ ૬૫ વર્ષથી વધતો જ આવ્યો છે. આનું માન અમદાવાદના પુરુષાર્થને જ છે. જ્યાં સાધનો અને સંજોગો છે ત્યાં આ ઉદ્યોગ ન ખીલતાં પ્રતિકૂળ જગ્યાએ ખીલ્યો એમાં એ જગ્યાના લોકની સાહસિક વૃત્તિ, ધીરજ, અને ખંતવાળો ઉદ્યોગશીલ સ્વાભાવ એ સિવાય બીજું શું કારણ હોઇ શકે ? અમદાવાદના મીલઉદ્યોગે સિદ્ધ કર્યું છે કે ક્રિયાની સિદ્ધિ સત્ત્વમાં છે સાધન—સંપત્તિમાં નથી. આ ઉદ્યોગ અમદાવાદનો મોટામાં મોટો ઉદ્યોગ છે. એણે અમદાવાદને એની અસલ આબાદીના રસ્તા ઉપર ચઢાવવા માંડયું છે. મીલ ઉદ્યોગ એ અમદાવાદનું પરમ ધન છે. એ ધનને યોગ્ય રીતે રાષ્ટ્રના જ ઉપયોગમાં લેવાનું છે. રાષ્ટ્રીયતાના આવેશમાં આવીને એનો ઉચ્છેદ કરીને દેશનો જ ઉચ્છેદ ન કરતાં, એ ધનને વધારવું અને સુધારવું એ પ્રત્યેક દેશપ્રેમીની ફરજ છે. સંઘ આખો ઘોડે બેસે ત્યારે પગે ચાલવાની હઠ કરનાર પાછળ જ રહે. જગત આખું યંત્રબળનો લાભ લે ત્યારે એનાથી વિમુખ રહેનાર પાછળ જ પડે અને લૂંટાય. જગતની સાથે રહેવું એ એક વાત છે, યંત્રબળના લાભાલાભ એ જૂદી વાત છે, અને એ વિવાદમાં અહીં ઉતરવાની જરૂર નથી. આ યંત્રબળના બહારના ગડગડાટમાં જ્યારે હિંદુસ્તાન બહેરૂં બન્યું હતું, હુન્નરખાંની ચઢાઇથી ભયભીત થઇ સંતાઇ રહ્યું હતું, પરદેશી માલની મોહિનીમાં દિગ્મૂઢ બન્યું હતું એ વખતે અમદાવાદ જાગ્યું. એણે ભવિષ્ય જોયું. હુન્નરખાંની સામે દેશી હુન્નરખાં ઉભો કર્યા વગર જંગ જીતાવાનો નથી એ અમદાવાદ સમજ્યું. પારકા યંત્રબળને પોતાનું બનાવ્યું એ લાભ શું દેશને જ નથી ?

હિંદુસ્તાનના ઉદ્યોગોની શરૂઆતના દશકામાં જ અમદાવાદે મીલઉદ્યોગ ચાલુ કર્યો અને એને ધીમે ધીમે વધાર્યો એ અમદાવાદના વેપારી પરાક્રમ કરતાં વધારે મોટું પરાક્રમ તો એ કે પરદેશની રીતે પરદેશનાં મંત્રોથી

ઉભા કરેલા આ ઉદ્યોગમાં એણે પરદેશીનો પગ ન પેસવા દીધો. પરદેશીને નોકર તરીકે રાખીને કામ માત્ર શીખી લીધું. કલકત્તામાં જ્યુટ મીલો પરદેશીઓએ કરી. મુંબાઈના મીલઉદ્યોગમાં કાંઇક અંશે પરદેશીઓએ હાથ નાંખ્યો. પરંતુ અમદાવાદમાં એક પણ મીલ પરદેશીની થઇ નહિં. આ બાબતમાં લીમીટેડ ભાગીદારી જ્યારથી શરૂ થઇ ત્યારથી કદી કોઈ જગ્યાએ ન બનેલો બનાવ અમદાવાદમાં બન્યો હશે. દેશ પરદેશમાં જ્યાં જ્યાં લીમીટેડ ભાગીદારીથી ઉદ્યોગો ખીલ્યા છે ત્યાં કદી પણ એક જ શહેરના લોકે એ જ શહેરની મુડીથી એ ઉદ્યોગો ઉભા કર્યા નથી. આખા દેશની કે ઘણી વખત પરદેશની મુડીથી ઉદ્યોગો ઉભા થયા છે અને ચાલ્યા છે. હિંદ બહારના બીજા દેશોની પેઠે મુંબાઇમાં પણ એમ બન્યું છે, પરંતુ અમદાવાદમાં એથી ઉલટું છે. અમદાવાદનો મીલઉદ્યોગ અમદાવાદની જ મુડીથી ઉભો થયો છે. પ્રત્યેક અમદાવાદી એક રીતે કોઇ મીલનો નાનો કે મોટો ભાગીદાર છે એમ કહી શકાય. મીલના કે લોકના કોઈ માઠા પ્રસંગે મીલ કે શેરો અમદાવાદની બહારનાને હાથ ગયા હશે, પરંતુ બીજાં ઉદ્યોગવાળાં શહેરોનાં પ્રમાણમાં એવું બહુ ઓછું થયું છે, માત્ર અપવાદરૂપ જ બન્યું છે. અમદાવાદની મીલોનો વહીવટ પણ મોટે ભાગે અમદાવાદીના હાથમાં છે. ઘણી મીલોમાં મીલના એજંટ જ મીલનો વહીવટ કરનાર (મેનેજર) છે. આથી અમદાવાદની મીલનો વહીવટ ઘણી કરકસરથી થાય છે. અમદાવાદની મીલોના વહીવટ માટે નાણાંની સગવડ તદન જુદી રીતે થાય છે. એજંટ પોતે પોતાના ઘરનાં અગર તો પોતાની સાખ ઉપર ગમે ત્યાંથી નાણાં લાવીને વહીવટ ચલાવે છે. મોટે ભાગે વહીવટનાં નાણાં લોકો વ્યાજે રૂપીઆ મુકી જાય એમાંથી થાય છે. એજંટ તથા મીલની બન્નેની ભેગી સાખ ઉપર એ નાણાં બાંધી કે છુટી મુદતનાં મળે છે. મીલ કરતાં પણ એજંટની સાખ મોટો ભાગ ભજવે છે. આ રીતે જે રૂપીઆ મળે છે તેને માટે બેંકોમાંથી લીધેલા રૂપીઆની પેઠે જામીનગીરી આપવી પડતી નથી. અમદાવાદની મીલોના નાણાં સંબંધી વહીવટનું આ એક ખાસ લક્ષણ છે. અમદાવાદની મીલોને બીજે બને છે તેમ પોતાના ઉપર બોજો કરીને ડીબેંચરો ભાગ્યે જ કાઢવાં પડે છે. અર્ધો અર્ધ મીલોમાં તો તેમના એજંટોનાં

અમદાવાદનો મીલઉદ્યોગ અમદાવાદનો જ છે

મીલ એજંટ

નાણાંની મોટી રકમો મીલમાં જમે રહ્યાં કરે છે તેના પર વહીવટ ચાલે છે. આ ઉપરાંત લગભગ દરેક મીલની મૂડીમાં એજંટનો જ ભાગ (શેરો) મોટો હોય છે. આ બન્ને કારણોથી એજંટનો સ્વાર્થ મીલના હિતમાં બીજે ઠેકાણેના મીલઉદ્યોગો કરતાં અમદાવાદમાં વધારે રહે છે. આથી એજંટો જાતે ઘણી કાળજી રાખે છે, જાતે જ બધું વહીવટી અને બીજાં ખાતાંનું કામ સમજી લે છે અને ઘણીખરી મીલોમાં મીલ એજંટ મીલના એક સાધારણ કામ કરનારથી પણ વધારે કામ કરે છે. અમદાવાદની મીલો અને મીલ એજંટોની આ એક ખાસ વિશેષતા છે. મીલઉદ્યોગની બીજી જગ્યાઓમાં મીલ અને મીલ એજંટો વચ્ચે આટલો સંબંધ નથી. આ કારણથી કમીશન લેવાની રીત અમદાવાદમાં બીજી જગ્યાઓ કરતાં કાંઇક જૂદા પ્રકારની હોય તો તેનો બચાવ આ દૃષ્ટિએ થઇ શકે એમ છે. પરંતુ એ ચર્ચામાં ઉતરવાનું આ સ્થાન નથી. અમદાવાદની મીલોનો વહીવટ એજંટોની આ રીતથી એટલો કરકસરવાળો રહ્યો છે કે ખરા કટોકટીના વખતમાં મીલો એથી જ ઉભી રહી છે. મોટા અમલદારોના પગાર અમદાવાદમાં ભાગ્યે જ કોઇ મીલને આપવા પડે છે. એથી અંતે તો મીલ એજંટ અને બીજા ભાગીદારોને જ લાભ છે. અમદાવાદની મુડીથી મીલો ચાલતી હોવાથી વ્યાજ વગેરેમાં જતાં નાણાં પણ શહેર અને આસપાસનાં ગામોમાં જ રહે છે.

અમદાવાદના મીલઉદ્યોગની વિશેષતાઓ જોઇ. પડતર અને પાણી વગરની જમીન ઉપર લીલુંછમ ઉદ્યાન બનાવે એ માળીનો પુરુષાર્થ તથા હોંશિયારી ! પરંતુ બાગ જેમ ને તેમ વધ્યાં કરે, અંદર રચનાનું સૌન્દર્ય, વ્યવસ્થા, વગેરે ન હોય, અહીંતહીં ઝાંખરાં ઉગ્યાં હોય, અને આખુંયે ઉદ્યાન બાગને બદલે જંગલ જેવું દેખાતું હોય તો એ માળીના યશમાંથી કેટલોક ભાગ પાછો

ખામીઓ

ખેંચી લેવો પડે. અમદાવાદના લોકોને વિષમ પરિસ્થિતિમાં મીલઉદ્યોગ ખીલવ્યા માટે ધન્યવાદ આપીએ પરંતુ એ યશમાંથી થોડો ભાગ ખેંચી લીધા વગર ચાલે તેમ નથી. અમદાવાદે પશ્ચિમનું અનુકરણ કરી યંત્રબળથી કાપડ-સુતર બનાવવા માટે મીલો કરી, એમાં ખર્ચ ઓછો થાય એ પુરતી કરકસર માટે દેશી રીતો વહીવટમાં કાયમ રાખી. પરંતુ પશ્ચિમમાં છે તેટલે દરજ્જે વ્યવસ્થા ન જાળવી. પશ્ચિમની માફક મીલોમાં સુધારા ન કર્યા. એક ઉદ્યોગ ખીલવવાને ૬૫ વર્ષ કંઇ ઓછાં નથી. છતાં વખતના પ્રમાણમાં મીલોમાં સુધારો થઇ શક્યો નથી. મીલો જેવી નીકળી હતી એવી ને એવી આજે

પણ ઘણું ભાગે છે. અમદાવાદની મીલોના માલની જાત પણ હજી સુધરી શકી નથી. હિંદુસ્તાનની બહારનાં બજારોમાં અને હજી સુધી સ્થાન મળ્યું નથી અને હાલ નીકળે છે એવા માલને સ્થાન મળી શકે તેમ પણ નથી. મુંબાઈની મીલોનો માલ વિલાયતી કે જાપાની માલ સાથે એકદમ સરખાવી તો ન શકાય, પરંતુ પરદેશી માલની સાથે બેસી શકે એવો માલ મુંબાઇ ધીમે ધીમે સુધારીને કાઢી શકયું છે. અમદાવાદ એવો પ્રયત્ન હજી કરતું નથી. સુતરમાં અમદાવાદની મીલના સુતરની આંટીમાં પુરા તાર કોઇ વાર જ આવે છે. મુંબાઈની કેટલીક મીલો, બેંગલોરની મીનર્વા મીલ, મદુરાની મદુરામીલ, તથા ગોકાક મીલની પેઠે અમદાવાદની મીલોનું સુતર નમુનો જોયાં વગર ખપી શકતું નથી. કદી અમદાવાદનો માલ પુરા તારનો હોય તોપણ ઘરાક થોડા પૈસા વધારે આપીને પણ ઉપર લખી એવી બીજી મીલોનો માલ લે, પણ અમદાવાદનો માલ ન લે. જેને સારો માલ ન વાપરવો હોય, હલકું કાપડ વણવામાં આવા સુતરની જરૂર હોય, અગર રંગીને વાપરવું હોય તે જ અમદાવાદના સુતરનો પહેલો ભાવ પૂછે. સાધારણ સુતરમાં આવું હલકું ધોરણ હોય એટલે મર્સરાઇઝડ સુતર અથવા દોરો ( sewing thread ) તો અમદાવાદ ક્યાંથી બનાવે ? કાપડમાં પણ એવું જ. અમદાવાદનો માલ લીધા પછી વેપારી નીરાંતે સુઇ ન શકે. લેનાર આશામી માલ ઉપાડે તોપણ તેમાં ઝઘડા પડયા વગર ભાગ્યે જ રહે. તેજીના વખતમાં એવા ઝઘડા ઓછા પડે, પણ મંદીમાં વેપારીને નુકશાન જતું હોય ત્યારે વેપારી દરેક માલમાં ઝઘડા શોધે, અને બીજા દેશોની મીલોના માલ કરતાં અમદાવાદની મીલોના માલમાં ઝઘડા વધારે જ જડી આવે. અમદાવાદનો માલ વેચ્યો હોય તો ઘણી વખત ઘરાક વેચનારના પૈસા કાંઇ ને કાંઈ વાંધો માલમાં કાઢીને દબાવી રાખે. કોઇ વખતે વારમાં ફેર હોય, કોઇ વખતે પના લાંબા ટુંકા હોય, કોઈ વખત વજન ઓછું વધતું હોય, કોઈ વખત કીનારી કે પાલવ દેશાવરના લોકની જરૂરીઆત પ્રમાણે ન થઇ શકયાં હોય આવા કોઇ ને કોઇ વાંધા અમદાવાદી માલમાં હોય. મુંબઈની મીલોમાં આવા વાંધા બહુ ઓછા હોય છે. દેખરેખ જ એવી હોય છે કે વાંધાવાળો માલ બજારમાં વેચાવા ન જતાં નુકશાનીમાં કાઢી નંખાય. મદ્રાસની બકિંગહામ, કર્ણાટક વગેરે મીલો તો કાપડ કાઢવામાં હિંદુસ્તાનમાં આદર્શ મીલો ગણી શકાય. વીલાયતી માલમાં આવા વાંધા આવતા નથી. આપણા દેશના પ્રત્યેક જીલ્લાના લોકની જૂદી જૂદી ખાસીઅતો પ્રમાણે

મેન્ચેસ્ટરવાળા જે માલ બનાવે છે એમાં એક તારની પણ કદી ભૂલ થતી નથી. જે નંબરનો જે જાતનો અને જે છાપનો માલ જોઇતો હોય તે વર્ષો થયાં એનો એ જ રહે છે. એમાં ફેર પડતો નથી. આ બાબતમાં મુંબાઈનું ધોરણ કાંઇક ઉંચું છે પરંતુ અમદાવાદનો એક જ જાત, છાપ અને નંબરનો માલ લેતા પહેલાં વેપારી અનેક શંકા કરે છે. એક જ જાતનો માલ જેટલી વખત ખરીદે અગર મીલમાંથી નવો નીકળે તેટલી વખત ગાંસડી ફોડીને નમુનો બતાવવો પડે, કારણ કે દરેક વખત એમાં કાંઇ ને કાંઇ ફેર હોવાનો જ. કોઇ કહેશે કે એવો ગમે તેવો માલ નીકળતાં છતાં એ બધો ખપે છે, પડયો નથી રહેતો. આ વાત ખરી છે. હિંદુસ્તાનમાં એવા પણ ગરીબ અને અજ્ઞાન ભાગો છે કે જ્યાં જાત કે છાપ કોઈ જોતું નથી. ભારોભાર કાંજીવાળો, પાટલા જેવો માલ દેખાય તે અને સસ્તામાં સસ્તો માલ ખપે. એટલે એક રીતે જોતાં હિંદુસ્તાનની હલકામાં હલકી, ગરીબમાં ગરીબ અને અજ્ઞાનમાં અજ્ઞાન વસ્તીને અમદાવાદની મીલોનો મોટો ભાગ કાપડ પુરૂં પાડે છે. પરંતુ આમાં પણ સરખાપણું જાળવીને કાંઈક સારો માલ કે જાત કાઢી શકાય. હવે દેશનું વલણ પણ એવા માલ ઉપરથી સારા માલ ઉપર જતું જાય છે. એટલે અમદાવાદ જો માલ નહિં સુધારે તો ધીમે ધીમે પાછું પડશે. સારો માલ કાઢવાનો અમદાવાદ પ્રયત્ન કરે તો જ ભવિષ્યની હરીફાઇમાં ટકી શકશે. હાલ વિલાયતના તાકાને જાપાને માર્યા. અમદાવાદના તાકાને મુંબઇએ માર્યા. જાપાન પણ મુંબઇ અને અમદાવાદના તાકાને મારવાની તૈયારીમાં છે. અમદાવાદના માલમાં આવતી ખામીઓની પરિભાષામાં ઉતરવાની અહીં જરૂર નથી. અત્યારે અમદાવાદના માલની દેશાવરમાં સાખ નથી આટલી ટુંકી વાતમાં જ અમદાવાદે સમજવાનું છે. અમદાવાદની હરિફાઇમાં ઉદારતા નથી, કાંઇક અંશે હલકટ છે. પરદેશી માલની હરીફાઇ કરી એના જેવો માલ એનાથી સસ્તો બનાવી વેચવા કરતાં મીલો વચ્ચે અંદર અંદર જ માલની જાતોમાં હરિફાઇ થાય છે. એક મીલે અમુક માલ કાઢયો તો બીજી મીલ એ જ માલ એકાદ તાર ઓછો કરીને કાઢે છે; અગર તો પનો અડધો કે એક ઇંચ કાપે છે; વેપારી આગ્રહ કરે તો ભળતો નંબર કે છાપ પણ લગાવી આપે છે. આ જાતની હરિફાઇનો ફાયદો ચાર દીવસ જ ટકી શકે. માલની બેઠક બરોબર ન આવે, કે ધોલાઈ બરાબર ન થાય, કે કુમાશ કે ચળકાટ બરાબર ન આવે તો તે કેમ સુધારવું તેના વિચાર ઓછા થાય છે.

ખામીઓ ઉપર લક્ષ આપી તેને સુધારીને સારો ભાવ લેવાને બદલે માલ હલકો કરીને ભાવ લેવાના પ્રયત્નો વધુ અંશે થાય છે. આટલી બધી મીલો અમદાવાદમાં છે પરંતુ મીલ માલેકોના મહાજન તરફથી કે છુટક મીલો તરફથી દેશાવરના બજારોની પદ્ધતિસર તપાસ હજી બરોબર થઈ નથી. અમદાવાદનો માલ પરદેશમાં વધારે કેમ ખપે, શા કારણથી તે માલ પાછો પડે છે વગેરેની રીતસર તપાસ થઈ જ નથી. મીલો તરફથી કાપડ સુતરના ધંધાને લગતી શોધખોળ કરવાને માટે કે વિજ્ઞાનની સહાય લઈ કામ સારૂં થાય એવી એકે સંસ્થા–( Textile Research Laboratory–જેવી) અમદાવાદમાં નથી. કોઈ ગામમાં ભૂંડ વધારે હોય અને એ કચરો ખાઇ જઈ ગામ સાફ રાખતાં હોય એટલે એ ગામની મ્યુનીસીપેલીટી કદી કચરો કઢાવે નહિં અને આરોગ્યવર્ધક સુધારા કરે નહિં, કાંઇક અંશે એને મળતું આ વલણ છે. હિંદુસ્તાનમાં કચરો માલ પણ ખપે માટે કચરો માલ જ કાઢવો અને તેને સુધારવો નહિં એવું અમદાવાદે ધાર્યું હોય એમ જણાય છે. પરંતુ લોક હમેશ કચરો ખાશે નહિં માટે સુધર્યા વગર ટકી શકવું હવે મુશ્કેલ છે તે વિચારવાનું છે. જેવું માલની બાબતમાં છે તેવું જ બીજી વ્યવસ્થામાં સમજવાનું. મીલમાં સંચા ચાલે એટલે માણસો પણ જાણે ધાતુના સંચા હોય તેમ સ'વારથી સાંજ સુધી ચાલી ચાલીને પાછા આવે એવું ઘણું ખરૂં બને છે. માણસોને માટે માણસને લાયક જગ્યા ઓછી હોય છે. મીલની છુટી જગ્યા તો જાણે ઉકરડા જેવી જ રહે છે. મીલની ઑફિસને ઑફિસ શબ્દ લગાડી શકાય એમ નથી. ઇ. સ. ૧૯૨૨ માં વિલાયતના 'મેનચેસ્ટર ગાર્ડિયન' પત્રનો મી. ગ્વાઇન ( J. T. Gwynn ) નામનો એક ખબરપત્રી હિંદુસ્તાન સ્વરાજને લાયક છે કે નહિં અને ખેડુત તથા મજૂર વગેરે બીજા લોકોની સ્થિતિ કેવી છે તે જાતે તપાસવા હિંદુસ્તાનમાં આવ્યો હતો. એણે ઈ. સ. ૧૯૨૪ માં એક પુસ્તક બહાર પાડયું હતું એમાં અમદાવાદ સંબંધી એનું કેટલુંક લખાણ રસમય છે. મીસ મેયો અમદાવાદમાં આવી હતી એનાથી આ ગૃહસ્થ કેવળ જૂદી જ દૃષ્ટિથી આવ્યો હતો, પરંતુ અમદાવાદની મીલો માટે એનો અભિપ્રાય વિચિત્ર થયો હતો. એ લખે છે કે –વસ્તુઓનો પરસ્પર આંતરિક વિરોધ એ અમદાવાદનું ખાસ લક્ષણ છે. એક બાજુ અમદાવાદ જૂની મુસલમાન સલ્તનતનું પાટનગર; બીજી બાજુ એ અર્વાચીન યાંત્રિક ઉદ્યોગવાળું વધતું જતું શહેર. એક બાજુ સુંદર મરજીદો; બીજી બાજુ

ગંદી રૂની મીલો. મી. ગ્વાઇનને લાગે છે કે ગાંધીજી હાલના યંત્રવાદને ધિક્કારે છે તેથી જ પશ્ચિમનો યંત્રવાદ જ્યાં ગંદામાં ગંદી રીતે ખીલ્યો છે તે શહેરમાં તેમણે પોતાનો નિવાસ કર્યો.[૯]

આમ છતાં પણ અમદાવાદની મીલોમાં થોડા અપવાદ છે. થોડી મીલોએ સારા સુધારા કર્યા છે. જમાલપુર દરવાજા બહાર આશાવલ અગર કર્ણાવતીની ભૂમિ ઉપર જ થયેલી કેલીકો મીલ એમાં અગ્રસ્થાને છે. એનો વહીવટ શેઠ અંબાલાલ સારાભાઇ કરે છે. એ મીલે હમણાં કેટલાંક વર્ષથી ઉપર જણાવેલી ખામીઓ ઘણે અંશે દૂર કરી છે. હરીફાઇ વિલાયતની કે એના બીજા સારા માલ સાથે કરે છે. એનું કાપડ દેશાવરમાં સંપૂર્ણ વિશ્વાસથી લોક લે છે. માલની જાતમાં ફેર પડતો નથી. એક સરખો માલ ગાંસડીમાં બંધાય એ માટે ખાસ દેખરેખ રખાય છે. વારંવાર નમુના બતાવવા પડતા નથી. એક વખત ખપેલો માલ નંબર અને છાપથી એમ ને એમ ખપી શકે છે. માલની જાતોમા વિવિધતા અને નવીનતા પણ ઘણી આવેલી છે. કેટલીક જાત વિલાયતી જેવી જ દેખાય છે. દૂર દેશાવરના છુટક ઘરાકો (upcountry consumers) ના મોઢેથી મેં સાંભળેલું છે કે 'અમદાવાદમાં મીલ તો કેલીકો!' એણે દોરા વગેરે નવું નવું કાઢવા સફળ પ્રયત્નો કર્યા છે. મીલની વેચવાની રીત એવી છે કે વેપારીને પ્રમાણમાં કાંઇક રાહત મળે અને લેનાર કમાય; લેનારાને નડતરરૂપ થાય એવી રીત નથી. વેપારીના ગળામાં માલ ગમે તેમ કરીને

પ્રગતિવાન મીલો

[૯] જુઓ "Indian Politics' by J. T. Gwynn Chap. XXI p. 107. "Ahmedabad is the largest of the three cities of Gujarat. Diversity is its chief characteristic. It was an old Mohammedan seat of Government. It is a modern industrial town, a great and growing City. There are many beautiful old mosques, and eighty new Cotton mills as ugly as anything industrialism has produced in any part of the world. East and West have met together and the result is not all that could be desired."

ઘાલવો, પછી લેનારો ભલે પોક મુકે એવી રીત કેલીકો મીલે રાખી હોય એમ સાંભળ્યું નથી. બીજી થોડી મીલો પણ એ પદ્ધતિએ ચાલવા પ્રયત્ન કરે છે. માલની ઉત્તમતામાં હજી ઘણું કરવાનું છે.[૧૦]

[૧૦] અમદાવાદની હાલની બધી મીલોની સવિસ્તર હકીકત પાછળ પરિશિષ્ટમાં આપી છે.



## પ્રકરણ પાંત્રીસમું

### ઉદ્યોગ (ચાલુ)

### (રેશમી કાપડ તથા કિનખાબ વગેરે)



સુતરાઉ કાપડના જેવો જ એક વખત રેશમી કાપડ બનાવવાનો ધંધો અમદાવાદમાં ખાસ અગત્યનો હતો. સુતરાઉ કાપડ ગૂજરાતમાં ખૂબ નીકળતું. ઝીણી મલમલો નીકળતી, પરંતુ ઢાકાની પેઠે ખાસ મલમલ માટે જ ગૂજરાતમાં કોઇ સ્થાન પ્રસિદ્ધ હોવાનો ઉલ્લેખ જડયો નથી. રેશમી કાપડ માટે તો હિંદુસ્તાનમાં ગૂજરાત અને એનું પાટનગર અમદાવાદ સર્વોપરી ગણાતું એવા પુરાવા મળી આવે છે. અમદાવાદમાં એ કામ સૌથી ઉંચી જાતનું થતું હતું. સાદું રેશમી કામ, રેશમી કાપડમાં જૂદી જૂદી ભાતોનું કામ, અને રેશમી કાપડમાં જરીકસબનું કામ અમદાવાદમાં એવી તો અપૂર્વ કારીગીરીનું થતું કે એક પણ પરદેશી મુસાફર તેનાં મુક્તકંઠે વખાણ કર્યા વગર રહ્યો નથી. અમદાવાદના રેશમી કામમાં સુંદર મનોહર કારીગીરી તો થતી પણ તે સાથે એ એટલું બધું ટકાઉ થતું કે એની બરોબરીનો માલ બીજેથી મળતો નહિ. અમદાવાદ જેવો રંગ બીજે ક્યાંઇ બેસી શકતો નહિ. કપડા ઉપર 'જલે' એવી બીજે કયાંઈ ન આવતી, અને કુમાશ પણ અસાધારણ રહેતી.

મીરાતે અહમદીનો કર્તા લખે છે કે, "ધીમે ધીમે (શહેર વસ્યા પછી) હુન્નરી કારીગરો અત્રે ભેગા થયા, અને કિનખાબ, હીરગળી, મખમલ વગેરે જાતો અહીંનાં હવાપાણીના ગુણને લીધે રંગરૂપમાં હિંદુસ્તાનના સઘળા ભાગો કરતાં સરસ થવા માંડયાં. દુનિયામાં ગૂજરાતી કામનાં એટલાં વખાણ થવા લાગ્યાં કે ઇરાન, તુરાન, રૂમ (ઇજીપ્ત) અને શામ (સીરીઆ) વગેરે દેશોમાં અમદાવાદ,

પ્રસિદ્ધ થયું. અમદાવાદમાં વણાટ, રંગ, ધોલાઇ, કારીગીરી, કુંદી વગેરે એવું તો સારૂં થતું કે એટલું સારૂં કામ અમદાવાદથી ચાર ગાઉ છેટે પણ થઈ શકતું નહોતું. ( અર્થાત્ અમદાવાદથી ઉતરતું થતું. ) ફિરદૌસે આરામગાહ ( દિલ્હીના બાદશાહ મુહમ્મદશાહ )ના સમયમાં અંબરના રાજા જયસિંહે પોતાની રાજધાની જયનગરમાં અમદાવાદના વણકરો અને ધોબી તથા કુંદી કરનારનું એક સંસ્થાન વસાવ્યું. પરંતુ ત્યાં બનાવેલો માલ વધારેમાં વધારે સંભાળ લીધા છતાં અને મોટી મોટી બક્ષીસો આપ્યા છતાં રંગમાં કુમાશમાં અને સૌન્દર્યમાં અમદાવાદ કરતાં ઉતરતો જ નીકળ્યો. આમ થવાનું કારણ બાંધનારાઓએ એવું આપ્યું કે –અમારાં હથીઆરો જે રાયણનાં લાકડાંનાં થાય છે તે અહિં ઉતરતી જાતનાં છે. આ ઉપરથી રાજાએ અમદાવાદથી એવાં લાકડાંનાં ઓજારોનાં ગાડાં ભરીને મંગાવ્યાં. પણ તેથી કાંઈ વળ્યું નહિં."[1] અબુલ ફઝલ લખે છે કે અમદાવાદનો રેશમી માલ અસાધારણ કારીગીરીવાળો બનતો. ઇ. સ. ૧૬૨૬ માં મુસાફર સર ટોમસ હર્બર્ટ અમદાવાદની દુકાનોમાં રેશમી માલ ખાસ હતો એમ કહે છે. ઇ. સ. ૧૬૩૮ માં મેન્ડેલ્સ્લો રેશમી માલ બનાવનારા કારીગરો અસાધારણ હોંશિયારીવાળા હતા એમ લખે છે. રેશમનું મોટું કારખાનું અમદાવાદમાં હોવાનું એ લખે છે. ઈ. સ. ૧૬૬૬ માં થેવેનો અમદાવાદની મુખ્ય વેપારની વસ્તુઓમાં રેશમને ગણાવે છે. હિંદુસ્તાનમાં રેશમ સૌથી વધારે બંગાળમાં થતું, પરંતુ રેશમી માલ સૌથી વધારે ગૂજરાતમાં બનતો. એ ઉપરથી રેશમ વણવાના ઉદ્યોગમાં ગૂજરાત સર્વોપરી હતું એમ કહી શકાય. મોગલ પ્રાંતોમાં રેશમનો મોટામાં મોટો ધંધો ગૂજરાતમાં હતો, અને અમદાવાદ તેનું કેન્દ્ર હતું. ટેવરનીઅર નામનો મુસાફર લખે છે કે બંગાળમાં કાસીમબઝારમાં રેશમની ( Raw Silk ) ૨૨૦૦૦ ગાંસડી થતી હતી. એમાંથી હિંદુસ્તાન બહાર પરદેશ ચઢ્યા પછી દશ હજાર ગાંસડી વધતી તે લગભગ બધીયે ગૂજરાતમાં રેશમી કાપડ વણવા માટે લાવવામાં આવતી. રેશમના આવા જામેલા ઉદ્યોગને પહેલો ઘા મરેઠા રાજ્યે માર્યો. એ સમયે રેશમ ( raw silk ) આવે ત્યારથી તે એના તાર

[૧] મીરાતે અહમદીની પુરવણી અંગ્રેજી તથા ગૂજરાતી આવૃત્તિઓ અને પુરાતત્ત્વમાં આપેલું ભાષાંતર સરખાવીને સાર લખ્યો છે. પુરાતત્ત્વ અને અંગ્રેજી લખાણ મળતાં આવે છે. ગૂજરાતીમાં સારાંશ એ જ છતા લખાણ જુદું પડે છે.

કાઢી કાપડ વણાય ત્યાં સુધીની દરેક ક્રિયા ઉપર અને છેવટે કાપડ દેશાવર જાય તે વખતે, એમ એક જ માલ ઉપર અનેક વખત જકાત લેવાતી. આમ થવાથી જ્યાં એવા કર લેવાતા નહિં ત્યાં બનતા કાપડ સામે અમદાવાદનું રેશમી કાપડ હરીફાઇમા ઉતરી ન શક્યું, અને ઉદ્યોગ મોટે ભાગે પડી ભાગ્યા જેવો થઇ ગયો.[2] બ્રીટીશ રાજ્યમાં શરૂઆતમાં રેશમનો ઉદ્યોગ વધ્યો પરંતુ પાછળથી દેશી રાજ્યોની ખરીદી ઓછી થઇ એટલે ખપત ઓછી થઇ. પરદેશી માલે પાછો આ ઉદ્યોગને વધારે ઘટાડયો.

હાલ રેશમનો ઉદ્યોગ થોડો ચાલે છે. પરદેશમાં અમદાવાદનું રેશમી કાપડ ચાહીને મંગાતું એ દીવસ હવે ગયા છે. અત્યારે તો દેશી લોકોના ઉપયોગમાં કોઈ શુભાશુભ પ્રસંગે જે રેશમી માલ જાય તે જ. યૂરોપ અને જાપાનના સસ્તા પણ ઓછા ટકાઉ રેશમી માલે દેશી માલને પાછો ધકેલ્યો છે. આજે રેશમની દેશી હાથવણાટની સાડીઓ જેટલી મદ્રાસ ઇલાકો વણીને વાપરે છે એટલી ગૂજરાતમાં વપરાતી નથી. કિનખાબમાં રેશમી કાપડ જાય છે, અને એણે હજી આબરૂ જાળવી રાખી છે. મખમલ બંધ થઈ ગઇ છે. ઇ. સ. ૧૮૯૦ મા રૂશિયાના ઝારના યુવરાજ અમદાવાદમાં આવ્યા ત્યારે રેશમી કામ અમદાવાદમા સાધારણ રીતે ચાલતું હતું. એ મુસાફરીનો અહેવાલ લખનાર લખે છે કે અમદાવાદની રેશમી માલ ઉપરની કારીગીરી અસાધારણ છે.[3] એ પહેલાં થોડા વખત અગાઉ એટલે ગઈ સદીના પૂર્વાર્ધમાં રેશમી કામ જરા વધારે પ્રમાણમાં થતું. ૧૮૫૧ માં રા. મગનલાલ વખતચંદ એમના સમયનો અને તે પહેલાંનો રેશમી માલ વર્ણવે છે, એટલે પ્રાચીન કાળથી ચાલ્યા આવેલા એ ઉદ્યોગનો કાંઇક ખ્યાલ એ વર્ણનથી આવી શકે છે.

પહેલા બંગાળ વગેરે જગ્યાએથી રેશમ (raw silk) આવતું અને અમદાવાદમાં વણાતું. આજે પણ બંગાળ આસામ મૈસુર અને કાશ્મીરમા રેશમ

[૨] મી. હનલોપનો ઇ. સ. ૧૮૧૮ મા લખેલો રીપોર્ટ: અમદાવાદ ગેઝેટીઅર. પૃ. ૧૩૫. [૩] Travels in the East of Nicholas II Emperor of Rusia when Cesarewitch By Prince E. Ookhtomsky Vol. I. P. 277. " The ornamentation of the silks of Ahmedabad is curious in the highest degree. "

થાય છે. પરંતુ હાલ ચીન જાપાન અને ફ્રાંસનું રેશમ એનાથી સારૂં આવવાથી સારા માલમાં એ વપરાય છે. ઇટલી અને સ્વીટઝરલેન્ડનું રેશમ ચીન જાપાનથી જરા હલકું આવે છે. હાલ ચીન જાપાન યૂરોપાદિથી રેશમના તાણાવાણા તૈયાર આવે છે. ચીની રેશમ (raw silk અને dupian silk) અહીં લાવીને પણ તાણાવાણા બનાવવામાં આવે છે. આ જાતના રેશમના ધંધાનું મોટામાં મોટું મથક હાલ મુંબાઇ છે. મુંબાઇથી અમદાવાદ તથા દેશાવર માલ જાય છે. બંગાળનું રેશમ પણ મુંબાઇ મારફત અમદાવાદમાં આવે છે. રેશમી કાપડ હિંદુસ્તાનનાં કલકત્તા મદ્રાસ વગેરે બંદરોએ સીધું ઉતરે છે પણ વણવા માટેનું રેશમ ફક્ત મુંબાઈમાં જ ઉતરે છે. કારણ કે અમદાવાદના રેશમના વેપારીઓએ મુંબાઇમાં પણ એ ધંધો પોતાને હાથ રાખ્યો છે. આજે પરદેશી રેશમના તૈયાર તાણાવાણાના મોટામાં મોટા વેપારી શેઠ સોમનાથ રૂપજીદાસ અમદાવાદના છે. એ માલના જે પાંચ સાત વેપારીઓ મુંબાઇમાં છે તેમાંના મુખ્ય અમદાવાદના વતનીઓ છે. શેઠ સોમનાથ ઘણી વખત ઇટલીનાં તમામ કારખાનાંનો માલ એક સામટો જથાબંધ ખરીદી લે છે. રેશમી તાણાવાણાના વેપારના એક વખત એ સરદાર ગણાતા, અને હિંદુસ્તાનના કોઇ પણ બજારમાં એમના જેટલો સસ્તો તથા જથાબંધ માલ બીજું કોઈ આપી શકતું નહિં. ચીની રેશમમાં (raw silk) પણ અમદાવાદ આગળ જ છે. મુંબાઈમાં જ એનો ધંધો ચાલે છે અને કલકત્તા વગેરે જગ્યાએ મુંબાઇથી માલ જાય છે. મુંબાઇમાં એના પાંચ છ વેપારીઓ છે, એમાં અમદાવાદના શેઠ નગીનદાસ ફુલચંદ ચીનાઇ સર્વોપરી છે અને મુંબાઇની બીજી બે મોટી નામાંકિત પેઢીઓ તથા બેએક ચીનાઓની પેઢીઓ પણ રેશમના કામમાં એમની સાથે હરીફાઇમાં ફાવી શકતી નથી. તાણાવાણામાં જેમ સોમનાથ તેમ રેશમ (raw silk)માં શેઠ ચીનાઇવાળા સરદાર ગણાય છે, અને છેક મદ્રાસ ઇલાકાના કાંચી (કોન્જી) વરમ, કુમ્ભાકોરમ્ વગેરે સુધી એમનું જ રેશમ જાય છે. એમની ચીનમાં શાંઘાઇ, તથા બંગાળમાં માલ્ડા પાસે જંગીપુરમાં રેશમ ખરીદવાની પેઢીઓ છે. ફક્ત પરદેશી રેશમી તૈયાર કાપડમાં અમદાવાદે હાથ નાંખ્યો નથી. એ ધંધો મોટે ભાગે મુલતાનીઓના હાથમાં છે.

હમણાં થોડા સમયથી ખરા રેશમનું કામ શિથિલ થયું છે. એની જગ્યા ચમકે (artificial silk) લેવા માંડી છે. ચમક ૨ વગેરે હલકા

પદાર્થોમાંથી બને છે. એ રેશમ કરતાં ચળકાટમાં વધારે છે પણ ધોવરામણ ખમી શકતું નથી. અમદાવાદના વેપારીઓ એનું કામકાજ કરે છે. દીવસે દીવસે ખરા રેશમને બદલે એનો ઉપયોગ વધતો જાય છે, પણ એ અમદાવાદ કે હિંદુસ્તાનના કોઇ ભાગમાં બનતું નથી. બધું યૂરોપથી આવે છે.

અમદાવાદમાં એક વખત ઘેરઘેર રેશમના ફાળકા ચાલતા. ઘણીખરી નાતોમાં સ્ત્રીઓને રેશમ છણતાં આવડતું. આજે એ ઉદ્યોગ જતો રહ્યો છે. ઇ. સ. ૧૮૫૧ માં રા. મગનલાલ લખે છે કે "તાગીઆની દુકાનો સેહેરમાં ૭૦ છે. તેઓ મુંબાઇથી જાતજાતનું રેશમ મંગાવીને તેહેને છણાવે છે. તે છણનાર ઘણું કરીને કણબી તથા કણબીની બાઇડીઓ હોય છે. (આજે અમદાવાદમા ઘણાંખરાં ઘરોમાં રેશમ લટકાવી રાખવા માટે પીઢીઆંમાં ઘણી કડીઓ જડેલી હોય છે. કણબીઓના ઘરમાં એ બહુ પ્રમાણમાં જોવામાં આવે છે.) તે છણવાની રીતી હેવી છે કે એ રેશમના વડ પાડીને કારીગરને છણવા આપે છે. તે કારીગર મોહોટા ફાળકા ઉપર ચઢાવીને ઉકેલે છે. પછી તેહેને દાંતાના આધારથી જાડાઝીણી વડ પાડે છે. હેવી રીતે છણી નવટાંકેકને આશરે ભગોટાં બાંધીને વેહેપારીને પાછું આપે. પછી વહેપારી મશરૂવાળા તથા કોરાંવાળાને બેચાથી આપે છે. તેની મુદત ૭૬ દાહાડાની છે. એટલી મુદત ઉપર રેશમના રૂપૈઆ રાખે તો રાંમ આઠ પ્રમાણે બ્યાજ આપવું પડે. રેશમના સોદાના રાંમ આઠ, ને કોઇક નણન બાર રાંમ લેખે ચીઠી વટાવ ખરીદનારને કાપી આપવાનો દસ્તુર છે."[૪]

રેશમી માલમાં અમદાવાદનાં મશરૂ, પાંચપટા, ગજીઆણી, શેળાં, અતલસ વગેરે ઘણું વખણાતું. કાંકરિયા તળાવ પાસે તથા દરિયાપુરમાં ચંદનતળાવડી પાસે કેટલાક ખાસ કુવા હતા એના પાણીમાં રેશમ ધોવાથી રેશમમાં અસાધારણ ચળકાટ અને કુમાશ, આવતાં.[૫] ચંદન તળાવડીવાળા કુવા લાંડેરીપુરમાં પ્રેમ દરવાજા પાસે હતા અને આખા શહેરમાં પાણી ખારૂં છતાં ત્યાં મીઠું રહેતું. એ કુવાનું પાણી રેશમ ધોવાના કામ સિવાય બીજા કોઈ કામમાં વપરાતું નહિં તેથી એ મશરૂ કુવા કહેવાતા.

[૪] મગનલાલ વખતચંદનો ઇતિહાસ. પૃ. ૧૪૯. [૫] અમદાવાદ ગેઝેટીઅર. પૃ. ૩૧૮ અને ૩૨૨.

આ રેશમ મંગાવી વેચનારને તાગીઆ કહેતા. પહેલાં રેશમ ભાદરવા અને આસો માસમાં અમદાવાદમાં લાવવામાં આવતું. તાગીઆ રેશમ લાવીને અમદાવાદમાં વણાવતા. ઘણા તાગીઆના ઘરમાં પગારદાર કારીગરો રાખી રેશમનું કારખાના જેવું ચાલતું હોય એમ લાગતું. કારીગરો મોટે ભાગે કણબી, ભાવસાર તથા મુસલમાન હતા. જ્યારે તાગીઆ કણબી અને વાણીઆ હતા. રેશમનું કપડું બનતાં અગીઆર કારીગરોની પાસે થઈને તે પસાર થતું. એ અગીઆર કારીગરો આ પ્રમાણે હતા. (૧) ખોલનાર ( reeler ); (૨) છણનાર (sorter); (૩) કાંતનાર ( spinner ); (૪) તાણનાર ( warper ); (૫) ઉચાડનાર ( raiser ); (૬) રંગારી ( dyer ); (૭) પાનાર ( sizer ); (૮) રાચ ભરનાર ( heald filler ); (૯) સાંધનાર ( joiner ); (૧૦) ભાંજણી ભરનાર ( thread arranger ); (૧૧) વણનાર ( weaver ); આમાં ખોલવાનું અને છણવાનું કામ સ્ત્રીઓ તથા છોકરીઓ કરતાં અને બાકીનાં કામ પુરુષો કરતા. આ બધાં કામ અમદાવાદમાં કેવી રીતે થતાં તેની જે વીગત અમદાવાદ ગેઝેટીઅરમાં આપી છે તે ઉપરના કારીગરોને લગતી હોવાથી અહીં તે વિશે લંબાણ કરવાની જરૂર નથી.

**મશરૂ :** અમદાવાદનો મશરૂ બહુ ઉંચી જાતનો થતો. એને બનાવવાની ખાસ રીત હતી અને એને ધોવા માટે ખાસ કુવા હતા. ઈ. સ. ૧૮૫૧ માં રા. મગનલાલ મશરૂના ઉદ્યોગનું વર્ણન આપતાં લખે છે કે ' હેવું કેહેવાય છે કે છત્રીસ જણના હાથમાં ગયા પછી (મશરૂ) તઇઆર થાય છે.' એ વખતે મશરૂ બનાવી વેચનાર ૩૦૦ હતા. એમાં રેશમનો છ પડો (six-fold) તાણો અને વાણો શહેરના સુતરનો નંખાતો. ' દાક્તરી (વિલાયતી) સુતર આવ્યું હેવાસાં લોકોએ મશરૂમાં એ સુતર ઘાલવાનું અજમાવ્યું પણ તેની ઠીક સારી બેઠી નહિ; ને ઓજ પતરીબંધ આવ્યું નહિ, તેથી તે સુતર મશરૂમાં આવતું નથી.' આ ઉપરથી વિલાયતી સુતર મશરૂમાં ન ચાલ્યું એમ જણાય છે. અમદાવાદી મશરૂમાં ઘણી જાતો થાય છે. તેમાં મુખ્ય આ પ્રમાણે છેઃ—(૧) કમખી, (૨) તગડુ, (૩) જોડાપટી, (૪) કટારબુટી, (૫) કાંકણીઆ, (૬) પટાપટી, (૭) સોજ, (૮) તમાંચી, (૯) બાહાદરખાની, (૧૦) લાલસાદા, (૧૧) પીળાસાદા, (૧૨) લીલાસાદા, (૧૩) મીરખાંણી, (૧૪) કાલાલેહેર, (૧૫) સાદા ગોટાની, (૧૬) સોદાગીરી. આ જાતોનાં નામ તેના વણાટ અને કારીગીરી ઉપરથી પડેલાં છે.

રા. મગનલાલ લખે છે કે સોદાગીરી મશરૂની જાતમાં દશેક વર્ષ ઉપર ( લગભગ ઈ. સ. ૧૮૪૦ ) એક વહોરાએ ઘણો સુધારો કર્યો અને તેમાં તરેહતરેહની જાતો થઈ.[૬] મશરૂ તૈયાર કરવાની રીત આ પ્રમાણે છેઃ–રેશમના થોકડા લઈને ઉચણનારને ઉચણાવવા[૬*] આપે છે. એ પછી એને સમારવા માટે સમારનારને આપે છે. ઉચણનાર અને સમારનાર એક જ માણસ હોય છે. સમારાયા પછી પાનારાને પાવા માટે આપે છે. પવાયા પછી જેટલો પનો બનાવવો હોય તેટલા પનાની ફણી સરખટના સાંઠાની છાલમાંથી તૈયાર કરી તેને રાચભરા પાસે ભરાવે છે. એ પછી એને સંધાવે છે. પછી ભાંજણીગરાને ત્યાં આપી, તેમાં રંગ ભરાવી, કારીગરને વણવા આપે છે. વણવા માટે લાગતા વખતનો આધાર લંબાઈ, પનો, અને કારીગરની હુંશીઆરી ઉપર છે. કારીગરની મજુરી પણ એ ઉપર છે. વણાયા પછી લીંબુના રસમાં ધોઈ ચંદનતળાવડીના કુવાના પાણીથી એને ધુવે છે. રા. મગનલાલ લખે છે કે મશરૂને એ કુવા સીવાય બીજું પાણી 'ભાવતું' નથી. ધોવાયા પછી એને છાંટી નાંખીને કુંદી કરાવવા બંધારાને ત્યાં નાંખે છે. કુંદીમાં ગુંદનો આર દે છે. એ પછી મશરૂ વેચવા માટે તૈયાર થાય છે. મશરૂ વેચવાના એ વખતે બે ભાવ હતા. એકને 'સોરઠી વટાવ' કહે છે. એમાં રૂપીએ આનો વટાવ કપાય છે. બીજો મોટો વટાવ કહેવાય છે. એમાં રૂપીએ ત્રણ આના વટાવ કપાય છે.

**પાંચ પટા** : ૧૮૫૧ માં પાંચ પટાના વેપારી ૬૦ હતા. એમાં પાંચ રંગનું રેશમ આવે છે. પણ ભાત જૂદી જૂદી નથી હોતી. એની બનાવટ મશરૂ પ્રમાણે જ છે. મશરૂમાં સુતરાઉ વાણો આવે છે અને પાંચ પટામાં ખાસ કરીને કીરમજી રેશમનો જ વાણો ઘાલે છે એટલો અગત્યનો ફેર છે.

[૬] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પ્ર. ૧૬૯–૧૭૦ : સોદાગીરી મશરૂની જાતો આ પ્રમાણે છેઃ–(૧) ગુંદડી. (૨) ફુદડી. (૩) ફુલગોટા. (૪) કળશ, (૫) વેલ, (૬) લેહેરના, (૭) કોઠેદાર, (૮) સતાફુલા, (સાતફુલા ?) (૯) ચોફુલા, (૧૦) ખજુરી. આ જાતો કાપડની ભાત ઉપરથી કહેવાઈ હશે એમ લાગે છે.

[૬*] જાડા ઝીણા તારના વર્ગ પ્રમાણે જુદા પાડવા તે. સંસ્કૃત अव+च्चि=अवच्चिनोति ઉપરથી હશે. પાવું=કાંજી (size) ચઢાવવી. રેશમની સાઈઝ માટે મશાલો કેવી રીતે કરે છે તેની માહીતી મળી નથી

આ રેશમ મંગાવી વેચનારને તાગીઆ કહેતા. પહેલાં રેશમ ભાદરવા અને આસો માસમાં અમદાવાદમાં લાવવામાં આવતું. તાગીઆ રેશમ લાવીને અમદાવાદમાં વણાવતા. ઘણા તાગીઆના ઘરમાં પગારદાર કારીગરો રાખી રેશમનું કારખાના જેવું ચાલતું હોય એમ લાગતું. કારીગરો મોટે ભાગે કણબી, ભાવસાર તથા મુસલમાન હતા. જ્યારે તાગીઆ કણબી અને વાણીઆ હતા. રેશમનું કપડું બનતાં અગીઆર કારીગરોની પાસે થઇને તે પસાર થતું. એ અગીઆર કારીગરો આ પ્રમાણે હતા. (૧) ખોલનાર ( reeler ); (૨) છણનાર (sorter); (૩) કાંતનાર ( spinner ); (૪) તાણનાર ( warper ); (૫) ઉચાડનાર ( raiser ); (૬) રંગારી ( dyer ); (૭) પાનાર ( sizer ); (૮) રાચ ભરનાર ( heald filler ); (૯) સાંધનાર ( joiner ); (૧૦) ભાંજણી ભરનાર ( thread arranger ); (૧૧) વણનાર ( weaver ); આમાં ખોલવાનું અને છણવાનું કામ સ્ત્રીઓ તથા છોકરીઓ કરતાં અને બાકીનાં કામ પુરુષો કરતા. આ બધાં કામ અમદાવાદમાં કેવી રીતે થતાં તેની જે વીગત અમદાવાદ ગેઝેટીઅરમાં આપી છે તે ઉપરના કારીગરોને લગતી હોવાથી અહીં તે વિશે લંબાણ કરવાની જરૂર નથી.

**મશરૂ :** અમદાવાદનો મશરૂ બહુ ઉંચી જાતનો થતો. એને બનાવવાની ખાસ રીત હતી અને એને ધોવા માટે ખાસ કુવા હતા. ઈ. સ. ૧૮૫૧ માં રા. મગનલાલ મશરૂના ઉદ્યોગનું વર્ણન આપતાં લખે છે કે ' હેવું કેહેવાય છે કે છત્રીસ જણના હાથમાં ગયા પછી (મશરૂ) તઇઆર થાય છે.' એ વખતે મશરૂ બનાવી વેચનાર ૩૦૦ હતા. એમાં રેશમનો છ પડો (six-fold) તાણો અને વાણો શહેરના સુતરનો નંખાતો. ' દાક્તરી (વિલાયતી) સુતર આવ્યું હેવામાં લોકોએ મશરૂમાં એ સુતર ઘાલવાનું અજમાવ્યું પણ તેની ઠીક સારી બેઠી નહિ, ને બોજ પતરીબંધ આવ્યું નહિ, તેથી તે સુતર મશરૂમાં આવતું નથી.' આ ઉપરથી વિલાયતી સુતર મશરૂમાં ન ચાલ્યું એમ જણાય છે. અમદાવાદી મશરૂમાં ઘણી જાતો થાય છે. તેમાં મુખ્ય આ પ્રમાણે છે:-(૧) કમખી, (૨) તગડુ, (૩) જોડાપટી, (૪) કટારગુટી, (૫) કાંકણીઆ, (૬) પટાપટી, (૭) સોજ, (૮) તમાંચી, (૯) બાહાદરખાની, (૧૦) લાલસાદા, (૧૧) પીળાસાદા, (૧૨) લીલાસાદા, (૧૩) મીરખાંણી, (૧૪) કાલાલેહેર, (૧૫) સાદા ગોટાની, (૧૬) સોદાગીરી. આ જાતોનાં નામ તેના વણાટ અને કારીગીરી ઉપરથી પડેલાં છે.

રા. મગનલાલ લખે છે કે સોદાગીરી મશરૂની જાતમાં દશેક વર્ષ ઉપર (લગભગ ઈ. સ. ૧૮૪૦) એક વહોરાએ ઘણો સુધારો કર્યો અને તેમાં તરેહતરેહની જાતો થઈ.[૬] મશરૂ તૈયાર કરવાની રીત આ પ્રમાણે છેઃ—રેશમના થોકડા લઇને ઉચણનારને ઉચણાવવા[૬*] આપે છે. એ પછી એને સમારવા માટે સમારનારને આપે છે. ઉચણનાર અને સમારનાર એક જ માણસ હોય છે. સમારાયા પછી પાનારાને પાવા માટે આપે છે. પવાયા પછી જેટલો પનો બનાવવો હોય તેટલા પનાની ફણી સરખટના સાંઠાની છાલમાંથી તૈયાર કરી તેને રાચભરા પાસે ભરાવે છે. એ પછી એને સંધાવે છે. પછી ભાંજણીગરાને ત્યાં આપી, તેમાં રંગ ભરાવી, કારીગરને વણવા આપે છે. વણવા માટે લાગતા વખતનો આધાર લંબાઇ, પનો, અને કારીગરની હુંશીઆરી ઉપર છે. કારીગરની મજુરી પણ એ ઉપર છે. વણાયા પછી લીંબુના રસમાં ધોઇ ચંદનતળાવડીના કુવાના પાણીથી એને ધુવે છે. રા. મગનલાલ લખે છે કે મશરૂને એ કુવા સીવાય બીજું પાણી 'ભાવતું' નથી. ધોવાયા પછી એને છાંટી નાંખીને કુંદી કરાવવા બંધારાને ત્યાં નાંખે છે. કુંદીમાં ગુંદનો આર દે છે. એ પછી મશરૂ વેચવા માટે તૈયાર થાય છે. મશરૂ વેચવાના એ વખતે બે ભાવ હતા. એકને 'સોરઠી વટાવ' કહે છે. એમાં રૂપીએ આનો વટાવ કપાય છે. બીજો મોટો વટાવ કહેવાય છે. એમાં રૂપીએ ત્રણ આના વટાવ કપાય છે.

**પાંચ પટા** : ૧૮૫૧ માં પાંચ પટાના વેપારી ૬૦ હતા. એમાં પાંચ રંગનું રેશમ આવે છે. પણ ભાત જૂદી જૂદી નથી હોતી. એની બનાવટ મશરૂ પ્રમાણે જ છે. મશરૂમાં સુતરાઉ વાણો આવે છે અને પાંચ પટામાં ખાસ કરીને કીરમજી રેશમનો જ વાણો ચાલે છે એટલો અગત્યનો ફેર છે.

[૬] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૬૭–૧૭૦ : સોદાગીરી મશરૂની જાતો આ પ્રમાણે છેઃ–(૧) ચુંદડી, (૨) કુદડી, (૩) ફુલગોટા, (૪) કળશ, (૫) વેલ, (૬) લેહેરના, (૭) કોઠેદાર, (૮) સતાફુલા, (સાતફુલા ?) (૯) ચોફુલા, (૧૦) ખજુરી. આ જાતો કાપડની ભાત ઉપરથી કહેવાઈ હશે એમ લાગે છે.

[૬*] જાડા ઝીણા તારના વર્ગ પ્રમાણે જુદા પાડવા તે. સંસ્કૃત अव+चि=अवचिनोति ઉપરથી હશે. પાવું=કાંજી (size) ચઢાવવી. રેશમની સાઇઝ માટે મશાલો કેવી રીતે કરે છ તેની માહીતી મળી નથી.

કુંદીમાં પણ ફેર છે. પાંચપટાને મશરૂની પેઠે ગુંદરનો નહિ પણ ખાંડનો આર દે છે. પાંચપટા કાઠીઆવાડ તરફ વધારે ખપે છે.

**કોરાં અથવા ગજીઆણી** : ઇ. સ. ૧૮૫૧ માં આના ૬૦ વેપારીઓ હતા. ગજીઆણી બનાવવામાં પણ બહુ ફેરફાર નથી. એમાં તાણો વાણો બન્ને રેશમના હોય છે. એને વણાયા પછી રંગ દેવાય છે. કેટલીક વખત ગજીઆણી લઇને જોઇએ તેવી બાંધણી બંધાવીને પછી રંગાવે છે. રંગાયા પછી ફૂંકારીને કુંદી કરાવે છે. અમદાવાદની ગજીઆણી બહુ મજબુત થાય છે. એનો ૧૬ ગજનો તાકો બંધાય છે. કેટલીક વખત એનો ભાવ તોલ ઉપર પણ થાય છે. આ કાપડ સ્ત્રીઓના પહેરવેશમાં ખાસ વપરાય છે.

**શોળાં** : શોળાં વણનારની દુકાનો ૧૮૫૧ માં ૫૫ હતી. શોળાં કેવળ રેશમનાં જ હોય છે. એની કોર ઘણુંખરું કસબી હોય છે. સાદાં શોળાં પુરુષોને જમતી વખતે અને એવાં બીજાં કામ વખતે પહેરવામાં જાય છે. સ્ત્રીઓ જરા જુદી જાતનાં શોળાં પહેરે છે.

**અતલસ** : અતલસ રેશમની હોય છે. રા. મગનલાલ અમદાવાદના રેશમી કાપડમાં અતલસનું નામ લખતા નથી, એટલે અતલસની બનાવટ માટે કાંઈ ખાસ જાણી શકાયું નથી. ૧૮૫૧ માં અતલસની બનાવટ રા. મગનલાલનું ધ્યાન ખેંચે એવી નહિં હોય. છતાં હાલ કેટલાકના ઘરમાં અતલસ નીકળે છે અને લોકગીતોમાં અતલસના કાપડનું નામ આવે છે. અતલસ ઉપર તરેહ તરેહની ભાતો થતી હતી. એમાં શાહ આલમની જાળીની ભાત ખાસ પંકાતી અને એના પૈસા પણ વધારે પડતા. એ 'શાલમજાળી' ની અતલસના નામથી મશહૂર હતી.[૭]

**કિનખાબ** : જે કાપડને માટે અમદાવાદ એના જન્મથી તે આજ સુધી એક સરખું અને હિંદના બીજા કોઇ પણ ભાગ કરતાં વધારે મશહૂર થયું છે

[૭] અતલસ મશરૂ અને પાંચપટાનાં નામો આપણા લોકગીતોમાં પણ આવે છે:-

"એને પાંચપટાનો ચરણીઓ સાળુડે કસબી કોર રે" લોકગીત.

"એક અતલસ ઓશીકાં મશરૂની તળાઇ,
ચાલે તે ગાલમસુરિયાં" લોકગીત.

"ઘોઘાપુરી ઘાઘરો બુરાનપરી ચીર,
અતલસની કાંચળી તે રહી ઠીકાઠીક–ઝીણા મારૂજી હો રાજ" લોકગીત.

તે કિનખાબ. સુરત તથા બનારસમાં કિનખાબ સારો બને છે, પણ તે અમદાવાદની તોલે આવતો નથી. મેન્ડેલ્સ્લો લખે છે કે 'હું જ્યારે અમદાવાદમાં હતો ત્યારે એક જાતનું સોનેરી ફુલવાળું રેશમી કપડું નવું બન્યું હતું તે પાંચ ક્રાઉનનું એક વાર વેચાતું હતું.' થેવેનો પણ કસબ તથા રેશમનાં કાપડ ગણાવે છે. ૧૬૯૫ માં એક મુસાફર લખે છે કે વેનીસના જેવો કસબ અને રેશમનો માલ અમદાવાદમાં બનતો. એમાં ફુલવેલી તથા પક્ષીઓની સુંદર વિચિત્ર ભાતો કરવામાં આવતી.[૮] અમદાવાદે એના કિનખાબના કામની ખ્યાતિ આજ સુધી જાળવી રાખી છે. ગઇ સદીના પહેલા પાદમાં જેટલો કિનખાબનો માલ ખપતો હતો તેટલો હાલ ખપતો નથી. દેશી રાજાઓની વપરાશમાં, તથા એમના દરબારોમાં શિરપાવ આપવામાં કિનખાબ ઘણો ખપતો હતો તે હવે ખપતો નથી. મલ્હારરાવ ગાયકવાડના અમલ સુધી વડોદરામાં અમદાવાદના કિનખાબની મોટી ખપત હતી તે છેક બંધ પડી ગઇ છે. એટલે માત્ર દેશી કે પરદેશી જનવાનોના શોખ માટે અને લોકોના કોઇ ટાંણા પ્રસંગે કિનખાબની ખપત રહી છે. ઇ. સ. ૧૮૯૦ માં રૂશિયાના ઝારના પાટવી અમદાવાદમાં આવ્યા ત્યારે અમદાવાદના વેપારીઓને બોલાવી તેમણે ઘણી ચીજો લીધી હતી એમાં કિનખાબ મુખ્ય હતો. એ મુસાફરીના લેખક લખે છે કે "કિનખાબ શીસીલિયન ભરત જેવો લાગતો હતો. પશ્ચિમમાં એ કામ આરબો લાવ્યા હતા. મુસલમાનો છેક સ્પેન સુધી ઇરાનીઓને લાવ્યા હતા તેમાં કોઇ હિંદી કારીગર હોય તો નવાઇ શું?"[૯]

કિનખાબ સાથે મખમલનું કામ પણ અમદાવાદમાં સારૂં થતું. મીરાતે અહમદીમાં અમદાવાદમાં તૈયાર કરેલા પ્રસિદ્ધ મખમલ ઉપર કસબથી ભરેલા

[૮] જુઓ અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૮૯ અને ૨૨૫. [૯] Travels in the East of Nicholas II when Cesarewitch Vol. I. p. 277. ઝારને જુદો જુદો માલ બતાવવા આવેલા વેપારીના માલનાં વર્ણન કરી પછી લેથોરકી લખે છે કે: "It is but fair, however, to say, that they still have something to be proud of. How wonderous are their silks embroidered with gold and silver–Kincob! The threads of precious metal vie in beauty with the green and crimson sheen of the ground orna-

શેમિયાનાનો બે વાર ઉલ્લેખ આવે છે.[૧૦] આ શેમિયાનો સુબા સિપેહદારખાંએ એક લાખ રૂપિઆને ખરચે શાહજહાંને નજર કરવા માટે કરાવ્યો હતો, અને હી. સં. ૧૦૪૪ માં બાદશાહના નવરોઝને દીવસે દરબારમાં એને બાંધવામાં આવ્યો હતો. હી. સં. ૧૦૬૫ માં પણ નવરોજને દીવસે એ જ અગર બીજો શેમિયાનો બાંધ્યાનો ઉલ્લેખ છે. આ શેમિયાનો ૪૩ ગજ લાંબો તથા ૩૨ ગજ પહોળો હતો અને તે પણ અમદાવાદના કારખાનામાં તૈયાર થયેલો મખમલ ઉપર જરી કામનો શેમિયાનો હતો એમ લખેલું છે.

હી. સં. ૧૧૧૪ માં બાદશાહજાદો મુહમ્મદ આઝમશાહ અમદાવાદનો સુબો હતો, એ વખતે એના ઉપર અમદાવાદના કીનખાબના કારીગરોને ઉત્તેજન આપવા માટે ઔરંગઝેબ બાદશાહનો હુકમ આવેલો હતો તે આ પ્રમાણે છે. " ગૂજરાત દેશ એ એક હિંદુસ્તાનના શણગારરૂપ ગણાય છે. તેમાં સઘળી જાતના હુનરી અને ધંધાદારી લોકો રહે છે. ત્યાંથી હાલમાં સરકારી કારખાનાનો જે માલ આવે છે, તે ઘણી જ ઉત્તમ કારીગીરીવાળો, ઉમદા કસબનો, ચળકાટવાળો, ટકાઉ અને કિમતમાં પણ ઘણો જ મોંઘો છે. ત્યાંની સઘળી વસ્તુઓ કુદરતને પણ ભુલાવો ખવરાવે તેવી છે, માટે તે ઉપર ખાસ ધ્યાન રાખીને તે લોકોને કામ વગર રહેવા દેવા નહિં. એક ચોક્કસ સમય મુકરર કરી આપી તેમને કામે વળગાડવા જોઇએ, કે જેથી કાંઇ નસીબમાં હોય તો તેઓને મળી શકે. દિલ્હીના કારખાનામાં કિનખાબ તથા રૂની વસ્તુઓની

mented with flowers and animals. Connoisseurs recognise the identity of the character of these splendid tissues with the distinctive marks of that Sicilian embroidery which was so famous in the West during the Middle Ages, and the art of manufacturing which was brought by the Arabs from the wrecked empire of the Sassanides. The leaders of Islam transported whole colonies of Iranians as far even as Spain. What wonder, then, if some artisans from India should have been of their number?" આ સસ્સેનીયન મહારાજ્ય ઈરાનમાં અરદેસર પહેલાનાં વંશનું છે. એમના સિક્કા આપણે ત્યાં ગદ્દૈયા સિક્કા તરીકે જાણીતા છે. એ મહારાજ્યને ગૂજરાત સાથે સંબંધ હતો. [૧૦] મીરાતે અહમદી ગૂ. ભા.-ભા. ૧ પૃ. ૨૧૪ અને ૨૪૧.

બનાવટ ઘણી જ ઉમદા થતી હતી પરંતુ તે હાલમાં બંધ પડી ગયેલી છે."[૧૧]

ઇ. સ. ૧૮૫૧ માં રા. મગનલાલ વખતચંદ કિનખાબ માટે આ પ્રમાણે લખે છે. " આખા હિંદુસ્તાનમાં એક અમદાવાદનો નેં એક કાશીનો કિનખાબ વખણાય છે. ને હેવો કંઈ થતો નથી. લોકોના કેહેવામાં હેવું આવે છે કે કાશી કરતાં પણ અમદાવાદનો કિનખાબ રંગમાં, જલેમાં, પોતમાં નેં ભાતમાં ઘણો જ સરસ થાય છે. નેં હેવું કેહેવાય છે કે બીજા દેશના કરતાં અહીઆંનો કિનખાબ ઘણો ટકાઉ નેં તેનો રંગ લગીરે જતો નથી. ઉંચામાં ઉંચા કિનખાબની કિંમત આઠ આઠસે ચઉદ ચઉદસે રૂપૈઆ થાય છે. કાશીના કિનખાબના કસબ કરતાં અહીઆં કસબ ઉંચો વાવરે છે. અહીઆંના કિનખાબની જલેનું કારણ એ છે કે કાંકરિયા તલાવ આગલા કુવાનું પાણી ઘણું જ માફક આવે છે." આ પ્રમાણે કાંકરિયા પાસેના ખાસ કૂવાના પાણીથી કિનખાબનું કાપડ ધોવાતું. રા. મગનલાલ કિનખાબના એ વખતના ભાવ અને જાતોનાં નામ પણ આપે છે. ૧૮૫૧ માં કિનખાબના સર્વે વેપારીઓમાં નાગર ભગત નામનો વેપારી મોટો ગણાતો; અને એના માલ જેવી તલાવટ બીજા વણાવનારાઓના માલમાં આવતી નહિં. કિનખાબ ૧૮૫૧ સુધી મુંબાઇ, વડોદરા, પુના, ગ્વાલીઅર, રજપુતાના, મેવાડ, સિંધ, અફઘાનીસ્તાન, અરબસ્તાન, ઇરાન તથા ચીન વગેરે દેશ જતો. આજે પણ અમદાવાદનો કિનખાબ ઘણા દેશોમાં જાય છે અને વખણાય છે, પરંતુ એની ખપત પહેલાં જેટલી રહી નથી.

કિનખાબની મુખ્ય જાતો એ સમયના ભાવ સાથે રા. મગનલાલ નીચે પ્રમાણે ગણાવે છે:[૧૨]

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૧) | ગાંશીઓ | ૧ લી જાત : | ૧૫૦) | રૂપીએ | ગજ |
| | ,, | ૨ જી જાત : | ૧૦૦) | ,, | ૨ાા ગજ |
| (૨) | કાશાની કાતરાની | : | ૪૦) | ,, | ગજ |
| (૩) | કોઠા કાતરાનો | : | ૪૦) | ,, | ,, |
| (૪) | કળાશ ભાતનો | : | ૩૫) | ,, | ,, |

[૧૧] મીરાતે અહમદી ગૂ. ભા–ભા. ૧ પૃ. ૩૬૮ [૧૨] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૬૪–૧૬૫.

| | | | | |
|---|---|---|---|---|
| (૫) | ફુલ ભાત | : | ૩૫) | રૂપીએ ગજ |
| (૬) | ભમેર | : | ૪) થી ૩૫) | „ „ |
| (૭) | મોહોરનો | : | ૯) થી ૩૫) | „ „ |
| (૮) | લાલબદામી | : | ૨૫) | „ „ |
| (૯) | ગરેબંદી | : | ૨૦) | „ „ |
| (૧૦) | મોરપુતળી | : | ૨૦) | „ „ |
| (૧૧) | કાતરાનો લીલો | : | ૪) થી ૨૦) | „ „ |
| (૧૨) | ખપૈડી | : | ૨૦) થી ઉપર | „ „ |
| (૧૩) | તારામંડળી | : | ૨૦) | „ „ |
| (૧૪) | લેરીઓ | : | ૧૮) | „ „ |
| (૧૫) | બદામીકઠા લીલા | : | ૧૮) | „ „ |
| (૧૬) | લપાનો કાશાની | : | ૧૨) | „ „ |

બીજી જાતો પણ થાય છે. એમાં વારંવાર સુધારા વધારા તથા ફેરફાર પણ થયા છે. પોપટવેલાનો જાણીતો કિનખાબ રા. મગનલાલે ગણાવ્યો નથી. કાપડની ભાતમાં મોર, પોપટ ને ચકલી એ માનીતાં પક્ષીઓ છે, પણ કિનખાબમાં પોપટ ખાસ માનીતા છે. પોપટની ભાતના કિનખાબમાં હિંદુઓ બન્ને બાજુના મહોંનો પોપટ કરે છે પણ મુસલમાનો ફેરવેલા મહોંના જ કરે છે.[૧૩] ઈ. સ. ૧૮૮૬ માં અમદાવાદમાં ૭૦ થી ૭૫ કિનખાબવાળા હતા. સુરતમાં કિનખાબનો ધંધો એ વખતે અમદાવાદ કરતાં સારો હતો. અમદાવાદમાં કિનખાબની ૫૦૦ થી ૬૦૦ શાળો હતી. સુરતમાં ૯૦૦ થી ૧૦૦૦ હતી. આ કિનખાબ રાજાઓની ગાડીઓ તથા જીન ઉપર નાંખવા માટે, ગાદી ઉપર પાથરવા માટે, તકીઆ માટે, ખુરશીઓ તથા કોચ માટે, વરરાજાના જામા માટે, કબજા માટે, રૂમાલ માટે તથા મુસલમાનો જાકીટમાં વાપરવામાં આવે છે.[૧૪]

સુતરાઉ કાપડના વણાટ વિશે લખતાં હિંદના સર્વોત્તમ કારીગરો અમદાવાદ અને સુરતમાં મળી આવે છે એમ ઇમ્પીરિયલ ગેઝેટીઅરમાં લખ્યું

[૧૩] Indian Art Journal No. 15 : September 1886; p. 120. [૧૪] એજ નં ૧૧ પૃ. ૯૨–૯૩. મે ૧૮૮૬.

છે. આ લખાણ ખરી રીતે સુતરાઉ કાપડ કરતાં કિનખાબ તથા બીજા રેશમી કાપડને વધુ લાગુ પડે છે.[૧૫]

**બાદલું તથા તારકસબ :** ઉપર વર્ણવેલા કિનખાબ અને મખમલના કામ માટે જે સોનેરી તથા રૂપેરી કસબ અને જરી જોઇએ તે અમદાવાદે કદી પરદેશી આણી નહોતી. હિંદુસ્તાનમાં તારકસબનો હુન્નર ખાસ કરીને પશ્ચિમ હિંદ એટલે ગૂજરાત તથા તેની આસપાસના પ્રદેશોમાં વિકસેલો હતો. પરદેશી તારકસબ આવતા પહેલાં ગૂજરાતમાં બીજે પણ એ હુન્નર હતો. ધોરાજી, બુરહાનપુર તથા સુરતમાં કસબ બનતો. પરંતુ તે અમદાવાદ જેટલો ઉંચી જાતનો થતો નહિ. હાલ આ હુન્નર ફક્ત અમદાવાદ અને સુરતમાં જ છે. હિંદુસ્તાનમાં જ્યાં એ કસબ વપરાય છે ત્યાં સુરતના કસબને નામે વેચાય છે. એટલે હાલ કસબના કામમાં અમદાવાદ કરતાં સુરતનું નામ આગળ આવે છે. ફ્રાંસ અને ગૂજરાતના કસબ હાલ બધે મળે છે. પરંતુ ફ્રાંસ કરતાં સુરતી કસબની આબરૂ ઘરાકોમાં સારી છે. આ ગૂજરાતી કસબ હાલ અમદાવાદ તથા સુરત ઉપરાંત હિંદના દેશાવરોમાં–બનારસ, તથા દક્ષિણના સેલમમદુરા અને કોઇમ્બતુર જીલ્લાઓમાં ખાસ જાય છે.

સોનેરી કસબ બનાવવાની રીત નીચે પ્રમાણે છે; ચાદીનો દાંડો બનાવી તેના ઉપર જેટલો ભારે કે સસ્તો કસબ કરવો હોય તે પ્રમાણે સોનાનું પતરૂં ચઢાવે છે. તે પછી એને આશરે દસ મીનીટ સુધી તપાવી હથોડાથી ટીપે છે. એ પ્રમાણે બીજી વાર તપાવીને ટીપે છે, અને ત્રીજી વાર તપાવી ઠંડું પાડે છે. આ તૈયાર થએલો દાંડો જાણે સોનાનો હોય એવો જ દેખાય છે. આવા દાંડાને જતેડામાં ઘાલીને ખેંચી ખેંચીને પાતળો તાર કરે છે. આ કામ કરનારને પાસાતાણીઆ કહે છે. એ પછી વધારે ઝીણો તાર ખેંચવા તાણીઆને આપે છે. પાસાતાણીઆ કરતાં તાણીઆનાં હથીઆર વધારે બારીક હોય છે. તાણીઓ એક તોલામાંથી ૭ થી

[૧૫] Imperial Gezetteer : Provincial Series : Bombay Presidency Vol. I. p. 66 : "The districts of Poona, Nāsik, Sholapur, Dharwar, and Belgaum are noted for Weaving; but the highest point of excellence is reached in Ahmedabad and Surat where some of the most skilful weavers in India are to be found.

આઠસો વારનો તાર ખેંચી શકે છે. પરંતુ કેટલાક કસબી તાણીઆ એક તોલામાંથી બેહઝાર વાર લાંબો તાર નીકળે એટલું બારીક કામ કરી શકે છે. એ તારને પછી ચપડીઆ પાસે મોકલાય છે. ચપડીઓ એને ચપડીને બહાલ્લું બનાવી રેશમના તાર ઉપર વીંટે છે. આ રેશમ ઉપર વીંટનારને અસારો કહે છે. રૂપેરી કસબની રીત લગભગ આવી જ છે. ફક્ત તેમાં સોનાનું પતરું ચાંદીના દાંડા ઉપર ચઢાવવામાં આવતુ નથી.[૧૬] કસબની બનાવટની વીગત અમદાવાદ ગેઝેટીઅરના લેખકે આપેલી છે. કસબ બનાવનારા બધા કણબીઓ છે. ૧૮૫૧ માં શહેરમાં તારકસબની ૪૦ દુકાનો હતી.

**કસબી તોઇ, મ્હોળીઆં, કોર, વગેરે** : ૧૮૫૧ માં તોઇ અને કિનારો વેચનારની દુકાનો આશરે ૧૫; અને કોરપાલવ વણાવનારા ૬૦ હતા. કિનારીના પના ½ તસુથી ૩ તસુ સુધી થાય છે. કોર અથવા મ્હોળીઆં ચાર આના ગજથી આઠ દસ રૂપીએ ગજની કિંમત સુધીનાં મળે છે. એમાં તરેહતરેહના રંગ તથા ભાત આવે છે. પાલવ ૩૦ થી ૬૦ રૂપીઆની કિંમતનાં મળે છે. આ કોરપાલવ બાંદને ચોડવાના ખપમાં આવે છે. આ હુન્નર હાલ સુરતમાં અમદાવાદ કરતાં વધારે હોય એમ જણાય છે. પરંતુ સુરતમાં અમદાવાદ કરતાં કસબ હલકો વપરાય છે એમ લોકોનું માનવું છે. તોઇ, કોર, પાલવ વગેરેમાં દેશી માલે સારૂં સ્થાન જાળવેલું છે. કેટલીક વખત વિલાયતી કસબથી પણ કોર વગેરે વણવામાં આવે છે.

**બીજાં કાપડ** : સુતરાઉ રેશમી અને કસબી કાપડમાં અમદાવાદે ઉંચું સ્થાન અસલથી ભોગવ્યું છે તે જોયું. ગરમ કાપડમાં અમદાવાદે સારો ઉદ્યોગ

[૧૬] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૨૭-૨૮. મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૬૬. ગેઝેટીઅરમાં રૂપેરી તથા સોનેરી કસબની જે જુદી જુદી રીતો આપેલી છે તે વધારે વીગતવાળી છે. એમાં રૂપેરી કસબને રેશમી તાર ઉપર વીંટવાનું લખ્યું નથી. રા. મગનલાલ રૂપેરી તથા સોનેરી કસબ બનાવવાની એક જ રીત આપે છે. રૂપેરી કસબમાં અસારાનું નામ લખેલું નથી. સોનેરીમાં રેશમ ઉપરનું કામ અસારો કરે છે એમ લખ્યું છે. રા. મગનલાલ અસારાનું નામ લખતા જ નથી. ચપડીઆ સુધીની ક્રિયા જ લખે. આની વધારે વીગત ગૂજરાતના હુન્નરના ઇતિહાસને લગતી છે તેથી અત્રે બન્ને રીતો મેળવીને ટુંકો સાર જ લીધો છે.

ખીલવ્યો હોય એમ જણાયું નથી. મીરાતે અહમદીમાં કામળીઓના ઉલ્લેખ આવે છે પરંતુ એ ક્યાં વણાયલી તે બાબત કાંઇ લખેલું નથી. રા. મગનલાલ વખતચંદ કામળીનો ઉદ્યોગ લખે છે, પરંતુ એ ઉદ્યોગ પાલી અગર એવા બીજા દેશાવર જેવો સારો નથી એમ લખે છે. ફોઝદારી કેદખાનાગાં કામળી બનતી, અને અમદાવાદની કામળી અમદાવાદમાં જ ખપતી. શાલ કે બીજું, ગરમ કપડું બનતું નથી એમ પણ રા. મગનલાલ લખે છે. મીરાતે અહમદીમાં એક વખત મીણીઆં–વોટરપ્રુફ કપડાં–પરદેશી મુસાફરોએ બાદશાહને નજર કર્યાં હતાં એવો ઉલ્લેખ છે. આ ઉપરથી એવાં કપડાં પણ અહીં નહિ બનતાં હોય એમ જણાય છે.

કાપડને ધોવા, રંગવા, તથા છાપવા વગેરેના જૂદા જૂદા ઉદ્યોગો પણ અમદાવાદમાં સારી રીતે જામેલા હતા.

**ધોલાઇ :** ધોબીનો ધંધો અમદાવાદ જેવા કાપડના કેન્દ્રમાં ખીલે એમાં નવાઈ નથી. અમદાવાદમાં ધોલાઈ બહુ ભભકાદાર થતી એમ મીરાતે અહમદી લખે છે. ધોવાનો ધંધો જૂના વખતનો હોવા છતાં એ સાદો હોવાથી એનો જૂદો ઉલ્લેખ ખાસ નથી થયો. પરંતુ હાલ એ ઉદ્યોગની નોંધ લીધા વગર ચાલે તેમ નથી. અમદાવાદની મીલોમાં જે કાપડ નીકળે છે તેનો મોટો ભાગ હાથે જ ધોવાય છે. બહુ થોડી મીલોમાં ધોવાના સંચા છે. હાથની ધોલાઇનો અમદાવાદનો માલ મુંબાઇની મીલોના માલ કરતાં સસ્તો થવાથી વધુ પ્રમાણમાં જાય છે. અમદાવાદમાં કેટલાક ધોબીઓ તો સંચામાં ધોયેલા કાપડ જેવું ધોઈ શકે છે. પરંતુ જાડું કાપડ સંચા જેટલું સફાઇદાર હાથથી હજી ધોવાતું નથી. સારામાં સારી ધોલાઇ પસંદ કરનારા દેશાવરોમાં અમદાવાદનું કાપડ આ કારણથી પાછળ પડી જાય છે. છતાં અમદાવાદમાં ધોવાનો ઉદ્યોગ મોટે ભાગે હાથનો જ છે અને એણે બીજા દેશોના ધોયેલા માલ સાથે પ્રમાણમાં સારી ટક્કર ઝીલી છે તે જોતાં એનું મહત્વ ઓછું નથી.

**રંગાટી :** અમદાવાદમાં રંગરેજનું કામ ભાવસાર લોકો કરે છે. કેટલાક મુસલમાન રંગારા પણ છે. રંગનું કામ પહેલાં બહુ મોટા પ્રમાણમાં થતું. ઘેરા રંગ તો બધે થતા, પણ આછા રંગ અમદાવાદમાં ખાસ સારા થતા હતા. રંગરેજનો ધંધો આખા ગૂજરાતમાં ઘણો સારો ખીલેલો હતો. અમદાવાદમાં એની કાંઈ ખાસ વિશેષતા નથી. રેશમ ઉપર રંગ કરવામાં અમદાવાદની વિશેષતા છે તે આગળ જોઇ ગયા.

છીંટ : કાપડ ઉપર જૂદી જૂદી છાપો છાપીને છીંટ બનાવવાનો ઉદ્યોગ એ ગૂજરાતની એક ખાસ વિશેષતા છે. આ ધંધો આખા હિંદુસ્તાનમાં ગૂજરાતીઓએ ખીલવ્યો છે એમ માનવાને કારણ છે. એટલે ગૂજરાતના પાટનગરમાં એ સારા પ્રમાણમાં હોય એમાં નવાઈ નથી. પરંતુ ગૂજરાતના ઘણા ભાગમાં છીંટનું કામ સારૂં થાય છે એટલે અમદાવાદમાં એની કાંઈ ખાસ નવાઈની જાતો થતી નથી. એક વખત જ્યારે વિલાયતી છીંટો નહોતી આવતી ત્યારે આ ઉદ્યોગ બહુ જોરમાં હતો. જ્યારે યૂરોપમાં ગૂજરાતની છીંટ ખાસ વખણાતી ત્યારે અમદાવાદમાં એના ઘણા સારા કારીગરો હતા. અમદાવાદની છીંટો સીયામ વગેરે દેશમાં પણ જતી હતી. છીંટના ધંધાને મોટામાં મોટો પ્રહાર વિલાયતી છીંટે કર્યો છે. હાલ અમદાવાદમાં મછલીપટણ જેવું છાપવાનું કામ થતું નથી. એકાદ રંગમાં હાલ છપાય છે. વધારે રંગમાં છપાયલી છીંટો વિલાયતથી આવે છે. અમદાવાદમાં છીપા લોક કપડું પહેલું મેલું કરી પછી હાથે ધુએ છે કે ધોબી પાસે ધોવરાવે છે, અને પછી છાપે છે. છાપવાનાં બીબાં લાકડાંનાં હોય છે. ખત્રી અને ભાવસાર લોકો છીપાનો ધંધો કરે છે.[૧૭]

ઇ. સ. ૧૮૭૮ માં હાલની કેલીકો મીલ મૂળ છીંટ બનાવવાના ઇરાદાથી અઢી લાખની મુડીથી કાપડ છાપવાના નાના કારખાના તરીકે નીકળી હતી. એમાં એક રંગની સાદી ભાત છાપવાનું કામ સારૂં થતું. પણ વધારે રંગની છાપ બરોબર થતી નહિ, અને થોડા સમયમાં જ કારખાનું બંધ થયું હતું.[૧૮] એનાં ત્રણ જૂદાં મકાનો હતાં. એમાં છાપવાના, ધોવાના, સૂકવવાના, આર ચઢાવવાના, તથા ગેડ કરવાના સંચા હતા.

[૧૭] છીંટ શબ્દ ગૂજરાતી હોય એમ લાગે છે. એનું મૂળ તો ભાષાશાસ્ત્રીઓ જાણે. પણ અંગ્રેજીમાં Chintz ગૂજરાતી છીંટ ઉપરથી થયો છે. એને Calico Printing પણ કહે છે. કેલીકો એ છાપવા માટેનું કોરૂં કપડું છે. મૂળ એ જાતનું કપડું કેલીકટથી ચઢતું એ ઉપરથી અંગ્રેજોએ એવા કોરા કાપડને કેલીકો નામ આપ્યું. એ કેલીકો છપાય એટલે છીંટ થતી. છીપા અને રંગરેજોનો ઉદ્યોગ મૂળ ગૂજરાતી જ છે એમ મને લાગે છે. મછલીપટણમાં હાલ અમદાવાદ કરતાં છાપવાનું કામ સારૂં થાય છે. ત્યાં એક કરતાં વધારે રંગમાં ઉત્તમ કામ થાય છે. પરંતુ ત્યાં એ કામ ગૂજરાતીઓ લઈ ગયા છે એમ જણાય છે. હિંદુસ્તાનના બીજા ભાગોમાં પણ કાપડ છાપવાનું કામ ગૂજરાતીઓએ ફેલાવ્યું છે એમ માનવાને કારણ છે. [૧૮] અમદાવાદ ગેઝેટીઅર: પૃ. ૧૩૩.

**બાંધણી** : બાંધણી અગર બંધન સાડીનું કામ રંગરેજના ધંધાના ભેગું હોવા છતાં એ ઉદ્યોગ જૂદો જ છે. આ ઉદ્યોગને ગૂજરાતી સ્ત્રીઓનો ઘરનો ઉદ્યોગ કહીએ તો ચાલે. પુરુષો બાંધણી બાંધવાનું કામ કરે છે ખરા પરંતુ સ્ત્રીઓમાં આ કામ મોટે ભાગે થતું જોવામાં આવે છે. બાંધણી છેવટની તૈયાર કરનારને બંધારા કહે છે. સુતરાઉ કાપડ તથા રેશમી કાપડ બન્ને ઉપર બાંધણી બંધાય છે. બાંધણીના વેપારી કપડું જેવું જોઇએ તેવું લઇને બાંધનારને આપે છે, તે પહેલાં જે જાતની ભાતો પાડવી હોય તેવી ચીતરનાર પાસે ચીતરાવે છે, અને તે પ્રમાણે બાંધનાર બાંધે છે. ભાતવાળો ભાગ આંગળીથી પકડીને દોરાથી તેને મજબુત બાંધી લે છે. એ પછી જે રંગની જમીન કરવી હોય તે રંગમાં બોળી, સુકવીને બાંધેલા દોરા છોડી લે છે, એટલે બાંધેલી જગ્યાએ કોરી ભાત પડે છે. નાના ગોળ કુંડાળાં કે ચોરસાંની ભાત સાદામાં સાદી છે. ફુલવાડી, હાથીઘોડા વગેરે અનેક જાતની ભાત પણ પાડી શકાય છે. એક જ રંગની બાંધણીનું કામ સહેલું છે, પરંતુ બેચાર રંગની બાંધણી રંગવાનું કામ કડાકુટીઉં છે. જેટલા રંગ કરવાના હોય તેટલી વખત ફરી બાંધીને રંગ દેવા પડે છે. આવી બાંધણી ઘણી કિંમતી હોય છે. સુતરાઉ બાંધણી કરતાં રેશમી કામ જરા ભારે છે. રીત લગભગ એક જ સરખી છે. માત્ર તૈયાર થયા પછી રેશમી બાંધણીને કુંદીવાળાને કુંદી કરાવવા આપવી પડે છે. રેશમી બાંધણીમાં કલધાર પાનેતર ચુંદડી વગેરે થાય છે. ચુંદડી બનાવનારાને ચુંદડીગર કહે છે. આ ધંધો હિંદુ તથા મુસલમાન બન્ને કરે છે. મોટે ભાગે મધ્યમ તથા ગરીબ વર્ગનાં બધાં બૈરાં ઘરમાં બાંધણી બાંધવાનું કામ કરે છે. આ હુન્નર પહેલાં ઘેરઘેર હતો તે હાલ ઓછો થયો છે. છતાં બીજા ઘરગથ્થુ હુન્નરો કરતાં વધારે પ્રચલિત છે. બાંધણી બાંધનારાં બૈરાં કેટલાંક એવાં હુંશિયાર હોય છે કે ગમે તેવાં ફુલઝાડ કે પશુપક્ષીની ભાત પાડી શકે છે. ઘણી સ્ત્રીઓ રોજનું એક રૂપીઆ જેટલું કામ કરે છે. કેટલાક વર્ગની સ્ત્રીઓ તો બાંધણી બાંધીને પોતાના પતિ કરતાં પણ વધારે કમાતી હોય એવા દાખલા બનતા અને હાલ પણ બને છે. ગૂજરાતની સ્ત્રીઓએ આ ઉદ્યોગને સારી રીતે ખીલવીને વધારવો જોઇએ. એનો નાશ ન થવા દેવો એ હજી પણ આપણા હાથની વાત છે. હાલ બાંધણીનો માલ ગૂજરાત કરતાં રજપૂતાનામાં વધારે ખપે છે. ઉત્તર ગૂજરાત કરતાં દક્ષિણ ગૂજરાતમાં બાંધણી ઓછી ખપે છે. અમદાવાદમાં

આજે પણ બાંધણીનું કામ ઘણું થાય છે; પરંતુ ઇડર કે જામનગર જેટલું તે હવે વખણાતું નથી. જૂની કલાઓને ઉત્તેજન આપવાનો શોખ આજે થતો જાય છે એ શુભ ચિહ્‌ન છે. આવે વખતે ઘેર બેસીને કમાણી કરાવનારા તથા બૈરાંને કંઇક અંશે સ્વતંત્ર કરનાર આ શુદ્ધ, પવિત્ર, કલામય રોજગારને વધારે ઉત્તેજન મળે એવું કયો સ્વદેશપ્રેમી નહિં ઇચ્છે?

**ગલીચા :** રેશમી તથા ઉનના ગલીચા અમદાવાદમાં સારા બનતા અને આજે પણ બને છે. રેશમના ગાલીચાનો ઉલ્લેખ મુસાફર થેવેનોએ કરેલો છે. હાલ અમદાવાદમાં ગલીચાનું એક કારખાનું છે. એ શાહપુરમાં બીલાડીવાળા નામના ગૃહસ્થની માલકીનું છે. અહીંના ગલીચા હજી પણ વખણાય છે, અને અમેરીકા સુધી જાય છે. અમદાવાદના લોકોમાં ગલીચાનો વપરાશ ઓછો થવાથી આ ઉદ્યોગ વિશે ઘણા અમદાવાદીઓ ઓછું જ જાણે છે. અમદાવાદના ગલીચા બેંગલોર કરતાં સારા છે. હિંદુસ્તાનમાં સારા ગલીચાની પંક્તિએ એ બેસી શકે છે, પરંતુ રંગમાં મછલીપટણના ગલાચા કરતાં સારા હશે કે કેમ તે શંકા છે. ઇ. સ. ૧૮૫૧ માં અમદાવાદમાં ગલીચા બનાવનારનું માત્ર એક ઘર હતું એમ રા. મગનલાલ લખે છે. ગઈ સદીના છેલ્લા પાદમાં હઠીસિંહ બ્રધર્સની પેઢીએ ગલીચાનું કારખાનું કર્યું હતું. સર ઇવાન જેમ્સ લખે છે કે એમાં ઘણો ઉંચો અને મોંઘો માલ બનતો હતો. એ ગલીચા મોંઘા હોવાથી ઇન્ગ્લાંડમાં ખપતા નથી પણ અમેરિકામાં ખાસ વખણાય છે અને ત્યાં જ વધારે ખપે છે. એ જ લેખક આગળ લખે છે કે બ્રીટીશે હિંદના રસ (tastes) બગાડયા છે એમ કહેવાય છે તે અમદાવાદના ગલીચા જોઇએ ત્યારે ખોટું પડે છે. આ ગલીચાનું ઉન અમદાવાદમાં જ પસંદ કરીને એને દેશી રંગથી રંગે છે. લેખક હાલ અમદાવાદમાં હયાત હોત તો અમદાવાદના રસ કેટલા બગડયા છે તે જાણી શકત.[૧૯]

**ગરમ** ગંજીફરાક મોજાં વગેરે બનાવવાનું કારખાનું પણ અમદાવાદમાં છે. બારેજડીમાં ઉનનાં ગંજીફરાક બનાવવાનું કારખાનું હતું તે હાલ અમદાવાદમાં આવ્યું છે. એનાં ગંજીફરાક સારાં બને છે અને હજી પણ બારેજડીના નામથી વેચાય છે.

[૧૯] Journal of Indian Art; No-34 : 1492 : April.

# પ્રકરણ છત્રીસમું



## ઉદ્યોગ (ચાલુ)

### ( પરચુરણ ઉદ્યોગો )

અમદાવાદના સર્વથી મોટા ઉદ્યોગ, કાપડ-સુતર, રેશમ અને જરી-કીનખાબના ઉદ્યોગોનું વર્ણન કર્યું. અહીં ફરીથી પણ કહેવું જોઇએ કે અમદાવાદના વેપાર તથા ઉદ્યોગોનો સમાવેશ ખરી રીતે ગૂજરાતના વેપાર ઉદ્યોગના ઇતિહાસમાં જ થઈ જાય છે. અમદાવાદ ગૂજરાતનું પાટનગર તેથી એ વેપાર ઉદ્યોગ અમદાવાદમાં એકત્ર થયેલા અને સારામાં સારી રીતે ખીલેલા એટલું જ. આ કારણથી ગૂજરાતનાં જ બીજાં સ્થળો કરતાં અમદાવાદના માલમાં કાંઇક વિશેષતા છે અને એની વેપારની પદ્ધતિઓમાં પણ કાંઈક વધારે વ્યવસ્થા છે. પરંતુ ગૂજરાતના વેપાર ઉદ્યોગથી અમદાવાદને સર્વથા જૂદું પાડી શકાય તેમ તો નથી જ. કેટલીક વસ્તુઓનો વેપાર તથા ઉદ્યોગ બીજાં સ્થળે મળી આવે તે અમદાવાદમાં ન પણ મળે એવું બને, પરંતુ હિંદુસ્તાનનાં શહેરોની સરખામણીમાં તો ગૂજરાત અને એના પાટનગરના ઉદ્યોગોનું સ્થાન ઉચ્ચું જ છે. એના મુખ્ય ઉદ્યોગનું બની શકે તેટલું ટુંકામાં વર્ણન કર્યું: હવે બીજા ઉદ્યોગો જોઇએ.

**સોના રૂપાનું કામ:** સોના રૂપાનું કામ કરનાર સોની છે. એમની મોટી નાત અમદાવાદમાં છે. સોનીનો ઉદ્યોગ સોનીઓ ઘણે ભાગે ઘરમાં કરે છે, એટલે આપણે એને એક મોટા ઉદ્યોગ તરીકે ગણતા નથી. પણ ખરી રીતે એ એક મોટો ઉદ્યોગ છે. એમાં ઘણાં લોક પોતાનું પોષણ કરે છે. અમદાવાદ ગેઝેટીઅરના લેખક એને એક ઉપયોગી અને મોટો ઉદ્યોગ ગણે

છે. આ લોકો નકકુર સોનાના તથા ગાભાનાં અનેક તરેહનાં ઘરેણાં બનાવે છે. ગૂજરાતના કોઈ પણ ભાગમાં વપરાતાં ઘરેણાં તથા પરદેશી ઘરેણાંનું અનુકરણ પણ કરી શકે છે. સોનીના ધંધાની રીત લગભગ દરેક જણ ઓછી વધતી જાણે છે. અમદાવાદ ગેઝેટીઅરના લેખક લખે છે કે સોનીનો ધંધો ઓછો પ્રમાણિક છે એમ મનાય છે તેથી ઘરાક ચોકસીને ત્યાંથી સિક્કા, ઘરેણું કે લગડી લઇ સોનીને ત્યાં આપે છે અને પોતે પાસે બેસીને દાગીનો ઘડાવે છે[1] પહેલાંના વખતમાં ઘરાક સોનીને પોતાને ઘેર બોલાવી ઘરેણાં ઘડાવતા. સોનીને માથેથી અણુવિશ્વાસની કહેવત હજી ઉતરી નથી. પરંતુ સોનીને ત્યાં બેસી રહેવાનો કે સોનીને ઘેર બોલાવી નજર આગળ ઘરેણાં ઘડાવવાનો વખત હાલના

[1] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૨૬. "His fondness for cheating is a by-word." ગેઝેટીઅરમાં અમદાવાદમાં બનતાં દશબાર ઘરેણાં ગણાવ્યાં છે.: એ તથા બીજાં વધારાનાં અહીં-બનતાં ઘરેણાનાં ગૂજરાતી નામ આ પ્રમાણે છે: માથાનાં ઘરેણાં:–દામણી, શિકાં, જમસરૂ, વેણી અગર અંબોડો (ફળીઓવાળો), ચાક, કેતકી, કેવડો, ગોળફુલ, મોર, (સેરની નીચે બાંધવાનો) સાતબોર, ચાંદલા, આડ, (કપાળમાં ચોઢવા); (આ ઘરેણાં સોના સાથે રત્નજડિત પણ થાય છે.) નાકનાં ઘરેણાં:–વાળી, નથની, જડ, કાંટો, લેસર, બુલાખ, આ બધામાં થોડો થોડો ફેર છે; કાનનાં ઘરેણાં:–કાપ, અકોટીઓ, કરણફુલ, ઘુઘરવાળી અકોટી, લટવાળી અકોટી, કાંટા, નખલો, લવિંગિયું, બુટી, કડી, બુગડી, કોકરવું અથવા મચકણિયું, વેણું (નખલાની જાતનો) સતફુલીઆ વાળી, ડોયણું અથવા લોળીયું, મોરવાળી, કુડકું, જુલ્લફ (માળવાળા કાંટા), આંગનિયાં, ઝાલ વગેરે. દાંતમાં ઘણા સોનાની રેખો મુકાવતા, તથા સોનેથી દાંત બાંધવાનો ઉદ્યોગ જૂના સમયથી હતો. ગળાનાં ઘરેણાં:–સાંકળી, ચેચાર, ઝુમણાં, જવાળી, ચંદનહાર, મોહનમાળા, હીરાકંઠી, મગમાળા, તોરણમાળા, ચોખાકંઠી, રાયણમાળા, બોરમાળા, ગુલછડી, કાંઠલી, દુંપીઓ, હાંસડી, નાગણ, મંગળસૂત્ર, તનમનિયું, ઝરમર, છડો, ચીસપટી, ગળુબંધ, કાળીગાંઠી, અછોડા, ફુલહાર, ફીટીઆસેર, ઉતરી અથવા દોરો, તુશી, ચિતાક, જંબુઓ, ખગલાં, (મોર કે દેવ કે શોકયનાં), બુટબાવળી અથવા મચકણિયું, મુરકી, સાપોલીઆ કંઠી, બદી, હાસરૂ; હાથનાં ઘરેણાં:–ધુપરી દેશી (અમદાવાદી) તથા સુરતી, બેરખી, વાંક, કડું, કાતરો, બાજુબંધ, બાજરિયાં, કાંકણી, ચુડી, ચુડો, બલૈયાં, ફુલબલૈયાં, ચીરચુડી, (ચુડામાં શીશોળીયાં શિવલિંગીઆં વગેરે થાય છે.) આંબળીઆં–આ બધામાં હાથી-દાંત ઉપર સોનાનું કામ થાય છે; કાંકણિયો, બાંયે, કલ્લૈયો, (સાદી ને સિંહમુખી),

જમાનામાં ભાગ્યેજ મળે છે. તેથી લોકો સોનીને ત્યાં ઘરેણાં ઘડાવવા આપે છે, અને વિશ્વાસ રાખી તૈયાર થયા પછી પાછો લે છે. સોનું ઘડાવવા આપતા પહેલાં તથા દાગીનો ઘડાઇને આવ્યા પછી માણેકચોકમાં મહાજનના ધરમાદાને કાંટે વજન કરાવી તેની ચીઠ્ઠી લે છે. આ ચીઠ્ઠીમાં સોની તથા ઘરાક બન્ને વિશ્વાસ રાખે છે. હવે ચોકસી લોકોએ તૈયાર દાગીનાની દુકાનો માંડી છે, અને લોકો નવાં ઘરેણાં ઘડાવ્યા કરતાં તૈયાર લેવું વધારે પસંદ કરતાં શીખ્યા છે. મોતી ભરાવતી વખતે હજી પણ પરોણીગરને ઘેર બોલાવીને બેસાડવાનો રિવાજ છે. હીરા જડાવવા માટે જડીઆને ત્યાં જઇ ઘરાક આજે પણ બેસે છે. હવેના જમાનામાં સોના રૂપાના દાગીનાને બદલે હીરા મોતી તથા પોખરાજના દાગીનાનો વપરાશ વધતો જાય છે. છતાં કમાણીના અમુક ભાગ કરી, બચત ખાતે થોડું રોકડ તથા થોડું સોનું કે દાગીના નાંખવાનો રિવાજ અમદાવાદમાં આજે પણ કાયમ છે. સોનાના દાગીના ખરી વખતે જવાબ દે એ માન્યતા અમદાવાદીઓમાં હજી ચાલુ છે.

સોના ચાંદીના **વરખ** અમદાવાદમાં બને છે. સોના ચાંદીનું પતરૂં લઇ તેને પાતળા ચામડાની ચોપડી જેવું બનાવેલું હોય તેમાં મુકી ભારે હથોડાથી ટીપે છે. જેવડું પતરૂં મુક્યું હોય તેનાથી ચાર ગણો મોટો વરખ થાય છે. વરખગર મોટે ભાગે મોચી લોકો છે. વરખ ગાંજા સાથે પીવામાં, મીઠાઇ ઉપર ચોડવાના કે દવાના કામમાં આવે છે. ઇ. સ. ૧૮૫૦ માં સોનેરી વરખ બનાવનારનાં ઘર બે તથા રૂપેરી વરખ બનાવનારનાં પાચ કે છ હતાં. સોનેરી વરખ શ્રાવકો બહુ વાપરતા. ૩×૫॥ તસુના સોનેરી વરખનું વજન એક રતી થતું, અને ૩×૪ તસુના રૂપેરી વરખનું વજન $\frac{1}{8}$ રતી થતું.

**પીત્તળનું કામ :** પીત્તળનું કામ અમદાવાદમાં ઘણા જૂના સમયથી થાય છે. પીત્તળ પહેલાં અમદાવાદમાં જ બનતું, બહારથી બહુ થોડું આવતું. હવે

પોંચી, વેઢ, વીંટી, સાંકળાં, (અનેક જાતનાં) ગુજરીઓ, પાટલીઓ, બંગડી. (અનેક જાતની), દરશનિયાં, કડાં. ગજરા. પવિત્રી. જળ. ગોટ: કેડનાં ઘરેણાં:–કંદોરો. સેર, પગનાં ઘરેણાં:–સાંકળા, ઝાંઝર અથવા નૂપુર. ઘુઘરા, જંજીરા. લંઘર, ગજરો. કલ્લાં. કાબી, બેડી, પગપાન. અંગુઠિયા, જોટવાં, ફુલ, માછલી, કચડા, ચાણવટ બીછવા. આમાંનાં કેટલાંક બીજાં ગામોમાંના નામ છે. ઘણાંમાં અનેક જાતો પણ થાય છે. કેટલાંક નામ શબ્દકોષમાં મળતાં નથી.

પરદેશી પીત્તળના લદ્દા તથા પતરાં સસ્તાં પડવાથી પીત્તળ અહીં ઓછું બને છે. ૩૦ શેર ત્રાંબામાં ૨૦ શેર જસત મેળવીને, અગર ચાર ભાગ ત્રાંબું અને ત્રણ ભાગ જસત મેળવીને પીત્તળ બનાવે છે.[૨] ઈ. સ. ૧૮૫૧ માં કંસારાના ૨૦૦ ઘર હતાં. હાલ પણ માણેકચોકમાં માંડવીની પોળ આગળ કંસારાનું બજાર સારી સ્થિતિમાં છે. અમદાવાદમાં પીતળનું કામ પહેલાં ઘણું સારું થતું. એમાં ખાસ કરીને બારીક કારીગીરીવાળી જાળીઓ તથા પાનદાન બને છે. જાળીઓમાં શાહઆલમ સાહેબના રોજાના કમાડની જાળી અમદાવાદના પીતળ કામનો અદ્‌ભુત નમુનો બતાવતી આજે દેખાય છે. સીપ્રીના ગોખના પણ પીતળના નમુના કરાવી કોલોનિયલ અને ઈન્ડીઅન મ્યુઝિયમમાં મુકાયા હતા.[૩] અમદાવાદના પાનદાન ભૂંગળી જેવાં થતાં, અને એની આસપાસ બારીક જાળીવાળી કારીગીરી થતી. એમાં આજુબાજુ કાથાચુનાની દાબડીઓ તથા વચમાં પાન રહેતાં. જાળીને લીધે પાનને હવા મળે એ વિશેષતા હતી. પાનના આકારના ડબા થતા. વાળેલાં તૈયાર કરેલાં પાન રાખવાને કેરીના આકારના ડબા પણ થતા. આ સિવાય ખડીઆ, મીઠાઇના ડબા, લોટા વગેરે ઘરના ઉપયોગનાં વાસણો, તથા રમકડાં પણ સારાં થતાં. આ બધું કામ દેશાવરોમાં ખાસ પંકાય એવું હવે થતું નથી. નાસીક કે મુરાદાબાદની પેઠે અમદાવાદનાં વાસણો હાલ કાંઇ ખાસ વખણાતાં નથી. અમદાવાદનાં ઘરઉપયોગનાં વાસણો આજે પણ હિંદુસ્તાનના કોઇ ભાગ કરતાં આકારમાં વધારે દેખાવડાં થાય છે. પરંતુ આ આખા ગૂજરાતની એક વિશેષતા છે. બંગાળ કે મદ્રાસ કે ઉત્તર હિંદમાં ઘરઉપયોગનાં વાસણોના ઘાટ ગૂજરાત જેવા સુંદર નથી. દેવપૂજા વગેરે બાબતમાં ગૂજરાત કરતાં બીજા પ્રાંતો વધારે આગળ વધેલા હોવાથી પૂજાના ઉપયોગનાં નાનાં વાસણો આપણા કરતાં બીજે સારાં થાય છે. પરંતુ મોટાં વાસણોના ઘાટની સુંદરતા તથા વિવિધતામાં આપણે આગળ છીએ. પીત્તળના રમકડાં અમદાવાદમાં થાય છે ખરાં પણ તે ખાસ વખણાય એવાં થતાં નથી. ૧૮૫૧માં રા. મગનલાલ લખે છે કે અહીં હાથી ઘોડા પાલખી વગેરે રમકડાં થાય છે પણ તે દેશાવરમાં જતાં નથી, પણ પાનાભાઇ વખત-

[૨] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૩૦ મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૭૭.
[૩] Indian Art Journal No-11.

ચંદના ઘરના દેરાસરમાં બાર મણ વજનના પીતળના ઘોડા છે તે ઘણા નાજુક છે એમ કહેવાય છે.[૪] આ સિવાય પીત્તળની દીવીઓ તથા લટકાવવાના દીવા પણ અહીં સારા થતા હતા. દીવાઓનો ઉપયોગ ઓછો થતાં હવે કોઇ ભાગ્યે જ તે લે છે. મસ્જીદોમાં જે ચિરાગ ત્રણ સાંકળોથી લટકાવેલા પત્થરમાં કોતરેલા છે તે ઘણું કરીને આવા લટકતા દીવા ઉપરથી કરેલા છે. જો એમ હોય તો લટકતા પીતળના દીવા જૂના વખતમાં અહીં ઘણા સારા થતા હશે. એ ચિરાગનાં ચિત્રો જોવાથી સમજાશે. મૂર્તિઓ પણ પીત્તળની બનતી પરંતુ એમાં કાંઇ વિશેષતા નથી. અમદાવાદની ખાસ વિશેષતા પીત્તળની હીંચકાની સાંકળોની છે. હીંચકો એ આપણા પ્રાંતની એક વિશેષતા છે એમ કહીએ તો ચાલે. આથી સાંકળોમાં અનેક સુંદર દેખાવો કરવામાં આવતા હતા. સાંકળમાં વચ્ચે અનેક આકારો તાસકો, હાથીઘોડા, મોર વગેરે જાનવરો મુકીને તેને ઘણી આકર્ષક બનાવવામાં આવતી હતી. હાલ હીંચકો તો ઘેરઘેર છે, પણ લોખંડની સાંકળને બદલે પીતળની સાંકળો જ્યાં વપરાય છે ત્યાં પણ આવી સુંદર સાંકળોને બદલે સીધા સળીઆ કે સાદી સાંકળ હોય છે. ઘણાના ઘરમાં જૂના વખતની કારીગીરીવાળા સાંકળો હોય તો તેને નકામી ગણી વેચી નાખે છે, અને અહીં એકે મ્યુઝિયમ ન હોવાથી એનો નમુનો પણ ન રહેતાં પરદેશીઓ એને ખરીદીને લઈ જાય છે. અમદાવાદમાં હાલ બે મેટલ ફેક્ટરીઓ અને એક પ્રેસીડેન્સી આયર્ન એન્ડ બ્રાસ વર્ક્સ નામની ફેક્ટરી છે.

**બીજી ધાતુઓ** : ત્રાંબુ કાંસુ તથા કલાઇનું કામ પણ અમદાવાદમાં ઘણું થાય છે. ત્રાંબાનાં વાસણો ઘણુંખરૂં મોટાં હોય છે. ત્રાંબાના ગોળા, ગાગર, દેગડા, બેડાં, પાણીના બંબા, પાટીઆ, બટવા તથા કરવડા લોટા ઘણા થાય છે. આપણા મોટાં વાસણોના આકારમાં પ્રાચીન કાળથી કાંઈ બહુ ફેર પડયો હોય એમ લાગતું નથી. આપણાં ગાગરબેડાંના આકાર હિંદુસ્તાનના કોઈ પણ પ્રાંતનાં પાણી ભરવાનાં વાસણોના આકાર કરતાં વધારે સુંદર છે. આપણાં વાસણો માથે મુકવાનાં હોય છે, જ્યારે બીજા પ્રાંતોનાં વાસણો કેડે મુકી બગલ નીચે રાખવાનાં હોય છે. એ કારણથી ત્યાંના ઘાટ બેડોળ હોય છે. પાણીઆરૂં

[૪] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૭૮.

એ તો ગૂજરાતની એક ખાસ વિશેષતા છે.[પ] બીજા પ્રાંતોમાં આપણાં જેવાં જૂદાં, સુંદર ઘાટવાળાં, સુંદર ચકચકતાં વાસણથી શોભતાં પાણિયારાં જોવામાં આવતાં નથી. આપણાં પાણિયારામાં જ્યારે પીતળના લોટા તથા ત્રાંબાનાં ગાગરબેડાં મુક્યાં હોય ત્યારે ઘરમાં એક સુંદર દેખાવ થઇ રહે છે, ઘર એથી શોભે છે. ત્રાંબાનાં આવાં વાસણો ઉપરાંત ઘરેણાં રાખવાની પેટીઓ તથા ખડીઆ પણ થતા. નાતમાં રાંધવાના દેગ, ચરૂ, તથા લીંબોળી પણ ત્રાંબાનાં બનતાં. એ દરેકના આકાર જૂદા થતા. પાણી ગરમ કરવાની નાની દેગડીનો આકાર વળી બીજાં બધાં વાસણથી જૂદો પડે છે. ત્રાંબાકુંડીનો આકાર રળિયામણો છે, એ પણ આપણી એક વિશેષતા છે. ત્રાંબાકુંડી દરેક ઘરમાં હોય જ કારણ લગ્ન પછી વરને ગાગરબેડું, કથરોટ તથા ત્રાંબાકુંડી મળે જ. 'ત્રાંબાકુંડીઓ તે નગર સોહામણી' એમ દરેક શુભ પ્રસંગે ગવાય છે. આપણી સુંદર ગાગરોની નવ આકૃતિઓ અડાલજની વાવમાં એક ગોખમાં કોતરેલી છે. આજે ચારસો વર્ષથી એનો આકાર એવો જ રહ્યો છે.

**કાંસાનાં** વાસણો પણ ઘણાં બને છે. કાંસુ અમદાવાદમાં બને છે. ત્રાંબુ તથા જસત સરખે ભાગે મેળવીને કાંસુ બનાવે છે. ત્રાંબુ તથા જસત બન્ને પરદેશથી આવે છે. કાંસાનાં વાસણો પહેલાં બહુ વપરાતાં. હાલ એનો ઉપયોગ ઘણો જ ઓછો થયો છે. કોઈ શુભાશુભ પ્રસંગે જ હવે કાંસુ વાપરવામાં આવે છે. ગામડાના લોકો કાંસાનાં વાસણ હજી પણ વાપરે છે. કાંસાનું વાસણ પડે તો ભાગી જાય છે અને ઉંચ વર્ણમાં સ્પર્શાસ્પર્શના સંબંધમાં એને માટી જેવું ગણે છે એટલે એનો વપરાશ હવે બંધ થયો છે. પહેલાં કાંસાના સવા ગજ વ્યાસના થાળા તથા થાળીઓ થતાં; ઘંટ, તાંસળાં વગેરે પણ થતાં. રા. મગનલાલ લખે છે કે કાંસાના વાસણોમાં વીસનગર જેવી તલાવટ અમદાવાદમાં આવતી નથી. વીસનગરથી કાંસાનાં વાસણો અમદાવાદમાં અત્યારે પણ આવે છે.

**કલાઈનો** ઉદ્યોગ ઘણે ભાગે ત્રાંબાપીતળના વાસણો ઉપર કલાઈ કરવામાં જ ખીલેલો છે. રા. મગનલાલ લખે છે કે કલાઈના વાડકા, વટલોઇઓ

[પ] "આપણાં રાચરચીલાં" એ વિષય ઉપર એક ઉત્તમ નિબંધ રા. ગજાનન પાઠકે વાંચ્યો હતો. એમાં આપણાં બીજાં રાચરચીલાં સાથે વાસણોની વિશેષતા પણ ઘણી ઉત્તમ રીતે બતાવી છે. જુઓ પ્રસ્થાન પુ. ૭ અં, ૩ અને ૪.

તથા કુંડીઓ બનતી પણ તે વીલાયત જેવાં સફાઈદાર ન હોવાથી ઓછાં વપરાતાં હતાં. કલાઇનાં નાનાં રમકડાં પણ બનતાં હતાં. કલાઈનાં વાસણો હવે વપરાતાં નથી. આ સદીની શરૂઆતમાં અથાણાં વગેરે ભરવા માટે કલાઈના વાડકા કોઈ કોઈ ઘરમાં જોવામાં આવતા હતા. નવસાર વાપરીને કલાઇ કરવાનો ઉદ્યોગ હાલ જાણીતો છે.

કલાઈનાં પતરાં અગર વરખ બનાવવાનો ઉદ્યોગ પણ સારો છે. એ વરખને ચળકતો પીળો સોના જેવો રંગ કરે છે. એક શેર કલાઈમાંથી ૭ આંગળનાં સોળ કોડી વરખ બને છે. એના ઉપર રંગ ચઢાવવાની ખાસ રીત છે. આ વરખ ગરીબ લોકો શુભ પ્રસંગે બારસાખે ચોઢવા માટે ખરીદે છે. આમાંથી આંગી પણ બને છે. આ વરખ ઉપર સાધારણ ભાત પણ છાપવામાં આવે છે. હાલ ચાંલ્લાઓળમાં આ કામ થાય છે. કલાઇના વરખનાં રંગબેરંગી અલંકાર દેવમંદિર માટે બને છે. કાગળ કાપીને તેના ઉપર પણ વરખ લગાડાય છે. જાતજાતની આંગીઓ ઉપરાંત એમાંથી દેવનાં ઘણાં અલંકાર બને છે. જન્માષ્ટમીને દીવસે ઠાકોરજી માટેના નાના મોરમુગટ, ચાંલ્લા વગેરે અનેક ચીજો બને છે. રેશમી તથા સુતરાઉ કાપડ ઉપર સોનેરી તથા રૂપેરી વરખની ફુલ-વેલની ભાત પણ આ કારીગરો પાડે છે. જેવી ભાત પાડવાની હોય તેવાં બીબાં બનાવી તેને ગુંદર લગાવી કપડા ઉપર છાપે છે. ત્યાર બાદ તેના ઉપર સોનેરી કે રૂપેરી વરખ પાથરીને એક લીસા લાકડાના કકડાથી (મોર) એને ખૂબ ઘસે છે એટલે બીજે ઠેકાણેથી વરખ ઉખડી જઇ માત્ર ગુંદરવાળી ભાતમાં તે ચોટી રહે છે. આ કામ એવું સારૂં થાય છે કે ગમે તેમ વાપરવા છતાં વરખ ઉખડતો નથી. આ વરખના બધા કામનો ધંધો મોચીના હાથમાં છે અને તે ઠીક ચાલે છે.[૬]

**રસાણિયા** લોક ત્રાંબા ઉપર ચાંદીનો ઢોળ ચઢાવે છે. ( electro-plating ). ચાંદી ઉપર સોનાનો ઢોળ ચઢાવવાનું કામ પણ થાય છે. વિલાયતી ઇલેક્ટ્રો પ્લેટિંગનો હુન્નર આવ્યાથી જુની રીતે કોઈ હવે ઢોળ ચઢાવતું નથી. જૂની રીતે ચાંદી ઉપર સોનાનો વરખ ચઢાવી એના ઉપર જે કેટલીક ક્રિયા

[૬] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૨૯.

કરવાની હોય છે; એ બહુ કડાકુટવાળી છે. આ ધંધો સોનીને બદલે મોચી લોકના હાથમાં છે.

**માટીનાં વાસણ** : અમદાવાદ ગેઝેટીઅરના લેખક લખે છે કે અમદાવાદની માટીની ચીજો પશ્ચિમ હિંદના બીજા ભાગની માટીની ચીજો કરતાં સારી થાય છે.[૭] ઉપયોગમાં આવે એવી અને બીજા દેશ કરતાં ઘાટમાં ઘણી સારી એવી માટીની ચીજો હાલ અમદાવાદમાં બને છે ખરી, પરંતુ માટીની ચીજો માટે અમદાવાદ ખાસ વખણાતું નથી. અમદાવાદમાં બનેલી માટીની વસ્તુ બહારગામ સારા પ્રમાણમાં જતી હોય એમ જાણ્યું નથી. અમદાવાદમાં માટીનાં રમકડાં બને છે પણ તે છેક સાધારણ કારીગીરીનાં છે. પોંડીચેરીનાં રમકડાં જેવી એની પ્રસિદ્ધિ નથી. બીજાં વાસણમાં પણ પાટણ જેટલું અમદાવાદ વખણાતું નથી. છતાં બંગાળ કે મદ્રાસ બાજુની ગોળીઓ તથા ચંબુ કરતાં આપણી ગોળીઓ તથા ચંબુ દેખાવમાં વધારે સુંદર, નાજુક, અને રંગે સારા છે. બધા દેશોમાં રમકડાંને રંગ લગાડવામાં આવે છે, પરંતુ ગૂજરાત જેવો રંગ વાસણને બીજે ક્યાંઈ લગાડાતો નથી. રમચી, ખડી તથા અબરખનો રંગ લગાડવામાં આવે છે. કેટલાક કુંભાર વાસણ ઉપર ચળકાટ (glaze) પણ લાવી શકે છે. લાખવાળાં માટીનાં લાખોટેલાં વાસણ અગર બરણીઓ ઘી તેલ તથા અથાણાં માટે બને છે, પણ ચીની બરણીઓ આવ્યા પછી એનો ઉપયોગ ઓછો થયો છે. કોઠી, ઘડાં, ઘડા, ગોળી, ચંબુ, હાંલ્લાં, ડોઘલાં વગેરે જુદા જુદા આકારનાં વાસણો બને છે. શકોરાં વગેરે બીજાં નાનાં વાસણ પણ બહુ બને છે. અમદાવાદમાં ચલમ બને છે પણ તે ધંધુકા તથા રાણપુર જેટલી સારી નથી થતી. નળીઆં દેશી ઘાટનાં બને છે. મેંગલોરી નળીઆંનું એક કારખાનું થોડાં વર્ષો પહેલાં હતું. જુની રીતના કુંભારના નીભાડા હવે ઓછા થયા છે, તેને બદલે હવે ટેબલ ઈંટોના ઇંટવાડા થયા છે. એકંદરે અમાદાવાદની માટીની ચીજોનો ઉદ્યોગ અમદાવાદને પોતાને જ માટે છે. બાદશાહી સમયમાં અમદાવાદમાં ચીની ચોરસાં (glazed tiles) જેવી ચળકતી માટીનું કામ થતું. શાહીબાગમાં એવાં નળીઆંના લતાકુંજનો ઉલ્લેખ છે. મહેમદાવાદના ભમરિયા કુવાના ઓરડાઓમાં હાલ કોઇ કોઇ ભાગમાં એવી ભીંતો રહી ગયેલી દેખાય

[૭] એ જ પૃ. ૧૨૬.

છે. એટલે એવી ચળકતી ભીંતોનું કામ મહેલો વગેરેમાં થતું હશે એમ માનવાને કારણ છે. હાલ એ ઉદ્યોગ નથી.

**ખરાદીનો** ઉદ્યોગ અમદાવાદમાં સારો હતો. ખાટલાના પાયા તથા ઇસો, ઘોડીઆં, ભમરીઓ, અનેક જાતનાં લાકડાંનાં રમકડાં, ડબ્બીઓ, ભમરડા વગેરે આ ખરાદી અગર સંગાડીઆ લોક બનાવતા. રંગબેરંગી લાખના રંગ એના ઉપર થતા. ખાટલા ઘોડીઆં તથા ડબ્બીનો ઉપયોગ પહેલાં બહુ હતો. અમદાવાદની આ વસ્તુઓ મોડાસા જેવી સારી બનતી નહિં. અમદાવાદ ગેઝેટીઅરના લેખક લખે છે કે આ ઉદ્યોગને યુરોપની હરીફાઇથી કાંઇ હાની થઇ નથી. પરંતુ ગેઝેટીઅર લખાયે આજ અડધી સદી થઈ ગઈ. હવે રંગેલા ખાટલા અગર ઢોળીયા કોણ વાપરે છે. જુના હોય તે ભાગી ગયા પછી નવા કોણ લે છે ? પરદેશી લોખંડના જાળીઓવાળા ખાટલા ઘેર ઘેર થતા જાય છે. ઘોડીઆંને બદલે લોખંડનાં પારણાં વપરાય છે, અને ખરાદીએ ઉતારેલાં રમકડાંનો ઉપયોગ પણ ઓછો જ થાય છે. ભમરડા ફેરવવાની રમત પણ દીવસે દીવસે ઓછી થતી જાય છે. કોઈ મરી જાય ત્યારે તેરમાની સરવણીમાં ખાટલો દાન અપાય ત્યારે ખાટલો, અને સ્ત્રી છોકરૂં લઈ સાસરે આવે ત્યારે જીયાણામાં ઘોડીઉં લાવે ત્યારે ઘોડીઉં ખરીદાય છે. માત્ર આટલું ઉત્તેજન ખરાદીના ઉદ્યોગને છે અને આ જૂની રૂઢિઓ જશે ત્યારે એ પણ જશે.

**મણિયાર** અને ચુડગરનું **હાથીદાંત**નું કામ અમદાવાદમાં થાય છે ખરૂં. પરંતુ દાંતના સ્ત્રીઓને પહેરવાના ચુડા સીવાય રમકડાં વગેરે બીજું કંઇ અહીં થતું નથી.[૮] ત્રીવેન્દ્રમ્ વગેરે બીજાં હાથીદાંતની કારીગીરીથી વખ-

[૮] અમદાવાદ ગેઝેટીઅરમાં આમ લખેલું છે. પણ રા. મગનલાલ વખતચંદ (પૃ. ૧૮૨) લખે છે કે શેતરંજનાં નાનાં રમકડાં વગેરે ચીજો બનાવનાર ત્રણચાર આશામી હતા. વળી સરખાવો:–Forrest: Cities of India P. 81. " The labour of an industrious and ingenious people was employed in the manufacture of Silk and Cotton of every description, in metal work, wood and ivory carving, and in inlay." આ ઉપરથી જણાશે કે હાથીદાંત તથા જડિતકામનો ઉદ્યોગ અમદાવાદમાં સારો હશે પણ ગઈ સદીમાં ઉત્તેજન વગર નાશ પામ્યો હશે.

ણાતાં શહેરોની પેઠે અમદાવાદમાં એ કામ બીલકુલ થતું નથી. ચુડા વહેરવાનું તથા ઉતારવાનું કામ પહેલાં સારૂં થતું. સારી સ્થિતિનાં બૈરાં દાંતના ચુડા પહેરતાં, ગરીબ સ્થિતિનાં લાકડાના ચુડા પહેરતાં. હવે ધીમે ધીમે ચુડા પહેરવાની રીત ઓછી થતી જાય છે. માત્ર સારે માઠે પ્રસંગે રૂઢિનાં ચિહ્ન તરીકે એનો વપરાશ છે. ચડાનું સ્થાન પરદેશી કાચની બંગડીઓએ લીધું છે.

**છીપનું જડિતકામ**: આ કામ હાલ એક ઉદ્યોગ તરીકે અમદાવાદમાં નથી. પરંતુ બાદશાહી સમયમાં જડિતકામ સારૂં થતું હશે એમ જણાય છે. શાહઆલમ તથા સરખેજના રોજાઓમાં છીપનું જડિતકામ છે. રાણીના હજીરાની કાળા આરસની કબરમાં પણ સુંદર જડિતકામ છે. દિલ્હી આગ્રા જેવું કામ અહીં થતું એમ જણાય છે, પરંતુ દિલ્હી આગ્રામાં જેટલું બારીક કામ વધારે પ્રમાણમાં દેખાય છે તેવું અહીં નથી. ખેતરપાળની પોળમાં એવું છીપ તથા બીજા કિમતી રંગીન પત્થરથી જડિત ઉત્તમ કામ કરેલું છે; ફતાશાની પોળમાં પણ એવું કામ છે, પણ તે સાધારણ છે. હાલ પણ જડિત કામ કરનારા ગૂજરાતમાં છે. પરંતુ દિલ્હી આગ્રામાં જેમ એક ઉદ્યોગ તરીકે એવા કામનાં ટેબલો, પેટીઓ, કાગળ દાબવાના પથરા (પેપરવ્હેઇટ) વગેરે બને છે તેમ અહીં બનતું નથી.

**ચામડાંનું કામ**: અમદાવાદમાં ડબગર અને મોચી લોક ચામડાંનું કામ કરે છે. ડબગરો ઘણુંખરૂં ઘી તેલને માટે ચામડાંનાં કુલ્લાં અને ત્રાજવાં પણ બનાવે છે. આ કામ માટે ભેંશનું ચામડું વપરાય છે. એને ચુનાના ઠંડા પાણીમાં પલાળીને કેળવીને લાળ વગેરે સાફ કરીને માટીના ઉપર ગોઠવી કુલ્લું બનાવે છે. માટીનાં કુલ્લાં ડબગરની સ્ત્રીઓ બનાવે છે. કુલ્લું બન્યા પછી સુકાય એટલે માટીનું કુલ્લું ફોડી નાંખીને કાઢી નાંખે છે. પહેલાં આ કુલ્લાં આખા ગૂજરાતમાં વપરાતાં અને તે ઉપરાંત ઇરાન અરબસ્તાન તથા આફ્રીકા જતાં. હાલ એનો ઉપયોગ ઓછો થઈ ગયો છે. ડબગર લોકો ચોમાસામાં લીલા રંગનાં મીણીઆની છત્રીઓ બનાવે છે.

જોડા બનાવવાનું કામ અમદાવાદમાં ઠીક છે. અમદાવાદ ગેઝેટીઅરના લેખક લખે છે કે અમદાવાદની સ્ત્રીઓને પહેરવાની સપાટો ગૂજરાતમાં સારામાં સારી ગણાતી. હાલ અમદાવાદ જોડા માટે ખાસ પ્રસિદ્ધ નથી એ જાણીતી વાત છે. અમદાવાદના લોક હવે જોડા પહેરતા થયા છે. આજથી વીસ વર્ષ

પહેલાં બહુ થોડા લોક જોડા પહેરતા. કોઇ ઉઘાડે પગે હોય તો એણે અમદાવાદી હોલબુટ પહેર્યા છે એમ મશ્કરી થતી. ગેઝેટીઅરના લેખક લખે છે કે ગાય ભેંશના ચામડાના પટા તથા પીકર્સ (એ સમયે) મીલોમાં પણ વપરાતાં.[૯] રા. મગનલાલ વખતચંદ લખે છે કે અમદાવાદમાં ઢાલ સારી બનતી.[૧૦] એ ઢાલ ઉપર ચિત્રામણ પણ થતું. ઈ. સ. ૧૮૮૫ માં મુળચંદભાઇ હઠીસિંહે એન્ટવર્પના પ્રદર્શનમાં ઉત્તમ કારીગીરીની ગેંડાની ઢાલ મુકી હતી. હિંદુસ્તાનમાંથી ઢાલની જરૂર ગઈ તે સાથે તે અમદાવાદમાંથી પણ ઉડી ગઇ, અને એ ઉદ્યોગ બંધ થયો. ઘોડાનાં જીન, તથા બીજો સામાન અમદાવાદના મોચીઓ બનાવે છે. પહેલાં હસ્તલિખિત પુસ્તકોનાં સારી નકશીવાળાં તથા સોનેરી રૂપેરી ભાતવાળાં ચામડાંનાં પુંઠાં બનતાં. હાલ એવું કાંઇ બનતું નથી. ફક્ત ચોપડાનાં લાલ પુંઠાં બને છે.

**લોખંડ :** અમદાવાદ ગેઝેટીઅરના લેખક લખે છે કે અમદાવાદના લોખંડના ઉદ્યોગને યૂરોપની હરીફાઈથી હાનિ થઇ છે. પરંતુ લોખંડના કામમાં યંત્રોનો ઉપયોગ થવાથી મુંબાઇની પેઠે અમદાવાદના લોખંડના ઉદ્યોગ માટે હાલ સારૂં ક્ષેત્ર છે. અમદાવાદના લુહાર હુંશિયાર અને મહેનતુ છે. મી. લેલીનું આ લખાણ ખરૂં છે, પરંતુ લોખંડનો ઉદ્યોગ ખાસ વખાણવા લાયક અહીં નહોતો. હાલ જે લોખંડનો સામાન બનાવવાનાં નાનાં મોટાં કારખાનાં છે તે હરકોઇ મશીનના દાગીના તથા ચક્કરો ઢાળીને બરોબર ઉતારી શકે છે, અને એકંદરે બહુ સારૂં કામ કરે છે. લોખંડના ઉદ્યોગને મોટું ઉત્તેજન મીલો તરફથી મળે છે. લોખંડ મુંબાઈથી આવે છે. એનાં પતરાંમાંથી નળા, ડોલ, વગેરે વાસણો બને છે. લોખંડના સામાનનો મોટો ભાગ તો પરદેશથી તૈયાર જ આવે છે. છતાં અમદાવાદમાં ખીલા મજાગરાં વગેરે પણ બને છે. તાળાં તથા કળ બનાવવાનો ઉદ્યોગ બહુ ઓછા પ્રમાણમાં છે. જે માલ બને છે તે સારો અને ટકાઉ બને છે, પણ અલીગઢ જેટલો તે પ્રસિદ્ધ નથી. ગર્ડર, પતરાં, વગેરે ઘર બાંધવાનો માલ પરદેશથી આવે છે. લુહારોનો મોટો ભાગ લોખંડની નવી ચીજો બનાવવા કરતાં તૈયાર પરદેશી માલને ઘડીને બેસાડવામાં વધારે રોકાયો

[૯] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૪૦. [૧૦] મગનલાલ વખતચંદનો ઇતિહાસ પૃ. ૧૮૨; અને Journal of Indian Art, No. 7 : 1885.

છે. તીજોરીઓ અમદાવાદમાં સારી બને છે. યંત્રથી લોખંડનું કામ કરનારાં થોડાં કારખાનાં પણ છે. એમાં ઇમ્પીરિયલ આયર્ન વર્કસ તથા વિક્ટોરિયા આયર્ન વર્કસ એ મોટાં છે. કેટલાક લુહાર સોનું ચાંદી ઘડવાનું કામ કરે છે તે રૂપાઘડા લુહાર કહેવાય છે. અમદાવાદની મીલોને શરૂઆતમાં કોલસાને બદલે લાકડાં બાળવા પડતાં. લોખંડ તથા કોલસા પરદેશથી જ આવતા. દેશી કોલસો પણ બંગાળ જેટલે દૂરથી આવતો. આ કારણથી ઉદ્યોગ હુન્નરના વિકાસદ્વારા અમદાવાદને અસલની જાહોજલાલીમાં આવેલું જોવાની ઇચ્છા કરનાર રણછોડભાઇની દીર્ઘદૃષ્ટિએ લોખંડ તથા કોલસાનો ઉદ્યોગ ગૂજરાતમાં ઉભો કરવાનું કામ આરંભ્યું. ઇ. સ. ૧૮૮૪ માં ધી ગૂજરાત આયર્ન એન્ડ કોલ કંપની લીમીટેડ નામની એક પેઢી શહેરના પ્રતિષ્ઠિત વેપારીઓને મેળવીને એમણે ઉભી કરી.[૧૧] આ કામ પાર પડત તો અમદાવાદ, ગૂજરાત, અને આખા હિંદુસ્તાનને લાભ થાત. પરંતુ સરકાર સાથેની કેટલીક શરતોમાં વાંધો પડવાથી કંપની પ્રઢી ભાંગી. આ સાહસ જો પાર પડયું હોત તો અમદાવાદના ઉદ્યોગોના નેતાએ ગૂજરાતમાં બીજું જમશેદપુર ઉભું કર્યું હોત. પણ તે ઉગતાં જ અસ્ત થયું અને એમાં એના સંચાલકોનો દોષ નહોતો.

**લાકડકામ :** અમદાવાદમાં લાકડકામનો ઉદ્યોગ બે જાતનો છે: એક ઘર તથા બીજી સાદી લાકડાની વસ્તુઓ, બનાવવાનો બીજું લાકડામાં કોતરણી કરવાનો. ઘણુંખરૂં આ બન્ને કામ કરનાર સુતાર જુદા હોય છે. અમદાવાદ ગેઝેટીઅરના લેખક લખે છે કે અમદાવાદના સુતાર[૧૨] સીસમમાં કોતરણી કરવા માટે લાંબા સમયથી પ્રસિદ્ધ હતા. લાકડામાં કારીગીરી કરનારા ગૂજરાતના ઘણા સુતારો મુંબાઇ જઇને વસ્યા છે, છતાં અમદાવાદમાં લાકડકામ ઘણું જ સુંદર થાય છે. ગઇ સદીના પૂર્વાર્ધમાં જ્યારે રેલ્વે નહોતી થઇ ત્યારે ધોલેરામાં લાકડાનાં મોટાં પીઠાં હતાં. ત્યાં વલસાડ બાજુથી સાગ તથા મલબારથી સીસમ અને સુખડનાં લાકડાં આવતાં અને અમદાવાદના સુતારો એ ધોલેરાથી ખરીદ કરતા.

[૧૧] રણછોડલાલ છોટાલાલનું જીવનચરિત્ર. [૧૨] મકાન બાંધનાર મુખ્ય મીસ્ત્રીને માટે સંસ્કૃત શિલ્પશાસ્ત્રોમાં તથા ઘણા લેખોમાં સૂત્રધાર શબ્દ વાપરેલો છે, એના ઉપરથી સુથાર અગર સુતાર શબ્દ થયો, અને એનું ટૂંકું થઇને ઠાર શબ્દ થયો. અમદાવાદના સુતારો ઠાર કહેવડાવવામાં આનંદ માને છે.

અમદાવાદના લાકડકામની કારીગીરીએ યૂરોપનાં પ્રદર્શનોમાં સારી પ્રશંસા મેળવી છે.[૧૩] પ્રદર્શનો માટે સરકાર તથા રાજાઓએ, અને ખાનગી ઉપયોગ માટે અમેરિકાના ધનવાનોએ જ અમદાવાદના લાકડકામના ઉદ્યોગને ઉત્તેજન આપ્યું છે. હિંદુસ્તાનના કોઇ ધનવાને કે અમદાવાદના કોઈ શહેરીએ હાલના વખતમાં કાંઈ ઉત્તેજન આપ્યું નથી એ મોટા શોકની વાત છે. આ કારણથી લાકડાની કોતરણીનું કામકાજ હાલ અમદાવાદમાં ઓછું થઇ ગયું છે. એન્ટવર્પના પ્રદર્શનમાં મુળચંદભાઈ હઠીસિંહે કોતરણીવાળું એક કબાટ (કેબીનેટ) મુકેલું હતું તેનું કોતર કામ ઉત્તમ હતું. ગઇ સદીના છેલ્લા પાદમાં અમેરિકન વહીવટથી ચાલતી એક 'વુડકારવીંગ કંપની' નામની પેઢી લાકડાનું કોતરણી-વાળું ફરનીચર વગેરે તૈયાર કરાવતી હતી. એ કંપનીએ અમદાવાદની કેટલીક પ્રસિદ્ધ પત્થરની જાળીઓની નકલ લાકડામાં કરાવેલી છે. ઇ. સ. ૧૮૮૬ માં 'ઇસ્ટ ઇન્ડીઆ આર્ટ મેન્યુફેક્ચરીંગ કંપની' નામની પેઢીમાં મી. વીમ્બ્રીજે લાકડાની કોતરણીના સારા નમુના બનાવ્યા હતા. એમાં અમદાવાદની મુહાફિઝખાંની, શાહપુરની, દસ્તુરખાંની, તથા સીપ્રીની મસ્જીદોની કારીગીરીની નકલ કરી હતી.[૧૪] અમદાવાદના સુતારોએ મીરઝાંપુર રાણી રૂપવતીની મસ્જીદની તથા મુહાફિઝખાંની મસ્જીદની સપ્રમાણ નાની પ્રતિકૃતિઓ ફોર્બ્સ સાહેબ તથા એક બીજા યૂરોપિયન ગૃહસ્થ માટે બનાવી હતી. એ દરેકની કિંમત રૂ. આઠસેંથી હઝાર સુધી પડી હતી. શાહપુરની મસ્જીદના ગોખની કોતરણી ફરનીચરમાં, ખુરશીઓના ટેકા વગેરેમાં, ખાસ કરવામાં આવતી હતી. ભદ્રની જાળીઓના નમુના હઝાર રૂપીઆની કિંમતે થયા હતા. પરદેશનાં પ્રદર્શનો તથા સંગ્રહસ્થાનો (મ્યુઝિયમો)માં લાકડાની કોતરણીનું જે કામ મુંબાઇને નામે મુકવામાં આવતું તે કેવળ ગૂજરાત અને એના પાટનગર અમદાવાદનું જ હતું.

અમદાવાદમાં કલેકટર તથા કમીશનર તરીકે રહી ગયેલા સર ઇવાન્સ જેમ્સ લખે છે કે બૌદ્ધોની પત્થરની કોતરણીમાંથી મુસલમાનોએ લાકડાની કોતરણી કરી એમ ગુપ્તે ધારે છે તે ખોટું છે. કોતરણી કરવી એ (હિંદના)

[૧૩] Journal of Indian Art No 11. 1886 May. 42. કાલોનિયલ એન્ડ ઇન્ડીઅન પ્રદર્શન. અને No. 7. 1885 એન્ટવર્પ પ્રદર્શન. [૧૪] Journal of Indian Art No. 11. P. 82. 1886 May.

આ તરફના ભાગનો જન્મસિદ્ધ સ્વભાવ છે. ગામડાના ગરીબ સુતારને પણ એ આવડશે. એ જ ગૃહસ્થ આગળ લખે છે કે ગૂજરાતના સુતારની આ નૈસર્ગિક શક્તિ ઉત્તેજનના અભાવે બે ત્રણ પેઢી (generations) માં નાશ પામશે. કારણ કે લોકમાં કોતરણી કરવાનો ઉત્સાહ જતો રહ્યો છે. એક ચોરસ ફુટ લાકડાની નકશીના રૂ. ૧૫) થી ૫૦) થાય છે. પહેલાં આઠ આના રોજ હતો, હવે (ઈ. સ. ૧૯૧૬) કોતરણી કરનાર સુતારનો રોજ દોઢ રૂપીઓ છે.[૧૫] નવા દિલ્હીમાં અમદાવાદની નકશીનું કાંઈક અનુકરણ કરવાની ભલામણ કરીને, દેશી સ્થાપત્ય અને કલાનો ખરો પૂજક લોર્ડ કર્ઝન એ સમયે નથી એથી સર ઈવાન જેમ્સ શોક કરે છે.[૧૬]

અમદાવાદમાં લાકડાની કોતરણી કરનાર મીસ્ત્રીઓમાં ચકુ ભૂદર અને સોમનાથ મીસ્ત્રીનું નામ પ્રસિદ્ધ છે. આ કોતરણા માટે સીસમ ઉપરાંત સાગનાં લાકડાંમાં ગૂજરાતનો વલસાડી સાગ ખાસ વપરાતો. એમ કહેવાય છે કે વલસાડી સાગ ઉપર ઉધઈ નથી વળતી અને ચઢે છે તેના ડાઘા પણ નથી પડતા. તેમાંય વલસાડનું જે લાકડું ડાંગનાં જંગલોમાંથી આવે છે તે સારૂં ગણાય છે. અમદાવાદના સુતારો મૌલમીન કે કનારાના સાગ કરતાં એને વધારે પસંદ કરે છે. સર ઇવાન જેમ્સ લખે છે કે એક કામને માટે તો ચકુ મીસ્ત્રી

[૧૫] સરખાવો Journal of Indian Art No. 38 : 1892 : H. E. M. James (ઉ. વિ. ના કમિશનર) નો લેખ : 'Notes on Ahmedabad Carved Screen and Bracket"–"Carving in that part of the country seems a born instinct even with the lowest Carpenter and in the remotest Villages" (p. 9.). [૧૬] સરખાવો એજ : No. 136 October : 'Wood Carving in Gujrat' By Sir H. Evan M. James :–"...... and no doubt Messrs. Lutyens and Baker, the famous architects whom the Government of India is employing could easily adapt Ahmedabad Carving to their designs. But even were this article to be read sympathetically by the Viceroy himself, it is difficult to hope that any such end will be achieved." આજ લેખમાં લોર્ડ કરઝન આ સમયે નથી એની લેખક દીલગીરી બતાવે છે અને આગળ સર ચીનુભાઈ માધવલાલ બેરોનેટનો શાહીબાગનો શાંતિકુંજ બંગલો આવી કોઇ કોતરણી વગરનો થયો છે તે માટે જીવ બાળે છે.

જાતે વલસાડ જઈ સાગ પસંદ કરી લાવ્યા હતા. લેખક આગળ લખે છે કે અમદાવાદનું કોતરણીનું કામ વાયવ્ય પ્રાંત (N. W. Provinces) જેવું સાધારણ (superficial) નથી થતું; અમદાવાદના કામની ઝીણવટ અને સૌંદર્ય અસાધારણ છે (details remarkably beautiful). એ જ ગૃહસ્થે આવી કોતરણીનો એક મોટો પડદો રેલ્વે તથા સ્ટીમર મારફત કરાંચી મોકલ્યો પણ હરકોઈ બીજા પદાર્થના પડદાની પેઠે તેમાંથી કાંઇ ભાગ્યું નહિં, આ અહીંની કોતરકામની મજબુતીનો સારો દાખલો છે.[૧૭]

મીસ્ત્રી ચકુ ભૂદરે હાલના જમાનામાં લાકડાની કોતરણી માટે ખાસ ખ્યાતિ મેળવી હતી. કહેવાય છે કે મીસ્ત્રી પોતાનો હુન્નર કોઇને બતાવતા નહિં. પોતાનાં સગાં–ભાણેજ ભત્રીજાને જ કામમાં લેતા. મીસ્ત્રીનું ઘર કાળુપુર પાંચપટીમાં હતું. સર ઇવાન જેમ્સ લખે છે કે ચકુ મીસ્ત્રી બહુ હુંશિયાર કામ કરનાર હતા, પણ સાધારણ રીતે દેશી કારીગરોને હોય છે એમ એમનું કામ બીલકુલ વ્યવસ્થિત નહોતું. પશ્ચિમના દેશ જેવી વ્યવસ્થિત કામ કરવાની ટેવ હોય તો આવા કારીગરો બહુ નામના મેળવે, પૈસો કમાય, અને તે સાથે દેશમાં હુન્નર પણ જીવતો રહે. હુન્નર છાનો રાખવાની આપણા કારીગરોની ટેવે દેશને ઘણું નુકશાન કર્યું છે. આવી ટેવ અને અવ્યવસ્થાને લીધે મીસ્ત્રી હમેશ નાણાંની તાણમાં રહેતા; અને એમને કાંઇ કામ આપ્યું હોય તો રોજ આપવા માટે વારંવાર પૈસા આપવા પડતા. આથી મીસ્ત્રીની પાસે કદી મુડી ભેગી થતી નહિં. ચકુ મીસ્ત્રી છબીઓ મઢવાનાં ખોખાં બહુ સુંદર બનાવતા. એક ખોખડું (frame) રૂા. ૧૬)નું થતું. આ ઉપરાંત કોતરણી વાળા ખડીઆ, અને મેજ ઉપર રાખવાની બીજી સુંદર ચીજો પણ તે સારી બનાવતા હતા. કોતરેલા પડદા બનાવવામાં એ ખાસ પ્રસિદ્ધ હતા. એક પડદાને બનાવતાં બે ચાર મહીના જેટલો સમય લાગી જતો, અને એની કિંમત રૂા. ૫૦૦)થી ૧૫૦૦) થતી.[૧૮] એ સમયે રૂા. ૧ાા નો રોજ હતો ત્યારે એટલી કિંમત થતી, તો હવેના ભારે રોજમાં તો એની કિંમત વધી જાય. ચકુ મીસ્ત્રી અને સોમનાથ ભૂદર મીસ્ત્રી પછી લાકડામાં એવું કામ કરનાર ભાગ્યે જ કોઇ છે.

[૧૭] જુઓ એ જ No. 38. અને No 136માં સર ઇવાન જેમ્સના લેખો.
[૧૮] Journal of Indian Art.: No. 38: 1892: April.

અમદાવાદમાં હઠીસિંહ બ્રધર્સની પેઢી લાકડાની તરેહવાર કોતરણીનું ફરનીચર વગેરે કામ કરાવી અમેરિકા મોકલતી. એ પેઢીને પરદેશનાં પ્રદર્શનોમાં પહેલી પંક્તિના ચાંદ મળ્યા છે. અમદાવાદમાં અમેરિકન ધનવાનો માટે આ પેઢીએ ઘણું કામ કરાવ્યું છે. કહેવાય છે કે ચકુ મીસ્ત્રીના નમુના કરતાં હઠીસિંહ બ્રધર્સની પેઢીના નમુના ઉંચા અને મોંઘા હતા.[૧૯] હઠીસિંહની પેઢીએ વડોદરાના રાજમહેલમાં પણ કામ કરેલું છે. અમદાવાદના આ ઉદ્યોગને ખાસ કરીને અમેરીકાના ધનવાનોનો જ ટેકો હતો. હિંદના કે યુરોપના લોકોએ કાંઇ ઉત્તેજન આપ્યું નથી.

લાકડકામના ઉદ્યોગને પહેલાં ઘેરે ઘેર ઉત્તેજન મળતું. અમદાવાદના દરેક ઘરમાં ઓછી વધતી લાકડાની કોતરણી થતી. છેક સાદા ઘરમાં પણ બારસાખની ઉપર જરા કોતરણી થતી. ગરીબ માણસને પણ ઘરનું ઘર જોઇએ એ ભાવના હિંદમાં છે, ગૂજરાતમાં એ બલવત્તર છે. ગૂજરાતીનો કલાનો નૈસર્ગિક શોખ ઘર બનાવતી વખતે ખીલી ઉઠે છે. સુતાર કડીઆ પણ એ જ વિચારના હોવાથી કાંઇ ને કાંઈ કલામય નકશી થઈ જાય છે. આજકાલ એ શોખ ઓછો થયો છે. મકાન છેક સાદાં થાય છે. થાંભલા, ટેકા, પાટડા બારણાં, બારસાખ, ભીંતના લાકડાના કંદરો, વગેરે અનેક જગ્યાએ કોતરણી થતી. ઘરના ખંડ પાડવામાં કેટલીક વાર ઈંટોની ભીંતને બદલે લાકડાની સુંદર કારીગીરીવાળી ફડાતાળ થતી. ઘરના આગલા મેડાની બહારની ફડાતાળ ખાસ સુંદર થતી. ઘરનો આગલો ભાગ થાંભલા ટેકાથી માંડી છાપરા સુધી જાણે લાકડામાં કોતરી કાઢેલો હોય એવું લાગતું. આ બધું હવે બંધ થયું છે. ફડાતાળો-ને બદલે ચુનાની ભીંતો થઇ. ગોળ કે ચોરસ થાંભલા છેક સાદા થયા. આમ થવાથી કોતરણી કરનાર સુતાર ધીમે ધીમે ઓછા થઈ ગયા, અને એ ઉદ્યોગ આજે પડી ભાગ્યા જેવો થઇ ગયો છે. ઘરને અગ્નિથી સુરક્ષિત કરવા માટે સાધારણ રીતે સાદું લાકડકામ પણ હવે બહુ ઓછું થઈ ગયું છે. ચોરસ બારણાંને બદલે કમાનો કરવાથી અને લોખંડના ગર્ડરો વાપરવાથી પાટડાનાં કામ બહુ થતાં નથી. લાકડાનાં મકાનો અસલ એવી રીતે થતાં કે લાકડાં

[૧૯] એજ. ન. એજ.

ઉપર ઘરનું આખું ખોખું ઉભું રહી શકે, અને વચ્ચે ઈંટોનાં બીલ્લાં ભરી લેવાય. હવે એવું થોડું થાય છે.

કડીઆ સલાટના ધંધાને ખાસ ગણાવવાની અગત્ય તો નથી, પરંતુ એ ધંધાથી પણ ઘણા પોતાનું ગુજરાન ચલાવે છે. આ વિષય સ્થાપત્યને લગતો છે.

પરવડી એ ગૂજરાતની જીવદયા તથા ધર્મની ભાવનાનો એક મોટો નમુનો છે. અમદાવાદમાં પરવડીઓ ઘણી સારી થાય છે. પરવડીઓ ઈંટ ચુનાની, પત્થરની તથા લાકડાની બને છે. લાકડાની પરવડીઓ ઘણી જોવામાં આવે છે. એના થાંભલા ટેકા તથા ઉપરની થાંભલીઓ, ઢાંકણુ, વગેરેમાં ઘણી જ ઉત્તમ નકશી કરવામાં આવે છે. પરવડીના નમુના જોઈ યૂરોપી પરદેશીઓને ઘણી જ અજાયબી લાગે છે, અને એ કાંઇ કલ્પનાની વસ્તુ હશે એમ ધારે છે. પણ અમદાવાદના સુતારો આજે પણ પરવડીઓ બનાવે છે;[૨૦] અને અમદાવાદમાં એવી અનેક પરવડી ઠેરઠેર દેખાય છે ત્યારે પક્ષિઓ માટે ઉભી કરેલી એક રચનામાં ઉપયોગિતા સાથે કલા યોજવાના ગૂજરાતના લોકના ગુણથી વધારે અજાયબ થાય છે.[૨૧]

**કાગળ** : દેશી રીત પ્રમાણે કાગળ બનાવવાનો ઉદ્યોગ હિંદુસ્તાનમાં થોડી જગ્યાએ જ છે. અમદાવાદ કાગળ બનાવવાના ઉદ્યોગ માટે ઘણા જૂના સમયથી જાણીતું છે. ઇ. સ. ૧૮૫૦ માં આ ઉદ્યોગમાં રોજ ૮૦૦ માણસો કામે લાગતાં. કાગદીઓ બધા મુસલમાન છે અને તેમનાં બૈરાં છોકરાં પણ કામમાં મદદ કરે છે. ત્યાર બાદ ૧૮૭૫ સુધીમાં ઉદ્યોગ ઓછો થતો ગયો, અને માણસો ૮૦૦ થી ઘટીને ૬૦૦ થયાં. વખત જતાં દેશી કાગળનો ઉપયોગ છેક ઓછો થયો. હાલ આ ઉદ્યોગ નહિં જેવો જ છે. અમદાવાદી કાગળ પહેલાં મુંબાઇ

[૨૦] Journal of Indian Art No. 16 : 1886 : October : p. 128.
[૨૧] એજ. No. 46 : 1894 : April : "Many of these pigeon houses are elaborately carved in wood; and the two plates of illustrations give a good idea of the wealtlh of invention and good taste which are displayed even in the humblest object in the domestic life of the people."

ઇલાકાના બધા ભાગોમાં તથા મધ્ય હિંદુસ્તાનમાં પણ જતો. ૧૮૭૮ માં સરકારી (રજીસ્ટર) દફતરોમાં, દેશી રાજ્યનાં દફતરોમાં તથા દેશી વેપારીઓનાં ચોપડામાં એ વપરાતો. અમદાવાદી કાગળ પાંચ જાતના થતા હતા. ૧ સાહેબખાની; ૨ ખંભાતી; ૩ મુરાદશાહી; ૪ ગોશીયા; ૫ ખરચી.[૨૨] હાલ અમદાવાદી કાગળ કોઇ કલાના શોખીનને ચિત્રો માટે જોઇએ તો ત્યાં અથવા ચોપડામાં વપરાય છે.

**પરચુરણ ઉદ્યોગો :** સુરોખાર, છીંકણી, તથા સાબુના ઉદ્યોગો અમદાવાદ જીલ્લાનાં કેટલાંક ગામમાં છે, અમદાવાદમાં નથી. અમદાવાદ વેપારનું મથક હોવાથી એ બધો માલ તૈયાર થયા પછી અમદાવાદ આવે છે પહેલાંની આબાદીના વખતમાં આ ઉદ્યોગો અમદાવાદમાં હશે ખરા. દેશી રીતે ઘાણીથી તેલ કાઢવાનો ઉદ્યોગ અમદાવાદમાં છે. દરેક જાતનાં તેલબીઆં-માંથી ઘાંચી લોક તેલ કાઢે છે. યંત્રોથી તેલ કાઢવાની મીલો પણ અમદાવાદમાં પાંચેક થઈ છે. દૂધ દહીંનો ધંધો રબારીઓ ઉપરાંત કેટલેક અંશે ઘાંચીઓ પાસે છે. મીલસ્ટોરનાં પીકર્સ વગેરે કેટલીક નાની ચીજો બનાવવાનાં કારખાનાં પણ છે, પરંતુ વિલાયત જેવો માલ ન બનવાથી એની વપરાશ બહુ નથી. ગુજરાત કેમીકલ વર્ક્સ, પાયોનિયર મેગ્નેશિયા વર્ક્સ, જીવરામ લલ્લુભાઇનું કાચનું કારખાનું, તથા સીમેંટથી હ્યુમ પાઇપ બનાવવાનું કારખાનું, એ બધાં કારખાનાં અમદાવાદના ઉદ્યોગોની વિવિધતામાં ઉમેરો કરે છે. પણ એ બધા કરતાં કાંકરિયે આવેલી ઇસ્લામ મેચફેક્ટરી ખાસ ધ્યાન ખેંચે છે. અમદાવાદના દીવાસળીના ઉદ્યોગને દરેક દેશીએ ખાસ ઉત્તેજન આપવું જોઇએ. જથાબંધ લોટ દળવાની બે ત્રણ આટા મીલો પણ સારી ચાલે છે. લોટ દળવાનાં નાનાં યંત્રો શહેરમાં ઠેરઠેર થવાથી દરણું દળનારીઓની રોજી તુટી ગઇ છે. ડાંગર ખાંડવાનાં કારખાનાં પણ નીકળ્યાં છે. દૂધમાંથી માખણ બનાવી દેશાવર મોકલનારી નવી ઢબની જે ડેરીઓ છે તે પણ સારી ચાલે છે; પણ શહેરને દૂધ પુરૂં પાડવાનો પ્રશ્ન દીવસે દીવસે વધારે વિકટ થતો જાય છે. છાપખાનાનો ઉદ્યોગ અમદાવાદમાં

[૨૨] અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૩૩-૩૪ : કાગળ બનાવનારા અને કાગળ વેચનારા જુદા છે. વેચનારો કાગદીઓ (વહોરા) બનાવનારાને પૈસા તથા કાચો માલ આપી કાગળ બનાવરાવે છે. ગાભા, કોથળા, કે જુના કાગળમાંથી નવા કાગળ બને છે.

સારો ચાલે છે. હાલ છાપખાનાં ઘણાં થઈ ગયાં છે અને અંદરઅંદરની સખ્ત હરીફાઈથી કમાણી ઝાઝી રહી નથી. ડાયમંડ જ્યુબિલી, સૂર્યપ્રકાશ, આદિત્ય, નવજીવન, કુમાર વગેરે છાપખાનાં સારાં અને સંસ્કારી છે. કુમારમાં ચિત્રોનું કાર્યાલય અને બ્લોક બનાવવાનું કામ ઘણું સારૂં થાય છે. લીથોનું કામ અમદાવાદમાં સારૂં થતું નથી. સોડા, લીંબુ વગેરેનાં પાણી (સોડાવોટર) બનાવવાનાં કારખાનાં બે ત્રણ સારાં ચાલે છે. બરફનાં બે કારખાનાં પણ સારી સ્થિતિમાં છે.

ખેતીવાડીનો ઉદ્યોગ દેશનો મોટામાં મોટો ઉદ્યોગ છે, પણ તે શહેરમાં નથી. અમદાવાદ શહેર જ્યારે ગઇ સદીના પૂર્વાર્ધમાં અરધું ઉજડ હતું,[૨૩] ત્યારે શહેરના કોટમાં પણ ખેતી થતી હતી, અને કોટ બહાર તો ખેતરો જ હતાં. એમાં જાર બાજરી સીવાય કાંઈ થતું નહિ. હાલ તો શહેર બહાર પણ ખેડ હકની જમીન ટાઉનપ્લેનીંગમાં આવેલી છે, અને એમાં શાહુકાર લોકોના બંગલો થતા જાય છે એટલે ખેતીવાડીના ઉદ્યોગ સાથે શહેરનો સંબંધ છેક ઓછો થયો છે. શાકભાજી, ફળફળાદિ શહેરને માટે જોઇએ તે શહેરની આસપાસ વવાય છે, તેમજ પરદેશથી પણ આવે છે. શાકભાજી વગેરેની વાડીઓનાં વર્ણનમાં ઉતરવા જેવું નથી. પરંતુ એટલી નોંધ લેવી અહીં જરૂરની છે કે આજથી પોણી સદી પહેલાં જે ફળફળાદિ અમદાવાદમાં થતાં તે આજે થતાં નથી. વસ્તીની આવી ઉજડ સ્થિતિમાં થતાં ફળનું વર્ણન રા. મગનલાલ વખતચંદે આપ્યું છે, એટલે આબાદીના સમયમાં અનેક જાતનાં શાક તથા ફળ થતાં હશે. રા. મગનલાલનું વર્ણન ટુંકામાં જોવા જેવું છે.

શિયાળામાં શીતાફળ, ત્રણ જાતનાં બોર, જામફળ, નારંગી, પપનસ (ચિકોતરૂ), સોનેરી કેળાં વગેરે ફળ આવતાં. અંજીર પણ અમદાવાદમાં શિયાળામાં આવતાં એમ રા. મગનલાલ લખે છે. અમદાવાદનાં અંજીર સારામાં સારાં થતાં એ બાબત જહાંગીર બાદશાહનો ઉલ્લેખ આગળ જોયો છે. વસંત ઋતુ તથા ઉનાળામાં કેરી, રાયણ, ટેટી, તડબુચ, ફાલસાં, શેતુર, લીલી ખારેક વગેરે થતાં. હાલ શેતુર લીલી ખારેક વગેરે ઓછાં થઈ ગયાં છે. બાદશાહી સમયમાં તો શેતુરનો મોટો બાગ હતો. કેરીને માટે રા. મગનલાલ લખે છે

[૨૩] હાલ રણછોડલાલ છોટાલાલ હાઈસ્કુલ છે ત્યાં છેક ગઇ સદીના અંત સુધી ખેતી થતી હતી.

કે વટવા પાસે બે હજાર ઝાડનું મોટું આંબાવાડીયું છે. નીકોલ અને સૈજપુર (સૈયદપુર)ની સીમમાં પણ મોટાં આંબાવાડીયાં છે. કેરી માટે આપણા પ્રાંતની ખ્યાતિ પહેલાં બહુ હતી. આંબાવાડીયાં હવે આછાં થઇ ગયાં છે. કેટલાક આંબા ઉપર સવા શેરની કેરી થતી અને એમાંથી છેક નાનો ચપટો ગોટલો નીકળતો. ધૂળીઆ કોટના રસાલા (ગૂજરાત કૉલેજ પાછળ) પાસે ઘોડી કુવાનો બાગ હતો, એમાં સુખડનાં ઝાડ તથા બારે માસ કેરી આવે એવાં આંબાનાં ઝાડ હતાં એમ રા. મગનલાલ લખે છે. ચોમાસું બેસતાં દાડમ, ખાટાં મીઠાં લીંબુ વગેરે થાય છે. ખાટાં લીંબુ ઘણાં થાય છે. એના ત્રણ ઉપયોગ છે. એક એનું અથાણું કરવાનું તે; બીજો કિનખાબ ધોવામાં એની બહુ ખપત હતી તે; અને ત્રીજો એનો રસ કેટલાક પારસીઓ પીપમાં ભરીને મુંબાઇ મોકલતા તે. પપૈયા અનાનસ બીજોરાં રામફળ વગેરે પણ થોડાં થોડાં થતાં. રા. મગનલાલ લખે છે કે 'અહીંઆં નારીએળી, સોપારી, અને વાંસનાં ઝાડ છે પણ તે નવાઈ જેવાં જ છે.' શાકમાં વાલોળ, પાપડી, મેથી, તાંદળજો, આરિયાં, કારેલાં, કો'ળું, ભીંડાં, ગવાર, તુરિયાં, કંકોડાં વગેરે થાય છે; પણ પરવળ થતાં નથી. રા. મગનલાલ લખે છે કે બટાટાં અને વિલાયતી મૂળા અંગ્રેજ સરકારનું રાજ્ય આવ્યા પછી અમદાવાદમાં આવ્યાં. બટાટાં હવે ઘણાં થાય છે, પણ વિલાયતી મૂળા નથી થતા. કોબીચ ફ્લાવર અને નોખકોળનાં નામ રા. મગનલાલે ગણાવ્યાં નથી, એટલે ૧૮૫૦ માં એ શાક એમના ધ્યાનમાં આવે એટલાં નહિં આવતાં હોય.

અમદાવાદમાં થતા દેશી લાકડાના ઉદ્યોગ પણ રા. મગનલાલે ગણાવ્યા છે. આંબાનું લાકડું ઘરનાં કમાડ કરવામાં, રાયણનું લાકડું ઉંબરા કરવામાં, આંબલીનું લાકડું મેચકા કરવામાં તથા બાળવામાં, બાવળ ગાડાંનો સામાન કરવામાં, હળમાં તથા બાળવામાં, અને લીંબડો ઘર બાંધવામાં ખપ લાગે છે. વડ અને પીંપળો કશા કામમાં આવતાં નથી.

આ ઉપરથી એટલું સ્પષ્ટ થશે કે અમદાવાદ વેપાર ઉદ્યોગનું એક મોટું કેન્દ્ર હતું અને હિંદુસ્તાનનાં બીજાં શહેરોનાં પ્રમાણમાં આજે પણ છે. આ ઉદ્યોગોને વેદકાળમાં તે જે રીતે સધાતા હોય તે રીતે નહિં પણ પાશ્ચાત્ય વિજ્ઞાનની સહાયથી સુધારી વ્યવસ્થિત કરવામાં જ શહેરની આબાદી અને દેશનું ગૌરવ રહેલું છે.

આપણા ઉદ્યોગોની જે ખરાબી થઈ છે તે માટે રૂશિયાના માજી ઝારની મુસાફરીનો અહેવાલ લખનાર પ્રીન્સ ઉટોસ્કી બહુ શોક કરે છે. એમના લખાણનો ઉતારો નીચે નોંધમાં આપ્યો છે.[૨૪]

[૨૪] Travels in the East of Nicholas II, Emperor of Russia when Cesarewitch: By Prince E. Ookhtomsky, Vol. I. Chap. XVI, P. 276 :—"The capital of Gujrat, where we are still staying, has long been famed for its manufactures and for the artistic taste of the natives, who earn a living by them. It was the home, at one time, of some of the best gold- and silver-smiths, of the finest weavers, carvers in wood, stone and ivory etc. The demand for all its manufactures was enormous: firsty, for export, both into interior of the continent and beyond the seas—an export which in now no more, a flood of cheap from the West stifling native industry; and secondly, owing to the splendour with which the native princes loved to suround them-selves, a thing at present beyond the means of most natives of rank. Formerly money used, at times, to be exacted beyond all measure from the population, but it remained in India; now the taxation is seemingly lighter and more humane, yet the wealth of the Country is slowly failing, or being transferred to foreign lands, which draw the life-blood from the passive East, flooding it with the worst products of their industry, and slowly undermining the general prosperity of the natives, who to the superficial eye seem to be happy and contented, and preserved from their former internecine disturbances. Let me illustrate this by an example. The Gaekwar of Baroda, when occupying a more independent position, used annually to purchase from Ahmedabad some £ 80000 worth of silk and cloth alone. From the time that the splendour of this Maratha prince began to fade, the merchants of Gujarat found themselves losing ground. Some of the cleverest artisans remain without work, or earn

( [૨૪] મી ટીપ ચાલુ ) only a bare pittance. A serious modern historian, Sir Edward Clive Bayley ( મીરાતે સીકંદરીનું ભાષાંતર કરનાર ) curiously enough a native of St. Petersburg, has realised how abnormal this state of matters is, and has called an his British Countrymen to turn their attention to the natural but fatal decline of various trades in this once flourishing Country.



( પરબડી )

# પ્રકરણ સાડત્રીસમું

## મહાજન



લોકે સમૂહની કોઈ પણ સંસ્થાએ નામ પ્રમાણે ગુણ જાળવી રાખ્યા હોય તો તે આપણી મહાજનોની સંસ્થાએ આજ સુધી જાળવી રાખ્યા છે. સંઘબળનો જે અપાર મહિમા છે તે આપણાં મહાજનોમાં વ્યક્ત થાય છે. મહાજનો આપણા દેશમાં ઘણા પ્રાચીન કાળથી છે. અતિશયતાના આરોપના ભય વગર આપણે કહી શકીએ કે મહાજનોની ખીલવણી ગૂજરાતમાં જેટલી થઇ છે એટલી હિંદુસ્તાનના બીજા કોઇ ભાગમાં થઇ નથી. ગૂજરાતમાં અન્ય પ્રાંતોની સરખામણીમાં જે કાંઇ સંસ્કારિતા અને વિશિષ્ટ વ્યક્તિત્વ જણાય છે તેનો મોટો ભાગ મહાજનોએ જ પોષ્યો છે, મહાજનોને લીધે જ એ ટકી રહ્યો છે. મહાજનોએ ગૂજરાતમાં વેપારને ટકાવી રાખીને અન્ય પ્રાંતોની પેઠે પરદેશીઓને તેમાં હાથ ઘાલવા દીધો નથી. મહાજનોએ ગૂજરાતમાં કોમી વિખવાદ ઉપર અંકુશ રાખી એને પ્રમાણમાં વધવા દીધો નથી. મહાજનોએ ગૂજરાતમાં રાજસત્તાઓની સામે બાથ ભીડી છે. રાજસત્તાથી લોકસમૂહને કચડાવા દીધો નથી. મહાજન તે મહા–જન છે, એની અવગણના રાજસત્તા ન જ કરી શકે એમ પ્રાચીન કાળથી મનાયું છે. સમધારણતા, વ્યવસ્થા, અને સમાધાન એ ત્રણ ગુણ જે આજે ગૂજરાતની આબરૂ ચારે બાજુ વધારી રહ્યા છે તેને પ્રાચીન કાળથી ઉછેરી પોષવાનું માન આપણાં

મહાજન

મહાજનોને છે. સામાજિક બાબતોમાં પણ મહાજનોએ અગત્યનો ભાગ ભજવ્યો છે. ગૂજરાતની સામાજિક અને વ્યાવહારિક નીતિનું બંધારણ પાકું થવામાં મહાજનોનો મોટો હાથ છે. સામાજિક બાબતોમાં મહાજનોએ આપખુદીથી કેટલીક વાર અનર્થ પણ કરેલા છે, અને કરે છે. પરંતુ મહાજનની સંસ્થાના અનેક ગુણ આગળ એ દોષ ક્ષમ્ય છે. ગૂજરાતનું ખાસ વિશિષ્ટત્વ બતાવતો જે મોટો આમ–મધ્યમ વર્ગ આજ આશરે હઝાર વર્ષથી ગૂજરાતમાં અનેક આસમાની સુલતાનીને જીતીને ઉભો રહ્યો છે, તેની મોટામાં મોટી સંસ્થા તે મહાજન. હાલના વકીલ દાક્તરોના આમવર્ગથી આ કેવળ જૂદો છે, એ વર્ગથી ઘણો પ્રાચીન છે. એની જોડી હિંદમાં બીજે પહેલાં કદી નહોતી, અને આજે પણ નથી.

દશ દશ સૈકાઓથી વ્યવસ્થિત થયેલી મહાજનોની સંસ્થાઓથી ભરેલા દેશના પાટનગરનાં મહાજનો જ્યારે મજબુત હશે ત્યારે તે કેવાં સત્તાવાળાં એ સહજ સમજાશે. જાહેર ધમાધમ અને આડંબર ન કરે એવાની ખરી વાત પણ મારી જાય એવો આ જમાનો છે, એટલે અમદાવાદના મહાજનોની મહત્તા આજ બહાર બહુ ઓછા જાણે છે. અમદાવાદીઓની સાદાઇ એ એનું કારણ છે. પરંતુ આખા હિંદના કોઇ પણ શેહેરમાં અમદાવાદ જેવાં સંપૂર્ણ બંધારણવાળાં મહાજનો નહોતાં અને આજે પણ અહીંના જેવાં મહાજનો બીજે નથી. આ ખોટી બડાઇ નથી, પણ સત્ય છે. આગળનાં પ્રકરણોમાં વેપારની જે જે બાબતો લખી છે તેમાં મુંબાઇ કલકત્તાને બાદ કરી અમદાવાદનું સ્થાન મૂકેલું છે. મહાજનોની બાબતમાં અમદાવાદને આ બે મોટાં શહેરો પણ પહોંચી શકે એમ નથી. અમદાવાદનાં મહાજનોનો ઇતિહાસ હિંદનાં કોઇ પણ શહેરનાં મહાજનોના ઇતિહાસ કરતાં વધારે આકર્ષક અને જ્વલંત છે. મુંબાઇ કલકત્તામાં પરદેશી રીત પ્રમાણે એસોસીએશનો થયાં છે પરંતુ દેશી રીત પ્રમાણે અમદાવાદ જેવાં મહાજનો નથી. આપણાં મહાજનો એ આપણા સમાન્ય મધ્યમ વર્ગનું પરમ શસ્ત્ર છે.

વેપારી મહાજનો અને નાતનાં પંચો સિદ્ધાન્તમાં જૂદાં છે. પરંતુ આપણા ધાર્મિક અને સામાજિક રિવાજોને લીધે એ બન્નેને એક બીજા સાથે સહકાર કરવો પડ્યો છે. આ સહકારનાં પરિણામ પ્રાચીન સમયમાં ગમે તેવાં આવ્યાં હોય પરંતુ હાલ તો એની અસર માઠી જ થઇ છે. ખરી રીતે મહાજન

વેપારને લગતી બાબતો ઉપર જ ધ્યાન આપે છે અને પંચ નાતને લગતી બાબતોમાં નિર્ણય આપે છે. પરંતુ ઘણી વાર નાતનાં પંચો મહાજનનાં કાર્યો અને મહાજન પંચોના કાર્યો ઉપર ભારે અસર કરે છે ઘણી વખત સુતાર લુહાર વગેરે એક જ નાતનાં માણસો એક જ ઉદ્યોગ કે રોજગાર કરે છે ત્યારે એમનું મહાજન એ નાતનું પંચ પણ હોય છે. એક ધંધામાં ચાર પાંચ પેટા નાતો હોય અને એમનું મહાજન તથા પંચ જૂદાં હોય તોપણ પંચ મહાજનનો પરસ્પર સંબંધ હોય છે. શુદ્ધ વેપારી મહાજનો ઉપર પણ નાતનાં પંચની લાગવગ પહેલાં પહોંચતી અને સામાજિક બંધનો ઉપર મહાજનો ભાર મુકતાં. એક વખત એક શ્રીમાળી વાણીઆએ વિધવા-વિવાહ કરી નાતને ગુસ્સે કરી એટલે કાપડ બજારના મહાજને એને બહાર કાઢયો. પરિણામે એને દુકાન કાઢી નાખી બીજે ગામ જવું પડયું. આવા દાખલા પહેલાં ઘણા બનતા, પરંતુ પશ્ચિમની સંસ્થાઓના દાખલાથી અને નવા સંસ્કારથી હવે એવું ભાગ્યે જ બને છે. વેપારી મહાજનો સામાજિક બાબતોથી બનતાં સુધી દૂર રહે છે. ફક્ત સામાન્ય ધાર્મિક પ્રશ્ન આવી પડે ત્યારે જ મહાજન એમાં રસ લે છે. અંગત બાબતોમાં માણસને હાલ છૂટ મળેલી છે એ શુભ ચિહ્ન છે.

મહાજન અને નાતનાં પંચ

ખરી રીતે કોઈ પણ ધંધાનો બીનનોકરિઆત (freeman) માણસ કે પેઢી એ ધંધાના મહાજનમાં પોતાનું મતું રાખી શકે છે. એ ધંધામાં જે મોટામાં મોટો ખાનદાન માણસ હોય તે મહાજનનો શેઠ બને છે. શેઠાઇ વંશપરંપરાની હોય છે. ઘણું ખરૂં દરેક મહાજનમાં બે શેઠ હોય છે. હલકા ધંધાના મહાજના શેઠને પટેલ કહે છે. શેઠાઈ વંશપરંપરાની હોય છે છતાં લાયકાતવાળા પણ કોઇ વાર શેઠાઇ લઇ શકે છે. 'લખતાં લહીઓ નીપજે, ભણતાં પંડિત હોય; લડતાં શેઠીઓ નીપજે એનું કુળ ન પૂછે કોય.'—એ કહેવત બતાવી આપે છે કે શેઠાઈ કેવળ વંશપરંપરાની નહિ હોય. વંશપરંપરાનો શેઠ જો પોતાનો ધંધો છોડે તો તેની શેઠાઇ જાય છે. મહાજનનો શેઠ એની શેઠાઇને કે મહાજનને ન છાજે એવું કાર્ય કરે તો પણ તેની શેઠાઇ જાય છે. આવા પ્રસંગે શેઠ માત્ર નામના જ રહે છે કારણ એના હાથમાંથી બધી સત્તા જતી રહે છે, અને બનતાં સુધી એના

બંધારણ

કુટુંબનો જ કોઇ લાયક માણસને શેઠનું પદ આપવામાં આવે છે. આવા શેઠ સાથે ધંધામાં આગળ પડતા માણસોની પણ કાંઈક સત્તા હોય છે. એમની એક નાની સભા મહાજનની કાર્યવાહક સમિતિનું કામ કરે છે. એમાં મહાજનના મતદારોમાં જે સર્વથી લાયક અને વિશ્વાસપાત્ર હોય તે જ ભાગ લઇ શકે છે. પૈસાવાળાં મહાજનોને જૂદો ગુમાસ્તો પણ હોય છે. એ મતાદારો પાસેથી પૈસા ઉઘરાવે છે, હિસાબ રાખે છે, મહાજનના નિયમો ખરેખર પળાય છે કે નહિં તે જૂએ છે, અને કાંઈ વાંધો હોય તો શેઠને ખબર આપે છે; મહાજનની સામાન્ય સભાઓ બોલાવવાનું કામ પણ ગુમાસ્તો કરે છે. મહાજનમાં મતું (membership) હોવું એ પહેલાં તો બહુ જ અગત્યનું ગણાતું, અને અત્યારે પણ ઘણે અંશે ગણાય છે. હાલ અદાલતોની સત્તા સર્વોપરી હોવાથી મતાદારની અગત્ય જરા ઘટી છે. પહેલાં તો અદાલતો કે અમલદારો ઉપર પણ મહાજનની અને એના શેઠની ઘણી જ લાગવગ રહેતી એટલે મહાજનનાં મતાંની કિંમત ભારે હતી. મતું જવાથી વેપાર વગેરેના જે હક રહેતા, તથા એ હકને જે રક્ષણ મળતું તે બધું જતું. આ કારણથી પણ મતાંનું માન અસલના વખતમાં વધારે હતું.

મહાજનની સત્તા

મહાજનની સત્તા મોટી હોય છે. રાજસત્તાઓને પણ મહાજન સાથે સહકાર કર્યા વગર ચાલ્યું નથી. મહાજનના સંપથી રાજસત્તાના અન્યાયો સામે પણ આપણા સમાજોએ ભૂતકાળમાં ઘણું કરેલું છે. મોગલ અને પેશ્વાના સમયમાં તથા અંગ્રેજી સમયની શરૂઆતમાં શરાફ મહાજને નાણાં પ્રકરણમાં કરેલી ઉથલપાથલો આપણે આગળ જોઇ ગયા છીએ. પોતાનું જ નવું ચલણ ચલાવવાની હિંમત અને હુંશિયારી એ સમયમાં હિંદુસ્તાનના બીજા કોઈ સમાજ કે મહાજનમાં ભાગ્યે જ દેખાઈ હશે. મહાજનોનું મજબુત બંધારણ અને એથી થએલી સમાજની વ્યવસ્થાને લીધે પરદેશી હુન્નર ઉદ્યોગો ગૂજરાત અને એના પાટનગરમાં હિંદના બીજા ભાગની પેઠે બહુ પગપેસારો નથી કરી શકયા, અને જૂના હુન્નરો ઘણે અંશે સચવાઇ રહ્યા છે. મહાજનોના જોરને લીધે ધંધાદારીઓને પરદેશી સત્તાઓ બહુ જુલમ કરી શકી નથી. આપણા મહાજનોની વાડને લીધે પહેલાં જે યુરોપીયનો આવ્યા તે બીજે ફાવી શકયા પણ ગૂજરાતમાં ફાવી ન શકયા. આપણા દલાલોનો સમૂહ પણ ઘણા પ્રાચીન કાળથી એવો બળવાન હતો કે કોઇ કામ દલાલ વગર બની શકતું નહિં; અને ખાસ કરીને પરદેશીઓ તો



૫૨ હઠીસિંહના મંદિરના વિમાનનો ભાગ



પર સ્વામીનારાયણનું મંદિર અને દરવાજો

માલ લેવા કે વેચવાની બાબતમાં દેશી કારીગરો કે વેપારીઓ સાથે સીધો પ્રસંગ પાડી શકતા નહિ. એમના ખાસ દલાલોને પણ મહાજનને વશ રહેવું પડતું એટલે કોઇ જાતનો પક્ષપાત ચાલતો નહિ. અમદાવાદ ગેઝેટીઅરના લેખકે વિરમગામના એક વૃદ્ધ રંગરેજને પૂછી પહેલાંનાં રાજ્યોના સમયનો એક દાખલો નોંધેલો છે. એ રંગરેજે કહ્યું કે “ પહેલાંના વખતમાં ( અંગ્રેજી રાજ્ય પહેલાં ) કોઇ સરકારી અમલદારને કપડું રંગાવવું હોય તો તે મહાજનના શેઠને મોકલી આપે. શેઠ એને રંગાવીને રંગામણીના પૈસા કાં તો મહાજનના સામાન્ય ભંડોળ-માંથી કે કાં તો બધા મતાદારો પાસેથી ઉઘરાણું કરીને ભરી આપતો. આના બદલામાં જે કોઇ મહાજનના નિયમ ન પાળે, અગર મહાજનના ખર્ચમાં ભાગ ન લે, અગર મહાજનના નિયમ પ્રમાણે શેઠનો હુકમ ન માને તો સરકાર એને શિક્ષા કરવામાં મહાજનને મદદ કરતી. ” આ દાખલો મરેઠા સમયનો લાગે છે. પરંતુ જૂદે જૂદે સમયે જૂદી જૂદી સરકારો સાથે પણ મહાજને સારા સહકારના સંબંધ રાખેલા છે. આ ઉપરથી જણાશે કે પહેલાંના સમયની આપખુદ સરકારો પણ મહાજન અને એના શેઠ મારફત જ પોતાનું કામ કરાવી શકતા; બારોબાર કારીગર પાસે વેઠ કરાવી શકતા નહિં. કારીગરોને રાજસત્તા સામે આ મોટામાં મોટું રક્ષણ હતું. રાજસત્તાના બળ કે શરમને લીધે કે એની પાસેથી મળતી સત્તાના બદલામાં કામના પૈસા મહાજન આપે એ વાત જૂદી છે. પરંતુ કામ કરનાર કારીગરને તો રક્ષણ મળતું અને એને એકલાને કાંઇ ખમવું પડતું નહિં.

મહાજનો વેપાર ઉપર વેરા નાંખી શકતા. મહાજનના કર અને લાગા બંધ કરવાને કોઈની સત્તા ચાલતી નહિં. કેટલીક લઢાઇઓ વખતે અમદાવાદના નગરશેઠે શહેરની અમુલ્ય સેવા કર્યાથી, શહેરનાં મહાજનોએ અમુક વસ્તુઓ ઉપર વેરો નાંખીને એ વેરો નગરશેઠના કુટુંબને વંશપરંપરા મળે એવી રીતે દસ્તાવેજ કરીને હક આપ્યો હતો. એમ કહેવાય છે કે આ વેરો વર્ષાસનના રૂપમાં આજે પણ એ કુટુંબને મળે છે. મહાજનોની સત્તા માટે આ ઉદાહરણ કંઈ નાનુંસૂનું નથી. અમદાવાદ ગેઝેટીઅરનો કર્તા લખે છે કે બ્રીટીશ રાજ્ય ચાલુ થયા પછી પણ કેટલોક વખત કેટલાક ધંધાઓ ઉપરના 'કસબ વેરા' ઉઘરાવી સરકારને ભરવાનું કામ મહાજનો અને તેમના શેઠ કરતા હતા.

મહાજનની સત્તાના દોષ જોવાને બદલે પહેલાં આપણે ગુણ જોઇએ. કેટલાક સામાન્ય ગુણ આગળ જોયા. નાના મોટા દરેક ધંધાઓને મહાજનનું મોટું

રક્ષણ મળે છે તે જોયું. મહાજને મહાજન પણ કેટલીક વાર એકબીજા સાથે અમુક કાર્ય સિદ્ધ કરવા સહકાર કરે છે અગર લઢે છે. ઘણી વાર કોઈ ધંધાના મહાજને એની બનાવટની ચીજોના ભાવ વધાર્યા હોય તો ગામનાં બીજાં મહાજનો તેની સામે લઢે છે. આ લઢાઇ પરસ્પર વ્યવહાર બંધ કરવાની હોય છે. કુંભાર, સુતાર, લુહાર, હજામ વગેરેનાં મહાજનો સામે ભાવ વધારવા માટે બીજાં શાહુકાર મહાજનોને અનેક વાર લઢવું પડયું હોય એવા દાખલા નોંધાયલા છે. આમાં કોઈ વાર શાહુકારોનાં બળવાન મહાજનોને નમતું આપવું પડયું હોય એવા બનાવ પણ બન્યા છે. કુંભારોએ માટીની ચીજોના ભાવ વધાર્યા હોય ત્યારે બીજાં મહાજનોએ એમની વસ્તુઓનો અને એમનો બહિષ્કાર કર્યો છે અને લગ્નાદિ મોટા પ્રસંગોમાં પણ માટીનાં વાસણને બદલે ધાતુનાં વાપરવાના હુકમો કાઢેલા છે. મહાજને આવે વખતે પોતાને ખર્ચે છૂપી રીતે પરગામો-માંથી એવાં વાસણો મંગાવેલાં છે. ખુલ્લી રીતે તો બીજા ગામના કુંભાર પોતાના જાત કે ધંધાભાઇઓની વિરુદ્ધ જઇ કંઈ આપે નહિ એવી મહાજનોની સત્તા હતી. આમ છતાં ધનવાન મહાજનો સામે કારીગર મહાજનોએ બાથ ભીડેલી છે. છેવટે માટીને માટે ઇજારાની હરાજીમાં કુંભારને હરાવવા શાહુકાર ઉભા રહે એવા દાખલા પણ બન્યા છે. આવી રીતે દરેક ધંધાદારીઓમાં મહાજનોની લઢાઇઓના દાખલા બન્યા છે. એક વખત અમદાવાદમાં મ્યુનિસીપેલીટીએ શહેરમાં આવતી ઇંટો ઉપર દર ગધેડે એક પાઈનો કર નાંખ્યો. કુંભારના મહાજને ઠરાવ કર્યો કે શહેરમાં માલ ન પહોંચાડતાં નિભાડા ઉપર જ આપવો. આથી ખેંચામણ અને વેરો બન્ને લેનારને માથે પડયાં. એક વખત બહારના કડીઆ અમદાવાદમાં આવીને વસ્યા, અને કડીઆમહાજનનો રોજ દસ આના હતો તેને બદલે આઠ આનાના રોજે કામ કરવા માંડયું. આથી કડીઆ મહાજને ઠરાવ કર્યો કે મહાજનના દલાલ સિવાય કોઇને પણ ઇંટ ચુનો વગેરે બાંધકામનો માલ મળવો જોઇએ નહિ. આ માટે કડીઆ મહાજને કુંભારના મહાજન સાથે સહકાર કર્યો. એથી નદીની રેત સુદ્ધાં પરગામી કડી-આને મળતી નહિ. આ રીતે મહાજને નવા હરીફને હરાવ્યા. આ ઉપરાંત મહાજનો કારીગરોના ભાવ ઠરાવે છે. અંદર અંદર જ હરીફાઈ થાય અને એક બીજાને નુકશાન વેઠવું પડે એવું ન થાય એની મહાજન ખાસ દરકાર રાખે છે. દરેક ધંધાદારીએ કેટલું કામ કરવું, કેટલો વખત કરવું, કયા દીવસ રજાના પાળવા વગેરે તમામ વીગત મહાજન

નક્કી કરે છે. કોઈ ધંધામાં કામ ઓછું હોય અને કારીગર કામ વગરના હોય તો કોઈ લાગવગવાળો કે હુંશિયાર કારીગર વધારાનું કામ કરી શકતો નથી. જૂદા જૂદાં ભાગ હોય તો અંદર એકબીજા સાથે સહકારથી કામ કરી હરીફાઇ ન થાય અગર વધારે પડતો માલ બનવાથી પડયો રહે કે ભાવ ઓછા ઉપજે એવું ન થાય એની પણ મહાજન દરકાર રાખે છે. આમ કુંભાર લોકોમાં ડોયલાં બનાવનાર, નળીઆં બનાવનાર, ઈંટો બનાવનાર, શકોરાં બનાવનાર વગેરે કુંભારો પોતપોતાનું જ કામ કરે છે. નળીઆંની મોસમ આવતાં પહેલાં દરેક નળીઆં બનાવનાર કેટલા હઝાર નળીઆં બનાવે એ અગાઉથી નક્કી કરવામાં આવે છે. બહારની અને અંદર અંદરની હરીફાઈ અટકાવવા માટે દરેક ધંધાના મહાજનોમાં જૂદી જૂદી રીતો હોય છે. પહેલાં હાથવણાટનું કાપડ પણ અમુક દસ-બાર ખરીદીઆના મહાજનની મારફતે જ બહારગામ જઇ શકતું અને એના ઉપર લેવાની આડત પણ નક્કી કરેલી જ રહેતી. આમ આયાતનિકાશના ધંધા ઉપર પણ મહાજનના નિયમો ચાલતા. કોઈ મોટો કારીગર બહારથી આવે તો મહાજનના સહકાર વગર બીલકુલ ફાવતો નહિં. મોટો વેપારી આવે તો એના ધંધાના મહાજનના દલાલો એનું કામ ન કરે તેથી એ ફાવે નહિં. બાંધેલા ભાવમાં ઓછા વધતું કોઈથી થતું નથી. શહેરના કોઈ પણ કામ કરાવનારને કારીગર સાથે તકરાર થાય તો મહાજન ફરિયાદ સાંભળે છે. કારીગરનો વાંક ન હોય તો એને રક્ષણ આપે છે. એ કામ કરાવનારને ત્યાં ત્યાર પછી બીજો કોઇ કારીગર જતો નથી, અને એને આખરે નમવું પડે છે. આ બધાં કારણોથી ધંધાદારીઓમાં સમાનતાનું તત્ત્વ ઘણું સચવાયલું રહે છે.[૧]

વાંધા પતવવામાં મહાજનો બહુ ઉપયોગી કામ કરે છે. જો મહાજનો ન હોય તો ન્યાયની અદાલતોમાં આજ છે તેનાથી બેવડી ત્રેવડી ભીડ થતી હોત. સોનીઓનું મહાજન સોનામાં સેળભેળની ફરિયાદો ઉપર દેખરેખ રાખી

[૧] જુઓ અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૧૧૦ અમદાવાદનાં મહાજનોની વીગત લખતાં ગેઝેટીઅરનો લેખક લખે છે કે "It will be noticed that the object of above edicts was the same, to distribute business among all alike and keep individuals from enriching themselves at the expense of the rest."

ન્યાય આપે છે. મહાજનને કાંટે તોળેલું સોનું ધરાક અને સોની બન્ને માન્ય રાખે છે. તોલ કરાવવા માટે લેવાતો પૈસો પાંજરાપોળમાં જાય છે. રૂ બજારનું મહાજન રૂના ઝઘડા પતવે છે અને કબાલા પ્રમાણે બરોબર એક જ જાતનું રૂ આપવામાં આવે છે કે નહિ એની તપાસ રાખે છે. ઘણાં મહાજનો વાયદાના ભાવ તથા વખત ઠરાવે છે, અને એમની દેખરેખથી વલણ પતતાં વાંધા પડતા નથી. તેજીમાં કોઇ વાંધો કાઢે નહિં, અને મંદીમાં ગમે ત્યાંથી વાંધા ઉભા થાય એ વેપારીઓનું ખાસ લક્ષણ છે. અમદાવાદના વેપારીઓ પણ વાંધા કાઢવામાં ઓછા હુંશિયાર નથી: પરંતુ મહાજનોની સત્તાને લીધે અમદાવાદના વેપારીઓના વાંધા અન્યાયથી ભરેલા હોતા નથી, અને હોય તો તેનો જલદી નિકાલ આવે છે. આ કારણથી હિંદુસ્તાનનાં બજારોમાં વાંધાની પતાવટ માટે અમદાવાદી જાણીતો છે.

મહાજનના નિયમોનો ભંગ કરનારને દંડ કરવામાં આવે છે. આ દંડ તથા વાર્ષિક લવાજમ વગેરે થઇને મહાજનો પાસે મોટું ભંડોળ એકઠું થયેલું હોય છે. મતું દાખલ કરતી વખતે પણ દાખલ ફી સારી રીતે લેવામાં આવે છે. ઠરાવ કરતાં વધારે વખત કામ કરવાના ગુનાહ માટે પણ રૂ. ૫૧) જેટલો દંડ થવાના દાખલા બનેલા છે. મહાજનમાંથી બહાર કાઢવાની શિક્ષા તો બહુ ભારે છે. મહાજનથી મળતા હક અને રક્ષણને લીધે મહાજનની સામે થવાની કોઈ હિંમત કરતું નહિં.[૨]

[૨] એજ પૃ. ૧૧૦ "Refusal to pay a fine or any other very grave offence is followed by expulsion. Even when unattended by caste-excommunication this is a severe penalty, as the previlages of a member are often of great value. In the first place he is protected against the competition of the rest. If he leaves any work unfinished in consequence of a dispute with his employer no fellow craftsman will take it up until his demand, if considered reasonable by the guild, has been satisfied. Secondly, exclusion from the guild deprives of all the minor good offices of fellowship in business life, pretty much as exclusion from caste operates in social life."

મહાજનની સંસ્થા એક તરફ આટલા ફાયદા કરી આપતી હતી તો બીજી તરફ તેનાથી સમાજને અમુક નુકશાન પણ થતું. કોઈ ધંધામાં કંઈ પણ સુધારો થઈ શકતો નહિ. મહેનતુ અને આળસુની સરખી કિંમત થતી. મહેનતુને મહેનતનો બદલો મળતો નહિ. અમદાવાદ ગેઝેટીઅરનો લેખક આને અંધ સમાનતાવાદ ( bigoted Communism ) કહે છે, અને લખે છે કે હરકોઇ વ્યક્તિને જાતે ધનવાન થવામાં આ સંસ્થાઓ બહુ હરકતરૂપ હતી. આ પ્રમાણે આ સંસ્થાઓના ફાયદા અને ગેરફાયદા હતા. માણસની સ્વતંત્રતાને આ રીતે બાંધવી કે ફાવે તેમ નિરંકુશ ચાલવા દેવી એ સવાલ આજે મોટા અર્થશાસ્ત્રીઓ ઉકેલી રહ્યા છે. ગૂજરાતમાં અને એના પાટનગરમાં મહાજનની સંસ્થાએ સારૂં કર્યું છે કે ગેઝેટીઅરનો લેખક કહે છે તેમ નુકશાન કર્યું છે એની ચર્ચામાં ઉતરવાનું આ સ્થળ નથી. પશ્ચિમના દૃષ્ટિબિંદુથી તપાસતાં આપણે ભલે વેપારમાં બહુ આગળ પડતા ન કહેવાઇએ, કે ઉદ્યોગમાં પછાત ગણાઇએ; પરંતુ હિંદુસ્તાનમાં બીજા પ્રાંતોના હિસાબે જે કાંઇ વેપાર ઉદ્યોગ આપણે ત્યાં જળવાઈ રહ્યા છે તેમાં મહાજનોએ ભજવેલો ભાગ ઓછો અગત્યનો નથી. છેલ્લે સરવાળે જોતાં મહાજનોએ વેપારઉદ્યોગને ઘણું જ બળ આપ્યું છે; અને સમય આવ્યે રક્ષણની વાડ તરીકે કામ કર્યું છે. હાલની કેળવાયલી અને કાંઇક વ્યવસ્થિત દૃષ્ટિએ એમાં નુકશાનકારક તત્ત્વો જણાતાં હશે, પરંતુ આપણે દેશકાળને અનુસરીને એને સુધારી શકીએ. આપણા ઔદ્યોગિક જીવનની આ પ્રાચીન સંસ્થાને તોડી પાડવાને બદલે આપણે તેને સુધારીને નવું સ્વરૂપ આપીએ એમાં જ આપણું શ્રેય છે.

ગઇ સદીના લગભગ છેલ્લા પાદમાં તો આ સંસ્થાઓ શિથિલ પડતી જતી હતી. આજે ઘણે અંશે શિથિલ છે. દરેક ધંધાઓમાં પહેલાંના જેવું બંધારણ હાલ નથી. બહારના લોક હરીફાઇ કરી શકે છે, તોપણ મહાજનોનું જોર છેક જતું રહ્યું નથી. અન્ય સ્થળો કરતાં આપણાં મહાજનો વધારે વ્યવસ્થિત છે, અને હજી વધારે વ્યવસ્થિત બનતાં જાય છે. રાજ્યના કાયદાને લીધે ફક્ત મહાજનમાંથી જૂદા પડનારને પહેલાંના જેવા ત્રાસ વેઠવા પડતા નથી. અત્યારે પણ ભાવની વધઘટ ઉપર મહાજનો સારી રીતે અસર કરી શકે છે. કામ કરવાનો સમય, ભાવ, રજાના દીવસો વગેરેમાં મહાજનોની સત્તા ચાલુ છે; અને એના નિયમો બરોબર રીતે પળાય છે.

હાલનાં મહાજનો

જૂના વખતમાં શરાફ મહાજનનું અને એના શેઠનું માન બહુ હતું. નગરશેઠાઈ ઘણે ભાગે એને મળતી. કાપડબજારના મહાજનનો શેઠ ચૌટાનો શેઠીઓ કહેવાતો. હાલ શરાફ મહાજન છે, પણ અમદાવાદમાં સર્વથી વ્યવસ્થિત અને સત્તાવાળાં તો કાપડસુતર અને શેરબજારનાં મહાજનો છે. આ મહાજનો અને એના શેઠીઆનાં માન ઘણાં છે. એ મહાજનના નિયમો બરોબર પળાય છે. એમની સાખ પણ સારી છે. અમદાવાદના કાપડબજારના મહાજન જેવું વ્યવસ્થિત મહાજન મુંબાઈ સિવાય હિંદના કોઇ પણ શહેરમાં આજે નથી. કાપડનાં અહીં બે મહાજનો છે. અમદાવાદનું સુતરનું મહાજન તો મુંબાઇથી પણ ચઢે તેવું છે. અમદાવાદનું શેરબજાર મહાજનની વ્યવસ્થાનું સારૂં ઉદાહરણ છે. અમદાવાદમાં બીજાં ઘણાં મહાજનો છે. એ બધાંની નામાવલી અને નિયમોમાં ઉતરવાની જરૂર નથી. મીલમાલીકોનું મહાજન એકંદરે ઠીક છે. એને મુંબાઈના મીલમાલીકોના મહાજનની પેઠે મુંબાઇ સરકારની અને વડી સરકારની ધારાસભાઓમાં એક સભાસદ મોકલવાનો હક છે. મીલોના હક જાળવવાનું કામ એ ઠીક કરે છે. મીલોને લગતા ઝઘડામાં એ મીલ ઉદ્યોગના પક્ષ તરફથી ભાગ લે છે. અમદાવાદમાં આવાં જૂદાં જૂદાં અનેક મહાજનો છે. પરંતુ હાલની રીત પ્રમાણે એ બધાની એકત્રતા સધાય એવું જે એક મુખ્ય શહેર-મહાજન હોવું જોઇએ તે નથી. જૂના સમયમાં શહેરનાં મુખ્ય મહાજનો તરફથી શરાફમહાજનના શેઠ કે નગરશેઠ આગળ પડતા.

**શહેર મહાજનનો અભાવ**

પરંતુ હાલ શહેરના તમામ વેપારી તથા ધંધાદારીઓના પ્રતિનિધિત્વવાળી એક મુખ્ય મહાજનની ખાસ અગત્ય છે. એવું મહાજન ચેમ્બર ઓફ કોમર્સના જેવું કાર્ય કરી શકે. અમદાવાદ જેવાં વ્યવસ્થિત મહાજનો આવી એક સંસ્થા સારી રીતે ઉભી કરી શકે, અને આખા અમદાવાદના ધંધાદારીઓના પક્ષ તરફથી પ્રસંગ આવ્યે ઉભું રહી શકે. ઈ. સ. ૧૮૭૫ ના ડીસેંબરની ૧૧ મી તારીખે અંબાલાલ સાકરલાલે દેશના ઉદ્યોગ ઉપર ભાષણ કરેલું તે ઉપરથી નગરશેઠ પ્રેમાભાઈ, રણછોડભાઇ વગેરેની એક સ્વદેશ ઉદ્યોગવર્ધક મંડળી થઈ હતી એ કાંઇક અંશે ચેંબર જેવી ગણાય. પણ એ ટકી હોય એમ લાગતું નથી.

આ બધાં મહાજનોમાં મજૂર મહાજનનું સ્થાન કેવળ નવું અને ઘણું અગત્યનું છે. પહેલાં અમુક નાતનાં માણસો અમુક ધંધો કરે અને એનું મહાજન બને એમ

સાધારણ રીતે બનતું. જૂદી જૂદી નાતના લોક એક ધંધામાં હોય ને તેમનું એક મહાજન હોય એવું પણ બનતું. હુન્નરી કારીગરોમાં મહાજન બનાવવાની પ્રથા ઓછી હતી. મોટા વેપારનાં મહાજનોમાં જ અનેક નાતના લોક ખાસ કરીને ભેગા થતા. હાલ મજૂરમહાજનમાં કારીગરો અને મજૂરો અનેક નાતના હોવા છતાં બધા એક જ મહાજનમાં જોડાયા છે. પશ્ચિમ સાથેના આપણા સંબંધની એ સારી અસર છે. આથી હલકામાં હલકો ધંધો કરનાર મજૂર પોતાના સંઘબળથી અન્યાયની સામે લડી શકે અને ન્યાય મેળવી શકે. અમદાવાદમાં પશ્ચિમની ઢબે ઉદ્યોગોની શરૂઆત થઇ ત્યારે મજુરોમાં ઉંચ નીચ વર્ણનો સવાલ બહુ આકરો હતો. એ સવાલ અંત્યજોદ્ધારની ચળવળ પછી હવે પહેલાંના જેટલો તીવ્ર રહ્યો નથી.

મજૂર મહાજન

મજૂર મહાજનનો ઇ. સ. ૧૯૨૫ ની સાલનો રીપોર્ટ કહે છે કે અમદાવાદમાં લગભગ દોઢ લાખ મજૂરો વસે છે. એ સંખ્યા તો કદાચ દરેક નાના મોટા ધંધાના મજૂરો અને છુટક મજૂરોને સાથે ગણતાં થતો હોય. એમ હોય તો પણ અમદાવાદની અરધી વસ્તી મજૂરોની થાય. કેટલાક માને છે કે મજૂરોની સંખ્યા એક લાખની છે. ફક્ત મીલોમાં કામ કરનાર મજૂરોની સંખ્યા ૧૯૨૧ માં ૪૦ થી ૪૫ હઝારની થાય એમ રા. અમુભાઈ મહેતા લખે છે. ઇ. સ. ૧૯૨૭ માં મુંબાઇની મીલ ઓનર્સ એસોસીએશને બહાર પાડેલા હિંદુસ્તાનની મીલોના આંકડાના પત્રક પ્રમાણે અમદાવાદના મીલમજુરોની સંખ્યા આશરે ૬૦ હઝાર ગણાય છે.[૩] આમાં બીજા નાના મોટા ધંધાના મજૂરોની સંખ્યા ઉમેરીએ તો લાખેક મજૂરો થાય એમ માની શકાય. શહેરની વસ્તીના આટલા મોટા ભાગને માટે શહેર કે શહેરના વહીવટદારોએ શું કર્યું છે તે વિચારવા જેવું છે.

[૩] એ પત્રકમાં આપેલી મીલમજૂરોની સરાસરી સંખ્યા ૬૦૯૬૩ થાય છે. એમાં અમદાવાદના વહીવટથી ચાલતી ભરૂચની બે મીલો અને વીરમગામની બે મીલોનો સમાવેશ થાય છે. આ સાથે નીચેની સરખામણી પણ રસમય થઈ પડશે. સાડાપાંચ લાખની વસ્તીના મદ્રાસમાં નાની સોડાવોટરની ફેક્ટરીઓ અને છાપખાનાંઓથી માંડીને મીલો સુધી ગણતાં કુલ ૨૬૧૭૮ (ઈ. સ. ૧૯૨૭ માં) મજૂરો કામ કરે છે. અમદાવાદની ઉપરની સંખ્યામાં પરચુરણ ફેક્ટરીઓના મજૂરોની સંખ્યા ગણી નથી.

અમદાવાદમાં ગાંધીજીના નિવાસ પછી એક વખત મીલમજૂરો અને શેઠીઆઓ વચ્ચે તકરાર પડી. મીલમજૂરોના પ્રશ્નને શ્રીમતી અનસૂયા બહેને પોતાનો કર્યો. આ તકરારમાં ગાંધીજી, આનંદશંકરભાઈ, અને શેઠ મંગળદાસના સબળ પ્રયાસથી પતાવટ થઈ. એ દીવસથી મજૂરોમાં શ્રીમતી અનસૂયા બહેનનું માન ઘણું વધ્યું. ત્યારબાદ થોડા સમય પછી મજૂરમહાજનની સંસ્થા શરૂ થઈ. આજે એ સંસ્થા સારી ખીલી છે અને એનાં પ્રમુખ શ્રીમતી અનસૂયાબહેન છે. આ મહાજનને ગાંધીજીની હુંફ પણ ઘણી મોટી છે. આ બધાના પરિશ્રમથી અને તે સાથે અમદાવાદના વ્યવહારદક્ષ મીલમાલીકોના સહકારથી આ મજૂરમહાજન હજી બાળક છતાં પ્રૌઢને શોભે એવી વ્યવસ્થા બતાવી રહ્યું છે, અને ઉત્તમ કાર્ય કરી રહ્યું છે.

મજૂરમહાજનમાં બધા મજૂરો જોડાતા નથી. શરૂઆતમાં મીલોનાં જૂદાં જૂદાં ખાતાંના મજૂરોએ પોતપોતાનાં મહાજનો અગર પંચો કરેલાં. તેનાથી તેમને સાધારણ ફાયદો મળતો. એમાં તાણાવાળાનું મહાજન પહેલું હતું. હવે મજૂરમહાજનમાં આ બધાં મહાજનોનો સમાવેશ થાય છે. ઇ. સ. ૧૯૨૫ માં મહાજનમાં આશરે સોળ હઝાર મજૂરો સભાસદ હતા તે ૧૯૨૬ માં ઘટીને ૧૨૪૦૦ થયા હતા. એમ કહેવાય છે કે કેટલીક મીલોના વિરોધને લીધે મહાજનમાં જોડાવા ઇચ્છા રાખનાર મજૂરો એમાં જોડાઈ શકતા નથી.

મજૂરમહાજન મજૂરોને લગતી તમામ બાબતો ઉપર દેખરેખ રાખે છે. મજૂરોની ફરિયાદોના નિકાલ લાવવામાં મહેનત કરે છે. ઈ. સ. ૧૯૨૬ માં એવી ૯૫૮ ફરિયાદો ઉપર મહાજને કામ કર્યું હતું, અને એમાંથી ૬૫૧ ફરિયાદોનો નિકાલ સંતોષકારક રીતે આવ્યો હતો. બાકી રહેલી ફરિયાદોમાં કેટલીક ખોટી નીકળેલી, કેટલીક પાછી ખેંચી લીધેલી, અને કેટલીક નિષ્ફળ ગઇ હતી. આ જોતાં આ કામ સારૂં કહી શકાય. હડતાળોના નિકાલમાં પણ મહાજન સારૂં કામ કરે છે. મહાજન તરફથી એક ઇસ્પીતાલ અને બે દવાખાનાં ચાલે છે. ઇસ્પીતાલમાં સુવાવડખાતું પણ છે. ૧૯૨૬ માં ઇસ્પીતાલ પાછળ રૂ. ૧૧૯૨૮) રૂપીઆનું ખર્ચ મહાજને કર્યું હતું. મજૂરોની કેળવણી માટેનો મહાજનનો પ્રયાસ પણ પ્રશંસનીય છે. ૧૯૨૬ માં એના તરફથી ૧૫ રાત્રિશાળા તથા ૧૧ શાળાઓ ચાલતી હતી. મોન્ટેસરી પદ્ધતિ પ્રમાણે એક બાલમંદિર પણ ચાલે છે.

મજૂરમહાજનનું કાર્ય

એ જ વર્ષમાં કેળવણી પાછળ કુલ રૂા. ૩૪૩૨૨–૪–૮ ખર્ચ થયું હતું. આ ઉપરાંત મજૂરોને માટે એક વાચનાલય પણ કાઢેલું છે. મજૂર સંદેશ નામનું અઠવાડિક મજૂરોમાં જાગ્રતિ લાવવા સારો પ્રયત્ન કરે છે. એ પત્રની ૫૦૦૦ નકલો મજૂરોમાં મફત વહેંચવામાં આવે છે. મીલમજૂરો માટે સસ્તા અનાજની ખાસ દુકાનો તથા ચાહપાણીની દુકાન પણ મહાજને ખોલી છે. આ ઉપરાંત મીલમજૂરો ભારે વ્યાજે પૈસા લાવીને દેવાદાર ન બને તે માટે જરૂર પ્રસંગે ૬। ટકા વ્યાજે નાણાં ધીરવાની સગવડ મહાજને કરી છે. મજૂરોનાં ચાલુ ખર્ચોને પહોંચી વળવા માટે કેટલીક વાર તે મદદ કરે છે અને કોઈ મજૂર બરતર્ફ થાય તેને સહાય કરે છે. ઈ. સ. ૧૯૨૫ માં મહાજને જે મજૂર સેવિંગ બેંક ખોલી હતી, એમાં ૭ ટકા વ્યાજ અપાતું. મજૂરોને મ્યુનિસીપેલીટીને લગતી સગવડો બરોબર મળે છે કે નહિં એ બાબત ઉપર પણ મહાજન ધ્યાન આપે છે.

આજે આખા હિંદુસ્તાનમાં મજૂરોની સ્થિતિ ખરાબ છે. પણ પંચો તથા મહાજનોની જૂની સંસ્થાઓને લીધે અને હાલના મજૂર મહાજનના પ્રયાસને લીધે અમદાવાદના મજૂરોની સ્થિતિ કાંઈક સારી કહી શકાય. હિંદુસ્તાનના મજૂરો કાયમ એક કામ કરી શકતા નથી. અમુક વખત કામ કર્યા પછી તેઓ પોતાને ગામ ચાલ્યા જાય છે. ખેતી કરનારા મજૂરો ખેતીની મોસમમાં પોતાને ગામ જાય છે. આ કારણને લીધે કોઈ પણ ઉદ્યોગને એક સરખી આવડતવાળા અને સ્થિર થઇ રહે એવા મજૂરો ભાગ્યે જ મળે છે. આમાં આપણા દેશના જે કેટલાક સામાજિક રિવાજોમાં વધારે પડતો સમય જાય છે એ ઉમેરો કરે છે. આવાં કારણોથી અને કેટલેક અંશે મજૂરોનાં અજ્ઞાનથી તથા કોમી લાગણીઓથી કોઇ એક જગ્યાએ એક મજૂરે ઘણાં વર્ષ સુધી કામ કર્યું હોય એવું ભાગ્યે જ બને છે. આથી મજૂરોની કાર્યકુશળતાનો જોઇએ તેવો વિકાસ થતો નથી. એટલે પ્રમાણમાં કામ ઓછું થાય છે. કાર્યકુશ-ળતા ન હોવાનું કારણ મજૂરોની શારીરિક અને માનસિક સ્થિતિ છે એમ પણ કેટ-લાએક કહે છે. આ સમસ્ત પરિસ્થિતિનું પરિમાણ અંતે એ આવે છે કે વિલાયતમાં જે કામ કરવામાં એક મજૂર જોઇએ ત્યાં આપણે ત્યાં ત્રણથી ૭ મજૂરો જોઇએ છીએ. વિલાયતથી નવો આવનાર એક ગૃહસ્થ એક સ્પિનિંગ મીલમાં મજૂરોની સંખ્યા જોઇને હબકી ગયો. એને લાગ્યું કે આટલી સ્પીંડલો માટે આટલાં બધાં

મજૂરોની સ્થિતિ અને કાર્યકુશળતા

માણસો; મજૂરોને સારો ખોરાક મળતો નથી વગેરે, અને ખાસ કરીને એમને રહેવાનાં સ્થળ ઘણાં જ ખરાબ છે તેથી એમનાં શરીર અને મન સુધરતાં નથી એ વાત ખરી છે. મીલ માલીકોએ એ બાબત ઉપર ધ્યાન આપવાની ખાસ અગત્ય છે. પરંતુ નવું કાંઈ પણ થાય તેની સામા થવાની આપણા મજૂરોની ટેવ પણ એમની કાર્યકુશળતાની વચ્ચે કેટલી આવે છે તે વિચારવા જેવું છે. હલકી વર્ણના મજૂરોમાં દારૂની ટેવ બહુ છે. મજૂર મહાજને આ બદી સામે ઘણો પ્રયાસ કર્યો છે, પરંતુ દારૂ જેટલું જ નુકશાન જરા ઉંચી જાતના મજૂરોને આપણા સામાજિક રિવાજો કરી રહ્યા છે. દીકરા દીકરીનાં કે પોતાનાં લગ્ન અને તેને લગતાં અસંખ્ય ટાણાં, અને મા બાપનાં બારમા પાછળ કેટલા મજૂરો ખુવાર થઇ હમેશના દેવાદાર બને છે તેની તપાસ કરવા જેવી છે.

આમ છતાંયે અમદાવાદના મજૂરો હિંદનાં બીજાં ઔદ્યોગિક કેન્દ્રોના મજૂરો કરતાં વધારે સ્થિર ગણાય છે. જે જૂના વણકરોએ પોતાનો હાથનો ધંધો છોડયો છે તેઓ મીલોમાં સ્થિર થઇને કામ કરે છે. ખેતીવાળા મજૂરો પોતાને ગામ જાય છે ખરા પરંતુ બદલામાં બીજું માણસ મુકે છે અને બનતાં સુધી પોતાની જગ્યા સંભાળી રાખે છે. કેટલાંક ખાતામાં એકલી સ્ત્રીઓ અને કેટલાંકમાં સ્ત્રી પુરુષ ભેગાં કામ કરે છે. શાળખાતામાં વિલાયતમાં સ્ત્રીઓ કામ કરે છે; જ્યારે આપણે ત્યાં ફક્ત પુરુષો જ કામ કરે છે. સ્ત્રી મજૂરો માટે કેટલીક મીલોમાં ઘોડીઆંશાળા કાઢવામાં આવેલી છે. એકંદરે મજૂર મહાજનના પ્રયાસથી અને મીલ માલીકોના સમાધાનીભર્યા સ્વભાવથી અમદાવાદનો મજૂરવર્ગ સાધારણ રીતે ઠીક છે. અમદાવાદમાં આ કારણને લીધે મોટી હડતાળો બહુ પડતી નથી; અને જે કાંઈ પડે છે તેનો અંદર અંદર સમજીને તરત નિકાલ થઇ જાય છે. આ રીતે મજૂર મહાજન આ જમાનાની એક મોટી સંસ્થા છે અને અમદાવાદ જેવા ઉદ્યોગના મથકમાં એની અગત્ય ઘણી છે.[૪]

[૪] અમદાવાદના મજૂરો વગેરે સંબંધી લખતાં મજૂર મહાજન કે બીજા મહાજનોથી સ્વતંત્ર અને વિચારોમાં પણ સર્વથા સ્વતંત્ર એવા અમદાવાદના એક શેઠનું વર્ણન જે. ટી. ગ્વાઈને પોતાના Indian Politics નામના પુસ્તકમાં આપ્યું છે. વર્ણન ઉપરથી એ વ્યક્તિ સહજ ઓળખાશે. મી. ગ્વાઇને નામ નથી લખ્યું એટલે

મહાજન પોતપોતાના ધંધાનાં રક્ષણ ઉપરાંત લોકહિતનાં કાર્યો પણ ઘણાં કરે છે, એમાં પાંજરાપોળની સંસ્થા એ એક ખાસ અગત્યનું કામ છે. આ સંસ્થા મોટે ભાગે જૈન કોમને લીધે ઉદ્ભવી છે, અને આપણા પ્રાંતમાં તો ઘણી પ્રાચીન છે. અન્ય પ્રાંતોમાં જૈનો–ગૂજરાતી–મારવાડી જૈનો–એને

અહીં લખવું ઠીક નથી. એ વર્ણનનો કેટલોક ભાગ રસમય હોવાથી અહીં આપ્યો છે. જુઓ Indian Politics : by G. T. Gwynn : Chap. XXII p. 115–117. "There is another personality in Ahmedabad. × × × This man stands as a class by himself among the Ahmedabad Millowners. His parents gave him a fair property and ordinary–rather narrow education which cad be had in an Indian Mofussil town. But they gave him also brains and courage. With their help he has got riches, and what is more remarkable, he has cultivated his mind. He is now (1922–24) one of the largest employers of labour in Ahmedabad. He admires Miss Ansuyabai's devotiou to the cause of labour, and he is one of Mr. Gandhi's best friends. But he does not allow either Mr. Gandhi or the lady *to dictate the policy he follows in dealing with his employees.* On the other hand, he is not content with the short views taken by the local association of Millowners, and he holds himself free to act independently. He has put much money into welfare work —Efficiency–work as he prefers to call it. Housing, schools, and hospitals have been provided for his Millhands. I saw some of the works. It was far ahead of any efforts in the same line that were shown to me in Bombay. An Indian doctor was in charge and India deserves the credit for work done. × × × He does not count himself a polititian. He wants to attend his own business. × × × This man is no sentimentalist." આ શેઠ સાથે મી. ગ્વાઇનને રાજકીય વિષય ઉપર બહુ રસમય વાતો કરેલી છે. એ બધું એ શેઠના સુંદર ચારિત્ર ઉપર ઠીક પ્રકાશ પાડે છે. પણ અહીં વિસ્તારના ભયથી છોડી દીધું છે. રાજકીય હકોની બાબતમાં મી. ગ્વાઇનના જવાબમાં શેઠે કહેલું કે "It is not what you give that counts. It is the spirit in which it is given."

નીભાવે છે. પરંતુ આપણા પ્રાંતમાં એને જૈન સિવાય બીજી કોમોનો પણ ટેકો છે. જૈન કોમ વેપારાદિમાં અસલથી જ આગળ પડતી હતી, તેથી અન્ય ધર્મના વેપારી પણ એમને પગલે ચાલતા અને પુણ્યના કામમાં કોઈ વાંધો લેતા નહિ. જીવદયાને આખા ગુજરાતે પોતાનો ધર્મ માન્યો છે. પરંતુ કોઈ વખત જૈનો હિંદુ વેપારીઓના તહેવારો વખતે કાંઈ વાંધો ઉઠાવે ત્યારે જ હિંદુ વેપારીઓ પાંજરાપોળના પૈસા ભરવા સામે વાંધો ઉઠાવે એવા પ્રસંગો બનેલા છે. પાંજરાપોળના ઉલ્લેખો પ્રાચીન કાળથી મળી આવે છે. પરદેશી મુસાફરોને તો આ પશુ પક્ષી જીવ જંતુ તમામને માટેની 'ઇસ્પીતાલ' જોઇને ભારે નવાઇ જ લાગતી. પશુ પક્ષી ઉપરાંત જીવ જંતુ માટે પણ જીવાતખાનાં હતાં. પાંજરાપોળના નિભાવ માટે માલની આવક જાવક ઉપર અમુક કર પણ લેવાતા. જૈનો તો અમુક રકમ પાંજરાપોળ માટે ખાસ કાઢતા. અમદાવાદની પાંજરાપોળની સંસ્થા મોટી છે. પાંજરાપોળ ખોડાં, દુર્બળ, રોગિષ્ટ અને અશક્ત ઢોરને રાખે છે, તેની દવા કરે છે અને ખવડાવે છે. આવાં ઢોર કે પક્ષી મુકવાના કાંઇ પૈસા આપવા પડતા નથી, પણ સારા માણસો ખર્ચ જોગું કંઇ આપે તો તે લેવાય છે. એનો વહીવટ મહાજન કરે છે અને તે ઘણે ભાગે જૈનોનું હોય છે. કેટલીક વખત કતલ થતાં ઢોરને પણ ખરીદીને બચાવવામાં આવે છે. પરવડીઓની સંભાળ કાં તો જુદાં જુદાં મહાજન રાખે છે અગર લોકો પોતે પણ તેમની સંભાળ લે છે. પરવડીઓ એ આપણાં પ્રાંતમાં જીવદયા કેટલે સુધી પહોંચી છે તેનો એક સુંદર નમુનો છે. પરવડીના નમુના પરદેશીઓ જુએ છે ત્યારે એ લોકો એને કલ્પિત વસ્તુ સમજે છે. પણ અમદાવાદમાં પરવડી તો ઠેર ઠેર છે, અને પક્ષીઓ માટેની દયા ઉપરાંત લોકોના શોખે એને અનુ-

પાંજરાપોળ

પરવડી

આમ 'spirit' ઉપર વાત ચાલે છે તે માટે મી. ગ્વાઈન કહે છે કે "I think this Indian Millowner is right." આખાયે પ્રસંગ પછી મી. ગ્વાઈન વિચારે છે કે "With that lesson comes the other lesson that the individual Indian is not an inferior but an equal, stronger than us in some points, and weaker than us in others, but when all is said and done, a human being equal in status to ourselves."

પમ કારીગીરીવાળી કરેલી છે એ તો નજરે જોયે જ સમજાય તેમ છે. પરવડી અને જીવાતખાનાં ઉપરાંત મહાજન વિસામા પણ બંધાવે છે. ઉનાળામાં ભાર લઈ જનારને એ આશીર્વાદરૂપ થઈ પડે છે. અમદાવાદની આસપાસના રસ્તા ઉપર આવા વિસામા જોઈ એનો ઉપયોગ સમજ્યા પછી જહાંગીર બાદશાહને એટલી તો નવાઇ લાગી હતી કે એણે ખુશી થઇ એવા વિસામા હિંદુસ્તાનના બીજા ભાગોમાં બનાવવાનો હુકમ આપ્યો હતો. આ બધાં હિતનાં કાર્યો લોકોથી અને તેમાંય ખાસ કરીને વેપારીઓથી નભે છે એ ધ્યાનમાં રાખવા જેવું છે.

હિંદુસ્તાનનો મેલ એકઠો કરીને એ જ ખરૂં હિંદુસ્તાન છે એમ જગતને બતાવનારી અમેરિકન પરદેશણ મીસ મેયો અમદાવાદમાં આવી ત્યારે એણે પાંજરાપોળ જોઈ હતી. એણે લખ્યું કે 'ઢોર એટલાં દુબળાં છે કે હવે તો ( એણે ચોપડી લખી તે વખતે ) મરી પણ ગયાં હશે.' આ વાત અર્ધ-સત્ય હતી. દ્વેષનાં પડળને લીધે એણે ખરી વાત ક્યાંય પણ જોઈ નથી. પાંજરા-પોળમાં એવાં ઢોરને જ સારવાર માટે મુકવામાં આવે છે, સબળાંને નહિં એ વાત એણે છુપાવી છે. એનો દેશ જંગલીઓથી વસેલો હતો તે પહેલાં પાંચ પાંચ સદીઓથી જીવદયાના સિદ્ધાન્તની ટોચે પહોંચેલા દેશના પાટનગરની એકેય સારી વસ્તુ એની નજરે પડી લાગતી નથી.

થોડાએક વખતથી યુવકસંઘની પ્રવૃત્તિ ધ્યાન ખેંચે એવી થતી જાય છે એનો અહીં થોડો ઉલ્લેખ કરી લેવો જોઇએ. આ સંઘને આપણે મહાજનો સાથે તો ન સરખાવી શકીએ, પણ એક દૃષ્ટિએ યુવકોનું–વિદ્યાર્થીઓનું એ મહાજન ગણાય. તેનો ઉદ્દેશ વિદ્યાર્થીઓમાં સંઘશક્તિ લાવવાનો છે. સંસ્થા નવી જ છે, અને તેના ઉદ્દેશો કેટલા પાર પડે છે તે હજી જોવાનું છે.

આગળ જોયું તેમ અમદાવાદમાં એકે મુખ્ય શહેરમહાજન નથી. શાહુકાર મહાજનના શેઠને સાધારણ રીતે નગરશેઠ કહે છે. અંગત રીતે આ શેઠ શહેરીઓના સામાન્ય હકો તરફ જુએ છે અને સમય આવ્યે બધાં મહાજનોને એકઠાં પણ કરે છે. પરંતુ એવું હાલ ભાગ્યે જ બને છે. આખા શહેર તરફથી આગળ થવાના પ્રસંગ પહેલાં નગરશેઠને ઘણી વાર આવતા. શહેરના બધા વેપારીઓને એકમત કરવા માટે ચૌટાના શેઠ–કાપડમહાજનના શેઠનો સહકાર કરવો પડતો. દશેરાની સ્વારી વખતે અગર વરસાદ ન પડે તે વર્ષે શહેરકોટની

નગરશેઠ

પ્રદક્ષિણા કરવા માટે લોક નગરશેઠને કહેતા. શહેર તરફથી સરકારમાં કાંઇ અરજ કરવાની હોય તો લોકો નગરશેઠને મોખરે કરતા. આવા પ્રસંગ આગળ બહુ આવતા પણ હાલ નગરશેઠની કાંઇ ખાસ સત્તા નથી. અત્યારના નગરશેઠના કુટુંબને શાહજહાં બાદશાહના અંતના સમયથી શેઠાઇ મળેલી છે. એમના મૂળ પુરુષ શેઠ શાંતિદાસ ઔરંગઝેબના રાજ્યની શરૂઆત વખતે નગરશેઠ કહેવાયા. ત્યાર પછી એમના વંશે શહેર અને રાજ્યને લગતી ઘણી બાબતોમાં તે કુટુમ્બે આગળ પડતો ભાગ લીધો છે તે આગળ જોઇશું. એક વખત શેઠ શાંતિદાસના પૌત્ર શેઠ ખુશાલચંદ લક્ષ્મીચંદે શહેરને મરેઠાની લૂંટમાંથી બચાવ્યું તે માટે શહેરનાં બધાં મહાજનોએ શેઠને શહેરમાં આવતી વસ્તુઓ ઉપર વંશપરંપરા પા ટકાનો લાગો કરી આપ્યો.

આમ શહેરના ઇતિહાસમાં એનાં મહાજનોની અને એના શેઠીઆઓની સેવા ઓછી નથી. અમદાવાદના વેપારનો ઇતિહાસ આ મહાજનોથી ઉજળો છે.



## પ્રકરણ આડત્રીસમું



# નવું ને જૂનું

—સિંહાવલોકન—

શહેરોની આબાદી સત્તાવાળાની શાંતિ જેવી અસ્થિર ને અનિયંત્રિત છે; ધનવાનનાં સૌજન્ય જેવી ચંચલ છે. શહેરની એક ઘડી તે માણસની અડધી કે એક શતાબ્દિ બરોબર છે. જગતનાં અનેક શહેરોના ઇતિહાસ આ વાત બતાવી આપે છે. એમનાં જીવનમાં નાની ચઢતી પડતીઓ અનેક આવે છે. કેટલાં પ્રાચીન મહાનગરોનાં આજે નાનાં ગામડાં થઈ ગયાં છે, અને મુંબાઈ, મદ્રાસ, કલકત્તા, જેવાં કેટલાં ગામડાં આજે મહાનગર થઇ પડ્યાં છે. અમદાવાદ! તારી આજ સુધીની જીંદગીમાં તેં પણ આવી નાની અસ્થિરતાઓ અને ચંચલતાઓ બહુ જોઇ છે!

આશાવલ! તું આજે ક્યાં છે? તું તારા ખરા વખતમાં ગૂજરાતના રાજવીઓનું પ્રિયસ્થાન હતું; ગૂજરાતના વેપારીઓનું મુખ્ય ધામ હતું. મહારાજા કર્ણદેવે તને ગૂર્જર રાજલક્ષ્મીનું કર્ણાવતંસ બનાવ્યું. દેવચંદ્રાચાર્યની મુખ્ય પાટ તારે ત્યાં હતી. ગૂજરાતના મહાવિદ્વાન કલિકાલસર્વજ્ઞને તેં આચાર્યપદના પાઠ ભણાવ્યા. પાટણથી ઉતરતું ગૂજરાતનું પાટનગર! આશાવલ! મુસલમાન સુબાઓએ પણ તને અવગણ્યું નથી.

પણ વખત બદલાયો. તારાથી મોહ પામી એ અહમદશાહે તારૂં પાસું સેવવું પસંદ કર્યું: તારી ગોદમાં જ એણે અમદાવાદ ઉભું કર્યું. અંતે તમે બન્ને એક શહેર થઈ ગયાં. છતાં તેં જૂદું વ્યક્તિત્વ રાખ્યું હતું. મુસલમાન રાજ્ય-

કર્તાઓએ તારા મંદિરોનો ઉપયોગ એમની મસ્જીદો બાંધવામાં કર્યો પણ તારો પોતાનો નાશ ન કર્યો; તારા હિંદુ રાજ્યકર્તાને હાથે તારો નાશ થયો છે. આજે તું ક્યાં છે તે કોઈ જાણતું નથી. જમાલપુર દરવાજા બહાર તારી પીઠ ઉપર ખેતરો, ગટરખાનું, ટેકરા, અને મીલ છે. એ સંચાના ગડગડાટ સામે ભૂમિના ભીતરમાંથી તું કદી તારા ઘંટનાદ સંભળાવે છે ?

મંદિરો ગયાં; એમનાં વિવિધ આકારનાં શિખરો ગયાં. દેવ ભોંયરામાં પેઠા. મસ્જીદો થઇ. મંદિરોથીયે વિશાળ થઇ. એના મીનારા ગગન સુધી પહોંચ્યા. એ મીનારાએ પડી ગયા. ભોંયરાના દેવ બહાર નીકળ્યા, પણ એમના ઉપરથી ભોંયરાંનો અંધકાર ન ગયો. બધું શૂન્યકાર થઇ ગયું. નવી જાતનાં ઘર અને બંગલા ઉભા થયા. ઉંચા સુંદર મીનારાને બદલે નીચેથી ધોળાં ને ઉપર મુખ આગળથી કાળાં એવાં વાનરમુખાં મીલનાં ભૂંગળાં ઉભાં થયાં. ક્યાં મંદિરનાં શિખરો અને મિનારા અને ક્યાં આ ભૂંગળાં ! પહેલાં બે મીનારાવાળી પાંચસો મસ્જીદો હતી; એટલે હઝાર મીનારાવાળું શહેર કેવું મનોહર લાગતું હશે ! મંદિરના ઘંટારવ અને આરતિ સમયના દુંદુભિનાદ જતા રહ્યા. એનું સ્થાન મીનારા ઉપરથી પોકારાતી બાંગે લીધું. એ સમય પણ ગયો. આજે સૂર્યોદય વખતે એ વાનરમુખી ભૂંગળાં પોકારે છે, અમદાવાદીઓને કહે છે 'ઉઠો' 'ઉઠો ! કાળનો આ મહાન મહિમા છે !'

અમદાવાદ ! તું ગુર્જર રાજલક્ષ્મીનું મુખ હતું. કર્ણદેવ કે વીરધવલ, અહમદશાહ કે મહમૂદશાહ તને અંતરિક્ષમાંથી જુએ તો ઓળખે ? આ મહારાજાધિરાજો તારા પુરાતન ભાગ્યવિધાતા હતા. આજ તારૂં ભાગ્ય તારાં સંતાનોના હાથમાં છે. મુહાફિઝખાં, મલીકસારંગ, કે સુજાતખાંની પેઠે આજે પણ બોરેડેલ, હોપ, કે ચેટફીલ્ડ જેવા તારા વહીવટદાર થયા છે. જહાંગીર કે શાહજહાં જેવા શોખીન રાજવીઓ હવે આવે તેમ નથી. દેવચંદ્રસૂરિ, અહમદખટ્ટુ કે શાહઆલમ સાહેબ જેવા સંતોએ તારી કીર્તિ હિંદુસ્તાનમાં અમર કરી છે. પુરાણના અંધકારમાં રહેલા દધિચિનાં સ્મરણ હજી કોણ ભૂલ્યું છે. સાબરમતીનાં નીર વહેશે ત્યાં સુધી તો કોઇયે નહિ ભૂલે. પરંતુ આજે યે તું સંતની છાયામાં છે. અમદાવાદ ! ધન્યભાગ્ય છે તારાં કે પુરાણ કાળથી કે તારા પૂર્વાવતાર આશાવલથી માંડીને આજ સુધી તું કદીયે સંતોની છાયાથી વંચિત રહ્યું નથી. દેવચંદ્રસૂરિથી માંડીને ગાંધીજી સુધીના સઘળા હિંદુ મુસલમાન સંતોની નામાવલી

કરીએ તો, અમદાવાદ! એક સુંદર નક્ષત્રમાળાની વચ્ચે પૃથ્વિ હોય એવું તું દીપે! તારી આબાદી આ મહાપુરુષોના તપનાં ષષ્ટાંશ ભાગથી જ ટકી રહી હશે તોપણ કોણ જાણે છે? અમદાવાદ! સંતોની છાયા કદી ન છોડીશ. એથી જ તારા જીવનમાં શાંતિ રહી છે અને રહેશે. તારો સ્થાપનાર બાદશાહ અહમદશાહ પણ પીર ગણાય છે–સંત ગણાયો છે, એ ઓછું અદ્‌ભુત છે! જન્મથી આજ સુધી સંતોનો સંગ એ ઓછું ભાગ્ય છે?

સરસ્વતીની ઉપાસના પણ તેં વિસારી નથી. હેમચંદ્રસૂરિને તેં પાઠ ભણાવ્યા. લાવણ્યસમય, અખો, સામળભટ, દલપતરામ આદિ કવિઓ અમદાવાદના. સુલતાન મુઝફ્ફર હલીમના સમયમાં તો સરસ્વતીએ અહીં વાસ કર્યો હતો. પહેલા ઉર્દુ કવિ વલી તે અમદાવાદના. વજીઉદ્દીન સાહેબ જેવા તત્ત્વજ્ઞશિરોમણિ, અબુતુરાબ, સિકંદર, અલીમુહમ્મદખાં જેવા ઇતિહાસકાર પણ અમદાવાદના. એ ખરું છે અમદાવાદ! કે કલકત્તા આગર મૈસુરની પેઠે તારી ગલીએ ગલીમાં નાજુક લલનાઓના સ્વરસંયોગ સંભળાતા નથી. એને બદલે હથોડીઓના અવાજ ટીક ટીક સંભળાય છે. વિષ્ણુશાસ્ત્રી જેવા મહાસંગીતાચાર્ય દક્ષિણમાં થયા છે. એટલે કલાના સ્વરૂપમાં સરસ્વતીને હજી તારે ઉપાસવાની છે. પણ દયારામ અને નાનાલાલના રાસના મનોહર કલઘોષ તારી પોળે પોળે સંભળાય છે તેવા હિંદુસ્તાનના બીજા કયા શહેરમાં સંભળાય છે. ગૂજરાતના સ્ત્રી–જીવનની એ વિશેષતાને અમદાવાદ! તેં ખાસ શોભાવી છે. પરંતુ વિદ્વત્તામાં એવું નથી. હિંદુસ્તાનના મહા વિદ્વાનોની પંક્તિમાં અગ્રસ્થાન લે એવા મહા પંડિતો–નરસિંહરાવભાઈ, કેશવલાલભાઈ, આનંદશંકરભાઈ આજે તને શોભા આપે છે; અને પુરાતત્ત્વ મંદિરનો વિજ્ઞાનવર્ગ તારે આંગણે આવી વસ્યો છે. વરાહમિહિરના મહેણાના જવાબમાં અમદાવાદ! તું કહી શકીશ કે ગૂજરાતમાં સરસ્વતી સૂકાઇ નથી. ઉત્તરના સૂકા પાંડિત્યના સંગથી કંટાળી ત્યાંથી ગૂજરાતમાં નાસી આવી તેના થાકને લીધે ઘડીમાં પ્રત્યક્ષ ને ઘડીમાં અંતરિક્ષ એમ વસે છે અને કોઇ કોઇ વાર વ્યવહારબુદ્ધિને રૂપે બહાર આવે છે.

તારી વસ્તી આઠ દસ લાખથી ઘટીને એંશી હઝારની થઇ ગઈ. તે પાછી વધીને આજે ત્રણ લાખની થઇ છે. પરાંના વિસ્તાર ચારે બાજુ હતા તે નાશ પામ્યા, આજે તે પાછા વધે છે. અમદાવાદ! તેં ક્ષણિક રોગથી દૂબળું થયેલું તારૂં શરીર તો પાછું સુધાર્યું ને વધાર્યું. પરંતુ તારી બાદશાહીના અલંકાર તેં ખોયા તે ખોયા જ!

ક્યાં ગયા તારા દસેગાડાં સાથે ચાલે એટલા મોટા રસ્તા ! ક્યાં ગયાં મોટાં ચોગાનો ! ક્યાં ગઈ તને ચારે બાજુ વીંટળાયલી પેલી લીલી ઉદ્યાનમાળા ! અલંકાર તો બાદશાહો જ પહેરાવી શકે. પણ અમદાવાદ ! બાદશાહ ગયા તેથી નિરાશ થવાનું નથી. બાદશાહ ગયા પણ શાહ તો છે; પહેલાં જેટલા જ બળવાન છે. એ શાહમાં જ્યાં સુધી શાહપણું રહેશે ત્યાં સુધી કોઇક દીવસે પણ અલંકારની આશા છે. બાદશાહો હતા ત્યારે પણ શાંતિદાસ જેવા શાહ રંગ રાખતા. હઠીસિંહ, રણછોડલાલ અને મગનભાઈ જેવા શાહોએ તારે માટે ઓછું નથી કર્યું. અમદાવાદના ઓ શાહ–વેપારી ! ગાંસડીઓ અને સંચામાંથી સહેજ તમારૂં ડોકું ઉંચું કરો. અમદાવાદનાં આ ખંડિત અલંકાર અને મેલાં વસ્ત્રો કાઢી એને સુંદર શણગાર તમારે સજાવવાના છે. શહેરસુધારણામાં પ્રમાદ ન કરશો.

અમદાવાદમાં ત્રણસો હાથી બાદશાહની સલામી માટે રોજ હાજર રહેતા. સમાચાર લઈ જવા લાવવા માટે ઘોડેસ્વાર શહેરમાં ઘૂમતા. ચુંવાળના સુંદર ગૂજરાતી બળદની વ્હેલો ફરતી. નશીબદાર લોક પાલખી કે મેનામાં બેસતા. વખત બદલાઈ ગયો. આજે હાથી જેવી મોટરો શાહની સલામી ભરે છે. ગાડાં ને ઘોડાગાડીઓનો સુમાર નથી. ગરીબ કે ધનવાન સર્વને વાહનની સગવડ છે. સંદેશો લઈ જવા લાવવા માટે ટેલીફોનની ઘંટડીઓ ઠેરઠેર વાગે છે. સમયનો એ અજબ મહિમા છે.

અમદાવાદ ! તારાં સુંદર કલશવાળાં શિખરો કે ભવ્ય મીનારાઓને બદલે હાલનાં વાનરમુખી ભૂંગળાં થયાં છે તેનો તિરસ્કાર કરીશ નહિં. રાષ્ટ્રીયતાના આવેશમાં એનો ધ્વંશ કરીશ નહિં. તારી ખોવાયલી લક્ષ્મી શોધવામાં એણે ઓછી સહાય કરી નથી. એ વાનરસેનાની સહાયથી તો તારે ગરીબાઇનો સમુદ્ર તરવાનો છે. પરંતુ એટલું ધ્યાન રાખજે કે વાનરસેનાને સાથે સત્ય અને મર્યાદાની મૂર્તિ ભગવાન રામચંદ્રજી હતા. રામને સાથે રાખીશ તો એ સમુદ્ર તરાશે, નહિં તો વાંદરાં જાતે ડૂબશે ને તને ડૂબાડશે.

અમદાવાદ ! આજે ભૂતકાળના પડદા પાછળથી કર્ણદેવ કે અહમદશાહ તને જુએ તો તેમને શું લાગે ? આજે તું કોઇ સ્વતંત્ર મહારાજ્યનું પાટનગર નથી. તારી સ્વતંત્રતા ગઇ છે, પણ ગયેલી સમૃદ્ધિ પાછી આવી છે. આ બન્ને મહારાજાધિરાજાઓએ તો તારી પાસે ગંગાયમુનાની પેઠે સ્વતંત્રતા અને સમૃદ્ધિ બન્નેનો સંગમ જોયેલો. અત્યારે સ્વતંત્રતા વગરની એકલી સમૃદ્ધિને જોઇને એ

આત્માઓને ઉર્વશી વિનાની એકલી સખીને જોઇને પુરુરવાએ બોલેલું વાક્ય યાદ આવશે-' संगमे दृष्टपूर्वेव यमुना गंगया विना '॥

કવિ હુલ્વી શીરાઝીના શબ્દોમાં જ વિરમીએ તો:-

ઈલાહી તુ ઈંશહરે આલી બીના
મદે તા બહુસ્નશ ઝવાલો ફ્ના

હે ખુદા! આ આલીશાન બાંધણીવાળા શહેરનો તું ક્યામતના દીવસ સુધી નાશ થવા દઈશ નહિં.



# પ્રકરણ ઓગણચાળીસમું



## જોવાલાયક સ્થળો
### ( પંદરમી સદીનો પૂર્વાર્ધ )
### ભદ્રનો કિલ્લો

અમદાવાદમાં જૂનાં અને નવાં જોવાલાયક સ્થળો ઘણાં છે તે આપણે હવે જોઇએ. આમાં ભદ્રનો કિલ્લો પહેલો અને મુખ્ય છે. આ કિલ્લાનો પાયો સુલતાન અહમદશાહે શહેર વસાવ્યું તે જ દિવસે નાંખ્યો છે. મીરાતે અહમદી એની પૂર્વ પશ્ચિમ લંબાઇ ૪૪૭ ઇલાહી ગજ અને ઉત્તર દક્ષિણ પહોળાઈ ૪૦૦ ઇલાહી ગજ એમ આપે છે. પણ એમાં કાંઇ ફેર જણાય છે. કિલ્લાનું ક્ષેત્રફળ કુલ ૪૩ એકર છે. મીરાતે અહમદી પ્રમાણે એને ૧૪ બુરજો હતા. તે ઉપરાંત બાદશાહી નગારખાનાનો દરવાજો ( ભદ્રકાળીની બાજુનો કે લાલદરવાજા પાસેનો તે નક્કી થઈ શકતું નથી ), કચેરીનો દરવાજો અને બગીચાનો દરવાજો—એટલું સુબાઓના સમયમાં ઉમેરાયલું છે. નજમુદ્દૌલાએ એક બુરજ ઉમેરેલો છે. મીરાતે અહમદીમાં એને અરકનો કિલ્લો એવું નામ આપેલું છે. ભદ્ર નામ માટે અહમદી લખે છે કે પાટણના કિલ્લાને ભદ્ર કહેતા, અને એવા ઘાટનો આ કિલ્લો બાંધ્યો તેથી આને પણ લોકો ભદ્ર કહેવા લાગ્યા. એ જ પ્રમાણે અહમદનગર અને ચાંપાનેરના કિલ્લાને પણ લોકો ભદ્ર કહે છે.

ભદ્રનો કિલ્લો એટલે અમદાવાદનો રાજગઢ. હાલ એ રાજગઢ નથી. ભદ્રનો કિલ્લો હાલ પહેલાં જેવો નથી. એનો ઉંચો પૂર્વાભિમુખી બુરજ માત્ર પ્રાચીન હોય એમ લાગે છે. મહમૂદ બેગડાએ બંધાવેલો ( નીચેનો ) ચાંપાનેરનો કિલ્લો જોઇએ છીએ ત્યારે સહજ લાગે છે કે અમદાવાદનો કિલ્લો હાલ છે એવો નહોય. હોપ કહે છે તેમ કોઇ પ્રાચીન કિલ્લાની જગ્યાએ અહમદ-

શાહે કિલ્લો બાંધ્યો એમ માનવાને આધાર નથી. ભદ્રકાળીનું મંદિર પણ હોય કહે છે તેમ પ્રાચીન નથી. મોગલાઇની શરૂઆતમાં ભદ્રના જે જૂના બાદશાહી મહેલો પડી ગયા હતા તે જહાંગીરના આવતાં પહેલાં સમરાવવામાં આવ્યા હતા. એટલે આજ સુધીમાં કિલ્લાનાં કેટલાંય રૂપાંતર થઈ ગયાં હશે.

ઓજીલ્બી (૧૬૮૦) ના મત પ્રમાણે ભદ્રનો કિલ્લો મોગલ રાજ્યમાં માત્ર કાબુલ અને કંદહારના કિલ્લાથી મજબુતાઇમાં ઉતરતો ગણાતો હતો. એના ઉપર રક્ષણ માટે નાની તોપો ઉપરાંત ૧૮ મોટી તોપો રહેતી. મુસાફર મેન્ડેલ્સ્લો લખે છે કે કિલ્લો પત્થરનો બનાવેલો હતો, અને મુઘલરાજ્યના સર્વથી મોટા કિલ્લાઓમાં ગણાતો. થેવેનો કહે છે કે એ એક નાના શહેર જેવો હતો. આ વર્ણનો ઉપરથી જણાશે કે આજે ભદ્રનો કિલ્લો જોઇએ છીએ તે એના અસલ સ્વરૂપમાં નથી. એનો જે અસલ દરવાજો બે મોટાં ગોળ બુરજો અને એની વચ્ચેની ઉંચી ભીંત સાથે આજે ઊભો છે તે જ પ્રાચીન છે. આટલો દેખાવ પણ ઘણો ભવ્ય છે અને પ્રાચીન સ્વરૂપનો ખ્યાલ આપવાને પુરતો છે. એ મુખ્ય દરવાજાની આગળનો દરવાજો જે કારંજમાં પડે છે તે પાછળથી મોગલાઈમાં બનેલો સ્પષ્ટ દેખાય છે. એની પહોળી કમાન અંદરના દરવાજાની શુદ્ધ અમદાવાદી કમાનથી જૂદી પડે છે. ભદ્રના કિલ્લાની ઇશાને સીદી શહીદની મસ્જીદ પાછળથી કોટ તોડીને કરેલી. પૂર્વે મુખ્ય દરવાજાની બાજુમાં આવેલો આઝમખાંનો મહેલ પણ મોગલાઈમાં કોટ તોડીને કરેલો. એ મહેલ આગળ આવવાથી મુખ્ય દરવાજા આગળ ખૂણો ન પડે માટે જ આગળ બીજો દરવાજો કરેલો હશે, અને એની હારમાં મકાનો કરવા દીધાં હશે એમ જણાય છે. ભદ્રની નૈઋત્યમાં કોટ તોડીને એલીસ બ્રીજ કરેલો છે. પહેલાં એ પૂલ કિલ્લાની બહાર હતો. તે તુટી ગયા પછી માણેકબુરજને અડકીને એની ઉત્તરે લીધો. ભદ્રને આઠ દરવાજા છે. પૂર્વમાં બે મોટા, એક મુખ્ય દરવાજો અને બીજો લાલ દરવાજો. મુખ્ય દરવાજાને ૧૮૨૪ માં પીરાનપીરનો દરવાજો કહેતા. આ દરવાજો અપસવ્ય બાંધણીનો છે. એમાં હાલ ઉત્તર વિભાગના કેળવણીખાતાના વડા બેસે છે. એના ઉપર ઘડીયાળનો મોટો બુરજ છે. પહેલાં એ બુરજ ઉપર બ્રીટીશ વાવટો રહેતો અને તેની પાછલી બાજુએ ફાંસી દેવાની જગ્યા હતી. ત્રીજો મોટો દરવાજો નૈઋત્ય દિશામાં છે તે ગણેશ બારી. એ ઇ. સ. ૧૭૭૯ માં

આપાજી ગણેશે એક દીવસમાં તૈયાર કરાવ્યો હતો. દક્ષિણમાં એક તથા ઉત્તરમાં બે દરવાજા સાધારણ કદના છે. મીરાતે સીકંદરીનો મીરકુ દરવાજો તે આ ઉત્તર તરફ મીરઝાપુર બાજુ હોવો જોઇએ. એની જોડે બગીચાનો દરવાજો છે. પહેલાં કિલ્લામાં બાદશાહી બગીચો હતો એને નગીના બાગ કહેતા. ત્યાં થઇ ખાનપુરના શાહજહાંના મહેલે જવાતું. પશ્ચિમમાં બે બારીઓ છે તે નાની છે–એક બારાદરી અને બીજી રામદરવાજાની બારી.

ભદ્રના બાદશાહી મહેલો તો જહાંગીરના આવતા પહેલાં (૧૬૧૮) ખંડેર થઇ ગયાં હતાં. એટલે કોઇ પરદેશી મુસાફર પણ એ જોઇ શકે તેમ નહોતું. પરદેશી મુસાફરોએ જોએલા એ તો મોગલાઈ વખતના મહેલો. મોગલાઇમાં પાદશાહી મહેલ સમરાવ્યો કે નવો કરાવ્યો; અને શાહજહાંએ ખાનપુર દરવાજા પાસે મહેલ બંધાવ્યો. આ મહેલનું અવશેષ ચાંદા સુરજના મહેલમાં રહેલું છે. અંદરના મહેલોનાં કાંઇ અવશેષ રહ્યાં નથી. શાહજહાંએ ભદ્રમાં હમામખાનાં બંધાવેલાં તે મુખ્ય દરવાજામાંથી પેસી જરાક દૂર જતાં વાયવ્ય ખૂણા તરફ હતાં. ૧૮૨૪ માં સર્વે થઈ ત્યાં સુધી એની નિશાનીઓ હતી. મુખ્ય દરવાજામાં પેસી લાલ દરવાજા તરફ જતાં ડાબે હાથે રોજા જેવું આવે છે. ૧૮૨૪ માં ત્યાં મુહમ્મદ અમીનખાં ઔરંગઝેબના સુબાની કબર અને મસ્જીદ હતી. કબર હાલ એક ઓફીસના આંગણાંમાં છે પણ મસ્જીદ જણાતી નથી. ત્યાં જ બીજી કબર ઇબ્રાહીમ સૈયદની છે એમ કહેવાય છે. આ ઇબ્રાહીમ સૈયદ આસ્તોડીઆ બહારની મસ્જીદવાળા કે બીજા તે નક્કી થતું નથી. કલેકટરની જૂની ઓફીસના આંગણામાં ઇબ્રાહીમ કુલીખાંની જે કબર છે એમાં ફક્ત એનું માથું જ છે અને શરીર બગદાદ ગયેલું છે એમ ગેઝેટીઅરમાં લખેલું છે. પણ આ માટે અહમદીનો આધાર નથી. લાલ દરવાજાથી જતી સડક મીરઝાપુર તરફના દરવાજામાંથી આવતી સડકને મળે છે તે ખુણા ઉપર શેલુકરની હવેલી હતી, એનો મોટો દરવાજો ૧૮૨૪ સુધી હતો. લોકો એને શેલુગરનો દરવાજો કહેતા. એમાં પાછળથી અદાલત થઇ હતી. શેલુકરની હવેલી સામે દીવાન જગન્નાથની હવેલી હતી. હાલ રેકર્ડ ઓફીસ છે તેની સામે અને મુંબાઇ બેંકની તથા એની આસપાસની મોટી જગ્યા ઉપર પેશ્વાના સમયમાં ફડનીસવાડી નામનો બાગ હતો. દક્ષિણના દરવાજા પાસે અહમદશાહની મસ્જીદ, એની પાછળ માણેક બુરજની પાયગા અને એની બાજુમાં બીજાં હમામખાનાં હતાં.

અસલ બાદશાહી મહેલ તો સાબરતીને છેક કીનારે અહમદશાહની મસ્જીદની બાજુમાં હશે. કલેકટરની જૂની ઓફીસની જગ્યાએ એક મહેલ હતો એમ જૂની સર્વે ઉપરથી ગેઝેટીઅર કહે છે. એને બાદશાહી દીવાનખાનું કહેતા. અમદાવાદ બ્રીટીશ અમલમાં આવ્યું ત્યાં સુધી એ દીવાનખાનામાં નામની રાજગાદી રહેતી અને એના ઉપર રોજ ફુલ ચઢતાં, એમ પહેલા કલેકટર મી. ડનલોપ લખે છે. શેલુકરની હવેલીને એક મોટો ઓરડો અને બીજી ઘણી અંધારી નાની ઓરડીઓ હતી. કહેવાય છે કે એ હવેલીમાં કુલ ૩૫૦ બારણાં હતાં. ૧૮૦૦ માં બંધાયલી એ હવેલી ૧૮૫૯ માં હાલી ગઈ હતી અને ૧૮૭૪ માં તેને ઉતરાવી નંખાવી. ડીલા વાલે, મેન્ડેલ્સ્લો અને થેવેનોનાં વર્ણનો પાછળના સમયનાં છે તેથી તે ઉપરથી મહેલનો કાંઇ ખ્યાલ આવતો નથી.

ભદ્રના બહારના દરવાજાની ઉત્તરે હાલ ટેલીગ્રાફ ઓફીસ છે એની લગભગ પાસે પહેલાં (૧૮૨૪ માં) કસ્ટમ હાઉસ હતું. માણેક બુરજ ૫૩ ફીટ ઉંચો છે. એમાં પહેલાં કુવો હતો એને માણેક કુવો કહેતા. માણેક બુરજમાં શહેરનું ખાતમુહૂર્ત થએલું. ત્યાર બાદ નદીનું વહેણ બદલાયાથી કુવામાં પાણી આવતું બંધ થયું, અને ૧૮૬૬ માં એને પૂરી નાંખવામાં આવ્યો. બારાદરી દરવાજા પાસેના એક બુરજમાં પણ કુવો હતો તેમાંથી બાગને માટે રેંટથી પાણી કાઢતા. રામ-દરવાજા પાસેના એક કુવામાં સર્વેશ્વર મહાદેવનું મંદિર છે.

ભદ્ર–એક વખતનો રાજગઢ આજે પાધર છે. એમાં બેચાર સાધારણ કચેરીઓ અને નૈઋત્ય ખુણે થોડાં ઘર છે. ત્યાં ૧૮૨૪ માં ૬૧૮ ઘર હતાં તે ૧૮૭૮ માં ૧૬૨ થયાં. હાલ ભદ્ર નામ માત્ર છે અને ભદ્રકાલી માતાને લીધે જ એનો મહિમા આજે રહ્યો છે.

## ત્રણ દરવાજા અને મેદાને શાહ (કારંજ)

ત્રણ દરવાજા એ અમદાવાદનું મુખ્ય સ્થળ છે. શહેર વસાવ્યા પછી થોડા વખતમાં જ અહમદશાહે આ દરવાજા બંધાવ્યા છે. એની વચલી કમાન ૧૭½ ફીટ પહોળી અને બન્ને બાજુની ૧૩ ફીટ પહોળી છે. ઉંચાઈ ૨૫ ફીટ છે. ત્રણે કમાનોની અંદર એક બીજામાં જઇ શકાય એવી વચ્ચે નાની કમાનો છે. પૂર્વ પશ્ચિમ બાજુ વચલા દરવાજાની આસપાસ મસ્જીદના મીનારા જેવા ગોખ અને કોતરણીવાળા નાના બુરજો છે. ઉપર અગાશી કરેલી છે. તેને

બન્ને બાજુ ત્રણ ત્રણ ઝરૂખા છે. ગઇ સદીમાં ઉપર છાપરૂં હતું. તે ઇ. સ. ૧૮૭૭ માં કઢાવી નાંખી અગાશી ખુલ્લી કરી છે. ત્રણ દરવાજાનું હાલનું અને ગઇ સદીના મધ્યનું ચિત્ર સરખાવવાથી આ સમજાશે.

ગઈ સદીના ચિત્રથી ભદ્ર અને ત્રણ દરવાજાની વચ્ચે આવેલા મોટા 'મેદાને શાહ' નો પણ કાંઇક ખ્યાલ આવશે. આ મેદાનનો આસપાસનો ભાગ હાલ બેડોળ ઘરોથી દબાઇ ગયો છે. પણ પહેલાં આ મેદાન એક ભવ્ય વિશાળ ચોગાન હતું. પૂર્વે ત્રણ દરવાજાની પશ્ચિમે ભદ્રનો કિલ્લો અને ઉત્તર દક્ષિણ પણ દરવાજા હતા. દક્ષિણ તરફના દરવાજાનું નામ અહમદીમાં ખીરનો દરવાજો એવું આપેલું છે. આ મેદાનમાં હાલ કારંજાવાળાનું મોટું મકાન છે ત્યાં મોટો હોજ ફુવારો અને આસપાસ નાનાં મકાનો હતાં[1] એના ઉપર બેસી બાદશાહ શુક્રવારનું બજાર જોતા. પાછળથી કોટવાળી ચબુતરો હાલ મીડલ સ્કુલ છે ત્યાં થયો. ત્યારે કોટવાળી કચેરી પણ મેદાનમાં ભરાતી. આ મેદાનમાં અમલદારો ચોગાન ( polo ) રમતા એવડું એ મોટું હતું. મેદાનની દક્ષિણે આવેલી ફરહત ઉલમુલ્કની મસ્જીદ આગળ પોલો રમવા આવતાં ચંગીઝખાંનું મરણ થયું હતું. બાદશાહી સમયમાં લશ્કરી કવાયતો તથા હાથીની સલામી આ મેદાનમાં થતી.

મેદાનની ઉત્તર દક્ષિણ લંબાઇ આર્કીઓલોજીકલ સર્વેમાં ૬૨૦ વાર અને પૂર્વપશ્ચિમ પહોળાઇ ૩૩૦ વાર આપેલી છે. આ માપ જૂની હદ નક્કી કરીને આપેલું છે. એ ઉપરથી ઉત્તર દક્ષિણ હદ સલાપોસના નાકાથી ફરહત ઉલમુલ્કની મસ્જીદની પેલી બાજુ ઘણે દૂર સુધી હશે. આ બધા ભાગ આજે મકાનોથી પુરાઈ ગયા છે, અને એ મકાનો પણ 'મેદાને શાહ 'ના નામને લજવે એવાં છે. મુસાફર મેન્ડેલ્સ્લો (૧૬૩૮) આ મેદાનનું માપ ૧૬૦૦ × ૮૦૦ ફીટ આપે છે. એ લખે છે કે મેદાનની બન્ને બાજુ તાડ, નાળીએરી, આંબલી, નારંગી વગેરે ઝાડની હાર હતી. મુસાફર થેવેનો (૧૬૬૬) એનું માપ ૨૧૦૦ × ૧૨૦૦ ફીટ આપે છે. એ લખે છે કે મેદાનમાં વચ્ચે નાનાં નાનાં નવ ફીટ

[૧] કુવારામાં ભદ્રના એક કુવામાંથી પાણી આવતું એમ ગેઝેટીઅર લખે છે. કારંજની જમીન ગઈ સદીમાં ચાર ફીટ ચઢી ગઇ છે. મીડલ સ્કુલની જમીનની સપાટી જોવાથી એ સમજાશે.

ઉંચાં ચોરસ મકાનો હતાં અને વચ્ચે નિશાન તાકવા માટે એક મોટું ઝાડ હતું. ગઇ સદીના પૂર્વાર્ધમાં આ મેદાન કેવું હતું એનો ખ્યાલ ચિત્રપરથી આવશે. હાલ વચ્ચેના હવાડા અને બજાર કઢાવીને મ્યુનિસીપેલીટીએ જરા સફાઈ કરી છે. પણ આ મેદાનને એની અસલ હદ પ્રમાણે 'મેદાને શાહ' બનાવવાની ઘણી અગત્ય છે. એક પ્રેમાભાઇ હોલ સિવાય અને બીજા એક બે બંગલા સિવાય હાલનાં મકાનો અમદાવાદના શાહી મેદાનને લજવે એવાં છે. વચ્ચેનો બાગ ગઇ સદીમાં ગમે એવો હશે પણ હાલ નકામો છે. સુભાગ્યે આ બાગ કાઢી નાંખી ત્યાં લીલોતરી કરી સર ચીનુભાઈ માધવલાલ બેરોનેટનું મોટું પુતળું મુકવાનું ઠર્યું છે. બાગની આગળ એક મી. ફીલપોટ નામના અમલદારનું પુતળું છે. એમ કહેવાય છે કે એ કલેક્ટર હતા ત્યારે એમને રસ્તામાં બૈરાં રડેકુટે એ રિવાજ બીલકુલ પસંદ નહોતો. એક વખત બૈરાં રસ્તામાં કુટતાં હતાં એટલામાં ફીલપોટ સાહેબ ત્યાંથી જતા હતા. સાહેબે ગાડી ઉભી રાખી દૂરથી ધીમે ધીમે બૈરાંના ટોળામાં પેસી હાય હાય કરી કુટવા માંડ્યું. ત્યાર પછી એ સાહેબ રહ્યા ત્યાં સુધી બૈરાં રસ્તામાં કુટવાની હિંમત કરતાં નહિં એમ' કહેવાય છે.[1]

[૧] આઝમખાંનો મહેલ અને એની પાસેનો દરવાજો નહિં થયો હોય ત્યારે મેદાને શાહની હદ ભદ્રના અંદરના દરવાજા સુધી હશે. આઝમખાંના મહેલ (પોસ્ટ ઓફીસ)ની પશ્ચિમે એક ખૂણે એક કબર છે તેને સીદીબાદશાહની કબર કહે છે. એમ કહેવાય છે કે સીદીબાદશાહ શહેરનો કોટવાલ હતો. એક રાત્રે કિલ્લા આગળ ચોકી કરતાં એક અત્યંત રૂપવતી સ્ત્રી એને મળી. પુછતાં જણાયું કે એ લક્ષ્મી છે. એ સ્ત્રીએ એ જગ્યાએ જ બાદશાહને મેળવવા માટે કોટવાલને કહ્યું. કોટવાલે કહ્યું કે બાદશાહ આવે અને દેવી અદૃષ્ય થઇ જાય તો બાદશાહ ક્રોધે ભરાઇને પોતાને મારી નાંખે. દેવીએ બાદશાહ આવે ત્યાં સુધી ત્યાં જ ઉભા રહેવાનું વચન આપ્યું. સીદીબાદશાહ મહેલમાં સુલતાનને જગાડવા ગયો અને બધી વાત કરી. સુલતાન વાત સમજી ગયો, અને લક્ષ્મી પોતાના શહેરમાં હંમેશ વાસ કરીને રહે તે માટે રાત્રે જગાડવાનું બહાનું કાઢી, ક્રોધ કરી, કોટવાલને ત્યાં જ મારી નાંખ્યો. લક્ષ્મી તે દીવસની ત્યાં જ ઉભી છે, અને તે અદૃષ્ય છે. આ ઉપરથી અમદાવાદ હમેશ લક્ષ્મીવાળું શહેર રહ્યું છે એમ મનાય છે. ( આ વાત ડૉ. ટેલરે કહેલી તે પ્રો. કોમીસેરીએટના ઇતિહાસમાંથી સારરૂપે ઉતારી છે. ) સીદી બાદશાહની એક કબર પત્થરકુવા પાસે પણ છે એમ કહેવાય છે.

## અહમદશાહની મસ્જીદ ઉર્ફે છોટી જુમામસ્જીદ

અહમદશાહની મસ્જીદ ભદ્રના કિલ્લાની અંદર દક્ષિણ બાજુના દરવાજાને અડીને આવેલી છે. તે હાલની ગૂજરાત કલબની બરાબર સામે છે. આ મસ્જીદ અમદાવાદમાં સર્વથી પહેલું બનેલું મકાન છે. અહમદશાહે શહેરનો પાયો નાંખ્યો અને કિલ્લો બાંધવા માંડયો તે જ વખતે આ મસ્જીદ બાંધવી શરૂ કરી. ઈ. સ. ૧૪૧૪ ના ડીસેંબરની ૧૭ મી તારીખે તો એનું કામ પુરૂં થયું. હાલ આ મસ્જીદ અમદાવાદની સર્વથી ખૂણે પડેલી મસ્જીદોમાંની એક છે. ભાગ્યે જ કોઇ એને જોવા જાય છે. પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ એનું સ્થાન ઉંચુ છે. અમદાવાદની બાદશાહીનું એ સર્વથી પહેલું મકાન લગભગ અણીશુદ્ધ દશામાં આજે આપણી સામે ઉભું છે.

મસ્જીદના વચલા મહેરાબ ઉપર આ પ્રમાણે અરબીમાં આરસના પત્થર ઉપર કોતરેલો લેખ છેઃ-

" આ મોટું મકાન-વિશાળ મસ્જીદ-અલ્લાહની દયાનું શરણ લેનાર નોકરે-જે અલ્લાહને મસ્જીદમાં ભજવામાં આવે છે,-અને કુરાને શરીફ પ્રમાણે, 'મસ્જીદ અલ્લાહની છે અને એની સાથે બીજા કોઇને ભજશો નહીં'-એ અલ્લાહની મદદમાં વિશ્વાસ રાખનાર નોકરે-અહમદશાહ, તે મુહમ્મદશાહનો પુત્ર, તે મુઝફ્ફરનો પુત્ર-તે સુલતાને, બંધાવી છે. એ પુરી થયાની તારીખ ૪ શવ્વાલ હી. સં. ૮૧૭ છે." (૧૭-ડીસેંબર-૧૪૧૪)

મસ્જીદનું માપ આ પ્રમાણે છેઃ-૧૫૬'-૯" × ૫૪' (અંદરથી). ઉપર ૧૦ મોટા ઘુમટ છે અને તેના આધાર માટે ૧૫૨ થાંભલા છે. ભીંતો ૧૮ ફીટ ઉંચી છે, પણ મસ્જીદના મુખ ભાગ (facade)નો વચલો ભાગ જે ૩૬ ફીટ પહોળો છે ત્યાં ઉંચાઇ દસ ફીટ વધારે છે. એટલે વચલી કમાન બીજી કરતાં એટલી વધારે ઉંચી છે. વચલી કમાનની આસપાસના બે મીનારા ઘણા જ સાદા છે અને ભીંતથી ૨'-૫" જ ઉપસેલા છે. પાછળની મસ્જીદો પેઠે જાડા, ભારે, ખૂણાવાળા અને બહુ શણગારવાળા મીનારા આ શરૂઆતની મસ્જીદોમાં જણાતા નથી. વચલી કમાનની ઉપર એ ૧૭½ ફીટ ઉંચા હતા એટલે જમીનથી તેની કુલ ઉંચાઈ ૪૫½ ફીટ હતી. મીનારાનો ઉપરનો ભાગ બહુ હાલી જવાથી ગઈ સદીના ત્રીજા પાદમાં એને ઉતારી નાંખ્યા હતા.

ડૉ. બર્જેસે એને કોઇ ફરી બંધાવે તો કામ લાગે એમ ધારી માપ પ્રમાણે એનું ચિત્ર કરી રાખ્યું છે. લીવાનની ભીંતમાં વચલી કમાન ઉપરાંત બીજી ચાર કમાનો છે. કમાનો દરેક અણીવાળી મુસલમાન ઘાટની છે અને તેમાં આઠ કોતરણીવાળી જાળીઓ છે. પશ્ચિમ તરફની પાછલી ભીંતમાં એટલી જ જાળીઓ છે અને ઉત્તર તરફની ભીંતમાં ચાર જાળીઓ છે. દક્ષિણ બાજુ ભદ્રનો કોટ આવેલો છે. આગલી ભીંતમાં ત્રણ આંતરી અગર કંદોરા છે અને એની કારીગીરી શુદ્ધ હિંદુ છે.

આ મસ્જીદના થાંભલા ખાસ જોવા જેવા છે. લગભગ બધાયે થાંભલા કોઇ હિંદુ મંદિરમાંથી ઉપાડી આણેલા છે. થાંભલા જુદી જુદી ભાતના છે. કેટલાક ઉપર હિંદુ દેવોની મૂર્તિઓ હજી પણ સ્પષ્ટ જોઈ શકાય છે. એક થાંભલા ઉપર શિવલિંગ સ્પષ્ટ દેખાય છે, અને એક ઉપર વિ. સં. ૧૩૦૭ (ઇ. સ. ૧૨૫૦) નો મહારાજા વિશલદેવના સમયનો એક ખંડિત લેખ પણ છે પરંતુ તે સ્પષ્ટ નથી. ઘુમટોની અંદરની કારીગીરી પણ હિંદુ છે અને એ પણ કોઈ હિંદુ મંદિરનાં અવશેષો હશે એમ જણાય છે. મસ્જીદના ઉત્તર-પશ્ચિમ ખૂણામાં મુલુકખાનું અગર જનાનાને પ્રાર્થના કરવાની જગ્યા છે. એની નીચે ૨૫ થાંભલા એકસરખા અને સારી કોતરણીવાળા છે તે તમામ એક જ મંદિરમાંથી ઉપાડેલા જણાય છે.

મુલુકખાનું કરવાનો રિવાજ ફક્ત ગૂજરાતની મસ્જીદોમાં અને તે પણ ચૌદમી સદી અને પંદરમી સદીના પૂર્વાર્ધમાં બંધાયલી મસ્જીદોમાં જ જોવામાં આવે છે. ઘણુંખરૂં મુલુકખાનાવાળી મસ્જીદ રાજકુટુંબના માણસે બાંધેલી હોય છે. મુલુકખાનાનો જે ભાગ મસ્જીદમાં પડે છે ત્યાં પત્થરની કોતરેલી જાળી કરેલી હોય છે, અને એમાં દાખલ થવાનું દ્વાર મસ્જીદની ઉત્તર તરફની ભીંતમાં બહારથી જ હોય છે. એટલે સ્ત્રીઓ બહારથી બારોબાર પ્રવેશ કરી શકે. મસ્જીદની પેઠે જ એમાં પણ પશ્ચિમ તરફ મહેરાબ કરવામાં આવે છે. આ મસ્જીદના મુલુકખાનામાં બહારથી પ્રવેશ કરવાનો ઓટલો સુંદર કઠેરાવાળો અને ઘુમટથી ઢાંકેલો છે. એનો આખોયે ઘાટ શુદ્ધ હિંદુ છે. આ મુલુકખાનામાં એક સુંદર મહેરાબ છે અને તેની આગળ સહેજ ઉંચી વેદી જેવું છે. એમ કહેવાય છે કે એની ઉપર એક સુંદર છત્રી હતી અને એની નીચે બાદશાહ અહમદશાહ હમેશ નીમાજ પઢવા આવતા. ગઈ સદીમાં આ મસ્જીદ જેને તાબે હતી તેણે આ

## અહમદશાહની મસ્જીદ ઉર્ફે છોટી જુમામસ્જીદ

અહમદશાહની મસ્જીદ ભદ્રના કિલ્લાની અંદર દક્ષિણ બાજુના દરવાજાને અડીને આવેલી છે. તે હાલની ગૂજરાત કલબની બરાબર સામે છે. આ મસ્જીદ અમદાવાદમાં સર્વથી પહેલું બનેલું મકાન છે. અહમદશાહે શહેરનો પાયો નાંખ્યો અને કિલ્લો બાંધવા માંડયો તે જ વખતે આ મસ્જીદ બાંધવી શરૂ કરી. ઈ. સ. ૧૪૧૪ ના ડીસેંબરની ૧૭ મી તારીખે તો એનું કામ પુરૂં થયું. હાલ આ મસ્જીદ અમદાવાદની સર્વથી ખૂણે પડેલી મસ્જીદોમાંની એક છે. ભાગ્યે જ કોઇ એને જોવા જાય છે. પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ એનું સ્થાન ઉંચુ છે. અમદાવાદની બાદશાહીનું એ સર્વથી પહેલું મકાન લગભગ અણીશુદ્ધ દશામાં આજે આપણી સામે ઉભું છે.

મસ્જીદના વચલા મહેરાબ ઉપર આ પ્રમાણે અરબીમાં આરસના પત્થર ઉપર કોતરેલો લેખ છે:–

" આ મોટું મકાન–વિશાળ મસ્જીદ–અલ્લાહની દયાનું શરણ લેનાર નોકરે–જે અલ્લાહને મસ્જીદમાં ભજવામાં આવે છે,–અને કુરાને શરીફ પ્રમાણે, 'મસ્જીદ અલ્લાહની છે અને એની સાથે બીજા કોઇને ભજશો નહીં'–એ અલ્લાહની મદદમાં વિશ્વાસ રાખનાર નોકરે–અહમદશાહ, તે મુહમ્મદશાહનો પુત્ર, તે મુઝફ્ફરનો પુત્ર–તે સુલતાને, બંધાવી છે. એ પુરી થયાની તારીખ ૪ શવ્વાલ હી. સં. ૮૧૭ છે." (૧૭–ડીસેંબર–૧૪૧૪)

મસ્જીદનું માપ આ પ્રમાણે છે:–૧૫૬'–૯" × ૫૪' (અંદરથી). ઉપર ૧૦ મોટા ઘુમટ છે અને તેના આધાર માટે ૧૫૨ થાંભલા છે. ભીંતો ૧૮ ફીટ ઉંચી છે, પણ મસ્જીદના મુખ ભાગ (facade)નો વચલો ભાગ જે ૩૬ ફીટ પહોળો છે ત્યાં ઉંચાઇ દસ ફીટ વધારે છે. એટલે વચલી કમાન બીજી કરતાં એટલી વધારે ઉંચી છે. વચલી કમાનની આસપાસના બે મીનારા ઘણા જ સાદા છે અને ભીંતથી ૨'–૫" જ ઉપસેલા છે. પાછળની મસ્જીદો પેઠે જાડા, ભારે, ખૂણાવાળા અને બહુ શણગારવાળા મીનારા આ શરૂઆતની મસ્જીદોમાં જણાતા નથી. વચલી કમાનની ઉપર એ ૧૭½ ફીટ ઉંચા હતા એટલે જમીનથી તેની કુલ ઉંચાઈ ૪૫½ ફીટ હતી. મીનારાનો ઉપરનો ભાગ બહુ હાલી જવાથી ગઈ સદીના ત્રીજા પાદમાં એને ઉતારી નાંખ્યા હતા.

ડૉ. બર્જેસે એને કોઇ ફરી બંધાવે તો કામ લાગે એમ ધારી માપ પ્રમાણે એનું ચિત્ર કરી રાખ્યું છે. લીવાનની ભીંતમાં વચલી કમાન ઉપરાંત બીજી ચાર કમાનો છે. કમાનો દરેક અણીવાળી મુસલમાન ઘાટની છે અને તેમાં આઠ કોતરણીવાળી જાળીઓ છે. પશ્ચિમ તરફની પાછલી ભીંતમાં એટલી જ જાળીઓ છે અને ઉત્તર તરફની ભીંતમાં ચાર જાળીઓ છે. દક્ષિણ બાજુ ભદ્રનો કોટ આવેલો છે. આગલી ભીંતમાં ત્રણ આંતરી અગર કંદોરા છે અને એની કારીગીરી શુદ્ધ હિંદુ છે.

આ મસ્જીદના થાંભલા ખાસ જોવા જેવા છે. લગભગ બધાયે થાંભલા કોઇ હિંદુ મંદિરમાંથી ઉપાડી આણેલા છે. થાંભલા જુદી જુદી ભાતના છે. કેટલાક ઉપર હિંદુ દેવોની મૂર્તિઓ હજી પણ સ્પષ્ટ જોઈ શકાય છે. એક થાંભલા ઉપર શિવલિંગ સ્પષ્ટ દેખાય છે, અને એક ઉપર વિ. સં. ૧૩૦૭ (ઇ. સ. ૧૨૫૦) નો મહારાજા વિશલદેવના સમયનો એક ખંડિત લેખ પણ છે પરંતુ તે સ્પષ્ટ નથી. ઘુમટોની અંદરની કારીગીરી પણ હિંદુ છે અને એ પણ કોઈ હિંદુ મંદિરનાં અવશેષો હશે એમ જણાય છે. મસ્જીદના ઉત્તર-પશ્ચિમ ખૂણામાં મુલુકખાનું અગર જનાનાને પ્રાર્થના કરવાની જગ્યા છે. એની નીચે ૨૫ થાંભલા એકસરખા અને સારી કોતરણીવાળા છે તે તમામ એક જ મંદિરમાંથી ઉપાડેલા જણાય છે.

મુલુકખાનું કરવાનો રિવાજ ફક્ત ગૂજરાતની મસ્જીદોમાં અને તે પણ ચૌદમી સદી અને પંદરમી સદીના પૂર્વાર્ધમાં બંધાયલી મસ્જીદોમાં જ જોવામાં આવે છે. ઘણુંખરૂં મુલુકખાનાવાળી મસ્જીદ રાજકુટુંબના માણસે બાંધેલી હોય છે. મુલુકખાનાનો જે ભાગ મસ્જીદમાં પડે છે ત્યાં પત્થરની કોતરેલી જાળી કરેલી હોય છે, અને એમાં દાખલ થવાનું દ્વાર મસ્જીદની ઉત્તર તરફની ભીંતમાં બહારથી જ હોય છે. એટલે સ્ત્રીઓ બહારથી બારોબાર પ્રવેશ કરી શકે. મસ્જીદની પેઠે જ એમાં પણ પશ્ચિમ તરફ મહેરાબ કરવામાં આવે છે. આ મસ્જીદના મુલુકખાનામાં બહારથી પ્રવેશ કરવાનો ઓટલો સુંદર કઠેરાવાળો અને ઘુમટથી ઢાંકેલો છે. એનો આખોયે ઘાટ શુદ્ધ હિંદુ છે. આ મુલુકખાનામાં એક સુંદર મહેરાબ છે અને તેની આગળ સહેજ ઉંચી વેદી જેવું છે. એમ કહેવાય છે કે એની ઉપર એક સુંદર છત્રી હતી અને એની નીચે બાદશાહ અહમદશાહ હમેશ નીમાજ પઢવા આવતા. ગઈ સદીમાં આ મસ્જીદ જેને તાબે હતી તેણે આ

સુંદર કલાનો નમુનો ઉખાડી વેચી દીધો છે એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખકનું માનવું છે.

વચલી કમાન બીજી કમાનો કરતાં ઉંચી છે, અને એની પાછલી ભીંતમાં ઉપર જાળી મુકેલી છે. પાંચે કમાનોની સામે પાંચ મહેરાબ છે. એક મલુક-ખાનામાં છે. વચલા મહેરાબની બાજુમાં નવ પગથીયાંવાળો કોતરણીથી ભરેલો મીંબર ( વ્યાસપીઠ ) છે. મહેરાબ અને મીંબર બધું આરસનું છે. મસ્જીદનું તળીઉં રંગબેરંગી આરસથી જડેલું છે.

ફરગ્યુસન લખે છે 'બહારથી આ મસ્જીદનો દેખાવ અણીવાળી કમાનોને લીધે મુસલમાની છે. મીનારા ઘુમાડીઆં કરતાં ભાગ્યે જ સારા છે. અંદર જૈન ઘુમટ સફળતાથી બનાવ્યો છે. ઘણી ખરી સામગ્રી કોઇ મંદિરની છે. એ સામગ્રી માટે કોઈ મંદિર તોડી પાડયું હશે, અને એની સામગ્રી ફક્ત ગોઠવી દીધી હશે.'

આ મસ્જીદ કિલ્લાની અંદર છે. કિલ્લો એટલે રાજગઢ. કિલ્લામાં રાજકુટુંબ સિવાય બીજું કોઈ રહી શકતું નહિ. એટલે આ મસ્જીદ રાજકુટુંબની ખાનગી પ્રાર્થના કરવાની મસ્જીદ છે. દિલ્હી અને આગ્રાના કિલ્લાઓમાં આવી જુદી મસ્જીદો આપણે જોઈએ છીએ. ચાંપાનેરમાં અમદાવાદની ઢબે જ મસ્જીદ છે. આ મસ્જીદમાં ગૂજરાતના ઘણાખરા બાદશાહોએ અને તે પછીના સુબાઓએ નિત્ય પ્રાર્થના કરી હશે. એના મલુકખાનામાં બેગમો પોતાના પરિવાર સાથે પ્રાર્થના માટે આવતી હશે. મોગલાઇ પુરી થયા પછી મરેઠાઓએ આ મસ્જીદને વખાર તરીકે વાપરી એમાં કાઠી અને ઘાસ ભર્યું હતું. એ પછી એનો કબજો કોઈ સુન્ની વહોરાના હાથમાં આવ્યો હતો. એક વખત આગળના આંગણામાં એણે કાંઇક મકાનો કર્યાથી કલેકટરનું ધ્યાન ખેંચાયું, અને તપાસ કર્યા પછી સરકારે મસ્જીદનો કબજો લીધો. ( ૧૧ નવેંબર–૧૮૭૧ ) ઐતિહાસિક દૃષ્ટિએ આ મસ્જીદ પહેલી અને અગત્યની છે. આંગણા સાથે એનો કુલ વિસ્તાર ૪૧૩૩ ચો. વાર છે. આંગ ાની દક્ષિણ બાજુએ ગંજશાહીદની જગ્યા હતી તે હાલ નથી.

૨.

## ાંની મસ્જીદ.

દરવાજા પાસે ડાબે હાથે કોટની છેક એ પણ અહમદશાહની મસ્જીદની સાથે જ



૫૩ (અ) હરકોર શેઠાણીની હવેલીનો એક ભાગ



(આ) પાચીઆની પોળમાં બાલાભાઇ મંછારામના ઘરનો મ્હોરો (૧૦૦ વર્ષનું જૂનું)



(અ) ફતાસાની પોળમાં હરકોર શેઠાણીની
હવેલી પરનું લાકડાનું કોતરકામ

૫૪



(આ) હરકોર શેઠાણીની હવેલીનું બારણું

બંધાઈ હોય એમ જણાય છે. એમાં બંધાયાની સંવતનો લેખ નથી. આ મસ્જીદની રચના અહમદશાહની મસ્જીદ કરતાં ખરાબ છે. એની તમામ સામગ્રી કોઇ હિંદુ મંદિરની છે, અગર તો હિંદુ દેવળને ફેરવી નાંખીને મસ્જીદ બનાવવામાં આવી છે. આ બાબતની નીશાનીઓ અંદર સ્પષ્ટ દેખાય છે. બહારનો દેખાવ તદ્દન સાદો છે. મીનારા નીચે સુધી ન આવતાં ધુમાડીઆંની પેઠે કમાનની ભીંત ઉપરથી જ લીધા છે અને છેક ટુંકા છે. આગલી ભીંતમાં ત્રણ સાદી કમાનો છે. ધુમટો અનિયમિત અષ્ટકોણ ઉપર બનાવ્યા છે. મસ્જીદની અંદરનાં માપ ૭૮'–૭" × ૩૧'–૫" છે. આગળ ચાર અને બન્ને બાજુએ એક એક એમ કુલ ૭ જાળીઓ છે. થાંભલા જુદા જુદા મંદિરમાંથી લીધા હોય એવા જુદી જુદી જાતના છે અને સુંદર કોતરણીવાળો ઘુમ્મટ આખો કોઈ જૈન મંદિરનો હોય એમ જણાય છે. આંગણાના પ્રવેશદ્વારની બધી બાંધણી શુદ્ધ હિંદુ છે. આંગણા સુદ્ધાં મસ્જીદનો વિસ્તાર ૨૫૭૮ ચોરસવાર છે.

હૈબતખાંની કબર સાધારણ રિવાજ પ્રમાણે મસ્જીદ પાસે હોય છે તેમ નથી. એનો રોજો કાળુપુર દરવાજા બહાર શહેર કોટડાની જમીનમાં સરસપુરના પુલ પાસે એક આંગણામાં છે. જુના રોજાનાં ચિહ્નો બાજુમાં દેખાય છે. અસલ કબરનું ઠેકાણું નથી અને આરસની કબર છે તે આધુનિક છે એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખકનું માનવું છે. કબરની જમીનનો વિસ્તાર ૨૦૦ ચોરસવાર છે. એ જમીન વકફની ગણાય છે. એની આસપાસ દુકાનો કરેલી છે તેનું ભાડું આવે છે. હૈબતખાંનું બીજું નામ મસ્તીખાં હતું, અને એ સુલતાન અહમદનો કાકો થતો હતો.

## સૈયદ આલમની મસ્જીદ

આ મસ્જીદ ખાનપુરમાં એક ટેકરા ઉપર આવેલી છે. આસપાસની જમીન ધોવાઇ જઇને ટેકરો થયો લાગે છે. મસ્જીદમાં લેખ છે એમાં લખ્યું છે કે હસની વંશના સૈયદ આલમ અબુબકરે હી. સં. ૮૧૫ ના રજબ માસની પૂર્ણિમાને દિવસે બાંધી. (તા. ૫–૧૧–૧૪૧૨–શનિવાર) લેખમાં ૮૧૫ માં ૮ ને બદલે ૯ વંચાય એવું છે પણ હકીકત અને બાંધણીથી આઠનો આંક સાબીત થાય છે. સોરઠ તથા દક્ષિણમાં લશ્કર સાથે એક સૈયદ કાસીમને અહમદશાહે મોકલ્યો હતો એના બાપનું નામ સિકંદરીમાં સૈયદ આલમ આપેલું છે એ જ આ સૈયદ આલમ એમ ડૉ. બર્જેસ ધારે છે. જૂના

સીટી સર્વેમાં આલમ ચીસ્તીની મસ્જીદ તરીકે આ મસ્જીદને ઓળખાવી છે. મસ્જીદ પત્થરની છે. દેખાવ અહમદશાહની મસ્જીદને મળતા છે, પણ કાંઇક સુધાર્યો હોય એમ લાગે છે. બાંધણીના ઇતિહાસમાં આ મસ્જીદ લગભગ ત્રીજી આવે છે અને સર્વથી જૂનાં મકાનોમાં ગણાય છે તે સિવાય તેમાં કંઈ ખાસ વિશેષતા નથી.

## જુમા મસ્જીદ

જુમા મસ્જીદ શહેરની વચ્ચે છે. એ અમદાવાદની મોટામાં મોટી અને સૌથી ભવ્ય મસ્જીદ છે. હિંદુસ્તાનની ઉત્તમ અને મોટામાં મોટી જુમા મસ્જીદોમાં એની ગણત્રી થાય છે. આ જુમા મસ્જીદ એક વખતે એક મોટા મેદાનના અલંકારરૂપે હતી. એની ચારે બાજુએ બજાર હતું. શહેરના ચારે બાજુથી આવતા રસ્તાનું એ મધ્યબિંદુ હતી. હાલ એ ખરાબ, નીચાં, ગંદા ઘરોથી ઢંકાયલી છે. એક વખતે જ્યારે એના મીનારા ઉભા હતા ત્યારે એશીઆની મુસલમાન દુનિયામાં હાલતા મીનારાની મસ્જીદ તરીકે એ પ્રસિદ્ધ હતી. બાદશાહ જહાંગીરે ઈ. સ. ૧૬૧૮ માં જુમા મસ્જીદની મુલાકાત લીધી હતી. એ લખે છે કે 'એની રચના મને બહુ પસંદ આવી છે.' બીજા જે જે યુરોપીય મુસાફરો આવી ગયા તે પણ એનાં મુક્તકંઠે વખાણ કરે છે. ઈ. સ. ૧૭૮૧ માં જેમ્સ ફોર્બ્સે એની મુલાકાત લઈ એનું એક ચિત્ર દોર્યું છે. મીનારા તુટયા પહેલાંનું એ એક જ ચિત્ર આપણી પાસે છે. ( જુઓ આર્કીઓલોજીકલ સર્વે ઓફ અહમદાબાદ ભા. ૧. પૃ. ૩૦. )

દિલ્હીની જુમા મસ્જીદ બહારથી ઘણી ભવ્ય લાગે છે. એ પણ પહેલી પંક્તિની મસ્જીદ તો છે પરંતુ અમદાવાદની જુમા મસ્જીદની સુંદરતા અને ભવ્યતા એથી કાંઇક જુદી પડે છે. દિલ્હીની મસ્જીદ એક સુંદર પરદેશી સ્ત્રી જેવી લાગે છે, અમદાવાદની સુંદર કોમળ હિંદુ સ્ત્રી જેવી લાગે છે. દિલ્હીમાં અલંકાર નથી. અમદાવાદમાં અલંકાર છે. મસ્જીદમાં પ્રવેશ કરતાં જ વાતાવરણ જૂદું લાગે છે. એની ભવ્યતા મન ઉપર અસર કરે છે. મીનારા ઉભા હશે ત્યારે હાલ કરતાં ઘણી જ સુંદર લાગતી હશે, અને એથી જ જહાંગીરના મન ઉપર અસર થઈ હશે. ઇશ્વરની પ્રાર્થના કરવાનું આ સ્થળ છે એવું ભાન આપોઆપ થાય છે. ઉત્તમ સ્થાપત્ય, વિશાળ બાંધણી, અને સુંદર અલંકારોની મન ઉપર કેવી અસર થાય છે તે આ મસ્જીદમાં પ્રવેશ કરતાં અનુભવાય છે.

નાનાં સાંકડાં અંધારાં મંદિરોમાં એવી ભાવનાનો અનુભવ થતો નથી. એક લેખક લખે છે કે આ મસ્જીદ અસાધારણ ગંભીર વાતાવરણવાળી છે અને સુંદર પણ તેટલી જ છે. એના દરવાજામાંથી નજર નાંખતાં થાંભલાનો બગીચો હોય એવું જણાય છે. એક જણ લખે છે કે ગમે તેવા હલકા વિચારથી માણસ આવી મસ્જીદમાં પ્રવેશ કરે પણ પેસતાં જ મન પવિત્ર થઈ જાય છે.

અમદાવાદ વસ્યા પછી ત્રીજે વર્ષે અહમદશાહે આ મસ્જીદ બાંધવા માંડી અને એને પુરી થતાં બાર વર્ષ થયાં. ઇ. સ. ૧૪૨૩–૨૪ માં મસ્જીદનું બાંધકામ પુરૂં થયું. એના વચલા મહેરાની ઉપર નીચે પ્રમાણે અરબી લેખ છે. અગાઉ અહમદશાહની મસ્જીદમાં લેખના જે શબ્દો છે તે શબ્દોથી લગભગ બધા લેખ શરૂ થાય છેઃ–

" × × × × × આ મોટી મસ્જીદ ખુદામાં અને એની મદદમાં વિશ્વાસ રાખનાર સેવક નસીરૂદુનિયા વુદ્દીન અબુલફતહ અહમદશાહ, બીન મુહમ્મદશાહ, બીન મુઝફ્ફર, સુલતાને બંધાવી. બંધાયાની તારીખ પેગંબર સાહેબની ( એમના ઉપર અલ્લાહના આશિર્વાદ હો ) હીજ્રી સંવત ૮૨૭ ના સફર માસ ( મહિનો વિજયી અને સફળ નીવડો ) ને પહેલો દીવસ છે. " ( ૪ થી જાન્યુઆરી ૧૪૨૪.)

આ મસ્જીદ અમદાવાદની બીજી મસ્જીદોની પેઠે ઘેરા બદામી રંગના–રેશમી જેવા દેખાતા રેતીઆ પત્થરની બાંધેલી છે. શરૂઆતની મસ્જીદોની પેઠે આમાં હિંદુ મંદિરની સામગ્રી આખીયે એમ ને એમ વાપરવામાં આવી નથી. પત્થરો ખાસ મંગાવી જરૂર પ્રમાણે ઘડયા છે એમ ચોકખું દેખાઇ આવે છે. મંદિરોની સામગ્રી નહી વપરાઇ હોય એમ કહેવાનું નથી, પરંતુ જ્યાં દેખાવ ન બગડે ત્યાં જ હિંદુ મંદિરની સામગ્રી એમ ને એમ વપરાઇ છે. શાકબજારમાં પડતો ઓટલો એની નિશાની છે. બીજા પત્થરોનો પણ ચોકખો ઘડેલો ભાગ બહાર રાખી મૂર્તિવાળો કે બીજી કારીગીરીવાળો ભાગ ભીંતમાં ઉંધો જડી દીધો હોય તો તે બનવાજોગ છે. પરંતુ અહમદશાહની અને હૈબતખાંની મસ્જીદની પેઠે હિંદુ સામગ્રી એમ ને એમ સાફ પણ કર્યા વગર મસ્જીદમાં બેસાડી દીધી નથી.

આખી મસ્જીદની લંબાઇ પહોળાઈ ૩૮૮'–૯" × ૨૪૬'–૮" છે. મસ્જીદના ચોકની પૂર્વ પશ્ચિમ લંબાઈ ૨૮૪'–૬" અને પહોળાઈ ૨૩૬'–૮" છે. ત્રણ બાજુની પડાળીનો ભાગ બાદ કરતાં ચોક ૨૭૪$\frac{1}{2}$ × ૨૧૬$\frac{1}{2}$

ફીટ રહે છે. મસ્જીદના લિવાનની લંબાઈ ૨૦૭ ફીટ ઉત્તર દક્ષિણ અને પહોળાઇ ૧૦૦'–૫" ફીટ છે. મસ્જીદની વચ્ચેનો ભાગ ૪૫ ફીટ ઉંચો છે.

આ મસ્જીદની વિશાળતા મસ્જીદની સાધારણ બાંધણીનું કદ વધારીને આણેલી નથી, પરંતુ ચાલુ બાંધણીને એવડી ત્રેવડી રીતે જોડીને મેળવેલી છે. એટલે સાધારણ રીતે ત્રણ ઘુમટ (મોટા) હોય છે તેને બદલે પાંચ કર્યા છે. એ રીતે લિવાનની લંબાઇ વધારી છે. પહોળાઇ અગર ઉંડાઇ વધારવા માટે સાધારણ રીતે એક અષ્ટકોણ મંડપની હાર થતી તેને બદલે ત્રણ કરી છે. એટલે મુખ્ય ઘુમટો પંદર થયા છે. એ પંદરે ઘુમટો બાર થાંભલાના અષ્ટકોણ મંડપો ઉપર ઉભા છે. દરેક હારની વચ્ચે એક એક થાંભલાની હાર રાખેલી છે. એ રીતે લિવાનમાં છુટા થાંભલા ૨૫૨ થાય છે.[1] એમાં આગલા એવડા થાંભલા, કે ભીંતના અડધીઆ થાંભલા કે મલુકખાનાના થાંભલાનો સમાવેશ થતો નથી. ફરગ્યુસન લખે છે કે દક્ષિણના મંદિરના ૫૦૦ કે ૧૦૦૦ થાંભલાના ગંજાવર ખંડમાં એકસરખા થાંભલાની હારથી જે નીરસતા (monotonous effect) થાય છે તેવું આ થાંભલા જોઇને થતું નથી. જુમા મસ્જીદ બંધાતી હતી તે જ વખતે મેવાડમાં સાદડીમાં જૈન મંદિર થતું હતું. એનું ભોંયતળીઉં (plan) મસ્જીદને કાંઇક મળતું આવે છે. એમાં મોટા ચોરસમાં વીસ ઘુમટ કરેલા છે. એ મંદિરમાં થાંભલાની ગોઠવણ દક્ષિણના મોટા ખંડ જેવી એકસરખી નથી પણ જરા ગુંચવણવાળી છે એમ ફરગ્યુસન માને છે. જુમા મસ્જીદમાં એ ગુંચવણ ઉકલી છે, અને દક્ષિણ ખંડનું નીરસ એકસરખાપણું અને સાદડીના મંદિરની ગુંચવણની વચ્ચે ઉત્તમ તોડ નીકળ્યો છે. ૩૦૦ થાંભલા એક જ તળીઆ ઉપર ગોઠવવા એ સહેલું નથી. જુમા મસ્જીદમાં એમાં સફળતા મળી છે. મસ્જીદની ઉંચાઈ ચઢતાઉતરતી હોવાથી આમાં વધારે સુંદરતા ઉમેરાય છે.

મસ્જીદનો મ્હોરો ચઢતાઉતરતો છે અને વચલો ઘુમટ ત્રણ માળ

[૧] મીરાતે સિકંદરીમાં મસ્જીદનું માપ આપેલું છે. એમાં અંદરના, બહારના, પડાળીઓના, અડધીઆં બધું મળીને ૭૦૭ થાંભલા થાય છે એમ જણાવ્યું છે. મીનારાને ૧૭૬ પગથીઆં છે અને નીચેનાં ૯૩ છે એમ પણ લખ્યું છે. એ નીચેનાં ૯૩ પગથીઆં ગણાવ્યાં તે ક્યાં તે સમજાતું નથી. નાના મોટા મળીને ૭૭ ઘુમટો છે.

જેટલે ઉંચે લીધો છે. બીજા માળ ઉપરથી જે ચોક મસ્જીદમાં નીચે પડે છે તેની આસપાસ કઠેરો કરી બેઠક કરેલી છે; તે ઉપરથી મસ્જીદમાં નીચે જોઇ શકાય છે. ત્રીજા માળના થાંભલા અને ઘુમટ વચ્ચે જાળી કરી લીધેલી છે. આ ચઢતા ઉતરતી રચના અને એથી મસ્જીદમાં તે જ આવે એવી ગોઠવણનો વિચાર આગળ વિસ્તારથી કરેલો છે.

વચલી કમાનનો દેખાવ ભવ્ય છે. એમાં પેસતાં આગલા થાંભલા ૨૬ફૈ ફીટ ઉંચા લીધેલા છે, અને એમની વચ્ચે હિંદુ તોરણ કરેલું છે. ૨૨ ફીટ ઉંચેથી તોરણ શરૂ થાય છે તેથી ઉંચા થાંભલાનું બેડોળપણું જતું રહે છે. મહેરાબ પાસેના થાંભલાને પણ તોરણ છે. મસ્જીદના વાયવ્ય ખૂણામાં મલુકખાનું છે. એમાં આવવાનો રસ્તો ઉત્તર તરફથી બહાર રસ્તા ઉપરથી જુદા માંડવામાં થઇને છે. મલુકખાનાના થાંભલા મસ્જીદના બીજા થાંભલાની પેઠે મસ્જીદને માટે જ ખાસ તૈયાર કરેલા નથી, પણ કોઇ જૈન મંદિરમાંથી આખાયે લીધેલા છે અને અમદાવાદ વસ્યા પહેલાંના બસો ત્રણસો વર્ષ જૂના લાગે છે એમ ડૉ. બર્જેસ માને છે. મલુકખાનામાં એક ઘુમટ ચોરસ પીરામીડના ઘાટનો છે એની નકશી ઉત્તમ છે. મલુકખાનાના નૈઋત્ય ખૂણામાં ૭ ઇંચ ઉંચા એક ઓટલા જેવું છે. એના ઉપર પત્થર ઘસાઇ તેના પર પડેલા બે ડાઘ પરથી કહેવાય છે કે અહમદશાહ ત્યાં રોજ નિમાજ પઢતા એથી એ ભાગ ઘસાયલો છે. પરંતુ અહમદશાહ જુમા મસ્જીદને બદલે ભદ્રની મસ્જીદમાં નિમાજ પઢતો હોય એવો સંભવ વધારે છે.

મસ્જીદના મહેરાબ ઠીક છે. વચલો મહેરાબ સાદા આરસનો છે. મહેરાબની પાછળની ભીંતે ચોરસ ટેકા કરેલા છે. મીંબર ત્રણ પગથીઆંનો સાદો જ છે. સાધારણ રીતે અમદાવાદની મસ્જીદોમાં ઉંચા અને નકશીવાળા મીંબરો હોય છે એવું અહીં નથી. આ મસ્જીદના મીનારા શહેરમાં ઉંચામાં ઉંચા હતા અને તે ૧૮૧૯ ના ધરતીકંપમાં પડી ગયા. કહે છે કે એના ઉપરથી પાવાગઢ દેખાતો. આ મીનારા હાલતા હતા અને એક હલાવતાં બીજો એની મેળે હાલતો. એને મસ્જીદની ઉંચાઈ ઉપરાંત ચાર માળ હતા. મીનારાની નીચેની નકશી બીજી મસ્જીદોના જેવી ઝીણી ને ભરચક નથી. તેમ તેમાં બહુ ખૂણા પણ નથી. મીનારાની આસપાસની બન્ને બાજુની ભીંતમાં વનસ્પતિના વિચિત્ર આકારની નકશીવાળા બે ગોખ છે. આ આખાયે ગોખ કોઈ હિંદુ મંદિરના હોય એમ જણાય છે.

પાટણ દેલવાડા વગેરે જગ્યાએ એ જ નકશી દેખાય છે. આ બન્ને ગોખનાં ચિત્રો આપેલાં છે.



જુમા મસ્જીદની ભીંતનો ગોખ.

( આની જોડેના બીજા ગોખ માટે પૃ. ૪૬૨ જુઓ )

મસ્જીદના મોટા ચોકમાં વચ્ચોવચ્ચ હોજ છે. ઉત્તરની પડાળીમાં છથી સાત ફીટના કદના મોટા અક્ષરોથી પવિત્ર વાક્યો કોરેલાં છે. એ પડાળીની વચ્ચે ઉત્તર તરફ સરિયામ રસ્તામાં પડતો દરવાજો છે તે પ્રમાણમાં નાનો છે. મસ્જીદનો મુખ્ય દરવાજો પૂર્વ બાજુ અહમદશાહના રોજામાં પડે છે તે પણ પ્રમાણમાં નાનો છે. દક્ષિણ તરફ શાક બજારમાં જે દરવાજો પડે છે તે સુંદર છે. એની આગળ મોટો મંડપ છે. એના થાંભલા આખાયે હિંદુ મંદિરનાં છે. કેટલાક થાંભલા અડાલજની વાવના જેવા છે. મૂર્તિઓ કાઢી નાંખી છે

તેટલો ભાગ ખાલી દેખાય છે. વચ્ચેનો ઘુમટ પડી ગયો છે, પણ આસપાસના નાના ઘુમટ સ્પષ્ટ રીતે હિંદુ મંદિરમાંથી ઉપાડેલા જણાય છે. દક્ષિણ પડાળીમાં રસ્તા ઉપર પડતા ઝરૂખા છે. બધીયે પડાળીઓમાં થઇને ૧૦૨ થાંભલા છે. મસ્જીદના લિવાનની મુખ્ય કમાનના ઉંબરામાં એક મોટો કાળો આરસ નાંખેલો છે. એ પત્થર સોમનાથનો છે એમ મુસલમાનો કહે છે, પરંતુ ખરી રીતે એ ઉંધી મુકેલી પાર્શ્વનાથની મૂર્તિ છે.[1]

અમદાવાદની આ મુખ્ય, ભવ્ય, અને સુંદર મસ્જીદ આજે દક્ષિણ તરફના થોડા ભાગ સિવાય ગંદાં નાંનાં બેડોળ મકાનોથી ઢંકાઇ ગઈ છે. શાક બજારની બાજુ સિવાય કોઇને ખબર પણ ન પડે કે શહેરની વચ્ચે આવી મોટી મસ્જીદ છે. આ મસ્જીદ એક વખત ખુલ્લી હતી, અને શહેરના એક અલંકાર રૂપ હતી. આસપાસ દુકાનોથી ઘેરાયલા એક ગંજાવર ચોગાનની વચ્ચે ઉંચા મીનારાવાળી આ મસ્જીદ અને એની સામેના બાદશાહ અને રાણીના હજીરાથી એ આખાયે મેદાનનો દેખાવ કેવો ભવ્ય અને સુંદર લાગતો હશે! ત્યારે માણેક-ચોક તે ખરેખર માણેકનો જ લાગતો હશે! પરંતુ હવે તો ગંદવાડની વચ્ચે રહેલાં રત્નોની એ સુંદરતાને માત્ર કલ્પવાની જ રહી છે! જુમા મસ્જીદના તાબાની હાલ કેટલીક દુકાનો છે એનું જે ભાડું આવે છે તે મસ્જીદના કામમાં વપરાય છે.

## અહમદશાહનો રોજો

જુમા મસ્જીદના પૂર્વના દ્વારમાંથી બહાર નીકળતાં અમદાવાદ વસાવનાર બાદશાહ અહમદશાહના રોજા આગળ અવાય છે. એનું મુખ્ય દ્વાર માણેકચોકમાં પૂર્વ તરફ પડે છે. રોજો ૮૭½ ફીટના એક મોટા ચોરસ ઉપર બાંધેલો છે. એ ચોરસને ચારે ખુણે ચાર ઓરડા છે. વચ્ચે ૩૬ ફીટ ચોરસનો એક મોટો ઓરડો છે. એના ખુણા કમાનથી કાપી અષ્ટકોણ બનાવી એના ઉપર ઘુમટ કર્યો છે. આ રચનાથી ચાર ખૂણાના ઓરડાઓની વચ્ચે ચાર ઉંડા ઓટલા પડે છે, આ ઓટલા ૩૪½'×૨૨' છે, અને ખૂણાના ઓરડા ૨૦½ ફીટ ચોરસ છે. વાયવ્ય ખૂણાના ઓરડામાં એક મહેરાબ કરીને મસ્જીદ બનાવેલી છે

[૧] આર્કીઓલોજીકલ સર્વે—અમદાવાદ ભા. ૧. પૃ. ૩૫. અને અમદાવાદ ગેઝેટીઅર પૃ. ૨૭૧.

ઉત્તર તરફના ઓટલાની સામે મુખ્ય દ્વાર છે. એક ખૂણે અગાશી ઉપર ચઢવાની ગોળ સીડી છે.

વચલા ખંડમાં વચ્ચે અહમદશાહ બાદશાહની આરસની કબર છે. એની આજુબાજુ એના પુત્ર મુહમ્મદશાહની અને પૌત્ર કુતુબુદ્દીન અહમદશાહની કબરો છે. પશ્ચિમ તરફના ઓટલા ઉપર કોઇ કાલેશહીદની કબર છે એમ કહેવાય છે પણ ખરી રીતે એ અહમદશાહના એક પૌત્રની છે, અને પૂર્વના ઓટલા ઉપર સુલતાન અહમદ ત્રીજાની કબર છે એમ જે મનાય છે તે મહમૂદ બેગડાના પુત્ર અહમદખાંની છે, એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખકનું માનવું છે. અહમદશાહ ત્રીજાને આ રોજામાં જ દફન કર્યાનો ઉલ્લેખ તાવારીખોમાં આવે છે એ ભૂલવાનું નથી. રોજો અહમદશાહે પોતે બંધાવેલો, પરંતુ એમાં લેખ છે એની અંદર ચીમનના પુત્ર નવખાં ફરહત ઉલમુલ્કે (કારંજની દક્ષિણ તરફની મસ્જીદવાળા) હી. સ. ૯૪૪ (ઇ. સ. ૧૫૩૭–૮) માં મરામત કરી એમ લખ્યું છે. વર્ષના શબ્દો કવિ મહયાએ બનાવેલા છે અને લેખ અહમદ છજ્જુએ કોતર્યો છે એમ લખ્યું છે.

આ રોજાનો ભવ્ય દરવાજો પૂર્વ તરફ પડે છે, એના ઉપર ચાર વખત નોબત વાગે છે. રોજાની દક્ષિણે એક વંડામાં લંગરખાનું છે.[1] ત્યાં ગરીબોને રોજ ખીચડી વહેંચાય છે. એનું ખર્ચ સરકારી તીજોરીમાંથી મળે છે. આંગણામાં ઘણી દરગાહો અને કબરો છે, એમાંની એક પીર અબ્દુલ્લા સાહેબની અને એક જનરલ વેલેન્ટાઇનનાં કેટલાંક છોકરાંની છે.

## રાણીનો હજીરો

અમદાવાદની વચ્ચે, માણેકચોકમાં અમદાવાદના સ્થાપત્યમાં માણેક કહી શકાય એવો આ અમદાવાદના સ્થાપનારની રાણીઓનો રોજો છુપાઈ રહ્યો છે, શહેરમાં એ રાણીના હજીરાના નામથી ઓળખાય છે. માણેકચોક

[૧] આ લંગરખાનામાં હાજરી–ખાવાનું–અપાય છે તેથી આ રોજાને હજીરો કહેતા હશે, અને એ ઉપરથી અમદાવાદમાં રોજાઓને હજીરો કહેવાનો ચાલ પડયો હશે એમ ડૉ. બર્જેસ લખે છે. પરંતુ હજીરો શબ્દ અરબી 'હજીરહ' ઉપરથી નીકળ્યો છે, અને એનો અર્થ કબરસ્તાનનો વંડો, અગર કબર ઉપરનો ઘુમટ એવો થાય છે. (જુઓ શીરફીકૃત ગુજરાતી–ફારસી–અરબી કોષ.)

હાલ એક ધૂળવાળા રસ્તાને બદલે ખરેખરો ચોક–ચોગાન હશે ત્યારે આ હજીરો હાલની પેઠે ગંદાં ઘરોથી ઢંકાયેલો નહિં પણ ખુલ્લો શોભતો હશે. અહમદશાહના રોજાની સામે એક ભવ્ય દરવાજામાંથી હજીરામાં જવાય છે. દરવાજો જોતાં જ રોજાનો ખ્યાલ આવી શકે છે. દરવાજા ઉપર નોબત વગાડનારા બેસી શકે એવી ગોઠવણ બન્ને બાજુ કરેલી છે. દરવાજાની અંદર દાખલ થતાં એક ઉંચા વિશાળ ઓટલા ઉપર લાલ પત્થરનો અસાધારણ કોતરણીવાળો હજીરો આવેલો છે. આ હજીરાને બીજા રોજાઓની પેઠે ઉપર ઘુમટ નથી. બાંધણીમાં એક દરગાહ તરીકે અમદાવાદના બીજા રોજાઓ કરતાં આ કેવળ જુદો જ પડે છે. પગથીઆં ચઢીને અંદર જતાં વિશાળ ચોકમાં સુંદર કબરો આવેલી છે.

આ કબરો કોની હશે એ માટે મતભેદ છે. અહમદશાહની રાણીઓની આ કબરો હશે એમ આજ સુધી મનાતું આવ્યું છે. આર્કીઓલોજીકલ સર્વેના લેખક ડૉ. બર્જેસ લખે છે કે વચ્ચેની મુખ્ય કબર ધોળા આરસની છે તે સુલતાન મહમૂદ બેગડાની મા મુગલાઈ બીબીની છે. એ કબરની આસપાસ ફારસીમાં એ લેખ છે. પરંતુ આ વિગત એમણે એવી રીતે લખેલી છે કે એ અનુમાન એમણે ફારસી લેખથી કે કોઇ બીજી રીતે કર્યું તે ચોક્કસ થઇ શકતું નથી. કબરની આસપાસ ઘણુંખરૂં કુરાને શરીફનાં વાક્યો લખેલાં હોય છે એટલે એ લેખમાં એવાં વાક્યો છે કે નામ છે તે નક્કી થતું નથી. ડૉ. બર્જેસ આગળ લખે છે કે મુગલાઇ બીબીની પાસે એની બહેન અને શાહઆલમ સાહેબની સ્ત્રી મુરકી બીબીની કબર છે. જો ડૉ. બર્જેસે આ હકીકત પ્રસ્તુત લેખ ઉપરથી લખી હોય તો શંકાને સ્થાન નથી. પરંતુ તેમ ન હોય તો આ કબરો કોઈ બીજી જ રાણીઓની હોવાનો સંભવ વધારે છે. મીરાતે અહમદીમાં[1] લખેલું છે કે મુરંકી બીબીની કબર જમાલપુર દરવાજા બહાર એના પુત્ર શાહ ભીકનની કબરની સાથે છે. એટલું ધ્યાન રાખવાનું છે કે મીરાતે અહમદીના કર્તાએ પોતાના સમયની અને તે સમયનાં ઉભેલાં મકાનોની જે હકીકત લખેલી છે તે ઘણેભાગે સત્ય છે એમ વિદ્વાનોનું માનવું છે.

[૧] જુઓ મીરાતે અહમદી ગૂ. ભા. ભા. ૨. ઓલીયા પ્રકરણમાં શાહ ભીકનનું વૃત્તાન્ત.

એટલે મુરકી બીબીની કબર ડૉ. બર્જેસ કહે છે તેમ રાણીના હજીરામાં હોવાનો સંભવ નથી. મુગલાઇ બીબી સુલતાન મુહમ્મદશાહની સ્ત્રી અને મહમૂદ બેગડાની મા એટલે એની કબર માણેકચોકમાં હોવાનો સંભવ ખરો. પરંતુ તે પણ આ રોજામાં મુખ્ય કબર તરીકે વચ્ચે ન હોય. વચ્ચેની કબરો તો અહમદશાહની બેગમોની જ હોવી જોઇએ. પોતાના રોજાની સામે પોતાની જ સ્ત્રીઓ માટે અહમદશાહે આ રોજો કરાવેલો સંભવે, અને એમાં એની માનીતી સ્ત્રીની કબર જ મુખ્ય હોય. પછી ગમે તો આસપાસ રાજકુટુંબની કોઈ પણ સ્ત્રીની કબર હોઈ શકે.[1]

હજીરો બહારથી કુલ ૧૨૧૬ ફીટ ચોરસ છે. અંદર ૯'-૮" પહોળી પડાળી છે અને એમાં થાંભલા છે. પડાળી સુદ્ધાં અંદરનું ચોરસ કુલ ૯૮ ફીટ છે અને પડાળી બાદ કરતાં ચોક ૭૯ ફીટનું ચોરસ છે. બહારની પડાળીમાંથી અંદર આવવાનાં દ્વારની આગળ ચારે બાજુએ આગળ પડતો ઓટલો કરેલો છે. એ ઓટલાને ગણત્રીમાં લઇએ તો પહોળાઈ ૧૩૭૬ ફીટની થાય છે.

આ હજીરાની ખાસ ખુબી એની જાળીઓમાં રહેલી છે. એમાંની જુદી જુદી આકૃતિઓ નીરાળી કરી આપીએ તો એક આલબમ ભરાય. છેડા ઉપર આખા દરવાજામાં જાળી કરેલી છે અને તે સાધારણ જાળીઓની પેઠે આરપાર કોતરેલી નથી. (blind doors.) આખો યે દરવાજો માત્ર દેખાવનો છે અને કોતરણીથી ભરેલો છે. આ જાતનું દ્વાર અગર જાળી એ આ રોજાની નવીનતા છે. આ રોજામાં હિંદુ થાંભલા ઉપરથી સાદા મુસલમાન થાંભલા થવા માંડયા હોય એમ જણાય છે.

[૧] ડૉ. બર્જેસ આ હજીરાને અહમદશાહે બંધાવ્યો છે એમ માને છે. છતાં વચ્ચે ધોળા આળસની મુખ્ય કબર તે અહમદશાના પુત્ર મુહમ્મદશાહની સ્ત્રી—જે મુહમ્મદશાહના મરણ પછી શાહઆલમ સાહેબ સાથે ફરી પરણી હતી તેની કબર શી રીતે હોઇ શકે? ડૉ. બર્જેસે એમ કહેવા માટે વધારે કારણ આપ્યું હોત તો ઠીક હતું. કબરની આસપાસના લેખથી મુગલાઈ બીબીની કબર હોય એમ ચોખ્ખું થતું નથી. હું આ લખતી વખતે એ લેખ જોવડાવી શકયો નથી. જો ડૉ. બર્જેસની વાત ખરી હોય તો આ હજીરો મહમૂદ બેગડાએ અગર બહુ તો મુહમ્મદશાહે બાંધ્યો હોય. પણ જો અહમદશાહે બાંધ્યો હોય તો તો મુગલાઇ બીબી મરણ પામતાં સુધી મુખ્ય વચલી કબરની જગ્યા ખાલી જ હોય. પરંતુ એમ બનવું શકય નથી. રોજો અહમદશાહે જ બાંધ્યો છે એમ વધારે સંભવે છે.

વચ્ચેની ધોળા આરસની કબર સુંદર કોતરણીથી ભરેલી છે. પાસેની ડૉ. બર્જેસના મત પ્રમાણે મુરકી બીબીની કબર કાળા આરસની છે. એના ઉપર છીપનું સુંદર જડીત કામ હતું. આ બન્ને કબરોની કારીગીરી અસાધારણ બારીક અને સુંદર છે.

આ હજીરાનું આંગણું હલકી ઝુંપડી જેવી દુકાનોથી આજે વીંટાયલું છે. દક્ષિણે એક ઓટલા ઉપર સારી કોતરણીવાળી આરસની ત્રણ કબરો છે. પણ તે કોની છે તે જણાતું નથી.



## પ્રકરણ ચાલીસમું

## જોવા લાયક સ્થળો

(પંદરમી સદીની વચલી વીશી)

(ઇ. સ. ૧૪૪૦ થી ૧૪૬૦)



### કુતુબુદ્દીનશાહની મસ્જીદ

દિલ્હી ચકલામાં આ મોટી મસ્જીદ આવેલી છે. તે સુલતાન કુતુબુદ્દીને એના બાપ મુહમ્મદશાહની હયાતીમાં બંધાવી છે. એના વચલા મહેરાબ ઉપર લેખ છે. એમાં મુહમ્મદશાહના સમયમાં હી. સં. ૮૫૩ (અકટોબર ૧૪૪૯) તા. ૬ રમજાનને દીવસે હલાલુ સુલતાનીના પુત્ર નીઝામે બાંધી એમ લખેલું છે. એટલે રાજપુરની મસ્જીદની પેઠે આ મસ્જીદ પણ સુલતાન કુતુબુદ્દીને બીજાને માટે બંધાવેલી છે. મસ્જીદની જોડેના રોજામાં કોની કબરો છે એ પણ જણાયું નથી. ગઈ સદીમાં એમાં રૂની ગાંસડીઓ ભરાતી અને અંદર લોક રહેતા એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખક લખે છે. ઇ. સ. ૧૮૫૧ માં રા. મગનલાલ લખે છે કે મસ્જીદ નીચાણમાં પડી ગઇ છે અને એમાં અંધારૂં ઘણું હોવાથી ચામાચીડીઆં બહુ થયાં છે. ઇ. સ. ૧૮૨૪ ના સર્વે વખતે મસ્જીદની પાછલો ઘણો ભાગ એના તાબામાં હતો. એ વખતે ૬૨૮૩ ચો. વા. જમીન હતી તે ૧૮૬૩–૬૪ ની સર્વે વખતે ૪૫૧૪ ચો. વા. થઇ ગઇ હતી.

આ મસ્જીદની બાંધણી સારંગપુર ચકલાવાળી મસ્જીદને ઘણી મળતી આવે છે. મ્હોરામાં પાંચ કમાનો છે. આખીયે બાંધણી જાડી છે. મીનારા અનેક ખૂણાવાળા ચોખ્ખા હિંદુ ઘાટના છે. ગોખની નકશી ઠીક છે. અંદરના થાંભલા સાદા છે, પણ વચલા મંડપમાં આઠ થાંભલા આઠ ખૂણાવાળા છે. મસ્જીદ અંદરથી ૧૪૯ ફીટ લાંબી અને ૧૭ ફીટ પહોળી છે. વચલો ઘુમટ રીત પ્રમાણે ઉંચો છે.

## મલીકશાબાંનો રોજો અને મસ્જીદ

પૂર્વે શહેરથી સવાબે માઇલિ દૂર, સરસપુરની પાછળ અગ્નિખૂણા તરફ રખિયાલ ગામની હદમાં મલીકશાબાંનો રોજો આવેલો છે. રોજો અમદાવાદના જાળીઓવાળા ચોરસ સામાન્ય રોજાઓ જેવો છે પણ જરા મોટો છે અને જાળીઓ ઉત્તમ છે. એ ૮૩¾ ફીટના ચોરસ ઉપર બાંધેલો છે. અંદરનું ચોરસ ૪૩¾ અને ૩૫ ફીટ છે. પશ્ચિમ બાજુ ત્રણ મહેરાબ કરીને મસ્જીદ કરેલી છે. રોજાની ભીંત ઉપર મોટો લેખ છે; એમાં રોજો બાગ વગેરે કરવા મલીકશાબાંને આપેલી જમીનની સનંદ છે. એમાં સુલતાન કુતુબુદ્દીનનું નામ અહમદશાહ સ્પષ્ટ રીતે લખેલું છે. લેખની તા. ૨ જી જમાદુલ અવલ હી. સ. ૮૫૬ છે. છ હળ જેટલી (છ હળ ખેડે તેટલી) જમીન મલીકને બાગ વગેરે બનાવવા આપેલી છે. રોજાની બહાર વાવ છે તે પડીને પુરાઈ ગઇ હતી. ઈ. સ. ૧૮૬૪ માં એને ફરી સમરાવેલી પણ હાલ પાછી તુટી ગઇ છે. બાજુમાં મલીકશાબાંનું મોટું તળાવ છે. બાગે શાબાં અંહીં જ હતો. પણ તેની હાલ કશી નિશાની નથી.

આ મલીકશાબાંએ ઉપરના લેખની તારીખે જ ભદ્રની પાસે કારંજમાં મસ્જીદ બંધાવી છે. કારણ એના લેખની તારીખ ઉપર પ્રમાણે જ છે. એને હજુરી શાહની મસ્જીદ પણ કહે છે. સલાપોસ રોડમાં પેસતાં ડાબે હાથે તુરત આ મસ્જીદ આવે છે. મસ્જીદની બાંધણી ખાસ જૂદી છે અને હિંદુ મંડપને જ મસ્જીદમાં ફેરવી નાંખ્યો હોય એવી બાંધણી દેખાય છે. એની લંબાઇ ૫૪ ફીટ છે. પહોળાઇ અગર ઉંડાઇ વચ્ચેથી ૪૦ ફીટ અને છેડા ઉપર બન્ને બાજુ ૨૬¾ ફીટ છે. થાંભલા અને બીજું કામ છેક સાદું છે. મીનારા નથી.

## કાંકરિયા તળાવ

આ તળાવ બંધાયું ત્યારથી ગઇ સદીના અંત સુધી અમદાવાદનું રમણીય સ્થાન હતું અને આજે પણ છે, પરંતુ હાલ લોક ત્યાં બહુ જતા નથી. આ તળાવ સુલતાન કુતુબુદ્દીને બંધાવ્યું તેથી એને હોજે કુતુબ કહે છે. ગૂજરાતની સ્વતંત્ર બાદશાહીના સમયમાં આ તળાવનો ભભકો કેવો હશે એ તો કલ્પી શકાય એટલું પણ તેમાંનું હાલ કાંઈ રહ્યું નથી. શાહીબાગ પહેલાં એ બાદશાહી નિવાસનું ખાસ સ્થળ હતું. જહાંગીરના આત્મ ચરિત્ર પરથી માલુમ પડે છે કે

કાંકરિયાની આસપાસ ચારે બાજુ મકાનો-મહેલો, બગીચા વગેરે હશે. મોટું બાંધેલું તળાવ, વચ્ચે બાગ અને સુંદર મકાન, એમાં જવાનો પૂલ, તળાવની સુંદર ગરણી વગેરે રચના જોઈ પરદેશી મુસાફરો તો તબાક થઈ જતા. જહાંગીર જેવા હિંદના સમ્રાટને પણ આ તળાવ જોઇ બહુ આનંદ થયો હતો. તળાવની રચના પોતાને બહુ ગમી એમ એ શોખીન બાદશાહ જાતે લખે છે. પરંતુ ગૂજરાતમાં એવાં તળાવ આના પહેલાં ચારસો વર્ષથી થતાં હતાં. હાલ હિંદુસ્તાનનાં સર્વથી મોટાં બાંધેલા તળાવોમાં કાંકરીયાની ગણત્રી થાય છે એમ યૂરોપિયન લેખકો કહે છે. ઈ. સ. ૧૬૨૩ માં ડીલા વાલે (Della Valle) લખે છે કે આ તળાવ જગતનું એક સુંદર દશ્ય છે. 'one of the most remarkable places in the world.' ઈ. સ. ૧૬૩૮ માં મુસાફર મેન્ડેલ્સ્લોએ એનું વર્ણન શાહીબાગ સાથે મેળવી દઇને ગોટાળો કર્યો છે. ઈ. સ. ૧૬૬૬ માં થેવેનોએ પણ બરોબર વર્ણન કરીને એની તારીફ કરેલી છે. ઇ. સ. ૧૭૮૧ માં જેમ્સ ફ્રોબ્સેં કાંકરિયું જોયું ત્યારે એ ઉજડ થઇ ગયું હતું અને નગીનાવાડી વેરાન હતી; પુલ તુટી ગયો હતો. આ સ્થિતિ મરેઠા સમયના પહેલા ભાગમાં હતી પણ પાછળથી ગાયકવાડના વહીવટમાં મરામત થઇ હતી. આ પહેલાં જહાંગીરના સમયમાં સફીખાંએ એક વખત મરામત કરાવી હતી. એ પછી છેવટની મરામત ગઇ સદીના ઉત્તરાર્ધમાં કલેકટર મી. બોરેડેલે કરી હતી. નગીનાવાડીનું હાલનું લંબચોરસ મકાન એમનું બંધાવેલું છે. બાદશાહી સમયમાં આ તળાવમાં અંદર તેમજ આસપાસ રોશની કરી આતશબાજી ઘણી વાર કરેલી હશે. જહાંગીરે એવી રોશની કરાવી હતી એમ એ પોતે લખે છે. બીજા ચોક્કસ ઉલ્લેખ મળતા નથી પણ બાદશાહી સમયમાં એવું વારંવાર થતું હશે. ગઇ સદીમાં રૂશીઆના ના. ઝાર આવ્યા ત્યારે પણ રોશની કરી હતી.[1]

[૧] ગઈ સદીના અંતમાં ઝાર આવ્યા ત્યારે રોશની કરેલી તેનું ચિત્ર એમની મુસાફરીના હેવાલના ગ્રંથમાં છે. એ પછી થોડાં વર્ષે કચ્છના રાવને દીવાન મોતીલાલ ભાઇએ પોતાની પુત્રી (લેખકની મા)ના લગ્નપ્રસંગે નોતર્યા હતા ત્યારે કાંકરીઆની આસપાસ રોશની કરી અંદર પણ દીવા તરતા મુક્યા હતા, અને મજલિસ કરી હતી. એ પછી કાંકરિયું રોશનીથી શણગારાયું હોય એમ જાણવામાં નથી.

કાંકરિયું સુલતાન કુતુબુદ્દીનને ઇ. સ. ૧૪૫૧ માં એના પિતાની હયાતીમાં બંધાવ્યું. એને ૧૯૦ ફીટ લાંબી એવી ૩૪ એક સરખી બાજુઓ છે. ઘેરાવો ૨૧૫૩ વાર એટલે સવા માઇલનો છે. વ્યાસ ૬૮૩ વારનો છે; એટલે ક્ષેત્રફળ ૭૬ એકર થાય છે. આ તળાવ જૂનું કર્ણસાગર છે એ માન્યતા ભૂલ ભરેલી છે. કાંકરિયું નામ પડવા માટે એમ કહેવાય છે કે શાહઆલમ સાહેબ એને ખોદાતી વખતે જોવા આવ્યા ત્યારે એમના પગમાં કાંકરી વાગવાથી એ નામ પડ્યું. તળાવનું ગરનાળું અને ગરણી ઉત્તમ કારીગીરીના નમુના છે. કિનારા ઉપર બાર થાંભલાના મંડપો બેઠક માટે બાંધેલા છે. ગરનાળા અને ગરણીને માટે ડૉ. બર્જેસ અને ફરગ્યુસન લખે છે કે આવાં કેવળ જરૂરીઆત અને મજબુતાઈ માટેનાં કામમાં પણ નકશી કરીને એને સુંદર બનાવ્યું એ અમદાવાદના લોકોમાં કલાનો રસ કેટલો જામેલો હશે અને શોખ કેટલો હશે એ સિદ્ધ કરે છે. એમના જ શબ્દોમાં આ વાત જોઇએ. ફરગ્યુસન લખે છે કેઃ—

"Another object of architectural beauty at Ahmedabad is found in the inflow and outflow sluices of the great tanks which abound everywhere around the City. આ પછીનો ઉતારો પ્રકરણ ૨૪ માંની નોંધ ૩ જીમાં આપ્યો છે. (Hist. Ind. Eastern Arch. II. 241.)

ડૉ. બર્જેસ લખે છે કેઃ—

"In almost any other Country, and with other nationalities, a sluice would be considered so distinctly a piece of engineering masonry, that the builder would scarcely dream of making it a pleasing architectural feature. Yet here it is done. × ×" (આર્કીઓલોજીકલ સર્વે—અમદાવાદ. I.)

જહાંગીર લખે છે કેઃ—

"Certainly it is a place exceedingly enjoyable and pleasant. Its style pleased me." (તુઝ્કે જહાંગીરી).

આ જગ્યાએ **ઘટામંડળના મહેલને** નામે ઓળખાતા મહેલનો ખુલાસો કરવાની જરૂર છે. આજ સુધી લગભગ બધા લેખકો આ મહેલને કાંકરિયાની વચ્ચનો મહેલ ધારે છે. આ ભ્રમ શાથી ઉત્પન્ન થયો છે તે સમજાતું નથી. મીરાતે સિકંદરીમાં લખેલું છે કે કુતુબુદ્દીને કાંકરિયું તળાવ, નગીના બાગ, અને ઘટામંડળના મહેલ બંધાવ્યા. નગીનાબાગ પણ તળાવની અંદર

કાંકરિયાની આસપાસ ચારે બાજુ મકાનો–મહેલો, બગીચા વગેરે હશે. મોટું બાંધેલું તળાવ, વચ્ચે બાગ અને સુંદર મકાન, એમાં જવાનો પૂલ, તળાવની સુંદર ગરણી વગેરે રચના જોઈ પરદેશી મુસાફરો તો તબાક થઈ જતા. જહાંગીર જેવા હિંદના સમ્રાટને પણ આ તળાવ જોઇ બહુ આનંદ થયો હતો. તળાવની રચના પોતાને બહુ ગમી એમ એ શોખીન બાદશાહ જાતે લખે છે. પરંતુ ગૂજરાતમાં એવાં તળાવ આના પહેલાં ચારસો વર્ષથી થતાં હતાં. હાલ હિંદુસ્તાનનાં સર્વથી મોટાં બાંધેલા તળાવોમાં કાંકરીયાની ગણત્રી થાય છે એમ યૂરોપિયન લેખકો કહે છે. ઈ. સ. ૧૬૨૩ માં ડીલા વાલે ( Della Valle ) લખે છે કે આ તળાવ જગતનું એક સુંદર દૃશ્ય છે. 'one of the most remarkable places in the world.' ઈ. સ. ૧૬૩૮ માં મુસાફર મેન્ડેલ્સ્લોએ એનું વર્ણન શાહીબાગ સાથે મેળવી દઇને ગોટાળો કર્યો છે. ઈ. સ. ૧૬૬૬ માં થેવેનોએ પણ બરોબર વર્ણન કરીને એની તારીફ કરેલી છે. ઇ. સ. ૧૭૮૧ માં જેમ્સ ફોર્બ્સે કાંકરિયું જોયું ત્યારે એ ઉજ્જડ થઇ ગયું હતું અને નગીનાવાડી વેરાન હતી; પુલ તુટી ગયો હતો. આ સ્થિતિ મરેઠા સમયના પહેલા ભાગમાં હતી પણ પાછળથી ગાયકવાડના વહીવટમાં મરામત થઇ હતી. આ પહેલાં જહાંગીરના સમયમાં સફીખાંએ એક વખત મરામત કરાવી હતી. એ પછી છેવટની મરામત ગઇ સદીના ઉત્તરાર્ધમાં કલેકટર મી. બોરેડેલે કરી હતી. નગીનાવાડીનું હાલનું લંબચોરસ મકાન એમનું બંધાવેલું છે. બાદશાહી સમયમાં આ તળાવમાં અંદર તેમજ આસપાસ રોશની કરી આતશબાજી ઘણી વાર કરેલી હશે. જહાંગીરે એવી રોશની કરાવી હતી એમ એ પોતે લખે છે. બીજા ચોક્કસ ઉલ્લેખ મળતા નથી પણ બાદશાહી સમયમાં એવું વારંવાર થતું હશે. ગઇ સદીમાં રૂશીઆના ના. ઝાર આવ્યા ત્યારે પણ રોશની કરી હતી.[૧]

[૧] ગઈ સદીના અંતમાં ઝાર આવ્યા ત્યારે રોશની કરેલી તેનું ચિત્ર એમની મુસાફરીના હેવાલના ગ્રંથમાં છે. એ પછી થોડાં વર્ષે કચ્છના રાવને દીવાન મોતીલાલ બાઇએ પોતાની પુત્રી ( લેખકની મા )ના લગ્નપ્રસંગે નોતર્યા હતા ત્યારે કાંકરીઆની આસપાસ રોશની કરી અંદર પણ દીવા તરતા મુકયા હતા, અને મજલિસ કરી હતી. એ પછી કાંકરિયું રોશનીથી શણગારાયું હોય એમ જાણવામાં નથી.

કાંકરિયું સુલતાન કુતુબુદ્દીનને ઇ. સ. ૧૪૫૧ માં એના પિતાની હયાતીમાં બંધાવ્યું. એને ૧૯૦ ફીટ લાંબી એવી ૩૪ એક સરખી બાજુઓ છે. ઘેરાવો ૨૧૫૩ વાર એટલે સવા માઇલનો છે. વ્યાસ ૬૮૩ વારનો છે; એટલે ક્ષેત્રફળ ૭૬ એકર થાય છે. આ તળાવ જૂનું કર્ણસાગર છે એ માન્યતા ભૂલ ભરેલી છે. કાંકરિયું નામ પડવા માટે એમ કહેવાય છે કે શાહઆલમ સાહેબ એને ખોદાતી વખતે જોવા આવ્યા ત્યારે એમના પગમાં કાંકરી વાગવાથી એ નામ પડ્યું. તળાવનું ગરનાળું અને ગરણી ઉત્તમ કારીગીરીના નમુના છે. કિનારા ઉપર બાર થાંભલાના મંડપો બેઠક માટે બાંધેલા છે. ગરનાળા અને ગરણીને માટે ડૉ. બર્જેસ અને ફરગ્યુસન લખે છે કે આવાં કેવળ જરૂરીઆત અને મજબુતાઈ માટેનાં કામમાં પણ નકશી કરીને એને સુંદર બનાવ્યું એ અમદાવાદના લોકોમાં કલાનો રસ કેટલો જામેલો હશે અને શોખ કેટલો હશે એ સિદ્ધ કરે છે. એમના જ શબ્દોમાં આ વાત જોઇએ. ફરગ્યુસન લખે છે કેઃ—

"Another object of architectural beauty at Ahmedabad is found in the inflow and outflow sluices of the great tanks which abound everywhere around the City. આ પછીનો ઉતારો પ્રકરણ ૨૪ માંની નોંધ ૩ છમાં આપ્યો છે. (Hist. Ind. Eastern Arch. II. 241.)

ડૉ. બર્જેસ લખે છે કેઃ—

"In almost any other Country, and with other nationalities, a sluice would be considered so distinctly a piece of engineering masonry, that the builder would scarcely dream of making it a pleasing architectural feature. Yet here it is done. × ×" (આર્કીઓલૉજીકલ સર્વે—અમદાવાદ. I.)

જહાંગીર લખે છે કેઃ—

"Certainly it is a place exceedingly enjoyable and pleasant. Its style pleased me." (તુઝકે જહાંગીરી).

આ જગ્યાએ **ઘટામંડળના મહેલને** નામે ઓળખાતા મહેલનો ખુલાસો કરવાની જરૂર છે. આજ સુધી લગભગ બધા લેખકો આ મહેલને કાંકરિયાની વચ્ચેનો મહેલ ધારે છે. આ ભ્રમ શાથી ઉત્પન્ન થયો છે તે સમજાતું નથી. મીરાતે સિકંદરીમાં લખેલું છે કે કુતુબુદ્દીને કાંકરિયું તળાવ, નગીના બાગ, અને ઘટામંડળના મહેલ બંધાવ્યા. નગીનાબાગ પણ તળાવની અંદર

બાંધ્યો કે બાજુમાં તે એ ઉલ્લેખથી સ્પષ્ટ નથી થતું. પાછળના મુસાફરોના ઉલ્લેખથી નગીના બાગ અંદરના બગીચાને કહેતા હશે એમ સ્પષ્ટ થાય છે. પરંતુ એની અંદરનો મહેલ તે તો ઘટામંડળનો મહેલ નહિ એ સ્પષ્ટ છે. એ મહેલ બાદશાહને હમેશ રહેવાનું સ્થળ હતું. કેટલીક જગ્યાએ એનો મહેલ નહિ પણ મહેલો અગર મહેલના સમૂહ તરીકેનો ઉલ્લેખ છે. મીરાતે અહમદીમાં એનો ઉલ્લેખ વારંવાર આવે છે. એમાં એ મહેલ કાંકરિયાની પાસે હતા એમ સ્પષ્ટ લખેલું છે.[૧] કાંકરિયાની મધ્યમાં ઘટામંડળના મહેલ હતા એવું એકે ઉલ્લેખ ઉપરથી સમજાતું નથી. ઘટામંડળ નામ માટે પણ શંકા જ રહે છે. સિકંદરીમાં એ નામ અનેક વાર જૂદી જૂદી રીતે લખ્યું છે. સર ફ્લાઇવ બેલીએ અહમદી ઉપરથી ઘટામંડળ નામ તરજૂમામાં લીધું છે. અહમદીમાં પણ ઘટામંડળ નામ શી રીતે આવ્યું તે સમજાતું નથી. એમાં ઘણી જગ્યાએ ખામંદરોલના મહેલ એમ લખ્યું છે. સિકંદરીમાં ખામંઢોલ અને કહમઢોલ એમ લખ્યું છે એ નામ ખરૂં લાગે છે. સુધખામંઢોલ ગામની જમીનમાં મહેલ બાંધ્યા હતા એથી એ ખામંઢોલના મહેલ કહેવાતા. ઘટમંડોલ નામ એનો અપભ્રંશ હશે અને એના ઉપરથી ઘટામંડળ નામ પડયું હોય. અગર તો એને સંસ્કૃત રૂપ આપી નામ પાડયું હોય. સિકંદરી લખાઈ ત્યારે સત્તરમી સદીની શરૂઆતમાં આ મહેલો પડી ગયા હતા એમ એનો કર્તા લખે છે.[૨]

## સારંગપુરની મસ્જીદ

સારંગપુર ચકલામાં આ એક મોટી મસ્જીદ છે. આગળ નગરરચનાના પ્રકરણમાં માણેકચોકથી સારંગપુર જતો જે સીધો પ્રાચીન રસ્તો કલ્પ્યો છે તેના ઉપર ઉત્તરે આ મસ્જીદ આવે. આ મસ્જીદ કોણે કયારે બાંધી તે જણાયું નથી. ડૉ. બર્જેસ એમ માને છે કે મલીકસારંગે સુલતાન મુઝફ્ફર બીજાના સમયમાં એ અમદાવાદનો સુબો હતો ત્યારે એને બાંધી હશે જો કે એના વર્ણનમાં

[૧] જુઓ બેલી પૃ. ૧૪૭, ૨૭૧ અને ૪૫૧. એમાં ઘટામંડળના મહેલો અગર મકાનો એમ લખ્યું છે અને એ કાંકરિયાની પાસે હતાં એમ સ્પષ્ટ લખે છે. વચ્ચેનું મકાન ઉનાળામાં સહેલગાહ માટે કે મજલિસ માટે જ હતું. [૨] અમદાવાદમાં કોઇ હેતું કરે તો 'કાંકરિયું કર્યું' એમ કહેવાય છે. એ કહેવત શાથી પડી એ જાણવા જેવું હશે.

ડૉ. બર્જેસ સ્પષ્ટ લખે છે કે મસ્જીદ બહુ ભારે બાંધણીની છે. સુલતાન મુઝફ્ફરના સમયમાં મસ્જીદની બાંધણી કોમળ બની ગઈ હતી તે રાણી સીપ્રીના દાખલા ઉપરથી જણાશે. પરંતુ આ મસ્જીદમાં તો મહમૂદ બેગડાના પાછલા સમયમાં બંધાયલી અચુતકુકી વગેરે મસ્જીદો જેટલી પણ કોમળતા નથી. તેથી ઉલટું આમાં દીલ્હી ચકલે આવેલી સુલતાન કુતુબુદ્દીનની મસ્જીદ જેવી બાંધણી ચોકખી દેખાઈ આવે છે; અને જો કે આ મસ્જીદ રાજપુર હાલતા તોડાની મસ્જીદ જેટલી સુંદર નથી, પણ એનો કેટલોક ભાગ એના જેવો છે. રાજપુર મસ્જીદના મીનારાના ગોખની નકશી પણ કુતુબુદ્દીનની મસ્જીદના તથા રાજપુર અને જુમા મસ્જીદના બે હિંદુ ગોખના છોડની આકૃતિઓને મળતી આવે છે. એટલે આ મસ્જીદ સુલતાન કુતુબુદ્દીનના સમયમાં બંધાઈ હોય એમ સારૂં તો માનવું છે. એમ હોય તો મલીકસારંગની આ મસ્જીદ કહેવાય નહિં. લોકમાં આ મસ્જીદ રાણીબીબીની કહેવાય છે એમ ડૉ. બર્જેસ પોતે લખે છે. એ રાણીબીબીને ડૉ. બર્જેસ મલીકસારંગની સ્ત્રી ધારે છે પરંતુ તેમ માનવાને કાંઇ આધાર નથી. એથી ઉલટું સુલતાન કુતુબુદ્દીનના જનાનાની કોઇ માનીતી સ્ત્રીએ મસ્જીદ બંધાવી હોય એમ બને. મસ્જીદમાં લેખ નથી એ દીલગીરીની વાત છે.

મસ્જીદની અંદરથી લંબાઈ ૧૪૭½ ફીટ અને પહોળાઈ ૩૬½ ફીટ છે. અંદર બાંધણી હિંદુ રીત પ્રમાણે મંડપોની છે. બહાર મ્હોરો પાચ કમાનોનો બનેલો છે. બીજી મસ્જીદોની પેઠે આને જુદી બાંધણીની પાંખો નથી. વચલી કમાન મોટી ને વધારે સુંદર છે. મીનારા મોટા ભારે હિંદુ આકારના છે અને રાજપુર મસ્જીદને બરોબર મળતા છે એમ ડૉ. બર્જેસ લખે છે. દક્ષિણ મીનારો ગઈ સદીના મધ્યમાં ઉતરાવી નાંખેલો. ઉત્તર મીનાર આર્કીઓલોજીકલ સર્વે વખતે હતો અને એને પબ્લીક વર્કસખાતાએ ઉતરાવ્યો. એનું ચિત્ર સર્વે રીપોર્ટમાં આપેલું છે. મસ્જીદના મીનારાના ગોખ, ઉપર લખ્યું તેમ, જૂની ઢબના છે પણ મનોહર છે. આગલી ભીંતમાં કોતરેલી જાળીઓ છે તે પણ જૂની ઢબ મુજબ છે. પાછલી મસ્જીદોમાં આવી જાતની વીગત નથી દેખાતી.

મસ્જીદનો રોજો ૭૪½ ફુટના ચોરસમાં બનાવેલો છે. એમાં થાંભલાની એકબીજાની અંદર ત્રણ ચોરસ હારો છે. રાણી સીપ્રીના રોજાની પેઠે આના ખૂણાઓ ઉપર ભીંત કરેલી છે. અંદરની જાળીઓ જતી રહેલી છે. એકંદરે

આ રોજો અણિશુદ્ધ દશામાં હશે ત્યારે શહેરના સારામાં સારા રોજાઓમાં ગણાતો હશે એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખકનું માનવું છે.

## રાજપુર બીબીજીની મસ્જીદ

### (હાલતા મીનારાની મસ્જીદ)

ગોમતીપુરના અગ્નિ ખૂણામાં, રાજપુરહીરપુરની હદમાં અમદાવાદના સર્વથી સુંદર મસ્જીદોમાં ગણી શકાય એવી આ મસ્જીદ આવેલી છે. લોકમાં એ હાલતા તોડાની કે હાલતા મીનારાની મસ્જીદ કે રાજપુર મસ્જીદ તરીકે ઓળખાય છે. આ મસ્જીદની નોંધ હોપ અને ફરગ્યુસને લીધી નથી; તેમ જ અમદાવાદ ગેઝેટીઅરે પણ કાંઇ લખ્યું નથી. આ મસ્જીદ બહુ સારી હાલતમાં રહેલી છે. એનો દેખાવ ભવ્ય અને સુંદર છે, મસ્જીદમાં લેખ છે. એ ઉપરથી સુલતાન કુતુબુદ્દીને ઇ. સ. ૧૪૫૪ માં સૈયદ ખુન્દમીરે બીન સૈયદ બડા બીન સૈયદ યાકુબની મા બીબીજી માટે બંધાવી એમ આર્કીઓલોજીકલ સર્વેમાં લખ્યું છે. પાસેના રોજામાં પણ બીબીજીની કબરો છે એમ એ માને છે. એમાં ખરી હકીકત આ પ્રમાણે છે:—

સૈયદ ખુન્દમીર તે સૈયદ બડાના પુત્ર થાય અને સૈયદ યાકુબના પૌત્ર થાય. એમના વડવા ઇરાનથી પાટણ અને ત્યાંથી અમદાવાદ આવેલા. ઉરેઝી સૈયદોમાં એમનું નામ બહુ મોટું છે. સૈયદ ખુન્દમીર બાળક હતા ત્યારે એમના પિતા ગુજરી ગયા. એમનાં માતા સંસ્કારી હતાં. બાળકને ઉછેરતી વખતે એ રોજ ઇશ્વરને પ્રાર્થના કરે કે જો આ બાળક મોટો ભક્ત થાય તો જ જીવાડજે, નહિ તો નહિ. અગીઆર વર્ષની ઉંમરે સૈયદ ખુન્દમીરે ગાદીએ આવ્યા. એમણે વટવાના સૈયદ કુતુબે આલમ સાહેબ અને સૈયદ અબ્દુલફતાહ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કર્યું; અને એમના સમયમાં નામાંકિત થયા. કુતુબુદ્દીનના વઝીર મલીક-શાબાં એમના ઉપર બહુ ભક્તિ રાખતા. એમનાં મા બીબીજી પણ ભક્ત હતાં. મલીકને રાજકાજનો ભાર હોવાથી પોતાના પુત્ર (કે જમાઇ) મલીક ખુશ-બાશને સૈયદની બરદાશ કરવાને કહ્યું. સૈયદના મા બીબીજીએ એક વાર મલીકશાબાં પાસે દરગાહ અને મસ્જીદ માટે જગ્યા માંગવાનું પોતાના પુત્રને કહ્યું. એ ઉપરથી પોતાના બાગ પાસે જ પોતાને માટે તૈયાર કરેલી દરગાહ અને મસ્જીદ સૈયદને આપવાનું મલીક ખુશબાશે કહ્યું. એ ઉપરથી બીબીજીએ એ દરગાહ જોઇ ત્યાંથી એક ફુલ સુંઘી કહ્યું કે આપણા બેમાંથી જે પહેલું

ગુજરી જાય તે અહીં દટાય. છેવટે મલીક ખુશબાશ પહેલા ગુજરી ગયા અને તે એ દરગાહમાં દટાયા. બીબીજી અને સૈયદ ખુન્દમીર અસારવા પાસે બીબીપુરમાં રહેતાં હતાં તે ત્યાં જ દફન થયાં છે. સૈયદ ખુન્દમીર હી. સં. ૮૭૪ ના રબીઉસ્સાની માસની ૧૦ મીએ ગુજરી ગયા. અસારવા પાસે હાલ બીબીજીના કબરસ્તાનમાં એમની અને બીબીજીની કબરો છે. બીબીપુર પણ બીબીજીએ વસાવેલું. ઉપરના કારણથી કુતુબુદ્દીનના સમયમાં મલીકશાબાંએ સૈયદ ખુન્દમીરનાં મા બીબીજી માટે આ મસ્જીદ બંધાવી તેથી એ બીબીજીની મસ્જીદ કહેવાય છે. કુતુબુદ્દીને નાણાં આપ્યાં હશે એટલે લેખમાં એનું નામ મલીકશાબાં કે ખુશબાશને બદલે લખ્યું હશે. પરંતુ મસ્જીદ સામેની દરગાહમાં બીબીજીની કબર હશે એમ ડૉ. બર્જેસ માને છે તેને આધાર નથી. ઉપરનું વર્ણન અહમદીમાં ઓલીઆઓનાં વર્ણનમાં આપેલું છે અને તપાસ કરતાં એ જ ખરૂં લાગ્યું છે. મગનલાલ વખતચંદ આ મસ્જીદને સુલતાન અહમદે ( અહમદ પહેલાનો પૌત્ર એટલે કુતુબશાહ ) પોતાની પુત્રી મખદૂમે જહાની માટે બંધાવી એમ લખ્યું છે, પણ તે ખરૂં નથી.

આ મસ્જીદ શહેર બહાર ખૂણે આવેલી હોવાથી હોપ અને ફરગ્યુસનના વર્ણનમાં રહી ગઈ છે. શહેરની સુંદર મસ્જીદોમાં એની ગણત્રી કરી શકાય. એનું માપ ૧૫૦ × ૫૩½ ફીટ છે. દેખાવ ભવ્ય છે. મીનારા સુંદર છે અને ઉપરથી હલાવતાં આજે પણ હાલે છે. દક્ષિણનો મીનારો ગઈ સદીમાં વીજળી પડવાથી તુટી ગયો છે. એ આખો હતો ત્યારે એક હલાવતાં બીજો એની સાથે હાલતો. એનો મ્હોરો સુંદર છે. આસપાસની પાંખો નાની કમાનો સાથે આગળ હિંદુ ઢેરો કરીને કરેલી છે. મીયાંખાં ચીશ્તીની મસ્જીદમાં આની નકલ છે. કુતુબુદ્દીનના સમયની મસ્જીદોમાં આ સર્વથી સુંદર છે. મસ્જીદ બાદશાહના નામથી બંધાઇ હોવાથી એમાં મલુકખાનું પણ છે. સામેના રોજામાં વચ્ચેની કબર મલીકશાબાંના સગાની કે ખુશબાશની હોવી જોઇએ. બાજુમાં એક આરસની મોટી કબર છે એના ઉપર ' ધુલ કદહમાં મરણ પામ્યા ' એવું લખ્યું છે ( Decease Dhu'l qa'dah ). આ અને વર્ષ હી. સં. ૮૬૧ એટલા ઉપરથી જણાય છે કે સૈયદ ખુન્દમીર કરતાં ઘણા વખત અગાઉથી રોજામાં કબરો થઇ છે. મસ્જીદ તાબાની કુલ જમીન ૫૫૦૦ વાર છે. આર્કીઓલોજીકલ સર્વેના લેખક લખે છે કે ઇ. સ. ૧૮૬૭ ના સરકારી હુકમમાં આવી સુંદર મસ્જીદની આસપાસની જમીન

જાહેર જાજરૂના ઉપયોગમાં વાપરવી એમ લખેલું છે એ યૂરોપમાં તો કોઇ માને જ નહિ. મસ્જીદને એક ઉક્ત એકરનું ખેતર પણ છે.

## સરખેજ

સરખેજનું બરોબર વર્ણન કરીએ તો બહુ લંબાણ થાય. એટલે અહીં તેનું ટુંકાણમાં જ વર્ણન કરવું પડશે. સરખેજનું મૂળ નામ શ્રીક્ષેત્ર છે. સાભ્રમતી માહાત્મ્યમાં એનો ઉલ્લેખ છે. એ ગામની પાસે શેખ અહમદ ખટુગંજ બક્ષે મુકામ રાખ્યો. એમનો મકબરો ત્યાં થયો એટલે ત્યાં જે વસ્તી થઇ એ ગામનું નામ મકબરા પડ્યું. અમદાવાદના સ્થાપત્યને લગતા બધા લેખકો એકમત છે કે સરખેજ જેવો મકાનોનો સમૂહ અમદાવાદમાં બીજો નથી. બધાં મકાન સાથે લેતાં જ એની સુંદરતા જણાય છે. રોજા, મસ્જીદ, મહેલ અને વચ્ચે સુંદર તળાવ. આ રચના બીજે કોઇ ઠેકાણે નથી.

શેખ અહમદ ખટુ ૧૧૧ વર્ષની ઉંમરે ગુરુવાર, તા. ૧૩ જાન્યુઆરી, ઈ. સ. ૧૪૪૬ના દિવસે જીન્નત નશીન થયા. એમનો રોજો એ જ સાલમાં સુલતાન મુહમ્મદે બંધાવવા માંડ્યો તે ઇ. સ. ૧૪૫૧ માં કુતુબુદ્દીને પુરો કર્યો. મસ્જીદ પણ એ જ વખતે બંધાઈ છે. સુલતાન મહમૂદ બેગડાને આ સ્થળ બહુ પ્રિય હતું. એટલે એણે પોતાની દરગાહ અહમદ ખટુના રોજાની સામે જ કરાવી, અને ૮૩૦ ફીટ લાંબું તથા ૭૦૦ ફીટ પહોળું મોટું તળાવ ખોદાવ્યું. તળાવના નૈઋત્ય ખૂણે પોતાને માટે તથા જનાનાને માટે મહેલો પણ કરાવ્યા. એક વખત આ તળાવને કિનારે ચારે બાજુ મકાનો હતાં. સંતના સંગમાં રહેવાની ઇચ્છાવાળા સરખેજમાં આવીને રહેતા, અને ત્યાં જ દફન થવાનું પસંદ કરતા. આ રીતે ઘણા પ્રસિદ્ધ પુરુષો સરખેજમાં દફન થએલા છે.

ચોગાનમાં સંત અહમદખટુનો રોજો મુખ્ય છે. ગૂજરાતના રોજાઓમાં એ સર્વથી મોટો છે. ૧૦૪ ફીટના ચોરસ ઉપર એ બાંધેલો છે. વચલા ઘુમટનું જે ચોરસ પડે છે તેની હારમાં ચારે બાજુએ છેક આગલી ભીંત સુધી થાંભલાની હાર બેવડી કરેલી છે. એ કાંઇક અંશે ઉસમાનપુરના રોજાને મળતું છે. રોજામાં પીત્તળનું નકશીકામ બારણાં વગેરેમાં ખાસ જોવા જેવું છે. રોજાની આસપાસની ભીંતોમાં અને અંદરની ભીંતોમાં અસંખ્ય તરેહની ભૌમિતિક આકૃતિઓની જાળીઓ ભરેલી છે. એમાં પૂર્વ તરફની બે જાળીઓ

સીદી શહીદની ભૌમિતિક આકૃતિઓવાળી જાળીઓને એવી બરોબર મળતી આવે છે કે ડૉ. બર્જેસ એ મસ્જીદને સરખેજથી પહેલી બંધાયલી માનતા હોવાથી એના કારીગરે એ જાળીઓ બનાવી હશે એમ લખે છે. પણ સરખેજ પછી સોયે વર્ષે એ લાલદરવાજાવાળી મસ્જીદ બંધાઇ છે. આ રોજાની ત્રણે તરફ આવી સુંદર જાળીઓ છે. ફરગ્યુસને સ્થાપત્યના પ્રકરણમાં જાળીઓનાં વર્ણનમાં એની તારીફ કરેલી છે. દક્ષિણ તરફની ભીંતને ફક્ત ઉપલા ભાગમાં જ જાળી છે.


સરખેજના રોજાની પીત્તળની જાળી

રોજાની સામે એક સોળ થાંભલાનો ચોરસ સાદો હિંદુ ઘાટનો મંડપ છે. એની પાછળ તળાવમાં ઉતરવાનાં પગથીઆં અને એની બાજુમાં સુલતાન મહમૂદ બેગડો અને એની રાણીઓના રોજા છે. એ રોજાઓની ભીંતોમાં પણ ભૌમિતિક આકૃતિઓની જાળીઓ છે. મહમૂદ બેગડાની કબર આરસની, સુંદર કોતરણીવાળી છે. એની આસપાસ સુલતાન મુઝફ્ફર બીજાની અને મહમૂદ ત્રીજાની કબરો છે. આ રોજાનું માપ ૭૫ × ૭૧ ફીટ છે. પાસેના રોજામાં રાણીઓની કબરો છે એમાંની મુખ્ય કબર રાણી રાજબાઇની છે. આ રોજાઓમાં પશ્ચિમની ભીંતમાં નાના સુંદર નકશીવાળા મહેરાબ કરી મસ્જીદનો દેખાવ કરેલો છે. રાણીઓના રોજાની જાળીઓમાં કેટલીક પક્ષિઓની આકૃતિઓ અને શીરોઈની આકૃતિઓ પણ છે.

ચોકની પશ્ચિમે મોટી મસ્જીદ છે. એનું કદ અમદાવાદની જુમા મસ્જીદથી જ માત્ર ઉતરતું કહી શકાય. મસ્જીદનો ચોક ૧૭૧×૧૫૦ ફીટનો છે. મસ્જીદ સાથે કુલ વિસ્તાર ૪૩૦૦ ચો. વા. છે. ચોકની આસપાસ પડાળીઓ છે. મસ્જીદ સાદી છે. મ્હોરો એક સરખો જ છે, અને એમાં થાંભલા વાપરેલા છે. કમાન નથી, અને મીનારા પણ નથી. લિવાનનું માપ ૧૫૦×૬૬ ફીટ છે. એના વાયવ્ય ખૂણામાં મલુકખાનું છે, એનો રસ્તો રિવાજ મુજબ બહારથી છે. મસ્જીદની દક્ષિણ ભીંત તળાવને કિનારે પડે છે. ઉત્તર તરફ બહાર બગીચો છે. આ મસ્જીદને આગ્રાની મોતી મસ્જીદ સાથે સરખાવી ડૉ. બર્જેસ એને

હિંદુસ્તાનમાં ફક્ત મોતી મસ્જીદથી જ ઉતરતી ગણે છે. મોટા સ્થપતિઓની નજર ગમે તેવી હોય પણ પ્રાકૃત માણસને તો આ મસ્જીદમાં એવું કાંઇ આકર્ષણ દેખાતું નથી.[1]

મુખ્ય રોજા ઉપર લેખ લખેલો છે એમાં એ સંતને આખું જગત નમે છે એમ કહીને સરખેજ શબ્દ ઉપર શ્લેશ કર્યો છે.[2]

તળાવને નૈઋત્ય ખૂણે મહમૂદ બેગડાનો મહેલ અને જનાનાનાં મકાનો છે. આ મકાનો છેક ખંડેરની હાલતમાં છે. મહેલના ફક્ત થાંભલા જ ઉભા છે. જનાનાની નીચે તળાવમાં ઉતરવાનો મોટો દરવાજો છે. એની સામેની બાજુએ તળાવનું ગરનાળું છે. એ પણ નકશીવાળું છે. સરખેજનાં મકાનોનો વિસ્તાર એક વખત બહુ મોટો હશે. કારણ કે રોજાના દરવાજાથી પૂર્વે ૭૦૦ ફીટ છેટે એક મોટો દરવાજો આવેલો છે. આસપાસ અનેક ખંડેરો અને કબરો છે. ઉપરના દરવાજાથી કેટલેક છેટે બે બુરજો છે અને કોટ ત્યાં અટકે છે. એટલે પુરાણા વિસ્તારનું કાંઇક ભાન થાય છે. રોજાના આંગણાની બહાર પણ એક મોટો રોજો છે. એનું માપ ૭૫ ફીટ ચોરસ છે. એ કોનો છે તે જણાતું નથી. પણ ગૂજરાતના હબસી અમીરો અને અકબરના સમયનો પ્રસિદ્ધ સુબા મીરઝાં અઝીઝ કોકાની કબરો સરખેજમાં છે, એવા ઉલ્લેખો મળી આવે છે. સરખેજના રોજાથી પા માઇલ દૂર બાબા અલીશેરની દરગાહ છે. એનો વિસ્તાર પણ મોટો છે.

[૧] Burgess:—Ahmedabad Architecture I. 49:—"Except the Moti Masgid at agra there is probably no mosque in India that surpasses this in simple elegance."

[૨] "When the ocean of Ahmed's palm scatters pearls,
Hohe's hem becomes the treasure of Parwiz.
No wonder, if in order to bend before his shrine,
The whole surface of the earth raises its head" (Sarkhiz)

## પ્રકરણ એકતાળીસમું



# જોવા લાયક સ્થળો

## ( પંદરમી સદીનો ઉત્તરાર્ધ )

### ( મહમૂદ બેગડાનો સમય )

### મલીક અલીમની મસ્જીદ.

( શાહઆલમ પાસે )

શાહઆલમ જતાં અલીમપુર અગર ઇલમપુરની જમીનમાં રસ્તાની જમણી બાજુ આ મસ્જીદ આવેલી છે. સર. ટી. સી. હોપે જે કેટલાક ભ્રમ ઉભા કર્યા છે એમાં આને વિશેનો પણ એક ખોટો તર્ક આવી જાય છે. એમણે લખ્યું છે કે ઇ. સ. ૧૪૨૨ માં સુલતાન અહમદના જમાઈ મલીક આલમ બીન નુર કબીર વઝીર ઉલમ માલિકે આ મસ્જીદ બાંધી. આ લખાણથી એને બધા મલીક આલમની મસ્જીદને નામે ઓળખે છે. ડૉ. બર્જેસે મીરાતે સીકંદરી પ્રમાણે આ મસ્જીદ મલીક ઇલમની હોવી જોઇએ અને સુલતાન અહમદના સમયમાં ૧૪૨૨ માં નહિ પણ મોડી બંધાયલી હોવી જોઇએ એમ શંકા કર્યા છતાં મસ્જીદને જુમા મસ્જીદથી પહેલી મુકી છે અને નામ પણ મલીક આલમની મસ્જીદ એવું લખ્યું છે. આમ માનવાથી વચલી કમાન અને ઘુમટ ઉંચાં લઈ પ્રકાશ અંદર લાવવાની જે રીત મસ્જીદોમાં લીધી છે તે આ મસ્જીદમાં સૌથી પહેલી દાખલ કરી એમ એમને માનવું પડયું છે. પરંતુ એ આખો યે ભ્રમ છે અને ગઈ સદીના પૂર્વાર્ધમાં હોપે મેળવેલી અધુરી હકીકતને લીધે એમ થયું છે.

ગઇ સદીમાં કોઇએ મલીક આલમનું નામ ભૂલથી ફેલાવ્યું લાગે છે. ૧૮૫૧ માં રા. મગનલાલ વખતચંદ આ મસ્જીદના ઉલ્લેખ બે વાર આપે છે. પહેલા ઉલ્લેખમાં લખ્યું છે કે "રસુલપુર (શાહઆલમ) જતાં ઇલીમપુરમાં

અહમદશાહની વખતમાં વઝીર મલીક આલમ બીન નુરી કબીરે તા. ૧૯ મી મોહરમ હી. સં. ૮૨૬ ને રોજ બંધાવી." બીજી જગ્યાએ લખે છે કે "શાહઆલમ જતાં અલીમપુરમાં પથ્થરની મશીદ વઝીરૂલમમાલીક આલમે માહમુદ બેગડાની વખતમાં ૯ મી મોહોરમ હીજરી સને ૮૨૬ ને રોજ કરાવી છે." આમ બન્ને વખત ગોટાળાવાળું લખાણ છે. આ મલીક આલમ બીન નુર કબીરના નામની દંતકથા હોપે પણ સાંભળી હશે. મગનલાલ એક વાર ૯ મી ને બીજીવાર ૧૯ મી તારીખ આપે છે. એક વાર અહમદશાહ અને બીજી વાર મહમૂદ બેગડાનો સમય લખે છે. ૮૨૬ હીજરીમાં મહમૂદ બેગડો હોય જ નહિ. પરંતુ દંતકથામાં સમયના ગોટાળા અને નામફેર કેમ થાય છે તે આથી જણાશે. ખરી રીતે મીરાતે સિકંદરીના સ્પષ્ટ ઉલ્લેખ પ્રમાણે સુલતાન અહમદના પુત્ર સુલતાન મુહમ્મદશાહના જમાઈ મલીક આલીમ ખુદાવંદખાંએ અલીમપુરનું પરૂં વસાવ્યું અને એમાં આ મસ્જીદ બંધાવી. આ મલીક આલમને સિકંદરીમાં પણ એક જગ્યાએ સુલતાન મુહમ્મદનો સસરો અને બીજી જગ્યાએ એનો જમાઇ કહ્યો છે. સુલતાન મુહમદના પુત્ર મહમૂદ બેગડાના રાજ્યમાં મલીક અલીમ લાંબો વખત જીવ્યા છે એટલે સસરો ભૂલમાં લખાયું છે, પણ ખરી રીતે એ જમાઈ જ છે. હોપ તથા મગનલાલે લેખ જોઇને તારીખ કે વર્ષ લખ્યું છે કે કેમ તે જણાવ્યું નથી. લેખ હશે અને પાછળથી જતો રહ્યો હશે તોપણ વર્ષ જોવામાં એમની ભૂલ થઈ હશે. મસ્જીદ વહેલામાં વહેલી મલીક અલીમ થોડો સમય અમદાવાદનો સુબો બન્યો હતો ત્યારે બંધાઈ હોવી જોઇએ. એટલે ઇ. સ. ૧૪૬૦ પછી બંધાઈ હશે. એટલે હોપ, ફરગ્યુસન અને ડૉ. બર્જેસ લખે છે તેમ જુમા મસ્જીદની પહેલાં નહિ પણ ત્યાર પછી આશરે ચાલીસ વર્ષે બંધાયલી હોય. ઉપર જણાવેલી પ્રકાશ લાવવાની રીત તો હિંદુ મંદિરોમાં હતી તે ગૂજરાતી સ્થપતિઓ જાણતા જ હતા. શરૂઆતની મસ્જીદોમાં ઉતાવળને લીધે એ રીત નહિ દાખલ કરી હોય; પણ સૌથી પહેલાં એ રીત જુમા મસ્જીદમાં જ દાખલ કરી છે; મલીક અલીમની મસ્જીદમાં નહિ.

મીરાતે અહમદીમાં એક ખુદાવંદખાંની મસ્જીદ બહુ જ ઉત્તમ કારીગીરીવાળી અને હાલતા મીનારાવાળી હતી એમ લખેલું છે. પણ તે આ મસ્જીદ કે બીજી એ નક્કી થતું નથી. ગુજરાત સલ્તનતના ઇતિહાસમાં ખુદાવંદખાં ઘણા થયા છે. આ મસ્જીદનું માપ અંદરથી ૧૧૨'-૭" × ૩૧'-૮" ફીટ છે.



(અ) હાજા પટેલની પોળમાં શેઠ બાલાભાઈ કેવળદાસ ટંકશાળ-
વાળાના ઘરના ટેકા (૮૫ વર્ષ જૂનું)





(આ) ખજુરીની પોળમાં શેઠ ડાહ્યાભાઇ ભગુભાઇના ઘરનું દ્વાર



**૫૬ ઝવેરી શાંતિદાસ અને શ્રી રાજસાગર સૂરિ**

આ ચિત્ર નગરશેઠના વંશજોની દેખરેખમાં ચાલતા એક અપાસરામાં થાંભલા ઉપર જડેલું છે. ચિત્ર ઓછામાં ઓછું બસો વર્ષનું જૂનું દેખાય છે. કોઇ જૂના ચિત્રની નકલ હોય એમ લાગે છે. રંગ હજી પણ સારો રહેલો છે. હાંડીઓ વગેરે સામગ્રી પણ સારી ચીતરેલી છે. આ ચિત્ર રંગમાં મોટું કરવા જેવું છે.

બીજી બાંધણી સાધારણ મસ્જીદ જેવી જ છે. આ મસ્જીદમાં વચલો ઘુમટ ઉંચો લઇ માળ કરવાની રીત કરેલી છે એ બાબત અગાઉ વર્ણન કરેલું છે. એના મ્હોરામાં વચલી કમાનની આસપાસની પાંખો થાંભલાની જ રાખેલી છે, અને એમાં વચ્ચે કમાન વાપરી નથી. મીનારામાં પણ બહુ નકશી નથી. એના ગોખમાં ફક્ત સાદા ચીરાગ છે.

મસ્જીદની સામે રોજો હતો. એના પત્થરો ઇ. સ. ૧૮૫૯ માં જેઠાભાઇ મૂળજીએ વેચાતા લઇ લીધેલા, અને એની વાવ બંધાવેલી, એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખક જણાવે છે. આ મસ્જીદની પાછળ શેખ કમાલ માળવીની દરગાહ છે. ત્યાં પણ ઘણા લોક જાય છે. શેખ કમાલ માળવી વિશે આગળ લખીશું.

## આજમખાં અને માઅઝમખાંનો રોજો

કોચરબથી માઇલ દૂર સરખેજને રસ્તે જતાં ડાબે હાથે આ ગંજાવર રોજો આવે છે. મહમૂદ બેગડાના સમયમાં આઝમખાં અને મુઆઝમખાં નામના બે ખુરાસાની ભાઇઓ હતા એમણે એ બંધાવ્યો છે. બાંધણી દરિયાખાંના ઘુમટ જેવી જાડી છે, તેથી મહમૂદ બેગડાના રાજ્યની શરૂઆતમાં તેની સાથે જ એ બંધાયો હશે એમ મનાય છે. કામ ઇંટનું છે. ભીંતો ઘણી જાડી છે, પણ દરિયાખાંના ઘુમટ કરતાં દેખાવ ઠીક છે. આ બે ભાઇઓ સરખેજના રોજાના મુખ્ય મીસ્ત્રીઓ હતા અને એ બાંધકામમાં ખોટી રીતે લાભ મેળવી એમણે પોતાનાં મકાનો બાંધેલાં એવી દંતકથા છે. એમણે જે મસ્જીદ બાંધેલી તે હાલ નથી. એક તળાવ કરેલું તેમાં એમના અપરાધને લીધે પાણી રહેતું જ નહિં એવી પણ દંતકથા છે. મીરાતે સિકંદરીમાં આ ભાઇઓને સારા તીર-અંદાઝ કહ્યા છે. એનો કર્ત્તા લખે છે કે એમના અપરાધ વિષે લખવું ઠીક નથી, એટલે એ વિષય જાહેરમાં લખાય એવો નહિં હોય. આ બાબતમાં સિકંદરીના તરજુમાઓમાં ફેર છે. બેલીના અંગ્રેજી તરજુમામાં આ રોજો શાહ ગુમાન આગળ આવેલો છે એમ લખેલું છે. એટલે કોચરબથી દક્ષિણના ભાગને શાહગુમાન કહેતા હશે. ગૂજરાતી તરજુમામાં એ વાત નથી.

## રાણી રૂપવતીની મસ્જીદ

ભદ્રથી દિલ્હીદરવાજે જતાં મીરઝાંપુરમાં હાલની કોન્વેન્ટ સ્કુલની સામે આ મસ્જીદ આવેલી છે. અમદાવાદની થોડી સર્વથી સુંદર મસ્જીદોમાં આની

ગણત્રી થાય છે. એના મીનારા હાલ તુટી ગયેલા છે એટલે એની સર્વાંગ સુંદરતામાં એટલી ખોડ છે.

રાણી રૂપવતી માટે ઘણો મતભેદ છે. મીરાતે અહમદીના સમયથી રાણી રૂપમતી કે રૂપવતીને નામે એ મસ્જીદ ઓળખાય છે. અહમદીમાં એનું નામ રૂપમોહિની પણ આપેલું છે. મસ્જીદનું સ્થાપત્ય સુલતાન મહમૂદ બેગડાના સમયના પૂર્વાર્ધ જેવું છે. એ સુલતાનની પોતાની જ એક રૂપમંજરી નામની રાણી હતી એમ મીરાતે સિકંદરીમાં લખેલું છે. રાણી રૂપમંજરી પહેલાં સુલતાન કુતુબુદ્દીનના જનાનામાં હતી. સ્વરૂપવતી ઉપરાંત

રાણી રૂપમંજરી

એ ઘણી ચાલાક અને બુદ્ધિશાળી હતી. કુતુબુદ્દીનને નાના ફતેહખાં (પાછળથી મહમૂદશાહ બેગડો) ઉપર વેર હતું. તે એનો સાવકો ભાઇ થતો અને સુલતાનના વેરને લીધે શાહઆલમ સાહેબની છાયામાં રહેતો હતો. સુલતાને ફતેહખાંની તપાસ કરી સમજાવી પકડી લાવવા માટે રાણી રૂપમંજરીને શાહઆલમ સાહેબના નિવાસમાં મોકલી. રાણીએ એને શોધી કાઢયો અને હાથ ઝાલી ખેંચવા લાગી. ફતેહખાંને જવાની ઇચ્છા નહોતી. શાહઆલમ સાહેબ વચ્ચે પડયા, અને એમના મુખમાંથી વચન નીકળ્યું કે 'હરકત નહીં. આજ એ તારો હાથ ખેંચે છે પણ તું એનો હાથ ખેંચીશ.' અર્થાત તું એને પરણીશ. રાણી વાકયોનો અર્થ સમજી અને શરમાઇને પાછી વળી કુતુબુદ્દીનને સમજાવ્યો. પાછળથી એ રાણી ફતેહખાં–મહમૂદ બેગડા સાથે પરણી. એ રાણી અને સુલતાનનો મોટો છોકરો કાલા સુલતાનની હયાતીમાં જ મરણ પામ્યો.

આ રૂપમંજરી એજ રાણી રૂપમતી હશે એમ આપણે લગભગ ચોકસ માનીએ તો વાંધો નથી. આ માનવામાં એક જ વાંધો આવે છે. મીરાતે સિકંદરીમાં રાણી રૂપમંજરીની પ્રસિદ્ધ કબર માણેકચોકમાં છે એમ લખેલું છે. માણેકચોકમાં રાણીના હજીરામાં રૂપમંજરીની કબર છે એવું કોઇ બીજા તવારીખકાર કે લોકવાયકાથી જણાયું નથી. એટલે સિકંદરીની આ વાત ઉપર કેટલું વજન આપવું તે નક્કી કરવું મુશ્કેલ છે. ગૂજરાતી સુલતાનોની તવારીખમાં કોઈ બીજી રૂપવતી કે રૂપમંજરી પ્રસિદ્ધ થઇ નથી. એટલે મીરઝાપુરની મસ્જીદવાળી રૂપમતી બીજી એમ કહેવા માટે પણ આધાર જોઇએ. મસ્જીદ મીરઝાપુરમાં હોય અને કબર માણેકચોકમાં હોય એમ કહી શકાય

એમ નથી. કારણ કે મીરઝાપુરની મસ્જીદમાં રોજો છે તેમાં જ રૂપવતીની જ કબર હોવી જોઇએ. ડૉ. બર્જેસ પણ એમ માને છે. મસ્જીદમાં લેખ નથી એ મોટી દીલગીરીની વાત છે. આ બાબતમાં મીરાતે સીકંદરીના કર્તાની સરતચુક માની લઈ રૂપવતી એ જ રૂપમંજરી એમ માનવું વાંધાવાળું નથી. મસ્જીદની બાંધણી આ માન્યતાને ટેકો આપે છે. અમદાવાદ ગેઝેટીઅરના લેખક આ મસ્જીદને સુલતાન અહમદ પહેલાના સમયમાં (૧૪૩૦ થી ૧૪૪૦) મુકે છે એ છેક આધાર વિનાનું છે. હોપને લીધે એ ભૂલ થઇ હશે. ડૉ. બર્જેસ આ મસ્જીદ મુઝફ્ફર બીજાના સમયની હોય એવી શંકા કરે છે તેનું પણ કારણ નથી. રાણી રૂપમંજરીની કથા એમના ધ્યાનમાં આવી નથી એથી એવી શંકા કરી હશે.

આ મસ્જીદ એના બંધાવનારના નામ જેવી જ સુંદર છે. હિંદુની થાંભલાવાળી ચોરસ બાંધણી અને મુસલમાની કમાનનો આવો સંપૂર્ણ મેળ બીજી એકે મસ્જીદમાં બેઠો નથી. તે સાથે એના મીનારાની કોતરણી, અને મ્હોરામાં મુકેલા ઝરૂખા વગેરેનું તમામ મિશ્રણ એવું તો અનુરૂપ લાગે છે કે છુટક અલંકારની વાત બાજુએ મુકીએ તો આ મસ્જીદને સર્વાંગ સુંદર કહી શકાય. જો કે મીનારાના અલંકાર સાથે સરખાવતાં ફરગ્યુસનને વચલી કમાન સાદી લાગે છે, અને હિંદુ કારીગર કદી કમાન શણગારતાં ન શીખ્યા એમ ટીકા કરે છે.

આ મસ્જીદ ૧૦૩×૪૬ ફીટ બહારથી અને ૯૩½×૩૬½ ફીટ અંદરથી છે. મોટા ઘુમટના અષ્ટકોણનો વ્યાસ ૧૯ ફીટ છે. વચલો ઘુમટ ઉંચો કરી પ્રકાશ માટે ગોઠવણ કરી છે. આ ઘુમટથી જે છજું પડે છે તેને સુંદર કઠેરા છે. વચલા થાંભલાને ઉંચા લઇ જવામાં આવ્યા છે. એની કુંભીઓ ચોરસ નથી પણ ૭ ખૂણાવાળી છે. ખૂણા સીધા જોડતાં વચ્ચેથી છેદ પાડી ૧૫૦° ડીગ્રીનો ખૂણો પડે એવી રીતે કર્યાં છે. થાંભલાની ઉંચાઇને ચાર જગ્યાએ ભાગ પાડી વચ્ચે વચ્ચે કારનીસો મુકી છે. બીજી રચના સામાન્ય મસ્જીદો જેવી છે. ઘુમટની કોતરણી ઉત્તમ જાતની છે. મસ્જીદને પડખે રોજો છે તે ૪૦ ફીટના ચોરસ ઉપર કર્યો છે. બાંધણી રાણી સીપ્રીના રોજા જેવી છે; ફક્ત આને જાળી નથી એટલો ફેર છે. રાણી સીપ્રીની પેઠે આનો ઘુમટ બહુ ઉંચો નથી લીધો એટલે દેખાવ સારો લાગે છે. અંદરની કબર જૂની જણાતી નથી પણ સમરાવેલી લાગે છે. રોજાની બાજુમાં હોજ છે.

ઈ. સ. ૧૮૨૪ ના સર્વે વખતે આ મસ્જીદ તાબેની કુલ જમીન ૪૪૩૯ ચો. વા. હતી. તે પાછળથી ઘટીને ૨૩૭૬ ચો. વા. થઈ ગઈ. રા. મગનલાલ વખતચંદ લખે છે કે (૧૮૫૧) આ મસ્જીદ એક ઉંચા ટેકરા ઉપર હતી. વચલા મહેરાબની ઉપર લેખ હતો તે ખરી ગયો હતો. મસ્જીદની આસપાસ શીતાફળનાં ઘણાં ઝાડ ઉગી ગયાં હતાં. જનાવર વાંદરાં વિગેરે હતાં. મીનારા ઘણે ઠેકાણેથી ભાગી ગયા હતા. આ વર્ણન જોતાં મીનારા ૧૮૧૯ ના ધરતીકંપમાં નહિં પણ પાછળથી તુટી ગયા હશે. મીરઝાપુરમાં જમીન ખાડાવાળી હતી ને ખેતી થતી એ આપણે જોયું. આ ઉપરથી ત્યાં વસતી નહિં જેવી ને જંગલ હશે. ઇ. સ. ૧૮૩૨ ના અરસામાં કલેકટર મી. વાઈબર્ટે આ મસ્જીદમાં વાઘ માર્યો હતો. કલેકટર મી. જેકસને આ મસ્જીદનો લાકડાનો નમુનો એક ફુટે અડધા ઈંચના માપથી રૂ. ૮૦૦) ખર્ચીને તૈયાર કરાવ્યો હતો. તે હાલ કેપ ઑફ ગુડ હોપમાં છે. સરકારે એની મરામત પાછળ રૂ. ૧૫૨૯) ખર્ચ્યા હતા. હાલ આ મસ્જીદ અમદાવાદના કસાઈ મહાજનના હાથમાં છે. એ લોકો એને બહુ સ્વચ્છ રાખે છે અને સારો બાગ બનાવ્યો છે. રા. મગનલાલ રોજાની બે કબરોમાંની એકને રાણી 'રૂપમંતજન્મતી' કે 'રૂપમહી'ની કહે છે. મસ્જીદનો રંગ અને દેખાવ મીનારા નથી તોપણ ઘણો જ ભવ્ય અને સુંદર લાગે છે.

## દરિયાખાંનો ઘુમટ

આ ઘુમટ શાહીબાગમાં આવેલો છે. ઇંટ ચુનાનો એના જેવડો મોટો ઘુમટ ગૂજરાતમાં બીજો નથી. સુલતાન મહમૂદ બેગડાના અમીર અને મિત્ર દરિયાખાંએ એ બંધાવેલો છે. એના જ એક મિત્રની મસ્જીદ ઘીકાંટામાં ખાનની મસ્જીદ નામે જાણીતી છે. એના ઘુમટની સાથે આની બાંધણી મળતી આવે છે. ઘુમટ ઈ. સ. ૧૪૫૩ માં બંધાયો એમ કહેવાય છે. એનું માપ ૧૨૧૩/૪×૧૧૯૩/૪ ફીટ છે; એની ભીંતો ૯ ફીટ જાડી છે. એના ઘુમટની બાંધણી ખાસ મહત્વની છે, તેનું વર્ણન સ્થાપત્યના પ્રકરણમાં કરેલું છે. આખા રોજાનું કામ ઘણું જ બુલંદ છે. એને લગતી મસ્જીદ નથી એ કારણથી એમાં ભૂતોનો વાસ થશે એમ રોજો બંધાયા પછી શાહઆલમ સાહેબે કહેલું એવી દંતકથા છે. અમદાવાદના બીજા રોજાઓ કરતાં આ રોજો બાંધણીમાં કેવળ જૂદો પડે છે. બીજા રોજાની કોમળ સુંદરતા એમ સ્પષ્ટ બતાવી આપે છે કે અમદાવાદના સુલતાનો

કે અમીરોની મરણની કલ્પના ભયંકર નહોતી પણ સુંદર હતી. મરણની બીક ન હોય, જીંદગીમાં તપ અને ભક્તિથી એમણે મરણનો ભય જીત્યો હોય એવું એમના સુંદર રોજાઓ જોતાં જણાય છે. રોજા ઘણે ભાગે મરનાર પોતાની હયાતીમાં બંધાવતા એથી આ ધારણાને પુષ્ટિ મળે છે. દરિયાખાંના ઘુમટમાં એવું નથી. મરણની ભયંકરતા એના સ્થાપત્યમાં જ દેખાઇ આવે છે. હિંદુસ્તાનમાં બીજે બધે રોજા આવી જ રીતે મરણની ભયાનકતા વ્યક્ત કરે છે. પરંતુ અમદાવાદના મોટે ભાગે સુંદર રોજાઓની વચ્ચે આ એક જ મોટો બુલંદ જાડા સ્થાપત્યનો રોજો છે. મોર અને હંસના ટોળામાં ઘુવડ લાગે એવો એ અમદાવાદના રોજાઓમાં દેખાય છે. એ કારણથી પણ એમાં ભૂતોનો ભય કલ્પાયો હોય. આ રોજામાં કબર બરોબર મધ્યમાં નથી. રોજો એક વખતે છોયેલો અને રંગેલો હશે એમ જણાય છે.[૧]

## બીબી અચુત કુકીની મસ્જીદ

આ સુંદર મસ્જીદ દૂધેશ્વર પાસે આવેલી છે. આ મસ્જીદને બે મોટાં બંડાવાળાં મેદાન છે. અંદરના આંગણાને પત્થરનો નકશીદાર કોટ અને સુંદર હિંદુ ઘાટનો દરવાજો છે. મસ્જીદની બાંધણી હિંદુ અને મુસલમાન સ્થાપત્યને બહુ ઉત્તમ રીતે મેળવીને કરેલી છે. ફરગ્યુસન લખે છે કે આ મસ્જીદમાં બન્ને બાંધણી એવી મળી ગઇ છે કે ઘણો અભ્યાસ હોય તે જ બન્નેને પારખી શકે. મસ્જીદમાં લેખ છે તે બરોબર વંચાતો નથી. પરંતુ મહમૂદ બેગડાના સમયમાં હી. સ. ૮૭૬ (ઈ. સ. ૧૪૭૨)માં મલીક બહાવદીન સુલતાનીએ તે બાંધી. લેખમાં બહાવદીનના પહેલા બે અક્ષરો જ સ્પષ્ટ દેખાય છે. એનો ઇલ્કાબ

[૧] Fergusson : Ahmedabad : P. 93–94. "There are hundreds, perhaps it would be safe to say thousands, of such tombs scattered over the plains of Hindustan. × × × If gloom is to be associated with the grave, this is *the* more appropriate style of the two: but this was not the manner in which death presented itself to the sovereigns of Ahmedabad in that great age, and the cheerful elegance with which they surrounded their burying-places shadowed forth a happier philosophy."

લેખમાં દસ્તુરૂલમુલ્ક આપેલો છે. જ્યારે હોપ સાહેબે આ મસ્જીદ ઈ. સ. ૧૪૬૯ માં હાજીમલીક બહાઉદ્દીને પોતાની સ્ત્રી અચુતકુકીને માટે બાંધી એમ લખ્યું છે. એના ઇલ્કાબ ઇમાદ ઉલમુલ્ક અને ઇખ્તિયાર ઉલમુલ્ક એવા આપેલા છે. મીરાતે સિકંદરીની એક પ્રતમાં કવિ હાજીખાંએ એક મોટી મસ્જીદ હાજીપુરમાં બાંધી એમ લખ્યું છે, પણ તે આ મસ્જીદ હોવાનો સંભવ નથી. ડૉ. બર્જેસ બહાઉદીન ઇમાદ ઉલમુલ્કે ૧૪૭૨ માં એ બાંધી એમ માને છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે મલીક બહાઉદ્દીને મસ્જીદ બાંધી અને એને ઇમાદ ઉલ્મુલ્કનો ઇલ્કાબ નહિં પણ ઇખ્તિયાર ઉલ્મુલ્ક અને દસ્તુર ઉલ્મુલ્કના ઇલ્કાબ હતા. લેખમાં નામ નહિં વંચાયું હોય પણ અહમદી અચુતકુકીનું નામ સ્પષ્ટ લખે છે. આ મસ્જીદની બીજી બાંધણી મીરઝાંપુરની મસ્જીદ જેવી છે. મીનારા સારી નકશીવાળા છે. મીરાતે અહમદીમાં આ મીનારા પણ હાલે છે એમ લખેલું છે. આ મસ્જીદને પહેલાં સાત મીનારા હતા. ત્રણ આગલા કોટ ઉપર, બે પાછલા ઉપર, અને બે મસ્જીદના પોતાના મીનારા. મસ્જીદનું માપ ૯૩ × ૩૬$\frac{1}{2}$ ફીટ છે. વચલો ઘુમટ ઉંચો લીધેલો છે. એની નીચે સુંદર છજું કાઢેલું છે. આગલા ભાગમાં એને થાંભલાને બદલે કમાનના ટેકા છે. બધું સાથે જોતાં આ મસ્જીદ ઘણી સુંદર છે. એની બાજુમાં રોજો છે. એ અચુતકુકીને માટે બંધાવેલો પરંતુ એમાં બીજાની કબરો છે, અને અચુતકુકીની કબર મસ્જીદની દક્ષિણ પાંખની સામે છુટા મેદાનમાં છે એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખક જણાવે છે. આસપાસની મુસલમાન સ્ત્રીઓમાં એનું માન ઘણું છે, અને સુવાવડ પછી ચાલીસમે દીવસે તેઓ છોકરાંને લઇને અહીં બાધા મૂકવા આવે છે.

## ઉસમાનપુરની મસ્જીદ

ગૂજરાત વિદ્યાપીઠની પાસે ઉસમાનપુરમાં વટવાવાળા કુતુબે આલમ સાહેબના મુખ્ય શિષ્ય સૈયદ ઉસમાનને માટે સુલતાન મહમૂદ બેગડાએ આ મસ્જીદ બંધાવી છે. આ મસ્જીદની સામે જ સૈયદ ઉસમાનનો રોજો છે. રોજો પીરને માટે હોવાથી લગભગ મસ્જીદ જેવડો જ છે. ઉલટું તે મસ્જીદનું અંદરનું માપ રોજાથી નાનું છે. મસ્જીદ ૭૫ × ૪૬ ફીટ છે; રોજો ૭૮ ફીટ ચોરસ છે. રોજો પહેલો બંધાયો હશે એમ લાગે છે. રોજાના થાંભલાની રચના પ્રમાણે જ વેધન આવે એમ મસ્જીદના થાંભલા ગોઠવ્યા છે. મસ્જીદની બાંધણી

પણ જૂદી જાતની છે. મ્હોરો થાંભલાવાળો ખુલ્લો છે. કમાન નાંખેલી નથી. સૌથી પહેલાં આ મસ્જીદમાં મીનારા છેડા ઉપર લઈ જવામાં આવ્યા. મીનારામાં જવા માટે મસ્જીદનાં પડખાંમાં મુકેલા ઝરૂખામાં સીડી કરેલી છે. અગાશીથી ઉપરના ભાગમાં મીનારા નક્કુર છે. મીનારાનો નીચેનો ભાગ હિંદુ ધાટનો છે અને ગોખમાં ઉત્તમ કોતરણી છે.

રોજાની બાંધણી પણ કાંઈક જૂદી છે. થાંભલાને બબ્બે અને ચાર-ચારની હારમાં વચ્ચે વચ્ચે ગોઠવ્યા છે. આ કારણથી ઘુમટના અષ્ટકોણમાં પણ આઠને બદલે બાર થાંભલા નંખાયા છે એ નવીનતા છે. બાંધણીની દૃષ્ટિએ આ મસ્જીદ અને રોજો જોવા જેવાં છે. રોજાની પાછળ એક નાના ઘુમટમાં મસ્જીદ બાંધનાર સ્થપતિની કબર છે એમ કહેવાય છે.

## મીયાંખાં ચીશ્તીની મસ્જીદ

શાહીબાગમાં નદી કિનારે નારણઘાટની પૂર્વે આ મસ્જીદ આવેલી છે. શાહીબાગની પહેલાં એ જગ્યાએ મકસુદપુર નામનું જે પરૂં હતું તેના વસાવનાર મલીક મકસુદ વઝીરે સુલતાન મહમૂદ બેગડાના સમયમાં મીયાંખાં ચીશ્તીને માટે ઈ. સ. ૧૪૬૫ માં આ મસ્જીદ બંધાવી. અચ્યુત કુકીની મસ્જીદ-વાળા મલીક બહાઉદ્દીનનો મલીક મકસુદ ભાઈ થતો હતો એમ કહેવાય છે. આ મસ્જીદની બાંધણી અચ્યુતકુકી, સીદી બશર વગેરે મસ્જીદોને કાંઇક મળતી છે. જો કે હાલ એનું સ્વરૂપ એટલું બધું ફરી ગયું છે કે બાંધણી ઓળખવી મુશ્કેલ પડે. આ મસ્જીદની પાંખો રાજપુરની મસ્જીદના જેવી હિંદુ કઠેરાવાળા પણ ઉપરથી કમાનવાળી છે. ઘુમટો હિંદુ રીત પ્રમાણે ચોરસ ને અનેક વખત કાપીને બનાવ્યા છે. મીનારા પણ હિંદુ રીત પ્રમાણેના બીજી મસ્જીદો જેવા જ છે. ઉપલો ભાગ તુટી જવાથી ઉપરથી ગોળાકાર કરેલા છે. આ મસ્જીદમાં ઇ. સ. ૧૮૭૪ માં રેલ્વે કંપનીના કોઇ ઈજનેરનું રહેઠાણ થવાથી આસપાસ તુટેલા ભાગમાં ભીંતો ભરી લઇ કમાડ કરી લીધાં છે. આ ગ્રંથમાં આપેલું ચિત્ર ગઇ સદીના મધ્યમાં લીધેલું છે. હાલ એ દેખાવમાં ઘણો જ ફેર થઈ ગયો છે. મસ્જીદનું માપ અંદરથી ૯૨ × ૩૭ ફીટ છે.

## સકરખાંની મસ્જીદ

આ મસ્જીદ કાળુપુરમાં આવેલી છે. કાળુપુર વસાવનાર હાજી કાલુનું નામ સકરખાં હશે કે કેમ તે કહી શકાતું નથી. પણ આવી મોટા કદની

મસ્જીદ પઈ વસાવનારની હોય એમ ડૉ. બર્જેસ ધારે છે. મસ્જીદ સાદી છે. એનો મ્હોરો એક સરખો છે. ઘુમટ ઉંચાનીચી નથી. માત્ર થાંભલાની રચના હિંદુ રીત પ્રમાણે છે. વચ્ચે એક નાની કમાન નાંખેલી છે. મીનારા નથી. મ્હોરો ખુલ્લો જ છે. ફક્ત વચ્ચે બે જગ્યાએ ભીંત કરી જાળીઓ મુકેલી છે. આ બાબતમાં આ મસ્જીદનો મ્હોરો કેવળ જૂદો પડે છે. બાંધણી ઉપરથી ડૉ. બર્જેસ આ મસ્જીદને ઇ. સ. ૧૪૪૦ થી ૧૪૭૦ ની વચ્ચે બંધાયલી માને છે. એનું માપ ૧૫૩$\frac{1}{2}$ × ૫૩ ફીટ છે. મસ્જીદને લગતો રોજો ૬૦ વાર છેટે છે. એની અને મસ્જીદની વચ્ચે આજે ઘરો આવી ગયાં છે. રોજાને લીધે એ મકાનોનો સમૂહ હજીરાની પોળ કહેવાય છે.

## દસ્તુરખાંની મસ્જીદ

આસ્તોડીઆ ચકલામાં આ મસ્જીદ આવેલી છે. શહેરકોટ થતો હતો ત્યારે મજુરો પાસેથી બદામ લઇને આ મસ્જીદ બંધાવેલી તેથી એને બદામી મસ્જીદ કહે છે, પણ આ વાત પાયા વગરની છે. મસ્જીદમાં લેખ છે તેમાં લખ્યું છે કે સુલતાન મહમૂદ બેગડાના સમયમાં માલકી મલીક ગણી ખાસ-ઝાદ, જેને વસ્તુ રૂલમુલ્કનો ઈલ્કાબ હતો, તેણે તા. ૧૦ શાબાં હી. સ. ૮૬૭ (શનીવાર તા. ૩૦ એપ્રીલ ૧૪૬૩)ને રોજ બંધાવી. મસ્જીદની બાંધણી બીજી મસ્જીદો કરતાં જૂદી જ જાતની છે. ૧૦૦ × ૯૩$\frac{1}{2}$ ફીટના લંબચોરસમાં ચારે બાજુ પડાળીઓ કરી પશ્ચિમની પડાળી બીજી કરતાં બેવડી પહોળી કરી છે. પ્રવેશને માટે રસ્તા ઉપર ઓટલો છે. ચોકના અગ્નિ ખૂણામાં હોજ છે. એની નીચે મોટું ટાંકું છે. ડૉ. બર્જેસ લખે છે કે અમદાવાદમાં આવાં ટાંકાં બહુ છે. અને કેટલાંક તો અંદરની રચનાથી ઇસ્તાંબુલના ‘પાણીના ખંડ’ Hall of Waters જેવાં લાગે છે. ચોકમાં કેટલીક કબરો છે. મસ્જીદની દક્ષિણે એક કબરસ્તાનમાં દસ્તુરખાંની પોતાની કબર છે. મસ્જીદની આસપાસ ભૌમિતિક આકૃતિઓની સુંદર જાળીઓ છે.

## શાહ ફઝલની મસ્જીદ

આ મસ્જીદ ગાયકવાડની હવેલીમાં છે. એ કોણે બાંધી તે જણાયું નથી. મહેરાબ ઉપર લેખ છે એમાં મસ્જીદ મહમૂદ બેગડાના સમયમાં ઇ. સ. ૧૪૮૭ માં બંધાઇ એમ લખ્યું છે પણ બાંધનારનું નામ આપ્યું નથી. એટલે

આર્કીઓલોજીકલ સર્વેમાં ઉપરનું નામ કોઈને પુછીને લખાયું હશે. મસ્જીદનું માપ ૫૬ ૧/૨ × ૨૯ ૧/૨ ફીટ છે.

## મુહાફિઝખાંની મસ્જીદ

ઘીકાંટાને રસ્તે આ મસ્જીદ આવેલી છે. અમદાવાદની ત્રણચાર સર્વોત્તમ મસ્જીદોમાં આને ગણી શકાય. આ મસ્જીદ આજ સુધી લગભગ આખી રહેલી છે એ ઉપરથી એની મરામત સારી થઈ હોય એમ લાગે છે. સુલતાન અહમદની સામે બળવો કરનાર શેખ મલીક અગર મસ્તીખાં જે સુલતાન મુઝફ્ફરનો પુત્ર થતો હતો એણે ઈ. સ. ૧૪૬૫ માં આ મસ્જીદ બંધાવી એવી લોકવાયકા ચાલે છે તે પાયા વગરની છે. મસ્જીદમાં લેખ છે એમાં સ્પષ્ટ લખેલું છે કે સુલતાનના સુલતાન શમ્સ ઉલ મલુક વ ઉલ હક નસીરૂદુનિયા વઉદ્દીન અબુલફતહ મહમૂદશાહ બીન મુહમદશાહના રાજ્યમાં શેખ મુઇસુદ્દીન અલ કુરેશીના પુત્ર જમાલુદ્દીને તા. ૧૪ રજબ ૮૯૭ ( ઇ. સ. ૧૪૯૨ ૧૩ મી મે )ને રોજ બાંધી. જમાલુદ્દીનનો ઈલ્કાબ મુહાફિઝખાં હતો. એણે પોતાના કુટુંબ માટે ખાનગી મસ્જીદ તરીકે આ મસ્જીદ બંધાવી હતી. આ મસ્જીદ રાણી સીપ્રીની પછી બંધાઈ એમ પહેલાંના લેખકો માનતા હતા તેથી એના સ્થાપત્યને કેટલોક અન્યાય થયો છે એમ ડૉ. બર્જેસ માને છે. ફરગ્યુસનને આ મસ્જીદની બાંધણી ગમતી નથી. એની નકશીની વીગતને લીધે જ એ એને જરા વખાણે છે.

ખાનગી ઉપયોગ માટે હોવાથી મસ્જીદ નાની છે. એનો મ્હોરો પાંખો વગરનો છે. એમાં માત્ર ત્રણ નાની સાંકડી કમાનો નાંખેલી છે. મસ્જીદનું માપ ૪૭ × ૨૪ ૩/૪ ફીટ અંદરથી થાય છે. એ ત્રણે કમાનો ઉપર દેખાવના નાના ઝરૂખા કરેલા છે. આ મસ્જીદમાં નકશી છુટે હાથે કરી છે. અંદર મહેરા, મીંબર વગેરે બધું બહુ જ સુંદર કોતરણીથી ભરી દીધેલું છે. મીનારા મસ્જીદને બન્ને છેડે કર્યા છે. મસ્જીદના કદના પ્રમાણમાં એ બહુ જાડા છે. હિંદુ ઘાટ પ્રમાણે ખૂણાઓવાળા છે અને એ પણ અલંકારથી ભરચક છે. એના ગોખની કારીગીરી ઉત્તમ છે. છેક ટોચ સુધી કોતરણી કરેલી છે. આ બન્ને મીનારા હાલે છે; અને એક હલાવ્યાથી બીજો એની મેળે હાલે છે. વચલો ઘુમટ ઉંચો લઇ માળ કરેલો છે. ફીબલાની પાછળના ટેકા પણ અનુપમ કારીગીરીથી ભરેલા છે, અને પછીત તથા પડખાંની ભીંતોમાં ઉત્તમ પ્રકારના કંદોરા છે. બન્ને પડખાંમાં ઘણા જ સુંદર ઝરૂખા અને આરપાર કોતરેલી મનોહર જાળીઓ છે.

મીંબર ઉપરની છત્રી જતી રહેલી છે. અંદરના એક થાંભલા સાથે પત્થરની સુંદર દીવી કરેલી છે. દીવા માટેની આવી રચના અમદાવાદની મસ્જીદોમાં જ છે. મસ્જીદનો લાકડાનો નમુનો ફેર્ગ્સન સાહેબે રૂ. ૫૦૦) ખર્ચીને કરાવ્યો હતો. આ મસ્જીદ અમદાવાદમાં ખાસ સુંદર ગણી શકાય, પરંતુ એના કદના પ્રમાણમાં જો જરા વધારે નાજુકપણું હોત, જરા જાડાપણું ઓછું હોત તો તે સર્વેથી વધારે સુંદર છે એમ કહી શકાત. એના ગોખમાં વેલની કારીગીરી એવી ઉત્તમ છે કે જાણે નકશી નીચેના પત્થરથી જૂદી તરી આવતી હોય એમ લાગે છે. ઇ. સ. ૧૮૨૪ માં આ મસ્જીદની જમીન ૨૯૧૨ ચો. વા. હતી તે ઘટીને ૨૬૬૫ ચો. વા. થઈ છે. ઉત્તર તરફ મુહાફિઝખાંનો સાદો રોજો છે. પૂર્વ તરફનું મસ્જીદનું મુખ્ય દ્વાર ધરોથી પુરાઇને જતું રહ્યું છે. હાલ દક્ષિણ બાજુએ આવેલા નાના દ્વારમાંથી અંદર પેસાય છે.

## દાદાહરીની મસ્જીદ

અસારવા પાસે હરીપુરમાં દાદાહરીની વાવની બરોબર પશ્ચિમે આ નાની સુંદર મસ્જીદ આવેલી છે. બાઇહરીરે વાવ અને બગીચાની સાથે જ આ મસ્જીદ અને પોતાને માટે રોજો બાંધ્યો છે. આ મસ્જીદ હોપ અને ફરગ્યુસનના પુસ્તકમાં લીધેલી નથી. પરંતુ એ આખી હશે ત્યારે વાવ, બાગ, અને આ મસ્જીદ મળીને એ આખોયે સમૂહ અમદાવાદનાં રમણીય સ્થાનોમાં અગ્રસ્થાને હશે. મસ્જીદનો દેખાવ બીબી અચુતકુકી, મીયાંખાં ચીસ્તી અને રાજપુરની મસ્જીદોના મ્હોરાનાં મિશ્રણ હોય એવો છે. મીનારા પણ એવા જ છે. મીનારા ગઇ સદીમાં હતા, પણ પડે એવા થઇ જવાથી પબલિક વર્કસ ખાતાએ ઉતરાવી નંખાવ્યા. મસ્જીદની પહોળાઇ અથવા ઉંડાઇ બહુ ઓછી છે.—માત્ર વચલો ઘુમટ સમાઇ રહે એવડી જ છે. નકશી છુટથી વાપરી છે. માપ ૮૭$\frac{૧}{૨}$ × ૨૦$\frac{૧}{૨}$ ફીટ છે. મસ્જીદને અડકીને આંગણાની ઉત્તર બાજુ બાઇહરીરનો રોજો છે, એ પણ એક સમયે ઘણો સુંદર હશે. એની જાળીઓ સુંદર છે; અને ઉપરના રહેલા થોડા કંતારા પણ ઝીણી નકશીથી શણગારેલા છે. રોજાનું માપ ૫૦ ફીટ ચોરસ છે. અંદર કબરનો ભાગ ૨૭ ફીટ ચોરસ છે. ગઈ સદીમાં આ મસ્જીદ બીલકુલ દરકાર વગર ઘણી ખરાબ હાલતમાં હતી.

## સીદી બશીરની મસ્જીદ

સારંગપુર દરવાજા બહાર એક કમાન અને બે મીનારા માત્ર દેખાય છે

તે સીદી બશીરની મસ્જીદને નામે ઓળખાય છે. એ મસ્જીદના આટલા જ અવશેષ રહેલા છે. એને તાબે કુલ ૨૦૨૭ ચો. વા. જમીન છે. મીનારા મીયાંખાં ચીસ્તીની મસ્જીદના મીનારાની બાંધણીના છે એમ ડૉ. બર્જેસ કહે છે. એટલે આ મસ્જીદને મહમૂદ બેગડાના સમયની કહી શકાય. આ મીનારા હાલે છે. તેનું સંપૂર્ણ વર્ણન આગળ સ્થાપત્યનાં પ્રકરણમાં કરેલું છે. મીનારાની ઉંચાઈ ૬૯⅚ ફીટ છે.

આ મસ્જીદ કોની એ નક્કી થઇ શકતું નથી. હોપ એને સીદી બશીરની કે મલીક સારંગની કહે છે. ડૉ. બર્જેસ મલીક સારંગની મસ્જીદ દરવાજાની અંદરની હોય એમ માને છે એટલે આને સીદી બશીરની કહે છે. સીદી બશીર સુલતાન અહમદનો માનીતો ગુલામ હતો એમ હોપ કહે છે. 'જેટલા સીદી એટલા સુલતાન અહમદના માનીતા ગુલામ' એમ માનવામાં હોપને મઝા પડતી લાગે છે. સારંગપુર શહેરની અંદરનો લત્તો અને બહાર પરૂં એમ માનીએ તો આ મસ્જીદ બહાર પરાની વચ્ચે મલીકસારંગે બાંધી હોય. એની બાંધણી પણ મલીકસારંગના સમયની જ લાગે છે, અને સારંગપુરની અંદરની મસ્જીદ કરતાં મોડી બંધાઈ હોય એમ લાગે છે. પાસે રોજો છે એમાં કોની કબર છે તે જણાયું નથી. મસ્જીદ મલીકસારંગની ગણીએ તો તે એની કબર હોય. સીદી બશીરની કબર મસ્જીદની નીચે ઇશાન ખૂણામાં જૂદી છે એમ ડૉ. બર્જેસનું કહેવું છે. આ મસ્જીદ ઈ. સ. ૧૭૫૩ માં જવાંમર્દખાં બાબી અને મરેઠા વચ્ચેની લડાઈમાં તુટી ગઇ.

## સ્ટેશનના મીનારા

અમદાવાદ રેલ્વે સ્ટેશન ઉપર બે મોટા મીનારા ઉભેલા છે. આ મીનારા ૯૫ થી ૧૦૦ ફીટ ઉંચા છે અને અમદાવાદમાં એ સર્વથી ઉંચા કહી શકાય. મીનારાના પ્રમાણમાં ત્યાં કોઈ મોટા કદની મસ્જીદ હશે. મીનારાની બાંધણી ઉપરથી એ મહમૂદ બેગડાના રાજ્યના પહેલા કાળમાં બંધાયા હશે એમ લાગે છે. મીનારા ઇંટોના છે, એ ઉપરથી આવું સુંદર કામ ઇંટોમાં પણ થાય છે એમ બતાવી શકાય. આ કોઇ વહોરાઓની જૂની મસ્જીદના મીનાર છે એમ મનાય છે. રેલ્વે સ્ટેશન બનાવતી વખતે એને કાઢી નાંખવાના હતા, પણ પછી તે રહી ગયા. ત્યાર બાદ એમને વચ્ચે લઈ અમદાવાદના મુસલમાન સ્થાપત્યને અનુસરીને સ્ટેશન બાંધવાની સૂચના થઇ. આ સૂચનાનો અમલ થયો હોત તો અમદાવાદનું સ્ટેશન એક ઉત્તમ નમુનાનું થાત. પરંતુ રેલ્વે કંપનીમાં એટલી કલ્પના કલાની

દૃષ્ટિ કે રસ ક્યાંથી હોય ? આજ અમદાવાદનું સ્ટેશન શહેરના પ્રમાણમાં છેક ખરાબ દેખાવનું છે.

### દરવેશ અલીની મસ્જીદ

પાનકોરના નાકામાં પીરમહશાહના રોજા સામે આ નાની સુંદર પત્થરની મસ્જીદ આવેલી છે. એ ખોજાબીબીની મસ્જીદ છે એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખક લખે છે. લોકોમાં એ દરવેશ અલીની, અગર ટાંકવાળાની, અગર ઓજાબીબીની મસ્જીદને નામે ઓળખાય છે. ખોજાબીબી કોણ તે જણાયું નથી, પણ લેખમાં એની તારીખ હી. સં. ૯૧૦ ઇ. સ. ૧૫૦૪ લખેલી છે. ઇ. સ. ૧૮૨૪ ના સર્વેમાં આ મસ્જીદને ૧૦૦૦૯ ચો. વા. જમીન હતી, પણ ધીમે ધીમે બધી દબાઈ ગઇ અને આ સદીની શરૂઆતમાં ફક્ત રોજા અને મસ્જીદ જેટલી ૪૧૦ ચો. વા. જમીન રહી. આ મસ્જીદ ફક્ત ૩૭ ફીટ લાંબી છે અને ઘણી નાની છે. બાંધણી રાણી સીપ્રીને મળતી છે. કારીગીરી બહુ ઉત્તમ છે. રસ્તા ઉપર પડતી જાળીઓ અને કીબલાની પાછળના ટેકા ઉત્તમ છે. આર્કીઓલોજીકલ સર્વેના લેખક આ મસ્જીદને પણ અમદાવાદની ઉત્તમ કારીગીરીવાળી મસ્જીદોમાં ગણે છે. મસ્જીદના મીનારા પાતળા અને સુંદર નકશીવાળા છે પણ બીજી મસ્જીદોની પેઠે એમાં ગોખ નથી. મહેરાબ પણ બહુ સુંદર છે. આ મસ્જીદની પૂર્વ એક મોટું ટાંકુ છે. એના ઉપર ધાબું વાળેલું છે. ઉનાળામાં અંદર બેસાય એવું છે. આ જગ્યાએ જૂના વખતમાં કોઇનો મહેલ પણ હોય.

### રસુલાબાદ-શાહઆલમનાં મકાનો

શાહઆલમ સાહેબે જમાલપુર દરવાજા બહાર સુંધખામંદ્રોલ અગર દાનીલીંમડા ગામ પાસે એક પરૂં વસાવ્યું હતું એનું નામ રસુલાબાદ. બાદશાહી સમયમાં એ આબાદ પરૂં હતું અને સંતનું ધામ હોવાથી એને કોઈ હરકત કરી શકતું નહિં. રસુલાબાદનો કોટ આજે જીર્ણદશામાં દેખાય છે. કોટમાં રાજગઢ હોય તેમ અંદર બીજા દરવાજામાં શાહઆલમ સાહેબનો રોજો છે. પહેલાં એ જગ્યાએ શાહઆલમ સાહેબ રહેતા હતા. મકાનોના સમૂહની જગ્યાનો આકાર નિયમ વગરનો છે. એની કુલ લંબાઇ ૨૨૧ વાર અને પહોળાઈ ૧૮૫ વાર છે. એમાં અંદરનાં બધાં મકાનોનો સમાવેશ થાય છે. કુલ ક્ષેત્રફળ આશરે ૨૪૪૦૦ ચોરસવાર છે. એમાં શાહઆલમનો રોજો, એની સામેનો રોજો, મસ્જીદ, અને જમાતખાનું એટલું મુખ્ય છે. આ બધાં મકાનોના મેદાનને બે

મુખ્ય દરવાજા છે. પશ્ચિમ તરફનો દરવાજો જે રોજાની સામે છે તે ઉરસને દીવસે ખોલે છે; ઉત્તર તરફનો દરવાજો સુંદર અને ભવ્ય છે તે હમેશ ખુલ્લો રહે છે.

મુખ્ય રોજો પૂર્વ તરફ વચ્ચે આવેલો છે. ઇ. સ. ૧૪૭૫ માં શાહ-આલમ સાહેબના જીન્નતનશીન થયા પછી તાજખાં નરપાલીએ એ બંધાવ્યો. એ ૬૫ ફીટના ચોરસ ઉપર બાંધેલો છે. એ ચોરસ જગ્યા ઉપર એકબીજાને સમાંતર એવાં થાંભલાનાં ત્રણ ચોરસ કરેલાં છે. બહારના ચોરસમાં ૨૮ થાંભલા છે તેને જાળીઓથી જોડી દીધા છે. એની અંદરનું ચોરસ વીસ થાંભલાનું છે. એ બન્ને ચોરસોની વચ્ચે પડાળી છે. અંદરનું ચોરસ બાર થાંભલાનું છે એના ઉપર ઘુમટ છે. દરવાજા ચારે બાજુ છે, પણ પશ્ચિમે આગળ પડતા માંડવા સાથે સુંદર દરવાજો છે. ચારે બાજુએ ભીંતોમાં તથા કમાનોમાં પત્થરની જાળીઓ છે. પણ પશ્ચિમે મુખ્ય દરવાજાની બાજુમાં બન્ને બાજુ ત્રણ ત્રણ મળીને છ જાળીવાળાં લાકડાનાં કમાડ છે. પહેલાં એને પત્થરની જાળીઓથી પુરવાનું ધાર્યું હશે પણ કોઇ કારણથી કમાડ કરી દીધાં હશે. કબરની આસપાસની જાળીઓ. ઘણી જ ઉત્તમ કારીગીરીવાળી છે. શાહઆલમની જાળીઓ એટલી વખણાતી કે શહેરની અતલસ ઉપર 'શાલમ-જાળી'ની ભાત હોય તો વધારે પૈસા ઉપજતા. કબરની આસપાસ ચાર ફીટ ઉંચો આરસનો કોતરેલો કઠેરો છે. આ અંદરની જાળીના ઓરડાને ઉત્તર તરફ દ્વાર નથી, બીજી ત્રણે બાજુ દ્વાર છે. કબરની ઉપર છીપના સુંદર જડીતકામની સરખેજ જેવી લાકડાની છત્રી છે. ઘુમટમાં પણ છીપનું સુંદર જડીતકામ ગ્યાસુદ્દીન અલી અસફખાંએ કરાવેલું છે.[1] પીતળની જાળીઓવાળાં મુખ્ય દરવાજાનાં કમાડ ઘણાં પાછળથી બનાવેલાં છે, તે અમદાવાદમાં આજ સુધી પીતળનું આવું સુંદર કામ થતું એમ બતાવે છે. આ રોજાની દક્ષિણ પડાળીને પૂર્વ છેડે સાત કબરો છે તે શાહઆલમના પુત્રો અને પૌત્રોની છે. એક નાની કબર એક પોપટની છે. દક્ષિણના દ્વારની પશ્ચિમે એક જાળીમાં એક કબર છે તે શાહઆલમથી પાંચમા સૈયદ જલાલુદ્દીન માહઆલમની છે એમ કહેવાય છે.

[૧] આ ગ્યાસુદ્દીન અલી અસફખાં નુરજહાંના ભાઇ મીરઝાં અબુલ હસન અસફ-ખાંનો સસરો થાય; કેટલાક ધારે છે તેમ નુરજહાંનો ભાઈ અસફખાં નહિં. આ અસફખાં અકબર સાથે ગૂજરાતમાં આવ્યો હતો. (આર્કીઓલોજીકલ સર્વે અમદાવાદ II. પૃ. ૧૯ નોંધ.)

આ રોજાની પશ્ચિમે ૬૦ વાર છેટે બીજો એવો જ રોજો છે. એમાં શાહઆલમથી છઠ્ઠા પીર સૈયદ મકબુલે આલમની કબર છે. રોજો અંદરથી શાહઆલમ જેવો સુંદર નથી. એમાં એમના વંશજો સૈયદ મકસુદ આલમ, બદર આલમ, સૈયદ જલાલુદ્દીનની કબરો છે. અંદર પૂર્વ બાજુ સૈયદ મહેબુબે આલમની કબર છે. મુખ્ય કબર ઉપર કદમે રસુલ શરીફ–પેગંબર સાહેબનાં પવિત્ર પગલાં છે. એમ કહેવાય છે કે દિલ્હીની જુમા મસ્જીદમાં એવાં પગલાં છે એની આ નકલ છે, પણ એ કયે વખતે કોણ લાવ્યું તેની ખબર પડી નથી.[1]

આ રોજાની દક્ષિણે ઘણી કબરો છે. એમાં એક છત્રીવાળી મોટી કબર સૈફખાંની છે. આ સૈફખાં સુલતાન મુઝફ્ફર બીજાનો સરદાર હતો, અને માળવા તથા ઈડર સામેની લઢાઈઓમાં લઢેલો હતો. એ મુખ્ય રોજાઓની વચ્ચે એક નાની જાળીવાળી છત્રીમાં વડોદરાના નવાબ નાસીરૂદ્દીનની કબર છે. એ નવાબ આ વંશના સૈયદોનો શિષ્ય હતો; એ ૧૭૮૦ માં ગુજરી ગયો.

બીજા રોજાની દક્ષિણે અને મેદાનની પશ્ચિમોત્તરે મોટી મસ્જીદ છે. આ મસ્જીદ મુહમ્મદ સાલેહ બદક્ષીએ બંધાવી. મીનારા પાછળથી નજાબતખાંએ બનાવ્યા. તે સૈફખાં ( જહાંગીરનો સુબો ) એ ૧૬૨૦ માં પુરા કર્યા. આ મસ્જીદ એની બાંધણીમાં અમદાવાદની બીજી મસ્જીદોથી જૂદી પડે છે. મુહમ્મદ ગૌસ અને લાલ દરવાજે સીદી શહીદની મસ્જીદોની બાંધણીના જેવી આની બાંધણી છે. એમાં અષ્ટકોણ મંડપ કે થાંભલા તથા પાટડાવાળી હિંદુ રીતને બદલે એક એક થાંભલા ઉપર આવીને મળતી ચાર ચાર કમાનોથી ઉપરનું ધાબું ટેકાવેલું છે. આ જાતની કમાનોવાળી બાંધણી હિંદુસ્તાનમાં ઘણી જગ્યાએ જોવામાં આવે છે. મસ્જીદ કુલ ૧૨૧ ફીટ લાંબી અને ૫૪ ફીટ પહોળી છે. મીનાર પાછળથી કર્યાં છે એટલે છેડેથી નવ ફીટ જેટલે દૂરથી શરૂ થાય છે. એમની ઉંચાઈ ૯૦ ફીટ છે. ૧૮૧૯ ના ધરતીકંપમાં મીનારા નબળા પડેલા અને પાછલી ભીંત તુટી ગયેલી, તે ૧૮૬૩ પછી સમરાવ્યા હતા. મસ્જીદની આગળ ૭૨ ફીટ ચોરસ ટાંકું છે. એની આગળ ૨૨ ફીટ ચોરસનો હોજ છે. મેદાનને ઇશાન ખૂણે મોટું જમાતખાનું અગર દીવાનખાનું છે. એનું માપ ૬૧ × ૪૧ ફીટ છે.

[૧] જુઓ એ જ. પૃ. ૨૦–૨૧.

મ્હોરો ખુલ્લો છે. આ જગ્યાએ શાહઆલમ સાહેબના વખતનું એક દીવાનખાનું હતું એમ કહેવાય છે. છેલ્લે સુલતાન મુઝફ્ફરશાહે હાલનું દીવાનખાનું કરાવ્યું. એને સૈયદ જાફર બદરે આલમે સુધરાવ્યું હતું. ઈ. સ. ૧૭૮૦ માં જનરલ ગોડાર્ડના ઘેરા વખતે એના છાપરા વગેરેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. હાલ એના ઉપર ધાબું છે. પશ્ચિમના દરવાજાની બહાર થોડેક દૂર એક નાનું તળાવ છે એને મુસ્તફા સર કહે છે. એ તાજખાંની સ્ત્રીએ બંધાવ્યું છે.

સ્વતંત્ર બાદશાહીના સમયમાં તો શાહઆલમ સાહેબ અને એમની ગાદીના વારસોના પગમાં મહારાજ્યની લક્ષ્મી ઉભરાતી હતી. પણ ગૂજરાત સલ્તનતના અંત પછી સો વર્ષે રોજાના ખર્ચ માટે તાણ પડી હોય એમ લાગે છે. ઇ. સ. ૧૬૭૦ માં ઔરંગઝેબે રોજાના ખર્ચ માટે ઇસનપુર, સારસા, વાસણાફતેપુર, વાસણાબુઝુર્ગ, વાસણામારગીઆ, અને સાલજડા એટલાં ગામ ઇનામ તરીકે આપ્યાં હતાં. ઇ. સ. ૧૮૧૭ માં બ્રીટીશ અમલ થયો ત્યારે કેટલાંક ગામ જતાં રહ્યાં હતાં, માત્ર ઇસનપુર, સારસા, અને વાસણાફતેપુર રહ્યાં હતાં. વખત જતાં એના ઉપર પણ કેટલીક વાર બોજા મુકાયા હતા, અને મદદ મળવાથી ઓછા પણ થયા હતા. આની લાંબી વીગતમાં ઉતરવાની જરૂર નથી. ઇ. સ. ૧૮૬૨–૬૩ માં કમીશનર સર બેરો એલીસે આ બાબત તપાસ કરી રોજાનાં મકાનો સમરાવવાની સરતે વાસણાબુઝુર્ગ જે ખાલસા કરેલું તેમાંથી વરસે રૂ. ૧૩૦૦) થી ૧૪૦૦) આપવા કહેલું. પણ એવાં જૂનાં મકાનો પાછળ પૈસા ખરચવા બાબત જીલ્લા કલેક્ટરે વાંધો ઉઠાવ્યો. એમની પછીના કમીશનરે પણ એ વાતને ટેકો આપ્યો. આ ઉપરથી મુંબાઇ સરકારમાંથી લખાણ આવ્યું કે કોઇ એક કોમનાં પૂજ્ય મકાનો છે માટે નહિં પણ એના અનુપમ સ્થાપત્યની ખાતર સરકારે એની પાછળ ખર્ચ કરવું જોઇએ. એટલે એ વખતના કલેક્ટરે લખ્યું કે એ પહેલાંના કલેક્ટર સાથે મળતો આવતો નથી; આ મકાનો એક ધાર્મિક મકાનોનો સમૂહ માત્ર નથી પણ ગૂજરાતના મુસલમાની મહારાજ્યનો વૈભવ બતાવે છે અને તેથી સરકારે ખર્ચ કરવું જોઇએ. આ ઉપરથી એલીસ સાહેબના મત પ્રમાણે શાહઆલમ અને સરખેજ પાછળ પાંચ પાંચ હઝાર રૂપીઆ કાઢવામાં આવ્યા.[૪]

[૪] આર્કીઓલોજીકલ સર્વે. અમદાવાદ ભા. ૨. પૃ. ૧૬–૧૭.

## ચંડોળા તળાવ

ચંડોળા તળાવ હાલ અમદાવાદનું એક જોવા લાયક સ્થળ ગણાય છે. આ તળાવ ઘણું મોટું છે. એનો વિસ્તાર ૧૮૧ એકરનો છે. એનું પાણી ખેતીવાડી માટે વપરાય છે. પહેલાં તળાવના કીનારા પત્થરથી બાંધવાનો વિચાર હશે એમ ગેઝેટીઅર લખે છે. પણ એ વિચાર પડતો મુકાયલો. આ તળાવ પ્રાચીન નથી. કોણે બંધાવ્યું, કયારે બંધાવ્યું અને એનું નામ ચંડોળા શાથી પડયું એનો કાંઇ પત્તો લાગતો નથી. જૂના નકશાઓમાં આ તળાવ બહુ નાનું આપેલું છે. એટલે ગઈ સદીના ઉત્તરાર્ધમાં વધ્યું હશે. એને કિનારે નરસિંહજીનું મંદિર છે. કિનારે કિનારે ઇસનપુરની સડક જાય છે. તળાવમાં કમળ થાય છે અને સાંજે પક્ષીઓ ગાન કરે છે ત્યારે બહુ રળીયામણું લાગે છે. ઇસનપુર બાજુથી આવતાં તળાવને કિનારે શાહઆલમનાં મકાનોનો દેખાવ બહુ ભવ્ય લાગે છે. સહેલગાહ કરવા માટે આ એક ઉત્તમ સ્થળ છે.

## ઇસનપુરની મસ્જીદ (મોટી)

ચંડોળાને કિનારે થઇ એની દક્ષિણે ઇસનપુરની ભાગોળમાં આ મસ્જીદ આવેલી છે. એનો ઘાટ અને બાંધણી અમદાવાદની બીજી બધી મસ્જીદોથી જૂદાં છે. દસ્તુરખાંની મસ્જીદને મળતી બાંધણી કાંઇક અંશે કહી શકાય. ૧૩૮ ફીટ લાંબા અને ૧૦૭½ ફીટ પહોળા ઉંચા લંબચોરસ ઉપર ત્રણ બાજુ ખુલ્લી પડાળીઓ કરી છે. ચોથી પશ્ચિમની બાજુએ મસ્જીદનુ લિવાન છે. એનું માપ ૫૯ × ૩૪ ફીટ છે. એનો મ્હોરો ખાસ જૂદી જાતનો છે. બન્ને બાજુ કમાન વગરના થાંભલાવાળી પાંખો છે. વચ્ચે એક મોટી કમાનને બદલે ત્રણ નાની કમાનો છે. એમાં વચલી કમાન જયપુરી કમાનને મળતી અનેક વર્તુળોની બનેલી છે. આથી મ્હોરાનો આખોયે દેખાવ બહુ મનોહર લાગે છે. ચોકની વચ્ચે રોજો છે એમાં મસ્જીદ બંધાવનાર મલીક ઇસનની કબર છે. મલીક ઇસન મહમૂદ બેગડાનો અમીર હતો, એટલે મસ્જીદ એના સમયમાં બંધાઇ છે. હાલ એ ઉજાડ સ્થિતિમાં છે છતાં જોવા લાયક છે. આ મસ્જીદને મીનારા નથી મસ્જીદમાં નકશી નથી, છતાં બાંધણીમાં આકર્ષણ ખૂબ છે.

## પ્રકરણ બેતાલીસમું



# જોવા લાયક સ્થળો

## અમદાવાદની વાવ

વાવ એ આખા ગૂજરાતની વિશેષતા છે. વાવની બાંધણી કેવી હોય છે તે આપણે પાછળ જોઇ ગયા છીએ. વાવમાં એક બાજુ પગથીઆંથી પાણીના તળીઆ સુધી પહોંચાય છે અને બીજી બાજુથી કોસથી પાણી ખેંચી શકાય છે. જેમ જેમ ઉતરતા જઈએ તેમ તેમ માળ આવતા જાય છે માળના થાંભલા ઉપર અગાશી કરેલી હોય છે એને કૂટ કહે છે. વાવ જેવી નિત્યની લોકોપયોગી વસ્તુને પણ અસાધારણ અલંકારથી આપણે ભરી દીધી છે અને પાણી ભરવા જનારને તે ભાવનાથી ભરી દે છે. વાવમાં પાણી સુધી પહોંચી શકાય છે એ ફાયદો છે; પાણીને અડવાથી અને અંદર વસ્તુઓ ધોવાથી પાણી બગડે છે એ નુકશાન છે.

## માતરભવાનીની વાવ

અમદાવાદમાં પહેલાં ઘણી વાવો હતી. ઘણી નાશ પામી કે પુરાઇ ગઇ છે. હાલ ત્રણ વાવો મશહૂર છે. એમાં માતરભવાનાની વાવ અસારવામાં આવેલી છે. આ વાવ ત્રણ ખંડની ને સાદી છે. એમાં અલંકાર બીલકુલ નથી. આ વાવને એની બાંધણી ઉપરથી શહેર વસતા પહેલાંની છે એમ ડૉ. બર્જેસ વગેરે માને છે. લોકો એને કૌરવ પાડવના વખતની કહે છે. એ વાવ શહેરના પહેલાંની નથી એમ કહેવા માટે જેમ આધાર નથી તેમ એ શહેરના પહેલાંની છે એમ સાબીત કરવાને પણ આધાર જોઇએ. મુસલમાન સમયમાં જ કોઇ હિંદુએ સાદા ઘાટની એ વાવ કેમ ન બંધાવી હોય? જો એને શહેરના પહેલાની માનીએ તો એના ઉપર પુષ્કળ મરામત થયા કરી હશે એમ માનવું

પડે. એ મરામત કોણે કરી ? કેટલાંક હિંદુ ચિહ્નો એમાં છે પરંતુ એવાં તો અડાલજની વાવમાં એથી ઘણાં વધારે છે. એના થાંભલા અને પગથીઆંની બાંધણી કેવળ હિંદુ જ છે, પણ એમ તો અમદાવાદના મુસલમાન સ્થાપત્યમાં ઘણું હિંદુ છે. ચઢાણ સીધું હોવાથી પગથીઆં સીધાં ન કરતાં થોડે થોડે છેટે કાપી નાંખીને આડાં કર્યાં છે એ કેવળ હિંદુ કુંડોનાં પગથીઆંનો આકાર છે. આ વાવને અમદાવાદ પહેલાંની માનવાથી અસારવાને આસાવલ ધારવાની ભૂલ થયેલી છે. વાવમાં આ પ્રાચીનતાનું તત્ત્વ ન ઉમેરીએ તો કાંઇ જોવા જેવું નથી. કાંઈ આધાર નથી માટે એને શહેર વસતા પહેલાંની માની લઇએ, અને અસારવાના લોકોએ વારે વારે સમરાવી એમ પણ માનીએ. પરંતુ એમાં બેસાડેલી માતાભવાનીની મૂર્તિ તો પ્રાચીન હોવાનો સંભવ નથી. મીરાતે અહમદીમાં આ વાવનો ઉલ્લેખ એક જગ્યાએ છે. તે સિવાય જૂની તવારીખોમાં ઉલ્લેખ નથી. અમદાવાદનાં હિંદુ સ્થળોની નામાવલિ અહમદીએ આપી છે એમાં આ વાવ શહેર વસતા પહેલાંની છે એવી લોકવાયકા છે એમ લખ્યું છે, એટલે લોક-વાયકા ૨૦૦ વર્ષ પહેલાંથી તો ચાલતી જ હશે.

### દાદાહરીની વાવ

આ વાવથી ત્રણસો વાર દક્ષિણે દાદાહરીની વાવ આવેલી છે. આ વાવ સુલતાન મહમૂદ બેગડાના અંતઃપુરની કોઇ હરીર નામની સ્ત્રીએ બંધાવી છે. આ બાઈની અંતઃપુરમાં અને વજીરોમાં ઘણી લાગવગ હતી એમ લેખ ઉપરથી જણાય છે. એ મહમૂદ બેગડાની પોતાની અગર તો એના કોઇ મોટા કુંવરની ધાવ હશે એમ એની આગળના દાદા શબ્દથી જણાય છે. લેખમાં એને માટે ‘અંતઃપુરદ્વારે સર્વાધિકારિણિ બાઈ શ્રી હરીર’ એમ લખ્યું છે. એણે અમદાવાદ શહેરની ઇશાને વિ. સં. ૧૫૫૬ ના પોષ સુદી ૧૩ ને સોમવારે ( ૧૫ ડીસેંબર ૧૪૯૯ ) હરીરપુરમાં ૩૨૯૦૦૦ મહમૂદી ખર્ચીને વાવ બંધાવી. હરીરપુર પણ એણે જ વસાવ્યું છે. વાવની જોડે એક ફળનો બગીચો અને મસ્જીદ પણ એણે બંધાવી હતી. વાવ મુસલમાન અમલદારની દેખરેખ નીચે હિંદુ સ્થપતિએ બાંધી છે. લેખને છેડે એનો ઉલ્લેખ આ પ્રમાણે છેઃ “ वापीनिर्माणेऽधिकारः परमेश्वराज्ञापालक मलीकश्री विहामिद तथा गजधर (गर्जर) वैश्य सू० वीरा तस्याज्ञा-करस्त देवा श्री गिरणा महं० सावाआ तथा महं वीरा–” ૩૨૯૦૦૦ મહમૂદી એટલે આશરે ૧૫૮૪૦૦ રૂપીઆ થયા. સંસ્કૃત લેખની સામે અરબીમાં બીજો લેખ

છે. એમાં હી. સં. ૯૦૬ તા. ૮ જમાદીઉલ અવલ આપેલી છે, એટલે તા. ૩૦ નવેંબર ૧૫૦૦ થાય. આમ બે લેખની તારીખ વચ્ચે વરસ એકનું અંતર પડે છે.

વાવની કુલ લંબાઇ ૨૪૧½ ફીટ છે. અંદરના મંડપ ૧૬ ફીટના છે. અષ્ટકોણ કુવાનો ચોરસ ભાગ ૨૪ ફીટનો છે. મંડપો વાવની ઉપરની સપાટીથી માતાભવાનીની વાવની પેઠે ઉંચા લીધેલા નથી. વાવમાં થાંભલા સાદા છે. દરેક ખંડમાં મસ્જીદના મીનારાની પેઠે ગોખ મુકયા છે તેમાં જૂદી જૂદી આકૃતિઓ કરેલી છે. એક ગોખમાં શોભાવાળા મોર પણ કોતર્યા છે. પ્રાણીની આકૃતિઓ આ રીતે છેક કાઢી નાંખી નથી. વચલા અષ્ટકોણ કુવાની બાજુઓ સુંદર રીતે કોતરેલી છે. છેક ઉપરથી પાણી સુધી જતી બે ગોળ નાની સીડીઓનાં દ્વાર આ અષ્ટકોણ કુવા આગળ પડે છે. આ કૂવાને હિંદુ કોતરણીનો સુંદર કઠેરો છે. આ વાવ અડાલજની વાવ જેટલી સુંદર નથી; પણ ગૂજરાતમાં જે થોડી સુંદર વાવો છે એમાં આની ગણત્રી થાય છે. વાવની બાજુઓ ધસી ન પડે તે માટે નીચેના ખંડોમાં બાંધણી ઉપર ખાસ ધ્યાન આપવામાં આવ્યું છે તેની વીગતમાં ઉતરવાની જરૂર નથી. આચારજીની ગાદીવાળા આ વાવનો ઉપયોગ જમીનમાં પાણી લેવા માટે કરતા. વાવની મરામત પાછળ સરકારે હઝાર રૂપીઆ ગઈ સદીમાં ખર્ચ્યા હતા.

## અડાલજની વાવ

અમદાવાદથી બાર માઇલ ઉત્તરે અડાલજ ગામમાં આ સુંદર વાવ આવેલી છે. ગૂજરાતની હાલ રહેલી વાવોમાં આ વાવ સર્વથી વધારે સુંદર છે.

આ વાવ કદમાં દાદાહરીની વાવ કરતાં મોટી નથી, પણ અલંકારમાં એનાથી બહુ ચડીઆતી છે. એમાં પેસવાનાં દ્વાર ત્રણ છે એ ખાસ મોટો ફેર છે. શિલ્પશાસ્ત્ર પ્રમાણે એ જયા નામની વાવ કહેવાય છે. જ્યારે દાદાહરીની ભદ્રા જાતની, અને માતાભવાનીની નંદા કહેવાય છે. અડાલજની વાવમાં પેસતાં ૨૨½ ફીટનો ચોરસ મંડપ આવે છે. એના ઉપર સાધારણ રીત પ્રમાણે અષ્ટકોણ કરીને ઘુમટ કર્યો હશે. ઘુમટ હાલ નથી. મંડપના થાંભલા સારા છે પણ એમાંથી વાવમાં ઉતરતાં જે થાંભલા આવે છે તે તો ઘણી જ ઉત્તમ કારીગીરીવાળા છે. મંડપની ચારે બાજુ પાણીઆરી માટેની ઓરડીઓ છે. એના સુંદર ઝરૂખા મંડપની શોભામાં ઘણો વધારો કરે છે. આ ઝરૂખાની નીચે હાથી વગેરે આકૃતિઓના કંદોરા કરેલા છે. એવા કંદોરા વાવમાં પણ છે. વાવના ગોખ

દાદાહરીની વાવની પેઠે શણગારેલા છે. મુસલમાની ચીરાગ પણ દેખાય છે. પણ ખાસ નવીન વસ્તુઓ ઘણી છે. એક ગોખમાં એક હિંદુ દેવની મૂર્તિ છે. એકમાં સાધારણ ગૂજરાતી આકારની નવ ગાગર ત્રણ ત્રણની હારમાં કોતરેલી છે. બીજા માળના અષ્ટકોણ કુવાની ભીંતમાં નવગ્રહોની મૂર્તિઓ છે. પાણીની ઉપરના માળના એક પાટડામાં જૂદી જૂદી ઘરગથુ બાબતો કોતરી છે એમાં એક પલંગ, પાણીની શીશોઈ વગેરે શયનખંડની સામગ્રી છે. આ પાટડો પાણી નીચું હોય તો જ દેખાય છે. એટલે કોતરણીની બાબતમાં આ વાવમાં ઘણું જ જોવાનું છે. વાવ અધુરી રહી હશે એમ ધારવામાં આવે છે. વાવમાં એકલા ઉતરાતું નથી, અંદર ખંડ બહુ હતા તે પુરી નાંખ્યા વગેરે વગેરે વાતો તો પાયા વગરની છે.

વાવની કુલ લંબાઇ ૨૫૧ ફીટની છે. અષ્ટકોણ કુવાની આસપાસની નકશી દાદાહરીની વાવ કરતાં પણ વધારે સુંદર છે. દાદાહરીની વાવની પેઠે અષ્ટકોણ કુવાની આસપાસ ગોળ નિસરણી છે. એનાં દ્વાર અષ્ટકોણ કુવાના છજાંમાં દરેક માળે પડે છે. એની કોતરણી હિંદુ છે અને દાદાહરીની વાવનાં દ્વાર કરતાં ઘણી જ ઉત્તમ છે.

આ વાવમાં સંસ્કૃત લેખ છે. તેમાં લખેલું છે કે વિ. સં. ૧૫૫૫ માં ઉત્તરાયણના સૂર્ય હતા તે વખતે, માઘ માસના શુકલ પક્ષની પંચમીને દીવસે, ઉત્તરા–નક્ષત્ર હતું અને બવકરણ તથા સિદ્ધિયોગ હતો ત્યારે આ વાવ બંધાવી. આ પ્રમાણે ઇ. સ. ૧૪૯૯ નું વર્ષ આવે છે. આ વર્ષ અડાલજની વાવનો જે લેખ ફોર્બસ સભાના સંગ્રહમાં છે તેમાં આપેલું છે. આર્કીઓલોજીકલ સર્વેમાં વિ. સં. ૧૫૫૮, ઇ. સ. ૧૫૦૨ નું વર્ષ આપેલું છે. વર્ષનો આ ફેર શાથી આવેલો છે તે સમજી શકાતું નથી. લેખમાં આગળ જણાવેલું છે કે સુલતાન મહમૂદના રાજ્યમાં દંડાહીના વાઘેલા રાજા મોકલસિંહના પુત્ર કર્ણના પુત્ર મુળરાજના પુત્ર મહીપને વીરસિંહ અને જેત્ર નામના બે પુત્રો હતા. એમાં વીરસિંહને વેણેશજીતની પુત્રી રૂડાંદેવી નામે સ્ત્રી હતી. એ રૂડાંદેએ ગંગાજલ સરખી આ વાવ પોતાના પતિના પુણ્યાર્થે કરાવી. એ પછી વાવનું વર્ણન અને રૂડાંદેનાં વખાણના શ્લોકો છે. છેવટે બંધાયાનું ખર્ચ ૫૦૦૧૧૧ ટંકા થયા એમ લખ્યું છે. ટંકાની કિંમત અહીં સમજવી મુશ્કેલ છે. ડૉ. બર્જેસ આશરે ૧૬૬૭૮૦) રૂપીઆ લખે છે. ડૉ. બર્જેસ વીરસિંહના ભાઇનું નામ લેખ પ્રમાણે નૈશ

( Naish ) આપે છે. લેખના અંતમાં ગૂજરાતી ભાષામાં પણ નાગરી લિપિમાં ૨૬ અને ૨૭ મી લીટીમાં આ પ્રમાણે લખ્યું છે:—

"श्री रुडबाइ भर्तारसपम्नरलोकार्थि अडालिजि वावी करावी। श्रीमाली ज्ञाति। महंसीमा। सुत मराण।

वावि नीपजावी टंका लप ५००१११ अंके पांच लीक्ष यथा। आचंद्रार्कस्थिर स्थावरमस्तु ॥"

રૂડાંદે વીરાસહ વાઘેલાની પત્ની હતી. એણે વાવ બંધાવી તે વિશે બીજી દંતકથા પણ ચાલે છે. કહે છે કે એક વખત બાદશાહ કે એના કોઇ અમીરના જોવામાં એનું રૂપ આવ્યું. એથી એનાં સગાં પાસે એની માંગણી કરી. રૂડાંદેએ યુક્તિથી કહ્યું કે મારૂં નામ રહે એવું કાંઇ કરાવો પછી તાબે થઉં. એ ઉપરથી એની ઇચ્છા પ્રમાણે બાદશાહે વાવ કરાવી. છેવટે બાદશાહને વશ થવું પડશે એમ ધારી વાવ જોવાને બહાને રૂડાંદેએ વાવમાં પડતું મુકી આપઘાત કર્યો. રૂડાંદેએ તીજોરીમાંથી પોતાના પૈસા કાઢયા અને પતિના શ્રેયાર્થે વાવ કરાવી એવું લેખમાં સ્પષ્ટ છે એટલે આ વાત માનવા જેવી નથી.

વીરસિંહ વાઘેલાના વંશ માટે પણ બાહુ મતભેદ છે. ડૉ. બર્જેસ એને આણંદદેવ વાઘેલાના વંશનો કહે છે તે રાસમાળાને આધારે કહે છે, પણ રાસમાળામાં ફૉર્બ્સે આ ગોટાળો કબુલ કરેલો છે. આપણે લેખ પ્રમાણે એને મોગલના વંશનો માનવો એ સારૂં છે. મુળ આ વાઘેલો ગૂજરાતના છેલ્લા રાજા કર્ણદેવ વાઘેલાના વંશના હતા અને કલોલમાં રાજ કરતા હતા. કલોલની આસપાસના જીલ્લાને કદાચ ડંડાહી કહેતા હોય. વીરસિંહનું મરણ મુસલમાનો સાથેની તકરારમાં થયું પણ રાજ્ય ૧૭૨૮ સુધી ચાલુ હતું એમ કહેવાય છે. એટલે તકરાર નામની હશે. વીરસિંહ એનો ભાઇ જેત્ર અથવા અજિત્રસિંહ એ રાસમાળામાં વર્ણવેલા અહમદશાહના સંબંધીઓ અને વરહો તથા જેતો બે લાલા રાણીના ભાઇઓ. આમ મહમૂદ બેગડાના સમયના બે ભાઇઓને ભાટ લોકોએ વરાહો ને જેતો બનાવી અહમદશાહના સાળા બનાવી દીધા છે. એ વાતો ઉપરથી મુસલમાન બાદશાહો સાથે આ વાઘેલા કુટુંબનો સંબંધ હશે એ સિવાય બીજું કાંઇ નીકળતું નથી. કલોલનું રાજ્ય ૧૭૨૮ માં ભગતસિંહે ખોયું. એમણે લીંબોદરેથી આંજણા કણબીને નસાડી ત્યાં રાજ્ય કરેવા માંડયું. આજે પણ લીંબોદરાના ઠાકોર વાઘેલાઓમાં મોટી શાખાના કહેવાય છે. નાની શાખાએ સાણંદમાં રાજ કર્યું.

## બીજી વાવો

અમદાવાદમાં ઘણી વાવો હતી; ઘણી આજે નાશ પામી છે. એમાં ખાસ ઇસનપુર અને દાનીલીંબડા ગામની વચ્ચે જેઠાભાઈ જીવણલાલ નાગજીભાઈ (અગર મૂળજી)એ બંધાવેલી વાવ છે. આ વાવ બરોબર નિયમસરની બાંધણીની અને હમણાંની છે એટલે નોંધ લેવા લાયક છે. એ બાંધવા માટે બંધાવનારે મલીક અલીમની મસ્જીદની જોડેના રોજાના પત્થર તથા રાજપુર-હીરપુરમાં આવેલી નેનપુરવાડાની મસ્જીદના પત્થર વેચાતા લીધા હતા, અને એનાથી એ વાવ અને શહેરકોટડામાં એક મંદિરનો મંડપ એટલું બાંધ્યું એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખક લખે છે. વાવમાં એક આખો મહેરાબ વાપરેલો છે એમ કહે છે. આ વાવ ૨૧૦ ફીટ લાંબી ને ૨૨ ફીટ પહોળી છે. થાંભલા અનેક તરેહના જેમ તેમ બેસાડેલા છે. પચીશ વર્ષ પહેલાં એ વાવ ઉપયોગમાં ન આવે એવી થઈ ગઈ હતી.

બીજી એક વાવ ઇસનપુર પાસે છે. ત્યાં એક ઇંટોની વાવ પણ છે. મલીકશાબાંના રોજા પાસે એક ઇંટોની વાવ પડી ગયેલી છે. મીઠાખળી પાસે ધૂળીઆકોટની પાછળ એક વાવ છે. માધવલાલ બોર્ડીંગની દક્ષિણે શાહીબાગમાં એક નાની વાવ છે એમાં એક નાના ફારસી લેખમાં 'હી. સં. ૧૧૯૪' લખેલું છે. સ્ટેશન ઉપર એક વાવ સાક્ષર શ્રી કેશવલાલભાઇના પિતા હર્ષદરાયે બંધાવી છે.

## પ્રકરણ ત્રેતાલીસમું



### જોવા લાયક સ્થળો

(ઇ. સ. ૧૫૧૦ પછીનાં ગૂજરાત સલ્તનતમાં બંધાયલાં મકાનો)

### રાણી સાપ્રીના મસ્જીદ

ગઇ સદીના લેખકોમાં આ મસ્જીદ માટે ઘણો ભ્રમ ચાલ્યો હતો. રાણી સીપ્રી એટલે શિપ્રા નામની આશા ભીલની પુત્રી અને સુલતાન અહમદશાહ પહેલાની રાણી એમ માનવાથી એ ભ્રમ થએલો. એનું બીજું નામ રાણી અસની છે. એટલે અવાજના સાદૃસ્યથી પણ એ આશાભીલની પુત્રી એમ ઘણા માનતા. કોઇ સીપ્રી એટલે મૂળનામ શાહપરી હશે એમ પણ ધારે છે. ખરી રીતે સીપ્રી નામનું મૂળ જાણવામાં આવ્યું નથી. પરંતુ અસની નામ ખરૂં છે. હોપના ગ્રંથમાં આ મસ્જીદને અહમદશાહના રાજ્ય વખતે થએલી ગણી છે તેથી કેટલાક એમ માનતા આવેલા. છેવટે લેખ વંચાયા પછી ડૉ. બર્જેસે ભ્રમ ભાંગ્યો છે. લેખમાં જણાવેલું છે કે શમ્સ ઉદ્ દુનિયા વ ઉદ્દીન અબુન્નસ્ર મુઝફ્ફરશાહ (બીજા) ના રાજ્ય વખતે સુલતાન મહમૂદ (બેગડા) ના પુત્ર અબુબકરખાંની મા રાણી અસનીએ હી. સ. ૯૨૦ (ઈ. સ. ૧૫૧૪) માં બંધાવી.[૧] મીરાતે સિકંદરીમાં આ બાબતનો ઉલ્લેખ છે. એમાં આ

[૧] આ લેખનો તરજુમો આર્કીઓલોજીકલ સર્વેમાં આપ્યો છે. એમાં રાણી સીપ્રી નામ લખીને કૌંસમાં પ્રશ્નાર્થનું ચિહ્ન મુકયું છે. અમદાવાદ ગેઝેટીઅરમાં પૃ. ૨૯૯ ની નોંધમાં બીજો તરજુમો આપ્યો છે. એમાં પણ એવા ચિહ્ન વગર રાણી

રાણીનું નામ રાણી 'બીરાઇ' લખેલું છે. એણે આસ્તોડીએ દરવાજે મસ્જીદ બાંધેલી એમ સ્પષ્ટ લખેલું છે. આ રાણી સુલતાન મહમૂદ બેગડાની સ્ત્રી હતી. એનો પુત્ર આબાખાં અથવા અબુબકરખાં હયાત હતો ત્યારે પાટવી ગણાતો હતો. પણ એની ચાલ સારી નહોતી તેથી સુલતાનના હુકમથી એને મારી નાંખવામાં આવેલો.

મસ્જીદ ઘણી નાની છે. માપ ૪૮×૧૯ફૂટ છે. પરંતુ એની બાંધણી અને નકશી એવી મનોહર છે કે અમદાવાદની ચારેક સારામાં સારી મસ્જીદોમાં એ ગણાય છે. એને 'મસ્જીદે નગીના'—મસ્જીદોમાં રત્ન એવું ઉપનામ મળેલું છે. એની બાંધણી કમાન વગરની, થાંભલાવાળી શુદ્ધ હિંદુ છે. મ્હોરો ચઢતા ઉતરતી નથી પણ એક સરખો જ છે, એટલે કે વચલો ઘુમટ બીજા કરતાં ઉંચો નથી. એના મીનારા જૂદી જાતના છે. ઉસમાનપુરની મસ્જીદની પેઠે બે છેડે કરેલા છે. પણ મુહફિઝખાંની મસ્જીદની પેઠે પ્રમાણ કરતાં જાડા નથી. મસ્જીદના કદના પ્રમાણમાં નાજુક અને પાતળા છે. એથી એમાં સીડી થઈ શકી નથી. પરંતુ નીચેથી ઉપર સુધી ઘણી જ બારીક નકશીથી શણગારેલા છે. આ નકશી પણ મુહાફિઝખાંની પેઠે એકદમ ભરચક નથી પણ પ્રમાણસર છે. રસ્તા ઉપર ઝરૂખા પડે છે એનાં પ્રમાણ, નકશી અને લાવણ્ય અસાધારણ છે. મસ્જીદની સામે જ રોજો છે. એટલે એના થાંભલાની રચના મસ્જીદના થાંભલા સાથે વેધન આવે એમ કરેલી છે. રોજાની આસપાસના કઠેરામાં હિંદુ મંદિરના કઠેરા જેવી કોતરણી છે, પણ એ બહુ બારીક અને કોમળ છે. મુહાફિઝખાંની મસ્જીદની પેઠે અંદરના થાંભલા પાસે પત્થરની સુંદર દીવી કરેલી છે. ઇ. સ. ૧૮૭૧ માં મી. બોરેડેલે રૂ. ૩૦૦૦) ખર્ચીને મરામત કરાવી હતી. ફરગ્યુસન આ મસ્જીદને નાની પણ અત્યંત સુંદર કહે છે અને દુનિયાના સારાં મકાનોની પંક્તિમાં મુકે છે. એમનાજ શબ્દોમાં જોઇએ.

"Notwithstanding the smallness of its dimensions, it may be considered the gem of Ahmedabad, and, in its class, as one of the most exquisite buildings in the world. It is also one of the most

અસની નામ લખ્યું છે, એટલે અસની ખરૂં ધારેલું છે. સિકંદરીના ગૂજરાતી તરજુમામાં રાણુસરાની એવું નામ લખેલું છે.

perfectly Hindu of au the buildings of this City, no arch being employed anywhere, either constructively or for ornament."

"The charm of this building resides in two things. First, the completeness and unity of the design; every form and every detail is designed for the place where it is put, and is appropriate to that place. And next the fact that all the details are beautiful in themselves, and just sufficient to relieve and accentuate the construction, without concealing or interfering with it. It would of course be absurd to compare such a building with the Parthenon, or one of our great Gothic Cathedrals; but it is, architecturally, a more perfect building than the Erechtheion at Athens; and though we have some Gothic Chapels of great beauty, there propably is not one that would not look coarse and plain if placed side by side with this mosque." ઈન્ડીઅન આર્ટ જરનલમાં જોન ગ્રીફીથ્સે પણ આ મસ્જીદનું વર્ણન કરેલું છે. (અંક ૪૬).

## ફરહત ઉલ્મુલ્કની જામી મસ્જીદ

કારંજમાં દક્ષિણ તરફ આ મસ્જીદ આવેલી છે. રાણી સીપ્રીની મસ્જીદ પછી એ ઘાટની કેટલીક મસ્જીદો અમદાવાદમાં બંધાઈ. એમાં આ મસ્જીદ તથા દરવેશ અલીની તથા ઈબ્રાહીમ શહીદની મસ્જીદો મુખ્ય છે. આ મસ્જીદનો મ્હોરો એક સરખો અને સાદા થાંભલાનો છે. બન્ને છેડે પાતળા મીનારા કરેલા છે. મસ્જીદનું થાપ ૬૮×૩૦ ફીટ છે. અંદર લેખ છે એમાં લખેલું છે કે લતીફશાહના પુત્ર સુલતાન મહમૂદ (ત્રીજો) ના સમયમાં ચીમનના પુત્ર નવખાં જેને ફરહત ઉલ્મુલ્કનો ઇલ્કાબ હતો તેણે આ મસ્જીદ હી. સ. ૯૪૫ માં બાંધી (ઈ. સ. ૧૫૩૮). આ ફરહત ઉલ્મુલ્કે સુલતાન અહમદશાહનો રોજો સમરાવેલો તે પાછળ જોઇ ગયા. લેખમાં વર્ષ કવિ મહયાએ કાઢેલું છે. આ મસ્જીદની પશ્ચિમે શાહ ખુબ સૈયદ મુહમ્મદ ચીશ્તીની કબર છે તે ઉપરથી મસ્જીદને પણ ખુબ સૈયદની મસ્જીદ કહે છે એમ આર્કીઓલોજીકલ સર્વેમાં લખેલું છે.

## વટવાનો રોજો

અમદાવાદથી દક્ષિણે ૭ માઇલ છેટે વટવા ગામમાં પ્રસિદ્ધ સંત

મખદુમ જહાંનિયાં સૈયદ જલાલ બુખારીના પૌત્ર સૈયદ બુરહાનુદ્દીન કુતુબે આલમ સાહેબનો રોજો આવેલો છે. આ સંતપુરુષ અમદાવાદ વસ્યું તે વખતના આશાવલમાં આવીને રહેલા અને પછી વટવામાં રહેતા હતા. એમનો રોજો એમના મરણ પછી સાધારણ અમદાવાદના રોજાના ઘાટનો બંધાયો હશે, પરંતુ એમનો હાલનો રોજો એ બાંધણીનો નથી. હાલના રોજાની બાંધણીમાં બધે કમાનો વાપરેલી છે. એથી એનો ઉંચો ઘાટ બુલંદ બન્યો છે. હાલોલના સુલતાન સિકંદરના રોજાને અને મહમૂદાબાદ (મહેમદાવાદ)ના સૈયદ મુબારકના રોજાને આ રોજાની બાંધણી મળતી આવે છે. એટલે બાંધણી પ્રમાણે આ રોજાને આપણે સુલતાન બહાદૂરશાહ અને તેની પછીના સમયમાં જ મુકી શકીએ. ડૉ. બર્જેસ આ રોજો મહેમદાવાદના રોજાના ઘાટનો છે એમ કબુલ કરવા છતાં એને મહમૂદ બેગડાના સમયમાં મૂકે છે. મહેમદાવાદના સૈયદ મુબારકના રોજાને કોઇ કારણથી ભૂલ કરીને ડૉ. બર્જેસ મહમૂદ બેગડાના સમયમાં મુકે છે તેથી આ રોજાના સમયની ગણત્રીમાં પણ ભૂલ થઈ હશે. ખરી રીતે સૈયદ મુબારક સુલતાન મહમૂદ ત્રીજાના સમયમાં હતા, અને એમનો રોજો એ પછી બંધાયો છે. એટલે એવી બાંધણીનો આ રોજો મહમૂદ બેગડાના સમયનો હોઇ શકે નહિં. વટવાનો રોજો ૧૦૩ ફીટના ચોરસ ઉપર બાંધેલો છે. રોજાની અંદરના ભાગમાં થાંભલાઓ વચ્ચે જાળી કરેલી છે. આ રોજાને લગતી મસ્જીદ છે તે રોજા પહેલાં અગર હાલના રોજાની પહેલાં જે રોજો હશે તે સમયની બંધાયલી છે. એમાં હી. સં. ૮૭૪ (૧૪૬૯) નો મહમૂદ બેગડાના સમયનો લેખ છે. રોજાથી એની બાંધણી છેક જૂદી છે. માપ ૯૨½×૩૮½ છે. મીનારા નથી. કામ છેક સાદું છે. આ મસ્જીદ ખાસ ઉલ્મુલ્ક બશીર સુલતાની ખાજાએ બંધાવી એમ લેખમાં જણાવેલું છે. એક બીજો લેખ આ મસ્જીદ શૈમસ્તખાં સુબાના સમયમાં હી. સં. ૧૦૬૦ (૧૬૫૨) માં સમરાવી એવી મતલબનો છે. પણ એ દરવાજાને લગતો હશે એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખક માને છે. મુખ્ય રોજામાં કુતુબે આલમ સાહેબની તારીફનો એક લેખ છે. વટવામાં બીજી કેટલીક ખંડેર થએલી દરગાહો છે એ સાધારણ અમદાવાદી ઘાટની છે. એમાં બારીક સુંદર ભૌમિતિક આકૃતિઓ કરેલી છે. કુતુબે આલમ સાહેબનો અસલ રોજો પણ આવોજ હશે.

## સીદી શહીદની મસ્જીદ

અમદાવાદમાં લાલ દરવાજા પાસે સીદી સૈયદની મસ્જીદના નામથી આ મસ્જીદ પ્રખ્યાત છે. આ મસ્જીદ એની અંદરનાં બે જાળીઓનાં ઝાડને લીધે આખા જગતમાં પ્રસિદ્ધ છે. એનો બાંધનાર કોણ તે આજ સુધી માલુમ પડેલું નથી. એટલે મસ્જીદનું વર્ણન કરતા પહેલાં સીદી સૈયદ કોણ તે ટુંકાણમાં જોઇએ. આ મસ્જીદને આજ સુધીના બધા લેખકો એની બાંધણીમાં મોટી શંકા પડવા છતાં અહમદશાહ પહેલાનાં સમયનાં મકાનોમાં ગણે છે તેની ચર્ચાની પણ જરૂર છે.

સર ટી. સી. હોપે ગઈ સદીના મધ્યમાં કેટલીક તપાસ કરેલી એને અંગે શહેરનાં મકાનોના ઇતિહાસમાં કેટલાક ભ્રમ ચાલેલા છે. તેમાં આ મસ્જીદ સીદી સૈયદે બાંધી અને એ અહમદશાહ (પહેલા)નો માનીતો ગુલામ હતો માટે ભદ્રના ખુણામાં મસ્જીદ બંધાઈ છે એમ હોપના લખાણને લીધે બધા માને છે. ડૉ. બર્જેસ મસ્જીદનું સ્થાપત્ય અને બાંધણીની વીગત અહમદશાહનાં મકાનોથી ખાસ જુદાં પડે છે એમ કબુલ કરવા છતાં મસ્જીદને પંદરમી સદીના પૂર્વાર્ધમાં મુકે છે. ડૉ. બર્જેસ ખાસ લખે છે કે આ મસ્જીદમાં ઉપરનું ધાબું ટેકવવાને માટે બાર થાંભલાના અષ્ટકોણ હિંદુ મંડપને બદલે એક થાંભલા ઉપર સામસામી પડતી ચાર ચાર કમાનોથી ધાબું અગર ઘુમટો ટેકવ્યા છે એ રીત જ આ મસ્જીદ અહમદશાહ (પહેલા)ની પછી ઘણે કાળે બંધાઇ હશે એમ માનવાને પુરતી છે. આમ છતાં પણ ડૉ. બર્જેસ શાહઆલમના રોજાની બાંધણી સાથે આ બાંધણી સરખાવી એને મહમૂદ બેગડાના સમયના પાછલા ભાગમાં મુકે છે. ખરૂં જોતાં આ મસ્જીદની બાંધણી શાહઆલમના રોજા જેવી નથી પણ એ રોજા પછી લગભગ પોણી કે એક સદી પછી બંધાયલી શાહઆલમવાળી મોટી મસ્જીદના જેવી છે. એવો જ બીજો નમુનો સારંગપુરમાં મુહમ્મદ ઘૌસની મસ્જીદનો છે. એ બન્ને મસ્જીદો ઇ. સ. ૧૫૬૦ પછી એટલે સોળમી સદીના પૂર્વાર્ધમાં બંધાઇ છે. ઇ. સ. ૧૫૫૦ પહેલાં કમાનોની આવી બાંધણીની રચના અમદાવાદની કોઇ મસ્જીદમાં દેખાતી નથી. આ રચના અમદાવાદમાં સોળમી સદીના ઉત્તરાર્ધમાં હિંદના બીજા ભાગોમાંથી આવી છે. આ કમાનો સિવાય આ મસ્જીદના મીનારા બે છેડે સાદા અષ્ટકોણ આકારના છે તે મુહમ્મદ ઘૌસની મસ્જીદના મીનારાના

ઉપરના ભાગ જેવા ઘણે અંશે છે. અંદર પ્રકાશને માટે જાળીઓની રચના પણ કેવળ જૂદી છે. એમાં ત્રણ જાળીઓ તો અધુરી રહેલી છે અને મીનારા પણ અધૂરા લાગે છે. આ જોતાં પણ આ મસ્જીદ ગૂજરાત સલ્તનતના અંત ભાગમાં રાજ્યક્રાંતિના સમયે બની હોય એમ લાગે છે. કમાનોની બાંધણી એને ટેકો આપે છે.

હવે જોવાનું એટલું જ કે હોપે સૈદી સૈયદ, અહમદશાહનો ગુલામ એમ જે કહ્યું છે એમાં શું માનવું. એ દંતકથામાં જે કાંઈક સત્ય છે તે ફક્ત સૈયદને બદલે શહીદ કહીએ તો બંધબેસતું થઈ રહે છે. અમદાવાદનાં મુસલમાન અવશેષોની તપાસમાં મને આ અનુભવ થએલો છે. મુજાવર કે રક્ષક અજ્ઞાન હોય તો સૈયદ અને શહીદ બન્ને શબ્દો એવી રીતે બોલે છે કે ભ્રમ થાય-શૈદ કે શઈદ એમ બોલે છે. સર ટી. સી. હોપ પોતે સીદી સૈયદ શબ્દ લખે છે તેની જોડણી 'Syeed' કરી છે. એટલે એમણે શૈદ કે શઈદ ઉચ્ચાર સાંભળી સૈયદ જ આવી સુંદર મસ્જીદ બાંધે એમ ધારી સૈયદ શબ્દ માની લીધો એમ લાગે છે. પણ શહીદ શબ્દ પણ એમ જ ઉચ્ચારાય છે. મુસલમાન તવારીખો જોતાં સ્પષ્ટ જણાય છે કે પંદરમી સદી અને સોળમી સદીના પહેલા પાદ સુધી કોઈ એવો મોટો સીદી થયો નથી. ગૂજરાતમાં સુલતાન મહમૂદ ત્રીજાથી સીદી અમીરો જોરમાં આવ્યા હતા. સુલતાન અહમદ ત્રીજાના સમયમાં તે બહુ જોરમાં હતા. એમાં જુઝારખાં અને ઉલુઘખાં સીદી જાણીતા છે. સુલતાન અહમદ ત્રીજાના મરી ગયા પછી એતમાદખાં અને મુઝફ્ફર ત્રીજાના અમલના પહેલાં દસ વર્ષ જુઝારખાં અમદાવાદમાં સર્વોપરી હતો, એટલે એ ભદ્રનો કોટ તોડીને મસ્જીદ બંધાવે તો કોઇ ના કહી શકે નહિ. પહેલાંના સત્તાવાળા સુલતાન ગમે તેવા માનીતાને રાજગઢનો કોટ તોડીને મસ્જીદ બાંધવા દે નહિ. હાલ સીદી વાવ પત્થરકુવા પાસે છે ત્યાં જુઝારખાંના નામનો રસ્તો હતો. એટલે ત્યાંથી એના સગાંને અને ભદ્રમાંથી એને મસ્જીદમાં આવવા માટે ભદ્રના આ ઈશાન ખૂણાની જગ્યા જ માફક આવે. ભદ્રનો કોટ તોડી મસ્જીદને જોડી દીધેલો તે આર્કીઓલોજીકલ સર્વેના ચિત્રમાં સ્પષ્ટ છે. જુઝારખાંને અકબરના હુકમથી હાથીના પગ તળે મારી નાંખ્યો હતો એટલે સીદી લોકોએ એને શહીદ કહેવા માંડયો હોય. વળી અકબરે બધા અમીરોની જામીનગીરી માંગી ત્યારે સીદીઓએ ન આપી. એ લોકો પહેલાં

બાદશાહી ગુલામ તરીકે અમદાવાદમાં આવેલા, એટલે અકબરે એમને હમેશ ગુલામ ગણવાનો હુકમ આપેલો એમ અહમદી લખે છે. સુલતાન અહમદ ત્રીજાના એ લોક ગુલામ જ ગણાતા હતા. એટલે જુઝારખાં એ સીદી શહીદ અને સુલતાન અહમદ ( ત્રીજા )નો ગુલામ એ બધી વીગત બંધ બેસી રહે છે. આમાં ફક્ત શહીદને બદલે સૈયદ સાંભળવાની જ ભૂલ જણાય છે. જુઝારખાં ઈ. સ. ૧૫૬૦ અને ૧૫૭૦ વચ્ચે સંપૂર્ણ સત્તામાં હતો, સુલતાન જેટલી જ એની સત્તા હતી. એટલે રાજગઢમાં એને કોઇ રોકનાર નહોતું. આ સમયમાં એણે મસ્જીદ બાંધી હોય એમ ખાસ સંભવે. બાંધણી પણ આ સમયને ટેકો આપે છે.

આ પ્રમાણે જુઝારખાં સીદીએ આ મસ્જીદ ઈ. સ. ૧૫૬૦ અને ૭૦ ની વચ્ચે બાંધી એમ મારૂં માનવું છે. જુઝારખાંએ ન બાંધી હોય એમ માનીએ તો પણ બાંધણી ઉપરથી ડૉ. બર્જેસ વગેરે કહે છે તેમ એ પંદરમી સદીમાં નહિં પણ સોળમીના ઉત્તરાર્ધમાં બંધાઈ એમ મારૂં ચોક્કસ માનવું છે.

ઇ. સ. ૧૮૨૪ ના સીટી સર્વેમાં ખાનપુર જીલ્લામાં એક ઘુમટ વગરની મસ્જીદ ગણાવી છે. એનું નામ સીદી હાલીમની મસ્જીદ એવું લખ્યું છે. મરેઠા સમયમાં એણે ઘણા હુમલા ખમ્યા છે એમ પણ એમાં લખ્યું છે. જાળીઓ બાબત કાંઇ ઉલ્લેખ નથી. આ મસ્જીદ સીદી શહીદની જ હશે, પણ સીદી હાલમ નામ જૂદું છે એ શંકા ઉત્પન્ન કરે છે. પણ ૧૮૨૪ ની સર્વેમાં અને ખરાં નામ વચ્ચે આવા ઘણા ફેર પડયા છે, એટલે આ ફેર બહુ મહત્વનો નથી. આ મસ્જીદ એની બે સુંદર ઝાડવાળી જાળીઓથી પ્રસિદ્ધ છે. એમાં વચ્ચે ત્રીજું ઝાડ વચ્ચેની કમાનમાં હોવું જોઇએ એને બદલે પત્થર જડેલા છે. આ માટે લોકમાં કહેવાય છે કે લોર્ડ એલ્જીનના સમયમાં એને કોઈ કાઢી ગયું છે. આ વાત માનવા જેવી નથી. કાં તો વચલા મહેરાબની બરોબર ઉપર હોવાથી ત્યાં જાળી જ ન કરી હોય, કે વચલી જાળી આજુબાજુનાથી વધારે સારી કરવાના હેતુથી અધુરી રાખી હોય, કે છેવટે મરેઠા સમયમાં લઢાઇઓથી તુટી ગઇ હોય. આમાંથી ઉપરનાં બે કારણ મને વધારે ઠીક લાગે છે. હોપના પુસ્તકનાં ચિત્રો લોર્ડ એલ્જીનના સમયમાં જ લીધાં છે. એમાં બે જાળીનો જ ઉલ્લેખ છે. કેટલાક લોર્ડ કર્ઝનના સમયમાં જાળી ગઈ છે એમ કહે છે તે વાત કેવળ પાયા વિનાની છે. ગઇ સદીના છેલ્લા પાદમાં સાઉથ કેનિંગ્સ્ટન

મ્યુઝિયમ માટે એની કાગળની છાપ લેવાતી હતી ત્યારે થોડું નુકશાન થયું હતું, અને થોડું નુકશાન પક્ષીઓએ માળા ઘાલીને કર્યું હતું. ગઇ સદીમાં મામલતદારની ઑફિસ આ મસ્જીદમાં હતી, એ કારણથી પણ કાંઈ ફેરફાર થયો હશે. એ વખતે એને ચુનાથી ધોળાવીને બગાડી હતી. ધોળેલી જાળીઓને ગઈ સદીમાં ઘણા મુસાફરો આરસની ધારીને ગયા છે. પરંતુ એ સાદા રેતીઆ પત્થરની જ છે અને કકડા કકડા સાંધીને બનાવેલી છે.

મસ્જીદની લંબાઇ ૬૮ ફીટ અને પહોળાઈ ૩૬ ફીટ છે. મ્હોરો અને અંદરનો ભાગ અમદાવાદી કમાનોનો છે. મંડપને બદલે કમાનોવાળા થાંભલાથી પંદર ભાગ પાડ્યા છે. ઉપર ધાબા માટે ચપટા ઘુમટ કર્યા છે તે કમાનો ઉપરની છતને જ્યાં મળે છે ત્યાં ત્રણ જૂદી જૂદી રીતે રચના કરી છે. ઉપરના ચોરસના ખૂણા હિંદુ રીત પ્રમાણે ટેકા મુકીને એક જગ્યાએ કાપ્યા છે; બીજી જગ્યાએ ખૂણાઓમાં નાની કમાનો મુકી અષ્ટકોણ કરેલું છે; અને ત્રીજી જગ્યાએ શાહઆલમ અને મુહમ્મદ ઘૌસની મસ્જીદની પેઠે રાખ્યું છે. આવી મેળવણી છે. મીનારા તદ્દન સાદા અને અષ્ટકોણ છે. એમાં જવાની સીડીના દ્વાર ઉપર નકશી કરેલી છે. કંદોરા મીનારા સુદ્ધાં આખી યે મસ્જીદને ફરી વળે છે એ નવીનતા છે. જાળીઓ ભીંતમાં ઉંચે છે. પડખામાં ત્રણ ત્રણ જાળીઓ ભૌમિતિક આકૃતિઓની છે, પણ ઉત્તર પડખાની ત્રણે અધુરી રહેલી છે. પછીતમાં પાંચ જાળીઓ છે એમાં એક કમાનમાં પત્થર જડેલા છે. બાકીની ચારમાં છેડાની બે ભૌમિતિક આકૃતિઓની અને બીજી બે તાડ અને એવાં ઝાડને ગુંથીને સુંદર રીતે કોતરેલી છે. આ બે જાળીઓને લીધે આ મસ્જીદ જગતમાં પ્રસિદ્ધ છે. જાળીઓની ઉંચાઇ ૧૦ થી ૧૧ ફીટ અને પહોળાઇ ૬½ થી ૭ ફીટ છે. હોપ કહે છે કે આવી જાળીઓ આખી પૂર્વની દુનિયામાં બીજે કયાંયે નથી. ફરગ્યુસન કહે છે કે હિંદુસ્તાનમાં અને દિલ્હી આગ્રામાં પણ આવી સુંદર જાળીઓ નથી. ગ્રીક અને મધ્યકાલીન સ્થાપત્યના કોઇ પણ કલાના નમુનાઓ કરતાં આમાં કુદરત વધારે શોભે છે. રૂશીઆના માજી ઝારે આ જાળીઓ જોઇને કહેલું કે 'હિંદુસ્તાનનું વનસ્પતિ સૌંદર્ય જાળીમાં અહીં કોતર્યું છે. આ જાળીઓ જોઇએ છીએ ત્યારે ધૂળીઆ ઉજડ શહેરમાં ઉભા છીએ એ ભૂલી જઇએ છીએ.' અનેક મુસાફરોએ મુક્તકંઠે એની પ્રસંશા કરેલી છે. લાકડામાં એની પ્રતિકૃતિ એક હઝાર રૂપીઆને

ખર્ચે થએલી છે. ન્યુયોર્ક અને સાઉથ કેનિંગ્સ્ટન મ્યુઝિયમમાં એની પ્રતિકૃતિઓ છે. ફરનીચરમાં તો અનેક નકલો થઈ છે. આ જાળીઓ અમદાવાદના કારીગરોનો એક ચમત્કાર છે એમ કહીએ તો ચાલે. જોડની ભૌમિનિક આકૃતિઓની બે જાળીઓ જેવી જાળીઓ સરખેજના રોજામાં પૂર્વ બાજુ છે. એ ઉપરથી ડૉ. બર્જેસ બન્નેનો કારીગર એક ધારે છે. પણ એમ માનવાનું કારણ સરખેજથી આ મસ્જીદ પહેલી બંધાઇ એમ એ માને છે તેથી ઉભું થયું હશે. પરંતુ સરખેજના કારીગરના છોકરા કે છોકરાના છોકરાએ આ કામ કર્યું હોય. જુઝારખાં વગેરે હબસીઓ સરખેજમાં દફન થએલા છે, એટલે એમના પ્રિય સ્થાનની જાળીઓની નકલ એમણે આ મસ્જીદમાં કરાવી હોય એમ પણ બને.[1]

## શેખ હસન મુહમ્મદ ચીશ્તીની મસ્જીદ

શાહપુરની કુતુબ ઓલીઆ શેખ હસન મુહમ્મદ ચીશ્તીની મસ્જીદ અમદાવાદમાં એક નમુનેદાર મસ્જીદ ગણી શકાય. શેખ હસન મુહમ્મદ ઇ. સ. ૧૫૭૪ માં જન્નતનશીન થયા. મસ્જીદના વચલા મહેરાબ ઉપર કોઈ દોસ્ત મુહમ્મદ સબ્બર નામના માણસે લેખ લખ્યો છે. લેખ ઉપર એણે પોતાનું નામ બહુ હુશીયારીથી ગોઠવીને કોતર્યું છે. લેખમાં 'બનાઈ શેખ' એ શબ્દો ઉપરથી વરસ નીકળે છે. અબ્જદ પદ્ધતિ પ્રમાણે હી. સં. ૯૭૩ નું વર્ષ આવે છે એટલે ઇ. સ. ૧૫૬૫–૬૬ થાય.

મસ્જીદ ૫૯ ફીટ લાંબી અને ૩૮ ફીટ પહોળી છે. વચ્ચે ૧૯'–૪" નું ચોરસ પડે છે. તેના ઉપર ઘુમટને માટે બાર થાંભલા ઉપર અષ્ટકોણ

[૧] આ મસ્જીદ સોળમી સદીના ઉત્તરાર્ધમાં ગુજરાત સલ્તનતના અંતમાં બંધાઈ છે એમ મારૂં ચોક્કસ માનવું છે; અને જુઝારખાં સીદીએ બંધાવી હોય એમ પણ લાગે છે. પરંતુ બંધાવનારની બાબતમાં હજી શંકાને અને વધુ ચર્ચાને સ્થાન છે. આ વર્ણન મેં સંપૂર્ણ ચર્ચા સાથે કારતકના વસંતમાં કરેલું છે તે જોવા વિનંતિ છે. વિસ્તારના ભયથી એ લેખનો સાર માત્ર અહીં લીધો છે. આ મસ્જીદના બાંધનાર સંબંધી વધારે હકીકત હાજી અદ્દબીરના અરબી ઇતિહાસનું ભાષાંતર થાય તો મળી શકે. આ બાબત વધારે પ્રકાશ પાડી કાંઇ સૂચનો કરવાને માટે હું ફારસી–અરબી વિદ્વાનોને વિનંતિ કરૂં છું.

કર્યાં છે. મ્હોરામાં નવ કમાનો છે. તેમાં વચલી પાંચ ઉપર માળ કર્યો છે. આ માળ બીજી મસ્જીદોના જેવો નથી, પણ બાબી મસ્જીદની પહોળાઈ જેવડો છે. આગળ છજું છે. મીનારા બન્ને છેડે છે અને મોટા સાધારણ હિંદુ ખુણાઓવાળા છે. આ મીનારા અધુરા રહેલા જણાય છે. મીનારામાં જે ગોખ કોતરેલા છે તેની નકશી અમદાવાદમાં સર્વોત્તમ છે. અમદાવાદમાં કોઇ પણ ગોખમાં આ મસ્જીદના ગોખ જેવી નકશી નથી. લાકડાની નકશીના ફરનીચર માટે આ ગોખની ઘણી નકલ થએલી છે. આ મસ્જીદ પુરી થઈ હોત તો અમદાવાદમાં એક નવીન નમુનો થાત. મસ્જીદને પડખે સુંદર ઝરૂખા છે. પછીતમાં કોતરેલી જાળીઓ છે. મસ્જીદને લગતી કુલ જગ્યા ૧૮૮૧ ચોરસ વાર છે.

## બાબા લુલુઇની મસ્જીદ

આ મસ્જીદ સપ્તર્ષિના આરા પાસે આવેલી છે. મીરાતે અહમદી પ્રમાણે આશાવલ પાસેના મંઝોરીપરામાં આવેલી કહેવાય. મસ્જીદની બાંધણી ઘણે ભાગે શાહપુરની મસ્જીદ જેવી જ છે. ફક્ત શાહપુરની મસ્જીદને મોટા મેડો છે એવો અહીં નથી. ફક્ત વચલો ઘુમટ જ મોટા કદનો છે. મસ્જીદની લંબાઈ ૬૯ ફીટ અને પહોળાઇ ૩૭ ફીટ છે. ઇ. સ. ૧૮૭૫ ના પુરમાં આ મસ્જીદને નુકશાન થયું હતું પણ વેળાસર ભીંત કરી લીધી હતી. આ મસ્જીદ પણ શાહપુરની મસ્જીદ બંધાઇ તે વખતે જ બંધાઈ છે. પણ બાબા લુલુઈ કે લુલુવી તે અમદાવાદ સ્થાપનાર બાર બાવામાં ગણાય છે એ કે બીજા તે નક્કી થતું નથી. બાબા મુહમ્મદ ઝાફર નામના કોઇ મોતીના વેપારીએ મસ્જીદ બંધાવી એમ પણ આર્કીઓલોજીકલ સર્વેના લેખક શંકા કરે છે. આ મસ્જીદની કુલ જગ્યા સવા ત્રણ એકર છે. તા. ૨ જી મુહર્રમને દીવસે બાબા લુલુઇનો ઉરસ થાય છે. મસ્જીદના મીનારાની નકશી સારી છે. નદી કિનારે આ મસ્જીદ સારો દેખાવ આપે છે.

## મુહમ્મદ ઘૌસ સાહેબની મસ્જીદ

(સારંગપુર દોલતખાનામાં એક તોડાની મસ્જીદ)

આ મસ્જીદ અમદાવાદની બાંધણીમાં અગત્યનો ફેરફાર બતાવે છે. એની બાંધણી અમદાવાદી નથી પણ જુવાનપુરી છે.

શેખ મુહમ્મદ ઘૌસ અલ આલમનું ખરૂં નામ હાજી હમીદુદ્દીન ગ્વાલીઅરી છે. હિંદુસ્તાનના મુસલમાન પીરોમાં એમનું સ્થાન બહુ મોટું છે. એ મોટા વિદ્વાન હતા, અને અમદાવાદના શેખ વજીઉદ્દીનના મુરશીદ ( ગુરુ ) થતા હતા. આગ્રામાં તા. ૧૪ સપ્ટેમ્બર ૧૫૬૨ ને દિવસે એ ગુજરી ગયા. એમનો રોજો હાલ ગ્વાલીઅરમાં છે. શેખ સાહેબે ગલઝાર–અબ્રાર નામનું હિંદના સૂફીઓનાં જીવનનું એક પુસ્તક, જવાહીર અલખમ્સ નામનું પુસ્તક અને બીજા કેટલાક ગ્રંથો લખ્યા છે. આ મસ્જીદની જોડેના રોજામાં ઘૌસ અલ આલમ સાહેબના બે પુત્રો અને એક સ્ત્રીની કબર છે એમ કહેવાય છે. એમના બીજા એક પુત્ર સૈયદ મુઝફ્ફરની કબર સહેજ દક્ષિણે છે. ઇ. સ. ૧૮૨૪ માં આ મસ્જીદની કુલ જગ્યા ૧૦૫૬૦ ચો. વા. હતી પણ હાલ અડધાથી ઓછી છે.

પબ્લીક વર્કસ ખાતાને હાથે અમદાવાદના કોઈ મકાનમાં આ મસ્જીદ જેટલો ફેરફાર થયો નથી એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખક લખે છે. એના મ્હોરામાં વચ્ચે જે પ્રચંડ જુવાનપુરી કમાન ( propylon ) હતી તે ઉખાડીને બન્ને મીનારા વચ્ચેનો મ્હોરો સીધો કરી નાંખ્યો છે અને એની ઉપર કાંગરા પણ બેસાડયા છે કે જેથી પહેલાં શું હતું તેનો ખ્યાલ પણ આવે નહિં. વચલી ત્રણ કમાનોની આસપાસ જે ઉપસેલા ચોરસ ભાગ કરેલા છે તેની ઉપર ૪૮ ફીટ ઉંચી, અને ૪૩ ફીટ પહોળી એક ગંજાવર ભીંત હતી. એમાં ૩૮ ફીટ ઉંચી એક ખાલી કમાન ( recessed arch ) હતી. પ્રવેશને માટે તો એ આખીયે ખાલી કમાનમાં નીચે હાલ છે તે જ ત્રણ કમાનો હતી. એટલે ખાલી કમાન દેખાવ માત્રની હતી. જુવાનપુરની મસ્જીદો આ જાતની હોય છે. એને મીનારા હોતા નથી. આ ખાલી કમાનમાં સીડી હોય છે તેના ઉપર ચઢીને બાંગી પ્રાર્થના માટે બોલાવે છે. આ ખાલી કમાન ( ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ) ઇ. સ. ૧૮૧૯ ના ધરતીકંપ વખતે પડવા જેવી થઇ હતી તેને સરકારે રૂ. ૧૧૬૦) ખર્ચીને ઉતરાવી નંખાવી. હોપના પુસ્તકમાં આ કમાન સાથે મસ્જીદની છબી લીધેલી છે. આ મસ્જીદ જુવાનપુરી બાંધણીની ખરાબ નકલ છે જો કે દેખાવમાં ભવ્ય ને બુલંદ લાગે છે એમ સ્થાપત્યના વિદ્વાનો કહે છે. જુવાનપુરી મસ્જીદોમાં મીનારા હોતા નથી, આમાં મીનારા છે એ નવીનતા છે. મીનારા નક્કર છે એનો દેખાવ ઉપરથી અષ્ટકોણ અને નીચેથી અમદાવાદી મીનારાની

પેઠે ખૂણાવાળો છે. ઉપર પાંચ દેખાવનાં છજાં અને અસંખ્ય ગોખલા કરેલા છે. દક્ષિણ બાજુનો મીનારો અધુરો છે. મીનારની ઉંચાઇ ૮૨ ફીટ છે.

આ મસ્જીદની અંદરની બાંધણી પણ ધ્યાન ખેંચે એવી છે. શાહ-આલમની મસ્જીદની પેઠે એને અંદર કમાનોથી ઘાણું ટેકવેલું છે. કમાનોના ખૂણા વાળીને ઘુમટ બહુ હુશિયારીથી ટેકવ્યા છે. દક્ષિણના અધુરા મીનારમાં ઉપર જવાની સીડી છે. ઉત્તર મીનારમાં કાંઇ નથી. મસ્જીદની ઉત્તર બાજુ ત્રણ ઓરડા છે. આ રચના કોઇ પણ મસ્જીદમાં દેખાતી નથી. દક્ષિણ બાજુ ઓરડા જેવું કાંઈ નથી.

## સલ્તનતના અંત ભાગની કેટલીક સારી મસ્જીદો

કાંઇક અંશે રાણી સીપ્રીના ઘાટને અનુસરીને બંધાયલી સલ્તનતના અંત ભાગની કેટલીક મસ્જીદો છે. બાંધણીની દૃષ્ટિએ એ બધીયે સારી કહી શકાય.

એવી એક મસ્જીદ હરિયાપુરમાં કોટની રાંગે આવેલી છે એને લોકો ફુટી મસ્જીદ કહે છે. ખંડેરની પેઠે પડેલી છે એટલે એમ કહેતા હશે એમ નહિં પણ ખરી રીતે એનું નામ ફતહ મસ્જીદ છે, અને એ ઉપરથી ફુટી કહેવાતું હશે. એનું માપ ૧૧૬ × ૨૬$\frac{1}{2}$ છે. બાંધણી અને મીનારા રાણી સીપ્રીની માફક છે, પણ કામ તદ્દન સાદું છે. આ મસ્જીદથી ૬૦ વાર છેટે કોટની પાસે એક કુવો છે. એ સુલ્તાન અહમદનો કુવો કહેવાય છે.

આ જાતની એક મસ્જીદ હસનપુરમાં જેઠાભાઇ મૂળજીની વાવ પાસે આવેલી છે એને ગુમટી મસ્જીદ કહે છે. મસ્જીદ નાની છે. એને બે છેડે પાતળા મીનારા છે તે ખાસ જોવા જેવા છે. એમાં નકશી છે, પણ ગોખ કે સીપ્રીની પેઠે ચાલુ રીત પ્રમાણે નકશી નથી. જમીનથી ૨૭ ફીટની ઉંચાઈ સુધી અનેક ખૂણા પાડીને નકશી કરેલી છે. એ રીતે આ મીનારા એવા બીજા મીનારાઓ કરતાં જૂદા પડે છે.

આવી જ એક મસ્જીદ કોચરબમાં નદી ઉપર આવેલી છે. એને લોક રાણીની મસ્જીદ કહે છે પણ ખરી રીતે એ બાવા અલીશાહની મસ્જીદ છે. અંદરથી એનું માપ બહુ નાનું ૩૭ × ૯ ફીટનું છે. એનાં પડખાંમાં સુંદર ઝરૂખા છે. કંદોરા અને કીબલાની પાછળના ટેકા પણ ઉત્તમ છે. મીનારા રાણી સીપ્રી પ્રમાણે કરેલા છે. એક જ મીનારાનો હાલ થોડો ભાગ ઉભો છે. કોચરબ

આગળ ૪ એક ટેકરા ઉપર ૯૮૦૦ ચો. વારના ચોગાનમાં બાવા ફૈઝુલ્લાનો રોજો અને મસ્જીદ છે. બાવા ફૈઝુલ્લા પીરાણાના સૈયદના વંશના છે. મસ્જીદ ખુલ્લી છે. ખાસ જોવા જેવું નથી.

## ઇબ્રાહીમ શાહીદની મસ્જીદ

આસ્તોડીઆ દરવાજા બહાર શાહઆલમના રસ્તા ઉપર આ મસ્જીદ આવેલી છે. એ પણ ઉપર મુજબની બાંધણીની છે. આર્કીઓલોજીકલ સર્વેમાં ઇબ્રાહિમ સૈયદ અગર શહીદ એમ લખ્યું છે. આ પુરુષ કોણ તે જાણી શકાયું નથી. પણ મીરાતે અહમદીમાં નેનપુરના બારામાં ઇબ્રાહિમ શહીદની મસ્જીદ આસ્તોડીઆ બહાર આવેલી છે એમ લખ્યું છે. આ ઉલ્લેખ નેનપુરના પરાની જગ્યા નક્કી કરે છે, અને ઇબ્રાહિમ શહીદની કબર પણ નક્કી થાય છે. ભદ્રમાં જે ઇબ્રાહિમ સૈયદ કે શહીદની કબર મુહમ્મદ અમીનખાંની સાથે છે તે અને આ એક કે જૂદા તે સમજાતું નથી. ઘણે ભાગે જૂદા હશે. ઇબ્રાહિમ શહીદની કબર આ મસ્જીદની પાસે આવેલી છે. લોકોમાં માન્યતા છે કે દર વર્ષે એ એક ચોખાપુર ખસે છે, એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખક લખે છે. મસ્જીદનું માપ ૬૮ × ૩૧ ફીટ છે. પડખાંમાં સારા ઝરૂખા છે. મીનારા બે છેડે પાતળા છે. એની ઉંચાઈ ૨૨ ફીટ છે. એમાં રાણી સીપ્રીની પેઠે ગોખ કરીને કારીગીરી કરી છે. મ્હોરો એક સરખો અને ખુલ્લો છે. કમાન નથી.

## શેખ વજીઉદ્દીનનો રોજો

ભદ્રના કિલ્લાની ઉત્તરે ખાનપુરમાં શેખ વજીઉદ્દીન અલવીનો મોટો રોજો આવેલો છે રોજાને ચારે બાજુથી વંડો વાળેલો છે અને અંદરનું આંગણું સારૂં છે. બાંધણી મિશ્રણવાળી છે. નીચેનો ભાગ કાંઇક અમદાવાદી રોજાને મળતો છે. ઘુમટ ગોળા જેવો જુદી જાતનો છે. રોજાના આગલા પશ્ચિમ તરફના ભાગની વચ્ચે મુખ્ય કબર છે અને એના ઉપર મુખ્ય ઘુમટ છે. મુખ્ય ઘુમટ અને કબર રોજાના મકાનથી વચ્ચે નથી. બીજી બાજુ નવ કબરો છે. રોજાની પહોળાઇ ૩૦૩/૪ અને લંબાઇ ૫૮૩/૪ ફીટ છે. આ આખી દરગાહના ચોકની નીચે મોટું ટાંકું છે, એમાં બેઠકો કરેલી છે અને પ્રકાશ પણ સારો આવે છે.

શેખ વજીઉદ્દીન સાહેબ તા. ૨૦ નવેંબર ૧૫૮૯ ને દીવસે જીન્નતનશીન થયા. એમનો રોજો અમીર સઆદતખાંએ બંધાવવો શરૂ કર્યો તે બુખારા

મહોલ્લો વસાવનાર અગીઆરમા સુબા શેખ ફરીદ બુખારીએ પુરો કરાવ્યો. શેખ ફરીદ ઘણા ઉદાર પુરુષ હતા. ઇતિહાસમાં એ મુરતઝાખાંના નામથી પ્રસિદ્ધ છે.

**શાહ અલારઝાક અને છોટા ઇદુસની મસ્જીદ અને રોજો**

સીવીલ હોસ્પીટલની સામે ઘીકાંટારોડની પૂર્વ બાજુએ એક પથ્થરની મસ્જીદ છે. ૧૮૨૪ માં એને અલીખાં કાજીની મસ્જીદ કહેતા, પણ પછીથી કાજીની અગર નાના ઇદુસની મસ્જીદ કહેતા. એ મસ્જીદ ઔરંગઝેબના સમયમાં કાજી અબ્દુલ ફરહખાંએ બાંધી છે. મસ્જીદને ઉત્તર તરફનો અડધો ભાગ જતો રહેલો છે. આ મસ્જીદ એક વખતે ઘણી સુંદર હશે એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખકનું માનવું છે. મસ્જીદની સામે શાહ અલી રઝાકનો રોજો છે અને એનાથી ઇશાન બાજુ છોટા ઇદુસનો રોજો આવેલો છે. બન્ને રોજા અને મસ્જીદની મળીને ૧૮૨૪ માં ૧૩૭૫૬ ચો. વા. જમીન હતી તેમાંથી ૧૦૫૨૧ ચો. વા. જતી રહેલી છે.

**મીર અબુ તુરાબનો રોજો**

ઉજ્જડ થઇ ગયેલા આશાવલમાં આ રોજો આવેલો છે. જૂના આશાવલ પાસે મીર અબુ તુરાબે નવું આશાવલ વસાવ્યું અને એમાં આ રોજો બાંધ્યો. હાલ કેલીકો મીલની દક્ષિણે આ રોજો આવેલો છે. અબુ તુરાબ ઈ. સ. ૧૫૯૭ માં ગુજરી ગયા. એટલે આ રોજો અકબરના સમયમાં બંધાયો છતાં ગૂજરાત સલ્તનતના અંત સમયમાં થયેલી થાંભલાને બદલે કમાનોવાળી રોજાઓની બાંધણીનો છે. ૪૧ ફીટના ચોરસ ઉપર બાંધકામ કરેલું છે. બબ્બે થાંભલા આંગળ લઇને માંડવાના એટલા કાઢયા છે. થાંભલાને બદલે કમાનો કરવાથી ઉંચાઈ ઠીક આવી છે. ફેરગ્યુસન અને ડૉ. બર્જેસ જેવા તો આ રોજાની બાંધણીનાં ઘણાં વખાણ કરે છે. શાહપુર અને બાબા લુલુઇની મસ્જીદમાં કમાનો છે પણ આમાં કમાનોની બાંધણી બીજા કોઇ અંતરાય વગરની એક સરખી છે એટલે આખો ઘાટ મનોહર લાગે છે એમ એ બન્નેનું માનવું છે. રોજો ખુલ્લો જ છે. વચ્ચે ઘુમટ ઉંચો લીધેલો છે.

આ રોજાની પાસે મસ્જીદ હતી. એની હાલ નીશાની નથી.

**કદમે રસુલ શરીફ (પેગંબર સાહેબનાં પવિત્ર પગલાં)**

બંગાળની રાજધાની ગૌડમાં અને દિલ્હીની પાસે કદમ શરીફ અથવા પેગંબર સાહેબનાં પવિત્ર પગલાંની જગ્યાઓ છે એમ કહેવાય છે. પરંતુ

અમદાવાદમાં પણ એ માટે એક ભવ્ય મકાન હતું. શાહઆલમના રોજાની સામેના રોજામાં કદમ શરીફ છે પરંતુ એ વિશે વિદ્વાનોમાં મતભેદ છે. મીર અબુ તુરાબ મક્કેથી કદમ મુબારકની નિશાનીવાળો પત્થર લાવ્યા હતા; અને અકબરના કહેવાથી એમણે આશાવલમાં પોતાના ઘર પાસે એક મોટું મકાન બનાવી એ પવિત્ર પગલાં એમાં પધરાવ્યાં હતાં એમ મીરાતે અહમદીમાં લખેલું છે. આ મકાનની હાલ નિશાની નથી, પરંતુ એ મીર અબુ તુરાબના રોજાની પાસે જ હશે એમ મનાય છે. મોગલાઇ પછીની લડાઇઓમાં એ કદમ શરીફને શહેરમાં લાવ્યા હતા. મીરાતે અહમદીની પુરવણીમાં લખેલું છે કે કદમ શરીફ અમદાવાદમાં લાવ્યા પછી ૭ વર્ષ સુધી બાંધકામ કરીને એના ઉપર સુંદર દરગાહ અને મરકદ કરી હતી. શેખ ફેઝે "રિસાલે કદમીઆ" નામનું પુસ્તક રચ્યું છે એમાં તે લાવ્યાનું વર્ષ નીકળે છે. અહમદીમાં જણાવેલું છે કે મરેઠા સમયમાં એ પગલાંને શહેરમાં લાવ્યા હતા. આર્કીઓલોજીકલ સર્વેમાં લખ્યું છે કે એ પગલાંને ખંભાત લઇ ગયા હતા. એમ કહેવાય છે કે મુહર્રમમાં એ પગલાંની એક આંગળીના ચિહ્નમાંથી પરસેવા જેવું પાણી નીકળતું હતું તે ઘણા લોક લઇ જતા. ઘણા લોક પ્રદક્ષિણા કરવા પણ જતા.[૧]

[૧] જુઓ મીરાતે અહમદી ગ. બા. ભા. ૨. પૃ. ૨૭. ૨૮. તથા નવાબઅલી અને સેડનની અંગ્રેજી આવૃત્તિ.

## પ્રકરણ ચુમ્માળીસમું



### જોવા લાયક સ્થળો

### શાહીબાગનો મહેલ

(મોગલાઇનાં મકાનો)

શાહીબાગનું બાગ તરીકે વર્ણન પાછળ થઇ ગયું છે. મહેલ પણ બાગની સાથે જ શાહજહાંના હુકમથી બંધાયો હતો. શાહજહાંને એમાં રહેવા વારો નથી આવ્યો. એ સમયના સુબા મુહમ્મદશફી અગર સૈફખાંનો શાહીબાગ બંધાવવામાં ખાસ હાથ હોય એમ માનવાને કારણ છે. આ મહેલ નદી કિનારે આવેલો છે. એનો આકાર ચોરસ છે. વચ્ચે મોટો અષ્ટકોણ ઓરડો અને આસપાસ નીચે ચાર અષ્ટકોણ ઓરડીઓ ને ચાર ઉપર મળીને આઠ ઓરડીઓ છે. ઉપર સળંગ ધાબું છે. આગળ અને પાછળ નદીની બાજુએ મોટા ઓટલા છે. આખાયે મહેલની તળે ભોંયરાં છે. પાછલાં પગથીઆં છેક નદીના પાણીમાં ઉતરે છે. મહેલની ભીંતો એવા સારા ચુનાથી છોયેલી છે કે આરસ જેવી લાગે. ધાબા ઉપર બે ઓરડીઓ ઇ. સ. ૧૮૩૫ માં મી. વીલિયમ્સે બંધાવી છે. નીચેના ભાગમાં પણ કેટલાક સુધારાવધારા કર્યા છે. આ કારણથી મકાનનો આખોયે દેખાવ ફરી ગએલો છે. આ મહેલમાં પહેલાં ડીસ્ટ્રીક્ટ જજ રહેતા; હાલ ઉત્તર વિભાગના કમીશનર રહે છે.

શાહીબાગની પશ્ચિમે છોટા શાહીબાગ છે. એ મકાન જનાના માટે હશે એમ ધારવામાં આવે છે. એમાં હાલ પોલીસના મુખ્ય અમલદાર રહે છે. શાહીબાગના મહેલથી દક્ષિણે થોડે દૂર સર રૂસ્તમજીના બંગલામાં ઐતિહાસિક કુવો છે. એમાં બેઠકો હતી અને અંદર ઉતરાતું. હાલ એના ઉપર ધાબું કરી લીધેલું છે.

## આજમખાંનો મહેલ

ભદ્રમાં હાલ પોસ્ટ ઓફીસ છે તે આજમખાંના મહેલમાં બેસે છે. મોગલાઇના જે બે ચાર સુબાઓએ મકાન બાંધીને અમદાવાદમાં પોતાનું નામ અમર કર્યું છે તેમાં આઝમખાંનું નામ મુખ્ય છે. આઝમખાં ઇ. સ. ૧૬૩૫ માં ગૂજરાતનો સૂબો હતો. ઈ. સ. ૧૬૩૭ માં ભદ્રના મુખ્ય દરવાજાની દક્ષિણ તરફની ભીંત તોડીને આ મહેલ તેણે બંધાવ્યો. મહેલના મુખ્ય ચોરસ ભાગની લંબાઇ ( ઉંડાઇ ) ૨૪૦ ફીટ છે; અને પહોળાઇ ૨૧૦ ફીટ છે. ઉત્તર દક્ષિણ પાંખો લંબાવેલી છે. ઉત્તરની પાંખ સાથે ભદ્રના કિલ્લાને જોડી દીધો છે. દક્ષિણની પાંખ દક્ષિણ તરફ ૨૫૦ ફીટ લાંબી છે. આ મહેલની અંદરની રચના પહેલાં કેવી હશે તે બરોબર ચોક્કસ કહી શકાતું નથી કારણ કે એના ઘણા અવતાર થઇ ગયા છે. જ્યારે એમાં કેદખાનું હતું ત્યારે પણ ફેરફાર થયા હશે એમ મનાય છે. હાલ મુખ્ય દરવાજો મોગલાઈ ઘાટનો છે અને દિલ્હી આગ્રાના દરવાજાઓનું કાંઇક ભાન કરાવે છે. અંદર પેસતાં મોટો અષ્ટ-કોણ ઓરડો આવે છે. એની આસપાસ ચાર બાજુને ખૂણે ચાર નાની અષ્ટકોણ ઓરડીઓ છે. મોટા અષ્ટકોણ ઓરડાના ખૂણાની બાજુઓ લંબાવીને એ ઓરડીઓમાં જવાનો રસ્તો કાઢેલો છે. આ મોટા ઓરડાને એક માળ પણ છે. અષ્ટકોણ ઓરડામાંથી પાછળ એક ચોરસ આંગણાંમાં જવાય છે. એની આસપાસ ઘણી ઓરડીઓ કરેલી છે, અને એને પણ મેડો છે. અષ્ટકોણ ઓરડો અને એની આસપાસની ઓરડીઓ જેટલા ભાગમાં નીચે ભોંયરૂં છે. ભોંયરામાં ચારેક જગ્યાએથી અજવાળું લાવવાની સારી ગોઠવણ છે. વચ્ચે એક હોજ છે. હોજમાં ફુવારામાંથી પાણી આવતું. એ પાણીની કોઈ જગ્યાએથી ગોઠવણ કરેલી હશે. હોજનું પાણી આજે પણ નિર્મળ દેખાય છે. ભોંયરામાં પણ અષ્ટકોણ ઓરડાની આસપાસ ઓરડીઓ છે અને ઉપર જવાના બીજા રસ્તા છે તે બંધ કરેલા છે. આ ભોંયરામાં કોઈ કેદીને પુરેલો તે મહેમદાવાદ નીકળેલો એટલે અંદર એવો રસ્તો છે એમ કહેવાય છે, પણ એ વાતને કાંઇ આધાર જણાતો નથી. મહેલની ઉત્તરની પાંખ છેક ભદ્રકાળીના મંદિર સુધી જાય છે. ભદ્રકાળી માતાનું મંદિર આ મહેલની ઉત્તર પાંખની એક ઓરડીમાં જ છે. દક્ષિણ પાંખ ભદ્રના કોટની બહાર ૨૫૦ ફીટ સુધી લીધી હતી. હાલ ડીસ્ટ્રીક્ટ કોર્ટમાં જવાનો દરવાજો એ મહેલનો છે. આ પાંખને સુધરાવી ઉપર મેડો કરાવી હાલ

ડીસ્ટ્રીક્ટ કોર્ટ કરાવેલી છે. એની અને ભદ્રની વચ્ચેનો કોટ તોડી નંખાવીને કોર્ટ માટે બીજાં મકાનો વધાર્યાં છે. મહેલની પાછળની ઓરડીઓમાં સરકારી દફતરો રહે છે.

આ મહેલ બંધાયા પછી તરત જ આઝમખાંએ એમાં એક નાચની મજલિસ આપેલી અને એ વખતે આઠ નાચનારીઓને કતલ કરેલી. મુસાફર મેન્ડેલ્સ્લો એ વખતે હાજર હતો. મેન્ડેલ્સ્લો લખે છે કે મેદાનેશાહમાં ઈંટોનો બનાવેલો રાજમહેલ છે. એના આગલા દરવાજા ઉપર નોબત અને વાજાં ચાર વખત વાગ્યા કરે છે. થેવેનો એ પછી ત્રીસ વર્ષે આવેલો એ આ મહેલને ધર્મશાળા કહે છે. એ મહેલ મેદાનનું અલંકાર હતું. એનો દરવાજો દક્ષિણ બાજુ હતો એમ એ લખે છે. રાજમહેલ જૂદો ગણાવે છે. થેવેનોના વર્ણનમાં એક રીતે ગોટાળો છે. પરંતુ એ ઉપરથી સમજાય છે કે દક્ષિણ તરફના દરવાજાવાળી તે ધર્મશાળા; એટલે મહેલની જે દક્ષિણ પાંખ જેનો એક દરવાજો દક્ષિણમાં પડતો તે ધર્મશાળા તરીકે વપરાતી હતી; અને મહેલ જેનું બારણું મેદાનમાં જ પડે છે તેને એણે રાજમહેલ ધાર્યો હશે. આ મહેલમાં પાછળથી મદ્રેસા થઇ હતી. મરેઠા સમયમાં એમાં લશ્કરી અમલદાર રહેતા. બ્રીટીશે એમાં ૧૮૨૦ માં કેદખાનું કર્યું; અને દલપતરામ જેવાને 'તે કારણ કાળાશથી ભદ્ર દીસે ભયકાર' એમ ગાવાનો વખત આવ્યો. પછી મહેલનાં નશીબ ફર્યાં અને એમાં પોસ્ટ ઑફીસ થઇ. આજે અમદાવાદના લોકોએ મ્યુઝિયમ બનાવવા માટે આ મહેલની માંગણી કરી છે અને મહેલ એ માટે જ ખાસ લાયક છે. મુખ્ય દરવાજા ઉપર લેખ છે એમાં લખ્યું છે કે અદલ ઇન્સાફ કરનારા આજમખાં બહાદૂરે શાહજહાંના રાજ્ય વખતે આ મકાન બાંધ્યું એની તારીખ 'મકાન ખૈર ઉ ઇહસાન' એ શબ્દોમાંથી નીકળે છે. હી. સ. ૧૦૪૭-(૧૬૩૭). શબ્દોનો અર્થ 'ભલાઇ ને મહેરબાનીનું મકાન' એવો થાય છે.

## નવાબ સરદારખાંની મસ્જીદ

નવાબ સરદારખાં ઔરંગઝેબનો માનીતો સરદાર હતો. એણે થોડો વખત અમદાવાદમાં પણ અમલ કરેલો. હતાશ થએલો દારા અમદાવાદ પાછો આવ્યો ત્યારે સરદારખાંએ શાહનવાઝખાં સફવીના નાયબ સુબા સૈયદ અહમૂદને કેદ કરી દરવાજા બંધ કરી દારાને પેસવા દીધો નહિ. ચાર વર્ષ પછી એ ભરૂચનો વહીવટદાર બન્યો, પછી સોરઠનો સુબો બન્યો. ઇ. સ. ૧૬૭૦ માં એને ઇડર



૫૮ (અ) દુધેશ્વર પાસે સોનપાલના પુત્ર રૂપચંદની સ્ત્રીઓ સતી થઇ હતી તેનો પાળીઓ.
ઇ. સ. ૧૬૧૬



(આ) સત્યાગ્રહાશ્રમ



(ઈ) દુધેશ્વર મહાદેવ

મોકલ્યો હતો. ૧૬૮૫ માં એ નગરઠામાં મરણ પામ્યો. એની મસ્જીદ અને દરગાહ એ અમદાવાદમાં હશે ત્યારે તેણે બંધાવી હશે. એને માટે પાટણથી આરસ લવાયા હતા એ પાછળ જોયું છે. એની મસ્જીદ અમદાવાદની મસ્જીદો કરતાં જૂદી બાંધણીની છે. ઘુમટ મોગલ મકાનોના ઘુમટ જેવા ઘાટીલા છે. જમાલપૂર જતાં રસ્તા ઉપર આ મસ્જીદ આવે છે.

## નવાબ સુજાતખાંની મસ્જીદ

સલાપોસરોડથી મીરઝાંપુર જતાં ઔરંગઝેબના સુબા સુજાતખાં ઉર્ફે કારતલબખાંની મસ્જીદ આવે છે. આ મસ્જીદ પણ મોગલાઇમાં બંધાયલાં થોડાં મકાનોમાં ગણાય છે. મસ્જીદની બાંધણી, કમાનો, ઘુમટ વગેરે મોગલ રીતનું છે. એમાં નવીનતા કે આકર્ષણ કાંઇ નથી. બાંધણી ઈંટોની છે, પણ ભીંતોમાં માથોડું આરસ જડેલા છે. બાકીની ભીંતમાં છો પણ આરસ જેવી જ બનાવી છે. ભોંયતળીઆમાં પણ આરસ છે; અને નિમાજ પઢવા માટે આરસના મુસલ્લા કોતરેલા છે. મસ્જીદની અંદરના આરસના દેખાવથી એને લોકો હાથીદાંતની મસ્જીદ પણ કહે છે. મસ્જીદનો ઘુમટ બહુ મોટો છે. આ મોટા ગોળા જેવા ઉત્તર હિંદુસ્તાની ઘુમટોમાં અર્ધગોળ ઘુમટો જેટલું શાંત સ્થિરતા (expression of restful stability) દેખાતી નથી એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખકનું માનવું છે. મસ્જીદનું માપ ૭૩' × ૪૧' છે. આગળનો ચોક ૮૦' × ૭૦' છે. એમાં મોટો હોજ છે. મસ્જીદની ઉત્તરે સો ફીટના મોટા ચોરસમાં સુજાતખાંનો રોજો છે અને દક્ષિણે મુસાફરખાનું તથા મદ્રેસા છે. આ બધું મળીને ૪૧૩૩ ચો. વા. જગ્યા થાય છે. સુજાતખાંનો મહેલ આ મસ્જીદની સામે હતો. ગઇ સદીમાં ત્યાં મેદાન અને ખંડેર હતાં.

## હિદાયત બક્ષ મદ્રેસા

આંસ્તોડીઆમાં દસ્તુરખાંની મસ્જીદની પશ્ચિમે શહેર કાજીની મસ્જીદ આવેલી છે. એ મસ્જીદ પત્થરની છે, પણ નાની છે. એની પાસે સદર સુબા મુહમ્મદ અકારુદ્દીન શેખુલ ઇસ્લામખાં[1]એ ઇ. સ. ૧૬૯૯ માં બંધાવેલી મસ્જીદ

[૧] પાછળ ૨૬ મા પ્રકરણની નોંધ ૬ (પૃ. ૩૨૯)માં ફુસા બજારની નોંધમાં એ જગ્યા શેખ ઉલ ઈસ્લામની મદ્રેસા આગળ છે એટલે મીરઝાંપુરમાં હોય એમ લખેલું છે એ ભૂલ છે. અહીં સ્પષ્ટ થાય છે કે શેખ ઉલ ઈસ્લામની મદ્રેસા આસ્તોડીએ છે

છે એને હિદાયત બક્ષ મદ્રેસા કહે છે. હિદાયત બક્ષ એટલે ઉપદેશ આપવો એવો અર્થ થાય છે. એ મસ્જીદ બાંધવામાં ૧૨૪૦૦૦) રૂપીઆ ખર્ચ થએલું છે. શેખુલ ઇસ્લામખાંની આરસની કબર આંગણાંમાં જ છે. મસ્જીદની બાંધણી સુજાતખાંની મસ્જીદ જેવી છે પણ કમાનો સહેજ અમદાવાદી આકારને મળતી છે. આ મદ્રેસાના ખર્ચ માટે પહેલાં ત્રણ ગામ આપેલાં હતાં. હાલ સુલતાન અહમદશાહના લંગરખાનામાંથી રૂ. ૨) મળે છે. મદ્રેસાની પૂર્વે એક વંડામાં કેટલીક આરસની કબરો છે એમાં એક મૌલાના નુરૂદ્દીન સીદીની છે. એમને માટે મદ્રેસા બંધાવેલી હતી. બીજી કબર અમદાવાદના પહેલા કાજી નિઝામુદ્દીનખાંની છે. એ હી. સં. ૧૧૬૫ (૧૭૪૨) માં ૧૧૪ વર્ષની ઉંમરે[*] ગુજરી ગયા હતા. એની પશ્ચિમે કાજી રૂકનુલ હકની કબર, અને કાજી મહમ્મદ સાલેહની આરસની કબરો છે.

એટલે કુસા બજાર આસ્તોડીએ હશે. પૃ. ૩૨૯ ની નોંધમાં અબદુલવહાબ શેખ ઉલ ઈસ્લામ માટે જે લખ્યું છે તે અબદુલવહાબનો કાંઇ ખુલાસો થતો નથી. મીરઝાંપુરવાળા અબદુલવહાબ સાહેબ બીજા કોઇ છે.

# પ્રકરણ પીસ્તાળીસમું



## જોવા લાયક સ્થળો

### બીજાં સ્થળો

### ( મુસલમાનોનાં )

શહેરમાં મુસલમાન અવશેષો ઘણાં છે; હાલ છે એનાથી પહેલાં તો ઘણાં જ વધારે હશે. હાલનાં અવશેષોની એક સવિસ્તર નામાવલિ (વકફ લીસ્ટ) કોર્ટ તરફથી થએલી તે સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ થઇ છે. પરંતુ એમાં યે ઘણાં રહી ગયાં હશે. એ આખી નામાવલિ ઘણી મોટી હોવાથી અહીં આપી શકાય તેમ નથી. એટલે આર્કીઓલોજીકલ સર્વેના પુસ્તકમાં ખાસ અગત્યનાં સ્થળો આપેલાં છે તેને ટુંકાણમાં અહીં ઉતારીશું. પહેલાં આવી એક નામાવલિ પુરાણા અવશેષોના રક્ષણના રીપોર્ટ સાથે ક્રોલી બોવેલી અને ફરનાંડીઝે તૈયાર કરેલી; આ ઉપરાંત હેનરી કઝીન્સે પણ કરેલી.

**ગંજ ઈનાયતશાહની મસ્જીદ:** શાહપુર દરવાજા પાસે છે. એ સુલતાન મહમૂદ ત્રીજાના સમયમાં બંધાયલી. એમાં લેખ છે એમાં શમ્સખાંએ તે બંધાવી એમ લખ્યું છે.

**ચંપાકી મસ્જીદ:** શાહપુર ચકલામાં પશ્ચિમ બાજુ છે. આ મસ્જીદ હાલ ઇંટ ચુનાની છે. એમ કહેવાય છે કે પહેલાં એ મસ્જીદ ઈ. સ. ૧૫૧૫ માં મખદુમ જલાલુદ્દીન જમનશાહે બંધાવેલી. એમની કબર નદીપાર નવરંગપુરમાં છે.

**ખરાતી મસ્જીદ:** દિલ્હી દરવાજાની અંદર પશ્ચિમે છે. ઇંટ ચુનાનું મકાન છે. એમાં મહમૂદશાહના સમયનો લેખ છે. માલીક મલીક ધની સુલતાનીએ બંધાવી એમ લખ્યું છે. એને કવામ ઉલમુલ્ક, અને મલીક ઉલ બરના ઈલ્કાબ

છે એને હિદાયત બક્ષ મદ્રેસા કહે છે. હિદાયત બક્ષ એટલે ઉપદેશ આપવો એવો અર્થ થાય છે. એ મસ્જીદ બાંધવામાં ૧૨૪૦૦૦) રૂપીઆ ખર્ચ થએલું છે. શેખુલ ઇસ્લામખાંની આરસની કબર આંગણાંમાં જ છે. મસ્જીદની બાંધણી સુજાતખાંની મસ્જીદ જેવી છે પણ કમાનો સહેજ અમદાવાદી આકારને મળતી છે. આ મદ્રેસાના ખર્ચ માટે પહેલાં ત્રણ ગામ આપેલાં હતાં. હાલ સુલતાન અહમદશાહના લંગરખાનામાંથી રૂા. ૨) મળે છે. મદ્રેસાની પૂર્વે એક વંડામાં કેટલીક આરસની કબરો છે એમાં એક મૌલાના નુરૂદ્દીન સીદીની છે. એમને માટે મદ્રેસા બંધાવેલી હતી. બીજી કબર અમદાવાદના પહેલા કાજી નિઝામુદ્દીન-ખાંની છે. એ હી. સં. ૧૧૬૫ (૧૭૪૨) માં ૧૧૪ વર્ષની ઉંમરે ગુજરી ગયા હતા. એની પશ્ચિમે કાજી રૂકનુલ હકની કબર, અને કાજી મહમ્મદ સાલેહની આરસની કબરો છે.

એટલે કુસા બજાર આસ્તોડીએ હશે. પૃ. ૩૨૯ ની નોંધમાં અબદુલવહાબ શેખ ઉલ ઇસ્લામ માટે જે લખ્યું છે તે અબદુલવહાબનો કાંઇ ખુલાસો થતો નથી. મીરઝાંપુરવાળા અબદુલવહાબ સાહેબ બીજા કોઇ છે.

# પ્રકરણ પીસ્તાળીસમું



## જોવા લાયક સ્થળો

### બીજાં સ્થળો

### ( મુસલમાનોનાં )

શહેરમાં મુસલમાન અવશેષો ઘણાં છે; હાલ છે એનાથી પહેલાં તો ઘણાં જ વધારે હશે. હાલનાં અવશેષોની એક સવિસ્તર નામાવલિ (વક્ફ લીસ્ટ) કોર્ટ તરફથી થએલી તે સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ થઇ છે. પરંતુ એમાં યે ઘણાં રહી ગયાં હશે. એ આખી નામાવલિ ઘણી મોટી હોવાથી અહીં આપી શકાય તેમ નથી. એટલે આર્કીઓલોજીકલ સર્વેના પુસ્તકમાં ખાસ અગત્યનાં સ્થળો આપેલાં છે તેને ટુંકાણમાં અહીં ઉતારીશું. પહેલાં આવી એક નામાવલિ પુરાણા અવશેષોના રક્ષણના રીપોર્ટ સાથે કોલી બોવેલી અને ફરનાંડીઝે તૈયાર કરેલી; આ ઉપરાંત હેનરી કઝીન્સે પણ કરેલી.

**ગંજ ઈનાયતશાહની મસ્જીદ**: શાહપુર દરવાજા પાસે છે. એ સુલતાન મહમૂદ ત્રીજાના સમયમાં બંધાયલી. એમાં લેખ છે એમાં શમ્સખાંએ તે બંધાવી એમ લખ્યું છે.

**ચંપાકી મસ્જીદ**: શાહપુર ચકલામાં પશ્ચિમ બાજુ છે. આ મસ્જીદ હાલ ઈંટ ચુનાની છે. એમ કહેવાય છે કે પહેલાં એ મસ્જીદ ઈ. સ. ૧૫૧૫ માં મખદુમ જલાલુદ્દીન જમનશાહે બંધાવેલી. એમની કબર નદીપાર નવરંગપુરમાં છે.

**ખરાતી મસ્જીદ**: દિલ્હી દરવાજાની અંદર પશ્ચિમે છે. ઈંટ ચુનાનું મકાન છે. એમાં મહમૂદશાહના સમયનો લેખ છે. માલીક મલીક ધની સુલતાનીએ બંધાવી એમ લખ્યું છે. એને કવામ ઉલમુલ્ક, અને મલીક ઉલ બરના ઈલ્કાબ

હતા. આ લેખ બીજી કોઈ જગ્યાએથી લાવીને અહીં નાંખ્યો હશે એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખકનું માનવું છે.

**બાદશાહ સૈયદની મસ્જીદ** : એને નગીના પોળની મસ્જીદ પણ કહે છે. દરિયાપુર ચકલાથી ૧૦૦ વાર પૂર્વમાં છે. આસપાસ કેટલીક કબરો ઘરો વચ્ચે આવેલી છે. એ બધો ભાગ પહેલાં મસ્જીદને લગતો હશે.

**મીરાં સૈયદ અલીની મસ્જીદ** : આ મસ્જીદ દરિયાપુરમાં લુણસાવાડામાં છે. આનું દ્વાર માત્ર જરા સારૂં છે. મીરાં સૈયદઅલી પંદરમી સદીના અંતમાં ગુજરી ગયા. ઉંઝા પાસે ઉનાવ ગામમાં એમનો રોજો ઘણો પ્રસિદ્ધ છે. મીરાં દાતાર તરીકે એમને બધા ઓળખે છે; અને ત્યાં ઘણા લોક જાય છે.

**મીયાં મુહમ્મદ હુસેનની મસ્જીદ** : આ મસ્જીદ દરિયાપુરમાં ચંદન તળાવડી પાસે છે. એને દાદામીયાંની મસ્જીદ પણ કહે છે, અને એમને રોશન પીર પણ કહે છે. મસ્જીદ ઈંટ ચુનાની બાંધેલી છે. ખાનગી કુટુંબની હોવાથી સારી છે. ભીંતો ઉપર સુંદર કમાનો કોતરેલી છે અને થાંભલા લાકડાના કોતરેલા છે. રોજામાં દાદા મીયાં મશહદી સાહેબની કબર છે. પાસે બીજા રોજામાં સૈયદ મુસ્તફાની કબર છે.

**હાજી સાહેબની મસ્જીદ** : દરિયાપુરમાં લાલ બાવાના ટેકરા આગળ આ મસ્જીદ છે. એ સત્તરમી સદીના મધ્ય ભાગમાં બંધાઈ છે. એની પાસે હાજી સાહેબ અથવા હાજી સાખી અને શાહ નુરની કબરો છે. ૧૮૨૪ માં આ મસ્જીદને લગતી જગ્યા ૧૫૬૪ ચો. વા. હતી.

**અબદુલ્લા રઝાકનો રોજો અને મસ્જીદ** : આ જગ્યા ઢાલગરવાડાથી પોપટીઆવાડના રસ્તા ઉપર (દરિયાપુર) છે. મસ્જીદ નાની છે પણ પત્થરની છે અને ભોંયતળીઆમાં આરસ જડેલા છે. રોજો પત્થરનો અને જાળીઓવાળો છે. નીચે ટાંકુ છે. આ મસ્જીદને તાબે શહેરકોટડામાં અને કાળુપુર બહાર જમીનો હતી એમાંની કેટલીક રેલ્વે પરામાટે ખરીદી લેવામાં આવી હતી.

**પીર દસ્તગીરની મસ્જીદ** : આ મસ્જીદ ઘી કાંટાના રસ્તા ઉપર ડાહ્યાભાઈની વાડી પાસે હતી. આર્કીઓલોજીકલ સર્વેના લેખક લખે છે કે હાલ મસ્જીદ નથી અને રોજો ખરાબ હાલતમાં છે. એની જમીનમાં એક ટાંકુ છે.

**વાહીદશાહ પીરની મસ્જીદ :** આ મસ્જીદ અને રોજો મીરઝાંપુરમાં રાણી રૂપમતીની મસ્જીદથી ઇશાન ખુણામાં ૧૦૦ વાર છેટે છે. મસ્જીદ અને રોજો ઇંટ ચુનાની બાંધણીનાં અને નાનાં છે. વાહીદશાહ ઇ. સ. ૧૭૮૦-૯૦ માં ગુજરી ગયા. એમનું માન ઘણું છે અને ઘણે છેટેથી દર્શન માટે લોક આવે છે. રોજાની કુલ જમીન ૧૪૬૬ ચો. વાર છે.

**શાહ અબદલ ફતહની મસ્જીદ :** આ મસ્જીદ શાહપુર મીલ પાસે આવેલી છે. મસ્જીદ નાની પણ ભારે બાંધણીની છે. એની ઇશાન બાજુએ અબદલ ફતહની કબર છે.

**શાહ અબદલ વહાબની મસ્જીદ અને રોજો :** આ મસ્જીદ હાલ નથી પણ એની જગ્યાએ નવી થઈ છે. રોજો મોટા ઘુમટવાળો છે. રોજો અને મસ્જીદ એક વખતે સારાં હશે. અબદલ વહાબનું માન ઘણું છે, અને અમુક દીવસે હિંદુ મુસલમાન બન્ને એમનાં દર્શને જાય છે. એ રોજાની પાસે શાહ અબદલ વહાબના પિતા શાહ ગ્યાસુદ્દીનનો રોજો છે. આ અબદલ વહાબ કયા તે જાણી શકાયું નથી. મીરાતે અહમદીમાં એક અબદલ વહાબનું વર્ણન છે. એમણે ૪૪ વાર હજ કરેલી. પરંતુ એમના પિતાનું નામ ગ્યાસુદ્દીન નથી. તેમજ ઔરંઝેબના મોટા કાજી અબદુલ વહાબ શેખ ઉલ ઇસ્લામ તે આ હશે એમ પણ કહી શકાતું નથી. અહમદીની પુરવણીમાં ઓલીઆ વર્ણનમાં કાદરી સૈયદોના વર્ણનમાં સૈયદ અબદુલ વહાબ અને સૈયદ ગ્યાસુદ્દીનનાં નામ આવે છે પરંતુ ઉપરની હકીકત અને અહમદીની હકીકતમાં ફેર છે. એટલે અહમદીમાં જણાવેલા ગ્યાસુદ્દીન અને અબદુલ વહાબ કોઇ બીજા જ હશે. આ બાબતનો કાંઇ ખુલાસો થઇ શકતો નથી.

**નવાબ શાહજહાંખાં અને મોમીનખાંની મસ્જીદ :** આ મસ્જીદો હાલ નથી. એની જગ્યાએ ઘર બંધાઇ ગયાં છે. મીરઝાંપુરમાં રૂપવતીની મસ્જીદથી ૩૩૩૦ વાર છેટે આ મકાનો હતાં એમ આર્કીઓલોજીકલ સર્વેમાં લખ્યું છે. આ મસ્જીદોને લગતી ઘણી જગ્યા હતી. ઇ. સ. ૧૮૬૪ માં કોઈ મીસીસ કીંગે ૨૨૮૫ વાર જગ્યા વેચાતી લઈ ત્યાં બંગલો કરેલો, અને પાછળથી વધારે જગ્યા પણ લીધેલી. આ બધામાંથી હાલ ફક્ત ૧૫૦ વારના કકડામાં એક કબરસ્તાન રહેલું છે. એમાં એક આરસની કબર આગળ લેખ છે એમાં લખ્યું છે કે 'મીરઝાં મુહમ્મદ જાફર નજમુદ્દૌલા સાહની-મોમીનખાં' આ

મોમીનખાં ઇ. સ. ૧૭૩૮ માં ૫૭ મા મોગલ સુબા હતા. મરેઠાઓ સાથેની લડાઇમાં એમણે લીધેલા ભાગનું વર્ણન આવી ગયું છે. એ ખંભાતના પહેલા નવાબ હતા. હિ. સ. ૧૧૫૫ તા. ૮ મી મુહર્રમ (ઇ. સ. ૧૭૪૨) ને રોજ એમનું મરણ થયું હતું. નવાબ શાહજહાંખાં માટે કાંઇ હકીકત મળી નથી. આ જગ્યાની પાસે કોઈ અલીખાંની મસ્જીદ પણ હતી.

**મુહમ્મદ સૈયદની મસ્જીદ** ઘીકાંટાના રસ્તા ઉપર છે. એ દત્તવાળા (Dattawala)ના કુટુંબને તાબે છે. કુલ ૧૪૯૮ વાર જમીન છે, અને એમાં કબરો છે.

**શેખ મુહમ્મદ જાહીદની મસ્જીદ** ઘીકાંટાને રસ્તે આવેલી છે. એને મોરકી મસ્જીદ પણ કહે છે. જૂની મસ્જીદની પાછલી ભીંત અને એક સુંદર મહેરાબ માત્ર રહેલો છે.

**સૈયદ અબ્દુલ્લા એદ્રુસનો રોજો :** આ રોજો ઝવેરીવાડમાં આવેલો છે. એમાં સૈયદ હઝરત શમ્સ અલ શમ્સ શેખ બીન અબદુલ્લા અલ ઇદ્રુસની કબર છે. એમના વડવા સૈયદ અબુબકર ઇદ્રુસ સોળમી સદીમાં ગૂજરાતમાં આવ્યા હતા. હાલ એમના વંશના સૈયદ સાહેબો સુરતમાં રહે છે. આ રોજાની આસપાસ સુંદર જાળીઓ છે. ઇ. સ. ૧૮૨૪ માં એને લગતી ૩૯૨૧ ચો. વાર જમીન હતી. ૧૮૮૬ માં ૧૯૨૬ વાર રહી હતી.

**કાજી અલીની મસ્જીદ :** એને હુસેન સૈયદની મસ્જીદ પણ કહે છે. પાંચપટીને રસ્તે મુગલ પોળને નાકે એ આવેલી છે. મુગલ પોળના નાકાની બીજી બાજુ એક જૂની આરસની કબર છે તે આ મસ્જીદને લગતી હશે એમ આર્કી. સર્વેના લેખકનું માનવું છે.

**અશરફખાંની મસ્જીદ :** કાળુપુર નવી મોહોલાત, અને સુઇગરા પોળમાં આ મસ્જીદ અને બડા મીયાં સાહેબનું કબરસ્તાન આવેલું છે. મૂળ મસ્જીદ કુતુબુદ્દીનશાહના સમયમાં અમીર અશરફખાંએ બાંધેલી તે હયાત નથી. હાલ વહોરા લોકોએ ત્યાં નવી મસ્જીદ બાંધી છે. એની પશ્ચિમની ભીંતમાં પત્થરની જાળીઓ છે. આ મસ્જીદમાં બે લેખ નાંખેલા છે. એક અહમદશાહના સમયનો અને બીજો મહમૂદ બેગડાના સમયનો છે. એ કોઈ બીજી મસ્જીદો કે જેનો હાલ પત્તો નથી એમાંથી લાવીને અહીં રાખ્યા હશે. લેખમાં એક બેત સ્તુતિની છે તેમાં આ પ્રમાણે લખેલું છે :—" 'સેવકલોકના પાલક હે

પ્રભુ ! તારી કૃપાનું એક અણું હઝારો વર્ષની પ્રાર્થનાઓ અને બક્ષીસોથી વધારે ઉત્તમ છે.' આ ઝમાનાના ખલીફ નસીરૂદ્દુનિયા વુદ્દીન અબુલ ફતહ અહમદશાહ બીન મુહમ્મદશાહ બીન મુઝફ્ફરશાહ સુલતાન, ના રાજ્યમાં અલ્લાહની ભક્તિ કરનાર આલમગીરે આ સુંદર મકાન બંધાવ્યું. તા. ૧૯ મુહર્રમ હી. સ. ૮૨૬ (૨૪ ડીસેંબર ૧૪૨૩)" બીજો લેખ મહમૂદ બેગડાના સમયનો છે તેની તારીખ ૧૮ મી મુહર્રમ હી. સં. ૮૯૬ (૨ ડીસેંબર ૧૪૯૦)છે.

આ જગ્યાથી ઈશાનમાં સૈયદ શમ્સ–અદ્–દીનની કબર છે. એના ઉપર છત્રી છે. એ વિદ્વાન અને પવિત્ર હતા, ને પીર મનાતા હતા. ઇ. સ. ૧૭૩૫ માં એ ગુજરી ગયા. એની વાયવ્ય બાજુએ બે કબરો છે. એક શાહ અબદલ રસુલ ખોડનોમ, શમ્સઅદ્દીનના પીરની; અને બીજી બડા સાહેબ ખોડનોમના પિતાની કબર છે. આ મસ્જીદ અને રોજાને સરકારી તીજોરીમાંથી વાર્ષિક રૂા. ૧૫૫) મળે છે એમ આર્કી. સર્વેમાં લખેલું છે.

**પીરમહમદશાહની મસ્જીદ અને રોજો** : પાનકોરના નાકામાં પેસતાં થોડે છેટે આ મોટો રોજો પ્રસિદ્ધ છે. મકાન ઈંટ ચુનાનું અઢારમી સદીના મધ્ય ભાગમાં બાંધેલું છે. આર્કીઓલોજીકલ સર્વેના લેખક લખે છે કે સુન્ની વહોરાઓની આ મુખ્ય મસ્જીદ છે. મસ્જીદનો વિસ્તાર ૧૧૩ ચો. વા. છે, પણ કુલ જમીન બે એકર ઉપર છે.

**શેખ મુહમ્મદ ચીશતીનો રોજો** : ખાસ બજાર પટવાશેરીની બહાર એક ખૂણે આવેલો છે. મકાન ઈંટ ચુનાનું છે પણ સારૂં છે.

**બાવા અહમદની મસ્જીદ** : સલાપોસરોડ પાસે મલીકશાબાંની મસ્જીદની પશ્ચિમે આ નાની મસ્જીદ આવેલી છે. જૂનું મકાન હાલ નથી. નવું સાધારણ છે. આ બાવા અહમદ શહેર વસાવવામાં મદદ કરનાર બાર બાવામાંના એક છે એમ કહેવાય છે. બાવા અહમદ નાગોરી એ જ હશે.

**અલેફની મસ્જીદ** : આ મસ્જીદ કારંજમાં ઉંચા ઓટલા કરીને બનાવેલી છે. એમ કહેવાય છે કે જુમા મસ્જીદ બની ત્યારની એ બનેલી. હાલ એ મસ્જીદના સુધારા વધારા કરી પત્થરની સારી કમાનો નાંખેલી છે. એમનું નામ અલેફ અથવા અહમદ સુરતઝા છે.

**રા' માંડળિકની કબર** : આ કબર કંદોઇઓળમાં માણેકચોક બાજુથી પેસતાં જમણે હાથે એક દુકાનમાં છે. એના ઉપર હજી ફુલ ચઢે છે. મહમૂદ

બેગડાએ જૂનાગઢ જીતી રા' માંડળિકને અમદાવાદ લાવ્યા પછી શાહઆલમ સાહેબના પ્રભાવથી એણે મુસલમાન ધર્મ અંગીકાર કરેલો એમ સિકંદરીમાં લખેલું છે.

**ગલીઆરા મસ્જીદ અને પીરકમાલની દરગાહ** : આ મસ્જીદ ખાડીઆ ચોકીથી ચાર રસ્તે જતાં આવે છે. મસ્જીદનું દ્વાર પત્થરનું કારીગરીવાળું છે. મસ્જીદને લગતી જમીન પહેલાં વધારે હશે, કારણ કે પીરકમાલનું કબ્રસ્તાન એને લગતું હશે એમ મનાય છે. એમાં બે આરસની કબરો શાહઆલમ સાહેબના સમયની ગણાય છે. વહોરા લોકોમાં એનું ઘણું માન છે.

**હજીરાની પોળનો હજીરો** : સાંકડીશેરી હજીરાની પોળમાં ખૂણે મોટો ઘુમટ છે. આની નોંધ આર્કીઓલોજીકલ સર્વેમાં કે વકફ લીસ્ટમાં નથી. બાંધણી ઉપરથી અને કમાનો વચ્ચેના ચીરાગનાં ચિહ્નની ખાસ આકૃતિ ઉપરથી મહમૂદ બેગડાના પહેલાંના સમયનો આ ઘુમટ જણાય છે.

**આલમખાંનો રોજો** : આલમખાં સુલતાન અહમદનો અમીર હતો એમ કહેવાય છે. કદાચ અહમદ ત્રીજાનો હશે. રોજો દાણાપીઠમાં આવેલો છે. કામ પત્થરનું છે. એને લગતી જમીન ૧૫૫૩ ચો. વા. છે.

**રાયખડ દરવાજા આગળનો રોજો** : આ રોજો ઇંટ ચુનાનો પણ સારો છે. એને પત્થરનું દ્વાર અને જાળીઓ છે. આર્કી. સર્વેના લેખકનું માનવું છે કે આ જગ્યા નવાબ શાહજહાંખાં અને મોમીનખાંની મસ્જીદોની પેઠે પાછળથી કોઈના હાથમાં ગઇ હશે.

**સૈયદ મુહમ્મદ જાફર અને સરાઝી સાહેબના રોજા** : એલીસબ્રીજ-રોડ ઉપર આ બે રોજા આવેલા છે. બાંધણી પત્થરની છે, અને આસપાસ જાળીઓ છે. એમાં એકમાં પાછળથી વખાર થએલી એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખક કહે છે.

**કાજી સાહેબની મસ્જીદ** : રાયપુર પાંચપટીમાં આ મસ્જીદ ખંડેરની સ્થિતિમાં છે. એ નસીર સૈયદની મસ્જીદ હતી. ૪૦ વાર છેટે રોજો હતો. નસીર સૈયદની કબર આરસની હતી અને એના ઉપરે સરખેજ અને અહમદશાહની કબરો જેવી નકશી હતી. કેટલાક આરસ નીકળી ગયા છે ત્યાં છો કરેલી છે.

**સૈયદ જાફરની મસ્જીદ** : આસ્તોડીઆમાં રાણી સીપ્રીની મસ્જીદની સામે આવેલી છે. રોજામાં સૈયદ હામીદ જાફર શીરાઝીની કબર છે, એ સુની વહોરાના પંથના સ્થાપક હતા એમ આર્કીઓલોજીકલ સર્વેના લેખક જણાવે છે

**શાહ મુહમ્મદઅલીની મસ્જીદ** જમાલપુર ચકલામાં આવેલી છે. મકાન સાદું હાલની બાંધણીનું છે. મસ્જીદની સામે રોજો છે; એમાં તળાઉ અને કબર આરસનાં છે. ત્યાં એક બીજો રોજો છે એને લગતી કુલ જમીન ૨૨૯૩ ચો. વાર છે.

**મુસ્તફા સૈયદની મસ્જીદ** જમાલપુરમાં નવાબ સરદારખાંની મસ્જીદની દક્ષિણે છે. મસ્જીદ નાની પત્થરની છે. પહેલાં એની જમીન વધારે હશે પણ હાલ એટલી નથી.

**પીર કુતુબુદ્દીન સૈયદનો રોજો :** ઉપરની મુસ્તફા સૈયદની મસ્જીદની પૂર્વે આ રોજો છે. એ અહમદશાહ પહેલાના સમયનો ગણાય છે. કુતુબુદ્દીન, કુતુબશાહ દીવાન અથવા પીર કુતુબ સૈયદ એવાં નામોથી ઓળખાય છે. એમાં એક લેખ સુલતાન અહમદના સમયનો છે. એ લેખમાં અહમદશાહને ઘણાં જ સારે વિશેષણો લગાડેલાં છે. હમેશના વિશેષણો ઉપરાંત ' ખીદીવ ', ' સુલતાનોનો સુલતાન ', વગેરે લખ્યું છે. બંધાવનારનું નામ ' કુતુબ બીન ખાજગી ' એવું લખ્યું છે. વર્ષ નથી લખ્યું પણ મહિનો મુહર્રમ લખેલો છે.

**મખદૂમ સાહેબની મસ્જીદ :** જમાલપુરમાં દથપથરની પાસે છે. જૂની મસ્જીદની જગ્યાએ હાલ નવી કરેલી છે. સારી છત્રીમાં મખદૂમ સાહેબની આરસની કબર છે. એ શાહઆલમ સાહેબના વજીર હતા એમ કહેવાય છે.

**શાહ બડા કાસીમનો રોજો :** તાજપુરમાં છે. વીસ થાંભલાનો પત્થરનો ઘુમટ છે. શાહ બડા કાસીમ શાહઆલમ સાહેબના શિક્ષક હતા એમ કહેવાય છે એવું આર્કી. સર્વેમાં લખ્યું છે.

**કાચની મસ્જીદ :** તાજપુરમાં આ મસ્જીદ પત્થરની છે અને જાણીતી છે. એના ઉપર મેડો હતો અને છાપરામાં ચળકતાં નેવાં હતાં તેથી એનું નામ કાચની મસ્જીદ પડેલું. એનું ખરું નામ જણાયું નથી. આ મસ્જીદ મહમૂદ ગીઝનીના સમયની છે એમ લોકો માને છે; પરંતુ એ અશક્ય વાત છે.

**પીરાન પીરની દરગાહ :** આ દરગાહ ખાનજહાં દરવાજા પાસે છે. અબ્દુલ કાદર જલાની જેમને ઘૌસ અલ આઝમ મુહીઉદ્દીન પીર દસ્તગીર અથવા પીરાનપીર કહે છે, તેમના વંશજ શાહ અબદલ ખલક સૈયદ અબદલ કાદર બગદાદથી અહીં આવીને સત્તરમી સદીની શરૂઆતમાં વસેલા એમની આરસની કબર આ રોજામાં છે એમ આર્કી. સર્વેમાં જણાવેલું છે. રોજો જાળીઓ

વાળો છે. જૂની મસ્જીદ ખંડેર થવાથી હાલ નવી બાંધી છે. એમના કુટુંબના સૈયદ મીયાં અને સૈયદ અસકરી મીયાંની કબરો પણ ત્યાં છે; બહાર એક આંબલીના ઝાડ નીચે બે કબરો છે. એક મહબુબ આલાની પુત્રી રાજેશરીફાની (હી. સં. ૧૧૫૦) અને બીજી શમેણુરહાંની (સૈયદ ઉસમાન)ના કુટુંબના સૈયદ કાસીમની કબર છે. બધી મળીને કુલ જગ્યા ૩૨૮૭ ચો. વાર છે.

**ખાનજહાંની મસ્જીદ :** આ મસ્જીદ પત્થરની છે. ખાનજહાં દરવાજા પાસે આવેલી છે. એની બાંધણી જૂની જણાય છે. ખાનજહાંની દરગાહ ત્યાં જ છે. ખાનજહાં કોણ હતો તે જણાયું નથી.

**શાહ અલીજી ગામધણીની મસ્જીદ અને રોજો :** જમાલપુરને રસ્તે જતાં રાયખડ રોહીલવાડમાં આ જગા આવેલી છે. શાહ અલીજી સૈયદ અબ્દુર્રહીમ સાહેબના પુત્ર થાય. સૈયદ અબ્દુર્રહીમ સૈયદ અહમદ કબીરના વંશના છે. એ બધા રફાઈ સૈયદો કહેવાય છે એમ અહમદીના આલીયા વર્ણનના વિભાગમાં લખ્યું છે. સૈયદ અબ્દુર્રહીમે રાયપુર દરવાજા બહાર સુલતાનપુર નામનું પરૂં વસાવ્યું હતું. એમની કબર ત્યાં છે. શાહ અલીજી ગામધણી અને એમના પૌત્ર શાહ અલીજી નાદીરૂક્ષાની કબર ઉપરના રોજામાં છે. રોજો પત્થરનો છે. શાહ-અલીજી ગામધણી તા. ૧૪ જમાદી ઉલ અવલ હી. સં. ૯૭૩ માં ગુજરી ગયા.

**અલીફખાંની અગર બાબીની મસ્જીદ :** ઉપરની જગ્યાની પશ્ચિમે ૬૦ વાર દૂર એક મસ્જીદ છે. એ પત્થરની હતી. હાલ માત્ર પાછળની ભીંત અને મીનાર રહ્યા છે. કીબલા ઉપર સુલતાન અહમદશાહ ત્રીજાના નામનો હી. સં. ૯૬૦ નો (ઇ. સ. ૧૫૫૩)નો લેખ છે. આ બધી વાતમાં કાંઇક ફેર દેખાય છે. ડૉ. બર્જેસ આ મસ્જીદને બાબીની મસ્જીદ કહે છે પણ એ બાબીની મસ્જીદ હોઇ શકે નહિ. જો બાબીની હોય તો લેખનો પત્થર પાછળથી નાંખ્યો હોય. બાબી વંશનું વર્ણન આગળ કરીશું. બાબીઓની હવેલીઓ શરૂઆતમાં રાયખડમાં હતી એમ બાબીવિલાસ કાવ્યમાં લખ્યું છે. ડૉ. બર્જેસ ડૉ. ટેલરના આધારે નોંધમાં લખે છે કે શાહ અલીજી ગામધણીની મસ્જીદ અને ઉપરની મસ્જીદની વચ્ચે એક કબર છે તે અલીફખાં બાબીની છે. અલીફખાં બાબીની કબર રાયખડમાં હોવાનો સંભવ ખરો, જો કે બાબીઓનું કબરસ્તાન કાંકરિયા પાસે ઇદગાહ પાસે છે. ગમે તેમ હોય તોપણ ઉપરના લેખવાળી મસ્જીદ બાબીની મસ્જીદ હોઈ શકે નહિ.

**શાહ ગઝનીની મસ્જીદ** : ઉપરની મસ્જીદથી ૧૨૦ વાર દૂર ૩૩૮૦ ચો. વારના મોટા જૂના વંડામાં શાહ ગઝનીની મસ્જીદ હતી. જૂની મસ્જીદ હાલ નથી. ત્યાં શાહ ગઝની અને શાહ અલી ઈઝતની કબરો છે. મસ્જીદનું ટાંકુ અને દરવાજો હાલ છે. પાસે ઈંટ ચુનાનો એક રોજો છે તે લાડલે પીરનો કહેવાય છે, એમ આર્કી. સર્વેમાં લખેલું છે, શાહીબાગ ચોકીની સામે પણ એક લાડલે પીરની કબર છે તે અને આ લાડલે પીર જૂદા હશે ?

**નવગજા પીર** : સ્વામીનારાયણના મંદિરની સહેજ દક્ષિણે નવ કબરો છે. દરેક અઢાર ફીટ ત્રણ ઇંચ લાંબી છે એમ ગેઝેટીઅરમાં લખ્યું છે. ૧૮૨૪ ની સર્વે પ્રમાણે આ કબરો શહેર કરતાં પણ એવડી જૂની છે; પણ એ માનવા જેવું નથી. આ કબરોનું માન સારૂં છે. સ્વામીનારાયણના મંદિર પાસે એક જગ્યા છે એને હસતી બીબીનો ગોખલો કહે છે. એમ કહેવાય છે કે કોઇને છોકરાં બહુ રોતાં હોય તો હસતી બીબીની બાધા રખાય છે. ગોખલા આગળ ઘોડા ચડાવવામાં છે.

## શહેર બહારનાં સ્થળો

**સૈયદ રાજુની કબર** : સૈયદ રાજુની કબર શાહીબાગમાં રૂસ્તમબાગમાં આવેલી છે. હાલ એ નવરોજી હોલની પાછળ એક વંડામાં આવેલી છે. વંડામાં ઘણી કબરો છે. સૈયદ રાજુ તથા એના અનુયાયીઓ ઔરંગઝેબના વખતમાં એના હુકમથી શહેર બહાર ગયેલા અને લડતાં શહીદ થયેલા એ વર્ણન આગાઉ આવી ગયું. હાલ પાલણપુર તરફથી દરગાહની સંભાળ રખાય છે. મહમૂદ બેગડાના સમયમાં સૈયદ મુહમ્મદ નુરબક્ષ જુવાનપુરી બહુ વિદ્વાન અને પ્રસિદ્ધ હતા. એમનું માન ઘણું હતું અને ઘણા એમના શિષ્ય બનતા. એ વખતે ભવિષ્યમાં આવનાર મહેદી એજ છે એમ માનવા લાગ્યું. અમદાવાદમાં કેટલોક વખત રહીને એ પાછા ગએલા. મીરાતે અહમદીની પુરવણીનાં ઓલીયા વર્ણનમાં લખ્યું છે કે ગૂજરાતનો છેલ્લો સુલતાન મુઝફ્ફર, દીવાન એતમાદખાં, શેરખાં, મુસાખાં પોલાદી વગેરે આ પંથના હતા. પાલણપુરમાં એ પંથના ઘણા અનુયાયીઓ છે. સૈયદ રાજુ એ પંથનો હતો એટલે નુરબક્ષી સૈયદોમાં એ ગણાય છે. અહમદી લખે છે કે આ શહેરમાં પીંજારા, દૂધ વેચનાર, અને બીજા કેટલાક ધંધાદારીઓ મેહદવી છે.

**મુસા સુહાગની દરગાહ** : દિલ્હી દરવાજા બહાર કાંપને રસ્તે જતાં

રેલ્વે ક્રોસીંગ આગળ મોટા દરવાજાવાળા વંડામાં કુલ ચાર કબરો છે અને એક બહાર છે. મસ્જીદ સાધારણ કદની અને પાછલા જમાનાના ઘાટની છે. સુસાં-સુહાગને લોક બંગડીઆ પીર કહે છે. એમનું વર્ણન આગળ કરીશું. આ જગ્યાને તાબે ૨૨ એકર જમીન ગણાય છે.

**ચીની પીર :** શાહીબાગના રેલ્વે ક્રોસીંગ આગળ એક ઝાડ નીચે કબર છે. એ વલી અગર ચીની પીરની કબર કહેવાય છે. એ ઉર્દૂના પહેલા કવિ હતા. આ માટે કેટલોક મતભેદ પણ છે. ચીની પીરથી ઉત્તરે દરિયાખાંન ઘુમટ પાસે એક પડી ગયેલા વંડામાં સીદી પીરની કબર છે.

**બદામી મસ્જીદ :** શાહીબાગ જવાના રસ્તા ઉપર જહાંગીર મીલની પાસે છે. એમ કહેવાય છે કે અચુત કુકીની મસ્જીદ બાંધતાં એક એક બદામ લઇને આ મસ્જીદ બંધાવી તેથી તે બદામી મસ્જીદ કહેવાય છે.

**બાબા બરકલ્લા ચીશ્તીની મસ્જીદ અને રોજો :** દિલ્હી દરવાજા બહાર પેન્ટર ગાર્ડનની પાછળ આ જગ્યા આવેલી છે. બાબા બરકલ્લા શાહ-આલમના સમયમાં હતા. મસ્જીદ અને રોજાનાં મકાનો નવાં કરેલાં છે. રોજાનો ઘુમટ મોટો છે. પાસે શાહઅબદુલ ફતહના પુત્ર શાહ ઇસ્ત્ર અલ્લાની મસ્જીદ છે.

**બંગાળી ઘાટની દરગાહો :** બંગાળી વાંસનાં ઝુંપડાંના આકારના ઘુમટવાળી દરગાહો ઉત્તર હિંદમાંથી સત્તરમી સદીમાં અમદાવાદમાં આવેલી. શહેરની આસપાસ એવી ઘણી દરગાહો છે; પણ એમાં સૌથી સારી શાહીબાગમાં માધવલાલ બોર્ડીંગ પાસે બે છે. આ દરગાહો ચોરસ છે. લંબચોરસ મસ્જીદો ઉપર આ જાતના બંગાળી ઘુમટોના દાખલા થોડા છે.

**શહેર કોટડાની હદમાં આવેલાં સ્થળો :** (૧) શાહ બાદશાહ પીરનો રોજો, પત્થરનો બનાવેલો છે. (૨) ચાર તોડા કબરસ્તાન : આ જગ્યાને તાબે ૨૪½ એકર જમીન છે એમ આર્કી. સર્વેમાં લખ્યું છે. મસ્જીદ પત્થરની છે. મીનારા નથી, એટલે ચાર તોડા નામ શી રીતે પડયું હશે તે સમજાતું નથી. કોઇ ચાર તોલા પણ કહે છે. (૩) ચાર તોડાની પાસે પીર કાસીમ-શાહનો રોજો છે, અંદર ત્રણ કબર અને આરસનું કામ છે. કાસીમશાહ પીરાણાના સ્થાપક ઇમામશાહના ભાણેજ કે ભત્રીજા થાય છે એમ કહેવાય છે. એમનું માન ઘણું છે, અને ત્યાં ઘણાં લોક જાય છે. (૪) પાસે જ બાકરશાહનો રોજો છે, અને એ પીરાણાવાળા ઇમામશાહના પુત્ર થાય એમ

આર્કીઓલૉજીકલ સર્વેના ગ્રંથમાં લખ્યું છે. દરગાહની ઇમારત મોટી અને ભારે બાંધણીની ઇંટ ચુનાની છે. બાકરશાહનું[1] માન ઘણું છે અને ઘણે દુરથી લોક દર્શન માટે આવે છે. (૫) એક વંડામાં પીર મશાયકનો રોજો છે. મકાન પત્થરનું છે, અને એને વીસ થાંભલા છે. ભીંતમાં કોતરેલા પત્થર વાપર્યા છે. પશ્ચિમ બાજુ મસ્જીદ છે. પાસે બીજા રોજામાં પીર મશાયક શાહના પૌત્ર પીર અબુ તાલીબની કબર છે. (૬) કાળુપુર દરવાજા બહાર રેલ્વે પરાની હદમાં શાહ મહબુબ મઝુબનો રોજો આવેલો છે. શાહ મહબુબ ઇ. સ. ૧૫૩૦–૪૦ માં હતા. શાહ કુતુબના એ સમકાલીન હતા. વિદ્વાન અને પવિત્ર પુરુષ ગણાતા. એમનો ઓરસ થાય છે. આ બધી જગ્યાઓની હાલની સ્થિતિ નક્કી થઈ શકી નથી.

**અફઝલખાં બંબાણીની મસ્જીદ અને રોજો** : સારંગપુર દરવાજા બહાર નીકળી રાયપુર દરવાજા તરફ જતાં જમણે હાથે આ જગ્યા આવે છે. આ જગ્યાની સ્થિતિ હાલ સારી નથી; પણ એક વખત ત્યાં મહેલો અને સુંદર મકાનો હશે. અફઝલખાં બંબાણી સુલતાન મહમૂદ ત્રીજાના વઝીર હતા, અને પાછળથી ભક્તિમાર્ગમાં વળ્યા હતા. એમની મસ્જીદ કોટની છેક પાસે હતી. મરેઠાઓની લઢાઇ વખતે એનો ઉપયોગ થશે એમ ધારીને એનો નાશ કરેલો હતો. મસ્જીદની પાછલી ભીંત માત્ર છે અને એ ઉપરથી એની બાંધણી ઉત્તમ હશે એમ મનાય છે. આ મસ્જીદ હોત તો ગૂજરાત સલ્તનતના છેલ્લા ભાગનાં મકાનોમાં જે વિવિધ બાંધણી દેખાય છે તેમાં એક મકાનનો ઉમેરો થાત. અફઝલપુર આ જગ્યાએ હતું.

**મરીઅમ બીબીની મસ્જીદ** : રાજપુરની હદમાં હાલતા તોડાની મસ્જીદથી થોડે છેટે આ નાની પણ સુંદર મસ્જીદ આવેલી છે. માપ ૩૦ × ૨૦ ફીટ છે. કામ પત્થરનું છે. રાણી સીપ્રીની ધાટની ખુલ્લી બાંધણી છે. પડખાંમાં ઝરૂખા છે. એક મીનારો રહ્યો છે તે પણ સીપ્રીના ધાટનો છે. રખીઆલની હદમાં બીજી નાની પત્થરની મસ્જીદ હતી એને મંછાની મસ્જીદ કહેતા. એની

[૧] પીરાણામાં એક બાકરઅલીનો રોજો છે. બાકરશાહનો રોજો શાહેરકોટડામાં છે તે આર્કીઓલોજીકલ સર્વેના લખાણ પ્રમાણે પીરાણાને લગતો છે. ગેઝેટીઅરમાં આ બાબત લખાણ નથી. બાકરશાહ એજ બાકરઅલી કે કેમ એ નક્કી થઈ શક્યું નથી. બાકરશાહ–બાકરશાહનો રોજો કહેવાય છે તે એ હશે.

બાંધણી ઉપરથી એ સોળમી સદીની શરૂઆતની હશે એમ મનાતું. આર્કી-ઓલોજીકલ સર્વેમાં લખ્યું છે કે એના પત્થરનો ઉપયોગ બોરેડેલ કલેકટરના નામથી સ્ટેશન પાસે બંધાયલી વાવમાં થયો છે.

**ગંજશહીદ :** બહેરામપુરની હદમાં ૨૬ એકર જમીનમાં મોટું કબ્રસ્તાન છે. ત્યાં એક ટેકરા ઉપર વંડામાં ગંજશહીદની કબર છે. કબર પ્રમાણમાં લાંબી છે. આર્કી. સર્વેમાં આનું નામ 'ગંજશાહેદા' લખ્યું છે, પરંતુ અહમદીમાં શહીદ છે. અહમદીમાં લખ્યું છે કે ગંજશહીદ આશાવલની પાસે છે. તપાસ કરતાં ગંજશહીદ નામ ખરૂં લાગ્યું છે. આ જગ્યા હાલ કેલીકો મીલથી દક્ષિણે થોડે છેટે અણુ તુરાબના રોજાની દક્ષિણે છે. એટલે કેલીકો મીલની જગ્યાએ આશાવલનું સ્થાન નક્કી થાય છે. ગંજશહીદની પાસેની જમીન પહેલાં અનેક ખંડેરોથી ભરેલી હશે એમ જણાય છે. બંગાળી ધાટની કેટલીક દરગાહો ત્યાં છે.

**કાસીમખાંનો રોજો :** છાકવાડ અથવા માહદલપુરમાં આ રોજો આવેલો છે. પહેલાં એ મકાન સારૂં હશે એમ આર્કી. સર્વેના લેખક કહે છે.

**મુહમ્મદ અન્વરખાં બાબીનો રોજો :** કાંકરિયાથી દક્ષિણે આ રોજો આવેલો છે. બાબીવિલાસ કાવ્યમાં ઇદગાહ પાસે જે દરગાહનો ઉલ્લેખ આવે છે તે જ આ હશે. જો એ જ હોય તો આર્કી. સર્વેમાં લખ્યા પ્રમાણે એકલા અન્વરખાં બાબીની જ નહિં પણ બીજા પણ એ વંશના બીજા પુરુષોની કબરો ત્યાં હોય.

**પીરાણા :** અમદાવાદથી દક્ષિણે નવ માઇલ છેટે ગીરમઠા ગામ પાસે એક કોટની અંદર કેટલાક રોજાઓ છે. આ જગ્યાને પીરાણા કહે છે. અમદાવાદ ગેઝેટીઅરના લેખક લખે છે કે એ ભાગ ઠીક ઝાડીવાળો, અને સારા સૃષ્ટિ સૌંદર્યવાળો છે. બાકી મકાનોમાં સ્થાપત્ય કે કલાને લગતું કાંઇ જોવા જેવું નથી. ત્યાં પાંચ રોજા છે. ઇમામશાહનો, નુરશાહનો, સુરાભાઇનો, બાબા મુહમ્મદનો, અને બાકરઅલીનો. આ પાંચે રોજાઓના પીરને માનનારા જૂદા જૂદા છે, પણ એ બધાયે પીરાણાના મુખ્ય પીરને માન આપે છે. ઇમામશાહને માનનારાનો મોટો ભાગ હિંદુનો છે. હિંદુની દરેક નાતમાં એમાંના થોડા ઘણા નીકળે છે, પણ પાટીદારમાં વધારે છે. આ બધા હિંદુ જ કહેવાય છે, અને હિંદુ નાતોના રીતરિવાજ પાળે છે. દીવાની પૂજા કરે છે. મડદાંને હિંદુ રીત પ્રમાણે બાળે છે, પણ કેટલાક બાળ્યા પછી થોડાં હાડકાં દાટવા માટે

રાખે છે, ટચલી આંગળી દાટે છે એ વાત ખોટી છે એમ ગેઝેટીઅરની નોંધમાં લખ્યું છે. નુરશાહના અનુયાયીઓ મોમના છે, અને એ નુરશાહી કહેવાય છે. સુરાભાઈની કબર નથી પણ ગાદી છે. મુળ પાંચ સેવકો વહીવટ કરતા તેથી એ પાંચીઆ કહેવાય છે. આ પંથમાં કેટલાક રબારીઓ છે તથા શીરોહી મુંબાઇ કચ્છ વગેરે જગ્યાએ પણ અનુયાયીઓ છે. બાબા મુહમ્મદના રોજાનું માન શેખ જાતના મુસલમાનોમાં છે. મુળ સાત વહીવટ કરનાર ઉપરથી એ સાતીઆ કહેવાય છે. બાકરઅલીના અનુયાયીઓ અમદાવાદ, મહીકાંઠા, વડોદરા, સુરત વગેરેમાં છે. કાઠીઆવાડના કેટલાક કાછીઆ અને સોની લોકો પણ એને માને છે. ગેઝેટીઅરમાં લખ્યું છે કે બાકરઅલીના વડવા અકલમીયાં મોગલાઈમાં સીંધથી આવ્યા હતા અને પોતે ઇમામશાહના વંશના છે એમ જાહેર કરી બાદશાહ પાસેથી પરવાનો લીધો હતો. એમણે પીરાણાની જગ્યાનો કબજો લીધો પણ પહેલાંના સૈયદોએ પાછળથી પેશ્વા સરકારને અરજ કરી કબજો પાછો મેળવ્યો. અકલમીયાંને રૂ. ૨૫૦૦૦) આપવાના ઠર્યા અને એમણે પીરાણામાં ન રહેવું એમ ઠર્યું, એટલે એમણે અમદાવાદ અને ખંભાતમાં રહેવા માંડ્યું. કહેવાય છે કે ઇ. સ. ૧૮૩૨ સુધી, બાકરઅલીના મરણ સુધી ત્યાં રોજો બંધાયો નહોતો.

ઇમામશાહ પીરાણાના મૂળ સ્થાપક છે. એ સંવત ૧૫૦૫ ઇ. સ. ૧૪૪૯માં ઇરાનથી ગૂજરાતમાં આવ્યા હતા અને ગીરમથા ગામ પાસે એક ટેકરા ઉપર રહેતા. એમણે ઘણા ચમત્કારો કરેલા એમ કહેવાય છે. એ વખતના સુલતાન મુહમ્મદ બીજાએ કેટલીક પરીક્ષા કર્યા પછી ઇમામશાહને સારૂં માન આપ્યું હતું. એમના ચમત્કારોથી હિંદુઓ અને ખાસ કરીને પાટીદારો એમના સેવક બન્યા. લોકોમાં કહેવાય છે કે એક સંઘ કાશીની જાત્રાએ જતો હતો તેમાંના દરેકને થોડી થોડી વાર કપડું ઢાંકી કાશીની જાત્રા ગીરમથા ગામ આગળ જ કરાવેલી, અને એ ચમત્કારથી એ બધા ઇમામશાહના સેવકો બન્યા. આ વખતે ત્યાં સાડાત્રણ મણ જનોઇઓ ઉતરી હતી એવી પણ દંતકથા છે. ઇમામશાહને પાંચ મુખ્ય શિષ્યો હતા. હાલ ખાનદેશ અને ગૂજરાતના ઘણા ભાગમાં એમના સેવકો છે. આ પંથના ધર્મ પુસ્તકને શિક્ષા-પત્રી કહે છે. એ લોકો શિવોહમ્, ઇમામ કેવલઃ, એવું બોલે છે. એમના ગાદીવાળા કાકા કહેવાય છે. શ્રાવણ અને ભાદરવાના કેટલા હિંદુ તહેવારોમાં ત્યાં મેળા ભરાય છે. દરેક મહિનાને બીજે અને ચોથે દીવસે તેઓ અપવાસ કરે છે

અને રમઝાન મહિનાના રોજા પાળે છે. ઇ. સ. ૧૬૯૧ માં એમના સૈયદોને કાંઈ હરકતો થવાથી આ પંથના લોકોએ મોટું હુલ્લડ કર્યું હતું, અને ભરૂચનો કિલ્લો હાથ કર્યો હતો.[૧]

આ સિવાય ઘણાં મુસલમાન અવશેષો છે જેનું વર્ણન કરતાં લંબાણ થાય તેથી એ છોડી દીધાં છે, બાકી ઘણાખરાનાં નામનિશાન કોઇ જાણતું નથી. અહમદીમાં કેટલાક પ્રસિદ્ધ પુરુષોની કબરોના ઉલ્લેખો આપ્યા છે તેનો આજે પત્તો લાગતો નથી.

અમદાવાદની દક્ષિણે જેતલપુર ગામ પાસે એક સુંદર મોટું તળાવ અને એક ખંડેર થયેલો કિલ્લો છે. આ બધું જહાંગીરના સમયમાં સૈફખાંએ બંધાવેલું, અને તળાવની પાસે જીતબાગ નામે બાગ હતો. આ જગ્યા આજે પણ સુંદર છે. અમદાવાદના લોકોને સહેલગાહ (પીકનીક) વગેરેને માટે આ જગ્યા ઉત્તમ છે. આખો રસ્તો મનોહર છે. ચોમાસામાં તો ઘણું જ રમણીય લાગે છે.

સાબરમતી સ્ટેશનથી દોઢેક માઇલ ઉત્તરે કાલી ગામ આગળ એક કિલ્લો છે એ પણ મુસલમાન અવશેષ તરીકે જોવા જેવો છે. હાલ કાલીના કિલ્લા તરીકે એ ઓળખાય છે, પણ મોગલાઇમાં એમાં થાણું હતું અને ફોજદાર રહેતો. અહમદીમાં લખ્યું છે કે આ કિલ્લો આઝમખાં ઉધઇએ બાંધ્યો. આઝમખાંએ વાત્રક ઉપર આઝમાબાદનો કિલ્લો બાંધ્યો હતો અને ચુંવાળના કોળીઓથી શહેરનું રક્ષણ કરવા ખલીલાબાદનો કિલ્લો બાંધ્યો હતો. ફોર્બસ સભાના હસ્તલિખિત સંગ્રહમાં પણ એક જગ્યાએ આ કિલ્લો આદમખાં ઉદાઈ, જેણે રાણપુરમાં કિલ્લો બાંધ્યો એણે જ કાળીનો કિલ્લો બાંધ્યો, એમ લખ્યું છે. એટલે ચુંવાળના કોળીઓથી રક્ષણ કરવા બાંધેલો કિલ્લો આ હોઈ શકે; અને એ જ ખલીલાબાદનો કિલ્લો એમ મને લાગે છે.

[૧] પીરાણાનો અહેવાલ વિસ્તારથી આપવાનું સ્થળસંકોચને લીધે બની શક્યું નથી. ઘણોખરો ભાગ અમદાવાદ ગેઝેટીઅર (પૃ. ૨૮૭–૨૯૦)માંથી સારરૂપે લીધો છે. ફોર્બસ સભાના હસ્તલિખિત સંગ્રહમાંથી પણ થોડો આધાર દંતકથા માટે લીધો છે.

## પ્રકરણ છેતાલીસમું



### જોવા લાયક સ્થળો

### હિંદુ સ્થળો

અમદાવાદમાં પ્રાચીન હિંદુ સ્થળો તો ખાસ નથી. મીરાતે અહમદીમાં કેટલાંક હિંદુ સ્થાનકોનું વર્ણન આપ્યું છે. એટલે બસો વર્ષથી પહેલાં એ સ્થાનકો હશે એમ માની શકાય, અને એટલા પુરતાં એ પ્રાચીન કહી શકાય.

**રણછોડજી :** માંડવીની પોળમાં છે. જૂનું દહેરૂં પડી જવાથી અહમદી લખાતી વખતે (૧૭૬૨) રજા લઇ નવી ઇમારત બાંધેલી. ત્યાં કોઈ બ્રાહ્મણે બીજું મંદિર બાંધી ત્રીકમજી નામ રાખેલું એમ કહે છે.

**રણછોડજી :** હાલ સારંગપુર રણછોડજીની પોળમાં આ મોટું મંદિર છે. અહમદી લખાઇ ત્યારે ત્યાં પોળ હોય એમ લાગતું નથી. એ મંદિર દોલતખાનામાં ગણાતું. અહમદીમાં લખ્યું છે કે "જુના વખતમાં દરવાજા બહાર રાણીશેરીમાં એ મૂર્તિ હતી. શહેરની પડતી થઈ ત્યારે બહાર ઉજ્જડ થવાથી તેને શહેરમાં લાવ્યા. સદાશિવ રામચંદ્રના ભાઇ નથુજીએ પોતાની હકૂમતના સમયમાં મંદિર બાંધ્યું અને મૂર્તિ પધરાવી. એ વખતે સેવકો માટે નાણાં પણ ઠરાવ્યાં હતાં." પ્રો. નવાબઅલીની અંગ્રેજી આવૃત્તિમાં નથુજીને બદલે સંતોજી નામ આપેલું છે.

**રઘુનાથજી :** હાજાપટેલની પોળમાં આ મંદિર છે. અહમદીમાં લખ્યું છે કે આવી સુંદર મૂર્તિ બીજી એકે દેખાતી નથી. બે પડખે લક્ષ્મણ અને સાતાજીની મૂર્તિઓ છે. રામનવમીએ ઘણા લોક—ખાસ કરીને સ્ત્રીઓ દર્શને જાય છે એમ અહમદી જણાવે છે.

**ચતુર્ભુજ** : ચંગપોળમાં કાળા પત્થરની ચાર હાથની મૂર્તિ છે એ કારણથી ચતુર્ભુજ કહેવાય છે.

**મદનમોહન** : રાજામહેતાની પોળમાં એક બ્રાહ્મણના ઘરમાં છે. (ઇ. સ. ૧૭૬૨). મૂર્તિ પીતળની છે. આ બાબત અહમદીની ગૂજરાતી નકલ બહુ લોક ખરી માને છે અને અંગ્રેજીમાં ઓછા લોક માને છે એમ લખ્યું છે.

**ગોકુળચંદ્રમા** : આ માટે અહમદીમાં આ પ્રમાણે લખ્યું છેઃ–"રાજા-મહેતાની પોળમાં રઘુનાથ ગોસાંઇના ઘરમાં આ મૂર્તિ હતી. એમના પછી એમના પુત્ર વ્રજનાથે દોશીવાડાની પોળમાં વ્રજભૂપણના ઘરમાં લાવીને રાખી. વાણીઆ દીવસમાં પાંચ વાર દર્શને જાય છે, અને મંદિરનું મોઢું પાર્ચે પુરૂં પાડે છે." આ દોશીવાડાની પોળના મોટા મંદિરની મૂર્તિ હશે?

**રામનાથ** : માંડવીની પોળમાં દેવશેરીમાં ભોંયરામાં આ મંદિર છે. આ મંદિરની મૂર્તિ શહેર વસતા પહેલાંની કહેવાય છે એમ અહમદી લખે છે. મુસલમાની અમલમાં તેને ભોંયરામાં સ્થાપી હતી.

**ભૈરવ** : અહમદી લખે છે કે સાંકડીશેરીમાં મહાદેવની પીતળની ચાર હાથની મૂર્તિ છે, અને શિવલિંગને બદલે આવી મૂર્તિ છે તેથી એના કર્તાને નવાઇ લાગે છે. આ મંદિર લાખાપટેલની પોળ સામે હશે. અહમદીની ગૂજરાતી આવૃત્તિમાં આ મંદિર લખેલું નથી.

**અંબાજી અને બહુચરાજી** : આ મંદિર ચંગપોળમાં સરિયામ રસ્તા ઉપર હોવાથી બહુ ભીડ થતી એમ અહમદીના કર્તા લખે છે. બીજું એક મંદિર આકાશેઠકુઆની પોળને મોઢે ભોંયરામાં છે એમ જણાવે છે. આ મંદિર આજે પણ ભોંયરામાં છે.

**બહુચરા** : આ મંદિર સારંગપુર તળીઆની પોળમાં છે. આ મંદિરમાં નવરાત્ર કર્યાં પછી એક બાઇ આઠમે પોતાની જીભ કાપીને હોમતી અને જીભ પાછી હતી તેવી થઇ જતી. અહમદીના કર્તા લખે છે કે લોકોએ હાલ (૧૭૬૨) આ વાત નજરે જોયેલી છે, અને એ સ્રી ઘરડી થઇ જવા છતાં આઠમે એ પ્રયોગ કરે છે. આ વર્ણનમાં અંગ્રેજી આવૃત્તિમાં તુલજાપોળ અને બહુચરાનું મંદિર લખ્યું છે. ગૂજરાતી આવૃત્તિમાં બહુચરાને બદલે 'મછરાલ' લખ્યું છે અને તળીઆની પોળ લખે છે. હાળની પોળમાં બહુચરાનું એક બીજું મંદિર

હતું એમ અંગ્રેજી આવૃત્તિમાં લખ્યું છે, જ્યારે ગૂજરાતીમાં એ જ મંદિરને તોતલાભવાનીનું મંદિર કહ્યું છે.

**તોતળાભવાની** : રાજામહેતાની પોળમાં તોતળાજીની પોળમાં હાલ આ મંદિર છે. અહમદીની અંગ્રેજી આવૃત્તિમાં એનું નામ 'તુલસા' (તુલજા) ભવાની લખ્યું છે. ગૂજરાતીમાં બહુચરા લખ્યું છે. ગૂજરાતીમાં ઢાલની પોળના મંદિરને તોતળાજીનું મંદિર કહ્યું છે એટલે ઉલટાસુલટી લખવાની ભૂલ થઇ હશે. અઢારમી સદીમાં આસો અને ચૈત્રની પાંચમે 'બાંદા' (અંગ્રેજી આવૃત્તિમાં 'મંદા') જાતના વાણીઆને માતાનો વા આવે છે એ વખતે ઘણા લોક મનની વાત પુછવા આવે છે.

**આશાપુર** : સાંકડી શેરીમાં ઘણી સુંદર આરસની મૂર્તિ છે અને કૃપાશંકર નામના નાગરે એ વખતે મંદિર કરાવેલું એમ અહમદી લખે છે. આશાપુરીમાં બાજુના ગોખમાં આરસની મૂર્તિ મહિષાસુરમર્દિનીની છે તે આ હશે. હાલની મૂર્તિ હશે કે બાજુમાં પડી છે તે હશે એ ચોક્કસ કહી શકાતું નથી. કૃપાશંકર પણ ભોળાનાથ સારાભાઇના વડવા કે બીજા તે કહી શકાય નહિ. આશાપુરીમાં છુટા પત્થર ઉપર એક લેખ છે. એ બરોબર વાંચી શકાયો નથી. પણ એ કોઈ બીજી મૂર્તિને લગતો હશે. એમાં કૃપાશંકરનું નામ નથી. કેટલાક સલાટોનાં નામ છે. કોઈ સલાટને અંબાજીએ સ્વપ્નું આપેલું, અને એણે મૂર્તિ લાવીને અહીં સ્થાપેલી એમ પણ કહેવાય છે.

**નરસિંહજી** : અહમદી લખે છે કે રાજપુરમાં તુલસી મહોલ્લામાં આ મૂર્તિ છે તે મુસલમાનોની બીકથી ભોંયરામાં સંતાડેલી તે હાલ (૧૭૬૨) ભોંયરામાં છે. આ ગોમતીપુરના નરસિંહજી હશે? બીજી એક મૂર્તિ ચંડોળા તળાવ ઉપર છે.

**જાગેશ્વર** : રાયપુર દરવાજા બહાર છે. આ જગનાથ મહાદેવ હશે. અહમદી લખે છે કે નઝમુદ્દૌલા (મોમીનખાં)ના વખતમાં નંદરામે એ મંદિર બાંધીને બગીચો કર્યો.

**કાંકરેજભવાની** : કાંકરિયાના ગરનાળાના એક થાંભલા ઉપર મૂર્તિ ધારીને તેની પૂજા કરવામાં આવે છે એમ અહમદીમાં લખ્યું છે.

**સીંધવાવભવાની** : ખોખરા મહેમદાવાદમાં આ મૂર્તિ છે.

**ચતુર્ભુજ** : ચંગપોળમાં કાળા પત્થરની ચાર હાથની મૂર્તિ છે એ કારણથી ચતુર્ભુજ કહેવાય છે.

**મદનમોહન** : રાજામહેતાની પોળમાં એક બ્રાહ્મણના ઘરમાં છે. (ઇ. સ. ૧૭૬૨). મૂર્તિ પીતળની છે. આ બાબત અહમદીની ગૂજરાતી નકલ બહુ લોક ખરી માને છે અને અંગ્રેજીમાં ઓછા લોક માને છે એમ લખ્યું છે.

**ગોકુળચંદ્રમા** : આ માટે અહમદીમાં આ પ્રમાણે લખ્યું છેઃ—"રાજામહેતાની પોળમાં રઘુનાથ ગોસાંઇના ઘરમાં આ મૂર્તિ હતી. એમના પછી એમના પુત્ર વ્રજનાથે દોશીવાડાની પોળમાં વ્રજભૂષણના ઘરમાં લાવીને રાખી. વાણીઆ દીવસમાં પાંચ વાર દર્શને જાય છે, અને મંદિરનું મોટું ખર્ચ પુરૂં પાડે છે." આ દોશીવાડાની પોળના મોટા મંદિરની મૂર્તિ હશે?

**રામનાથ** : માંડવીની પોળમાં દેવશેરીમાં ભોંયરામાં આ મંદિર છે. આ મંદિરની મૂર્તિ શહેર વસતા પહેલાંની કહેવાય છે એમ અહમદી લખે છે. મુસલમાની અમલમાં તેને ભોંયરામાં સ્થાપી હતી.

**ભૈરવ** : અહમદી લખે છે કે સાંકડીશેરીમાં મહાદેવની પીતળની ચાર હાથની મૂર્તિ છે, અને શિવલિંગને બદલે આવી મૂર્તિ છે તેથી એના કર્તાને નવાઇ લાગે છે. આ મંદિર લાખાપટેલની પોળ સામે હશે. અહમદીની ગૂજરાતી આવૃત્તિમાં આ મંદિર લખેલું નથી.

**અંબાજી અને બહુચરાજી** : આ મંદિર ચંગપોળમાં સરિયામ રસ્તા ઉપર હોવાથી બહુ ભીડ થતી એમ અહમદીના કર્તા લખે છે. બીજું એક મંદિર આકાશેઠકુઆની પોળને મોંઢે ભોંયરામાં છે એમ જણાવે છે. આ મંદિર આજે પણ ભોંયરામાં છે.

**બહુચરા** : આ મંદિર સારંગપુર તળીઆની પોળમાં છે. આ મંદિરમાં નવરાત્ર કર્યા પછી એક બાઇ આઠમે પોતાની જીભ કાપીને હોમતી અને જીભ પાછી હતી તેવી થઇ જતી. અહમદીના કર્તા લખે છે કે લોકોએ હાલ (૧૭૬૨) આ વાત નજરે જોયેલી છે, અને એ સ્ત્રી ઘરડી થઇ જવા છતાં આઠમે એ પ્રયોગ કરે છે. આ વર્ણનમાં અંગ્રેજી આવૃત્તિમાં તુલજાપોળ અને બહુચરાનું મંદિર લખ્યું છે. ગૂજરાતી આવૃત્તિમાં બહુચરાને બદલે 'મછરાલ' લખ્યું છે અને તળીઆની પોળ લખે છે. ઢાળની પોળમાં બહુચરાનું એક બીજું મંદિર

હતું એમ અંગ્રેજી આવૃત્તિમાં લખ્યું છે, જ્યારે ગૂજરાતીમાં એ જ મંદિરને તોતલાભવાનીનું મંદિર કહ્યું છે.

**તોતળાભવાની**: રાજામહેતાની પોળમાં તોતળાજીની પોળમાં હાલ આ મંદિર છે. અહમદીની અંગ્રેજી આવૃત્તિમાં એનું નામ 'તુલસા' (તુલજા) ભવાની લખ્યું છે. ગૂજરાતીમાં બહુચરા લખ્યું છે. ગૂજરાતીમાં ઢાલની પોળના મંદિરને તોતળાજીનું મંદિર કહ્યું છે એટલે ઉલટાસુલટી લખવાની ભૂલ થઇ હશે. અઢારમી સદીમાં આસો અને ચૈત્રની પાંચમે 'બાંદા' (અંગ્રેજી આવૃત્તિમાં 'મંદા') જાતના વાણીઆને માતાનો વા આવે છે એ વખતે ઘણા લોક મનની વાત પુછવા આવે છે.

**આશાપુર**: સાંકડી શેરીમાં ઘણી સુંદર આરસની મૂર્તિ છે અને કૃપાશંકર નામના નાગરે એ વખતે મંદિર કરાવેલું એમ અહમદી લખે છે. આશાપુરીમાં બાજુના ગોખમાં આરસની મૂર્તિ મહિષાસુરમર્દિનીની છે તે આ હશે. હાલની મૂર્તિ હશે કે બાજુમાં પડી છે તે હશે એ ચોક્કસ કહી શકાતું નથી. કૃપાશંકર પણ ભોળાનાથ સારાભાઇના વડવા કે બીજા તે કહી શકાય નહિં. આશાપુરીમાં છુટા પત્થર ઉપર એક લેખ છે. એ બરોબર વાંચી શકાયો નથી. પણ એ કોઈ બીજી મૂર્તિને લગતો હશે. એમાં કૃપાશંકરનું નામ નથી. કેટલાક સલાટોનાં નામ છે. કોઈ સલાટને અંબાજીએ સ્વપ્નું આપેલું, અને એણે મૂર્તિ લાવીને અહીં સ્થાપેલી એમ પણ કહેવાય છે.

**નરસિંહજી**: અહમદી લખે છે કે રાજપુરમાં તુલસી મહોલ્લામાં આ મૂર્તિ છે તે મુસલમાનોની બીકથી ભોંયરામાં સંતાડેલી તે હાલ (૧૭૬૨) ભોંયરામાં છે. આ ગોમતીપુરના નરસિંહજી હશે? બીજી એક મૂર્તિ ચંડોળા તળાવ ઉપર છે.

**જાગેશ્વર**: રાયપુર દરવાજા બહાર છે. આ જગનાથ મહાદેવ હશે. અહમદી લખે છે કે નઝમુદૌલા (મોમીનખાં)ના વખતમાં નંદરામે એ મંદિર બાંધીને બગીચો કર્યો.

**કાંકરેજભવાની**: કાંકરિયાના ગરનાળાના એક થાંભલા ઉપર મૂર્તિ ધારીને તેની પૂજા કરવામાં આવે છે એમ અહમદીમાં લખ્યું છે.

**સીંધવાવભવાની**: ખોખરા મહેમદાવાદમાં આ મૂર્તિ છે.

**હનૂમાનજી:** અહમદીમાં લખ્યું છે કે સુલતાનપુરમાં આ મૂર્તિ જમીનમાં હતી. દામાજીરાવ ગાયકવાડના દિવાન રેંકુજી પંડિતને એની ખબર પડવાથી મંદિર કરાવ્યું. શનિવારે ત્યાં ઘણા લોક જતા. આ સ્થળ હાલ કયાં છે તે ખબર મળી નથી. સુલતાનપુર રાયપુર દરવાજા બહાર હતું.

**નીલકંઠેશ્વર:** વસ્રાલ ગામમાં આ મંદિર આવેલું છે. અહમદીની ગૂજરાતી આવૃત્તિમાં સાંલકેશ્વર નામ આપ્યું છે. એ મંદિર જૂના વખતથી પ્રસિદ્ધ છે એમ પણ લખ્યું છે. શ્રાવણ માસમાં ત્યાં ઘણા લોક જતા.

**માતરભવાની:** એ જ નામની વાવમાં ગોખ છે. અહમદી લખે છે કે શહેર વસ્યું ત્યારનું મંદિર હતું અને વાવ બાંધવાનું કોઇને સ્વપ્નામાં કહેલું. આર્કીઓલોજીકલ સર્વે પ્રમાણે વાવમાં ગોખ પછીથી કરેલો છે એમ મનાય છે. આને શહેર પહેલાંની વાત ન માનીએ તોપણ અઢારમી સદીમાં એ માન્યતા હતી એમ માનવું પડે.

**ધનુષધારી:** અમદાવાદની ઉત્તરે દૂર આ મંદિર છે. પહેલાં એ સિદ્ધપુરને તાબે ગણાતું. અહમદીની અંગ્રેજી આવૃત્તિમાં 'ધનકધારી' અને ગૂજરાતીમાં 'ઢંગધારી' એમ લખેલું છે.

**નીલકંઠ મહાદેવ:** અસારવામાં આ મહાદેવ આવેલા છે. શ્રાવણ વદ અમાસે લોકો ત્યાં દર્શને જાય છે. અમદાવાદમાં બાવાઓના કેટલાક પંથ છે એમાનાં એક પ્રસિદ્ધ પંથના હાથમાં આ મંદિર છે.

**આચાર્યજીનાં પગલાં:** અસારવામાં આચારજીને નામે આ જગ્યા પ્રસિદ્ધ છે. ગોસાંઇજી મહારાજ પહેલાં આવેલા ત્યારે ત્યાં રહેલાં તેમનાં પગલાં અને ગાદી પૂજાય છે. આના વર્ણનમાં અહમદીનાં ભાષાંતરોમાં ફેર છે.

**એકલિંગભવાની:** અહમદીની ગૂજરાતી આવૃત્તિમાં 'નહગંગ ભવાની' લખેલું છે. દૂધેશ્વરના પૂલ આગળ આ મૂર્તિ હતી એમ અંગ્રેજી આવૃત્તિમાં લખ્યું છે. ગૂજરાતીમાં પુલ નથી લખ્યો.

**ભીમનાથ અને ખડ્ગધારેશ્વર મહાદેવ:** આ બન્ને મંદિરો શાહી બાગમાં મુહમ્મદ અમીનખાંના બાગ પાસે હતાં એમ લખેલું છે. એટલે બન્નેની વચ્ચે એ બાગ હશે. ખડ્ગધારેશ્વર પ્રાચીન છે. સાભ્રમતી માહાત્મ્યમાં શિવરાત્રી માહાત્મ્યની જે વાત કહેવામાં આવે છે તે જ વાત ખડ્ગધારેશ્વર માટે લખી છે. એક ભીલથી ભૂલથી શિવરાત્રી થઇ ગઇ, અપવાસ થયો, બીલીનાં ઝાડ ઉપ-

રથી પાંદડાં વગેરે તોડયાં તે નીચે શિવલિંગ ઉપર પડયાં એમ ભૂલથી પૂજા થવાથી શિવ પ્રસન્ન થયા વગેરે વાત લખેલી છે. ભીમનાથ મહાદેવનું મંદિર મરેઠા સમયમાં બંધાયું છે. ભીમનાથનો આરો અમદાવાદમાં સર્વથી ઉત્તમ છે.

**હીંગળાજ ભવાની**: નદી પાસે નવરંગપુરામાં આ મંદિર છે. બ્રહ્મક્ષત્રીઓની કુળદેવી છે.

**સમભાનેશ્વર મહાદેવ**: સપ્તર્ષિના આરે આ મંદિર છે. અંગ્રેજી આવૃત્તિમાં થાનેશ્વર લખ્યું છે. આ મંદિર મંઝુરી પરામાં છે અને પાંચ મુખવાળું લિંગ છે એમ અહમદી લખે છે. મંઝુરી અને આશાવલ લગભગ એકજ હતાં. ઋષિપાંચમે ત્યાં લોક જાય છે.

**સીરેશ્વર મહાદેવ**: આ મંદિર ઘણું જૂનું હતું તે પેશ્વાના સુબા શ્રીપતરાવે નવું કરાવ્યું; અલીમપુરમાં આવેલું છે એમ અહમદીની અંગ્રેજી આવૃત્તિમાં લખેલું છે. ગૂજરાતીમાં આ મંદિર નથી ગણાવ્યું. આ મંદિર અલીમપુર અથવા અલીમપુરમાં શાહઆલમના રસ્તા ઉપર આવેલું છે. એને હાલ ગંગનાથ મહાદેવ કહે છે.

આ પ્રમાણે બસો વર્ષ ઉપર મંદિરો હતાં તેનો અહેવાલ અહમદીમાં આપ્યા પ્રમાણે આપ્યો છે. આ ઉપરથી જણાશે કે ખાસ મંદિરો અને પોળના ગોખોનો અહેવાલ પણ આપ્યો છે, પણ માણેકચોકનું મંદિર કે ભદ્રકાળી માટે કાંઈ લખ્યું નથી. સાભ્રમતી માહાત્મ્યમાં આપેલાં મંદિરોમાંથી કેટલાંક છે અને કેટલાંકનો પત્તો નથી.

સાભ્રમતી માહાત્મ્ય પ્રમાણે અમદાવાદથી ઉત્તરે આવેલા હાંસોલ ગામની સામી બાજુ નદી કિનારે આવેલું કોટેશ્વરના મંદિરનું સ્થળ પ્રાચીન છે. જગ્યા મનોહર છે. સહેલગાહ (પીકનીક) માટે સારૂં સ્થળ છે. હાંસોલ પાસે રણમુક્તેશ્વર છે તેનું નામ માહાત્મ્યમાં નથી, પણ જગ્યા સારી છે. એ પછી ખઙ્ગધારેશ્વર અને પછી દૂધેશ્વર આવે છે. દૂધેશ્વર સામે પાર છે. ૧૮૭૫ ના પુરમાં ત્યાંનો આરો પડી ગયો, ત્યાં ચંદ્રભાગા સંગમ છે. કામધેનુએ ત્યાં દૂધનું લિંગ બનાવ્યું હતું એમ કહેવાય છે. ત્યાં દધિચિ મુનીનો આશ્રમ હતો એ વાત જાણીતી છે. એ પછી ગુપ્તેશ્વર અને બ્રહ્મચારેશ્વર આવે છે. ગુપ્તેશ્વર કલિયુગમાં ગુપ્ત થઇ જશે એમ લખેલું છે. દૂધેશ્વરથી ભદ્ર સુધીનાં આ સ્થાનો અસલ હશે. ભદ્રના બુરજમાં એક ગુપ્તેશ્વર કહેવાય છે. પણ એ સ્થાપન મરેઠા સમ-

યમાં થયું છે. માણકેશ્વરની વાત પાછળ જોઈ ગયા છીએ. હાલ વિક્ટોરિયા ગાર્ડન આગળ માણેક બુરજની પાસે આ મહાદેવ છે એમ કહેવાય છે. માણકેશ્વર પણ કલિયુગમાં ગુપ્ત થશે એમ માહાત્મ્યમાં લખ્યું છે. એ પછી પિચુમંદાર્ક તીર્થ આવે છે. ત્યાં બીલીમાં શિવ, પીંપળામાં વિષ્ણુ, શિરીષમાં ઇંદ્ર, અને લીંબડામાં પ્રભાકર રહેલા છે. આ તીર્થને નિંબાર્ક પણ કહે છે. ગુદાનો રોગ થએલો બ્રાહ્મણ ત્યાં નાહેલો અને રોગ મટેલો, એટલે ત્યાં નાહવાથી રોગ મટે એમ લખેલું છે, આ તીર્થ હાલ ક્યાં છે તે જણાયું નથી. પ્રાચીન કાળમાં આ કોઈ સૂર્ય મંદિર હશે ? એ પછી માહાત્મ્યમાં એક સિદ્ધતીર્થ આવે છે, ત્યાં ઉષાને માટે અનિરુદ્ધને લઈ જતી વખતે એક ઘરમાં ચિત્રલેખાએ એને રાખેલો એમ લખેલું છે. ત્યાં કૃષ્ણે બાણાસુરને જીતી પાછા વળતાં અનિરુદ્ધે પ્રાર્થેલી કોટરાક્ષીનું સ્થાપન કરેલું. આ સ્થાનનો પત્તો મળ્યો નથી. એ પછી સપ્ત સારસ્વત અગર સપ્તસારેશ્વર તીર્થ આવે છે. ત્યાં ચંદન મિશ્રિત સાત નદીઓ વહે છે. ગુપ્ત સોમતીર્થ, અને વામન તીર્થનાં નામ પણ લખ્યાં છે. સાભ્રમતી માહાત્મ્યની મને મળેલી પ્રતમાં આ નામોમાં ઘણો ગોટાળો જણાયો છે. સપ્તર્ષિને સપ્તસારેશ્વર પણ કહ્યા છે. ત્યાં અરુંધતી સહિત સાતે ઋષિઓ રહ્યા છે. એ પછી એક ગાઉ દૂર ગણેશતીર્થ, વૈજનાથતીર્થ અને શ્રીક્ષેત્રતીર્થ છે. શ્રીક્ષેત્ર એ સરખેજ છે. આટલાં તીર્થ અમદાવાદની હદમાં છે. વૈજનાથતીર્થનો પત્તો મળ્યો નથી. એના વર્ણનમાં गूर्जरस्थानां लोकानां वांछितार्थ प्रदोभव । એવો શ્લોકાર્ધ છે.

અમદાવાદમાં બીજાં હિંદુ મંદિરો પણ ઘણાં છે. એ અને ઉપરનાં મંદિરોમાં સ્થાપત્યને લગતું કાંઇ ખાસ જોવાનું નથી. શહેરમાં કેટલાંક શિવમંદિર સારાં છે. રાયપુરના ચકલાથી મદનગોપાળની હવેલી તરફ જતાં બે શિવમંદિર સારી બાંધણીનાં છે. એકમાં ( આકાશેઠકુવાની પોળ સામે ) બાજુની દેહરીમાં ચાર મુખવાળું શિવલિંગ છે. ચાર મુખવાળાં શિવલિંગ ભાગ્યે જ જોવામાં આવે છે. ( કાદંબરીમાં એવા લિંગનો ઉલ્લેખ આવે છે. ) નાગરોના હાટકેશ્વરનાં મંદિરો છે. એમાં વાડી વગેરે સાથે લેતાં સાઠોદરા નાગરનું મકાન સારૂં છે, પણ મંદિર તરીકે વિસનગરાનું મંદિર ઉત્તમ છે. એ અમૃતલાલ વકીલે ગાયકવાડના સમયમાં બંધાવેલું છે. ઘીકાંટાને રસ્તે પણ એક સારૂં મંદિર છે. હિંદુ મંદિરોમાં સર્વથી ઉત્તમ બાંધણીનું તો સ્વામીનારાયણનું મંદિર છે. એ

મંદિર ગ૯ સદીના પૂર્વાર્ધના અંતમાં બંધાયું છે. મંદિરની બાંધણી પ્રાચીન હિંદુ ઘાટની અને આકર્ષક છે. એને લગતાં મકાનો તથા દરવાજો પણ ભવ્ય છે અને મકાનો લાકડકામનાં ઉત્તમ નમુનારૂપ છે.

## જૈન મંદિરો

અમદાવાદના અલંકારરૂપ તો જૈન મંદિરો છે. અમદાવાદ મુસલમાનોએ વસાવ્યું અને એમની બાદશાહી રહી એટલે એમનાં મકાનો તો ઉત્તમ હોય જ. પરંતુ અમદાવાદ અસલથી જૈન નગરી છે. મુસલમાન સમયમાં પણ શહેરમાં જૈનોનું જોર બહુ હતું. મોટા મોટા જૈન શેઠીઆઓને રાજદ્વાર તરફથી સારૂં માન મળતું. એટલે જૈનોનાં મંદિરો વખતોવખત સારાં થતાં. પ્રાચીન આશાવલનાં જૈન મંદિરોનો ખ્યાલ સદ્ભાગ્યે હાલ આવતો નથી. હાલ તો સર્વથી પ્રાચીન મંદિરોમાં શાંતિદાસનું મંદિર અને ઝવેરીવાડાનાં કેટલાંક મંદિરોને ગણી શકાય.

**ચિંતામણનું દેહેરૂં**: આ મંદિર શાહજહાંના સમયમાં ઝવેરી શાંતિદાસે બાવન જિનાલયવાળું બંધાવેલું. ઔરંગઝેબની સુબાગીરી વખતે એ અપવિત્ર થયું હતું અને એનું સુંદર બાંધકામ તથા પૂતળીઓ તોડી નાંખવામાં આવી હતી. મુખ્ય પ્રતિમાઓ શેઠ શાંતિદાસે ભોંયરા મારફતે ઝવેરીવાડામાં લઈ જઇ બચાવી હતી. એમ કહેવાય છે કે શાહજહાંએ આ મંદિર ફરી બાંધવા માટે હુકમ આપ્યો હતો. હાલ આ મંદિર એક મોટો ખંડેરનો ટેકરો છે અને સરસપુરથી વાયવ્ય બાજુએ આવેલો છે. ગભરાના પાછલા ભાગની જરા નિશાની સિવાય આજે બીજું કાંઈ રહ્યું નથી. ભોંયરાં છે. એમ કહેવાય છે કે એ ભોંયરાં ઝવેરીવાડમાં નીકળતાં હતાં. રા. મગનલાલ વખતચંદ લખે છે કે આ દહેરાનો ઘાટ હઠીસિંહના મંદિર જેવો જ હતો; પણ કારીગીરી ઉત્તમ હતી એમ કહેવાય છે. આ મંદિર પહેલાં એક તીર્થ જેવું ગણાતું. એમાંથી આણેલી મૂર્તિઓમાંથી ત્રણ ઝવેરીવાડામાં આદીશ્વર ભગવાનના મંદિરમાં ભોંયરામાં બેસાડી, અને એક નીશાપોળમાં જગવલ્લભના ભોંયરામાં બેસાડી, તથા મુળનાયકની મૂર્તિ સુરજમલના દેહેરામાં બેસાડી એમ રા. મગનલાલ લખે છે. શાંતિદાસના દેહેરાના ઘુમટમાં ઉત્તમ પૂતળીઓ હતી એમ કહેવાય છે.

**હઠીસિંહનું મંદિર**: દિલ્હી દરવાજા બહાર આ મંદિર છે. અમદાવાદનું એ સારામાં સારૂં મંદિર છે. ગ૯ સદીના પૂર્વાર્ધના અંતમાં એ બંધાયું

છે. ગૂજરાતના સલાટો પ્રાચીન રીત પ્રમાણે કામ કરવાનું ભૂલી નથી ગયા એ આ મંદિરની બાંધણી સિદ્ધ કરી આપે છે. આ મંદિર પ્રેમચંદ સલાટે બાંધ્યું છે. બાંધણી શાંતિદાસના મંદિર જેવી છે એમ કહેવાય છે. આબુના પ્રસિદ્ધ મંદિરને પણ તે કંઇક અંશે મળતી આવે છે. આ મંદિરની બહાર મોટો યૂરોપિયન ઘાટનો બંગલો છે. ગઇ સદીમાં એના જેવો બંગલો શહેરમાં એકે નહોતો. આજે મંદિરના શુદ્ધ પ્રાચીન સ્થાપત્ય આગળ બંગલાના કોરિન્થિયન થાંભલા અને ઢંગ વગરની ગોળ કમાનો છેક ઝાંખાં પડે છે. મંદિરમાં આગળ એક માળવાળો સુંદર મંડપ છે. અંદરના ચોકમાં વચ્ચે મુખ્ય મંદિર આબુના મંદિરની બાંધણીનું છે. એની આસપાસ બાવન જિનાલયો છે. મંદિરનો આગલો મંડપ, વચલો મંડપ, અને ગભારાનું કામ ઘણું જ ઉત્તમ છે. ઉપર માળ છે અને નીચે ભોંયરૂં છે. વિમાનનું કામ પણ ઘણું જ ઉત્તમ છે. આનંદકુમાર સ્વામી આ મંદિરની બાંધણીને નાગર બાંધણી કહે છે. બર્જેસ અને ફરગ્યુસ આ આખાયે મંદિરની બાંધણી અનુપમ સૌંદર્યવાળી અને દરેક ભાગ એકબીજા સાથે માપમાં કેવા બંધબેસતા છે એમ લખે છે, એ એમના શબ્દોમાં જ જોઇએ.

જિનાલયો સાથે મંદિરનું વર્ણન કરી ડૉ. બર્જેસ ફરગ્યુસનના આધારે લખે છે કે:—

"This gives a dignity to the outer enclosure, combined with meaning which is seldom found in any other style of architecture and the whole arrangement leads pleasingly up tot he central feature, showing great skill in the subordination of the various parts." (આર્કીઓલોજીકલ સર્વે : અમદાવાદ : ભાગ ૨. પૃ. ૮૮)

ફરગ્યુસન લખે છે કે હિંદુ સમયમાં જૈન સ્થાપત્ય ઉંચી ટોંચે પહોંચ્યું હતું, અને મુસલમાન સમયમાં કેટલાંક મિશ્રણથી એ વધારે શુદ્ધ બન્યું, અને મુસલમાન સમયમાં પણ જૈન મંદિરો બંધાયાં. આ આખા મંદિરની રચના સંપૂર્ણ છે.

"Each part goes on increasing in dignity as we approach the sanctuary. The exterior expresses the interior more completely than even a Gothic design: and whether looked at from its courts or from outside it possesses variety without confusion and an appropriateness of every part to the purpose for which it was intended" (ફરગ્યુસનની Hist. of Ind. & Eastern Archi માંથી ડૉ. બર્જેસે લીધેલો ઉતારો)

ગઈ સદીમાં હિંદમાં આવેલા જેમ્સ સેમ્યુઅલસન આ મંદિરને ભૂલથી બૌદ્ધમંદિર કહે છે પણ એની બાંધણી માટે આ પ્રમાણે લખે છે:—

"At Ahmedabad there is one of the best known Buddhist temples in India. So far as architectural details are concerned, it is almost perfect; and the pavement of inlaid marble is perhaps the finest in India."

આ મંદિરની બાંધણી આટલી ઉત્તમ છતાં એનું પ્રતિમાવિધાન પહેલા દરજ્જાનું નથી એમ મનાય છે. બહારના થાંભલાઓ ઉપરની પૂતળીઓ એકંદરે સારા નમુનાઓમાં ગણી શકાય એ ચિત્ર ઉપરથી જોઇ શકાશે. મૂર્તિવિધાનનો અભ્યાસ આપણા શિલ્પીઓમાં પાંચ પાંચ સદીઓથી અનેક સંજોગોને લીધે મંદ પડી ગયો હતો એ ભૂલવું ન જોઇએ. આ મંદિરની ઉત્તર દક્ષિણ પહોળાઇ ૧૨૬ ફીટ છે; બહારના મંડપ સિવાય પૂર્વ પશ્ચિમ લંબાઇ ૧૬૦ ફીટ છે. એકંદરે આ મંદિર અમદાવાદના સ્થાપત્યના ગૌરવરૂપ છે.

બીજાં જૈન મંદિરો અમદાવાદમાં ઘણાં છે. એમાંથી જે ખાસ જોવા લાયક છે તે આ પ્રમાણે છે: ઝવેરીવાડામાં સંભવનાથનું મંદિર છે. એ બંધાયાની ચોક્કસ તારીખ ખબર પડી નથી, પણ એ શહેરમાં સૌથી પ્રાચીન જૈન મંદિર ગણાય છે. એમાં મંદિરની રીત પ્રમાણે સભામંડપો અને ગભારો એમ મળીને ત્રણ ભાગ છે. નીચે ભોંયરૂં છે એમાં પણ એ પ્રમાણે છે. તળીઆં ઉત્તમ આરસથી કરેલાં છે. એમાં ત્રણ પ્રતિમાઓ એવડા કદની બહુ મોટી છે. આ મંદિર બાંધવામાં લાખ રૂપિઆ ખર્ચ થયા હતા.

ત્યાં જ બીજું મંદિર આદીશ્વર ભગવાનનું છે. આ મંદિર ઈ. સ. ૧૮૫૯ માં લલ્લુભાઈ પાનાચંદે ફરીથી કર્યું હતું. એમાં પણ ભોંયરૂં છે. એમાં ત્રણ મોટી પ્રતિમાઓ છે. વચ્ચેની પ્રતિમાની આસપાસ કાર્યોત્સર્ગે એટલે ઉભેલી સ્થિતિમાં બે નાની મૂર્તિઓ છે. મુખ્ય મૂર્તિ આદીશ્વર ભગવાન અથવા ઋષભદેવની છે. નીચે વિ. સં. ૧૬૬૬ (ઈ. સ. ૧૬૦૯) લખેલી છે. આ મંદિરમાં બીજી પણ કેટલીક મૂર્તિઓ છે. એક ગોખમાં લલ્લુભાઈ પાનાચંદ અને એમની સ્ત્રીની મૂર્તિ છે.

પાસે જ નીશાપોળમાં જગવલ્લભ પાર્શ્વનાથનું જૂનું મંદિર છે. એ બાંધવામાં રૂા. ૭૫૦૦૦) ખર્ચ થયું હતું. ચોમુખજીની પોળમાં ચોમુખજીનું મંદિર

ઇ. સ. ૧૮૬૬ માં શેઠ મગનભાઇ હકમચંદે રૂ. ૪૫૦૦૦) ખર્ચીને કરાવ્યું હતું. ઝવેરીવાડામાં ચિંતમણ પાર્શ્વનાથનાં બે મંદિરો છે. એક પંચ તરફથી બંધાયલું છે, અને બીજું શેઠ સુરજમલ વખતશાહે રૂ. ૪૦૦૦૦) ખર્ચીને બંધાવ્યું હતું. અજિતનાથનું મંદિર શેઠ વખતચંદ ખુશાલચંદે બંધાવ્યું હતું. મહાવીર સ્વામીનું મંદિર શેઠ પ્રેમાભાઈ હેમાભાઇએ ઈ. સ. ૧૮૪૯ માં રૂ. ૪૦૦૦૦) ખર્ચીને બંધાવ્યું હતું. દોશીવાડાની પોળમાં અષ્ટાપદજીનું મંદિર શેઠ મગનભાઈ કરમચંદે ઇ. સ. ૧૮૫૬ માં રૂ. ૬૫૦૦૦) ખર્ચીને કરાવ્યું હતું. આ મંદિર જૂની શુદ્ધ બાંધણીનું નથી એમ ગેઝેટીઅરના લખાણ ઉપરથી સમજાય છે. એ જ પોળમાં બીજું એક મંદિર જૈનોએ રૂ. ૪૦૦૦૦) ખર્ચીને બંધાવેલું છે. ટંકશાળની પોળમાં શેઠાણી હરકુંવરે ધર્મનાથનું મંદિર રૂ. ૨૦૦૦૦) ખર્ચીને બંધાવેલું છે. ધનાસુતારની પોળમાં આદીશ્વર ભગવાનનું જૂનું મંદિર રૂ. ૩૦૦૦૦)ને ખર્ચે સદા સોમજીએ બંધાવેલું છે.

ફતાશાની પોળમાં મહાવીર સ્વામીનું પ્રાચીન મંદિર રૂ. ૫૦૦૦૦)ને ખર્ચે શેઠ ઉમાભાઇ રૂપચંદે ઈ. સ. ૧૮૬૬ માં ફરી બંધાવેલું છે. ત્યાં જ હંસનાથજીનું એક મંદિર શેઠાણી હરકુંવરબાઇએ રૂ. ૫૦૦૦૦)ને ખર્ચે ફરી બંધાવ્યું છે. આ મંદિરના ઘુમટ વગેરે ઉત્તમ છે. ફતાશાની પોળમાં સામસામી બે મંદિરો છે તેમાં પૂર્વાભિમુખના મંદિરમાં કામ ઉત્તમ છે. તળીઉં ઉત્તમ જડિતકામના આરસનું છે. ઘુમટનું કામ પણ સારૂં છે, પરંતુ ઘુમટમાં મુકેલી પૂતળીઓને ગૂજરાતી પોશાક પહેરાવ્યો નથી. આ સદીનાં પચીશ વર્ષમાં જે નવાં શિલ્પનાં કામ બન્યાં છે એમાં આપણા સલાટો ગૂજરાતી પોશાક ભૂલી ગયા લાગે છે ! ચિત્રોમાં પણ ગૂજરાતી પોશાક ભાગ્યે જ થાય છે અને દેવદેવીઓ તો ગૂજરાતી પોશાકમાં ભાગ્યે જ કરાય છે.

ચંગપોળમાં પણ કેટલાંક ઉત્તમ મંદિરો છે. એમાં સંભવનાથનું મંદિર રૂ. ૭૦૦૦૦)ને ખર્ચે થયેલું છે. માંડવીની પોળમાં સમેતશિખરનું મંદિર છે તે ખાસ જોવા લાયક છે. એ મંદિર રૂપવિજય મહારાજે બંધાવેલું. કોઇ કહે છે કે એમાં ૧૩૬૦૦૦) રૂ. નું ખર્ચ થયું છે અને કોઈ રૂ. ૫૦૦૦૦) કહે છે. જમાલપુર ટોકરશાની પોળમાં ગોડી પાર્શ્વનાથનું મંદિર પણ જૂનું ગણાય છે. સાંકડીશેરીને નાકે ખેતરપાળની પોળમાં એક નાનું જૈન મંદિર છે. આ મંદિર ખાસ જોવા લાયક છે. એનું ભોંયતળીઉં અને થાંભલા સુંદર આરસના કરેલા

છે. એમાં રંગબેરંગી જડિતકામ દિલ્હી આગ્રાનાં મકાનો જેવું કરેલું છે તે ઘણું જ મનોહર છે. એ કરનારા ગૂજરાતી સલાટો હતા. એમ કહેવાય છે કે ૧૬) રૂપીએ શેર સુધીના મોંઘા પત્થરો જડિતકામને માટે વાપર્યા છે. શહેરમાં સ્થાપત્ય અને કલા જૈન કોમે આજ સુધી સાચવી રાખ્યાં છે.

હિંદુ મંદિરોનું વર્ણન આવી ગયું છે. નવાં હિંદુ મંદિરો જૂના સિદ્ધાન્ત પ્રમાણે બરોબર બંધાતાં નથી. મંદિર તરીકે એમાં કાંઇ આકર્ષણ હોતું નથી. કોઈ ધનવાન વ્યક્તિ બંધાવે કે સમાજ ઉઘરાણું કરીને બંધાવે તોપણ સારું શોભે એવું કામ થઈ શકે; નવી રીતો પ્રાચીન રીતો સાથે સારી રીતે મેળવી શકે. પરંતુ બાંધણીનો રસ હિંદુ પ્રજામાં આજે તો દેખાતો નથી. આ બાબતમાં ખાસ દીલગીરીની વાત તો એ છે કે કેટલાંક જૂનાં મંદિરોમાં વિલાયતી ચળકતાં કે રંગબેરંગી ટાઇલ્સ વપરાય છે. વાપરનારાને એ ચળકાટ સારો લાગતો હશે, પણ મંદિરની પવિત્રતા સાથે એ રસ આંખને કેવળ અણગમો ઉપજાવે છે. એવાં ટાઇલ્સિ કરતાં તો સાદા પત્થર સારા લાગે છે. શહેર બહાર દેવ-દેવીઓનાં ઘણાં મંદિરો આ જાતનાં છે. પાછળ મીરાતે અહમદીમાં આપેલાં હિંદુ સ્થળોનું વર્ણન કર્યું છે. એ બધાં પ્રમાણમાં પ્રાચીન છે. એ સિવાય બીજાં હિંદુ સ્થળો પણ ઘણાં છે. આસ્તોડીઆ દરવાજા બહાર બહુચરાજીનાં બે મંદિરો છે. રાયપુર દરવાજા બહાર તલભાંડેશ્વર મહાદેવ છે. એ દર વર્ષે તલ જેટલા વધે છે એમ કહેવાય છે. અલીસપુરના ગંગનાથ મહાદેવ પ્રાચીન છે. એ માટે અહમદીનો ઉલ્લેખ પાછળ જોયો છે. સ્થાન રમણીય છે પણ મંદિર જરાયે આકર્ષક નથી. સારંગપુર દરવાજા બહાર કર્ણમુકતેશ્વર મહાદેવ છે, એ કર્ણદેવે કર્ણાવતી સાથે જ સ્થાપેલા એમ કહેવાય છે. પરંતુ પ્રબંધચિંતામણિના ઉલ્લેખ પ્રમાણે એ કર્ણસાગર તળાવને કિનારે જ હોય; અને કર્ણસાગર મોઢેરા પાસે છે એટલે કર્ણમુકતેશ્વર અમદાવાદમાં ક્યાંથી આવ્યા એ વિચારવાનું છે. અનેક નાતોની વાડીઓમાં દેવદેવીઓનાં નાનાં મોટાં મંદિરો છે, એની ગણત્રી થઇ શકે તેમ નથી. રસ્તામાં, અને ચકલાઓમાં પણ મંદિરો છે એ બધાં પાછલા સમયમાં બંધાયલાં છે. શાહીબાગમાં સ્વામીનારાયણ તરફથી આરો અને મંદિર છે આરો ઠીક છે પણ બીજા મકાનમાં બાંધણી આકર્ષક નથી. એની પાસે સર ચીનુભાઇના સ્મરણમાં બંધાવેલા ચીનુનાથ મહાદેવ છે. મંદિરની બાંધણીમાં આકર્ષણ આવી શક્યું નથી.

**પ્રાર્થના સમાજનું મંદિર :** એલીફંટ રોડ ઉપર ખમાસાને ચકલે આ મંદિર આવેલું છે. એ બંધાતા પહેલાં પ્રાર્થના સમાજ ટ્રેનીંગ કૉલેજના મકાનમાં બેસતી. મંદિરનું બાંધકામ ઈ. સ. ૧૮૭૬ માં પુરૂં થયું. અને તા. ૧૦ બુધવાર ૧૮૭૬ ને દીવસે વાસ્તુ ઉજવાયું હતું.[1] બાંધનાર મીસ્ત્રીનું નામ નાગર ઝવેર હતું. આ મંદિર બંધાવવામાં સમાજના સભાસદો ઉપરાંત મોટી મદદ શેઠ બેચરદાસ લશ્કરીએ કરી છે. મંદિરની બાંધણી વિચિત્ર છે. બે બાજુ ઓટલાવાળા બે ઓરડા તથા ઉત્તર બાજુ નાનો ખંડ કરીને એના ઉપર હિંદુ મંદિર જેવું શિખર કર્યું છે. આખા મંદિરનું ભોંયતળીઉં (plan) ખ્રીસ્તી દેવળની બાંધણી જેવું 'ક્રોસ' ના આકારનું છે. મોટો ખંડ, શિખરવાળો ખંડ અને એની આસપાસની બે કોટડીઓથી એ આકાર સમજાય છે. આમ ખ્રીસ્તી બાંધણી ઉપર હિંદુ શિખર બેસાડવાથી કોટ પાટલુન અને ટાઈ પહેરેલા માણસે ભાવનગરી કે એવી કોઇ બીજી પાઘડી પહેરી હોય એવું દેખાય છે.

**રૂપચંદનો પાળીઓ :** દૂધેશ્વરની ટાંકી પાસે એક ખેતરમાં છેક નદી કિનારે એક કુવો છે. એના થાળામાં એક આરસનો પાળીઓ જડેલો છે. પાળીઆમાં એક ઘોડેસ્વાર અને એની પાસે ત્રણ સ્ત્રીઓની મૂર્તિઓ છે. ઉપલે બન્ને ખુણે સૂર્ય ચંદ્ર છે. મૂર્તિઓનાં મુખ કોઇએ તોડી નાંખ્યાં છે. આરસની તખ્તીની આસપાસ હાંસીઓ (margin) છે. એમાં સ્પષ્ટ અક્ષરે દેવનાગરી લિપિમાં લેખ છે. ઘોડાનો સામાન તથા મૂર્તિઓના પોષાક ઉત્તમ છે. લેખ આ પ્રમાણે છે :—

"संवत १६७२ वर्षे वइसाष सुदि ३ गरेउ सं। सोनपाल पुत्र सं। रूपचंद भारजा रूपश्री कोमा केसरजणी त्रणे सागमन कीधो। श्री पातसाहा सलेम वजेराजेः श्री जाहागीर दली श्री अहिमदावाद नगरे साभमति तीरे सभंभवति. ओसव ज्ञातीय वृद्ध साषाच लोढागोत्रे रषभदास ततपुत्र सं। कअरपाल सोनपाल ॥

ઋષભદાસના પુત્ર સોનપાલના પુત્ર રૂપચંદની પાછળ એમની ત્રણ સ્ત્રીઓ અહીં સતી થએલી એની યાદગીરીનો આ પાળીઓ છે એમ લેખ

[1] જુઓ બુદ્ધિપ્રકાશ, જુન ૧૮૭૬.

ઉપરથી સ્પષ્ટ સમજાય છે. ઋષભદાસના કુંરપાલ સોનપાલ નામના બે પુત્રો ઘણા પ્રસિદ્ધ હતા તેથી બન્નેનાં નામ લેખમાં છેડે સાથે આપ્યાં છે. આ બન્ને પ્રસિદ્ધ ભાઇઓ માટે તદ્દન ચોક્કસ માહિતી તો મળતી નથી, પરંતુ જૈન સાહિત્ય સંશોધકમાં પ્રો. બનારસીદાસનો આગ્રા પ્રશસ્તિનો લેખ છે. એ પ્રશસ્તિ આગ્રામાંથી જડી હતી. એમાં કુંરપાલ સોનપાલ સંબંધી સારી હકીકત મળી આવે છે. એ ભાઇઓ જહાંગીરના સમયમાં એના અમાત્ય હતા. એનું વતન આગ્રા હતું એમ પ્રશસ્તિ કહે છે. એમાં એમને વસ્તુપાલ તેજપાલ સાથે સરખાવ્યા છે. એક બીજું જૂનું હિંદી કાવ્ય પણ જડેલું છે. એમાં પણ આ બન્ને ભાઇઓની ઘણી સ્તુતિ કરેલી છે. બાદશાહના એ જમણા હાથ જેવા હતા અને સોનપાલને 'હિંદુ સુલતાન' નું પદ મળ્યું હતું એમ એમાં લખેલું છે. એ બધી હકીકતનો વિસ્તાર કરવાનું આ સ્થળ નથી. જહાંગીરના સમયનો ઇતિહાસ જોતાં આ નામ સ્પષ્ટ રીતે મળતાં નથી. પરંતુ એમાં કુંવરદાસ અને સુંદરદાસ નામના બે ભાઇઓએ ભજવેલા ભાગનું સારૂં વર્ણન છે. સુંદરદાસને જહાંગીરે 'રાજા વિક્રમાજિત' નો ઇલ્કાબ આપેલો તે હિંદી કાવ્યના 'હિંદુસરતાણ' સાથે બંધ બેસે છે. જહાંગીર અને શાહજહાંનો એ જમણો હાથ હતો. મીરાતે અહમદીમાં પણ એમનો ઉલ્લેખ છે અને એ બન્નેએ વારા ફરતી ગૂજરાતની દીવાની કરી હતી એમ સમજાય છે. શાહજહાંએ જહાંગીર સામે બળવો કર્યો ત્યારે સુંદરદાસે શાહજહાં તરફથી મુખ્ય ભાગ લીધો હતો અને એમાં છેવટે એનું મરણ થયું હતું. જહાંગીર પોતે લખે છે કે સુંદરદાસના જ ચઢાવ્યાથી શાહજહાંએ બળવો કર્યો હતો. આ બન્ને ભાઇઓ તે જ કુંરપાળ (કુંવરપાળ) સોનપાલ એમ ચોક્કસ કહેવું તો મુશ્કેલ છે; પરંતુ એમનાં વર્ણન તો મળતાં આવે છે, અને એ સિવાય જહાંગીરના સમયમાં બીજા ભાઇઓ એવી સત્તાવાળા જડતા નથી. જહાંગીર એમને ક્ષત્રિય કહે છે એ વાંધો આવે છે ખરો, પણ એ સમયમાં ઘણા ક્ષત્રિઓ ઓસવાળ જ્ઞાતિમાં દાખલ થતા એ ભૂલવાનું નથી. સુંદરદાસ રાજા વિક્રમાજિતે ગૂજરાતમાં જીવહિંસા અટકાવવા પ્રયત્ન કર્યો હતો એમ એક પરદેશી મુસાફર લખે છે, એ ધ્યાનમાં લેવા જેવું છે. આ બન્ને ભાઇઓ અમદાવાદમાં રહેતા હોય અગર શત્રુંજય સંઘ લઇને આવ્યા હોય ત્યારે અમદાવાદમાં રહ્યા હોય અને એ વખતે સોમપાલના પુત્ર રૂપચંદનું મૃત્યુ થયું

હોય એમ ખાસ સંભવ છે. રૂપચંદ પણ લઢવૈયો હતો એમ જણાય છે.[1]

આ સુંદર પાળીઓ મ્યુઝિયમમાં મુકવા યોગ્ય છે, તેને બદલે આજે તે નિર્જન જગ્યાએ કુવા ઉપર જડેલો છે. આસપાસ લોક જાજરૂ બેસે છે. પહેલાં એના ઉપર ભવ્ય છત્રી હશે એવું અનુમાન થઇ શકે છે.

બીજાં જોવા લાયક સ્થળોમાં રાયખડ અને ખાનજહાન દરવાજા વચ્ચે ગાયકવાડની હવેલી છે તે છે. એ ઇ. સ. ૧૭૩૮ માં બંધાઈ એમ કહેવાય છે. શહેરનો વહીવટ મોમીનખાં અને મરેઠાઓએ વહેંચી લીધો ત્યારે મરેઠાઓએ પોતાને માટે બીજો કિલ્લો બાંધ્યો. એનો ઘાટ ઠેકાણા વગરનો છે. એના કોટમાં શહેરનાં ઘણાં પ્રાચીન અવશેષોના પત્થરો વપરાયા હોય એમ જણાય છે. મોમીનખાંએ સુબાના મકાન ઉપર દેખરેખ રખાય એવી રીતે જમાલપુર પાસે એક ઉંચો બુરજ બાંધ્યો હતો તે મરેઠા સુબાએ વાંધો લીધાથી ઇ. સ. ૧૭૪૦ માં તોડી નાંખવો પડેલો. આ હવેલી અગર કિલ્લામાં હાલ મુખ્ય પોલીસથાણું છે. આ કિલ્લાનો દક્ષિણ ભાગ ૧૮૧૪ માં કેશોબા પંડિતે વધારેલો છે. બ્રીટીશ અમલની શરૂઆતમાં એમાં લશ્કર રહેતું અને પાછળથી દારૂગોળો રહેતો. આસ્તોડીઆ દરવાજા બહાર કાગડાપીઠમાં પતીઆનું દવાખાનું છે એને પણ સારો કોટ કરેલો છે. ત્યાં વિઠલપુરાની જગ્યા હતી. જૂના વખતમાં એમાં સરાઈ હતી. પછી દાણા બજાર કરેલું પણ પાછળથી ફેરવી નાંખેલું. ઇ. સ. ૧૮૬૬ થી ત્યાં પતીઆનું દવાખાનું કરેલું છે.

હાલનાં મકાનોમાં ગૂજરાત કૉલેજ અને રણછોડલાલ હાઇસ્કુલનાં મકાનો અંગ્રેજી મિશ્ર બાંધણીનાં પણ જોવા લાયક કહી શકાય. મીરઝાંપુરમાં બે ખ્રીસ્તી દેવળો છે. એની બાંધણી સાધારણ છે. એક રોમન કેથોલિક ચર્ચ છે તે ૧૮૪૨ માં બંધાયલું અને ૧૮૬૪ માં વધારેલું. બીજું ઇંગ્લીશ ચર્ચ છે તે ઇ. સ. ૧૮૪૮ માં રૂા. ૧૨૦૦૦)ને ખર્ચે બંધાયલું છે. એનું માપ ૭૧ × ૪૨ ફીટ છે. ભોંયતળીઆનો ઘાટ ક્રોસ જેવો છે. બાંધણી ઇલિઝાબેથન છે એમ ગેઝેટીઅરમાં લખેલું છે. હાલના નવા બંગલાઓમાં ખાસ જોવા જેવો એકે ન કહેવાય. રહેવાના બંગલામાં આરોગ્ય માટે અંગ્રેજી રીતો દાખલ કરી જૂની બાંધણી

[૧] આ બાબતની વિગતવાર હકીકત માટે જુઓ "જૈન સાહિત્ય સંશોધક" અં. ૩. ખંડ ૪ થામાં મારો લેખ.

સાચવી શકાય, પરંતુ એવું થતું નથી. શેઠ અંબાલાલનો શાહીબાગનો બંગલો વિચિત્ર બાંધણીનો વિલાયતી રીતનો કહી શકાય. પણ સર ચીનુભાઇનો શાંતિકુંજ બંગલો અને મીરઝાંપુરનો શેઠ અંબાલાલનો બંગલો મિશ્ર ઘાટનો કહી શકાય. સર ચિનુભાઇના બંગલામાં તો અનેક જાતની દેશી અને વિદેશી બાંધણીની રીતોનું બહુ વિચિત્ર મિશ્રણ કરેલું છે. એ માટે સર ઇવાન જેમ્સની ટીકા જાણવા જેવી છે.[1] એ ટીકા બંગલા અને ઘર બાંધવામાં વધારે નાણાં ખર્ચનાર દરેકે જાણવા જેવી છે. પરંતુ શાંતિકુંજ બંગલાનો આખોયે દેખાવ આગળ તથા પાછળથી ભવ્ય અને મનોહર લાગે છે. નવી સગવડ સાચવીને જૂની રીતનું મનોહર મિશ્રણ કરીને દુકાનો બાંધવાનું માન શેઠ કસ્તુરભાઈ લાલભાઇને છે. એવી બાંધણીની દુકાનો દરવેશઅલીની મસ્જીદની જોડે એમણે બંધાવી છે તે ઠીક પરંતુ તે દુકાનો પાછળનો એમનો બંગલો વીલાયતી ઢબનો છે !

સારી બાંધણીનાં ઘર હવે બંધાતાં નથી. લાકડકામની કારીગીરીવાળાં ઘર દોશીવાડાની પોળમાં અને કાળુપુરમાં છે. અમદાવાદનાં ઘર ખાસ વખણાય છે. શાહપુરના એક ઘરનો આખોયે ભાગ વિલાયતના એક મ્યુઝિયમમાં લઈ જઇને ઉભો કરેલો છે. પ્રાચીન બાંધણીનાં ઘરો અને હવેલી હજી પણ શહેરમાં છે. ઘોબીની પોળમાં વેણીભાઇની હવેલી, લાંખાપટેલની પોળમાં ભોળાનાથ

[૧] જુઓ Journal of Indian Art: 1916: October: No. 136: સર એચ. ઈવાન એમ. જેમ્સનો લેખ:

"The late Sir Chinubhai M. Ranchhorlal who was created a baronet for his great public spirit and his liberal charities, constructed an extensive residence for himself on the banks of the river Sabarmati outside the City of Ahmedabad, resembling a rich Parsee's Bunglow on Malbar Hill, with a dash of the White City at shepherd's Bush thrown in, and no person of taste could call it beautiful. Of course, the cost would have been greatly increased had much of the whitewashed brick-walls been adorned with panels and balconies in carved teakwood and as an able businessman, perhaps Sir Chinubhai preferred the economy of stucco."

સારાભાઈની હવેલી અને સાંકડીશેરીના રસ્તા ઉપર મોતીલાલભાઈની હવેલી બાંધણીને માટે ખાસ જોવા લાયક છે. લાકડાંની કોતરણીવાળાં ઘરોનાં ચિત્રો અહીં આપ્યાં છે.

શહેર બહારનાં સ્થળોમાં રાષ્ટ્રીય વિદ્યાપીઠ અને ઉદ્યોગાશ્રમ (સત્યાગ્રહાશ્રમ) છે. વિદ્યાપીઠનું મકાન વિશાળ અને ભવ્ય છે પણ આકર્ષક નથી. આશ્રમમાં બાંધણી જોવાની નથી, પણ મહાત્મા ગાંધીજીના નિવાસ સ્થાન તરીકે આખા હિંદુસ્તાનનું એ કેન્દ્ર છે. એનાં મકાનો સાદાં છે. દૂરથી જ આશ્રમ કે તપોવન જેવું લાગે છે, અને અંદર જતાં પવિત્ર વાતાવરણમાં આવ્યા હોઇએ એવું લાગે છે. સાદાઇ અને પવિત્રતા આપોઆપ મનમાં સ્ફુરે છે. ભભકાબંધી કે વિલાયતી કપડાં પહેરી આ આશ્રમમાં જતાં ગમે તેવા માણસને પણ દુષ્યંતની પેઠે विनीत वेषेण प्रविष्टव्यानि तपोवनानि नाम એવું મનમાં થાય છે. આ આશ્રમને લીધે અમદાવાદ આજે તીર્થનું સ્થાન થઈ પડયું છે.

આ સર્વે હિંદુ મુસલમાનનાં જોવા લાયક સ્થળોનો ટૂંકો અહેવાલ આપ્યો છે, એ ઉપરથી તથા ચિત્રો ઉપરથી ધૂળ અને ધુણીની અંદર, તથા ગંદી પોળોની અંદર છુપાઈ રહેલું બીજું મનોહર અને આકર્ષક અમદાવાદ કેવું છે તેનો કાંઈક ખ્યાલ આવશે.

## પ્રકરણ સુડતાલીસમું



# અમદાવાદના સંતો

આદમ કું ખુદા મત કહો આદમ ખુદા નહિં,
લેકિન ખુદાકે નુરસે આદમ જૂદા નહિં.

સંતોનો સંગ અમદાવાદને નિરંતર રહ્યાં કર્યો છે એ એના ઇતિહાસની એક વિશિષ્ટતા છે. ગૂજરાતી સુલતાનોના સમયમાં રાજ્યલક્ષ્મીનો સારો ભાગ સંતોના ચરણોમાં જતો અને એમની મારફતે ગરીબોમાં વહેંચાતો. અમદાવાદના પાયામાં જ સંતોની અમીદૃષ્ટિ પડેલી છે. આશાવલ કે કર્ણાવતીમાં જૈન અને હિંદુ સંતો–પ્રસિદ્ધ જૈન સંતપુરુષો વસતા હતા એમ આપણે જાણીએ છીએ. પરંતુ એમના સંબંધી વિશેષ માહિતી મળતી નથી. અમદાવાદ વસ્યું ત્યારથી મુસલમાન સંતપુરુષોના નિવાસ અમદાવાદમાં થવા માંડયા. સુલતાનોના અને એમના અમીરોના ધાર્મિક વલણથી પરદેશથી અનેક મહાપુરુષો અમદાવાદમાં આવીને વસ્યા. અહીં બની શકે એટલા ટુંકાણમાં એ સંતપુરુષોનું આપણે પિછાન કરીએ.

સંતો અને મહાત્માઓનાં ચરિત્રોમાં એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. એમનાં જીવન સાથે એમના ભકતો અનેક ચમત્કારોને જોડે છે. એમાં ભક્તિથી પ્રેરાયલી અતિશયોક્તિ પણ હોય છે, પરંતુ એ બનાવો સર્વથા હસી કાઢવા જેવા હોતા નથી. સંતોનાં અંતઃકરણ આપણા કરતાં વધારે ઉંચી ભૂમિકા ઉપર ગયેલાં હોય છે. આ દુનિયા અને તેની પારની વસ્તુઓ વચ્ચે જે

પડદો હોય છે તે એમની આગળ રહી શકતો નથી. ખુલી ગયેલાં આંતરચક્ષુથી એ આપણા કરતાં વધારે જોઈ શકે છે અને એ માટે એમને શ્રમ કરવો પડતો નથી. આપણે જેને સિદ્ધિ કહીએ છીએ એ સિદ્ધિઓ એમને વશ રહે છે, અને કેટલીક વાર એની એમને ખબર પણ હોતી નથી. આવા મહાત્માઓ દરેક કાળમાં દરેક ધર્મમાં થાય છે; એટલે પ્રાચીન કાળના મહાત્માઓનાં વર્ણનમાં ચમત્કારનો ભાગ ખાસ નોંધાયા હોય છે. ભક્તવર્ગ એથી જ દોરાય છે અને એ જ યાદ રાખે છે. બીજું એ પણ યાદ રાખવાનું છે કે દરેક ધર્મોમાં સાંપ્રદાયિકતા જડ ઘાલીને રહેલી છે. દરેક ધર્મના મહાત્માઓ પણ સાંપ્રદાયિકતાના વિષથી ભાગ્યે જ મુક્ત હોય છે. સાંપ્રદાયિકતાને જીતનારા તો વિરલ જ હોય છે. પ્રાચીન કાળમાં આ સાંપ્રદાયિકતાનું જોર આજ કરતાં કાંઈક વધારે હતું. દરેક ધર્મના પોતાના દષ્ટિબિંદુથી એ દોષ ખરેખરો દોષ ગણાતો નથી. એટલે સાંપ્રદાયિક દુરાગ્રહ હોવા છતાં સંતપણું હોઇ શકે છે. એ ન હોય તે તો મહાનમાં મહાન સંત. મહાત્માઓનાં વર્ણનમાં આ બે વસ્તુઓ ખાસ ધ્યાનમાં રાખવાની છે.

## શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ

અમદાવાદના સંતોના વર્ણનમાં એની સ્થાપનામાં મુખ્ય ભાગ લેનાર સંતશિરોમણી શેખ અહમદ ખટ્ટુથી શરૂઆત કરવી યોગ્ય છે. આ મહાપુરુષની ખરી માતૃભૂમિ કઈ તે નક્કી થઇ શકતું નથી. કોઇ એમને નાગોર પાસે ખટ્ટુ ગામના કહે છે અને કોઇ પાટણના કહે છે. બન્ને રીતે આપણે એમને ગૂજરાતી કહી શકીએ. એમનો જન્મ દિલ્હીમાં થયો હતો એમ મનાય છે. એમના પિતા મલીક ઇખ્તિયાર અદ્દીન સુલતાન ફિરોઝશાહના દૂરના સગા થતા હતા. શેખ અહમદનો જન્મ ઇ. સ. ૧૩૩૮ માં થયો અને એમનું નામ વજીહદ્દીન પાડ્યું.[૧] પિતાના મરણ પછી મોટી મીલકત એમના હાથમાં આવી અને એમણે મોજશોખમાં ઉડાવી. પરંતુ એમ કરતાં એમને વિરાગ ઉત્પન્ન થયો, અને જગતમાં સાર ન દેખતાં ખટ્ટુ ગામમાં શેખબાબા ઇશાક મધરબી પાસે આવી એમના શિષ્ય બન્યા. ધીમે ધીમે એમને એવી સિદ્ધિ પ્રાપ્ત થઈ કે એમને બધા 'પ્રકાશ' અથવા 'દીપક' તરીકે ઓળખવા લાગ્યા. એમના

[૧] મનતુખેબુત્તવારીખમાં જન્મનું વર્ષ હી. સં. ૭૩૭ (ઇ. સ. ૧૩૩૬) આપેલું છે અને નામ નસીરૂદ્દીન આપ્યું છે. ભા. ૧. પૃ. ૩૫૭ નોંધ.

ગુરુ સીલસીલહ મઘરબી પંથના હતા એટલે એ પણ એ પંથના થયા. મનતુખે બુત્તવારીખમાં લખ્યું છે કે તૈમુરે જ્યારે દિલ્હીના વતનીઓને પકડીને કેદ કર્યા હતા ત્યારે શેખ અહમદ ખટ્ટુએ તૈમુર અને એની સભાના વિદ્વાનો સાથે ઘણી અસરકારક વાતચીત કરીને એ કેદીઓને છોડાવેલા. એ પછી તૈમુરની એમના ઉપર શ્રદ્ધા થઇ હતી. બદૌની લખે છે કે શેખ સાહેબે હિંદુસ્તાનની આ ખરી સેવા બજાવી હતી. (૧–૩૫૭) ઇ. સ. ૧૩૭૪ માં એમના ગુરુના મરણ પછી એમણે મક્કે જવાનો નિશ્ચય કર્યો, અને ખંભાત આવ્યા. એ વખતે ગૂજરાતના સુબા ફરહત ઉલ્મુલ્ક રાસ્તીખાંના પિતા ફતેહખાંએ એમની બહુ સેવા કરી. કેટલેક વર્ષે મક્કેથી પાછા ફરતાં એ નગરઠઠ્ઠા ઉતર્યા, અને ત્યાંથી ગૂજરાત ઉપર એમનો ભાવ થએલો હોવાથી પાટણ આવ્યા, અને સાબરમતીને કિનારે આશાવલથી ત્રણ કોષ છેટે આવેલા સરખેજ ગામમાં નિવાસ કર્યો. એ વખતે એમની ઉમ્મર ૬૦ વર્ષની હતી. આ વખતે સુબો ઝફરખાં હતો તે સ્વતંત્ર થયો અને મુઝફ્ફરશાહ નામ ધારણ કર્યું. એ અને એનો પુત્ર મુહમ્મદશાહ (તાતારખાં) આશાવલમાં ઘણુંખરૂં રહેતા એટલે એમને શેખ અહમદ સાથે બહુ સારો સંબંધ થયો, અને મુઝફ્ફરશાહને તો સંત સાથે ગુરુ–શિષ્ય જેવો સંબંધ થઇ ગયો. સંતની મિત્રતા એવી શુદ્ધ હતી કે મુહમ્મદશાહે પિતાની વિરુદ્ધ પડી પોતાનું રાજ્ય કાયમ રાખવા માટે પ્રાર્થના કરવા વિનંતિ કરી સંતને મોટી રકમ ભેટ કરી. સંતે એ રકમ પાછી મોકલી કહેવડાવ્યું કે 'એ પૈસા ઉપર તો તારા પિતાનો હક છે.' આ કારણથી એમને ગંજબક્ષ કહેતા હશે.[1] ગૂજરાતી સુલતાનો સાથે શેખ સાહેબનો સંબંધ વધતો ગયો. મુઝફ્ફરશાહનો પૌત્ર અહમદશાહ પણ એમને મહાપુરુષ ગણી બહુ માન આપતો અને સલાહ લેતો. ઈ. સ. ૧૪૧૧ માં અહમદ ખટ્ટુની પ્રેરણાથી એણે આશાવલ પાસે અમદાવાદ વસાવ્યું. એ કાર્યમાં અહમદ નામના ચાર પવિત્ર પુરુષો પાયો નાંખવામાં

[1] ડૉ. ટેલર ગંજબક્ષ ઉપનામનું આ કારણ આપે છે. ખાસ કારણ માલુમ પડતું નથી. પરંતુ અહમદ ખટ્ટુ બહુ ઉદાર પુરુષ હતા એમ માનવાને કારણ છે. એમને ધાર્મિકોમાં ચંદ્ર અને પવિત્ર લોકોમાં સૂર્ય એવું ઉપનામ પણ હતું. ડૉ. ટેલર એમને 'કુતુબ અલ એક તાબ' પણ કહે છે. સિકંદરીમાં એ નામ વટવાના કુતુબે આલમ સાહેબ માટે લખ્યું છે.

હતા. તેમાં શેખ અહમદ ખટ્ટુ મુખ્ય હતા. અમદાવાદ વસાવવામાં એમને જે ભાગ હતો એથી એમનું નામ આજ સુધી અમર છે. એમ કહેવાય છે કે રાજ્ય તરફથી એમને ઘણું દ્રવ્ય નજર થતું. ત્રણ કરોડ ગૂજરાતી ટકા (સાડાસાત લાખ રૂપીઆ) દર વર્ષે એમના પગ આગળ નજરે કરાતા. એમના ચમત્કારો પણ ઘણા છે. એમણે એક વખત લઢાઇ જીત્યા બાદ અહમદશાહને પાટનગરમાં પ્રવેશ કરવાની ચોક્કસ તારીખ અગાઉથી કહી હતી. એમની દરગાહ ઉપરની ચાંદીની સાંકળ ચોર લેવા આવ્યા ત્યારે આપોઆપ ઉંચી જતી રહી. એમના પવિત્ર જીવનથી આકર્ષાઈ ઘણા લોક સરખેજમાં રહેવાનું અને ત્યાં જ દફન થવાનું ઇચ્છતા. આજે ગૂજરાતના ત્રણ બાદશાહો અને કેટલાયે અમીરો શેખ અહમદ ખટ્ટુની દરગાહની છાયામાં સુતેલા છે. શેખ સાહેબ ઈ. સ. ૧૪૪૬ ના જાન્યુઆરીમાં હી. સ. ૮૪૯ માં ગુરુવાર તા. ૧૪ માહે સવ્વાલને રોજ બપોર પહેલાં સરખેજમાં ૧૧૧ વર્ષ (ચંદ્રનાં વર્ષ)ની ઉમ્મરે ગુજરી ગયા; એટલે ૧૦૮ સૌર વર્ષ થાય. એમણે જીવનમાં લગ્ન કરેલું નથી એમ અહમદીમાં લખેલું છે. શેખ અહમદ ખટ્ટુ હિંદુસ્તાનના ૭ મોટા પીરોમાં ગણાય છે. દર ગુરુવારે એમની દરગાહનાં દર્શન માટે સેંકડો લોક જાય છે.

## કુતુબે આલમ સાહેબ

ગૂજરાતમાં બુખારી સૈયદોના મુખ્ય પુરુષ કુતુબે આલમ સાહેબનું આખું નામ સૈયદ બુરહાનુદ્દીન અબુ મુહમ્મદ અબ્દલ્લા બુખારી છે. જાહેરમાં એ કુતુબે આલમ સાહેબ તરીકે મશહૂર છે. એમના પિતા નસીરૂદ્દીન મુહમ્મદ ઉછના સુપ્રસિદ્ધ સંતશિરોમણિ સૈયદ જલાલુદ્દીન મખદૂમ જહાંનીયાં બુખારીના પુત્ર થાય. એમનો જન્મ તા. ૧૪ રજબ હી. સં ૭૯૦ માં થયો હતો. એમના પિતા એમને દશ વર્ષના મુકીને ગુજરી ગયા, અને એમના કાકાએ એમને મોટા કરીને જ્ઞાન આપ્યું. એ મોટા થયા એટલે એમને કહેવામાં આવ્યું કે ગૂજરાતમાં તમે પ્રસિદ્ધ થશો. એ ઉપરથી હી. સં. ૮૦૨ માં એમની માતા સાથે એ પાટણ આવ્યા, અને ત્યાંથી આવીને આશાવલમાં વસ્યા. સુલતાન મુઝફ્ફર પહેલાને ગૂજરાતનું રાજ્ય કુતુબે આલમ સાહેબના દાદા મખદૂમ જહાંનિયાંના આશિર્વાદથી મળ્યું હતું. એટલે એ સુલતાને એમને બહુ માન આપ્યું. સુલતાન અહમદે પણ એમને ઘણું માન આપીને એમની તારીફમાં એક કવિતા બનાવીને આશિર્વાદ માગ્યો. કુતુબે આલમ સાહેબે કહ્યું કે મારા દાદાએ ગૂજરાતની ગાદી માટે તમારા કુટુંબને

આશિર્વાદ આપ્યો છે. ત્યારે અહેમદશાહે કહ્યું કે 'એ તો કુટુંબને આશિર્વાદ આપેલો પણ આપ અમદાવાદ શહેર સુખી થાય એવો આશિર્વાદ આપો.' એટલે કુતુબે આલમ સાહેબે કહ્યું કે 'અહેમદાબાદ અબ્દુલ આબાદ,' 'પરમેશ્વરની કૃપાથી અમદાવાદ હંમેશ આબાદ રહેશે.'

એક વખત આ સાહેબ મધરાતની નિમાજ માટે ઉઠયા હતા એવામાં અંધારામાં એક ઢેફું એમના પગમાં વાગ્યું અને લોહી નીકળ્યું એટલે એ બોલી ઉઠયા કે: "ક્યા હૈ, લોહા હૈ કે લક્કડ હૈ કે પત્થર હૈ." સંવારમાં સર્વેને ખબર પડી કે એ ઢેફામાં લોખંડ, લાકડું અને પત્થર ત્રણે વસ્તુઓનો સમાવેશ થઇ ગયો હતો. કુતુબે આલમ સાહેબે હુકમ કર્યો કે 'એ ઢેફાને દાટી દ્યો અને કોઇએ આ વાત જાહેર કરવી નહિ. જે એ ઢેફું કાઢશે એનો વંશ રહેશે નહિ.' છેવટે એક સેવકે વંશ વિનાના રહેવાનું પસંદ કરીને ઢેફું બહાર કાઢ્યું, અને એ ચમત્કાર જોવા લોક આવવા લાગ્યા. એ ઢેફું અકબર બાદશાહે જોયેલું અને નવાઈની ચીજ સમજી અડધું આગ્રે લઇ ગયેલા. બાકીનું અડધું આજે પણ વટવામાં છે. કુતુબે આલમ સાહેબ હી. સં. ૮૫૦ જીલહજ માસની ૮ મી તારીખે ૬૮ વર્ષની ઉમરે ગુજરી ગયા. પાછલા ભાગમાં એ વટવામાં રહેતા. ત્યાં એમનો રોજો છે.

કુતુબે આલમ સાહેબને બાર પુત્રો હતા. તેમાંના બીજા પુત્ર શાહઆલમ સાહેબ બહુ પ્રસિદ્ધ હતા. પહેલા પુત્ર સૈયદ નાસીરૂદ્દીન અબુલ હસન મહેમૂદ જે શાહ બડા કહેવાતા હતા તે પણ પ્રસિદ્ધ હતા. એમણે સુલતાન બહાદૂરને ગૂજરાતની ગાદી મળવાનો અને ચીતોડ જીતવાનો આશિર્વાદ આપ્યો હતો. બુખારી સૈયદોનાં બે ખાનદાન ચાલે છે. એમાં કુતુબે આલમ સાહેબની ગાદીના કુતુબી સૈયદો કહેવાય છે, અને એમના પુત્ર શાહઆલમ સાહેબની ગાદીના શાહી સૈયદો કહેવાય છે.

## શાહઆલમ સાહેબ

શાહઆલમ સાહેબનું આખું નામ સીરાજુદ્દીન અબુલ બરકાત સૈયદ મુહમ્મદ–હજરતે શાહઆલમ સાહેબ બુખારી છે. વટવાના કુતુબે આલમ સાહેબના એ બીજા પુત્ર થાય. એમની માતાનું નામ બીબી અમીના સુલતાન ખાતુન છે. એ ઇમાદુદ્દીન ખુદાવંદખાના દીકરા કરીમખાંની દીકરી થાય. અમદાવાદના સંતોમાં આ હજરત સાહેબ અગ્રસ્થાને છે.

એમનું માન એમના સમયથી આજ સુધી પણ ઘણું જ છે, અને એમના ઉરસને દીવસે હઝારો માણસો ભેગાં થાય છે. હી. સ. ૮૧૭ ના જુલકાદ મહિનાની ૧૭ મી તારીખે સોમવારે રાત્રે એમનો જન્મ થયો હતો. એ તારીખ 'વારીસે અલી' એ શબ્દો ઉપરથી નીકળી આવે છે. એમ કહેવાય છે કે સત્તર વર્ષની ઉમરે શેખ અહમદ ખટ્ટુ પાસેથી એમના મઘરબી પંથનું અને પોતાના પિતા પાસેથી પણ એમણે જ્ઞાન સંપાદન કરેલું.

હઝરત શાહઆલમનું એમના સમયનું લોકપ્રિય નામ મીયાં મંજલા હતું. એમણે એમના સમયના ગૂજરાતના ઇતિહાસમાં અગત્યનો ભાગ લીધો છે. સીંધના જામની પુત્રી બીબી મુરકી સાથે એમનું લગ્ન થયું હતું. એ બીબીની બીજી બહેન મુગલાઇ બીબીનું લગ્ન સુલતાન મુહમ્મદની સાથે થયું હતું, એટલે એ સુલતાનના તે સાઢુ થાય, અને એના પુત્ર સુલતાન મહમૂદ બેગડાના માસા થાય. એ સુલતાનના મરણ પછી નાના ફતેહખાં (મહમૂદ બેગડો) ને લઈ મુગલાઈ બીબી પોતાની બેનને ત્યાં રસુલાબાદમાં રહેવા ગઇ હતી. એટલે સુલતાન મહમૂદ બેગડો આ હજરત સાહેબના સંગમાં ઉછર્યો હતો પાછળથી એમણે મુગલાઇ બીબી સાથે પુનર્લગ્ન કર્યું હતું. આમ ગૂજરાત સલ્તનતના રાજકુટુંબ સાથે એમનો સંબંધ હતો. ફતેહખાં હજરત સાહેબ પાસે રહેવાથી સુલતાન કુતુબુદ્દીન બહુ ચીઢાતો, અને નાના મહમૂદ બેગડાને પકડવા માટે એણે ઘણા પ્રયત્નો કરેલા, અને શાહઆલમે અનેક ચમત્કારો કરીને એને બચાવેલો. શાહ આલમ સાહેબના ચમત્કારો એટલા બધા છે કે બધા લખીએ તો ઘણો લાંબો નિબંધ થાય. એમની હકીકતનું જે એક આખું પુસ્તક છે. એનું નામ 'હીકાયતે શાહી' છે.

મીરાતે સિકંદરીમાં શાહ આલમ સાહેબના ઘણા ચમત્કારોનું વર્ણન લખેલું છે. શેખ કમાલ માળવી સાથેની એમની તકરાર જાણીતી છે. શેખ કમાલ માળવી કેટલાક વખતથી અમદાવાદમાં રહેતા હતા. એમને નાણાં વગેરેની ભેટો મોકલી માળવાનો સુલતાન મહમૂદ ખીલજી ગૂજરાતની ગાદી અપાવવા પ્રાર્થનાઓ કરવાનું વિનવતો. સુલતાન મુહમ્મદને આ વાતની કોઇ રીતે જાણ થતાં તેણે નાણાં ખૂંચવી લીધાં. આથી ક્રોધે ભરાઇ શેખ કમાલે પોતાની સાધુતાનો ઉપયોગ ગૂજરાતનું રાજ્ય ઉખેડવામાં કર્યો. એમના કહેવાથી માળ-વાનો સુલતાન ચઢાઇ લઇને આવ્યો. એ વખતે સુલતાન મુહમ્મદને પદભ્રષ્ટ

કરી કુતુબુદ્દીન ગાદીએ બેઠો હતો. એણે કુતુબે આલમ સાહેબને આ ચઢાઇની બાબતમાં વિનંતિ કરી. એ સાહેબે સાધુને કનડયાથી આ પરિણામ આવેલું જોઇને શેખ કમાલની માફી માંગવા શાહઆલમને મોકલ્યા. શાહ આલમે ત્રણ વાર ફરી ફરી જઇને માફી માંગ્યા છતાં શેખ કમાલે માફી ન આપી અને ક્રોધ કર્યો. પછી એક કાગળ બતાવી કહ્યું કે ગૂજરાતનું રાજ્ય માળવાના સુલતાનને નામે લખાઇ ચુકયું છે, અને એનું આ ઇશ્વિરી ફરમાન છે. શાહ આલમે પણ એ વખતે ક્રોધ કરીને એ કાગળ ફાડી નાંખ્યો, અને એ જ સમયે શેખ કમાલ બેભાન થઇને મરણ પામ્યા. કુતુબે આલમ સાહેબને લાગ્યું કે શાહઆલમે જરા ઉતાવળ કરી. શેખ કમાલની કબર શાહઆલમના રોજે જતાં મલીક અલીસની મરજીદ પાછળ છે. એમ કહેવાય છે કે એમનો અને શાહઆલમ સાહેબનો ધોબી એક હતો તે બન્ને સંતો પાસે જઇ પુત્ર અને પુત્રીની માંગણી કરતો. આથી એને પુત્ર તો થયો પણ એ છોકરો શાહ આલમને ત્યાં જાય ત્યારે છોકરો અને શેખ કમાલ પાસે આવે ત્યારે છોકરી થઇ જતો. આ કારણથી આજે પણ કેટલાક મુસલમાનો શેખ કમાલના રોજામાં પહેલા જઇ આવે છે. શાહ આલમ જઇ આવ્યા પછી કદી શેખ કમાલના રોજા આગળ આવતા નથી.

છેવટે કુતુબે આલમ સાહેબના કહેવાથી શાહઆલમે કુતુબુદ્દીનને માળવાના સુલતાનને હરાવવામાં મદદ કરી. શાહ આલમ લઢયા નહિ પણ એમના ચમત્કારથી સુલતાન મહમૂદ હાર્યો; એનું વર્ણન સિકંદરીમાં કરેલું છે.[1]

શાહઆલમ સાહેબ દુનિયામાં રહેતા અને દુનિયાના બધા ભોગ ભોગવતા છતાં એમનું તપ ભારે હતું. વ્યવહારમાં ભાગ લેવા છતાં એ નિસ્પૃહ હતા. એમનું જીવન પવિત્ર હતું, વીતરાગ હતું. દુનિયામાં રહી બધાં કર્મ કરવા છતાં વિરક્ત રહેવાનો કર્મયોગનો સિદ્ધાન્ત આ હજરત સાહેબના જીવનમાંથી સમજાય છે.

[૧] સર ક્લાઈવ બેલી સિકંદરીના તરજુમામાં શાહઆલમ અને શેખ કમાલની વાત અને માળવાની ચઢાઈ એ બધી વાતને રાજખટપટ જ ગણે છે, અને એ ખટપટમાં બે પંથના સંતોએ ભાગ લીધેલો અને એકની જીત થઈ એમ માને છે. (જુઓ Bayley's History p. 140, note.)

એક વખત એક જડીઓ બાદશાહ માટે જડિત રૂબાબ લઈને જતો હતો. શહેરના કાજી નજમુદ્દાને એ લઈને તોડી ફાડી નાખ્યો, જડીઆએ જઈ ફરિયાદ કરી. બાદશાહ બોલ્યો નહિ પણ જડીઆના ગયા પછી કહ્યું કે રસુલાબાદમાં મીયાં મંજલા (શાહઆલમ) ધર્મવિરુદ્ધ રેશમી વસ્ત્રો પહેરે છે અને ગાયન સાંભળે છે તેને કેમ કાજી કાંઇ કહેતો નથી. કાજીને કાને આ વાત પહોંચી એટલે એણે રેશમી વસ્તુઓ અને ગાયન વિરુદ્ધનાં ધર્મવચનો એક કાગળ ઉપર લખી શાહઆલમ પાસે ગયો. કાગળ પાઘડીમાં રાખ્યો હતો. શાહઆલમ સાહેબ ફક્ત શુક્રવારે જ બહાર નીકળતા અને આર્ત, જીજ્ઞાસુ તથા અર્થાર્થીનાં દુઃખ નિવારણ કરતા. એમણે કાજીને જોતાં જ પાઘડીમાંનો કાગળ માંગ્યો. કાજીને અચંબો લાગ્યો. કાગળ કાઢીને જુએ છે તો કોરો દીઠો. એટલામાં પાસેની એક લાકડી ઉપર સંતની નજર પડતાં તે સોનાની થઇ ગઇ. કાજી નરમ થઈ ગયો અને મનમાં હજરત સાહેબનો સેવક બની ગયો. શાહઆલમે એ દીવસે કાળો જભ્ભો પહેર્યો હતો. પાસે કામ કરતા એક સુતારની દોરી એમણે કેડે બાંધી અને એમાં એક લાકડી ખોસી. પછી કાજી સાથે બહાર નીકળતાં જ જભ્ભો રેશમી કિનખાબનો થઈ ગયો, લાકડી સોનાની રત્નજડિત ખંજર થઈ ગઇ અને દોરી કમરબંધ થઇ. હજરત સાહેબે કહ્યું કે તમે જાણો છો કે હું તો એનો એ છું પણ પરવરદીગારની એવી ઇચ્છા છે તેથી બીજા મને એવો દેખે છે. વાતનો સાર એટલો જ છે કે નિર્મળ અંતઃકરણના વીતરાગ મહાત્માઓ જે ભોગ ભોગવે છે એમાં એમને આસક્તિ હોતી નથી. એમનાં કર્મ લોકસંગ્રહને માટે જ હોય છે.

શાહઆલમ સાહેબ ૬૩ વર્ષની ઉમ્મરે હી. સં. ૮૮૦ માં તા. ૨૦ જમાદીઉલ આખરે શનીવારે રાત્રે પાછલે પહોરે જીન્નત નશીન થયા. એમનો રોજો રસુલાબાદમાં મશહૂર છે. એમના મરણનું વર્ષ 'આખીર ઉલ ઓલીઆ' એ શબ્દો ઉપરથી નીકળે છે.

શાહઆલમે જૂનાગઢના પતનની જે લડાઈ રા' મંડળિક અને મહમૂદ બેગડા વચ્ચે થઈ તેમાં શરૂઆતમાં જે ભાગ લીધો હતો તે એમના અને માંગરોળના સૈયદ રૂકનુદ્દીનના પત્રવ્યવહાર ઉપરથી સમજાશે. રા' મંડળિકના જુલમ ઉપરથી સૈયદ રૂકનુદ્દીને શાહઆલમ ઉપર વિનંતિપત્ર લખેલો અને એ ઉપરથી એ સુલતાનના દિવાનને મળેલા એટલું કાગળ ઉપરથી સમજાય છે.







૫૯ શહેરની ભીંતાપરનાં
ચીતરામણ

લડાઇનું મૂળ કદાચ એમાં હોય. આ કાગળો પુરાતત્વ પુ. ૫ અંક ૩ જામાં પ્રસિદ્ધ થયા છે; એમાં શાહ આલમ સાહેબના હસ્તાક્ષર છે.

**શાહઆલમ સાહેબનો વંશ :** શાહઆલમ સાહેબની ગાદીના સૈયદોને શાહીસૈયદો કહે છે. શાહઆલમ સાહેબને પાંચ પુત્રો અને ચાર પુત્રીઓ હતી. એમના એક પુત્ર શાહ ભીકનની વાત જાણવા જેવી છે. એ બીબી મુરકીના પુત્ર હતા. એમનું ખરૂં નામ સૈયદ બેગ મુહમ્મદ છે. એ સાહેબ શરૂઆતમાં એમના પિતા સાથે આશાવલમાં રહેતા હતા. નવ વર્ષની ઉમ્મરે એમનું મરણ થયું. એ સંબંધી વાત મલીક ફકરૂદ્દીને પોતાના પિતા સુલતાન અહમદના જમાઈ મલીક સૈફુદીન બીન અજદરખાં[1] પાસેથી સાંભળેલી તે સિકંદરીના કર્તાએ નોંધી છે. મલીક કહે છે કે એક દીવસ હું મરી ગયો. મારા પિતા શોકથી ગાંડા જેવા થઇને કુતુબેઆલમ પાસે ગયા. એમણે એમને શાહઆલમ સાહેબ પાસે મોકલ્યા. શાહઆલમે કહ્યું કે પરમેશ્વરની ઇચ્છાને તાબે થવું જોઇએ. એમ કહી એમણે મલીકની પ્રાર્થના ઉપર ધ્યાન ન આપ્યું. મલીકે ત્યાંથી શાહ ભીકન પાસે જઈ પોતાના પુત્ર માટે કાંઇ કરવા શાહઆલમ સાહેબને વિનંતિ કરવા અરજ કરી. શાહ ભીકને પોતાના પિતાને વિનંતિ કરી એટલે એમણે કહ્યું કે ‘એના છોકરાને બદલે તમે જીવ આપવા તૈયાર છો ?’ શાહ ભીકને હા પાડી. થોડી વારમાં શાહ ભીકન મરણ પામ્યા એમ જાહેર થયું. એ પહેલાં મલીક ઘેર ગયો હતો ત્યારે એણે પોતાનો પુત્ર જીવતો દીઠો. પાછળથી શાહ ભીકનના મરણની વાત સાંભળી મલીકને બહુ દુઃખ થયું. આ

[૧] અહીં એક વાત ખાસ નોંધવા જેવી છે. સૈફુદીનના બાપનું નામ અજદરખાં એ અહમદીની માત્ર ગૂજરાતી આવૃત્તિમાં જ આપેલું છે, અંગ્રેજીમાં આપ્યું નથી. પરંતુ એ નામ મહત્વનું જણાય છે. અગાઉ પરાં વર્ણનમાં અજદરપુરનું નામ આવ્યું છે પણ એના વસાવનારનું નામ જણાયલું નથી. ત્યાં કવિ લાવણ્યસમયનો જન્મ થયો હતો એટલે મહમૂદ બેગડાના સમયમાં એ પરૂં આબાદ હતું. વળી એના વર્ણન ઉપરથી એ શહેરમાં મહોલ્લા તરીકે અને બહાર પરા તરીકે પણ હતું. એટલે બેગડાના સમય પહેલાંનું જ હોય. સલ્તનતના અમીરોમાં અજદરખાં નામ બીજું જડતું નથી. વળી આ અજદરખાંનો પુત્ર સુલતાન અહમદનો જમાઈ થતો હતો એટલે એ મોટો અમીર હોય અને એણે અજદરપુર વસાવ્યું હોય એમ મને લાગે છે.

વાત જહાંગીર બાદશાહે પણ સાંભળેલી અને પોતાના ચરિત્રમાં નોંધી છે. શાહ બીકનની દરગાહ આશાવલમાં હતી. એમની મા બીબી મુરકી તથા એ બીબીના બાપ જામજુવા પણ ત્યાં જ દફ્ન થયેલાં છે. શાહબીકનનો રોજો જમાલપુર દરવાજા બહાર નદી કિનારે ગઈ સદી સુધી હતો તે ઇ. સ. ૧૮૬૮ ની રેલ વખતે પડી ગયો.

શાહઆલમ સાહેબનો વંશ આ પ્રમાણે છેઃ–એમના પછી એમના પુત્ર સૈયદ રાજુ સત્તાર આલમ, એમના પુત્ર સૈયદ અહમદ શહીદ પનાહ આલમ, એમના પુત્ર સૈયદ અબ્દુલગફુર મઝીરઆલમ, એમના પુત્ર સૈયદ હસન નુરઆલમ, એમના પુત્ર સૈયદ જલાલુદ્દીન મુહમ્મદ માહઆલમ, એમના પુત્ર સૈયદ મુહમ્મદ મકબુલ આલમ, એમના પુત્ર સૈયદ જલાલુદ્દીન મકસુદ આલમ, એમના પુત્ર સૈયદ જાફર બદર આલમ, એમના પુત્ર સૈયદ મુહમ્મદ મેહબુબ આલમ, એમના પુત્ર સૈયદ જલાલુદ્દીન હમીદ આલમ, એમના પુત્ર સૈયદ જાફર મજીદ આલમ, એમના પુત્ર સૈયદ મેહબુબ આલમ. આટલે સુધી મીરાતે અહમદીમાં વંશાવળી આપેલી છે. આ બધા ગાદીપતિ સૈયદોનાં વર્ણનો પણ છે, અને એમની કરામતોનાં વર્ણનો પણ આપેલાં છે. એમાં શાહઆલમ સાહેબથી પાંચમા સૈયદ માહ આલમ સાહેબ માટે કહેવાય છે કે એ સાહેબ બહુ જ ઉદાર હતા, અને પોતાનાં પહેરેલાં વસ્ત્રો પણ ઘણી વાર ગરીબોને આપી દેતા. ગરીબોને વહેંચવા માટે એમને ધન ગમે ત્યાંથી આવી મળતું. મીર અબુતુરાબે આપેલી ઉજાણી વખતે એમણે કપડું કોઇ ગરીબને આપી દીધું ત્યારે ત્યાં કાંઇ ન હોવા છતાં શાલ આવેલી, અને એક વખત રૂપીઆ પણ આવેલા. એમના પુત્ર સૈયદ મકબુલ આલમ સાહેબ વિદ્વાન હતા. એમણે કેટલાંક પુસ્તકો લખ્યાં છે. એમની કબર શાહઆલમ સાહેબની સામેના મોટા રોજામાં વચ્ચે છે. એમાં કદમે રસુલ શરીફ–પેગંબરનાં પવિત્ર પગલાં પધરાવેલાં છે. આ રોજો જહાંગીરના સમયમાં સૈફખાંએ બંધાવેલો હતો. એમના પુત્ર મકસુદ આલમ કવિતા બનાવી જાણતા. એમણે શાહજહાંના સમયમાં સદરૂસ્સુદુરનો હોદ્દો ભોગવ્યો હતો. એમનું મરણ લાહોરમાં થયું હતું પણ પછીથી એમને અમદાવાદ લાવ્યા હતા. એમના પિતાની જોડે એમની કબર છે. એમના પુત્ર સૈયદ જાફર બદરે આલમે પણ કેટલાક ગ્રંથો રચ્યા છે. શાહઆલમ સાહેબનો વહીવટ કરનાર એક દીવાન સૈયદ મહંમદ ઝાહીદ હતા. એમની કબર વટવામાં છે.

**સૈયદ ઉસમાન શમે બુરહાની**[1] : આ સાહેબ વટવાના કુતુબે આલમ સાહેબના પહેલા શિષ્ય હતા. મીરાતે અહમદીમાં લખ્યું છે કે આ દેશના પીરોમાં એ મોટા છે. એમની ઘણી કરામતો કહેવાય છે. કુતુબે આલમ સાહેબના કહેવાથી બહાવદીનપુરમાં રહીને એ બોધ આપતા. પણ ત્યાં ઘણાં માણસો ભેગાં થવાથી ફાવ્યું નહિ તેથી સઘળી માલમીલકતનો ત્યાગ કરી નદી પાર એક તંબુ નાંખીને તે રહ્યા. એ ખરેખરા ત્યાગી હતા. એમનું પાછળથી ઉપનામ 'શમે બુરહાની' (દીવાનો પ્રકાશ) હતું. એમ કહેવાય છે કે એ નદીએ નહાવા ગયેલા. ઘેર પાણી લઈ જવા માટે વાસણ પાસે નહોતું. એટલામાં એક ગદાધર નામનો હિંદુ છોકરો ગાગર ભરીને પાણી લઈ જતો હતો. સૈયદ ઉસમાને ગાગર માંગી અને પાણી ઘેર પહોંચાડયું. પછી એ છોકરાને ત્યાં વસવાનું કહ્યું. છોકરાએ કહ્યું કે 'મારા બાપ પાસે પૈસા નથી એટલે અહીં વસીને ઘર શી રીતે બનાવીએ.' સૈયદ સાહેબે કહ્યું કે 'સાબરમતીમાંથી ગાગર ભરીને ઘેર જા.' છોકરાએ ગાગર ભરી ઘેર ઠાલવી ત્યારે સોનામહોરો નીકળી. એટલે એનું કુટુંબ સૈયદ સાહેબ પાસે આવીને વસ્યું. એ પછી ત્યાં ઉસમાનપુર વસ્યું. ત્યાં એમની મસ્જીદ અને મોટો ઘુમટ મહમૂદ બેગડાએ બંધાવ્યો છે. એમનો ઉરસ તા. ૧૫ મી જમાદીઉલ અવ્વલે થાય છે. આ સૈયદ સાહેબે કેટલાક સુફી ગ્રંથો બનાવ્યા છે. એમાં 'મદારીજ ઉલ મઅરીજ' પ્રસિદ્ધ છે. એમની એક પ્રસિદ્ધ ગઝલમાં કહ્યું છે કે: "રાજ્યાસન દરવીશોના આંગણાનું પાથરણું છે. દુઃખ એ ફકીરોનું દ્રવ્ય છે. ફકીરોની કફનીમાંથી ચિરસ્થાયી દ્રવ્ય (આત્મ-જ્ઞાનરૂપી) મળે છે. દરવીશોને કનડવાથી દુઃખ આવે છે. એમના આશીર્વાદ તિરસ્કારને ફેરવીને એમાંથી પ્રેમ ઉત્પન્ન કરે છે."

**શેખ અલી ખતીબ** : આ શેખ અલી કુતુબે આલમ સાહેબના શિષ્ય હતા. જ્યારે એ પ્રભુના પ્રેમમાં મસ્ત બનતા ત્યારે રોવા માંડતા, કે નાચતા, કે ચીસો પાડતા. એમનો રોજો આશાવલમાં કુંદનપુરમાં હતો. એમ અહમદી ઉપરથી સમજાય છે.

[૧] ડૉ. બર્જેસ સૈયદ ઉસમાનને કુતુબેઆલમ સાહેબના મોટા પુત્ર કહે છે. પણ અહમદીમાં એમના પુત્રોનાં નામ આપ્યાં છે એમાં એમનું નામ નથી. અહમદી એમને મુખ્ય શિષ્ય કહે છે.

**સૈયદ મહમૂદ એરજી અથવા શેખ પીર :** આ શેખ સાહેબ મક્કે જતા હતા એ વખતે અમદાવાદમાં ભંડેરીપુરમાં ઉતર્યા, અને શેખ અહમદ ખટ્ટુનાં દર્શને ગયા. શેખ અહમદને એમના આવવાની ખબર પહેલેથી પડેલી અને એમને બોલાવવા માણસ મોકલેલો. છેવટે શેખ મહમૂદ શેખ અહમદ ખટ્ટુના શિષ્ય બન્યા. એમની કબર ભંડેરીપુરમાં છે (કાળુપુર) એમ અહમદીમાં લખ્યું છે.

**શેખ સલાહુદ્દીન :** એમનું નામ તુકાજી હતું અને એ હિંદુ હતા. એ શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ પાસે નાના હતા ત્યારે ગયા, એટલે હજરત ગંજબક્ષે એમને 'બાબા તાલીબ' (શોધક) કહીને બોલાવ્યા અને હાથમાં કુરાન આપ્યું તે તુકાજીએ એકદમ વાંચવા માંડયું. આસપાસના સર્વેને એથી નવાઇ લાગી. એ પછી ગંજબક્ષ સાહેબમાં શ્રદ્ધા પડવાથી મુસલમાન થઈ એમણે ધર્મમાર્ગ લીધો, અને શેખ સલાહુદ્દીન નામ પાડયું. મીરાતે અહમદીમાં લખ્યું છે કે સુલતાન મહમૂદ બેગડો ગંજબક્ષ સાહેબના મરણ વખતે આવેલો તે વખતે એણે શેખ સલાહુદ્દીનનો હાથ લઈ પોતાને માથે મુકયો હતો. આ શેખની કબર ગંજબક્ષ સાહેબની પાસે છે.[1] ૨૨ મી રબીઉલ અવલે એમનો ઉરસ થાય છે.

**મૌલાના શેખ અહમદ અથવા મીયાં મખદુમ :** એ બુરહાનના પુત્ર થાય. એમના દાદાના બાપ નાગોરના સુબા હતા. એમનું પેઢીનામું હિંદના પહેલા મુસલમાન બાદશાહ મુહમ્મદ ઘોરી સુધી પહોંચે છે. મીયાં મખદુમનો જન્મ શેખ અહમદ ખટ્ટુના આશીર્વાદથી થયો હતો અને એ શાહઆલમ સાહેબના શિષ્ય થયા હતા. ૨૨ રબીઉલ આખરે ૮૮૦ માં એ મરણ પામ્યા. એમની કબર તાજપુરમાં છે એમ અહમદીમાં લખ્યું છે. સાથે મસ્જીદ અને ઘુમટ પણ છે.

**શાહ ગઝની :** આ શાહ કોઇ ગૂજરાતી સુલતાનના સગા થતા

[૧] આ વાતમાં સમયનો ફેર માલુમ પડે છે. ગંજબક્ષ સાહેબ મહમૂદ બેગડાના પિતા મુહમ્મદશાહના સમયમાં મરણ પામ્યા હતા. ગંજબક્ષના મરણના પછીના વર્ષમાં મહમૂદ બેગડાનો જન્મ થયો હતો. આ વાતમાં અહમદીની ગૂજરાતી આવૃત્તિ અને નવાબઅલીની અંગ્રેજી આવૃત્તિ બન્ને એ જ ભૂલ કરે છે, એટલે મૂળ પ્રતમાં જ ફેર હશે.

હતા. તેથી અભિમાનમાં લોકોને કનડતા. એક વખતે એમણે શાહઆલમ સાહેબના સેવક શેખ અહમદ પાસેથી એમના પૈસા ખુંચાવી લીધા. ફરિયાદ ગઈ ત્યારે શાહઆલમે કહ્યું કે 'કાંઈ નહિં, ભક્તિનું બીજ રોપાઈ ગયું છે.' એ પછી ગાડીમાં બેસી શાહઆલમ અને મખદુમ સાહેબ જતા હતા ત્યારે રસ્તે બધા એમને માન આપતા અને ઘોડા, ગાડી, વગેરેમાં બેઠેલા ઉતરી જતા હતા. એવામાં શાહ ગઝની મળ્યા તે ઘોડેથી ન ઉતર્યા. મખદુમ સાહેબે શાહ આલમને ફરિયાદ કરી ત્યારે શાહઆલમે કહ્યું કે 'પ્રભુ કરશે તો એ તમારા જેવા પાસે ઝાડુ કાઢવાનું કામ કરશે.' આ શબ્દો કાને પડતાં શાહનું અભિમાન ઉતર્યું. એ શાહઆલમના સેવક બન્યા, અને શુદ્ધિને માટે રસોડું સાફ કરવાનું કામ લીધું. પાછળથી ધર્મમાર્ગ તરફ વળ્યા. એમની કરામતો પણ કેટલીક કહેવાય છે. રાયખડમાં હાલ એમનો રોજો છે. એ હી. સ. ૯૨૨ તા. ૨૦ મી સફરને રોજ મરણ પામ્યા.

**મીયાં કુતુબુદ્દીન**: એમનું પેઢીનામું બલ્ખ (મધ્ય એશીઆ) ના સુલતાન ઇબ્રાહીમ આદમ સુધી પહોંચે છે. એ શાહ આલમ સાહેબના શિષ્યોમાં અગ્રસ્થાને ગણાતા. પહેલાં એ ખંભાતવાળા શેખ બાપુ ચીશ્તીના સેવક હતા એમ અહમદીમાં લખ્યું છે. એ હી. સં. ૯૪૩ જમાદીઉલ આખરની તા. ૨૦ મીએ મરણ પામ્યા. એમની કબર ખાનપુરમાં છે એમ અહમદીમાં જણાવ્યું છે.

**શાહ અથવા કાજી હમીદ**: એ શાહઆલના શિષ્ય હતા. એ ઘણા સત્યવાદી હતા અને પોતાની મહેનતનું જ ખાતા. વખતે કોઈ અધર્મથી મેળવેલું ખવડાવે તો એ ના પાડતા અને ભૂલથી ખવાય તો ઉલટી થઇ જતી. એમના ઘોડાને પણ એમની એવી અસર થએલી કે તે કદી બીજાનો દાણો કે ઘાસ ખાતો નહિં. અહમદીમાં એમનું વિસ્તારથી વર્ણન કરેલું છે. એમની કબર સારંગપુર બહાર છે એમ અહમદીની ગુજરાતી આવૃત્તિમાં લખેલું છે. અંગ્રેજી આવૃત્તિમાં કાંઇ લખ્યું નથી.

**શેખ ઉલ ઇસ્લામ ખ્વાજા અહમદ બીન ડોસન**: એ શાહ આલમ સાહેબના શિષ્ય હતા; અને શાહઆલમ સાહેબે પોતાને હાથે એમનું ઉપનામ 'મિસ્કીન અલ્લાહ' લખેલું તે રોઝતે શાહીઆ નામના પુસ્તકમાં છે એમ અહમદીમાં લખેલું છે. એમની કબર શાહપુર દરવાજા પાસે છે.

**કાજી સૈયદ ઇસ્માઈલ ઇસ્ફેહાની, સૈયદ બુરહાનના પુત્ર :** એ ભરૂચના કાજી હતા. શાહઆલમ સાહેબ નંદરબાર બાજુ જતા હતા ત્યારે એમનો મેળાપ થએલો, અને પછીથી એમના શિષ્ય થઇ ફકીરની પેઠે રહેતા હતા. અહમદીમાં લખ્યું છે કે એમની કબર અમદાવાદમાં બદ્દુપુરમાં છે. બદ્દુપુર કયું તે જણાયું નથી.

**મૌલાના મુહમ્મદ :** એમને માટે અહમદીની ગૂજરાતી અને અંગ્રેજી આવૃત્તિઓમાં ફેરવાળું લખાણ છે. ગૂજરાતી આવૃત્તિમાં એમને સિદ્દીક કહ્યા છે. નવાબ અલીની અંગ્રેજી આવૃત્તિમાં સુહર્વરદી કહ્યા છે. એમની જન્મભૂમિ મુલતાન છે. શાહ આલમ સાહેબના સસરા સિંધના જામ સાથે એ અમદાવાદમાં આવ્યા એમ જણાય છે. એમની કબર જૂના આશાવલમાં આવેલા કુતુબપુરમાં શાહ ભીકનની કબર પાસે છે એમ અહમદી લખે છે. આ ઉલ્લેખ આશાવલનું સ્થાન ચોક્કસ કરે છે.

મીરાતે અહમદી અમદાવાદમાં પ્રસિદ્ધ સૈયદોના ખાનદાનનાં નામ ગણાવે છે. એમાં પણ ગૂજરાતી આવૃત્તિ અને અંગ્રેજી આવૃત્તિમાં થોડો ફેર પડે છે. ગૂજરાતીમાં નવ નામ લખ્યાં છે. અંગ્રેજીમાં દસ છે તે આ પ્રમાણે છે:— (૧) બુખારી સૈયદો, હજરત કુતુબે આલમ, અને શાહઆલમ સાહેબના વંશના. (૨) કાદરી સૈયદો, હજરત સૈયદ અબ્દુલ કાદર જલાની પીર દસ્તગીરના વંશના છે. એમાં સૈયદ જમાલ પથરી, સૈયદ અબ્દુલ જલાલ, વગેરે પ્રસિદ્ધ છે. સૈયદ જમાલની કબર રાયખડ આગળ છે. (૩) શીરાઝી સૈયદો, એમાં ત્રણ શાખા છે. સૈયદ અહમદ ઝાફર અને એમના પુત્રો, સૈયદ કમાલુદ્દીન જેમની કબર જૂના આશાવલની જુમામસ્જીદની પાછળ છે, અને સૈયદ અબુ તુરાબ. સૈયદ અહેમદ જાફરે ચાલીસ વર્ષ એકાંતવાસ કરેલો એમ કહેવાય છે. એમની કબર આસ્તોડીઆ દરવાજા પાસે છે. (૪) રફાઈ સૈયદો, એમાં સૈયદ અબ્દર્રહીમ, શાહ અલીજી ગામધણી વગેરે છે. (૫) મશહદી સૈયદો. મખદુમ જહાંનિયાંના જમાઇ સૈયદ સરફુદ્દીનના પુત્રો એમ અહમદીમાં લખેલું છે. સૈયદ મુહમ્મદ મુરાદશાહની કબર નવતાડમાં છે એમ પણ લખેલું છે. હાલ મશહદી ખાનદાન અમદાવાદમાં પ્રસિદ્ધ છે. એમનો નિવાસ દરિયાપુરમાં છે. શહેરમાં એમના ઘણા અનુયાયીઓ છે. (૬) ઇદ્રુસી સૈયદો. શરીફ અબુબકર ઇદ્રુસના વંશના. એમની દરગાહ ઝવેરીવાડામાં છે. એમના વંશના સાહેબો

હાલ સુરતમાં રહે છે. (૭) તીરમીઝી સૈયદો. એમનો સંબંધ મખદુમ જહાંનીયાંના શિષ્ય સૈયદ યહયા તીરમીઝીથી છે. એમની દરગાહ વડોદરામાં માતરીયા તળાવ પાસે છે. પ્રો. નવાબઅલી લખે છે કે બેચરાજીના મંદિર પાસે છે. (૮) ભક્તરી સૈયદો. મખદુમ જહાંનિયાંના શિષ્ય સૈયદ બદર ભક્તરીના વંશજો. (૯) ઉરેઝી સૈયદો. ખુન્દમીર, એમના દાદા સૈયદ યાકુબ વગેરે. એમની દરગાહ બીબીપુરામાં (અસારવા પાસે) છે. એમના નામથી બંધાયલી રાજપુરની મસ્જીદ સુપ્રસિદ્ધ છે. (૧૦) ઝેદીઆ સૈયદો. આ સૈયદો સૈયદ ઉસમાન શમે બુરહાનીના વંશના છે. આ સૈયદોનું નામ અહમદીની ગૂજરાતી આવૃત્તિમાં ગણાવેલું નથી.

**સૈયદ યાકુબ ચીશ્તી :** મીરાતે અહમદીની અંગ્રેજી અને ગૂજરાતી બન્ને પ્રતોમાં એમને સૈયદ ખુન્દમીરના પુત્ર કહ્યા છે. મલીક ઇખ્તીઆરે એમને દત્તક લેવા માંગણી કરી, અને પોતાની પાસે રાખી જ્ઞાન આપ્યા પછી એમને 'સૈયદ' એવું નામ આપ્યું. શાહઆલમ સાહેબના એ ખાસ મિત્ર થતા હત એમ પણ અહમદીમાં જણાવેલું છે.

**શેખ વજીઉદ્દીન અહમદ અલવી સાહેબ :** એમનો જન્મ હી. સં. ૯૧૦ ના મુહર્રમ માસમાં મુહમ્મદાબાદ ચાંપાનેરમાં થયો હતો. એમના પિતાનું નામ શેખ નસરૂલ્લાહ અલવી હતું. પાંચ વર્ષની ઉંમરથી એમણે જ્ઞાન મેળવવા માંડયું. એમણે સુફીનું જ્ઞાન મુહમ્મદ ઘૌસ સાહેબ પાસેથી મેળવેલું. એ શાહકાજન ચિશ્તીના પણ શિષ્ય હતા. શેખ વજીઉદ્દીન સાહેબ ઘણા વિદ્વાન હતા અને એમણે પણ ખાનપુરમાં પોતાના નિવાસમાં ઘણાને જ્ઞાન આપેલું. એમણે ઘણાં પુસ્તકો રચ્યાં છે. એમનું માન ઘણું જ હતું અને લોકોનાં ટોળે-ટોળાં એમનાં દર્શન માટે જતાં. એક વખત મુહમ્મદ ઘૌસ સાહેબ અમદાવાદમાં આવેલા ત્યારે કોઈ કારણથી શેખ અલીમુત્તકી અને બીજા ઉલેમાઓએ એમને મારી નાંખવા માટે ફતવો કાઢયો. એમાં વજીઉદ્દીન સાહેબની સહી ન હોવાથી સુલતાને એ કબુલ રાખ્યો નહિ. એ હુકમનો કાગળ લઇ શેખ વજીઉદ્દીન મુહમ્મદ ઘૌસ પાસે ગયા અને એમને જોતાં જ કાગળ ફાડી નાંખ્યો. શેખ અલીમુત્તકી પણ વિદ્વાન હતા. શેખ વજીઉદ્દીને એમને કહ્યું કે 'મુહમ્મદ ઘૌસ ઘણા જ્ઞાની છે, તમે એમને ઓળખતા નથી.' પછી શેખ વજીઉદ્દીન ઘણી વાર કહેતા કે "ખુલ્લી રીતે શરેહના કાયદા શેખ અલીમુત્તકીની પેઠે પાળવા જોઇએ, પણ અંદરથી ભક્તિભાવ અને જ્ઞાન મુહમ્મદ ઘૌસ જેવું રાખવું

જોઈએ.'' શેખ વજીઉદ્દીન ૮૮ વર્ષની ઉમરે હી. સં. ૯૯૮ ના મુહર્રમ માસની છેલ્લી તારીખે જીન્નતનશીન થયા. એમની કબર ખાનપુરમાં પ્રખ્યાત છે. આજે પણ એમનું માન ઘણું છે. હાલ એમનું ખાનદાન ખાનપુરમાં પ્રસિદ્ધ છે.

**ચીશ્તી ખાનદાન:** એમ કહેવાય છે કે હિંદુસ્તાનમાં ચાર મોટા મુસલમાન સંપ્રદાયો ચાલે છે, એમાં ચિસ્તી સંપ્રદાય ઘણો મોટો છે. એનું માન પણ ઘણું છે. મોટા મોટા બાદશાહોએ સંપ્રદાયના પીરોની સેવા સ્વીકારેલી છે. એમ કહેવાય છે કે સુલતાન અહમદશાહ અને સુલતાન મહમૂદ બેગડો ચિસ્તી સંપ્રદાયના હતા. આ સંપ્રદાયના મોટા પીર અજમેર નિવાસી ખ્વાજા સાહેબ છે. એમની પરંપરા ચાલી તેમાં ચરાગ દેહલી સાહેબ ઘણા પ્રસિદ્ધ છે. એમના વંશના જમાલુદ્દીન જમ્મનશાહ સાહેબ પાટણથી અમદાવાદ આવ્યા, અને નદીપાર નિવાસ કર્યો. એમની દરગાહ ત્યાં છે. એમના પછી શેખ હસન મુહમ્મદ સાહેબ ગાદી ઉપર આવ્યા. મીરાતે અહમદીમાં એમના પિતાનું નામ શેખ અહમદ અથવા શેખ મીયાંજી લખેલું છે. એ પણ વિદ્વાન અને સુફી હતા. એમણે અમદાવાદમાં શાહપુરમાં નિવાસ કર્યો. એમ કહેવાય છે કે એમને ભૂત ભવિષ્ય વર્તમાનની ખબર પડતી. મીરાતે અહમદીમાં લખ્યું છે કે એમણે કાદરીઆ, સુરબક્ષીઆ, અને તૈફુરીઆ સંપ્રદાયોની ખીલાફત પણ મેળવી હતી. એમણે કુરાને શરીફ ઉપર એક ભાષ્ય લખ્યું છે એને 'તફસીરે મુહમ્મદી' કહે છે, અને એને ઉલેમાઓ ઘણું માન આપતા. એમનાં બીજાં લખાણો પણ વખણાય છે. એમનો જન્મ હી. સં. ૯૨૩ માં થયો હતો. એમણે શાહપુરમાં જે પ્રસિદ્ધ મસ્જીદ બંધાવી છે એનું વર્ણન જૂદું કર્યું છે. મીરાતે અહમદીમાં લખ્યું છે કે પાછળથી રાજ્ય બદલાયું તેથી મસ્જીદના મીનારા અને કેટલુંક કામ અધુરૂં રહી ગયું. હી. સં. ૯૮૨ ના જીલકઅદ માસની ૨૮ મી તારીખે એ જીન્નતનશીન થયા. એમનું માન ઘણું હતું એથી એમને કુતુબ ઉલ ઓલીઆ પણ કહે છે. એમના પછી એમના પુત્ર શેખ મુહમ્મદ સાહેબ ગાદીએ આવ્યા. એમનો જન્મ હી. સં. ૯૫૬ માં થયો હતો. એમણે પણ ઘણું જ્ઞાન સંપાદન કરેલું હતું. સૈયદ જલાલુદ્દીન માહઆલમ એમને સારૂં માન આપતા. એમના ગાદીએ આવ્યા પછી એમના શિષ્યોએ ગૂજરાતી સુલતાનોના સમયમાં મળેલી જાગીરોની સનંદો ફરી ચાલુ કરવા અકબર બાદશાહને અરજ કરવાની સૂચના કરી. ત્યારે શેખ મુહમ્મદ

બોલ્યા કે "ફકીરોને એવી શી જરૂર છે કે જગતના મહાન બાદશાહ પરમેશ્વરને મુકીને સંસારના બાદશાહને અરજ કરે." એમ કહી એમણે સનંદો હોજમાં નાંખી દીધી. કેટલોક વખત એ મલીક મકસુદની મસ્જીદ (શાહીબાગમાં મીયાંખાં ચીસ્તીની મસ્જીદ)માં એકાંતવાસમાં રહેતા. એમને વાજીંત્ર વગરનું ગાયન સાંભળવું ગમતું. મીરાતે અહમદીમાં એમનું વિસ્તારથી વર્ણન કરેલું છે. એમાં એક બનાવ આ પ્રમાણે વર્ણવ્યો છે. હી. સં. ૧૦૨૭માં જ્યારે જહાંગીર બાદશાહ અમદાવાદમાં હતા ત્યારે એમણે શેખ સાહેબને મળવાની ઇચ્છા બતાવી. શેખ સાહેબ જ્યારે બાદશાહને મળવા આવ્યા ત્યારે બાદશાહ વાઘોનો તમાસો જોતા હતા. એવામાં એક વાઘ પાંજરૂં તોડીને બહાર નીકળ્યો એટલે બધા લોકો નાશી ગયા. વાઘ શેખ મુહમ્મદના પગ ઉપર માથું મુકી લાડ કરતો ઉભો રહ્યો. હી. સં. ૧૦૪૦ ના રબીઉલ અવલની ૨૯ મી તારીખે એમનું મરણ થયું. એમ કહેવાય છે કે એમને પણ 'કુતુબ'નો ઇલ્કાબ મળ્યો હતો.

શેખ મુહમ્મદને ચાર પુત્ર હતા. એમના ભત્રીજા શેખ યહયા ચિસ્તીને, એમના પુત્ર શેખી સીરાજુદ્દીને પોતાના બાપની ગાદીએ બેસાડયા. આ શેખ યહયા ઘણા જ પ્રસિદ્ધ થયા છે. એમનો જન્મ હી. સં. ૧૦૧૦ ના રમજાન માસની ૨૦ મીએ થયો હતો. ૨૦ વર્ષની ઉમ્મરે એમણે સઘળું જ્ઞાન સંપાદન કરી લીધું હતું. ઔરંગઝેબ બાદશાહ એમને ઘણું માન આપતો. મીરાતે અહમદીમાં લખેલું છે કે વાજીંત્ર વગરનાં સુફીવાદનાં ગાયન એમને પસંદ હતાં. પણ એ વખતના બાદશાહી હુકમ પ્રમાણે મીરઝાં બાકર એમને ગાયન ગવડાવવાની મનાઇ કરવા લાગ્યો. એમણે હુકમ ન માનતાં તકરાર ઉઠાવી. બાદશાહને કાગળથી આ વાતના સમાચાર પહોંચતાં તુરત એ બાબતની છુટનો હુકમ એ વખતના સુબા જસવંતસિંહ ઉપર મોકલ્યો. એમ કહેવાય છે કે એમણે ૧૭ હજ કરી હતી, અને છેવટે મદીનામાં હી. સં. ૧૧૦૧ સફર માસની ૧૮ મી તારીખે ગુજરી ગયા. એમની કબર મદીનામાં છે. એમને 'કુતુબ ઉલ મદીના' પણ કહે છે.

ચિશ્તી ખાનદાનનું માન આજે પણ ઘણું છે. ગઈ સદીમાં મહમૂદમીયાં સાહેબ, તથા એમના પુત્ર ફરીદુદ્દીન સાહેબ ઘણા પ્રસિદ્ધ હતા. હાલ ગાદી ઉપર નસીરૂદ્દીન સાહેબ છે. વડોદરા રાજ્યમાં અને હૈદરાબાદમાં એમના ઘણા અનુયાયીઓ છે. એ શાહપુરના કાજીસાહેબ કહેવાય છે.

જોઇએ." શેખ વજીઉદ્દીન ૮૮ વર્ષની ઉંમરે હી. સં. ૯૯૮ ના મુહર્રમ માસની છેલ્લી તારીખે જીન્નતનશીન થયા. એમની કબર ખાનપુરમાં પ્રખ્યાત છે. આજે પણ એમનું માન ઘણું છે. હાલ એમનું ખાનદાન ખાનપુરમાં પ્રસિદ્ધ છે.

**ચીશ્તી ખાનદાન**: એમ કહેવાય છે કે હિંદુસ્તાનમાં ચાર મોટા મુસલમાન સંપ્રદાયો ચાલે છે, એમાં ચિસ્તી સંપ્રદાય ઘણો મોટો છે. એનું માન પણ ઘણું છે. મોટા મોટા બાદશાહોએ સંપ્રદાયના પીરોની સેવા સ્વીકારેલી છે. એમ કહેવાય છે કે સુલતાન અહમદશાહ અને સુલતાન મહમૂદ બેગડો ચિસ્તી સંપ્રદાયના હતા. આ સંપ્રદાયના મોટા પીર અજમેર નિવાસી ખ્વાજા સાહેબ છે. એમની પરંપરા ચાલી તેમાં ચરાગ દેહલી સાહેબ ઘણા પ્રસિદ્ધ છે. એમના વંશના જમાલુદ્દીન જમ્મનશાહ સાહેબ પાટણથી અમદાવાદ આવ્યા, અને નદીપાર નિવાસ કર્યો. એમની દરગાહ ત્યાં છે. એમના પછી શેખ હસન મુહમ્મદ સાહેબ ગાદી ઉપર આવ્યા. મીરાતે અહમદીમાં એમના પિતાનું નામ શેખ અહમદ અથવા શેખ મીયાંજી લખેલું છે. એ પણ વિદ્વાન અને સુફી હતા. એમણે અમદાવાદમાં શાહપુરમાં નિવાસ કર્યો. એમ કહેવાય છે કે એમને ભૂત ભવિષ્ય વર્તમાનની ખબર પડતી. મીરાતે અહમદીમાં લખ્યું છે કે એમણે કાદરીઆ, તુરબક્ષીઆ, અને તૈફુરીઆ સંપ્રદાયોની ખીલાફત પણ મેળવી હતી. એમણે કુરાને શરીફ ઉપર એક ભાષ્ય લખ્યું છે એને 'તફસીરે મુહમ્મદી' કહે છે, અને એને ઉલેમાઓ ઘણું માન આપતા. એમનાં બીજાં લખાણો પણ વખણાય છે. એમનો જન્મ હી. સં. ૯૨૩ માં થયો હતો. એમણે શાહપુરમાં જે પ્રસિદ્ધ મસ્જીદ બંધાવી છે એનું વર્ણન જૂદું કર્યું છે. મીરાતે અહમદીમાં લખ્યું છે કે પાછળથી રાજ્ય બદલાયું તેથી મસ્જીદના મીનારા અને કેટલુંક કામ અધુરૂં રહી ગયું. હી. સં. ૯૮૨ ના જીલકઅદ માસની ૨૮ મી તારીખે એ જીન્નતનશીન થયા. એમનું માન ઘણું હતું એથી એમને કુતુબ ઉલ ઓલીઆ પણ કહે છે. એમના પછી એમના પુત્ર શેખ મુહમ્મદ સાહેબ ગાદીએ આવ્યા. એમનો જન્મ હી. સં. ૯૫૬ માં થયો હતો. એમણે પણ ઘણું જ્ઞાન સંપાદન કરેલું હતું. સૈયદ જલાલુદ્દીન માહઆલમ એમને સારૂં માન આપતા. એમના ગાદીએ આવ્યા પછી એમના શિષ્યોએ ગૂજરાતી સુલતાનોના સમયમાં મળેલી જાગીરોની સનંદો ફરી ચાલુ કરવા અકબર બાદશાહને અરજ કરવાની સૂચના કરી. ત્યારે શેખ મુહમ્મદ

બોલ્યા કે "ફકીરોને એવી શી જરૂર છે કે જગતના મહાન બાદશાહ પરમેશ્વરને મુકીને સંસારના બાદશાહને અરજ કરે." એમ કહી એમણે સનંદો હોજમાં નાંખી દીધી. કેટલોક વખત એ મલીક મકસુદની મસ્જીદ (શાહીબાગમાં મીયાંખાં ચીસ્તીની મસ્જીદ)માં એકાંતવાસમાં રહેતા. એમને વાજીંત્ર વગરનું ગાયન સાંભળવું ગમતું. મીરાતે અહમદીમાં એમનું વિસ્તારથી વર્ણન કરેલું છે. એમાં એક બનાવ આ પ્રમાણે વર્ણવ્યો છે. હી. સં. ૧૦૨૭ માં જ્યારે જહાંગીર બાદશાહ અમદાવાદમાં હતા ત્યારે એમણે શેખ સાહેબને મળવાની ઇચ્છા બતાવી. શેખ સાહેબ જ્યારે બાદશાહને મળવા આવ્યા ત્યારે બાદશાહ વાઘોનો તમાસો જોતા હતા. એવામાં એક વાઘ પાંજરૂં તોડીને બહાર નીકળ્યો એટલે બધા લોકો નાશી ગયા. વાઘ શેખ મુહમ્મદના પગ ઉપર માથું મુકી લાડ કરતો ઉભો રહ્યો. હી. સં. ૧૦૪૦ ના રબીઉલ અવલની ૨૯ મી તારીખે એમનું મરણ થયું. એમ કહેવાય છે કે એમને પણ 'કુતુબ'નો ઇલ્કાબ મળ્યો હતો.

શેખ મુહમ્મદને ચાર પુત્ર હતા. એમના ભત્રીજા શેખ યહયા ચિસ્તીને, એમના પુત્ર શેખી સીરાજુદ્દીને પોતાના બાપની ગાદીએ બેસાડયા. આ શેખ યહયા ઘણા જ પ્રસિદ્ધ થયા છે. એમનો જન્મ હી. સં. ૧૦૧૦ ના રમજાન માસની ૨૦ મીએ થયો હતો. ૨૦ વર્ષની ઉમ્મરે એમણે સઘળું જ્ઞાન સંપાદન કરી લીધું હતું. ઔરંગઝેબ બાદશાહ એમને ઘણું માન આપતો. મીરાતે અહમદીમાં લખેલું છે કે વાજીંત્ર વગરનાં સુરીવાદનાં ગાયન એમને પસંદ હતાં. પણ એ વખતના બાદશાહી હુકમ પ્રમાણે મીરઝાં બાકર એમને ગાયન ગવડાવવાની મનાઇ કરવા લાગ્યો. એમણે હુકમ ન માનતાં તકરાર ઉઠાવી. બાદશાહને કાગળથી આ વાતના સમાચાર પહોંચતાં તુરત એ બાબતની છુટનો હુકમ એ વખતના સુબા જસવંતસિંહ ઉપર મોકલ્યો. એમ કહેવાય છે કે એમણે ૧૭ હજ કરી હતી, અને છેવટે મદીનામાં હી. સં. ૧૧૦૧ સફર માસની ૧૮ મી તારીખે ગુજરી ગયા. એમની કબર મદીનામાં છે. એમને 'કુતુબ ઉલ મદીના' પણ કહે છે.

ચિશ્તી ખાનદાનનું માન આજે પણ ઘણું છે. ગઈ સદીમાં મહમૂદમીયાં સાહેબ, તથા એમના પુત્ર ફરીદુદ્દીન સાહેબ ઘણા પ્રસિદ્ધ હતા. હાલ ગાદી ઉપર નસીરૂદ્દીન સાહેબ છે. વડોદરા રાજ્યમાં અને હૈદરાબાદમાં એમના ઘણા અનુયાયીઓ છે. એ શાહપુરના કાજીસાહેબ કહેવાય છે.

**શાહ બારકુલ્લા ચીશ્તી :** એ દિલ્હીના નિઝામુદ્દીન ઓલીઆના શિષ્ય હતા. એમ કહેવાય છે કે શાહઆલમ સાહેબનું નામ 'શાહઆલમ' શાહ બારકુલ્લાએ પ્રસિદ્ધ કર્યું હતું. એમ કહેવાય છે કે શાહઆલમ સાહેબ એમના પિતાની આજ્ઞા પ્રમાણે શાહ બારકુલ્લા પાસે ગયા. એ વખતે એ દીવાલ ચણાવતા હતા. શાહઆલમ માથે ભાર લઇને અંદર ગયા પણ બારકુલ્લાએ તુરત 'આવો શાહઆલમ તમારે માથે શાહી છત્ર શોભે છે' એમ કહી એમને પહેલવહેલા એ નામથી બોલાવ્યા. પછી પોતાના અતાઉલ્લા પાસે લઇ જઇ રાંધેલા ધાનની દેગ આપીને કહ્યું કે ' આ લઇને જાઓ અને જ્યાં 'શાહઆલમ' 'શાહઆલમ' એવા શબ્દો સંભળાય ત્યાંથી પાછા ફરજો. એ ત્રણ દરવાજે આવ્યા ત્યારે એક બોબડો અને આંધળો માણસ ત્યાં હતો તે એકદમ બોલતો અને દેખતો થઇ ગયો અને 'શાહઆલમ' 'શાહઆલમ' એમ બોલ્યો અને આસપાસથી પણ એવા અવાજ આવ્યા. એ પછી એ દેગ લઈ એ પોતાના પિતા પાસે ગયા. મીરાતે અહમદીમાં લખ્યું છે કે આ ઉપરથી ગૂજરાતમાં કહેવત થઈ કે "ચિશ્તીઉને પકાઇ ને બુખારીઉને ખાઇ."[૧] શાહ બારકુલ્લાની દરગાહ દીલ્હી દરવાજા બહાર પેન્ટર ગાર્ડનની બહાર છે.

**મુસા સુહાગ :** સંત મુસા સુહાગ ચીશ્તી સંપ્રદાયના હતા એમ અહમદીમાં લખ્યું છે. અમદાવાદ ગેઝેટીઅરમાં એમનું વર્ણન આ પ્રમાણે આપેલું છે. એક વખત દુકાળ પડવાનો હતો ત્યારે લોકની વિનંતિથી મુસા સુહાગે પ્રાર્થના કરી અને વરસાદ પડયો. એ ઉપરથી એમની કીર્તિ ઘણી વધી અને લોક આવી આવીને એમને ભક્તિમાં હરકત કરવા લાગ્યા. આથી કંટાળીને એમણે સ્ત્રીનો વેશ બંગડીઓ વગેરે પહેરી અને આ રીતે એ છુપા રહેતા. એક વખત વરસાદ બહુ પડયો એને બંધ રખાવવા માટે લોકો આવ્યા ત્યારે વધારે કીર્તિના ભયથી અને લોકૈષણાથી બચવા માટે એમણે ભૂમિ પાસે માગ માંગ્યો, અને દટાઈ ગયા. સુલતાને એમને કાઢવા પ્રયત્ન કર્યો ત્યારે એમનું માથું બીજી

[૧] અહમદીની પુરવણી ગૂજરાતી આવૃત્તિ. ભા. ૨. પૃ. ૮. અંગ્રેજી નવાબઅલીની આવૃત્તિ પૃ. ૭૨. ગૂજરાતી આવૃત્તિમાં ભાષાંતરકાર નિઝામુદ્દીન સાહેબ નોંધમાં લખે છે કે આ કહેવત અજ્ઞાનીઓનું કથન છે. શાહ બારકુલ્લા અને શાહઆલમના સારા સંબંધથી એ વાત સ્પષ્ટ થાય છે.

જગ્યાએ દેખાયું. આમ ચાર વાર બન્યું. ત્યારે સુલતાને કબર ઉપર ફુલ મુકવા કહ્યું એટલે માથું પાંચમી જગ્યાએ દેખાયું. એ રીતે હાલ એમની ચાર કબરો વંડાની અંદર અને એક બહાર છે. એમની ખરી કબર કઈ તેની કોઈને ખબર નથી. એમની દરગાહ હાલ શાહીબાગનાં કાચની સડકનાં રેલ્વે ક્રોસીંગ પાસે છે. ત્યાં ચંપાના ઝાડને પુત્રેષણાવાળા લોકો ૭, ૧૧, ૧૩, ૨૧, ૨૯, અને ૧૨૬ બંગડીઓ ચઢાવે છે, આ કારણથી એમને બંગડીઆ પીર પણ કહે છે. એમનો એક પંથ ચાલે છે. એ લોકો સ્ત્રીઓનાં કપડાં અને નાકે વાળી પહેરે છે. આ હકીકત મીરાતે અહમદીમાં આપેલી નથી. એમાં ફક્ત એટલું ખાસ લખ્યું છે કે એ બંગડીઓ પહેરતા અને પોતાના જ્ઞાનને છુપું રાખતા. એમના મરણની શાહઆલમ સાહેબને ખબર પડી ત્યારે એમણે એમને બંગડીઓ સાથે જ દફન કરવાનું કહ્યું. આ ઉપરથી એ શાહઆલમના સમકાલીન હશે એટલું સમજી શકાય છે. એની ચાર કબરો છે એ પણ અહમદીમાં લખેલું છે.

**મીયાંખાં ચીશ્તી :** એ સાહેબ ચીસ્તી સંપ્રદાયના છે. એમની ગુરુ-પરંપરા ચીરાગ દેહલી સાહેબ સુધી પહોંચે છે. એ નદી કિનારે મકસુદપુરમાં રહેતા હતા. મલીક મકસુદે એમના નામથી મોટી મસ્જીદ બંધાવી છે તે હાલ શાહીબાગમાં નારણઘાટની પૂર્વે છે. મીયાંખાં ત્યાં ઓરડી બાંધીને રહેતા અને એકાંતમાં વખત ગાળતા. કોઈ એક વાર મળી ગયું હોય તેને બીજી વાર મળતા નહિં. એમની મસ્જીદનું જૂદું વર્ણન કર્યું છે.

**મીયાં ગેબનશાહ :** એ શેખ મુહમ્મદ ચીશ્તીના સેવક હતા. જ્યારે સુલતાન મુઝફ્ફર ત્રીજાએ અમદાવાદ ફરીથી અકબર પાસેથી લીધેલું ત્યારે એ સુલતાન ગેબનશાહનો આશિર્વાદ લેવા આવ્યા હતા; ત્યારે એમણે કહ્યું કે 'મુઝફ્ફર કોણ છે? મુઝફ્ફર તો હું છું.' એ પછી સુલતાન મુઝફ્ફર હાર્યો. ગેબનશાહની કબર શાહપુર દરવાજા બહાર છે. લોકો અડદ જવારની રોટલી વગેરે ધરાવીને બાધા માને છે.

**શેખ અલી મુત્તકી :** એ શેખ મુહમ્મદ ચીશ્તીના શિષ્ય હતા. એ વનસ્પતિનો ખોરાક લેતા. હી. સ. ૧૦૪૦ માં એ મરણ પામ્યા. અહમદી લખે છે કે એમની કબર 'જૂના આશાવલમાં શાહ ભીકનની દરગાહ સામે છે' આશાવલ માટે આ ઉલ્લેખ જરૂરનો છે.

**મખદુમ શેખ અઝીઝુલ્લા અને શેખ રહેમતુલ્લા :** શેખ અઝી-

ગુલ્લાની કરામતો જાણીતી હતી એમ અહમદીમાં લખ્યું છે. એમના પુત્ર શેખ રહેમતુલ્લા સુલતાન મહમૂદ બેગડાના ગુરુ થતા હતા એમ અહમદી લખે છે. એમની કબર એમણે વસાવેલા શેખપુરમાં નદીપાર છે. પરંતુ મીરાતે સિકંદરી પ્રમાણે શેખપુરવાળા શેખ જે મહમૂદ બેગડાના ગુરુ થતા હતા. તેમનું નામ શેખ સિરાજુદ્દીન છે એ પણ શેખ અઝીગુલ્લાના પુત્ર હતા એમ સિકંદરી લખે છે. એટલે આ બાબતમાં કયું ખરૂં તે નક્કી થઇ શકતું નથી. મહમૂદ બેગડાના ગુરુ અને શેખપુરવાળા શેખ સિરાજુદ્દીન એમ માનવું ઠીક છે. સિકંદરી લખે છે કે એમની કીર્તિ સાંભળી મહમૂદ બેગડો જ્ઞાન લેવા એમની પાસે ગયો. એટલે શેખે કહ્યું કે જ્ઞાન માટે તો બધું છોડીને આવવું જોઇએ. મહમૂદે રાજપાટ છોડવાનું પણ કબુલ કર્યું, એટલે શેખે કહ્યું કે રાજ્ય છોડવાની જરૂર નથી. પાદશાહી ન્યાયથી ચાલે તો જ્ઞાનને અવરોધ કરતી નથી. પાદશાહને ન્યાયની એક ક્ષણ સો વર્ષના તપ અને પવિત્રાઇની બરોબર છે. એમ કહી શેખે સુલતાનને કહ્યું કે 'આજે જાઓ, અને કાલે હું જે કહું તેની હા પાડજો.' બીજે દિવસે શેખે રાજ્યની નોકરી માંગી. એ જોઈ બધાને બહુ નવાઇ લાગી અને શેખના ઉપરથી ઘણા લોકને માન ઉતરી ગયું. પણ સુલતાને એમને મોટો હોદ્દો આપ્યો. નોકરી લેવામાં ખાસ હેતુ હતો. નોકરી દરમ્યાન સુલતાનને એમણે ઘણું જ્ઞાન આપ્યું, અને કર્તવ્ય પુરૂં થયું એમ લાગતાં શેખ નોકરી છોડી પોતાની ઝુંપડીમાં પાછા ગયા. સિકંદરી લખે છે કે આ બાબતનો મર્મ ત્રીસ વર્ષે સમજાયો કે 'સાધુ સુલતાન છે અને સુલતાન સાધુ છે.'

**ખુશાતરા બીબી** : મીરાતે અહમદીમાં લખ્યું છે કે આ બાઇ શેખ અઝીગુલ્લાહના પૌત્ર શેખ રફીઉલ્લાનાં પુત્રી અને શેખ મુહમ્મદ ચીસ્તીનાં માશી થતાં હતાં. એ બાઈ ભક્ત હતાં અને જ્ઞાની પણ હતાં. એમની કબર નસીરાબાદ પરામાં શેખ અતાઉલ્લાના રોજામાં છે. એક વખત જહાંગીર બાદશાહે એમને મળવા આવવા કહેલું, ત્યારે એ બાઇએ ના પાડેલી અને વગર મળ્યે આશિર્વાદ મોકલ્યા હતા.

**મીયાં ખૂબ મુહમ્મદ ચિશ્તી** : એ ઘણા જ્ઞાની અને વિદ્વાન ગણાતા હતા. હી. સં. ૧૦૨૩ માં એમનું મરણ થયું. 'એમની કબર ફરહત ઉલ્મુલ્કની મસ્જીદ પાછળ ખારૂના દરવાજાના ચૌટા પાસે છે.' એમ અહમદીમાં લખ્યું

છે. ફરહત ઉલ્મુલ્કની મસ્જીદ હાલ એમને નામે જ ઓળખાય છે. કારંજની દક્ષિણે હાલ એ જગ્યા છે.

**બાવા અલીશેર :** એ અમદાવાદ વસાવવામાં મદદ કરનારા જે બાર બાવા કહેવાય છે એમાં ગણાય છે. સરખેજમાં એમને જૂદો રોજો છે. અહમદીમાં લખ્યું છે કે એ મસ્ત રહેતા અને કપડાં પહેરતા નહિં. શેખ અહમદ ખટ્ટુ એમને મળવા આવે ત્યારે જ વસ્ત્ર મંગાવતા. એમનું માન આજે ઘણું છે. એમનો ઉરસ તા. ૧૦ જમાદીઉલ અવ્વલને રોજ થાય છે. લોકોમાં કહેવાય છે કે બાવા અલીશેર આજે પણ એમની દરગાહમાં રોજ રાત્રે વાઘ થઇને ફરે છે. એ કારણથી દરગાહના કોટની અંદર રાત્રે કોઈ સુઇ શકતું નથી. પરંતુ આ વાત કોઇ તવારીખમાં લખી નથી.

**મલીક મુહમ્મદ ઇખ્તીઆર અને શેખ કબીરૂદ્દીન :** મલીક મુહમ્મદ ઇખ્તીઆર સુલતાન મહમૂદ બેગડાના મિત્ર અને અમીર હતા. દરિયાપુર વસાવનાર દરિયાખાં, ધોળકાની આન મસ્જીદવાળા અલફખાં અને મુહમ્મદ ઇખ્તીઆર એ ત્રણે એક બીજાના અને સુલતાનના ગાઢ મિત્રો હતા. મલીક અમદાવાદના મીઠાપુર નામના પરામાંથી ઘોડે બેસી એક દીવસ જતા હતા. તાપનો દિવસ હોવાથી એક આંબલીના ઝાડ નીચે આરામ લેવા બેઠા અને ત્યાંજ ઉંઘી ગયા. ઉઠયા ત્યારે પાસેની મસ્જીદમાં એક મુલ્લાં નાનાં છોકરાંઓને શીખવતા હતા. એમનું નામ કબીર હતું. મલીકે મસ્જીદમાં જઇ નિમાજનો વખત થયેલો હોવાથી મુલ્લાં સાથે નિમાજ પઢી મુલ્લાં સામું જોયું એટલે મુલ્લાં પ્રત્યે એક જાતનું અદ્દભુત આકર્ષણ થયું. મલીકને ઘેર ગયા પછી ચેન ન પડયું. બીજે દીવસે મુલ્લાં પાસે આવીને બેઠા. વાતમાં મુલ્લાંએ કહ્યું કે આપ સંસારી છો તો અહીં શા માટે આવો છો ? જો ભક્તિ કરવી હોય તો જંજાળ છોડો. મલીકને ઘણી જ શ્રદ્ધા બેઠી હતી. એણે ઘેર જઇને માલમીલકત નોકરોને વહેંચી દીધી અને કુંવારાં દાસદાસીઓને એમની ઇચ્છા પ્રમાણે પરણાવ્યાં. પછી હાથી ઘોડા ઝવેરાત વગેરેની ટીપ કરી સુલતાનની પાસે જઇ એને નજર કરી. સુલતાનને ઘણી જ નવાઈ લાગી. એણે મલીકને કહ્યું કે જેણે તમારી લાગણી દુખાવી હોય તેને હું સજા કરીશ. પણ મલીક તો તુરત ઘેર ગયા. સુલતાને અલફખાં અને દરિયાખાંને મલીકને સમજાવવા મોકલ્યા. એ બન્ને મલીકને ઘેર ગયા. મલીકને એમના હેતુની ખબર પડ-

વાથી એ બન્નેને બહાર બેસાડી, એક હજામને બોલાવી પોતાનું માથું દાઢી મુછ ભમ્મરો વગેરે બધું મુંડાવી ફકીરને વેશે બહાર આવ્યા. એમને જોઇનેજ બન્ને અમીરો સમજ્યા કે મલીક ગાંડા થઈ ગયા છે. એમણે આ વાત સુલતાનને જઇને કહી. અહીં મલીકે પોતાની સ્ત્રીને બોલાવી કહ્યું કે 'તમારે અહીં રહેવું હોય તો ભરણપોષણ જેટલું છે. પીયર જવું હોય તો જાઓ, અને પુનર્લગ્ન કરવું હોય તોપણ મારી રજા છે.' મલીકની સ્ત્રીએ કહ્યું કે 'તમે પરવરદીગારને શોધવા જાઓ છો તો હું પણ છાયાની પેઠે પાછળ આવીશ' આ પછી મલીક ભક્તિ અને જ્ઞાનને રસ્તે એવા ચઢ્યા કે વખત જતાં હજારો લોકો મલીકના પગમાં માથું મુકવા લાગ્યા. અભિમાન ન આવે માટે મલીક નદીમાંથી પોતાને માથે ઘડો મુકી મુલ્લાંને માટે પાણી લાવતા. લોકોમાં પ્રસિદ્ધિ થાય એથી સિદ્ધિનો માર્ગ અધવચથી અટકે એવી સલાહ મળવાથી મલીકે એવો રસ્તો લીધો કે કોઈ પાસે આવે જ નહિ. જે આવે તેની પાસેથી કાંઈ માગે, પણ ખાનગી રીતે એ ચીજ કોઇ ગરીબને આપી દે. આમ થવાથી લોક એમની પાસે આવતા બંધ થયા. મલીકની પ્રસિદ્ધિ જોઈ હજરત શાહ આલમના કોઈ શિષ્યે એમને કહ્યું કે આપણા ફલાણા સેવકો મલીક બખ્તીયારની સેવામાં જાય છે. ત્યારે શાહઆલમ સાહેબે જવાબ દીધો કે "જેને આ અને પેલી દુનિયામાં શ્રેય સાધવું હોય તે મલીકના શિષ્ય બનો." એ પછી શાહઆલમ અને મલીક વચ્ચે પણ સારી દોસ્તી થઇ. આ પ્રમાણેનો અહેવાલ મીરાતે સિકંદરીમાં આપેલો છે. મીરાતે અહમદીમાં લખ્યું છે કે મલીક બખ્તીયાર અને મુલ્લાં અથવા કબીરૂદ્દીનની કબરો સરસપુર અને રાજપુરની વચ્ચે વહોરાઓના મકરબા પાસે છે. આ જગ્યા હાલ ક્યાં છે તેની તપાસ થઈ શકી નથી.

**અફ્‌જલખાં બંબાણી** : આ સુલતાન મહેમૂદ ત્રીજાના અમીર હતા, અને રાજ્યમાં ઘણા મોટા હોદ્દા ઉપર હતા. પાછળથી એ ભક્તિમાર્ગમાં ભળ્યા હતા અને સંતોમાં એમની ગણત્રી થતી. બુરહાને જ્યારે સુલતાન મહમૂદનું ખૂન કર્યું અને બીજા અમીરોને મારી નાખ્યા ત્યારે અફ્‌જલખાંને પણ બોલાવ્યા. પણ એમના તરફ નજર પડતાં એ એમનાં વખાણ કરવા લાગ્યો. મલીકને પોતાના મૃત્યુની ખબર પડી હતી એમ કહેવાય છે. છેવટે બુરહાને એમને પણ મારી નાખ્યા. એમણે સારંગપુર દરવાજા બહાર અફ્‌જલ-

પુર વસાવ્યું હતું, અને ત્યાંજ રહેતા. અહમદી કહે છે કે એમણે એક સુંદર મસ્જીદ ત્યાં બંધાવી હતી. તે મોમીનખાં અને મરેઠા વચ્ચેની લઢાઇમાં પાડી નાંખવામાં આવી હતી. આ મસ્જીદ હાલ પણ સારંગપુર દરવાજા બહાર એક પછીત અને થોડા પત્થરો રહેલા છે ત્યાં બતાવવામાં આવે છે. અફ્‌જલખાંની કબર પણ ત્યાંજ છે. એમણે જમાલપુરમાં પણ એક મસ્જીદ બંધાવી હતી. એમના ભાઇ મલીક મૈનુબ આબીદીનની કબર પણ એમની સામે પૂર્વ બાજુ છે. સં. ૧૫૯૯ ના મહમૂદ ત્રીજાના સમયના એક દસ્તાવેજમાં મુખ્ય અમલદાર તરીકે અફ્‌જલખાંનું નામ આવે છે તે આ જ હશે.

**શેખ કમાલ કીરાની, શેખ શિરાજ, અને શેખ પીર** એ ત્રણે જૂના સમયના સંતોમાં ગણાય છે. શેખ કમાલ કુતુબે આલમ સાહેબના સમયમાં હતા. એમની કબર બહેરામપુર છે. શેખ શીરાજ કુતુબે આલમ સાહેબના શિષ્ય હતા. એ હકીમનું કામ કરતા. સુલતાન મહમૂદને એમના તરફ ઘણું માન હતું. એમની કબર મંઝુરીમાં છે એમ અહમદીમાં લખ્યું છે. શેખ પીર એ મુહમ્મદ ઘૌસના શિષ્ય હતા. એમની કબર અમદાવાદની બહાર અહમદપુરમાં છે એમ અહમદીમાં લખ્યું છે. અહમદપુર જૂદું પરૂં હતું એ જાણવા માટે આ ઉલ્લેખ જરૂરનો છે.

**મૌલાના સદરજહાં:** મીરાતે અહમદીમાં એમનું લાંબું વર્ણન આપેલું છે. એમની કબર નુરગંજમાં છે એમ લખ્યું છે. શાહઆલમ સાહેબ એના તરફ ઘણા માનથી જોતા. મૌલાના આચારમાં ઘણા સખ્ત હતા. એ કોઇના પૈસા લેતા નહિં. પૈસા લેવા માટે શાહઆલમ સાથે એમને સંદેશા ચાલ્યા હતા અને એમાંથી એમને જ્ઞાન થયું હતું. આ હકીકત લાંબી હોવાથી અહીં જરૂરની નથી. છેવટે એ શાહઆલમના મતના થયા અને એક કવિત બોલ્યા; તેનો સાર આ પ્રમાણે છેઃ "માશુકની શેરીમાં ઉડતી ધૂળથી પવિત્રતાનાં વસ્ત્ર ખંખેરી નાંખ્યાં. મને ખબર નહોતી કે મારે પોતાને એ રજ એક દીવસ સુરમાની પેઠે વાપરવી પડશે."

**મૌલાના ઇમાદુદ્દીન તારમી:** એમનો બાપ ઇરાનમાં શીરાઝ પાસે આવેલા તારમમાં વેપારી હતા. એ ઝવેરાત અને જરીનો કિંમતી તંબુ લઇ હિંદુસ્તાનમાં આવ્યા. હિંદના બાદશાહે એ તંબુ વેચાતો લીધો નહિં. પછી અમદાવાદમાં શાહઆલમ સાહેબ પાસે એ આવ્યા. હજરતશાહને એ વાતની

ખબર પડી એટલે લાખ રૂપીએ તંણું વેચાતો લીધો અને ઈરાની રીઢા કાઢી આપ્યા અને તંણુ લઈને પછી લૂંટાવી દીધો. એ પછી એ વેપારીને શ્રદ્ધા પડવાથી એમનો શિષ્ય બન્યો અને એમના આશિર્વાદથી એને પુત્ર થયો. એનું નામ ઈમાદુદ્દીન પાડ્યું. એ મોટો ભક્ત થયો. ઈમાદુદ્દીનની કબર કયાં તે અહમદીમાં લખ્યું નથી પણ એમનો ઉરસ જમાદીઉલ અવલની બીજી તારીખે થાય છે, એટલે એ અમદાવાદમાં હશે. અહમદીમાં લખ્યું છે કે શેખ વજીઉદ્દીન એમના શિષ્ય હતા.

**મૌલાના અહમદ બીન સુલેમાન :** આ બહુ મોટા વિદ્વાન અને જ્ઞાની હતા. અહમદીમાં લખ્યું છે કે એમણે ઘણી ભાષામાં પુસ્તકો બનાવ્યાં છે; એમની કબર સુસા સુહાગની પશ્ચિમે છે. એટલે શાહીબાગની હદમાં હશે પણ હાલ તે કયાં છે તેની તપાસ થઈ શકી નથી.

મીરાતે અહમદીમાં બીજાં કેટલાંક નામ આપેલાં છે. એમાં (૧) **સૈયદ નાનુદ્દીન :** મખદુમ જહાંનિયાંના ખલીફા છે અને એમની કબર મીરઝાંપુરમાં મુહમ્મદ બેગડાની હવેલી પાસે છે એમ લખ્યું છે. આ હવેલી હાલ નથી. પરંતુ મીરઝાંપુરમાં શેઠ અંબાલાલ સારાભાઈના બંગલાની જમીનની લગભગમાં એ હવેલી હતી એમ તપાસ કરતાં જણાયું છે. એમનો ઉરસ શવ્વાલ માસની બીજી તારીખે થાય છે. (૨) **શાહ મહેબુબ મસ્તાન :** એમની કબર કાળુપુર દરવાજા બહાર છે. ઉરસ તા. ૧૮ મી શાબાનને રોજ થાય છે. (૩) **મીયાં ખામાશાહ :** અહમદીમાં લખ્યું છે કે એમની કબર શહેરમાં છે. કયાં છે તે લખ્યું નથી. ઉરસ જમાદી ઉલ આખરની તા. ૧૪ મીએ થાય છે. અહમદીની અંગ્રેજી આવૃત્તિમાં 'ખાનમાનશાહ' એવું નામ લખ્યું છે. આ ખામાશાહને 'ખમાસા'ના ચકલા સાથે કાંઈ સંબંધ હોઈ શકે ? એ ચકલો એમના નામ ઉપરથી કહેવાતો હોય ! (૪) **સૈયદ અબ્દુલ લતીફ રસુલદાર :** એમની કબર સરખેજના તળાવ ઉપર છે. ઉરસ જમાદીઉલ અવ્વલની ૨૯ મીએ થાય છે. (૫) **હાજી જમાલ :** કબર બહેરામપુરમાં જમાલપુર દરવાજા બહાર છે. રજબ માસની તા. ૨૬ મીએ ઉરસ થાય છે એમ અહમદી જણાવે છે. (૬) **સૈયદ અબદુલકરીમ શેરસ્વાર :** અહમદીની ગૂજરાતી આવૃત્તિમાં શેરસ્વાર–વાઘસ્વાર લખ્યું છે, અંગ્રેજીમાં camelrider (ઊંટના સ્વાર) લખ્યું છે. કબર આસ્તોડીઆ દરવાજા બહાર છે. ઉરસ રજબ માસની ૩ જી તારીખે

થાય છે. (૭) **શેખ ઈસા :** અહમદીની અંગ્રેજી આવૃત્તિમાં કબર રાયપુરમાં છે એમ લખ્યું છે. ઉરસ ૧૨ મી શાબાને થાય છે. (૮) **ગંજ શહીદ :** આશાવલ પાસે છે. એમનો ઉરસ જમાદી ઉસ્સાની માસની ૨૯ મીએ થાય છે. અંગ્રેજી આવૃત્તિમાં તા. ૨૬ મી રજબ લખે છે. (૯) આ જગ્યાની પાસે પીર ગેબની કબર છે. એમનો ઉરસ ૧૯ મી રજબે થાય છે. (૧૦) **ગૌહર શહીદ :** કાંકરિયા તળાવ પાસે છે. (૧૧) **સાલાર શહીદ :** અહમદીમાં લખ્યું છે કે એમની કબર કંટોરીઆ તળાવ પાસે છે, અને ઉરસ ૧૬ મી રજબે થાય છે.[1] (૧૨) **મીયાં શાહ સઇદ શહીદ :** કબર ઇસનપુરમાં છે; ઉરસ ૨૫ મી રજબે થાય છે. (૧૩) **મીયાં શાહ પીર મુહમ્મદ સાહેબ :** મીરાતે અહમદીમાં લખ્યું છે કે આ સાહેબ અમદાવાદમાં આવ્યા પછી જુમા મસ્જીદમાં જ રહેતા હતા, અને ઘણા જ્ઞાની હતા. એ કાદરી સીલસીલામાં મુરીદ હતા. મીયાં વજીઉદ્દીન પાસેથી પણ એમણે જ્ઞાન મેળવેલું. એમની કબર સલાહુદ્દીનખાંની હવેલી પાસે છે એમ લખેલું છે. એ જગ્યા કઈ તે તપાસ થઈ શકી નથી. (૧૪) **શેખ અલીરઝા :** એ સરહિંદથી આવીને વસેલા. પ્રભુ પ્રેમમાં મસ્ત રહેતા, અને રાગ સાંભળીને બેભાન થઇ જતા. અબ્દુલ્લાખાન ફિરોઝજંગની સાથે દક્ષિણથી આવેલા અમીરો એમના શિષ્યો હતા. હી. સં. ૧૧૪૨ માં એ મરણ પામ્યા. એમની કબર ઝવેરીવાડામાં છે. (૧૫) **સૈયદ મુહમ્મદઅલી :** એમની કબર જમાલપુરમાં આવેલી અફઝલખાં બંબાણીની મસ્જીદ આગળ છે, અને એમનું મરણ હી. સં. ૧૧૫૩ તા. ૭ મી સફરે થએલું એમ અહમદીમાં લખ્યું છે. એમના ઉપર મીર હીસામુદ્દીને કવિતા કરેલી છે એમાંથી વર્ષ નીકળી આવે છે. (૧૬) **ઇબ્રાહીમ શહીદ :** આસ્તોડીઆ દરવાજા બહાર કબર છે. એમની મસ્જીદ જાણીતી છે. (૧૭) **શાહ અબ્બાસ :** એમની કબર મંઝુરીમાં છે. એ હી. સં. ૧૦૦૮ માં અમદાવાદમાં આવ્યા અને ૧૦૬૩ માં મરણ પામ્યા. આ સંવતના આંકડામાં અહમદીની ગૂજરાતી અને અંગ્રેજી આવૃત્તિઓમાં ફેર છે. શાહ અબ્બાસે કેટલાક સુફી ગ્રંથો લખ્યા છે એમ અહમદી લખે છે. હાલ એમની કબર સપ્તર્ષિના આરા પાસે છે.

[૧] અમદાવાદમાં કાનતોડીઉં તળાવ કહે છે તે આ કંટોરીઆ તળાવનો અપભ્રંશ હશે ?

મીરાતે અહમદી ઉપરાંત બીજા ગ્રંથોમાં પણ ઓલીયાઓનાં વર્ણનો આપેલાં છે. અહમદીમાં જે મુખ્ય છે અને જેમના ઉરસો અહમદી લખાઈ તે વખતે ઉજવાતા હતા તેનાં જ વર્ણનો આપ્યાં છે. એમાંથી જે અમદાવાદમાં માત્ર અમુક વર્ષો રહી ગયા હોય તેમનાં વર્ણન અત્રે લીધાં નથી. મનતુખેબુત્તવારીખમાં એક શેખ મુનવાર પુત્ર શેખ કબીરનું વર્ણન છે. એમણે નાનપણથી જ્ઞાન મેળવ્યું હતું. એમના બાપ લાહોરના હતા પણ એ અમદાવાદમાં રહ્યા હતા અને ત્યાં જ મરણ પામ્યા હતા. એમના કેટલાક અવગુણોનું વર્ણન પણ એ ગ્રંથમાં કરેલું છે. એમની કબર કયાં છે એ જણાવ્યું નથી.



## પ્રકરણ અડતાલીસમું



# અમદાવાદના સુલતાનો

અમદાવાદના સુલતાનોનું વર્ણન કરવામાં અહમદીય વંશના બધા સુલતાનોને ખરી રીતે ગણવા જોઇએ. પરંતુ આ ગ્રંથમાં ખાસ મુખ્ય સુલતાનો જેમની દરગાહ અમદાવાદમાં છે એમનું જ વર્ણન કરીશું.

### નસીર ઉદ્ દુનિયા વઉદ્ દીન અબુલ ફતહ અહમદશાહ

અમદાવાદ સ્થાપનાર અહમદશાહનો દાદો ઝફરખાં અથવા મુઝફ્ફરશાહ દિલ્હીની સત્તા નાંખી દઇને ગૂજરાતનો પહેલો સ્વતંત્ર સુલતાન થયો હતો. એનો બાપ વજીઉલ્મુલ્ક જાતનો ટાંક રજપુત હતો. એણે મુસલમાન ધર્મ સ્વીકાર્યા પછી દિલ્હીના તખ્તનો એ મોટો અમીર થયો. એના પુત્ર તાતારખાં (પાછળથી મુહમ્મદશાહ) ને ત્યાં દિલ્હીમાં હી. સં. ૭૯૩ ના જીલકાદ માસની ૧૯ મી તારીખે (ઇ. સ. ૧૩૯૧ નવેંબર તા. ૧૮ મી) આ બાદશાહનો જન્મ થયો હતો. હી. સં. ૮૧૦ માં અમદાવાદમાં એના દાદા મુઝફ્ફરશાહના મરણ વખતે અહમદશાહ નામ ધારણ કરીને એ ગાદીએ બેઠો. તે પહેલાં એને અહમદખાં કહેતા.

મીરાતે સિકંદરી ઉપરથી લગભગ બધા ગ્રંથકારો લખે છે કે અહમદશાહ દરેક રીતે ઉત્તમ બાદશાહ હતો. પણ એણે એના દાદા મુઝફ્ફરશાહને ઝેર દઇ મારી નાંખ્યો હતો એ મોટું કલંક હતું. આ કારણથી એની આખી જીંદગી પશ્ચાત્તાપમાં ગઇ હતી અને એને મરણ પછી 'ખુદાયગાને મગફુર'

કહેતા તે પણ એ કારણથી જ હશે. એ શબ્દોનો અર્થ ' મોટો પુરુષ (lord) જેનાં બધાં પાપ માફ થયાં છે,' એવો થાય છે. મીરાતે સિકંદરીએ આ વાત સાંભળીને લખેલી છે. અહમદશાહના મરણ પછી આશરે ૬૫ વર્ષે સિકંદરી લખાઇ છે. એ જ અરસામાં બીજા પણ કેટલાક ઇતિહાસો લખાયા છે. સિકંદરી અહમદશાહને માથે કલંક મુકે છે તેની સામે જો કે મજબુત પુરાવા મળતા નથી પરંતુ સિકંદરીનું લખાણ ખોટું હોઈ શકે એટલું બતાવવા પુરતા પુરાવા મળી શકે છે. તારીખે ફિરિસ્તામાં લખ્યું છે કે શાહજાદો અહમદ ગૂજરાતમાં આવ્યો ત્યારે મુઝફ્ફરશાહ માંદો પડયો અને એણે અહમદખાંને ગાદીનો વારસ નીમ્યો. એ પછી એ મરણ પામ્યો. મનતુખે બુત્તવારીખમાં લખ્યું છે કે મુઝફ્ફરશાહે પોતાના જીવતાં અહમદખાંને ગાદીએ બેસાડયો અને એ પછી એ પાંચ મહીના જીવ્યો. તારીખે અલફીમાં તો એમ પણ લખ્યું છે કે મુઝફ્ફરશાહને એવો રોગ થયો હતો કે એણે ગાદી છોડી અને એના પૌત્રને ગાદીએ બેસાડયો, અને એ પછી એ પાંચ મહીના ને સોળ દિવસ જીવ્યો. એ ગ્રંથ સિકંદરીથી જરા પહેલો લખાયલો છે. મુઝફ્ફરશાહનાં રાજ્યનાં વર્ષોમાં જૂદી જૂદી તવારીખોમાં જે ફેર આવે છે તેનો ખુલાસો પણ આમાંથી થાય છે. કેટલાક આ પાંચ માસ સોળ દીવસ અહમદશાહના રાજ્યમાં ગણે છે અને કેટલાક મુઝફ્ફરશાહના રાજ્યમાં ગણે છે. તબકાતે અકબરી પણ તારીખે અલફીના મતને મળે છે. ઝેર દેવા માટે અલફીમાં કાંઈ લખ્યું નથી. એટલે સિકંદરી એ બાબતમાં એકલી પડે છે. તબકાતે પણ એનાથી જરા પહેલી લખાયલી છે. એટલે અહમદશાહને માથે દાદાને ઝેર દેવાનું જે કલંક લગભગ બધા ગ્રંથકારોએ મુકયું છે તેની સામે આટલા પુરાવા મળે છે. બેલી જેવા લેખક આ બધા પુરાવા જાણવા છતાં એ આરોપ મુકે છે. તબકાતે અકબરીમાં અહમદશાહનો મરણ પછીનો ઇલ્કાબ 'ખુદાય ગાને મગફુર' એવો આપ્યો છે. એટલે પાછળના લેખકો એમ માની લે છે ( સિકંદરી ઉપરથી ) કે દાદાને માર્યાનું પાપ થયું અને પાછળની પવિત્ર જીંદગીથી એ માફ થયું એટલે આવો ઇલ્કાબ હશે. પરંતુ એવો અર્થ લેવાનું કારણ નથી. અહમદશાહની જીંદગી એવી પવિત્ર હતી કે જીંદગીનાં સર્વ પાપ પરમેશ્વરે માફ કરી એને પીર જેવો બનાવ્યો હતો એવો જ અર્થ કુદરતી છે. અહમદશાહને આજે પણ લોકો પીર ગણે છે અને એનો

ઉરસ થાય છે તે નોંધવા જેવું છે. દુનિયાનાં સર્વ પાપ માફ થયાં છે એવું કોઈ પણ સંતને લગાડી શકાય. છતાં આ બાબતમાં હજી વધારે પ્રકાશ પડવાની જરૂર છે.

અહમદશાહની જીંદગી ઘણી પવિત્ર હતી. એણે પાંચે વખતની નિમાજ કદીયે પાડી નહોતી. આ કારણથી ચાર પવિત્ર અહમદોમાં અમદાવાદ વસાવતી વખતે એની ગણત્રી થઇ. એને માથે બીજો આરોપ ધર્માંધતાનો આવે છે. ધર્માંધતાના આરોપ માટે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે એ સમય કયો અને કેવો હતો. છતાં એટલું કબુલ કરવું પડે કે શરૂઆતના–જહાંગીર સુધીના મોગલબાદશાહોમાં જે સહિષ્ણુતા હતી તેવી બીજા મુસલમાન બાદશાહોમાં ઓછી જ હશે. અહમદશાહે મુસલમાન ધર્મ ગૂજરાતમાં ફેલાવવા પ્રયત્ન કર્યો એમ ઘણીખરી તવારીખો કહે છે. પરંતુ એણે મંદિરો તોડવા માટે મલીક તુહફાતાજ ઉલ્મુલ્કને નીમ્યો એ ફિરિશ્તા જ કહે છે. ઘણા લેખકો ફિરિસ્તાના આ લખાણને અહમદશાહે નાશ જ કર્યો છે એમ બતાવવા માટે વાપરે છે. પરંતુ એ લખાણમાંથી એવો અર્થ પણ નીકળે છે કે હિંદુ ગરાસીઆ અને મેવાસી લોકોને શિક્ષા કરવા એની નીમણુંક થઇ હોય. આમ પણ ઘણા ગરાસીઆ અને મેવાસી લોકોનો કેટલેક અંશે નાશ હોય તો અહમદશાહ પછી આશરે સોએ વર્ષે સુલતાન મહમૂદ ત્રીજાના સમયમાં થયો હતો, અહમદશાહના સમયમાં નહિં. એટલે અહમદશાહે મુલકગીરી માટે જે લશ્કર મોકલેલું એનું જેમણે સર્વોપરીપણું સ્વીકાર્યું તે રહ્યા, પેશકશી આપી તે રહ્યા અને બીજા સાથે લડાઇ થઇ; એ બધા મોટે ભાગે હિંદુ જ હતા એટલે લડાઇ હિંદુઓ સાથે જ થઈ. આ લઢાઇઓ ઘણી ખરી ધર્મની લઢાઇઓને બદલે બંદોબસ્તની લઢાઇઓ પણ હોય ! અહમદશાહે મેવાસી અને બીજાં રાજ્યોની સરહદો ઉપર કિલ્લાઓ બાંધ્યાનાં જે વર્ણનો વારંવાર આવે છે તે ઉપરથી આમ કહી શકાય.

અહમદશાહે જેટલું સર્જન કર્યું છે તેટલો જ ઉચ્છેદ કર્યો છે એમ પણ ઘણા લેખકો કહે છે. અહમદશાહે બે શહેરો વસાવ્યાં. બીજાં પણ કેટલાંક ફરી તાજાં કર્યાં. કિલ્લા તો ઘણા બાંધ્યા. હિંદુ મંદિરો તોડયાં અને કેટલાંકની ફેરવીને મસજીદ કરી. ધાર્મિકતાનો આવો જુસ્સો, સાંપ્રદાયિક ક્લેશ અને

દુરાગ્રહથી એ જમાનામાં કોઇ પણ પ્રજા તદ્દન મુક્ત હશે કે કેમ એ કહેવું મુશ્કેલ છે. એટલે એ વાતને વધારે આધાર મળે ત્યાં સુધી બાજુએ રાખવી એ જ ઠીક છે. બીજી રીતે જોતાં કોઈ પણ સ્કુલ કે સંસ્થા સ્થાપનાર મૂળ પુરુષમાં અવગુણ કરતાં ગુણ વધારે હોય છે; ઉચ્છેદ વૃત્તિ કરતાં સર્જક વૃત્તિ વધારે હોય છે; વંશ ગમે ત્યાંથી ચાલ્યો હોય પણ એનો કોઈ પ્રતાપી પુરુષ વંશકર્તા કહેવાય છે અને એના નામથી વંશ ચાલે છે. એવી રીતે અહમદશાહ એના કુલનો વંશકર્તા હતો; એને લીધે ગૂજરાતની સલ્તનત અહમદશાહી કહેવાય છે. મુલકગીરી અને પાડોશનાં રાજ્ય જીતવાં એ તો એ સમયમાં દરેક ધર્મના રાજાઓ કરતા, એને અંગે પ્રજાઓમાં ત્રાસ પણ વર્તાવતા પરંતુ એ કારણથી આખા માણસના ચારિત્રને હલકું પડાય નહિં; એ માટે બીજા આધાર જોઇએ.

અહમદશાહે હિંદુ ઠાકોરો પાસેથી કન્યાઓની માંગણી કરી અને જેમણે ન આપી તેમની સાથે લઢાઇ કરી. આ વાત ફૉર્બ્સ સાહેબે ભેગી કરેલી ચારણકથાઓ ઉપરથી મનાવા લાગી છે. હિંદુ રાજાઓની કન્યાઓ હિંદુઓને ત્રાસ આપવા માટે કે તેમને વટલાવવા માટે જ માંગવામાં આવતી એમ માનવા કરતાં રાજાઓની બાબતમાં તો આંતરકોમીય લગ્નથી રાજ્યની સલામતી વધે માટે જ કરવામાં આવતાં હોય એમ માનવું વધારે સારૂં છે. સર કલાઇવિ બેલી પણ આવાં લગ્નો રાજનીતિ ( policy )ની ખાતર થતાં હશે એમ માને છે. વળી અહમદશાહનાં હિંદુ કન્યાઓ સાથેનાં લગ્નોની જે વાતો ફોર્બ્સે લખી છે તે ખરી રીતે અહમદશાહને જ લગતી હશે એમ માનવાને આધાર નથી. વરહો અને જેતો એ બે ભાઇઓની બહેન લાલાં અહમદશાહને પરણી એ આખીયે બીના કેવળ જૂઠી છે, અને એમાં જેટલો થોડો ભાગ સત્ય છે તે બધો સુલતાન મહમૂદ બેગડાના સમયમાં બનેલો છે. એટલે એ ચારણ કથાઓ માનતા પહેલાં બહુ વિચાર કરવાનો છે, અને એમાં રહેલો સત્યનો અંશ જ ઉપયોગમાં લેવાનો છે.

આ ઉપરથી વધારે લંબાણ ન કરતાં છેવટે એટલું કહી શકાય કે શુદ્ધ મુસલમાનની દષ્ટિએ અહમદશાહ ઉત્તમ રાજ્યકર્તા હતો. એણે બંદોબસ્ત સારો કર્યો. એની લશ્કરી પદ્ધતિ સારી હતી. એણે જે જીતો કરી એનું પત્રક આપવાનું આ સ્થળ નથી. મુસલમાનો સાથે પણ એણે લઢાઇઓ કરી હતી. માળવા અને દક્ષિણમાં ફોજો મોકલેલી તવારીખકારો કહે છે કે એણે કદી

હાર ખાધી નથી.[1] એનો ન્યાય પણ સખ્ત હતો. એક વખત એના જમાઇએ ખૂન કર્યું. કાજીએ ચાલીસ ઉંટ આપી મરનારનાં સગાંને શાંત પાડવાનો ચુકાદો આપ્યો, પણ અહમદશાહને ખબર પડતાં પોતાના જમાઇને બજાર વચ્ચે ફાંસી દેવડાવી. બીજો દાખલો એવો છે કે એ વખત સાબરમતીના પુરમાં એણે એક કાળી ચીજ તણાતી જોઈ. તપાસ કરાવતાં એક કોઠી નીકળી અને એમાં એક મુડદું હતું. બાદશાહે એના ઘડનારની તપાસ કરાવી અને એણે કોઠી કોને વેચેલી તે પણ શોધાવ્યું. એ ઉપરથી જણાયું કે કોઈ ગામના મુખીએ કોઇ દાણાવાળાનું ખુન કર્યું હતું. પછી એ મુખીને શિક્ષા કરવામાં આવી હતી.

અહમદશાહના મરણની તારીખ વિશે તવારીખોમાં મતભેદ છે. સિકંદરી હી. સં. ૮૪૫ લખે છે. તબકાતે અકબરી તા. ૪ થી રબીઉલ આખર હી. સં. ૮૪૬ લખે છે. તારીખે અલફી પણ એ જ વર્ષ કહે છે. ફિરિસ્તા ૪ થી રબીઉલ અવલ ૮૪૭ કહે છે. ૮૪૬ સુધીના અહમદશાહના સિક્કા જડેલા છે. એટલે તબકાતે અકબરીનું લખાણ ખરૂં મનાય છે.

અમદાવાદ અહમદશાહે વસાવ્યું એટલે એ 'બાની અહમદાબાદ' કહેવાય છે. એની પવિત્રતાને લીધે એ પીર કહેવાય છે. અહમદશાહનો ઉરસ ઉજવાય છે. પણ ખાસ નોંધવાનું તો એ છે કે ચાર ચાર સરકારો બદલાયા છતાં આ ગૂજરાતના પાટનગરના સ્થાપનારને નામે આજે પણ ગરીબોને એના રોજા આગળ અન્ન વહેંચાય છે અને એના ખર્ચના રૂા. ૨૬૦૧) દર વર્ષે સરકારી તીજોરીમાંથી અપાય છે. બાદશાહી ચિહ્ન તરીકે દીવસમાં ચાર પહોરને વખતે હજી પણ નોબત ગડગડે છે. અમદાવાદ જ્યાં સુધી આબાદ હશે ત્યાં સુધી અહમદશાહની કીર્તિ અખંડ રહેશે. એમ કહેવાય છે કે હિંદના કોઇ બાદશાહની દરગાહને સરકારના ખર્ચે આ જાતનું માન મળતું નથી. એમ

[૧] અહમદશાહના લશ્કરે ઘણે ભાગે જીત મેળવી છે એ ખરી વાત છે. પણ જે હિંદુ રાજ્યો આજ સુધી રહ્યાં છે તે કાં તો પેશકશી આપીને, સંબંધ રાખીને, કે કોઇ બળથી પણ રહ્યાં હશે. ઇડર રાજ્ય સાથે સુલતાનોને હમેશ લડાઇમાં ઉતરવું પડતું, અને ઈડરે હાર ખાધી હતી એમ મનાય છે. પણ એમ સાંભળવામાં આવ્યું છે કે એ સમયનું એક જૂનું ગુજરાતી કાવ્ય જડયું છે તેમાં અહમદશાહે ઇડરના રાજાને હાથે હાર ખાધેલી તેનું વર્ણન છે. આ કાવ્ય મારા જોવામાં આવ્યું નથી.

કહેવાય છે કે અહમદશાહ કવિતા કરી જાણતો. કુતુબેઆલમ સાહેબને માટે એણે કવિતા બનાવી હતી:—

'કુતુબે ઝમાન એમા બુરહા બસસ્ત મારા;
બુરહાન ઓ હમેશા ચુનામશ આશકારા.'

આ કવિતામાં બુરહાન શબ્દ ઉપર શ્લેશ છે. અર્થ આમ થાય છે:— 'અમારા સમયના ધ્રુવ તરીકે બુરહાન અમને જોઇએ તેવા છે. તેમનું નામ છે તે પ્રમાણે એ હમેશાં અમને બુરહાન (સિદ્ધ કરનાર) રહે.' કુતુબેઆલમ સાહેબનું નામ બુરહાનુદ્દીન હતું.

## ગીયાસુદુનિયા વઉદ્ દીન અબુલફતહ મુહમ્મદશાહ

અહમદશાહની પછી એનો પુત્ર મુહમ્મદશાહ ઇ. સ. ૧૪૪૨ માં ગાદીએ આવ્યો. મુહમ્મદશાહ શોખીન અને ખર્ચાળ સ્વભાવનો હતો. પૈસા આપવામાં એની ઉદારતા અગર ખર્ચાળપણું એવું હતું કે લોક એને 'ઝરબક્ષ' કહેતા. એનામાં એના બાપ જેવું શૌર્ય, બુદ્ધિ, કે વ્યવસ્થાશક્તિ નહોતાં. સિકંદરીમાં લખ્યું છે કે માળવાનો સુલતાન એના ઉપર ચઢી આવે છે એમ એણે સાંભળ્યું ત્યારે એની સાથે લઢવાને બદલે એણે નાશી જવાનો વિચાર કર્યો. એમ કહેવાય છે કે એનો સલાહકાર એક વાણીઓ હતો. એણે કહ્યું કે 'આપ તો જમીન અને સમુદ્ર બન્નેના સુલતાન છો. આપણે તીજોરી લઇને વહાણમાં જતા રહીએ અને દીવબંદર જઇને રહીએ, એટલે માળવી સુલતાન પાછો જશે.' પરંતુ અમીરોને આ સલાહની ખબર પડતાં એમણે સુલતાનના પુત્ર જલાલખાં ઉર્ફે કુતુબુદ્દીનને બોલાવ્યો. એ મીરકુ દરવાજેથી અંદર પેઠો અને મુહમ્મદશાહને ગાદીએથી ઉઠાડી મુક્યો. એમ કહેવાય છે કે ત્યાર પછી કોઈ રીતે સુલતાને મારી નાંખવામાં આવ્યો. એની કબર માણેકચોકમાં એના બાપની સાથે છે. મુહમ્મદશાહનું મરણ તા. ૭ મી મુહર્રમ હી. સં. ૮૫૫ ને રોજ થયું.

## કુતુબુદુનિયા વઉદ્ દીન અબુલ મુઝફ્ફર અહમદશાહ (બીજો)

હી. સં. ૮૫૫ ના મુહર્રમ માસની તા. ૧૧ મીએ (ઈ. સ. ૧૪૫૧ ફેબ્રુઆરી તા. ૧૩) જલાલખાં અહમદશાહ (બીજો) નામ ધારણ કરી ગાદીએ બેઠો. એનું બીરૂદ કુતુબુદ્દીન હતું. એના અને અહમદશાહ પહેલાના બાપનું નામ મુહમ્મદશાહ હતું એટલે ઇતિહાસમાં આ સુલતાન અહમદશાહ બીજાને

બદલે કુતુબુદ્દીનશાહ અથવા કુતુબશાહને નામે મશહુર છે.[1] આ સુલતાન લડવામાં કાંઇક શુરવીર હતો, પણ એના દાદા જેવો નહિં. એ જ્યારે નીશામાં ચકચુર રહેતો ત્યારે ક્રૂર કામ કરવામાં પાછો હઠતો નહિં; એ વિલાસી પણ બહુ હતો. એણે માળવાના સુલતાનને હરાવ્યો હતો. એમ કહેવાય છે કે શાહઆલમ સાહેબની સહાયથી એ સુલતાનને હરાવી શકયો હતો. પરંતુ શાહઆલમ સાહેબ સાથે એને સારાસારી નહોતી. એ હજરત સાહેબ પાસેથી નાના ફતેહખાં (મહમૂદ બેગડા) ને પકડી મંગાવવા સુલતાને બહુ પ્રયત્નો કર્યા હતા, પણ એમાં એને સફળતા મળી નહોતી. એક વખત તો સુલતાને રસુલાબાદ તારાજ કરવાનો હુકમ આપેલો પણ એમ બની શકયું નહિં. સિકંદરી લખે છે કે કુતુબુદ્દીનનું મરણ અજાયબ રીતે શાહઆલમ સાહેબના શાપથી થયું હતું. આ શાપ એના કોઈ ખરાબ કામને લીધે દેવાયો હોય એમ બને. બીજી તવારીખોમાં એવા શાપની વાત લખેલી નથી. આ સુલતાનને પાછળથી 'ગાઝી' પણ કહેતા. એના સિક્કાઓ ઉપર એને અમીરૂલ મોમીનીનનો ઇલ્કાબ લગાડેલો છે. આ ઇલ્કાબ ફક્ત ખલીફને જ લાગી શકે છે. સુલતાનનું મરણ હી. સં. ૮૬૨ ના રજબ માસના ૨૦ મીએ થયું. (ઈ. સ. ૧૪૫૮). એની કબર માણેકચોકમાં એના દાદાની બાજુમાં છે.

## નસીરૂદુનિયા વઉદ્દ દીન અબુલફતહ મહમૂદશાહ
### મશહુર 'બેગડો'

કુતુબુદ્દીન પછી સુલતાન દાઉદને ગાદીએ બેસાડયો પણ એણે એક મહીનો યે રાજ્ય કર્યું નહિં. એને ઉઠાડી મુકયા પછી ફતેહખાં શાહજાદો મહમૂદશાહ નામ ધારણ કરી બેઠો. એનો જન્મ હી. સં. ૮૪૯ તા. ૨૦ મી રમજાનને રોજ થયો હતો. ગાદીએ બેસતી વખતે એની ઉમ્મર ૧૩ વર્ષની હતી. કુતુબુદ્દીનનો એ સાવકો ભાઇ હતો. એની મા મુગલાઇ બીબી સીંધના જામની

[૧] કુતુબુદ્દીનના સમયના લેખોમાં, તથા સિક્કાઓમાં એનું નામ અહમદશાહ છે. વસંતવિલાસ કાવ્યમાં પણ અહમદશાહ નામ છે. આજ સુધીના ઘણાખરા ઇતિહાસોમાં એનું નામ કુતુબુદ્દીન જ લખેલું છે અને એની પછી ઘણે વર્ષે થએલા સુલતાન અહમદ ત્રીજાને અહમદશાહ બીજો લખેલો છે. વિગત માટે વસંતવિલાસ અને સુલતાન કુતુબુદ્દીન માટેનો ૧૯૮૩ આશ્વિનના 'વસન્ત'માં પ્રગટ થએલો મારો લેખ જુઓ.

પુત્રી હતી. શાહઆલમ સાહેબ એના મામા થતા હતા. કુતુબુદ્દીનની બીકને લીધે એ શાહઆલમની છાયામાં ઉછર્યો હતો. એને સુલતાનના પંજામાંથી બચાવવા માટે હજરતશાહે કરેલી કરામતો સિકંદરીમાં વિસ્તારથી લખેલી છે. એણે ગાદીએ આવીને તરત જ અમીરોનો બળવો પોતાની હુશિયારીથી શમાવ્યો.

ગૂજરાતના ઇતિહાસમાં આ સુલતાન સર્વથી વધારે મશહુર છે. એણે અનેક લડાઈઓ કરી, અનેક કિલ્લા અને દેશો જીત્યા. એ બધાનું વર્ણન કરવાનું આ સ્થળ નથી. જૂનાગઢ અને ચાંપાનેરના વિજય ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. શહેર વસાવવામાં એ એના દાદાથી ઉતરે એમ નહોતો. એણે જુનાગઢ ફરી વસાવી મુસ્તફાબાદ નામ આપ્યું. વાત્રકને કાંઠે મહમૂદાબાદ નવું જ વસાવ્યું. ચાંપાનેર ફરી વસાવી એનું નામ મુહમ્મદાબાદ આપ્યું. બાંધકામમાં પણ આજે એના સમયનાં અવશેષો સૌથી વધારે દેખાય છે અને એ સૌથી વધારે સુંદર પણ છે. હિંદુ રાજ્યમાં જે સ્થાન સિદ્ધરાજનું છે એ સ્થાન મુસલમાન રાજ્યમાં મહમૂદ બેગડાનું છે. કેટલાક એને ગૂજરાતનો અકબર કહે છે. એના સમયમાં ગૂજરાતી મહારાજ્યની સીમા ગૂજરાતની ભૌગોલિક મર્યાદા ઓળંગીને ઘણે દૂર સુધી ફેલાઈ. એના સમયમાં ગૂજરાતી નાવિક પ્રવૃત્તિ હિંદી મહાસાગરમાં સર્વ શ્રેષ્ઠ હતી. ગૂજરાતી નૌસેનાધ્યક્ષ–મીરે બહર–મલીક અયાઝ સુલતાનીના વહીવટ દરમિયાન ફીરંગીના કાફલાએ એક કરતાં વધારે વાર હાર ખાધી હતી. દેશ-પરદેશથી એલચીઓ ગૂજરાતના પાટનગરમાં આવતા હતા.

સુલતાનનું જીવન પવિત્ર હતું. હિંદુઓ મુસલમાન બને એમ સુલતાન ઇચ્છતો, હિંદુ રાજા પકડાય તો એને મુસલમાન થવાનો દુરાગ્રહ કરતો, અને મુસલમાનને સતાવનાર હિંદુ ઉપર સખ્ત વેર લેતો, એ વાતની ના કહી શકાય તેમ નથી. પરંતુ સામાન્ય પ્રજા તરીકે હિંદુઓને એના રાજ્યમાં દુઃખ પડયું હશે કે નહિં એ માટે તો વધારે આધારની જરૂર છે. હિંદુ અમલ-દારોનાં નામ એના સમયમાં નજરે પડે છે. મલીક ગોપીનાથ એના સમયનો મોટો અમીર હતો અને જાતે નાગર હતો. આ સુલતાનનો ન્યાય ખાસ જાણીતો હતો. એક વખત એના બે મિત્ર જેવા અમીરોએ એક ખૂની અમી-રને બચાવવા માટે બે નિર્દોષ લશ્કરીઓને છેતરીને શિક્ષા કરાવેલી તે પાછળથી ખબર પડતાં એ બન્ને મિત્રોને સુલતાને દેહાંત દંડની શિક્ષા કરી હતી. એક વખત એક અમીરનું મરણ થયું, ત્યારે એની મિલકત એના પુત્રોને ન આપવા માટે

બીજા અમીરોએ સુલતાનને કહ્યું, અને એ પુત્રો નાલાયક છે એમ કારણ આપ્યું. સુલતાને કહ્યું કે 'મીલકતની જવાબદારી એમને લાયક બનાવશે.'[૧] ખરાબ વર્તન માટે એણે એના પુત્ર આબાખાં અગર અબુબકરખાં (રાણી સીપ્રીનો પુત્ર)ને મારી નંખાવ્યો હતો એના સમયમાં અને ગૂજરાત સલ્તનતના આખા યે સમયમાં એણે કચેરીની ભાષા મોટે ભાગે ગૂજરાતી મિશ્રિત સંસ્કૃત કરી હશે એમ દસ્તાવેજો ઉપરથી જણાય છે. એ દસ્તાવેજોમાં બીજા બાદશાહો કરતાં મહમૂદનાં વિશેષણો ખાસ વધારે અને જૂદાં છે. એ આ પ્રમાણે છે: "...श्री गूर्जर धरित्र्यां च समस्त राजावलीसमलंकृत प्रौढप्रताप अरिवरूथिनी गजघटाकुंभस्थलविदारणैक पंचाननराज्यलक्ष्मीस्वयंवरमालालंकृत कंठकंदल रिपुवनदहनदावानल अन्यायवृक्षोन्मूलनमत्तद्विप अन्यायांधकारमार्तंड न्यायैकनिमंदिर सेवकजनदारिद्रमोचन महाराजाधिराज पातसाह सुरताण श्री महमूद विजयराज्ये... ।" આમાં ન્યાયને માટેનાં વિશેષણો ખાસ નોંધવા જેવાં છે. પણ કોઈ કહેશે કે કચેરીમાં દસ્તાવેજ નોંધાવવાના એટલે એવાં વિશેષણો લખવાં પડે. પરંતુ આનાથી ઓછાં વિશેષણોવાળા દસ્તાવેજો પણ છે અને ન્યાય માટે ખાસ વિશેષણો સુલતાન મહમૂદ ત્રીજાના અને બહાદૂરશાહના સમયના દસ્તાવેજોમાં દેખાતાં નથી. આવા દસ્તાવેજોમાં પંચકુલનાં નામોમાં હિંદુ નામો પણ નજરે પડે છે. આમ છતાંયે જગતખેટના રાજા ભીમે મૌલાના મુહમ્મદ સમરકંદીને લુંટયા હતા તે માટે એ રાજાને પકડી એના કટકા કરી અમદાવાદને દરવાજે લટકાવ્યા હતા એ વિશે તો આજની દૃષ્ટિએ કહેવાનું રહેશે જ.

સુલતાન મહમૂદના સમયમાં ગૂજરાતની આબાદી ઘણી થઈ. એને દેશ આબાદ કરવાનો શોખ જ હતો. કોઈ જગ્યાએ કોઈ ઝાડ વાવે તો એ ઇનામ આપતો. કોઇ ઘર ઉજડ કે ખંડેર જેવું દેખે તો એમ થવાના કારણની જાતે તપાસ કરતો અને એને ફરીથી વસાવવા બનતી મદદ કરતો. ખેડુતોને કુવા

[૧] મહમૂદ બેગડાના આ વાકય ઉપર ડૉ. બર્ડે પોતાના ગ્રંથના પૃ. ૨૦૫ માં આ પ્રમાણે નોંધ લખી છે:—"This anecdote deserves the notice of our Indian legislators, who, to better the Indian character, must give the people more places of trust." આ ગ્રંથ ડૉ. બર્ડે મીરાતે અહમદીના ભાષાંતરરૂપે ઈ. સ. ૧૮૪૬ ના અરસામાં લખ્યો છે.

કરાવી આપતો. આ બધું સામાન્ય રૈયત માટે હતું. તવારીખોમાં આ વર્ણન છે તેમાં પ્રજાને માટે ધાર્મિક ભેદ રખાયો હોય એવું જણાતું નથી. વેપારને એ ઉત્તેજન આપતો એમ માનવાને કારણ છે, અને એ કામ હિંદુ વેપારીઓ તથા મહાજનો સાથે સારાસારી રાખ્યા વગર ન બની શકે. ભાટોની વાતો કેટલી માનવી એ પ્રશ્ન છે. મુસલમાન બાદશાહોના ઝનુન વિશે લખ્યા છતાં એમની પાસે વાણીઆ દિવાનો કે મુત્સદ્દીઓ પણ રહેતા એટલું ચારણ કથાઓમાં આવે છે. સિકંદરીમાં સુલતાન મહમૂદના માનમાં આ પ્રમાણે કવિતા છેઃ—" જુલ્મગારોમાં તારી સત્તાને લીધે એવી તો બીક બેસી ગઇ છે કે એક કબુતર પર પણ કોઈ બાઝ પક્ષી છોડી શકતું નથી." સિકંદરીમાં લખ્યું છે કે આ સુલતાનના સમયમાં જેવી સોંઘવારી હતી એવી ગૂજરાતે પછી કોઈ દીવસ જોઇ નથી. ગૂજરાતમાં નવી જાતના બગીચા એના સમયમાં થયા.

મહમૂદની જાતનું વર્ણન ઘણું વિચિત્ર છે. કહે છે કે એનો ખોરાક એક મણ જેટલો હતો. એકસો સોનેરી કેળાં એ ખાઈ શકતો. પથારી પાસે બન્ને બાજુ ખાવાનું મુકાવી રાખતો. પોતે કહેતો કે 'ખુદાએ મને બાદશાહ ન બનાવ્યો હોત તો મારૂં પેટ કેમ ભરાત !' વળી એનું શરીર પ્રચંડ હતું. મુછો એવી મોટી હતી કે બન્ને કાન પાછળ લઇ જઇ ગાંઠ વાળી શકાય. દાઢી પણ લાંબી હતી. મુછોને લીધે એનું નામ બેગડો પડ્યું, બે ગઢ જીત્યા તેથી નહિં. બે હાથ પહોળા કરીએ ને જે આકાર થાય એવા શીંધડાંવાળા બળદને ગૂજરાતીમાં 'વેગડો' કહે છે. મહમૂદની મુછો 'વેગડા' જેવી હતી એટલે એ નામ પ્રસિદ્ધ થયું. યૂરોપીય મુસાફરો વરથેમા અને બારબોસા એનું વિચિત્ર વર્ણન કરે છે. કહે છે કે એને રોજ ઝેર ખાવાની ટેવ હતી. એથી શરીર ઝેરથી વ્યાપ્ત થએલું હતું. વરથેમા કહે છે કે કોઇને સજા કરવી હોય તો પાન સોપારી અને જાયફળ ચાવી એ માણસ ઉપર થુંકતો એટલે થુંકના ઝેરથી એ માણસ અડધા કલાકમાં મરી જતો. આ વાત માનવા જેવી નથી. બારબોસા લખે છે કે નાનપણથી સુલતાનને ઝેર ખાવાની થોડી થોડી ટેવ હતી એટલે શરીર એવું ઝેરી બન્યું હતું કે માંખ બેસે તો મરી જાય. આ વાત કાંઇક અંશે ખરી હોય. સુલતાન કુતુબુદ્દીનના પંજામાંથી બચવા માટે નાનપણથી આ ટેવ રાખી હોય. આવાં કારણોથી યૂરોપમાં આ બાદશાહ ઘણો પ્રસિદ્ધ હતો. સેમ્યુઅલ બટલરે હુડીબ્રાસમાં આ પ્રમાણે લીટીઓ લખી છેઃ—

" The Prince of Cambay's daily food
Is asp and basilisk and toad. "

મુસલમાન તવારીખકારો આ ઝેરી શરીરની વાત લખતા નથી માત્ર ભારે જઠરાગ્નિની વાત લખે છે. એમાં સમોસાંની બે તાસકો પથારી પાસે રાખવાનું, કેળાંનું, અને મધનો એક પ્યાલો પીવાનું લખ્યું છે.[1]

મહમૂદે કોઇ વિદ્યાનું રીતસર જ્ઞાન લીધું નહોતું છતાં અકબરની પેઠે એને વિદ્યાનો શોખ હતો. એના દરબારમાં કવિતાવિલાસ થયાના દાખલા મળે છે. (ફારસી) જ્ઞાનીઓના સંગથી દરેક વિષય બરોબર સમજવાની એનામાં શક્તિ હતી, અને ઘણી ગુંચવણના ઉકેલ એ પાડી શકતો. સિકંદરીમાં લખ્યું છે કે ઇબ્નિ અશરફને એવું પુસ્તક તૈયાર કરવામાં સુલતાને કેટલીક શંકાઓનાં સમાધાન કરેલાં એમ એ ગ્રંથકાર કહે છે. ખુદાવંદખાં મલીક અલીમના બોલ સહન કરી એની વિદ્વત્તા ખાતર જ સુલતાન એને માન આપતો. એના ગુરુ શેખ સિરાજુદ્દીન સાથેનો પ્રસંગ પાછળ આવી ગયો છે.

સુલતાને પોતાની દરગાહ સરખેજમાં સંત અહમદ ખટ્ટુની છાયામાં એમની સામે પોતાના જીવતાં કરાવી રાખી હતી. જ્યારે એ છેલ્લો માંદો પડયો ત્યારે એ દરગાહ સામે જોઇ કહ્યું કે 'હવે ત્યાં મહમૂદની છાવણી થશે.' હી. સં. ૯૧૭ રમજાન માસની ૨ જી તારીખે (ઇ. સ. ૧૫૧૧) એનું મરણ થયું. સુલતાને પોતાની પાછળ સારૂં કુટુંબ મુકયું હતું. કુતુબુદ્દીનની રાણી રૂપમંજરી સાથે એણે લગ્ન કર્યું હતું. એ અને એનો પુત્ર મુહમ્મદ કાળા સુલતાનની હયાતીમાં ગુજરી ગયાં હતાં. રાણી પીરાઈ (સીપ્રી)નો પુત્ર આબાખાં (અબુબકર) હતો તેને સુલતાનના હુકમથી મારી નાંખવામાં આવ્યો હતો, કારણ કે એ કોઇના ઘરમાં પેસી ગયો હતો. એક પુત્ર અહમદખાં નામનો હતો તેને સુલ-

[૧] James Douglas લખે છે કે બટલરના [King of Kambay માં પણ સુલતાનનું વર્ણન છે, અને 'Nursery tales of Blue Beard' માં પણ છે. ડગલાસ પોતે આ સુલતાનનું વર્ણન આ પ્રમાણે આપે છે:—" He is the most ugly and interesting man in Gujrat history. Like the sky-terriers, his beauty consists in his ugliness. He is attractive and repulsive. As was said of Lauderdale by his wife : 'The brute is an elephent, but he has an ivory tusk.' This is Bigarah. "

તાનની ગાદીએ બેસાડવા ખુદાવંદખાંએ નિષ્ફળ પ્રયત્ન કર્યો હતો. એક પુત્ર ખલીલખાં હતો તે એના પછી મુઝફ્ફરશાહ બીજાનું નામ ધારણ કરી ગાદીએ બેઠો. એની માનું નામ રાણી હરબાઈ હતું. મહીકાંઠાના રજપુત રાણા તાહની એ પુત્રી હતી.[1] મહમૂદ બેગડાનો મરણ પછીનો ઇલ્કાબ 'ખુદાયગાને હલીમ' હતો, એમ તબકાતે અકબરીમાં લખ્યું છે; મહમૂદ નમ્ર, દયાળુ, બહાદૂર, અને ઈશ્વરથી ડરનારો હતો એ પણ એ ગ્રંથમાં જણાવેલું છે.

## શમ્સુદુનિયાં વઉદ્દીન અબુન્નસ્ર મુઝફ્ફરશાહ

સુલતાન મહમૂદ બેગડાના મરણ પછી એનો પુત્ર ખલીખાં મુઝફ્ફરશાહ નામ ધારણ કરી ગાદીએ આવ્યો. એનો જન્મ હી. સં. ૮૮૦ તા. ૬ શાબાનને રોજ સ'વારે બુધવારને દીવસે થયો હતો. (તા. ૬ ડીસેંબર ૧૪૭૫). ફર્ખ (બાળક) એ શબ્દ ઉપરથી વર્ષ નીકળે છે. એની મા રાણી હરબાઇ એને ચાર કે પાંચ દીવસનો મુકીને ગુજરી ગઇ હતી. એટલે સુલતાન મહમૂદના બાપ સુલતાન મુહમ્મદની સ્ત્રી રાણી હંસબાઇએ એને ઉછેરી મોટો કર્યો હતો. હંસબાઇ સુલતાન મહમૂદની સાવકી મા થતી હતી. સુલતાન મુઝફ્ફર બહુ પ્રસન્ન મુદ્રાનો અને લાવણ્યવાળા ચહેરાનો હતો. આ સુલતાન ગૂજરાતના સુલતાનોમાં સર્વથી વધારે સંસ્કારી હતો. એ હી. સં. ૯૧૭ ના રમજાન માસની ત્રીજી તારીખે પિતાના મૃત્યુ પછી વડોદરામાં પોતાની જાગીર હતી ત્યાંથી આવ્યો અને તા. ૭ મીએ ગાદીએ બેઠો. (૨૯ નવેંબર ૧૫૧૧).

આ સુલતાન નમ્ર અગર દયાળુ–હલીમ–ને નામે પ્રસિદ્ધ છે. એ ઘણો ધર્મિષ્ટ હતો અને સાથે સારો વિદ્વાન હતો. એટલે ધર્મથી વિદ્યા અને વિદ્યાથી ધર્મ બન્ને શોભતાં. એને દરેક જાતના નીશાનો ઘણો તિરસ્કાર હતો. ભાંગ, માઝમ વગેરેને પણ ધિક્કારતો તો દારૂની તો વાત જ કેમ થાય?[2] એક વખત એના ઘોડાને ચુંક આવવાથી દારૂ પાવામાં આવ્યો. એ વાત જાણ્યા પછી એ

[૧] સિકંદરીના બેલીના ભાષાંતરમાં હરબાઈ અને રાણો તાહ એ નામો આપ્યાં છે. ગૂજરાતી ભાષાંતરમાં હીરાબાઇ અને નાગરાણા એવું નામ આપેલું છે. [૨] James Douglas લખે છે કે: "He would have nothing to do with intoxicants. This was the Golden age of Gujarat for teetotalism."

ઘોડા ઉપર એ કદી બેઠો નથી. એના અંગત ગુણ એક ફિરિસ્તાને શોભે એવા હતા. સિકંદરીમાં એનું બહુ વિસ્તારથી વર્ણન છે. મોતને એ રોજ યાદ લાવતો અને થોડું હસતો. એને દરવીશ લોકો ઉપર શ્રદ્ધા નહોતી; ફક્ત વિદ્વાનોને જ એ માન આપતો. પાછળથી વટવાવાળા શાહ શેખજીના સંગથી એને દરવીશ ઉપર પ્રેમ થવા માંડ્યો હતો. વિદ્વાનોને તો એ એટલું બધું માન આપતો કે એના હાથ પણ પોતે ધોવડાવતો. એના એક અમીરનું ભલું કરવા એણે તપ આદરેલું ત્યારે માંસાહાર છોડીને એ રાત્રીઓ પ્રાર્થનામાં ગાળતો. એ કોઈ દીવસ ક્રોધ કરતો નહિં અને નોકરો સાથે દાક્ષિણ્યથી વર્તતો. "પોતાની આખી જીંદગીમાં પરમેશ્વરના કોઇ પણ પ્રાણીની એણે રૂસવાઇ કરી નથી, અથવા તો કોઈ તરફ ધિક્કાર દર્શાવ્યો નથી. દરેકની સાથે તે માનથી વર્તતો, અને કોઇ પણ માણસ સુલતાનથી અસંતોષી નહોતું. તે કહેતો કે 'જો હું જંગલમાં એકલો હોઉં તોપણ મને કોઈ હેરાન કરશે નહિં, કારણ કે મેં કોઇને રંજાડયા નથી અને હું કોઇને રંજાડીશ નહિં." એની દયા ઘણી જ હતી. એક વાર એના નાહવાના પાણીમાં ઉંદર ઉકળ્યો હતો. હમામખાનું અને આફ્તાબચિયાત ખાતામાં સો માણસ નોકરી ઉપર હતાં. છતાં આવી ભૂલ થઈ. નવડાવતી વખતે ઉંદર સુલતાનને માથે પડયો. એ વખતે સુલતાન એટલું જ બોલ્યો કે 'સો માણસ એક માણસનું કામ નથી સાચવી શકતા! હું તો ઘરડો છું ને માફી આપું છું, પણ મારા પુત્રો આગળ આવી ભૂલ કરશો તો શું થશે?' એમ કહેવાય છે કે સુલતાન બહાદૂરના ઉપર એક આફ્તાબચીએ જરા વધારે ગરમ પાણી રેડયું તેના ઉપર એણે ખળખળતું ગરમ પાણી રેડાવ્યું હતું. એક વખત ચોકી માટે તરવાર લઈ પાછળ ઉભેલા માણસના હાથમાંથી અફીણના ઘેનમાં તરવાર સુલતાનના ખભા ઉપર પડી. સુલતાને એ માણસને માફી આપી પણ કેફ ન કરવાની કબુલાત કરાવી લીધી. એ મોજમઝામાં કે આડાઅવળા રસ્તે પૈસા ખર્ચતો નહિ, તેથી ઘણા લોકો એને કંજુસ કહેતા. છતાં માળવા લઇને એણે એના સુલતાનને પાછું બક્ષીસ કર્યું હતું. વિદ્વાનોને એ સંતોષતો. રાત્રે એ નગરચર્ચા જોવા નીકળતો, અને ગરીબ તથા ધનવાન રૈયતની સ્થિતિ બરોબર જોતો. ખરા દુઃખીનું દુઃખ બીજે દિવસે ટાળતો. સુલતાન સદાચારી પણ હતો. સિકંદરીમાં લખ્યું છે કે માળવા જીતી તે મંડુગઢમાં રહ્યો હતો ત્યારે માળવાના સુલતાન મહમૂદે પોતાના જનાનાની સ્વર્ગના મોર જેવી ખુબસુરત

સ્ત્રીઓને શણગારીને મુઝફ્ફરશાહ સામી ઉભી રાખી, અને કહ્યું કે 'આપે મને જીત્યો છે એટલે આ પણ આપની મીલ્કત છે.' સુલતાને એ સ્ત્રીઓને નમન કર્યું અને પારકી સ્ત્રીઓ ઉપર નજર ન નાંખવાનું કહીને માળવાના સુલતાનને એ બંધનમાંથી મુક્ત કર્યો. આ સુલતાનને ઘણી વસ્તુઓ આવડતી. કુસ્તીમાં એ સારો ગણાતો. તીર ફેંકવામાં એક્કો હતો. તલવાર એવી સારી રીતે ફેરવતો કે મરી ગયેલા બકરાના પણ એક ઘાએ કકડા કરતો. ભાલાની દરેક રમતો જાણતો. સંગીતમાં ઘણો કુશળ હતો. બધાં વાજીંત્રો એ વગાડી જાણતો અને મોટા ગવૈયા એના શિષ્ય કહેવડાવવામાં માન સમજતા. વિદ્વાનોની સભામાં વ્યાકરણ અને શબ્દચમત્કારનાં કાવ્યો પોતે સમજતો અને જવાબ પણ આપતો. એક વખત એણે સરસ્વતીનો સ્વાંગ ભજવાવીને ચંપા નામની સ્ત્રી પાસે નાચ કરાવેલો! એના વાહન માટે સોનાનો હંસ શહેરના સોનીઓ પાસે કરાવ્યો હતો. કહે છે કે એ સ્વાંગ તથા નાચ એવો થયો હતો કે મોટા ઉસ્તાદો સ્તબ્ધ થઇ ગયા હતા.

સુલતાનની સ્ત્રીઓમાં બીબી રાણી ખાસ પ્રસિદ્ધ હતી. એના યુવરાજ સિકંદરખાનની એ મા થતી હતી. સુલતાનનો એના ઉપર બહુ પ્રેમ હતો. બીબી રાણી બહુ હુંશિયાર હતી. રાજ્યના અમલદારો એના તરફ માનથી જોતા. સુલતાનને એ રાજ્યકાજમાં સલાહ આપતી. બીબી રાણીના મૃત્યુથી સુલતાનને એટલો મોટો આઘાત થયો કે એ માંદો થઈ ગયો. બીબી રાણીની કબર ખાસંદોળ (ઘટામંડળ) ના મહેલ પાસે હતી.

સુલતાનને આખું કુરાન મોંઢે આવડતું. પાપથી એ બહુ ડરીને ચાલતો. એનું આખું જીવન પવિત્ર થઇ ગયું હતું. એક વખતે દુકાળ પડયો ત્યારે એણે પ્રભુને પ્રાર્થના કરી કે "અરે પરમ પરવરદીગાર! જો મારા પોતાના પાપને માટે ગૂજરાતના લોકોને તું આમ સતાવતો હોય તો મને પોતાને આ ફાની દુનિયામાંથી લઇ લે, અને તારે પોતાને ખાતર લોકોને દુકાળના પંજામાંથી બચાવ; કારણ કે ગરીબ મુઝફ્ફર ગરીબ લોકોનો ભૂખમરો જોઇ શકતો નથી." કહે છે કે પ્રભુએ આ પ્રાર્થના સાંભળી વરસાદ પાડયો, પણ સુલતાનની તબીયત બગડી, અને કેટલોક વખત માંદો રહી હી. સં. ૯૩૨ (૧૫૨૫) ના જમાદીઉલ અવ્વલ માસની બીજી તારીખે શુક્રવારે તે જીન્નતનશીન થયો.

સરખેજમાં એના પિતાના રોજામાં એની કબર છે.[1] સુલતાનના ગુણોની તારીફ ફારસી તવારીખોમાં જ છે એમ નથી. શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધમાં પણ આ પ્રમાણે શ્લોક છે:—

ततो लक्षण साहित्यज्योतिः सङ्गीत शास्त्रवित्।
आधारो विदुषां वीर श्रीवरोऽसून्मुजफ्फरः॥
प्रज्ञाः प्रजा इवापाद्यः प्रजा इव प्रजा अपि।
शकन्दरादयः पुत्रा बभूवुस्तस्य भूविभोः॥ (ઉલ્લાસ ૨ શ્લોક ૧૭–૧૮)

સુલતાન સિકંદરે બહુ થોડાં વર્ષ રાજ્ય કર્યું. એનો રોજો હાલોલમાં (ચાંપાનેર પાસે) છે; બહાદુરશાહ દીવના દરિયામાં શહીદ થયો હતો એટલે એમનાં વર્ણન અહીં કરીશું નહિં. ફક્ત શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધના બે શ્લોકમાં એનું વર્ણન આવી જશે. તે આ પ્રમાણે છે:—

नयविनय भक्ति शक्ति प्रमुखगुणैरन्वितः पितुश्चेतः।
अहरच्छकन्दराह्वो जायान्सूनुः प्रजायाश्च॥ १९ ॥
बाधरनामा तदनुज उद्दरचरितः प्रतापजिततरणिः।
रिपुहृदये प्रलयानल इवोदितः साहसी सततम्॥ २० ॥

બહાદૂરશાહ પ્રતાપી હતો પણ એનામાં એના પિતા જેવી વિદ્વત્તા અને નમ્રતા, તથા દાદા જેવી દીર્ઘદષ્ટિ નહોતી.[2] એનો સ્વભાવ ઉતાવળીઓ

[૧] તવારીખના વર્ણન ઉપરથી લાગે છે કે સુલતાનની છેલ્લી માંદગીનો સમય ખામંદ્રોલના મહેલમાં ગયો હતો, પણ છેલ્લી ઘડીએ એને ભદ્રમાં લાવ્યા હશે એમ સમજાય છે. [૨] જેઈમ્સ ડગલાસ ગૂજરાતના બાદશાહોનાં ટુંકાં વર્ણનમાં એમની કવિત્વવાળી શૈલીથી કાંઈક ન્યાય આપવા પ્રયત્ન કરે છે. બીજા બાદશાહો માટે એમણે કાંઇક ઠીક લખ્યું છે. પણ સુલતાન સિકંદરના ચારિત્ર માટે એમનું લખાણ બરોબર નથી. સિકંદરનું ચારિત્ર એ લખે છે એવું ખરાબ નહોતું. સુલતાન બહાદૂરને તો એમણે અન્યાય જ કર્યો છે. બહાદૂરશાહમાં ઉતાવળીઆ સ્વભાવને લીધે કેટલાક દુર્ગુણો દેખાતા હતા. એનામાં વિદ્યા નહોતી એટલે એના બાપ જેવા એનામાં સારા સંસ્કાર નહોતા. પણ જેમ્સ ડગલાસ ગાજો દે છે એવું એનામાં કાંઈ દેખાતું નથી. પોર્ટુગીઝોએ સુલતાનને મારી નાંખ્યો એમાં જેમ્સ ડગલાસ આનંદ માને છે, પરંતુ પોર્ટુગીઝો માટે એ ઓછી શરમની વાત નથી. જુઓ Douglas's Western India I. p. 304.

હતો. એણે દેશો બહુ જીત્યા હતા. ચીતોડ જીત્યું અને માળવા ખાલસા કર્યું. ઉત્તરમાં આગ્રા પાસેનું બયાના, પૂર્વમાં ચંદેરી અને ભોપાળ અમદાવાદના મહારાજ્યના જીલ્લા બન્યા. દક્ષિણનાં પાંચે મુસલમાની રાજ્યો ખંડીઆં થયાં. સમુદ્રમાં ફીરંગીઓ વશ હતા. બહાદૂરશાહના રાજ્યના છેવટના ભાગમાં એ લોકો ફાવ્યા અને હુમાયૂ સાથેની છેલ્લી લઢાઇની હારના થાકમાંથી સહેજ તાજો થએલો બહાદુરશાહ ફીરંગીઓને હાથે દીવ આગળ મરાયો. 'સુલતાનુલ બર શહીદુલ બહર' 'પૃથ્વીનો સુલતાન દરિયામાં શહીદ થયો' એ શબ્દો ઉપરથી એના મરણનું વર્ષ નીકળે છે.

એના પછી સુલતાન મહમૂદ ત્રીજો અને સુલતાન અહમદ ત્રીજો એ બે બાદશાહો કંઇક લાંબો વખત રાજ્ય કરનારા થયા. પણ એમના સમયમાં દેશમાં અવ્યવસ્થા બહુ હતી અને એ અમીરોના હાથમાં રમકડાં જેવા હતા. ગૂજરાત દેશ ખરી રીતે અમીરોએ વહેંચી લીધો હતો, એટલે એમના વર્ણનમાં લંબાણ કરવાની જરૂર નથી. મહમૂદ ત્રીજાના સમયમાં હિંદુ પ્રજાને ત્રાસ પડયો હતો.[૧] એના સમયમાં જાહોજલાલી કાંઇક જળવાઇ રહી હતી.

[૧] આમ છતાં યે જેમ્સ ડગલાસ કેટલુંક વિચારવા જેવું લખે છે. સુલતાન મહમૂદ ત્રીજાને માટે એમનું લખાણ વિચારવા જેવું છે. એ સુલતાનનો અમલ મુસલમાનો માટે સારો હતો પણ હિંદુઓને બહુ ત્રાસ પડયો હતો એમ તવારીખકાર લખે છે. ડગલાસ લખે છે કે:–" The Hindus had a hard time of it, for the genius of intolerance was now in the ascendant. But as this was the very time when in our own country Beaton and the Lord Chancellor of Scotland looked out from a window on the burning body of Wishart, perhaps the less we say on this subject the better." ધાર્મિક બાબતોના જુલમો ઉપર ટીકાઓ કરતાં પહેલાં, સમયના સમસ્ત વાતાવરણ ઉપર ખાસ ધ્યાન રાખવાનું છે. બીજા બાદશાહોના સમયમાં હિંદુ પ્રજાને પ્રજા તરીકે આ સુલતાન મહમૂદ ત્રીજાના સમય જેટલો જુલમ હોય એવું માલુમ પડતું નથી. સુલતાન મહમૂદના સમયમાં પણ એક અમીરની ચઢામણીથી એવા જુલમ થયા હોય એમ જણાય છે. બહાદૂરશાહ પછી સુલતાનો કરતાં અમીરોનું જોર વધારે હતું. એ ગમે તે હોય પણ મુસલમાન બાદશાહો માટે કાંઈ પણ ટીકા કરતા પહેલાં એ સમયની વસ્તુસ્થિતિનો વિચાર કરવો ઘટે છે. મુઝફ્ફરશાહ બીજા પછીના સુલતાનોના ઈલ્કાબો માટે સિક્કાનું પ્રકરણ જુઓ.

એનામાં કેટલાક ગુણ પણ હતા. પરંતુ બહાદૂરશાહ પછીના સુલતાનોના સમયમાં સલ્તનતની પડતી થઈ. એમનાં વર્ણનનો વિસ્તાર અહીં થઇ શકે તેમ નથી. સુલતાન મહમૂદને એના નોકર બુરહાને મારી નાંખ્યો અને અહમદ ત્રીજાને અમીરોએ મરાવીને સાબરમતીની રેતીમાં ફેંકી દેવડાવ્યો હતો. સુલતાન મહમૂદને સરખેજમાં મહમૂદ બેગડાના રોજામાં અને અહમદ ત્રીજાને અમદાવાદમાં સુલતાન અહમદ પહેલાના રોજામાં દફ્ન કર્યા હતા.

સુલતાન મુઝફ્ફર ત્રીજો અહમદશાહ ત્રીજા પછી ગાદીએ આવ્યો. એના સમયમાં અમીરોએ દેશ વહેંચી લીધો હતો અને મુખ્ય સત્તા ઇતમાદખાંની હતી. એણે સ્વતંત્રતા માટે ઓછા પ્રયત્નો કર્યા નથી. એના સમયમાં ગૂજરાત અકબરના હાથમાં આવ્યું એમાં એનો એકલાનો દોષ કાઢી શકાય તેમ નથી. એણે અકબરની સામે અને એના સુબાઓની સામે ઘણી ટક્કર ઝીલી હતી. ઇ. સ. ૧૫૭૨ માં અકબરે ગૂજરાત લીધું અને એક વાર અમદાવાદ લીધા પછી અકબરનું લશ્કર પાછળ પડેલું હોવાથી કાઠીઆવાડમાં રખડતાં છેવટે મુઝફ્ફરે ઈ. સ. ૧૫૯૨ માં આપઘાત કર્યો. અકબરના લશ્કર સામે આમ વીસ વર્ષ ટક્કર ઝીલનારને માટે ખરાબ શબ્દ કહેતા પહેલાં જરા અટકવું પડે, એના સંજોગોનો વિચાર કરવો પડે. પરંતુ જગત પરિણામથી જ ન્યાય આપે છે. ગૂજરાત સલ્તનતના છેલ્લા સુલતાનમાં કોઈ પણ વંશના પડતીના વખતના છેલ્લા વંશજો જેવા દુર્ગુણો હશે પરંતુ એના જે ગુણોને લીધે એણે અકબર સામે બાથ ભીડી, જે ગુણોથી ગૂજરાતે એને વીસ વર્ષ સુધી મદદ કરી અને જે ગુણોને લઇને અમીરોથી એ છુટી શક્યો એ ગુણો માટે આપણે કાંઇ જ જાણતા નથી.

આ પ્રમાણે ગૂજરાતની સ્વતંત્ર બાદશાહીના સુલતાનોનાં ચરિત્રોમાં પણ ઘણું જાણવાનું છે.

## પ્રકરણ ઓગણપચાસમું



# અમીરો અને ઐતિહાસિક પુરુષો

ગુજરાતની સ્વતંત્ર સલ્તનતના અને મોગલાઈ તથા મરેઠા સમયમાં અસંખ્ય અમીર ઉમરાવ તથા બીજા ઐતિહાસિક પુરુષો અમદાવાદમાં થઇ ગયા છે. એ બધાનું વર્ણન કરવું શક્ય નથી. એટલે મુખ્ય માણસોનું બહુ જ ટુંકાણમાં અહીં વર્ણન કરીશું.

**મલીક શાબાઁ :** 'મલેક શાબાના નરસિંહજી'ને લીધે આજે અમદાવાદમાં દરેક જણ આ અમીરને સંભારતા હશે. સુલતાન કુતુબુદ્દીનનો એ મોટામાં મોટો અમીર હતો. કારંજના મેદાનમાં (સલાપોસ રોડને નાકે) એને મસ્જીદ બાંધવાનો પરવાનો મળ્યો હતો એ ઉપરથી એની સત્તાની ઝાંખી થશે. એક વખત શિરોહીના રાજા કંથદેવ પાસેથી આબુનો કિલ્લો મેવાડના રાણાએ લઇ લીધો હતો, ત્યારે એ રાજાએ સુલતાનની મદદ માંગી. સુલતાને મલીક શાબાંને મોકલ્યો પણ મેવાડના લશ્કર આગળ મલીકની હાર થઇ. (હી. સ. ૮૬૦ ઇ. સ. ૧૪૫૬). બીજી વખતે રાણો નાગોર ઉપર ચઢી આવ્યો ત્યારે મધ્ય રાત્રે સુલતાનને જગાડવાની કોઈનામાં તાકાત નહોતી. મલીક શાબાંએ એને જગાડયો. સુલતાન નીશાના અમલમાં હતો છતાં મલીકના કહેવાથી રાત્રે નિશાનડંકા વગડાવી લશ્કર સાથે બહાર નીકળ્યો. એ પછી સુલતાન મહમૂદ બેગડાના સમયમાં બીજા અમીરોના દ્વેષથી શાબાંને પકડી સુલતાને કેદ કર્યો. પણ અંદરથી એ શાબાંના ગુણ જાણતો હતો. છેવટે બળવાખોર અમીરોને પકડી શિક્ષા કરી અને શાબાંને છોડીને મુખ્ય વઝીર બનાવ્યો. પાછલી જીંદગીમાં

મલીકને ભક્તિ કરવામાં જ રસ હતો. સુલતાનના આગ્રહ છતાં એણે નોકરી ચાલુ ન રાખી અને એકાંતવાસ છોડયો નહિં. મલીક બહુ ડાહ્યો અને અક્કલ-વાળો હતો. એનામાં રાજદ્વારી કુનેહ હતી, અને પોતાના વહીવટમાં એણે દરેક જણને સંતોષ આપવા પ્રયત્ન કરેલો છે એમ તવારીખકાર લખે છે. મોજે રખીઆલમાં એને માટે બાગ, તળાવ, રોજો, મસ્જીદ વગેરે કરવા સુલતાન કુતુબુદ્દીને પરવાનો આપ્યો હતો. એ લેખ એના રોજામાં આજે પણ છે. એણે બાગે શાબાં બનાવ્યો, અને સુંદર તળાવ બનાવ્યું. એને મલીક ઉસ્શર્ક, ઈમાદ ઉલ્મુલ્ક, અને અઝીઝુલ્મુલ્કના ઇલ્કાબ હતા.

**મલીક અયાઝ સુલતાની**: આ અમીરનું વર્ણન ગૂજરાતના ઇતિ-હાસનું એક પ્રકરણ થાય. અમદાવાદમાં એનું સ્થાન હશે પણ એ સંબંધી બહુ જણાયું નથી. એણે ઘણો ભાગ દીવબંદરમાં ગૂજરાતના નૌસેનાધ્યક્ષ—મીરેબહર-તરીકે ગાળ્યાં છે. એના વહીવટમાં ફીરંગી લોકો ગૂજરાતના બંદરે રજા વગર આવી શકતા નહિં. એનું પદ કાંઇક અંશે નૌકાખાતાના પ્રધાન—first lord admiralty—ના જેવું હતું. એના પુત્રોને પણ એ હોદ્દો મળ્યો હતો. મલીક અયાઝ ઘણો જ ઉદાર પુરુષ હતો. એના જીવનની હકીકત અમદાવાદને લગતી ન હોવાથી અહીં લખવી ઠીક નથી. અમદાવાદના દરબારનો એ એક મુખ્ય અમીર હતો એટલું જ.

**મુહાફિઝખાં**: એનું ખરૂં નામ જમાલુદ્દીન છે. એ બહાદૂર અને વહીવટ કરવામાં બહુ હુંશિયાર હતો. સુલતાન મહમૂદ બેગડાના સમયમાં એને અમદાવાદની ફોઝદારી મળી હતી એનું વર્ણન પાછળ આવી ગયું છે. એની હુંશિયારીથી એની ચઢતી થઇ ગઇ. સુલતાને એને અમદાવાદ શહેરની કુલ હકુમત સોંપી હતી, અને પાછળથી વઝીર બનાવ્યો હતો. એને મસતુફેમ માલિકનો ઇલ્કાબ પણ આપ્યો હતો. જગતના રાજા ભીમને સુલતાને કરેલી શિક્ષાનો અમલ મુહાફિઝખાંએ કર્યો હતો. ચાંપાનેરની લઢાઇમાં એણે મુખ્ય ભાગ લીધો હતો, અને પાવાગઢના કિલ્લાનો છેક ઉપરનો ભાગ એણે બંધાવ્યો હતો. એનું ઘર અમદાવાદમાં ઘીકાંટાને રસ્તે હશે એમ જણાય છે, કારણ કે એના કુટુંબ માટે બાંધેલી મસ્જીદ હાલ એ રસ્તે છે. મસ્જીદ ઘણી સુંદર છે અને ઘણી સારી સ્થિતિમાં છે. એનું વર્ણન જૂદું કર્યું છે. મુહાફિઝખાં 'તારીખે બહાદુરશાહી'ના કર્તાનો દાદો થતો હતો. 'તારીખે બહાદૂરશાહી'ના કર્તાએ સુલતાન

બહાદૂર અને હુમાયૂં વચ્ચેની લઢાઇમાં ભાગ લીધેલો અને મીરાતે સિકંદરીના કર્તાના પિતાએ એને પોતાના તંબુમાં રાખીને મરતો બચાવ્યો હતો.

**મલીક સારંગ :** સારંગપુર વસાવનાર મલીક સારંગને અમદાવાદમાં બધા ઓળખશે તો ખરા. એનું રહેવાનું અને મસ્જીદ શહેર બહાર–સારંગપુર દરવાજા પાસે હતી એમ તવારીખ ઉપરથી સમજાય છે. સારંગપુરમાં રાણી બીબીની મસ્જીદને નામે ઓળખાતી મસ્જીદને કેટલાક લેખકો મલીક સારંગની મસ્જીદ કહે છે તે બરોબર નથી. સીદી બશીરની મસ્જીદ એની હશે. મલીક સારંગ રજપુત હતો. સુલતાન મહમૂદના રાજ્ય વખતે એ મુસલમાન થયો. એ કેદી તરીકે પકડાયલો એ વખતે એને મુસલમાન થવાની ફરજ પડેલી એમ કહેવાય છે. એણે છેક સુલતાન બહાદૂરના સમય સુધી નોકરી કરી છે, અને ઘણી લઢાઇ-ઓમાં ભાગ લીધો છે. ચાંપાનેરનો કિલ્લો છાપો મારીને એકદમ લીધો ત્યારે એણે તેમાં મુખ્ય ભાગ લીધો હતો. દક્ષિણમાં બહાદૂર ગીલાની સામે એને ડાભોલ મોકલ્યો હતો. માળવામાં માંડુનો કિલ્લો લેતી વખતે એણે બહુ બહાદૂરી બતાવી હતી. ચીતોડના રાણા સામે પણ એને મોકલ્યો હતો, અને એક વખત નિઝા-મુલ્મુલ્ક (અમીર) સાથેના વેરને લીધે એણે ચીતોડના રાણાને નિઝામુલ્મુલ્ક ઉપર ચઢાઈ કરવા માટે ખટપટ કરી હતી. મલીક અયાઝ સાથે એને બનાવ નહોતો. સુલતાન બહાદૂરના સમયમાં એને દીવનો વહીવટ સોંપાયો હતો ત્યારે એણે ફીરંગીઓને પકડ્યા હતા એમ તવારીખકાર કહે છે; પણ ફીરંગી લેખકો આ વાત કબુલ કરતા નથી. મુઝફ્ફર બીજાના સમયમાં એ અમદાવાદનો કુલ સત્તાવાળો સુબો નિમાયો હતો. એ સુલતાનના સમયમાં એની સત્તા બહુ હતી, અને ઘણી વાર એ સુલતાનના સામું પણ બોલતો. સુલતાનને લાગતું પણ એ સહન કરીને બોલતો નહિ. મલીક બહુ અક્કલવાળો, હાજરજવાબી અને બોલવામાં હુશિયાર ગણાતો. એણે મુઝફ્ફરશાહના આબદાર–પાણીખાતાના ઉપરીનું કામ પણ કરેલું હતું. એનો મિત્ર મલીક ગોપી નાગર હતો. એની સત્તા પણ બહુ હતી. મલીક સારંગને કિવામ ઉલમુલ્કનો ઇલ્કાબ હતો. સુલતાન બહાદૂરનો ખાસ મિત્ર અને કવિતા બનાવવામાં તથા હસવું આવે એવું બોલવામાં ઘણો હુશિયાર મલીક અમીર કમાલ એના કુટુંબનો હતો.

**મલીક બહાવદીન :** એને હાજી મલીક બહાઉદ્દીન પણ કહે છે. ઇ. સ. ૧૪૬૬ માં એને વઝીરની પદવીએ ચડાવ્યો હતો. શાહપુર તથા દિલ્હી

દરવાજા બહાર હાજીપુર નામનું પરૂં એણે વસાવ્યું હોય એમ લાગે છે. એણે ઈ. સ. ૧૪૭૨ માં દૂધેશ્વર પાસે બીબી અચુત કુકીના નામથી પ્રસિદ્ધ મસ્જીદ બંધાવી છે તેનું વર્ણન જૂદું કર્યું છે. મીયાંખાં ચિશ્તીની મસ્જીદ બાંધનાર મલીક મકસુદ વઝીર પણ આ મલીકનો ભાઈ હતો એમ કહેવાય છે. મલીકને ઇખ્તીઆર ઉલમુલ્ક અને ઇમાદ ઉલમુલ્કના ઇલ્કાબો હતા.

**ખુદાવંદખાં મલીક અલીમ :** આ અમીરે રસુલાબાદ (શાહઆલમનાં સ્થાન) પાસે અલીમપરૂં વસાવ્યું છે. અલીમનો અર્થ જ્ઞાની થાય છે. મલીક અલીમ સુલતાન મુહમ્મદ બીજાનો જમાઇ થતો હતો અને મહમૂદ બેગડાના સમયમાં એનું માન બહુ હતું. એણે મહમૂદ બેગડાના પુત્ર અહમદખાંને ગાદીએ બેસાડવા કાવત્રું કરેલું પણ એમાં સફળતા મળેલી નહિં. આ અને એવા બીજા એના અનેક ગુ'ના સુલતાને માફ કર્યા હતા, કારણ સુલતાન કહેતો કે 'મલીક અલીમ વગર તે શી રીતે રહી શકાય.' મલીક કવિતા બનાવી શકતો અને બોલવામાં બહુ ચતુર હતો. સભારંજન પણ કરી શકતો. આ કારણથી સુલતાનનો એના ઉપર બહુ પ્રેમ હતો. પાછલી જીંદગીમાં મલીક એકાંતમાં ભક્તિ કરતો. હાલ અલીમપુરમાં એની મસ્જીદ છે. આ અલીમપુરમાં મરેઠા સમય સુધી વસ્તી હતી અને 'ઇલમપુર' નામથી એ પ્રસિદ્ધ પરૂં ગણાતું. એમ કહેવાય છે કે આ મલીકે ગૂજરાતમાં તડબુચ, અંજીર અને વાંસ પહેલ-વહેલાં વવરાવ્યાં. આ મલીકને ઘણી ભાષાઓ આવડતી, અને તીર મારવામાં તથા દડાની રમતમાં એ ઘણો જ હુંશિયાર હતો. કેટલાક દડા એકી સાથે હવામાં અદ્ધર રહે એવી રીતે ઉછાળી શકતો.

**દરિયાખાં:** આ અમીર મહમૂદ બેગડાનો બાલસખા હતો. એણે દરિયા-પુર વસાવ્યું. શાહીબાગ પાસે એનો જે પ્રખ્યાત રોજો છે એનો ઘુમટ ઘણો મોટો છે. ગૂજરાતમાં એટલો મોટો બીજો ઘુમટ નથી. એનું વર્ણન જૂદું કરેલું છે. આ અમીર માટે વધારે વીગત તવારીખકારોએ નોંધેલી નથી.[1] આ

[૧] સુલતાન બહાદૂરનો અમીર અને એ પછી સુલતાન મહમૂદ ત્રીજાના સમયમાં બહુ સત્તામાં આવેલો એક દરિયાખાં છે. એને માટે તવારીખોમાં લંબાણવાળી વીગત મળે છે. પણ એના ચારિત્રમાં અહિં રસ પડે એવું કાંઈ નથી. બેલી પોતાના ગ્રંથની અનુક્રમણિકામાં દરિયાપુરવાળા દરિખાંનો ઈલ્કાબ યાકુબખાંને હતો એમ લખે છે તે બંધબેસતું લાગતું નથી.

દરિયાખાંનું ચારિત્ર સારૂં નહોતું અને તેથી હાલ એના નામ સાથે ભૂતોની વાત જોડવામાં આવે છે તેને કાંઇ આધાર નથી.

**અલફખાં ખોકાઇ :** આ પણ મહમૂદ બેગડાનો અને દરિયાખાંનો મિત્ર હતો. એણે ધોળકામાં મોટી મસ્જીદ બંધાવી તે હાલ ખાનની મસ્જીદ કહેવાય છે. દરિયાખાંનો ઘુમટ જેમ ઇંટના બનેલા મકાનોમાં ઘણો મોટો કહેવાય છે તેમ ઇંટની મસ્જીદોમાં આ સર્વથી મોટી અને ઘણી ભવ્ય છે.

**મલીક ઇસન :** એને ઇમાદુલમુલ્કનો ઇલ્કાબ હતો. રસુલાબાદ અને વટવાની વચ્ચે એણે ઇસનપુર વસાવી ત્યાં સુંદર મસ્જીદ બાંધી છે. ઇસનપુર અને વટવા જેવાં પવિત્ર સ્થળોની વચ્ચે હોવાથી શાહઆલમ સાહેબ એને કરીમ–ઉલ–તરફીન–બન્ને બાજુથી મુબારક કહેતા. મીરાતે સિકંદરીમાં આ ઇસનપુરની શોભાનું ઘણું વર્ણન કરેલું છે. કહે છે કે એના જેવું સુંદર પરૂં બીજું એકે નહોતું. એની આસપાસ ઘણી મનોહર વાડીઓ હતી.

**તાજખાં નરપાલી :** એને તાજખાં તુરપાલી અથવા સલાર પણ કહે છે. એ બહુ ઉદાર દિલનો હતો અને સખાવત કરવામાં ખાસ જાણીતો હતો. એની ભારે સખાવતો અને ઉદારતાને લીધે એના મરણ પછી એનો ઇલ્કાબ લેવાની કોઈ અમીરે હા પાડી નહિં. એ શાહઆલમ સાહેબનો પરમ ભક્ત હતો. એમનો રોજો એણે બંધાવ્યો છે, અને શહેરની અંદરનું તાજપુર પણ એનું વસાવેલું છે.

**હાજી કાલુ :** એ મહમૂદ બેગડાનો અમીર હતો. એ ઘણો જ હુંશિયાર અને ભણેલો હતો. એણે શહેરની અંદર કાળુપુર વસાવ્યું છે. અસલ એ મહમૂદ બેગડાનો ગુલામ હતો.

**ઇતમાદખાં ગૂજરાતી :** એનું નામ અબ્દુલ કરીમ હતું. એ મૂળ હિંદુ હતો, અને સુલતાન મહમૂદ ત્રીજાનો નોકર હતો. મુસલમાન થયા પછી એની સત્તા એટલી વધતી ગઇ કે એને જનાનાની સંભાળ રાખનારની પદવી મળી. જ્યારે બુરહાને સુલતાન મહમૂદનું ખૂન કર્યું ત્યારે ઇતિમાદખાંએ એને પકડયો અને એક છોકરાને અહમદશાહ નામ આપી એ રાજકુટુંબનો છે એમ કહી ગાદીએ બેસાડયો. ઇતિમાદખાંએ આમ બે વાર ગૂજરાતની ગાદીએ સુલતાનો બેસાડયા છે. એ સમય દરમિયાન વીસ વર્ષ સુધી ગૂજરાતમાં એની સત્તા





૬૨ ગુજરાત કૉલેજ

સર્વોપરી હતી. સુલતાન અહમદ ત્રીજાનું મૃત્યુ થયા પછી નથુ અગર નહનું અગર હબીબ નામના છોકરાને મહમૂદ ત્રીજાનો એ છોકરો છે એમ સોગન-પૂર્વક કહી એણે ગાદીએ બેસાડયો. એ વખતે ચંગીસખાં વગેરેની સત્તા વધ-વાથી ઇતિમાદખાંને અમદાવાદ છોડવું પડયું. બીજી વખતે પણ એને અમદાવાદ છોડવાનો સમય આવ્યો હતો. એ વખતે સુલતાન મુઝફ્ફર એને છોડીને એના શત્રુ શેરખાં ફૂલાદીની સાથે મળી ગયો હતો ત્યારે એણે કંટાળીને મીરઝાં-ઓને અને પછી અકબર બાદશાહને ગૂજરાત જીતી લેવા નોતર્યા હતા. અકબરે એને વડોદરા ચાંપાનેર અને સુરત જાગીરમાં આપ્યાં, પણ કેટલાક અમીરોની ખટપટથી એને કેદ કરવામાં આવ્યો અને કેટલાક વખત પછી પાછો છોડી મુકયો. થોડો વખત એ બાદશાહના ઝવેરાતખાનાનો ઉપરી રહ્યો પણ પાછો શાહબુદ્દીન અહમદખાંની જગ્યાએ ગૂજરાતનો સુબો નીમાયો. એનામાં વ્યવસ્થા-શક્તિ ન હોવાથી તાબાના માણસોએ બળવો કર્યો. મુઝફ્ફર સુલતાને છેવટનો બળવો કર્યો ત્યારે અબુ તુરાબ, શાહબુદ્દીન અહમદખાં, અને ઇતિમાદખાં નદી કિનારે પડાવ નાંખીને પડયા હતા તે હાર્યા. એ વખતે એણે બીલકુલ બહા-દુરી બતાવી નહોતી, એના હોદ્દાને છાજે નહિં એવી વ્યવસ્થા રાખી હતી. હી. સં. ૯૯૫ માં પાટણમાં એનું મરણ થયું. એ ખટપટી હતો, પણ એનામાં પતાવટ કે વ્યવસ્થાશક્તિ નહોતાં અને શૂરાતન પણ નહોતું. અબુલ ફઝલ એના ઉપરથી ગૂજરાતીઓ ઉપર ખરાબ ટીકા કરે છે કે "ગૂજરાતીઓમાં કેટલાક સારા ગુણ છે પણ એ લોકો બાયલા છે, છેતરપંડી કરનારા, અને હલકા છે, અને ઇતિમાદખાં એ જાતનો હતો."[૧]

**ચંગીઝખાં:** ચંગીઝખાં ઇમાદ ઉલ મુલ્ક અસલાન રૂમીનો દીકરો હતો. એની જાગીર ભરૂચમાં હતી. સુલતાન મુઝફ્ફર ત્રીજાના રાજ્યમાં અમી-રોએ ગૂજરાત વહેંચી લીધું ત્યારે સુરત ભરૂચ વડોદરા અને ચાંપાનેર એના ભાગમાં આવ્યાં હતાં. આ અમીરનું નામ ગૂજરાત અને અમદાવાદના ઇતિ-હાસમાં ખાસ અગત્યનું ગણાય. ઇતમાદખાંને હરાવી મોડાસે નસાડયા પછી ચંગીઝખાં અમદાવાદમાં સર્વોપરી બન્યો હતો એનું વર્ણન થઇ ગયું છે. ઇ. સ.

[૧] આ સાર સિકંદરી, પ્રો. કોમીસેરિયેટનો ઇતિહાસ, અને બ્લોકમેનની આઇને અકબરી સરખાવીને લીધો છે.

૧૫૬૬ થી ૧૫૬૮ સુધી શહેરમાં અને આસપાસના મુલકમાં ચંગીઝખાંની સત્તા સુલતાન જેવી જ હતી. ઇતમાદખાં સિવાય બધા અમીરોએ એની સત્તા કબુલ કરી. મીરઝાંઓ, માળવાનો પ્રસિદ્ધ બાઝબહાદૂર, મરજાન જુઝારખાં અને હબસી અમીરો, બધા એની આસપાસ આવી ભરાયા. સિકંદરિનો કર્તા પોતે નઝરે જોયેલી વાત લખે છે કે ચંગીઝખાંના ટુંકા અમલ દરમ્યાન બધે વ્યવસ્થા જામી. ચંગીઝખાં ન્યાયી પુરુષ હતો. એના લશ્કરીઓ લોકોને નડે નહિં એ માટે એણે ઘણી કાળજી રાખી હતી. એની છાવણી કાંકરિયે પડી હતી ત્યારે આસપાસના ખેતરના અનાજને કોઈ લશ્કરીનો ઘોડો મોઢું પણ ન અડકાડે તેની એણે તજવીજ રાખી હતી. એના સમયના 'ચંગીઝી મહમૂદી'-ના સિક્કા ભરૂચ બાજુ ચાલતા હતા. અમદાવાદની બહાર આવેલું ચંગીઝપુર એનું વસાવેલું કહેવાય છે. શહેરમાં ચંગપોળ જેનું ખરૂં નામ ચંગીઝપોળ છે તે પણ વખતે એના નામ ઉપરથી હોય. જુઝારખાં અને અલફખાં હબસીઓ પાછળથી એના ખાસ મિત્રો થયા હતા. એ હબસીઓનું એક વખત એણે અપમાન કરેલું એ વાત યાદ દેવડાવી એના જનાનાના એક હબસી નોકરે ખોટી રીતે ચઢાવીને ચંગીઝખાંને મારી નાંખવા એમને ઉશ્કેર્યા. એ લોકોએ ચંગીઝખાંને ચોગાન રમવા માટે ભદ્રના મેદાને શાહમાં બોલાવી કપટથી ફરહત ઉલ મુલ્કની મસ્જીદ આગળ મારી નાંખ્યો.

**જુઝારખાં :** સુલતાન મહમૂદ ત્રીજાના સમયથી કેટલાક હબસી લોકો સત્તામાં આવ્યા હતા. ઇ. સ. ૧૫૨૭ માં હબ્શ (એબીસીનિયા) માં મુસલમાનોએ ચઢાઇ કરી હતી ત્યારે કેટલાક કેદી પકડાયલા તે ઇ. સ. ૧૫૩૧ માં કમરાન થઇને મુસ્તફા બીન બહરામ પોતાનો કાફલો લઇ બહાદૂરશાહને ફીરંગીઓ સામે મદદ કરવા ગૂજરાતમાં આવ્યો ત્યારે એની સાથે આવ્યા હતા. શરૂઆતમાં એ લોકો ગુલામ તરીકે આવ્યા પણ પાછળથી લશ્કરમાં નોકરી કરી આગળ વધ્યા અને અમીર બન્યા. એમાં ઉલુઘખાં (અથવા અલફખાં) અને જુઝારખાં મુખ્ય હતા. જુઝારખાંનું નામ મરજાન સુલતાની હબસી હતું. એના બાપનું નામ બીલલ હતું. હાજી અદ્દબીર જેણે અરબીમાં ગૂજરાતનો ઇતિહાસ લખ્યો છે તે શરૂઆતમાં આ કુટુંબનો નોકર હતો. આ હબસી અમીરોનું કબરસ્તાન સરખેજમાં છે એમ ઇતિહાસકાર લખે છે. આ બધા હબસી અમીરોમાં જુઝારખાં સર્વથી મોટો હતો. સુલતાન અહમદ

ત્રીજાના સમયમાં એની સત્તા વધી. એ સુલતાનના મરણ પછી ઇતમાદખાં અને બીજા અમીરો વચ્ચેની લડાઇઓમાં એણે અગત્યના ભાગ લીધા છે. ચંગીઝખાંને મારી નાંખ્યા પછી જુઝારખાં અમદાવાદમાં એક બે વર્ષ સર્વોપરી રહ્યો. એની સત્તા એ સમયે સુલતાનના જેટલી જ હતી. પરંતુ એ ગાદી જમાવે તો મૂળ પરદેશી હોવાથી બધા અમીરો અને લોકોને રુચે નહિ એટલું સમજવાનું ડહાપણ એનામાં હતું. એટલે ઇતમાદખાંને અને મુઝફ્ફરને પોતે જ ચંગીઝખાં પાસેથી રાજ્ય અપાવ્યું એમ મનાવી ઉપકારવશ રાખી સત્તામાં રહેવું એવું એના બુદ્ધિશાળી મને વિચાર્યું. સિકંદરી લખે છે કે મુઝફ્ફરના રાજ્યની શરૂઆતનાં વર્ષોમાં ઇતિમાદખાં કરતાં પણ જુઝારખાંની સત્તા વધારે હતી. હાલ પત્થરકુવા પાસે સીદીવાડ છે ત્યાં એનું મકાન હશે. ત્યાં જુઝારખાં નામનો મહોલ્લો હતો એમ અહમદી લખે છે. ભદ્રની સીદી સૈયદને નામે પ્રસિદ્ધ થએલી મસ્જીદ આ જુઝારખાં સીદી અગર હબસીએ એના અમલ દરમિયાન બંધાવી હોય એમ માનવાને કારણ છે.[1] અકબરે અમદાવાદ લીધું ત્યારે બધા અમીરોએ જામીનગીરી આપી પણ હબસીઓએ ન આપી તેથી એમને અસલની પેઠે બાદશાહી ગુલામો તરીકે જાહેર કર્યા એમ અહમદીમાં લખ્યું છે. આખરે અકબરને ચંગીઝખાંની માએ ફરિયાદ કરી કે જુઝારખાંએ વિના કારણ એના પુત્રને માર્યો હતો માટે ન્યાય મળવો જોઇએ. આ વાત સાબીત થતાં અકબરે એને હાથીના પગતળે છુંદાવી નંખાવ્યો. એની કબર સરખેજમાં છે એમ કહેવાય છે. હબસીઓ એને મોટા માનની નજરથી જોતા હોય તેથી એને શહીદ કહેતા હોય એ બનવા જોગ છે. ઇતિહાસકાર હાજી અદ્દબીરે પછી અકબરના વખતમાં પણ રાજ્યની નોકરી કરી હતી.

**મીર અબુતુરાબ**: આ મીર શીરાઝી સૈયદોમાં ગણાય છે. એના વડવા સુલતાન મહમૂદના સમયમાં ગૂજરાતમાં આવ્યા અને ચાંપાનેરમાં વસ્યા હતા. અબુતુરાબે ગૂજરાત સલ્તનતના છેવટના ભાગમાં અને અકબરના રાજ્યની શરૂઆતમાં અગત્યનો ભાગ લીધો હતો. અકબરને નોતરવામાં અબુતુરાબ આગળ ગયો હતો. સુલતાન મુઝફ્ફર ત્રીજાના બળવા વખતે અબુતુરાબ અકબર તરફથી

[૧] આ માટે ૧૯૮૪ના આશ્વિનના વસન્તમાં 'સીદી શહીદ' નામનો મારો લેખ માટે જુઓ.

લડવામાં હતો પણ એણે બહાદૂરી બતાવી નથી. અબુતુરાબ અને ઇતમાદખાં મક્કે ગયા હતા ત્યાંથી કદમે રસુલ શરીફ લાવ્યા હતા[1] અને એને હાથી ઉપર દમામ સાથે આગ્રે લઇ જઈ અકબરના હુકમથી પાછાં અમદાવાદ લાવી પોતાના મકાન પાસે પધરાવ્યાં હતાં એ વર્ણન આવી ગયું છે. અબુતુરાબ આશાવલમાં રહેતા હતા. જૂના આશાવલ પાસે એમણે નવું આશાવલ વસાવી ત્યાં પોતાનો રોજો બનાવ્યો. હાલ એ રોજો કેલીકો મીલ પાછળ છે. મીર અબુતુરાબ વળી આજે ખાસ તો એમના બનાવેલા ગૂજરાતના ઇતિહાસથી પ્રસિદ્ધ છે. ઇ. સ. ૧૫૮૪ સુધીના બનાવોનો–લગભગ વિશ્વાસ લાયક નજરે જોયેલા બનાવોનો ઇતિહાસ એમાં છે એમ કહેવાય છે. ઇતમાદખાંને જ્યારે અકબરે સુબો નિમ્યો ત્યારે અબુતુરાબને અમીનની જગ્યા આપી હતી. એમની સાથે બક્ષીના કામ ઉપર તબકાતે અકબરીનો પ્રસિદ્ધ લેખક નિઝામુદ્દીન અહમદખાં હતો. તબકાતનો કેટલોક ભાગ અમદાવાદમાં લખાયો છે અને ગૂજરાતના ઇતિહાસ માટે કેટલીક રીતે જોતાં એ સર્વથી વિશ્વાસલાયક ઇતિહાસ છે. નિઝામુદ્દાન અહમદખાં બહાદૂર અને હુશિયાર હતો. એણે મુઝફ્ફર ત્રીજાના બળવા વખતે બહાદૂરી ભરેલો ભાગ ભજવ્યો હતો. એનો બાગ અને મકાન કાંકરિયા ઉપર હતાં.

**ખાને આઝમ મીરઝાં અઝીઝ કોકા:** આ મીરઝાં અકબરનો દૂધભાઇ હતો. અકબરને એના ઉપર ઘણી જ પ્રીતિ હતી. એ ચાર વાર અમદાવાદનો સુબો નિમાયો હતો અને છેવટે અમદાવાદમાં જ મરણ પામ્યો. એની કબર સરખેજમાં છે એમ અહમદી લખે છે પણ હાલ તપાસ કરતાં પત્તો લાગ્યો નથી. એની સુબાગીરીનાં વર્ણન પાછળ થઇ ગયાં છે.

અઝીઝ કોકા અકબરને ઘણી વખત ચીડવતો પણ બાદશાહ ચીડાવાને બદલે કહેતા કે 'એની ને મારી વચ્ચે દૂધની નદી છે એ હું ઓળંગી શકીશ નહિ.' એણે કાઠીઆવાડમાં જઇને સુલતાન મુઝફ્ફર ત્રીજાને હરાવીને પકડયો હતો. હિંદના બીજા પ્રાંતોમાં પણ એ લશ્કર લઇને ગયો હતો. બિહાર અને બંગાળમાં જીત મેળવ્યાથી એને પાંચ હજારી મનસબ અને ખાને આઝમનો ઇલ્કાબ મળ્યો હતો. એ કાઠીઆવાડમાં મુઝફ્ફરને હરાવી વ્યવસ્થા કરી લીધા

[1] ઈ. સ. ૧૫૭૭ માં અબુતુરાબે હજ કરી હતી.

પછી દીવ આવ્યો અને ફીરંગીઓ સાથે સલાહ કરી એકાએક વેરાવળથી મક્કે જવા ઉપડયો. આમ એકાએક જવાથી અકબરને સારૂં લાગેલું નહિં. હજ કરવા જતાં પોતાની સાથે પોતાના ૭ છોકરા અને ૭ છોકરીઓ તથા ૧૦૦ નોકરો સાથે હતા. મક્કામાં એણે બહુ ખર્ચ કર્યું હતું. આઇને અકબરીની નોંધમાં બ્લોકમેન લખે છે કે ત્યાં એને એટલા બધા પૈસા ખર્ચવા પડયા ('was so fleeced') કે એથી કેટલોક વખત એની ધર્મ ઉપરની શ્રદ્ધા નરમ થઇ ગઇ હતી. અકબરની સાથે એ આસીર (ખાનદેશ) ગયો હતો ત્યાં એની મા ગુજરી ગઇ. એ વખતે અકબરે પોતે એનું મડદું ઉપાડયું હતું. અકબર પછી ખુશરૂને ગાદી મળે એ પક્ષનો એ હતો, તેથી જહાંગીરને રાજ્ય મળ્યા પછી એને મરણની સજા થાત પણ જનાનાની કેટલીક બેગમોની લાગવગથી એ બચી ગયો. જહાંગીરના વખતમાં પણ એ અમદાવાદમાં સુબા તરીકે આવ્યો હતો. ચોથી વારની સુબાગીરી વખતે એનો પુત્ર જહાંગીર કુલીખાં નાયબ સુબો થઇને આવ્યો હતો. હી. સં. ૧૦૩૩ માં એનું મરણ થયું. એ બોલવામાં બહુ ચતુર હતો. કવિતા કરી જાણતો. એના કેટલાક ટુચકા પ્રસિદ્ધ છે.[૧] તવારીખકાર કહે છે કે એને ફારસી આવડતું પણ આરબીનું જ્ઞાન નહોતું. એને ઇતિહાસનો શોખ પણ હતો. ખાન કહેતો કે માણસને ચાર સ્ત્રીઓ જોઇએ. એક ઇરાની વાર્તાવિનોદ માટે, બીજી ખુરાસાની ઘર કામ માટે, ત્રીજી હિંદુ

[૧] મનતુખે બુત્તવારીખમાં બદૌનીએ મીરઝાંની કવિતાના કેટલાક ટુકડા આપ્યા છે:—(ભા. ૩. પૃ. ૩૦૯) "Since honour and reputation prevented me from obtaining the desire of my heart, I will henceforward shatter my reputation with a stone"

"My heart is sick with pain and grief of loveliness, O physician of the sick heart, what dust thou prescribe?"

"My griefworn heart has become dust in the road of fidelity; See, my faithless love, the way of those who humble themselves to the dust."

મીરઝાં અઝીઝની પુત્રી અકબરના ચોથા પુત્ર મુરાદ સાથે પરણી હતી. ભાષાંતરકર્તા નોંધમાં લખે છે કે મીરઝાંએ મક્કાથી આવ્યા પછી અકબરનો નવો ધર્મ સ્વીકાર્યો હતો, પણ બદૌની આ વાત ટુંકામાં પતાવી દે છે.

લડવામાં હતો પણ એણે બહાદૂરી બતાવી નથી. અબુતુરાબ અને ઇતમાદખાં મક્કે ગયા હતા ત્યાંથી કદમે રસુલ શરીફ લાવ્યા હતા[1] અને એને હાથી ઉપર ઇમામ સાથે આગ્રે લઇ જઈ અકબરના હુકમથી પાછાં અમદાવાદ લાવી પોતાના મકાન પાસે પધરાવ્યાં હતાં એ વર્ણન આવી ગયું છે. અબુતુરાબ આશાવલમાં રહેતા હતા. જૂના આશાવલ પાસે એમણે નવું આશાવલ વસાવી ત્યાં પોતાનો રોજો બનાવ્યો. હાલ એ રોજો કેલીકો મીલ પાછળ છે. મીર અબુતુરાબ વળી આજે ખાસ તો એમના બનાવેલા ગૂજરાતના ઇતિહાસથી પ્રસિદ્ધ છે. ઇ. સ. ૧૫૮૪ સુધીના બનાવોનો–લગભગ વિશ્વાસ લાયક નજરે જોયેલા બનાવોનો ઇતિહાસ એમાં છે એમ કહેવાય છે. ઇતમાદખાંને જ્યારે અકબરે સુબો નિમ્યો ત્યારે અબુતુરાબને અમીનની જગ્યા આપી હતી. એમની સાથે બક્ષીના કામ ઉપર તબકાતે અકબરીનો પ્રસિદ્ધ લેખક નિઝામુદ્દીન અહમદખાં હતો. તબકાતનો કેટલોક ભાગ અમદાવાદમાં લખાયો છે અને ગૂજરાતના ઇતિહાસ માટે કેટલીક રીતે જોતાં એ સર્વથી વિશ્વાસલાયક ઇતિહાસ છે. નિઝામુદ્દીન અહમદખાં બહાદૂર અને હુંશિયાર હતો. એણે મુઝફ્ફર ત્રીજાના બળવા વખતે બહાદૂરી ભરેલો ભાગ ભજવ્યો હતો. એનો બાગ અને મકાન કાંકરિયા ઉપર હતાં.

**ખાને આઝમ મીરઝાં અઝીઝ કોકા:** આ મીરઝાં અકબરનો દૂધભાઇ હતો. અકબરને એના ઉપર ઘણી જ પ્રીતિ હતી. એ ચાર વાર અમદાવાદનો સુબો નિમાયો હતો અને છેવટે અમદાવાદમાં જ મરણ પામ્યો. એની કબર સરખેજમાં છે એમ અહમદી લખે છે પણ હાલ તપાસ કરતાં પત્તો લાગ્યો નથી. એની સુબાગીરીનાં વર્ણન પાછળ થઇ ગયાં છે.

અઝીઝ કોકા અકબરને ઘણી વખત ચીડવતો પણ બાદશાહ ચીડાવાને બદલે કહેતા કે 'એની ને મારી વચ્ચે દૂધની નદી છે એ હું ઓળંગી શકીશ નહિં.' એણે કાઠીઆવાડમાં જઇને સુલતાન મુઝફ્ફર ત્રીજાને હરાવીને પકડ્યો હતો. હિંદના બીજા પ્રાંતોમાં પણ એ લશ્કર લઇને ગયો હતો. બિહાર અને બંગાળમાં જીત મેળવ્યાથી એને પાંચ હજારી મનસબ અને ખાને આઝમનો ઇલ્કાબ મળ્યો હતો. એ કાઠીઆવાડમાં મુઝફ્ફરને હરાવી વ્યવસ્થા કરી લીધા

[1] ઈ. સ. ૧૫૭૭ માં અબુતુરાબે હજ કરી હતી.

પછી દીવ આવ્યો અને ફીરંગીઓ સાથે સલાહ કરી એકાએક વેરાવળથી મક્કે જવા ઉપડયો. આમ એકાએક જવાથી અકબરને સારૂં લાગેલું નહિં. હજ કરવા જતાં પોતાની સાથે પોતાના ૭ છોકરા અને ૭ છોકરીઓ તથા ૧૦૦ નોકરો સાથે હતા. મક્કામાં એણે બહુ ખર્ચ કર્યું હતું. આઇને અકબરીની નોંધમાં બ્લોકમેન લખે છે કે ત્યાં એને એટલા બધા પૈસા ખર્ચવા પડયા ('was so fleeced') કે એથી કેટલેક વખત એની ધર્મ ઉપરની શ્રદ્ધા નરમ થઇ ગઇ હતી. અકબરની સાથે એ આસીર (ખાનદેશ) ગયો હતો ત્યાં એની મા ગુજરી ગઇ. એ વખતે અકબરે પોતે એનું મડદું ઉપાડયું હતું. અકબર પછી ખુશરૂને ગાદી મળે એ પક્ષનો એ હતો, તેથી જહાંગીરને રાજ્ય મળ્યા પછી એને મરણની સજા થાત પણ જનાનાની કેટલીક બેગમોની લાગવગથી એ બચી ગયો. જહાંગીરના વખતમાં પણ એ અમદાવાદમાં સુબા તરીકે આવ્યો હતો. ચોથી વારની સુબાગીરી વખતે એનો પુત્ર જહાંગીર કુલીખાં નાયબ સુબો થઇને આવ્યો હતો. હી. સં. ૧૦૩૩ માં એનું મરણ થયું. એ બોલવામાં બહુ ચતુર હતો. કવિતા કરી જાણતો. એના કેટલાક ટુચકા પ્રસિદ્ધ છે.[૧] તવારીખકાર કહે છે કે એને ફારસી આવડતું પણ આરબીનું જ્ઞાન નહોતું. એને ઇતિહાસનો શોખ પણ હતો. ખાન કહેતો કે માણસને ચાર સ્ત્રીઓ જોઇએ. એક ઇરાની વાર્તાવિનોદ માટે, બીજી ખુરાસાની ઘર કામ માટે, ત્રીજી હિંદુ

[૧] મનતુખે બુત્તવારીખમાં બદૌનીએ મીરઝાંની કવિતાના કેટલાક ટુકડા આપ્યા છે:—(ભા. ૩. પૃ. ૩૦૬) "Since honour and reputation prevented me from obtaining the desire of my heart, I will henceforward shatter my reputation with a stone"

"My heart is sick with pain and grief of loveliness, O physician of the sick heart, what dust thou prescribe?"

"My griefworn heart has become dust in the road of fidelity; See, my faithless love, the way of those who humble themselves to the dust."

મીરઝાં અઝીઝની પુત્રી અકબરના ચોથા પુત્ર મુરાદ સાથે પરણી હતી. ભાષાંતરકર્તા નોંધમાં લખે છે કે મીરઝાંએ મક્કાથી આવ્યા પછી અકબરનો નવો ધર્મ સ્વીકાર્યો હતો, પણ બદૌની આ વાત ટુંકામાં પતાવી દે છે.

છોકરાં ઉછેરવા માટે, અને ચોથી માવરા ઉન્નહેરી બીજી સ્ત્રીઓ ઉપર દાખલો બેસાડવાને મારવા માટે.[૧]

**સૈફખાં :** એનું નામ મુહમ્મદસફી હતું. ઈ. સ. ૧૬૧૮ માં જહાંગીરની સ્વારી અમદાવાદમાં આવી તે પહેલાં કેટલાંક વર્ષથી એ સુબાના દીવાનની પદવી ઉપર હતો. એણે જહાંગીરના રાજ્યના છેલ્લા દીવસોમાં સુબાની જગ્યા સાચવી હતી. મુહમ્મદસફી ઘણો વિચારવંત, ઠરેલ અને ડાહ્યો પુરુષ હતો. જહાંગીરની સ્વારી વખતે અમદાવાદમાં બાદશાહને રહેવા લાયક મહેલ નહોતા. કાંકરિયું ખરાબ સ્થિતિમાં હતું. મુહમ્મદસફીએ એ સમરાવ્યું અને બીજાં મકાનો પણ કરાવ્યાં. શાહજહાંના હુકમથી ખાનપુરની દક્ષિણે જે મહેલો ભદ્રનું હમામખાનું તથા શાહઆલમ વગેરે બન્યું છે તે બધું બાંધવામાં ખરો હાથ મુહમ્મદસફીનો હોય એમ લાગે છે. શાહજહાંએ જ્યારે જહાંગીર સાથે બળવો કર્યો ત્યારે મુહમ્મદસફી જહાંગીરને વફાદાર રહ્યો અને શાહજહાંના લશ્કરને અમદાવાદ લેવા ન દીધું. આથી ખુશ થઇ જહાંગીરે એને સૈફખાંનો કિતાબ આપ્યો હતો. અબ્દુલ્લાખાં ઉપરની આ ફતેહ જેતલપુર ગામ પાસે મળી તેથી સૈફખાંએ ત્યાં જીતબાગ અથવા સૈફબાગ અથવા જન્નતબાગ બંધાવ્યો. અહમદી લખે છે કે એણે ભદ્રના કિલ્લા આગળ મસ્જીદ મદ્રાસા અને ઔષધાલય કરાવ્યાં. મદ્રાસાએ સૈફખાં એ નામથી એ શાળા પ્રસિદ્ધ હતી. આ મદ્રાસા વગેરેનો પત્તો હાલ મળી શકતો નથી. સૈફખાંના નામનો એક રસ્તો નાગોરીસરાઇ પાસે હતો. જ્યારે શાહજહાં ગાદીએ આવ્યો ત્યારે સૈફખાંને કેદ કર્યો. પણ બાદશાહની સાળી સૈફખાંની સ્ત્રી થતી હતી એની લાગવગથી એ છુટો થયો. એ વખતે એ અમદાવાદમાં જ રહેતો. શાહઆલમ સાહેબનો એ ભક્ત હતો. એમના રોજામાં એણે કેટલાક પૈસા ખરચ્યા હતા. રોજાના દીવાનખાનાની મરામત તથા રોજાની અંદરની મરામત એણે કરેલી છે. હી. સં. ૧૦૫૦ માં એનું મરણ થયું; અને એ શાહઆલમના રોજા પાસે દફન કરવામાં આવ્યો. કોઈ કવિએ 'સૈફખાં મુરદહ' એ શબ્દો ઉપરથી એનું વર્ષ કાઢેલું છે.

[૧] આ ઇકબાલનામામાંથી બ્લોકમેને લીધેલો ઉતારો છે. પણ મીરાતે અહમદી ભા. ૧ પૃ. ૨૦૫ માં આ પ્રમાણે લખ્યું છેઃ—(૧) ખુરાસાની ઘરબાર વાસ્તે; (૨) માવરા ઉન્નહેરી, શીલાક વાસ્તે; (૩) ઇરાકી, પ્રેમ વાસ્તે; અને (૪) હિંદી સ્વામી હક્ક જાળવવા માટે.

**સિકંદર બીન મુહમ્મદ**: આ પ્રસિદ્ધ પુરુષ મીરાતે સિકંદરીનો કર્તા છે. એ ગ્રંથથી જ એની ખરી પ્રસિદ્ધિ થઈ છે. એને માટે બરોબર વિગત મળી નથી એ દીલગીરીની વાત છે. એના પિતાનું નામ મુહમ્મદ ઉર્ફે મનજુહ હતું. એનો જન્મ મહમૂદ ત્રીજાના મરણના વર્ષમાં હી. સં. ૯૬૧ માં (ઈ. સ. ૧૫૫૮) મહમુદાબાદમાં થયો હતો. એના પિતા હુમાયૂં પાદશાહ ગૂજરાતમાં આવ્યા ત્યારે એના કિતાબખાના (પુસ્તકાલય)ના ઉપરી તરીકે સાથે આવ્યા હતા. સિકંદર લખે છે કે જૂના ઓળખાણને લીધે તારીખે બહાદૂરશાહીના કર્તાને એના પિતાએ કતલમાંથી બચાવેલા, અને બહાદૂરશાહીનો કર્તા ગૂજરાતી હતો એટલે મનજુહ પણ ગૂજરાતી હશે એમ અનુમાન થાય છે પણ ખરી વાત જણાઈ નથી. સિકંદરે અને એના પિતાએ સૈયદ મુબારક બુખારીની નોકરી કરી હતી. સિકંદરનો બાગ અને રહેઠાણ શાહીબાગની હદમાં રૂસ્તમબાગ પાસે કોઇ જગ્યાએ હશે એમ જહાંગીરના લખાણ ઉપરથી લાગે છે. સિકંદર પાછલી અવસ્થામાં ભક્તિમાર્ગે ચઢી ગયો હતો. બુખારી સૈયદોનો એ પરમ સેવક હતો એટલે સિકંદરીમાં એમનાં વર્ણનોની વીગત વધારે આવે છે. એનો ઇતિહાસ પ્રમાણિકપણે લખાયલો છે. એ લખે છે કે 'જેમ દર્પણને કાંઇ શરમ નથી કે સામો ઉભેલો માણસ સિકંદર (એલેકઝાંડર) છે તેમ ઇતિહાસમાં માણસના ગુણદોષ લખવામાં મેં શરમ રાખી નથી.' આમ છતાં એ પોતે ઇતિહાસકારને બદલે ભક્ત હતો એટલે ખરા ઇતિહાસકાર જેવું એનું લખાણ ન ગણાય. એણે નજરે જોયેલી બીનાઓ ખરી જ છે, બાકીની સાંભળેલી છે. સાંભળેલી બાબતો એના કરતાં તબકાતે અકબરીની વધારે વિશ્વાસલાયક ગણી શકાય. છતાં મિરાતે સિકંદરી ગ્રંથ મહત્વનો છે. કોઈ પ્રાંતનો મુસલમાન સમયનો આ જાતનો જૂદો ઇતિહાસ ભાગ્યે જ હશે.

**આઝમખાં**: એનું નામ મીર મુહમ્મદ બાકર હતું. જહાંગીરે એને ઇરાદતખાંનો ઇલ્કાબ આપ્યો હતો. ઇ. સ. ૧૬૨૮ માં શાહજહાંએ વીઝારત-દુલનો હોદ્દો આપી બે વર્ષ પછી એને આઝમખાંનો ઇલ્કાબ આપ્યો. ઈ. સ. ૧૬૩૫ માં એ ગૂજરાતનો સુબો નીમાયો. એનો જન્મ કે એનું મરણ અમદાવાદમાં નથી થયાં એટલે એ વિશે અહીં વિસ્તાર નહિ કરીએ. એણે અમદા-વાદમાં ભદ્રમાં જે મહેલ બંધાવ્યો તેથી એનું નામ પ્રસિદ્ધ છે. એ મહેલ આજે પોસ્ટ ઓફીસ તરીકે વપરાય છે એનું જૂદું વર્ણન કરેલું છે. આ

આઝમખાં બહુ સખ્ત સ્વભાવનો, આગ્રહી તથા ક્રૂર હતો. ગૂજરાતમાં લૂંટફાટ અટકાવી વ્યવસ્થા કરવા એને મોકલ્યો હતો. એ વ્યવસ્થા એણે એવી સખ્ત રીતે કરી કે ગૂજરાતના લોક કંટાળી ગયા. એણે કોળી અને કાઠીથી રક્ષણ મેળવવા કિલ્લા કરાવ્યા. એમાં મહીકાંઠા બાજુના કોળીથી રક્ષણ માટે વાત્રક ઉપર આઝમાબાદનો કિલ્લો કર્યો. ચુંવાળના કાનજી ઉપર ચઢાઈ કરી. એ બાજુના કોળીથી રક્ષણ કરવા એણે કાળી ગામ પાસે કિલ્લો કરાવ્યો. આ કિલ્લો ખલીલાબાદ નામનો કિલ્લો હોવો જોઈએ. કાઠીઆવાડમાં સુલતાનપુર પાસે એણે શાહપુરનો કિલ્લો કરાવ્યો હતો. આમ બાંધકામ કરવાથી એને ગૂજરાતના લોક 'ઉધાઇ' કહેતા. એનો સ્વભાવ એટલો ઉગ્ર હતો કે એક વાર નાચનારીઓ એના બોલાવ્યા પ્રમાણે ન આવી તેથી આઠ નાચનારીઓને એના મહેલમાં કતલ કરી નાંખી. સરખેજના ગળીવાળાઓને યૂરોપીય વેપારીઓની ફરિયાદથી સખ્ત સજા કરવાની ધમકી આપી. એનો ભભકો બહુ જ હતો. મેન્ડેલ્સલો લખે છે કે એની પાસે સ્થાવર જંગમ મળીને દસ કરોડ રૂપીઆની મીલકત હતી. એ મુસાફર કહે છે કે સુબો ન્યાયી હતો પણ એટલો સખ્ત અને ઉતાવળીઓ હતો કે એને ક્રૂર કહી શકાય. એનું વર્ણન બરોબર કરીએ તો બહુ લંબાણ થાય. એનું મરણ ઈ. સ. ૧૬૪૯ માં જુવાનપુરમાં થયું. અસફખાં ઝાફરબેગનો ભાઇ થતો હતો.

**મુહમ્મદ અમીનખાં :** આ સુબો ઔરંગઝેબના સમયમાં થઇ ગયો. એના સમયમાં જઝીઆવેરો પડયો. વ્યવસ્થા કરવામાં એ સારો હતો. ઔરંગઝેબે પોતે કહેલું કે મુહમ્મદ અમીનખાં જેવો કોઇ સુબો થયો નથી. એણે શાહીબાગમાં ખડ્ગધારેશ્વર અને ભીમનાથની વચ્ચે એક બાગ કર્યો હતો. એની દરગાહ ભદ્રમાં એન્જીનિયરના રહેઠાણવાળા બે રોજા છે તેમાંથી એકમાં છે. એણે બંધાવેલી મસ્જીદ એ રોજાની પૂર્વે હતી.

**નવાબ સુજાતખાં :** એનું બીજું નામ કારતલબખાં હતું. ઔરંગઝેબના સમયમાં આ સુબાએ સર્વથી વધારે લાંબા સમય સુધી સુબાગીરી કરી હતી. એણે વહીવટ સારી રીતે કર્યો અને એના સમયમાં સુખશાંતિ સારી રહી. મીરાતે અહમદીમાં લખ્યું છે કે હિંદુ સ્ત્રીઓ પણ એના નામના ગરબા ગાતી હતી. એની કબર સલાપોસરોડ ઉપર છે, અને સાથે એની મસ્જીદ છે. એની સામે જ એની હવેલી હતી.

**ઇબ્રાહિમકુલીખાં અને મોમીનખાં :** આ બન્નેનાં વર્ણનો પાછળ આવી ગયાં છે. ઈબ્રાહિમકુલીખાં સુજાતઅલી અને રૂસ્તમકુલીખાંનો નાનો ભાઇ હતો. અમદાવાદમાં હામીદખાં સાથેની લઢાઇમાં એ શહીદ થયો હતો. એ ઘણો ન્યાયી કહેવાતો હતો. એમ કહેવાય છે કે કેટલાક દસ્તાવેજમાં 'કુલ અબ્રામ નદવા' એવું લખાય છે તે આ ઇબ્રાહિમકુલીએ ચુકવેલા દાવા ન્યાયી હતા અને એ બધા માન્ય રાખતા એ ઉપરથી લખાતું હશે.[1] એની કબર ભદ્રમાં કલેક્ટરની ઓફીસના આંગણાંમાં છે. મોમીનખાંની લઢાઇઓનું વર્ણન પણ આવી ગયું છે. મોમીનખાં મોગલ હતો. ખંભાતનો એ પહેલો નવાબ હતો. એને નજમુદ્દૌલાનો ઇલ્કાબ હતો. મોમીનખાંની કબર મીરઝાંપુરમાં છે.

**બાબી વંશ :** આ વંશ ગૂજરાતમાં પ્રસિદ્ધ છે. આજે એ વંશના નવાબોનાં ત્રણ રાજ્યો ગૂજરાતમાં હયાતી ધરાવે છે.—રાધનપુર, જૂનાગઢ, અને વાડાસીનોર. એ વંશનો મુળ પુરુષ એદલખાંનો પુત્ર ઉસમાન હુમાયૂં સાથે હિંદુસ્તાનમાં આવ્યો હતો. તેનો પુત્ર બહાદૂરખાં જહાંગીરના સમયથી સારી સત્તામાં આવ્યો અને એનો વંશ ગૂજરાતમાં બાબી વંશ કહેવાયો. શેરખાં બાબીએ શાહજહાંના સમયની લગભગમાં અમદાવાદમાં રાયખડમાં હવેલી બાંધીને નિવાસ કર્યો. બાબી વંશના વર્ણનનું એક મોટું હિંદી કાવ્ય કેશવસુત કેવળરામે જવાંમર્દખાં બાબીના સમયમાં બનાવ્યું છે એમાંથી થોડું લઇને આ વર્ણન જોઇએ:—

શેરખાન રહે ગુજરાત ॥ ભએ શાહ સુબા તેનાત ॥
શૈર અહમદાબાદમેં આએ ॥ મિલે કબિલા લોગ સરસાએ ॥
રાયખડકો નાલા બહે ॥ આસપાસ સબ સૈયદ રહે ॥
કરી હવેલી એક અનૂપ ॥ નીકા સીફત કરે સબ ભૂપ ॥

[1] 'કુલ અભરામનદાવા'ને ઈબ્રાહીમ કુલીખાં સાથે સંબંધ હોય એમ લાગતું નથી. અવાજના સાદશ્ય ઉપરથી એમ મનાયું હશે. ગેઝેટીઅરમાં ફ્ઝલ લતકુલ્લાહની નોંધ આપી છે. એમાં લખે છે કે આ વાકય અરબી ઉપરથી થયું હશે. 'અમ્'= સાધારણ રીતે; ઈબ્રાઇ=છુટકારો, ફારગતી (release); કુલ=બધા; 'ન' અગર 'લા'; અને દઆવા=દાવા (claims). આ અરબી શબ્દો દસ્તાવેજમાં લખાતા હશે એનું બગડેલું રૂપ 'કુલ અભરામ ન દાવા' થઈ ગયું હશે. આ બંધબેસતું લાગે છે. રા. મગનલાલ લખે છે કે ઈબ્રાહિમ કુલીખાંની કબરની માનતા ઘણી ચાલતી.

ઐહમદાવાદ વતન જ્યાં કીનો ॥ મૈવાસી સબ બસવસ કરીલિનો ॥

... ... ... ... ... ... ...

ઐહમદાવાદ દછન તરફ ॥ ઇદગા કે ચહુ પાસ ॥
શેરખાન દીવાનકી ॥ કરી કબર જહાં પાસ ॥

એ પછી મબારજખાં બાબીની વડનગરની ફોઝદારીનું વર્ણન આવે છે. મબારજખાંનું ત્યાં મરણ થયું પણ એને અમદાવાદમાં લાવી ઉપર જણાવેલી ઇદગાહ પાસેની દરગાહમાં દફન કર્યો. એ બનાવ નવાબ સુજાતખાંના સમયમાં બન્યો હતો. એ નવાબે બાબીઓને માટે બાદશાહને નીચે પ્રમાણે કહ્યું હતું :—

કરી અરજ પતસાહકો ॥ નવાબ સુજાયતષાન ॥
બાબી બડે સિપાહ ॥ સબભાર પરે મર્દાન ॥

મુહમ્મદ આજમશાહની સુબાગીરીના વખતમાં વીર દુર્ગાદાસ રાઠોડ નદી કિનારે ઉસમાનપુર તંબુ નાંખી રહ્યો હતો ત્યારે જે તકરાર થએલી એમાં દુર્ગાદાસને વહેમ પડવાથી એ પાટણ તરફ નાઠો અને સફદરખાં બાબી એની પાછળ પડયો. ઔરંગઝેબને બાબી વંશ ઉપર બહુ વિશ્વાસ હતો. એના પત્રોમાં ઉલ્લેખ આવે છે કે ગૂજરાતમાં બાબી વંશ ઉપર ખાસ વિશ્વાસ રાખવો. સુબા શાહજાદા બેદારબખ્ત ઉપર ઔરંગઝેબે હુકમ લખેલો તે માટે કવિ લખે છે કે :—

દેદાર બખ્ત શાહજાદકો, હુકમ કીયો પતશાહ ॥
માલવ ધરકો છોડ કે, ગુર્જ્જર અબહો જાહ ॥
બાબી સબદરષાનકો, રાષો સબસો પેસ ॥
ચાકર નિમષ હલાલ હૈ, બસે જુ ગુર્જ્જર દેસ ॥

બાબીવિલાસ ઉપરથી જણાય છે કે બાબીઓ હિંદુઓ સાથે સારી રીતે વર્તતા હતા. કવિ કેવળરામ એ વંશનો જ ખાસ કવિ હતો. જવાંમર્દખાં બાબીના વખતમાં હિંદુઓ, ખાસ કરીને નાગરો બહુ જોરમાં આવ્યા હતા. એ કાવ્યમાં લખ્યું છે કે રતનસંઘે જ્યારે એના વહીવટ દરમિયાન અમદાવાદની પ્રજાને દુઃખ દીધું ત્યારે કમાલુદ્દીનખાં બાબી લશ્કર લઇ શહેરમાં આવ્યો. એ વખતે શહેરની પ્રજા બહુ ખુશી થઇ હતી.

"બાબી પાન કમાલદીન રહે પગા કે જોર ॥
રાષી લાજ ગુજરાતકી, માર નીકાસે ચોર ॥

શાહબુદ્દીનખાં બાબીને પણ ઇદગાહ પાસેની દરગાહમાં દફન કર્યો હતા. જોરાવરખાં બાબીએ મરેઠાઓને એક વાર હરાવેલા ત્યારે જે ઇનામો વહેંચ્યાં એમાં

કવિ કેવળરામને ઘોડો ને રૂપીઆ આપેલા. કવિ કહે છે કે એ વખતે વાઘ ને બકરી સાથે પાણી પીએ એવી શાંત વ્યવસ્થા હતી.

અબ્બરશેર સબ ઇકવન ચરે ॥ રૈયતકે દુઃખહી પરહરે ॥
સબે બસત વેપારી લોગા ॥ ખાનપાન અરુ ધન સંજોગા ॥
જુઆંમર્દ કરી આબાદી ॥ સનુભાઈકે ઘર ઘર શાદી ॥

શેરખાં બાબીના પુત્ર જાફરખાં બાબીને ઔરંગઝેબે સફદરખાંનો ઇલ્કાબ અને રાધનપુરના વહીવટનો હોદ્દો આપ્યો હતો. સફદરખાંના પુત્ર ખાનજીખાંને જવાંમર્દખાંનો ઇલ્કાબ હતો. ખાનજીખાંના પુત્ર કમાલુદીનખાંને પણ જવાંમર્દખાં (બીજા) નો ઇલ્કાબ હતો. આ જવાંમર્દખાંના નાના ભાઇ મુહમ્મદ અન્વરખાંની દરગાહ કાંકરિયાથી ૬૦૦ વાર દક્ષિણે હાલ છે. ઇદગાહ વાળી દરગાહ તે એ જ હશે. એમ હોય તો એમાં ડૉ. બર્જેસ કહે છે તેમ એકલા અન્વરખાંની કબર નહિ પણ ઉપર પ્રમાણે કુટુંબના ઘણા માણસોની કબરો હોવી જોઇએ. એ જ કુટુંબના [illegible] મુહમ્મદખાં બાબીના પુત્ર શેરખાંને જૂનાગઢનો વહીવટ ઇ. સ. ૧૭૨૮ માં મળ્યો હતો. શેરખાં જૂનાગઢના નવાબના અને જવાંમર્દખાં રાધનપુરના નવાબના [illegible] થાય છે.

**અલી મુહમ્મદખાં—બાદશાહી દીવાન :** મોગલાઈના છેલ્લા ભાગમાં અને પેશ્વાની શરૂઆતના ભાગમાં અલી મુહમ્મદખાં અને એમના બાપે ગૂજરાતની રાજદ્વારી બાબતોમાં સારો ભાગ લીધેલો છે. મુહમ્મદશાહ બાદશાહ (દિલ્હીના) ના અંત સમયમાં અલી મુહમ્મદખાંને ગુજરાતના દીવાનની પદવી મળેલી. એમને માટે વીગતવાર હકીકત મળતી નથી. એમનું કુટુંબ હાલ બાદશાહી દીવાન તરીકે પ્રસિદ્ધ છે. [illegible] મુહમ્મદખાંની [illegible] નામના એમણે લખેલા મીરાતે અહમદી નામના ઇતિહાસથી છે. મીરાતે અહમદીમાં કર્તા પોતા સંબંધી કેટલાક ઉલ્લેખો કરે છે તે [illegible]. મોગલાઈ પછી મરેઠા રાજ્ય આવ્યું એ કુટુંબને [illegible] રહેવું હતું. શહેરમાં હાજી, નગરશેઠ, અને બાદશાહી દીવાન એ ત્રણ કુટુંબ ખાસ [illegible]નાં ગણાતાં. કાંઇ પણ અગત્યનું કામ હોય તો આ ત્રણ કુટુંબો આગળ પડતાં. બાદશાહી દીવાનનું કુટુંબ અલી મુહમ્મદખાંથી ચાલ્યું હતું. એ કુટુંબની રહેવાની જગ્યા હાલ જમાલપુરમાં છે.

ઈ. સ. ૧૭૬૧ માં ગૂજરાતના સુબાના મહેસુલની આવક જાવકનું

એક પુસ્તક લખવું શરૂ કર્યું. એ પછી એમાં ઇતિહાસનો ભાગ ઉમેર્યો. અમદાવાદ અને એની વસ્તીને લગતી વીગત અને ગૂજરાતનાં હિંદુ તીર્થો તથા નવાઇની વસ્તુઓનાં વર્ણનો પણ ઉમેર્યાં. આ બધા સંગ્રહનું નામ મીરાતે અહમદી પડ્યું. એમાં ઇ. સ. ૧૭૭૪ સુધીનો ગૂજરાતનો ઇતિહાસ છે. મીરાતે અહમદીનું સ્થાન પ્રાંતિક મુસલમાન તવારીખોમાં ઘણું ઉંચું છે. કોઈ પણ પ્રાંતની મુસલમાન સમયની આર્થિક સ્થિતિનો ખ્યાલ મીરાતે અહમદીની પેઠે આપેલો જણાતો નથી. બાદશાહી સમયના ઇતિહાસ કરતાં મોગલાઈના અંત ભાગની અને મરેઠાના શરૂઆતના ભાગની વીગત કર્તાએ અને એના પિતાએ નજરે જોયેલી હોવાથી અને કર્તાએ એમાં ભાગ લીધેલો હોવાથી ખાસ વિશ્વાસ લાયક ગણી શકાય.

મીરાતે સિકંદરી અને અહમદીમાં આ અમીરોનાં વર્ણન આપેલાં છે. કેટલાંકના વર્ણન બીજા ગ્રંથોમાં પણ જોવામાં આવે છે. એ બધાંનું વર્ણન કરતાં લંબાણ વધારે થાય. મનતુખે બુત્તવારીખમાં બદૌની લખે છે કે અકબરના સમયમાં મલીક મહમૂદ પ્યારૂ અરબી વગેરેમાં તથા મુસલમાન શાસ્ત્રોમાં નિષ્ણાત હતા. એ અજમેરમાં ખાજા પીરની દરગાહમાં કામ કરવા માટે કેટલોક વખત રહ્યા હતા પણ પાછળથી શાહઆલમના ( એમના વંશજના ) ભક્ત બન્યા હતા. અને સંસારનો ત્યાગ કરીને છેવટ સુધી અમદાવાદમાં રહ્યા હતા.

## પ્રકરણ પચાસમું



### મુખ્ય વેપારીઓ

### શેઠ શાંતિદાસ ઝવેરી અને નગરશેઠ કુટુંબઃ—

અમદાવાદના ઇતિહાસમાં સંતો અને સુલતાનોનું જેવું સ્થાન છે એવું જ ઉચું સ્થાન અમદાવાદને આબાદ રાખનાર શાહ-વેપારીઓનું છે. અનેક મોટા મોટા વેપારી આ અમદાવાદ શહેરમાં થઈ ગયા છે. વેપાર અને બજારો ઉપરાંત રાજદ્વારમાં પણ એમનું સારૂં માન હમેશ રહેલું છે. અનેક મોટા વેપારીઓ વિશે આપણે કાંઈ પણ જાણતા નથી. ઘણાનાં તો નામ માત્રના ઉલ્લેખો સિવાય કાંઈ મળતું નથી. ત્યારે કેટલાએકની થોડી ઘણી વીગત મળે છે. આવા વેપારીઓમાં શેઠ શાંતિદાસ મુખ્ય ગણાય છે. મોગલ સમયમાં એમણે વેપાર, રાજદ્વાર અને જૈન કોમમાં ઘણી કીર્તિ મેળવી છે. સ્વતંત્ર બાદશાહીના સમયના વેપારીઓ માટે કાંઈ હકીકત મળી શકતી નથી. શાંતિદાસ મોગલ સમયના મોટામાં મોટા વેપારી હતા. આ ઉપરાંત એમને મળેલી અમદાવાદની નગર શેઠાઈ અને એ આજ સુધી એમના વંશમાં ચાલી આવે છે એ જોતાં અમદાવાદના ઇતિહાસમાં નગરશેઠ કુટુંબનું સ્થાન ઘણું ઉચું છે.

અમદાવાદના નગરશેઠ કુટુંબના મૂળ સ્થાપક પુરુષ શાંતિદાસ શેઠ હતા. એ મૂળ અમદાવાદના વતની કે સુરતના કે દિલ્હીના તે બાબત શંકા જેવું છે. રા. મગનલાલ વખતચંદે મેળવેલી હકીકત ઉપરથી એ દિલ્હીના વતની એમ કહી શકાય. પણ એ હકીકત આધાર રાખવા લાયક નથી. શાંતિદાસ શેઠના રાસ વગેરે જૈન સાહિત્ય ઉપરથી એ ગૂજરાતના જ વતની એટલું તો ચોક્કસ થાય છે. શાંતિદાસ શેઠને મંત્રસિદ્ધિ સુરતમાં થઈ હતી એમ કહેવાય છે. પરંતુ

એમના શેઠ શાંતિદાસ મણિયા નામના ગૃહસ્થ સુરતના હતા એટલે નોકરીને અંગે પણ શાંતિદાસ સુરતમાં રહેતા હોય. જૈન રાસમાળાની સમાલોચનાના લેખક એમને અમદાવાદના જ વતની કહે છે, એ ખરૂં લાગે છે. ચિંતામણના મંદિરની પ્રશસ્તિ ઉપરથી પણ એ પોતે અમદાવાદના રહેવાસી લાગે છે. શાંતિદાસ શેઠના વંશજોનો ઘણો મોટો ભાગ અમદાવાદમાં જ છે. એમને અમદાવાદની નગરશેઠાઈ મળેલી, અને એમણે ચિંતામણજીનું મંદિર અમદાવાદમાં બંધાવેલું એ જોતાં એ અમદાવાદના જ વતની એમ માનવાને વાંધો નથી.[1] રાસમાં એક જગ્યાએ એ અમદાવાદના વતની હતા એમ લખ્યું છે.

શાંતિદાસ નાતે ઓસવાળ હતા, પણ અસલ એમના વડવા મેવાડના શુદ્ધ સીસોદીઆ રજપુતમાંથી ઉતરી આવેલા છે એમ મનાય છે. એમના પિતાનું નામ સૂરજકિરણ અને દાદાનું નામ વત્સા શેઠ અને તેના બાપનું નામ હરપાળ હતું; 'કુંવરપાળ શેઠ સામંત સંગ્રામસિંહ અને કુમારપાળ સીસોદીઆના વંશના છે અને એ વંશની શાખા કકોલા છે. આ મેવાડના રાજાના ઠેઠ નજીકના સગા હતા' એમ જૈન રાસમાળાની સમાલોચનામાં લખેલું છે. હરપાળે જૈન ધર્મ સ્વીકારી ક્ષત્રિયનો ધંધો છોડીને વેપાર કરવા માંડ્યો અને એમના કુટુંબીઓ ઓસવાળ કાતિમાં મળ્યા. હરપાળનું નામ એક જગ્યાએ પદમશાહ પણ જોવામાં આવે છે, એમના મોટા ભાઈનું નામ વર્દ્ધમાન હતું. શાંતિદાસનો જન્મ ક્યારે થયો હતો એ જણાયું નથી. પરંતુ અકબરના સમયની લગભગમાં એમનો જન્મ થયો હશે એમ માની શકાય. અકબર બાદશાહની બેગમ સાથે એમને એવો ભાઈ જેવો સંબંધ હતો કે જહાંગીર એમને સગો ગણતો અને જહાંગીરે એમને નગરશેઠની પદવી આપેલી એમ જૈન રાસમાળાની સમાલોચનામાં લખ્યું છે. આ વાતને આધાર નથી. શાંતિદાસ શેઠને ઔરંગઝેબના સમયમાં નગરશેઠાઈ મળી હોય એમ લાગે છે. એમ કહેવાય છે કે શાંતિદાસ શેઠને કોઈ મુનિએ ચિંતામણિ મંત્ર આપ્યો હતો અને એ

[૧] મીરાતે અહમદીમાં શાંતિદાસ શેઠનું નામ સતીદાસ લખ્યું છે. એમના ઉલ્લેખ અમદાવાદ અને સુરત બન્નેમાં આપે છે. પરંતુ એ અમદાવાદના એટલું તો અહમદી ઉપરથી પણ જણાઈ આવે છે. સુરત એ સમયનું મોટું બંદર એટલે કદાચ સુરતમાં એમની પેઢી હશે.

એમણે સિદ્ધ કર્યો હતો. એ જગ્યા હાલ પણ સુરતમાં ભોંયરામાં છે એમ મનાય છે. આ મંત્રની સિદ્ધિથી શાંતિદાસ શેઠને દરેક કાર્યમાં સફળતા મળતી. કહે છે કે દિલ્હીમાં જહાંગીર બાદશાહે એક વખત સભામાં પોતાની કિંમત કરવાનું કહ્યું.[1] દરબારીઓએ કિંમત કરવા માટે ઝવેરીઓને બોલાવવા કહી પોતાને માથેથી જોખમ ઉતાર્યું. ઝવેરીઓ પણ ગભરાયા. એ વખતે શાંતિદાસ દિલ્હીમાં હતા. એ જેને ત્યાં ઉતર્યા હતા તેની પાસેથી આ વાત જાણી એ બીજે દીવસે દરબારમાં ગયા, અને કાંટો લઇ એમાં બન્ને બાજુ એક એક રતી મુકતા જઇ બાદશાહની કિંમત રતી જેટલી છે એમ કહ્યું. બાદશાહે આનો અર્થ પુછ્યો, ત્યારે શાંતિદાસે કહ્યું કે, આપ અને બધા માણસો સરખાં છે; પરંતુ આપ રાજા છો અને બીજા રૈયત છે એનું કારણ આપનામાં રતિ-ભાગ્ય વધારે છે એટલું જ છે. રૈયતમાં રતિ નથી. આ સાંભળી બાદશાહ ખુશી થયા અને શાંતિદાસનાં માન વધ્યાં.[2] બીજી વખત બાદશાહે શાંતિદાસની પરીક્ષા કરવા જવાહીર, સોનું, ત્રાંબુ, અને લોખંડના ચાર ગોળા ઉપરથી સરખા પણ વજનમાં એકબીજાથી ભારે કરી કિંમત કરવાનું કહ્યું. શાંતિદાસે ચિંતામણિ મંત્રના પ્રભાવથી જેની જેટલી કિંમત હતી તેટલી બરોબર કહી.[1]

[૧] રા. મગનલાલ વખતચંદ જૂદી જ વાત લખે છે કે-શાંતિદાસ શેઠના શેઠ એક બીજા શાંતિદાસ હતા. એ એક જોગીની સેવા બહુ કરતા. ઘણા વખત પછી જોગીએ પ્રસન્ન થઇને શેઠ માટે યંત્ર સિદ્ધ કરવા કહ્યું, અને પોતાને રોજ પાંચ શેર દૂધ ને શેર સાકર આપી જવા કહ્યું. એ પ્રમાણે શેઠ રોજ દૂધ પહોંચાડતા. છ મહીના થવા આવ્યા ત્યારે શેઠ યંત્ર લેવા ગયા. ત્યારે ભોંયરામાંથી જોગીએ જવાબ દીધો કે 'આવતી કાલે તૈયાર થશે.' બીજે દિવસે શેઠે જાણ્યું કે આજે પણ વખતે ફેરો પડે. એમ ધારીને પોતાને બદલે પોતાના ગુમાસ્તા શાંતિદાસને મોકલ્યા. જોગીએ નામ પુછ્યું ત્યારે શાંતિદાસે પોતાનું નામ કહ્યું. અંધારામાં આકૃતિ ઓળખાઇ નહિં. જોગીએ યંત્ર આપતાં કહ્યું કે 'આ યંત્રથી તું અને તારી પેઢીમાં કોઇ ભૂખ્યું નહિં રહે' શાંતિદાસે આ યંત્ર શેઠને આપવાને બદલે પોતે રાખ્યું અને એથી એમની સમૃદ્ધિ વધી (પૃ.૨૭૦-૭૧) [૨] જૈન રાસમાળા. ૧. પૃ. ૪-૬ [૩] આ પરીક્ષાની બાબતમાં પણ રા. મગનલાલ જૂદું લખે છે. બાદશાહે પરીક્ષા કરવા શાંતિદાસને જવાહીર આપ્યું. શાંતિદાસને પરીક્ષા હતી નહિં છતાં યંત્રના પ્રતાપે જવાહીરમાં કીડો હતો તે એમણે કહ્યું અને ભાગતાં કીડો નીકળ્યો. એ પછી બાદશાહના દરબારમાં તથા જનાનામાં

આ બધી વાતોને બાજુપર મૂકીએ તો એમ સ્પષ્ટ જણાય છે કે શાંતિદાસ એક ધાર્મિક સજ્જન અને ભક્ત હતા. એ મોટા સાહસિક વેપારી પણ હતા. ઝવેરાતનો વેપાર એમનો મુખ્ય ધંધો હતો પણ પાછળથી બધામાં વેપાર કરતા એમ જણાય છે. અમદાવાદના શરાફોના એ શિરોમણિ હતા. એમણે અને એમના પુત્રોએ રાજ્ય અને સમાજની વચ્ચે જે ભાગ ભજવ્યો છે તેના સાધારણ ઉલ્લેખો પાછળ જોઇ ગયા છીએ. ઔરંગઝેબે શાંતિદાસ શેઠ સાથે જે જાહેરનામું અમદાવાદના લોક ઉપર મોકલ્યું હતું; ઔરંગઝેબે પોતાની સુબાગીરીમાં સરસપુર પાસેનું ચિંતામણનું મંદિર અપવિત્ર કર્યું ત્યારે શાહજહાંએ એ મંદિર ફરી સમરાવવા માટે જે ફરમાન આપેલું તે ઉપરથી રાજદરબારમાં શેઠની લાગવગ કેટલી હશે તે સમજાય છે. શાંતિદાસ શેઠના ગુરુ શ્રી રાજસાગરસૂરિ હતા. એ ઉપરથી શાંતિદાસ શેઠે સાગરગચ્છ નામનો એક ગચ્છ કાઢયો હતો. શેઠનાં ધાર્મિક કાર્યોનાં વર્ણન રાસોમાં ઘણાં કરેલાં છે. શાંતિદાસ અને રાજસાગરસૂરિની કીર્તિ એક જ હતી એમ રાજસાગરસૂરિના રાસમાં લખ્યું છે. વેપારમાં અમદાવાદ ઉપરાંત, સુરત, બુરહાનપુર, બીજાપુર, દિલ્હી, આગરા, સિંધલ, અને સિમાણા વગેરેમાં એમની પેઢીઓ અગર આડતો હતી. એમનું અને એમણે બંધાવેલા ચિંતામણના મંદિરનું વર્ણન પરદેશી મુસાફરોએ પણ કરેલું છે. ચિંતામણજીના મંદિરની ૮૬ શ્લોકની પ્રશસ્તિ જડેલી છે એમાં મોગલ બાદશાહોનું શાંતિદાસના વંશનું અને મંદિરનું વર્ણન છે. એ મંદિર શાંતિદાસ શેઠે અમદાવાદ પાસે બીબીપુરમાં બંધાવ્યું એમ પ્રશસ્તિ કહે છે.[1]

શાંતિદાસનાં માન વધ્યાં, અને બેગમોના આગ્રહથી એમને જાગીર મળતી હતી તે ન લીધી પણ અમદાવાદ પોતાનું વતન હતું એની નગરશેઠાઈ માંગી. રા. મગનલાલ આ પ્રમાણે દિલ્હીની વાત શરૂઆતમાં લખી ને અમદાવાદને શાંતિદાસનું વતન કહે છે એ જ એમની વાત વિરોધવાળી અને આધાર વગરની છે એમ બતાવી આપે છે. [૧] प्रासादं वर्धमानः समृजतुरतुलं शान्तिदासश्च शुभ्रम् । भास्वद्बीबीपुरे सत्तपगणतरणी पश्वच्चिंतामणेर्य, श्रीमद् ज्हांगीरराज्ये युवतिनृपतियुते तस्यकुर्म्मः प्रशस्तिम् ॥२॥ આ પ્રમાણે ચિંતામણજીનું મંદિર જે હાલ સરસપુરની વાયવ્યમાં છે તે બીબીપુરમાં બંધાયલું. પ્રશસ્તિના છઠ્ઠા શ્લોકમાં અમદાવાદનું વર્ણન કર્યા પછી બીબીપુરનું વર્ણન કરેલું છે. એમાં એને અમદાવાદનું શાખાપુર કહેલું છે. આ

એ મંદિરનું વર્ણન જૂદું કરેલું છે. એમના સમયમાં એ મંદિર જૈન તીર્થ તરીકે ગણાતું. શીલવિજયજીની તીર્થમાળામાં એનો ઉલ્લેખ આવે છે. આ મંદિરમાં મહેરાબ કરી ઔરંગઝેબે એની મસ્જીદ કરી હતી. કેટલાક લોકો એનો સામાન લઇ ગયા હતા. આ બાબત શાહજહાંનું ફરમાન બુલંદ ઇકબાલ મુહમ્મદ દારા શીકોહ શાહજાદાના નામનું આવેલું, અને એમાં મંદિર શેઠને હવાલે કરી એમને પૂજા વગેરેમાં હરકત ન થાય તથા ગયેલા માલના પૈસા પાછા અપાવવા વગેરે હુકમો કરેલા છે.[1] શાંતિદાસે અમદાવાદમાં ઝવેરીવાડો વસાવ્યો એમ મનાય છે અને એમના વંશજો આજ સુધી ત્યાં જ રહે છે. શાંતિદાસ શેઠનું અવસાન વિ. સં. ૧૭૧૫ માં થયું. આજે એમના વંશજોના હાથમાં અમદાવાદની નગર-શેઠાઈ ચાલી આવે છે. એક ઐતિહાસિક કુટુંબ તરીકે હિંદુસ્તાનના ઇતિહાસમાં અને ખાસ કરીને ગૂજરાતના ઇતિહાસમાં શાંતિદાસના કુટુંબનું સ્થાન ઉંચું છે.

શાંતિદાસ શેઠને પાંચ પુત્રો હતા. પનજી, રતનજી, લખમીચંદ,[2] માણેકચંદ અને હેમચંદ. એમાં માણેકચંદનો વંશ સુરતમાં અને બાકીના ચારનો અમદાવાદમાં ચાલ્યો. શાંતિદાસ પછી લક્ષ્મીચંદ ખાસ પ્રસિદ્ધ પુરુષ થયા. એમણે મુરાદબક્ષને સાડા પાંચ લાખ રૂપીઆ આપ્યા હતા તે બાબતનું એમના

ઉલ્લેખથી બીબીપુર જે સૈયદ ખાનદમીરનાં મા બીબીજીએ વસાવેલું અને જેનું વર્ણન આવી ગયું છે, તેનું સ્થળ નક્કી થાય છે. અસારવા અને સરસપુર વચ્ચે આ પરૂં હશે અને એની પૂર્વ ભાગોળમાં આ મંદિર બંધાવ્યું હશે. શાંતિદાસ પોતે પણ એ પરામાં પ્રથમ રહેતા હોય અને પછી ઝવેરીવાડામાં આવ્યા હોય એમ જણાય છે.

[1] ફરમાનની પુરી નકલ માટે જુઓ જૈન રાસમાળા પૃ. ૨૯–૩૦. એના ઉપર દારાની જૂદી મહોર, શાહજહાંના નામ સાથેની મહોર અને દારાની સહી એટલું છે.

[2] પ્રશસ્તિ પ્રમાણે પણ પહેલી સ્ત્રીથી પનજી પુત્ર થયો એમ લખ્યું છે. એની સંવત આપી નથી. કપુરા નામની બીજી સ્ત્રીથી રતનજી થયા તેમનો જન્મ સં. ૧૬૮૬ માં થયો. પ્રશસ્તિમાં એમની ત્રીજી સ્ત્રી કુશાંથી કર્પૂરચંદ નામનો પુત્ર થયો એમ જણાય છે. જૈન રાસમાળામાં આ નામ આપેલું નથી. વિ. સં. ૧૬૯૭ માં ચોથી સ્ત્રી વાછીથી લક્ષ્મીચંદ થયા. એ પછીના પુત્રો પ્રશસ્તિ લખાયા પછી થયા લાગે છે.

પ્રશસ્તિ આચાર્યશ્રી જિનવિજયજીને જડેલી છે, ચિંતામણજીના મંદિરના વર્ણન માટે અને બીજી રીતે ઉપયોગી છે. મંદિરને છ મંડપ હતા એમ સમજાય છે. એ બંધાવવાનો વિચાર સં. ૧૬૭૮ માં થયો, પ્રતિષ્ઠા ૧૬૮૨ માં થઇ અને પુરૂં થતાં પ્રશસ્તિ ૧૬૯૭ માં લખાઈ એમ જણાય છે.

તથા માણેકચંદના નામનું ફરમાન છે. લક્ષ્મીચંદનો વેપાર પણ બહોળો હતો. કેટલાક લોકો એમનાં નાણાં ડૂબાડતા હતા તે માટે એમણે ઔરંગઝેબને ફરિયાદ કરેલી. તે માટે ઔરંગઝેબે પોતાની મોટી મહોરવાળું ફરમાન શેઠને આપ્યું હતું. આ ફરમાન નગરશેઠને ત્યાં છે અને જૈન રાસમાળામાં તરજૂમો છપાયો છે. લક્ષ્મીચંદ શેઠના પુત્ર ખુશાલશા શેઠે પણ મોગલાઈના અંત સમયમાં તથા મરેઠાઓની ચઢાઇઓની વખતે શહેરના ઇતિહાસમાં નામ રહે એવો ભાગ લીધો હતો. નિઝામુલ્મુલ્કના કાકા હામીદખાંએ સુજાતખાંને મારી અમદાવાદ લેવા પ્રયત્ન કર્યો હતો ત્યારે એનો ભાઈ ઇબ્રાહિમ કુલીખાં ભદ્રમાં શહેર વાસીને ભરાયો હતો. એ વખતે ખુશાલશાહ શેઠે દરવાજા ઉઘાડીને હામીદખાંને અંદર આવવા દીધો. એ પછી હામીદખાં અને ઇબ્રાહિમ કુલીખાંની વાત જે બની છે તે આવી ગઈ છે. જૈન રાસમાળામાં લખ્યું છે કે એ વખતે હામીદખાં સાથેના મરેઠા લશ્કરે શહેર લુંટયું હતું પણ ખુશાલચંદ શેઠ વચ્ચે પડયા અને પોતાના પદરના રૂપીઆ આપીને મરેઠાઓને પાછા કાઢયા. એ ઉપરથી શહેરના તમામ લોકોએ જેટલો માલ શહેરમાં કાંટા ઉપર છપાય તે માલ ઉપર સેંકડે પા ટકો શેઠને વંશપરંપરા મળે એવો દસ્તાવેજ રાજીખુશીથી કરી આપ્યો[1]. એ દસ્તાવેજ જૈન રાસમાળામાં છાપ્યો છે. એના ઉપર હી. સં. ૧૧૫૦ ની 'આદી મેસર એ રસુલુલ્લાહ કાજી મુસ્તફીદખાં' એવી મહોર છે. સહી અમદાવાદના દસ મુખ્ય વેપારીઓની છે. એમાં કિશોરદાસ રણછોડદાસ, અપમલદાસ વલભદાસ, મહમદ અબદુલવાહીદ, અને અબુબકર શાહાભાઈની સહીઓ મુખ્ય છે. દસ્તાવેજની અંદરની તારીખ હી. સં. ૧૧૩૭ તા. ૧૦ માહે શાબાન છે. આ હક ચાલુ રાખવા માટે ખુશાલશાહના પુત્ર નથુશાહે રઘુનાનરાવ બાજીરાવ પેશ્વાને અરજી

કરેલી તે બાબતનું પેશ્વાનું ફરમાન પણ એમને મળેલું છે. જ્યારે અમદાવાદમાં બ્રીટીશ અમલ થયો ત્યારે ૧૮૨૦ માં આ હકને બદલે વાર્ષિક ૨૧૩૩) રૂા. આપવાના કંપની સરકારે ઠરાવ્યા. એ પછી એક કલેક્ટરે આ વર્ષાસન બંધ કરવા જણાવેલું પણ પ્રેમાભાઈ શેઠ વિલાયત સુધી લડ્યા, અને એમના પ્રયાસથી આ વર્ષાસન આજ સુધી શાંતિદાસના વંશજોને મળે છે.[1] ગાયકવાડ અને પેશ્વા સરકાર તરફથી ખુશાલશા શેઠ અને વખતશાહ શેઠને પાલખી છત્રી તથા વર્ષાસન મળેલું તેના દસ્તાવેજો પણ મળે છે.

ખુશાલશાહ શેઠના પુત્ર વખતચંદ શેઠ પણ નામાંકિત થઈ ગયા. એમણે જનરલ ગોડાર્ડે શહેર લૂંટવાનો હુકમ કર્યો ત્યારે વચ્ચે પડી એ હુકમ પાછો ખેંચાવી લીધો હતો અને શહેરને બચાવ્યું હતું. રા. મગનલાલ વખતચંદ લખે છે કે વખતચંદના શેઠ નથુશાહે ગોડાર્ડના હુકમ વખતે શહેર બચાવ્યું હતું. વખતચંદ શેઠનો રાસ શ્રી ક્ષેમવર્દ્ધને રચ્યો છે. એમ કહેવાય છે કે વખતચંદ શેઠના વખતમાં કુટુંબની સમૃદ્ધિ અને વેપાર બહુ વધ્યાં હતાં. ગાયકવાડના દરબારમાં શેઠની લાગવગ સારી હતી. વખતચંદ શેઠને સાત સંતાન હતાં. એમાં ખાસ નામાંકિત નગરશેઠ હીમાભાઇ થયા. બીજા પુત્ર મોતીચંદના વંશમાં શેઠ લાલભાઈ દલપતભાઇ થયા.

હેમાભાઈ અગર હીમાભાઈ શેઠને અમદાવાદમાં બધા ઓળખશે. એમણે ધાર્મિક તેમ જ સામાજિક કાર્યોમાં સારૂં ખર્ચ કર્યું છે. હીમાભાઈ ઇન્સ્ટીટયુટ જાણીતું છે. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને પણ એમણે મદદ કરેલી. અમદાવાદની કૉલેજમાં એમણે સારી રકમ આપી હતી અને મ્યુનિસીપાલીટી સ્થાપવામાં પણ સારો ભાગ લીધો હતો. પાંજરાપોળના વહીવટમાં એમણે ઘણું કામ કર્યું હતું. એમનાં ધાર્મિક કાર્યો પણ ઘણાં છે. શત્રુંજય ઉપર લગભગ સાડાત્રણ લાખ રૂપીઆ ખર્ચી એમણે ટુંક બંધાવી છે તે આજે એમના નામથી પ્રસિદ્ધ છે. ઘણે સ્થળે એમણે ધર્મશાળાઓ પણ બંધાવી છે.

[૧] નગરશેઠનું કુટુંબ હાલ ઘણું મોટું છે માટે વર્ષાસનનો ઘણો મોટો ભાગ વહેંચણીમાં આવે છે. એમ સાંભળ્યું છે કે આખું કુટુંબ વર્ષમાં એક વાર દૂધપાક કરીને જમે છે. દસ્તાવેજોની નકલ માટે જૈન રાસમાળા ભા. ૧. પૃ. ૩૧-૩૭ જુઓ.

વખતચંદ શેઠ અને હીમાભાઇ શેઠના સમયમાં કુટુંબનો વેપાર ઘણો હતો. એ માટે રાસમાં આ પ્રમાણે લખ્યું છે:—

આઢતની દોકાનો દેશાવરે રે, ઢાકા બંગાળા દેશ
કપડ સંગાતે બહુ ભાતનાં રે, ભાર અલ્પ મૂલ વિશેષ
સુરત મુંબાઇ પુના વળી રે, જયપુર ને નાગોર,
દિલ્હી આગ્રા ગેડતો રે, ચિત્રોડ કોટા બુંદી ઓર.
દક્ષિણ સોરઠ મેવાડમાં રે, નવખંડે પ્રસિદ્ધ,
હુંડી સકરાય તીણે કરી રે, જશ પડો જગ લીધ.
વહાણવટી વ્યાપારમાં રે, કરિયાણાં બહુ કોડ,
જલવટ થલવટ ભેદથી રે, વાણોતર બહુ જોડ.
પાલીતાણું પોતાતણું રે, રાયરડા દીગામ,
વગસ્યા સરપાવમાં રાજવી રે, સરકાર કરતા કામ.
દશબાર ગામ ધરાણે રે, બીજા અજારે લેય,

( જૈન રાસમાળા. પૃ. ૨૩-૨૪ )

ઝવેરીવાડામાં આ કુટુંબે કેટલાંક મંદિરો બંધાવ્યાં હતાં. ચિંતામણ પાર્શ્વનાથનું મંદિર નથુશાહ શેઠે બંધાવ્યું હતું. આદીશ્વર ભગવાનનું મંદિર શાંતિદાસના સ્મરણાર્થે બંધાવ્યું હતું. વખતચંદ શેઠે અજિતનાથનું, વીર પ્રભુનું, સંભવનાથનું વગેરે મંદિરો બંધાવ્યાં હતાં. હીમાભાઇનાં કામ પ્રસિદ્ધ છે. એમ કહેવાય છે કે શેઠના કુટુંબનું રખોપું–વેરો–પાલીતાણામાં લેવાતો નથી. નગર શેઠની ગાદીએ શાંતિદાસ પછી લખમીચંદ, પછી ખુશાલચંદ, પછી નથુશા, પછી એમના ભાઇ વખતચંદ, એ પછી વખતચંદના પુત્ર પાનાભાઇ પછી એમના નાના ભાઈ હીમાભાઈ આવ્યા હતા.

હીમાભાઈ પછી એના પુત્ર પ્રેમાભાઇ નગરશેઠ થયા. પ્રેમાભાઈનું નામ અમદાવાદમાં ઘેર ઘેર જાણીતું છે. પ્રેમાભાઈ હોલ એમના નામનો છે. પ્રેમદરવાજો એમના નામનો છે. ધર્મના કામ ઉપરાંત લોકહિતાર્થ એમની સખાવતો સારી છે. એમ કહેવાય છે કે ૧૮૫૭ના બળવા વખતે ઇંદોરથી અમદાવાદ સુધી ટપાલ સમાચાર શેઠ ખાનગી ખર્ચેથી મંગાવતા, અને એ સમયના કલેકટરને પહોંચાડતા. એમની રાજસેવાથી લોર્ડ લીટને એમને રાવ બહાદૂરનો ઇલ્કાબ આપ્યો હતો. એમણે સિદ્ધાચલ શત્રુંજય ઉપર પાંચ લાખના ખર્ચે એક મંદિર અને પાલીતાણામાં

ધર્મશાળા બંધાવ્યાં હતાં. શેઠ હીમાભાઈ સંવત ૧૯૧૪ના મહા સુદ અગીઆરશે, અને શેઠ પ્રેમાભાઈ સંવત ૧૯૪૩ના આસો વદ ૮ ને દીવસે પરલોકવાસી થયા હતા.

પ્રેમાભાઈ પછી શેઠ મણીભાઈ અને એમના પછી શેઠ ચીમનભાઈ નગરશેઠની ગાદીએ આવ્યા હતા. પહેલાં દરેક મોટાં રાજદ્વારી કામમાં નગરશેઠને આગળ કરતા. પણ હવે જમાનો બદલાયો છે. છતાં નગરશેઠ કુટુંબનું માન શહેરમાં સારૂં છે.

વખતચંદ ખુશાલચંદના સાત સંતાનમાંથી મોતીચંદના પુત્ર ફતેહભાઈ, એમના પુત્ર ભગુભાઈ, એમના પુત્ર દલપતભાઈ, અને એમના પુત્ર **લાલભાઈ** હતા. લાલભાઈ શેઠ નગરશેઠ નહોતા, પરંતુ પ્રેમાભાઈ શેઠ પછી શાંતિદાસના કુટુંબમાં એ સર્વથી પ્રતિભાશાળી પુરુષ હતા. વેપાર અને ધર્મનાં કાર્યોમાં આગળ પડતા હતા. એમણે આણંદજી કલ્યાણજીની પેઢીનો વહીવટ ઉત્તમ રીતે ચલાવ્યો હતો. ગઈ સદીના અંતમાં અને આ સદીની શરૂઆતમાં શેઠ લાલભાઈ જૈન કોમમાં અગ્રેસર પુરુષ ગણાતા. એમણે રતનપોળમાં ધર્મશાળા અને કન્યાશાળા બંધાવી છે. એમના પુત્રોમાંથી શેઠ કસ્તુરભાઇને આજે સર્વ ઓળખે છે. મીલો ઉપરની એકસાઈઝ જકાત કઢાવી નંખાવવા માટેની એમની લડત જાણીતી છે.

આમ અમદાવાદનું નગરશેઠ કુટુંબ પ્રાચીન કાળથી આજસુધી પોતાનું માન અને સમૃદ્ધિ સાચવી રહ્યું છે. ગૂજરાતના રૈયતવર્ગમાં આ કુટુંબનું ઐતિહાસિક મહત્વ ખાસ ધ્યાન ખેંચે એવું છે.

## શેઠ હઠીસિંહ કેસરીસિંહ

હઠીભાઈ શેઠને દિલ્હી દરવાજા બહારનું એમનું સુંદર મંદિર રહેશે અને હઠીપરૂં રહેશે ત્યાં સુધી તો અમદાવાદમાં કોઇયે નહિં ભૂલે. એમનો જન્મ વિ. સં. ૧૮૫૨માં થયો હતો. એ ઘણા ઉદાર, ડાહ્યા, વિચારવંત, ગરીબનું રક્ષણ કરનાર મહાપુરુષ થઇ ગયા એમ રા. મગનલાલ વખતચંદ લખે છે. એમની નાનપણની હકીકત મળી શકી નથી. એ સમયના પ્રમાણમાં સાધારણ જરૂર પડે એટલું એ ભણ્યા હતા. એમના બાપ કેસરીસિંહ રેશમ અને કરમજનો ધંધો કરતા. એ હઠીસિંહને નાના મુકીને ગુજરી ગયા, એટલે મજીઆરી પેઢીનો વહીવટ એમના કાકાના દીકરા મહોકમભાઇ ચલાવતા. એ વખતે

એમની પુંજી ત્રીસ ચાલીસ હજારની ગણાતી. કરમજ અને રેશમને માટે મુંબાઇમાં અમીચંદ સાંકળચંદવાળાના મોતીશા શેઠ એમના આડતીઆ હતા.

એક વખત સંઘ ચોરવાડ ગયો ત્યારે મહોકમભાઇએ પોતાના પાંચ સાત હજાર રૂપીઆ ખરચીને સંઘ જમાડયો. એ વખતે એમને મોતીશા સાથે ઘણી સારાસારી હોવાથી નોતરાં મોતીશાનાં નામનાં ફેરવ્યાં. આમ મોતીશાને જશ મળ્યો તેથી એ ઘણા ખુશી થયા, અને મહોકમભાઇને મુંબાઇ તેડાવી કોઇ રીતે ખટાવવા ધાર્યું. એ બન્ને મળ્યા ત્યારે એવો બંદોબસ્ત કર્યો કે મહોકમભાઇ પાલી અને રતલામ એ બે સ્થળે ગુમાસ્તા રાખે અને મોતીશા તરફથી અફીણની ખરીદી કરી હુંડીઓ મુંબાઇ મોતીશાની પેઢી ઉપર લખે. અફીણ ખરીદ કરી દમણ બંદરેથી ચીન ચઢાવવાનું હતું. આ ધંધામાં મહોકમભાઇનો પણ કાંઇક ભાગ હતો. મહોકમભાઇ આગવું પણ થોડું કરતા. આમાં એમને તથા મોતીશાને સારો નફો થયો; કારણ કે એ વખતે અફીણનો ધંધો સારો હતો, અને બારોબાર ચીન ચઢાવવામાં બહુ હરીફાઇ નહોતી. આ ધંધામાં મહોકમભાઇની પેઢીની પુંજી વધીને ચાર પાંચ લાખની થઇ. એવામાં મહોકમભાઇ મરણ પામ્યા; અને બધી દુકાનોના વહીવટનો ભાર હઠીસિંહને માથે પડયો. હઠીસિંહે પણ વેપાર સારી રીતે ખેડવા માંડયો. એક વખત ચીનનું વહાણ ઉપડવાનો વખત આવ્યો ત્યાંસુધી મોતીશાનું અફીણ આવેલું નહિ તેથી એમણે દમણ બંદરના પોતાના ગુમાસ્તાને હઠીસિંહનું અફીણ લઇ ચઢાવવા લખ્યું. હઠીસિંહને ખાતે હમેશ મોતીશાનું લેણું ચાલતું અને એ બન્નેનો સંબંધ સારો હતો. દમણમાં એ વખતે હઠીસિંહનો મુળચંદ અભેચંદ નામનો ગુમાસ્તો જરા તામસી હતો. એણે પોતાના શેઠના જવાબ વગર અફીણ આપવાની ના પાડી કાંઇ વધારે ઓછા શબ્દો કહ્યા. એ વાતની ખબર મોતીશાને પહેલી પડી તેથી એમને ખોટું લાગ્યું. હઠીસિંહને ખબર પડી ત્યારે એમણે મોતીશાને અફીણ આપી દેવા લખ્યું, પણ એ પહેલાં મોતીશાને ખોટું લાગી આવ્યું હતું. આથી બન્ને વચ્ચેનો સંબંધ બગડયો. એ સુધારવા માટે હઠીસિંહનાં મા સુરજબાઇ મુંબાઇ ગયાં. વેપારનો ઝઘડો પતાવવા એવા સમયમાં વહાણને રસ્તે ગૂજરાતણ જ જાય. મોતીશાએ સુરજબાઇને કહ્યું કે ' તમે શા વાસ્તે ફેરો ખાધો, મેં કાંઇ તમારી સાથે ધંધો નથી કર્યો. ' કાંઇ પતાવટ ન થવાથી સુરજબાઇ દસ દીવસ મુંબાઇ રહી અમદાવાદ આવ્યાં,

અને હઠીસિંહને મુંબાઇ જવા માટે કહ્યું. હઠીસિંહને આ બનાવથી ઘણી શરમ લાગી હતી તેથી એમણે જવાની ના પાડી. છેવટે હઠીભાઇના સસરા હીમાભાઇ નગરશેઠે એમને બહુ સમજાવ્યા અને મુંબાઇ જવા માટે તૈયાર કરી પોતાના ભાઈ સુરજમલ અને ભત્રીજા ફતેહભાઇને પણ સાથે મોકલ્યા વિ. સં. ૧૮૮૦ માં આ બધા મુંબાઇ ઉપડયા.

એ વખતના અધિકારીઓ હાલના જેવા અતડા નહોતા. કલેક્ટરે મુંબાઇ ગવર્નરને લખ્યું કે અમદાવાદના નગરશેઠ ત્યાં આવે છે. ગવર્નરે મોતીશા શેઠને નગરશેઠ આવે એટલે ખબર આપવાનું કહેવડાવ્યું. જયારે હઠીસિંહ સુરજમલ વગેરે વહાણમાંથી ઉતર્યાં ત્યારે મોતીશા લેવા ગયા. ગવર્નરે એમને લેવા વાજાં વગેરે સામું મોકલ્યું અને પોતે એમને ઘેર સામા મળવા આવીને ઘણું માન આપ્યું, આ વખતે સરકાર તરફથી નગરશેઠની અને હઠીસિંહની રૂ. ૮૫૦૦ ની ખોરાકી પોશાકી માફ થઈ, એટલે એટલા ઉપર એમની પાસેથી હાંસલ નહિ લેવાનું ઠર્યું. હઠીસિંહે મોતીશા સાથે પોતાનો બધો વાંધો પતવી દીધો, અને હીસાબ ચુકતે કરી દીધા. એ પછી હઠીસિંહે અમદાવાદ આવીને ભારે વેપાર કરવા માંડયો અને એમાં ફાવતા પણ ગયા. એક વખત વિ. સં. ૧૮૯૦ માં એમનું અફીણ ચીનમાં રોકાયું. એમાં એમને નુકશાન તો નહોતું પણ રોકાયાના સમાચાર મળતાં એમના ઉપર નાણાં માટે તગાદો થયો. અમદાવાદના લોકો ખોટી ખરી વાતો ઉપરથી ઉતાવળ કરી દરોડા પાડવામાં કેવા છે એનો અનુભવ આજે પણ ઘણાને હશે. હઠીસિંહ ચીનમાં રોકાયલા માલનો અવેજ રોકાઈ રહ્યો હતો અને તે સાથે અહીંઆં પણ રોકડને બદલે અવેજમાં માલ જ હતો. આ વખતે ઘણી મુશ્કેલીએ શેઠે તગાદો સાચવી લીધો, અને પાછો વેપાર ચાલુ રાખ્યો. એ પછી એમને સારી કમાણી થવા માંડી અને કોઇ કોઈ વર્ષે તો પાંચ, સાત, કે દસ લાખ સુધી નફો તારવતા.

હઠીસિંહનો વેપાર ચીન અફીણ ચઢાવવાનો હતો; પણ એ સટ્ટો પણ મોટો કરતા. એમ કહેવાય છે કે હઝાર બે હઝાર પેટીથી ઓછો સોદો એમનો કદી થતો નહિ. રા. મગનલાલ લખે છે કે “હમણાં હમણાના વ્હેપારીઓની પેઠે કોઇની સાથે દગો રમતા નોહોતા, નેં કચરતા નહીં, પણ કદી તેઓ બહુ જ કચરાતા હોય તો તેમનેં ન કચરાવા દેતાં ભાવ ઓછો વધતો તકે ખાંડતા. પોતાનેં ટોટો આવતો હોય તો પોતે ખોટ ખમીનેં તે વેપારીઓનેં

ઉભા રાખે." ગરીબોના એ બેલી હતા. કહે છે કે એમને ત્યાં કોઈ માંદો કે કોઈ દુઃખી જતો તો તેને સંતોષતા. ખાલી હાથે કોઇ પાછો ફરતો નહિ. દાન આપવામાં વર્ણ કે જાતનો ભેદ નહોતા રાખતા. એકથી હજાર સુધીની રકમ પણ વખતે દાનમાં આપી દેતા. એમની ઉદારતાને લીધે મરણ પછી ઘણા ગરીબ લોકો એમને સંભારતા. હઠીસિંહનું મુખ લાંબું હતું. રંગ ઘઉંવર્ણો હતો. શેઠ હીમાભાઈ અને મગનભાઈ કરમચંદની સાથે મળીને પંચતીર્થનો સંઘ લઇ તે જાત્રાએ નીકળ્યા હતા પણ રસ્તામાં રોગ ચાલ્યાની ખબર મળતાં પાછા આવ્યા. વિ. સં. ૧૯૦૧ (ઈ. સ. ૧૮૪૮)ના મહા મહિનામાં એમણે દિલ્હી દરવાજા બહાર મોટા મંદિરનું ખાત મુહૂર્ત કર્યું. એ મંદિર પુરૂં થાય તે પહેલાં એમનાં મા સુરજબાઈ માંદાં પડયાં. એમની આખર અવસ્થામાં હઠીસિંહને હેડકે કોહી થઈ. તે વકરી તેથી ચાર દીવસની માંદગીથી હઠીસિંહ વિ. સં. ૧૯૦૧ ના શ્રાવણ ૫ ને શુક્રવારે મરણ પામ્યા. કહે છે કે એમને લઈ જતી વખતે ગામના લોક જોવા ભેગા મળ્યા હતા, અને ત્રણ દીવસ સુધી લોકોની આંખમાં આંસુ દેખાતાં હતાં. હઠીસિંહના મરણ પછી એક મહિને એમનાં મા સુરજબાઈ ગુજરી ગયાં.[1]

હઠીભાઈ શેઠ હીમાભાઈ નગરશેઠની પુત્રી રૂક્ષમણી સાથે પરણ્યા હતા. એ સ્ત્રી આંખે અંધ થઇ તેથી હીમાભાઇની બીજી પુત્રી પ્રસન્ન સાથે લગ્ન કર્યાં, અને પ્રસન્નનું મરણ થયું ત્યારે ઘોઘાના એક વાણીઆની પુત્રી હરકુંવર સાથે ત્રીજી વારનું લગ્ન કર્યું. આ હરકુંવર અથવા હરકોર શેઠાણીનું નામ અમદાવાદમાં આજ સુધી પ્રસિદ્ધ છે. કહે છે કે હરકોર શેઠાણી બહુ શુકનિયાળ હતાં અને એમના આવ્યા પછી હઠીસિંહની સમૃદ્ધિ બહુ વધી. શેઠાણી ભણેલાં અને હુશિયાર હતાં. એમણે મંદિરનું અધુરૂં કામ પુરૂં કરાવ્યું. પ્રતિષ્ઠા કરાવતી વખતે કંકોત્રીઓ કાઢી, એમાં અનેક સંઘ આવ્યા. લગભગ લાખ માણસ ભેગું થયું હતું. દિલ્હી દરવાજાથી શાહીબાગના મહેલ સુધી લોકોનો પડાવ થયો હતો. "ઘણી વિધિ વિધાન સહિત સંવત ૧૯૦૩ ના મહા વદ ૫ ને દીવસે ચૌદ ઘડી ને પાંચ પળે પ્રતિમાની અંજન સલાકા કરીને મહા વદી ૧૧ ને દીવસે પ્રતિમા પધરાવી." પ્રતિષ્ઠા થઇ ત્યારે

[૧] શેઠ હઠીસિંહનો બધો અહેવાલ રા. મગનલાલ વખતચંદના ઇતિહાસમાંથી લીધો છે, (પૃ. ૨૫૪-૨૬૫) મંદિરનું વર્ણન જૂદું કર્યું છે.

રૂા. ૮૦૦૦૦૦)નું ખર્ચ થઈ ચુક્યું હતું. એ પછી મંદિર પુરૂં થયું ત્યારે કુલ ૧૨ લાખ ખર્ચ થયા. પ્રતિષ્ઠાના ઉત્સવમાં પાંચ સાત લાખ ખર્ચ થયા. આ ઉપરાંત બહાર રસ્તા ઉપર બંગલો બંધાવ્યો તેમાં લાખ રૂપીઆ ખર્ચાયા હતા. હઠીસિંહને પુત્ર નહોતો. તેથી પોતાના પીત્રાઇ ભાઈ દોલતભાઈના બે મોટા દીકરાઓને પોતાની બે સ્ત્રીઓ પાસે દત્તક લેવડાવ્યા. એ બન્નેનાં નામ જેશંગભાઇ અને મગનભાઇ હતાં. હઠીસિંહ એંશીથી નેવું લાખની મીલકત મુકીને દેવલોક પામ્યા હતા.

## રા. બ. મગનભાઈ કરમચંદ

શેઠ મગનભાઇનો જન્મ વિ. સં. ૧૮૭૯ ના વૈશાખ સુદ બીજને રોજ થયો હતો. એ નાતે દશા શ્રીમાળી હતા. એમના પિતા કરમચંદ લોકોમાં 'કમાશા'ના નામથી પ્રસિદ્ધ હતા. રા. મગનલાલ વખતચંદ લખે છે કે લોકોમાં કમાશા મરદ માણસ કહેવાતા.[1] એમને ત્રણ સ્ત્રીઓ હતી અને પાંચ સંતાન હતાં. એમના ત્રણ પુત્રોમાં મોટા દીકરાનું નામ મગનભાઈ. મગનભાઇએ એ સમયના રિવાજ પ્રમાણે કામપુરતું શિક્ષણ લીધેલું, પણ એમની બુદ્ધિ ઘણી તીક્ષ્ણ હતી. રા. મગનલાલ લખે છે કે એ સમયના બીજા શાહુકારો કરતાં એમને વાંચવાનો શોખ વધારે હતો. કમાશા મરણ પામ્યા ત્યારે મગનભાઈની ઉમ્મર ૧૧ વર્ષની હતી. એ વખતે પેઢીનું કામ ગુમાસ્તા ચલાવતા પણ ઉમ્મરલાયક થતાં જ મગનભાઇએ પેઢીનું સઘળું કામ હુંશિયારીથી ઉપાડી લીધું. એમના નાના ભાઈ મોતીલાલ ઘરનું કામ સંભાળતા, પણ એ નાની ઉમ્મરે મરણ પામ્યા. પોતાની બુદ્ધિથી મગનભાઇએ સારૂં ધન મેળવ્યું. વિ. સં. ૧૮૯૯માં એટલે ફક્ત વીસ વર્ષની ઉમ્મરે એમણે શેઠ હઠીસિંહ અને શેઠ હીમાભાઇ સાથે મળીને પંચ તીર્થોનો સંઘ કાઢયો હતો. એમ કહેવાય છે કે મગનભાઇ શેઠે આટલી નાની વયમાં મુંબાઇ જઇ સર જમશેદજી જીજીભાઈ અને એમના પુત્ર સાથે મૈત્રી કરી, અને એ ઉદાર પારસી ગૃહસ્થનો દાખલો લઇ લોકહિતનાં કાર્યોમાં દ્રવ્ય ખર્ચવું ઉત્તમ છે એમ શીખ્યા. કેળવણી વગેરેની

[૧] રા. મગનલાલ વખતચંદે પોતાનો ઇતિહાસ ઈ. સ. ૧૮૫૧માં લખ્યો એ વખતે મગનભાઈની ઉમ્મર આશરે ૨૮ વર્ષની હશે. એટલે રા. મગનલાલ એમને માટે જુવાન શબ્દ લખે છે. એમણે કરેલી સખાવતો એટલી નાની ઉમ્મરે કરેલી એમ રા. મગનલાલના લખાણ ઉપરથી જણાય છે.

જરૂર પણ દેશને કેટલી છે એ ગઇ સદીના પૂર્વાર્ધમાં સમજાવા તો માંડયું હતું પણ આગળ પડીને કેળવણીને સૌથી પહેલા ફેલાવનારાઓમાં શેઠ મગનભાઇ અગ્રેસર હતા. ઇ. સ. ૧૮૫૦-૫૧ માં (વિ. સં. ૧૯૦૭) મગનભાઇએ રૂા. ૨૦૦૦૦) આપી કન્યાશાળા કાઢી. રા. મગનલાલ વખતચંદ લખે છે કે એ કન્યાશાળા અમદાવાદમાં પહેલ વહેલી હતી. છોકરીઓની નીશાળ કાઢવી એ કામ એ જમાનામાં ભારે હિંમતનું અને સુધારાનું ગણાતું. રા. મગનભાઇએ એ રકમ આપી અને શાળાનું કામ કરવા ધાર્યું ત્યારે એમની ઉમ્મર માત્ર ૨૭ વર્ષની હતી. બીજાં પુણ્યનાં કામમાં પણ એ પૈસો ખર્ચતા. ધર્મનાં કામો પણ એમણે કરેલાં છે. આ બધું ધ્યાનમાં લઇ સરકારે એમને ૧૯૦૭ ના આસો સુદ ૫ મે દરબાર ભરી જજ હેરીસનને હાથે રાવબહાદુરનો ઇલ્કાબ આપ્યો હતો. શેઠ મગનભાઈએ પાછળથી રણછોડલાલ છોટાલાલની સાથે મળીને મીલઉદ્યોગ અને વેપારને લગતાં બીજાં કાર્યોમાં પણ સારો ભાગ લીધો હતો. હાલની કેલીકો મીલ એમણે શરૂ કરેલી. મગનભાઇની વાડીના કુવાનું પાણી સારૂં વખણાતું. છેક આ સદીની શરૂઆત સુધી પાણી સારૂં હોય તો લોકો 'મગનભાઈની વાડીના કુવાનું પાણી' એમ કહેતા.

મગનભાઇના વંશમાં હાલ શેઠ અંબાલાલ સારાભાઈ કેલીકો મીલનો વહીવટ ચલાવે છે. એ મીલનું વર્ણન આવી ગયું છે. શેઠ અંબાલાલમાં મગનભાઇના કાર્યકુશલતાના ગુણ આવ્યા હોય એમ એમના વહીવટની સફળતા ઉપરથી જણાઈ આવે છે.

## રણછોડલાલ છોટાલાલ

પંડિત મેક્સ મૂલર કહે છે કે જર્મનીના બીસ્માર્કમાં અને ભાવનગરના ગૌરીશંકર ઓઝામાં એક જ સરખી બુદ્ધિ, કાર્યકુશળતા, અને પ્રતિભા હતાં. કાર્યક્ષેત્ર અને સંજોગો જૂદા હોવાથી એક બહુ પ્રસિદ્ધ અને બીજા ઓછા પ્રસિદ્ધ રહ્યા. એકે જે રીતે જર્મની બનાવ્યું તે જ રીતે બીજાએ ભાવનગર બનાવ્યું. યૂરોપના ઘણા સમર્થ માણસોને બુદ્ધિમાં ટક્કર મારે એવા પુરુષો આપણા હિંદમાં થાય છે. પણ આપણો દેશ કમનસીબ છે, પરતંત્ર છે; એટલે એવા પુરુષોની બુદ્ધિને બહુ નાનું કાર્યક્ષેત્ર મળે છે. સંજોગો તો યૂરોપના દેશોથી તદ્દન ઉલટા, કેવળ પ્રતિકૂળ હોય છે. ગૌરિશંકર ઓઝા કે સર સલાર જંગ જેવા મહાપુરુષો આ કમનસીબ દેશમાં જન્મ્યા તેના કરતાં યૂરોપમાં જન્મ્યા હોત

તો એ પ્રજાઓએ એમના આજે કીર્તિસ્તંભ કર્યા હોત. આપણે આપણા મહાપુરુષોને પુરા ઓળખતા પણ નથી. આપણી રસવૃત્તિ જ કાંઇક વિચિત્ર છે. એ એકદેશી છે સર્વદેશી નથી. હવે એમાં ફેર પડતો જાય છે. પહેલાં ધાર્મિક નેતા જ પ્રસિદ્ધ થતા. હવે કવિઓ અને નવલકથાકારોને જ દેશ ઓળખે છે. બીજાં ક્ષેત્રોમાં કાર્ય કરનારનો હીસાબ નથી. રાજદ્વારી અગ્રેસરોનું માન હવે વધતું જાય છે. પણ આજે પણ ઘણાં રત્નો અણઓળખ્યાં રહે છે. ગૂજરાત માસિકમાં એક વખત ગૂજરાતના બાર નરરત્નો ખોળવાનું જાહેર થયું હતું. ક્રીકેટમાં જગમશહૂર થનાર મહારાજા રણજીતસિંહનું નામ કોઇએ લખ્યું હતું?

રણછોડલાલ છોટાલાલ જેવા ઘણા મહાપુરુષો વિશે આપણે કાંઇ જાણતા નથી. એમણે જે સમયમાં અને જે સંજોગોમાં ગૂજરાત–અમદાવાદ–ની જે સેવાઓ કરી છે તેનો અમદાવાદને કેટલો ખ્યાલ છે? રણછોડભાઇ જેવા પુરુષો યૂરોપમાં હોય તો આજે એમનાં કેટલાં સંભારણાં પ્રજાએ કર્યાં હોય. કેવળ પ્રતિકૂળ સંજોગોમાં, લોકોની શારીરિક, આર્થિક અને માનસિક આબાદી વધે એવાં તદ્દન નવાં ને પહેલવહેલાં ચિરસ્થાયી કાર્યો સંખ્યાબંધ કરવાં એ અસાધારણ પ્રતિભાસંપન્ન પુરુષ જ કરી શકે. રણછોડભાઇના આખા ચારિત્રની અને અમદાવાદમાં અનેક મુશ્કેલીઓ વચ્ચે એમણે જે જે કાર્યો કર્યાં તેની છેક સામાન્ય રૂપરેખા આપીએ તોપણ લંબાણ થઈ જાય. એટલે મુખ્ય વાતો ઉપર બબ્બે બોલ કહીને આ મહાપુરુષનું રેખાચિત્ર પુરૂં કરવું પડશે.

રણછોડભાઇનો જન્મ વિ. સં. ૧૮૭૯ ના ચૈત્ર વદ અમાંસે (બુધવાર તા. ર૯ એપ્રીલ ૧૮૨૩) ખાડીઆ ગોલવાડમાં ભાણસદાવ્રતની પોળમાં થયો હતો. નાતે એ સાઠોદરા નાગર. એમની અવટંક કુંચા, પણ બહાર બક્ષી મશહૂર છે. હાલ તો એમનું કુટુંબ અમદાવાદના નાગરિકોમાં પ્રમુખ-સ્થાને છે એટલે એ અટક પણ કોઈ જાણતું નથી અને વાપરતું યે નથી. એમને બક્ષીગીરી ગાયકવાડ સરકાર તરફથી મળેલી અને હાલ એનું વર્ષાસન પણ મળે છે એમ એમનું ચરિત્ર લખનાર કહે છે, પરંતુ ખરી રીતે એમની બક્ષીગીરી જૂની છે. રણછોડભાઇના પિતા છોટાલાલ, એમના પિતા ઉદેશંકર, એમના પિતા મંગળજી, એમના પિતા કસનજી, એમના પિતા કહાનજી, એ પ્રમાણે પેઢીનામું છે. વલ્લભજી કહાનજી (કસનજીના ભાઈ?) માળવામાં

દિવાન હતા એમ રણછોડભાઈનો અંગ્રેજી ચરિત્રકાર લખે છે. એમ પણ કહેવાય છે કે મંગળજી અથવા મંગળદાસ ઔરંગઝેબના બક્ષી નીમાયા હતા, અને એણે ગોળકોંડાનો કિલ્લો લીધો ત્યારે સમાચાર લખનાર તરીકે એ સાથે હતા. એમણે 'વાકેઆતે આલમગીરી' નામનું પુસ્તક લખ્યું છે એમ પણ મનાય છે.[૧] મંગળદાસનું ફારસી જ્ઞાન ઉત્તમ હતું. છોટાલાલના પિતા ઉદયશંકરના સસરા આનંદરામ મુશરફ કમાલુદ્દીનખાં–જવાંમર્દખાં બાબીના દિવાન હતા, અને બાબીના પુત્ર સાથે કાંઈ ક્લેશના કારણથી એમનું ખૂન થયું હતું. બાબી વંશની ગાદી રાધનપુર ગઈ ત્યારે ઉદયશંકર વગેરે ત્યાં જઈ પાટણમાં રહ્યા હતા. એ પણ સારી પદવીએ હતા. છોટલાલનો જન્મ પાટણમાં થયો હતો. ઉદયશંકર પાટણમાં દેવલોક પામ્યા ત્યારે એમનાં ધર્મપત્ની પ્રાણકોર સતી થયાં. કહે છે કે એ વખતના પાટણના પેશ્વાઈ સુબાએ તથા બીજા ઘણાએ સમજાવ્યા છતાં એમને ખરૂં સત ચઢયું અને વિ. સં. ૧૮૫૫માં સતી થયાં. એમની દેયડી હાલ પાટણમાં છે અને રણછોડભાઈ તથા હાલ સર ચીનુભાઈના કુટુંબમાં શુભ પ્રસંગે સતીમાનાં દર્શન કરવાનો રિવાજ છે. એ પછી છોટાલાલ અમદાવાદમાં ભાણુસદાવ્રતની પોળમાં આવી વસ્યા અને ત્યાં

[૧] આ બાબત રણછોડભાઈનાં જીવનચરિત્રોમાં જણાવેલી નથી. પરંતુ નિઝામુદ્દીન ચીશતી સાહેબના જોવામાં એ પુસ્તક આવેલું, અને એમણે એનો તરજુમો કરવા માટે સ્વ. સર ચીનુભાઈને કહેલું. પણ પછી કાંઈ થયું નહિં. આ વાત નિઝામુદ્દીન સાહેબે મને કહેલી. આ વાતને પુષ્ટિ મળી શકે છે. સર ચીનુભાઈની લાયબ્રેરીમાં એક આલમગીર નામાની મોટી નકલ છે. મુહમ્મદ કાસીમના પ્રસિદ્ધ આલમગીર નામાની એ નકલ છે. એમાં છેડે લખ્યું છે કે એ નકલ મંગળદાસે સ્વહસ્તે કરી છે. એ ઉપરથી આલમગીર બાદશાહની નોકરીમાં એ હોય એમ મનાય છે. બીજા ઇતિહાસના ફારસી ગ્રંથ નથી. આ ગ્રંથમાં મંગળદાસ પોતે લખે છે કે 'મંગળદાસ વલદે કસી કુંચી નાગર સાકદ-અરા' એ ઉપરથી કુંચી અગર કુંચા અવટંક ખરી જણાય છે. રા. ભગવાનલાલ બાદશાહ લખે છે કે નાતમાં 'ઉંચામાં કુંચા' એ કહેવત ચાલે છે તેને કાંઈ આધાર નથી. વાકેઆતે આલમગીરી એક જાણીતી છે. બીજી અબ્દુલવહાબ અમદાવાદીના મુનીમ પાટણના નાગર ઈશ્વરદાસે બનાવેલી એ ડૉ. બર્ડે જોએલી જે હાલ ઈન્ડીઆ ઓફીસમાં છે એમ કહેવાય છે. મંગળદાસની વાકેઆતે આલમગીરી જુદી તે ત્રીજી. નિઝામુદ્દીન સાહેબે એનો તરજૂમો કર્યો હોત તો ઘણું સારૂં થાત.

રણછોડભાઇનો જન્મ થયો. એમની માતાનું નામ લાલબાઇ હતું. ગિરનારના કોઈ તપસીના આશીર્વાદથી રણછોડભાઇનો જન્મ થયેલો એમ કહેવાય છે. નાનપણમાં એમનાં લાડ એટલાં હતાં કે ઘરમાંથી નીકળવા દે નહિં. મેડા ઉપર બદીઓ કરીને લખોટીઓ રમે. આથી રણછોડભાઇનો સ્વભાવ બહુ શાંત રહ્યો, પરંતુ એમનું પરાક્રમ શાંત નહોતું. નાનપણમાં રણછોડભાઇને ધોતીઉં પણ કોઈ પહેરાવે ત્યારે ખરોખર પહેરાતું. કુતરૂં દેખે તો ઘરમાં પેસી જાય અને કોઇને દેખી શરમાઈ જાય. એ જ રણછોડભાઈ અમદાવાદના પ્રથમ પુરુષ બન્યા !

રણછોડભાઇ ૭ વર્ષની ઉમ્મરે રાયપુરમાં તુળજારામ મહેતાજીની ખાનગી નિશાળે બેઠા અને એ વખતની રીત પ્રમાણે કેળવણી લેવી શરૂ કરી. સાતમે વર્ષે દેસાઈની પોળના મહેતા બાપુજી મહાસુખરાયની પુત્રી જેઠીબા સાથે એમનું લગ્ન થયું. ધૂળીઆ નિશાળનો અભ્યાસ પુરો કરી મુનશી ફૈઝુદ્દીન પાસે ફારસી અભ્યાસ શરૂ કર્યો. પાછળથી ભોળાનાથના પિતા સારાભાઇ પાસે એ ફારસી શીખવા જતા. ત્યાંથી ભોળાનાથ સાથે એમને મૈત્રી થઈ. અંગ્રજી તો એ વખતે કોણ શીખવે ? સારાભાઇએ અંગ્રેજી મૂળાક્ષરો શીખવવા માંડયા. એ પછી પૂનેથી આવેલા કોઈ કંસારાએ ખાનગી નિશાળ કાઢી હતી ત્યાં ભણ્યા અને છેવટે ડી. કલોઝા નામના પોર્ટુગીઝે અમદાવાદમાં સબ્સ્ક્રીપ્શન સ્કુલ કાઢેલી તેમાં એ અને ભોળાનાથ બન્ને ભણ્યા. રણછોડભાઇના પિતા ધાર્મિક પુરુષ હતા એટલે એમના સંગથી રણછોડભાઇએ ધાર્મિક સંસ્કાર અને સંસ્કૃતનું કાંઇક જ્ઞાન મેળવ્યું. રણછોડભાઈનું પાછળથી થયેલું સારૂં અંગ્રેજીનું જ્ઞાન કેવળ ખંત અને અભ્યાસથી જ મેળવેલું હતું. ૨૦ વર્ષની ઉમ્મરે એમણે રૂા. ૧૫)ની નોકરી કસ્ટમ ખાતામાં લીધી. એમાં છેવટે રેવાકાંઠાના પોલીટીકલ એજંટના દફતરદારની જગ્યા સુધી ચઢયા. એ નોકરીમાં લૂણાવાડા રાજ્યને લગતી કોઈ બાબતમાં એમના ઉપર લાંચનું આળ આવ્યું. એમાં એ આખરે નિર્દોષ ઠર્યા. પણ એમની નોકરી ગઇ. આળ એમના દુશ્મનોએ પ્રપંચથી ઉભું કરેલું એમ કહેવાય છે અને નોકરી છોડયા પછી એ લોકો ઉપર કાયદેસર કામ ચલાવી રણછોડભાઇએ પોતે નિર્દોષ છે એમ સિદ્ધ કર્યું હતું.

રણછોડભાઈ સરકારી નોકરીમાંથી છૂટયા એ એક રીતે સારૂં જ હતું. એમની નૈસર્ગિક બુદ્ધિ હવે સ્વતંત્ર બની. ઈ. સ. ૧૮૪૪ થી ૧૮૫૪ સુધી

રણછોડભાઇનું મન યુરોપીય રીતોથી દેશી હુન્નર ઉદ્યોગ વધારી શકાય કે નહિ તેના વિચારોમાં રોકાયું. આ અમદાવાદના વેપાર ઉદ્યોગને લગતો વિષય છે. આ વિચાર રણછોડભાઇના મનમાં કદાચ પહેલો જ આવ્યો હોય એમ બને. મુંબાઇમાં એ વખતે મીલો શરૂ થઇ નહોતી. રણછોડભાઇનો વિચાર અમલમાં મોડો આવ્યો પણ એમનો મીલ કરવાનો પ્રયત્ન પણ ૧૮૫૦ માં જન્મ પામ્યો હતો એમ એમના અંગ્રેજી ચરિત્રકાર મી. એડવર્ડઝ અને સર ઇવાન જેમ્સ લખે છે. એ વખતે મુંબાઇમાં મીલ થઈ નહોતી. આ બધી બાબતનું તેમ જ મીલ-ઉદ્યોગ અમદાવાદમાં જામ્યા પછી રણછોડભાઇએ મ્યુનિસીપેલીટી દ્વારા શહેરની કરેલી સેવાઓનું વિગતવાર વર્ણન કરીએ તો બહુ લંબાણ થાય. શહેર આજ એમનાં કાર્યો નજરે દેખે છે. ખરી રીતે શહેરમાંથી બાદશાહી ગઇ ત્યારે શહેરનો ઇતિહાસ એ એના વેપારનો અને બીજી પ્રગતિઓનો જ ઇતિહાસ છે. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધની શરૂઆતથી રણછોડલાઈએ શહેરની તમામ જાતની પ્રગતિનું અગ્રેસરી પદ લીધું અને એ સદીના અંત સુધી પોતાના અવસાન સુધી શહેરની સેવા કરી. એટલે ગઈ સદીના ઉત્તરાર્ધનો અમદાવાદનો ઇતિહાસ—વેપારમાં કહો કે સ્થાનિક સ્વરાજ્યમાં કહો ગમે તેમાં—એટલે રણછોડભાઈનું જીવનચરિત્ર. પહેલવહેલો મીલઉદ્યોગ પ્રતિકૂળ વાતાવરણમાં ઉભો કરવો, પહેલવહેલા નળ ગટર વગેરે કરવાં, અનેક વાંધા અને મુશ્કેલીઓમાંથી પાર પડવું એ બધું અસાધારણ બુદ્ધિ વગર ન જ થઇ શકે. એ બધાનું બરોબર વર્ણન કરવા તો જૂદો ગ્રંથ જોઇએ. આ ટુંકા અહેવાલનું એ કામ નથી.[1]

રણછોડભાઇએ બે મોટી મીલો કરી એમાં એમનું મહત્વ નથી. એ મ્યુનિસીપાલીટીના પહેલા દેશી પ્રમુખ થયા એમાં પણ મહત્વ નથી. ચીલે ચઢેલી ગાડી બધા ચલાવે; ઘોર જંગલમાં માર્ગ કાપી નવા ચીલા પાડવા એમાં જ પ્રતિભા છે. રણછોડભાઇએ અમદાવાદના લોકજીવનને નવા ચીલા પાડી બતાવ્યા. એ ચીલે આજે અમદાવાદ ચાલ્યું જાય છે. સંજોગો તો છેવટ સુધી પ્રતિકૂળ જ હતા. લોક અજ્ઞાન હતાં, રૂઢિઓનાં બંધનથી સડી ગયા હતા. ધર્મને નામે જ્ઞાનથી પણ દૂર નાસતા. અશાંતિમાંથી અંગ્રેજી

[૧] રણછોડભાઇનું મરણ તા. ૨૬ અકટોબર ૧૮૯૮ માં ૭૬ વર્ષની ઉમ્મરે થયું.

રાજ્યની શાંતિ જોઇને ગાંડાઘેલા થઈ ગયા હતા. સરકાર પરદેશી હતી. એવા સંજોગોમાં સફળ થવામાં જ મહત્વ હતું. આ સંજોગોને લીધે રણછોડભાઈની બધી મહત્વાકાંક્ષાઓ સફળ ન થઈ. પણ એ જરા વધારે જીવ્યા હોત તો થાત. પંચમહાલમાં લોખંડ અને કોલસાની ખાણનું કામ શરૂ કરી ગૂજરાતની મીલોને એ બાબતમાં સ્વતંત્ર કરવાની એમની મહત્વાકાંક્ષા સરકારની પ્રતિકૂળતાને લીધે સફળ ન થઈ. અમદાવાદથી ખંભાતનો પંથ સુવેજની નહેર કરતાં ટુંકો છે એ વિચાર આવ્યાથી અમદાવાદ સુધી દરીઓ લાવી એને બંદર બનાવવાનો રણછોડભાઇનો મનોરથ મનમાં જ રહી ગયો. આવો મહત્વાકાંક્ષી પુરુષ અનુકૂળ સંજોગોમાં સ્વતંત્ર દેશમાં જન્મ્યો હોય તો શું ન કરી શકત?

રણછોડભાઈમાં અસાધારણ બુદ્ધિ હતી. એ બધું જાતમહેનતથી સિદ્ધ કરતા. મીલમાં દરેક ખાતાંની ઝીણામાંઝીણી વીગત પોતે જાતે સમજતા અને ખાતાના ઉપરીને રસ્તો બતાવી શકતા. વિલાયતની એક જાણીતી કંપનીનો માલિક લખે છે કે રણછોડભાઈ જેટલું બીજા કોઈ હિંદીનું નામ લેંકેશાયરમાં જાણીતું નહોતું.[1] ક્રોધ કરવો તો જાણતા જ નહિ, શત્રુને પણ હસીને બોલાવતા. એમની વિચિત્ર કરકસરના રમુજી દાખલા શ્રી નરસિંહરાવભાઇએ સ્મરણમુકુરમાં આપ્યા છે. એમના ધર્મ સંબંધી ભ્રમ ઉત્પન્ન થાય એવું છે. એ પ્રાર્થનાસમાજને સહાય કરી એમાં ભાષણો આપતા, પણ ગાયત્રી પુરુશ્ચરણ, સહસ્રચંડી વગેરે કરાવતા. એ કોઈ પણ પંથના માણસ સાથે ધાર્મિક ચર્ચામાં બહુ ભાગ લેતા. છતાં જાતે ચુસ્ત વૈષ્ણવ હતા. સામાજિક અને રાજકીય સુધારો થવો જોઇએ એમ એ માનતા. કોન્ગ્રેસ પહેલી નીકળી ત્યારે એમણે ટેકો આપેલો. એક પ્રાંતિક કોન્ફરન્સમાં એ સન્માનકારિણી સભાના પ્રમુખ થયા હતા, પણ બ્રીટીશ અમલદારોમાં એમને વિશ્વાસ હતો. આજની દૃષ્ટિએ એમના રાજકીય વિચારો હાલના મોડરેટોથીયે નરમ હતા, છતાં એમના સમયનો વિચાર કરીએ તો એ પ્રગતિશીલ હતા. કૌન્સિલમાં એમણે મહુડાબીલ વખતે સરકારનો પક્ષ લીધેલો તેનું કારણ દારૂનિષેધના કાર્યમાં એ અમદાવાદના નેતા હતા એ હતું. હુંડિયામણ અને ટંક-

[૧] "We can assure you that no Indian name is better known in Lancashire and none more respected."—H. W. Wilson—

શાળના સવાલ ઉપર એમણે અભ્યાસપૂર્ણ લેખો લખ્યા છે. પાણીના નળ નાંખતી વખતે ઘણા ઈજનેરોએ અંદાજ કાઢેલા એમાં એક અંદાજ અને સ્કીમ રણછોડભાઇએ કાઢેલું. ઈજનેરી અને નાણાંની દૃષ્ટિએ એ અંદાજ કોઈ પણ ઇજનેરથી ઉતરતો નહોતો. એમની રાજકીય અને સામાજિક પ્રવૃત્તિઓનું પુરેપુરું વર્ણન કરવાનું આ સ્થાન નથી. એમની પ્રવૃત્તિઓ સર્વદેશી હતી અને જેમાં એમણે હાથ ઘાલેલો તેનો એમણે સંપૂર્ણ અભ્યાસ કરેલો અને બહુ સ્થિર ચિત્તથી જ નિર્ણયો બાંધેલા. ઉતાવળાઆપણું કે ઉપલકીઆપણું તો એમનામાં હતું જ નહિ. પોતે ન સમજે કે ખાત્રી ન પડે તેવું ગમે તેવું કામ સારૂં હોય તોપણ તે કરતા નહિ. એમની બુદ્ધિની ઝીણવટ માટે મોતીલાલ લાલભાઈ કહેતા કે "બીજાના મગજમાં બુદ્ધિ હશે પણ રણછોડભાઈના તો નખેનખમાં પણ બુદ્ધિ ભરેલી છે. મેં કચ્છની દીવાનગીરી લીધી તેના કરતાં રણછોડભાઇનો ગુમાસ્તો થયો હોત તો મારી અક્કલ વધત." નાગરની નાતમાં સમુદ્રગમન માટે કેવી ધમાલ થાય છે તે બધા જાણે છે. સાઠોદરા નાગરની નાતમાં હરિલાલ ધ્રુવ વિલાયતથી આવ્યા તે પ્રસંગનો લાભ લઈ રણછોડભાઇએ એવા ઠરાવો કરાવી નાંખ્યા કે એ નાતમાં વિલાયત જનારને ભવિષ્યમાં કાંઈ હરકતો રહી નહિ. રણછોડભાઈમાં ગર્વ બીલકુલ નહોતો. ગરીબ કે ધનવાનનો ભેદ એ ગણતા નહિ, સર્વની સાથે સરખી રીતે વર્તતા. નાતજાતના વ્યવહારમાં બહુ કાળજી રાખતા. એમના ઉપર ભાગ્યેજ કોઇ નાખુશ થતું. કોઈ એમના ઉપર ક્રોધ કરે તો પોતે નમ્રતાથી સમજાવતા એવા દાખલા નાતમાં તેમજ સમાજમાં બનેલા છે. ટુંકામાં અમદાવાદનો અડધી સદીનો ઇતિહાસ આ મહાપુરુષના ચરિત્ર સાથે સંકેલાઈ ગયેલો છે. અમદાવાદ રહેશે ત્યાં સુધી સર્વે અહમદશાહને સંભારશે, મીસો અને મ્યુનિસીપાલીટી રહેશે ત્યાં સુધી સૌ કોઈ રણછોડભાઇને સંભારશે.

### સરદાર સર ચીનુભાઈ માધવલાલ બેરોનેટ

રણછોડભાઈના પુત્ર માધવલાલના પુત્ર ચીનુભાઈની ઓળખાણ અમદાવાદીઓને આપવાની રહે ? અમદાવાદમાં ઘેરેઘેર એમનું નામ જાણીતું છે, ઠેકાણે ઠેકાણે એમની કીર્તિ મૂર્તિમાન ઉભેલી જોવામાં આવે છે. એમનો જન્મ ઈ. સ. ૧૮૬૪ માં થયો હતો. રણછોડભાઇના હાથ નીચેજ એમણે વેપાર વગેરેનું શિક્ષણ લીધું હતું. રણછોડભાઈ અને એ પછી તુરત માધુભાઈના

અવસાનથી બધો ભાર ચીનુભાઇને માથે પડયો તે એમણે સફળતાથી ઉપાડયો અને સમૃદ્ધિ અને કીર્તિ બન્ને વધાર્યાં. પણ ચીનુભાઈની મહત્તા બીજી વસ્તુમાં છે. ચીનુભાઈ વેપારી હતા—સફળ વેપાર તરીકે ધનવૃદ્ધિ કરી શક્યા હતા, પરંતુ એમના સંસ્કાર જૂદા હતા. વણિક્વૃત્તિના હમેશના સહવાસ છતાં એમનામાં શુદ્ધ બ્રહ્મત્વ હતું. આર્યના—બ્રાહ્મણના—એમાં ખાસ કરીને નાગરના સંસ્કાર એમનામાં સંપૂર્ણ હતા. પોતે કોલેજમાં ગયા હતા અને ઉપાધિ મેળવી નહોતી એમ છતાં કોલેજની ડીગ્રીઓ લીધેલા કરતાં એમનું જ્ઞાન ઘણું ઉંચી જાતનું હતું. વિદ્યા તરફ અભિરુચિ—એ નાગરનું લક્ષણ એમનામાં અસાધારણ રીતે ખીલેલું હતું. વિદ્યાથી ખીલેલા સંસ્કારે જ એમની દાનશીલતાને વેગ આપ્યો; એમની દાનશીલતાને લીધે જ એ આજે હિંદુસ્તાનમાં પ્રખ્યાત છે. અમદાવાદમાં સર ચીનુભાઈ જેવો બીજો કોઈ દાનેશ્વરી થયો નથી. પણ એ મહાન ગુણનું મૂળ વિદ્યાની સંપૂર્ણ ખીલેલી અભિરુચિમાં હતું. ચીનુભાઇ કવિતા લખતા નહિં કે લેખો લખતા નહિં એટલે એમનો આ શોખ એમના સંસર્ગમાં આવ્યેથી જણાતો. સંસ્કૃત સાહિત્ય અને વેદાંત ઉપર એમને ખાસ પક્ષપાત હતો. એક પણ દીવસ પાડયા વગર રોજ રાત્રે દોઢ કલાક વે. શા. સં. વ્યાકરણવારિધિ શાસ્ત્રી રામકૃષ્ણ પાસે એ બેસતા અને જે રસથી અભ્યાસ કરતા તેની બહારની દુનિયાને ઓછી જ ખબર છે. ચીનુભાઈ શેઠે મરણ પામતા અગાઉ ત્રણ દીવસ પહેલાં પણ આ અભ્યાસ છોડયો નહોતો. વેદાંત સાથે કાવ્યશાસ્ત્ર અને નાટકો પણ એ અવારનવાર વાંચતા. કાલિદાસનાં કાવ્યોનો મોટો ભાગ એમની જીહ્વાગ્રે હતો. ૫૦ વર્ષની ઉમ્મરે પણ એ કાવ્યોનું પુનરાવર્તન કરતા. ૧૯૧૪ માં એમની ઉમ્મર ૫૦ વર્ષની હતી. એ વખતે એક દીવસ મને એમણે કહ્યું કે 'સંસ્કૃત સુધારવું હોય તો ભટ્ટીકાવ્ય વાંચો.' ભટ્ટીકાવ્યમાં કાવ્ય અને વ્યાકરણ બન્ને ભેગાં છે એ જાણીતી વાત છે. થોડી વાર રહી શેઠ બોલ્યા કે 'હું હમણાં જ થોડા દીવસ ઉપર એનું પુનરાવર્તન કરી ગયો, નહિં તો આપણે સાથે વાંચત.' હું તો જોઇ જ રહ્યો હતો. મેં તપાસ કરી તો જણાયું કે ભટ્ટીકાવ્યનું એ એમનું છઠ્ઠું કે સાતમું પુનરાવર્તન હતું. સંસ્કૃતનો કેટલો શોખ હોય ત્યારે ભટ્ટીકાવ્ય આટલી વાર વાંચી શકાય એ સંસ્કૃતના અભ્યાસીઓ સમજી શકશે. સંસ્કૃતમાં એ સારી રીતે બોલી શકતા. એમની લાયબ્રેરીમાં સંસ્કૃત પુસ્તકોની સંખ્યા બહુ મોટી

છે. એક વાર મેં એ જોવા માંડયાં તો લગભગ દરેકમાં શેઠના હસ્તાક્ષરથી પાને પાને ટિપ્પણીઓ લખેલી. એમના સંસ્કૃતના અભ્યાસનો ખ્યાલ એ વખતે મને ખરેખરો આવ્યો. ચીનુભાઈ શેઠ જીવ્યા ત્યાં સુધી અમદાવાદમાં સંસ્કૃતના ઘણા શોખીનો અને પંડિતો આવતા. મુંબાઇથી અમદાવાદને રસ્તે થઇ જતો કોઇ પંડિત શેઠને મળ્યા વગર જતો નહિ. ઘણાને શેઠ નાણાંની મદદથી પણ સંતોષતા. ચીનુભાઇની અસાધારણ દાનશીલતા તો આ ઉંચા સંસ્કારનું માત્ર ભૂષણ હતું. એમના દાનની નામાવલિ લખાયે તો ઘણી લાંબી થાય. અમદાવાદમાં એ અજાણી નથી. દાનશીલતામાં કનિષ્ઠિકા ઉપર હજી ચીનુભાઇનું જ નામ છે. એમને મરણ પામ્યે આજે બાર વર્ષ થયાં પણ અનામિકા સાર્થવતી જ રહી છે. એમને ત્યાં મદદ માટે ગયેલો માણસ કદી પાછો ગયલો સાંભળ્યો નથી. એમનાં ખાનગી દાન પણ બહુ છે. એ દાનોમાં પણ એમનો ખાસ શોખ–વિદ્યાવૃદ્ધિ ! એ તરફ જ પ્રવૃત્તિ વધારે વળેલી છે. ગૂજરાત કૉલેજમાં છોકરાઓને બેસવાની સંકડાશ હતી ત્યારે કમીશનર મી. પ્રાટે ભાષણમાં કહ્યું હતું કે 'એક સર ચીનુભાઇથી આટલું થયું છે, હવે સર ચીનુભાઇ નથી. આપણે અનેક સર ચીનુભાઇઓ ઉભા કરવા પડશે.'

ચીનુભાઈ શેઠનો સ્વભાવ આનંદી તેમ જ ક્રોધી પણ હતો. એમનામાં અભિમાન બીલકુલ નહોતું. વ્યવહારમાં એ બહુ નિયમિત હતા. સ્હવારથી સાંજ સુધી પોતાનાં અને જાહેરનાં અનેક કાર્યોમાં જોડાયલા રહેતા પણ કોઇ જગ્યાએ ઠરાવેલા સમયથી મોડા પડતા નહિ. એ કોઈ દીવસ "મારી મીલ" એવા શબ્દો બોલતા નહિ; "હું જે મીલમાં કામ કરૂં છું તે મીલ" એમ જ બોલતા. નાતની સભાઓમાં પણ એ નિયમસર આવતા, અને નાતોમાં સાધારણ બને છે તેમ કોઈ બીજા એ સમયે ન આવ્યા હોય અને છોકરાઓ બેસી પત્તાં રમતા હોય અને શરમાઈ જાય તો ચીનુભાઇ કહેતા કે 'રમો રમો હું જોઇશ.' વાતોમાં તો વિનોદ ઘણી વાર કરતા. એમના વિનોદમાં કાવ્યશાસ્ત્રની મઝા ઘણી વાર છલકાતી. પોતે કાંઈ કામ કર્યા બદલ લોક એમને માન આપે ત્યારે 'पिपीलिका चुम्बति चंद्रबिम्बम् ॥' એ વાક્ય એ નમ્રતાની ખાતર બોલતા. શેઠ લાલભાઈ દલપતભાઇના એ મિત્ર હતા. એક વખત દિલ્હી દરબારમાં લાલભાઇ શેઠને કોટપાટલૂન પહેરવાં પડયાં. એમણે કદાચ એ વખતે પહેલવહેલાં પહેર્યાં હશે તે પહેરતાં કાંઈ ફાવ્યું નહિ એટલે લાલભાઇએ 'ચીનુભાઈ ચીનુભાઇ'

કરીને બુમ પાડી. ચીનુભાઇએ હસતે હસતે ઉતાવળે જઇને શેઠને કોટપાટલૂન ખરેખર પહેરતાં બતાવ્યું. એ પ્રસંગ ઘણો રમુજનો બન્યો હતો. ચીનુભાઇને ક્રોધ ચઢતો ત્યારે બહુ ભારે વાત થતી. જેના ઉપર એ ક્રોધ ઉતરે એને ભારે વેઠવું પડતું-ઘણુંખરૂં નોકરી જતી. એમની ધર્મભાવના સનાતન ધર્મ પ્રમાણે ખરેખર હતી. કુટુંબના વૈષ્ણવ ધર્મમાંથી એમનું વલણ દેવીની સાત્વિક ભક્તિ તરફ વળ્યું હતું. નવરાત્રમાં માતાજીનું પૂજન કરી ગરબાનું સ્તવન કરતાં શેઠની આંખમાં ભક્તિનાં આંસુ આવેલાં ઘણી વાર દેખાતાં. દોઢ કલાકનું નિત્યકર્મ કર્યા વગર એ કદી જમતા નહિં. રેલ્વેની મુસાફરીમાં પણ એ નિત્યકર્મ પડતું મૂકતા નહિં. શિયાળાની ઠંઠીમાં રેલ્વે મુસાફરીમાં બે ટ્રેનોની વચ્ચે ઉભા રહી ઠંડે પાણીએ નહાતા, કે સ્ટેશનના નળ આગળ તપેલું મુકાવી નહાતા સર ચીનુભાઇને જોયા હોય તો એમની ધર્મ અને આચારની ભાવનાનો ખ્યાલ આવે. એમનો ખાવાનો શોખ પણ ઉત્તમ હતો. જૂદી જૂદી જાતની વાનીઓ અને મીઠાઇઓ એ સારી રીતે ખાતા. મુસાફરીમાં જે દેશનું જે વખણાતું હોય તે ખાસ શુદ્ધ બ્રાહ્મણીઆ રસોઈ કરાવીને જમતા. મુસાફરી અને યાત્રાનો શોખ પણ એવો જ પ્રબળ હતો. ચીનુભાઇ શેઠનાં મોટાં દાનથી સરકારે એમને સી. આઇ. ઈ. તથા નાઈટના ઇલ્કાબ આપ્યા હતા. ઓગણજ ગામના ઈનામદાર તરીકે એમને સરદારનો ઇલ્કાબ મળ્યો હતો. સીવીલ સરવીસની પરીક્ષા આપ્યા વગર ચીનુભાઇ ઇનામદારના પુત્ર તરીકે કલેક્ટર થઇ શકે એવા ઇરાદાથી રણછોડભાઇએ ઓગણજ ગામ ખરીદેલું એમ કહેવાય છે. એ પછી નાઇટનો ઇલ્કાબ મળ્યો અને ઇ. સ. ૧૯૧૩ માં બેરોનેટનો ઇલ્કાબ મળ્યો. એ ઇલ્કાબ વંશપરંપરાનો હતો. હિંદુસ્તાનમાં પારસી અને મુસલમાન બેરોનેટ હતા પણ બાવીસ કરોડ હિંદુઓમાં સર ચીનુભાઇ પહેલા અને એકના એક બેરોનેટ હતા. ઇ. સ. ૧૯૧૬ ના માર્ચમાં શિવરાત્રીને દીવસે મહાપૂજાની આરતીને સમયે હૃદયરોગથી ત્રણ દીવસની ટુંકી માંદગી ભોગવી સર ચીનુભાઈ સ્વરૂપસ્થ થયા. એ વખતે એમનું વય પર વર્ષનું હતું. જીવનભર કરેલો વેદાંતનો અભ્યાસ એમને અંત સમયે કામ લાગ્યો હતો. અત્યન્ત શાંતિ અને પ્રસન્નતાથી એમનું અવસાન થયું હતું. માંદગીની શરૂઆતમાં જ જાણે ખબર પડી ગઇ હોય એમ એમનું ચિત્ત દુનિયામાંથી ઉઠી ગયું અને વીતરાગ થઈ ગયું હતું. એમના મરણને દીવસે શહેર આખું ગમગીન થયું હતું. શાહીબાગથી દૂધેશ્વર સુધી શેઠનાં

છેલ્લાં દર્શન કરવા લાખો લોકની ઠઠ જામી હતી. એમના મરણનો ખરો શોક તો જે અનાથ અસહાય પુરુષોને એમની ખાનગી મદદ મળતી હતી, અને જેમની આબરૂ ખાતર એ વાત તથા નામ બહાર કોઈ પણ જાણતું નહિ એવા અનેક માણસોને થયો. ગૂજરાત કૉલેજને તો શેઠે ઉભી કરેલી એટલે બીજાઓએ એક તો કૉલેજે બે રજાઓ પાળી. ચીનુભાઇ શેઠનું સ્થાન અમદાવાદમાં હજી કોઇ ધનાઢયે લીધું નથી. છેવટે રણછોડભાઇના અંગ્રેજી ચરિત્રકારના શબ્દોમાં આ વર્ણન પુરૂં કરીશું:–" His death in March 1916, at the comparatively early age of fifty-two, closed a career which seemed to be imbued with the spirit of Ranchhorlal's achievements and offers an inspiring example to his young son, born in 1906, who is now the guardian of the family wealth and traditions of service for the public weal. May the latter uphold worthily the standard set by his distinguished great-grandsire, of whom it may be truly said:—

" His life was gentle; and the elements
So mixed in him, that Nature might stand up
And say to all the world, ' This was a man ! ' "

## બહેચરદાસ લશ્કરી

બહેચરદાસના પિતાનું નામ અંબાઇદાસ હતું. એમનો જન્મ ઇ. સ. ૧૮૧૮ માં થયો હતો. એમના પિતા ગાયકવાડ તથા પેશ્વાના સમયમાં લશ્કરી અમલદારોને નાણાં ધીરતા એટલે એમની અટક લશ્કરી પડી. ધંધાના કામને અંગે જરૂર જેટલી એમણે ગૂજરાતી, અંગ્રેજી, મરાઠી, હિંદી, તથા ઉર્દુ ભાષાઓનો અભ્યાસ કર્યો હતો. એમ કહેવાય છે કે બહેચરદાસે ૧૮૫૭ ના બળવા વખતે સરકારને કિંમતી મદદ કરેલી. વેપારમાં એ સાહસિક હતા. અમદાવાદમાં રણછોડભાઇ પછી બીજી મીલ એમણે રાયખડમાં કરી તે હાલ ચાલે છે. એમણે દવાખાનું કાઢેલું તે પણ ચાલુ છે. વિદ્યાવૃદ્ધિમાં પણ એમણે પૈસો ખરચ્યો છે. એ સુધારક હતા. પ્રાર્થનાસમાજનું મંદિર બાંધવામાં એમણે સારી મદદ કરેલી ધારાસભાના એ સભાસદ હતા. સરકારે એમને સી. આઈ. ઇ. નો તથા રાવબહાદૂરનો એમ બે ઈલ્કાબ આપ્યા હતા. ઈ. સ. ૧૮૮૯ માં ૭૨ વર્ષની વયે એમનું અવસાન થયું.

# પ્રકરણ એકાવનમું



## નામાંકિત પુરુષો

૧

### ભક્તસુધારકો

### દાદુ દયાળ

પ્રસિદ્ધ દાદુ પંથના સ્થાપક સંત દાદુ અમદાવાદમાં જન્મ્યા હતા એમ કહેવાય છે. સોળમી સદીના ઉત્તરાર્ધમાં એમનો જન્મ થયો હતો. દાદુ નાનપણમાં રમતા હતા ત્યારે કબીરજીના કોઇ શિષ્યના જોવામાં એ આવ્યા, અને એ વખતે એણે એમનામાં અલૌકિક તેજ દીઠું. દાદુનું ચિત્ત નાનપણથી જ ધર્મ તરફ હતું. અઢાર વર્ષની ઉમ્મરે કબીરજીના શિષ્ય એમને ફરી મળ્યા ત્યારે સંસાર છોડી એમણે જ્ઞાનમાર્ગ લેવાનો નિશ્ચય કર્યો. સમય જતાં દાદુનું ચિત્ત પરબ્રહ્મમાં ઘણું લીન થઈ ગયું, અને એમના પ્રભાવથી ઘણા એમની પાસે વગર બોલાવ્યે બોધ લેવા આવવા લાગ્યા. ગરીબાઇ, સત્ય, ઇચ્છા માત્રનો ત્યાગ, અભિમાનનો ત્યાગ, પ્રાણીમાત્ર તરફ પ્રીતિ, અને છેવટે આત્માને ઓળખવો એ એમનું ખાસ ધ્યેય હતું.

દાદુએ જે પંથ કાઢયો તે પરબ્રહ્મ સંપ્રદાય, અગર સહજ સંપ્રદાય તરિકે ઓળખાય છે. બાબુ ક્ષિતિમોહન સેન એને 'બ્રહ્મસમાજ' (Brahma Society) કહે છે. સંપ્રદાય જેવું એમાં ખાસ છે નહિં. હિંદુ મુસલમાન કોઈ પણ એમાં જોડાઈ શકે છે. દાદુના હિંદુ તેમજ મુસલમાન શિષ્યો હતા. એમાં સુંદરદાસ, રજબજી વગેરે ખાસ જાણીતા છે. સુંદરદાસે 'સુંદર વિલાસ' નામનો હિંદીમાં ગ્રંથ લખ્યો છે. દાદુપંથનું મંદિર અમદાવાદમાં એક છે. દાદુનો પંથ હાલ ઉત્તર હિંદ અને ખાસ કરીને પતીઆળા બાજુ ચાલે છે. એ પંથ

'વેદાંત વૈષ્ણવ' જેવો કહી શકાય. દાદુ પોતે ભક્તિ તરફ વળ્યા છતાં કપાસ વીણવાની મજુરી કરતા એમ કહેવાય છે.

કહે છે કે ઈ. સ. ૧૫૮૬ માં દાદુનો અકબર સાથે મેળાપ થયો હતો. અકબરે મળવા માટે કહેવડાવ્યું ત્યારે દાદુએ કહ્યું કે 'મોટા સમ્રાટને અમારા જેવા ગરીબોને મળીને શું કામ છે. પણ જો ભક્ત અકબરને મળવાની ઇચ્છા હોય તો ભલે આવે.' કહે છે કે અકબર સાથે ૪૦ દીવસ સુધી દાદુને મેળાપ થયો હતો, અને એથી અકબરને ઘણો આનંદ થયો હતો. અકબરના ધાર્મિક વિચારોમાં દાદુનાં બોધવચનોની ઘણી અસર થઈ હતી એમ કહેવાય છે. અકબરના પંડિતોએ દાદુને ઘણા પ્રશ્નો પુછેલા–તમે કોને પૂજો છો? તમારૂં પુસ્તક કયું? વગેરે. એના જવાબમાં દાદુ કહેતા કે 'મારૂં શરીર મારૂં પુસ્તક છે, પરમેશ્વર એના સંદેશ એમાં લખે છે. મારૂં જીવન મારો પંડિત છે. અંતરયામી એ મારૂં દેવળ છે. અંતરમાં હું એને પૂજું છું ત્યારે મને બહારનું કોઈ વિક્ષેપ કરી શકતું નથી. દાદુ પંથીઓ મૂર્તિને માનતા નથી.[1] વિસ્તારના ભયથી આ મહાપુરુષનું લંબાણથી વર્ણન થઈ શકતું નથી.

## અખો ભગત

અખો ભગત ઈ. સ. ૧૬૧૫ થી ૧૬૭૫ સુધીમાં થઈ ગયો. સત્તરમી સદીના પ્રસિદ્ધ ગૂજરાતી કવિઓમાં એ પહેલો છે. અમદાવાદ પાસે જેતલપુર ગામનો એ વતની હતો, પણ ધંધા માટે અમદાવાદમાં દેસાઇની પોળમાં એ આવીને વસ્યો હતો. જાતે સોની હતો, પણ સોનીમાં જે સાધારણ અવગુણ કહેવાય છે તે અખામાં નહોતા. એક સ્ત્રીને એ સગી બહેન તરીકે ગણતો હતો. એના ઘરેણામાં એણે પોતાનું સોનું ઉમેર્યું. રિવાજ પ્રમાણે એ બાઇએ કસોટી કરાવી અંદર કંઈ ભેગ છે કે નહિ તે જોવા ઘરેણું ભગાવી જોયું તો ખરૂં સોનું વધારે નીકળ્યું. અખાયે આ વાત જાણી ત્યારે દુનિયા ઉપર એને ઘણું ખોટું લાગ્યું અને સારાની આ દુનિયા નથી એમ થયું. બાદશાહી ટંકશાળમાં એ કામ કરતો ત્યારે કેટલાક લોકે અદાવતથી એને માથે હલકી ધાતુના ભેળનું તહોમત મુકયું. આથી એને કેદમાં જવું પડયું, પણ પાછળથી નિર્દોષ ઠરીને છુટયો. આ બધું જોઇ એને

[૧] વિશેષ માહીતી માટે જુઓ બાબુ ક્ષિતિમોહન સેનનો Dadus' Brahma Society' નામનો લેખ–વિશ્વભારતી: જાન્યુઆરી ૧૯૨૮

વિરાગ આવ્યો, અને ગુરુની શોધમાં નીકળ્યો. પહેલું જયપુર આવ્યું. ત્યાં ગોસાંઇજી ગોકુળનાથ મળ્યા. એમણે અખાને માન પાન આપ્યું. પણ અખાને સંતોષ ન થયો. બહુ ફર્યા પછી ગંગાતટે કાશીમાં એક સન્યાસીમાં એણે ખરૂં ગુરુપણું દેખ્યું. ત્યાર પછી બાર મહિના સુધી એણે છુપાઇને જ્ઞાનની કથા સાંભળી. એક વખત અંદરના સાંભળનારે ઉંઘને લીધે હુંકારો ન ભણ્યો, પણ અખાયે બહારથી દીધો. ગુરુને અખાની બધી વાતની ખબર પડી, અને અખો એ ગુરુનો શિષ્ય થઈ વેદાંન્તી બન્યો. અમદાવાદ તરફ પાછા વળતાં ગોકુળનાથે એને ગરીબ વેશે જોઇ આવકાર ન આપ્યો. અમદાવાદ આવ્યા પછી એણે વેદાંતના સિદ્ધાન્તો ઉપર કવિતા લખવામાં અને દંભી ગુરુઓ તથા સાધુઓને ખુલ્લા પાડવાની કવિતા કરવામાં સમય ગાળ્યો. “ગુરુ કીધા મેં ગોકુળનાથ ઘરડા બળદને ઘાલી નાથ; ધન હરે ધોકો નવ હરે એ ગુરુ કલ્યાણ શું કરે ?” એ પ્રસિદ્ધ લીટીઓ ગોકુળનાથે કરેલા અનાદર ઉપરથી લખાયલી છે. આખાની વેદાંતની કવિતા બહુ લોકપ્રિય નથી, પણ એના ચાબખા ઘણા લોકપ્રિય છે. ઘેર ઘેર એ બોલાય છે. કૃષ્ણ ભક્તિને બદલે બીજા વિષયોનાં કાવ્યો કરવાનું અખાથી શરૂ થયું એમ મનાય છે.[1]

## શ્રીસહજાનંદસ્વામી

સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક સહજાનંદ સ્વામીનો જન્મ લખનૌ પાસેના એક ગામમાં થયો હતો. એ અમદાવાદના વતની નથી, પણ અમદાવાદ એક વખત એમની પ્રવૃત્તિઓનું કેન્દ્ર હતું એટલે બહુ ટુંકામાં એમનો ઉલ્લેખ અહીં કરવો જોઇએ. એ વિ. સં. ૧૮૩૬ (ઇ. સ. ૧૭૮૦)માં જન્મ્યા હતા. ગૂજરાતમાં જે વખતે ઘણી અવ્યવસ્થા હતી અને લૂંટ તથા ચોરીનો ઘણો ભય હતો તેવે વખતે એમણે પોતાનો બોધ ફેલાવી સાધારણ લોકસમૂહમાં ઘણાને રસ્તે આણીને સારે માર્ગે દોર્યા. એમણે લક્ષ્મીનારાણયને બદલે નરનારાયણની પૂજા દાખલ કરી એ વિશેષતા છે. એ સમયના વૈષ્ણવ ધર્મમાં આ એક અગત્યનો સુધારો હતો. વીસ વર્ષની ઉમ્મરે જૂનાગઢ પાસે રામાનંદ સ્વામી પાસેથી એમણે જ્ઞાન પ્રાપ્ત કર્યું અને ઈ. સ. ૧૮૦૪ માં અમદાવાદમાં રાયપુર હવેલીની પોળ સામે રઘુનાથજીના મંદિરમાં આવી રહ્યા. લોકો એમને

[1] Milestones in Gujarati Literature: K. M. Zaveri Pp. 54-64

બહુ નડ્યા. ગોમતીપુરના એક બાવા લોલંગરે એમને બાહુ હેરાન કર્યા અને એક વખત એમના ઉપર ઇંટાળાનો વરસાદ વરસાવ્યો. આથી નાસીને સહજાનંદ જેતલપુર ગયા. ત્યાં એમણે એક મહારુદ્ર કર્યો. એ જગ્યા ઉપર હાલ પણ જેતલપુરના તળાવ પાસે સ્મરણચિહ્ન કરેલું છે. એ પછી ગાયકવાડના સુબા વિઠ્ઠલરાવ બાબાજીએ એમને કેદ કર્યા હતા, પણ એમનાથી ડરીને છોડી મુક્યા. આવા આવા જુલમોથી સહજાનંદ ડગ્યા નહિ એટલે લોકોને ઘણી શ્રદ્ધા આવી. કહે છે કે ઘણા લૂંટારાઓ તથા તોફાની લોકો અને કાઠી તથા કોળી લોકોને એમણે બોધ આપી સીધે માર્ગે ચડાવ્યા. જે વખતે સહજાનંદ ગૂજરાતમાં જે રીતે કાર્ય કરતા હતા, તે જ વખતે કેવળ જૂદી જ રીતે બંગાળમાં રાજા રામમોહનરાય કાર્ય કરી રહ્યા હતા. એ બન્ને મહાન પુરુષોનાં વ્યક્તિત્વમાં તો ફેર હતો, અને એમને સરખાવી શકાય નહિ, પરંતુ એમનાં કાર્યો સરખાવાય. એટલે જે કાર્ય કરવામાં બંગાળમાં રામમોહનરાય ન ફાવ્યા તેને મળતું જ કાર્ય જૂદી રીતે કરવામાં સહજાનંદ ગૂજરાતમાં ફાવ્યા. સહજાનંદે પ્રાચીન પ્રણાલિકાઓનો ત્યાગ ન કરતાં બુદ્ધિભેદ ન થાય એવી રીતે સુધારો કર્યો એટલે જ ફાવ્યા. એમણે ઉંચનીચનો ભેદ ભક્તિ કરવામાં ન ગણ્યો. રા. મગનલાલ વખતચંદ લખે છે કે 'કાઠી લોકોને સેલુકરના વખતમાં લાલા હરખચંદે થોડા વશ કરેલા, અને સ્વામીનારણે વધારે વશ કર્યા, અને અંગ્રેજે ખરેખરા તાબે કર્યા.' સહજાનંદે આમોદના ભટ દીનાનાથની મદદથી સંસ્કૃતમાં શિક્ષાપત્રી લખી, અને અમદાવાદની અંગ્રેજી નિશાળના પહેલા મહેતાજી ભોગીલાલ પ્રાણવલ્લભદાસે એનો અંગ્રેજીમાં તરજુમો કર્યો. વિ. સં. ૧૮૮૬ ના જેઠ વદી ૧૦ (ઈ. સ. ૧૮૨૯ અકટોબર તા. ૨૮) ને રોજ ૫૦ વર્ષની ઉમ્મરે ગઢડા મુકામે સહજાનંદ સ્વામી દેવલોક પામ્યા.

## ભોળાનાથ સારાભાઇ

એક કુટુંબ તરિકે બંગાળમાં જેમ ટાગોર કુટુંબ નામાંકિત છે એવું ગૂજરાતમાં ભોળાનાથ સારાભાઇનું કુટુંબ કહી શકાય. સરસ્વતી અને લક્ષ્મી બન્નેના પ્રસાદ એમના કુટુંબમાં વખતોવખત રહ્યાં કર્યા છે. ભોળાનાથના પિતા સારાભાઇએ ઉર્દુમાં પોતાના વડીલોની હકીકત લખેલી છે તેનો સાર ભોળાનાથના જીવનચરિત્રમાં આપેલો છે. ભોળાનાથના વડીલોના મોસાળ બાજુના સગા મહમૂદ બેગડાના સમયમાં વડનગરથી ચાંપાનેર વેપાર માટે જઇ વસેલા



૬૪ (અ) સર ચીનુભાઈ માધવલાલનો 'શાંતિકુંજ' બંગલો



(આ) પાછળનો ભાગ

એમનું નામ ગોપીનાથ હતું. એ ગોપી મલેક નામથી પાછળથી ઓળખાતા હતા. ગોપીનાથે ચાંપાનેર તથા વડોદરામાં મકાનો બંધાવ્યાં હતાં અને અમદાવાદમાં ગોપીપરૂં વસાવ્યું હતું. મોગલાઇમાં એમના વંશજોએ દફતરનું કામ કરેલું. સારાભાઇના દાદાના બાપ નથમલ મહેતા શહેરમાં જવાંમર્દખાં બાબીનો સ્વતંત્ર અમલ થયો ત્યારે રાજ્યના વકીલ હતા. પેશ્વાનો અમલ થયો ત્યારે પણ એમનું કામ ચાલુ રહ્યું અને બાલાજી બાજીરાવ પેશ્વાના દરબારમાં પૂનામાં એ વકીલ તરીકે જાણીતા હતા. અમદાવાદ પેશ્વાના હાથમાં આવ્યું ત્યારે અલીમુહમ્મદખાં દીવાન ( મીરાતે અહમદીનો કર્તા ) વગેરે જે જે ગૃહસ્થોનાં નામથી સાલીયાનો જારી રહ્યો તેમાં નથમલ વકીલનું નામ હતું. હાલ પોલીટીકલ પેનશનના વંશપરંપરા અમલમાં લખાઇને એ નાણાં મળે છે.[1]

આ **મલેક ગોપીનાથ** તે મીરાતે સિકંદરીના મલીક ગોપી હોવા જોઇએ. મહમૂદ બેગડાના સમયમાં બીજા ગોપીનાથ મલીક થયાનું તવારીખોમાં જણાયું નથી. મલીક ગોપી મહમૂદ બેગડાના અમીર થયા હતા. મલીકસારંગના ( સારંગપુર વસાવનાર ) એ ભાઇબંધ થતા હતા. મુઝફ્ફર બીજાના સમયમાં મલીકસારંગ અને ગોપી બન્ને શહેરમાં અગ્રેસર કાર્યકર્તા હતા. એમણે વસાવેલા ગોપીપરાનો હાલ પત્તો નથી પણ તે સારંગપુર પાસે હોવું જોઇએ. સુરતના ઇતિહાસમાં આવતા ગોપીનાથ અને ત્યાં ગોપાપુરા વસાવનાર ગોપીનાથ સાથે આ મલીકગોપીને સંબંધ હશે કે કેમ તે કહેવું મુશ્કેલ છે. સિકંદરીમાં લખ્યું છે કે ગોપીનાથની સત્તા બહુ હતી. નાચગાનના એ શોખીન હતા. એક વખત કેટલીક બહૂ જ સુંદર સ્ત્રીઓને બોલાવી એમણે નાચ કરાવેલો. તેમાં સુલતાનના સગાને આમંત્રણ નહોતું પણ એ વેશ બદલીને ગયો હતો. જ્યારે એ વાતની મલીકગોપીને ખબર પડી ત્યારે એને ઘણો માર માર્યો. આ બનાવનું બહાનું લઈ સુલતાન મુઝફ્ફર બીજાને એના કેટલાક સગા અમીરોએ ચઢાવ્યો, અને એના

મલીકગોપી

[1] કૃષ્ણરાવ દીવેટીઆ કૃત ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત્ર પ્ર. ૨. પૃ. ૮-૯. મલીકગોપીને માટે વિ. સં. ૧૫૦૮ હીજરી ૮૭૦ આપેલો છે એટલે મહમૂદ બેગડાના સમયના સિકંદરીમાં લખેલા મલીકગોપી એ જ હશે એમ માનવાને વાધો નથી. જીવનચરિત્રમાં ગોપીનાથને મોટો અધિકાર હતો એટલું લખેલું છે.

હુકમથી ગોપીનાથને મારી નાંખવામાં આવ્યા.[1]

નથમલ મહેતાથી સારાભાઈ સુધી દરેકને ફારસીનું જ્ઞાન સારું હતું, અને બાપાભાઈ તથા સારાભાઇએ ફારસીના જ્ઞાનને લીધે સારી નોકરીઓ કરી હતી. નથમલ મહેતાના સમયની લક્ષ્મી કૃપાશંકર સુધી રહી. બાપાભાઇથી કુટુંબની સ્થિતિ સાધારણ હતી તે ભોળાનાથના વખતમાં સુધરી. સારાભાઇએ અંગ્રેજ સરકારની સારી નોકરી કરેલી તેના બદલામાં ભોળાનાથને નિકોલ ગામ ઈનામમાં મળ્યું; અને રાધનપુરના નવાબ જોરાવરખાનજીએ ધનોરા ગામ ઈનામમાં આપ્યું.

ભોળાનાથના કુટુંબની અટક દીવેટીઆ છે. એમના જીવનચરિત્રમાં પાના નીચેની નોંધમાં લખ્યું છે કે સારાભાઇએ મથુરા નાગોરના ચોપડામાં આ પ્રમાણે લખ્યું છે: "અવટંક ગલેચા, પંક્તિ લાંગણદીવા, મશહૂર દ્વિવટિયા."

**દિવેટીઆ ગુલેચા કુળના ?**

આ નામો શી રીતે પડયાં એનો કાંઇ ખુલાસો કરેલો નથી. દ્વિવટિયાનું હાલ દીવેટીઆ થયું છે. 'લાંગણદીવા' અને 'દ્વિવટિયા'નો ખુલાસો થઈ શકતો નથી. પણ 'ગલેચા' શબ્દ વિચારવા જેવો છે. ખરો શબ્દ 'ગુલેચા' છે. અમદાવાદના વડનગરા નાગરની નાતમાં લગ્નની વિદાયગીરી વખતે કુલોચ્ચાર થાય છે તેમાં ગુલેચા શબ્દ આવે છે. એમાં કેટલાંક મુખ્ય કુટુંબોમાં ગુલેચા નામ આવે છે એટલે કે દિવટિયા કુટુંબ મુખ્ય કુટુંબ હોવું જોઇએ. દ્વિવટિયા નામ તો માત્ર લોકમાં મશહૂર નામ હતું એમ સારાભાઇના પોતાના લખાણથી સિદ્ધ થાય છે અને ખરી અવટંક ગુલેચા છે તે પણ સ્પષ્ટ સમજાય છે. મહમૂદ બેગડા સુધી આ કુટુંબના વડીલો નામાંકિત હશે એમ જણાય છે. વળી મહારાજ ભીમદેવ, વીરધવલ, અને વીશળદેવના રાજપુરોહિત સોમેશ્વરદેવ ગુલેચા કુળના હતા એમ ઉલ્લેખ મળે છે. એમના કુળમાં સોલશર્મા નામના એક વિદ્વાન પુરુષે સોમયાગ કરેલો અને મૂળરાજે એમને પુરોહિત નીમેલા. એ કુટુંબમાં લઢાઇ, યજ્ઞ, મંત્રીપણું તથા પુરોહિતપણું કરનારા થઈ ગયા. એ કોઈ દાન લેતા નહિં. સોમેશ્વરદેવમાં શિઘ્ર કવિત્વની શક્તિ હતી. અડધા પ્રહરમાં એમણે

[૧] મીરાતે સિકંદરી ગૂ. ભા. પૃ. ૨૦૬–૭ વીગત માટે જુઓ.

નાટક રચી કાઢ્યું હતું. વડનગરા નાગરમાં ગુલેચા કુટુંબ બીજું જાણવામાં નથી. જો આ ગુલેચા કુટુંબ પ્રાચીન ગુલેચાનું જ ઉતરી આવેલું હોય તો દીવેટીઆ કુટુંબનો ઇતિહાસ ઘણો જ પ્રાચીન ઠરે; અને ગૂજરાતના ઇતિહાસમાં મૂળરાજથી માંડી આજ સુધી ઘણા નામાંકિત માણસો એ કુળમાં થઈ ગયા એમ કહેવું પડે. બારમી–તેરમી સદીમાં જેવા મહાવિદ્વાન અને કવિ એ કુટુંબમાં થયા તેવા આજે વીસમી સદીમાં પણ નરસિંહરાવભાઈ જેવા એ કુટુંબમાં થયા એ ખરેખરા ગૌરવની વાત છે. ભોળાનાથ પોતે પણ કવિ હતા. એમના પુત્ર ભીમરાવ કવિ હતા. ભોળાનાથના સૌથી નાના પુત્ર કૃષ્ણરાવ પણ ઉત્તમ લેખક હતા. હાલ શ્રી નરસિંહરાવને આખું ગૂજરાત ઓળખે છે.

ભોળાનાથ સારાભાઈના જીવનમાં ખાસ અગત્યની વાત પ્રાર્થનાસમાજની સ્થાપના છે. પ્રભુને બદલે વહેમની પૂજા કરતા અને આચારધર્મને બદલે સડેલી રૂઢિઓનું સેવન કરતા હિંદુ ધર્મનું નામ લગાડતા સમાજ ઉપર એમને શ્રદ્ધા ઉડતી જતી હતી. ધાર્મિક વૃત્તિઓ ભોળાનાથમાં મૂળથી હતી. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના પુત્ર સત્યેન્દ્રનાથ ટાગોર અમદાવાદમાં ન્યાયાધિશ હતા એ વખતે એમની મૈત્રીથી ભોળાનાથની ધાર્મિક વૃત્તિઓ બીજી બાજુ વળી. એમના સંસ્કારી હૃદયમાં ભક્તિભાવ ઉછળી રહ્યો, અને નિરાકાર ઇશ્વરની સુંદર સ્તુતિઓની કવિતાઓના રૂપમાં એ બહાર નીકળ્યો. ઇ. સ. ૧૮૬૩–૬૪ ના અરસામાં આ પરિવર્તન થયું, અને એને લીધે 'પ્રાર્થનામાળા' લખાઇ. અમદાવાદમાં મોદાનંદ નામના એક સંન્યાસીને આ પ્રાર્થનામાળાથી એવી અસર થઈ કે એમનું મન એ બાજુ વળ્યું અને મંદિરની વેદી ઉપરથી એમણે ભાષણો પણ આપ્યાં. આ બધા વિષય ઉપર લંબાણ કરવાનું આ સ્થળ નથી. ભોળાનાથની કવિતા વિશે સાહિત્યના ગ્રંથોમાં જોવાથી ખ્યાલ આવશે. અમદાવાદમાં ધાર્મિક પ્રવૃત્તિ એક નવી દિશામાં–સુધરેલી દિશામાં વાળવામાં ભોળાનાથ પહેલા હતા એ જ મહત્વની વાત છે. એમણે સુધારો અને કેળવણીના ક્ષેત્રમાં કેટલીક સખાવત કરેલી છે. લીટરરી ઇન્સ્ટીટ્યુટ અને આપારાવ લાયબ્રેરી એમણે કર્યા છે. દયા, પરોપકાર, અતિથિસત્કાર, પ્રમાણિકતા, નિરભિમાનવૃત્તિ, અને ઉદ્યોગ એટલા ગુણો એમનામાં હતા. એમનો કુટુંબ ગુણ ક્રોધી છતાં ધર્મબળથી એમણે ક્રોધ ઉપર જીત મેળવી હતી. ભોળાનાથ અને રણછોડલાલ છોટાલાલ એ બે મહાપુરુષો એક જ વર્ષમાં જન્મ્યા હતા, અને સાથે ભણ્યા હતા અને મિત્રો

હતા. ઈ. સ. ૧૮૫૮–૫૯ માં રણછોડલાલના આગ્રહથી એમણે ધર્મસભા કાઢી હતી. પ્રાર્થનાસમાજ નીકળ્યા પછી બન્ને મિત્રોના ધાર્મિક વલણમાં સહેજ ફેર પડયો હતો. એ બન્ને પ્રિય મિત્રો હતા છતાં બન્નેના મનના બંધારણમાં જે અંતર હતું તે ભાગ્યે બીજા કોઈ મિત્રો વચ્ચે હશે. " એક (રણછોડલાલ) સતત બદ્ધ પદ્ધતિએ વિચાર કરનાર, બીજા (ભોળાનાથ) અંતઃકરણમાં જે ખરૂં લાગે તેમ અનુવર્તન કરનાર; એક પર્વતના જેવા નિશ્ચલ, બીજા સમુદ્ર જેવા તરંગમય પણ ગંભીર; એક મનનપરાયણ; બીજા ભાવપરાયણ; એક સંરક્ષક નીતિના અંગીભૂત, બીજા ઉત્કર્ષ નીતિના પક્ષકાર; એમ બન્નેમાં ફેર હતો. "[1] ભોળાનાથનું મરણ ઇ. સ. ૧૮૮૬ ના મે માસમાં થયું.

## ભગત છોટાલાલજી કિશોર

આ સંતપુરુષ અમદાવાદમાં વિ. સં. ૧૯૦૦ માં જન્માષ્ટમીને દીવસે જન્મ્યા હતા. જ્ઞાતિએ ભાવસાર હતા. એ એક છુપા સંત હતા. બહારનો આડંબર એમને ગમતો નહિં. ગૂજરાતી ત્રણ ચોપડીઓ ભણ્યા હતા, પણ વેદાન્તના ગહન સિદ્ધાન્તોના ખુલાસા કરતા, અને અખા વગેરે કવિઓના તથા બીજા તત્ત્વજ્ઞાનના ગ્રંથોના માર્મિક ખુલાસા ઉત્તમ રીતે કરતા. આત્માનો અનુભવ એ જ એમની મોટાઈનું ખરૂં તત્ત્વ હતું. કર્મયોગ એમણે જીવનમાં ઉતાર્યો હતો. પોતાનો કુન્દીનો ધંધો એ છેવટ સુધી કરતા. કોઈ પ્રાણીને દુઃખ થાય એવું ન કરવું, કોઈ પાસે સેવા ન કરાવવી, પોતાનું કામ પોતે કરવું, સત્યપરાયણ રહેવું એ એમનાં ખાસ વ્રત હતાં. સાંપ્રદાયિક દુરાગ્રહોથી એ હમેશ દૂર રહેતા અને દરેક સંપ્રદાય તથા ધર્મનું રહસ્ય માનથી સમજતા તથા સમજાવતા.

[1] બહેરામજી મલબારી ભોળાનાથ માટે નીચે પ્રમાણે લખે છેઃ—" Mr. Bholanath is an elderly gentleman and ranks among the reformers. But age has taught him to be cautious, and I do not wonder that he is not such a favourite with the ardent youngsters as with men of his own time. But all the same he is an estimable old gentleman, and if he can do good by 'word of mouth', he will not be silent. " જુઓ મલબારીનું Gujarat and Gujarati's p. 107.

એમની સ્ત્રી નાનપણમાં જ ગુજરી ગઇ હતી. એ પછી એ પરણ્યા નહોતા, અને એમને સંતાન પણ નહોતું. બાકીનું જીવન એમણે આજીવિકા પુરતો ધંધો કાયમ રાખી વેદાંતનાં ભજનો બનાવવામાં, ગાવામાં, ભજન વગેરે કરવામાં તથા જિજ્ઞાસુઓને બોધ દેવામાં ગાળ્યો. એમનું ઘર એવા જિજ્ઞાસુઓથી ઉભરાતું, પરંતુ પોતે બહાર પડવાને સાફ ના પાડતા. નડિયાદવાળા સંતરામના શિષ્યના શિષ્ય છોટા ભગતના એ શિષ્ય હતા. અહંકારનો નાશ કરી મનનું મનપણું જાય એટલે માણસને પરમાનંદ સ્વરૂપનું ભાન થાય એ એમનો સિદ્ધાન્ત હતો. પોતાના મૃત્યુનું ભાન અગાઉથી થવાથી એમણે ત્રણ મહિના અગાઉ ઘરબાર વેચી નાંખી જાતે જ ધર્માદામાં પૈસા વાપરી નાંખ્યા હતા એમ કહેવાય છે. આ સંતપુરુષનું મરણ થોડાં વર્ષ ઉપર વિ. સં. ૧૯૭૭ ના મહા વદ ૧૦ મે થયું. આવા કેટલાય મહાપુરુષો આપણા દેશમાં અણઓળખ્યા રહે છે.

## ૨
## રાજદ્વારી પુરુષો

અમદાવાદમાં થએલા રાજદ્વારી પુરુષોમાં જે બાદશાહ સમયમાં તથા મોગલ સમયમાં થયા તેમાંના મુખ્યનું વર્ણન આવી ગયું. એ પછી થએલા ખાસ અગત્યના પુરુષોનું વર્ણન હવે ટુંકામાં જોઇએ.

### કૃપાશંકર અને હઝરત કુટુંબ

શંભુરામની પેઠે કૃપાશંકરે પણ અમદાવાદમાં મોગલાઇનાં પાછલાં વર્ષોમાં અગત્યનો ભાગ લીધો હોય એમ જણાય છે. કૃપાશંકરના ઉલ્લેખ બે વાર આવે છે, અને ' કૃપાશંકર નાગર ' એટલા એ નામ સિવાય પિતાનું નામ કે બીજી માહિતી આપેલી નથી. અહમદી લખે છે કે સાંકડીશેરીમાં આશાપુરીનું મંદિર નાગર જાતના માણસ કૃપાશંકરે બંધાવ્યું છે. ઇબ્રાહિમકુલીખાં અને સુજાતઅલીના ભાઇ રૂસ્તમકુલીના પવાડામાં કૃપાશંકર નાગરનો ઉલ્લેખ આવે છે. રૂસ્તમકુલીનું લશ્કર સુરતથી અમદાવાદ લેવા આવતું હતું ત્યારે મરેઠાઓ સાથે લડાઇ થઇ હતી. એમાં નિરાશાને સમયે કૃપાશંકરે રૂસ્તમકુલીખાંને હિંમત આપી હતી. કૃપાશંકર બહાદૂર લડવૈયા હોય એમ જણાય છે.

આ કૃપાશંકર કોણ તે નક્કી કરવું મુશ્કેલ છે. આશાપુરી બાંધનાર કૃપાશંકર અને આ કૃપાશંકર એક કે નહિ તે માટે આધાર તો નથી. પરંતુ સંજોગોના સમય ઉપરથી એક માનીએ તો વાંધા જેવું નથી. ભોળાનાથ સારા-

હતા. ઈ. સ. ૧૮૫૮–૫૯ માં રણછોડલાલના આગ્રહથી એમણે ધર્મસભા કાઢી હતી. પ્રાર્થનાસમાજ નીકળ્યા પછી બન્ને મિત્રોના ધાર્મિક વલણમાં સહેજ ફેર પડયો હતો. એ બન્ને પ્રિય મિત્રો હતા છતાં બન્નેના મનના બંધારણમાં જે અંતર હતું તે ભાગ્યે બીજા કોઈ મિત્રો વચ્ચે હશે. " એક (રણછોડલાલ) સતત બદ્ધ પદ્ધતિએ વિચાર કરનાર, બીજા (ભોળાનાથ) અંતઃકરણમાં જે ખરૂં લાગે તેમ અનુવર્તન કરનાર; એક પર્વતના જેવા નિશ્ચલ, બીજા સમુદ્ર જેવા તરંગમય પણ ગંભીર; એક મનનપરાયણ; બીજા ભાવપરાયણ; એક સંરક્ષક નીતિના અંગીભૂત, બીજા ઉત્કર્ષ નીતિના પક્ષકાર; એમ બન્નેમાં ફેર હતો. "[1] ભોળાનાથનું મરણ ઇ. સ. ૧૮૮૬ ના મે માસમાં થયું.

## ભગત જીવાજી કિશોર

આ સંતપુરુષ અમદાવાદમાં વિ. સં. ૧૯૦૦ માં જન્માષ્ટમીને દીવસે જન્મ્યા હતા. જ્ઞાતિએ ભાવસાર હતા. એ એક છુપા સંત હતા. બહારનો આડંબર એમને ગમતો નહિં. ગૂજરાતી ત્રણ ચોપડીઓ ભણ્યા હતા, પણ વેદાન્તના ગહન સિદ્ધાન્તોના ખુલાસા કરતા, અને અખા વગેરે કવિઓના તથા બીજા તત્ત્વજ્ઞાનના ગ્રંથોના માર્મિક ખુલાસા ઉત્તમ રીતે કરતા. આત્માનો અનુભવ એ જ એમની મોટાઈનું ખરૂં તત્ત્વ હતું. કર્મયોગ એમણે જીવનમાં ઉતાર્યો હતો. પોતાનો કુન્દીનો ધંધો એ છેવટ સુધી કરતા. કોઈ પ્રાણીને દુઃખ થાય એવું ન કરવું, કોઈ પાસે સેવા ન કરાવવી, પોતાનું કામ પોતે કરવું, સત્યપરાયણ રહેવું એ એમનાં ખાસ વ્રત હતાં. સાંપ્રદાયિક દુરાગ્રહોથી એ હમેશ દૂર રહેતા અને દરેક સંપ્રદાય તથા ધર્મનું રહસ્ય માનથી સમજતા તથા સમજાવતા.

[1] બહેરામજી મલબારી ભોળાનાથ માટે નીચે પ્રમાણે લખે છેઃ—" Mr. Bholanath is an elderly gentleman and ranks among the reformers. But age has taught him to be cautious, and I do not wonder that he is not such a favourite with the ardent youngsters as with men of his own time. But all the same he is an estimable old gentleman, and if he can do good by 'word of mouth', he will not be silent. " જુઓ મલબારીનું Gujarat and Gujarati's p. 107.

એમની સ્ત્રી નાનપણમાં જ ગુજરી ગઇ હતી. એ પછી એ પરણ્યા નહોતા, અને એમને સંતાન પણ નહોતું. બાકીનું જીવન એમણે આજીવિકા પુરતો ધંધો કાયમ રાખી વેદાંતનાં ભજનો બનાવવામાં, ગાવામાં, ભજન વગેરે કરવામાં તથા જિજ્ઞાસુઓને બોધ દેવામાં ગાળ્યો. એમનું ઘર એવા જિજ્ઞાસુઓથી ઉભરાતું, પરંતુ પોતે બહાર પડવાને સારૂ ના પાડતા. નડિયાદવાળા સંતરામના શિષ્યના શિષ્ય જીજી ભગતના એ શિષ્ય હતા. અહંકારનો નાશ કરી મનનું મનપણું જાય એટલે માણસને પરમાનંદ સ્વરૂપનું ભાન થાય એ એમનો સિદ્ધાન્ત હતો. પોતાના મૃત્યુનું ભાન અગાઉથી થવાથી એમણે ત્રણ મહિના અગાઉ ઘરબાર વેચી નાંખી જાતે જ ધર્માદામાં પૈસા વાપરી નાંખ્યા હતા એમ કહેવાય છે. આ સંતપુરુષનું મરણ થોડાં વર્ષ ઉપર વિ. સં. ૧૯૭૭ ના મહા વદ ૧૦ મે થયું. આવા કેટલાય મહાપુરુષો આપણા દેશમાં અણઓળખ્યા રહે છે.

૨

## રાજદ્વારી પુરુષો

અમદાવાદમાં થએલા રાજદ્વારી પુરુષોમાં જે બાદશાહ સમયમાં તથા મોગલ સમયમાં થયા તેમાંના મુખ્યનું વર્ણન આવી ગયું. એ પછી થએલા ખાસ અગત્યના પુરુષોનું વર્ણન હવે ટુંકામાં જોઇએ.

### કૃપાશંકર અને હઝરત કુટુંબ

શંભુરામની પેઠે કૃપાશંકરે પણ અમદાવાદમાં મોગલાઇનાં પાછલાં વર્ષોમાં અગત્યનો ભાગ લીધો હોય એમ જણાય છે. કૃપાશંકરના ઉલ્લેખ બે વાર આવે છે, અને ‘ કૃપાશંકર નાગર ’ એટલા એ નામ સિવાય પિતાનું નામ કે બીજી માહિતી આપેલી નથી. અહમદી લખે છે કે સાંકડીશેરીમાં આશાપુરીનું મંદિર નાગર જાતના માણસ કૃપાશંકરે બંધાવ્યું છે. ઇબ્રાહિમકુલીખાં અને સુજાતઅલીના ભાઇ રૂસ્તમકુલીના પવાડામાં કૃપાશંકર નાગરનો ઉલ્લેખ આવે છે. રૂસ્તમકુલીનું લશ્કર સુરતથી અમદાવાદ લેવા આવતું હતું ત્યારે મરેઠાઓ સાથે લઢાઇ થઇ હતી. એમાં નિરાશાને સમયે કૃપાશંકરે રૂસ્તમકુલીખાંને હિંમત આપી હતી. કૃપાશંકર બહાદૂર લઢવૈયા હોય એમ જણાય છે.

આ કૃપાશંકર કોણ તે નક્કી કરવું મુસ્કેલ છે. આશાપુરી બાંધનાર કૃપાશંકર અને આ કૃપાશંકર એક કે નહિ તે માટે આધાર તો નથી. પરંતુ સંજોગોના સમય ઉપરથી એક માનીએ તો વાંધા જેવું નથી. ભોળાનાથ સારા-

ભાઇના વડીલોમાં નથમલ મહેતાના પુત્ર એક કૃપાશંકરનું નામ આવે છે. બીજા કૃપાશંકર એક હજરત કુટુંબના દીવાન ચુનીલાલ સારાભાઇના વડીલોમાં આવે છે. ભોળાનાથના કુટુંબનો જે અહેવાલ સારાભાઇએ લખેલો એમના ચરિત્રમાં આપ્યો છે તે ઉપરથી લાગે છે કે કૃપાશંકર કરતાં એમના પિતા નથમલ મહેતા વધારે પ્રસિદ્ધ હતા. પોતાના દાદા કૃપાશંકર જો ઉપર પ્રમાણે લડાઇમાં પ્રસિદ્ધ થયા હોય તો સારાભાઇએ તેનો જરૂર ઉલ્લેખ કર્યો હોત. દાદાને બદલે એમણે દાદાના બાપ નથમલ મહેતા વિશે વધારે લખ્યું છે એટલે એ કૃપાશંકર બહુ પ્રસિદ્ધ ન પણ હોય; અને નથમલ મહેતા મીરાતે અહમદીના કર્તા અલી-મુહમ્મદખાંના સમકાલીન હતા એટલે એમના પુત્ર કૃપાશંકર એમનાથી સહેજ મોડા પ્રકાશમાં આવ્યા હોય. ઉપરના કૃપાશંકરનો સમય મીરાતે અહમદીના કર્તાથી ૪૦ વર્ષ પહેલાં (૧૭૨૫ ની લગભગમાં) આવે એટલે નથમલ મહેતાથી પણ પહેલાંના સમયમાં એ થયા હોય હવે હજરત કુટુંબમાં જે કૃપાશંકર છે તેમનો સમય એ સમયની લગભગ આવી રહે છે. હજરત કુટુંબ સુરતથી આવ્યું હોય એવી પણ કુટુંબકથા છે. હજરત કુટુંબની પરંપરામાં ઘણા લડવૈયા થઇ ગયા એમ કહેવાય છે. અકબરને ચિતોડ લેવામાં એ કુટુંબના કોઇ વડીલે મદદ કરેલી તેથી અકબરના હુકમથી ‘હજરત’ શબ્દ એમને લગાડાયો એવી દંતકથા છે. કૃપાશંકર પણ લડવૈયા હતા, અને એ જ કુટુંબના એક વહાલાભાઇના પુરુષે ૧૮૫૭ ના બળવામાં સરકાર તરફથી લડાઇમાં ભાગ લીધો હતો એમ કહેવાય છે. એટલે આ વીર કૃપાશંકર અમદાવાદના હજરત કુટુંબના હોય એમ મારૂં માનવું છે. આશાપુરી માતા બંધાવનાર કૃપાશંકર પણ એ જ હોય એમ માની શકાય. હાલ હજરત કુટુંબનાં બે ઘરો આશાપુરી માતાની પાસે છે. ભોળાનાથભાઇના કૃપાશંકરે આશાપુરી બાંધ્યાં હોય તો અહમદીનો કર્તા ચોખ્ખું લખે, કારણ કે એમના પિતા નથમલ મહેતાનો એ સમકાલીન અને મિત્ર જેવો હતો. એટલે નથમલ મહેતાના પુત્ર કૃપાશંકરે આશાપુરી બાંધ્યાં હોય તે કરતાં ૪૦ વર્ષ પહેલાં થએલા આ કૃપાશંકરે જ આશાપુરીનું મંદિર બાંધ્યું હોય અને નાગર કૃપાશંકર એટલો ઉલ્લેખ અહમદીના કર્તાએ કર્યો છે તે એમનો જ હોય એમ વધારે સંભવ છે. છતાં આ વિષય ઉપર અમદાવાદના વડનગરા નાગરોમાંથી કોઇ કાંઇ પ્રકાશ પાડશે એમ આશા છે.

હજરત કુટુંબમાં **ચુનીલાલ સારાભાઇ** પ્રસિદ્ધ પુરુષ થયા. લાંબી

મુદત દીવાનગીરી ભોગવવા માટે એમનું જીવન ખાસ અગત્યનું છે. વીસ વર્ષ સુધી જુનાગઢ વગેરે કાઠીઆવાડનાં જૂદાં જૂદાં રાજ્યોમાં, અને ૨૦ વર્ષ સુધી કચ્છમાં, એમ મળીને ૪૦ વર્ષ સુધી એમણે દીવાનનું પદ ભોગવ્યું છે. એટલી લાંબી દીવાનગીરી કોઈએ ભાગ્યે જ ભોગવી હશે. ચુનીલાલ સારાભાઈ ન્યાયી, સત્યપ્રિય, મહેનતુ, ઝીણી દૃષ્ટિવાળા અને પ્રમાણિક હતા. અથાગ કર્તવ્યનિષ્ઠા એ એમનો ખાસ ગુણ હતો. પોતાને કામ ન હોય તો એમને ગમતું જ નહિ, અને કામ સિવાય બીજી કોઈ વાતમાં એમને રસ પડતો નહિ. ઇ. સ. ૧૯૨૩ માં કચ્છમાં દીવાનપદ ઉપર એ દેવલોક પામ્યા.

## વેણીભાઇ દીવાન, અમૃતલાલ વકીલ અને લલ્લુ બહાદૂર

વેણીરામ આદિનરામ અમદાવાદના બ્રાહ્મણ હતા. એ બહુ હિંમતવાન અને ખટપટી હતા એમ જણાય છે. ઓગણીસમી સદીની શરૂઆતમાં એ વડોદરાના ગાયકવાડ સયાજીરાવ બીજાના વકીલ હતા. સયાજીરાવને એમના ઉપર બહુ વિશ્વાસ હતો એમ સમજાય છે. ઇ. સ. ૧૮૨૮ માં એ પ્રભાકર દીક્ષિત ઉર્ફે ભાઉ પુરાણિકની સાથે દીવાન તરીકે નીમાયા. વડોદરે નોકરી લીધા પહેલાં એ અમદાવાદમાં વકીલાત કરતા. વેણીભાઈ દીવાન વિશેની ચોક્કસ માહીતી આપવી મુશ્કેલ છે, પરંતુ વડોદરા ગેઝેટીઅર ઉપરથી સમજાય છે કે એ બહુ ખટપટી અને જુલ્મી માણસ હતા.[1] એમણે વડોદરાના કેટલાક શરાફો ઉપર જુલમ કર્યો હતો. આ શરાફોને બ્રિટિશ સરકારે રક્ષણનું વચન આપેલું હતું. સયાજીરાવ જેમ વેણીરામ કહે તેમ કરતા. વેણીરામનું આખું નામ 'વેણીરામ વકીલ હિંમતબહાદૂર' એવું હતું. એમના સમયમાં વડોદરા રાજ્યની સરહદો ઉપર કોળી વગેરેનો ત્રાસ ઘણો હતો. એ લોકો ગામનાં ગામ લૂંટતા કે બાળી મુકતા, અને લશ્કર કાંઇ કામ કરતું નહિ. ઇ. સ. ૧૮૩૩ પછી વેણીરામ મુખ્ય દીવાન તરીકે રહ્યા. એક વલ્લભદાસ માણેકચંદ નામના અફીણના દલાલના કુટુંબ ઉપર વેણીરામે બહુ જુલમ કર્યો હતો. એના સોળ સગાંને કારણ વગર કેદ કર્યાં હતાં. આ ત્રાસથી વલ્લભદાસે આપઘાત કર્યો, અને એ કારણથી મુંબાઈના ગવર્નર સર રોબર્ટ ગ્રાંટે સયાજીરાવને ઘણી તાકીદ કરી, અને રૂ. ૫૦૦૦૦ મરનારના કુટુંબને અપાવ્યા. કહે છે કે સયાજીરાવને વેણીરામ આડે રસ્તે ચઢાવતા,

[૧] જુઓ, Baroda Gazetteer p. 236, 240, 246, 248, 250–57.

અને ખાસ કરીને બ્રીટીશની વિરુદ્ધ વલણ બતાવતા. આવાં ઘણાં કારણોથી અને જુલમથી બ્રીટીશ સરકારે સયાજીરાવ ઉપર અમુક સરતો પાળવાની મોકલી આપી હતી એમાં વેણીરામને બરતરફ કરવાની પણ એક સરત હતી. સયાજીરાવ વેણીરામને છોડવાને રાજી નહોતા. ત્યાર બાદ કાંઈ કારણને લીધે વેણીરામે કાશીએ જઈ વસવાની ઇચ્છા બતાવેલી પણ સયાજીરાવે જવા દીવેલા નહિં. એક વખત વડોદરાના મુખ્ય વેપારીઓની સહીની અરજી આવી કે વેણીરામને કાયમ રાખવા. બીજી મોટી અરજી નનામી આવી કે વેણીરામ જુલમી છે માટે રાખવા નહિં. લોકવાયકા છે કે મહારાજાએ પોતે વેપારીઓ પાસે વેણીરામના તરફેણની અરજી કરાવી હતી. વેણીરામે રતજી કહાનદાસ, પરભુદાસ શેઠ, અને લલ્લુ મંગળ પારેખનાં ઘર લૂટાવ્યાં હતાં એમ કહેવાય છે. ગોપાળરાવ મેરાળ અને હરિભક્તિવાળાને પણ ત્રાસ પડેલો પણ પાછળથી એમણે વેણીરામ સાથે સંબંધ રાખેલો એમ સમજાય છે. આવાં કારણોથી ઘણુંજ દબાણ થવાથી તા. ૨૮ નવેંબર ૧૮૩૯ ને દીવસે બહુ કચવાતે મને સયાજીરાવે વેણીભાઈને રજા આપી. કહેવાય છે કે પીંજાજી જોરાજી નામના માણસે પોતાનો ગરાસ મેળ-વવા યત્ન કરેલો તેના હાથ વેણીરામે કપાવી નંખાવેલા. એ બ્રીટીશ રૈયત હતો એટલે સરકારે એને હજાર રૂપીઆ નુકશાની અને માસિક ૭૫) રૂપીઆ અપાવ્યા હતા. આ વેણીરામની હવેલી અમદાવાદમાં ખાડિયામાં ધોબીનીપોળમાં છે.

**અમૃતલાલ વકીલ** પણ બ્રીટીશ સરકાર અને ગાયકવાડ વચ્ચે વકીલનું કામ કરતા અને ઘણા બાહોશ માણસ ગણાતા. એ વીસનગરા નાગર હતા. એમના નામ ઉપરથી ખાડીઆમાં અમરતલાલની પોળ કહેવાય છે. ખાડીઆમાં વીસનગરાના હાટકેશ્વરનું મંદિર એમણે બંધાવેલું છે.

**લલ્લુ બહાદૂર** વિશે વધારે જાણવામાં આવ્યું નથી. એ વાણીઆ હતા. પણ ઘણા હિંમતવાન અને બહાદૂર હોવાથી લલ્લુ બહાદૂર કહેવાતા. એ શાહપુરમાં રહેતા. વડોદરા રાજ્ય સાથે એમનો સંબંધ હતો. લલ્લુ મંગળ પારેખવાળા તે એ જ એમ સમજાય છે, અને શાહપુરમાં મંગળ પારેખનો ખાંચો એમના નામ ઉપરથી કહેવાતો હશે.

## મોતીલાલ લાલભાઈ

શ્રી નરસિંહરાવભાઈ સ્મરણમુકુરમાં લખે છે કે મોતીલાલ લાલભાઇ

કોણ એમ આજે ઘણા પુછે છે. મોતીલાલે લેખક થવાનો ગુનોહ નથી કર્યો એથી એ પ્રશ્ન પુછાય છે એમ શ્રી નરસિંહરાવભાઈ જણાવે છે તે યોગ્ય છે. અન્ય ક્ષેત્રોમાં કાર્ય કરનારને આપણો સમાજ વીસરી જાય છે એટલી હજી સંસ્કારની ખામી છે.

મોતીલાલનો જન્મ વિ. સં. ૧૮૯૮ (૧૮૮૨) માં અમદાવાદમાં સાઠોદરા નાગર જ્ઞાતિમાં થયો હતો. એમનાથી છઠ્ઠા પુરુષ શંકરદાસ દયાળજીએ અમદાવાદમાં બાબીઓ સ્વતંત્ર થયા ત્યારે થોડો વખત દીવાનગીરી ભોગવી હતી. એમના કુટુંબની અવટંક કંથારિયા છે. શંકરદાસ મૂળ નડિયાદના વતની હતા. પણ નોકરીને અંગે અમદાવાદમાં વસ્યા હતા. એમ કહેવાય છે કે સમયની અસ્થિરતાને લીધે એમણે અમદાવાદમાં બાર ઘર રાખેલાં અને બારે ઘેર રસોઇ થાય તથા બીછાનાં પથરાય અને શંકરદાસ કયે ઘેર જમશે એ કોઇ જાણી શકતું નહિં. ફારસીના જ્ઞાનને લઇને એમને ઉંચી પદવી મળેલી. એ ફારસીમાં કવિતા બનાવી શકતા. એમ કહેવાય છે કે દરબારમાં કાંઇ ખટપટને લીધે શંકરદાસને કતલ કરવામાં આવ્યા હતા, અને માલમીલકત જપ્ત થઇ કુટુંબ કેદ પકડાયું હતું. એમના એક પુત્ર મલજીએ ઘોડો કુદાવવાની બહાદૂરી બતાવી બાદશાહને હાથોહાથ હાથી ઉપર અરજી આપી તેથી કુટુંબનો છુટકારો થયો હતો.[૧] શંકરદાસ ઉદાર પુરુષ હતા. એમના નામનું એક ચકલું નડિયાદમાં આજે પણ 'શંકરદાસનું ચકલું' અગર 'કંથારિયા ચકલું' એ નામથી ઓળખાય છે, અને એમણે ૩૨ ઘર અનાજ વગેરેથી ભરીને બ્રાહ્મણોને દાન આપેલાં તે આજે પણ નડિયાદમાં બ્રહ્મપોળને નામે પ્રસિદ્ધ છે.

શંકરદાસના પુત્ર શામળદાસ, તેના પુત્ર ચીમનાભાઇ, તેમના પુત્ર બાલાભાઇ, અને તેમના પુત્ર લાલભાઇ. એ મોતીલાલના પિતા થાય. લાલભાઈની સ્થિતિ ગરીબ હતી. શંકરદાસના બીજા પુત્ર મલજીનો વંશ નડિયાદમાં છે. મોતીલાલને નાનપણથી જ વિદ્યાનો ઘણો શોખ હતો પણ ગરીબાઇને લીધે વધારે અભ્યાસ થઈ શક્યો નહિં. પેનો તથા લખોટીઓ રમી એ વેચીને

[૧] શંકરદાસનાં બાર ઘરમાંથી ચારના દસ્તાવેજો આજ સુધી હતા અને પાંચમું મુખ્ય ઘર સાંકડીશેરીમાં છે. એ ઘર ગઈ સદીના અંતમાં મોતીલાલે નવું કરાવ્યું તે લાકડકામનાં સારાં મકાનોમાં આજે પણ ગણાય છે.

ભણવામાં પૈસા વાપરતા ! મોતીલાલે મ્યુનિસીપાલીટીને ફાનસે વાંચીને અભ્યાસ કર્યો હતો. ચોપડી વેચાતી લેવાના પૈસા ન હોય ત્યારે કોઈની લઈને આખી ઉતારી લેતા. અભ્યાસ ઘણો સારો હોવાથી શિક્ષકો રાજી રહેતા, અને સ્કોલરશિપ મળ્યા પછી તો એ પૈસા મોતીલાલ ઘરના ઉપયોગ માટે પોતાની માતાને આપતા. મોતીલાલના નાનપણના મિત્રમંડળના એક અંબાલાલ સાકરલાલ સિવાય બધા ગરીબ સ્થિતિના હતા અને મોટા થયા પછી બધા નામાંકિત થયા હતા. સાધનની મુશ્કેલીને લીધે મોતીલાલને અભ્યાસ છોડી નોકરી લેવી પડી. મહેનત, ખંત, અને પ્રમાણિકપણાના ગુણોને લીધે ઉપરીઓ મોતીલાલ ઉપર ખુશ રહેતા. એટલે નોકરીમાં ધીમે ધીમે ચડવા લાગ્યા. મોતીલાલના પ્રમાણિકપણા માટે એક બનાવ બનેલો છે તે નોંધવા જેવો છે. ખેડા જીલ્લામાં એ મુનસફ હતા ત્યારે એમનું વય બહુ નાનું હતું. એક ભારે કામનો દાવો ચાલતો હતો તેવામાં એક માણસ એક ડમણીમાં કેટલીક કોથળીઓ ભરી રૂપીઆ લાવ્યો અને મોતીલાલને આપવા માંડયા. મોતીલાલે એ વૃદ્ધ પુરુષને કહ્યું કે 'કાકા એ મારે ન ખપે'. વૃદ્ધ પુરુષે બહુ કહ્યું, છેવટે કંટાળ્યો અને જતી વખતે બોલ્યો કે 'તમને હજી મુછો પણ નથી ઉગી એટલે દુનિયાનો અનુભવ નથી. મારા જેવો આપનારો નહિં મળે.' મોતીલાલે શાંતિથી જવાબ દીધો કે "કાકા, સરકારની નોકરી કરીશું ત્યાં સુધી તમારા જેવા આપનાર તો ઘણા મળશે પણ મારા જેવા ના કહેનાર તમને ભાગ્યેજ મળશે." પ્રમાણિકપણું એ મોતીલાલનો મુદ્રાલેખ હતો. મુનસફમાંથી ફર્સ્ટ કલાસ સબ જજ સુધી ચઢી, વડોદરામાં બ્રીટીશ ગરાસીઆ એજંટ તરીકે એમણે સારૂં કામ કરેલું. એ કામથી સર. ટી. માધવરાવ કહેતા કે 'મોતીલાલ જેવા નોકર હોય તો રાજ્ય સુધરે.' ૧૮૭૫ માં મોતીલાલ કચ્છના નાયબ દીવાન નિમાયા, અને વચમાં સરકારી નોકરી કરી પાછી ૧૮૮૫ માં કચ્છના દીવાનનું પદ મેળવ્યું. એમણે કચ્છની દીવાનગીરી ૧૭ વર્ષ કરી. એમનું મૂળ કામ ન્યાયનું હોવાથી કચ્છમાં પણ ન્યાય માટે એ ખાસ જાણીતા છે. છતાં કચ્છના જીવનથી મોતીલાલને સંતોષ નહોતો. એ કહેતા કે 'કચ્છમાં જઈને હું કટાઈ ગયો, સરકારના ન્યાયખાતામાં જ હું રહ્યો હોત તો વધારે જાણવાનું મળત.' ઇ. સ. ૧૯૦૨ માં દીવાનગીરી છોડી મોતીલાલ અમદાવાદ આવ્યા, અને ૧૯૦૩ માં એમને અમદાવાદ મ્યુનિસીપાલીટીના પ્રમુખનું સ્થાન મળ્યું. એ પદ ઉપરજ

થોડા સમય પછી મોતીલાલને પેટનો અસાધ્ય વ્યાધિ લાગુ પડયો અને વિ. સં. ૧૯૬૧ ના ચૈત્ર સુદ ૧૪ (૧૯૦૫ એપ્રીલ) ને દીવસે એમણે આનંદધામમાં વાસ કર્યો.

મોતીલાલના જીવનમાં એક ભાગ ઉત્તમ આવી ગયો. એમનું બીજી વારનું લગ્ન કવિ અલખબુલાખીરામના શિષ્ય મહેતા બાપુભાઇ નાનાલાલની પુત્રી કંકુબાઈ સાથે થયું હતું. બાપુભાઈ પણ ભક્ત કવિ હતા. કંકુબાઇની બાલ્યવયમાં જ એ મરણ પામેલા, પણ એમની કાર્યશક્તિ અને બુદ્ધિ વારસામાં આપતા ગયેલા. કંકુબાઇએ નિશાળનું જ્ઞાન લીધું નહોતું. મોતીલાલ સાથે લગ્ન થયા પછી એમણે ગૂજરાતી તથા અંગ્રેજીનો અભ્યાસ કર્યો. એમનું મન એટલું તો કર્તવ્યશીલ રહેતું કે એક ઘડી પણ તે નવરાશની ગાળતાં નહોતાં. અભ્યાસ તથા કથા સાંભળવા ઉપરાંત ભરત ગુંથણ વગેરે હુન્નરો પણ તેમણે શીખી લીધા હતા. એક વખત તે સરસ્વતી માહાત્મ્યની કથા રોજ સાંભળવા જતાં અને જેટલું સાંભળ્યું હોય તેટલું સંભારીને પછીથી લખી લેતાં. એ પ્રમાણે ગૂજરાતીમાં સરસ્વતી માહાત્મ્ય તૈયાર થયું તે એમના મૃત્યુ પછી મોતીલાલે છપાવ્યું. અંગ્રેજી પણ એવા જ ખંતથી એમણે શીખી લીધું અને સેન્ડફર્ડ એન્ડ મર્ટન નામના અંગ્રેજી પુસ્તકનો ગૂજરાતીમાં તરજુમો કર્યો. "સરસ્વતી માહાત્મ્યની સમાલોચના કરતાં સા. શ્રી. મણિલાલ નભુભાઈ ઇ. સ. ૧૮૭૭ ના સુદર્શનમાં લખે છે કે 'આખા ગૂજરાતને આ સ્મારક લઘુગ્રંથથી ઘણો ઉપદેશ લેવાનો છે. અમે ધારીએ છીએ કે કંકુબાઇએ શાળામાં કેળવણી લીધી નહોતી, છતાં તેમને આવું શુદ્ધ ભાષાજ્ઞાન, આવી સારી વિચાર ને સ્મરણશક્તિ તથા સાંભળવા પ્રમાણે કાંઇક અંગ્રેજીનું પણ જ્ઞાન હતું. તેમની કુટુંબભક્તિ પણ જવાન મંડળને અનુકરણ કરવા યોગ્ય હતી.'" કંકુબાઇનો સ્વભાવ એટલો બધો કર્તવ્યશીલ હતો કે મોતીલાલ કચ્છમાં દીવાનપદે નીમાયા ત્યાર પછી એ ભાગ્યે એકાદ વર્ષ જીવ્યાં છે, પરંતુ એટલો વખત કચ્છમાં રહી કચ્છી ભાષાનો કોષ ન હોવાથી એ કોષ તૈયાર કરવાનું એમને મન થઇ આવ્યું. એક વર્ષ સુધી મહેનત લઈ કોષ અડધો તૈયાર થયો હતો તેવામાં એમનું ૨૯ વર્ષની વયે અવસાન થયું. કંકુબાઈના મરણથી મોતીલાલના આખાયે મિત્રમંડળમાં ઘણો શોક ફેલાયો હતો. એ જમાનામાં એમના જેટલા

કંકુબાઈ

ગુણવાળી સ્ત્રી ભાગ્યે જ હશે એમ એમના મિત્રો કહેતા. મનસુખરામભાઇ જેમણે સેન્ડફર્ડ અને મર્ટનના તરજૂમાની પ્રસ્તાવના લખી છે, એ કહેતા કે 'અમારા મંડળમાં સંસાર અને સ્ત્રીની બાબતમાં મોતીલાલ જેટલો કોઇ સુખી નથી.' સરસ્વતી માહાત્મ્યની પ્રસ્તાવના છોટાલાલ સેવકરામે લખી છે. એમાં પણ કંકુબાઇના ગુણના ઉલ્લેખો કર્યા છે. એ જમાનામાં અમદાવાદમાં અંગ્રેજીનો તરજુમો કરનાર કંકુબાઇ કદાચ પહેલાં જ સ્ત્રી હશે. મોતીલાલ અને એમના મિત્રોએ મળીને એમના નામનું સ્મારક ભેગું કરી ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને આપ્યું છે એમાંથી પુસ્તકો બહાર પાડવા ઉપરાંત કન્યાઓને ઇનામો વહેંચાય છે.

મોતીલાલનો સ્વભાવ ઘણોજ આનંદી અને અસાધારણ સંતોષી હતો. એમના આનંદી સ્વભાવનો કાંઇક ખ્યાલ શ્રી નરસિહરાવભાઇના સ્મરણમુકુરથી આવશે. મનસુખરામભાઇ અને મણિભાઇ જસભાઇના મિત્રમંડળમાં મોતીલાલ સર્વથી વધારે આનંદી ગણાતા. મનસુખરામભાઇ એમના મિત્ર હતા ખરા પણ એમના અંતરંગ મંડળમાં મોતીલાલ નહોતા. ભોળાનાથ સારાભાઇ સાથે મોતીલાલને મૈત્રી હતી અને તે ઉપરાંત એમના તરફ પૂજ્યભાવ પણ હતો. હરિદાસ વિહારીદાસ અને અંબાલાલ સાકરલાલ સાથે એમને ગાઢ મૈત્રી હતી. એ આખું યે મિત્રમંડળ દીવાનગીરી કે એવાં બીજાં મોટાં પદ ઉપર ચઢયું હતું. એ મિત્રોએ એક ત્રિપુટી કરી હતી. તેમાં મણિભાઈ જસભાઇ, મોતીલાલ, અને અંબાલાલ સાકરલાલ હતા. એમ કહેવાતું કે મણિભાઇ ઉદાર, મોતીલાલ સમધારણ,[1] અને અંબાલાલ કંજુસ હતા. કોઈ મણિભાઇને બદલે હરિદાસ વિહારીદાસનું નામ કહે છે. મોતીલાલનું અંગ્રેજી જ્ઞાન ઘણું સારૂં હતું. અંગ્રેજોના સહવાસમાં રહેલા એક માણસને નીચે નામ દાબીને મોતીલાલનો કાગળ બતાવ્યો તો એ કોઇ અંગ્રેજનો જ

[૧] રા. નારાયણ હેમચંદ્રે પોતાના 'હું પોતે' નામના પુસ્તકમાં મોતીલાલના સ્વભાવ સંબંધી અતડાપણાની અને કંજુસાઇની ટીકા કરી છે. પરંતુ નારાયણ જ્યારે ભૂજ ગયેલા ત્યારે મોતીલાલનાં પત્ની કંકુબાઇના મરણને થોડો જ સમય થયો હતો એટલે મોતીલાલ સ્વસ્થ નહોતા એટલે કે નારાયણની ટીકા પુરા અનુભવ વગરની છે. મોતીલાલના સ્વભાવ વિશેનો ખ્યાલ શ્રી નરસિંહરાવ ભોળાનાથનું સ્મરણમુકુર જોવાથી આવશે.

છે એમ એણે કહ્યું. એમ કહેવાય છે કે એમના સમયમાં સારામાં સારૂં અંગ્રેજી લખનાર ગૂજરાતમાં ત્રણેક માણસો ગણાતા અને એમાં એમની ગણત્રી થતી. કાયદાનું જ્ઞાન પણ એટલું જ સારૂં હતું. અંબાલાલ સાકરલાલ વડોદરાના મુખ્ય ન્યાયાધીશ હતા અને એલ એલ. હતા, પરંતુ એમની પાસે કોઇ કાયદાની ઝીણવટની સલાહ લેવા જાય તો એ નિખાલસપણે કહેતા કે 'એ બાબતમાં તમે મોતીલાલ પાસે જાઓ.' અંગ્રેજી છઠ્ઠી ચોપડી ભણેલા મોતીલાલ બી. એ. ના વિદ્યાર્થીને બેકનનું 'એડવાન્સમેન્ટ ઑફ લર્નિંગ' શીખવાડે એ ઉપરથી એમના અંગ્રેજી જ્ઞાનનું ધોરણ સમજાશે. એમનો પ્રમાણિકપણાનો મુદ્રાલેખ દરેક કાર્યમાં સાથે રહેતો. છેલ્લા દીવસોમાં મ્યુનિસીપલ પ્રમુખનું કામ કરતાં પણ દરેક વસ્તુ એ જાતે જોઇને કરતા. શિયાળામાં રાત્રે બે વાગે દૂરના લત્તામાં આગ લાગી હોય અને ગાડીવાન ન હોય તો હિંડતા જતા એમને જોયેલા છે. પ્લેગના વખતમાં આખી પોળ કે લત્તાનાં ઘર પોતાને ખર્ચે સાફ રખાવતા. આનંદ અને સંતોષ એમની સાથે છેલ્લી ઘડી સુધી રહ્યો હતો.

## અંબાલાલ સાકરલાલ

અંબાલાલ સાકરલાલનો જન્મ ઇ. સ. ૧૮૪૪ માં થયો હતો. એ જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય હતા. જન્મથી જ એ સાધનસંપન્ન હોવાથી એમના બીજા મિત્રોની પેઠે ઉંચી કેળવણી લીધા વગર રહ્યા નહિં. એલ એલ. બી. થઇને એમ. એ. ની પરીક્ષા પણ એમણે પસાર કરી. ગૂજરાતમાં એ સૌથી પહેલા એમ. એ. હતા. અમદાવાદ હાઈ સ્કુલમાં હેડમાસ્તરનો હોદ્દો એમણે ભોગવ્યો હતો. શિક્ષક તરીકે એ વખણાયલા અને હાલના ઘણા નામાંકિત પુરુષો એમના હાથ નીચે ભણી ગયેલા છે. થોડો વખત એમણે ગૂજરાત કૉલેજના પ્રીન્સિપાલનું કામ પણ કરેલું. બોલવામાં અંબાલાલને વાક્યે વાક્યે 'હં' 'હં' એમ બોલવાની ટેવ હતી તેથી કૉલેજમાં છોકરા તોફાન કરતા. આ ટેવ તેમની વૃદ્ધાવસ્થા સુધી રહી હતી, પણ પાછળથી એમણે એના ઉપર ઘણો કાબુ મેળવ્યો હતો. કેળવણી ખાતામાંથી અંબાલાલ ન્યાય ખાતામાં ગયા અને વડોદરા રાજ્યમાં વરિષ્ટ અદાલતના મુખ્ય ન્યાયાધીશની પદવી સુધી ચઢ્યા હતા. ન્યાયાધીશ તરીકે અંબાલાલ બહુ જ સ્વતંત્ર અને પ્રમાણિક ગણાતા. વડોદરામાંથી નિવૃત્ત થયા પછી સરકારે એમને દીવાન બહાદૂરનો ઇલ્કાબ આપ્યો. એમણે અંગ્રેજી=ગૂજરાતી શબ્દકોષ સૌથી પહેલાં બનાવ્યો, અર્થ-

શાસ્ત્ર ઉપર પણ એમણે ગ્રંથ લખ્યો છે. રાજકોટમાં મળેલી ત્રીજી સાહિત્ય પરિષદમાં એ પ્રમુખ તરીકે નીમાયા હતા. ઉત્તરાવસ્થામાં એ વેપારમાં પડયા. અને 'મરચંટમીલ' ઉભી કરી, પણ એમાં એ ફાવ્યા નહિં અને કેટલાક પૈસા ખોયા પણ ખરા.

અંબાલાલના જીવનનો મહત્વનો ભાગ તો એમણે રાષ્ટ્રીય ચળવળમાં રસ લેવા માંડ્યો એ છે. ઈ. સ. ૧૯૦૨ માં અમદાવાદમાં બાબુ સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપદ નીચે રાષ્ટ્રીય મહાસભા ભરાઈ હતી ત્યારે સ્વાગત સમિતિના પ્રમુખ અંબાલાલ હતા. અંબાલાલ સ્વતંત્ર વિચારના, વિચારશીલ, દરેલ અને વિદ્વાન ગણાતા હતા. એમનું પ્રમાણિકપણું જાણીતું હતું. એમના મિત્રોમાં એ કંજુસ ગણાતા. નારાયણ હેમચંદ્ર લખે છે કે, "પ્રાર્થના સમાજની વાર્ષિક સભા થઈ તેમાં પૈસા સંબંધી મોટો વાદવિવાદ થયો. ચમડી જાય પણ દમડી જાય નહિં એવું માનનાર દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇએ કહ્યું કે પ્રાર્થના સમાજમાં એવો કાંઈ નિયમ રાખવો જોઇએ નહિ કે અમુક પૈસા આપે તે જ મેંબર થાય, નહિ તો નહિં. × × અંબાલાલની તકરારમાં કંજુસાઇ દરેક શબ્દ પરથી જણાતી હતી. તે વેળાએ જ મેં તેમને કંજુસ ધાર્યો હતા, તે હાલ કેટલાકોના કહેવા ઉપરથી સારી ખાત્રી થઇ છે." કહે છે કે કોઈ વર્તમાન પત્ર માટે અંબાલાલ લેખ લખી મોકલે તો ઝીણા ચીનાઈ કાગળ ઉપર જરાયે જગ્યા બચે નહિ એમ લખતા. ગમે તેમ હોય પણ અમદાવાદની રાષ્ટ્રીય ચળવળના એ નેતા હતા. એમના સમયમાં એમના જેટલા સ્વતંત્ર વિચારનું અને હિંમતવાળું અમદાવાદમાં બીજું કોઇ નહોતું. સુરતની કોંગ્રેસ ભાંગી ત્યારે એ ફિરોઝશાહ મહેતાના પક્ષમાં હતા. એમ કહેવાય છે કે કલકત્તાની કોંગ્રેસમાં દાદાભાઈ નવરોજીએ પ્રમુખસ્થાનેથી કહેલું કે "Agitate, Agitate, Agitate." અંબાલાલે ત્યાં જ તે જ વખતે પોતાના ભાષણમાં કહ્યું કે, "Educate, Educate, Educate." કોણ ના કહેશે કે અંબાલાલે હિંદના ઉદ્ધારની ખરેખરી અને મોટામાં મોટી ચાવી આ શબ્દોમાં નથી બતાવી ? ઈ. સ. ૧૯૧૪ માં ૭૦ વર્ષની વયે એ સ્વર્ગવાસી થયા.

## ભાઇશંકર નાનાભાઇ

ભાઇશંકરનો જન્મ વિ. સં. ૧૯૦૧ માં થયો હતો. એ રાયકવાળ બ્રાહ્મણ

હતા. નાનપણમાં એમની સ્થિતિ સારી નહોતી. સાધારણ વિદ્યાસંપાદન કરી હતી, અને બીજા વિદ્યાર્થીઓને ભણાવીને પોતાનો નિર્વાહ ચલાવતા. થોડું અંગ્રેજી શીખી એમણે રેલ્વેમાં રૂ. ૨૦) ની નોકરી લીધી, અને થોડા વખત પછી શેઠ દલપતભાઇ ભગુભાઇની મુંબાઇની પેઢીમાં નોકરી માટે ગયા. ત્યાં નામાનો અનુભવ મેળવી રોયલ બેંકના શરાફ થયા, અને એ પછી 'વિક્ટોરીયા ફાઇનેન્સ' નામની કંપનીના મેનેજર બન્યા. એ દરમિયાન સોલીસીટરની પેઢીઓમાં એમણે અનુભવ લીધો અને હાઇકોર્ટ વકીલની પરીક્ષા પણ પસાર કરી. ઇ. સ. ૧૮૭૮ માં એમણે સોલીસીટરનું કામ શરૂ કર્યું, અને ભાઇશંકર કાંગા અને ગિરધરલાલની પેઢીના ભાગીદાર તરીકે એમણે ઘણી નામના મેળવી. અમદાવાદમાં રેવાબાઇની ધર્મશાળા, દવાખાનું, લાયબ્રેરી, વગેરેમાં તથા સ્મશાન ભૂમિમાં સગવડ કરવા માટે એમણે સખાવતો કરી છે. સાહિત્યમાં પણ એ રસ લેતા. કાયદામાં એમની બુદ્ધિ ઘણી જ તીવ્ર ગણાતી, અને સામી બાજુ ભાઇશંકર છે એમ જાણતાં જ કેટલાક તો ગભરાતા. અમદાવાદ સંસ્કૃત પાઠશાળાનું નવું બંધારણ કરવામાં એમણે ઘણો ભાગ લીધો હતો. અમદાવાદ મ્યુનિસીપેલીટીના એ પ્રમુખ પણ થયા હતા, પણ વ્યવસાયને લીધે એ કામ એ કરી શકયા નહોતા.

## લાલશંકર ઉમિયાશંકર

લાલશંકરનો જન્મ ઈ. સ. ૧૮૪૫ માં થયો હતો. એ જ્ઞાતિએ વિસનગરા નાગર હતા. અંગ્રેજીનો થોડો અભ્યાસ કરી એ ગણિતના શિક્ષક બન્યા પણ પાછળથી કાયદાનો અભ્યાસ કરી એમણે હાઇકોર્ટ વકીલની પરીક્ષા પસાર કરી. ઘણી જગ્યાએ સબ જજનો હોદ્દો ભોગવ્યા પછી અમદાવાદમાં એ સ્મૉલ કૉઝ કોર્ટના જજ થયા હતા. એમણે વ્યાકરણ અંકગણિત વગેરે ઉપર પુસ્તકો લખ્યાં છે. પંઢરપુરમાં એમણે બાળકરક્ષણનો આશ્રમ કાઢેલો છે. એમનાં કાર્યોની કદર કરીને સરકારે એમને રાવ બહાદુરનો ઇલ્કાબ આપ્યો હતો. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના સેક્રેટરી તરીકે એમણે ઉત્તમ કામ કર્યું હતું. લાલશંકર સુધારક હતા અને પ્રાર્થના સમાજના એક ખાસ સભ્ય હતા. એમનું મકાન ખાડિયામાં અમરતલાલની પોળમાં છે. ઇ. સ. ૧૯૪૦ માં એ દેવલોક પામ્યા.

## ન્યાયમૂર્તિ લલ્લુભાઇ આશારામ શાહ

લલ્લુભાઇના પિતા આશારામ દલીચંદ અમદાવાદમાં શાહપુરના વતની

એ પ્રભાવશાળી પુરુષ હતા અને લેખક પણ હતા. લલ્લુભાઇએ વિદ્યાભ્યાસ પુરો કર્યા પછી મુંબાઇમાં વકીલાત કરવી શરૂ કરી હતી. એમાંથી એ હાઈ કોર્ટના ન્યાયાધીશની પદવી સુધી ચઢ્યા. એમણે કેટલોક વખત મુખ્ય ન્યાયાધીશની પદવી પણ શોભાવી હતી. એ પદ ઉપર એ પહેલા અમદાવાદી હતા. લલ્લુભાઈ સ્વતંત્ર વિચારના અને બહુ જ સીધા પુરુષ ગણાતા હતા. શુદ્ધ ન્યાય માટે એમની ભાવના એટલી ઉંચી હતી કે એ લોકમાં બહુ ભળતા પણ નહિં; અને કોઇ વકીલ કે સોલીસીટર એમને ત્યાં આવે તે એમને ગમતું નહિં. 'હિંદુ લૉ' ઉપર એ પ્રમાણ ગણાતા. યૂરોપિયનોને હાથે ગુંથાયલા 'હિંદુ લૉ'નો સ્વતંત્ર રીતે અભ્યાસ કરવા માટે એમણે શાસ્ત્રી રોકયા હતા એમ કહેવાય છે. મુંબાઇના રૉયલ એશિયાટીક સોસાયટી, અને ગૂજરાતી ફૉર્બ્સ સભાના એ પ્રમુખ હતા. એ સંસારસુધારક હતા; એમને સર-નાઇટ-નો ઇલ્કાબ મળ્યો હતો. ન્યાયાધીશના હોદ્દા ઉપર જ હૃદયરોગથી ઘણી ટુંકી માંદગી ભોગવી એ દેવલોક પામ્યા હતા. અમદાવાદમાં એમના નામના કાયદાના એલ એલ. બી. ના વર્ગ નીકળ્યા છે એ એમનું યોગ્ય સ્મારક થયું એમ કહી શકાય.

૩

## લેખકો અને કવિઓ

લેખકો અને કવિઓની સ્થિતિ બીજા મહાપુરુષો જેવી નથી. સાહિત્ય-રસિકોએ એમનાં ચરિત્રોનું સંશોધન કરવા તથા લખવા માટે યથાશક્તિ પ્રયત્નો કરેલા છે. અમદાવાદમાં થયેલા લેખકોની વીગત પણ સાહિત્યના અનેક ગ્રંથોમાંથી મળી શકે તેમ છે. એટલે અત્રે ફક્ત તેમની ઘણી જ ટુંકી નોંધ લઈ વિરમીશું. પ્રસિદ્ધ ઇતિહાસકારોમાં સિકંદર, અલીમુહમ્મદખાં વગેરેનો ઉલ્લેખ આવી ગયો છે. પહેલા ઉર્દુ કવિ વલી અમદાવાદના હતા અને એમની કબર શાહીબાગમાં ચીની પીરને નામે ઓળખાય છે એમ કહે છે, પરંતુ એ વાતમાં મતભેદ છે. અનેક મુસલમાન લેખકો અમદાવાદમાં થઇ ગયા છે. હિંદુ લેખકો પણ ઘણા થયા છે.[૧] સાહિત્યની દૃષ્ટિએ પણ અમદાવાદનો ઇતિહાસ રસમય છે પરંતુ અહીં એનું લંબાણ થાય તેમ નથી.

[૧] ડૉ. હ. હ. ધ્રુવે વડોદરાના પ્રતિનિધિ તરીકે સ્વીડનની ઓરીએન્ટલ કૉન્ફરંસમાં



૬૫ જુમા મસ્જિદના લિવાનના મ્હોરાનો મીનારા ઉભા હશે તે વખતનો દેખાવ
(વચલી કમાનની પહોળાઇ ૨૨½ ફીટ છે એ સ્કેલ પ્રમાણે આ ચિત્રનું માપ સમજી લેવું)



૬૬ (અ) ભદ્રકાળી માતા અને આઝમખાંનો મહેલ

**લાવણ્યસમય:** લેખકોની નામવલિમાં મહમૂદ બેગડાના સમયમાં અમદાવાદના અજદરપુર પરાના વસનાર લહુરાજ અથવા લાવણ્યસમયથી શરૂ કરીએ. એ શ્રીમાળી વાણીઆ હતા. એમના વડીલ પાટણથી અમદાવાદ આવી વસેલા. એમનો જન્મ વિ. સં. ૧૫૨૧ પોષ વદ ત્રીજે થયો હતો. નાનપણથી જ એ વિદ્વાન ગણાવા લાગ્યા. સંસ્કૃતમાં પણ એ લખી શકતા. ૯ વર્ષની વયે તથાગચ્છના આચાર્ય લક્ષ્મીસાગર સૂરિએ એમને દીક્ષા આપી, અને લાવણ્યસમય નામ રાખ્યું. એમનો પ્રસિદ્ધ ગ્રંથ વિમલપ્રબંધ છે. બીજા ગ્રંથો પણ એમણે રચ્યા છે. વિમલપ્રબંધમાંથી કવિની કેટલીક અતિશયોક્તિ બાદ કરીએ તો મહમૂદ બેગડાના સમયની સામાજિક સ્થિતિ જાણવા માટે ગ્રંથ ઉપયોગી છે, પરંતુ એ પહેલાં ચાર સદીઓ પૂર્વે થઇ ગયેલા વિમલશાહના સમય ઉપર કાંઇ પ્રકાશ પડતો નથી. ઐતિહાસિક દૃષ્ટિએ ગ્રંથની બહુ કિંમત નથી; કવિતા તરીકે સારો છે.

**શામળભટ:** ગૂજરાતનો પ્રસિદ્ધ કવિ છે. એનો જન્મ વિ. સં. ૧૭૪૦ ના અરસામાં થયો મનાય છે. શામળભટ શ્રીગોડ બ્રાહ્મણ હતો. અમદાવાદ પાસે સારંગપુર પાસે વેગણપુરનો વતની હતો. એણે ધાર્મિક આખ્યાનોને બદલે સાંસારિક વારતાઓ તરફ ગૂજરાતી કવિતાનો પ્રવાહ વાળ્યો. ચરોતરના રહીશ રખીદાસ નામનો પાટીદાર એનો આશ્રયદાતા હતો. વિ. સં. ૧૮૦૦ ની લગભગમાં એનું મૃત્યુ થયું. એનાં કાવ્યો અને એની સમાલોચના પ્રસિદ્ધ છે.

**વલ્લભભટ:** આ કવિ અમદાવાદના ભટ મેવાડા બ્રાહ્મણ હતા. વિક્રમની અઢારમી સદીના ઉત્તરાર્ધમાં એમણે કવિતાઓ કરેલી છે. એ વૈષ્ણવ

ભાષણ કરેલું તેમાં ગૂજરાતી ભાષાની રૂપરેખા આપી હતી. એમાં એ લખે છે કે અમદાવાદમાં સૌથી વધારે સંખ્યામાં કવિઓ થયા છે. આ કવિઓ બહુ મહાન પ્રતિભાવાળા નથી એ ખરૂં છે. પરંતુ અખો અને શામળનું પદ ઉતરે તેમ નથી. અમદાવાદના જનસ્વભાવનું લક્ષણ અમદાવાદી કવિઓમાં પણ જણાયલું છે. "We have found that Ahmedabad has given the largest number of poets, and yet we have none of them among these epoch-makers. (નરસિંહ પ્રેમાનંદ વગેરે) Among their contemporaries we have named Akho Bhagat and Samal who are the best representatives of that *Matter of fact City.*"

હતા પણ પાછળથી દેવીભક્ત થયા. બહુચરાજી માતાના એ અનન્ય ભક્ત હતા. બહુચરાજી માતામાં 'જે' બોલાય છે ત્યારે વલ્લભભટ્ટ અને એમના ભાઈ ધોળાના નામની ભેગી જે–'વલ્લભ ધોળાકી જે'–એમ–બોલાય છે. માતાજીની સ્તુતિનાં એમનાં કરેલાં પદ પ્રસિદ્ધ છે.

**કેવળરામ:** આ કવિ વીસનગરા નાગર હતા. અમદાવાદ પાસે રાજપુરમાં તુલસીની પોળમાં રહેતા હતા. બાબી વંશના નવાબોના એ રાજ કવિ હતા. અઢારમી સદીના મધ્યમાં જવાંમર્દખાં બાબીના એ સમકાલીન હતા. બાબીઓની કીર્તિનું એમણે હિંદીમાં ગાન કરેલું છે. એ ગ્રંથ બાબીવિલાસ કહેવાય છે તે હજી અપ્રસિદ્ધ છે. બાબીઓના વખતથી એમને કવીશ્વરનું પદ મળેલું. હાલ એમના વંશજો પોતાની અટક કવીશ્વર લખાવે છે. અમદાવાદમાં ખાડિયામાં કવીશ્વર કુટુંબ આજે જાણીતું છે.

**અલખ બુલાખીરામ:** આ કવિ અમદાવાદના સાઠોદરા નાગર હતા. ગઇ સદીના પૂર્વાર્ધમાં એ હતા. નાનપણમાં એ તોફાની હતા. એક વખત નદીમાં એ નાક પકડી સંધ્યા કરતા હતા એવામાં કોઇ સન્યાસીએ પુછ્યું કે 'નાક પકડીને શું જોયું ?' બુલાખીરામે કહ્યું કે 'એમાં વળી શું દેખાય.' વાતચીત થતાં બુલાખીરામનું મન સન્યાસી તરફ દોરાયું અને વખત જતાં પરબ્રહ્મ તરફ વળ્યું. ગઈ સદીમાં એમની પાવડીઓ પૂજાતી, અને એમનું શિષ્યમંડળ પણ હતું. એમની કવિતાઓ કાવ્યદોહનમાં પ્રસિદ્ધ થએલી છે.

**મગનલાલ વખતચંદ:** ગઈ સદીના પૂર્વાર્ધમાં આ જૈન લેખક જાણીતા હતા. અહીં એમની નોંધ લીધા વગર ચાલે તેમ નથી. આ ગ્રંથમાં એમનો ઘણો આધાર લીધો છે. મરેઠા સમયના છેવટના ભાગનો તથા અંગ્રેજી સમયની શરૂઆતનો એમણે લખેલો ઇતિહાસ ઘણે ભાગે વિશ્વસનીય છે. એમણે બીજાં નાનાં પુસ્તકો પણ લખ્યાં છે.

**ભોગીલાલ પ્રાણવલ્લભદાસ:** અમદાવાદ હાઇસ્કુલના પહેલા માસ્તર હતા. એમણે એમના સમયમાં સાહિત્યવૃદ્ધિ માટે બહુ પ્રયત્ન કર્યો હતો. રા. બ. **ખુશાલરાય સારાભાઈ** સાઠોદરા નાગર હતા. એમણે છોટાઉદેપુરની દીવાનગીરી ભોગવેલી, અને એ સંસ્કારી લેખક અને ભક્ત હતા. એમણે નિબંધો લખેલા છે અને પંચમહાલની કેટલીક વિગતો ભેગી કરેલી છે. રામાયણમાં એમને એટલી બધી ભક્તિ હતી કે એ વાંચતાં એક વખત એમના એક બીજા

ઘરમાં આગ લાગ્યાના સમાચાર આવ્યા પણ પાઠ પુરો કર્યા વગર ઉઠયા નહિં.

**સાંકળેશ્વર જોશી** અમદાવાદના હતા એમ કહેવાય છે. એમણે કેટલાક નિબંધ લખેલા છે. યાંત્રિક કલામાં એ નિપુણ હતા. વિપળ, પળ, સેકંડ, મીનીટ, કલાક, ઘડી, તિથિ, વાર, પક્ષ, માસ, વર્ષ વગેરે ઘણી વિગતો બતાવતું ઘડીઆળ એમણે બનાવ્યું હતું. કાંગડામાં મીનારા ઉપર મુકેલું ઘડીઆળ એમણે બનાવ્યું હતું. આવા કુશળ માણસોને આપણા કમનસીબ દેશમાં ઉત્તેજન નથી. ખા. બ. એદલજી ડોસાભાઈ પણ અમદાવાદના હતા. એમણે ગૂજરાતી તથા અંગ્રેજીમાં ગૂજરાતનો ઇતિહાસ લખ્યો છે. આ સાથે ગૂજરાતના પરમમિત્ર જેવા બે યૂરોપીય ગૃહસ્થોનું નામ આપણે ભૂલી શકીએ તેમ નથી. ફોર્બ્સ સાહેબને તો બધા ઓળખે છે. એમનું કાર્યક્ષેત્ર અમદાવાદ હતું. એમના જીવનનું ચિરસ્થાયી કાર્ય–ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી–રહેશે ત્યાંસુધી ગૂજરાત એમને ભૂલશે નહિં. ઇતિહાસની દૃષ્ટિએ રાસમાળાની કિંમત ગમે તેટલી હોય પણ એનું સ્થાન ઇતિહાસ-સામાજિક ઇતિહાસના અભ્યાસીઓને માટે ઓછું ન હોવું જોઇએ. એ લખી શકાય એટલો ગૂજરાત ઉપરનો એમનો પ્રેમ એ જ ખાસ માનની વસ્તુ છે. ફોર્બ્સ ન હોત તો દલપતરામને કોણ આગળ લાવત? એવા જ બીજા ગૃહસ્થ **રેવરંડ જોસફ વાન સોમરેન ટેલર** હતા. એમણે અમદાવાદમાં ઘણાં વર્ષ ગાળ્યાં. વ્યાકરણ વગેરે લખી ગૂજરાતીની સેવા બજાવી. એમનું ખરૂં મહત્વનું કાર્ય તો ગૂજરાત સલ્તનતના સિક્કા ઉપર એમણે નાંખેલો પ્રકાશ છે. **શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ** મલાતજના સાઠોદરા નાગર હતા. એ વિદ્વાનનું નામ ગૂજરાતી ભાષાના ઇતિહાસના રસિકોથી અજાણ્યું નથી. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને અંગે અમદાવાદ એમનું કાર્યક્ષેત્ર બન્યું હતું.[૧] ડૉ. બ્યુ'લર જેવા વિદ્વાનને હિંદ તરફ માનની પ્રેરણા ગૂજરાતમાંથી જન્મી હતી. એમણે નોકરીનો ઘણો સમય અમદાવાદના કેળવણીખાતાના વડા તરીકે ગાળ્યો હતો.

**કવિ દલપતરામ ડાહ્યાભાઇ** ક૦ દ૦ ડા૦ થી કોણ અજાણ્યું છે? એમને માટે વધારે લખવું જરૂરતું નથી. ગૂજરાતનું નાનું છોકરૂં પણ એમને ઓળખે છે. એ અમદાવાદના મોટા કવિ, ઘણા કવિઓને કવિતા શીખવનાર વગેરે વગેરે.

[૧] આ બધો સાર શ્રી ડાહ્યાભાઇ દેરાસરીના સાઠીના સાહિત્યના દિગ્દર્શન ઉપરથી લીધો છે.

એમનું ચરિત્ર ઘણી જગ્યાએ લખાયલું છે; એમની કવિતાની સમાલોચના માટે પણ આ સ્થળ નથી. અહીં ફક્ત એક વાતની નોંધ લેવી ઠીક છે. આ કવિ વઢવાણના હતા, પણ એમણે અમદાવાદને પોતાના વતન જેવું બનાવેલું. ગૂજરાતી ભાષાની ખરા દિલથી એમના જેવી સેવા કરનાર એ પહેલા જ હતા. એમનામાં બીજા પણ ઘણા ઉમદા ગુણો હતા. સ્વદેશાભિમાન અને સત્યપ્રિયતા પણ ઘણાં જ હતા. પાછળથી ૧૮૬૫–૬૬માં સટ્ટો ચાલ્યો ત્યારે કવિ લોભમાં પડી સટ્ટે ચઢયા. અમદાવાદી તરીકે એ એમનું ખાસ લક્ષણ હતું. અમદાવાદનો વતની ગમે તે ધંધો કરતો હશે પણ વેપારી વલણથી તદન મુક્ત તો નહિ જ રહ્યો હોય. કવિએ શેર સટ્ટામાં ખોયેલું; પણ બીજા વેપારીઓની પેઠે પૈસા દબાવ્યા નહિ અને સર્વસ્વ આપી દઇને આબરૂ રાખી. ખંડેરાવ મહાસભા આગળ એમણે કહેલું કે 'રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું,' એ લીંટીમાં જ કવિના આખા જીવનનો સાર આવી જાય છે. ઈ. સ. ૧૮૯૯ માં એમનો સ્વર્ગવાસ થયો. એમનો ફોર્બ્સ સાહેબ સાથેનો સંબંધ પ્રસિદ્ધ છે. એમના ત્રણે પુત્રો કવિ થયા, પણ એમાં શ્રી નાનાલાલ સૌથી પ્રસિદ્ધ છે. દયારામ પછી ઉત્તમ ગરબીઓ લખવામાં એમનું સ્થાન પહેલું છે. એમણે પણ અમદાવાદમાં હાલ નિવાસ કર્યો છે. દલપતરામના મરણ વખતે સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈ લખે છે કે "તેમના જેવી સર્વમાન્ય કાવ્યશક્તિ, સર્વત્ર માર્ગ કરવાની આર્દ્રતા, પ્રત્યેક પ્રસંગે પ્રસરતી કાવ્યપ્રતિભાની તત્પરતા, હવે કોઇનામાં નથી; ગુજરાતી ભાષાનો હવે કોઈ એવો એકાન્ત ઉપાસક નથી." આ શબ્દો તદન ખરા લાગે છે.

**મહિપતરામ રૂપરામ :** આ વીર પુરુષ સુરતના વતની હતા પણ પાછળથી તેમણે અમદાવાદને પોતાનું વતન બનાવ્યું હતું. ટ્રેનિંગ કૉલેજના મુખ્ય અધ્યાપક તરીકે એમનું નામ પ્રસિદ્ધ છે. ગૂજરાતીમાં એમણે ઘણા ગ્રંથો લખ્યા છે. નાગરની નાતમાં વિલાયતમાં જવા માટે એમણે પહેલી હિંમત કરી હતી. એ વિલાયત ગયા ત્યારે સ્ટીમરમાં સીધું સામાન સાથે લઇ ગયેલા તેનું વર્ણન અને વિલાયતથી આવેલા પત્રો બુદ્ધિપ્રકાશમાં છપાયા છે તે રસમય છે. પ્રાર્થનાસમાજમાં એમણે આગળ પડતો ભાગ લીધો હતો.

**ભીમરાવ ભોળાનાથ અને કૃષ્ણરાવ ભોળાનાથ :** આ બંને ભાઇઓમાં એમના પિતા ભોળાનાથની શક્તિ ઉતરી હતી. ભીમરાવ કવિ

હતા. કૃષ્ણરાવ વિદ્વાન લેખક હતા. એમનાં ચરિત્રો ગૂજરાતી સાહિત્યના ઇતિહાસમાં જાણીતાં છે.

**છોટાલાલ સેવકરામ :** અમદાવાદમાં સાંકડીશેરીમાં રહેતા હતા. એમણે કેટલાક ગ્રંથો લખેલા છે. એમના સવૈયા સારા કહેવાતા. એમણે માર્કસ ઑરેલિયસના તત્ત્વચિંતનનું ભાષાંતર કરેલું છે છોટાલાલ બાવની વગેરે કાવ્યના ગ્રંથો પણ જાણીતા છે.

**ડાહ્યાભાઇ ધોળશાજી :** આ પ્રસિદ્ધ નાટકકારને આખા ગૂજરાતમાં અને ગૂજરાતી જાણનાર બહારના સર્વ કોઈ જાણે છે. એમનાં નાટકો સારાં, બોધક, અને સરળ હતાં. એમનાં ગાયનો હાલનાં કેટલાંક નાટકોનાં ગાયનો પેઠે છીછરાં અને ફક્ત ચાળાચટકાવાળાં નથી. સમાજને એમનાં નાટકો બહુ પ્રિય હતાં.

**કિલાભાઈ ઘનશ્યામ :** એમણે સંસ્કૃતની પદ્ધતિએ કેટલાંક ભાષાંતરો કર્યાં છે. એમાં મેઘદૂતનું ભાષાંતર તો ઘણું જ ઉત્તમ છે. એ વધારે જીવ્યા હોત તો ઉત્તમ ભાષાંતરકર્તા થાત.

**ભોગીંદ્રરાવ દીવેટીઆ, શિવભાઇ બાપુભાઇ, અને કંચનલાલ વાસુદેવ :** વારતાના લેખક તરીકે આ ત્રણે પુરુષો ગૂજરાતી વાચકને જાણીતા હતા. રા. કંચનલાલ ‘મલયાનિલ’ના તખલ્લુસથી ઉત્તમ ટુંકી વારતા લખતા. યુવાન વયમાં જ આ ત્રણેનાં મૃત્યુ થયાં એ શોકજનક છે.

**ઉત્તમલાલ કેશવલાલ ત્રીવેદી :** એ વડનગરા નાગર બ્રાહ્મણ હતા. ઉત્તમલાલ ટરેલ, સત્યપ્રિય અને વિદ્વાન પુરુષ હતા. એમણે કેટલાક ગ્રંથો રચ્યા છે; પરંતુ એ સર્વમાં એમનું નામ અમર કરે એવો ગ્રંથ તો લો. મા. તિલકની ગીતાનું ભાષાંતર છે.

**ડૉ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ :** આ વીર પુરુષ અમદાવાદના સાઠોદરા નાગર હતા. એ સમર્થ વિદ્વાન હતા. એમણે કેટલાંક કાવ્યો લખ્યાં છે. એમની શૈલી નવી, પ્રસાદવાળી, સંસ્કારી, સ્વતંત્ર, તથા શૌર્ય ઉપજાવે એવી છે. દેશનું અભિમાન કવિ નર્મદે કવિતામાં ગાયું તે ઉપરાંત હરિલાલની કવિતામાં પણ સ્વદેશાભિમાન ઉછળે છે. એમના લેખ નવા યુવાનોને હમેશાં પ્રેરણા આપતા. એમનું ખરૂં કાર્ય તો વડોદરા રાજ્યના પ્રતિનિધિ તરીકે સ્ટોકહોમ (સ્વીડન)માં ભરાયલી આઠમી આંતરરાષ્ટ્રીય ઓરિયેન્ટલ કોન્ગ્રેસમાં એમણે ગૂજરાતી ભાષાનું

ગૌરવ વધારે એવું જે ભાષણ આપેલું તે છે. યુરોપમાં બીજા પણ વિદ્વત્તાપૂર્ણ લેખો એમણે વાંચેલા. વસંતવિલાસિકા અને કુંજવિહાર એ એમનાં ખાસ પ્રસિદ્ધ પુસ્તકો છે. ગૂજરાત સાહિત્યસભા અને વર્નાક્યુલર સોસાયટીના હાલના પ્રમુખ સાક્ષરશિરોમણિ દી. બ. કેશવલાલભાઇના એ મોટા ભાઈ થાય.

**ગણપતરામ રાજારામ:** એમનો જન્મ ઈ. સ. ૧૮૪૮ માં થયો હતો. જ્ઞાતિએ રાયકવાડ બ્રાહ્મણ હતા. એમણે કેટલાક ગ્રંથો રચ્યા છે એમાં પ્રતાપ નાટક અને લઘુભારત પ્રસિદ્ધ છે.

**સર રમણભાઇ મહિપતરામ નીલકંઠ:** અમદાવાદના લેખકોની નામાવલિ અને અમદાવાદનો ઇતિહાસ સર રમણભાઇના મંગલમય નામથી સમાપ્ત કરીશું. મહિપતરામ રૂપરામ અમદાવાદમાં વસ્યા ત્યારથી રમણભાઇને તો આપણે અમદાવાદના વતની કહી શકીએ. એમનો જન્મ ઇ. સ. ૧૮૬૮ માં થયો હતો. રમણભાઈ નાનપણથી હોશિયાર હતા. એમના નાનપણની વાત લખતાં નારાયણ હેમચંદ્ર લખે છે કે: " મહિપતરામના છોકરાઓ તે વેળાએ હાઇ સ્કુલમાં ભણતા હતા તેમાં રમણ હોંશિયાર હતો. તે મને બહુ સવાલો પૂછતો હતો. તેના હું જવાબ આપતો હતો. હાલમાં રમણભાઇ વકીલ થયા છે. તે પોતાને વિદ્વાન, ધાર્મિક, અને કર્તવ્યનિષ્ઠમાં ખપાવવાનો યત્ન કરે છે.' રા. નારાયણ કહે છે તેમ રમણભાઇ ખપાવવાનો યત્ન નહોતા કરતા પણ એ ખરેખર વિદ્વાન, ધાર્મિક, અને કર્તવ્યનિષ્ઠ હતા. પાછળથી આ ગુણો સાથે નિરાભિમાનપણું, સત્યપ્રિયતા, સાદાઇ વગેરે ગુણો પણ એમનામાં ખીલ્યા હતા. ઘણું કામ હોય છતાં રમણભાઈ દરેકને શાંતિથી મળતા અને જેને જે બાબત જોઇએ તે સલાહ આપતા. એમની કર્તવ્યનિષ્ઠા તો એટલી બધી હતી કે એમના ધંધા ઉપરાંત જે જે કાર્ય એ લેતા એ પોતાનું જ છે એમ ધારી, લાભાલાભનો વિચાર બાજુએ મુકી, શુદ્ધ કર્તવ્ય બુદ્ધિથી કરતા. ગૂજરાત સાહિત્ય સભાના પ્રમુખ, વર્નાક્યુલર સોસાયટીના સેક્રેટરી, તથા મ્યુનિસિપાલીટીના પ્રમુખ તરીકે એમણે ઉત્તમ કાર્ય કર્યું છે. આ સદીનાં છેલ્લાં પચીસ વર્ષમાં તો દરેક પ્રવૃત્તિઓમાં રમણભાઈ અગ્રસ્થાને હતા. શહેરની આ છેલ્લી પચીસી એટલે રમણભાઈનું જીવન. રમણભાઇનું નામ એમની સાહિત્ય કૃતિઓ અમર રાખશે. એ વિદ્વાન, કવિ, નાટકકાર, વિવેચક, અને હાસ્યરસના લેખક હતા. આટલી બધી દિશામાં સાહિત્યની સેવા કરનાર કોઇકજ

હશે. કવિતા અને સાહિત્ય તથા રાઇના પર્વતનાં વખાણ કરતાં વિસ્તાર બહુ થાય. પરંતુ હાસ્યરસના લેખક તરીકે રમણભાઇનું સ્થાન ગૂજરાતી ભાષામાં અમર છે એ તો કહ્યા વગર છુટકો નથી. એ સ્થાને હજી બીજો કોઈ લેખક આવી શક્યો નથી. ભદ્રંભદ્રની જૂદી જૂદી દૃષ્ટિએ ગમે તેવી ટીકાઓ કરવામાં આવે, અને અંગ્રેજી લેખકોના હાસ્યરસ ઉપર વચનો ટાંકી ભદ્રંભદ્રના હાસ્યરસને ઉતારી પાડવાને 'ધર્મરક્ષકો' ગમે તેવા પ્રયત્નો કરે પરંતુ ગૂજરાતી ભાષામાં ભદ્રંભદ્રે જે ઉંચું સ્થાન પ્રાપ્ત કર્યું છે તે કદી જવાનું નથી. વીસમી સદીનું બીજું પાદ શરૂ થયું તો યે આપણા દેશમાં અનેક ભદ્રંભદ્રો વિદ્યમાન છે એ જ્યારે અનુભવીએ છીએ ત્યારે 'ભદ્રંભદ્ર' ગ્રંથ ઉપર અધિક માન પેદા થાય છે.

રમણભાઇએ જે જે કાર્યક્ષેત્રોમાં હાથ નાંખ્યો તે દરેકમાં તે અગ્રસ્થાને આવ્યા. પહેલી પંક્તિના સુધારક, દરેક જાતનાં સાહિત્યમાં પહેલી પંક્તિના લેખક, પહેલી પંક્તિના શહેરી, પહેલી પંક્તિના વકીલ. કહે છે કે વકીલ થાય છે તે વેપારીની પેઠે સરસ્વતીને બુદ્ધિવિલાસના રૂપમાં પૂજવાનું ભૂલી જાય છે. અપવાદો તો હોય જ. વેપારીને એ ક્ષમ્ય છે. કારણ કે વેપારી ઉંચી કેળવણી લેતો નથી. વકીલને એ ક્ષમ્ય નથી કારણ એ તો ઉંચી કેળવણી લે છે. કોઇ કહેશે કે વકીલોને બુદ્ધિની બહુ જરૂર પડે છે. એ ખરૂં છે પણ એમના જીવનમાં બુદ્ધિનો સંગ્રામ છે, વિલાસ નથી. રમણભાઈ આમાં અપવાદરૂપ હતા. એમનામાં બુદ્ધિનો વિલાસ હતો. એમનું ગૃહજીવન ઉંચી કોટીનું અને પવિત્ર હતું. એમનું કુટુંબજીવન આદર્શરૂપ હતું. રમણભાઈ અને વિદ્યાગૌરીનો સંસાર ગૂજરાતના આદર્શ ગૃહસંસારના ઉદાહરણોમાં ગણાશે. સ્ત્રીકેળવણીની બાબતમાં તો એમણે પોતાના કુટુંબથી જ દાખલો બેસાડ્યો છે. ગૂજરાત કૉલેજના પ્રિન્સીપલ રોબર્ટસન કહેતા કે અમદાવાદમાં સંપૂર્ણ ગૃહસ્થ –gentleman–કોણ એમ મને કોઈ પુછે તો હું કહું કે રમણભાઇ મહિપતરામ નીલકંઠ. અંતે અનેક કર્તવ્યોના બોજાથી રમણભાઈની તબીયત બગડી. સરકારે એમને નાઇટનો ઇલ્કાબ આપ્યો અને ગયા માર્ચમાં એ દેવલોક પામ્યા. એમના મરણને હજી વરસ પણ થયું નથી. જ્ઞાનસુધા અને વસંતના તંત્રી ઉપરાંત રમણભાઇ કેટલીક કંપનીઓમાં ડાયરેક્ટર પણ હતા–એ અમદાવાદીના જીવનનું ખાસ લક્ષણ. દરેક દૃષ્ટિથી રમણભાઇનું જીવન અમદાવાદ–ગૂજરાતમાં આદર્શરૂપ છે.

# પરિશિષ્ટ : અ

## અમદાવાદની બાદશાહીનું રાજચિહ્ન

અમદાવાદની બાદશાહીનું રાજચિહ્ન શું હશે તે માટે કોઇ તવારીખમાં કાંઇ ઉલ્લેખ જડી શકયો નથી. અમદાવાદના બાદશાહી સમયના કેટલાક રોજા વગેરે મકાનો ઉપર કલશની ઉપર બદામ અગર પીંપળાના પાનના આકારનું એક પીતળનું પાન મુકેલું હોય છે. આ પાનને ડૉ. બર્જેસ સલ્તનતનું રાજચિહ્ન કહે છે. ડૉ. બર્જેસે જો કે એમ કહેવા માટે બીજો કાંઈ આધાર આપ્યો નથી, પરંતુ હાલ સારી સ્થિતિમાં રહેલા લગભગ દરેક રોજા ઉપર આ ચિહ્ન છે, તે સાથે મોગલ સમયમાં બનેલા રોજાઓ ઉપર આવા પાનના ચિહ્નને બદલે ચાંદ છે, એટલે ડૉ. બર્જેસનું કહેવું ખરું હશે એમ માનવામાં વાંધો નથી. એમણે અમદાવાદના આર્કીઓલોજીકલ સર્વેના પુસ્તકના પહેલા ભાગમાં સરખેજના વર્ણનમાં (પૃ. ૪૮) અને મુહાફિઝખાંની મસ્જીદના વર્ણનમાં (પૃ. ૮૦-૮૧) આ બાબત લખેલું છે. એ બન્ને ઉતારા જાણવા જેવા છે એટલે અહીં આપવાની જરૂર છે:—

"The dome itself, also, still supports on its finial the pipal-shaped brass plate employed as their crest or standard (*'alam*) by the Ahmad Shahi dynasty: the crescent was adopted by the Seljuks and Turks only after 1460."

"The finial was originally a brass plate in the form of the pipal leaf; but when the Public Works Department under Major Cole's direction, carried out the repairs and restoration of the mosque, about twenty years ago, a metal crescent was supposed to be the proper symbol, thus forgetting altogether that at the date then ascribed to the mosque, the crescent had hardly been used even by the Turks. For it is well known that it was not adopted by them till some time after the overthrow of the Byzantine empire by Muhammad II, who died in 1481. It had previously been the symbol of Byzantine sovereignty, and it was, only after that, adopted by the Turks, and generally spread over the countries held by them; but it is still unknown to the Muhammadans of India, except as a foreign ensign, unconnected in any way with their religion."

આ પાનનાં ચિહ્ન સુહાફિઝખાંની મસ્જીદના મીનારા ઉપરનાં હતાં. એટલે હાથ રોજાઓ ઉપર તો ઘણી જગ્યાએ છે પણ મસ્જીદોના મીનારા ઉપર પણ હશે એમ આ લખાણ ઉપરથી સમજાય છે. અને આ આકારનું પાન ગૂજરાત સુલ્તનતનું રાજ-ચિહ્ન હોય એમ પણ માનવાને કારણ મળે છે. છતાં આ બાબત ઉપર વધારે પ્રકાશ પડવાની જરૂર છે. ઘુમટના કલશ ઉપર આ પાન કેવી રીતનું હોય છે તેનું ચિત્ર પહેલા પાનાની બાજુમાં આપેલું છે. પાનનો ભાગ બતાવવા ઘેરો કરેલો છે. ઉપરના ઉતારા ઉપરથી એ પણ સમજાશે કે ટર્કીમાં ચાંદ છેક ઇ. સ. ૧૪૮૬ ની લગભગમાં દાખલ થયો, એટલે ત્યાર પહેલાં તે હિંદુસ્તાનમાં આવ્યો હોય નહિં. એ મુળ બેઝેન્ટાઈન મહારાજ્યનું ચિહ્ન હશે એમ પણ સમજાય છે.

## પરિશિષ્ટ : આ

જ્યોતિષમાં રસ લેનારને અમદાવાદની કુંડલીમાં રસ પડશે. મીરાતે અહમદી પ્રમાણે અમદાવાદની સ્થાપના વિ. સં. ૧૪૪૯, શકે ૧૩૧૪ વૈશાખ સુદ પાંચમ ને ગુરુવારે સૂર્યોદય પછી ઘડી ૬૫ પળ ૩૫ પછી થઈ છે. આ વર્ષ ખરૂં નથી એ વાત અગાઉ ચર્ચેલી છે. વળી એ વર્ષમાં વૈશાખ સુદ પાંચમને ગુરુવારને બદલે શનિવાર આવે છે એમ અમદાવાદના પ્રસિદ્ધ જ્યોતિર્વિદ ગિરિજાશંકર હરિશંકરનું માનવું છે. મીરાતે અહમદીની પૂરવણીની પ્રો. નવાબઅલીની અંગ્રેજી આવૃત્તિમાં આ વર્ષ અને તારીખ લઇને અહમદીમાં આપેલી કુંડલી જ લીધી છે. એમાં વડોદરાના રા. ડી. એન. આપ્તેએ લંબાણથી ફલાદેશ લખેલો છે. રા. આપ્તે વર્ષ અને વારની ભૂલ જોઇ શકયા હોય એમ લાગતું નથી. શ્રીયુત ગિરિજાશંકરે બ્રહ્મપક્ષને આધારે ગણિત કરી ઈ. સ. ૧૪૧૨ ના વૈશાખ સુદ પાંચમ કે સાતમની કુંડલી કરી છે. આ કુંડલી થોડા ફેર સિવાય અહમદીની કુંડલીને મળે છે. બન્ને કુંડલીઓ આ પ્રમાણે છેઃ—







નં. ૧ મીરાતે અહમદીમાં આપેલી કુંડલી. નં. ૨ જોશી ગિરિજાશંકરે બનાવેલી કુંડલી.

આમાં શુક્ર, બુધ, અને રાહુમાં ફેર આવે છે. મંગળમાં પણ ફેર છે. પરંતુ આ ફેર ચલાવી શકાય તેવો છે. જોશી ગિરિજાશંકરે આપેલો ફળાદેશ આ પ્રમાણે છેઃ—

"અમદાવાદમાં ભવિષ્યમાં વસ્તી દસ લાખ ઉપર થશે. ધન ધાન્ય ઉદ્યોગ વગેરે વધારે વૃદ્ધિ થશે. હજુ પચાસ વર્ષ અભ્યુદયનાં છે."

રા. આપ્તેએ લંબાણથી ફલાદેશ આપેલું છે તેનો સાર આ પ્રમાણે છે:- "લગ્નમાં સ્વગૃહી ચંદ્ર છે એટલે શક્તિ, ઉત્સાહ, ચંચળપણું, વ્યવહારકુશળતા વગેરે રહે. મહત્વાકાંક્ષા અને કીર્તિનો લોભ રહે. બીજા ધનસ્થાનનો સ્વામી સૂર્ય ઉચ્ચનો દસમે કેન્દ્રમાં છે પૈસેટકે ઘણી જ સારી આબાદી રહે. પાંચમા બુદ્ધિ અને સંતાનના સ્થાનમાં ગુરુ રહેલો છે એટલે સટ્ટો ખૂબ ચાલે, નાટકશાળા, ગાયનશાળા વગેરે સારી રીતે ખીલે. વસ્તી વધે. છઠ્ઠા શત્રુસ્થાનમાં શની છે તે શત્રુ વધારે અને તેમનો નાશ પણ કરે. ચોકસાઇ, ચીકણાશ, ગંભીરતા, અને જોખમદારી સમજવાની શક્તિથી શત્રુ જીતી શકાય. સાતમું સ્ત્રીનું સ્થાન શહેરને માટે મિત્રોનું સ્થાન ગણાય. એમાં ઉચ્ચનો મંગળ છે, એટલે મિત્રો લડાયક અને સબળ હશે, કોમળ નહિં હોય. નવમા સ્થાનમાં બુધ પડેલો છે એટલે ધંધા રોજગાર સારા ચાલે. દશમાં કીર્તિ અને રાજદ્વારના સ્થાનમાં ઉચ્ચનો સૂર્ય પડેલો છે એટલે રાજદ્વારી બાબતોનું આ શહેર કેન્દ્ર રહે અને કીર્તિ ઘણી વધે. કુંડળીમાં ચાર ગ્રહો ઉચ્ચના છે અને ત્રણ કેન્દ્રોમાં ગ્રહો પડેલા છે એટલે મોટે ભાગે ભાગ્યોદય સૂચવે છે."

આમાં ખરૂં ખોટું શું એ તો અમદાવાદનાં ભૂતકાળનાં પાંચસો વર્ષનો ઇતિહાસ સરખાવતાં ખબર પડી શકે. અહમદીની કુંડળી કરતાં જોશી ગિરિજાશંકરની કુંડળી ઘણે અંશે ખરી લાગે છે. રા. આપ્તેએ અહમદીની કુંડળી પ્રમાણે ફળાદેશ કેમ લખ્યો તે સમજાતું નથી. રા. આપ્તે નવમા સ્થાનમાં મીનનો નીચનો બુધ મુકે છે તે કરતાં બુધને વૃષભમાં લાભસ્થાનમાં મુકી, શુક્ર નવમે મીનમાં ઉચ્ચનો મુકવો એ વધારે બંધબેસતું છે. નીચના બુધને નવમે મુકી ધંધારોજગારનું ફળ આપ્તે કહે છે તેમ કહી શકાતું નથી. એના કરતાં નવમા સ્થાનને ધર્મનું સ્થાન શાસ્ત્ર પ્રમાણે ગણીને એમાં રહેલા ઉચ્ચના શુક્રથી અમદાવાદને ધાર્મિક કહેવું એ બરાબર મળતું આવે છે. રાહુને પણ પહેલી કુંડલી કરતાં બીજી કુંડલી પ્રમાણે કન્યાનો ત્રીજે પરાક્રમ સ્થાનમાં મુકવો એ અમદાવાદે ભૂતકાળમાં કરેલાં પરાક્રમને બંધબેસતું છે. ચંદ્ર મંગળ બન્ને કુંડલી પ્રમાણે લેતાં બહુ ફરક નથી પડતો. દ્રવ્યયોગ થાય છે. રા. આપ્તે લગ્નમાં કર્કનો ચંદ્ર પડયાથી જે ફળ લખે છે તે બરોબર નથી. મંગળના સહયોગ કે દૃષ્ટિથી એમાં બહુ ફેર પડે છે. એ મંગળના યોગે જ દ્રવ્યવાળું છતાં કલાથી વિમુખ, અને જડ આ શહેર આજે બની ગયું છે. સૂર્યનું ફળ ઘણું સારૂં છે, તેનાથી અમદાવાદ ગૂજરાતનું પાટનગર રહ્યું. અને મોગલાઇમાં પણ બાદશાહોનું માનીતું રહ્યું. રાજદ્વારી બાબતોમાં એણે મોટા ભાગ લીધા, આજે પણ એ બાબતોમાં એની કીર્તિ મોટી છે. ગાંધીજીને લીધે એની કીર્તિ દુનિયામાં ફેલાઈ છે, ધનભાવનો સ્વામી એ જ સૂર્ય દસમે છે તેથી

દ્રવ્યમાં પણ શહેર સદ્ધર છે, આ બધું સૂર્યનું ફળ. ગુરુને માટે રા. આપ્તે કહે છે તેવું સટ્ટાનું ફળ નથી. ગુરુમાં સટ્ટો કરાવનારા ગુણ હશે કે કેમ એ શંકા છે. જ્યોતિષ શાસ્ત્રમાં વર્ણવેલા એના ગુણો પ્રમાણે ગુરુ હાલ ફળ આપે છે કે નહિં એમાં પણ મને તો શંકા પડે છે. મને લાગે છે કે બીજા પ્રાંતોનાં પાટનગરોના પ્રમાણમાં વિદ્યા-વૃદ્ધિ અમદાવાદીઓમાં હાલ નથી એનું કારણ વિદ્યાના સ્થાનમાં ગુરુ પડયો છે તે જ હશે. વેપાર ઉદ્યોગ તો સૂર્યે જ વધાર્યા છે. રા. આપ્તેએ શ્રીરામચંદ્રજી અને શિવાજી મહારાજની કુંડલીઓ સરખામણી માટે આપી છે. બન્નેમાં અમદાવાદની પેઠે કર્ક લગ્ન છે, કેટલાક ગ્રહો પણ સરખા છે. કુંડલીઓ પ્રસિદ્ધ છે એટલે અહીં આપી નથી.

# પરિશિષ્ટ–ઇ

## અમદાવાદની કાપડ સુતરની મીલોની વીગત

| મીલનું નામ | એજંટ | મુડી | ત્રાકો | શાળો | રૂનો વપરાશ | મજુરો |
|---|---|---|---|---|---|---|
| ૧ અમદાવાદ એડવાન્સ | તાતા સન્સ | ૧૦૦૦૦૦૦ | ૩૮૬૧૨ | ૬૦૦ | ૩૭૮૪ | ૧૧૫૧ |
| ૨ આસ્તોડીઆ મીલ | દેસાઇ ગીરધરલાલ એ. કું. | ૫૦૫૦૦૦ | ૧૬૩૮૪ | — | ૧૭૬૭ | ૪૫૦ |
| ૩ અ. કોટન એન્ડ વેસ્ટ | ધીરજલાલ ચુનીલાલ બ્ર. | ૧૫૦૦૦૦ ૨૪૧૦૦૦ | ૨૨૬૪૦ | — | ૨૩૮૨ | ૬૧૧ |
| ૪ અ. કોટન મેન્યુ. | અમૃતલાલ દામોદરદાસ કું. | ૫૦૦૦૦૦ | ૨૮૮૦૦ | ૬૮૮ | ૩૫૫૯ | ૧૧૯૮ |
| ૫ અ. ફાઇન સ્પી. વી. | હીરાભાઇ ઇશ્વરભાઇ કું. | ૨૮૦૦૦૦ | —— | ૨૨૮ | —— | ૨૨૬ |
| ૬ અ. જીનીંગ | માધવલાલ રણછોડલાલ | ૧૦૫૦૦૦૦ | ૬૫૫૧૬ | ૧૭૦૩ | ૭૫૧૨ | ૨૦૪૯ |
| ૭ અ. ઇન્ડસ્ટ્રીઅલ | કાળીદાસ લાલભાઇ મ. કું | ૪૮૪૦૦૦ | ૧૮૮૪૦ | ૫૫૯ | ૨૧૨૯ | ૮૪૦ |
| ૮ અ. જ્યુબીલી સ્પી. મેન્યુ. | ચીમનલાલ નગીનદાસ | ૧૦૦૦૦૦૦ | ૩૯૧૬૦ | ૮૪૪ | ૫૭૦૫ | ૧૮૬૪ |
| ૯ અ. જ્યુપીટર સ્પી. વી. મે. | ફુલચંદ ગોવિંદલાલ કું. | ૮૪૭૪૬૦ | —— | ૩૮૮ | —— | ૩૪૭ |
| ૧૦ અ. કૈસરેહિંદ(મરચંટસ)મીલ | રમણલાલ કનૈયાલ કું. | ૫૦૦૦૦૦ | ૨૩૩૦૦ | ૩૯૬ | ૧૯૭૯ | ૭૮૦ |
| ૧૧ અ. લક્ષ્મીકોટન | જયન્તિલાલ અમૃતલાલ કું. | ૫૦૦૦૦૦ | ૩૪૧૦૦ | — | ૩૧૮૪ | ૯૫૦ |
| ૧૨ અ. ન્યુ કોટન | રણછોડલાલ ગીરધરલાલ કું. | ૫૦૦૦૦૦ | ૨૮૫૧૬ | ૫૭૬ | ૩૩૪૪ | ૧૨૨૩ |
| ૧૩ અ. મે. કેલીકો પ્રી. કું. | કરમચંદ પ્રેમચંદ કું. | ૨૦૦૦૦૦૦ | ૭૫૬૩૨ | ૧૫૮૩ | ૬૭૨૨ | ૩૦૪૫ |

| મીલનું નામ | એજંટ | મુડી | ત્રાકો | શાળો | રૂ વપરાશ | મજૂરો |
|---|---|---|---|---|---|---|
| ૧૪ અ. ન્યુ સ્ટેન્ડર્ડ(ન્યુએડવર્ડ) | અમૃતલાલ કાળીદાસ કું. | ૮૦૦૦૦૦ | ૧૬૧૧૨ | ૨૫૨ | ૩૫૭ | ૫૯૫[1] |
| ૧૫ અ. ન્યું ટેકસટાઈલ ૧ | નારણલાલ જીવણલાલ | ૫૦૦૦૦૦ | ૨૨૪૮૮ | ૪૩૨ | ૩૫૭૫ | ૧૪૨૫ |
| ૧૬ ,, ,, ,, ૨ (ઝવેરી મીલ) | | | ૧૪૩૮૮ | ૫૨૬ | | |
| ૧૭ અ. સારંગપુર | હીંમતલાલ મોતીલાલ કું. | ૩૨૫૦૦૦ | ૨૪૮૦૦ | — | ૨૭૯૦ | ૬૮૫[2] |
| ૧૮ અ. શ્રી રામકૃષ્ણ | ચીમનલાલ માણેકલાલ કું. | ૩૨૫૦૦૦ | —— | ૩૮૬ | —— | ૨૭૫ |
| ૧૯ અ. સ્પીનીંગ | રણછોડલાલ છોટાલાલ | ૧૦૦૦૦૦૦ | ૩૨૩૭૨ | ૮૪૨ | ૪૧૬૭ | ૧૫૦૬ |
| ૨૦ અ. વિષ્ણુકોટન | પુરશોતમદાસ ગોવીંદલાલ ગર્જર શંકરલાલ દ્વારકાંદાસ (લીકવેડેટર) | ૭૦૮૩૦૭ | ૭૫૯૨ | — | —— | ——[3] |
| ૨૧ આર્યોદય જીનીંગ મેન્યુ. (અ.વ્યાપારઉત્તે.સ્પી.મેન્યુ.) | મંગળદાસ એન્ડ બ્રધર | ૫૦૦૦૦૦ | ૩૫૧૭૬ | ૫૬૦ | ૨૬૮૭ | ૧૦૪૪ |
| ૨૨ આર્યોદય સ્પીનીંગ ૧ અને ૨ | મંગળદાસ બાલાભાઈ કું. | ૧૧૦૦૦૦૦ | ૪૧૮૭૬ | ૧૨૧૬ | ૫૧૯૯ | ૧૯૧૨ |
| ૨૩ અસારવા મીલ્સ (હિતવર્ધક મીલ) | એફ. ઈ. દીનશા (મો.ઇ.પ.) | —— | ૨૩૩૨૦ | ૪૫૮ | ૧૯૮૫ | ૮૦૪ |
| ૨૪ અશોક મીલ્સ | લાલભાઇ દલપતભાઇ | ૨૪૦૦૦૦૦ | ૩૧૦૨૪ | ૮૩૨ | ૩૯૭૭ | ૧૨૨૯ |
| ૨૫ બેચરદાસ સ્પી. | દુર્ગાપ્રસાદ લશ્કરી | ૪૯૯૪૨૫ | ૧૬૩૩૬[4] | ૩૮૫[5] | ૧૬૦૮ | ૭૧૦ |
| ૨૬ ભરતખંડ કોટન | મુળચંદ જેકીશનદાસ | ૪૦૩૫૦૦ | ૨૨૩૯૬ | ૫૭૩ | ૨૭૮૬ | ૯૦૭ |

૧. ૨૭૬ શાળો તૈયારીમાં. ૨. શાળો આ વર્ષ (૧૯૨૮) માં નંખાઈ છે. ૩. લીક્વીડેશન. ૪. ૨૦૦૦ તૈયારી
૫. ૮૦ તૈયારી.

| | મીલનું નામ | એજંટ | મુડી | ત્રાકો | શાળો | રૂ વપરાશ | મજુરો |
|---|---|---|---|---|---|---|---|
| ૨૭ | ભરતખંડ ટેકસટાઇલ્સ | જીવણલાલ ગીરધરલાલ | ૮૫૦૦૦૦ | ૨૨૫૪૪ | ૫૧૮ | ૨૦૧૪ | ૯૫૫ |
| ૨૮ | ભારતલક્ષ્મી કોટન | રણછોડલાલ અમૃતલાલ | ૮૧૫૦૦૦ | ૧૦૬૪૪ | — | ૮૨૨ | ૨૦૦ |
| ૨૯ | સીટી ઓફ અમદાવાદ સ્પી. મેન્યુ. | ચંદુલાલ કરસનદાસ કું. | ૭૦૦૦૦૦ | ૨૧૨૯૬ | ૪૦૬ | ૨૪૮૩ | ૮૫૪ |
| ૩૦ | કમર્શીઅલ મીલ | ધનજીભાઇ અને ત્રીકમલાલ | ૫૨૫૦૦૦ | ૨૭૯૯૬ | ૫૭૨ | ૩૫૩૫ | ૯૫૩ |
| ૩૧ | ગોરધન સ્પી. મેન્યુ. | નરસીદાસ જેકીશનદાસ | ૭૮૬૬૫૦ | ૧૭૪૯૨ | ૩૫૫ | ૨૧૫૩ | ૭૧૦ |
| ૩૨ | ગુજરાત કોટન | પરિખ શાંતિલાલ ભગવાનદાસ | ૧૦૫૦૨૫૦ | ૨૯૫૪૦ | ૬૧૬ | ૨૯૦૦ | ૧૨૪૦ |
| ૩૩ | ગુજરાત જીનીંગ | જમનાભાઇ મનસુખભાઇ કું. | ૯૨૪૦૦૦ | ૭૨૧૨૮ | ૧૮૪૦ | ૭૬૨૯ | ૨૮૯૬ |
| ૩૪ | ગુજરાત સ્પીનીંગ | ” ” ” | ૪૨૦૦૦૦ | ૨૬૩૭૨ | ૬૭૮ | ૩૦૫૪ | ૧૧૪૩ |
| ૩૫ | હરિવલ્લભ મુળચંદ | ગીરધરલાલ હરિલાલ | ૫૨૫૦૦૦ | ૧૭૫૦૮ | ૩૫૨ | ૧૯૦૯ | ૬૭૨ |
| ૩૬ | હઠીસિંહ મેન્યુ. | માણેકલાલ મનસુખભાઈ | ૨૨૨૫૦૦ | ૧૯૫૫૨ | —— | ૧૭૩૩ | ૪૬૦ |
| ૩૭ | હીમાભાઈ મેન્યુ | ધીરજલાલ ખુશાલદાસ બ્રધર્સ | ૧૭૯૫૦૦ | —— | ૩૭૬ | —— | ૩૨૮ |
| ૩૮ | ઇન્ડીઆ સ્પી. વી. | ગીરધરલાલ એન્ડ સન્સ | ૯૨૬૩૯૦ | ૧૧૫૦૦ | ૩૩૨ | ૯૫૨ | ૬૧૩ |
| ૩૯ | જહાંગીર વકીલ મીલ | રૂસ્તમજી મંગળદાસ કું. | ૭૦૦૦૦૦ | ૨૭૧૬૪ | ૫૨૧ | ૩૦૨૦ | ૧૦૨૧ |
| ૪૦ | માણેકચોક અ. મેન્યુ. ૧ અને ૨. | હીરાલાલ ત્રીકમલાલ | ૫૨૫૦૦૦ | ૨૯૭૮૪ | ૬૫૪ | ૨૮૦૩ | ૧૧૩૯ |
| ૪૧ | માણેકલાલ હરિલાલ મીલ | હરિલાલ હરિવલ્લભદાસ | ૪૫૦૦૦૦ | ૩૩૦૮૦ | ૫૪૦ | ૩૯૦૬ | ૧૧૦૬ |
| ૪૨ | માર્સડન સ્પી. | માર્સડન બ્રધર્સ અને કું. લી. | ૧૩૬૫૫૦૦ | ૧૬૮૦૦ | ૪૮૨ | ૨૪૨૨ | ૬૮૩ |
| ૪૩ | મોતીલાલ હીરાભાઇ સ્પી. મેન્યુ. | મોતીલાલ હીરાભાઇ | ૯૯૯૦૦૦ | ૩૦૬૦૦ | ૭૦૧ | ૩૦૮૮ | ૧૧૮૯ |

| મીલનું નામ | એજંટ | મુડી | ત્રાકો | શાળો | રૂ વપરાશ | મજુરો |
|---|---|---|---|---|---|---|
| ૪૪ નગરી મીલ્સ | પોપટલાલ ચીમનલાલ કું. | ૭૩૫૦૦૦ | ૧૫૪૮૮ | — | ૧૫૦૩ | ૩૯૮ |
| ૪૫ નેશનલ મીલ | ચીમનલાલ એન્ડ ગોવિંદલાલ | ૪૪૦૦૦૦ | ૧૫૧૯૬ | ૪૦૧ | ૨૧૨૪ | ૬૮૭ |
| ૪૬ ન્યુ માણેકચોક સ્પી. વી. | લાલભાઇ ત્રીકમલાલ | ૫૨૫૦૦૦ | ૨૬૮૬૪ | ૬૪૦ | ૨૯૭૮ | ૧૧૩૫ |
| ૪૭ ન્યુ શોરોક સ્પી. મેન્યુ. (નડિયાદ સ્વદેશી મીલ) | મફતલાલ ચંદુલાલ કું. | ૩૨૫૦૦૦ | ૩૬૯૩૬ | ૮૯૮ | ૨૯૨૦ | ૧૬૬૦ |
| ૪૮ ન્યુ સ્વદેશી (અમદાવાદ સ્વદેશી) | મીમરાજ શિવનારાયણ | ૫૮૨૩૨૫ | ૨૫૮૨૪ | ૬૮૨ | ૨૯૬૯ | ૧૦૬૯ |
| ૪૯ પટેલ મીલ્સ (ગોમતીપુર સ્પી. મેન્યુ) | ધીરજલાલ ચુનીલાલ કું. | ૧૯૬૬૨૫ | ૭૯૨૮ | — | ૨૫૯ | ૧૫૬ |
| ૫૦ પુરશોતમ સ્પી. મેન્યુ. | મનસુખભાઈ ભગુભાઇ | ૫૫૫૩૭૫ | ૨૫૬૦૦ | ૪૮૦ | ૧૮૦૮ | ૯૫૩ |
| ૫૧ રાયપુર મેન્યુ. | લાલભાઈ દલપતભાઈ | ૫૦૦૦૦૦ | ૩૬૦૦૮ | ૮૬૦ | ૪૯૪૦ | ૧૫૦૩ |
| ૫૨ રાજનગર સ્પી. મેન્યુ. ૫૩ મીલ. ૧, ૨–૩. | મંગળદાસ ગીરધરદાસ પારેખ | ૫૯૯૭૫૦ | ૧૯૭૭૬ / ૨૫૮૬૪ | ૫૨૪ / ૬૪૪ | ૪૩૫૦ | ૮૬૬[1] / ૧૦૩૬ |
| ૫૪ રાજપુર મીલ. | પટેલ શાહ કું. | ૨૦૦૦૦૦ | — | ૧૯૨ | — | ૧૫૦ |
| ૫૫ રૂસ્તમ જહાંગીર વ. મીલ | રૂસ્તમજી મણીલાલ કું. | ૪૦૦૦૦૦ | — | ૧૦ | — | ૨૨ |
| ૫૬ સારંગપુર કોટન મેન્યુ. | સાકરલાલ બાલાભાઈ કું. | ૪૬૪૦૦૦ | ૨૭૦૮૦ | ૫૭૬ | ૩૪૯૮ | ૧૧૩૦ |
| ૫૭ સરસપુર મેન્યુ. | કસ્તુરભાઇ લાલભાઇ | ૬૦૦૦૦૦ | ૩૩૮૨૪ | ૬૩૮ | ૪૧૧૭ | ૧૧૭૧ |
| ૫૮ શૉરૉક સ્પી. મેન્યુ. | મફતલાલ ચંદુલાલ કું. | ૩૨૫૦૦૦ / ૨૫૦૦ | ૨૭૧૨૦ | ૬૬૩ | ૨૩૨૦ | ૧૦૬૯ |

૧ નં. ૨ ની મશીનરી નં. ૩ માં ફેરવી છે.

| | મીલનું નામ | એજંટ | મુડી | ત્રાકો | શાળો | રૂ વપરાશ | મજુરો |
|---|---|---|---|---|---|---|---|
| ૫૯ | શ્રી અંબિકા મીલ્સ | હરિવલ્લભદાસ કાળીદાસ | ૨૫૦૦૦૦ | —— | ૨૫૬ | —— | ૨૪૨ |
| ૬૦ | શ્રી લક્ષ્મી વી. મેન્યુ. | મુનશા કું. | ૨૦૭૦૦ | —— | ૧૭૪ | —— | ૧૫૦ |
| ૬૧ | શ્રી નગર વી. મેન્યુ. | ગોવિંદલાલ માણેકલાલ કું. | ૫૨૦૬૫૯ | ૧૧૯૬૦ | ૪૬૧ | ૧૨૩૧ | ૪૫૦ |
| ૬૨ | વિવેકાનંદ મીલ્સ | નાનુભાઇ માણેકલાલ કું. | ૩૯૮૫૭૫ | —— | ૨૨૪ | —— | ૨૧૧ |
| ૬૩ | સીલ્વરકોટન | ગોપાળભાઈ બાલાભાઇ કું. | ૯૬૦૦૦૦ | ૧૯૦૩૬ | ૩૫૭[1] | ૨૫૬૨ | ૫૦૦ |
| ૬૪ | યુનિવરસલ કોટન. (અ. સીલ્ક મીલ) | મણીઆર અને સાહેબા (લીકવીડેટર) | ૧૦૨૦૦૦૦ | —— | ૨૬૦ | —— | ૧૯૦[2] |
| ૬૫ | વલ્લભ વી. મીલ | છગનલાલ ઝવેરદાસ | —— | —— | ૪૨ | —— | ૪૦ |
| ૬૬ | વિજય વી. વર્કર્સ | શાહ માધવલાલ | —— | —— | ૨૦ | —— | ૫ |
| ૬૭ | મોનોગ્રામ મીલ્સ | માસર્ડન બ્રધર્સ | | ૨૦૦૦૦ | ૫૦૦ | | |
| ૬૮ | અરૂણ મીલ્સ | પી. એમ. હઠીસિંહ | | ૨૦૦૦૦ | ૪૮૦ | | |
| કુલ: ૬૮* | | | રૂા. ૩૯૬૯૭૯૯૧ | ૧૪૯૧૧૮૪ | ૩૩૦૬૨ | ૧૫૩૨૦૦ | ૫૭૭૮૧ |

૧ તૈયારીમાં ૨ લીકવીડેશન

[*] આ મીલોનું પત્રક ઇ. સ. ૧૯૨૭ માં તૈયાર કરેલા મુંબાઇ મીલ ઓનર્સ એસોસીએશનના પત્રક ઉપરથી બનાવ્યું છે. એમાં અમદાવાદમાં જે મીલો છે તે અને એક નડિયાદની એટલી મીલો ગણી છે. અમદાવાદની મુડી અને અમદાવાદી એજન્ટોને હાથે વિરમગામ, ભરૂચ, મુંબાઈ, ભાવનગર, જબલપુર વગેરેમાં ચાલતી મીલોની ગણત્રી કરી નથી. એ બધી મીલોમાંથી કેટલીકની ઓફીસ અમદાવાદમાં છે. અમદાવાદ એડવાન્સ મીલની ઓફીસ મુંબાઇમાં છે. લીકવીડેશનમાં ગયેલી મીલોની મુડી ગણી નથી. નવી મીલોની વીગત પણ લીધી નથી. એ બધું ગણીએ તો તળ અમદાવાદનીજ મીલોની મૂળ મુડી આશરે ચાર કરોડ રૂપીઆ થાય, ત્રાકો આશરે પંદર લાખ ઉપર થાય, શાળો આશરે તેત્રીસ હજાર થાય, રૂનો વપરાશ આશરે એક લાખ સાઠ હજાર ખાંડી થાય અને મજૂરો આશરે સાઠ હજાર થાય. મૂળની મુડીમાં પાછલા નફાના વધારાથી, ઉમેરેલા ભાગથી હાલ મીલોની કીંમત ઘણી વધારે ગણાય.

# શુદ્ધિપત્ર

નોંધની લીટીની આગળ નોં. એ પ્રમાણે લખ્યું છે.

| પૃ. | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨ નોં. | કૃષ્ણના | કૃષ્ણાના |
| ૩ | ૧૨ નોં. | કોટેશ્વર મહાદેવનું | કોટચર્ક પ્રભુનું |
| ૫ | ૩ નોં. | हठञ्जग्राह | हठाज्जग्राह |
| ૫ | ૪ નોં. | तज्ञलं | तज्जलं |
| ૫ | ૫ નોં. | गौरीमयाच्च | गौरीभयाच्च |
| ૬ | ૧૭ | સાક્ષરત્ન | સાક્ષરરત્ન |
| ૬ | ૬ નોં. | લાગે છે કે | લખે છે કે |
| ૭ | ૧૦ | બ્રહ્મપુરાણ | પદ્મપુરાણ |
| ૮ | ૧૧ નોં. | earchquakes | earthquakes |
| ૧૨ | ૮ નોં. | स्वेतुकामः...प्रार्त | जेतुकामः...प्राप। |
| ૧૩ | ૭ નોં. | अन्हाययन् | आह्वाययन् |
| ૧૫ | ૧૪ નોં. | कराञ्जरङ्ग। | कराञ्जरङ्गे |
| ૧૬ | ૧૦ | સાંગે | સાથે |
| ૨૨ | ૧૧ નોં. | ફ્રરત્યુશન | ફરગ્યુસન |
| ૬૪ | ૧૯ | સુલતાત | સુલતાન |
| ૭૨ | ૧ | ત્રાણચાર | ત્રણચાર |
| ૮૬ | ૪ નોં. | કનેહર | કનહર |
| ૧૦૯ | ૭ | ત્રીસ | ત્રાસ |
| ,, | ૧૬ | ઔરંઝેબ | ઔરંગઝેબ |
| ૧૧૮ | ૬ | durty | dusty |
| ૧૧૯ | મારજીન | જોમેનો | ઘેવેનો |
| ૧૨૦ | ૭ | મદાનેશાહ | મેદાને શાહ |
| ,, | ,, | આજખાંનો | આજમખાંનો |
| ૧૨૬ | ૬ નોં. | લકરાર | તકરાર |
| ૧૨૭ | ૧૨ | મદનગોપાપાળ | મદનગોપાળ |
| ૧૨૮ | ૨૫ | હતું જૂનો | હતું (જૂનો શબ્દ વધારાનો છપાયો છે) |
| | ૧૦૦ | | |

| પૃ. | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૯ | ૩ નોં. | મતતુખે ખુલખુબાબ | મનતુખે ખુલ્લુખાબ |
| ,, | ૧૧ નોં. | વખતનો | વખત તો |
| ૧૪૨ | ૧ | દામજી | દામાજી |
| ,, | ૨૪ | શાહેમાં | શાહેરમાં |
| ૧૪૫ | ૧ | જાઇએ આંખી | જોઇએ આંખી |
| ૧૫૧ | ૫ | શેકર | શેલુકર |
| ૧૬૭ | ૧૬ | ૧૭૧૭ ની | ૧૮૧૭ ની |
| ૧૬૯ | ૧૧ | પાટનપુર | ખાનપુર |
| ૧૮૦ | ૧ | સુરતની મીલો | સુતરની મીલો |
| ૧૮૨ | ૧૪ | ૧૯૫૭ | ૧૮૫૭ |
| ૧૮૭ | ૭ | ન્યાયમ | ન્યાયમાં |
| ૧૯૬ | ૨૨ | લાગડેલો | લગાડેલો |
| ૧૯૭ | ૭ નોં. | કેટવાલ | કોટવાલ |
| ૧૯૯ | ૧૪ | અહમનગર | અહમદનગર |
| ૨૦૨ | ૧૭ | સિક્કનાં | સિક્કાનાં |
| ૨૦૯ | ૧૬ | સદાના | સદીના |
| ,, | ૫ નોં. | સમયના | સમયના ઉલ્લેખો પણ મળે છે. |
| ૨૧૩ | ૧૧ | उष्णकलि | उष्णकालि |
| ૨૧૪ | ૨ નોં. | મહાપુર | માહપુર |
| ૨૧૫ | ૧૨ | ખુન્મીર | ખુન્દમીર |
| ૨૨૫ | ૮ | હતો | હતા |
| ,, | ૧૫–૧૬ | ઔરંગ્રુબ–વસાવલું | ઔરંગઝેબ, વસાવેલું |
| ૨૨૬ | ૨ | અજદપુર | અજદરપુર |
| ,, | ૭ | શર્ક | શર્કી |
| ,, | ૯ | ગુબાબ | ગુલાબ |
| ૨૨૭ | ૩ | કાવ્યની | કાવ્યનું |
| ,, | ૧૦ | કુએ અરબ | કુચે અરબ |
| ,, | ૧૨ | મુફફરશાહ | મુઝફ્ફરશાહ |
| ,, | ૬ નોં. | तथाग्च्छ | तपागच्छ |
| ૨૨૮ | ૧૨ | અમદાવાવ | અમદાવાદ |

| પૃ. | લીં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨૮ | ૧૯ | અમદાવાવાદ | અમદાવાદ |
| ૩૧૧ | મારજીન | મૂતિવિધાન | મૂર્તિવિધાન |
| ૩૧૮ | ૧૨ | વરયું | વસ્યું |
| ૩૧૯ | ૬ | મધ્યામ | મધ્યમ |
| ૩૨૧ | ૮ | અવરજવાર | અવરજવર |
| ૩૨૨ | ૪ | પેળો | પોળો |
| ૩૨૩ | ૧૫ | આકારો | આકરો |
| ૩૨૪ | ૯ | સુતરની | સુતારની |
| ૩૨૪ | ૧૩ | શિલ્પશસ્ત્રો | શિલ્પશાસ્ત્રો |
| ૩૨૯ | ૧૪ | બુરહાનપુર ઉલ્મુલ્ક | બુરહાન ઉલ્મુલ્ક |
| ,, | ૪ નોં. | રસ્નો | રસ્તો |
| ૩૩૬ | ૨ નોં. | ઝવેદી | ઝવેરી |
| ,, | ૫ નોં. | હવે | હશે |
| ૩૩૮ | ૧૦ | સર્વમાં | સર્વેમાં |
| ૩૫૩ | ૨૦ | tādun | tāaun |
| ૩૬૮ | ૧૦ નોં. | ગંદમાં | ગંદામાં |
| ૩૭૦ | ૧૩ નોં. | ૧૮૮૫ માં થયો છે. | ૧૮૪૫ માં થયો છે. |
| ૩૭૭ | ૨૦ | મોટરોની...ઓછી | મોટરોના...ઓછા |
| ૩૭૮ | ૧ નોં. | 1185–1890 | 1885–1890 |
| ૩૭૯ | ૧ | આવી ગયેલા | હિંદમાં આવી ગયેલા |
| ૩૮૧ | ૫ | ૬૪૦૦૦, | ૬૪૦૦૦૦, |
| ૩૮૪ | ૧ નોં. | फलद | वलद: |
| ૩૮૬ | ૫ | રૂઢ | દૃઢ |
| ૩૯૪ | ૨૯ | ઈ. સ. ૧૪૪૨ | ઈ. સ. ૧૪૫૨ |
| ૪૦૯ | ૩ નોં | ખીવ નીસલે | જીવ નીસલે |
| ૪૧૦ | ૪ | ઈ ધનની | ઇંધનની |
| ,, | ૧૬ | મુસાવરખાતું | મુસાફરખાતું |
| ૪૧૩ | ૮ | કસુર કરે | કસર કરે |
| ૪૨૬ | ૧૮ | ઓ મોટા | ઓ મારા |
| ૪૨૮ | ૨ | સરકારી | સંસ્કારી |
| ૪૨૯ | ૨—૩ | માલવિયાજી–પાટનગરના. | માલવીયજી–પાટનગરની |

| પૃ. | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૩૭ | ૬ | જગન્નાથ | જગનાથ |
| ,, | ૧૦ | ભીમનાથ એને | ભીમનાથ અને |
| ,, | ૧૮ | આરજી | આચારજી |
| ૪૩૮ | ૧૫ | શઘ્વાલ | શવ્વાલ |
| ૪૩૯ | ૭ | ગુમાવી છે | ગુમાવ્યું છે. |
| ૪૪૦ | ૧૪ | અને સુમાત્રા, એ ત્રણ... | અને સુમાત્રા તથા એ ત્રણ |
| ૪૪૧ | ૧૯ | મહારાજ્ય તરિકે | મહારાજ્યના પાટનગર તરિકે |
| ૪૪૭ | ૧ | હરીફાઈ | હરીફાઇથી |
| ,, | ૨ | વખતમાં પડેલા | વમળમાં પડેલા |
| ,, | ૧૩ | ગુમાએલી | ગુમાવેલી |
| ૪૪૯ | ૯ નોં. | Marwa | Marwar |
| ૪૫૦ | ૫ નોં. | Cousider | Consider |
| ૪૫૩ | ૧ નોં. | member | number |
| ૪૫૯ | ૨૫ | શરૂઆતર | શરૂઆત |
| ૪૬૮ | ૬-૭ | મોટો મોટો | મોટો |
| ૪૭૬ | ૧૧ નોં. | an | on |
| ,, | ૧૪ નોં. | he | the |
| ,, | ,, નોં. | Aud | And |
| ૪૮૯ | ૧ નોં. | અકળ્યો | નીકળ્યો |
| ૪૯૭ | ૨૫ | મંત્રબળ | યંત્રબળ |
| ૫૦૦ | ૨ | અને હજી | એને હજી |
| ૫૧૦ | ૩ | કારીગરો રાખી | કારીગરો રહેતા, અને |
| ૫૧૪ | ૭ નો. | Iranius | Iranians |
| ૫૧૫ | ૧૧ | આગલા | આગળના |
| ૫૧૬ | ૨૩ | મુસલમાનો | મુસલમાનોના |
| ૫૧૮ | ૧૪ | બાંદને | બાંટને |
| ૫૨૧ | ૧૮ | કલધાર | કલધર |
| ૫૨૨ | ૧ નોં. | ૧૪૯૨ | ૧૮૯૨ |
| ૫૩૦ | ૨૧ | બેંગલોરી | મેંગલોરી |
| ૫૩૮ | ૧૬ | કંદરો | કંદોરા |
| ૫૪૦ | ૧૧ | તેલબીઆં | તેલીબીઆં |

| પૃ. | લીં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૪૨ | ૧૭ | નોખકોળ | નોળકોળ |
| ૫૪૩ | ૧૦ નોં. | cheap from | cheap goods from |
| ૫૪૪ | ૪ નોં. | called an his | called on his |
| ૫૪૭ | ૨ | કાર્યો | કાર્યો ઉપર |
| ૫૫૫ | ૩ | પૃથા | પ્રથા |
| ૫૫૯ | ૬ નોં. | cad | can |
| ૫૬૨ | ૬ | બાબતોમાં તે કુટુંબે આગળ | બાબતોમાં આગળ |
| ૫૬૫ | ૨૧ | વિજ્ઞાન વર્ગ | વિદ્વાન વર્ગ |
| ૫૬૬ | ૨૦ | ધ્વંશ | ધ્વંસ |
| ૫૬૭ | ૨ | દૃષ્ટપૂર્વય | દૃષ્ટપૂર્વવ |
| ,, | ૫ | બહુસ્ત્રરા | બહસ્ત્રરા |
| ૫૬૮ | ૯ | નર્ગમુદ્દૌલા | નઝમુદ્દૌલા |
| ૫૭૧ | ૧૭ | સવેથર | સર્વેશ્વર |
| ૫૭૯ | ૧૨ | બુદ્દીન | ઝુદ્દીન |
| ૫૮૦ | ૧૯ | દક્ષિણ ખંડનું | દક્ષિણના મોટા ખંડનું |
| ૫૮૨ | ૪ | કોરેલાં | લખેલાં |
| ૫૮૪ | ૧૩ | કવિ મહયા | કવિ યહયા |
| ,, | ૫ નોં. | ફીરૂકી કૃત | ફારૂકી કૃત |
| ૫૯૮ | ૫ નોં. | Hohe's hem | Hope's hem |
| ૫૯૯ | ૫ | વઝીર ઉલ્મ માલીક | વઝીર ઉલ મમાલીક |
| ૬૦૦ | ૧૧—૧૨ | મલીક આલીમ–આલમ | મલીક અલીમ |
| ૬૦૬ | ૨૯ | વેધન આવે | વેધ ન આવે |
| ૬૦૭ | ૧૭ | સીદી બશર | સીદી બશીર |
| ૬૦૮ | ૧૪ | માલકી મલીક | માલીક મલીક |
| ,, | ૧૫ | વસ્તુ રૂલ મુલ્કનો | દસ્તુરૂલ મુલ્કનો |
| ૬૦૯ | ૨૧ | મહેરા | મહેરાબ |
| ૬૧૦ | ૨૫ | કંતારા | કાંગરા |
| ૬૨૧ | ૧૮ | મોગલના વંશનો | મોકલના વંશનો |
| ,, | ૨૮ | કરેવા | કરવા |
| ૬૨૫ | ૧ | of an the | of all the |
| ,, | ૨૫ | કવિ મહયા | કવિ યહયા |

| પૃ. | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૨૬ | ૨૩ | શૈમસ્તખાં | શૈયસ્તખાં |
| ૬૨૮ | ૨૩ | સીદી વાવ | સીદી વાડ |
| ૬૨૯ | ૧૪ | સીદી સર્વમાં | સીદી સર્વેમાં |
| ,, | ૧૮ | સીદી હાલમ | સીદી હાલીમ |
| ,, | ૨૯ | કેનિંગ્સ્ટન | કેન્સીગટન |
| ૬૪૧ | ૮ | કારતસબખાંની | કારતલબખાંની |
| ૬૪૨ | ૧૦ | રૂકતુલ હકની | રૂકનુલ હકની |
| ૬૪૫ | ૨૪ | ૩૩૩૦ વાર છેટે | ૩૩૦ વાર છેટે |
| ૬૪૭ | ૨૬ | મસ્જીદના | મસ્જીદમાં |
| ૬૫૪ | ૧૨ | છાકવાડ | છાડવાડ |
| ૬૫૮ | ૪ | નકલ | નકલમાં |
| ૬૫૯ | ૧૦ | આશાપુર | આશાપુરી |
| ૬૬૧ | ૬ | સપ્તભાનેશ્વર | સપ્તથાનેશ્વર |
| ૬૬૨ | ૧૭ | શુસ | ગુંસ |
| ૬૬૫ | ૨૩ | કાર્યોત્સર્ગ | કાયોત્સર્ગ |
| ૬૬૮ | ૧૯ | સામામ | સામાન |
| ૬૬૯ | ૨૯ | સોમપાલ | સોનપાલ |
| ૬૭૬ | ૧૯ | ઉછન | ઉછના |
| ૬૯૦ | ૭ | પોતાના અતાઉલ્લા | પોતાના ભાઈ અતાઉલ્લા |
| ૬૯૧ | ૪ | શાહીબાગનાં કાચની સડકનાં | શાહીબાગમાં કાંપની સડકનાં |
| ,, | ૨૯ | શેખ અઝીગુલ્લા | શેખ અઝીઝુલ્લા |
| ૬૯૨ | ૫—૨૨ | ,, | ,, |
| ૬૯૩ | ૧૩ | આન મસ્જીદવાળા | ખાન મસ્જીદવાળા |
| ૬૯૫ | ૬ | મૈનુબ આબીદીન | ઝૈનુલ આબીદીન |
| ૬૯૬ | ૧૩ | સૈયદ નાનુદ્દીન | સૈયદ તાનુદ્દીન |
| ,, | ૧૪ | મુહમદ બેગરાની હવેલી | મુહમ્મદ બેગની હવેલી |
| ૬૯૮ | ૫ | મુનવાર પુત્ર | મુનવારના પુત્ર |
| ૬૯૯ | ૧૧ | અમદાવાદમાં એના... ગાદીએ બેઠા. | પાટણમાં એના... ગાદીએ બેઠા. |
| ૭૦૦ | ૩ | આશરે ૬૫ વર્ષ | આશરે ૧૬૫ વર્ષ |

| પૃ. | લીં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૦૧ | ૧૨ | તુહફ઼ાતાજ ઉલ્મુલ્ક | તુહફ઼ા તાજ ઉલમુલ્ક |
| ,, | ૧૬ | નાશ હોય | નાશ થયો હોય |
| ૭૦૨ | ૩ | સ્કુલ | કુલ |
| ૭૦૭ | ૧૦ | निर्मंदिर | निजमंदिर |
| ૭૧૦ | ૮ | ખલીખાં | ખલીલખાં |
| ૭૧૯ | ૫ | ઈયાદ ઉલમુલ્ક | ઈમાદ ઉલ્મુલ્ક |
| ૭૨૩ | ૨ નોં. | લેખ માટે જુઓ | લેખ જુઓ |
| ૭૨૪ | ૭ | અબુતુરાબ વળી | અબુતુરાબ વલી |
| ૭૨૫ | ૨૨ | loveliness | loneliness |
| ,, | ૨૮ | ગછી | પછી |
| ૭૨૬ | ૧૧ | સાથે | સામે |
| ,, | ૨૪ | અને એ શાહઆલમના | અને એને શાહઆલમના |
| ૭૨૭ | ૨૪–૨૫ | વીઝારત ફુલ | વીઝારત કુલ |
| ૭૩૧ | ૨૪ | હાજી | કાજી |
| ૭૩૬ | ૭ | સાથે જે જાહેરનામું | સાથે જાહેરનામું |
| ,, | ૬ નોં. | पश्वचिंतामणेर्यं | पार्श्वचिंतामणेर्यं, |
| ૭૩૭ | ૧ નોં. | ખન્દમીર | ખુન્દમીર |
| ૭૩૯ | ૧૧ | વખતચંદના શેઠ નથુશાહે | વખતચંદના ભાઈ નથુશાહે |
| ,, | ૧ નોં. | ઘણો મોટો ભાગ | ઘણો થોડો ભાગ |
| ૭૪૩ | ૧૯ | હઠીસિંહ ચીનમાં | હઠીસિંહના ચીનમાં |
| ૭૪૮ | ૪–૧૦ નોં. | વાકેઆને આલમગીરી | વાકેઆતે આલમગીરી |
| ૭૫૨ | ૨૨ | સંકેલાઈ ગયેલો | સંકળાઈ ગયેલો |
| ૭૫૩ | ૩ | વેપાર | વેપારી |
| ૭૫૮ | ૧૦ | કહ્યું ? | ક્યું ? |
| ૭૬૩ | ૧૧ | બદલે | નામે |
| ૭૬૬ | ૧૭ | વહાલા ભાઇના | વહાલાભાઇ નામના |
| ૭૬૯ | ૫ | (૧૮૮૨) | (૧૮૪૨) |
| ૭૭૩ | ૪ | એલ. એલ. | એલ એલ. બી. |
| ૭૭૫ | ૨૭ | ઈ. સ. ૧૯૪૦ | ઈ. સ. ૧૯૧૪ |
| ૭૮૧ | ૧૫ | શીભાઈ | શિવભાઇ |

# અમદાવાદ શહેર અને પરાંના નકશાના આંકડાની સમજુતી

## શહેરના કોટની અંદરનાં સ્થળો

૧ સુલતાન અહમદશાહની મસ્જીદ.
૨ આઝમખાંનો મહેલ : પોસ્ટ ઓફીસ.
૩ સીદી સૈયદની મસ્જીદ.
૪ પ્રેમાભાઇ હોલ.
૫ ફરહત ઉલ મુલ્કની મસ્જીદ.
૬ મલીક શાબાનની મસ્જીદ.
૭ અલેફની મસ્જીદ.
૮ ત્રણ દરવાજા.
૯ નવાબ સુજાતખાંની મસ્જીદ રોજો અને મદ્રેસા.
૧૦ રાણી રૂપમતીની મસ્જીદ : મીરજાપુર.
૧૧ શાહ વજીહુદ્દીનનો રોજો.
૧૨ સૈયદ આલમની મસ્જીદ : ખાનપુર.
૧૩ શાહ અબ્દુલ વહાબનો રોજો.
૧૪ નવાબ મોમીનખાંની મસ્જીદ.
૧૫ સુલતાન કુતુબુદ્દીનની મસ્જીદ : દીલ્હી ચકલા.
૧૬ શેખ હસન મુહમ્મદ ચીશ્તીની મસ્જીદ. : શાહપુર.
૧૭ ફતહ મસ્જીદ : દરીઆપુર.
૧૮ મુહાફીઝખાંની મસ્જીદ : ઘીકાંટા
૧૯ પીર દસ્તગીરની મસ્જીદ.
૨૦ મુહમ્મદ સૈયદની મસ્જીદ.
૨૧ પીરમહમદશાહની મસ્જીદ.
૨૨ દરવેશ અલીની મસ્જીદ.
૨૩ ઈદ્રુસ શાહની મસ્જીદ અને રોજો.
૨૪ સ્વામીનારાયણનું મંદિર.
૨૫ સકરખાંની મસ્જીદ : કાળુપુર.
૨૬ અજિતનાથનું મંદિર
૨૭ આદીશ્વર ભગવાનનું મંદિર.

૨૮ વલંદાની હવેલી
૨૯ જુમા મસ્જીદ
૩૦ બાદશાહનો રોજો (હજીરો)
૩૧ રાણીનો હજીરો
૩૨ ખાનજહાં ઉર્ફે રાંમંડળિકની કબરઃ કંદોઇઓળ
૩૩ ગલિયારા મસ્જીદઃ ખાડીઆ
૩૪ રાણીની મસ્જીદઃ સારંગપુર
૩૫ મુહમ્મદ ઘૌસની મસ્જીદઃ દોલતખાના
૩૬ રાણી સીપરીની મસ્જીદઃ આસ્તોડીઆ
૩૭ દસ્તુરખાંની મસ્જીદ
૩૮ હિદાયતબક્ષ મદ્રેસા
૩૯ કાચની મસ્જીદ
૪૦ નવાબ સરદારખાંની મસ્જીદ
૪૧ હૈબતખાંની મસ્જીદઃ જમાલપુર દરવાજે
૪૨ ગઝનીશાહની મસ્જીદ રાયખડ
૪૩ શાહઅલીજીની મસ્જીદ
૪૪ પ્રાર્થનાસમાજનું મંદિર
૪૫ વિક્ટોરિયા બાગ
૪૬ ખેતરપાળની પોળનું જૈન મંદિર
૪૭ રણછોડલાલ છોટાલાલ હાઇસ્કુલ
૪૮ ગ્રાન્ડ હોટેલ
૪૯ આશાભીલનો ટેકરો
૫૦ સીવીલ હોસ્પીટલ

## શહેર કોટની બહારનાં સ્થળ

૧ શાહીબાગનો મહેલ
૨ છોટા શાહીબાગ
૩ મીયાંખાં ચીશ્તીની મસ્જીદ
૪ સર ચીનુભાઇનો બંગલો
૫ નારાયણઘાટ
૬ ચીનુનાથ મહાદેવ
૭ સીદી પીરની કબર
૮ ભીમનાથ મહાદેવ

૯ સરકીટ હાઉસ
૧૦ ખડ્‌ગધારેશ્વર મહાદેવ
૧૧ સૈયદ રાજુની કબર
૧૨ ચીનીપીરની કબર
૧૩ મુસા સુહાગની દરગાહ ( બંગડીઆ પીર )
૧૪ દરીયાખાંનો ઘુમટ
૧૫ કુંરપાળ સોનપાળનો લેખ અને પાળીઓ
૧૬ અચુતકુકીની મસ્જીદ
૧૭ બાબા બરકલ્લા
૧૮ હઠીસિંહનું મંદિર
૧૯ દાદાહરિની વાવ
૨૦ માતાભવાનીની વાવ
૨૧ નીલકંઠ મહાદેવ
૨૨ મલીકશાબાંનો રોજો
૨૩ સ્ટેશનના મીનારા
૨૪ સીદી બશીરની મસ્જીદ
૨૫ ગોમતીપુર: બીબીની મસ્જીદ ( રાજપુર મસ્જીદ )
૨૬ ઇબ્રાહીમ સૈયદની મસ્જીદ
૨૭ મલીક અલીમની મસ્જીદ
૨૮ પીર કમાલ માળવીની કબર
૨૯ ઈસનપુર મસ્જીદ
૩૦ મીર અબુતુરાબનો રોજો
૩૧ બાબા લુલુઈની મસ્જીદ
૩૨ ગંગનાથ મહાદેવ અલીમપુર
૩૩ નવાપુરાનાં બહુચરાજી
૩૪ જગન્નાથજીનું મંદિર
૩૫ જમાલપુર પંપીંગ સ્ટેશન
૩૬ આઝમખાં અને માઝમખાંનો રોજો: સરખેજરોડ
૩૭ કોચરબ મસ્જીદ
૩૮ સૈયદ ઉસમાન શમે બુરહાનીની મસ્જીદ
૩૯ ભાઇશંકરની ધર્મશાળા: સ્ટેશન સામે
૪૦ માધવલાલ રણછોડલાલ બોર્ડીંગ: શાહીબાગ
૪૧ મેસોનીક હૉલ
૪૨ માધવબાગ

# શબ્દાનુક્રમ સૂચિ.

આ સૂચિ સંપૂર્ણ નથી. અગત્ય ન જણાય એવા નામ અને શબ્દો છોડી દીધા છે; શહેરની અંદરના બધા ભાગનાં નામ પણ છોડી દીધાં છે, ખાસ અગત્યનાં જ લીધાં છે; તેમાં પણ નામ આવે છે તે બધાં પાનાં નોંધ્યાં નથી. સ્થાપત્ય, વેપાર, અને જોવા લાયક સ્થળોના શબ્દો બહુ જ ઓછા નોંધ્યા છે. વિષય વિભાગ પણ કોઈક જ નામમાં કર્યો છે.

